# વૈષ્ણવજન



રંગ અંક
૧૬૯

એપ્રિલ ૧૯૬૨

રૂપાયતન પ્રકાશન

Y. 1. No. 1. Apr 62

# વૈષ્ણવજન



વર્ષ ૧ 'ધ્યારાબાપુ' વર્ષ ૧૫ : : : : : અંક ૧ સળંગ અંક ૧૬૯ એપ્રિલ ૧૯૬૨

અનુક્રમ



*

સંપાદક : નવીન ગાંધી

પ્રકાશક અને મુદ્રક: ધીરેન ગાંધી • રૂપાયતન મુદ્રણાલય • જૂનાગઢ

**સૂચના**

(ગ્રાહકોને)

દર માસની બારમી તારીખે અંક પ્રસિદ્ધ થાય છે.

પંદરમી સુધીમાં અંક ન મળે તો પોસ્ટ ઑફિસમા તપાસ કર્યા પછી કાર્યાલયને જણાવવું. અંક શિલિકમાં હશે તો મોકલાશે.

ગમે તે મહિને ગ્રાહક થઈ શકાય છે.

* * *

આ માસિકમાં પ્રસિદ્ધ થતા વિચારો એ તે લેખકોના છે સંસ્થા તે વિચારોમા સંમત છે જ તેમ માનવું નહિ.

*

(લેખકોને)

'વૈષ્ણવજન'મા સંસ્કૃતિ, કલા, શિક્ષણ અને સાહિત્ય વિષયક લખાણો લેવામા આવે છે

લખાણ સાફ, મૌલિક, તાજું હોય એની અપેક્ષા રહે છે. કાગળની એક બાજુ શાહીથી લખવું.

સામાન્ય રીતે કૃતિના સ્વીકાર બાબત પખવાડિયામાં જવાબ આપવામાં આવે છે.

પ્રસિદ્ધ થયેલી સામગ્રીની ઑફપ્રીન્ટસ સાથે અંક અને યોગ્ય પુરસ્કાર પ્રસિદ્ધિ પછી અઠવાડિયામા લેખકોને મોકલાય છે.

**લવાજમ**

દેશમા (વરસનું) છ રૂપિયા

પરદેશમાં બાર શિલિંગ

**વૈષ્ણવજન, રૂપાયતન, ગિરિતળેટી જૂનાગઢ**



# વૈષ્ણવભજન

વૈષ્ણવ જન તો તેને કહીએ, જે પીડ પરાઈ જાણે રે,
પરદુઃખે ઉપકાર કરે તોયે, મન અભિમાન ન આણે રે  વૈ૦

સકળ લોકમા સહુને વંદે, નિંદા ન કરે કેની રે,
વાચ કાછ મન નિશ્ચળ રાખે, ધન ધન જનની તેની રે  વૈ૦

સમદૃષ્ટિ ને તૃષ્ણા ત્યાગી, પરસ્ત્રી જેને માત રે,
જિહ્વવા થકી અસત્ય ન બોલે, પરધન નવ ઝાલે હાથ રે.  વૈ૦

મોહ માયા વ્યાપે નહિ જેને, દૃઢ વૈરાગ્ય જેના મનમા રે,
રામનામ શુ તાળી લાગી, સકળ તીરથ તેના તનમા રે  વૈ૦

વણલોભી ન કપટરહિત છે, કામ ક્રોધ નિવાર્યાં રે,
ભણે નરસૈયો તેનું દરસન કરતા, કુળ એકોતેર તાર્યાં રે  વૈ૦

હવે તો આ ભજન આસેતુહિમાચલ સઘળે જ ગવાય છે. એ નરસિંહ મહેતાનું ભજન છે, પણ ગાંધીજીએ એનો પ્રકાશ આખા યે ભારત વર્ષમાં ખુદના આચરણથી ફેલાવ્યો છે. એમણે પોતાના જીવનથી જ એનું એક ભાષ્ય લખી નાખ્યું અને આપણે માટે વારસારૂપે આ ભજન મૂકતા ગયા.

એમાં 'વૈષ્ણવ'ની જે વ્યાખ્યા કરી છે એ વ્યાખ્યા જ શૈવની છે, એ જ વ્યાખ્યા ક્રિશ્ચિયનની છે. એ વ્યાખ્યા બુદ્ધની પણ છે જ. જૈનની વ્યાખ્યા પણ એ જ છે કે: 'જે પીડ પરાઈ જાણે રે.'—બીજાઓની પીડા, દુઃખ જેઓના હૃદયમા આઘાત કરે છે, પ્રતિબિમ્બિત થાય છે, બલકે બીજાઓનાં દુઃખ જેઓને અદકાં તીવ્ર લાગે છે. પોતાનાં દુઃખ તો તેઓ સહન કરે છે, વેઠે છે પણ બીજાઓના દુઃખ સહન નથી કરી શકતા એટલા માટે બીજાઓના દુઃખથી દ્રવિત થઈ જઈ 'ઉપકાર' કરે છે.

મે અનેક વાર કહ્યું છે અને આજે ય કહું છું કે આ 'ઉપકાર' શબ્દ ઘણો જ સુંદર છે. આજે એમાં અહંકારની છટા આવી ગઈ છે, પણ મૂળે તો આ ઘણો જ નમ્ર શબ્દ છે. એનો અર્થ એ થાય છે કે; કાયા–વાચા–મનથી બીજાઓને મદદ પહોંચાડવી, પારકાં સંકટોનું નિવારણ કરવું. નાનો અમથો

ઉપકાર કરીશું, મરી છૂટીશું તો યે મદદ તો ઘણી જ ગૌણ થવાની. મુખ્ય કાર્ય તો ભગવાન જ કરશે, આપણે તો થોડીક સેવા કરીશું. ઉપ એટલે અલ્પ, કાર્ય એટલે મદદ.

થોડીક મદદનું કામ કરીશું અને તેનો અહંકાર ચિત્ત પર ચઢવાનો, એટલે નરસિંહ મહેતાએ લક્ષણ બતાવી દીધું છે કે: 'પરદુઃખે ઉપકાર કરે તો યે, મન અભિમાન ન આણે રે'—બીજાઓના દુઃખની વેદના મનમાં પ્રતિબિમ્બિત કરવી, એ માટે મદદે ધાવું, જે કાંઈ મદદ કરી તે થોડી અમથી છે એમ માનવું અને તેનો ય પાછો અહંકાર ન માનવો એવું પૂર્ણ લક્ષણ અહીં દર્શાવ્યું છે. બરાબર આ જ લક્ષણ ભક્તને માટે ભગવાને ગીતામાં કહ્યું છે: "અદ્વેષ્ટા સર્વભૂતાનામ મૈત્રઃ કરુણ એવ ચ, નિર્મમો નિરહંકારઃ" ભક્તનું જે આ લક્ષણ ગીતા આપે છે એ જ નરસિંહ મહેતાએ પોતાના પદમાં આપ્યું છે અને ગાંધીજીના જીવનમાં ય આપણને એ જ બાબત જોવા મળે છે. એમનું જીવન અત્યંત પવિત્ર છે. એમનું વારંવાર સ્મરણ થઈ આવે છે તો આંખો ભીની થાય છે જેઓને એમની સાથે કામ કરવાનો લાભ મળ્યો અને એમની સેવા કરવાનું ય બન્યું તેઓ ધન્ય છે.

ભગવાન શંકરાચાર્યે ત્રણ પરમ ભાગ્ય દર્શાવ્યા છે: 'મનુષ્યત્વમ્ મુમુક્ષુત્વમ્ મહાપુરુષ સંશ્રયઃ।' એટલે કે માનવજન્મ મળવો એ ભારે મોટું ભાગ્ય છે. અનેક જન્મોના પરિશ્રમ પછી માનવજન્મ મળે છે એ પહેલું ભાગ્ય થયું. બીજું, મુમુક્ષુત્વમ્ એટલે કે મોક્ષની ઇચ્છા હોવી, બંધનમાત્ર તોડી વછોડી ફગાવી દેવાની ઇચ્છા હોવી, મોહપાશના બંધનો ક્યારે છૂટે એવી તાલાવેલી હોવી. એ હોય તો એ બીજું ભાગ્ય. ત્રીજું ભાગ્ય તે મહાપુરુષનો આશ્રય હોવો તે છે. મહાપુરુષની છાયામાં રહેવાનું, વાતચીત કરવાનું, સેવા કરવાનું, સહવાસ અને દર્શનનું ભાગ્ય એ પરમભાગ્ય છે.

કેટલાક લોકો કહે છે કે મોટાઓ સાથે રહેનારાઓ નાના રહી જાય છે. જેમ કોઈ મોટા ઝાડની છાયામાં નાનો છોડ વધતો વિકસતો નથી ને એની પ્રગતિ કુંઠિત થઈ જાય છે તેમ. એ વધી શકતો નથી તેથી દૂર જ રહેવું જોઈએ, દૂરથી લાભ મળે છે, નહિતર તે પરાધીન, પરતંત્ર બની જાય છે. આ એવા મોટા માણસોને લાગુ પડે તેમ છે જેઓ મહાન હોવા છતાં પણ સ્વાર્થી હોય છે, જેમ મોટું ઝાડ હવા-તાપ દ્વારા મળતું તમામ પોષણ પોતે જ ચૂસી લે છે અને તેથી તેની છાયામાં જે છોડ-રોપ છે તે વધતો-વિકસતો નથી. આ મોટું ઝાડ સ્વાર્થી થઈ ગયું ગણાશે. મોટા માણસો જુદા છે અને મહાપુરુષ એ ય અલગ ચીજ છે. મોટાઓની છાયામાં રહેવાથી વિચાર કુંઠિત થઈ જાય છે, પરંતુ મહાન પુરુષ તો ગાય જેવા વત્સલ હોય છે. ગાય વાછડાને દૂધ દે છે, અને પોતે ક્ષીણ થાય છે પણ વાછડાને પોષે છે, વધારે છે મહાપુરુષની સંગતમા નાના માણસો મોટા બને છે. નાનાઓ સાચા બને છે. ભર્તૃહરિ કહે છે

"પેલા મોટા મોટા પહાડ હિમાલય, મેરુ. શો એનો મહિમા? એના આશ્રયમા જે ઝાડ રહે તે એવું ને એવું રહી જાય છે. અમે તો મલય પર્વતનો મહિમા ગાઈએ છીએ કે જ્યાં સામાન્ય ઝાડ પણ ચંદનનું જ ઝાડ બને છે. આ મહિમા મલયપર્વતનો છે. હિમાલય મેરુ મહાનોથી ય મહાન, છતા બીજાઓને મહાન નથી બનાવતા. પરંતુ મલયની છાયામાં જે ઝાડ રહે છે તે ચંદનનું બની જાય છે."

મહાપુરુષનું લક્ષણ આ છે કે તેમની સાથે રહેનારા નાનાઓ ય મોટા થાય છે, મહાન બને છે. ગાંધીજીના જીવનમાં એ બન્યું. એમના જીવનમાં અનેક નાના-નાના માણસોનો ઉદય થયો અને તેઓ મહાન બન્યા. —વિનોબાજી

સંપાદકનું નિવેદન

# નામ રૂપ જૂજવાં

૧૯૪૮ના ફેબ્રુઆરી મહિનાની બારમી તારીખે 'પ્યારાબાપુ'નો પ્રથમ અંક મુંબઈથી પ્રસિદ્ધ થયો. અને ત્યારથી જ 'રૂપાયતન' સંસ્થાનો વિચાર સાકાર કરવાનો પ્રયત્ન આરંભાયો. આજે ચૌદ વર્ષ પછી 'રૂપાયતન'નું માસિક મુખપત્ર 'પ્યારાબાપુ' નવીન રૂપ અને દેહ ધારણ કરે છે ત્યારે અમને નરસિંહ મહેતાની ઉપરની પંક્તિ યાદ આવે છે. પવિત્ર હેતુ ધ્યેય લેખે રાખીને ગમે તે નામે-રૂપે, પણ યોગ્ય રાહે પ્રવૃત્તિ ચલાવવામાં આવે એ મુખ્ય વાત છે. નામ ગમે તે હો કામ અને કામની રીત શુદ્ધ જોઈએ.

આનો અર્થ એ નથી કે નામનો મહિમા કે મહત્ત્વ નથી. આનો અર્થ અવશ્ય એ છે કે નામને પ્રાધાન્ય આપી દેવાથી ઘણીવાર પ્રવૃત્તિ ખુદ જ નામમાં ખોવાઈ જાય છે. નામનું મહત્ત્વ અમે સમજીએ-સ્વીકારીએ છીએ પણ તે ચોક્કસ સંદર્ભમાં.

'પ્યારાબાપુ' માસિકના વાચકો જાણે છે કે તે ગાંધીવિચારનું વાહન હોવા છતાં માત્ર ગાંધીજીના વિચારોનું જ વાજિંત્ર નથી રહ્યું, બલકે વ્યાપક અને વિશાળતમ અર્થવાળા ગાંધીવિચાર સાથે ગુરુદેવની અને અન્ય મહાત્માઓની આચાર-વિચારસરણીને ય ઝીલવાનું 'પ્યારાબાપુ'માં થયું છે. ગાંધીજી પોતે જ જીવનને અખિલાઈથી જોતા અને સર્વધર્મો, સર્વસંસ્કૃતિ અને સર્વશિષ્ટ વિચારોનો આદર કરતા. 'પ્યારાબાપુ'નો પ્રયાસ એ વાત સમજી પ્રચારવાનો રહ્યો છે અને આજે ચૌદ વરસે અમારે એ જણાવવાનું રહેતું નથી કે અમે એ પ્રયાસમાં કેવા-કેટલા સફળ-નિષ્ફળ નીવડ્યા છીએ.

'પ્યારાબાપુ' 'રૂપાયતન'નું મુખપત્ર અને મુખ્યપ્રવૃત્તિ રહ્યું પણ વરસો વીતતાં 'રૂપાયતન'માં તેનાં ધ્યેય અને કાર્યક્ષેત્ર અનુસાર ધીમે ધીમે અનેકવિધ પ્રવૃત્તિઓ પાંગરી છે તેથી 'પ્યારાબાપુ' માસિક પણ હવે, આ તબક્કે અને કક્ષાએ વિકાસ-વૃદ્ધિ પામે અને 'વૈષ્ણુવજન' એવા સર્વસ્પર્શી અને વ્યાપક નામે પ્રકટ થાય એવો નિર્ણય લીધો છે.

કહેવાની ભાગ્યે જ જરૂર હોય કે 'વૈષ્ણુવજન' શબ્દ અહીં કોઈ એક સંપ્રદાય કે પંથનો વાચક નથી રહેતો, પૂર્ણપુરુષની વ્યાખ્યા આપવી હોય ત્યારે જેમ 'વૈષ્ણુવજન' એ ભજનમાં વર્ણવેલાં ગુણલક્ષણો દર્શાવવા પડે છે તેમ જ તમામ સદ્ગુણો અને સુંદર ચીજોને ય એ કસોટીએ ચકાસવાં-મૂલવવાં જોઈએ. વળી ગાંધીજીને એ ભજન અત્યંત પ્રિય હતું તેમ જ તેમને વર્ણવવા એ સંજ્ઞા પૂરી દ્યોતક પણ છે જ. વિશ્વની તમામ વિભૂતિઓ એ પદને લાયક છે. આ નામ 'રૂપાયતન'ના મુખપત્રને હોય એમાં એક બીજું ઔચિત્ય પણ છે. વૈષ્ણુવજન ગાનાર સંત કવિ નરસિંહ મહેતા જૂનાગઢની ગિરિતળેટીમાં જ હતા, 'રૂપાયતન' ગિરિગુરુ ગિરનારની છાયામાં જ છે.

'રૂપાયતન' એ ભારતીય સંસ્કાર અને સંસ્કૃતિને અનુરૂપની સકલ ભારતીય વિચારણાઓ-કલા, શિક્ષણ, સાહિત્ય મતલબ કે સમસ્ત જીવન-નો સમન્વય ઝંખે છે. કલામાં, શિક્ષણમાં અને સાહિત્યમાં સર્વત્ર એવો પ્રાણ

પમરવો અને પ્રકટ થવો જોઈએ જેમાં તપ અને રૂપ, સત્ય અને સુંદર, સંયમ અને મુક્તિનો સમન્વય થતો હોય. બાપુજી અને ગુરુદેવના વિચારોનું આવા સમન્વયની દૃષ્ટિએ અનુશીલન કરતાં 'રૂપાયતન'નો આ આદર્શ લાધ્યો છે અને દિવસે દિવસે પ્રત્યક્ષ પ્રવૃત્તિઓ કરતાં એ વધુને વધુ વિશદ થતો જાય છે, સંસ્કારાતો જાય છે. એમ લાગે છે કે એ સુમેળમાં જ જીવનની ચરિતાર્થતા છે.

'રૂપાયતન' સંસ્થા આ વિચારો માટે ઊભી છે. તેમ જ 'વૈષ્ણવજન' માસિક પણ સંસ્કાર, સાહિત્ય અને કલા બાબત સુરુચિ અને ઔચિત્ય યુક્ત ધોરણો સ્થાપી બાપુજી, ગુરુદેવ, પરમહંસ આદિ મહાત્માઓના ઉપદેશો પીરસવાની સાથે સાથે અન્ય રસપૂર્ણ સામગ્રી પણ રજૂ કરી સુશોભનપૂર્ણ માસિકપત્ર ગુજરાતને આપવાના ખયાલવાળું છે.

'પ્યારાબાપુ' નામમાં કેટલાકને જે પરિમિતતાની ગંધ આવતી તે 'વૈષ્ણવજન'માં નહિ આવે એમ લાગે છે. 'વૈષ્ણવજન'નો અર્થ છે પૂર્ણપુરુષ. 'રૂપાયતન' સંસ્થારૂપે જેમ કલા માધ્યમ દ્વારા શિક્ષણ આપવાનો વિચાર રાખે છે અને અનેક હસ્તકલાઓનો પ્રચાર કરે છે તેમ જ 'વૈષ્ણવજન' માસિકરૂપે ભારતીય સંસ્કૃતિ, સંસ્કાર અને સાહિત્ય-કલાનું વાહન બની રહેવાની મનીષા સેવે છે.

આજસુધી આપના તરફથી આ કામમાં જે સહકાર મળતો રહ્યો છે એ માટે અમે આપના આભારી છીએ. આશા, ઇચ્છા અને અભ્યર્થના છે કે આવો જ સાથ સહકાર ભવિષ્યમા ય જારી રહેશે.

☆

* આપણે પોપટની જેમ ઘણી વાતો પઢી જઈએ છીએ પણ તેનો અર્થ આચરતા નથી. ઉચ્ચારની હા અને આચારની ના એવી આપણને આદત પડી છે. આનું કારણ શું? શારીરિક નબળાઈ. આવા નમાલા મગજો વડે કંઈ જ શુકરવાર વળવાનો નથી. તેમા તાકાત સીંચો. સર્વપ્રથમ આપણા યુવાનો બળવાન બનો. ધર્મની વાત પછીથી થશે. તમે ગીતાભ્યાસ કરતા તો પગદડા (ફૂટબૉલ)ની ક્રીડા દ્વારા સ્વર્ગની વધુ સમીપ જશો. તમારા સ્નાયુઓ બલવત્તર થવાથી, તમારા બાવડાના ગોટલાઓ થોડા મોટા બનવાથી તમે ગીતાનુ રહસ્ય વધારે સરળતાથી કળી શકશો. તમારા રુધિરનાં બિન્દુઓમા વધારે ચૈતન્ય ઉછળતું રાખવાથી ભગવાન શ્રીકૃષ્ણની પ્રચંડ પ્રતિભા અને વિરાટ વીર્યવત્તાને તમે સહેલાઈથી સમજશો. તમારા પગ ઉપર તમારો દેહ દ્રઢતાથી અચલ હશે અને તમને તમારા પૌરુષનો પરચો મળ્યા કરતો હશે ત્યારે ઉપનિષદોને અને આત્માની અનંત વિભૂતિઓને તમે પૂર્ણતાથી પિછાની શકશો.

* સંચાર અને પ્રસાર સાધો. યાદ રાખો કે જીવનની એકમાત્ર નિશાની ગતિ છે, વિકાસ છે.

* નીતિમાન બનો, વીર્યવાન બનો, અખંડહૃદયી બનો કેવળ વિશુદ્ધ નીતિમાન બનો. મોતના ડાચામાં ધસી જવાની હિંમત ધરો. તત્ત્વજ્ઞાનના સિદ્ધાન્તોની-તત્ત્વના ટૂંપણાની-સાથે બહુ ભાંજગડમાં ન ઊતરશો. બાયલાઓ જ પાપી થાય છે, નહિ કે બહાદુરો. એકની પ્રત્યે અનેકની પ્રત્યે હૃદયનો પ્રેમ વરસાવો.

* દંભથી મહાન કાર્યો સિદ્ધ થતાં નથી. પ્રેમથી, સત્યનિષ્ઠાથી, અને અવિશ્રાન્ત ખંતથી સર્વે સિદ્ધિઓ પ્રાપ્ત થાય છે. માટે તમે તમારું પૌરુષ પ્રકટાવો. —વિવેકાનંદ

પીડ પરાઈ–

# અનુકંપા

મકરન્દ દવે

ભગવાન શંકરને પ્રસન્ન કરવા માટે ઉમાએ અતિ ઘોર તપશ્ચર્યા શરૂ કરી. શિયાળામાં તે હિમઝરણામાં ઊભાં રહ્યાં. ઉનાળામાં પંચાગ્નિ તપ કર્યું. અને ચોમાસામાં બારે મેઘ માથે ઝીલ્યા. આઠે પહોર એક ભગવાન શંકરનું જ રટણ તેના ચિત્તમાં રમવા માંડ્યું. દેવતાઓ પણ આવી ઉગ્ર તપસ્યા જોઈ આશ્ચર્યમુગ્ધ બની ગયા. પણ ભગવાન શંકરનાં દર્શનની આછી-પાતળી ઝાંખી યે ઉમાને ન થઈ.

ઉમાના પાતળા હોઠ કંપી ઊઠ્યા. અત્યાર સુધી તો કંદમૂળનો આહાર કરી તેણે દેહને ટકાવી રાખ્યો હતો. હવે મુઠ્ઠીભર સૂકાં પાંદડાં જ ખાવાં એણે શરૂ કર્યાં. એકાગ્ર ચિત્તે ભગવાન શિવનું આરાધન કરતાં કરતાં એની નજર દૂર દૂર ક્ષિતિજ પર મંડાઈ રહેતી. ક્યાંય ચન્દ્રમૌલિની ગૌર કાન્તિનો ઉદય થાય છે? ક્યાંયે નટરાજનો દિગંત ડોલાવતો ડમરુધ્વનિ સંભળાય છે? પણ એ આશા ફોગટ નીવડી. ઉમાએ મુઠ્ઠીભર પાંદડાં પણ મુખમાં મૂકવાનું છોડી દીધું. દેવતાઓ હાહાકાર કરી ઊઠ્યા. અને તેમણે પર્ણનો પણ ત્યાગ કરનારી ઉમાનું નામ રાખ્યું — અપર્ણા. સહુને થયું કે હવે તો વૃષભધ્વજને આ તરફ આવ્યા વિના છૂટકો નથી. પણ ભગવાન શંકરનું આસન ચલાયમાન ન થયું. આવા ભીષ્ણ તપની જ્વાલાથી પણ ભગવાન શંકરની આનંદ-સમાધિને જાણે ઊની આંચ પણ ન લાગી. મહર્ષિઓ, દેવગણો, યક્ષ કિન્નરો સહુના વિસ્મયનો પાર ન રહ્યો.

પણ ભગવાન-શંકરની ઉપેક્ષા અનહદ હતી તો ઉમાની સહનશક્તિને યે સીમા નહોતી. તેણે આથી પણ વધુ આકરી તપસ્યા કરવાનો સંકલ્પ કર્યો. અત્યાર સુધી તો એ અંજલિ ભરી જળ પી લેતાં. રાતે થોડી વાર શયન કરતાં. થોડી નિદ્રા પણ આવી જતી. હવે એણે જળનો ત્યાગ કર્યો. નિદ્રા છોડી. અને એક પગે ઊભાં રહી ખુલ્લાં નેત્રે ભગવાન શંકરની પ્રતીક્ષા શરૂ કરી. આંખનું મટકું પણ માર્યા વિના ઉમાએ ભગવાન શંકરના અખંડ ધ્યાનની લગની લગાવી. હવાના એક હિલોળાથી એનું તપઃકૃશ શરીર ક્યાંયે ઊડી પડે એમ હતું. પણ અંતરના વજ્રનિશ્ચયથી એણે પગને હિમાલયની જેમ અડગ કરી દીધો. દેવતાઓએ અંતરીક્ષમાંથી હિમાલયની પુત્રી પાર્વતી પર પ્રસન્નતાનાં ફૂલ વેર્યાં. પણ ભગવાન શંકરને પામવાની એની આશાલત્તાને કોઈ ફૂલ ન બેઠું.

ઉમાની તપસ્યા આગળ વધતી ચાલી. તેની એક પગે ઊભી રહેલી અચળ કાયાને ઊગતો સૂર્ય આશ્ચર્યથી જોઈ રહેતો ને એવું જ આશ્ચર્ય લઈ આથમી જતો. ત્યાં એક દિવસ સાવ સામાન્ય બનાવ બન્યો. આમ તો કોઈનું રૂંવાડું યે ન ફરકે એવો સામાન્ય પ્રસંગ. પણ ઉમાની તપસ્યાને તેણે અસાધારણ વળાંક આપી દીધો. ઉમા અડગ ઊભાં હતાં. માથે આકરો ધોમ ધખતો હતો. બાજુના સુકાઈ જવા આવેલા સરોવરનું પાણી મરણાસન્ન વ્યક્તિની આંખ જેવું ચળકતું હતું. ત્યાં એક કુક્કરનું બચ્ચું પાણી પીવા આવ્યું. સરોવરની ચારે તરફ કાદવ-કીચડ જામ્યો હતો. સહેલાઈથી ઊતરાય તેમ નહોતું પણ પેલા બચ્ચાની તરસથી છાતી ફાટતી હશે. તે પાણી પીવા નીચે ઊતર્યું ને કાદવમાં ફસાઈ ગયું. બહાર નીકળવા એણે તરફડિયાં મારવાં શરૂ કર્યાં. ઉમાની એના તરફ નજર ગઈ. તપસ્યા-ભંગની બીકે તેણે તરત નજરને પાછી વાળી ને શંકરના ધ્યાનમાં પરોવી. પણ આજે કેમે ય કર્યું એનું ચિત્ત ધ્યાનમાં ચોંટ્યું નહીં. ઉમાના અંતરમાં કાંઈનું કાંઈ થવા માંડ્યું. પેલા કુક્કરના બચ્ચા ભણી એની આંખો ફરી ફરીને ભમતી હતી. ઉમાનું અંતર ચિત્કાર કરી ઊઠ્યું. પેલું બચ્ચું જેમ જેમ બચવા માટે તરફડિયાં મારતું હતું તેમ તેમ કાદવમાં વધુ ખૂંચતું જતું હતું. હવે તો તેનું નાનકડું માથું જ દેખાતું હતું. અને એના પર કાદવ છવાતાં કેટલી વાર? ઉમાથી ન રહેવાયું અને એ તો જગન્માતા ખરાંને! આવી અડગ તપસ્યા છોડીને અંતે એ દોડ્યાં. ઊંચે શ્વાસે, પડતાં-આખડતાં,

પેલાં બચ્ચાને જલદી વહાલસોયા ખોળામાં ઉંચકી લેવા. પણ કદાચ પોતે ત્યાં પહોંચે એ પહેલાં બચ્ચું કાદવમાં ગરક થઈ જાય તો? ઉમાએ એક ડુક્કરના બચ્ચા માટે આવડી મોટી તપસ્યાનું પુણ્યફળ હોમી દેતાં કહ્યુ: 'દેવાધિદેવ, એ બચ્ચાને બચાવી લો! બચાવી લો! મારી તમામ તપસ્યાનું ફળ હું એના જીવન માટે સમર્પી દઉં છું.'

એક ડુક્કરને ખાતર ઉમા ઠગી ગયા તેથી દેવતાઓએ નિરાશ વદને માથું ધુણાવ્યું. પણ ત્યાં તો ડુક્કરના ડૂબતા બચ્ચાની જગ્યાએ ત્રિભુવનને ભરી દેતું પ્રભામંડળ રચાયું, ભગવાન શંકર પોતે પ્રગટ થયા. અને ઉમાની પાસે આવી અત્યંત મધુર સ્વરે કહ્યુ: 'શુભે, આ એક જ કૃત્યથી આજે તેં મને સદાને માટે-ખરીદી લીધો છે. હું તારો ક્રિતદાસ છું. મારા એકાદ અતિ ક્ષુદ્ર પ્રાણી તરફની જીવતી અનુકંપા કરોડો વર્ષોની તપશ્ચર્યાથી પણ ચડી જાય છે.'

ભગવતી ઉમાની આંખો લજ્જા, ગૌરવ અને આનંદથી ધરતી ખોતરવા માંડી.

*

## કર્તવ્યની ઉગ્રતા

ટાઈમોફેનિસ અને ટાઈમોલિયન નામે બે ગ્રીક ભાઈઓ હતા. બન્ને વચ્ચે ઘણાં જ પ્રેમ અને માન.

એકવાર પાસેના રાજ્ય સાથે લડાઈ થઈ. લડાઈમાં બહાદુરીથી સામી છાતીએ બન્ને લડ્યા. તેમાં લડતાં લડતાં ટાઈમોફેનિસનો ઘોડો ઘવાયો અને તે પોતે પણ તીર વાગવાથી ઘવાયો અને ઘોડા ઉપરથી ભોંય ઉપર ગબડી પડ્યો. તેના સાથીઓ કેટલાક ઘવાયા હતા અને બીજા કેટલાક રણમેદાન છોડીને નાસી ગયા હતા. ઘવાયેલા ટાઈમોફેનિસ ઉપર તીરોનો વરસાદ વરસી પડે તે પહેલાં તો ખરી અણીની પળે ટાઈમોલિયન મદદે દોડી આવ્યો અને મોટા ભાઈનું પોતાની ઢાલથી રક્ષણ કર્યું. અને ઢાલના આશ્રય નીચે ધીમે ધીમે એને રણ મેદાનની બહાર એક સહીસલામત ખૂણે લઈ ગયો. લોકોએ નાનાભાઈની આ કામ માટે ઘણી પ્રશંસા કરી.

આ વાતને વરસો વીતી ગયા. એક વખતે એમ બન્યું કે ટાઈમોફેનિસને લોકની મરજી વિરુદ્ધ કોરિન્થના રાજા બનવાનું મન થયું અને જોર જુલમથી એ પદ પચાવી પાડ્યું. આજ સુધીમાં કોરિન્થમાં પ્રજાસત્તાક રાજ્ય ચાલતું હતું. અને તેથી ત્યાની પ્રજાને ટાઈમોફેનિસનું કૃત્ય મુદ્દલ ગમ્યું નહિ.

લોકો એકઠા મળ્યા અને ટાઈમોફેનિસને સમજાવવા ગયા તેમાં ટાઈમોલિયન પણ હતો. ટાઈમોફેનિસને લોકોએ ખૂબ સમજાવ્યો, પણ તે માન્યો નહિ. ટાઈમોલિયને બહુ બહુ કહ્યુ પણ ટાઈમોફેનિસ એકનો બે ન થયો. છેવટે તેણે આજીજી કરીને કહ્યુઃ ભાઈ! તમે મારા કાલાવાલા નહિ માનો? મારે કહેવું તો ન જોઈએ, પણ કહું છું કે મેં તમારો જીવ બચાવ્યો છે. મોટાભાઈએ જવાબ દીધો: બધી વાત સાચી, પણ આ પદ હું છોડવાનો નથી, મારા બાહુબળથી મેં તે મેળવ્યું છે.

આ અપમાનકારક શબ્દો સાંભળી લોકો ઉશ્કેરાઈ ગયા અને એમાંથી એક જણ ટાઈમોફેનિસ ઉપર ધસી પડ્યો. તેણે ટાઈમોફેનિસને માર્યો અને ટાઈમોલિયન જેણે એક વખત ઢાલ ધરીને એનું રક્ષણ કર્યું હતું તે આંસુ ભરી આંખે જોતો ઊભો રહ્યો! કારણ તે એમ માનતો હતો કે મારો ભાઈ અન્યાયથી રાજપદ લઈ બેઠો છે, અને પ્રજાને હાથે એનું મરણ થાય એ વાજબી જ છે.

—સત્યાનંદ

દેસાઇ વાલજી ગોવિન્દજી

## ૧-૨. સત્યઅહિંસા

સત્યં....બ્રહ્મ ॥ તૈત્તિરીયઉપનિષદ્ ૨-૧ ॥

૧. સત્ય એ છે પરબ્રહ્મ, સત્ય છે પરમેશ્વર.
(સત્યમતનો ઇતિહાસ વિશ્વસંહિતા પ્રથમમંડલમાં છે: પા. ૪-૮.)

અશ્વમેધસહસ્રં ચ સત્યં ચ તુલયા ધૃતમ્ ।
અશ્વમેધસહસ્રાત્ હિ સત્યં એવાતિરિચ્યતે ॥

૨. અશ્વમેધસહસ્રો ને સત્યનો તોલ મેં કર્યો ।
અશ્વમેધસહસ્રોથી સત્યભાર વધી ગયો ॥

પુરુષો વાવ યજ્ઞઃ ।... અથ યત્ તપઃ
દાનં આર્જવં અહિંસા
સત્યવચનમ્ ઇતિ તા અસ્ય દક્ષિણાઃ ॥
છાન્દોગ્યઉપનિષદ્ ૩-૧૬-૧, ૩-૧૭-૪ ॥

૩. યજ્ઞરૂપ મનુષ્યો છે, અહિંસાસત્ય દક્ષિણા ।
સર્વધર્મમયી દયા (ગીતાસાર) ।

દક્ષિણા વિના યજ્ઞ જેમ નિરર્થક, તેમ અહિંસા, સત્ય, સીધાપણું, દાન, તપ,–આવા આવા ગુણ વિના માણસ નકામો.....દયામાં સર્વ ધર્મ આવી જાય.
(અહિંસાનો ઇતિહાસ ત્યાં જ છે: પા. ૪૫-૫૩.)

૪. અવેરે જ શમે વેર, ન શમે વેર વેરથી ॥
ધમ્મપદઃ યમકવગ્ગ ૫ ॥

(આ મહાવાક્યનું ભાષ્ય પણ ત્યાં જ: પા. ૮૭ ૯૩.)

૫. સબ હી રસાયન મેં કિયા, પ્રેમસમાન ન કોય ।
રતિ એક તનમેં સંચરે, સબ તન કંચન હોય ॥
કબીર

૬. પોથી પઢ પઢ જગ મુઆ, પંડિત ભયા ન કોય ।
અઢાઇ અક્ષર પ્રેમકે પઢે સો પંડિત હોય ॥ કબીર ॥

## ૩. બ્રહ્મચર્ય

૭. સત્યેન લભ્યઃ તપસા હ્યેષ આત્મા
સમ્યગ્જ્ઞાનેન બ્રહ્મચર્યેણ નિત્યમ્ ॥
મુંડકઉપનિષદ્ ૩-૧-૫ ॥

પરમાત્માનાં દર્શન સત્ય, તપ, સાચા જ્ઞાન ને બ્રહ્મચર્યથી થાય.

૮. પરસ્ત્રીમાં જુએ માને તે કહેવાય દેખતો.
માતૃવત્ પરદારેષુ યઃ પશ્યતિ સ પશ્યતિ ।

## ૪. અસ્વાદ

૯. તાવત્ જિતેન્દ્રિયઃ ન સ્યાત્ વિજિતાન્યેન્દ્રિયઃ પુમાન્
ન ત્યજેત્ રસનં યાવત્ જિતં સર્વં જિતે રસે ॥
ભાગવત, ૧૧-૮-૨૧ ॥

અન્ય ઇન્દ્રિયોને વશ કરે, પણ જો માણસ સ્વાદ ન છોડે તો તે જિતેન્દ્રિય ન બની શકે. જેણે રસ જીત્યો તેણે ઇંદ્રિયો સહુ જીત્યો.

## ૫-૬. અસ્તેય-અપરિગ્રહ

૧૦. યાવત્ ભ્રિયેત જઠરં તાવત્ સ્વત્વં હિ દેહિનામ્ ।
અધિકં યોઽભિમન્યેત સ સ્તેનો દંડમર્હતિ ॥
ભાગવત, ૭-૧૪-૮ ॥

જેટલાથી કરીને માણસનું પેટ ભરાય એટલી જ એની સુવાંગ મિલ્કત છે; એનાથી વધારે પરિગ્રહ કરે તે ચોર તથા શિક્ષાપાત્ર છે.

## ૭. શરીરશ્રમ

૧૧. પોતે પોતાનું કામ સૌ કરો રે લોલ.

## ૮. સ્વદેશી

૧૨. સ્વદેશીવ્રત પાળો ને સ્વદેશી વસ્તુ વાપરો.

## ૯. અભય

૧૩. હરિનો મારગ છે શૂરાનો, નહિ કાયરનું કામ જો ને.
પ્રીતમ

૧૪. અભયં ................
ભવન્તિ સંપદં દૈવીં અભિજાતસ્ય ભારત ॥
ગીતાઃ ૧૬-૧, ૩ ॥

નિર્ભયતા દૈવી સંપત્તિ લઇને જન્મનારા માણસમાં હોય.

૧૫. સોના મારા સિંધુમેં, મોતી લાવે પેઠ ।
વહ કયા મોતી પાયેગો, જો રહે કિનારે બેઠ ॥
કબીર

## ૧૦. અસ્પૃશ્યતા

નાસ્તિ તુ પંચમઃ ॥ મનુસ્મૃતિ, ૧૦ ૪ ॥

૧૬. પાંચમો વર્ણ છે નહિ. (વર્ણ ચાર જ છે.)

૧૭. ઈશ્વરઃ સર્વભૂતાનાં હૃદ્દેશે (અ)ર્જુન તિષ્ઠતિ ॥ ગીતા ૧૮-૬૧ ॥

હે અર્જુન, ઈશ્વર પ્રાણીમાત્રના હૃદયમાં બિરાજે છે.

૧૮. રગે રામ ઘટે ઘટે ।

## ૧૧. સર્વધર્મસમભાવ

૧૯. સર્વદેવનમસ્કારઃ કેશવં પ્રતિ ગચ્છતિ ॥

ગમે તે દેવ આગળ માણસ નમે તો યે એના નમસ્કાર ભગવાનને ચરણે પહોંચે છે.

એકં સત્ વિપ્રા બહુધા વદન્તિ ॥ ઋગ્મંહિતા : ૧-૧૬૪૪૬ ॥

૨૦. સત્ એક, વિપ્રો બહુ નામ આપે.

૨૧. નમે તે ગરવો હોય। નાનકદેવજી, આસાદી વાર, ૧૪॥

('સજી લે શૃંગાર'માં 'અહંકાર ન રાખતા' આ અધ્યાય છે.)

## ૧૨. કોમી એકતા

૨૨. અયં હિન્દુઃ અયં મુસ્લિમ્ ગણના લઘુચેતસામ્।
ઉદારચરિતાનાં તુ વસુધૈવ કુટુંબકમ્ ॥
આ હિન્દુ અને આ મુસ્લિમ્ ગણના લઘુચિત્તની।
ઉદારચરિતોને તો આખી પૃથ્વી કુટુંબવત્ ॥

૨૩. હિન્દોઃ આ મુસ્લિમઃ ઇતિ હેયં સ્થાનક– (સ્ટેશન)ઘોષણા।

સ્વધર્મી ઉપર ભાવ હોય એટલો જ ભાવ પરધર્મી ઉપર આપણે રાખીએ, એટલે પછી 'હિન્દુ ચા, મુસલમાની ચા' એવા નાદ સ્ટેશન ઉપર સંભળાશે નહિ.
—ગાંધીજી

## ૧૩. અસ્પૃશ્યતાનિવારણ

૨૪. બાંધવા માનવાઃ સર્વે અસ્પૃશ્યો નાસ્તિ કશ્ચન।
બાંધવો માણસો સર્વે, અસ્પૃશ્ય કોઈ યે નથી.
ઉપરવાક્ય ૧૬,૧૭,૧૮ જુઓ.

## ૧૪. દારૂબંધી

એકતઃ સર્વપાપાનિ મદ્યપાનં તથૈકતઃ
ચાણક્ય (ફ્રેંચ) ૩૨।

૨૫. એકતઃ સર્વ પાપો છે, ને મદ્યપાન એકતઃ।
એક કોર પાપમાત્ર ને બીજી કોર દારૂ—બેય બરાબર,
કેમ કે દારૂ પીનારો કોઈ પણ પાપ કરતાં અચકાય નહિ.
મદ્યપાનાત્ પરં પાપં ન ભૂતં ન ભવિષ્યતિ। ત્યાં જ, ૧૨૨।

૨૬. મદ્યપાનસમું પાપ ન ભૂતં ન ભવિષ્યતિ ।

## ૧૫. ખાદી

૨૭. હસ્તેન કર્તિતં યત્સ્યાત્ હસ્તપ્રોતં તથૈવ ચ।
તદ્ વસ્ત્રં પરિધાતવ્યં લોકે ખાદીતિ કીર્તિતમ્ ॥
હાથે કાતેલું ને હાથે વણેલું કપડું (ખાદી) પહેરવું.
—ગાંધીજી

૨૮. ખાદીવસ્ત્રે હિ નિહિતં ભગિનીશીલરક્ષણમ્।
ખાદીવસ્ત્રં અહિંસાયા આધારો મૂર્તિરેવ ચ ॥
ખાદીમાં આપણી બહેનોના શીલની રક્ષા સમાયેલી છે, અને ખાદી અહિંસાના આધાર તથા મૂર્તિરૂપ છે.
—ગાંધીજી

૨૯. ખાદીમૃત્યૌ મૃતા ગ્રામા ગ્રામમૃત્યૌ મૃતા દયા।
ખાદ્યા ધર્મે તથૈવાર્થે મહાસિદ્ધિઃ ભવિષ્યતિ ॥
ખાદી મરે તો ગામડાં મરે ને ગામડા મરે એટલે દયા મરી ગઈ જાણવી. ખાદીથી ધાર્મિક તથા આર્થિક દૃષ્ટિએ મહાસિદ્ધિ થાય.
—ગાંધીજી

૩૦. ગ્રામનિર્મિતવસ્તૂનિ પ્રયોક્તવ્યાનિ નાગરૈઃ ।
ભારતીયા ભવિષ્યન્તિ હ્યેતેન સ્વવશાઃ સમાઃ ॥
શહેરીઓએ ગામડાંમાં બનેલી વસ્તુઓ વાપરવી જોઈએ. આથી કરીને હિન્દીઓ સ્વતંત્ર તથા સમાન બનશે.
—ગાંધીજી

---

### સુધારો

ફેબ્રુઆરી (૧૯૬૨)ના અંકમાં પંદરમે પાને બીજા કોલમના પહેલા શ્લોકમાં છેડે 'બાહ્યાભ્યંતરઃ શુચિઃ' વાંચવા વિનંતિ છે.

*

# ત્રિવેણી સંગમ [વિજ્ઞાન દર્શન અને ધર્મનો]

**ચક્રવર્તી રાજગોપાલાચારી**

[વિજ્ઞાન પ્રકૃતિના રહસ્યોનું ઉદ્‌ઘાટન કરે છે. જ્યારે આપણે વસ્તુના મૂળમાં વધુને વધુ ઊંડાણથી અન્વેષણ કરીએ છીએ ત્યારે આપણે વિજ્ઞાનથી ભિન્ન એવા આધ્યાત્મ ક્ષેત્રમાં પ્રવેશીએ છીએ. વિજ્ઞાન અને ધર્મની વચ્ચેની સીમા-રેખાને જ દર્શન અથવા અધ્યાત્મ કહેવામાં આવે છે.]

કઠોપનિષદમાં કહ્યું છે: નાયમાત્મા પ્રવચનેન લભ્યો ના મેધયા ન બહુના શ્રુતેન। મતલબ કે પ્રભુની દિવ્ય સત્તાનો સાક્ષાત્કાર પ્રવચનોથી થઈ શકતો નથી, નથી તો થઈ શકતો એ સાક્ષાત્કાર વિદ્વતાથી કે બુદ્ધિ વડે પણ. એના દર્શનનો ઉપાય તો કેવળ ભક્તિ જ છે; પ્રાર્થના દ્વારા આત્મસમર્પણ કરીને પ્રભુ પ્રત્યે ઉન્મુખ થવામાં જ તેની પ્રાપ્તિ છે.

ગીતા અથવા અન્ય શ્રુતિઓમાં વર્ણવવામાં આવેલી વિદ્વતાને આપણે દયા અથવા ધર્મ ન માની લેવાં જોઈએ. ધારો કે કોઈ એક વ્યક્તિ સંસ્કૃતની મહાવિદ્વાન થઈ બેસે અને શ્રી શંકરાચાર્યના તમામ ગ્રંથોનું સંપૂર્ણ અધ્યયન પણ કરી નાખે તો તેનો અર્થ એ નથી કે તે વ્યક્તિ ધાર્મિક પણ છે. એમ પણ હોય કે તે વ્યક્તિ દયા-ધર્મથી હજારો જોજન દૂર હોય! કોઈ એક વાંદરાને આપણે કોટ, પાટલૂન, હેટનો શણગાર કરાવીને કલાબાજીથી સાધારણ રીતે અસંભવ ગણાય તેવી જાતજાતની ક્રિયાઓ કરતાં શીખવાડી શકીએ પણ તો ય તે વાંદરો રહેવાનો તો વાંદરો જ, એ કાંઈ માણસ બની જતો નથી. બાહ્ય આચરણ અને આંતરિક મનમાં જ્યાં લગી સમન્વય નથી સધાયો ત્યાં સુધી ગમે તેવા આડંબર અથવા આચરણનું વાસ્તવિક મૂલ્ય કશું જ નથી.

મનમાં જ જો દયા અથવા પ્રભુપ્રેમ નહિ હોય તો સંસ્કૃત ભાષા અને શ્રુતિઓનું જ્ઞાન તો કેવળ વાંદરનકલ સમાન જ છે. એથી કરીને પોતાની કોઈ અંગત મહત્ત્વાકાંક્ષા કે પછી સાધારણ કક્ષાની સાંસારિક સિદ્ધિ ભલે પ્રાપ્ત કરી શકાતી હોય, પણ દિવ્ય દૃષ્ટિ તો પ્રભુ પ્રેમ અને દયા-ધર્મથી જ પ્રાપ્ત થાય છે. વિજ્ઞાન અને દાર્શનિકો તો ડગલા મોટે છે, શુદ્ધ અને સાત્વિક જ્ઞાન ઉઘડવાવાળાનો તોરો છે.

આપણા દેશ સમક્ષ કેટકેટલી સમસ્યાઓ છે. નૈતિક અને આધ્યાત્મિક મૂલ્યોને ફરીથી પ્રતિષ્ઠિત કરવાની આજે આપણને ભારે મોટી આવશ્યકતા છે. ઉપરછલ્લા નિયમોથી જુદી જ એવા સદાચરણની આન્તરિક પ્રવૃત્તિનો વિકાસ આપણે ફરીથી કરવાનો છે. ઉદ્યોગ, વ્યાપાર તથા અન્ય સામાજિક સેવાઓમાં આજે આપણે સાચી ધાર્મિક વ્યક્તિઓની જરૂર છે. કેવળ વિદ્વતાના દેખાડા ખાતર જ આપણે ધર્મ-ગ્રંથોનું વાચન ન કરવું જોઈએ, બલકે આપણા મનને જ પ્રભુચરણો ભણી પ્રવૃત્ત કરવું ઘટે. આપણે ગમે ત્યાં હોઈએ, ગમે તે કામ કરતા હોઈએ, ભગવાનની દૃષ્ટિથી કદી ય આપણે ઓઝલ રહી શકવાના નથી જ. ભગવાનથી છાનું-છૂપું કાંઈ કરી-વિચારી શકવાના જ નથી. ઈશ્વર જ આપણા સૌનો માતા-પિતા છે. એને જ આપણે સૌએ આપણા હૃદયનો સમસ્ત પ્રેમ અર્પણ કરવો જોઈએ.

આપણે એકે ય કામ એવું ન કરવું જોઈએ કે જેથી આપણી દિવ્ય જનનીને જરા પણ કષ્ટ કે ગ્લાનિ થાય. પ્રત્યેક કામ કરતી વેળા આપણે ઈશ્વરને યાદ કરીને, ભગવાનને માથે રાખીને જ આગળ ધપવું જોઈએ. આ જ ગીતાનો ઉપદેશ છે. આનું નામ તે યોગ. બ્રધર લૉરેન્સ નામે એક સત્પુરુષ કાર્મેલાઈટ ગિરજાઘરમાં રસોઈઆનું કામ કરતા. તેઓ સઘળો વખત ભગવાનનું સામીપ્ય જ અનુભવતા અને પોતાનું પ્રત્યેક કાર્ય કોઈ એક મનુષ્યને પ્રસન્ન કરવા કે પ્રશંસા મેળવવા ખાતર નહિ, પણ ઈશ્વરને સાક્ષી રાખીને ઈશ્વર ખાતર જ કરતા. એમણે કોઈ ગ્રંથ લખ્યો નહોતો, પણ મસમોટા માંધાતાઓ ય એના દર્શન કરવા દૂર દૂરથી ઉમટતા. એમનું કહેવું એવું હતું કે કામ ગમે તેવું નાનું કે મોટું હોય ભગવાન

હાજરાહજૂર છે એ વાતનો ચાલુ ખટકો રાખાને તે કરવું. સૌથી મોટી સેવા તો એ જ છે. પૂજા-પ્રાર્થના માટે કોઈ અલગ સમય કાઢવાની મુદ્દલ જરૂર નથી. ગીતાનો પણ આ જ ઉપદેશ છે કે પદરનું એકેએક કામ પ્રભુની આરાધના રૂપ સમજીને, ઈશ્વરાર્પણ બુદ્ધિથી કર્યો કરો. ભગવાન જ આપણો સૌથી સાચો ને સૌથી મોટા જિગરજાન મિત્ર છે. સદા સર્વદા આપણી સાથે રહેવાવાળો એ જ પરમ સખા છે. આલ્વરનું એક ગીત છે: 'ઓ રે, મારા કરુણ હૃદય, ઠાલો દુઃખી થા મા!' તારો સર્વશ્રેષ્ઠ સખા તો તારી ચડોથડ છે. એને સાદ પાડ એટલી જ વાર છે. અનંતની શૈયા પર પોઢેલો ને વેંકટ પર્વત પર મંદિરમાં પૂજાતો ભગવાન સાચોસાચ તો પ્રત્યેક મનુષ્યના હૃદયમાં જ નિવાસ કરે છે.'

હવે અહીં કો'ક એવી જ શંકા કરે કે તમે કહો છો તે તો ઠીક, પણ ભલા, સાચે જ ઇશ્વર ક્યાંય છે ખરો કે? શું આપણે એમ પ્રાર્થના ન કરી શકીએ કે 'હે ઈશ્વર, જો તું હો જ તો મારા આત્માની રક્ષા કરજે,—અને તેય જો મારે આત્મા જેવી કોઈ ચીજ હોય તો!'

તમે કોઈ એક ઝાડનું નાનામાં નાનું બીજ લ્યો. એ સાવ ઝીણકી ચીજમાંય એક જબરદસ્ત રહસ્ય છૂપું છે. ભીની માટીમાં નાંખતાં વેંત જ એ બીજમાંથી અંકુર ફૂટે છે અને ધીરે ધીરે તે એક વિશાળ વૃક્ષનું રૂપ ધારણ કરી લે છે. તેના પર પાંદડા, ફૂલ અને ફળ બેસે છે—જેનું બીજ હોય તેના જ. એક નાનકડાં સૂક્ષ્મ બીજમાં જ આ તમામ ગુણો છૂપા રહે છે.

મરઘીનું એક ઈંડું લઈને એને ફોડીને જુઓ. એમાં એક આખુંભાંગું દ્રવ્ય જ જોવા મળે છે, વિશેષ કશું નહિ. પણ આ ઈંડું જ એની મા સેવે, અથવા તો કૃત્રિમ રીતે 'ઇન્ક્યુબેટર' યંત્રમાં આવશ્યક ગરમી મેળવીને થોડા દિવસોમા તો એક જાનદાર ચીજ બની જાય છે જેને બરાબર એની માં જેવી જ પાંખ, એવી જ ચાંચ, એવા જ પગ અને એવાં જો રંગરૂપ, ચબછબ ને હાલચાલ તથા અવાજ પણ એવો જ. આ બધું એક યોજના અનુસાર નિશ્ચિત પણે–કઈ રીતે થાય છે? ઈંડાની અંદરના દ્રવ્યને તમે જો સૂક્ષ્મદર્શક વડે જુઓ તો યે તેમાં કૂકડી, મોર કે પોપટનું કોઈ ચિહ્ન માલૂમ નહિ પડે. અને તો યે એને શું બનવું છે એનું એને બરાબર ભાન છે અને બરાબર તે જ તે બને છે.

આ એક મહાન આશ્ચર્ય છે. જો આપણે માતાના ગર્ભમાં માનવ ડિમ્બને જોઈ શકીએ તો માલૂમ પડશે કે એક ટાંચણીના અગ્ર ભાગ જેટલો એ સજીવ પદાર્થ વિકસિત થઈને માત્ર સુગઠિત, સુવ્યવસ્થિત અને સુન્દર દેહનો જ સ્વામી બને છે એમ નહિ, બલકે જ્ઞાનેન્દ્રિયો, બુદ્ધિ અને અદ્ભુત સ્મૃતિનો પ અધિકારી, એવો માનવ બની જાય છે. નિશાળ-કોલેજમાં જો આપણે લખવાવાંચવાનું ને હિસાબ પાડવાનું ન શીખીએ અને પ્રકૃતિના આ સતત, સહજ આશ્ચર્યોના વિષયમા જ વિચાર કરવાનું શીખીએ તો આપણે વાસ્તવિક ધર્મ અને એક વ્યવસ્થિત, શ્રદ્ધાળુ જીવન માટે પોતાને તૈયાર કરી શકીશું. મૂળે વિજ્ઞાન ધર્મશત્રુ નથી, તે જ ખુદ ધર્મ ભણી રાહ ચીંધે છે.

વિજ્ઞાન પ્રકૃતિના રહસ્યોનું ઉદ્ઘાટન કરે છે, એની વ્યાખ્યા કરે છે અર્થાત્ અમુક હદ સુધીની કારણ–ક્રિયાની સંગતિ બેસાડે છે. જ્યારે આપણે વસ્તુઓનાં મૂળનું ખૂબ ઊંડાણથી અન્વેષણ કરીએ છીએ ત્યારે આપણે વિજ્ઞાનથી પર એવા અધ્યાત્મના ક્ષેત્રમાં પ્રવેશ કરીએ છીએ. વિજ્ઞાન અને ધર્મની વચ્ચેની સીમા-રેખાને જ દર્શન અથવા અધ્યાત્મ કહેવાય છે જે મુખ્યતઃ નિષેધાર્થક છે. તે ધર્મને માટે કારણ પ્રસ્તુત કરે છે.

જેમ જેમ વિજ્ઞાન પ્રગતિ કરતું જાય છે તેમ તેમ તે આપણી સમક્ષ નવાં નવાં તથ્યો પ્રકટ કરતું જાય છે. પણ તે પોતાની સીમાની પેલે પાર આપણને લઈ જતું નથી. 'કારણ' અને 'ક્રિયા' શું છે? વિજ્ઞાનમાં 'નિયમ' શું છે? ઉપર ઉપરથી જોઈએ તો આ બધું ભારે સહેલું-સુતરું ભાસે છે, પણ એને સમજવા જઈએ ત્યારે ભાન પડે છે કે તે

સમજવું એટલું સહેલું નથી. વસ્તુ જગતમાં કોઈ પણ ઘટના અથવા ક્રિયા કોઈ નિશ્ચિત શ્રૃંખલાબદ્ધ ઘટનાઓ અથવા ક્રિયાઓના ફલસ્વરૂપ હોય છે. વૈજ્ઞાનિક પોતાની એક યોજના બનાવીને એનું અધ્યયન કરે છે અને જે કાંઈ દેખે પામે છે તે આપણી સામે રજ કરે છે. આનું નામ વૈજ્ઞાનિક પ્રયોગ. આ લગભગ એવું છે જેવું કોઈ એક ક્રિકેટની રમતથી સાવ અજાણી વ્યક્તિ લગાતાર ક્રિકેટ મેચો જોયા કરીને અને તેમાં વારંવાર થતી પ્રક્રિયાઓનાં તારતમ્યો કારણ વિશેષતાથી બેસાડતી જઈને ક્યારે દોડવું ક્યારે 'આઉટ' વ૦ ક્રિકેટ નિયમો પોતાની મેળે જ સમજી લે છે.

પ્રકૃતિ પણ પોતાનો ખેલ નિશ્ચિત નિયમો અનુસાર ખેલ્યા કરે છે, પણ એ નિયમો આપણે જાણતા નથી. વૈજ્ઞાનિક સેંકડો, બલકે હજારો એક જેવી ઘટનાઓનું નિરીક્ષણ કરે છે ત્યારે પ્રકૃતિના એકાદ નિયમનું રહસ્યોદ્‌ઘાટન કરી શકે છે. આનું નામ તે સંશોધન યા અન્વેષણ. જેમ ક્રિકેટ રમતથી અજાણ્યો દર્શક એ રમત કેટલીક વાર જોયા પછી જાણી-સમજી લ્યે છે કે એ રમતના નિયમો ક્યા-શા છે એ જ રીતે વૈજ્ઞાનિક પણ કોઈ એક પ્રક્રિયા કે ઘટનાને વારંવાર જોઈને એના પ્રાકૃતિક નિયમ કે 'કારણ' અને 'ક્રિયા'નું રહસ્ય સમજવાની કોશિશ કરી શકે છે. તેઓ એ દ્વારા 'કઈ રીતે' અને 'ક્યારે' નો ઉત્તર તો પ્રાપ્ત કરી શકે છે, 'શાથી'નો કોઈ જવાબ પામી શકતા નથી. એ નિયમોની કોઈ વ્યાખ્યા એ લોકો કરી શકતા નથી. પ્રકૃતિના ખેલોનો સંયોજક અને પરિચાલક એનાં ઉત્તરો દેવા ત્યાં નથી રહેતો અને એટલે જ આપણે માની સમજી બેસીએ છીએ કે આ ખેલ તો આપોઆપ, એની મેળે જ ચાલ્યા કરે છે અને એનો કોઈ નિયંતા, કરતાકારવતા નથી.

ડાર્વિનનું નામ દુનિયા આખીમાં પ્રખ્યાત છે. વૈજ્ઞાનિકોમાં તેઓ સંત હતા. મહાન્ વૈજ્ઞાનિક અને પારાવાર જહેમત ઉઠાવનાર વૈજ્ઞાનિક લેખે જ, નહિ પણ એક સચ્ચરિત્ર અને સજ્જન વ્યક્તિ તરીકે પણ એમનું સર્વત્ર માન છે. એમણે તથા એમના જમાનાના બીજા ય કેટલાક લોકોએ ક્રમિક વિકાસના સિદ્ધાંતનું પ્રતિપાદન કર્યું હતું, જેથી જણાયું કે સંસારમાં દેખાતા અને દેખાનાર ભાતજાતના પ્રાણીઓ ક્યા પ્રકારે પેદા થયા, અર્થાત્ ભાતજાતના જીવ, વૃક્ષ, કીટ, પક્ષી, મત્સ્ય અને પશુઓની ઉત્પત્તિ કઈ રીતે થઈ. આ સિદ્ધાંત અનુસાર એક પ્રકાર બીજા પ્રકારની નીપજ છે અને એ રીતે જીવન અનેક રૂપે પ્રકટ થયું. આ સિદ્ધાંતે બાઈબલના 'ઓલ્ડટેસ્ટામેન્ટ' ના પ્રથમ અધ્યાયમાં વર્ણવેલી પેલી માન્યતા-કે ઈશ્વરે મનુષ્ય અને અન્ય પ્રાણીઓની એકસામટી એકી સાથે રચના કરીને નિરાધાર કરી નાખી. આ કારણે જરીપુરાણા જુનવાણી ખયાલના ખ્રિસ્તીઓએ આ નવા સિદ્ધાંતનો પ્રબળ વિરોધ કર્યો. ભારતમાં આવી વાત નહોતી, કારણ કે અનાદિ કાળથી આપણા આચાર્યો અને ચિંતકોએ સમજી લીધું'તું કે ઈશ્વર ક્રમિક વિકાસના ધોરણે જ સૃષ્ટિ ઉત્પન્ન કરે છે અને એથી ઈશ્વરના અસ્તિત્વનો અસ્વીકાર થઈ શકતો નથી.

માની લ્યો કે કોઈ એક ઝાડની કોઈ વિશિષ્ટ જાત અસ્તિત્વમા આવી. કોઈ અપ્રત્યાશિત ઘટના અથવા અજ્ઞાત કારણ સબબ આ નવાં ઝાડમાં પોતે જે ઝાડમાંથી ઉત્પન્ન થયું છે તેથી નવીન જાતના પાંદડાં આવવા માંડચા અને તે કારણે તે કિરણોમાથી અધિક ગરમી ગ્રહણ કરવા લાગ્યું અને અધિક પોષણ પ્રાપ્ત કરવા લાગ્યું. આ અવસ્થામા આ નવું ઝાડ વધુ ફાલનારું-વિકસનારું. એ જ રીતે અન્ય જીવોમાં પણ પોતાના માતા પિતાથી કેટલાક વધુ ગુણો આપમેળે જ પ્રકટી શકે છે અને જીવનસંઘર્ષમાં તેઓ વિજયી નિવડે છે. અર્થાત્ અન્ય જાતિઓ ખતમ થઈ જાય પછી પણ તેનું અસ્તિત્વ રહે છે, તેનો વિકાસ થયા કરે છે. સંસારમાં વિભિન્ન પ્રકારનાં જીવજંતુ છે તેનું રહસ્ય આ છે. આજે પણ એ જ પ્રક્રિયા ચાલી રહી છે જેને ક્રમિક વિકાસ કહેવામાં આવે છે.

આપણે સૌ એ વાત તો સારી પેઠે સમજીએ છીએ કે માતાપિતાના ગુણ બાળકોમાં વંશાનુગત

જોવા મળે છે, પણ ક્યારેક-ક્યારેક કોઈ ભિન્ન પ્રકારના ગુણ પણ તેમનામાં પ્રકટ થયેલા જોવા મળે છે જેનું કોઈ પ્રત્યક્ષ કારણ જોવા મળતું નથી. જો આ આકસ્મિક પરિવર્તન એને અધિક પોષણ અને જીવન-સંગ્રામમાં વિજયી થવાને અધિક શક્તિ આપે તો એ સ્થાયી થઈ જાય છે તથા એક નવી જાતિનો આધાર બને છે. સ્વયંસંચાલિત ક્રમિક વિકાસનો આ સિદ્ધાન્ત વૈજ્ઞાનિકોનો નવો ધર્મ બની ગયો. એ યોગ્ય છે, પણ વિશ્વરહસ્યને તે સારી રીતે સમજી નથી શકતા. પહેલાં તો નિર્જીવ પદાર્થમાં જીવનનો પ્રાદુર્ભાવ કઇ રીતે થયો? નિર્જીવ પદાર્થ એ જીવિત કોષથી એક અલગ જ ચીજ છે, જે પોતાની આસપાસના વાતાવરણમાંથી પોષણ પ્રાપ્ત કરીને વધે છે એકમાંથી અનેક થાય છે અને એ પ્રકારે અમરજીવનનું કારણ બને છે. જીવિત કોષનો જન્મ ક્યાંથી થયો, એ આપણે જાણતાં નથી. એના મૂળને તો માનીને જ ચાલવું પડે છે. એથી આગળ ઉપર જ આપણે ક્રમિક વિકાસના સિદ્ધાંતને લાગુ પાડી શકીએ છીએ. અને પછી વંશાનુક્રમના નિયમનું અતિક્રમણ કરનાર પરિવર્તન કે જે કવચિત્ ક્યારેક જીવધારીઓમાં દૃષ્ટિગોચર થાય છે તેનું કારણ શું હોઇ શકે? ક્રમિક વિકાસનો સિદ્ધાન્ત એનો કોઈ પણ જવાબ રજૂ કરી શકતો નથી અને પછી આપણે એ જ માનવું પડે છે કે પ્રકૃતિ કદાચ આ રીતે એક નવી જ જાતિને જન્મ આપે છે.

જે રીતે અણુનું ભંજન કરીને વૈજ્ઞાનિકોએ એ બતાવી આપ્યું કે એમા કેવળ ઊર્જા, શક્તિ જ છે, બીજું કાંઇ નથી. એ જ રીતે એક જીવિત કોષનું પણ ભંજન કરી તેઓ એક દિવસે કદાચ તે શોધી કાઢશે કે જીવન ક્યા પદાર્થમાંથી બને છે. પણ ત્યારે ય અદૃશ્ય શક્તિ કે જે આખા યે ગોચર વિશ્વમાં વ્યાપેલી છે તે તો અગોચર અને અગમ્ય જ રહેવાની. એટલી જ અગોચર ને અગમ્ય જેટલી તે આજે છે.

વિજ્ઞાનની શોધખોળો અને ભૌતિક જગતનું આપણું નિરંતર વિકાસશીલ જ્ઞાન ધર્મની આવશ્યકતાનો કોઇ જવાબ નથી. આપણી જાણકારીના ક્ષેત્રને અધિકાધિક વિસ્તૃત કરવાથી અતિરિક્ત એક એવું સૂક્ષ્મ અને અગમ્ય રહસ્ય પણ આપણામાં શ્રદ્ધા અને આશ્ચર્યની ભાવના ઉત્પન્ન કરે છે, જે આ ભૌતિક, દૃશ્ય જગતની પારની વસ્તુ છે. આ રહસ્ય પ્રતિ માનવીય ભાવના જે છે તેનું જ નામ ધર્મ છે. સંસારના સઘળા ધર્મો પોતપોતાના અનુયાયીઓને આચરણના કેટલાક નિશ્ચિત નિર્દેશો આપે છે અને માનવસમાજ જે આજ સુધી સંગઠિત અને વ્યવસ્થિત છે તે આ ધર્માચરણને કારણે જ છે.

ભારતવર્ષના લોકોએ ઉપનિષદો અને ગીતાથી જ જીવવાની કળા શીખી. આપણા વિચારો અને કર્મો આપણા ભવિષ્યનું પ્રતિક્ષણ નિર્માણ કર્યા જ કરે છે. જેવા વિચારો અને કર્મો આપણાં હશે એવું જ આપણું ચરિત્ર બનવાનું. સારું-નરસું, શુદ્ધ-અશુદ્ધ, આત્મ નિરંત્રિત અથવા સ્વેચ્છાચારી કે વિષય ગુલામ. ઘણના ઘાની પેઠે પ્રત્યેક વિચાર અથવા કર્મ આપણા મનને ઘડે છે, આપણા ચારિત્રનું નિર્માણ કરે છે. આથી એ સિદ્ધ થાય છે કે આપણે આપણા વિચાર-કર્મોથી જ પોતાના આત્માને બદ્ધ કરીએ છીએ યા તો મુક્ત કરીએ છીએ. સદ્‌વિચારો અને સત્કર્મોથી આપણે આપણી આત્મોન્નતિ કરી શકીએ છીએ. ગીતા આપણને આવું જ માર્ગદર્શન કરે છે. આત્મોન્નતિના પ્રયાસને જ ગીતામાં યોગ કહ્યો છે.

શરીર અંગો અથવા શ્વાસ પ્રક્રિયાના ચમત્કારિક પ્રયોગો દેખાડવાનું નામ યોગ નથી, એ તો આપણા ચરિત્ર અને મનને શુદ્ધ કરવાનો ઉપાય છે. એ ઉપાયો ક્યા છે?

૧. આપણું નિર્ધારિત કામ સારી રીતે અને નિસ્વાર્થ ભાવે કરવું.
૨. સફળતા અથવા અસફળતાથી ચિત્તને ઉદ્વિગ્ન થવા દેવું નહિ.
૩. વિષયેન્દ્રિયો પર સંયમ રાખવો જેથી તેઓ મનને અશાંત ન થવા દે.
૪. સદાય યાદ રાખવું કે મન જ મનુષ્યનો મુખ્ય કોટ કિલ્લો છે અગર જો અશુદ્ધ અને સ્વાર્થી

બાજોથી તે ઘેરાઈ ગયો તો જીવનમાં વિજયી થવું અસંભવ છે.

૫. વારંવાર ઈશ્વરનું ધ્યાન ધરવું અને સૃષ્ટિના એ આદિ સ્રોત પ્રત્યે સંપૂર્ણ આત્મ-સમર્પણ કરી દેવું, કારણ તેઓ જ સૌના માતા-પિતા છે.

આ પ્રયાસોમાં આપણે સદા યે સફળ ન પણ થઈએ, પણ આપણો પ્રત્યેક પ્રયાસ આપણા આત્માની શક્તિ વધારશે—જેમ વ્યાયામથી શરીરને પુષ્ટિ મળે છે તેમ. ગીતા ઉપદેશ આ છે. તે આપણી સમક્ષ એ જીવનદર્શન રજૂ કરે છે, અને, તેનો ઉપયોગ તેમાં દર્શાવેલા માર્ગ પર ચાલવામાં જ છે. તેનું માત્ર પોપટિયા રટણ નકામું છે. ગીતા તો સંસારયાત્રાની પથનિર્દેશિકા છે. ગીતા જીવન કેમ જીવ્યું જાય તે બતાવનાર ભોમિયો છે.

## પ્રીતનો પૂલ

ક્વેટાના એ મેદાનમાં કોણ જાણે કેટલી યે રમતો રમાઈ ગઈ હશે. બધા હળીમળીને ખેલદિલીથી ખેલતા ને એમ હરરોજ આનંદનો ઉત્સવ ઉજવતા. પણ એક દિવસ કોણ જાણે કેવી બુદ્ધિ સૂઝી કે હિંદુ અને મુસ્લિમ ભાઈઓ વચ્ચે ફૂટબોલનો મેચ ગોઠવાયો. રમતમાં બને છે તેમ એક પક્ષ હાર્યો. હારેલો પક્ષ વિફર્યો ને એવો ઝનુને ચડયો કે મામલો મારામારી સુધી પહોંચ્યો. પરંતુ વૈરભાવનો અગ્નિ ભભૂકી ઊઠે તે પહેલાં બે જુવાનિયા ત્યાં જઈ ચડયા.

બંને દિલોજાન દોસ્ત હતા. એક હિંદુ અને બીજો મુસ્લિમ ... ને તેથી જ તો વાર કરવાને સામસામા તત્પર ઊભેલા એ હિંદુ-મુસ્લિમના ટોળાંઓને જોઈને બંને ભાઈબંધો ઘડીભરતો થંભી ગયા ....ને પછી તરત જ આંખના ઈશારાથી નક્કી કર્યું કે અત્યારે આપણે કંઈક કરવું જોઈએ. આંખમાંથી પ્રકટ થતી હૃદયની વાણીથી પરસ્પરની સંમતિ મળી ગઈ... એક સાડા ૭ ફૂટનો પઠાણ અને બીજો ઠીંગુજી હાથમાં હાથ ભીડીને બંને ટોળાની વચ્ચે કૂદીને ઊભા રહી ગયા. સંપૂર્ણ મૌન.

અચાનક આ અણધાર્યો બનાવ જોઈને બંને બાજુના માણસો તો ડઘાઈ જ ગયા. અંદરો અંદર ગુસપુસ શરૂ થઈ. ટોળાંમાંના સમજદારો કહેવા લાગ્યા કે અરે! આપણને શરમ આવવી જોઈએ. બીજાઓના મોંમાંથી પણ એ પ્રકારના સૂરો નીકળવા માંડયા....મામલો ત્યાં અટક્યો ને ટોળાં ધીરે પગલે શાંતિથી વિખેરાઈ ગયાં.

અંદરના જોરદાર ધક્કાથી થઈ ગયેલા થોડી ક્ષણોના પોતાના કાર્ય પાછળના બળને અને બળને લીધે લોકો ઉપર થયેલી અસરને તેનું મન જલ્દી ન સમજી શક્યું એટલે કદાવર કાકાના એ પઠાણે પોતાના ઠીંગણા મિત્રને પૂછ્યું: યહ ક્યા હો ગયા ... મેરે દોસ્ત? જાદુ હુઆ પ્યારે ભાઈ! અંતરના આનંદના ઊમળકાથી સ્મિત વેરતાં સાથીએ જવાબ આપ્યો.

ફરીથી બંનેની આંખો થોડી પળો મળી રહી, ને આ પ્રસંગમાં સમજવાનું હતું તે સમજી ગઈ.

પછી તો આ બને મિત્રો બેસતું વરસ હોય, ઈદ હોય કે હિંદુ-મુસલમાનના બીજા તહેવારો હોય ત્યારે ગઝલ કે શાયરીના ગાનારાને, તો કોઈ વાર સારા કવિ કે વાર્તાકારને, ને કોઈ વેળા સારા સમાજસેવકને પોતાને ત્યાં ખેંચી લાવીને સામૂહિક મિલનના કાર્યક્રમો ગોઠવતા ...ને એમ ધીરે ધીરે તૂટેલી પાળો ઉપરનો પૂલ બંધાઈ ગયો.

પ્રીતના પૂલના પાયાના એ બે પથ્થર કોણ હતા? કોણ હતા એ સ્નેહના સેતુરૂપી સાંકળનાં બે મજબૂત અંકોડા?

એક હતા જુમાખાન પઠાણ અને બીજા હતા આપણા ગુરુદયાળ મલ્લિક. —વસંત વ્યાસ

# મયૂરી

'શિવપ્રકાશ'

નિરાશ્રિતોની છાવણીમાં દાખલ થતાં જ રસ્તાના ખૂણા ઉપર કુ૰ મયૂરીની 'મોડર્ન બેકરી' આવેલી છે. દેશના ભાગલા થયા પછી, જે સખ્યાબંધ સ્ત્રીપુરુષોના જીવનની પાયમાલી થઈ તેમાંની કુ૰ મયૂરી એક. સ્વજનોમાં કોઇ નહીં. ઉંમર વર્ષ ૪૦ આસપાસ, હજુ યે અવિવાહિત; બેંકમાં પોતાને ખાતે બે હજાર રૂપિયા જેટલી રકમ પણ ખરી; વતન છોડીને બેહાલ સ્થિતિમાં ભાગી આવવું પડયું તેથી સમાજ સામે હિમ્મતથી હામ ભીડતા. એક નોકર રાખીને, પોતાના કુટુંબનો 'બેકરી'નો મૂળ ધંધો મુંબઈના એક પરામા શરૂ કર્યો અને ધીકતો ચાલવા લાગ્યો. તે હસતી ત્યારે તેના બે સોનેરી દાંતથી તેની મુખછટા ફરી જતી મયૂરીનું હૃદય મીણ જેવું મુલાયમ હતું.

તેનાં ઘણાં ઘરાકોમાં એક મધ્યમવયનો પુરુષ અઠવાડિયામાં બેવાર અચૂક આવતો. તેની વિશિષ્ટતાએ મયૂરીને આકર્ષી અને તેનામાં તે રસ લેવા લાગી ઢગધડા વગરના, થીગડાં મારેલ કપડાં તે પહેરતો. ચશ્માંમાંથી તેની ભૂરી આંખો વધુ ઊંડી લાગતી. તે અણીવાળી દાઢી રાખતો તે હિંદીમાં બોલતો, પણ ઉચ્ચારણ દક્ષિણ હિંદુસ્તાનની ઢબનું કરતો. તે કાયમ એક જ ઓર્ડર આપતો:

'બે વાસી ડબલરોટી!'

તાજી ખરીદે તો એકના બે આના બેસે; પરંતુ વાસી એક આનામા બે મળતી આ સિવાય કોઈ ચીજ તે માગતો નહીં. સૂકી બ્રેડનું પડીકું લઈ તે સતોષથી ચાલ્યો જતો. તેની એક આનાની ખરીદીએ મયૂરીને વિચાર કરતી કરી મૂકી હતી.

એક દિવસ રાબેતા મુજબ તે આવ્યો અને થડા ઉપર એક આનો મૂક્યો ત્યારે મયૂરીએ ધ્યાનથી જોયું કે તેના હાથની આંગળી પર લાલ અને ભૂરા રંગના ડાઘ હતા. જરૂર કોઇ ચિત્રકાર હોવો જોઈએ. એના દિદાર જ કહી આપે છે કે તબેલામાં રહેતો અને વાસી રોટી ખાઈ દિવસ ગુજારતો કોઇ અનામી કલાકાર – તેના સિવાય આવું નસીબ બીજા કોનું હોઈ શકે? કલા ખાતર કેવી તપશ્ચર્યા .... કેવી આરાધના!

મયૂરી ઘણીવાર વિચાર કરતી કે પોતાની બેકરીમાં ઘણું ઘણું મળે છે–નાનખટાઇ, કેક, સુરખ્ખા, પાપડવડી, ફરફર, ગરમ ચા પણ ખરી. કોઈ દિવસ એ માણસ સૂકા રોટલાને બદલે, આવી કોઈ વાનગી આરોગે તો કેવું સારું? અને તે એક ઊંડો નિસાસો મૂકી વ્યથા વ્યક્ત કરતી

આ માણસ ખરેખર કોણ છે તેની ભાળ કાઢવા એક દિવસ મયૂરીએ કૃતનિશ્ચય કર્યો. તે કચાકથી એક સુંદર ચિત્ર લઇ આવી અને પોતે જે થડા પાસે બેસતી ત્યા ટાંગી દીધુ. દેખાવ કાશ્મીરનો હતો. હિમાચ્છાદિત નગાધિરાજની પાર્શ્વ ભૂ અને અગ્રભાગમા નીલાકાશની રંગભરી આભા ઝીલતું ડાલ સરોવર .... ધવલ વાદળી ... પાણીમા વિહરતી નૌકા અને આકાશે ઉડતી રાજહંસની હારમાળા .... ... આખુ દશ્ય મનોહર હતું. બે દિવસ પછી જ્યારે ઘરાકે બે સૂકી ડબલરોટીનો ઓર્ડર આપ્યો ત્યારે તેની દષ્ટિ ચિત્રપર થંભી ગઇ. તેનાથી બોલાઈ ગયુ :

'અરે! તમે આ ચિત્ર કયાથી લઇ આવ્યા?'

મયૂરી હુસ્ચાઇભર્યું હસી: બોલી:

'મને ચિત્રોનો શોખ છે; પણ તમને આ ચિત્ર ગમ્યું ખરું?'

ચશ્માંમાંથી પણ ઘરાકની આંખની ચમક

છાની ન રહી. તે ઉત્સાહથી બોલ્યો :

'નૈસર્ગિક દૃશ્ય સારું છે: પણ આયોજનની ખામી છે. એ તો જેવી જેની દૃષ્ટિ,' એટલું કહેતાં, પડીકું હાથમાં લઈ ઘરાક ચાલતો થયો. મયૂરી વિચારી રહી.

'છે તો કલાકાર જ! ચશ્મા પાછળથી પણ તેની આંખોમાં કેવી ચમક ધસી આવી? એક ચિત્રનાં માત્ર દર્શનથી જ! ભાલપ્રદેશ કેટલો વિશાળ અને વિદ્વતાસૂચક? ચિત્ર જોઈને એક ક્ષણમાં જ કહી દીધું કે આયોજનની ખામી છે! અને છતાં કલાકારના નસીબમાં તો વાસી રોટલો જ છે—વિશેષ કાંઈ નહીં. વાહ પ્રભુ!'

વિચાર કરતાં કરતાં તેની કલ્પના આગળ ચાલી:

''પણ ધારો કે આજ કલાકારને જીવન-સંગ્રામમ થોડોક ટેકો મળી જાય—બેંકમાં તેને ખાતે બેહજાર રૂપિયા હોય—તેની પોતાની એક નાનકડી 'બેકરી' ચાલતી હોય—કોઇ નારી હૃદયના ધબકાર નેપથ્યમાં સંભળાતા હોય.... શું હજુ સુધી તે પરણ્યો નહીં હોય? હું પણ કેવા વિચારે ચડી જાઉં છું!'

આમ ને આમ દિવસો જવા લાગ્યા. જ્યારે જ્યારે તે કલાકાર ઘરાક આવતો, ત્યારે હવે તો બેચાર મીઠા શબ્દો પણ બોલતો. તેને કદાચ મયૂરીનો અવાજ સાંભળવો ગમતો હશે. પણ તેની ખરીદી તો વાસી રોટીની જ રહી. તેમાં કાંઈ જ ફેર પડયો નહીં.

જતે દિવસે મયૂરીને લાગ્યું કે કલાકાર દુબળો પડતો જાય છે. ઘડીભર તેને થઈ આવ્યું કે પોતે જ તેને તાજી તાજી રોટી આપે તો? ભલેને વાસી માગે .... પણ એટલી હિંમત ચાલી નહીં. પેલો માણસ સ્વમાની હોય અને ક્યાંક આડું ઉતરે તો? કલાકારનો શો ભરોસો?

- પછી તો સ્ત્રીસ્વભાવને સહજ હોય છે તેમ મયૂરીએ જાત ઉપર ધ્યાન કેન્દ્રિત કર્યું. હવે તે થડા પર બેસતાં પહેલાં જૂનાં કપડાં બદલી, વાદળી ટીપકીવાળું ફ્રોક પહેરતી. ખપપૂરતાં સૌંદર્યવર્ધક સાધનો દુકાનના પાછળના ભાગમાં જ રાખતી તેનો અવારનવાર ઉપયોગ કરી લેતી.

એક દિવસ તે રાબેતા મુજબ આવ્યો અને થડાપર એક આનો મૂકી બે વાસી ડબલરોટીની માગણી કરી. મયૂરી પડીકું વાળવા જતી હતી ત્યાં તો રસ્તાપર શોરબકોર થઈ પડયો, અને ક્ષણમાં તો આગના બંબાના અવાજે વાતાવરણ ગજવી મૂકયું. ઘરાક પણ તે જોવા બહાર ગયો કે અચાનક એક વિચાર વીજળીની ગતિથી મયૂરીના મગજમાં સ્ફૂર્યો. તાજું આવેલું માખણ થોડીવાર પહેલાં જ દુકાનમાં આવ્યું હતું. એક છરીની મદદથી સૂકા પાંઉને ચીરીને વચ્ચે લગાડી દીધું. અને પડીકું બાંધી તૈયાર રાખ્યું. ઘરાક પાછો આવ્યો, અને બેચાર મીઠી વાતો કરી, પડીકું હાથમાં લઈ ચાલતો થયો ત્યારે મયૂરી મરકમરક હસી રહી હતી.

'બિચારો કલાકાર! સુંદર આયોજનવાળું કોઈ ચિત્ર ઘોડી પર રાખી, રંગ અને પીંછી બાજુએ મૂકી, ભૂખ્યોડાંસ જેવો, પડીકું છોડીને રોટીને મોઢામાં મૂકવા જશે ત્યાં જ પોલ પકડાઇ જશે! માખણ? આવી સૂકી ડબલ-રોટીમાં માખણ કયાંથી? કલાકારને તો કલ્પનાના દોર છૂટા જ હોય ને? તેનું મગજ તો એ વિચારે ચડી જાય કે કયા સોહામણા કરકમલે આમાં માખણ ભભરાવ્યું હશે? પોતાની ઓછી યાદ પણ આવી જાય તો ના નહીં!'

બારણે ટકોરા પડવાથી વિચારમાળા અચાનક અટકી. બારણું ઉઘાડીને જોયું તો બે જણ હતા. તેમાં એક યુવાન હતો અને બીજો પેલો કલાકાર! પરંતુ નવાઈ તો એ વાતની હતી કે રોજના ઘરાકનો અને આજના કલાકારના ચહેરામાં ઘણો તફાવત હતો. તેનું મુખ

ગુસ્સાથી લાલચોળ થઇ ગયું હતું. તેણે ટોપી પહેરી હતી તેનાથી અર્ધું માથું જ ઢંકાતું હતું–બાકીના માથાપર વાળ અસ્તવ્યસ્ત વીંખરાયેલા હતા. દાંત કચકચાવતો, મુક્કી ઉગામી મોટા અવાજે તે બોલતો હતો:

'કુભારજા! કુબ્જા! એ ડોકરીનાં જ બધાં કામ છે!'

પ્રથમ જ વાર આવા શબ્દો કલાકારને મુખે બોલાતા સાંભળી મયૂરી ઘા ખાઈ ગઈ. સાથે સાથે તેને ધ્રાસકો પણ પડ્યો. તેની સાથેના યુવાને તેને શાંત પાડવા જેમ વધુ પ્રયત્ન કર્યો તેમ તે વધુ પ્રહાર કરતો ગયો.

'હું હરગિજ નહીં જાઉં! મારે જે કહેવું છે તે બોલ્યે જ છૂટકો! આ દુષ્ટ બિલાડીએ મારું સત્યાનાશ વાળ્યું છે .... તેનું નખ્ખોદ જજો!'

પેલા યુવાનથી હવે રહેવાયું નહીં. તેણે કલાકારના કોટનો કોલર પકડી લીધો અને તેને દૂર ઘસડી ગયો, અને શાંત પાડી રસ્તાપર ઊભો રાખ્યો, અને પોતે પાછો ફરી મયૂરી પાસે આવ્યો અને સ્વસ્થતાથી કહ્યું:

'માફ કરજો, બહેન, પણ આખી વાત મારે તમને કહેવી પડશે. આ મારા મિત્ર જે હમણા એલફેલ બોલી ગયા તે ભારતીય શિલ્પના કાબેલ ચિત્રકાર છે. આપણા શહેરની નગર પાલિકા પોતાની કચેરી માટે પ્રાચીન–અર્વાચીન સ્થાપત્યના મિશ્રણ સમી જે આલેશાન ઈમારત ખડી કરવા માગે છે તેના શ્રેષ્ઠ નકશા માટે ઈનામી હરીફાઈ યોજી છે; છેલ્લા ત્રણ માસથી તે નકશા ઉપર દિવસરાત કામ કરે છે.

'ગઈ કાલે તેણે સ્કેચ છેવટને માટે પૂરો કર્યો અને શાહીથી તૈયાર કરી લીધો. હવે તે રજૂ કરે એટલી જ વાર. પરંતુ શાહીનું કામ કરી લીધા પછી પેન્સિલકામની રેખાઓ કાઢી નાખવાની હોય છે અને તેને માટે ઇંડિયા-રબર કરતાં પણ સૂકા પાંઉના ટૂકડા સારું કામ આપે છે. હવે બન્યું છે એમ કે આ મારા કલાકાર મિત્રની ત્રણ માસની મહેનત ઉપર માખણના સ્પર્શે પાણી ફરી વળ્યું છે. તેના સ્કેચનો કાગળ, ચેવડો બાધવા માટે પણ ખપમાં આવી શકે તેમ નથી.'

વજ્રઘાત પામી હોય તેમ મયૂરી બોલી: 'બસ કરો, મારે વિશેષ સાંભળવું નથી.' અને તે દુકાનના પાછલા ભાગમાં ચાલી ગઈ. તેણે વાદળી ટીપકીવાળું ફ્રોક બદલી, જૂનું પહેરી લીધું. અને સૌંદર્યવર્ધક બધાં જ સાધનો એકઠાં કરી બારી બહાર ફેંકી દીધાં–જાણે પોતાના સ્વપ્નનો શણગાર દૂર કરતી હોય તેમ. *

* ઓ'હેન્રીની એક વાર્તા ઉપરથી.

☆

### તમ્બૂર-તાર

છો હૈયું આ દુઃખમહિં તણાયે,
એ'ચાપલા તમ્બૂર-તાર ગાયે
સુરીલા;
ને શા
બેસૂર લાગે નિત તાર ઢીલા!

### ફૂટપાથ

આ જિંદગીની ફૂટપાથથી કે
ઓળંગીને મારગ મૃત્યુ કેરો
જાતું જ સામી
–પુનર્જીવન શી-ફૂટપાથની પર;
તેમાં વળી શોક કશો? શું હર્ષ?

### સૌંદર્ય

ઝુંપ્યા વિના તવ સુવાસ શકાય માણી,
હે રાતરાણી!

ગીતા પરીખ

# કરકસર આમ થાય!

[કટાક્ષિકા]

રતિલાલ 'અનિલ'

કરકસર કરવાનું નક્કી કરીએ ત્યારે વધારેમાં વધારે કરકસર થઈ શકે એ જરૂરી છે અને તે માટેનો સોનેરી નિયમ એ છે કે, મુસાફરી માટે સૌથી પ્રથમ વિમાનમાં જ જવાનું નક્કી કરવું. પછી છેવટે લોકલમાં થર્ડ ક્લાસમાં મુસાફરી કરવી, આથી વિમાનની ટિકિટ અને લોકલની ટિકિટના દરમાં રહેલા ભારે તફાવત જેટલી ભારે રકમની કરકસર કરી શકાશે.

તેમ વાસણ ખરીદવાં હોય તો સૌ પ્રથમ સોનાચાંદીનાં વાસણો ખરીદવાનું જ નક્કી કરો, અને છેવટે ગુજરીમાંથી સેકન્ડ હેન્ડ ચોરાઉ વાટકીઓ, ત્રાંબાપિત્તળનાં વાસણો જ ખરીદો.

અરજન્ટ પત્રવ્યવહાર માટે સૌથી પ્રથમ અરજન્ટ કોલ કે તાર કરવાનું નક્કી કરો પછી તે જ ગામ કે શહેરમાં જતાં કોઈ ઓળખીતા મુસાફરને શોધી કાઢો અને તેની સાથે જ અરજન્ટ સંદેશો મોકલો. પૂરેપૂરી રકમની કરકસર થશે.

વરસાદના પાણીથી પગનાં આંગળાં મૂળમાં કોહી ગયા હોય તો કન્સલ્ટન્ટની સલાહ લઈ સિવિલ સર્જન પાસે જ પાટાપીંડી કરાવવાનું નક્કી કરો તેના ખર્ચનો આંકડો માંડો અને પછી કારખાનેદાર મિત્રને ત્યાંથી મોબીલ તેલ માગી લાવી સડતા આંગળાંઓ પર લગાડો—રુઝ આવશે અને બહુ મોટી રકમની કરકસર થશે!

ફાઉન્ટન પેન ખરીદવાનો પ્રસંગ આવે તો શરૂઆતમાં માગીને જ કામ રોડવો પછી ખરીદવી જ પડે તો દુકાનદાર પાસે પાર્કર ફીફટી વન જ માગો, તેની કિંમત મૂકો પછી કરકસર કરવાનો વિચાર કરો અને છેવટે સવા રૂપિયાની કિંમતની દેશી બનાવટની બોળી પેન ખરીદી લો—ખાસ્સા ૭૩ાા રૂપિયાની એક નાનકડી ખરીદીમાં કરકસર થઈ જશે.

કરકસર માટેની પ્રથમ શરત એ છે કે, કોઈ પણ જાતનો ખર્ચ કરવા તૈયાર થવું, ખર્ચ કર્યો વિના કરકસર થઈ શકતી નથી, આથી વધારેમાં વધારે કરકસર કરવાની શરત એ છે કે વધારેમાં વધારે ખર્ચ કરવા માટે તૈયાર થવું. આથી ઘરનું બજેટ પ્રથમ તો અમેરિકાના બજેટને ધોરણે જ ઘડવું અને પછી ઈન્ડીઅન માનસ પ્રમાણે સેકન્ડ હેન્ડ અને જકાત ચોરીનો માલ જ ખરીદવાનો આગ્રહ રાખવો, અને આ બાબતમાં ખુશ થવા જેવી બાબત એ છે કે ભારત એ આખી દુનિયામાં સર્વોત્તમ દેશ છે. દત્તક લેવા કાજે દીકરા પણ અહીં અનાથાશ્રમોમાંથી, આશ્રમને માત્ર ૧૦૦–૨૦૦ની ભેટ આપવાથી મળી શકે છે. આવી સગવડ બીજા દેશોમાં ભાગ્યે જ હશે. આવી બાબતમાં ભારે કરકસર કરવાનો સિદ્ધાંત એ છે કે દીકરો દત્તક લેવો તો કુવૈતના શેખનો જ એવો આગ્રહ રાખવો અને છેવટે પસંદગી ઉતારવી અનાથાશ્રમના છોકરા પર. કહો જોઈએ, કેટલી મોટી રકમ બચાવી શકાશે?

ઘર ખરીદવું જ હોય તો તે માટે, જયપુર, માયસોરનાં રાજમહેલો કે અમેરિકાનું એમ્પાયર સ્ટેટ બિલ્ડીંગ ખરીદવાનો જ આગ્રહ રાખવો. પછી પૈસાની અનિવાર્ય જરૂરથી દુઃખી થતી કોઈ વિધવાનું ઘર ગીરવી રાખવું અને રકમ ધીર્યા કરવી—પંદરેક હજારનું મકાન ૬ થી ૮ હજારમાં મળી જતાં ક્યાં લાખો ડોલર અને ક્યાં ૬–૮ હજાર! એ વિચારશો તો તમે કેટલી ભવ્ય અને મહાન રકમ બચાવી છે તેનો

ખ્યાલ આવશે.

હિન્દીઓ મોટે ભાગે ખર્ચ કરે છે જમણવારોમાં અને ઘરેણાંઓમાં. સામાન્ય સ્થિતિનો માણસ પણ લગનવરા, બારમા-તેરમા અને અથરણીનાં જમણો કરતો જ હોય છે અને સંપત્ત કરતાં યે વધારે ઘરેણાં રિવાજ પ્રમાણે અને આ દેશમાં ક્યારે ગરીબ થઈ જવાય એ કંઈ કહેવાય એવું ન હોવાથી તેવી સ્થિતિમાં વેચવા માટે ખરીદે જ છે. આ એક જ બાબતો એવી છે કે એમાં હિન્દીઓ ભારે કરકસર કરી શકે છે.

જમણવાર કરવો તો દિલ્હીની અશોક હોટલમાં આવો નિર્ણય કરી આટલા મહેમાનોને ઊંચામાંનાં ભાણાં પૂરાં પાડવાના છે, કેટલા પૈસા થશે? એવો અંદાજ માગવો. એ રકમ સેંકડો તો શું હજારોની હશે. પછી ગાંધીવાદી વિચારસરણી પ્રમાણે આવા જમણો કરવા કે કેમ એ વિશે કોઇ સમાજસેવકની સલાહ માગવી. તેઓ આ વિચારને વખોડી કાઢશે અને જો મંગળ પ્રસંગ હશે તો હાથછડના ચોખાનો ભાત અને માંડવીની તુવેરદાળનું જમણ કરવાની સલાહ આપશે. અને એક સંનિષ્ઠ સેવક તરીકે તમે તેનો સંપૂર્ણપણે અમલ કરશો તો મૂળ અશોક હોટલના બિલની રકમની સરખામણીમાં બહુ મોટી રકમ બચાવી શકશો.

તેમ પત્ની કંઠી માગે તો કંઠી શું કામ, વિરલ એવાં મોતીની માળા જ પેરિસના ઝવેરી પાસેથી ખરીદવી એવો પાકો નિર્ણય કરવો. પૂછાવી લેવું–એકાદ માળાની કિંમત લાખો ફાંક હશે. પછી ફરી એ બાબતમાં પણ સમાજ સેવકની સલાહ માગવી. તેઓ એ વિચારમાં રહેલા સ્થાપિતહિતના તત્ત્વને ઝૂડી જ નાખશે અને મોતીના હારને બદલે હાથે કાંતેલા સૂતરની આંટી પહેરાવવાની સલાહ છેવટે આપશે. તમારે પણ છેવટે એમ જ કરવું અને સૂતરની આંટી કોઈ રચનાત્મક કાર્યકર જ પહેરાવે એવો આગ્રહ રાખવો અને તે માટે કોઈ પણ રચનાત્મક કાર્યકર રાજી થઈ જ જશે અને પોતે હાથે કાંતેલા સૂતરની આંટી તમને અને તમારી પત્નીને સ્વહસ્તે પહેરાવશે.–આમ તમે એક નાનકડી બાબતમાં લાખો ફ્રાંક બચાવી શકશો અને કાર્યકરને હાથે એ દેશી ઘરેણું પહેરાવાયું હોવાથી સાવ મફતમાં જ છાપાંઓમાં જાહેરાત પણ થશે. અને તમારી પત્ની નહીં જાણીતી હોય તો યે પેલા કાર્યકર બહુ જાણીતા હશે તો છાપામાં એ આંટી-અર્પણની તસ્વીરો પણ આવશે.

કરકસરનો બીજો સોનેરી નિયમ એ છે કે, ખર્ચ પણ બીજા પાસે જ કરાવવો!

*

* આજે આ ઘડીએ રજોગુણની અતિ આવશ્યકતા છે. જેમને તમે સત્ત્વગુણી માનો છો તેનામાંના નેવું ટકાથી વધારે લોકો ગંભીર તમોગુણમા સબડે છે. આજે આપણને રાજસિક શક્તિના વિરાટ રાશિનો ખપ છે. કારણ કે આખું રાષ્ટ્ર તમોગુણની પછેડી ઓઢીને ઘોરે છે. આ ભૂમિના લોકોને અન્નવસ્ત્રની આવશ્યકતા છે. તેમને જાગ્રત કરવાની, વિશેષ રૂપે કાર્યરત કરવાની જરૂર છે. એમ નહિ થાય તો તેઓ વૃક્ષો અને શિલાઓ જેવા જડ બની જશે.

* જો આદર્શસહિતનો માનવી હજાર ભૂલો કરે છે તો મને ખાત્રી છે કે આદર્શરહિતનો માનવી પચાસ હજાર ભૂલો કરે છે. માટે આદર્શ હોવો એ વધારે ઈષ્ટ છે.

અહા! તમે જો તમારા મૂળ સ્વરૂપને પિછાનો તો કેવું રૂડું થાય! તમે આત્મા છો, દેવતા છો, તમને દેવતાને બદલે મનુષ્ય તરીકે વર્ણવવા એ મારે મન નરી નાસ્તિકતાનું કૃત્ય છે. —વિવેકાનંદ

# ....વિચાર માંડી વાળ્યો

સૂર્યકાન્ત શાહ

આજે તો એક સરસ વાર્તા લખી નાખવી છે એવો પાકો નિશ્ચય કરીને હું લખવા બેઠો. વાર્તા લખવાનો 'મૂડ' ઠેક સુધી જળવાઈ રહે તે માટે એક કડક મીઠી ચા પણ પી લીધી, અને ઉપરાઉપરી બેત્રણ સીગારેટો પણ ખેંચી કાઢી. હાથમાં પેન લઈને જેવો હું મારી પ્રેરણાને શબ્દદેહ આપવા જાઉં છું ત્યાં જ મારા મનની અંદર એક પ્રશ્ન ઉદ્‌ભવ્યો: વાર્તા કેવી લખવી! પાત્રપ્રધાન, પ્રસંગપ્રધાન કે વાતાવરણપ્રધાન? આ પ્રશ્નનો જવાબ નહિ જડવાથી છેવટે ચિઠ્ઠીઓની મદદથી કયા પ્રકારની વાર્તા લખવી તે મેં નક્કી કર્યું. ત્રણ ચિઠ્ઠીઓ ઉપર અનુક્રમે પાત્રપ્રધાન, પ્રસંગપ્રધાન અને વાતાવરણપ્રધાન એમ લખીને તેનો ગોળ બીડો વાળી દીધો અને પછી આંખો મીંચીને તેમાંથી મેં એક ચિઠ્ઠી ઉપાડી. તો તેમાં વાતાવરણ-પ્રધાન એમ લખેલું આવ્યું. હાય! લખાણ વાંચતાની સાથે જ મારામાંથી અડધો જીવ મને ઊડી જતો દેખાયો. માંદગીના બિછાના પર પડેલ વ્યક્તિને પર્વતારોહણ કરવાની સજા કરવામાં આવે અને એની જેવી દશા થાય તેવી જ મારી દશા થઈ હોય એમ મને લાગ્યું. વાતાવરણપ્રધાન વાર્તા એટલે શું? એ જ હું જ્યાં કાચુંપાકું સમજું છું ત્યાં મારાથી સમાન-પણે વાતાવરણપ્રધાન વાર્તા તો લખાય જ કેવી રીતે? છતાં એમ હું હિંમત હારું એવો ન હતો. મેં તો મનમાં ભગવાનનું ચારપાંચ વાર 'રામ....રામ.... મરા મરા....' એવા જાપ જપી વાતાવરણપ્રધાન વાર્તા લખવાની શરૂ કરી. પણ હાય! 'પૂર્ણિમા હતી. ચંદ્ર સોળે કળાએ ખીલી ઊઠ્યો હતો' એવું મેં માંડ-માંડ લખ્યું હશે ત્યાં તો મારા મનની અંદર એક બીજો પ્રશ્ન ઉદ્‌ભવ્યો: વાર્તા કયા રસની લખવી? મારા મનની અંદર રહેલ કાલિદાસ મને શૃંગાર-રસની વાર્તા લખવા પ્રેરી રહ્યો હતો. તો મારા મનની અંદર રહેલ ભવભૂતિ અને પ્રેમાનંદ મને અનુક્રમે કરુણ અને હાસ્યરસની વાર્તા લખવા કહી રહ્યા હતા. આ અણધારી આપત્તિમાંથી કેમ કરીને માર્ગ કાઢવો એ વિચારવા માટે મેં અખાની માફક સમાધી લીધી.

ત્યાં જ મારા મને કહ્યું:

'આવી નજીવી બાબતમાં શેનો સમાધિ લે છે? અને આમ સમાધિમાં ને સમાધિમાં સમય પસાર કરી દઈશ અને પ્રેરણા ચાલી જશે તો શું કરીશ? માટે ચાલ છાનોમાનો લખવા બેસી જા. મારે અમુક જ રસમાં વાર્તા લખવી છે એવો નિર્ણય કરીને શીદને મુક્તપણે વહેતી વાર્તાને બંધનમુક્ત બનાવે છે?

મને આપેલ આ વણમાગી ફિલોસોફી ગમી. પરિણામે હું તરત જ પેન લઈને મારી અધૂરી રહેલી વાર્તાને આગળ લંબાવવા કટિબદ્ધ થયો. પણ હાય! ત્યાં તરત જ મને બીજા બેત્રણ પ્રશ્નો મુંઝવવા લાગ્યા. મારે વાર્તા શેમાં લખવી?—ભાષાબોલીમાં કે શિષ્ટભાષામાં. વાર્તા મારે કયા ઉદ્દેશથી લખવી?—કલા ખાતર કલાના કે જીવન ખાતર કલાના? વળી વાર્તાનો અંત મારે અણધાર્યો આણી નાખવો કે કેમ? આ બધા પ્રશ્નોનો કહેવાતો સંતોષકારક ઉકેલ હું 'એકયડી, બગયડી....' દ્વારા લાવી રહ્યો હતો ત્યાં જ ભેંસ ભાગોળે ને છાશ છાગોળે એ ન્યાયે મારે આ વાર્તા કયા માસિકમાં મોકલવી!? તે પ્રશ્ન મને કનડવા લાગ્યો. આ પ્રશ્નનો ઉકેલ લાવવા હું કયું માસિક મરવાના વાંકે ચાલી રહ્યું છે તેની યાદી કરવા લાગ્યો. આ યાદી મેં પૂરી કરી એટલામાં જ મારો બાબો મારી પાસે આવ્યો અને મને કહેવા લાગ્યો:

'પપ્પા, આવડે નહિ ઘેંશ ને રાંધવા પેઠ ને નાચવું નહિ એને આંગણું વાંકું' એ કહેવતો મને સમજાવો.'

એને એ કહેવત સમજાવીને મેં વિદાય કર્યો અને વાર્તા લખવા માટે પેન ઉપાડવા ગયો ત્યાં જ મારા મનમાં પ્રશ્ન ઉદ્‌ભવ્યો: 'શું આ કહેવતો, વાર્તા લખવાની બાબતમાં તને લાગુ પડતી નથી?' સમુદ્ર-મંથન કરતાં પણ વધુ વિકટ મનોમંથનને અંતે મને આ પ્રશ્નનો જવાબ હકારમાં આવતો હોય એમ લાગ્યું પરિણામે પેન બંધ કરીને મેં વાર્તા લખવાનો વિચાર માંડી વાળ્યો.

# સંતલક્ષણ

ભજન ભરોસે રે, નર નિરભે હુવા રે,
એને કાંઈ કરમ ન લાગે કાળ.



સંત તે તરહો જાણજો જે રહિત અભિમાન,
હરખ શોક ન સંભવે દૃષ્ટિ સઘળે સમાન. સંત૦

કૃપા કરે સર્વ ભૂતને દ્રોહ ન કરે લગાર,
ક્ષમા ધરે મનને વિષે ઉચરે સત્ય સાર. સંત૦

કામ ક્રોધ ન પરભવે લોભ માન મદ ત્યાગ,
જ્ઞાન વિજ્ઞાન રુદે ધરે ભક્તિ યોગ વૈરાગ્ય. સંત૦

બ્રહ્મ સુધા રસ અનુભવે ત્યજે વાદ વિવાદ,
સહજ શૂન્ય માંહે સૂણે અ ન હ દ ના દ. સંત૦

પરમ જ્યોતિ પરચે રમે અહરનિશ લયલીન,
પરમાનંદ પ્રકટ સદા ભાવ ઉપજે ન ભિન્ન. સંત૦

નિરખે નિરંતર આતમા પ્રિયાપ્રિય ન કોય,
કરે ઉપકાર તે સર્વને જ્યાંહાત્યાહાં હરિ જોય. સંત૦

સ્તુતિ નિંદા હું-તું ત્યજે સુખદુઃખ સમાન,
શત્રુ મિત્ર તુલ્ય લેખવે ભજે એક ભગવાન. સંત૦

તે હરિ બોલે હરિ સાંભળે નિરંતર હરિ જોય,
કહે નરહરિ ચિંતવે સદગુરુ સંત સોય. સંત૦

નરહરિ

(સત્તરમાં શતકમા રચાયેલી 'જ્ઞાનગીતા'ની હસ્તપ્રત પરથી)

સત્તરમાં સતકની ગુજરાતી કવિતાનું મુખ્ય વલણ જ્ઞાનમાર્ગનું છે. વેદાન્તી જ્ઞાનકવિ અખો એ આ શતકનો સિદ્ધિવન્ત મુખ્ય અનુભવી કવિ. અખાનો પુરોગામી અને કદાચ જ્યેષ્ઠ સમકાલીન તે આ પદનો રચયિતા નરહરિ. નરહરિ ભક્તિમિશ્ર જ્ઞાન કે જ્ઞાન મિશ્ર ભક્તિનો સાધક લાગે છે. પેલો લોકખ્યાત દોહરો:—

અખે કીધો ડખો, ગોપાલે કીધી ઘેંશ,
નરહરિએ કીધી રાબડી, બુદ્દો કયે શિરાવા બેશ.

કહે છે તે ચારે કવિઓની સાધનાનો ક્રમ પણ જ્ઞાન ભક્તિનો છે.

નરહરિ પરમ પદની પ્રાપ્તિ માટે સાધન લેખે ભક્તિનું મહત્ત્વ સમજે—માને છે. અહીં જે ઉતાર્યું છે તે પદ તેની 'જ્ઞાનગીતા'ની હસ્તપ્રત ઉપરથી લીધું છે.

ભારોભાર સરળતા અને પ્રાસાદિકતા આ ભજનમા છે. અહીં સંતલક્ષણની લાંબી લચક યાદી નથી, પૂર્ણપુરુષ થવા જતા સાધકના ગુણલક્ષણોનો અનુભવ-પ્લાવિત રણકાર અહીં સંભળાય છે. સમસ્ત જીવતરમાંથી ઇચ્છા તૃષ્ણાના રંગબેરંગી ને લોભામણા તંતુ-જંતુને ઉખેળી ફેંકી દેનાર સંતના વિભૂતિ મત્વનું બયાન અતિ માર્દવથી ને આર્જવથી માનવહૃદયના મર્મના ય મર્મને સ્પર્શે તેવું અહીં દોર્યું છે.

સંત નમ્રતાનો નિધિ છે માન-અપમાનની મિથ્યા આળપંપાળને વૃથા ગણી કાઢનાર હોય છે. દેહાભિ-

માન સંતનું ગળીપાગળી ઓગળી ગયું હોય છે. હરખ–શોક બેય એને સરખા. ગમે તે સ્થિતિમાં એ તો તટસ્થ. એક કવિ કહે છે:

ખેલ બધો છે ખાલી
એમાં શું હસવું ?
શું રડવું ?

ખલકની સાહ્યબી નથી ખપની તેમ તેનાં આનંદ-ઉલ્લાસ કે શોક સંતાપને ય અહીં લગીર ચાનક નથી. જીવજંત ભૂતમાત્ર પર સંતને સમાનભાવ. તે સૌનો આત્યંતિક ઉપકાર કરે. કોઈનો દ્રોહ ન કરે. ઉપકારનો કે પોતાની સારપનો ય મુદ્દલ ફાંકો ન રાખે તેમ ન કોઈનું બૂરું ઇચ્છે–કરે. સત બોલે–પાળે ને ક્ષમાકવચ મનમાં ધારેલું રાખે. આવા મુક્તને માન, લોભ, મદ, મોહાદિ હોય જ શેના? સદા ય તે તો આતમજ્ઞાન અને પરમવિજ્ઞાનમાં લેલીન હોય. પરમને પામવા-ભેટવાની તેના રોમેરોમમાં તાલાવેલી હોય ને યોગ, વૈરાગમાં જ જીવનની પગેપગ જતી હોય. વાદાવાદી કે ચર્ચાચર્ચીને આ સંતજીવનમાં જગ્યા જ નથી. હું સાચો, તું ખોટો એવા મનલખી મમત નહિ, સૌ સૌને મારગ સુખે જાઓ, ઈશ્વર તમને ભેટો એજ લગની. બ્રહ્મતત્ત્વથી ભિન્ન પોતાને ગણે જ નહિ ને સતત અનહદના, બેહદના ને અસીમના નાદમાં જ ચકચૂર રહે તેને સંત જાણજો, એમ નરહરિ કહે છે.

ક્ષુલ્લક માણસોનાં ચિંતન–અનુભવનું માપિયું ય ક્ષુલ્લક. સંત-મહંતનાં કાટલાં–માપિયાં નોખાં. પરમ જ્યોતિનો સતત પરચો ને સંપર્ક અનુભવી-પામીને પરમ આનંદમાં જ રમમાણ સંતજન હરકોઈ અવસ્થા-સ્થિતિમાં પરમેશ્વરની જ કૃપા જુએ છે.

દૂ મુઝે સિરફ અમન ઓ આમાન હી મેં ના નજર આયા;
બલ્કિ ચલતી હુઈ તલવારમેં તૂં મુઝે નજર આયા.

ઉર્દૂ કવિની આ ઉક્તિ તેઓ સાર્થ કરે છે. ન મે દ્વેષ્યોઽસ્તિ ન પ્રિયઃ વાળી નરવી અવસ્થા. કોઈનો મોહ કશા લગીનો રાગ કે પ્રેમ નહિ ન તો કોઈનો તિરસ્કાર. સૌ સમાન. સ્તુતિ–નિંદા, સુખ-દુઃખ, શત્રુ–મિત્ર બધા જ સરખા. એક ભગવાન જ સાચો ને એનું જ ધ્યાન. સંત ઉલ્લાસ કે ઉત્સવ-ધીંધાટમાં તણાય નહિ. દુનિયાદારીની વાતચીત ને જોણામાં એને રસ ન મળે, કારણ એમાં કોઈ કસ નથી. હરિને જ તે બોલાવે ને એનો જ બોલ તો સાંભળે. હરિને જ તે જુએ ને એને જ લગાતાર યાચે. આવા સંતોનાં લક્ષણ નરહરિ કહે છે, નમ્રતાથી. તુકારામની વાણીઃ

સંતાચીં ઉચ્છિષ્ટેં બોલતો ઉત્તરેં ।
કાય માં પામરે જાણાવેં હેં ॥ અને તેથી જ લોક

ભજન કહે છે કે આ સંતોને

મરવા સોહલાં રે, સંતો સુખે જમનથી જશે.

અને આ કાંઈ કવિકલ્પના નથી, જ્હોન લીવીંગસ્ટોન કહે છે:

The Poet cannot think too deeply, if he thinks through imagination. નરહરિનો આ અનુભવ રણકાર છે, વાણીવિલાસ કલ્પના-લીલા નહિ.

ર. જો.

☆

## તુકારામવાણી

* આખો સંસાર જ તમારું સ્વરૂપ છે. જેમ દીવાની એક જ્યોતમાંથી હજારો જ્યોત પેદા થાય છે, તેમ તમે તમારી અનાદિ સ્વરૂપ સ્થિતિમાંથી આ સંસારરૂપી રમત ઊભી કરી છે.

* જે માણસ જ્ઞાન હોવા છતાં વારંવાર વિષયસેવન કરતો રહે છે તે પશુ-સમાન છે. એવા મૂર્ખ માણસો પારકાને સારુ જ્ઞાન સંપાદન કરતા લાગે છે.

* દેવ દયાળુ છે. તે અતિ દયાળુ છે; કારણ કે તે ઘણા જીવોના ઉપદ્રવોને સાંખી લે છે.

# આપણી શિક્ષણપદ્ધતિ

(ઈ. સ ૧૮૯૦ લગભગ આપણી શિક્ષણ પ્રણાલિકા વિશે ઉઠેલો ઊહાપોહ)

જેમ વ્યક્તિપ્રધાન રાજનીતિએ સ્વતંત્ર સામર્થ્યવાળા એક રાજ્યનો ભાર આપણે માથે મૂક્યો છે, તેમ વ્યક્તિપ્રધાન શાળા પદ્ધતિએ આપણા બાલકોનો વ્યવહાર વિકૃતિવાળો કરી નાખ્યો છે. વ્યક્તિપ્રધાન નીતિ જેમ રાજ્ય અને વ્યવહારને પોતાની અસર કરી રહી છે તેમ શાળાઓને પણ પશ્ચિમ દેશોમાં તેની અસર લાગેલી છે. ભણાવવા ભણવાના વિષયોની યોજનામાંથી જ એ નીતિની અસરનો આરંભ દેખાય છે. માણસ પોતે પોતાનું પેટ ભરવા શી રીતે સમર્થ થાય એ હેતુ સર્વ કરતાં પ્રથમ લક્ષમાં રાખી પેટ માત્રને જ ઉપયોગી એવી કેળવણીની યોજના કરવામા આવે છે. એમાં થોડો બુદ્ધિવૈભવ ઉમેરવા ઉપરાત એ કેળવણીના ઊંચા પ્રકારમાં પણ બીજું કાંઈ સાધવામાં આવતું નથી. હૃદય અને આત્મા એ બેને કેળવવામાં પણ આવતાં નથી, અને આત્માના અસ્તિત્વ વિષે પણ શંકા વધતી જાય એવે રૂપે બધો શાળાનો વ્યવહાર રચાય છે.

આવા ધોરણ ઉપર ચાલતી પાશ્ચાત્ય કેળવણી-શિક્ષણ પદ્ધતિ—આપણા દેશ ઉપર પણ ઠોકી બેસાડવામાં આવી છે. પાશ્ચાત્ય રાજ્યબલ પ્રાધાન્ય પામી સ્થિર થતું ચાલ્યું તેમ, ઓછે ખરચે દેશી લોકોને હલકી નોકરી ચાકરીમા વાપરવા સારુ, તથા કેળવણીની સારી અસરોથી લોકો સુધરીને સુધરેના રાજ્ય વ્યવહારને સમજી ચહાતા થાય તેવા ઉદ્દેશથી, સરકારે કેળવણીનો આરંભ કર્યો. રાજકીય કારણ આવું જ સમજવામાં આવે છે, જો કે પ્રસિદ્ધ રીતે તો પરમાર્થ માટે જ દેશીઓને અંધકારમાથી ઉદ્ધારવા કેળવણી આપવા માંડી એમ કહેવામાં આવે છે. ખરું કારણ આપણે માનીએ છીએ તે જ છે એમ કહેવાનાં કારણોમાં મુખ્ય તો એ જ છે કે હેતુ સિદ્ધ થયા જેવો થવાથી હાલ સરકાર કેળવણીના કામમાથી પાછી હઠતી જાય છે, અને ઊંચાં પ્રકારની કેળવણી પોતાના હાથે આપવા ચાહતી નથી.

કારણ ગમે તે હો પણ સરકારે કેળવણી આ દેશમાં દાખલ કરી અને શાળાઓ, કૉલેજો, સ્થાપવા માંડી. એ કેળવણીનાં જે ધોરણો રચવામાં આવ્યાં તે પાશ્ચાત્ય દેશોમાં ચાલતાં ધોરણો કરતાં પણ નઠારાં થયાં કેમકે પાશ્ચાત્ય દેશોમાંનો ઉદરનિર્વાહ પૂરતી પણ કેળવણી મળે તેવો માર્ગ યોજેલો છે, અહીં તો માત્ર મહેતાજી, લહીઆ અને કારકુનો તૈયાર થાય એવી જ કેળવણી યોજાઈ છે.

કોઈ એમ કહે કે આ દેશમાં જે મોટા મોટા વિદ્વાનો થઈ આવ્યા છે તે આવી કારકુનો પેદા કરનારી કેળવણીમાંથી કેમ થઈ શકે? તો તેનું ઉત્તર એ જ છે કે અત્ર કે તત્ર શાલાની પદ્ધતિસર કેળવણીથી કોઈ મહાપુરુષ ઉપજી આવ્યો નથી એટલે જે જે મહાપુરુષો અત્રની પદ્ધતિમાંથી નીકળ્યા મનાય છે તે *તે પદ્ધતિથી નીકળ્યા નથી પણ તે પદ્ધતિથી કરમાઈ* ન જતા પોતાના કોઈ સવિશેષ સ્વભાવબલના પ્રયાસથી ખીલી આવ્યા છે.

આવી કેવલ લખતાં વાંચતાં ને કાંઈક ગણતાં શીખવનારી કેળવણી વ્યવહારોપયોગી ન રહી; અને છેક કૉલેજો પર્યંતમા પણ જે શિક્ષણક્રમ યોજાયો તે મૂલના લેખન વાચન અને ગણિતનો જ ઉચ્ચ પ્રકાર થતો આ યો. આમાં પણ પાશ્ચાત્ય વિચારો અને પાશ્ચાત્ય નિયમોને આધારે રચાયેલા લેખ પ્રમાણ ગણવા માડયા, એટલે પાશ્ચાત્ય નીતિનું અનુકરણ તે જ ખરો નીતિમાર્ગ એમ કોમલ હૃદયોમાં બીજારોપ થવા લાગ્યો...

*

ત્યારે એકંદરે જોતાં હાલની જે શિક્ષણપદ્ધતિ છે તેમા આટલી ખામીઓ છે.

(૧) કલા કૌશલ્યનું શિક્ષણ આપી નિર્વાહ પ્રાપ્ત કરવાની યોજના નથી;

(૨) ઉત્તમ પદ્ધતિની કેળવણીમાં પણ ભાષાજ્ઞાન ઉપરાંત વિચારશક્તિ ખીલે તેવી કશી યોજના નથી;

(૩) ઉભયે પ્રકારમાં ધર્મ અને ચારિત્ર સારી રીતે બંધાય તેવી યોજના નથી.

**શ્રી મણિભાઈ નભુભાઈ**

(૧૮૫૮ થી ૧૮૯૮)

('પૂર્વ અને પશ્ચિમ'માંથી)



# જાપાન યાત્રી

રવીન્દ્રનાથ ઠાકુર

[કવિના મન ઉપર જાપાનીઓના રીતરિવાજ, તેમના સૌંદર્ય પાછળના ખ્યાલો વગેરેની અતિ સુંદર છાપ પડેલી જણાય છે અને અંતભાગ સુધી એનાં જ આબેહૂબ વર્ણનો આવે છે. વર્ણનમાં તેમની પ્રતિભા તાદૃશ્ય થાય છે અને એ જ આખી યાત્રાનું સાચે સાચ હાર્દ છે.]

તે દિવસે સવારની વેળા હતી. મનમાં થયું કે, મારું મન જાણે ગળાડૂબ ભરાઈ ગયું છે. ખેતરમાં ડાંગરના ચાસ જેમ વરસાદનાં પાણીથી ભરાયા દેખાતા હોય, તેમ મનની શક્તિને આટલા દિવસ જાળવી રાખી. પણ ક્યારો જ્યારે છલોછલ ભરાતાં ક્યાંક ફાંકું પડે ને પાણી વહી જાય એમ આજે મારા મનની સ્થિતિ જણાય છે. જરાક ગોટાળાને પરિણામે મોટી અવ્યવસ્થા ઊભી થાય છે. આપણા દેશની કાર્યવાહી આંખ આગળ ખડી થઈ. કેવી જબરી ખાધ! કેવળ ચીજવસ્તુમાં નહિ. પણ માણસો પોતામાં જ. એમની નાસભાગ, કાપાકાપી જણાય છે. અમારા પોતાના ઘરની જ વાત યાદ આવે છે. બાંકાચોરાના ઊંચાનીચા રસ્તે ચાલતી બળદગાડીની ચાલની જેવી ત્યાંની જીવન-યાત્રા. ચાલે છે એના કરતાં અવાજ મોટો કરે છે. મારવાડી પાડોશીઓ મોટા ઘાંટા સાથે ગીત ઉપાડતા હોય છે. ગીત પણ સૌ સાથે ગાતા હોય છે. અને ઘરમાં એમની ચીજવસ્તુઓની વ્યવસ્થા અવ્ય-વસ્થા, તેની તેમને સાન નથી હોતી. હરદમ મને એક જ વિચાર આવે છે કે જ્યાં એક દેશના સમસ્ત લોક ઓછો ઘોંઘાટ કરે છે, ઓછી વસ્તુઓથી ચલાવતા હોય છે, ત્યાં એમની દક્ષતાનો હિસાબ કરીએ તો તેમની જમા થએલી શક્તિથી રાષ્ટ્રને કેટલો લાભ થતો હશે!

જાપાનીઓ રાગદ્વેષથી વેગળા છે એમ નહિ પણ સૌની પાસેથી એક જ બોલ સાંભળવા મળે છે ને તે એ કે તેઓ આપસમાં ઝઘડતા નથી. એમની ગાળમાં બહુ થાય તો 'બાકા' (મૂર્ખ) આટલું બોલી નાખે. એથી આગળ એમની ભાષા નથી ચાલતી. મનભેદ ખૂબ થાય તો પણ પાસેના ઘરમાં (હું)—હું અવાજ સરખો પહોંચે નહિ, એવી તો જાપાનીઓની વિશિષ્ટતા છે. શોકદુઃખ માટે પણ આટલી જ શાન્તિ. આટલી જ સ્તબ્ધતા.

એમનાં જીવનમાં આ જાતની વિરલ વૈરાગ્ય ભાવના, સંયમભર્યાં આચારવિચારનો કદી અભાવ જણાત તો આટલી પ્રશંસા કરવાનો કોઈ હેતુ રહેત નહિ. પણ આ તો જોઉં છું કે તેઓ ઝઘડા કરતા નથી એટલું જ નહિ પણ જરૂર પડતાં પ્રાણ આપવામાં ય પાછા પડતા નથી. વસ્તુઓના ઉપયોગમાં એમનો સંયમ ખરો, પણ તેથી કરીને તેના ઉપરનો માલિકી-ભાવ ઓછો નથી હોતો. બધામાં જેવી તેમની શક્તિ છે તેટલી જ નિપુણતા અને તેટલી જ તેમની સૌન્દર્ય વિષેની સમજ છે.

એ વિષે જ્યારે જ્યારે મેં એમની પ્રશંસા કરી છે ત્યારે ત્યારે એમનામાંથી ઘણાંની પાસેથી સાંભળ્યું છે, "આ તો બૌદ્ધધર્મની પ્રસાદી અમને મળી છે. અર્થાત્ બૌદ્ધધર્મની એક તરફ સંયમભાવના છે અને

બીજી તરફ મૈત્રીભાવના છે. આ જે જાતની ઔચિત્ય સાધના છે એમાંથી જ અમે મિતાચાર દ્વારા અસીમ શક્તિના અધિકારી બન્યા છીએ. બૌદ્ધધર્મ એ મધ્યમમાર્ગીનો ધર્મ છે."

આ સાંભળીને હું લજ્જિત થતો. બૌદ્ધધર્મ તો આપણા દેશમાં ય ક્યાં ન હતો? પણ આપણાં જીવનમાં આવો સુંદર ઔચિત્ય ભાવ જોવા મળતો નથી. આપણી કલ્પના અને કાર્યમાં આટલી બધી ઉદાસીનતા, ઉચ્છૃંખલતા ક્યાંથી આવ્યાં?

એક દિવસ જાપાની નૃત્ય જોઈ આવ્યો. મનમાં થયું કે જાણે દેહમરોડનું આ સંગીત. આ સંગીત આપણા દેશની વીણાના આલાપસૂર. અર્થાત્ પગલે પગલે સંગીતની રમઝટ. દેહમરોડની મિલાવટ-માં ક્યાં ય રાંક રહી જતી નહતી. આખો ય દેહ પુષ્પિત લતાની જેમ એક સરખો ડોલતો ડોલતો સૌન્દર્યની પુષ્પવૃષ્ટિ કરતો હતો. મિશ્ર યુરોપીય નાચ અર્ધનારીશ્વરની જેમ અર્ધો વ્યાયામ, અર્ધ નાચ. એમાં લૉંગ જંપ, (long jump) દોડાદોડી, આકાશ-ભણી નજર કરીને લાકડીને પછાડવી વગેરે હોય છે. જાપાની નાચ પૂરેપૂરો નાચ જ હોય છે. અન્ય દેશના નાચમાં દેહસૌંદર્યલીલાની સાથે સાથે દેહની લાલસા ભળેલી જણાય છે. અહીંના નાચમાં લાલસા માત્રનો અણસારો જણાતો નથી. મુખ્ય કારણ એનું એ જ કદાચ હોઈ શકે કે જાપાની-ઓની સૌન્દર્યપ્રિયતા એટલી બધી છે કે એમાં બીજું તત્ત્વ તેઓ સહી શકતા નથી.

પણ એમનું સંગીત મને બહુ ઉઠાવદાર જણાયું નહિ. કદાચ એમ બને કે આંખ અને કાન બંનેનો ઉત્કર્ષ એક સાથે ન થયો હોય. મનની શક્તિનો પ્રવાહ ક્યારેક એક માર્ગે વહી જાય છે ત્યારે બીજા માર્ગને તેની ધારાનો માત્ર સ્પર્શ જ થાય છે. ત્યાં તેનું ઊંડાણ રહેતું નથી. છબિ વસ્તુ હોય છે ધરતી વિહારી. ગાન–સંગીત–હોય છે ગગન વિહારી. જ્યાં અસીમ સીમિત બને છે ત્યાં છબિ. અસીમ જ્યાં સીમાહીન ત્યાં ગાન. રૂપરાજ્યની કળા તે છબિ. અરૂપરાજ્યની કલા ગાન. કવિતા ઉભયચર–સચરાચર–છે છબિમાં ય દેખાય ગાનમાં ય તે દેખાય. કેમકે કવિતાનું ઉપકરણ ભાષા છે. ભાષાને એક બાજુ અર્થ હોય છે. બીજી બાજુ સુર હોય છે. આ બે અર્થમાં બેસાડીએ તો છબિનો યોગ જણાતો નથી. ગાનેનો યોગ હોય છે સુર.

જાપાને રૂપરાજ્યને બોટી લીધું છે જે આવે પડે તેને ઝડપવું. નથી તો તેને આળસ થતી, નથી તો તે અનાદર કરતું. એની પરિપૂર્ણતાએ પહોંચવા તે સાધના કરે છે. અન્ય દેશોમાં તો ખાસ શોખીન અને જે રસિક છે એમનામાં જ રૂપરંગનો રસ જળવાતો હોય છે. જ્યારે અહીં તો કોઈ એનાથી બાકાત રહેતું નથી. અર્થાત્ સૌમાં તે પડેલું છે. યુરોપમાં બધાં જ શિક્ષિત હોય છે. બધાં જ સાહસિકતાની ચર્ચા કરતા દેખાય છે. પણ આવી રસિકતા તો પૃથ્વીના કોઈ ભાગમાં નથી હોતી. અહીં દેશના સૌ વાસીઓ સૌન્દર્ય પાછળ પ્રાણ પાથરતા હોય છે.

શું ત્યારે તેઓ વિલાસી હોય છે? અકર્મણ્ય હોય છે? જીવનમાંની કઠિન સમસ્યાઓને ઉકેલવામાં તેઓ અક્ષમ અથવા તો ઉદાસીન હશે? ના. તેનાથી સાવ ઊલટું છે. એ લોકો સૌન્દર્યની સાધનામાંથી

## ઉત્થાન

**આરામ આ જુઠો!**

**યૌવનવસંતે ખેલનારાઓ હવે ઊઠો,**
**અંગારવર્ષી રણ હજુ ઓળંગવાના છે;**
**પહાડો અને પથ્થર મહીં પથ કાપવાનો છે;**
**વાદળ વિપત્તિના બધાં વિદારવાના છે,**
**આ આફતોની આંધીમાં ડગ માંડવાના છે;**

**આરામ આ જુઠો!**

**આ પુષ્પપથની છાંયથી બંધુ હવે ઊઠો,**
**લાખ્ખો નિસાસાઓ અને ચિત્કાર ઘાયલના;**
**અશ્રુનદીથી ઊઠતાં મોજે શ્રવણપથમાં,**
**કચરાય કોટી માનવીની હા જીવન વેલો.**
**પાદ પ્રહારે ક્રૂર બેઠો પારધી ખેલો,**
**અંધાર ઘેર્યાં ઝંખતા એ તેજ કિનારા,**
**પાથેય હિમ્મતના ભરી હાલો હવે વીરા.**

**આરામ આ જુઠો!**

**યૌવનવસંતે ખેલતા ખેલાડીઓ ઊઠો.**

કનૈયાલાલ પ્રાણશંકર અધિયા

મિતાચાર શીખ્યા છે. સૌન્દર્યની સાધનામાંથી તેઓ વીર્યવાન અને કર્મનૈપૂણ્ય – કાર્યનિપુણ – બન્યા છે. આપણા દેશમાં એવો એક વર્ગ છે જે એમ માને છે કે શુષ્કતામાં પૌરુષ સમાયું છે. અને કર્તવ્યને પથે ચાલવાના સદુપાયમાં રસને બાજુએ મૂકવો પડે છે એટલે કે તેનો ઉપવાસ સેવવો પડે છે. તેઓ જગતના આનંદને વેડફવામાં જગતનું ભલું સમજે છે.

યુરોપમાં જ્યારે ગયો, ત્યારે તેમનાં યંત્ર કારખાનાં, તેમનાં કામકાજની ભીડ, તેમનું ઐશ્વર્ય અને પરાક્રમ ખૂબ જ નજરે પડ્યાં હતાં અને મનને વશ કરતાં હતાં. તથાપિ "આ એક બાહ્ય" હતું. મનુષ્યના હૃદયની સૃષ્ટિ એ હોય છે તે છાની છાની રીતે આધુનિકતાનો ભેદ સમજી લે છે. તેનામાં અહંકાર નથી. આડંબર નથી. તે પૂજા છે. 'પ્રતાપ' પોતાનો પ્રચાર કરે છે. એટલા માટે બની શકે તેટલાં દૂરને પોતાને ત્યાં લાવે અને તે સૌને પોતાની શેહમાં રાખે. જ્યારે 'પૂજા'નું કાર્ય જ એવું હોય છે કે, તે પોતાથી મોટેરાંઓનો પ્રચાર કરે એટલા માટે એનું આયોજન સુંદર અને ટૂંકું. માત્ર મસ્ત પણ એમાં અનેક નહિ તેવું. જાપાન પોતાના ઘર અને બારણાંમાં સર્વત્ર સુંદરની ભાવના રાખી તેની સામે પોતે અર્ઘ્ય નિવેદન કરે છે. આ દેશમાં આવતાં જ સૌથી પહેલાં મોટી વાત એ જ કાને સાંભળવા મળીઃ "મને સારું લાગ્યું. મને ગમ્યું." આ વાણી દેશભરમાં સૌના મનમાં ઊગતી મહેકી નથી અને સૌની વાણીમાં એવો પ્રકાશ આવવો એ પણ અઘરું છે. પંચુ અહીં પ્રકાશ પડે છે. પ્રત્યેક નાની ચીજોમાં, નાના વ્યવહારમાં એ બધામાં આનંદનો

## મત વરસો રે નેન

મત વરસો રે નેન,
મારાં મત વરસો રે નેન!
વરસો છો વર્ષાની પેઠે તોય મળે ક્યાં ચેન? મારાં.

માંગ્યું કોઈને મળતું નથી,
મળશે તુંને ક્યાંથી?
રોઈ રોઈને આમ હવે શું
વળશે રણ ભરવાથી?
કરમ તારે નિતની લખી કાળી ભમ્મર રેન! મારાં.

જેને કાજે જિવતરને તેં
સાવ નીચોવી નાખ્યું
એણે તારે કાજે ક્યારે
એક વેણ શું રાખ્યું?
ભાન ભૂલ્યા છો સાવ રે ભોળા આજ ચડ્યું છે ઘેન!
મારાં વરસો વરસો નેન!

નટરાજ મહાભટ્ટ

પરિચય પામી શકાય છે. એ આનંદ ઉપભોગ માટેનો નહીં પણ પૂજાનો આનંદ. સુન્દર માટેનો આવો આંતરિક આદર બીજે ક્યાંય જોવા મળ્યો નહિ. આટલી ચોકસાઈપૂર્વકનું જતન, આવું નિર્મળ એનું રક્ષણ કરીને એની (સૌન્દર્ય) સાથેનો વ્યવહાર પાડવો, એવું કોઈ જાતિમાં જોયું નથી. જે એમને ગમે, તેની સામે તેઓ એક શબ્દ બોલતા નથી. સંયમ એ જ એમની વિશેષતાનો પરિચય અને સ્તબ્ધતા એ જ એમની ગંભીરતાનું માપ છે. આ બધુ એમના અંતરમાંથી જ તે માપી લે છે. અને એ બધા એમ માને છે કે બૌદ્ધધર્મની સાધનાવડે તેઓ આંતરિક શક્તિ પામ્યા છે. એઓ સ્થિર બનીને શક્તિઓનો સંચય કરી શક્યા છે. અને કોઈપણ સંજોગોમાં નિરાશ ના થાય એવી રીતે ચિત્તને પ્રસન્ન રાખે છે. ઊંચી સમજ રાખી શકે છે.

આગળ કહી જ ગયો છું કે પ્રતાપના પરિચયમાં મન વશ થાય છે પણ અહીં પૂજાના સંબંધમાં જોઉં છું કે તેમાં મન પરાજયનું અપમાન અનુભવે છે. મન આનંદિત થાય છે, ઈર્ષ્યાખોર નથી બનતું. કેમકે, પૂજામાં તો પોતાથી જે મોટાં છે, તેને માન આપવાનું હોય છે, તેમની પાસે આનંદપૂર્વક માથું નમાવવાનું હોય છે. મન ક્યાંય ભટકી શકતું નથી. ત્યાં જ સ્થિર થાય છે. દિલ્હીમાં જ્યાં પ્રાચીન હિન્દુ રાજાઓની કીર્તિકળાના મધ્યમાં કુતુબમિનારને અહંકારના મુશળની જેમ ઊભો કર્યો છે, ત્યાં એ જ ગર્વિત માનવના મનને પીડે છે. અથવા કાશીમાં જ્યાં હિંદુની પૂજાને અપમાનિત કરવા માટે ઔરંગઝેબે મસ્જિદની સ્થાપના કરી, ત્યાં ન થયાં દર્શન શ્રીના,

ન થયાં દર્શન કલ્યાણનાં, પણ જ્યારે તાજમહેલની સામે જઈને ઊભો, ત્યારે મનમાં કોઈ જાતનો તર્ક ન આવ્યો કે આ હિન્દુની કીર્તિ છે, ન તો મુસલમાનની કીર્તિ છે. ત્યારે થયું આ છે માનવની કીર્તિ. અને એવો જ અનુભવ હૃદયમાં થયો. જાપાનનો જે શ્રેષ્ઠ પ્રકાશ છે તે અહંકારનો પ્રકાશ નથી, આત્મનિવેદનનો પ્રકાશ છે. આ પ્રકાશ માણસને આહ્‌વાન આપે છે. આઘાત કરતો નથી. એટલા માટે જાપાનમાં આ જાતના ભાવોનો વિરોધ જોઉં છું ત્યારે મનની અંદર વિશેષ ભાવે પીડા અનુભવું છું. નૌકાયુદ્ધમાં ચીન સાથે જાપાને જયલાભ કરેલો. એ જયચિહ્નોને કાંટાની જેમ ચારેકોર મોતીની માળાની જેમ પરોવેલાં રાખવાની અશિષ્ટતા થઈ છે તે છે અસુંદર. અને એ વાત જાપાને સમજવી જોઈતી હતી. પ્રયોજનને ખાતર અનેક ક્રૂર કર્મ માણસને કરવા પડતાં હોય છે પણ તે બધાને ભૂલાવી દેવાં એમાં જ મનુષ્યત્વ છે. માણસને માટે જ ચિરસ્મરણીય છે, જેને માટે તે મન્દિર બાંધે છે, મઠ બનાવે છે. એ હિંસા નથી.

આપણે ઘણા આચાર, ઘણી ચીજો યુરોપ પાસેથી લાવ્યા છીએ. બધો સમય પ્રયોજનની ખાતર નહિ, કેવળ માત્ર તે યુરોપીય છે કહીને. યુરોપથી આપણા મનને એટલો બધો અંજાપો લાગી ગયો છે કે તે અભ્યાસવશ થઈને અનુકરણ કરતાં શરમાતું નથી. યુરોપની જેટલી વિદ્યા છે, તે બધી આપણે શીખવા યોગ્ય ગણાય—એ વાત જાણે કે હું માનું છું. પણ જે વ્યવહાર છે તે બધો જ આપણે લઈ લેવો એ વાતને હું નથી માનતો. તો પણ જે લેવા યોગ્ય ચીજ, તે બધી દેશમાંથી લેવી જોઈએ_એ કહેતાં હું અચકાતો નથી. પણ એટલા માટે તો જાપાનમાં જે બધા ભારતવાસી આવ્યા છે, તેમના સંબંધમાં એક વાત હજી સમજી શકતો નથી. હું જોઈ શક્યો છું કે તેઓ યુરોપની નાની નાની આવશ્યક, ઢંગધડા વગરની ચીજોની પણ નકલ કરે છે. પણ તેઓને શું જાપાનની કોઈ ચીજ આંખે ચડતી નથી? તેઓ અહીંથી જે સઘળી વિદ્યા શીખે છે, તે પણ યુરોપની વિદ્યા—અને જેમને થોડી ઘણી આર્થિક અથવા બીજી રકમની સુવિધા છે, તેઓ તો કોઈ હિસાબે અહીંથી અમેરિકા સુધી દોડે છે. પણ જે બધી વિદ્યા અને આચાર તેમજ વસ્તુઓ જાપાનની સંપૂર્ણ છે, તેમાથી કંઈ જ આપણે લેવા જેવું નથી જોઈ શકતાં!

હું પોતે કહી શકું છું કે આપણી જીવનયાત્રાને ઉપયોગી ચીજ અહીંથી જેટલી લેવાય એટલી યુરોપથી નહિ. તે સિવાય જીવનયાત્રાની રીત જો જાપાન પાસેથી વિના સંકોચે અપનાવી હોત તો તેથી ઘણો જ લાભ થાત. (ક્રમશઃ)

અનુ૦ **વિમળા પટેલ**

## રામદાસવાણી

* રસ્તામાં સર્પના આકારનું કાષ્ઠ પડેલું જોતા જ અતિશય ભય લાગે છે; પરંતુ એ તો લાકડું છે એમ જાણી ગયા પછી જેમ તેને કોઈ મારતું નથી, તે જ પ્રમાણે માયા અત્યંત ભયકારક છે ખરી; પરંતુ વિચાર કરી જોતાં તે મિથ્યા જણાયા પછી તેનો ભય શા માટે રાખવો?

* પારસથી બનેલું લોહનું સુવર્ણ કાંઈ લોઢું થતું નથી, તેમ આત્મસ્વરૂપને પામેલા સાધુને પુનર્જન્મ હોતો નથી.

* છાશને વલોવવાથી માખણ મળતું નથી; ભાતનું ઓસામણ પીવાથી કાંઈ દૂધનો સ્વાદ આવતો નથી; ફળની છાલ ચાવવાથી કાંઈ ફળનો સ્વાદ આવતો નથી; કૂચા ચાવવાથી કાંઈ શેરડીનો સ્વાદ આવતો નથી; તે જ પ્રમાણે બ્રહ્મજ્ઞાન વિનાનો બીજો અનેક પ્રકારનો ઉપદેશ વ્યર્થ—અસાર—છે.

* જે માણસ 'હું'પણાથી છૂટી જાય છે તે જ મુક્ત થાય છે; પછી તે મૂક હોય વા બોલતો હોય પરંતુ તે મુક્ત જ છે.

# જીવવા જેવું જીવન

હરિભાઈ છો. પટેલ

જલ્લાદ પણ ભાગ્યો!

૧૯૨૮નો નવેમ્બર માસ હતો.

ગાંધીજી પંજાબના પ્રવાસે જઈ રહ્યા હતા.

રસ્તામાં એક સ્ટેશને એક માણસ ગાંધીજીના ડબ્બામાં ચઢ્યો. પાછળથી ખબર પડી કે એ સરકારનો ખાંધિયો હતો.

પેલાએ ગાંધીજીની સામેની પાટલીએ બેઠક લીધી.

થોડીવાર તો તે આમ તેમ ઘુરકતી નજરે જોતો રહ્યો. પછી જેમ એકદમ કડાકા સાથે વરસાદ તૂટી પડે તેમ તે બેફામ ગાળોનો વરસાદ વરસાવવા લાગ્યો.

વચ્ચે વચ્ચે ગાંધીજી તરફ ગર્જના કરતો બોલે: 'તમે દેશના છૂપા દુશ્મન છો.' 'દેશને આઝાદ કરવાના ઓઠા નીચે અંગ્રેજોને વેચી રહ્યા છો.' 'દેશમાં કોમી ખુનામરકી અને લડાઈ ઝગડો કરાવી દેશને બરબાદ કરવો માગો છો.' વગેરે વગેરે.

વળી વચ્ચે વચ્ચે કાનના કીડા ય ખરી પડે તેવી ગાળો ચોપડાતી દેતો.

બાપુ તો ગાળોને પુષ્પો સમાન ગણતા હતા. હિમાલયની જેમ અડોલ હતા. પેલાને સમજાવતા હતા: 'ભાઈ, માણસના મુખમાં અપશબ્દો ન શોભે.' પણ બધું વ્યર્થ. પેલો તો બેફામ બક્યે જતો હતો.

બાપુને જ્યારે જણાયું કે આ માણસના દિલમાં બહુ ઉકાળો ભર્યો છે ત્યારે તેમણે પોતાના જ કાન બંધ કરી લીધા. પેલાને ચૂપ રહેવા વધુ કંઈ જ ન કહ્યું! બસ, બોલવા જ દીધો.

ઉત્તેજિત થાય એવો શબ્દ જ સામેથી ન ઉચ્ચારાય ત્યારે પેલાની હૈયાસગડી ક્યાં સુધી જલતી રહે? આખરે એની પાસેનો ગાળોનો ભંડાર ખૂટી ગયો.

વળી, બાપુ કે તેમની મંડળી તરફથી કાંઈ જ વિરોધ ન થતાં બિચારો આખરે હાર્યો. અને સ્ટેશન આવતાં જ ઉતરી પડ્યો!

બાપુજીથી જરા દૂર એક પંજાબી ભાઈ બેઠા હતા તે વારે વારે મુઠીઓ વાળતા હતા. તેના મનમાં કે જો પેલો ગાંધીજી ઉપર હાથ ઉઠાવે તો તેને મચ્છરની માફક મસળી નાખું. પણ એવું કાંઈ જ બન્યું નહિ. ઉલટો યોદ્ધો જ મેદાન છોડી ભાગ્યો! તેથી તેને ઘણું આશ્ચર્ય થયું. તેને બાપુની કરામત ન સમજાઈ. એટલે પૂછ્યું: "બાપુજી! આપે તો કમાલ કરી. પેલાને કંઈ પણ ન કહ્યું છતાં એ ભાગ્યો કેમ? આ તો ગજબનો જાદુ કહેવાય!"

બાપુ મલકતે મોંએ બોલ્યા: "ભાઈ! આ બધાં પ્રેમનાં પરાક્રમ છે. જ્યાં સંપૂર્ણ પ્રેમ હોય ત્યાં દ્વેષ ટકે જ નહિ."

પછી જરા કટાક્ષ કરતાં બાપુજી બોલ્યા: "ભાઈ, દ્વેષ સ્વભાવે જ અલ્પજીવી હોય છે. એટલે મૌન સેવનાર આગળથી દ્વેષીનો ભાગ્યે જ છૂટકો થાય છે. પણ એ ભાઈ વધુ ગાંગડુ હતા. તેમનો ગર્વ સહેલાઈથી ન ગળી ગયો. એટલે પોતાને જ પોતાની જાતે હારી પલાયન થઈ જવું પડ્યું!"

પછી સાથીઓને પ્રેમ-ભીને સ્વરે કહેવા લાગ્યા:

"આપણી પાસે ગાળો કે ગુસ્સાનો સામનો કરવા માટે એક જ શસ્ત્ર છે. એ છે સહનશક્તિ.

માનવ-સ્વભાવ જ એવો દૈવાંશી છે કે જો આપણે તે તરફ લક્ષ ન આપીએ, વાચિક કે કાયિક સામનો ન કરીએ અને સમતાપૂર્વક મૌન સેવીએ, તો આખરે ગાળો દેનાર પણ માનવ છે ને? મોડી કે વહેલી તેની માનવતા પ્રગટે છે. પોતે પોતાની ગાળોથી અકળાય છે, ભોંઠો પડે છે અને અવાક્ થઈ જાય છે.

"માણસ સઘળું સહી શકે છે. આત્માની નાલેશી ક્યારે ય સહી શકતો નથી."

આવું અસરકારક હતું બાપુનું પ્રેમ-શસ્ત્ર. ભલભલા ભડવીર પણ તેમના પ્રેમથી પરાજિત થઈ ગયા છે.

મહર્ષિ પતંજલિએ યોગસૂત્રમાં કહ્યું છે ને કે-

અહિંસા પ્રતિષ્ઠાયાં તત્સન્નિધૌ વૈરત્યાગઃ।

પ્રેમ એ અહિંસાનું રચનાત્મક સ્વરૂપ છે.

ખરેખર, પ્રેમની માનવ હૃદયમા પ્રાણ-પ્રતિષ્ઠા થતા તેની નજીક વેર ટકી શકતું જ નથી.

*

વેપાર

'બોલો, શો ભાવ લેવા ઇચ્છો છો?' અમદાવાદના ચોખા બજારના એક વેપારીને બહારગામના એક સોદાગરે પૂછ્યું.

'બાર રૂપિયા, સાહેબ!'

'તો અમૃતલાલ, બાર રૂપિયે આપણો સોદો નક્કી ને?'

'હા. હા. સોદો પાકો.' અમૃતલાલે મક્કમતા પૂર્વક કહ્યું.

આમ આ સોદો મોઢાનો હતો. ન કંઈ બાનું અપાયું હતું કે કંઈ લખાણ થયું હતું.

આ વાતને પખવાડિયાં વીત્યાં. તે દરમ્યાન ચોખાના ભાવ દોઢા થયા. છતાં પેલો સોદાગર માલ તોળી જવા ન જ આવ્યો!

અમૃતલાલે અંતે થાકીને કાગળ લખ્યો. સોદાગર આવ્યો. કહેવા લાગ્યો: 'ભાઈ! વેપારી રીત રસમ પ્રમાણે મારે એક-બે દિવસમાં માલ તોળાવી જવો જોઈતો હતો. પણ મારી શરત-ચૂક થઈ.'

'તો એમાં શું બગડી ગયું? આજે તોળાવી લો."

'પણ ભાઈ! એ દિવસે ઉતાવળમા માલનો જથ્થો નક્કી કરવાનું તો રહી ગયું હતું એ મારી બીજી ભૂલ.' જાણે માર્મિક વિનોદ કરતો હોય તેવી સોદાગરની મુખાકૃતિ હતી.

'તેનો ય કંઇ વાંધો નહિ. અમારાથી આડું અવળું બોલાય. તે દિવસે એ માલનો મારે ત્યાં જેટલો જથ્થો હતો તે બધો જ હું તોળી આપવા તૈયાર છું.' અમૃતલાલે નિખાલસ ભાવે કહ્યું.

'ના, ભાઈ! એમ ન બને. તમારી સજ્જનતા પ્રસંશનીય છે. પણ મીઠા ઝાડનાં મૂળ ન ખોદી કઢાય. મને ભલે આજે એકના બમણા થતા હોય પણ લોભના 'માર્યો વેપારી-ધર્મ કેમ ભૂલાય? મારી ભૂલ મારે ભોગવવી રહી. માટે આપણા સોદા પેટે માત્ર એક જ બોરી ચોખા આપો. જેથી આપણા વચન રહે.'

વાહ! આ કલિયુગમા જ્યાં દરેક ક્ષણે વેપારમાં દગો-ફટકો રમાઈ રહ્યો છે ત્યાં આવા વેપારનું હાર્દ સમજનારા સત્યશીલ વેપારીઓને જોઈ મારું હૈયું ગદ્ગદ થઈ ગયું.

વેપારને ધંધો નહિ પણ ધર્મ સમજનારા એ વેપારીઓ મને સતયુગના મહામાનવ અને કલિયુગના દેવ લાગ્યા.

આજના ગાઢ અંધકારમાં એવા દીવાએ અન્ય દીવા પ્રગટશે એવી આશા અસ્થાને નહિ ગણાય.

ગાઢ અંધકાર એ સુવર્ણ પ્રભાતની આગાહી નથી શું?

# ખરી સાધુતા

સત્યાનંદ

બલ્ખના પાદશાહ સુલતાન ઈબ્રાહિમ 'ઈબ્ન-આદમ'ના નામથી મૂલ્કમશહૂર છે. ઉત્તરાવસ્થામાં તેઓ ફકીરી હાલતથી રહેતા. એમની આસપાસ સેંકડો શિષ્યો એકઠા થતા અને તેઓ ઘણો જ સાદો ઉપદેશ તેઓને આપતા. તેનો સાર એ હતો કે જે કાંઈ ખાવું તે મહેનતથી કમાઈને ખાવું.

પોતાનું જીવન તો મહેનત પર જ નભાવતા. વગડામાંથી લાકડાં કાપી લાવતા અને એની ભારી વેચી તેમાંથી રોટી–ખજૂર જે મળે તે ખાઈ ભૂખ સંતોષતા, બાકી બચે તે બધું એમના શિષ્યોને વહેંચી દેતા.

પારકાના સુખ માટે જાતે પારાવાર દુ:ખ વેઠવાનું આવે તો તે પણ વેઠતા.

એક વખતે શિયાળામાં કેટલાક દરવેશો ભેગા એક મસ્જિદમાં પોતે રહેતા હતા. મસ્જિદ જૂની ખંડેર જેવી થઈ ગઈ હતી. બારણામાં જ મોટી ફાટ પડી હતી અને તેમાંથી સોંસરો ઠંડો પવન વાતો હતો. કહેવાય છે કે તે પવન અટકાવવા પોતે આખી રાત બારણા સરસા પીઠ વેડતા ઊભા રહ્યા હતા!

વળી બીજે એક વખતે દરવેશ સાથે મુસાફરી કરતા હતા, ત્યાં રસ્તામાં દરવેશ માંદો પડ્યો. તેમણે તેની ચાકરી–બરદાસ્ત કરવામાં પોતાની પાસે જે કંઈ હતું તે બધું ખરચી નાખ્યું. પણ તે ઉપરાંત પણ પૈસાની જરૂર ઊભી થઈ ત્યારે તેમણે પોતાનું એકનું એક ટટ્ટુ પણ વેચી દીધું. છેવટે દરવેશ સહેજ સાજો થયો અને બંને આગળ ચાલ્યા, તો રસ્તામાં દરવેશ બિચારો થાકી ગયો તે જોઈ એને પોતાને ખભે બેસાડી ત્રણ મંજલ લઈ ગયા.

એકવાર રસ્તા ઉપર એમણે એક માણસને દારૂ પીને પડેલો દીઠો; એનું મોં કચરાથી ખરડાયેલું હતું અને અંદરથી દારૂની દુર્ગંધ આવતી હતી. એ જોઈને એમને દયા આવી: પ્રભુનું નામ લેવા જોગ મોં તેમાં દારૂ ગંધાય એ ઠીક નહિ–એમ કહીને પોતે એનું મોં ધોયું અને પાણીના કોગળા કરાવ્યા. પેલા માણસને ભાન આવ્યું એટલે પોતે કરેલા કામ માટે એણે ઘણો પસ્તાવો કર્યો અને તે દિવસથી દારૂ પીવાનું છોડી દીધું.

આવા એ સુલતાન ફકીરને એકવાર કોઈએ પ્રશ્ન કર્યો: "સાંઈ, તમને અત્યાર સુધીમાં મોટામાં મોટો ધર્માત્મા કોણ મળ્યો છે?"

સુલતાને જવાબ આપ્યો: "એક હજામ. એ હજામને મેં કહ્યું 'ભાઈ, ખુદા ખાતર તું મારી હજામત કર.' તેણે ખૂબ જ ભાવથી–કોઈ રાવરાણા કે બાદશાહ-અમીરની હજામત કરે તે કરતાં પણ વધારે ભાવથી–મારી હજામત કરી. મેં તેને કહ્યું: 'હમણાં તો મારી કને કશું નથી જે તને આપું, પણ મને સૌ પ્રથમ જે કાંઈ મળશે તે તને આપીશ.' એટલામાં મારા કોઈ શિષ્યે મને સોના મહોરોની થેલી મોકલી હતી તે આવી પહોંચી. મેં એ થેલી પેલા હજામને આપવા માંડી ત્યારે તે બોલ્યો: 'સાંઈ, તમે નહોતું કહ્યું કે ખુદાની ખાતર હજામત કર?' મેં કહ્યું: 'પણ ભાઈ, એ તો ખરો. આ તો હજાર સોના મહોરની થેલી છે. ભલો થઈને લઈ લે: ખપ લાગશે.' પણ એ એકનો બે ન થયો. ઊલટો હસીને મને કહેવા લાગ્યો: સાંઈ, ખરી સોના મહોરો એ થેલીમાં નથી, પણ ખુદા ખાતર કામ કરવામાં છે.'"

'યાત્રી'

## પ્રકરણ ૧૨—જમનોત્રી અને ઉત્તરકાશી

જાનકીચટ્ટીમાં બધો સામાન મૂકીને કેવળ ધોતી, જળપાત્ર અને લાકડીઓ લઈને જમનોત્રીની કઠિન ગણાતી ચડાઈનું પ્રસ્થાન શરૂ કર્યું. થોડે દૂર જતાં વિશાળ વનરાજિથી ઢંકાયેલા પર્વતનું ચડાણ આરંભાય છે. ત્રીશ અંશને ખૂણે ચાર પાંચ માઈલ સુધી એકધારી ચડાઈ કપરી ગણાય. કાતરનાં ઉઘડેલાં પાંખિયાં જેવા આ માર્ગને "કૈંચીરાસ્તા"—કાતરિયો માર્ગ—કહે છે. આ પર્વત સિવાય પણ એકંદરે યમુનાનો યાત્રાપંથ જૂનવાણી અને તોછડો છે. ક્યાંક પર્વતના પડખાને અર્ધગોળાકાર કોરીને માર્ગ આગળ ધપે છે. આ માર્ગ માંડ બે હાથ પહોળો હોય. તેમાં યે પહાડ તરફનો માર્ગ ઠીક હોય તો નદી તરફનો અરધો માર્ગ સાવ તૂટી પડવાથી ત્યાં ઝાડનાં ચડડાળાં ગોઠવ્યાં હોય. ક્યાંક રસ્તો ભાંગેલો, ઢળતો સીધા ચડાવઊતારનો કે લપસણો હોવાથી નબળા, ગભરાયેલા કે ઘરડા યાત્રાળુઓ બેસી બેસીને તે ઊતરે છે. આવા માર્ગને પાર કરીને પર્વત ઉપર યાત્રી ચડે તો સીધાચઢાણ તૈયાર ઊભા છે! ભલભલાને થકવી નાખતી આ ચડાઈને જરા સુખદાયી બનાવવા કોઈ મારવાડી શેઠે લાંબી શિલાઓ પગથિયાં જેમ મૂકીને માર્ગને સમરાવેલો અને તેની સારસંભાળ ભવિષ્યમાં લેવાય તેવી ટિહરીના રાજા સાથે ગોઠવણ કરેલી. આ બાબતનો એક શિલાલેખ પણ માર્ગમાં આવે છે. આની કોઈ સંભાળ લેવાઈ હોય તેવો અનુભવ યાત્રીને થતો નથી.

જાત્રાળુના પંચાણું ટકા હિંદીભાષીઓ અર્થાત મારવાડી રાજસ્થાનીઓ, માળવીઓ, ઉત્તરભારતીઓ અને પુરબિયાઓ હોય છે. અન્ય કોઈ પ્રાન્તનું એકાદ માણસ સમ ખાવા પૂરતું ક્યારેક દેખાતું. જેમ ચડાઈમાં યાત્રી ઊંચે ચડતો જાય છે તેમ હાંફવા લાગે છે અને વારંવાર થાક લેવા બેસી જાય છે. ખડતલ મારવાડી ખેડૂતો, વનનાં બાળક જેવા માળવીઓ, મલ્લ જેવા ઉત્તરભારતીયો અને જવના લોટના સત્તૂ (સાથવા)ને ગોળની કાંકરી કે ગોળની ગાંગડી સાથે ખાઈને દિનભર ચાલનારા ગરીબ પુરબિયાઓને આ ચડાઈ સરખી જ કષ્ટકર લાગે છે. બધા મરદો થાક લેતા બેઠા હોય ત્યારે થાકેલી સુક-લકડી, પંખડી જેવી અનેક ડોસીઓ લાકડીને ટેકે અને શ્રદ્ધાને બળે ટગુમગુ કરતી આગળ વધતી દેખાય છે. મરદોને ઢંકાવનારા અને તાતી તપસ્યા વેઠાવનારા આ દુર્ગમ પહાડ ઉપર તેમને ચાલતી રાખનાર શક્તિ કોઈ પાર્થિવ નથી. પાર્થિવ શક્તિના તો અહીં ટાંટિયા જ ભાંગી જાય છે. કેવળ શ્રદ્ધા!

શ્રદ્ધામયોઽયં પુરુષો યો યચ્છ્રદ્ધઃ સ એવ સઃ

[આ પુરુષ શ્રદ્ધામાંથી ઘડાયો છે. જેવી જેવી શ્રદ્ધા તેવું તેવું વ્યક્તિત્વ.]

તેમના ચહેરા ઉપર શ્રદ્ધાજન્ય તિતિક્ષા અને ભક્તિભાવ ઊભરાતા છતાં યે દેહ પોતાની જાત ઝળકાવ્યા વિના રહેતો નથી. થાકની મારી વારંવાર તેઓ મોટે સાદે બોલે છે. "જમના મૈયા! અબ તો પાર લગા દે." પણ જમના મૈયા રેઢી નથી પડી! ભાવભક્તિ, તપતિતિક્ષા અને શ્રદ્ધાધૈર્યની તે અંતિમ ઘડી સુધી કસોટી કરે છે. યાત્રીના અંગોમાં બળ રહે કે ન રહે, કોઠામાં શ્વાસ બેસે કે ધમણની જેમ ઊપડે, બરફમાં ઠરો કે તડકે તપો, યાત્રીની સંકલ્પશક્તિની અહીં કીમત છે અંગબળને અને મનોબળને કાંઈ લેવાદેવા નથી એની પ્રતીતિ ખડમાકડી જેવી ડોસીઓ આપે છે. જરા સુખી લોકો આ કપરી કસોટીથી પાછા પડી જઈને તળેટીથી જ ડંડીકંડી કરી લે છે. આવા ખાલી ડંડીકંડીવાળા તળેટીમાં જાત્રાળુની રાહ જોતા બેઠા હોય છે, ક્યારેક જતાઆવતા માર્ગમાં યે મળી જાય. ચારપાંચ માઈલની ચડાઈના દસ રૂપિયા લે છે. જે પૈસા ન ખરચી શકે તે વગી જમનામૈયાનું એક

વાર વધારે સ્મરણ કરીને પુનશ્ચ હરિઃ ૐ [વળી ફરીથી કથા સ્વાધ્યાયનો એકડો] ઘૂંટે છે. થાકેલો, ધીરજ ખોવા માંડેલો યાત્રી ઉપરથી ઊતરતા યાત્રીને પૂછે છે: 'અભ કિતના દૂર હૈ?' વળતો યાત્રી પ્રસન્ન ચહેરે સંજિવની પાતો હોય તેમ પ્રોત્સાહક ઉત્તર આપે છે: 'બસ બે માઈલ, એક માઈલ, અરધો માઈલ, અરે! જમનોત્રીને ઝાંપે આવી ગયા, હવે રહ્યું છે જ કયાં? આ જરા ચઢાણ પૂરું કરો એટલી જ વાર! હમણાં મંદિર દેખાશે! આ હાથવેંતનું જ છેટું છે! ઈત્યાદિ.' થાકેલા હારેલા યાત્રીમાં વળી નવું જોમ આવે છે અને એકાદ માઈલ કે થોડા ફર્લોંગ ખેંચી નાખે છે. એટલામાં ધૈર્યનું અમૃત પાનારા સંતુષ્ટ, કૃતકૃત્ય યાત્રીઓ તરફથી નવું પ્રોત્સાહન મળી ચૂકયું જ હોય! આમ પરમાર્થીઓની પ્રેરણાથી કાલિન્દીની કૃપાથી અને પ્રભુના પ્રસાદથી સર્વે પદ-યાત્રીઓ અને અનેક પંગુઓ જમનોત્રીની કપરી કહેવાતી ચડાઈનું અને તેના ગિરિશિખરનું પણ લંઘન કરે છે ત્યારે ખબર પડે છે કે અંતિમ ઉન્નત હિમ-મય શ્વેતવર્ણી જમનોત્રીના ઉગમરૂપ પર્વતની તળેટીમાં જ તેઓ આવી ઊભા છે. પરંતુ હવે ચાલવાનું છે, ચડવાનું નહિ. 'હાશ' કરીને યાત્રી દૂરથી ડોકાતા યમુનામંદિરને ગદ્‌ગદ્ કંઠે, નત મસ્તકે, બે હા જોડીને પ્રણામ કરે છે.

કૃપાપારાવારાં તપનતનયાં તાપશમની
સુરારિપ્રેયસ્યાં ભવલવદવાં ભક્તિવરદામ્।
વિપજ્જ્વાલા-મુક્તાં શ્રિયમપિ સુખાપ્તેઃ પ્રતિદિનં
સદા ધીરો નૂનં ભજતિ યમુનાં નિત્યફલદામ્॥

[કૃપાના સમુદ્રરૂપ, સૂર્યનાં પુત્રી, તાપને શાંત કરનારાં, મુરારિ ભગવાનને અત્યંત પ્રિય, સંસારરૂપ ભયને બાળી નાખનારાં, ભક્તિદ્વારા વરદાન આપનારાં અને નિત્યફળ (મોક્ષ)ને દેનારાં યમુનાજીને ધીર પુરુષ સદા ભજે છે; જેથી પ્રતિદિન સુખની પ્રાપ્તિ થવાથી વિપત્તિઓના સમૂહથી રહિત લક્ષ્મીને પણ તે અવશ્ય પામે છે.]

યમુનાનું નામમાત્ર શ્રવણે પડતાં બાળગોપાળ કૃષ્ણકનૈયાની મનોહર મૂર્તિ નેત્રો સામે રમવા માંડે છે.

યમુનાતીરવિહારી । વૃન્દાવનસંચારી ।
ગોપીનાથગિરિધારી । મદનમોહનગોપાલા ॥

આવી તેની લીલા છે. આવું છે યમુના અને બાળક કૃષ્ણનું અદ્વૈત. આ કૃષ્ણસખી યમુનાના પ્રાકટ્યનું, તેની અનેક ભક્તપૂજિત પ્રતિમાનું દર્શન થવાને હવે અધઘડીની વાર છે એ વિચાર આવતાં અંગ પુલકિત બને છે, મન ઉલ્લાસિત થાય છે, જીવિત ધન્ય થાય છે.

લાકડીને ટેકે, ચાને ટેકે યાત્રીઓની મૂક કે પ્રકટ સહાનુભૂતિને ટેકે, અને યમુનામૈયાને આશરે યાત્રીઓ પાંચ માઈલની 'ખડી ચડાઈ' ચડીને યમુનાના પ્રવાહ સુધી પહોંચી જાય છે. પ્રવાહ સૌરાષ્ટ્રની કોઈ પણ સારી નદી જેટલો વિશાળ છે. મોટા ઝરણા કે નાળા જેવી જળધારા ઉપરનો પુલ પણ આ વનસૃષ્ટિનો જ અંશ બની ગયો છે. લીલાંછમ વૃક્ષોનાં થડિયાં અને ડાળીઓ કાપીને બનાવેલા આ પુલમાં ડાળી ઉપર કયાંક લીલાં પાંદડાં વળગ્યાં હતાં. સાવ કામચલાઉ પૂલ! સો ટકા સ્વદેશી!—મેઈડ ઈન જમનોત્રી! આ પૂલ પાર કરીને, હાથીના કુંભસ્થળ જેવા પાણાઓ ઉપર ચાલીને સામો કાંઠો ચડવાનો. પૂલ પાર કર્યો એટલે જમનોત્રીના ખોળામાં જઈ પડ્યા. પછી માર્ગની જરૂર પણ શી? પરિણામે યાત્રીઓ નાનકડા ખડકો જેવા, ગોળ કોઠી કે પીપ જેવા તટના પાણાઓ ઉપર ચડતા, અને મારી જેમ કોઈ વાર તેની ઉપરથી થાકથી પડતા, કાંઠાની મેખડો ઉપર ધીમે ધીમે આવે છે. અહીં ગરમ પાણીના કુંડ-તપ્તકુંડ-છે. સહજ ઉપર બે છિદ્રમાંથી ભખભખ અવાજ કરતું, વરાળના ગોટા ઉડાડતું, દસહજાર ફૂટ કે વધુ ઊંચાઈએથી તેટલું જ પૃથ્વીના પેટાળમાં ગયેલું અને ગરમ થઈ પુનઃ હિમસૃષ્ટિમાં અવતરતું ઉષ્ણોદક યાત્રીનો બધો યે શ્રમ હરી લે છે. સ્નાન પછી યમુનામૈયાના મંદિરમાં જઈને તેનું યથાવિધિ પૂજન કર્યું. મંદિરમાં ગંગા-યમુનાની ગૌર-કૃષ્ણ સાદી પ્રતિમાઓ છે.

યમુનામૈયાના આ મંદિરથી યમુનાનું ઉગમસ્થાન માત્ર બે ફર્લોંગ જ દૂર છે. નજર સામે દેખાય છે

ત્યાં પહોંચવાનો માર્ગ પણ છે. પરંતુ ત્યાં કોઇ જતું નથી. શા માટે જવું? ત્યાં મંદિર હોત તો તો અવશ્ય જાત. આપણી યાત્રાઓ પ્રકૃતિદર્શન માટે યોજાઈ છે પણ પુણ્યાર્જન માટે જ થાય છે એ પહેલી વાત; બીજી અને વધારે વાસ્તવિક વાત એ કે ત્યાં જવાના હોશકોશ કોઈનામાં ન હતા.

છતાં મે યમુનાના આરંભબિન્દુથી ક્યાં દૂર પણ છીએ? કમળ જેવી ગોળાકાર પર્વતમાળા ઉપર સર્વત્ર હિમશૃંગો આવેલાં છે. યમુનાની ખીણના આરંભસ્થાને હજારો ખાંડી બરફની બનેલી હળતી હિમભીંત ગળીને અંદરથી જ જળરૂપે ઝરવા માંડે છે. તેમાં તેટલી જ ઊંચાઈએ અડખેપડખેનાં બીજાં હિમનિર્ઝરો આવી ભળે છે. એ આકાશી હિમપ્રપાતથી સુપુષ્ટ બનેલી વારિધારા જળધોધ રૂપે પૃથ્વીનો પ્રથમ સ્પર્શ યમુનાની ખીણમાં કરે છે. આ જળધોધનું ભૂમિસ્પર્શસ્થાન પણ જમનોત્રી ગણાય. અને હિમભીંતનું જળધોધમાં થતું રૂપાંતર પણ જમનોત્રી ગણાય. હિમાલયની બધી જ ગંગાઓ હિમભિત્તિના કે હિમસરિતાના ગલનબિંદુમાંથી પ્રકટે છે. 'બહાર દીસે નગ કોરડા, માંહી ભર્યો જળના ઓરડા' એ અખાભગતની ઉક્તિ દેશની નદીઓ માટે લખાયેલી છે. પરંતુ જમનોત્રીને ભૂમિપ્રાકટ્યસ્થાને ગણવી કે પર્વતની અધવચાળેના જળપ્રાકટ્યસ્થાને ગણવી એ બધી ચર્ચા ભણેલા નવરાઓ માટે જ છે. અભણ ભોળા યાત્રીઓ તો ઉત્તર દિશામાં હાથ જોડીને જમનોત્રીને પ્રણમે છે. તેમનાં ધાર્મિક હૃદયોને ચિકિત્સકવૃત્તિની જરૂર નથી. તેમની શ્રદ્ધાને તર્કવિતર્કો સતાવતા નથી.

કુતર્કેડિય કાંશ્ચિન્મુખરયતિ મોહાય જગતઃ।

[આવો કુતર્ક જગતને મોહમા નાખવા માટે જ કેટલાક લોકોને વાચાળ બનાવે છે–મારા જેવાને કમભાગ!]

અહીં થાકથી ભૂખ-મરી જાય છે. પરંતુ દેહને ભાડું તો આપવું જ રહ્યું એટલે પાકા 'પાવભર'માં તળેલી ત્રણ પૂરી અને સાથે જ મળતાં બટાટાનાં ત્રણ ફોડવાં દુકાનદાર પાસેથી વેચાતાં લીધાં. તળેલા લોટના ત્રણ ગોળા ગળે નહિ ઊતરે એમ લાગવાથી જમનોત્રીની દેવભૂમિમાં ન શોભે એવું દેહાભિમાન દર્શાવીને મેં કહ્યુંઃ 'આટલા શાકથી નહિ ચાલે.' દુકાનદારે મારી ભીડ ભાંગવા દેવોને દુર્લભ એવા પવિત્ર જમનાજળનો એક કડછી ભરીને રસો ઉપરથી ઉદારતાપૂર્વક આપ્યો.

સહજ મિલા સો દૂધ બરાબર, માંગ લિયા સો પાની
ખીંચ લિયા સો રક્ત બરાબર, કહત કબીરા જાની.

—આમ કબીર પણ મારા અનુભવની સાક્ષી પૂરે છે.

બે કલાક યમુનોત્રીમાં ગાળી, સ્નાન–પાન–દાન કરીને, બરફથી જાન બચાવવા બપોરે બાર વાગે જ પર્વત ઊતરવા માંડ્યો. અહીં બદરીકેદારની જેમ કોઈ હિમસરિતા માર્ગમાં ન હતી. જેટલી હતી તે કમળાકાર પહાડોમાંથી હેઠે ઊતરીને યમુનાના પ્રાકટ્યસ્થાનની આસપાસમાં જ જળરૂપે એકત્ર થતી હતી. ઊતરતાં બીજું એ જોયું કે આખો પર્વત વિવિધ વૃક્ષોનાં અરણ્યથી હાંસોહાંસ ભરેલો છે. કેટલેક હજાર ફૂટની ઊંચાઈ સુધી લાલ કરેણ જોવા મળતી હતી. દેશનાં વૃક્ષો કરતાં તેનું કદ પણ બમણું હતું. તેમની ઉપર મોટાં લાલ કરેણફૂલો બાઝ્યાં હતાં. ઘણીવાર ડાબે હાથે લાલકરેણ અને જમણી બાજુ ધોળા પીળચટા ફૂલ કુસુમો દેખાતાં. પુષ્પમય ઘટાદાર મોટાં વૃક્ષો, શીતળ છાયા, ગાઢ અરણ્ય અને હિમમય પર્વતોના સાન્નિધ્યને લીધે ખરે બપોરે પણ શીતળતા વરતાતી હતી. વધારામાં વરસાદ શરૂ થયો. એટલે શરદીથી બચવા ચાની દુકાનોનો આશરો લેતો, થાક ઉતારતો, સાંજે સાડાચારે જાનકી ચટ્ટીમાં પહોંચ્યો. ચોકીદારને ભળાવેલો સામાન પાછો મેળવ્યો. હજી યાત્રીઓ આવ્યા ન હોવાથી સ્ટેશમાં સારી જગ્યા જોઈને સ્થાન લીધું. થોડીવારમાં બંને માર્ગનાં યાત્રીઓથી ચટ્ટી ઊભરાવા લાગી. આખી રાત ઊંઘ એવી ઘસઘસાટ આવી કે પ્રભાતમાં ઊઠ્યો ત્યારે પણ એક કલાક વધારે ખેંચી કાઢવાનું મન થયું.

જાનકીબાઈની ચટ્ટીએથી માર્ગ પગથિયાંવાળાં ખેતરોમાં થઈને જતો હતો. ઘઉં, બટાટા અને

રામદાણા (સામો–રાજગરો જેવુ ધાન્ય)ના હારબધ ઢગના ખેતરોમાથી વાકોચૂકો માર્ગ રળિયામણો લાગતો હતો રામદાણાના લાલ છોડવાઓમા બીજા લીલા છોડવાઓ ભળતા ભાતીગળ ફૂલની શોભા મનને હરતી હતી ચાર માઈલ નીચે આવેલી હનુમાન ચટ્ટીએ વિશ્રામ લઈને બીજા ચાર માઈલ ઉતરતા સ્યાના ચટ્ટીએ પહોચ્યો અહી યમુનાના પથરાળ તટમા કુડ બનાવ્યો છે ત્યા છાતીસમાણા કુડમા વેગવતા વારિપ્રવાહમા ડુબકી મારી બહાર નીકળ્યો આશા તો હતી કે બેએક માઈલ દૂર આવેલી આગારા ચટ્ટીએ જઈ ભોજન કરુ પણ તે તો કાચી ચટ્ટી નીકળી ત્યા "બની બનાઈ" રસોઈ મળતી ન હતી આવે ભીડને પ્રસગે ગોળ અને માડવી (મગફળી) સારુ કામ આપે છે વળી ચટ્ટીમા પગ મૂકવાની જગ્યા પણ ન હતી એટલે ચાલવામા જ શ્રેય હતુ

આસ્તે ભગ આસીનસ્ય ઊર્ધ્વં તિષ્ઠતિ તિષ્ઠત ।
શેતે નિપદ્યમાનસ્ય ચરાતિ ચરતો ભગ ॥

[બેઠેલાનુ પ્રારબ્ધ બેસે છે ઊભેલાનુ પ્રારબ્ધ ઊભે છે ઊંઘનાનુ પ્રારબ્ધ ઊંઘે છે અને ફરતાનુ પ્રારબ્ધ પણ ફરે છે ]

બપોર પછી વરસાદ વરસવો શરૂ થયો માથે મેઘગર્જના મડાણી વિશાળ આકાશ અને પ્રબળ પર્વતમાળાઓમા એક વાર મેઘગર્જના મડાણી એટલે મિનિટો સુધી તે સભળાયા કરવાની અહી ગર્જના પૂરી થાય તો ત્યા શરૂ થાય અને ત્યા પૂરી થાય તો ત્રીજે આરભાય આમ માફનોમા પથરાયેલા વાદળા એક પછી એક વારા ફરતી મિનિટો સુધી વણથભી ગર્જના, વીજળી વરસાદ અને તેના પહાડી પડઘાથી બીહામણા દર પળે વધતી લાગે છે વરસાદથી અટકી યાત્રીઓએ ઓથ-આડશ મેળવીને ચાલવાનુ બંધ કર્યું. વાતા થતી જ ગઈ મારી આગળ પાછળ કે સાથે કોઈ જ ન હતુ જમનોત્રી આવવાને એકાદ માઈલની વાર હશે. અહી યમુના પર ઠ ઓળગવાનો હતો. પુલ જમનોત્રીના જેવો જ સરોવા અને પહાડી વૃક્ષોમની પેદાશ રૂપ હતો એક તો આવા નરસિહ મહેતાની વેલ જેવા પુલોને કઠેડા નથી હોતા અને બીજુ નીચેની યમુના જાણે અડીને જ ઊછળતી વહે છે આથી આવા કામ ચલાઉ લાકડિયા પુલો ડોસાડગરા માટે મોટી વિમામણ ઊભી કરે છે પુલ આગળ આવીને, મે જોયુ કે બે ડોસીઓ વરસાદમા ભીજાતી કોઈ યાત્રીની મદદની રાહ જોતી ઊભી છે દેહાતી હિદીમા તેમણે મને પુલ ઊતારવાનુ કહ્યુ હુ સમજ્યો છુ તેની સત્યતાની ખાત્રી કરવા મે મારી (અ)શુદ્ધ હિદીમા એ જ વાત ઊલટાવીને પછી જોઈ ડોસીમાને હાથ ઝાલીને ડગુમગુ કરતા પુલ પાર તો કરાવ્યો પણ સામે કાંઠે પહોચતા રસ્તો જ ન મળે! વરસાદથી યાત્રીઓના શિલા ઉપરના પદચિહ્નો ધોવાઈ ગયેલા અને સામે સર્વત્ર પ્રચડ શિલાખડો! જ્યા જાઉ ત્યા ભુલ ભુલામણીને અને દીવાલ! મે ડોસીઓને હિંમત આપી અને હુ માર્ગ શોધવા માડ્યો પણ માર્ગ શોધનારા મને તેમણે ફાંફાં મારતો જોઈને કાઢ્યો અને પોતે ખોળી કાઢેલા માર્ગે મને ચડાવ્યો યમુના પાર કરાવવાનો જરાતરા ચડેલો ગર્વ તેનો બીજે કાંઠે ઊતરતા પહેલા જ ગળી ગયો!

જમનાચટ્ટીમા સાજે પહોચીને જોઉ તો ચટ્ટી ભરચક! નેપાળી મજૂરો માટે એક લાકડાની ઓરડી થોડે દૂર હતી ત્યા ઓસરી ઉપર બિસ્તરો લગાવ્યો આ પછી દુકાનદાર પાસે પુરી શાકની વરદી આપવા ગયો દુકાનદાર હતો એક અને જાત્રાળુ હતા સો સધા જ ટાણે મા ડૂબવાના ચાની માગણી કરતા હતા બધાને માટે ચા બનાવતા પૂરા બે કલાક નીકળી ગયા જમીને આવીને જોઉ તો બિસ્તરો ગુમ! ત્યા એક નેપાળી મજૂર સૂતેલો તેને પૂછ્યા મિનમાની શૈલીમા તેણે કહ્યુ 'દેખ લો' અધારામા દેખવાનુ હતુ જ ક્યા! છેવટે આમ તેમ ફંફોસતા દૂર હડસેલાયેલો બિસ્તરો હાથ લાગ્યો. પણ સૂવુ ક્યા? બહાર વરસાદ હતો ઓસરીના છાપરાના નળિયા છપ્પનિયાની સાલના હશે એટલે ગળતા હતા. માડ માડ બેએક હાથ લાબી અને બેએક હાથ પહોળી ઓટલાની કોર મળી તે ભીની તો હતી જ પણ ન રોકી લઉ તો તે જવાનો પણ ભય હતો! એટલે

ટૂંટિયું વાળીને સૂતો. રાતમાં કેટલાયની ચરણરજ લીધી હશે અને કેટલાયને ચરણરજ આપી હશે. સવાર થતાં ઊંઘમાં બંધાયેલો ગુરુશિષ્યભાવ બિસ્તરાની સાથે જ ઝાટકી નાખ્યો અને આગળ ઊપડ્યો.

પાંચનો ઊપડેલો નવ વાગે ગંગનાની પહોંચ્યો. જમનોત્રીથી ગંગનાની સુધીના ઊતારમાં ખેતીની ત્રણ સ્થિતિ જોઈ. જમનોત્રીની નીચેનાં ખેતરોમાં ઘઉંની ઉંબીઓ પવનમાં હિલોળા લેતી હતી. માર્ગની અધવચ્ચે જોયું તો પાકની લાણી થઈ ગઈ હતી. ખેતરમાં ખાંપા ઊભા હતા. અહીં વધુ નીચે ગંગનાનીમાં જોયું કે હળ ફેરવીને મંડવા નામનું ખડધાન્ય વવાય છે.

કાલે-સવારે દેવદારના વનમાંથી માર્ગ નીચે ઊતરતો હતો. કાલ સાંજે ચીડના વનમાંથી આવ્યો. આજે વિવિધ વૃક્ષોનાં વનો પર્વતના ઢાળો ઉપર ઊભાં છે. યમુનાના પાત્રમાં પણ દેવદાર ઊગેલાં દેખાય છે. યમુનાનો કલરવ સંભળાય છે. યાત્રા-માર્ગમાં બિલોરી કાચ જેવાં યમુનાનાં સ્વચ્છાતિ-સ્વચ્છ નિર્મળ જળ, તેના તટમાં કે જળમાં ઊભેલી શુભ્રાતિશુભ્ર શિલાઓ, ધસમસતા પ્રલંબ જળપ્રવાહમાં શ્વેત સ્ફટિક સમાન દીર્ઘાતિદીર્ઘ ફેન બુદ્બુદપટ, પર્વતીય પાર્શ્વભૂમિમાં વનરાજિના વિવિધરંગી વાઘા-ઓનું ચિત્રાતિચિત્ર ચેતોહારી હૃદયંગમ દૃશ્ય—આ યમુનાતટની સૌન્દર્યસમૃદ્ધિ એવી ચિત્તાકર્ષક છે કે ત્યાંથી નેત્રોને ખેંચવાનું મન થતું નથી.

ગંગનાનીમાં—બપોરે બાર વાગે સાંભળ્યું કે ડુંડાલગામથી ઉત્તરકાશી જવા માટે અઢી વાગે બસ ઉપડશે. ત્રણ માઈલનું ચઢાણ અઢી કલાકમાં પૂરું કરવાનું હતું. જમનોત્રીની પ્રથમ પદયાત્રા આ પર્વત ઉપરથી જ મેં શરૂ કરેલી અને તેના પ્રથમ સૃષ્ટિ-સૌન્દર્યથી જ અભિભૂત થયેલો. પરંતુ ત્યારે જે માર્ગ સાન્ધ્યકાવ્યના સોનેટ જેવો લાગ્યો હતો તે હવે મધ્યાહ્નના આખ્યાનકાવ્ય જેવો લાગવા માંડ્યો. ખરે બપોરે તમરાં બોલતાં હતાં. પીવાનું પાણી એક બે ઝરણાં સિવાય જોયું નહિ. આમ અઢી વાગે ત્રણ માઈલની ચઢાઈ પૂરી કરીને ડુંડાલ—

ગામ પહોંચ્યો. જોયું તો સો સવાસો-યાત્રીઓ પહાડના પ્રખર તાપમાં ઓથઆશરા વગર ખુલ્લામાં સવારથી શેકાય છે. ચોરને કાંધ મારે તેવે ટાણે તમરાં બોલતાં વનમાંથી અઢી માઈલ ચડીને અહીં પહોંચ્યો તો બસની ટિકિટ લઈને લોકો સવારથી બેઠા છે. હવે તો બીજી સવારે કદાચ નંબર લાગે. મેં આ તપસ્વીઓની વચ્ચે આસન લીધું અને અહીંથી સાડા છ સુધી પંચાગ્નિસ્નાન કર્યું. પહોર ઢળતાં એક ચીડવૃક્ષનો વિરલ છાંયડો મળ્યો એટલે ત્યાં બિસ્તરો નાખીને થોડી ચીડ ઊતારી.

સૂર્યસ્નાન પૂરું થયું એટલે સંધ્યાનો શીળો છાંયડો અને પવન આવ્યાં. કંટાળો હીનારવા ફરવા નીકળ્યો. ઊંચે ચડતી સડક પરથી જોયું કે સામે જ યમુનાનો તેની એક શાખા સાથે સંગમ થાય છે. કાટખૂણે મળતી બંને નદીઓની વચ્ચે એક ડુંગર હતો અને ઉપર એક ગામડું હતું. પાંચેક માઈલ લાંબો યમુનાપટ, પાંચેક માઈલ લાંબો શાખાપટ, તેમની વચ્ચે વસતિવાળો પર્વત, દૂરના ડુંગરા, ચીડના વિશાળ વનો વગેરે દૃશ્યને સોનેરી સંધ્યાની વિશેષ મોહિની મળી.

બીજા પ્રભાતે બડકોટથી આવતી બસમાં સાડા-પાંચે બેઠો. આઠ વાગે ધરાસૂ આવ્યો. અહીંથી માર્ગ દક્ષિણગામી મટીને ઉત્તરગામી થયો. પાછળ મૂકેલાં હિમશિખરોનું પુનર્દર્શન થયું. નવેક વાગે એક કલાકની વિશ્રાન્તિ મળી. અહીં ડુંડાગામે ભાગીરથીનો તટ બહુ ધીરે ધીરે ઢળતો હોવાથી સર્વેએ સ્નાનાદિ કરી લીધાં. સાડાદસે ઉત્તરકાશી આવ્યું. પહેલું જ મકાન બિરલાની ધર્મશાળાનું હતું. તેનો ઉપલો માળ તો સરકારે ભાડે રાખેલો પણ બોંયતળિયું એવું વિશાળ ન હતું. અહીં ભગવતી ભાગીરથીના દર્શન થયા કરે એમ બિસ્તરો નાખ્યો.

ઉત્તરકાશી એ ઊંચા પહાડોની સમથળ ખીણમાં વસ્યું છે. બદરીપુરી જેવડું હશે પણ તેની રોનક અહીં ન હતી. બદરીપુરી ગૃહસ્થોનું અને લક્ષ્મીપતિ વિષ્ણુનું ધામ છે. ઉત્તરકાશી સાધુસંન્યાસીઓનું અને ઉમા-પતિ મહાદેવનું ધામ છે. પહેલાં તો સંન્યાસીઓના

ગામમા ધોબીઓ નહોતા પણ હવે જિલ્લાનુ મથક થતા દોમીઓ પણ આવ્યા કહેવાય છે

**નગ્નક્ષપણકે દેશે રજક કિ કરિષ્યતિ?!**

[નાગાનાવા દેશમા ધોબીડો શુ ધુવે?]

અહી નવાનવા મકાનોનુ બાધકામ ચાલે છે ગામને આરો લઇને ભાગીરથી ગોળાકારમા વહે છે ઉત્તરકાશીમા કાશીવિશ્વનાથનુ મદિર મણિકર્ણિકા ઘાટ આદિ દર્શનીયોગ્ય સ્થળો છે અહી શ્રીનગરની જેવી જ ગરમી પડે છે આથી શિયાળો બેસતા ગગોત્રીના સાધુઓ અહી આવે છે અને ઉનાળો બેસતા યાયાવર પક્ષીઓની જેમ સ્વસ્થાને ઉપડી જાય છે ગગોત્રી અહીથી પચાવન માઈલ છે

ગરમી એટલી હતી- કે તેમાથી બચવા માટે સાજે ભાગીરથીનીરે એકાન્તસ્થાને જઈ બેસી એકાદ કલાકે સ્વસ્થ થતા ગામના મદિરોના દર્શને નીકળ્યો કાશીવિશ્વનાથ કાળભૈરવ દત્તાત્રેય અન્નપૂર્ણા દેવાસુર સંગ્રામમા છૂટેલી દિવ્ય શક્તિ (સાગ) ઈત્યાદિસ્થળોના દર્શન કર્યા કાશીવિશ્વનાથના મદિરમા પ્રવેશતા ડાબી બાજુ ઊચે શિલાલેખ દેખાય છે તેની ભાષા શિષ્ટ સાહિત્યકીય, શ્લોકબદ્ધ સસ્કૃત હતી તેમા નર્ષ વાચવા યત્ન કર્યા પણ કઈ હાથ ન આવ્યુ વિશ્વનાથના મદિરમા પૂરતો ઉજાસ પણ ન હતો બધા જ મદિરો દરિદ્ર જીર્ણશીર્ણ દશામા લાગ્યા કેટલેક સ્થળે ઘરમા મૂર્તિ પધરાવીને તેને મદિર ગણવામા આવે છે

અહીથી મુખ્ય બજારમા આવતા વચ્ચેના મેદાનમા સિપાહીઓ વૉલીબોલ જેવી રમત રમતા હતા બજાર આવતા પ્રથમ મકાન નેપાળી આશ્રમનુ છે તેની ગગાતટ પરની અગાસીમા એક નેપાળી જોગણ આસન ઉપર બેસી અર્ધધ્યાનસ્થ દશામા શાસ્ત્ર વાચન કરતી હતી મને મહાકવિ નાનાલાલના 'ઈન્દુકુમાર'ની નેપાળી જોગણ સાભરી એવી જ દૃઢ શાંત સૌમ્ય, માતૃત્વની મૂર્તિ ભગવા વસ્ત્રોમા દીપતી હતી ત્યારે નાનાલાલના પાત્રો પણ જગતમા જોવા મળે છે ખરા!

આજ દિન સુધી ઉત્તરકાશી સાધુસન્યાસીઓનુ ગામ રહ્યુ હતુ હવે તે જિલ્લાનુ મથક બન્યુ એટલે નિવૃત્તિમાર્ગીઓનુ નગર હવે પ્રવૃત્તિમાર્ગી બનતુ જાય છે એકાન્તપ્રિય મહાત્માઓ હવે ઉત્તરકાશીમાથી નીકળીને ક્યાક ઉતરોત્તર કાશી વસાવે એવો સભવ ખરો આ લોકો કોલાહલના કાયર હોય છે એટલે હવે કેટલા દસકાઓ પછી ઉત્તરોત્તર કાશી વસે એ જોવાનુ રહ્યુ અષ્ટમહયુતિ દક્ષિણમા નહી ફિરગીઓને અને ઉત્તરમા નહી કાયાયરગીઓને' [ક્રમશ ]

## કર્તવ્યની ઉગ્રતા

પૉલેનિયૅસ નામે એક બહાદુર ગ્રીક લડવૈયો હતો જ્યારે ગ્રીક અને ઈરાન વચ્ચે લડાઈ જામી ત્યારે તેણે ઈરાનીઓને છાની મદદ આપવાના છૂપા પત્રો લખ્યા અને એ વાત ઝાઝો સમય છાની રહી શકી નહિ

ગ્રીક લોકોના જાણમા એ વાત આવી કે લાગલા જ ટોળાબધ તેઓ તેને મારવાને ધસી પડ્યા પૉલેનિયૅસ એથી ગભરાયો અને દેવાલયમા ભરાઈ બેઠો

હવે, એ જમાનામા એવો ધારો હતો કે દેવાલયમા કોઈ પણ માણસને મરાય કે પકડાય નહિ આ હિસાબે તે લોકો તેને કશી ઈજા તો ન કરી શક્યા દેશદ્રોહનુ પાપ તો તેણે કર્યુ જ હતુ તેથી તેને સજા કરવાના ઇરાદાથી તેઓએ દેવાલયનુ છાપરુ તોડી પાડ્યુ, જેથી અદર ભરાયેલાને વરસાદ તડકો વેઠવા પડે

પણ તો યે તે દેશદ્રોહી માણસ મદિરની બહાર ન જ નીકળ્યો, ત્યારે મુખ્ય આગેવાનોએ એકઠા મળી નિર્ણય કર્યો કે ભલે એ ભૂખ્યો મરી જાય એમ કરીને તેઓએ મંદિરનુ બારણુ પૂરી દેવા ઠરાવ્યુ

તે પૂરવામા પહેલો પથ્થર મૂકનાર એક વૃદ્ધ સ્ત્રી હતી આ વૃદ્ધ સ્ત્રી એ જ પૉલેનિયૅસની માતા!

—સત્યાનદ

# ચૂંટણીની ફલશ્રુતિ

હરિન શાહ

**મોટાઈનું ઘેલું**

સ્વતંત્ર ભારતની ત્રીજી સામાન્ય 'ચૂંટણીએ ઉધરાવીને દુનિયાની સૌથી વિશાળ લોકશાહીએ એક વધુ પરકમ્મા પૂરી કરી. એક તો મુલક ઘણો બહોળો અને તેમાં યે વસ્તી અફાટ એટલે એવા બધા જ પ્રમાણ અને બધા જ માપ મોટાં હોવાનાં. છતાં યે આપણને મોટાઈનો સ્વાદ એવો વહાલો છે કે જે કંઈ આ દેશમાં થાય, તેનું ચટ દઈને એશિયાના મોટામાં મોટા પરાક્રમ તરીકે કુલેકું ચડાવવામાં આવે છે, પછી ભલેને હાથી એના કાન સૌથી મોટા, એનું નાક સૌથી મોટું કે એનાં પગ સૌથી મોટાં એવી વાહવાહ, વારંવાર ન પોકારતો હોય? મોટાઈનું ઘેલું તો જવાહરલાલે એક વખત ભારે જોયું હતું. અંગ્રેજ સરકાર બહાદુરે દિલ્હી દરબાર ભર્યો હતો. રાજામહારાજાઓ તો નાના-મોટા ઈલકાબોની નવાજેશમાંથી કોરા રહે જ કેમ? એમની ભારે ભીડ સમારંભમાં જામી હતી. તેમાં સીંધના થરપારકરના જેર ખાન—એક ઉમરાવ—એમની દાઢીથી ઝપટાતો જાય તેવડો મોરો રેશમી ચંદ્રક છાતીએ મઢીને મોટાઈ ગાતા ઘૂમ્યા કરે. દરબાર બિચારા હતા અભણ પણ સૌ પાસે હાવકા મોઢે આભાર માની લેતા કે મળ્યો છે કોઈને તેમનાથી "મોરા" આદ! હકીકતે તો એ ચંદ્રકના અક્ષરોના કહેવા પ્રમાણે ઈલકાબની સાવ છેલ્લી એક આ ભાભાને આપવામાં આવી હતી!

**મતદારોનો ફેંસલો**

ત્યારે દુનિયાની 'સૌથી મોટી' લોકશાહીની ચૂંટણી તો પતી ગઈ. એની ખતવણીમાં, જમાઉધારમાં એક મુદ્દાની વાતો પણ ઉપસી આવી છે. પક્ષ પણ નહિ, પરમ પુરુષ પણ નહિ, ના, ના, લોકશાહીથી સવાયું કોઈ જ નહિ એવી બેધડક આણ કાલાંઘેલાં કરોડો મતદારોએ વરતાવી દીધી. હું કંઈ મતની ભીખ માગવા પ્રચાર ઝુંબેશમાં- નીકળવાનો હતો? એવી નફિકરાઈ ઉચ્ચારી નેહરુજી આ વખતે જજમાન-વૃત્તિ માટે જેવું ઘૂમ્યા તેવું કદી યે અગાઉ નહોતા ઘૂમ્યા. ઉમેદવારની પસંદગીમાં કે ચૂંટણી પ્રચારમાં જાત-પાતને હાંકી કાઢવાનું તો આઘું જ ગયું પણ સૌ ગળાના સોગન ખાઈને પછી મત માગતા! જગ્યા ખાલી કરાવી નવું લોહી લાવવાની વાત ખાસ કરીને બહેનોની બાબતમાં, તો અદ્ધર જ ઘણુંખરું રહી ગઈ. 'આચાર-સંહિતા'ને તળપદી રીતે અથાણું કરી જોડાવી દેવાઈ. સૌ પક્ષોએ સરખે ભાગે આ નાકલીટી કરી. કોંગ્રેસના સર્વસ્વ તરીકે, સાથીઓની હામાં હા ભણીને જે પ્રધાનોને ચાલુ રાખવા પંડિતજી પાસેથી પણ હા પડાવાઈ હતી તેવા પચાસેકને બુલેટના ધાર્યા નિશાન જેવા જ બેમેંકે પાણા. વળી જેમને નિરધારી રાખ્યા હતા તેવા નિજલિંગપ્પા, બળવંતરાય મહેતા અને હીરુભાઈ દેસાઈને પણ મતદારોએ આંતરી દીધા. દેશની નેતાગીરીની હિંમત ન ચાલી ત્યાં ત્યાં મતપેટીઓ ગરજી ઊઠી. બધા જ પક્ષોનાં કેટલાએ માથાં ઝબ્બે કરી નાખ્યાં!

**પક્ષોની પ્રગતિ**

માણસના ઓળિયાની જેમ જાહેરજીવનની પણ નાડી તૂટે ત્યારે ફેદા ફેદા થઈ જતી લોકશાહીમાંથી અનેક પક્ષો ઉગી આવે. લંકા અને ઈંડોનેશિયામાં કંઈ વીસું પક્ષો ફૂટી નીકળ્યા હતા. આપણી 'દુનિયાની સૌથી મોટી ચૂંટણીમાં' પણ વીસ જેટલા પક્ષોનાં પાટિયાં મંડાયા હતાં. કરમ મેળાં કે અકાળી, જન-સંઘ, ઝારખંડ, દ્રવિડ, મુનેત્ર કળગમ જેવાં નાનાં જૂથોએ મોટાં કાકાં ચૂંટણીને અંતે કાઢી બતાવ્યા. પૈસા ને પટલલાઈને જોરે અનગારી સ્વતંત્રોની પણ મોટી ફોજ ચૂંટાઈ આવી છે. અને હૈયાહોળીમાં બીજા બધાનાં કરતાં મોટી હોળી જગાવવાની હોંસ ધરાવતો ને નેહરુને દમ ભરાવતો સ્વતંત્ર પક્ષ પણ મેદાનમાં આવી ગયો.

### સામ્યવાદી એરુ

પ્રજા સમાજવાદી પક્ષ કે કોઈપણ વિરોધપક્ષને જીતાડવાની ખંધાણી અમારે તો કદી હોય એવી હાંસી ઉડાડનાર સત્તાપક્ષ સાવ ભોળપણમાં માનતો હશે કે એને તો એક જીતવાની જ ફરજ હોય. પરંતુ આ ચૂંટણીમાં પ્રજાસમાજવાદી પક્ષની પછીત ખરી પડી અને જનસંઘ, સ્વતંત્ર પક્ષ અને સામ્યવાદી પક્ષના એરુ સામે આવી પડયા તેથી સિંહાસન પરથી હાસી ઉડાડનારાના મોઢાં સીવાઈ ગયા છે.

### સંરક્ષણ ખર્ચ

જ્યોતિષના કટ્ટર શત્રુ જવાહરલાલ નેહરુ જ્યોતિષને જીતાડવા જ બધું થવા દેતા હશે તેવો સવાલ પણ ઘડીભર ઊઠે. નહિં તો પ્રાંતે પ્રાંતે પ્રધાનપદાંની આવી ઝરી વરસે! ચીન સાથેનું 'ભાઈ-બાપુ' આપણું ચાલુ છે ત્યાં વધુ બારસો માઈલ ડૂબ્યાના ખબર આવ્યા અને તેથી વધુ પાકે પાયે સંરક્ષણ ખર્ચોમાં ચાલીસ કરોડ રૂપિયા વધુ નાખવાની હાકલ પડી છે.

### પંચાયતરાજ

આ ચૂંટણીમાં પચીસ સરદારોને વરાડે આવતો મૂઢ માર તો પડયો જ અને હવે વેરઝેર, કાવાદાવા અને ફાંટાઓની ભઠ્ઠીઓ ઓલવાઈ જાય તે પહેલાં ગામડેગામડાને વીંખનારી પંચાયતની ચૂંટણીઓ થોડાક મહિનાઓમાં આવી રહી છે. એ મોઢે બોલવામાં હવે કોઈ જાદુ રહ્યો નથી એટલે જાહેરમાં પંચાયતરાજને પરોએ ઝંપલાવી ડહોળી ન નાખવું જોઈએ તેમ કહેનારા તો કાર્યકરોને ખૂલ્લા બોલાવી સાબદા કરે છે. આપણી લોકશાહીની કાચી ઉંમરે પંચાયતરાજ, 'પંચાતરાજ' બનીને બેહજાર વર્ષથી અનેક ખળભળાટો વચ્ચે પણ ભારતને ડગવા ન દેનાર એનાં ગામડાંઓને વીંખી-પીંખી તો નહિ નાખે ને એવી કંઈકને દહેશત છે. પરંતુ "ઉપરથી આવેલા લખાણ"નો કડપ અને વફાદારી આડા આવે છે. કેટલાયે સરકારી નોકરો તો 'પંચાયતરાજ' જ આવી રહ્યું છે ને કેટલા ધણીનાં મોઢાં સાચવી શકશું તેની ફિકરમાં આજથી પડી ગયા છે.

### આડકતરી ચૂંટણી

કેટલાકની દૃષ્ટિ આ ધૂંધળા વાયુમંડળને ભેદીને વિકેન્દ્રીકરણની ઓથે ઓથે લપાઈને આજની સીધી ચૂંટણીઓને બદલે આડકતરી ચૂંટણીઓ આવ્યા વગર રહેશે નહિ તેવી વ્યાધિ પણ ભોગવે છે.

### ઉમેદવાર, મતદાર અને મતવિસ્તાર

ચૂંટણીની મુદ્દાની એક બીજી વાતમાં તો તેનું શાસ્ત્ર જ તકલાદી નથીને તેવો સીધો સવાલ આવે છે. ભલા ઉમેદવારીમાં ગોકીરો મચાવનાર કે લેણદેણ કરી શકનાર અલાયક આવે અને લાયક ભીરુ બનીને ઘર ઝાલી બેસી રહે તેવું ન થાય તેટલા માટે પ્રજાને ઉમેદવારોની પસંદગીમાં પણ અમેરિકામાં છે તેમ તક શા સારુ ન આપવી? પક્ષો એની ખટપટોમાંથી સિફતથી સરી આવે તેવા જ ઉમેદવારો ધરે તેના પર પ્રજાએ સિક્કો મારવો? અને ઉમેદવારના ચૂંટણીખર્ચ પર કાયદાની મર્યાદાનું ફારસ શા માટે જો પક્ષના નામે લાખો રૂપિયા ખર્ચાવી શકાતા હોય? ઓરિસ્સાના મુખ્યપ્રધાને એકરાર કર્યો છે કે મતદારોમાંથી માત્ર ૨૭ ટકા જ મતદાન કરવાની પરવા કરનાર લોકોને કાલાંવાલાં કરીને પાર્લામેન્ટની દસથી બાર બેઠકો જીતવા માટે તેમને બાર લાખ રૂપિયા આ વખતે ખર્ચવા પડયા હતા. તો પછી, ખાસ કરીને પાર્લામેન્ટ માટે સાત લાખની વસ્તી જેવડો મોટો મતદાર વિભાગ ઠરાવીને, અદના માણસ માટે તો ઊભા રહેવાનું ઠેકાણું જ રહેવા નથી દીધું ને? પ્રધાનોની વસ્તીમાં જો આટલો વધારો કરી શકાતો હોય તો મતદાર મંડળો સંકોચાવીને સામાન્ય માણસ પણ પોતાના પગ પર અને મતદારો સાથેના પ્રત્યક્ષ સંપર્કના જોરે ચૂંટણીમાં ઊભો રહી શકે,તેમ કરવામાં શું વાંધો હોઈ શકે?

### નેહરુની નાડપરખ

ચૂંટણીઓમાં કૃષ્ણમેનન અને કૃપલાનીના જંગનો નાટકી અંત આવ્યો. છેવટ સુધી ચડસાચડસી ચગાવીને જીત તો નક્કી થયેલાને જ અપાય તેવા ધંધાદારી કુસ્તી-જંગો મુંબઈએ ઘણા જોયા છે તે યાદ આવી જાય છે! બન્નેય સુભટો

હકીકતમાં તો મોઢાં પર મહોરાં લગાવીને લડતા હતા અને એક બાજુ જવાહરલાલ નેહરુ અને બીજી બાજુ નેહરુને કોઈ કાળે હંફાવી નહિ શકનાર સમસમી રહેલા કુમેરપતીઓ અને વામણા પક્ષો મોરચે હતા. વિજય નેહરુની નાડ પરખનો થયો. વિરોધી છ વર્ણી પર તો તાજિયા ટાઢા થયા જેવી નિરવતા ભીડાઈ છે.

**નવું પ્રધાનમંડળ**

પણ ચૂંટણીઓ વીતી તો નવા પ્રધાનમંડળના ચક્રાવા ચર્ચાવા લાગ્યા છે. કેન્દ્રમાં કૃષ્ણમેનન અને કૃષ્ણમાચારી ઝપાટો બોલાવશે કે તેની કાગને ડોળે રાહ જોવાય છે. ખાસ કરીને ઉદ્યોગપતિઓ અને ધનપતિઓ અને તેમના ડીંડિયારા વ્રત પર નભતા રાજદ્વારી તત્ત્વો તો એમનું બાનું પણ છોડયા વગર કાન ને આંખને નવી દિલ્હી પર ચોંટાડીને બેઠા છે.

**બિચારું કોંગ્રેસપ્રમુખપદ!**

નેવનાં પાણી મોભે ચડે નહિ એવું કહેનારા અબૂજ ગામડિયાઓના આ દિવસો થોડા છે' એટલે સુધરેલાની આ સદીમાં કોંગ્રેસના પ્રમુખપદે નેવનાં પાણી મોભે ચડાવી બતાવ્યાં. ટંડનજી અને કૃપલાનીએ મોઢાં બગાડ્યાં તે દિવસથી કોંગ્રેસના પ્રમુખપદ જેવા સ્થાનની પણ હકડેઠઠ ચડવા કોઈ ગજી નથી હોતું. રાજ્યોમાંથી મુખ્યપ્રધાનોને સમજાવી–મનાવીને ભરતી કરવાનો રિવાજ શરૂ થયો. સૌરાષ્ટ્રમાંથી વહીવટથી થાકીને શ્રી. ઢેબરભાઈને કોંગ્રેસ પ્રમુખપદે સ્થાપવામાં આવ્યા. અનુભવ કરીને, મંથનને અંતે તેઓ પાર્લામેન્ટની ચૂંટણીમાં આખરે આવી ગયા. ઓરિસ્સાના મુખ્યપ્રધાનપદને શ્રી. નબકૃષ્ણ ચૌધરીના લોકસેવકના કાળે ફગાવી તો દીધું પરંતુ તેઓ કોંગ્રેસના પ્રમુખપદથી ભોળવાયા જ નહિ ને સર્વોદયમાં અલોપ થઈ ગયા. તે પછી મ્હૈસૂરનું મુખ્ય પ્રધાનપદ પૂરું કરી રહેલા નિજલિંગપ્પાએ રાજી બતાવી પરંતુ બે સ્થાનમાંથી કયું વધારે ઉત્તમ તેના પર તેઓ આખર સુધી મત ન બાંધી શકયા. એટલે આંધ્રના મુખ્યપ્રધાન સંજીવ રેડ્ડીને બધી પરિસ્થિતિ સમજાવીને ઘણું ઘણું કરવાની હોંશ તેડી લાવવામાં આવ્યા. કચવાતા વરરાજાની જેમ માંડમાંડ તેમણે બે વરસ પૂરા કર્યાં અને એ જ કચવાતા વરરાજા જેવું માયરામાંથી પોતાના મૂળ સ્થાન ભણી પલાયન તેમણે કરી બતાવ્યું. નેવનાં પાણી મોભે ચડાવ્યા ખરા! શાંતિથી રોડવ્યે રહેલા કોઈ પદ છોડીને આવે નહિ અને હારેલાને પ્રમુખપદે બેસાડતાં મન પાછું પડે એવી દોહ્યલી સ્થિતિ આવી ઊભી છે.

**કબજો બળવાન!**

જાણે કે ચીનને સંભળાવવા તો આપણે 'તૈયારીમાં પડ્યા છીએ હો' એકધારી ને એકમાત્ર જાહેરાત કરી નથી રહ્યા ને! બધા સંજોગોની તૈયારીમાં સાચેસાચ છીએ? અને તૈયારીઓ થાય છે તો ચીવટથી ખરી? સંરક્ષણ પ્રધાનને થોડા ઓછા ઠેકાણાં સંભાળવાના છે? દુનિયાના નકશા પર જેટલા દેશ એટલા વેમ એમણે આપણા સાચા વિદેશ પ્રધાન તરીકે કાઢવાના' ઉપરાત આપણે "તૈયારી" "તૈયારી" ગાગર્યા કરીએ ત્યારે ચીના તો ભરઊંઘમાં જ રહેવાના હશે! આપણી તૈયારીઓ તો પાકે ત્યારે પરંતુ દરમિયાનમાં નેપાલ, બર્મા ને ભૂતાનમાં ભારત વિરોધી જે સફળ રાજદ્વારી પગપેસારા ચીન કરી રહ્યું છે છે તે પરથી ઊંઘમાં નથી તેટલી સાબિતી તો મળી રહે છે. ચીનને પહોંચી વળવા જે આક્રમક રાષ્ટ્રવાદ, જે મરણિયાપણું પ્રગટવા જોઈએ તેને માટે તકલીફ લેવાઈ છે ખરી? કે પછી રશિયા ચીનના કુસંપમાંથી ટાઢક મેળવીને અને એવી કોઈ બીજી આકાશીવૃત્તિ પર ભરોસો માંડીને આપણે બેઠા છીએ? કબજો બળવાન ખાલી મકાનોને જ લાગુ પડતો વહેવારુ સિદ્ધાંત નથી; આખા ને આખા મુલકોને પણ તે લાગુ પડે છે. એક દિવસે આ પ્રજા થાકીને ઠેકાણે આવી જશે ને સ્વીકારી લેશે કે 'કબજો બળવાન ભાઈ' તેવી વૃત્તિ ઊંડે ઊંડે કામ ન કરી રહી હોય તો સારું.

✿

નંદશંકર જીવનચિત્ર: લે૦ વિનાયક નંદશંકર મહેતા, પ્રકા૦ એન. એમ. ત્રિપાઠી પ્રા. લિ., કિં૦ સાડાચાર રૂપિયા, પૃ૦ ૨૮૮.

આ પ્રશિષ્ટ ગણી શકાય એવી જીવનકથા ચાલીસ વરસથી ય વધુ વખત ખાંજરે પડી રહીને ય છેલ્લે હવે ફરી છપાય છે એ સદ્ભાગ્ય ગુજરાતી સાહિત્યનું ગણાય અને આનંદનો વિષય લેખાય.

૧૯૧૬માં પ્રસ્તુત પુસ્તક પ્રથમ બહાર પડેલું. ચરિત્રગ્રંથ હોઈને તથા કદાચ કોઈને કઠિન લાગે તેવી લખાવટને કારણે તે લગભગ વીસારે પડવા આવ્યું હતું પણ હકીકતમાં એક જીવનચરિત્ર તરીકે રહ્યું અને છટાયુક્ત લખાવટના નમૂના લેખે રહ્યું આ ગ્રંથનું સ્થાન વિશિષ્ટ છે.

ગ્રંથનું નામ સૂચવે છે તેમ તેમાં નંદશંકર તુળજાશંકર મહેતા (૧૮૫૪ થી ૧૯૦૫)નો જીવનવૃત્તાંત આવે છે જ, પણ ચરિત્રનાયકના વિદ્વાન પુત્રે વૃત્તાંત નિરૂપણની જે પદ્ધતિ અપનાવી છે તેને લીધે આ જીવનચરિત્ર માત્ર એક વ્યક્તિનું જીવનચરિત્ર રહેતું નથી પણ તત્કાલીન ગુજરાતનાં ગૃહ, સમાજ, ધર્મ અને રાજ્યનું; ગુજરાતના ભિન્ન ભિન્ન પ્રદેશો ને પ્રજાઓનું; તે કાળની ખાતીગળ વ્યક્તિવિભૂતિઓનું અને ચરિત્રનાયકની એક માત્ર કૃતિ—ગુજરાતની પ્રથમ શિષ્ટ નવલકથા 'કરણઘેલો' (૧૮૬૬)ની રસિક આલોચનાનું; એમ અનેકપ્રકારે દસ્તાવેજી અહેવાલરૂપ બની રહે છે. એ સંદર્ભમાં આ ચરિત્રગ્રંથનું ઘણું જ મૂલ્ય છે.

સાહિત્યક, સામાજિક તેમ જ ઐતિહાસિક એમ ત્રિવિધ દસ્તાવેજી મૂલ્ય ધરાવતા આ પુસ્તકને અમે આવકારીએ છીએ અને તેને વિશે આચાર્ય શ્રી આનંદશંકરભાઈએ જે પ્રશસ્તિ વચનો ઉચ્ચાર્યાં છે તે ટાંકીને આ રસિક અને ઉત્તમ વાંચન ફરી ઉપલબ્ધ કરી આપવા બદલ પ્રકાશક પેઢીને ધન્યવાદ આપીએ છીએ.

"ખરી રીતે ચરિત્રને 'ચિત્ર' નામ આપનાર, અને પોતાની કૃતિમાં એ નામને યથાર્થ કરી બતાવનાર, આ જાતના પ્રથમ ચરિત્ર લેખક રા. ભાઈ વિનાયક નંદશંકર મહેતા છે. એમણે જે ચિત્ર દોર્યું છે તે એમનાં પિતાશ્રી સ્વ. નંદશંકર તુળજાશંકરના કરતાં પણ વિશેષતઃ એમના સમયનું છે, અને તે એવું સાક્ષાત્કારક છે કે વાચક જાણે એ વાંચતાં બોલી ઊઠશે કે તસ્મિન્નેવ દેશે તસ્મિન્નેવ ચ કાલે વર્તે."

'વિવેચક'

*

પ્રેમપન્થ: યોજન ૯, યોજક દેસાઈ વાલજી ગોવિન્દજી, પ્રકા૦ નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ કિં૦ ૫૦ ન. પૈ., પૃ૦ ૧૦૨

ઊભા ગુજરાતમાં પંકાઈ ચૂકેલી પ્રેમપન્થ પુસ્તિકામાળાનો આ નવમો મણકો છે. પ્રત્યેક પુસ્તિકાની પેઠે અહીં પણ યોજકની અનન્ય કહી શકાય તેવી સંકલનપટુતા અને તે શક્ય બનાવનાર તેમનો વિશાળ ગાંધીસાહિત્યનો નિઃશેષ પરિચય અને વેધક દૃષ્ટિવાળી ગાંધીસાહિત્યની તેમની પકડ, સરળતા, સ્પષ્ટતા અને લાઘવ આ બધાં ગુણલક્ષણો સાંપડે છે. યોજક શ્રી દેસાઈ વાલજી ગોવિન્દજી એક અચ્છા ભાષાંતરકાર તરીકે જાણીતા છે, પણ એમનો શક્તિવિશેષ તેમના સંકલન કામમાં ય સારી પેઠે વિકસ્યો-ખીલ્યો છે અને તેના સુફલરૂપ આ પુસ્તિકામાળા આપણને મળી છે.

પુસ્તિકાનો પ્રથમ મણકો મહાત્માજીની પ્રસ્તાવના સાથે બહાર પડેલો. તેમાં અગિયાર આશ્રમવ્રત તથા અઢારવિધ રચનાત્મક કાર્યક્રમનો મિતાક્ષરી પણ વિશદ સારોદ્ધાર આપ્યો હતો. ગાંધીજીએ તેની પ્રસ્તાવનામાં લખેલું તે આજે પણ પ્રસ્તુત માળા માટે મહદ્અંશે ખરું માની શકાય તેવું છે. તેમણે કહેલું;

'સાર જ્વાં ખૂબી એ છે કે તેમાં મને કાંઈ અધૂરાપણું નથી લાગતું.' એ પછી પ્રેમપન્થના ૨,૪,૬,૮,૧૦ મણકામાં શ્રી દેસાઈની સંક્ષેપકાર તરીકેની શક્તિનો પરિચય આપણને મળ્યો. ઉક્ત

પુસ્તિકાપત્રકમાં ગાંધીજીની આત્મકથાનો સારાંશ એમણે આપ્યો છે. ગ્રંથપન્ન ૩,૫,૬માં કુટકળ કે પ્રકીર્ણ વિષય બાબત ગાંધીજીની વિચારણાનો સંગ્રહ છે.

કોઈ પણ ધ્યાનથી અધ્યયન કરનારને લાગ્યા વિના નહિ રહે કે પ્રાયઃ આ બધું સંકલન સૂત્રે મણિગણાઃ ઇવ ન્યાયે એક ચોક્કસ વિચાર — વિષય, વિગત અને વિભાવનાની દૃષ્ટિએ તેમજ રજૂઆત, રચના, પ્રસંગોનો ક્રમ અને રોચકતાની સુરુચિને કારણે ય — અને વક્તવ્યને યથાતથ છતાં લાઘવથી બારે વેધક પ્રકાશ પાડનાર ખસૂસ નીવડ્યું છે. આનો અર્થ એ નથી કે આ માળામાં કશી ખામી નથી— અમને જ કેટલાંક વલણો ને વળગો હડે છે. ચોક્કસ સંદર્ભમાંથી જુદાં ઉઝરડી લીધેલ વાક્યો કેટલેક સ્થળે ઉભડક, ક્યાંક ક્વચિત્ ક્યારેક રહેજ વિકૃત પણ થયા જણાય છે પણ તે બધું અહીં દર્શાવવાનો ઉપક્રમ નથી. વળી ગુણપાસું એટલું ભારે છે કે અમે આવા દેખાતા દોષો વિશે ઉદાસીન રહેવાનું પસંદ કરવા લલચાઈએ છીએ—આનો અર્થ અવશ્ય એ છે કે આ માળા એક પ્રતિનિધિ સંકલન માળા છે જેમાં ઉમેરણ-બાદબાકીને અવકાશ છે.

પ્રસ્તુત છઠ્ઠું યોજન ત્રણ ચીજો આપે છે. પ્રથમ અઠ્ઠાવન પાનમાં 'દક્ષિણ આફ્રિકાના સત્યાગ્રહનો ઇતિહાસ' સારસંગ્રહ રૂપે સંક્ષેપે આપ્યો છે. બીજું અનુશાસન પ્રકરણ ગાંધીજીએ વિદ્યાર્થીઓને કરેલા ઉપદેશનો — જેમાં સર્વ વિષયો આવરી લેવાયા જણાય છે — શબ્દાલેખ સારરૂપ સંભળાવે છે. જે લગભગ એંશી પાનમાં વિષયદૃષ્ટિએ જીવન વિશાળ વ્યાપમાં પ્રસરે છે. ત્રીજા પત્રપ્રસાદ વિભાગમાં યોજક પોતાની જાતને ય આગળ ધરે છે. યોજક જેવા વયોવૃદ્ધ સેવકોએ પોતાની આત્મકથા કે અનુભવકથા અથવા તે નહિ તો ઓછામાં ઓછું વરસો સુધીનો પોતાનો ગાંધીજી જેવા આપ્તજન લેખેનો અંગત-જાહેર નાતો વર્ણવવા પૂરતો ય સંસ્મરણાલેખ આપવો જોઈએ એ વિશે બેમત નથી, તે ઉપયોગી અને ઉપકારક જ નિવડે. પણ અહીં ત્રીજા 'પત્રપ્રસાદ' વિભાગમાં લેખક પોતાની વાત લાવ્યા છે તે કદાચ કોઈને ચર્ચાસ્પદ લાગે યા તો તેની યથાસ્થાનતા વિશે કોઈને સંદેહ ઉપજાવે તો નવાઈ નહિ. અમને તો તે એકાએક આવી ચડેલ અને અં—ફરમાન(?) ભાવ જગાડનાર લાગ્યો છે.

અમે અહીં, આ દ્વારા યોજકને પોતાની આત્મકથા અથવા સંસ્મરણમાલા આલેખવા વિનંતી કરીને આવા ઉપયોગી પ્રકાશનો આપવા બદલ આભારપૂર્વક અભિનંદીએ છીએ.

'વિવેચક'

*

ભારતીય સંસ્કૃતિ શું છે? લે૦ નાનાભાઈ ભટ્ટ,
પ્રકા૦ પરિચય પુસ્તિકા પ્રવૃત્તિ, મુંબઈ.
કિં૦ ૪૦ ન. પૈ. પૃ૦ ૩૨

ગુણવત્તા, ઉપયોગિતા, વિષયવ્યાપકતા, રજૂઆત અને રજૂઆતદારો આમ સઘળી વાતે લગભગ સર્વસંમત અને સર્વસ્વીકૃત થઈ પડેલી પરિચય પુસ્તિકા પ્રવૃત્તિથી ગુજરાતમાં ભાગ્યે જ કોઈ અણજાણ હોય. છેલ્લા ત્રણ વરસમાં બોંતેર પુસ્તિકાઓ તો પ્રસિદ્ધ થઈ ચૂકી છે. ચોથા વરસની ય ૭ પુસ્તિકાઓ પ્રચારમાં છે.

પ્રસ્તુત પુસ્તિકામાં સ્વ. નાનાભાઈને ભારતીય સંસ્કૃતિ વિશે પૂછાયેલા કેટલાક પ્રકીર્ણ પ્રશ્નોના તેમણે આપેલા ઉત્તરો છાપ્યા છે. સંસ્કૃતિ શબ્દ બારે ચર્ચાનો વિષય રહ્યો છે. સભ્યતા (civilization) અને સંસ્કૃતિ (culture) શબ્દ અને તત્ત્વની વૈજ્ઞાનિક વ્યાખ્યા અને સમજણ—રજૂઆત દુનિયાના ભલા બુદ્ધિપ્રવણોમાં ચર્ચાને ચકડોળે ચડ્યા છે. અને તે વિશે ઠીક ઠીક મતભેદ પ્રવર્તે છે. પણ અહીં જિંદગીભર શિક્ષણ-દ્વારા ભારતીય સંસ્કૃતિ અને તેના હૃદયરૂપ વિશાળ ધર્મને જીવતા એક આચાર્યની પરિપક્વ અને સ્પષ્ટ સમજણ—અનુભવનો નિચોડ આપણને મળે છે, જે ઉપકારક અને રોચક છે. સમાજવિદ્યા અને તત્સંબંધી શાસ્ત્રના જાણકારોને આ વિશે શું કહેવાનું છે તે જાણવું જરૂરી ખરું.

'વિવેચક'

☆

"વૈષ્ણવજન તો તેને કહીએ,
જે પીડ પરાઈ જાણે રે."



પ્રભા મિલની 'વૈષ્ણવજન'
પ્રત્યે
શુભકામનાઓ સાથે

# નવાં પ્રકાશનો

| | | |
|---|---|---|
| મારા બહેન | હેલન કેલર | ૨.૫૦ |
| હેલન કેલરની આત્મકથા | ,, ,, | ૨ ૫૦ |
| સત્તાનો કબજો | અનુ૦ ત્ર્યંબક મહેતા | ૨.૦૦ |
| મહાન પ્રયોગ | ,, સુશીલ સહાય | ૨.૦૦ |
| પાંચ ઋતુઓ | કાર્લ એરક્રા | ૨ ૦૦ |
| રણવગડે ઉછરેલો છોકરો | કાર્લ સેન્ડબર્ગ | ૨.૫૦ |
| કદરાનો એકૂ | અમેરિકન વાર્તાઓ | ૨ ૦૦ |
| આપણા યુગના પ્રાણપ્રશ્નો | બર્નાર્ડ એમ. બારુક | ૧.૦૦ |
| ભવ્ય પ્રયોગ | કાર્લ વાન ડોરેન | ૨ ૫૦ |
| અખબારનવીસની આપવીતી | વિલિયમ એ વ્હાઈટ | ૨.૫૦ |
| એશિયા પર આંધી | કાર્લો પી રેમુલો | ૧.૭૫ |
| નવો છોકરો | અન્ના પેરટ રોઝ | ૩ ૫૦ |
| મનન અને મંતવ્યો | અનુ૦ વાસુદેવ મહેતા | ૩.૫૦ |
| ટ્રેડ યુનિયન દ્વારા ઠંડી ક્રાંતિ | અનુ૦ વાસુદેવ મહેતા | ૨.૫૦ |
| ક્રાઈસ્લરની આત્મકથા | ,, ,, | ૩ ૦૦ |
| આધુનિક સામ્યવાદનો ઉદય | ,, ,, | ૨.૦૦ |
| મુક્તિદ્વાર | અનુ૦ માધવસિંહ સોલંકી | ૨.૦૦ |
| જ્યોર્જ વોશિંગ્ટન | ,, શ્રીકાન્ત ત્રિવેદી | ૧ ૫૦ |
| અબ્રાહમ લિંકન | ,, જયા ઠાકોર | ૨.૦૦ |
| બેન્જામિન ફ્રાંકલિન | ,, જયંતિ દલાલ | ૨.૦૦ |
| કારાગારમાં ચૌદ વર્ષ | ,, ઈશ્વર પંચોલી | ૨ ૫૦ |
| બાપનું દેવું | ,, શ્રીકાન્ત ત્રિવેદી | ૨.૦૦ |
| જોસેફ પુલિત્ઝર | ,, શાંતિલાલ ડગલી | ૩ ૦૦ |
| જ્યોર્જ વોશિંગ્ટન વ્યક્તિ અને વિભૂતિ | ,, ત્ર્યંબક મહેતા | ૩ ૦૦ |
| બહાદુર અને આઈન્સ્ટાઈન | ,, વિજયગુપ્ત મૌર્ય | ૨ ૦૦ |
| રૂપ અને કળી | મેકકિન્લે કાન્ટોર | ૧ ૦૦ |

રવાણી પ્રકાશન ગૃહ : ટિળક માર્ગ : અમદાવાદ—૧

---

# સ્ટીલેજ ફરનીચર

હાજર સ્ટોકમાં તૈયાર છે

સ્ટીલ કબાટો
બુક કેઈસ
તિજોરીઓ
ફાઈલીંગ તથા
કાર્ડ ઈન્ડેક્ટર
કેબીનેટ



પલંગો
લોખંડના ઘોડાઓ
કેશ બોક્સો
દિવાલમાં નાખવાની
ફાયર તિજોરીઓ
ટેબલ, ખુરશીઓ

સૌરાષ્ટ્ર, કચ્છ તથા ગુજરાતના સત્તાવાર
એજન્ટો
મૈત્રી મોટર્સ : કાઠિયાવાડ : પ્રાઇવેટ લિમિટેડ,
ગોંડલ રોડ, રાજકોટ.

ટેલિફોન ૨૪૧ તથા ૫૦૫ — તાર : “મૈત્રી”

## રૂપાયતન પ્રકાશન

જૂનાગઢ

*

| | |
|---|---|
| આવા હતા બાપુ—૧·૨·૩·૪.... | ૨—૦૦ |
| ગાંધી-ગુરુ .... .... | ૧—૨૫ |
| ગીતાંજલિ એક અધ્યયન .... | ૧—૨૫ |
| અલ્લાહના બંદાઓ .... | ૦—૩૭ |
| મસ્તીની પળોમાં .... .... | ૦—૭૫ |
| ગાંધીજી સાથે જીવનયાત્રા .... | ૦—૨૦ |
| ગુરુદેવ સાથે જીવનયાત્રા .... | ૦—૨૦ |
| શ્રી રામકૃષ્ણ પરમહંસ સાથે જીવનયાત્રા | ૦—૨૦ |
| શ્રી રમણ મહર્ષિ સાથે જીવનયાત્રા | ૦—૨૦ |
| શ્રી રામદાસ સાથે જીવનયાત્રા .... | ૦—૧૫ |
| શ્રી અરવિંદ સાથે જીવનયાત્રા .... | ૦—૧૫ |
| મા આનંદમયી સાથે જીવનયાત્રા | ૦—૧૫ |
| રામતીર્થની રત્નમાલા .. | ૦—૩૫ |

[ 'વૈષ્ણવજન'માં વપરાયેલા કાગળો રૂપાયતન હાથકાગળ કેન્દ્રમાં બનેલા છે ]

શુભેચ્છાઓ સાથે



## અમદાવાદ ન્યુ કોટન મિલ્સ લિમિટેડ નં. ૧

કાકરીઆ રોડ, અમદાવાદ નં. ૧

તથા

## અમદાવાદ ન્યુ કોટન મિલ્સ લિમિટેડ નં. ૨

મીઠીપુર, અમદાવાદ નં. ૮

મેનેજિંગ એજન્ટ: મેસર્સ નરોત્તમ ચંદુલાલની કાં૦

# વૈરાગ્યવલ્લી



'શ્યામલી'ની શીળી છાયામાં ધ્યાનસ્થ ગુરુદેવ

આયતન પ્રકાશન

# વૈષ્ણવજન



વર્ષ ૧ 'પ્યારાબાપુ' વર્ષ ૧૫ : : : : અંક ૨ સળંગ અંક ૧૭૦ મે ૧૯૬૨

## અનુક્રમ



*

સંપાદક : નવીન ગાંધી

### સૂચના

(ગ્રાહકોને)

દર માસની બારમી તારીખે અંક પ્રસિદ્ધ થાય છે.

પંદરમી સુધીમાં અંક ન મળે તો પોસ્ટ ઑફિસમાં તપાસ કર્યા પછી કાર્યાલયને જણાવવું. અંક શિલકમાં હશે તો મોકલાશે.

ગમે તે મહિને ગ્રાહક થઈ શકાય છે.

* * *

આ માસિકમાં પ્રસિદ્ધ થતા વિચારો જે તે લેખકોના છે સંસ્થા તે વિચારોમાં સંમત છે જ તેમ માનવું નહિ.

*

(લેખકોને)

'વૈષ્ણવજન'માં સંસ્કૃતિ, કલા, શિક્ષણ અને સાહિત્ય વિષયક લખાણો લેવામાં આવે છે

લખાણ સફ મૌલિક, તાજું હોય એવી અપેક્ષા રહે છે કાગળની એક બાજુ શાહીથી લખવું.

સામાન્ય રીતે કૃતિના સ્વીકાર બાબત પખવાડિયામાં જવાબ આપવામાં આવે છે

પ્રસિદ્ધ થયેલી સામગ્રીની ઑફપ્રી ટસ સાથે અંક અને યોગ્ય પુરસ્કાર પ્રસિદ્ધિ પછી અઠવાડિયામાં લેખકોને મોકલાય છે.

**લવાજમ**

દેશમાં (વરસનું) છ રૂપિયા

પરદેશમાં બાર શિલિંગ

**વૈષ્ણવજન, રૂપાયતન, ગિરિતળેટી**

**જૂનાગઢ**

પ્રકાશક અને મુદ્રક : ધીરેન ગાંધી • રૂપાયતન મુદ્રણાલય • જૂનાગઢ



ઉદ્ધરેદાત્મનાત્માનમ્

પીડ પરાઈ

## વેદનાની વહેંચણી

મકરન્દ દવે

"રાતના બે વાગ્યા હતા. મારા કાનમાં સખત દુખાવો ઊપડચો. પહેલાં તો મેં સહન કરવા પ્રયત્ન કર્યો. પણ પછી ન રહેવાયું. ઊભો થયો. આંટા માર્યા. પણ ક્યાંયે ચેન પડે તો ને! હજુ સાંજે જ મારા મિત્ર-દંપતી રોજર માર્ટીન દુ ગાર્ડને હું પરાણે ફિલ્મ જોવા તેડી ગયો હતો. ત્યારે મારા કાનમાં સોજો હતો. કાન થોડો દુખતો હતો. પણ એ દુખાવો આટલો વધી જશે એની મને કલ્પના નહોતી. અત્યારે અસહ્ય પીડા થતી હતી. ઉપાય સૂઝતો નહોતો. રોજર ને હું એક જ હોટેલમાં ઊતર્યા હતા. એનો કમરો કાંઇ દૂર નહોતો. મને થયું: એને જઈને ઉઠાડું? પણ આટલી મોડી રાતે એ શું કરશે? પહેલાં તો રોજરને ઉઠાડનાં જીવ ન ચાલ્યો. પણ પછી વેદનાનો માર્યો એના કમરા ભણી હું ધસી ગયો. બારણું ખખડાવ્યું. રોજર બિછાનામાંથી ઊઠ્યો. એનો હાથ મારા હાથમાં લેતાં મેં કહ્યું:

'ભાઈ, મને અત્યારે કાનમાં પારાવાર પીડા થાય છે. મારાથી ન રહેવાયું એટલે મેં તમને ઉઠાડ્યા. અત્યારે તમે યે શું કરી શકો? પણ તમારો હાથ મારા હાથમાં થોડીવાર રાખો. મને ખાતરી છે કે તમારી લાગણી મારા લવકારાને મારી હટાવશે.'

રોજરે અત્યંત પ્રેમથી મારો હાથ એના હાથમાં લીધો. આટલી ઉંમરે બીજું ઘણું હું ભૂલી ગયો છું પણ મને એ બરાબર યાદ છે કે રોજરે હાથ પકડતાં મારો દુખાવો ઓછો થઈ ગયો. મને અપાર રાહત મળી. અને જિંદગીની એકમાત્ર ઉમેદ રહી છે કે એ વખતે રોજર મારે માટે જે હતો એ બીજાને માટે હું થઈ શકું. આપણે એકબીજાને મદદ તે કેટલી કરી શકીએ? પણ જ્યારે વેદના વહેંચી લઈએ છીએ ત્યારે તે સહ્ય બની જાય છે."

વિખ્યાત ફ્રેન્ચ લેખક આન્દ્રે જિદે પોતાના છેલ્લા પુસ્તક 'સો બી ઇટ'—'એમ થાઓ' કે 'આમીન'-માં ઉપરનો પ્રસંગ ટાંકયો છે. મૃત્યુ પહેલાં છેલ્લી ઘડી સુધી આન્દ્રે જીદ આ પુસ્તક લખવામાં પરોવાયેલા હતા. એંશી વર્ષની લાંબી જિંદગી પર નજર નાખતી આ રોજનીશીને તેમણે સ્વૈરપણે વિહરવા દીધી છે. અનેક વિષયોને તેમણે હળવી ને ગંભીર રીતે સ્પર્શ્યા છે. પણ એક વાત તેમની લેખિનીમાંથી વારંવાર ટપકે છે.—સમભાવ, લાગણી, હમદર્દી. ગમે તેવી તુચ્છ લાગે છતાં માનવહૃદયની આ બૂંદ ને હથાળી ખરે ટાણે અમૃત છાંટણાં સમી બની જાય છે. અને એ સિવાય માણસ પાસે બીજી મૂડી પણ કઈ છે?

આજની દુનિયા સામે નજર નાખતાં કોઈને સંતોષ કે સુખ થાય તેમ નથી. આજે સામાન્ય આદમી ચારે તરફથી ભિંસાઈ ને મુંઝાઈ રહ્યો છે. પરમ કૃપાળુ પરમાત્મા પણ અત્યારે તો જાણે પોઢી

ગયો. લાગે છે. 'ભગવાન કરે છે તે બધું સારા માટે'—એવી ભોળી શ્રદ્ધાની ઢાલ નીચે જીવવું અકારું થઈ પડ્યું છે. કિરતારની કરુણાની વાતો હમેશ જલતા ને ઝનૂન માનવમને ટકાવી રાખી શકે તેમ નથી. સર્વજ્ઞ, સર્વશક્તિમાન અને કૃપાના સાગર ઈશ્વરના રાજમાં આટલો અન્યાય શા માટે? આટલો અત્યાચાર કેમ? એનો જવાબ જડતો નથી, ત્યારે માણસે કરવું શું?

આવી મર્મવ્યથાથી પીડાતો માણસ હારી જાય ત્યારે તે ઘણીવાર અત્યંત કૃપણ બની ખૂણે ભરાઈ બેસે છે. 'હાશ, હું તો બચી ગયો. બીજાનું હવે ગમે તે થાય!' આંખો સામે જ હજારો ડૂબતા હોય ને બચવા માટે હાથ પછાડતા હોય ત્યારે પોતે બચી ગયો એની ખુશી મનાવતા માણસને શું કહેવું? માણસ જેવા માસૂમ માટે આ વિચાર જ નામોશીભર્યો છે. એના આત્મગૌરવને અતિ દીન અને હીન બનાવતી પામરતા એમાં પડી છે. અને બીજે છેડે કદાચ એ આવો પામર ન બને તો પિશાચ બની જાય એવો ભય પણ તોળાઈ રહ્યો છે. રોજરોજ ત્રાસનું સામ્રાજ્ય જોઈ એ રીઢો બની જાય તો નવાઈ નહીં. માનવજંતુઓ તો એ જ લાગના છે એવી નફરત ભરી નજરે એ તમાશો જોતો થઈ જાય. અને માનવ-વેદનાનો ઉપહાસ કરતા, વિકૃત આનંદમાં રાચતા—'સીનિક'—વિદૂષકોનો આજે ક્યાં તોટો છે?

આજનો બુદ્ધિવાદી માણસ નિખાલસપણે કહી દે છે કે દયાળુ પ્રભુનું શરણું એ સ્વીકારી શકતો નથી. તેનું અંતર વિશાળ ને સંવેદનશીલ હોય તો માત્ર પોતાના જ સુખમાં રાચતા એને શરમ ઊપજે છે. અને માનવવેદનાની નઠોર ને નફરતભરી ઠેકડી ઉડાવવામાં પણ કોઈ સમતોલ ને તંદુરસ્ત મનની નિશાની એ નથી જોતો. ઈશ્વરમાં શ્રદ્ધા તેણે ગુમાવી છે. સ્વાર્થ એને ખૂંચે છે. અને સેતાનના સાગરીત થવાનું એને પસંદ નથી. ત્યારે એની સામે એક જ રસ્તો ખુલ્લો રહે છે—સમભાવનો. માનવ-વેદના પ્રત્યે પૂર્ણ હમદર્દી અને એ વેદના દૂર કરવા બનતું બધું જ કરી છૂટવાની તૈયારી—આ સિવાય જીવતરમાં કોઈ સ્વાદ પણ નથી.

—અને અહીં ફરીવાર પેલા રોજરના લંબાયેલા હાથ દેખાય છે. આપણે એકબીજા માટે ગમે તેટલું ઓછું કરી શકીએ એની ફિકર નથી. પણ આપણી હૂંફ ને હવાળી પીડાતા ચહેરાને થોડો ઘણો ય પ્રફુલ્લ બનાવી દેશે. ભગવાન બુદ્ધ વિષે કહેવાય છે કે એ ચાલતા ત્યાં ચરણતળે કમળ ખીલી ઊઠતાં. કદાચ આ વેદનાની કાળી ધરતીમાં ચીમળાયેલા—કરમાયેલા એ માનવ કમળ હશે. અને મહાકારુણિકની પ્રેમાળ, કરુણાભીની દૃષ્ટિ પડતાં એ ખીલી ઊઠતાં હશે. તેમની જેમ વિશ્વની વેદનાને આપણે છાતીએ ન ચાંપી શકીએ તો કાંઈ નહીં, પણ આપણી આસપાસની વેદનાને વહેંચી લઈએ તો યે ઘણું. આન્દ્રે જિદ કહે છે તેમ વહેંચી લેતાં વેદના સહ્ય તો બની જાય છે, સાથે સાથે જીવન જીવવા જેવું ને સુંદર પણ બની ઊઠે છે—બુદ્ધને ચરણે ખીલી ઊઠતા કમળ જેવું. *

**કહીંથી આવ્યા —**

કહીંથી આવ્યા દૂર દૂરના અરબ દેશથી
કહીં ઊગ્યાં ને કહીં પીલાયા
કયા વહાણમાં કહીં લાંગર્યા
ચડતા પાછા કઈ ગાડીમાં
ઊતર્યાં એવા કયા સ્ટેશને
કઈ રેંકડી ખેંચી લાવી—
કઈ લારીમાં બરબપોરે બજાર વચ્ચે
ખજૂર તાજા
ભાઈબંધીમાં ભેળા બેઠા
—એકમેકથી અળગા થાતા—
કયા ઘરાકે, કઈ ઝોળીમાં
કઈ શેરીમાં, કઈ ઓસરી, કયા ઓરડે
કયા હાથમાં
કયા ઉદરમાં. ...

—મિત્રકાન્ત મણિયાર

# ધર્મ ત્યાં જય

પ્રિય ભાઈ,

તમે સારી પેઠે જાણો છો કે ઉપદેશકના Role પ્રત્યે મને ગળા સુધીની નફરત છે અને તેથી આદેશ – ઉપદેશ તમને મારી કનેથી મુદ્દલ નહિ મળે. માર્ગદર્શનની બાબતમાં ય મારી સ્થિતિ કાંઇક વિચિત્ર છે, અને મનનાં વળાણ-વળાંકો કે વાંક-ઘોંકનો કોઈ ઉપાય નથી. તમે હરખ-ધોખો કરશો નહિ ને આ બધું સમે સૂતર લેશો.

એક વાત અહીં પ્રસ્તુત કરીને ય લખવા મન થાય છે અને એ તમારી મનઃસ્થિતિને આબાદ બંધબેસતી આવે એવી મને લાગે છે. સાંભળો એ વાત, વધુ ટીકાટિપ્પણ કરવાની જરૂર નથી જોતો:

ધૃતરાષ્ટ્રનો દાખલો લો. હવે, આ ધૃતરાષ્ટ્ર અંતરમાંથી દુષ્ટ નથી. એને પણ દુરિત આગંતુક છે. પાંડવો પર એને પારાવાર સ્નેહ છે, તેઓ પ્રત્યે તેમના એક વડીલ લેખે પોતાનું શું કર્તવ્ય છે એ પણ એ સારી પેઠે જાણે-સમજે છે, પણ મુખ્ય મુશ્કેલી એ છે કે કર્તવ્ય કરવાની કે બજાવવાની એનામાં હિંમત કે દૃઢતા નથી.

દુર્યોધને જ્યારે યુધિષ્ઠિરને ફસાવવા માટે દ્યૂત રમવાની યોજના કરી ત્યારે ધૃતરાષ્ટ્રે એને ઘણી સારી શિખામણ દીધી, પણ જે દૃઢતાથી એ કૃત્ય કરતો એને અટકાવવો જોઇએ તે ન દાખવતાં, તેણે જાતછેતરામણીનો વચલો માર્ગ કાઢયો. (આત્મવંચના કે મન ફોસલામણીની capasity માણસમાં કમાલ હોય છે, ને માણસ જાણ્યે-અજાણ્યે સદાકાળ તેનો ભોગ થયા જ કરે છે!) પરંતુ કર્તવ્યનો માર્ગ તો ખાંડાની ધારે ચાલવા જેવો છે. કર્તવ્યનો માર્ગ ડુંગરની કરાડે આવેલી સાંકડી પગથી જેવો છે. એની ઉપરથી રંચમાત્ર ખસ્યા પછી અડધે-પડધે ડુંગરે આવી પડી અટકી શકાતું નથી. ત્યાંથી ખસ્યો કે ચૂકયો એ છેવટે તો ઊંડી ખીણમાં જ ઊતરી પડે છે!

પ્રસ્તુત દાખલામાં ધૃતરાષ્ટ્ર દુર્યોધનને દ્યૂત રમવાની ના ન પાડી શકયો ત્યારે તેણે પોતાના આત્માને છેતરીને એમ ઠરાવ્યું કે ભાઇ, ભીષ્મની દેખરેખ નીચે દ્યૂત રમાશે તો હરકત નથી! હવે, આ વચલો મારગ કેવો તો મિથ્યા નીવડ્યો એ આપણે સારી પેઠે જાણીએ છીએ.

કર્તવ્ય-અકર્તવ્યની સૂક્ષ્મ વિવેકયુક્ત સમજણવાળી અને ધર્મનીતિ ઉપર અચલ શ્રદ્ધા-નિષ્ઠાવાળી ક્ષત્રિયમાતા ગાંધારી, પોતાના છોકરાની કુબુદ્ધિ કેટલે દૂર પહોંચી છે એ પામી ગઇ હતી. તે માતાના સ્નેહ જેવો સ્નેહપાશ તોડી-વછોડીને ય, ધર્મ ખાતર તેને અવગણીને ધૃતરાષ્ટ્રને સલાહ આપે છે કે: 'દુર્યોધન જેવો પુત્ર ઉપદેશથી માને એમ નથી. માટે કુળના કલ્યાણ ખાતર ભલે એ ન હોય.' પણ ધૃતરાષ્ટ્ર તો તે વેળા ય કહે છે: 'ભલે કુળનો નાશ થાય, હું એને અટકાવી શકતો નથી.'

આ તો ભારે નિર્બળતા કહેવાય. વળી આ નિર્બળતા માટે ધૃતરાષ્ટ્ર ખેદ કરતો હોય તો પણ કાંઇક ઠીક. શાથી જે, હૃદયમાં બળ ઊગત અને આવી કાર્પણ્યની સ્થિતિમાંથી ઉગરવાનો એને કો'ક દિ' પણ માર્ગ સૂઝત. પણ તેમ ન કરતાં, એ તો ડગલે ને પગલે નસીબ ભણી જ આંગળી ચીંધ્યા કરે છે!

'નસીબ એ જ મોટી વાત, પુરુષાર્થ તો

મિથ્યા'. આવા કાંઇક શબ્દો જ વારંવાર ધૃતરાષ્ટ્ર રટયા કરે છે. અને પોતાની નબળાઈનો બચાવ કર્યા કરે છે. જેમ જેમ એના કુળ ઉપર વિનાશ ધસતો આવે છે તેમ તેમ એમાંથી શિખામણ લેવાને બદલે એ સઘળી ભાવિની-નિયતિની રમત સમજે છે, અને આ સમજણનો આશ્રયે જ કદાચ તે ક્રમે ક્રમે વધારે ને વધારે નિર્બળતામાં ડૂબતો જાય છે. જ્યારે મહાભારતનું યુદ્ધ પૂરા જોશમાં ચાલી રહ્યું છે અને હજારો ક્ષત્રિયોનો-ધૃતરાષ્ટ્રનાં પોતાનાં સંતાનો સુદ્ધાંનો-સંહાર થવા માંડયો છે, તે વખતે ધૃતરાષ્ટ્રને સંજય પૂછે છે કે 'મારા પુત્રો મરે છે, અને પાંડવો મરતા નથી એ શું?' આખરે એનો હમેશનો નિર્બળતાભર્યો અસત્‌સિદ્ધાંત આગળ ધરીને તારણ દર્શાવે છે કે: 'અથવા સંજય! ગમે તે રીતે પણ એ થવાનું જ હશે; વિધાતાએ પ્રથમ જેવું નિર્માણ કરી રાખ્યું હોય છે તેમ જ થયાં કરે છે. એમા બીજું કશું જ થઇ શકતું નથી.'

પાંડવના જયમાં ધર્મનું માહાત્મ્ય સમજવાને બદલે આમ નસીબનો દોષ દેનાર અન્ધ ધૃતરાષ્ટ્રનું વચન સાંભળતાં વેંત જ સંજય ગાજી ઊઠે છે:

અરે રાજા! ધ્યાનથી સાંભળી લે, અને સાંભળીને મનમાં બરાબર પાકું કરી લે કે પાંડવો કોઇ પ્રકારના મંત્રબળથી, છળથી કે ડરામણીથી લડતા નથી; ન્યાયયુક્ત લડે છે અને યુદ્ધમાં શક્તિવાળા છે.

રાજા! તું તારા જ દોષથી દુઃખ પામ્યો છે. પોતે કરેલું પોતે જ જીવીને અને મરીને, અર્થાત્ આ લોકમાં અને પરલોકમાં, ભોગવવું પડે છે. તને જે પ્રાપ્ત થયું છે તે બરાબર છે.

સંજયનું આ સંભાષણ જ કદાચ મહાભારતનો મુખ્ય સિદ્ધાત છે. એ સિદ્ધાંતમાંથી વર્તમાનકાળે આપણી પ્રજાએ બહુ બોધ લેવાનો છે. આપણી મૌજૂદ દુર્દશાવાળી અવસ્થા માટે વિશુદ્ધ પુરુષાર્થને અવગણીને, ભાગ્યનો દોષ કાઢવો એ અન્ધ ધૃતરાષ્ટ્રની રીતિ છે. પ્રતિપક્ષીમાં છળ વગેરે દોષની મિથ્યા સંભાવના ન કલ્પતાં, તેમજ ભાગ્યનો દોષ ન કાઢતા મનુષ્યે પોતાની જવાબદારી સમજી સ્વીકારી યતો ધર્મસ્તતો જયઃ વાળા ન્યાયને જોવો જાણવો ને અપનાવવો જોઇએ. એ જ નરવો જીવનાદર્શ. બીજી બધી આળપંપાળ.

મન શરીરથી નરવા રહી આગળ ધપ્યે જાઓ.

—ના આશીર્વાદ



# નૈવેદ્ય

રવીન્દ્રનાથ ટાકુર
અનુ૦ નગીનદાસ પારેખ



કવિવર રવીન્દ્રનાથની કાવ્ય-વાણીમાં વિશ્વમાનવની સંવેદનાને અનુરૂપ ભારતીય આન્તર આત્માનો પ્રકાશ, એક સર્વાંગીણ જીવન-દર્શનના રૂપે વ્યક્ત થયો છે. જન સામાન્ય જેને ભગવાન કહે અને દાર્શનિક પરિભાષા જેને આધ્યાત્મિક જિજ્ઞાસા કહે તે એમની આંતરચેતનાનો વિશેષ ગુણ હતો.

'નૈવેદ્ય'માં વહેલી એ આંતર-ચેતના અને અનુભૂતિઓ દરમ્યિને 'વૈષ્ણવજન'માં ઝીલારી.

૧

હે જીવનસ્વામી, હું દરરોજ તમારી સંમુખ ઊભો રહીશ. હે ભુવનેશ્વર, બે હાથ જોડીને હું તમારી સંમુખ ઊભો રહીશ.

તમારા અપાર આકાશ તળે વિજનમાં એકાન્તમાં નમ્ર હૃદયે આંખમાં અશ્રુ સાથે હું તમારી સંમુખ ઊભો રહીશ.

તમારા આ વિચિત્ર ભવસંસારમાં કર્મપારાવારને તીરે નિખિલ જગજ્જનોની વચ્ચે હું તમારી સંમુખ ઊભો રહીશ.

તમારા આ સંસારમાં જ્યારે મારું કાંમ પૂરું થઈ જશે ત્યારે હે રાજેશ્વર, હું એકલો નીરવે તમારી સંમુખ ઊભો રહીશ..

૨

મારા આ ઘરમાં પોતાને હાથે ગૃહદીપ પેટાવો. તમારો પ્રકાશ પામીને મારાં બધાં દુઃખ અને શોક સાર્થક થાઓ.

ખૂણે ખૂણામાં જે અંધકાર છુપાયેલો છે, તે ધન્ય થઈ ને મરો, તમારા પુણ્યપ્રકાશમાં બેસીને હું પ્રિયજનને પ્રેમ કરું. મારા આ ઘરમાં પોતાના હાથે ગૃહદીપ પેટાવો.

તમારો પ્રદીપ સ્પર્શમણિનો છે, એની જ્યોત અચપલ છે, મારાં બધાં કાળાં કલંકને એ પલકમાં સોનું બનાવી લો. મારા આ ઘરમાં પોતાને હાથે ગૃહદીપ પેટાવો.

હું જેટલા દીપ સળગાવું છું તેમાં કેવળ જ્વાળા અને કેવળ કાજળ હોય છે; મારા ઘરને બારણે માથા આગળ તમારા કિરણો વર્ષાવો. મારા આ ઘરમાં પોતાને હાથે ગૃહદીપ પેટાવો.

૩

હે અંતર્યામી, રાત્રે સૂતાં સૂતાં હું વિચારી રાખું કે પ્રભાતમાં આંખ ખોલતાં તમને હું પહેલા જોઇશ, હે અંતર્યામી.

હે અંતર્યામી, જાગીને શુભ્ર પ્રકાશમાં બેસીને, પુલક સાથે તમારે ચરણે નમીને, હુ મનમાં વિચારી રાખું છું કે દિવસનાં કાર્યો હે સ્વામી, હું તમને સોંપીશ-

દિવસના કાર્યો કરતાં કરતાં હું ક્ષણે ક્ષણે



મનમાં વિચારું છું કે કાર્યને અંતે સંધ્યા સમયે હું તમારી સાથે બેસીશ.

હે અંતર્યામી, સંધ્યા સમયે હું ઘરમાં બેસીને વિચારું છું કે તમારા રાત્રિના વિરામ-સાગરમાં થાકેલા પ્રાણની બધી ચિંતા અને વેદના ચૂપચૂપ ઊતરી જશે.



૪



મારા જીવનકુંજમાં તમારી રાગિણી સદા વાગતી રહો. મારા હૃદયપદ્મ ઉપર તમારું આસન સદા શોભતું રહો.

તમારા નંદનવનની ગંધથી આમોદિત આ સુંદર વિશ્વમાં હું ફરું; તમારી પદરજ લગાવીને મારો દેહ સદા શણગારાતો રહો. મારા જીવન-કુંજમાં તમારી રાગિણી સદા વાગતી રહો.

તમારા મંગલ-મંત્રથી બધા વિદ્વેષો દૂર થાઓ. તમારા સંગીતના છંદથી હૃદયમાં અને બહાર માધુરી વિકસો.

તમારું નિર્મલ નીરવ હાસ્ય હું આકાશમાં વ્યાપેલું જોઉં; તમારા ગૌરવ આગળ બધો ગર્વ લજ્જા પામો મારા જીવનકુંજમાં તમારી રાગિણી સદા વાગતી રહો.

૫

હે પ્રભુ, જો મારું આ હૃદયદ્વાર કોઈવાર બંધ રહે તો તમે દ્વાર ભાંગીને મારા પ્રાણમા આવજો, પાછા ન ચાલ્યા જશો, પ્રભુ.

જો કોઈ દિવસ આ વીણાના તાર તમારું પ્રિય નામ ન ઝંકારે તો તમે દયા કરીને ક્ષણેક ઊભા રહેજો, પાછા ન ચાલ્યા જશો, પ્રભુ.

જો કોઈ વાર તમારા આહ્વાનથી મારી ઊંઘનું ઘેન ન ઊડી જાય, તો તમે વજ્ર વેદનાથી જગાડજો, પાછા ન ચાલ્યા જશો, પ્રભુ.

જો કોઈ વાર હું તમારા આસન ઉપર બીજા કોઈને પણ જતનપૂર્વક બેસાડું, તો હે મારા ચિરકાળના રાજા, પાછા ન ચાલ્યા જશો, પ્રભુ.



# વીશ વર્ષ પછી

'શિવપ્રકાશ'

લોકમાન્ય તિલક રોડ ઉપર ગણવેશધારી એક પોલિસમેન અદાથી રોન ફરી રહ્યો હતો. તેની છટા દેખીતી રીતે જ રુઆબદાર લાગતી હતી. કેમ કે અહીં કોઈ પ્રેક્ષક સમક્ષ દેખાવ થોડો જ કરવાનો હતો? રાત્રિના દસનો સુમાર, કડકડતી ઠંડી અને પવનના સુસવાટાએ શેરીઓ નિર્જન કરી મૂકી હતી. હાથમાંની નેતરની સોટીને કલાત્મક રીતે હવામાં વીંઝતો. પોતાની ચકોર દૃષ્ટિ દુકાનો અને ગલીઓમાં ફેંકતો તે આગળ ને આગળ જઈ રહ્યો. ચોતરફની સુષુપ્ત દુનિયામાં, તેની દેહયષ્ટિ કોઈ એકલવીરની નિર્ભય અક્કડતા દર્શાવી રહી થોડુંક ચાલ્યા બાદ, તેણે ચાલ ધીમી કરી.

સ્ટેજ આગળ, એક બંધ દુકાનના ખાંચામાં, પોતાના ઢીંચણથી વાળેલા પગ ઉપર હાથની કોણી ટેકવી કોઈ રાહ જોઈ રહેલા પુરુષને તેણે જોયો. પોલિસમેન નજીક આવી પહોંચ્યો એટલે પેલા પુરુષે સામેથી જ કહ્યું:

"ઓ ..કે... સંત્રી સાહેબ! હું એક મિત્રની રાહ જોઈ રહ્યો છું. જરા વિચિત્ર તો લાગશે, પણ આજની આ મુલાકાત આજથી વીશ વર્ષ પહેલાં ઠરાવી છે! નવાઈ લાગે છે, ખરું? જે 'નવરંગ સ્ટોર' પાસે આજે આપણે ઊભા છીએ ત્યાં તે જમાનામાં 'બિરાદરી કલબ' હતી!"

પોલિસે ટાપશી પુરાવી: "અરે હા, હજી એક વર્ષ પહેલાં, હું પોતે ત્યાં જતો!"

દરમ્યાનમાં પેલા પુરુષે મોમાં સિગારેટ મૂકી, દિવાસળી સિફતથી સળગાવી. તેના આછા, પીળા પ્રકાશમાં એક ક્ષણ માટે, તેનો ફિક્કો ચહેરો–ચોરસ મુખાકૃતિ–તીણી ઝગમગતી આંખો–જમણી આંખ ઉપરનું ચાઠું, દૃષ્ટિગોચર થઈ અંધકારમાં એકાકાર થઈ ગયાં. એક જ ક્ષણનો મામલો!

સિગારેટ પીતાં પીતાં તે માણસે વાત ચાલુ રાખી: "બરાબર આજથી વીશ વર્ષ પહેલાં. આ જ દિવસે અને આ જ સમયે હું અને મારો મિત્ર રણજિત આ જ ઠેકાણે 'બિરાદરી કલબ'માં સાથે જમ્યા હતા. છેક બચપણથી તે વીશ વર્ષના થયા ત્યાં સુધી કલકત્તામાં જ રહ્યા. ત્યારબાદ મારે, નસીબ અજમાવવા, મુંબઈ જવાનું થયું. જિંદગીમાં પહેલી જ વાર અમારે જુદા પડવાનો પ્રસંગ આવ્યો. જુદાઈ વસમી લાગી. મારે જવાનું હતું તેની આગલી રાત્રે એક વિચિત્ર કહી શકાય તેવી યોજના વિચારી કાઢી. બાળપણના મિત્રો જીવનની ધૂંસરીમાં જોડાયા પછી ઘણીવાર પાછલી જિંદગીમાં મળી શકતા નથી. તેથી અમે નક્કી કર્યું કે વહેલા મળાય તો ઠીક છે, નહીંતર આજથી બરોબર વીશ વર્ષ પછી આ જ દિવસે, આ જ જગ્યાએ, આ શહેરમાં જ્યાં હોઈએ ત્યાંથી આવી મળવું!"

સિગારેટની છેવટની બેચાર ઘૂંટ ઉપરાઉપરી લઈ, તેણે બાકીનું ઠૂંઠું પગ નીચે બંડારી દીધું અને ઉમેર્યું: "રણજિત મારો દિલોજાન મિત્ર. પણ કલકત્તા છોડવાની વાત હોય તો દુનિયામાં કોઈનું તે માને નહીં. હું મુંબઈ જાઉં–ગમે ત્યાં જાઉં–પણ રણજિત જીવતો રહ્યો તો વીશ વર્ષ પછી કલકત્તામાં જ મળવાનો! ભાગ્યદેવીએ જે નિર્માણ કર્યું હોય તે સાચું પરંતુ અમે એ દૃઢ સંકલ્પ કરીને જુદા પડચા. આજે અવધિ પૂરી થાય છે!"

"તમારી વાત ખરેખર નવાઈ ઉપજાવે છે! એ મુલાકાત વચ્ચે વીશ વર્ષનો ગાળો કાંઈ ઓછો ન કહેવાય! પણ આ દરમ્યાનમાં તમે એકબીજા સાથે લખાપટ્ટી તો કરી હશે, ખરું?" પોલિસે પૂછ્યું.

"શરૂઆતમાં અમે પત્રવ્યવહાર કરેલો. પરંતુ ત્રણચાર વર્ષ વિત્યાં બાદ, સંપર્ક તૂટી ગયો. મુંબઈ તો તમને ખબર છે ને, એક અલબેલી નગરી છે. હું તો તેમાં એવો ઓતપ્રોત થઈ ગયો કે પછી રણજિતને લખી જ ન શક્યો. તેનું પણ એવું જ બન્યું હશે–ભવાટવિમાં ફસાઈ પડચો હશે. પણ રણજિત

મારે મને ખાત્રી છે કે જીવતો હશે તો ચોક્કસ આવી ચડવાનો. તેના જેવો સાહસી મિત્ર આ દુનિયામાં મળવો મુશ્કેલ છે." આટલું બોલી તેણે ખીસ્સામાંથી ઘડિયાળ કાઢી. રેડિયમના કાંટા અંધારામાં ચમકી રહ્યા, તે તરફ જોઈ તેણે ઉમેર્યું.

"દસમાં ત્રણ મિનિટ બાકી છે આજથી વીશ વર્ષ પહેલાં અમે જુદા પડ્યા ત્યારે બરોબર દસ થયા હતા."

પોલિસમેન ધ્યાનથી સાંભળી રહ્યો હતો તેણે ચાલાકીથી વાત બદલી

"આટલાં વર્ષ મુંબઈમાં રહ્યા—પરંતુ ઠીક ભેગી કરી હશે!"

"રણજિત કરતાં ચોક્કસ વધુ કરી હશે. મને લાગે છે તે આજે પણ સીધો—સાદો—નિર્દોષ બગાલી બાબુ જ રહ્યો હશે તમે તો જાણતા હશો, દેશના ઉત્તમ ભેજાઓ મુંબઈમાં વસે છે અને મેં તેમની સાથે કામ પાડયું છે. અણી ધાર જેવી તીક્ષ્ણ બુદ્ધિ હોય તો જ મુંબઈગરા થવાય!"

"ભલે ત્યારે, તમે મિત્રની-રાહ જુઓ હું તો ફરજપર છું તેથી રજા લઈશ પરંતુ આમ ક્યાં સુધી તમે રાહ જોશો?"

"રાહ જોતી જ રહી રણજિત જીવતો હશે તો ચોક્કસ આવશે તેને માટે અર્ધો કલાક આપવો પડે તો આપીશ"

"સાહેબજી, ત્યારે!" કહી પોલિસે વિદાય લીધી

શાંતિનું સામ્રાજ્ય ફરીથી ત્યાં ફેલાયું વરસાદની એક ઝરમર આવી ગઈ અને સાથે ઠંડા પવનની લહરીને પણ લાવી ઠંડીની ચમકથી બચવા એક કુતરું રસ્તા ઉપરથી દોડીને દુકાનના પાટિયા નીચે લપાઈ ગયું. થોડીવારે રેઈનકોટ પહેરેલા બે માણસો, *બન્ને બાજુના ખીસ્સામાં હાથ નાખી પસાર થઈ* ગયા અને આખો રસ્તો ઉજ્જડ થઈ ગયો હારેલા જુગારીના ચહેરાની નિસ્તેજ આભા જેવો વીજળીનો પ્રકાશ રસ્તા ઉપર આછો ઉજાસ પાથરી રહ્યો

આ પ્રમાણે દસેક મિનિટ વિત્યા બાદ સામેના રસ્તાપરથી એક ઊંચો આદમી સડક ઓળંગીને આ બાજુ આવતો જણાયો. તેણે ઓવરકોટના કોલર કાન સુધી એવી રીતે ઊભા રાખ્યા હતા કે તેની મુખાકૃતિ અર્ધી ઢંકાયેલી રહે નજીક આવી પહોંચતાં જ તે બોલી ઉઠ્યો.

"અરે! માનસિંહ તો નહી ને?"

"કોણ, રણજિત? છેવટે આવી પહોંચ્યો ને! બહુ રાહ જોવડાવી!"

"તે માટે માફી માગું છું, દોસ્ત પણ તને મુંબઈમાં ગોઠી તો ગયું ને? કલકત્તા ભૂલી જ ગયો કે શું?"

"મુંબઈ પાસે કલકત્તા કાંઈ જ વિસાતમાં નથી પણ તું શું નોકરી જ કરે છે? અરે, અહીં પેલી 'બિરાદરી કલબ' હતી—ત્યાં આપણે સાથે છેલ્લું ભોજન લીધેલું -યાદ આવે છે, રણજિત?"

"જરૂર, જરૂર આપણે બીજી કોઈ સરસ જગા શોધી નિરાંતે વાતો કરીએ!"

હાથમાં હાથ ભરાવી બન્ને મિત્રો આગળ ચાલ્યા મુંબઈગરો પોતે વધુ કમાઈ શક્યો છે તેની સભાનતાથી બડાશભરી વાતોથી પોતાનું 'અહમ્' પોષી રહ્યો બીજો જાણે કાન સરવા કરી સાંભળી રહ્યો એક મોટા રસ્તા પર આવી પહોંચતાં, હજુ સુધી ખુલ્લી રહેલી એક દુકાનના ઝળહળતા પ્રકાશમાં બન્ને મિત્રોએ એકમીજા સામે જોયું મુંબઈગરાથી દોસ્તનો હાથ છૂટી ગયો

"તું તું તમે રણજિત નથી લાગતા' વીશ વર્ષનો સમય અનન્ત લાંબો છે અને માણસની ઊંચાઈ કદાચ વધે પરંતુ પોપટિયું નાક ચીબું થોડું જ બની જાય?"

ઊંચા આદમીએ શાંતપણે જવાબ આપ્યો.

'પણ એ જ વીશ વર્ષના સમયમાં એક સજ્જન, *સજ્જનતાથી વિમુખ પણ બની શકે છે!"*

'તમારું કહેવું સમજાતું નથી" મુંબઈગરાએ ફરિયાદ કરી

'એક જ સેકન્ડમાં સમજાવી દઉં" ઊંચા આદમીએ ગળું ખંખેરતાં કહ્યું "માફ કરજો, પણ વાત એમ છે કે તમે મારા હાથમાં ગિરફતાર છો મુંબ

ક્યાંથી એક સંદેશો આવ્યો છે. તે લોકોનું માનવું છે કે તમે આ બાજુ ઇરાદાપૂર્વક હવાફેર માટે નીકળી આવ્યા છો. પણ હા, પોલિસ સ્ટેશને જતાં પહેલાં, એક ચિઠ્ઠી મારે તમને આપવાની છે. તે રણજિતે લખી છે. ચાલો ત્યાં પ્રકાશમાં વાંચી શકો છો!"

મુંબઈગરાનો ચહેરો ધોળો પૂણી જેવો થઈ ગયો. તેના હાથ ધ્રુજી રહ્યા. ધબકતા હૃદયે તેણે ચિઠ્ઠી ઉઘાડી. તેના શ્વાસોચ્છ્વાસ વધી રહ્યા. ફાટી આંખે તે વાંચી રહ્યો:

"પ્રિય મિત્ર માનસિંહ,

કરાર મુજબ નિયત સમયે હું આવી પહોંચ્યો હતો. પરંતુ સિગારેટ સળગાવતી વખતે દિવાસળીના પ્રકાશમાં મેં જોયું કે મુંબઈમાં જે આરોપી માટે શોધખોળ ચાલે છે તે પ્રત્યક્ષ મારી સામે છે.

મારી તો હિંમત ન ચાલી. પરંતુ આ ચિઠ્ઠી લાવનાર ગૃહસ્થને તે ફરજ મેં સોંપી છે. ખોટું ન લગાડીશ. —રણજિત." *

---

* O' Henry ની વાર્તા "After twenty years" ઉપરથી.

**મૃત્યુ : ગૃહગમન**

ઝુયુકુંગે પ્રણિપાત કરી સદ્ગુરુ કોન્ફ્યુશિયસને કહ્યું: 'ગુરુજી, હું હવે થાક્યો છું; મારે શાંતિ જોઇએ છે.'

ગુરુજીએ ઉત્તર વાળ્યો: 'આ જિંદગીમાં તો શાંતિ જેવી વસ્તુની આશા ન રાખતો.'

ત્યારે શિષ્યે પૂછ્યું: 'મને કોઈ દહાડો શાંતિ નહીં મળે?'

કબરસ્તાન ભણી આંગળી ચીંધી ગુરુજી બોલ્યા: 'તને શાંતિ જરૂર મળશે આ પેલી કબરો પડી છે તે તું જો, કેટલીક સુંદર છે, કેટલીક તુચ્છ છે. આવી એકમાં તને તારી શાંતિ મળશે.'

શિષ્ય બોલ્યો: 'અહો! મૃત્યુમાં કેટલું આશ્ચર્ય ભર્યું છે! જ્ઞાની તેથી શાંતિ પામે છે, સંસારી તેથી દુઃખી જાય છે.'

ગુરુજી બોલ્યા: 'પુત્ર, તું સારું કહેલું સમજ્યો છે. ઘણા તો જિંદગીને કુદરતની એક મહાન બક્ષિસ માને છે; તેઓ સમજતા નથી કે એ તો એક મહાન બંધન છે. ઘડપણને તેઓ દુર્બળતા માને છે; તેઓ સમજતા નથી કે ઘડપણ શાંતિનો કાળ છે. મૃત્યુને તેઓ એક મોટી આપત્તિ માને છે; તેઓ સમજતા નથી કે મૃત્યુ એટલે પરમ શાંતિ છે.'

ઝુયુકુંગ બોલી ઊઠ્યો: 'મૃત્યુ વિષેની આ પ્રાચીનોની કેવી ભવ્ય કલ્પના! પુણ્યવાન તેથી તરે, પાપી ડૂબે. મૃત્યુથી પ્રત્યેક જણ જ્યાંથી આવ્યો ત્યાં જાય છે. તેથી પ્રાચીનોએ મૃત્યુને ગૃહગમનની ઉપમા આપી, જિંદગીને ગૃહવિયોગની. અને જે પોતાના વહાલા ઘરને ભૂલે છે તેનો દીકરો નીકળી જાય છે, ને તેના યુગમાં તેની અવગણના થાય છે.' —'અ-બુદ્ધ'

❖

સાંચવું ભેટ ઇતિહાસ-દીધી સદા,
ધૈર્યનો ધર્મ, સમભાવની સંપદા.

મકરન્દ દવે

મનન મોતી

# અંગ્રેજી ઢબની કેળવણીની અસર

[નવી દાખલ થયેલી શિક્ષણપદ્ધતિનું જમાપાસું : એક સાક્ષરની કલમે]

'...ઈંગ્રેજી વિદ્યાની મોટી મોટી બે ચાર અસર તપાસી જોઈશું તોએ બસ છે.

જગતનું સામાન્ય જ્ઞાન. આ ઈંગ્રેજી કેળવણીનો પહેલો ખુલ્લો લાભ છે. આ બાબની પૂરેપૂરી અસર ક્યારે સમજાશે કે જ્યારે આપણા લોકના સામાન્ય જ્ઞાનની સ્થિતિ કેવી હતી તેનો આપણે બરાબર વિચાર કરીશું ત્યારે. ઈંગ્રેજી કેળવણી આવી તે સમે આપણા લોક કદાપિ જોઈએ તેવા કેટલીક વિદ્યાકળામાં નિપુણ, શાણા, સમજુ, ભલા, ને વ્યવહાર કુશળ હતા, તો પણ તેમને આ પૃથ્વીનું, આપણી આસપાસના દેશનું, પોતાના જ દેશનું, અને અરે! પોતાના જ ગામની અનેક વસ્તુઓ સંબંધી ખરું જ્ઞાન થોડું, બહુ થોડું, શૂન્ય જ હતું એમ કહીએ તો ચાલે. ચીન–વિલાયતનાં નામ જાણતા પણ તે ક્યાં હશે તેનો સ્વપ્નોમાંએ ખ્યાલ નહોતો, અથવા હતો તો એ કે એ બે દેશ પાસ પાસે દુનિયાના કોઈ ઠેકાણે હશે, અને તેથી પૂછતા કે માર્ગમાં પહેલું ચીન આવે કે વિલાયત. કાશી ક્યાં ને જગન્નાથપુરી ક્યાં તેનુંએ ઘણાને પૂરું જ્ઞાન નહોતું. પૃથ્વીનો નકશો શું એ તો કોઈએ બાપ જન્મારામાં કાને પણ સાંભળ્યું નહોતું. ખગોળ વિષેના અજ્ઞાનનું તો કહેવું જ શું? તારાને મોટા તપસ્વી સમજતા, અને કોઈને ખરતો દેખે તો 'રામ' 'રામ' કહી ઉદાસ થતા. ગ્રહણ તો ચાંદા સૂરજને ભંગીઓ અભડાવવા આવતો તેથી થતાં એમ તેમની પૂરી ખાત્રી હતી. પણ વિદ્યાવિષય આઘો રાખી વ્યવહારી જ્ઞાન જોઈશું તો તે પણ તેવું જ અલ્પ હતું. કુત્નરી કે કુદરતી વસ્તુઓ દરરોજ દેખે પણ તે ક્યાં ને શી રીતે થઈ હશે તેની તેમને દરકાર જ નહોતી. નગરવાસી ઘઉંનાં ઝાડ કેવડાં હશે એમ પૂછી ગામડીઆથી વધારે ગમાર બનતા, ને ગામડીઆ તો શહેરમાં આવી ત્યાંની સાદામાં સાદી પણ ચીજ દેખી ગાંડાઘેલા જ થઈ જતા. એક પ્રાંતના બીજા પ્રાંતની ઉપજ, નિપજ, ખાનપાન, સ્થિતિરીતિ કે આચારવિચાર વિષે પણ થોડું જ જાણતા; પ્રાંત પ્રાંત તો શું પણ ગામ ગામના લોક એક બીજાની રીતભાતથી પરદેશીની માફક જ અજાણ્યા રહેતા સુરત અમદાવાદના લોક એક બીજાને પરદેશી સમજતા ને પરસ્પર ધિક્કારતા. વર્ણ પરત્વે પણ તેવું જ અજ્ઞાન ને અભાવ હતો. બ્રાહ્મણ, વાણીઆની સ્થિતિરીતિ વષે થોડું જ સમજતા કે પરવાહ રાખતા, ને તેમ જ વાણીઆનું બ્રાહ્મણ વિષે સમજવું. ટૂંકામા જગદ્જ્ઞાનની સઘળી જિજ્ઞાસા ને અવલોકનશક્તિ બેહેર મારી ગઈ હતી, ને દરેક માણસ પોતાનો ધંધો, ઘર, ને નાત એટલી જ વાતનું, ને તે પણ નહિ ચાલતું, જ્ઞાન ધરાવતા. બીજી સઘળી બાબતોમા તેમની આંખ આડો મોટો ઘટ્ટ અંધકારનો પડદો નિરંતર આવી રહેલો હતો, અને વળી વધારે નઠારું તો એ કે તેથી તેઓ જરાએ મુઝાતા નહિ. 'બ્રહ્મ સત્યં જગન્મિથ્યા' એમ પૂર્વના જ્ઞાનીઓએ કથ્યુ છે પણ તેનો પૂરેપૂરો અનુભવ તો આ લોકે જ લીધેલો જણાય છે. તેઓ તો જ્ઞાનચક્ષુએ જગતને મિથ્યા દેખતા હતા પણ આ કળિકાળના લોકોને તો ચર્મચક્ષુવડે જોતાં પણ જગત્ શૂન્યાકાર જ દેખાતું હતું.

એથી ઉલટું અંગ્રેજી વિદ્યાનું મુખ્ય સ્વરૂપ જગદ્જ્ઞાન છે અને બહુકે એજ છે. આ ભૂગોળ ને ખગોળ ઉપરની અનંત ઝીણી ઝીણી વિગતો પણ ખંતથી ખોળી કાઢી છે, અને તે ખોળવામાં હજી યૂરોપનો સુધારો રાતદહાડો મંડ્યો રહે છે. એ ઢપની સાધારણ હલકામા હલકી કેળવણીમાં પણ જગદ્જ્ઞાનનો એટલો બધો ભાગ આવે છે કે આપણી ગૂજરાતી નિશાળમાં ભણનારા સાધારણ છોકરાઓની આગળ પણ તે બાબતમાં તો આપણા જૂના શાસ્ત્રીઓ પર્યંત સઘળાએ અજ્ઞાની ઠરે છે. ઈંગ્રેજી ભણેલાને તો નવો અવતાર લેવા જેવું જ થઈ રહે છે. આખું જગત તેને સાક્ષાત્કાર દેખાય છે, જગત્નાં ભૂત ને

વર્તમાન તેની આખ આગળ આવીને આરસીની માફક ઊભા રહે છે, અને તેમ થવાથી તેની બુદ્ધિ સર્વ સસારી વાતમા પ્રકાશમય થઈ જાય છે તેનામા અવલોકનશક્તિ, વિચારશક્તિ ને જગતના લાભાલાભ ઓળખવાની તથા ખેળવાની શક્તિ આવે છે. હવે તે આપણા દેશની સસારી સ્થિતિરીતિ યથાર્થ દેખતો થાય છે સુધારાનો ઉદય થવાને આટલુ જ બસ છે, પણ આ સમે એક બીજુ મહા જોરાવર બળ ઈંગ્રેજી સાક્ષરતામાથી આવી તેની સાથે જોડાઈ જાય છે, અને તે જ આપણા સુધારાનુ મોટું બળ તથા વિશેષ લક્ષણ છે તેનુ નામ બુદ્ધિવાદ કહીએ

બુદ્ધિવાદ (Rationalism) એટલે પોતાની બુદ્ધિ કહે તે જ સત્ય અને પોતાની બુદ્ધિ ન કબૂલ કરે તે સઘળુ ખોટું, એવો મનનો દૃઢ સિદ્ધાત કોઈને એમ લાગશે કે સઘળા જ પોતાની બુદ્ધિને આધારે ખરુ ખોટુ પારખે છે અને એમા કાઈ નવીન નથી વાત ખરી સઘળા પોતાની બુદ્ધિને અનુસરીને સમજે વર્તે છે, પણ તદ્રુપ સિદ્ધાત થઈ મનમા અખડ રહેવો એ જુદી વાત છે, અને તેમ થાય ત્યારે જ બુદ્ધિવાદ ઉદય્યો એમ જાણવુ ઊંડુ જોતા એ તો મહા અસાધારણ વિલક્ષણ જગતની સઘળી મર્યાદાને તોડી નાખનારુ જબરદસ્ત બળ દેખાય છે તેણે યૂરોપની રહેણી-કરણી રાજ ને ધર્મપર્યંત તમામ ઉથલાવી નાખ્યુ છે અને હજી વધારે ઉથલાવવા મડ્યો જ છે એની ઉત્પત્તિ યૂરોપમા પણ ૧૬૦૦ની સાલથી છે, અને જોરમા તો છેક અઢારમા સેકડાથી જ એ આવ્યો છે

એ પહેલા આપણો દેશ કેવળ પ્રમાણવાદી હતો એટલે બુદ્ધિ શુ કહે છે તે કરતા પ્રમાણ પુરુષો શુ કહી ગયા છે તે ઉપર જ આપણે વધારે લક્ષ આપતા, અને ઘણીવાર તો બુદ્ધિને કાઈ પણ ન પૂછતા કોઈ પણ વાતના નિર્ણયને માટે આપણે પ્રાચીન ગ્રથના જ પાના ફરવવા મડી જતા પ્રાચીન કાળથી પ્રમાણવાદ જ આપણા લોકોમા બળવત્તર મનાતો આવ્યો છે બુદ્ધિવાદ ઘણીવાર ઉદય્યો ને મથ્યો હતો ખરો પણ તે ફાવી શકતો નહોતો અને છેવટે તો તે 'મતવાદ' એ નામે આપણામા બહુ નિદ્ય ને તુચ્છ થઈ પડ્યો

આ બે વાદનું સત્યાસત્ય તોળવાનુ અત્રે આવશ્યક નથી, પણ એટલી જ હકીકત નોધવી બસ છે કે ઈંગ્રેજી કેળવણીને યોગે આપણા દેશમા બુદ્ધિવાદે ફરીથી વાસ કર્યો છે, અને તેના પરિણામમા આપણે જેને હાલ સુધારા કહીએ છીએ તે સઘળો આપોઆપ જ નીકળતો જાય છે

આ રીતે જગતનુ જ્ઞાન થયુ અને બુદ્ધિનો અહમેવ ઉદય્યો કે સુધારાનો સૂક્ષ્મદેહ બધાઈ ચૂક્યો એમ સમજવુ હવે તેને અવતાર પામવા તેનામા ભાવ ને રાગવૃત્તિ ઉદવાની જ જરૂર છે, અને તે પણ એને ઈંગ્રેજી સાક્ષરતામાથી જ પુષ્કળ—અતિ પુષ્કળ મળી આવે છે.

જનસામાન્ય ભાવ (Equality of men) એટલે સઘળા માણસ સરખા છે, સઘળાના હક સરખા છે, નીચઊંચ કોઈ નથી બધા એક પરમેશ્વરના બચ્ચા-ભાઈઓ છે બધાને સરખુ સુખ ને સરખી છૂટ મળવી જોઈએ ને એમા જે ભેદાભેદ રહે તે ખોટો ને જુલમ ભરેલો છે એમ પોતાના મન સાથે નિશ્ચયતાથી જાણવુ—માનવુ તે આ ભાવ સત્તાધીન જનોના સ્વાભિમાન ને ઉન્નતિમગ્નને જેટલો ઉત્તેજક તથા પોષક છે તેટલો જ તે સત્તાધીશનો પ્રતિજ્ઞાધારી શત્રુ છે એણે યૂરોપની ધર્મ, રાજ, તથા સસારની સ્થિતિમા મોટા ફેરફાર કરી નાખ્યો છે, અને તે છતા હજી તેને તો પોતે બાળક્રીડા જ લેખી ભવિષ્યને માટે મોટા મોટા તરગો બાધે છે આ મોટુ વિકરાળ બળ છે, તેણે દુનિયાને નવી જૂની જ કરી નાખવા ધારી છે, અને તેને જોઈ યૂરોપના ઉપલા વર્ગના લોકો ભયભીત થઈ બેઠા છે તે છતા એ ભાવ વસ્તુરૂપે ત્યા નાના મોટા સઘળામા છે, અને સિદ્ધાતરૂપે સર્વને માન્ય છે

આપણા લોકમા અસલથી જનવિશેષભાવ જ માનવા સમજવા તથા વર્તવામા બહાર પડતો આવ્યો છે જેના પૂર્વ સસ્કાર ઉત્તમ તે ઉત્તમ પદ પામે એમા શુ આશ્ચર્ય એમ જ આપણે પરપરાથી સમ

જતા આવ્યા છઇએ, સમવિષમનો મયોગ એ જ આપણી સંસાર વ્યવસ્થાની વ્યાખ્યા છે બધા પાન બીએ બેસે તો ઊધો કોણ એ આપણું એક સાધારણ એ વિષેનુ દષ્ટાન્ત છે. આપણે માનીએ છઇએ કે તન, મન, ને ધનની શક્તિ પ્રત્યેક જનની (સરકાર પરત્વે) જુદી જુદી છે અને તે જુદી જુદી છે તો સ્થિતિ જુદી હોવી જ જોઇએ આ સમજથી આપણા લોક સઘળી સ્થિતિમા સતોષી રહે છે ને તેમાથી છૂટવા કાંઈ પણ મથન કરતા નથી.

સ્વાતંત્ર્યભાવ એ ઉપનાનુ પરિણામ જ છે વળી એ ભાવ તો પ્રાણી માત્રને સ્વભાવિક છે, પણ આપણી જૂની કેળવણી તેને નરમ પાડવા તરફ હતી, ને યૂરોપની તેને ખંતથી પાળે પોષે છે ઈંગ્રેજી સાક્ષરતાનો જોવા જઇએ તો સર્વત્ર એ જ સ્થાયી ભાવ છે, અને તેની અસર ભણનાર ગમે એવી સ્થિતિમા હોય તો પણ તેની ઉપર કેટલીક થયા વિના રહેતી નથી

સ્ત્રીઓનુ પુરુષની સાથે, બરોબરીયાપણુ, સ્વતત્રતાનો હક વગેરે વાતો ઉપના એ ભાવનુ એક ખુલ્લુ અનુમાન છે આ બાબત પણ હિંદુઓની પ્રાચીન સમજ જુદી છે તે તેને અર્ધાંગના ગણે છે પણ ડાબા જમણાનો ભેદ રાખીને વ્યવહારમા ધણી, સ્વામી વગેરે શબ્દો ઉપરથી જ તેની સ્થિતિ સાફ જણાઈ આવે છે

રાગવૃત્તિ .. રાગવૃત્તિ મૂળે મનુષ્યમાત્રને બાઝેલી તો છે જ, અને તેને ઈંગ્રેજી કેળવણી વધારે છે. વિરાગ એ વસ્તુ જ યુરોપના આધુનિક સુધારામા નથી, અને કોઈ ખુણામા તેવુ કાંઈ દેખાય તો તે અર્થવાદી હશે, પણ મોક્ષમાર્ગી તો નહિ જ. ત્યાના અધ્યાત્મે ધર્મ, અર્થ, ને કામ એ ત્રણ પદાર્થ જ (વ્યુત્ક્રમપણે) વત્તાઓછા દીઠા છે.

આ રાગવૃત્તિ માણસમા નાના પ્રકારની વાસ્છનાઓ ઉત્પન્ન કરી તેને અચૂક ઉદ્યોગમા પ્રેરે છે. વિરાગથી બહુધા ઉદ્યોગ ઉત્પન્ન થતો નથી, પણ થાય તો તે કેવળ પારમાર્થિક હોય રાગવૃત્તિજન્ય ઉદ્યોગમા કાંઈક અંશ સ્વાર્થનો હમેશા રહેતો હોય છે જ અને જ્યારે તે સાર્વજનિક રૂપ પકડે છે ત્યારે પણ થોડો ઘણો સ્વાર્થથી પાછો ખેચાતો જ રહે છે

ઉદ્યોગપ્રતીતિ એ ઈંગ્રેજી કેળવણીની ઉંડી મોટી અસર છે આપણે દૈવવાદ ને દૈન પ્રતીતિમા શયન કર્યું હતુ તેને આણે આવી એકદમ જગાડયા છે ઈંગ્રેજી સાક્ષરતા ઉદ્યોગપ્રતીતિથી મદમસ્ત છે અને તેની અસર સઘળા પર થાય છે યૂરોપમા સિદ્ધાંતે દૈવવાદી ઘણા હશે પણ વ્યવહારી પ્રસગે તો તેઓમા પણ અતઃકરણમા (માનૂમ કે બેમાલૂમ) રહેલી ઉદ્યોગપ્રતીતિ જ આચરણ દ્વારે બહાર નીકળે છે

આ રીતે નવા જ્ઞાન, બુદ્ધિ ભાવ, વૃત્તિ, ને પ્રતીતિ એ સઘળા આપણી જૂની વાતોથી વિરુદ્ધ, અને પોતાનુ અમલમા આણવા તલવાર પકડી ઊભા રહ્યા છે આવા વિરલ યોગાનુયોગે સુધારો ઊભો થાય ને તે ઉચ્છેદક રૂપ પકડે એમા શુ આશ્ચર્ય?

લેખક **શ્રી નવલરામ લક્ષ્મીરામ પંડ્યા**

(ઈ સ. ૧૮૩૬ થી ૧૮૮૮)

ઈ સ. ૧૮૮૦ની સાલમા લખાયેલ સુધારાનુ ઈતિહાસરૂપ વિવેચન માંથી



પુરુષાર્થને ટકિશી, અસતી?' સંતજનનું માહાત્મ્ય અનંત છે.

આદિત્યચન્દ્રાવનિલોડનલશ્ચ
દ્યૌર્ભૂમિરાપો હૃદયં યમશ્ચ।
અહશ્ચરાત્રિશ્ચ ઉભે ચ સન્ધ્યે
ધર્મોઽપિ જાનાતિ નરસ્ય વૃત્તમ ॥

અખાને મન સંત પુરુષ તે અનુભવી—જ્ઞાની જન. સાધારણ માણસથી એની માટી જ નોખી. એક છપ્પો છે:

સકળ લોક ત્યમ જ્ઞાતાપુ મ રુપ, એમ માને તે નર છે મૂરખ.
અખા અમૃત તે પાણી નોય, રસ જાણી ગણશોમા તોય

અમૃત ને પાણી (તોય) પ્રવાહી તો બન્ને છે પણ એક બક્ષે છે અમરતા અને બીજું જીવન. સંતજન જ્ઞાનીજન છે તો માણસ જ, પણ તેને સકળ લોકની હેડીનો ગણનાર તો મૂરખ જ છે.

સંતજન શુદ્ધ હોય છે અને જીવનમા પરમને પામવાને અનેક સાહસ તે કરે છે. સસારની પ્રવૃત્તિનો સાર તે સંતની સંગત છે. બ્રહ્મમાં જ સંતનુ મન તો ગળી-પીગળી ઓગળી ગયું હોય છે. એકરસ થઈ ગયું હોય છે. ઉપનિષદનો ઋષિ કહે છે:

બ્રહ્મૈવેદમમૃતં પુરસ્તાદ્ બ્રહ્મ,
પશ્ચાદ્બ્રહ્મ, દક્ષિણતશ્ચોત્તરેણ ।
અધશ્ચોર્ધ્વં ચ પ્રસૃતં બ્રહ્મૈવેદં
વિશ્વમિદં વરિષ્ઠમ્ ॥

અવિનાશી બ્રહ્મતત્ત્વ સઘળે અમરે ભર્યું છે ને સંતમન તેમાં જ તદાકાર એકાકાર હોય છે. ઉપર-તળે, પૂરવ-પશ્ચિમ, ઉત્તર-દક્ષિણ, અંદર-બહાર સઘળે એ જ છે. આખું યે જગત બ્રહ્મમય છે. બ્રહ્મ જ સર્વોપરી છે. જ્ઞાનીજનના સહવાસ-સમાગમથી બુદ્ધિ ઉજ્જ્વળ બને છે. લોભાદિ રિપુઓ તો ઢૂકડાંય ઢૂકી નથી શકતા. સંતજનનાં સંગની હૂંફ કે ઉષ્મા એવી હોય છે કે પછી માણસને કોઈ વાતે સંસારી ટાઢ-માંવઠાનો ભે રહેતો નથી. અને

અભયં વૈ બ્રહ્મ ।

જ્ઞાની અનુભવી સંતજન સોળવલું સોનું છે. પારસમણિ છે. હલકાં કઠ લોખંડકર્યાં માણસોને ય સંતસંગપારસનો સ્પર્શ થતા તે શુદ્ધ સુવર્ણ બને છે. વિશ્વવ્યાપી અંધકાર અને વ્યથાઓ, ભય અને લાલચો વચ્ચે સ્વસ્થ સ્થિર રહેનારના મનઅંતરમાં:

આરતી અખંડ હોત સંતનકે ઉરમેં ।

આવા જ્ઞાની પુરુષો જ જીવ-શીવનું દ્વૈત ટાળી જીવ ઈશ્વર બ્રહ્મનું અદ્વૈત સ્થાપે છે. ન કમ્પતે જ્ઞઃ । અને તેથી જ કહ્યું છે: હમ સંતનકી પદરેણુ!

— ૐ તત્ સત્ ।

પારકાના દુઃખથી જે દુઃખી થાય, બીજાના સુખથી જે સંતોષ માને અને વૈરાગ્ય દેખીને જેને હર્ષ ઉપજે તે સત્ત્વગુણી છે. જેને બીજાના દુઃખથી ખેદ થાય તે સત્ત્વગુણી છે.

જ્ઞાનની વાતો બોલીને જે પોતાનો સ્વાર્થ સાધે, કૃપણ થઈને જે અર્થસંચય કરે તથા અર્થસંચયને માટે જ જે પરમાર્થજ્ઞાનનો ઉપયોગ કરે તે ભણ્યો પણ ગણ્યો નથી. પોતે વર્તતો ન હોય છતાં જે બીજાઓને શિખવવા જાય, જે બ્રહ્મજ્ઞાનની વાતો કર્યા કરે તથા જે ગોસ્વામી હોઈને પરાધીન છે તે ભણ્યો પણ ગણ્યો નથી.

દેહધારી હોવા છતાં વિદેહી રહેવું, કર્તા છતાં અકર્તા રહેવું, એ જીવન્મુક્તનાં લક્ષણો છે.

જે ચરાચર અસ્તિત્વ ધરાવે છે તે સર્વ માયા છે, તેની અંદર અને બહાર પરમેશ્વર વ્યાપ્ત છે.

—રામદાસ

# યજ્ઞ............

વસંત વ્યાસ

રઝાક પોતાની સાયકલ ભાડે આપવાની દુકાન રાતે નવ વાગે બંધ કરે છે તે તેણે મને કાલે સવારે હું સાઈકલ લેવા ગયો ત્યારે કહેલ કાલે તો હું સમયસર સાયકલ આપી આવેલો પણ આજે તો રાત સુધીમાં કામ પતાવીને આવવી કાલે સવારમાં રામુમેનને અમરગઢને ટી બી ને દવાખાને લઈ જવાના હતા એટલે એના દવાદારૂ અને સારવાર માટે જે કંઈ રકમ એકઠી થાય તે કરવાના પ્રયત્નમાં આખો દિવસ દોડાદોડીમાં રહ્યો ને એમ જ લગભગ રાતના દસ થવા આવ્યા રઝાકની દુકાને પહોંચ્યા ત્યાં ખરે જ દસના ટકોરા પડ્યા

એક કલાક તેને બેસી રહેવું પડ્યું એટલે મંકોચથી મે તેને કહ્યું તમને તો આજે મે ખૂબ ખોટી કર્યા હું સારી પેઠે મોડો આવ્યો '

એમાં કાંઈ વાંધો નહી' એમ સહજભાવે બોલતા તેણે પ્રશ્ન કર્યો બહુ કામમાં લાગી ગયા'તા? શું કામમાં હતા?'

એના શાંત અને આનંદી ચહેરા સામું થોડીવાર જોઈ રહીને પછી મે ટૂંકમાં વાત કહી દીધી શહેરને છેડે એક ગરીબ બહેન રહે છે તેને બે બાળકો છે અત્યાર સુધી તો એ મજૂરી કરીને છોકરાને પાળતા પણ હમણા તેને ટી બી નું દરદ લાગુ પડ્યું છે તેથી ટી બી ના દવાખાને લઈ જઈને દાખલ કરાવવા અને તેના બાળકોના ગુજરાનની વ્યવસ્થા કરવા માટે શહેરના અમુક ભાઈઓને મળીને થોડી રકમ ભેગી કરવાના કામમાં આ બે દિવસથી લાગ્યો હતો

અરે બિચારી બાઈ માણસને ય પણ કાંઈ દુઃખ પડે છે ને ' પોતાનું દુઃખ વ્યક્ત કરીને આશ્ચર્યથી કહે અમારા શહેરમાં આવીને તમે આવડી મહેનત લીધી? બહુ કેવાય''

અહીં પરમ દિવસે આવ્યા પછી અચાનક ખબર પડી એટલે થાય તેટલું તો કરવું જ જોઈએ ને?'

પણ ભાઈ એ તે અહીંના લોકોની ફરજ ગણાય ને!'

ઠીક છે જેને ખબર પડે અને જેને લાગે એ ઠીક '

'હ પછી કેટલી રકમ થઈ?

'આશરે અઢીસોએક રૂપિયા થયા '

તમે તો બહુ ભલાઈનું કામ કર્યું '

દિવસના રૂપિયા લેખે ભાડું ઠરાવ્યા મુજબ મે ખીસ્સામાંથી સાયકલ ભાડાની એક રૂપિયાની નોટ કાઢીને તેને આપવા માટે આગળ ધરી ત્યાં મારો હાથ પકડીને પાછો વાળતા કહે લ્યો હવે રાખો અમને આટલો ભાગ તો લેવા દો આ શહેરના દરદી માટે અહીંનું કોઈ ન કરે અને તમારે આમ ફરવું પડે એ અમારે માટે શરમની વાત ગણાય '

એણે સાયકલ ભાડાના પૈસા ન લીધા

પાસે જ સતર અઢાર વરસનો એક તરુણ ઊભો ઊભો આ જોઈ સાંભળી રહ્યો હતો તેણે પોતાના ખીસ્સામાંથી આઠ આની કાઢીને મને આપતા કહ્યું 'લ્યો આ થોડોક મારો ફાળો ય લેશો ને? મારી પાસે વધુ તો નથી '

'ના ભાઈ રાખો એટલા તો તમારે જોઈએ ને?'

અરે મને તો બીજા મળી રહેશે આપણા કરતા ય વધુ જરૂરવાળા છે તેને આપવું જોઈએ આ તો તમે લઈ જ લ્યો ' આઠઆનીવાળો હાથ તેણે મારી સામે લંબાવેલો જ રાખ્યો

એ હાથ હું પાછો કેમ ઠેલી શકું? એનો એ ભાવભર્યો ફાળો લેવાની હું ના ન કહી શક્યો

તેને ખભે હાથ મૂકીને વાતો કરી પરિચયથી જાણ્યું કે ગામડેથી શહેરમાં ભણવા માટે આવેલો એ રમેશ એક સાધારણ સ્થિતિના કુટુંબનો સમજદાર દીકરો છે

રઝાક અને રમેશ સાથે સ્નેહભરી વાતો કરીને છૂટા પડ્યો ત્યારે આવતી રજાઓમાં પોતાને ગામ આવવાનું રમેશે પ્રેમભર્યું આમંત્રણ આપ્યું

આ બંને નવા મિત્રોથી છૂટા પડીને શહેરમાં મારા જે મિત્રને ત્યાં ઉતરેલો તેમને ઘેર એ મોડી રાતે જતી વખતે અંતરમાં આનંદની અવનવી ઊર્મિઓ ઉછળી રહી હતી

શ્રી યુવાન હૈયાની સુવેદના'

વિનોબા કહે છે પોતાની પાસે વધુ હોય તેમાંથી ખુશીથી આપવું તે દાન અને જરૂર કરતા ઓછું

હોય છતા ય તેમાંથી આપવુ તે યજ્ઞ

તો પછી સામેથી લેવા જઈએ અને થોડુ ઘણુ આપી દે તેને શુ કહીશુ? ફાળો જ ને?

આ બે દિવસમા પૈસા આપનાર સોળ વ્યક્તિઓએ ફાળો આપ્યો હતો અને અત્યારે આ બે ભાઈઓએ યજ્ઞ કર્યો હતો તેમ અદર અનુભવ્યુ કહેવાય છે કે સમાજ યજ્ઞોથી ટકે છે અને ચાલે છે તે આવા જ યજ્ઞોથી ને?

દેશની પચવર્ષીય યોજનાઓમા યુવાનોને ફાળો આપવાનુ વારવાર કહેવામા આવે છે પરતુ યુવાન હૈયાઓમા પોતાના દેશબાધવો માટે—માનવતા માટે ફાળો આપવાની જે આ યજ્ઞ ભાવના પડી છે, તે ભાવનાશક્તિને જાગૃત કરવાની, વિકસિત કરવાની અને તેનુ આયોજન કરવાની શી યોજના એ મહા યોજનાઓમા છે? આ એક વિચારવા જેવો પાયાનો પ્રશ્ન નથી?

*

## જીવન સગ્રામ ખેલવાનો આદર્શ

ખૂનખાર લડાઈ ચાલી રહી હતી સામાસામી તલવારો ઝમકી રહી હતી ઘણી મહેનતને અતે અલીસાહેબે પોતાના હરીફને જમીનદોસ્ત કર્યો

તેને ભોય પર પટકી પાડી તેઓ ઉપર ચડી બેઠા માથુ ઉડાવી દેવા તલવાર ઉગામી

તે ક્ષણે હરીફ ખડખડાટ હસી પડ્યો 'હા હા હા!' જાણે ઝઝૂમતા મોતનો તેને જરા ય ભય ન હોય' વળી ભારે બેપરવાઈથી બોલ્યો 'વાહ અલીસાહેબ! બહુત ખૂબ' પડ્યા પર પાટુ મારવા તૈયાર થયા છો! વાહ તમારી વીરતા '

એમ કહી તે અલીસાહેબના મો પર થૂક્યો અને એ બેહદ ઘૃણા તથા તિરસ્કારભરી નજરે તાકી રહ્યો

'અરે! મારા તરફ આટલી બધી અગત નફરત!' કહેતા અલીસાહેબે પેલાને છોડી દીધો બે હાથ પકડી ઊભો કર્યો

પણ થૂકવાને કારણે થયેલો ક્રોધ હજુ શમ્યો નહોતો આખુ શરીર થરથર કાપતુ હતુ બન્ને દર્દભર્યે ચહેરે હરીફને જોતા ચૂપચાપ ઊભા રહ્યા અને પોતાના ગુસ્સાને કાબૂમા કરી રહ્યા હતા

અલીસાહેબના આવા અણધાર્યા વર્તાવથી પોતાને ઘણુ આશ્ચર્ય થયુ તેઓ બોલ્યો 'અલીસાહેબ' હમણા તો તમે મારો શિરચ્છેદ કરવા તલપાપડ થઈ ગયા હતા અને હવે આમ એકાએક મને કેમ છોડી દીધો?'

અલીસાહેબ દુખી હૈયે બોલ્યા ભાઈ' જ્યારે તુ મારા પર તિરસ્કાર કરી થૂક્યો ત્યારે તેના પ્રત્યાઘાત રૂપે મારી રગેરગમા ગુસ્સો વ્યાપી ગયો એ હાલતમા તારો શિરચ્છેદ કરુ તો અગત દ્વેષને કારણે મે તારો વધ કર્યો કહેવાય

'ભાઈ' મને તારી જાત પ્રત્યે કઈ જ અગત વેર નથી હુ તો મારી ફરજ સમજીને લડી રહ્યો છુ એમા હુ મરાઉ કે તુ તેનુ બહુ મહત્ત્વ નથી પણ જ્યારે તુ થૂક્યો ત્યારે આપણા બન્નેમા અગત વેર ઝેર ઉત્પન્ન થયુ એ હાલતમા ધર્મયુદ્ધ ન ખેલાય અગત વેર ઝેરની વસૂલાત જ થઈ શકે માટે મે તને છોડી દીધો'

આટલુ બોલ્યા બાદ અલીસાહેબ વધુ શાત બન્યા હરીફની દૂર પડેલી તલવાર લાવી તેના હાથમા આપી પછી ખૂબ સ્વસ્થ સ્વરે બોલ્યા ભાઈ' હવે મારો ગુસ્સો સાવ શમી ગયો છે સપૂર્ણ શાત થયો છુ એટલે હવે ધર્મ યુદ્ધ ખેલવા લાયક થયો ગણાઉ માટે તુ સાવધ થા અને મારી સાથે લડ '

આ અલીસાહેબ તે હજરત મહમદ પેગબર સાહેબના જમાઈ અને તેમના પગલે પગલે ચાલનાર પ્રિય શિષ્ય ખરેખર તેઓ ઊચી કક્ષાના ઓલિયા હતા

ગીતામા પણ કહ્યુ છે ને કે –

'લાભ હાનિ સુખો દુખો, હાર જીત કરી સમ,
પછી યુદ્ધાર્થ થા સજ્જ, તો તને પાપ ના થશે '

—હરિભાઈ છો. પટેલ

# આશા નહિ બલ્કે...........

સૂર્યકાન્ત શાહ

જો કે વણમાગી સલાહ આપવી મને ક્યારે ય ગમતી નથી. આમ છતાં ગુજરાતી સાહિત્યના છેલ્લા બે દાયકાના વિવેચન ક્ષેત્ર પર નજર નાખતાં કોઈને ય શાસ્ત્રીય વિવેચન કરતાં આવડતું નથી એવી છાપ મારા મન ઉપર ઉપસી આવી. મતલબ કે એકપણ વિવેચકે સૌમ્યતાની સાથે સ્પષ્ટતાથી વિવેચન કર્યું હોય એવું મારી ધ્યાનમાં નથી. તથા તેમના વિવેચનમાં સૂક્ષ્મતાની સાથે સરળતા પણ મને જોવા મળી નથી. આ બધા કારણોસર ના છૂટકે આદર્શ વિવેચકો પેદા કરવાની શુભ ભાવના હૈયે રાખી આ લેખ લખવા પ્રેરાયો છું તે જાણશો.

આજે તો હું તમને આ લઘુલેખ દ્વારા કોઈપણ ઉગતા કવિની કાવ્યકૃતિનું વિવેચન કેવી રીતે કરી શકાય તે સમજાવવા માગું છું.

સર્વપ્રથમ તો પ્રસ્તુત કાવ્યસંગ્રહમાં કાવ્યોની સંખ્યા કેટલી છે તે જોઈ લેવું. જો કાવ્યોની સંખ્યા ૨૫ કરતાં ઓછી હોય તો ધાણી ફૂટે તેમ ફટ દઈને કહી દેવું કે: 'આ નાનકડી કાવ્યપુસ્તિકા પ્રગટ કરવામાં કવિએ સહેજ ઉતાવળ કરી છે. જો તેમણે થોડાંક વધુ કાવ્યોનું સર્જન થયા બાદ તેને પુસ્તક રૂપે પ્રગટ કર્યાં હોત તો ઠીક થાત.' જો કાવ્યોની સંખ્યા ૫૦ કરતાં વધુ હોય તો એમ લખવું કે, 'કવિએ એકસામટાં બધાં જ કાવ્યો સાહિત્યરસિકો આગળ પ્રગટ કરવાનો લોભ રાખવાની જગ્યાએ કેટલાંક કચાશવાળાં કાવ્યો કાઢી નાખ્યા બાદ આ કાવ્યપુસ્તિકા પ્રગટ કરી હોત તો સારું થાત એમ અમારું માનવું છે. વળી આમ કરવાથી બીજો એ પણ લાભ થાત કે સામાન્ય વાચક તેનો બૃહદ દેહ જોઈને ભડકી જતાં અટકત.'

આટલું જણાવ્યા બાદ કૃતિમાં કવિએ જો પાંચ કરતાં વધુ છંદોનો ઉપયોગ કર્યો હોય તો જણાવવું કે: 'છંદોવૈવિધ્ય એ આ કૃતિનું નોંધપાત્ર લક્ષણ છે.' અને જો પાંચ કરતાં ઓછા છંદોનો ઉપયોગ કવિએ કર્યો હોય તો જણાવવું કે: 'કવિએ અમુક જ છંદોનો અનેકશઃ ઉપયોગ કર્યો છે તેની જગ્યાએ વિવિધ છંદો પર હાથ અજમાવ્યો હોત તો ઠીક થાત એમ અમારું માનવું છે.'

ત્યારબાદ જોડણીકોશ લઈને બધા જ કાવ્યોની જોડણી તપાસી જવી. આમ કરવા જતાં ઓછામાં ઓછી પાંચ સાત ખોટી જોડણીઓ જરૂર તમને જડી આવશે. આ ખોટી જોડણીઓ જડી આવ્યા પછી લખવું કે; 'જોડણીભૂલ એ કવિની કાવ્યતત્ત્વવિષયક ક્ષતિ ગણાય નહિ આમ છતાં કવિ આવી સુંદર કાવ્યકૃતિ રજૂ કરે ત્યારે તેમની પાસેથી શુદ્ધ જોડણીની અપેક્ષા રાખવામાં આવે તે સ્વાભાવિક છે. ભાવિ કાવ્યકૃતિઓમાં આવી ક્ષુલ્લક ક્ષતિઓ ન થાય તે તરફ કવિ ધ્યાન રાખશે. એવી આશા રાખવી અસ્થાને નથી.'

છેલ્લે આપણે તો સંક્ષિપ્ત અને સચોટ વિવેચનના આગ્રહી હોવાથી આટલું લખ્યા બાદ નીચેનો એક ફકરો લખી વિવેચનનું સમાપન કરી નાખવું.

'છેલ્લે આ કાવ્યકૃતિમાં આપણને નર્મદ જેવો જુસ્સો, દલપત જેવી ચતુરાઈ, કાન્ત જેવી કર્ણપ્રિય શબ્દાવલિ, નરસિંહરાવ જેવી ચોકસાઈ, ન્હાનાલાલ જેવી ગગનગામી કલ્પના, કલાપી જેવી હૃદયને હચમચાવી મૂકે તેવી લાગણી, બાળાશંકર જેવી મસ્તી અને બ.ક. ઠાકોર જેવું વિચારનું તત્ત્વ જોવા મળતું નથી. આમ છતાં આ તત્ત્વો કવિની ભાવી કાવ્યકૃતિઓમાં વિકસિત સ્વરૂપે જોવા મળશે એવી આશા આ સંગ્રહ વાંચ્યા પછી જન્મ્યા વિના રહી શકતી નથી.'

આશા નહિ બલ્કે સંપૂર્ણ વિશ્વાસ છે કે આ લઘુલેખ ગુજરાતના સાહિત્યરસિકોને વિવેચનની કેડી પર મૂક્યા વિના રહી શકશે નહિ.

# બાપુનું અનોખું માર્ગદર્શન

રતિલાલ અનિલ

ગાંધીજીએ ૧૯૨૦-૨૧માં આદરેલી સવિનય-ભંગની લડતમાં એક નવો જ સંદેશો દેશના જુવાનોને આપ્યો અને તે સરકાર-સંચાલિત શાળા કૉલેજો છોડવાનો.

બાપુએ જુદે જુદે તબક્કે આદરેલી સત્યાગ્રહની લડતોનો ઝીણવટથી અભ્યાસ કરનારને તરત જણાઈ આવશે કે, પ્રત્યેક લડત વખતે તેઓ રાષ્ટ્રને એક નવો જ સંદેશો આપતા. સત્યાગ્રહની લડતની પદ્ધતિમાં દરવખતે કોઈ નવું જ અને અસરકારક તત્ત્વ દાખલ કરતા. પ્રત્યેક લડતમાં સવિનયભંગનું તત્ત્વ સૂત્રરૂપે રહેતું પણ તેની રીતિના જુદા જુદા મણકા દર વખતે નવા નવા પરોવાતા!

કોઈ વાર વિદેશી કાપડની હોળી કરવાની નવી વાત હોય તો કોઈ વાર દારૂતાડીની દુકાનો પર પીકેટીંગ કરવાની વાત હોય, અને મીઠાની ચપટી લૂંટીને વિદેશી સલ્તનતને હલાવી મૂકવાનો કાર્યક્રમ પણ હોય!

૧૯૨૧ના કૉંગ્રેસ અધિવેશનમાં બાપુએ શાળા કૉલેજોના બહિષ્કારની વાત કરી ત્યારે કેટલાક કૉંગ્રેસી આગેવાનોને એ રુચ્યું નહોતું, અને લાલા લજપતરાયે તો ખુલ્લમ્ ખુલ્લા વિરોધ કર્યો હતો.

પણ લડત-જે ભારતને તેમ વિદેશી સત્તાને માટે પણ નવા પદાર્થપાઠ જેવી હતી-તેનું સંચાલન બાપુએ જ કરવાનું હતું. એટલે એમની પ્રેરણાથી દેશ આખામાં સરકારી શાળા કૉલેજો છોડવાની પ્રવૃત્તિ ચાલી.

બાપુનું કોઈ પણ કાર્ય કેવળ નકારાત્મક હોય નહીં, એની રચનાત્મક બાજુ પણ તેઓ રાખતા જ. એમણે સરકારી શાળા કૉલેજોની અવેજીમાં રાષ્ટ્રીય શાળા વિદ્યાપીઠો સ્થાપવાની પ્રેરણા આપી.

ડિસેમ્બર ૧૯૨૦માં નાગપુર ખાતે કોંગ્રેસ અધિવેશન મળ્યું ત્યારે ત્યાં અખિલ ભારત વિદ્યાર્થી પરિષદ પણ મળેલી. તેના પ્રમુખ હતા લાલા લજપતરાય. તેઓ તો શાળા કૉલેજ છોડવાના કાર્યક્રમના વિરોધી એટલે એમણે તો અધો કાર્યક્રમે પ્રમુખસ્થાન છોડીને ચાલ્યા જવું પડેલું, કારણ કે મોટા ભાગના વિદ્યાર્થીઓ શાળા કૉલેજ છોડવાના આગ્રહી હતા અને તેવો ઠરાવ પણ કર્યો!

પછી એ પરિષદનું પ્રમુખપદ 'બોમ્બે ક્રોનીકલ'ના ત્યારના તંત્રી માર્માડ્યુક પીકથોલે સંભાળેલું. આ ઘટના બતાવી આપે છે કે, બાપુના કાર્યક્રમને વિદ્યાર્થીઓએ કેવા ઉમળકાથી વધાવી લીધો હતો

અમદાવાદમા તો ગૂજરાત વિદ્યાપીઠની સ્થાપના ૧૯૨૦મા થઈ જ ચૂકી હતી અને રાષ્ટ્રીય શિક્ષણના પ્રથમ ભારતીય પ્રયોગ લેખે ત્યાં પાયાનું કામ થઈ રહ્યું હતુ. આચાર્ય ગિદવાણીજી તેનું સંચાલન કરતા હતા.

શાળા કૉલેજ છોડવાની અપીલનો સૌથી વધારે જવાબ બંગાળે આપ્યો ત્યાં સાત હજાર વિદ્યાર્થીઓએ કૉલેજ છોડી પણ તેમનું તે પછીનુ કાર્ય શું? એ બાબત મહત્ત્વની હતી

બંગાળમા ત્યારે દેશબંધુ ચિત્તરંજન દાસની હાક વાગતી હતી એમણે આ બાબતમા બાપુને જણાવ્યું 'માર્ગદર્શન આપો!'

બાપુએ વિદ્યાપીઠમાં સંદેશો ગિદવાણીજી ઉપર મોકલ્યો: 'કાલે પ્રાતઃકાળની પ્રાર્થનામાં તમારા પાંચ વિદ્યાર્થીઓને લઈને આશ્રમમાં આવો.'

આચાર્યજી, સ્વ કૃપાલાભાઈ, કાશીભાઈ અમીન, સ્વ. શંકરદત્ત પાર્વતીશંકર શાસ્ત્રી, પાંડુરંગ વઝામે (હાલ સ્વામી રંગ અવધૂત), શ્રી

ચૂનીભાઈ બારોટ અને પ્રભુદાસ વિ. મહેતા જે ત્યાં ભણતા હતા તેમને લઈને આશ્રમમાં વહેલી સવારે ઉપડ્યા.

પ્રાર્થનામાં ભાગ લીધા પછી સૌ ગાંધીજીના ખંડમાં ગયા.

ગાંધીજીએ તો દેશબંધુની માગણી તેમની સમક્ષ રજૂ કરી દીધી.

આચાર્યજી તો ખુશ થઈ ગયા. એમણે રાષ્ટ્રીય કૉલેજો ઉઘાડવામાં દેશબંધુને મદદ કરવાની તૈયારી બતાવી.

પણ બાપુની ઇચ્છા એવી કંઈ હોત તો તે કામ તેઓ ચિઠ્ઠી લખીને પણ જણાવી શકત, સાથે વિદ્યાર્થીઓને બોલાવવાની શી જરૂર?

બાપુએ કહ્યું: 'આ તો પાશેરામાં પહેલી પૂણી છે, લડતની ઉગ્રતા વધતાં બીજા લાખો વિદ્યાર્થીઓ શાળા કૉલેજો છોડશે, સૌને માટે રાષ્ટ્રીયશાળા કૉલેજો ખોલવામાં ગૂંચવાઈ જઈશું તો પછી લડતનું શું?

'સરકારી શિક્ષણ સંસ્થા છોડીને ઘણા વિદ્યાર્થીઓ તમારી પાસે આવ્યા છે, હવે એમાંના કેટલા આ વિદ્યાપીઠને છોડી લડતમાં પડવા તૈયાર છે?'

ગિદવાણીજીને હવે ખબર પડી કે સાથે વિદ્યાર્થીઓને લાવવાનું બાપુએ શા માટે કહ્યું હતું!

સાથે આવેલા પાંચે વિદ્યાર્થીઓએ વિદ્યાપીઠ છોડવાની હા પાડી.

બાપુએ કહ્યું: 'દેશબંધુને મારું આ માર્ગદર્શન છે. હવે વિદ્યાપીઠમાં જઈ કેટલા તૈયાર છે તે જુઓ. અને હા, જેટલા તૈયાર થાય તેમને માટે એક માસ માટે ખાસ વર્ગ કાઢો, તેમને રેંટિયો અને હિન્દી ભાષા શીખવો– પછી સૌને છૂટા છૂટા એકેક ગામમાં મૂકી દો!'

બાપુનો આદેશ માથે ચઢાવી ગિદવાણીજી વિદ્યાપીઠમાં પાછા ફર્યા. ત્યાં વાત કરી. ૩૫ વિદ્યાર્થીઓ તૈયાર થયા. આશ્રમમાં તેમનો એક ખાસ વર્ગ કાકા કાલેલકરે ચલાવ્યો અને પછી તે બધા વિદ્યાર્થીઓ ગુજરાતનાં જુદાં જુદાં ગામોમાં ગયા.

બાપુએ દેશબંધુને આમ માર્ગદર્શન આપ્યું.

(પ્રભુદાસ વિ. મહેતાના એક સંસ્મરણ પરથી)

*

એશિયામાઇનરમાં સ્મર્ના નામે એક શહેર છે. તેમાં એક મોદી રહેતો હતો. આખું ગામ તેને ત્યાંથી માલ ઉપાડે, પણ તેને લોભનો થોભ નહોતો; તે ખોટાં કાટલાં રાખતો અને તે વડે તેના ઘરાકોને તે હમેશાં છેતરતો.

કાજીસાહેબ દુકાનદારોનાં ત્રાજવાં–કાટલાં તપાસવા એક તપાસણી અમલદારને મોકલનાર છે એવી વાત એના જાણવામાં આવી. પહેલાં તો તે ગભરાયો, પણ ત્યાં જ તેના જાણવામાં આવ્યું કે કાજીસાહેબના તાબે નોકરી કરતા પોતાના પુત્રને જ એ કામની સોંપણી થઈ છે. આ જાણીને તેના જીવને પૂરી નિરાંત વળી, અને તેની હમેશની ટેવ તેણે જારી રાખી. તેના મિત્રો તેની આ કુટેવ જાણતા હતા તેથી તેઓએ તેને ચેતવણી આપી, પણ પોતાનો દીકરો જ તપાસનાર છે એટલે ફિકર નહિ એમ મનોમન માનીને તેણે તેઓની વાત ગણકારી નહિ

હવે, વારા પ્રમાણે તેને ત્યાં ય તપાસણી કરનાર આવી ચડ્યા. અમલદારે વેપારીને કાટલાં રજૂ કરવા કહ્યું–ત્યારે પેલા મોદીએ જવાબ દીધો: દીકરા....પણ અમલદારે એ સાંભળ્યું નહિ, તેણે તો વેપારીના ઘરની જડતી લેવરાવી અને કાટલાં-ત્રાજવાં તપાસી જોયાં તો તેમાં ગરબડ જણાઈ. દેશના ધારા પ્રમાણે તે જ વખતે મોદીને અમુક દંડ અને પગને તળીએ પચાસ સોટીની શિક્ષા ફરમાવી!

## ગિરિપ્રવચન

૧ ધન્ય છે તેઓ જેમનો સ્વભાવ રાંક છે; કેમકે સ્વર્ગનું રાજ્ય તેમનું જ છે.

૨ ધન્ય છે તેઓ જે શોકમગ્ન છે; કેમકે તેમને સાન્ત્વન મળશે.

૩ ધન્ય છે તેઓ જે નમ્ર છે; કેમકે ધરતીનો વારસો તેમને મળશે.

૪ ધન્ય છે તેઓ જે તપ અર્થે ઉપવાસાદિ કે નિર્જળાં વ્રત કરે છે; કેમકે તેઓ સભર ભરાશે.

૫ ધન્ય છે તેઓ જે કરુણાળુ છે; કેમકે તેમની ઉપર કરુણા વરસશે.

૬ ધન્ય છે તેઓ જેમનાં અંતર શુદ્ધ છે; કેમકે તમને પ્રભુનાં દર્શન થશે.

૭ ધન્ય છે તેઓ જે શાંતિના દૂત છે; કેમકે તેઓ પ્રભુનાં બાળકો કહેવાશે.

૮ ધન્ય છે તેઓ જે ધર્મને અર્થે ત્રાસ વેઠે છે; કેમકે સ્વર્ગનું રાજ્ય તેમનું છે.

૯ ધન્ય છે તમને જ્યારે મારા પ્રત્યેના પ્રેમને ખાતર લોકો તમારી નિન્દા કરશે, ત્રાસ વરસાવશે અને આળ ચડાવીને તમારે માથે માછલાં ધોશે.

૧૦ આનંદો અને ઉલ્લાસ કરો; કેમકે સ્વર્ગમાં તમને અદકો બદલો મળશે. તમારી પૂર્વે આવેલા ફકીરઓલિયાઓને, પીરપેગંબરોને તેમણે આમ જ રંજાડ્યા હતા.

૧૧ તમે આ ધરતીનું લૂણ છો. જો લૂણ પોતાનું લૂણપણું છોડે તો તેને લૂણ બનાવનાર કોણ હતું? માટે દુનિયા નકામા ગણીને આપણો ઘા કરી દે, આપણને પગ નીચે છૂંદી નાખે એ જ આપણો ધરમ ને એ જ આપણી ધારણા છે.

૧૨ તમે આ જગતના પ્રકાશ પાથરનારા છો. જે નગર ડુંગરે વસ્યું હોય તે કદી ઢંકાય નહિ.

૧૩ લોકો કોડિયાં પ્રગટાવીને તેને કોઠી તળે નથી ઢાંકતા પણ ગોખલામાં મૂકે છે આથી ઘરનાં બધાંને એ અજવાળું આપે છે.

૧૪ લોકો સમક્ષ તમારો પ્રકાશ એવો ઊજમાળો રહે જેથી તમારા સત્કૃત્યોને તેઓ જોઈ શકે અને સ્વર્ગના સ્વામી પ્રભુના ગુણાનુવાદ ગાઈ શકે.

૧૫ એમ ન ધારતા કે હું જગતના કાનૂનોને ટાળવા કે પીરપેગંબરોને ઊથાપવા આવ્યો છું. હું ઊથાપવા નહિ પણ થાપવા આવ્યો છું.

૧૬ માટે હું તમને સત્ય સંભળાવું છું કે જ્યાં સુધી પૃથ્વી અને સ્વર્ગની હયાતી છે અને બધું અભરે ભરાયું નથી ત્યાં સુધી એવી નિયમોમાં એક કાનામાત્રાનો પણ ફેરફાર થવાનો નથી.

આ ગણ્યાગાંઠ્યા આદેશોમાંના એકનો પણ જે ભંગ કરશે અને બીજાને તેમ કરતાં શિખવશે તેમની સ્વર્ગના રાજ્યમાં બે બદામની પણ કીમત નહિ હોય. જેઓ આ આદેશોને પાળશે અને બીજાને પાળતાં શિખવશે તેમનો સ્વર્ગના રાજ્યમાં જયજયકાર થશે. (ક્રમશઃ)

☆

સુખની લાલચો કેવી લોભામણી હોય છે? વીરલા જ એમાથી બચે હર્ક્યુલેસનો દાખલો મોજૂદ છે

એક દિવસ હર્ક્યુલેસ આગળ બે દેવીઓ આવીને ઊભી રહી તેમાની એક ઘણી જ પ્રગલ્ભતાથી બોલવા લાગી હર્ક્યુલેસ! જો તુ મારી વાત માનીને મારા આદેશ પ્રમાણે ચાલીશ તો તને દુનિયામા કોઇ જાતની મુશ્કેલી કે શ્રમ પડવાના નથી અને આખી જિંદગી તુ સુખચેનમા ગાળી શકીશ તને ખાવા પીવામા કશી મણા નહિ હોય પહેરવા ઓઢવા અને રહેવા–કરવાની ય તારે કશી ચિંતા નહિ રાખવી પડે ગાડી–ઘોડા, બાગ બગીચા એ બધી મોજશોખમજાની જણસો તને જોઇએ તે અને તેટલી મળશે. દુખ કે મહેનત શુ એ તો સ્વપ્ને ય તને નહિ જાણવા મળે'

હર્ક્યુલેસ ડાહ્યો અને વિચારવંત પુરુષ હતો તેણે આ સર્વ બયાન સાંભળ્યુ ખરુ પણ તે એકદમ માન્યુ નહિ કારણ એ દેવીના મુખ ઉપર ખોટો દેખાડો ઘણો લાગ્યો, પણ વિનય, શાન્તિ કે ઊંડી સચ્ચાઇની એક પણ રેખા નજરે ન પડી આથી તેણે તેને પૂછ્યુ 'દેવી! કોણ છો તમે? શુ તમારુ નામ?' દેવીએ કહ્યુ 'મારા ચાહક–પ્રશંસકો મને સુખલક્ષ્મી કહે છે અલબત્ત, મારા દુશ્મનો–નિંદકોએ મારુ નામ ખાનગીમા દુર્ગુણમા રાખ્યુ છે'

બીજી દેવી, જેમનુ નામ ધર્મલક્ષ્મી હતુ તેમણે શ્વેત વસ્ત્ર ધારણ કર્યા હતા અને તેમનુ મુખ પવિત્ર ઇશ્વરી તેજથી દીપી રહ્યુ હતુ ધીમા પણ સ્પષ્ટ અવાજે તે બોલ્યા 'હર્ક્યુલેસ! હુ તને અને તારા માબાપને સારી પેઠે ઓળખુ છુ. તારા ઉપર જે શ્રમબોજ વેઠવાનુ લખ્યુ છે તેની ય મને પૂરી જાણ છે તેથી હુ તને કહુ છુ કે જો તુ મારુ કહ્યુ માનવાનો હો તો કદાચ શરૂમા તને ખૂબ મહેનત નડશે, પણ અંતે તો તુ જરૂર સુખી થઇશ અને સંકટ સમયે પણ જો તુ મારુ સ્મરણ રાખીશ તો તને થાક નહિ જણાય બલ્કે તારા થાક અને સંકટ આનંદરૂપ બની જશે વગર મહેનતે તને સુખ મળશે–એવુ ખોટુ વચન હુ તને નથી આપતી હુ તો આ વિશ્વ વ્યવસ્થામા જે ખરી સ્થિતિ છે તેનુ જ બયાન તારી પાસે કરુ છુ સાંભળ શ્રમ વિના કશુ છે જ નહિ તારે તન્દુરસ્ત રહેવુ હોય તો કસરત કરજે પશુ મટી માણસ થવુ હોય તો વિદ્યા સંપાદન કરજે લોકોમા સારી કીર્તિ મેળવવી હોય તો લોકોપયોગી કામ કરજે અને જે કરે તે મારી ખાતર કરજે કારણ એમ કરીશ તો જ પ્રભુ રાજી રહેશે'

સુખલક્ષ્મી મરડમરડ હસી રહી હતી તે વચ્ચે જ બોલી ઊઠી હર્ક્યુલેસ! જો તો ખરો, આ તને કેવો વિકટ માર્ગ દર્શાવે છે? એવુ તે કોણ ગાંડુ હોય જે ફૂલ મૂકી કાંટામા ચાલે?'

આ સાંભળતા જ ધર્મલક્ષ્મીનુ શીળુ ચન્દ્રશુ મુખ પ્રતાપી સૂર્ય જેવુ પ્રખર થઈ ગયુ સુખલક્ષ્મી ભણી ફરીને તે બોલ્યા 'અરે, દુષ્ટ! શા ખાતર તુ આ માનવબાળને ખોટે માર્ગે ફસાવે છે? મને ઇશ્વરે માનવજાતનુ કલ્યાણ કરવા મોકલી છે એ કામમા શા સારુ નડતરરૂપ થાય છે?

આ સાંભળીને સુખલક્ષ્મીનુ મો ચીમળુ પડી ગયુ અને તે કરગરીને બોલી 'દેવી! મે આપના ધર્મીને આ માનવબાળને લાલચવશ કરવા યત્ન કર્યો એ અપરાધ ક્ષમા કરો આજ પછી કદી પણ હુ આવી પહેલ નહિ કરુ હુ તો આપની દાસી દાખલ રહેવા માગુ છુ એટલો હક મને આપો

ધર્મલક્ષ્મીનુ હૃદય કોમળ હતુ તેણે દયા લાવી સુખલક્ષ્મીની આ માગણી સ્વીકારી



# જાપાન યાત્રી

રવીન્દ્રનાથ ઠાકુર

[કવિની જાપાનયાત્રા હવે પૂરી થાય છે. આપણે જોઈ શક્યા છીએ કે કવિની આધ્યાત્મિક નજરથી સૂક્ષ્મમાં સૂક્ષ્મ અને કોમળ ભાવથી ભરેલી સમસ્ત માનવજાતિની સમાલોચના થઈ છે. જાપાનની કલસૂઝ, તેની સંસ્કૃતિ, તેની ધાર્મિક ભાવના, તેના રીતરિવાજો વગેરે સંઘે તેઓ ભારતીય સંસ્કૃતિને સરખાવતા ગયા છે અને ક્યારેક ક્યારેક તો તેમાં સોવાઈ પણ ગએલા જણાયા છે. આ યાત્રા કેવળ ભૌગોલિક જ્ઞાન આપનારી છે એમ કહેવા કરતાં જાપાનભૂમિને સુરોપાદિ સંઘે સરખાવીને સોની જેમ સોનાને કાળા પથ્થરની કસોટીએ ચડાવે છે ને તેનો કસ કાઢે છે તેમ તેમણે તેના મૂલ્યો આંક્યા છે. મનમાં ઘણીક વાર એમ પણ થઈ આવે કે કવિએ જાપાનની ઘરશણગાર વિષેની કળાસમજ આટલી બધી ગંભીર જ લક્ષ્યમાં રાખ્યો તેના કરતાં સારા યે ભારતને લક્ષ્યમાં લીધો હોત તો? કેમકે ભારતના અન્ય ભાગોમાં ઘરશણગારના નમૂના ક્યાંયે ભરપૂર છે. દાખલા તરીકે ગુજરાત સૌરાષ્ટ્રના ચરકળ અને કચ્છનું ભરત એ પણ ઘરશણગારનો એક અગત્યનો કસબ છે. અને ભારતમાં (ગુજરાતના) કોઈ પણ ગામડામાં જઈ ચડીએ તો માટીના ઓગીપથી સરસ રીતે લીંપી ગૂંપીને ફૂલવેલ વગેરે ચિતરામણ પાડેલા સુંદર કલાત્મક ઘરો નજરમાં જરૂર આવશે. એમના ચકચકીત વાસણોથી પાણિયારાં અને મંજૂસ શોભતા હોય છે. આમ જાપાનની સાથે ભારતને સરખાવી શકવાની સામગ્રી કવિને મળી રહેત ખરી. પણ હશે! બંગાળ એ પણ ભારતીય સંસ્કૃતિનું જ પ્રતિબિંબ છે એમ કવિની સમષ્ટિયુક્ત નજરે સ્વીકાર કર્યો હશે તો? કેમકે, કવિ એ તો આંતરપ્રદેશનો સ્રષ્ટા રહ્યો. એની નજર તો રાષ્ટ્રપ્રેમી અને સર્વવ્યાપી હોય છે. તો પછી આપણે બોલવાનું કશું જ રહેતું નથી. અનુ૦]

ગ્રીક અવિમિશ્ર જાતિ હતી નહિ. રોમન હતી નહિ. ત્યારે ભારતવર્ષમાં ય અનાર્યમાં આર્ય મિશ્ર બની ગએલા એમાં તો કોઈ સંદેહ છે નહિ.

જાપાનીને જોતાં મનમાં થાય કે છે તેઓ એક ધાતુના ઘડેલા નથી. પૃથ્વી ઉપરની ઘણાભાગની જાતિ પોતાના રક્તની અવિમિશ્રતા ઉપર ગર્વ કરતી હોય છે. જાપાનીના મનમાં આ અભિમાનનો છાંટો સરખો જણાતો નથી. જાપાની સાથે ભારતીય મિશ્રણ થયું છે, એકવાર તેમના પત્રોમાં આ વાત સંબંધે વાચવા મળેલું એટલે કોઈ વાચકે આમાંથી અનર્થ કરવાનો રહેતો નથી. એટલું જ નહિ પણ ચિત્ર વગેરેની કળા સંબંધે ભારતવર્ષના તેઓ ઋણી છે એ હકીકત આપણે તો તદ્દન વીસરી ગયા છીએ પણ જાપાની એ વાતનો સ્વીકાર કરતાં જરા ય સંકોચાતા નથી.

વાસ્તવિક ઋણ એ પણ છૂપાવવાની કોશિશ કરે છે. ઋણ જેના હાથનું છે તે ઋણ ઋણ રહી ગયું, ધન થવા પામ્યું નથી. ભારત પાસેથી જાપાને જે કાંઈ મેળવ્યું હોય તે તેમની સંપૂર્ણ સંપત્તિ છે. એમના મનની પ્રબળતા એવી છે કે અન્યની સંપતને પોતાની સંપત ગણી શકે ખરા. જેમના મન સ્થાવર છે તેમને માટે બહારની વસ્તુ બોજારૂપ છે. કેમકે પોતાનું અચલ અસ્તિત્વ જ તેમને પક્ષે મોટું જબરું લાગે છે.

ફક્ત જાતિ વિષે તો શું પણ સ્થાન વિષે ...

સમગ્ર પણ સુવિધાનામી છે નાની સરખી જગા સમસ્ત જાતિના મિલનને માટે લેપનુ કામ કરે છે સારુ પૂરણ જો હોય તો વસ્તુ સગીન બને છે ચીન ભારતવર્ષની જેમ વિસ્તીર્ણ જગામાથી વ્યક્ત વિભક્ત થવા કોશિશ કરે ખરો પણ તેથી કરીને તે સમૂળો દૂર થવાનુ બનતુ નહિ

પ્રાચીન કાળે ગ્રીસ રોમ અને આધુનિક કાળે ઈંગ્લેંડ વગેરે દેશો સકીર્ણ સ્થાનમાથી સમિતિન થઈને વિસ્તીર્ણ સ્થાનના અધિકાર મેળવતા પામ્યા છે આજકાલ એશિયામાથી જાપાનને આ એક સુવિધા છે એક બાજુ તેની માનસપ્રકૃતિમા હમેશનો ચલનધર્મ છે બીજા માટે ચીન કોરિયા વગેરે પડોશીઓ પાસેથી જાપાન એમની સભ્યતાના સમસ્ત ઉપકરણ અનાયાસે આત્મસાત્ કરી શક્યો છે અને એક તરફ નાનીસરખી પરિસર (નગર અથવા પર્વતાદિ પાસેની) જગામા સમગ્ર જાતિ અતિ સહજ ભાવે ભારતમા એક નાણે અનુપ્રાણિત થઇ શકી છે જે મુહૂર્તે જાપાનના મગજમા આત્મરક્ષા માટેના ખ્યાલો આવે કે યુરોપ પાસેથી દીક્ષા ગ્રહણ કરવી પડશે એ જ મુહૂર્તે જાપાનના સમસ્ત કલેવરમાથી અનુકૂળ લક્ષણ જાગૃત થઈ ગયા

યુરોપની સભ્યતાનો એકાતભાવે વિચાર કરીએ તો તે જગમ મનની સભ્યતા છે સ્થાવર મનની સભ્યતા નથી આ સભ્યતા ક્રમાગત નવી ચિંતા નવા લક્ષ્ય નવી પરીક્ષામાથી વિવર્તતરગોનો વિસ્તાર કરી રહી છે એશિયામા એક માત્ર જાપાનના મનમા આ સ્વાભાવિક ચલનધર્મ હોવાને કારણે જાપાન સહેજમા યુરોપની ચાલે ચાલતા પામ્યો છે અને તેથી કરીને તેનાથી પરિણામનો આઘાત સહન થઇ શકતો નથી કારણ ઉપકરણ જે કઈ પામ્યો છે તેનાથી તેની વૃષ્ટિ ગયી છે અર્થાત્ પોતાના ઉન્નનની સાથે આ સૌને મેળવવા પડે છે આ બધી નવી ચીજો ક્યાય બાધક નથી હોતી તેમ માનવાને કારણ નથી પણ સચલતાના વેગમા આ બધા બાધાઓ નાશ પામે છે પડેને પડેને જે અસગત અદ્ભુત બનીને દેખા દે છે ક્રમે ક્રમે એના ઘસતા પરિવર્તનમા સુસગત જાગૃત થાય છે એક દિવસ જે અનાવશ્યક છે, તેને સઘરે છે અને બીજે દિવસે તેને ફગાવી દેવાય છે. એક દિવસ પોતાની ચીજને બીજાના હાથમા સોપાય છે અને એક દિવસ ફરીથી એને જ પાછી લઈ લે છે આ જાતની વૃત્તિ હજી પણ તેનામા કામ કરી રહી છે આ વિકૃતિ મૃત્યુ વાળી ગણાય તેનો જ ડર રહે છે જે વિકૃતિ પ્રાણની વીના માથે એક એક સમયે દેખા દે છે પ્રાણ પોતે એમાથી માથુ ઉંચકીને સામે ખડો થાય છે

જ્યારે હુ જાપાનમા હતો ત્યારે એક વાત વારવાર મારા મનમા આવ્યા કરી મે અનુભવ કર્યો હતો કે ભારતમા બગાળીઓ સાથે જાપાનીઓ જે રીતે મળી જાય છે તે રીતે બગાળીઓ આ દેશમા આવીને મળી શકતા નથી તેમને બધુ નવુ નવુ લાગે છે નવુ નવુ થઈ પડે છે

તેનુ એક કારણ છે બગાળીના રક્તમા અનેક મિશ્રણ છે એવુ મિશ્રણ ભારતમા ક્યાય બન્યુ છે કે કેમ તેનો સદેહ છે એ સિવાય બગાળી ભારતના કોઈ પણ ખૂણે વસતો હોય ત્યા લાબા સમય માટે તો ભારતના અન્ય પ્રદેશનો તે બની જતો હોય છે બગાળ હતો મૂળે પાડવ વર્જિત દેશ બગાળ એક દિવસ દીર્ઘકાળ સુધી બૌધપ્રધાન હતો અથવા અન્ય કારણો જે હોય તે આચારભ્રષ્ટ બનીને ઘરકૂકડો બની બેઠો તેથી કરીને એનુ સકીર્ણ સ્વાતત્ર્ય એવુ બની ચૂક્યુ કે આ કારણથી બગાળીનુ ચિત્ત બધનમુક્તિની અપેક્ષા રાખતુ થઇ ગયેલુ અને નવુ શિક્ષણ ગ્રહણ કરવામા બગાળીની તોલે ભારત માથી બીજુ કોઈ આવી ના શકે યુરોપીય સભ્યતાની પૂરેપૂરી દીક્ષા જાપાનની જેમ આપણને બાધક નથી પારકાના કૃપણ હાથેથી આપણે જેટલુ પામીએ છીએ તેનાથી વિશેષ આપણે પક્ષે દુર્લભ હોય છે પરતુ યુરોપીય શિક્ષણ આપણા દેશમા સપૂર્ણ સુગમ થઈ પડ્યુ હોત તેની તો શકા નથી બગાળી આરેકોરથી તે સપૂર્ણપણે મેળવી રહ્યો છે આજે જ્યા ત્યાથી વિદ્યાશિક્ષણ મેળવવુ આપણે પક્ષે ક્રમશ સસ્તુ થઈ પડ્યુ છે તો પણ વિશ્વવિદ્યાલયના સકીર્ણ પ્રવેશ

કારે બગાળી છોકરો હમેશને માટે માથા પછાડે તે વસ્તુત ભારતના અન્ય ભાગના સારા ય પ્રદેશો કરતા બગાળમા જે અસતોષની લાગણીઓ દેખાય છે તેનુ એકમાત્ર કારણ આપણી આ નાત પ્રાપ્ત ગતિ જે કાઈ ઉમેરો, તેના તરફનુ બગાળીના ઉદ્‌બોધિત ચિત્તનો ખૂણો પ્રજાગણે ધગી રહ્યો હતો અગ્રેજની અત્યત સમીપે જવા માટે આપણે તૈયાર થયા હતા એ વિષે બની જાતના સસ્કારોની મર્યાદાનુ ઉલઘન કરવા માટે બગાળી જ સર્વપ્રથમ ગયો થયો હતો પણ અત્રે અગ્રેજની પાસે જ્યારે અવમાન પામ્યો ત્યારે તેનુ મન પ્રચડ અભિમાને જાગૃત થઈ ગયુ એ જ એના અનુરાગમા વિકારનુ નિમિત્ત બન્યુ

આ અભિમાનથી જ, આજના નવયુગના શિક્ષણને અપનાવતા બગાળી મન સૌથી વધારે અચકાય છે આજ આપણે જે સકળ કુતર્ક અને મિથ્યા યુક્તિથી પશ્ચિમના પ્રભાવનો સપૂર્ણપણે અસ્વીકાર કરવાની ચેષ્ટા કરીએ છીએ તે આપણે માટે સ્વભાવિક નથી પણ વિરોધી તરનની પીડા દ્વારા આપણને સચેત કરે છે

બગાળી મનના આ પ્રબળ વિરોધમા તમનો ચનન ધર્મ જ પ્રકાશિત થાય છે પરતુ વિરોધ કદી પણ કઈ સર્જન કરી શકતો નથી વિરોધમા દૃષ્ટિ કલુષિત અને શક્તિ વિકૃત બને છે આ મહાવેદના આપણા મનમા રહે છે એ હકીકત આપણે ભૂલીએ તો ચાલશે નહિ પૂર્વ અને પશ્ચિમના મિલનના સિહદ્વારના ઉદ્‌ઘાટનનો ભાર બગાળીની ઉપર આવલબે છે એટલા પૂરતો બગાળી નવયુગનો પ્રથમ પથપ્રવર્તક રામમોહન રાય છે પશ્ચિમનો સપૂર્ણપણે સ્વીકાર કરવામા તેઓએ ભીરુતા બતાવી નથી કેમકે પૂર્વ પ્રતિ તેમની શ્રદ્ધા અટળ હતી તેઓ જ પશ્ચિમને જોઈ શકયા હતા તે કાઈ અસ્ત્રધારી સક્રિય નહિ વાણિજ્યજીવી પશ્ચિમ નહિ પણ જ્ઞાને પ્રાણે પૂરે પૂરા શોભીતા પશ્ચિમને જોઈ શકયા હતા

જાપાને યુરોપ પાસેથી કર્મની અને અસ્ત્રની દીક્ષા ગ્રહણ કરી છે તેની પાસેથી વિજ્ઞાન શિક્ષણનો લાભ સુદ્ધા મેળવ્યો છે પણ મે જે જોયુ છે એમા તો મારા મનને એમ લાગે છે યુરોપની સાથે જાપાનનુ એક પ્રકારનુ અતરતમ સામ્ય છે જે ગૂઢ રીતે યુરોપનુ પ્રતિષ્ઠિત મહત્ત્વ છે, તે છે આધ્યાત્મિક એ માત્ર એનુ કર્મનૈપુણ્ય નથી પણ એ છે એનો નૈતિક આદર્શ આ બાબતમા જ જાપાન સાથે યુરોપનો મૂળગત ભેદ છે મનુષ્યત્વની જે સાધના અમૃત લોકને માની એના અભિમુખે તે ચાલતો હોય જે સાધના કેવળ માત્ર સામાજિક વ્યવસ્થાનુ અગ નથી જે સાધના સાસારિક પ્રયોજનને અથવા સ્વજાતિગત સ્વાર્થનો પણ અતિક્રમ કરીને પોતાનુ લક્ષ્ય સ્થાપિત કરે છે તે સાધનાના ક્ષેત્રમા ભારતની સાથે યુરોપનુ મિલન જેટલુ સહજ છે તેટલુ જાપાનની સાથે નથી જાપાની સભ્યતાના પ્રસાદનો એક શાબ્દિક પરિચય એ બને છે તેની સમસ્ત શક્તિ અને દક્ષતાનુ સ્થાન ત્યાના ભડારમા સૌથી વધારે સામગ્રી સઘરવામા આવની હોય તો તે છે એમની કૃતકર્મતા તેમના મદિરોમાનો સૌથી મોટો દેવતા સ્વાદેશિક સ્વાર્થ જાપાન સમસ્ત યુરોપ માથી સાહજિક રીતે આધુનિક જર્મનીના શક્તિ ઉપાસક નવીન દાર્શનિકો પાસેથી મત્ર ગ્રહણ કરી શક્યો છે નેટ્સેનો ગ્રથ તેમની પાસે સૌથી વિશેષ ભાવે સમાદરણીય છે તેથી આજ પર્યન્ત જાપાન ઉત્તમ રીતે સ્થિર થઈ શક્યો નથી કોઈ પણ ધર્મમા તેનુ પ્રયોજન છે કે નહિ અથવા ધર્મ શુ તે તે વિચારી શક્યો નથી કઈક દિવસો સુધી તો તેનો સકલ્પ હતો કે ખ્રિસ્તી ધર્મ સ્વીકારવો ત્યારે તેનો વિશ્વાસ હતો કે યુરોપ જે ધર્મને આશ્રય આપી રહ્યો છે તે જ ધર્મ તેને શક્તિ આપે છે એટલે કે ક્રિશ્ચિયનને તોપબદૂકની સાથે સાથે જ સાચવવાની દરકાર ઘેરી જરૂરી છે પરતુ આધુનિક યુરોપમા શક્તિ ઉપાસનાની સાથે સાથે કઈક સમયથી આ માન્યતાને છોડવી પડી છે કેમકે ખ્રિસ્તી ધર્મ સ્વભાવ દુર્બળનો ધર્મ છે તે વીરનો ધર્મ નથી એમ યુરોપે બોલવાની શરૂઆત કરી દીધી છે જે માણસ નમ્રજો તેનુ કામ સ્વાર્થ, નમ્રતા ક્ષમા અને ત્યાગ ધર્મનો પ્રચાર કરવો સસારમા જેઓ પરાજિત તે

ધર્મમાં તેમની સુવિધા. સંસારમાં જેઓ વિજેતા તેમના ધર્મમાં બાધા. આ વાત જાપાનના મનમાં સહજ લાગી છે. એટલા માટે જાપાનની સમજશક્તિ માણસની આ ધર્મબુદ્ધિની અવગણના કરે છે. આ અવગણના બીજા કોઈ દેશમાં ચાલી શકત નહિ. પણ જાપાનમાં ચાલી શકે છે તેનું કારણ જાપાનમાં આ સમજનો વિકાસ હતો નહિ. અને એવી સમજના અભાવ ઉપર જાપાન આજ ગર્વિત બને છે. તે જાણે છે કે સમયનો દાબ એમાંથી તે મુક્ત છે એટલા માટે તે જીતી શકશે.

જાપાનના કર્મકાંડીઓએ જે ધર્મને વિશેષરૂપે આશ્રય આપ્યો છે, એ જ બને છે 'શીટો' ધર્મ. તેનો આ ધર્મ છે માત્ર સંસ્કારમૂલક. તે અધ્યાત્મમૂલક નથી. આ ધર્મ રાજાને અને પૂર્વજોને દેવતા ગણે છે. એટલે કે સ્વદેશાસક્તિને ઊંચે લાવવાના ઉપાયરૂપે આ સંસ્કારને વ્યવહારમાં લાવે છે.

પણ યુરોપીય સભ્યતા મંગોલીય સભ્યતાની જેમ એકરૂપ નથી. એક અંતરપટ છે. તે ઘણા દિવસથી Kingdom of Heaven નો સ્વીકાર કરતો આવ્યો છે. ત્યાં જે નમ્ર તે વિજેતા. બીજા જે, તે પોતાથી સારા થઈ શકે છે. કર્મકુશળતા નહિ, પરમાર્થ જ ત્યાંની શેષ વિભૂતિ. અંતરના પ્રદેશે સંચારથી એ પોતાના સત્યનું મૂલ્ય આંકે.

યુરોપીય સભ્યતાના આ અંતરમહલનાં દ્વાર કદી કદી બંધ થઈ જાય, કદી કદી ત્યાંનો દીપ પ્રકટે પણ નહિ. ભલે તેમ હો, પણ આ મહલની પાકી ભીંત, બહારના તોપગોળા વીંધી શકતા નથી. શેષ પર્યન્ત ટકી શકે છે અને અહીંની સભ્યતાની સારી યે સમસ્યા સમાધાનરૂપ થાય છે.

આપણી સાથે યુરોપનો ક્યાંય મેળ કદી ન ખાય પણ આ મહાન જગાએ તો તેનો મેળ છે. આપણે અંતરતર માણસને ગણીએ, તેને બહારના માણસ કરતાં સવિશેષ ગણીએ. જે જન્મ માણસનો દ્વિતીય જન્મ, તેને માટે આપણે વેદના અનુભવીએ. આ જગાએ, માણસના આંતરપ્રાસાદે, યુરોપની સાથે થએલી આપણી અવર જવરનાં એક પદચિન્હ જોઈ શકીએ ખરાં. આ આંતરપ્રાસાદનાં કહો કે આંતરમહલનાં કહો, એમાં વસતા માણસમાં જે મેળ, જે મિલન, એ જ મિલન સાચું મિલન છે. આ મિલનનાં દ્વારનું ઉદ્ઘાટન કરવા માટે બંગાળીને આહ્વાન છે. તેનાં અનેક ચિહ્ન અનેક દિનથી જોવા મળે છે.

અનુ૦ **વિમળા પટેલ**



ભૂપેન્દ્ર ત્રિવેદી

આરતી પૂરી થઈ. ભાવિક ભક્તો શ્રદ્ધા ને આદરભાવથી મૂર્તિને પ્રણામ કરી બહાર નીકળવા લાગ્યા. એમાં એક વૃદ્ધ હતો. જન્મથી જ સૂરદાસ. એની સાથે એના જ્યેષ્ઠપુત્રનો છોકરો હતો. ઉંમર હશે દસબાર વરસની. વૃદ્ધ દાદાનો એક હાથ છોકરાના ખભા પર ને બીજો લાકડીની મૂઠ પર.

બંને પગથિયા ઉતરી રહ્યા હતા. છોકરાએ પ્રશ્ન કર્યો–'બાપુ, પદ્મ-લોચન એટલે શું?' આરતીના કેટલાક શબ્દો મનમાં કોતરાઈ ગયા હતા.

'કમળ જેવાં લોચન, આંખો બેટા!'

'અને કંજ-પદ, બાપુ?'

'કમળ જેવા પગ, ચરણ બેટા!'

–બંને પગથિયા ઊતરી ગયા હતા ને પોતાની ઝૂંપડી તરફ જઈ રહ્યા હતા.

'અને કર-કમળ બાપુ?'

'કમળ જેવા હાથ, બેટા!'

'કમળ, કમળ, કમળ–બધું કમળ જેવું, પણ કમળ કેવુ હોય છે. બાપુ, એ તો કહો?' વૃદ્ધની જ્યોતિહીન આંખો સામે એક ચળકતી રેખા ઝબકારો નાંખતી ચાલી ગઈ. થોડીવાર અટકીને એ બોલ્યા,

'જેવું ભગવાનનું સ્વરૂપ, બેટા.'

'જેવું ભગવાનનું સ્વરૂપ, બાપુ?'

'હા બેટા.'

મંદિરની અંદર બિરાજેલી મૂર્તિના ચહેરા પર નૈસર્ગિક તેજ, આંખોમાં અપાર દયા, હોઠો પર સ્નેહભરી મુસ્કાન હતી. બાળકના મનમાં પ્રકાશની એક રેખા ઝગમગી ઉઠી. મનોપટ પર આ જ ચહેરાની કલ્પના કરી લીધી.

'હું જાણી ગયો બાપુ.'

'શું જાણ્યું, બેટા?'

'કમળ હોય છે એવું જ ભગવાનનું સ્વરૂપ.'

'તેં દેખ્યું છે ભગવાનનું સ્વરૂપ?'

'હા બાપુ.'

'કેવું હોય છે, બતાવ તો ખરો!' જે સ્વરૂપને આજ સુધી જોઈ શક્યા નથી એ સ્વરૂપને જાણવા એમની વાણી પુકાર કરતી બોલી ઉઠી.

'જેવું કમળ, બાપુ!'

આ સાંભળતાં એમની આંખોમાંથી દડદડ આંસુ વહેવા માંડ્યા. કમળ જેવા કોમળ હૃદયના પ્રભુના દર્શન કરવા એમનાં નયનો જાણે અંતરનો ખૂણેખૂણો ઢૂંઢી વળ્યા. એ પોતે મનોમન પ્રાર્થનાના સ્વરો ગુંજી રહ્યા:

'નવકંજ લોચન,

કંજમુખ કર કંજ પદ, કંજારુણં....'

'પણ બાપુ, એક પ્રશ્ન થાય છે.'

'પૂછને બેટા!'

'બાપુ, તમે કહો છો કે ભગવાન પોતે જ કમળ જેવા છે તો બાપુ, કહોને, એ ક્યાં વસે છે?'

'બેટા, ભગવાન તો મનુષ્યના અંતરમાં વસે છે.'

વૃદ્ધની આંખે અંધારું પથરાવા લાગ્યું. ઝૂંપડી હજુ દૂર હતી સંધ્યા ક્યારની યે ચાલી ગઇ હતી ને રાતના અંધારાં ઘેરાં બનતાં જતાં હતાં. મંદિરમાંથી ભગવાનના દર્શન કરીને ભાવિક ભક્તો ઘર તરફ જઈ રહ્યા હતા. વૃદ્ધે બાળકનો ખભો છોડી દીધો. રસ્તામાં એક મોટા પથ્થર પર વૃદ્ધદાદાનો પગ પડતા લથડીયું ખાઈ ગયા. પગમાંથી લોહીની ધારા વહી ચાલી. છોકરો બેબાકળો બની ગયો. મંદિરમાં જોયા હતા એ જ ભક્તો એની પાસેથી એક પછી એક પસાર થઇ રહ્યા હતા. કોઈ અમલદાર હતા, તો કોઈ વકીલ, કોઈ શેઠ તો કોઈ શિક્ષક, કોઈ પગે ચાલીને,

કોઇ સાઇકલ પર તો કોઈ મોટરમાં. છોકરો રાહ જોતો બેઠો. હમણા કોઇ ભક્ત આવશે ને મોટરમાં સુવડાવી બાપુને ઘેર પહોંચાડશે, એ નહિ તો બીજો કોઇ ભક્ત આવશે ને બાપુને ટેકો આપીને ઘેર લઈ જશે. છોકરો ભગવાનના સ્વરૂપનું ધ્યાન ધરતો બેઠો. રાત ઘેરી થતી ગઇ. કોઇ આવ્યું નહિં. છોકરો વૃદ્ધદાદાને ઉઠાડીને માંડ માડ ટેકો આપતો ઝૂંપડી સુધી લઈ ગયો અને ખાટલો પાથરી સૂવરાવ્યા.

વૃદ્ધદાદાના શ્વાસોશ્વાસ ધમણની પેઠે ચાલતા હતા. છોકરે બાપુને પંખો નાંખતા નાંખતા કહે:

'બાપુ, તમે તો કહેતા'તા કે ભગવાન તો માણસના હૃદયમાં વસે છે. તો માણસનું હૃદય કમળ જેવું કેમ નહિ હોય?

## લાઈકર્ગસનો સંયમ

લાઈકર્ગસ સ્પાર્ટન નેતા હતો. સ્પાર્ટન લોકો મનાચારી અને દૃઢ મનોબળવાળા તથા મજબૂત શરીરના બને તે માટે તેણે ખૂબ જહેમત ઉઠાવી હતી અને વિચારપૂર્વક એણે ઘણાજ સખત અને કપરા-કઠણ કાયદાઓ બાંધ્યા હતા.

એના અમલમાં ભાતભાતનાં ખાનપાન કરવાની લોકોને છૂટ નહોતી. બિછાના પર ચાદર પાથરવાની કે સુંદર રાચરચીલું ઘરમા રાખવા દેવાની ય છૂટ ન હતી.

અત્યારે આપણને આ નિયમો સખત અને કદાચ ક્રૂર પણ લાગે પણ જૂની બીનાઓને જે તે જમાનાની શરતે જોઈએ તો તેની યથાર્થતા ય સમજાય. તે જમાનામાં તે દેશકાળમાં લોકોને પોતાની જાતનું રક્ષણ કરવાનું હતું અને તે માટે લોકોને પૂરાપાવરધા અને મજબૂત-બહાદૂર બનાવવાના હતા. એમાં લોકોનું જ ભલું હતું.

પણ કઠણ ધારા પાળવા સૌને ઓછા ગમે છે?

લોકો કેટલીકવાર એનાથી નારાજ થતા. એક વખતે તો એવા લોકોએ પોતાની નારાજી દાખવવા બંડ ઊઠાવ્યું. એક કહે: એ દુષ્ટ આપણા ખાનપાનમા ય આડો આવે છે! બીજો કહે: એ અદેખો આપણને સુખ-ચેનની એકકે ય જણસ ઘરમા રાખવા દેતો નથી? ત્રીજો કહે: અંધારામાં ચાલતી વખતે હાથદીવડો ય રાખવાની એ ભાઈસાહેબ મનાઈ ફરમાવે છે. એક જણે તો 'મારો એ દુષ્ટને' એમ રાડ પાડી ને લોકોએ તો અવિચારે તેના પર પથરાનો વરસાદ વરસાવ્યો. એથી બચવા તે પાસેના દેવળમા ભરાઈ જવા કરતો હતો ત્યાં તો દેવળનાં પગથિયાં ચડતાં ચડતાં જ એક જણે તેને ઘેરી લીધો અને એના કપાળમાં જ લાકી ઝીકી. લોહી વહેવા લાગ્યું, ફૂટ થઈ, લાઈકર્ગસે શાન્તિ મુદ્દલ ન ખોઈ. લોક સામું મેં ફેરવ્યું ને લોહી જોઈને લોકોને પોતાની કૃતધ્નતાનું એકાએક ભાન થઈ આવ્યું. લોકોના પસ્તાવાનો પાર ન રહ્યો. પેલા લાકી મારનાર ઉપર સૌ ગુસ્સે થયા અને તેને પકડી લાઈકર્ગસ સામે રજૂ કર્યો ને કહ્યુ: ઉદારચરિત સુરબ્બી, આ માણસ તમને સ્વાધીન છે. એને ફાવે તે શિક્ષા કરો.

લાઈકર્ગસે કહ્યુ. એને મારા ઘરમાં રાખીશ.

આમ કહી લોકોને વીખેરી પેલા માણસને તેણે પોતાના ખાસ કામદાર તરીકે પોતીકા ઘરમા રાખ્યો. આ વખત દરમ્યાન પેલા માણસને લાઈકર્ગસનું જીવન હથેળીમાં મોતીની માફક સ્પષ્ટ જણાયું. કેવો સાદો ને કષ્ટ વેઠનાર લાઈકર્ગસ છે તેનું તેને ભાન થયું. વળી બહારથી સખત ને ક્રૂર જણાતા છતાં અંદરથી તે કેવો કોમળ ને માયાળુ છે એનો પ્રત્યક્ષ અનુભવ પણ તેને થઈ ગયો.

તે માણસ પણ પછીથી તન મન સાદાં અને કસેલાં રાખવાનો પ્રચારક ને હિમાયતી થઈ ગયો.

## પ્રકરણ ૧૩—ગંગોત્રી

ઉત્તરકાશીના પહાડી તડકાવાળા દિવસમાં રાત બહુ શીતળ અને સુખદાયી લાગે છે. પરંતુ એ વાગ્યાથી કોઈ યાત્રાળુ રોગીએ રડારોળું શરૂ કરી. તેને પેટમાં દુખાવો ઊપડ્યો હતો. જુદા જુદા યાત્રાળુઓએ દવાઓ આપવા છતાં કંઈ સુવાણ તેને ન થઈ ત્યારે છેવટે કોઈક જઈને દાક્તરને બોલાવી લાવ્યું ત્યારે એ કનાડે તેને શાંતિ થઈ. આમ સદ્દેજે બ્રાહ્મમુહૂર્તમાં જાગરણ કરવાનું પુણ્ય ઉત્તરકાશી જેવા તીર્થમાં દિવસના પ્રારંભમાં જ પ્રાપ્ત થયું. આથી યાત્રાએ પણ વહેલો જ ઊપડ્યો. થેલી બિસ્તરા ખભે નાખીને 'જય ગંગા મૈયાકી' કહીને સવારે પાંચ વાગ્યાની પહેલા વહેતો થઈ ગયો. માર્ગમાં બપૈયા જેવું પક્ષી બોલતું હતું. યમુનાપ્રદેશમા તે આખો દિવસ સંભળાતું. ભાગીરથી પ્રદેશમા તે ક્યારેક જ સંભળાય છે એક સ્થળે ગંગા કાંઠે થોડી માંકડી જગામા ભોટિયાનું કુટુંબ તંબુ તાણીને પડેલુ. આ ભોટિયાઓ તબુઓમા જ રહે છે. અને હિમાલયમા ફર્યા કરે છે. ચહેરે મહોરે તિબેટીઓના દૂરના સગા જ જાણે!

સાડાદસ વાગે મનેરીચટ્ટીએ પહોંચ્યો. દસેક માઈલનો પંથ થયો હતો. ચટીમા એક જુવાન પંડો જગ્યા રોકીને બેઠેલો તે કોઈને આવવા દેતો નહતો. ગંગોત્રીથી પંડાના આડતિયાઓ ઉત્તરકાશી સુધી યાત્રાળુનાં સારાં 'કળ' ગોઠવા આવે છે. તેમને માટે જગા અનામત રખાય છે. ક્યારેક તો જજમાન હોતા જ નથી તો પણ તેમને નામે જગા રોકેલી હોય છે. છેવટે એના કોઈ 'જજમાન' આવ્યા જ નહિ અને ખસિયાણો પડીને ચાલતો થયો. પંડાઓ વડે જગ્યાઓ અનામત રાખવાનો રિવાજ ભાગીરથી-તટની અન્ય ચટ્ટીઓમા પણ જોયો! મનેરીચટ્ટી ખૂબ નાની છે અને યાત્રાળુઓ કીડિયારાની જેમ ઊભરાય છે તેમાં પંડાઓ ઘરણુટાણે સાપ કાઢે છે.

બપોરે આરામ લઈ નીકળ્યો તે નવ માઈલ દૂરના ભટવાડી મુકામે પહોંચ્યો. ભટવાડી નાનકડું ગામ છે. ત્યા સરકારી મકાનો છે અને નવાં બંધાય છે. ઉત્તરપ્રદેશની નહેર યોજના અનુસાર અહીંથી નાની નહેરો કાઢી છે એમ એક પાટિયામાં વાંચ્યું, માર્ગમાં તેની એક નહેર આવી ગયેલી એવું સ્મરણ છે. ભટવાડીની બાબા કાલીકમલીવાળાની ચટ્ટીમાં પગ મૂકવાની જગ્યા ન હતી. અત્યાર સુધી તો બેસવા જેટલી જગ્યા મળતી તે પણ અહીં દેખાઈ નહિ! કોઈએ રસ્તા ઉપર ઊંચે ઓરડીઓ બધાતી હતી ત્યાં જવા સૂચવ્યું. આ ઓરડીઓ 'કિરાયા' ઉપર અપાય છે એમ સાંભળ્યું. મે જઈને બહાર ઓસરીમા બિસ્તરો લગાવ્યો. અંધારું થતાં યાત્રીઓને લઈને સ્થાનિક માણસો આવ્યા અને યાત્રી દીઠ બબ્બે આના ઉઘરાવીને ચાલતા થયા. પાછળથી જાણ્યું કે આ તો સરકારી ઓરડીઓ ચણાતી હતી અને પંડા કંત્રાટી વગેરે તે ખાનગી રીતે ભાડે આપતા હતા મારી પાસેથી કોઈએ ભાડું માગ્યું નહિ એટલે વધારે ખાટી થઈ. ઓરડીઓ ઊંચાણમાં હોવાથી અજવાળામા સામા તટે પચાસેક ફીટનો ધોધ પડતો દેખાતો હતો. સરકારી અમલદારોના બંગલાઓમાંથી યાત્રીવાજાં' (કે રેડિયો) વાગતા હતા અને દસકા જૂના ખેલપટના શૃંગારી ગીતો ભગવતી ભાગીરથીના પ્રવાહના સ્પર્શથી પવિત્ર થઈને યાત્રીઓના કાનમાં 'અમૃત' રેડતા હતા.

ભટવાડીથી સવારે ઊપડ્યો અને વરસાદે મને સાથ આપ્યો નવેક વાગ્યા પછી તડકો નીકળ્યો. એટલામા દૂરથી સૌરાષ્ટ્રવાસીઓનો એક સંઘ આવતો દેખાયો પહેરવેશ ઉપરથી તેઓ 'લોકવરણ' લાગ્યા. પૂછપરછ કરતા ખબર પડી કે બધા સૌરાષ્ટ્રના કુંભકારો હતા. ગંગોત્રીથી પાછા વળીને બુઢાકેદાર થઈને કેદારનાથ તથા બદરીનાથ જવાના હતા તેમા એક ડોસા જરા પાછળ રહી ગયેલા. મને દેશનું માણસ જાણીને તેમણે કાગળ લખી દેવાની ઇચ્છા દર્શાવી. અંતરદેશીય પત્ર કાઢીને હું તેમના શબ્દો

લખતો ગયો કાગળ તેમના દીકરા ઉપર હતો પત્ર લખાવતા ભાભાની આંખમા પાણી આવી ગયા. 'તમારે પરતાપે ઘણા ધામ કર્યા ને કરશુ ગુપ્તકેદાર, કેદાર, બદ્રીનાથ થઈને જગન્નાથપુરી પહોંચશુ ત્યા અમુક ધર્મશાળામા જેઠ વદી તેરશે તમારા સમાચાર મળે એમ કાગળ નાખશો' કાગળ લખાવતા ડોસાનો કંઠ ગદ્ગદ થઈ ગયો મને અંતર્દેશીય પત્રના બે આના આપવા માંડ્યા મે કહ્યુ 'કાકા! તમે તે કાંઈ ગાંડા થયા?' પરંતુ તેમણે તો આગ્રહ ચાલુ જ રાખ્યો 'તમારા બ્રાહ્મણનુ અમારાથી નો લેવાય' એ એમની દલીલ બંડીના ખીસામા બેઆના ધરાર નાખ્યે જ ગયા' સોરઠી પોશાકમા સોહતી એ પડછંદ કાયા અને વત્સલ શાંત ચહેરો પછીથી મને અનેક વાર સ્મરણમા આવતો રહ્યો

ચડાણ આવતુ ગયુ તેમ તેમ ઢોળાવ પણ વધતા ગયા આ માર્ગના ઢોળાવો જમનોત્રી જેવા લપસિયા નથી પણ નોખડના છે માર્ગમા ગંગાને સામે તીરે ગાઢ વન છે તેના ઉપરના પહાડના ટુંપના છેડાથી ભાગીરથીના આ છેડા સુધી લોખંડી દોરડાના પાટા (રોપ વે) છે સામે કાંઠે લાકડાના મોટા પાટડા ખડકલાના બંધાઈને દોરડાની ગરેડીએ લટકતા સરકતા આ કિનારે આવે છે અહીંથી તેમને ખટારામા અન્યત્ર લઈ જવાય છે સામો છેડો ઊંચા ડુંગર પર અને દૂર હોવાથી સ્પષ્ટ દેખાતો નથી આ યાંત્રિક બુદ્ધિ વડે બહુ સહેલાઈથી જંગલના લાકડાને બસમાર્ગ ઉપર પહોંચાડવામા આવે છે બારેક વાગે ગંગાણી ચટ્ટીએ પહોંચ્યો

ગંગાણીથી સુખી ચટ્ટી આઠ માઈલ દૂર થાય સુખી ચટ્ટી એક સૂકા પહાડની અધવચ્ચે છે આ પહાડનુ મોટો ભાગ એક પ્રચંડ પડખુ કોઈ કાળે તૂટીને ભાગીરથીના પ્રવાહમા પડ્યુ હશે આવી પ્રાકૃતિક ઘટનાથી નદીનો પ્રવાહ રોકાઈને સરોવર બન્યુ હશે પાંચસાત માઈલમા ગંગાની ખીણ પુરાઈને તેનું થાન સપાટ થઈ ગયુ છે આ સરોવર તો કાળે કરીને તૂટ્યુ અને પ્રવાહ પૂર્વવત ચાલુ થયો પરંતુ મૂળનો યાત્રામાર્ગ તૂટી જવાથી અને તૂટેલા પહાડના પ્રચંડ ખડકો નવા યાત્રામાર્ગમા વેરવિખેર પડવાથી સુખી ચટ્ટીનુ ચડાણ કષ્ટકર હોવા ઉપરાંત જરા જોખમી પણ છે આવા માર્ગ ઉપર યાત્રા શરૂ કરી કે તુરત મેઘગર્જના સાથે વરસા અને કરા વરસવા લાગ્યા મે ત્રણ વાર યાત્રા અટકાવી અને ત્રણવાર ચાલુ કરી જેવો ચાલવા માંડુ તેવો વરસાદ અને કરાનો મારો શરૂ થાય કંટાળીને ઓથ લઉં એટલે વરસાદ ધીરો પડે આમ વારંવાર થવા માંડ્યુ છેવટે એક બેખડ આગળ બહાર માર્ગ ઉપર છત્રી ધરી ઊભો સાંજના ચાર વાગ્યા હતા સુખી ચટ્ટી અહીંથી ૭ માઈલ દૂર હતી અને વરસાદ બંધ પડવાનુ નામ લેતો ન હતો આ જોતા અર્ધો માઈલ પાછળ રહી ગયેલી એક ચાની દુકાને હું પાછો વળ્યો

ગંગાણીથી બે માઈલ દૂરની ચાની દુકાનમા જ રાતવાસો કરીને પ્રભાતે ઊપડ્યો ભાગીરથી અહીંથી પ્રચંડ રૂપ ધારણ કરે છે પાંચ દસ ફીટની ઊંચાઈના સેંકડો ધોધો તેમા હશે. જમનોત્રીમા અને અહીં નદીનો વેગ તેથી ઉપજતો પ્રચંડ નાદ અને તેના પડઘા એવો ઘોર શોર કરે છે કે આકાશમા વિમાન ઊડતુ હોય તેમ લાગે (જમનોત્રી તટમા અને અહીં એમ બે સ્થળે મે ખરેખર છેતરાઈને આકાશમ વિમાન જોવા નજર નાખી હતી) સાડાસાતે સુખી ચટ્ટીએ પહોંચ્યો ચડાઈ આકરી છે ચટ્ટીથી થોડે નીચે એક ઝરણ છે ત્યા જ યાત્રીઓ સ્નાન કરે છે

સુખી ચટ્ટીમાંનો દુકાનદાર ચા અને દાણાદૂણી વેચનારો હતો પોતાને માટે રાંધી લેતો પરંતુ ધંધાદારી રીતે પૂરી વગેરે વણતા તેને આવડતુ ન હતુ પરંતુ આજે ઘણા યાત્રાળુ પૂરીની માગણી કરવા લાગ્યા તેથી તે લોભને વશ થઇ પૂરી વણવા બેઠો પહેલા જ યાત્રાળુએ જોયુ કે આને રાંધતા આવડતુ નથી એટલે દુકાનદારને હડસેલીને પોતે જ વણવા બેઠો 'મારી પૂરી હું વણી લઈશ મને સાધનો આપો' એમ તેણે માગણી કરી 'તમને આવડે છે?' ઉત્તરમા તેણે કહ્યું 'હું જાતે જ કંદોઈ છુ' પછી તો બધા યાત્રીએ તેને પોતાની પૂરી વણી દેવા

વિનતી કરી. આ કદોઈ યાત્રીએ અરધા પોણા કલાક સુધી ડઝનબંધ યાત્રીઓને પૂરી વણીને તળી આપી તથા દુકાનદારને પૈસા રળા યા

> પરોપકારાય ફલન્તિ વૃક્ષા
> પરોપકારાય વહન્તિ નદ્ય ।
> પરોપકારાય દુહન્તિ ગાવ
> પરોપકારાર્થમિદં શરીરમ્॥*

['પરોપકાર માટે વૃક્ષો ફળે છે પરોપકાર માટે નદીઓ વહે છે પરોપકાર માટે ગાયો દૂઝે છે અને પરોપકાર માટે આ શરીર છે']

મને થયુ કે કસબનો મહિમા કેવો છે! એક અધકચરા અક્ષરજ્ઞાનનાઓ કદોઈ અનેક ભૂખ્યા યાત્રાળુઓ ઉપર ઉપકાર કરી શકે છે! નોકરીદાર માણસ કરતા કસબી હુન્નરબાજ ઈનમી માણસ ધારે તો કેટલો પરોપકાર કરી શકે છે' અને વળી પાછો સ્તનનો સ્વતત્ર' મારુ અક્ષરજ્ઞાન પેટનો ખાડો પૂરવા ઉપરાત શા કામમા આવે છે? આખી જિદગી નિરર્થક શાસ્ત્રાર્થમા વિતાવનાર પોથા ફેદનારા પડિતોને ક્યાક અતિ જ્ઞાનભારવાહી ગર્દભ' કહેવામા આવ્યા છે તેયુ આકરા છે પણ ખોટા થોડા છે?

હજી અરધો પર્વત ચડવાનો બાકી હતો એટલે બપોરે બાર વાગે સૂકા ડુગરા ઉપર આવેલી આ સૂખી ચટીમાથી ઊપડયો એકાદ માઈલ પછી સૂખી ગામ આવ્યુ ગામ સાધારણ છે એકેક વાગે ચડાઈની ટોચ ઉપર પહોચ્યો આ સૂખી ચટીનો આખો યે માર્ગ મૂળનો યાત્રામાર્ગ નથી પણ 'ઢવની ડાડા' નામના સ્થળ આગળ પહાડ તૂટી પડવાથી ન છૂટકે બનાવાયેલો નવો માર્ગ છે તૂટેલા પહાડના અસ્થિ સમા ખડકો અને શિલાઓ માઈલોના વિસ્તારમા વેરણછેરણ પડયા છે આવી કઠણ ચડાઈ ખરે બપોરે ચડવાનો બદલે હવે મળ્યો માર્ગની ટોચ ઉપરથી ભગવતી ભાગીરથીનો પ્રવાહ દેખાયો

સર્પ ખીણમા ગર્જના કરતી, દોડતી ગગા અહી નજીક માઈલ સુધીની ઉત્તર દિશામા સમથળ મેદાનમા વહેતી હતી પટ જાણે ધીળી રેતીથી છાયેલ હોય એવો રૂડો લાગતો હતો. મને અમદાવાદની સાબરમતીની સાભરી આવે પણ જ્યારે સાબરમતી યાદ આવે છે ત્યારે ઘણીવાર સમથળ તળમા વહેતી અનેક ધારામા વિભક્ત 'ઢવની ડાડા'ની ભાગીરથી સ્મરણે ચડે છે અને 'ઢવની ડાડા'ની ભાગીરથીના સ્મરણ સાથે ઘણીવાર સાબરમતી સ્મૃતિમા આવી જાય છે આ સમથળ પુલિનપટ અરધા માઈલ જેટલો પહોળો હશે બને એવા શ્વેતવર્ણા કે કયુ સ્થળ અને કયુ જળ એ જરા ગોતવુ પડે'

હવે ચડાઈ પૂરી થતા લાબો ઊતાર આવ્યો સૂકા ડુગરા ગયા અને નીચે ઊતરતાં પ્રચડ વૃક્ષોથી ભરેલુ છતા નાનકડુ એવુ વન આવ્યુ તેની મધ્યમા ઝાલાચટ્ટીની નાની ધર્મશાળા છે યમુનાના પ્રથમ દર્શને તેની ત્રણ સરોવર સમાન ભાસી હતી અહી ભાગીરથીનુ દર્શન રજત સરોવરનો જરા આભાસ આપતુ હતુ આ સ્થાનનુ સૌન્દર્ય યાત્રી એને આકર્ષે તેવુ છે હિમાલય દિવ્યલોક છે તે તપોલોક અને સૌન્દર્યલોક બને એક સાથે જ છે એ વાતની પ્રતીતિ આવા સ્થાનોથી થાય છે પ્રચડ પહાડો દૂરના હિમાચ્છાદિત શિખરો, સુદર તપોવન પવિત્ર પુલિનપટ, વિભક્તસ્રોતા ભાગીરથી— આવા દશ્યથી અકથ્ય ભાવો ઉપજતા હતા

ત્રણેક વાગ્યા હશે ત્યારે શ્યામગગાનો સગમ દેખાયો શ્યામગગા એ યાત્રામાર્ગના ઉત્તરવળાંક ઉપર છે ત્યાથી માર્ગ પૂર્વમા જ જાય છે તે લગભગ ગગોત્રી સુધી શ્યામગગા ભાગીરથીના દસમા ભાગ જેટલી લઘુધારા છે પરતુ ભાગીરથીનો પ્રવાહ સમથળ પાત્રમા વિભક્ત થવાથી પોતાના દસમા ભાગ જેવડી જ એક ધારાને શ્યામગગાના સ્વાગત અર્થે મોકલી દે છે ડુગરના ઢાળ ઉપરથી ત્રાસી વહેતી શ્યામગગા સમથળ પ્રદેશવાસિની ભાગીરથી સખીને સગમસ્થળે હડસેલી મૂકે છે ભાગીરથીના જળ શુભ્ર અને શ્યામગગાના જળ કાળા! જાણે

* ચોથી લીટીનુ પાઠાન્તર આમ છે પરોપકારાય **તળન્તિ પૂરી:** ।

ગગાયમુનાનો નાનકડો પૂર્વસગમ' સગમ પછી પણ શ્યામગગા ભાગીરથીના જળને એક કોરે ધકેલી દઈને પોતે જ પટમા વ્યાપી રહે છે આથી લીલી સાડીને શ્વેત કિનારી મૂકી હોય તેવુ દૃશ્ય સરજાય છે શ્યામગગા નાની બહેન છે પણ તોરમા તે મોટી બહેનને ધક્કો મારે છે આગળ જતા તોર ઓછા થતા બને અરધો પટ વહેચી લે છે અને અતે કેવળ ભાગીરથી જ દેખાય છે શ્યામગગા બહુ તેજ સ્વભાવની છે ભાગીરથી મોટી અને ભલી છે આથી તે વર્ચસ બતાવવાને બદલે ધૈર્ય દાખવે છે અતે શ્યામગગા મોટી બહેન ભાવેની આડાઈ મૂકી દઈને એકરૂપતા ગ્રહણ કરે છે

શ્યામગગા—ભાગીરથીના સગમ પછીથી યાત્રા માર્ગ પૂર્વમા વળે છે અને પહાડ મૂકીને ભાગીરથીના વિશાળ પટમા ઊતરે છે મુખી ચટ્ટીની ઊચી ડુગર ટોચ ઉપરથી નદીના પટમા જે ધોળી રેતી જેવુ દેખાતુ હતુ તે તો ધોળા પથરાઓ નીકળ્યા! એક નાનકડુ ગામ વગાવ્યા પછી હરસીલ આવ્યુ અહી ભોટિયા લોકોની વસ્તી છે બને ગામમા ત્રકડી (તકલી) ઉપર ઊન કતાતુ જોયુ દરજીના મચાની જેમ પગથી પૈડ ફેરવીને ચલાવાતો રેટિયો જોયો તેની ત્રાક ઉપર ઊધા ત્રિશૂળ આકારનુ કઈક હોય છે એક ભોટિયા સ્ત્રી તેવા રેટિયા ઉપર ઊન કાતતી હતી ઘણાખરા ઘરના આગણામા ઘેટાના ચામડા સૂકાતા હતા ઘરના છાપરા ટીચના પર્વતીય ભાગોની જેમ પથ્થરની લાદીના નહિ પણ લાકડાના લાબા પાટડાના બનાવેલા હતા અહી થુલમા નામથી ઓળખાતા દસથી વીસ રતલ વજનના ગુચળાવાળી ઊનના ભોગિયા ધાબળા મળે છે કામળા ગાલીચા વગેરે પણ વેચાય છે પરતુ તે દેખાડવા માટે લટકાવેલા હોતા નથી તપાસ કરીને માગવા પડે છે અરધો થુલમા પાથરીને બાકીનો અરધો ઓઢવાથી બરફમા પણ યાત્રી સુખરૂપ રહી શકે છે એમ સાભળ્યુ આવો એક થુલમા ગગાણી કે ભટવાડીની આમો યોગની દુકાનમા પછીથી ખાસ જોયો

હરસીલ આગળ ઉત્તરમા આવતી અને બે ત્રણ પ્રવાહમા વિભક્ત બનેલી એક ગગા ભાગીરથીને મળે છે આ પ્રવાહોની ઉપર લાકડાના પુલો હોય છે ઝાલાચટ્ટીથી હરસીલ સુધી પાચ માઈલ ગગાના પુલિનમા ચાલ્યા પછીથી ભાગીરથીને ઓળગીને યાત્રા માર્ગ નવીને દક્ષિણ કાઠે ચડે છે દક્ષિણ કાઠાની ઉપર અને પાછળ હિમાચ્છાદિત પર્વતો



હોવાથી માર્ગમા અનેક નાના ઝરણા વહે છે અહીથી એક વિશાળ દેવદાર વન આરભાય છે હરસીલમા જ સાજ પડેલી પહાડોની પાછળ ગયેલા સૂર્યનુ તેજ અદૃશ્ય થયુ હતુ તેમા વનની ઝાડીથી માર્ગ અધારો થતો ચાલ્યો યમુના તટ પર ચીડ વન તથા દેવદાર વન આવેલા તેવુ જ આ વન હતુ પણ વધારે લાબુ હતુ દોઢેક કલાકને અતે આ દીર્ઘ વનને પાર કરીને ધરાલી ચટ્ટીમા આવ્યા

ધરાલી ચટ્ટીમા પૂરીગાઠીયા વેચાતા ન હતા સૌરાષ્ટ્રમા આપણા વડવાઓ આવે વખતે ગોળ માડવી (મગફળી)થી ચલાવી લેતા તે યાદ આવ્યુ એ પ્રયોગ કરી જોતા તે સરસ નીવડ્યો ઉપરથી દૂધ પીતા 'ભયો ભયો' થઈ ગયુ ધરાલીથી બીજી પ્રભાતે ઉપડ્યો દેવદારનુ વન તો ચાલુ જ હતુ ધરાલીથી તે ગગોત્રી સુધીનો ભાગીરથી પ્રવાહ ઊભી દીવાલ જેવા સીધા સાકડા ખડકો વચ્ચેથી ગર્જના કરતો વહે છે ત્યારે ભયાનક નહિ પણ રૌદ્ર લાગે છે બને તીરે દેવદારના ગાઢ અરણ્યમાથી ગળાઈને

આવતો વાયુ સદૈવ ગર્મરધ્વનિ કર્યા જ કરે છે કઠિન યાત્રામાર્ગને કિંચિત્ સુખરૂપ બનાવતા આ વાયુનું વર્ણન કરતા મહાકવિ લખે છે –

ભાગીરથી નિર્ઝર શીકરાણાં
વોઢા મુહુઃ કમ્પિતદેવદારુ ।
યદ્વાયુરન્વિષ્ટમૃગૈઃ કિરાતૈ
આસેવ્યતે ભિન્ન શિખણ્ડિબર્હઃ ॥

[ભાગીરથીના પ્રવાહના જળકણને વહી લાવતા, વારંવાર દેવદારોને કંપાવતા, અને મોરના પીછાના કલાપને વિખેરી નાખતા વાયુનું હરણની શોધમા નીકળેલા કિરાતો સેવન કરે છે ]

જાંગલા ચટ્ટીથી ભાગીરથીના દક્ષિણતટનો માર્ગ નદી ઓળંગીને વળી ઉત્તર તટે ચડે છે આગળ જતા વાતાવરણ સર્વત્ર ભયાનક બનતું જાય છે ચારે બાજુ દૂર બરફના પહાડો દેવદારના ગાઢ વનો ભાગીરથીનું ભયંકર વહેણ અને પહાડોમા દોરા જેવો યાત્રામાર્ગ યાત્રીના ચિત્તમા હિમાલયાન ભીષણતાનુ સામ્રાજ્ય જમાવે છે બરાબર આવે વખતે જ ઉત્તરમાથી ઘુઘવાટા કરતી ઉતરની ચડી જાહ્નવી પૂર્વમાથી આવતી કરાની ભાગીરથીને કાટખૂણે મળે છે ભાગીરથીની ગર્જનાથી ભયભીત બનેલું ચિત્ત જાહ્નવીના ઘુઘવાટાથી વિમૂઢ બની જાય છે જાહ્નવીનો વેગ એવો પ્રચંડ છે, એવી દેમાર કરતી તે વહે છે કે બંનેના સંગમ સ્થાને ભગવાન રુદ્ર જાણે કે ડમરુ બજાવીને અખંડ તાંડવ કરતા થાકતા જ નહિ હોય જાહ્નવી આગળ ભાગીરથી વામણી દેખાય છે તેનો વેગ ફીણ ઘુઘવાટા, નૃત્ય, રંગ, બધું જ ઝાંખુ પડી જાય છે પર્વતની રાણી આગળ પર્વતની સામ્રાજ્ઞી આવીને ઊભી રહે છે ભાગીરથીના દૂધ જેવા ધોળા નીરને દબાવી દઈને બિલોરી કાચ જેવા નિર્મળ, લીલી ઝાયના જાહ્નવીના નીર સંગમસ્થળે સર્વોપરિતા સ્થાપે છે સંગમની પૂર્વ અને પશ્ચિમે દૂધ જેવા ભાગીરથીના નીર દેખાય ખરા, પણ સંગમસ્થળે તો કેવળ બાજરમાન જાહ્નવીનું જ જોર' ભાગીરથીના નીર વેતસવૃત્તિનો આશ્રય કરી જાહ્નવીના નીરની નીચેથી નીકળી જઈ બીજી બાજુ નીચાણમા છતા થાય છે અનવરત ભાગીરથી પણ લોપાયાઈ તો નથી જ' કેવળ જાહ્નવીથી થોડી ઉતરતી એનું જ બાકી બંનેના વેગમા ત્યા જો હાથીઓના ઝુંડ ઉતરે તો મગરાની જેમ કે ખળામા વવલાતા અનાજના ફોતરાની જેમ દૂર ઊડી જાય તેટલો વેગ બંને ધરાવે છે આથી સંગમના પ્રારંભે જાહ્નવીનો આખો પટ દેખાય છે તે ધીરે ધીરે ઓછો થઈને સામેની દક્ષિણ બાજુ પહોંચતા ત્રિકોણાકાર ભૂશિર સમાન પટ્ટો જ રહે છે અર્થાત્ સામી દીવાલે પહોંચતા જાહ્નવીના પટને ભાગીરથી સાંકડો બનાવતી બનાવતી એક બિન્દુ રૂપે જ રહેવા દે છે બંને બહેનો પ્રેમથી ભેટે છે કે પોતાનુ નામ રાખવા ઝઘડી પડે છે તે કંઈ સમજાતુ નથી બે બાજરમાન સન્નારીઓ મળે છે કે ગોષ્ઠિ કરતી વનની ભીલડીઓ ભેટે છે તે કંઈ સમજાતુ નથી જળના ઘુઘવાટા, પ્રવાહના ઉછાળા પાણીની પછડાટ ફીણ વમળ તરંગોના દશ્યરૂપી તારસ્વરે વાગતી રુદ્ર વીણામા યાત્રી શુધબુધ વિસરીને પોતાનુ અસ્તિત્વ–અસ્મિતા ખોઈ બેસે છે

જાહ્નવીના પુલ ઉપર ઊભા રહીને યાત્રી જ્યારે આ સંગમ જુએ છે ત્યારે ચિત્ત જડ બની જાય છે અને પહાડને માથે લટકતા નોખડી દોરડા તરફ ધ્યાન જતું નથી આ નોખડી દોરડા કદાચ પાચસો ફીટ ઊંચા હશે અગાઉ એટલો ઊંચો પુલ હતો પરંતુ તેની ઉપરથી ચાલતા યાત્રીઓને ચક્કર આવતા તેથી પુલને નીચે બાંધવામા આવ્યો છે જૂના ઊંચા પુલને લીધે અગાઉ ભૈરવઘાટીની ચડાઈમાથી ઊગરી જવાતુ હવેના નીચા પુલથી એક આકરી ચડાઈ ચડવાની આવે છે ભૈરવઘાટીની ચડાઈ જાહ્નવીને પાર કરતા જ શરૂ થાય છે સવા માઈલની આ ચડાઈ આકરી તો છે જ પરંતુ યાત્રીને હંફાવી નાખે તેટલો માર્ગ અરધા માઈલથી વધુ નહિ હોય. પર્વતની યાત્રામા થોડી ઘણી ચડાઈ તો સર્વત્ર રહે જ છે પરંતુ કઠિન ચડાઈઓમા ભૈરવઘાટીના માર્ગનો આ નાનકડો ટુકડો પણ ગણાય છે ખરો જ

બપોરે ભૈરવઘાટી (ભૈરાઘાટી)ની ચટ્ટીએ પહોંચ્યો

પ્રોચના જ દેવદારનુ વિશાળ વન દેખાય છે જે ધીરે ધીરે ચડાણમા ઊંચે વધતુ જાય છે ઢાળ સહુ ઓછો હોવાથી યાત્રીને ઢળતા મેદાનની જ કલ્પના આવે છે દેવદારવૃક્ષના મોગ ઢીમચાને વઢેરણિયાઓ વઢેરીને તેમાથી નાના પાટડા કાપે છે ભૈરવચટ્ટીમા પાણીનુ સુખ નથી દૂરદૂરથી ઝરણાઓનુ પાણી લાકડાની પરનાળોમા અહી પહોચાડવામા આવ્યુ છે કપડા ધોઈ શકાતા નથી પહાડીઓ પાણી નેતા હરકત કરે છે અને સ્નાન કરવુ પણ ત્રાસરૂપ બને છે અહી પણ 'બની બનાઈ' રસોઈ ન મળવાથી ગઈ કાલનો ગોળમાડવીનો પ્રયોગ મેં ચાલુ રાખ્યો

બપોરે દોઢ વાગે ભૈરવચટ્ટીથી નીકળ્યો ત્યારે વરસાદના છાટા પડતા હતા હરસીલથી આરભાયેલુ દેવદારનુ વન હજી ચાલુ જ છે અને ગગોત્રી સુધી તથા પછી પણ આગળ પહોચે છે આકાશમા વાદળા થયા વરસાદ વધે તેવા ચિહ્નો લાગ્યા આકાશની મેઘધગામા નિર્જન અરણ્ય અને ભાગીરથીનો ભયકર ઘુઘવાટ ભળતા દિવસને અંતે ગગોત્રી પહોચાશે કે નહિ તેની શકા થવા માડી હરસીલથી ગગોત્રી સુધીના પદર માઈલમા દેવદારના ગાઢ અરણ્યમાથી જ પહાડોની કોરેકોરે માર્ગ જાય છે અને કાઠે ઊંચા પર્વતો છે ભાગીરથીનો પટ સાકડો હોવાથી કાઠાના ડુગરા પણ સાવ સામસામે ઊભા છે આવા સીધા ઊભા સાકડા માર્ગવાળા પર્વતો નિબિડ અરણ્ય ગગાની ગર્જના દેવદારના વનમાથી સુસવતો પવન માર્ગની ક્યાક કહુ તો ક્યાક જીર્ણશીર્ણ દશા—આ બધી પરિસ્થિતિથી યાત્રીનુ ચિત્ત ક્યારેક ભયભીત બને છે ક્યારેક શ્રમત્રસ્ત થાય છે તો ક્યારેક ક્ષુદ્રતાનુ ભાન થતા અસહાયતાથી વિમૂઢ બને છે માનવી કોઈ ચીજ નથી પ્રકૃતિની રમણામા જીવસૃષ્ટિની કોઈ ગણના જ નથી મનુષ્ય કેવળ જન્તુ કે જતુડુ જ છે અસહાય યાત્રી કેવળ કુદરતની કરુણા ઉપર જીવે છે પરમાત્મા જ માત્ર રક્ષક અને પ્રતિપાલક છે તેનો સાક્ષાત્કાર યાત્રીને આવા સયોગોમા થાય છે તેનુ અભિમાન અસ્મિતા વિરાટ પ્રકૃતિમા ગલિત થઈ જાય છે માનવી કેટલો ક્ષુદ્ર નિર્માલ્ય નિર્જીવ છે, પ્રકૃતિમા તેનુ સ્થાન દરિયામા ખસખસ જેટલુ છે તે સત્યની અનુભૂતિ આવી યાત્રામા થાય છે ધગધગતા પહાડો હિમાચ્છાદિત પર્વતમાળાઓ નિબિડ અરણ્યો, વર્ષાની હેલી અને કરાનો મારો ઇત્યાદિથી અહકાર જેવો ચૂર્ણ થાય છે તેવો કેવળ કથાશ્રવણથી કે શાસ્ત્રવાચનથી થતો નથી

ગગોત્રીને હજી ત્રણ માઈલની વાર હતી ત્યા મેઘમડળથી આકાશમા અધકાર છવાઈ ગયો વરસાદ વરસવા લાગ્યો પવન ઠડો થઈ ગયો પ્રકૃતિ ડરાવીને કસોટી કરતી હોય એમ જ લાગ્યુ, કેમકે એથી વધારે કાઈ થયુ નહિ અને દિવસ છતા ગગોત્રીધામમા પહોચી ગયો

પહોચીને પ્રથમ કાર્ય ગગાજીના દર્શનનુ કર્યું ગગામદિરની બાધણી આકર્ષક છે અહીના પ્રદેશના અનુવડ તિબેટી પરિપાટીના મદિરોમા તેની કલાત્મક રચના જુદી તરી આવે છે જયપુરના મહારાજાએ બધાવ્યુ છે એટલે સારા શિલ્પીઓની કુશળતા આખને ઊડીને વળગે છે મદિરમા ગગા, યમુના સરસ્વતી તથા બીજી નાનીમોટી પ્રતિમાઓ છે બાજુમા નાનુ શિવમદિર છે પુરાતન કાળમા આ જ ગગામદિર હોય અને આજનુ ગગામદિર પાછળથી બધાયુ હોય તો નવાઈ નહિ

સૂર્યાસ્ત થયો તેમ ટાઢ કડકડતી પડવા માડી. ગરમ સ્વેટર ગરમ કાનટોપી અને પગના ગરમ મોજા ચડાવ્યા બિછાનુ તો ગરમ હતુ જ પરતુ આજુબાજુ સર્વત્ર બરફના પહાડોની વચ્ચે દસ હજાર ફીટની ઊંચાઈએ આવેલા આ તીર્થધામની બહારની ખુલ્લી (છાપરાવાળી) ઓસરીમા ભયાનક ઠાર પડતો હતો પહેલા તો લાબા પગ કરીને નિરાતે સૂતો પણ જેમ રાત વધતી ગઈ તેમ શરીર સકોડાઈને ટૂટિયુ વળાવા લાગ્યુ અને રાત્રે ચિબુકસમર્પિત જાનુ [રાત્રે દાઢીએ ઘૂટણ અડાડીને શયન]નો અનુભવ થયો [ક્રમશ]

*

હરિભાઈ છો. પટેલ

## 'મુખડા દેખો દરપનમેં'

અર્જુનદેવ નાગપુરના પ્રસિદ્ધ વકીલ હતા. વકીલાતના ધંધામાં પ્રખ્યાત હતા તેવા તેમના ગુસ્સા માટે પણ એટલા જ પંકાએલા હતા.

એક બ્રાહ્મણ અસીલનો કેસ તેમણે હાથમાં લીધો હતો.

કેસ અટપટો હતો એટલે પ્રશ્નો પૂછીને તેઓ જરૂરી માહિતી કઢાવતા હતા.

પણ એક સવાલનો જવાબ આપવામાં બ્રાહ્મણ ગલ્લાંતલ્લાં કરવા લાગ્યો. બસ, પછી તો પૂછવું જ શું? વકીલ સાહેબનો પારો આસમાને ચઢ્યો. ગુસ્સાના આવેશમાં ગમેતેમ બોલી બ્રાહ્મણનું બેહદ અપમાન કર્યું!

બિચારો બ્રાહ્મણ! સ્વભાવે શાંત હતો એટલે ગમ ખાઈ ઘેર પલાયન થઇ ગયો. તેણે વકીલ સાહેબને મોટી ફી આપી હતી તે નકામી ન જાય અને કેસ ન બગડે તેની તેને પારાવાર ચિંતા હતી. તેની પરિસ્થિતિ ન સહેવાય કે કોઇને ન કહેવાય તેવી થઈ. તેથી તે વારંવાર વિચારવા લાગ્યો: 'આનો ઉપાય શો?'

આખરે ઘણા મનોમંથનને અંતે તેને એક ઉપાય જડ્યો. બાવાના બેય ન બગડે એવો એ ઉપાય હતો.

બીજે દિવસે તે વકીલ સાહેબ પાસે ગયો. જાણીજોઇને ઉલટાસુલટા જવાબ આપી તેમના ગુસ્સાને ઉભારતો ગયો.

વકીલ સાહેબના ગુસ્સે માઝા મૂકી. ગાલ ફૂલીને દડા જેવા ઉપસી આવ્યા. કપાળની રેખાઓ તંગ બની. ધમણની માફક નસકોરાં ધમવા લાગ્યાં. ભૂરે ય મોટા ડોળા બહાર ધસી આવતાં ચહેરો બરાબર બિહામણો થયો. હોઠ એકામ ફફડવા લાગ્યા.

એમ વકીલસાહેબનું જ્યારે સંપૂર્ણ રૌદ્ર સ્વરૂપ થયું કે બ્રાહ્મણે બગલથેલામાંથી મોટો અરીસો કાઢી તેમની સામે ધર્યો.

ગુસ્સાથી ભયાનક અને કદરૂપું બનેલું પોતાનું મોં જોયું કે તરત જ તેઓ સ્તબ્ધ થઈ ગયા! તેમના દિલને રાક્ષસી સ્વરૂપ જોઈ જબરો ધક્કો લાગ્યો. ધીરે ધીરે તેઓ સ્વસ્થ થતા ગયા તેમ શરમાવા લાગ્યા. બાફેલા બટાટા જેવું તેમનું મો પીળું પડી ગયું. સાન ઠેકાણે આવી એટલે તે વિચારવા લાગ્યા: 'મારું આવું ભયાનક રૂપ જોઇ ભેંસ પણ ભાગી જાય.'

જેમ જેમ પોતાના સ્વરૂપને વાગોળતા ગયા તેમ તેમ પસ્તાવાનાં પુનિત ઝરણા હૃદયમાંથી ઝરવા લાગ્યાં. બ્રાહ્મણની માફી માગતાં ગદ્‌ગદ્ સ્વરે વકીલ બોલ્યા:

'ભાઈ! તેં મને આજે મારું અજબ રૂપ દેખાડયું!'

પછી જરા અટકી બોલ્યા:

'ભૂદેવ! તમારો આ પદાર્થપાઠ હું આજીવન નહીં ભૂલું. ખરેખર! તમે આજે મારી આંખ ખોલી.'

'ભાઇ! આજે મને એ રહસ્ય સમજાયું કે એકવાર બારણે ચઢેલો અસીલ ફરી કેમ ન ડોકાતો.'

તે જ દિવસે વકીલસાહેબે એક મોટો અરીસો મંગાવી બેઠક સામે લટકાવ્યો. પછી તેઓ વારે વારે અરીસામા જોતા. પોતાની મુખાકૃતિને હસમુખ બનાવવા પ્રયત્ન કરતા. અને જ્યારે જ્યારે ગુસ્સો ચઢવો શરૂ થાય ત્યારે અરીસામા જોઈ પોતાના કદરૂપા ચહેરાને હસતા.

એમ કરતાં થોડા દિવસોમાં જ તેઓ હસમુખા બની ગયા.

## પ્રેમની શક્તિ

સંધ્યાકાળનો સમય હતો. અંધારું ઘેરાતું જતું હતું. મધુર પવન લહેરે ચઢ્યો હતો

એ ટાણે ગરમીથી અકળાએલા શંકર ભગત ફરવા નીકળ્યા હતા.

નરોડા ગામથી આગળ વધતા રાષ્ટ્રીય ધોળી માર્ગ પર તેઓ વાયુસેવન કરી રહ્યા હતા.

સ્વભાવે સંત પ્રકૃતિના ગૃહસ્થ. તેમાં સંધ્યાનો સુમધુર સમય. ભગત ભગવાનના નામ-ચિંતનને ચાકડે ચઢી ગયા.

પાછળ પાંચ છ દૂધવાળા સાઈકલ પર મારતે ઘોડે આવી રહ્યા હતા. રસ્તાની બન્ને બાજુ ઘટાદાર વૃક્ષો આવેલાં હતાં. એટલે પાંચ ફૂટને અંતરે પણ કંઇ દેખાય નહિ તેવો ઘનઘોર અંધકાર જામ્યો હતો. એટલે કેનના ખખડાટથી ભગત ચોંકયા. ઝડપથી રસ્તાને કિનારે જવા પગ ઉપાડ્યો. છતાં બત્તી વિના આવતા એક દૂધવાળા સાથે અથડાઇ પડ્યા. જોતજોતામાં બે કેનનું દૂધ અર્ધું ઢોળાઈ ગયુ.

દૂધવાળો ખૂબ ચિઢાયો. ભગતને પકડી ગડદા-પાટુનો મુઢ માર માર્યો.

એક તો એકવડું શરીર. તે પર પહેલવાન રબારીના હાથનો મેથીપાક પડ્યો. સુકલકડી શરીર તે શે સહી શકે.

બિચારા ભગત! તત્કાળ બેભાન બની ઢળી પડયા.

કોલાહલને કારણે આજુબાજુના બંગલામાં રહેનાર કુતૂહલવશ દોડી આવ્યા. તેમણે ભગતને ઓળખ્યા. રબારીઓને ન કહેવાના વેણ સંભળાવ્યા. પણ થવાકાળ તે થયું એમ માની ઝોળીમાં ઘાલીને ભગતને બંગલે લઇ આવ્યા. ને ભાનમાં આવે તેવા સૌ પ્રયત્નો કરવા લાગ્યા.

મારનાર રબારી જોરાવર અને બહાદુર છતાં મીણ જેવા મુલાયમ દિલનો હતો. દૂધ ઢોળાઇ ગયું તો બીજું આવશે. પણ બિચારા ભગતનું હાથ-પાંગોઠું ભાંગ્યું હશે તો શું થશે? એ ભયે ધ્રૂજતો તે પણ બંગલે આવી ઓથે ઊભો.

ટોળામાં ઊભેલા કેટલાક ભગતના પરોપકાર અને સદાચારની વાતો કરી રહ્યા હતા. સંતને મારનારનું ધનોતપનોત નીકળી જશે તેમ કહેતા હતા. આ સઘળું મારનાર રબારી સાંભળી રહ્યો હતો.

ડૉકટરના ઉપચારથી ભગતને કળ વળી. ધીરે ધીરે ભાનમાં આવ્યા. આંખો ચોળી બેઠા થયા. બેબાકળા બની સૌને જોઇ રહ્યા હતા.

એવામાં કોઈએ પેલા માર મારનાર રબારી તરફ આંગળી ચીંધી પૂછ્યું: 'બાબા, આમને ઓળખો છો?'

ભગત ટગર ટગર તેની સામે તાકી રહ્યા. સાયકલની બત્તીઓને અજવાળે પોતાને મારનારનો ચહેરો જોઈ ગયા હતા. એટલે ઓળખતાં વાર ન લાગી. હસતાં હસતાં તરત બોલ્યાઃ 'ઓહો! એ તો ખાસ પરમ મિત્ર છે.'

ભગતને ઓળખાણ પડી નથી માની પૂછનાર બોલ્યોઃ 'અરે ભગત! એણે તો તમારા આવા બૂરા હાલ કર્યા.'

'ભાઇ! હું એમને બરાબર ઓળખું છું. તેઓ મારા મિત્ર છે. અરે ભૂલ્યો. મારા શરીરને મારીને પસ્તાતા મિત્ર!'

પોતાને મારનારને મિત્ર કહેનાર ભગતને સૌ આશ્ચર્ય સાંભળી રહ્યા.

પણ મિત્ર અને દુશ્મન–સૌમાં ભગત ભગવાનને જોતા હતા. એટલે કોને નીંદે. તેમને મન સૌ વંદવા યોગ્ય હતા.

શંકર ભગતનો અલૌકિક પ્રેમ જોઈ રબારી ગદ્‌ગદ્ થઇ ગયો. ભગતનાં ચરણોમાં ઢળી પડ્યો. માફી માગવા લાગ્યો. તેનાં આંસુ પાદ પ્રક્ષાલન કરવા લાગ્યાં.

રાવણ–કાય રબારીને ઊભા કરતાં ભગત બોલ્યા: 'ભાઇ! અજાણતાં દરેકની ભુલ થઇ જાય. એમાં આટલો બધો શોક શા માટે.'

બસ, એ દિવસથી રબારી દરરોજ સવાર સાંજ ભગતને શેર શેર દૂધ આપી પોતાના પાપનું પ્રાયશ્ચિત કરવા લાગ્યો. અને આવતાંજતાં ભગતની અમૃતવાણીનું પાન કરવા લાગ્યો.

# એક, બે, ત્ર....ણ?

હરિનભાઈ શાહ

ચૂટણીઓ, એથીયે વધારે ચટકદાર કુતૂહલ આરે કોર કોણ ખડે છે અને કોણ પ્રધાન બને છે તેનુ, અને છેલ્લે રાજકુમાર ગૌતમની જેમ જવાહરલાલ નેહરુને પણ એકાએક સમજાયેલો વૃદ્ધાવસ્થા અને બિમારીનો મર્મ-આ બધી ડમરીઓ ચડી અને શમી પણ ગઈ કારણ કે કાળ કાળનુ કામ કર્યા જ કરે છે, કિરતારના અજમ, કદી નહી અટકનાર સવાટ તરીકે અને નિરુપાય માનવી પાસે પણ એક મોટી શક્તિ હતી-ભૂલી જવાની, નભાવી લેવાની.

પરતુ વહ્યે જતા વહેનારના આ શાંત પોપડા નીચે કેટલાક મૂળગામી પરિવર્તનો વધેરાઈ રહ્યા હતા ભારતના પ્રજાસત્તાકની બધારણીય બાધણી ત્રણ મજાગરા પર ટકેલી છે એની લોકશાહીનુ ગુંજન પણ ત્રણ પાસાઓમાથી નીકળે છે પાર્લામેન્ટ રાષ્ટ્રપતિ વડાપ્રધાન ત્રણેય મજાગરા એવા મૂલ્યવાન છે કે એમા જરાક કિચૂડ કિચૂડ થાય તો પણ લોકશાહીને ફાળ પડે એ મજાગરા પર પાચ વર્ષનો ધસારો પડ્યો હોય ત્યારે બદલના હોય તો બદલાવવા એવો રિવાજ છે આપણે પાર્લામેન્ટ બદલી, રાષ્ટ્રપતિ બદલ્યા, આના વડાપ્રધાનને બદલવાનો વિચાર તો ક્યા મૂરખને આવે? અને છતાયે અકલ્પ્ય બોજ નીચે દબાઈ રહેલા જવાહરલાલની શક્તિના થઈ રહેલા ઝડપી ઘસારા પ્રત્યે પણ કયો ડાહ્યો માણસ આખમીચામણા રાખી શકે? એક બે ત્રણ? એક, બે, ત્રણ?!! ભાત ભાતની વાતો અને સમસ્યાઓ દ્વારા આ એક બે ત્રણના તમરા પરિસ્થિતિના કાનમા બોલ્યા જ કરે છે

જ્યારે લોકશાહી પૂર્ણ યૌવને પહોચી હોય ત્યારે ગણતત્રની સૌથી વધારે ધીકતી પેઢી પાર્લામેન્ટ હોય પાર્લામેન્ટ માત્ર બધારણની કલમોની રૂએ જ સૌની ઉપરવટ હોય તેટલુ જ નહી પરતુ પ્રજાને, સરકારને, પક્ષોને, પ્રધાનમડળને અને વડાપ્રધાન તથા રાષ્ટ્રપતિને, સૌને શક્તિ અને શેહ, સર્વોચ્ચ પાર્લામેન્ટની અખૂટ લબ્ધિમાથી જ પીરસાતા હોય એવો માત્ર હોદ્દાનો જ એનો આદર ન હોય, પરતુ અદરથી એની આમાન્યા ઊડી હોય

આપણી પાર્લામેન્ટ હજુ કાચુ બાળ છે અને હજુ એ કાચુ બાળ જ એટલા માટે દેખાયા કરે છે કે જવાહરલાલ નેહરુના વિરાટ વ્યક્તિત્વમાથી એ છૂટી મૂકાય ત્યારે ને! પુત્રી પરણુનાની મુગ્ધ અવસ્થાએ પહોચ્યા પછી પણ અતિ મમતાળુ પિતાની કોટેથી લગભગ છે ને સુધી છૂટી ન શકે તેવુ જોયુ છે એ વહાલનુ પાગળાપણુ, વાસ્તવિકતાનો સાક્ષાત્કાર પાર્લામેન્ટને પણ સાપડે તો શી નવાઈ? ચુટણીમા કઈક દળપતિઓના માથા ડૂલ્યા હતા નવી લોકસભામા જોઈ પ્રસૂતિ પછી નવજાતના આક્રદ અને હાથ પગના ઉછાળાની જે ઉત્કટાથી રાહ જોવાય છે તે પણ અનુભવી અને સાર એ નીકળ્યો કે લોકસભાની ડાબી પાટલીઓ પર વિરોધ પક્ષ રહેતો હતો અને હજીયે રહે છે પરંતુ રાષ્ટ્રની વ્યાજબી ઉત્કટાઓને રાજકર્તા પક્ષની કડકાઈ વહોરીને પણ વાચા આપવાની શક્તિ ઊલટાની આ વખતે ઘસાએલી દેખાય છે વિરોધપક્ષ ગામના છેવાડેના કૂવો, વાડો કે વાસ બનીને લોકસભામા રહે તેથી દેશનુ શુ વળે?

ત્યારે જમણે હાથે સત્તાધારી કોગ્રેસ પક્ષના ગજેન્દ્ર અને ગજરાજોની હરોળ અકબધ હતી બીજી હરોળના દળોમા નવુ લોહી સીચવાની વાત થઈ હતી લોહી કેટલુ નવુ ને તાજુ હશે તે તો રામ જાણે' ભોળા માણસો ન પણ સમજે કે ઊડા રાજકારણના ગણિત કાઈ દેશી હિસાબ એક વખત વાચ્યેથી ઉકલે નહી પાર્લામેન્ટમા નવુ લોહી પૂરવાની વાત અગે વ્યવહારમા એવો રસ્તો પણ કઈક અશે કઢાયો હતો કે નવુ એટલે નવુનકોર જ હોવુ જોઈએ તેવુ કોણે કીધુ? 'જૂનુ' નહી એટલે આપોઆપ 'નવુ' જ ગણાય ને? 'નવા' નાડીમા ધારાસભામાથી

ઉંચકીને પાર્લામેન્ટમા બેસાડાએલા પણ ગણાયા છે પાસઠ વર્ષના પાપ્ટ સજ્જન નવજવાન સંઘ કયારેક ચલાવતા હોય છે તેમ' હવાનો નાખતા આવડે તો ખતવણી સાચી જ ઠરે'

રાજસભાના ગળપણ'નુ તો—લોકડાનાયે ખર્ચ વગર મનદારોના મેળ।રોણા સાભળ્યા વગર પાછ બાના દરવાજેથી પાર્લામેન્ટમા પ્રવેશવાનુ ગળપણ—વિરોધપક્ષને પણ ઘેન ચડે જ ને' સત્તાપક્ષ હારેલાને, ગેતરી ગએના ગલગઆને, પેન્શન ખાતા નિવૃત્ત ગવર્નરો એનચીઓ અને સનદી અમલદારોને પાળ વાના 'ધરડાઘર' તરીકે રાજસભાનો ઉપયોગ કરે છે એવો વિરોધપક્ષનો કકળાટ હવે સાભળના નહી મળે' ગળપણનુ ઘેન! ગોવર્ધન પહાડની જેમ આગગીને ટેરવે ભારતને ઊચકવા માગના જનસઘના લોકસભામાના નેતા અતનબિહારી બાજપેઈ પણ ચૂટણીની હારની ધૂળ હસતા હસતા ખ ખેરીને છાનામાના રાજ સભામા આવી ગયા'

બ્રિટિશ રાજપુરુષે સાચુ કહી નાખ્યુ હતુ કે જુવાનીમા જે ક્રાતિકારી બન્યા ન હોય અને તોડ ફોડના ઉધામા ચાખ્યા ન હોય તે જુવાન જ નહી અને આધેડ વયે જે ઠરેલ ન બન્યો હોય તેનુ તો મ।જ જ શુ નુકસાની છે તે જોવા તપાસવુ રહ્યુ યે કસભા ને રાજસભા દ્વારા આ જુવાન—આધેડનો મગ સાચવવાનો લોકશાહીનો પ્રયાસ છે રાજસભા ઘણુ ઘણુ ન્ગી શકે જો દૃષ્ટિ સરતો સામાન સઘર વાની ન હોય તો

રાષ્ટ્રપતિ ડા રાજેન્દ્રપ્રસાદ પણ કિસ્સરી જીવન રમ અને વાકાબોની આજની દુનિયાવાળી કળની સમજણથી છેતોછન એવા ડા રાધાકૃષ્ણન્ માટે મા ર્ગ મોકળો કરીને રાષ્ટ્રપતિભવનમાથી ચાલ્યા આજ સુધી રાષ્ટ્રપતિભવનમા સભગાની રામાયણ ચોપાઈની જગ્યાએ એમની ખાસ ખાસિયત મુજબ વહાલનો ધર્મો માગીને રાધાકૃષ્ણન્ નેહરુને એના કામ વિષે કેટલાક મૌલિક છપાઓ સભળાવશે

રાધાકૃષ્ણનમા દ્વા–જૂનાનો ગરવીનો ઘાટ છે દુન્યવી દુનિયા અને આશાના સ્વર્ગ બન્નેની સમજણ છે રાજેન્દ્રબાબુની બાબતમા નેહરુને સમોવડીયાનો સકોચ હતો રાધાકૃષ્ણન્ કોગ્રેસમેન તો નહી ત્રાહિત પટ ગજે ઊતરે એ તો સામાન્ય અનુભવની વાત છે રાષ્ટ્રપતિ રાધાકૃષ્ણન્ પાસેથી પક્ષ કરતા દેશ અને દેશ કરતા ઇતિહાસ ઘણી મોટી આશાઓ રાખવાનો છે રાષ્ટ્રપતિ અને વડાપ્રધાન બન્ને સ્થાનોનો ચિંતા બોજ વેઠારવાની ઘડી પણ એમને આવે! એક, બે, ત્રણ !

છેક ગાધીજી હયાત હતા ત્યા સુધી જવાહરલાલજી એકધારા એક સ્વરૂપે સૌને ખેચતા રહ્યા હતા—ક્રાતદર્શી, મોહક યૌવનમૂર્તિ તરીકે વડાપ્રધાન બન્યા પછી એ મોહક ચેતનમૂર્તિ તો રહ્યા જ પરતુ અશોક અને ગૌતમના વિજયમદ વેરાગ્યની છાયા નીચે પ્રખર સમન્વયવાદી તરીકે પણ તેઓ દેશના અનેક બજો અને વિશ્વના ઉ માપાતો વચ્ચે પકાયા દુનિયાના એક પૂછવા-કારવવાના ઠેકાણા તરીકે જવાહરલાલ નેહરુને પોતાને વડાપ્રધાન નેહરુનુ સૌથી વધુ આકર્ષણ રહ્યુ બનવાજોગ છે કે એમની છેક ઉત્તરા વસ્થામા નેહરુ એમનુ ત્રીજુ—તીવ્ર આધ્યાત્મિક સ્વરૂપ પ્રગટ કરે એનાથી સારા સમાચાર તો બીજા કયા હોઈ શકે? પરતુ એવી જે બીક" લાગે છે તેનો પણ ખુલાસો કરી દઉ

રસમને પૂજવા માટે નવી પાર્લામેન્ટ ખુલ્લી મુકતા રાષ્ટ્રપતિએ પ્રવચન કર્યુ—અથવા તો પ્રધાનમડળે લખેલુ ભાષણ રાષ્ટ્રપતિને મોઢેથી વચાવડાવ્યુ (નીતિના વિધાનો ને ઠરાવો ઘડવાનુ હમેશા પોતે જ રાખનારા જવાહરલાલજી હવે મેનનને એ કામ સોપે છે) પછી લોકસભામા ને રાજસભામા રાબેતા મુજબ ચર્ચાઓ થઈ એમા ઝાઝેરી વિદેશની વાતો- ચીન કાશ્મીર નેપાળ— વિષે તો બીજે અવસરે સુવાગ લખવુ પડશે પરતુ આપણા ઘરની સુદ્ધાની વાતોમા ત્રણ ટાકવા જેવી છે (૧) લાચરુશ્વતની હાલાકી (૨) વહીવટના માઝા મુકતા પથારાનો બોરો કે ઉડાઉ ખર્ચ અને (૩) અમલદારોની ઊંચી કમાણી (કમાણી=પગાર+સગવડ+વિવેક પગાર એમને સરકારે બાધેલો દરમાયો સગવડ જેવી કે મન ફાવે તેવા પ્રવાસો ભાડા ભથ્થ

વગેરે વગેરે. વિવેક એટલે છોકરાંઓને વિદેશ લઈ જતી ખાનગી રકોલરશીપો, ભાઈ-ભાંડુઓને મીઠી મધ જેવી વેપાર-ઉદ્યોગ તરફથી નોકરીઓ અને તેથી આગળ.) વડાપ્રધાનની હવે આધ્યાત્મિક બની રહેલી સચ્ચાઈ અને સારપ-ખાનદાનીએ તો નવી પાર્લામેન્ટમાં એવું થરાતન બતાવ્યું કે બધાના મોઢાં સિવાઇ જાય. લાંચ-રુશ્વતની શેની વાત કરો છો? મોટા તો લેતા જ નથી. દુનિયા આખીમાં લાંચ લેવાય છે તેનાથી અહીં સાવ ઓછી લેવાય-દેવાય છે. વળી આપણો દેશ ગરીબ છે એ ન ભૂલી જાવ! નેહરુના આ શબ્દો તે દિવસે લોકસભામાં સાંભળનારને સ્તબ્ધ કરી દેના હતા. એક વાર નહીં પણ સો વાર સાચું કે વડાપ્રધાનને લાંચ આપવા કોઈ કદી ગયું નથી—જો કે વડાપ્રધાનના અને દેશના હાથ મજબૂત કરવા માટે નેહરુ પર હાથ રાખનારા ઉદ્યોગપતિઓ અને બીજાઓ પડ્યા છે. ત્યારે પ્રધાનોથીયે લાંચ ન લેવાય, જો કે લાચ વગર કામ કેટલીક વાર ન પતે તેની સાક્ષી નેહરુ સાથે બેસતા પ્રધાનોએ જાતઅનુભવે મને સુણાવી છે ખરી. પરંતુ લાંચનો ઊહકારો કોઈથી નીકળી જાય તો નેહરુ ઉતરડી શાના લે છે?

અમલદારો કંઈક ઓછું લે-પગાર ઘટાડે-એમ બની શકે તેમ છે તેમ પૂછાયું તો એમના મોમાંથી અરેરાટી નીકળી ગઈ કે બિચારા માંડમાંડ પુરું કરે છે! અને દૂદકે ને ભૂસકે વધી રહેલા વહીવટી ખર્ચ (કેટલીક વાર તો ૬૭ ટકા)માં કંઈ કરકસર? તો કહે કે સરકારી અમલદારો બિચારા કામના ગંજને (કે ફાઈલોના ગંજને અને મોંઘા પ્રવાસોમો અને મિટિંગોની આગતાસ્વાગતાના ગંજને?) માંડમાંડ પહોંચી વળે છે!

નેહરુ ભૂલી તો ન જ ગયા હોય કે કરાંચી કોંગ્રેસે સ્વરાજમાં પાંચસોના પગારનો ઠરાવ કર્યો હતો. સ્વરાજ જીતવા માટે એ જુસ્સો આવશ્યો જરૂરી હતો તો સ્વરાજ ચલાવવા માટે આવો જુસ્સો કદાચ વધારે જરૂરી છે.

ઘણાને થતું હશે કે નેહરુ આમ કેમ વર્તતા હશે?

મારો જવાબ આ છે. ભાઈ એ તો નેહરુ છે! એવા ગુલાબી ખાનદાનીના એ માણસ છે કે સ્વાભાવિક જ નિંદા અને કુથલીની તેમને ભારે ચીડ છે. લાચ-રુશ્વતની વારંવારની વાત તેને નિંદા અને કુથલી જ લાગે છે! બીજી નેહરુપ્રકૃતિ એ કે બેલ બેલ કરનારા પર પણ નેહરુનો ખોફ હોય છે. અને અમલદારોના ભારે પગાર કે લાંચની સતામણીની ફરિયાદ કરનારા તેને મન બોલ બોલ કરનારા જ છે.

નેહરુના મનની ત્રીજી વાત: એ હાથે લાચ ખવડાવનારા અને વહીવટી તંત્રને બગાડનારા પણ લાંચ રુશ્વતની કાગારોળને મોખરે ક્યારેક હોતા હશે. એનો ભારે સંતાપ તેમને હોય છે.

પરંતુ મોઘવારી ભથ્થાંની જેમ લાંચ-રુશ્વતને પણ આ ગરીબ દેશ માટેના કાયમી ભથ્થાં તરીકે સ્વીકૃતિ ન અપાઈ જાય તે જોવાનું રહે છે. ખમતીધર માટે તો એ હિસાબ-કિતાબની માંડવાળનો જ સવાલ હશે. પરંતુ ગરીબ દેશમાં ખમતીધર ઝાઝા ન હોય તે પણ સાથે સાથે યાદ રાખવું પડશે.

*



**આત્મિક સાહચર્ય:** લે૦ ડૉ સર્વપલ્લી રાધાકૃષ્ણન
અનુ૦ ડૉ જ્ઞાનવતી દરબાર
પ્રકા રંજન પ્રકાશન, નવી દિલ્હી
મૂલ્ય ૧-૫૦, પૃ૦ ૬૩

અમેરિકામા હાર્વર્ડ યુનિવર્સિટી ખાતે હાર્વર્ડ ડિવિનિટી સ્કૂલમા વિશ્વધર્મ અધ્યયન કેન્દ્રનુ ઉદ્ઘાટન થયુ તે પૂર્વે ત્યા અપાયેલા Fellowship of the spirit નામક વ્યાખ્યાનનો આ હિન્દી અનુવાદ છે અનુવાદિકા બહેન જ્ઞાનવતી રાષ્ટ્રપતિના અગત રમા લામા છે અને ખૂબ વ્યસ્ત રહે છે છતા જ્ઞાન-વિજ્ઞાનની અનેક શાખાઓમા જીવત રસ ધરાવનારા હોય એવુ તાજેતરમા એમના ત્રણ ગ્રથો જોતા લાગ્યા વિના રહેતુ નથી પ્રસ્તુત અનુવાદ એવો તો સહજ થયો છે કે આપણે અનુવાદ વાચતા હોઈએ એવુ લાગતુ જ નથી પ્રસ્તાવનામા હજારીપ્રસાદજીએ જણાવ્યુ છે તે સાચુ જ છે કે ડૉ રાધાકૃષ્ણનના વાગ્વૈભવ અને પ્રવાહને ઇતર ભાષામા ઝીલવાનુ કામ ઠીક ઠીક કઠિન છે કારણ એમની ભાષા જેટલી પ્રવાહી છે તેટલી જ અર્થ-ગાંભીર્ય-યુક્ત પણ છે આ રીતે જોતા અનુવાદિકા બહેને જે સિદ્ધિ અનુવાદમા દાખવી છે તે પ્રશસ્ય છે

'આત્મિક સાહચર્ય'ના વિષય બાબત અમે અત્યારે કશુ કહેતા નથી, કારણ તે વિષયનો મુક્ત સક્ષેપ અમે 'વિશ્વરંજન'મા આપવાનો ઇરાદો રાખીએ છીએ
પરિચાયક

*

**ભારત કી ઝાંકિયા:** લે૦ ડૉ જ્ઞાનવતી દરબાર
પ્રકા૦ રંજન પ્રકાશન નવી દિલ્હી
મૂલ્ય પાચ રૂપિયા પૃ૦ ૨૫૭

અનેક સુદર ચિત્રો અને છબીઓથી ખચિત આ સુદર પ્રવાસ વર્ણન અનેક રીતે આવકારદાયક છે જીવનોપયોગી સાહિત્યમા પ્રવાસ-સાહિત્યને વિશિષ્ટ સ્થાન છે સાધનોના અભાવને કારણે જે લોકો પોતે પ્રવાસ-પર્યટન ન કરી શકતા હોય તેઓ આવા સાહિત્ય મારફત જ જ્ઞાન પ્રાપ્તિનો લહાવો લઈ શકે છે સાધન સપન્ન લોકો પણ આવા સાહિત્ય મારફત પ્રવાસ કરવાની દૃષ્ટિ અને સમજણ મેળવી શકે છે

આ પ્રવાસવર્ણનમા લગભગ ભારતના પ્રત્યેક પ્રદેશના દરેક દર્શનીય સ્થળની સવીગત માહિતી આપી છે આ માહિતીમા ભૂતકાળના ઇતિહાસની સ્મૃતિઓ કોઈ વાર જાગી ઊઠે છે તો ચાલુ વર્તમાનની નિર્માણપ્રવૃત્તિનો પમરાટ પણ તેમા જોઈ શકાય છે સાસ્કૃતિક, ધાર્મિક રાજકીય તથા આર્થિક ભૂમિકાને સામટા લક્ષમા રાખીને લખવામા આવેલ આ વિવરણ ખરે જ ભારતીય જનજીવનનુ સમગ્ર દર્શન કરાવે છે

લેખિકા બહેન રાષ્ટ્રપતિના અગત સચિવ છે રાષ્ટ્રપતિજી ની સાથે જ એમને ભારતના વિભિન્ન રાજ્યોની રાજકીય યાત્રા કરવાનુ બન્યુ અને સ્થળે સ્થળ તેમણે સૂક્ષ્મ અને ભાવપૂર્ણ દૃષ્ટિએ નિહાળ્યા આ બધુ જોઈને એમના હૃદયમા જે પ્રતિક્રિયા જાગી એનુ પરિણામ તે આ ગ્રથ છે

પુસ્તકને રોચક અને લોકોપયોગી બનાવનાર એક બીજી વાત પણ છે અહી પ્રત્યેક પ્રદેશના દર્શનીય અને મહત્ત્વપૂર્ણ સ્થળોના ચિત્રો પણ વર્ણન સમેત આપવામા આવ્યા છે સાથોસાથ વળી જે તે પ્રદેશના સાસ્કૃતિક આર્થિક અને ભૌગોલિક મહત્ત્વનુ બયાન નકશા સહિત અહી આપ્યુ છે આ બધા મળીને કુલ અઠીસો ચિત્રો થવા જાય છે

ખરે જ આ એક ઉપયોગી પ્રકાશન છે અને અમે તેને આવકારીએ છીએ
'પરિચાયક'

*

**રામલો રોબિનહુડ':** ચુનીલાલ મડિયા
પ્ર૦ હરિહર પુસ્તકાલય સુરત
કિં૦ ૨-૫૦

પ્રસ્તુત પ્રહસનનુ વસ્તુ રાજ્યસસ્થા—લોકશાહી ઢાચાના સુખવટાવાળી—અને તેના ચાલકોની વિશિષ્ટ સ્થિતિ વેળાની ગતિવિધિ છે લોકશાહી રાજ્ય વ્યવ

સ્થામા સેવક નેતાઓ પોતાનુ સ્થાન સ્થિર સ્વસ્થ રાખવા વાસ્તે લોકસમસ્તનુ અને જીવનમૂલ્યોનુ ય તે કેવુ લીલામ કરે છે તે લગભગ હકીકત કહી શકાય તેવી બાબતનુ કાર્ડિક અત્યુક્તિભર્યું અને હાસ્ય પ્રધાન વર્ણન આ નાટકમા છે પાત્ર પ્રસગ અને વિચારના નેરડા ભેળાપણાનો લાભ લઇને લેખક આખીયે કૃતિને આદિથી અત લગી રોચક અને રસિક બનાવી શક્યા છે તેથી વાચક હાસ-ઉપહાસમા તરબોળ થઈ જાય એટલી હદે તે અસરકર્તા ય માલૂમ પડી છે

શ્રી મડિયાની રાજખટપટની અને રાજદ્વારી પુરુષોની કામગીરીની વિગતજાણ ઘણી ઊંડી અને અસલ છે એમ તો આ વાચ્યા પછી જાણકારો કબૂલ કરશે જ પણ મુખ્ય ક્સબ તો અમને એ *જાણ-માહિતીનો જે રીતે વિનિયોગ તેઓએ કર્યો છે* તેમા લાગ્યો છે પાત્ર ઘટના-સ્થિતિ અને વિચાર-વલણ આ ત્રણે બાબતો એકદેહી અને એક મદ્રાવાળી હોવા છતા પાત્રો જેમ હાસ્ય (કરીકચર) છતા વાસ્તવ જીવનની ઝાખી કરાવનારા ચિતરાયા છે તેમ ઘટના સ્થિતિ પણ કેવળ અત્યુક્તિપૂર્ણ અને કદાચ અસભવ દેખાવાની જણાય તેવી હોવા છતા તે અપ્રતીતિકર કે કલ્પનાતીત છે તેમ કહેવાની હિમત જાણકારો ભાગ્યે જ કરે એવી હથોટી અને પકડ તથા કથનકલા શ્રી મડિયાએ દર્શાવ્યા છે મુખ્ય વિચાર તો એ છે કે પ્રજાસેવાના ઓઠા હેઠળ સત્તાધારીઓ કેવળ જાત વિકાસ અને આપસ્થિતિરક્ષણ માટે જ જીવે છે અને એમા સાધક તે મિત્ર ને બાધક તે શત્રુ એવો ભાવ રાખે છે અને આખરપને તો આ પ્રતિની જીવનવિચારણાની ધર્મયુક્ત યથાર્થતા સાબિત કરવાને ય કેવા-કેટલા વલખા મારે છે તેનુ વર્ણન પણ અહી સારી રીતે મળે છે

એક સાહિત્યપ્રકાર લેખે પ્રહસન વિષેની મૂળભૂત બાબતોની સક્ષેપમા રજૂઆત કરતી શ્રી ઉમાશકર *જોશીની આ નાટકની પ્રસ્તાવના પ્રહસનાદિ વિ૨* ઉત્તમ માહિતી નિરૂપે છે એ એક કિંમતી ઉમેરણ ગણાય

આ પ્રહસન માટે શ્રી મડિયાને અભિનદન

વિવેચક

## જ્યારે વાઘ ઘાસ ખાવા લાગ્યા

વરસો પૂર્વેની વાત છે

ગોદાવરી નદીના કાઠે શાતપુરી રાજ્ય આવેલુ હતુ શાત રાજ્યનો રાજા ઘણો ધર્માત્મા એના રાજ્યમા મસ મોટા તપસ્વી મહાત્માઓ વસે આ તપસ્વીઓ નિત્યનિરતર સાધનામા જ લીન રહે એમની સિદ્ધિઓ ય એવી, બોલે તે જ કરે ભાખે તે થાય

આ મહાત્માઓમા એક એવા હતા કે જેઓ સિદ્ધિની બાબતમા તો પૂરા પાવરધા અને પહોચેલા ભારે ત્રેવડવાળા પણ તેઓ હતા વાક દેખા જેના તેના વાક ઘોક ને છીડા જ ગોત્યા કરે બીજાના અવગુણો જ જોયા કરે અને ગોખ્યા કરે આ વાત રાજા પાસે પહોચી કે ઋષિ ઘણા જ્ઞાની સિદ્ધ, પણ એક આટલો અવગુણ રાજાએ એમને કહ્યુ જો આપ નારાયણ મહારણ્યની ભૂમિને આપના ચરણોથી પાવન કરો તો ભારે અનુગ્રહ થયો કહેવાય ત્યાનુ લોક આપના દર્શન ઝખે છે

આ સ્વભાવપરિવર્તનનુ પરિણામ એ આવ્યુ કે વન પશુઓની સખ્યા ઘણી જ જલદીથી માડી વધવા હવે જગલમા તેઓ સમાઈ શકે તેમ રહ્યુ નહિ તેઓ તો મનુષ્યવસ્તીમા રહેવા લાગ્યા ને ખેતર મોલ મડ્યા આરોગવા!

મનુષ્ય વસ્તી ત્રાહી ત્રાહી થઈ ગઈ. તેમણે પોતાની આપદાની વાત રાજા પાસે મૂકી.

રાજાને તરત જ બધી વાતની સમજણ પડી ગઈ. ખુદ નારાયણ મહારણ્ય ગયા અને મહાત્માજીને પોતાની સાથે શાંતપુરી લઈ આવ્યા. વળી બધા મહાત્માઓએ શિવજીની સ્તુતિ કરી અને એમને એમનો નવો આદેશ પાછો ખેંચી લેવા પ્રાર્થના કરી. શિવજી માની ગયા. હવે પ્રાણીઓનો સ્વભાવ અગાઉ જેવો જ થઇ ગયો. થોડા વખતમાં જ પશુ વસ્તી પાછી જંગલમાં સમાઈ શકે તેટલી થઈ ગઈ.

આ બધાનું બીજું ય એક પરિણામ આવ્યું. એ મહાત્માજીએ બીજાઓનાં દોષો જોવા-શોધવાનું છોડી દીધું. પ્રકૃતિનો સુધાર કરવાની વાત જ તેઓ વ્યર્થ માનવા લાગ્યા.

મહાત્મા તો હરખભેર એ દૂર દૂરના વનપ્રાંત તરફ ઉપડયા. માણસો તો ત્યાં ચાલીસ-પચાસ જ, બાકી બધાં જાનવર

હવે, એ જાનવરો એક-બીજાને એવાં સતાવે કે કયારેક તો એક બીજાને ખાઇ પણ જાય. મહાત્માજીને તો જરા ય ગમ્યું નહિ. જાનવરોની બુરાઇ એમને ખટકવા લાગી છેલ્લે એમણે તો પશુપતિનાથ પાસે જઇને ધા નાખી. 'ભગવાન, વનપ્રાંતમાં વસવાટ કરતા આપના પુત્રોનો આ સ્વભાવ શું શોભે એવો છે? શું આપ એમને હિંસા કરવામાંથી રોકી શકો નહિ?'

ભાઈ, મહાત્માજીની વાત શિવજી ટાળે શી પેરે? જંગલના પ્રાણીઓનો સ્વભાવ તો ભારે વિચિત્ર રીતે બદલી ગયો. જાણે જાદુ થયો. હવે તો સિંહ વાઘ ઘાસ ખાવા લાગ્યા. ચિત્તા, રીંછ, વરુ બધાં સાવ શાકાહારી બની ગયાં. અરે, પંખીઓએ સુદ્ધાં કીડી મકોડીનો આહાર કરવાનું તજી દીધું!

વૈષ્ણવજન તો તેને કહીએ,
જે પરદુઃખે ઉપકાર કરે.



# નાની બચત યોજના એટલે

ઉદ્યોગ ધંધાઓનો
વિકાસ
વધુ માણસોને રોજગારી

વધુ અનાજનું
ઉત્પાદન
શિક્ષણની વધુ સવલતો

ઉપરાંત

નાણાંનું સધ્ધર રોકાણ

રોકાણ ઉપર સારું વ્યાજ



## ગુલામ



અને આખરે એક દિવસ સેતાન પોતાની કામગીરીથી કંટાળી ગયો. તેણે નિશ્ચય કર્યો કે હવે તો સન્યાસ લઈ લેવો.

પછી તો એ એક પછી એક પોતાના ગુલામોને વેંચવા લાગ્યો. 'બુરાઈ,' 'ઈર્ષ્યા,' 'કલહ,' 'દર્પ' બધાને એક હરોળમાં ઊભા કરી દીધા!

સેતાનના ભક્તો મંડ્યા આવવા અને એક પછી એકને ઓળખી-પાળખી લાગ્યા ખરીદવા.

પણ આ બાજુ એક ઘણો જ જીર્ણ-શીર્ણ કુરૂપ ગુલામ ઊભો છે તેને કોઈએ ઓળખ્યો નહિ. અને ઓળખ્યો જાણ્યો નહિ તો પછી ખરીદે તો શાના? મોટું આશ્ચર્ય તો એ હતું કે એ ગુલામનું મૂલ બીજા તમામ ગુલામો કરતાં અદકું-જાજેરું હતું! આખરે એક સેતાન-ભક્તે હિંમત કરી પૂછી નાખ્યું: 'આ છે કોણ, મૂળે?'

'અરે, આ?' સેતાન મરક મરક હસતો બોલ્યો: 'આ તો છે મારો સહુથી વધુ વહાલો અને બધાયથી વધુ ઉપયોગી ગુલામ. ભાગ્યે જ કોઈને ભાન હશે કે આ તો મારો ડાબો હાથ છે. એની સહાયથી જ તો હું ભારે સરળતાથી લોકને મારા સકંજામાં લઉં છું. ન ઓળખ્યો? હજી ન ઓળખ્યો?' સેતાન અટ્ટહાસ કરતો બોલી ઊઠ્યો: 'આ નિરુત્સાહ છે, નિરુત્સાહ!'

[ આલ્બેર કામૂના એક કથાનક પરથી ]

# વૈષ્ણવજન



વર્ષ ૧ : ('પ્યારાબાપુ' વર્ષ ૧૫) : : અંક ૩ : સળંગ અંક ૧૭૧ : જૂન : : ૧૯૬૨

## અનુક્રમ



*

સંપાદક : નવીન ગાંધી

પ્રકાશક અને મુદ્રક : ધીરેન ગાંધી • રૂપાયતન મુદ્રણાલય • જૂનાગઢ

### સૂચના

(ગ્રાહકોને)

દર માસની બારમી તારીખે અંક પ્રસિદ્ધ થાય છે

પંદરમી સુધીમા અંક ન મળે તો પોસ્ટ ઑફિસમા તપાસ કર્યા પછી કાર્યાલયને જણાવવુ અંક સિલિકમા હશે તો મોકલાશે

ગમે તે મહિને ગ્રાહક થઈ શકાય છે

* * *

આ માસિકમા પ્રસિદ્ધ થતા વિચારો જે તે લેખકોના છે સંસ્થા તે વિચારોમા સંમત છે જ તેમ માનવુ નહિ

*

(લેખકોને)

'વૈષ્ણવજન'મા સંસ્કૃતિ, ધર્મ, શિક્ષણ અને સાહિત્ય વિષયક લખાણો લેવામા આવે છે

લખાણ સાફ મૌલિક તાજુ હોય એવી અપેક્ષા રહે છે કાગળની એક બાજુ શાહીથી લખવુ

સામાન્ય રીતે કૃતિના સ્વીકાર બાબત પખવાડિયામા જવાબ આપવામા આવે છે

પ્રસિદ્ધ થનેલી સામગ્રીની એ કૃમી ત્સ સાથે અંક અને યોગ્ય પુરસ્કાર પ્રસિદ્ધિ પછી અઠવાડિયામા લેખકોને મોકલાય છે

**લવાજમ**

દેશમા (વરસનુ) છ રૂપિયા

પરદેશમા બાર શિલિંગ

વૈષ્ણવજન, રૂપાયતન, ગિરિતળેટી

જૂનાગઢ


યોગસ્થઃ કુરુ કર્માણિ સઙ્ગં ત્યક્ત્વા ધનંજય।
સિદ્ધ્યસિદ્ધ્યોઃ સમો ભૂત્વા સમત્વં યોગ ઉચ્યતે॥

વૈશ્વવજન



ઉદ્ધરેદાત્મનાત્માનમ્

પીડ પરાઈ

# ત્રાયતે મહતો ભયાત્

મકરન્દ દવે

બાવા અબ્રામ યહૂદીઓનો આદિ વડવો. જેટલો જોરાવર એટલો જ જિગરનો મુલાયમ. હાથ જાણે લોઢાના તો હૈયું મીણનું. પારકું દુઃખ કે વિપદ દેખી ઓગળી-પીગળી જાય. અને એટલે તો અબ્રામ ભગવાનનો બારે માનીતો. અબ્રામ જેવી જ તેની સ્ત્રી સારાહ પણ ભલી-ભોળી. બંને ખુલ્લા મેદાનમાં તંબૂડીઓ બનાવી રહે. ઢોરઢાંખર ચરાવે. અને પોતાને ત્યાં આવી ચડે તેની મન મૂકીને મહેમાનગત કરે. એકવાર ભગવાન પોતે જ આવી ચડ્યા.

બપોરનો વખત હતો. અબ્રામ પોતાની તંબૂડીમાં બેઠો બેઠો ઝોકાં ખાતો હતો. ત્યાં અચાનક આંખ ખોલી જુએ છે તો સામેની ખજૂરીની છાયામાં ત્રણ જણ ઊભેલા. તેમાં યે વચલા પુરુષના ચહેરા પરથી તો તેજતેજના ફુવારા ઊડે. અબ્રામ ઓળખી ગયો. ભગવાન અને તેમના ફિરસ્તા સિવાય આવા નૂરાની ચહેરા કોઈના ન હોય. અબ્રામ દોડ્યો. ભગવાનના ચરણમાં પડી કહે: 'આવ્યા મારા નાથ! આવી આછી-પાંખી ખજૂરીને છાંયે ઊભા ન રહેવાય, મહારાજ! આવો, આવો, આ ગરીબની તંબૂડી હવે પાવન કરો.'

પણ ભગવાન જરા ઉતાવળમાં હતા. કહે: 'અબ્રામ, આ બાજુ નીકળ્યો'તો. તારી ભક્તિ જોઈને તને દર્શન દીધા વિના ન ચાલ્યું. પણ હવે હું જઈશ. મારે બહુ અગત્યનું કામ છે.'

અબ્રામ એમ ભગવાનને છોડે? આડા હાથ દઈ ને ગળાના સોગન ખાઈ તેણે કહ્યું: 'પ્રભુ, રોટલો ને છાશ ખવરાવ્યા વિના હું તમને કોઈ કાળે જવા નહીં દઉં.' અને પછી સારાહને બૂમ પાડી કહ્યું: 'સારાહ, પ્રભુના પગ ધોવા જલ્દી પાણી ગરમ કરી લાવ. ઊની ઊની રસોઈ ધમકારે બનાવી દે! જો તો ખરી! આપણે ત્યાં પ્રભુ પધાર્યા.'

સારાહના હરખનો પણ પાર ન રહ્યો. જલ્દી જલ્દી ઘંટી ફેરવીને તેણે તાજો આટો દળી લીધો. ટપાકે રોટલા ટીપી નાખ્યા. શેડકઢાં દૂધનાં છાલિયાં ભર્યાં. ખજૂરના ગોળનો રવો તૈયાર રાખ્યો. પાણીના કળશા ભરી ને પાટલા નાખી એ તો ગાતી જાય:

'અચો મુંજા પીર સચ્ચા, રંધ તા રંધાણી,
રંધ નાં રંધાણી, પત્રાં માંઢી પ્રીત્યુંના પાણી રે – અચો મુંજા પીર સચ્ચા.'

ભગવાન તો આ પ્રેમ, આ હુલાસ, આ ઓળઘોળ થતી આવભગત આશ્ચર્યથી જોઈ રહ્યા. સારાહે ભગવાનનાં ચરણ પખાળ્યાં ને વિના વિલંબે તેમને જમવા બેસાડી દીધા. પહેલો કોળિયો લેતાં તો ભગવાનને અમૃતનો આસ્વાદ પણ આની પાસે કુચ્ચા લાગ્યો. ઘડીભર સ્વર્ગ ભુલાઈ ગયું. કાઠિયાવાડના એક મહેમાનભૂખ્યા આદમીએ કહ્યું છે તેમ:

'કાઠિયાવાડમાં કો'ક દી, ભૂલો પડ ભગવાન,
અને મારો થા મેમાન, તો તને સરગ ભુલાવું સામળા!'

આવી પ્રેમભીની પરોણાગતથી ભગવાન કદાચ સ્વર્ગ ભૂલી જાય પણ પોતાની ફરજ ભૂલે એવા નથી. એટલે તેમણે ઝટપટ ભોજન પતાવ્યું. અબ્રામ ને સારાહને અઢળક આશીર્વાદ આપ્યા. અને સોદોમ શહેરની દિશામાં માર માર કરતા ચાલી નીકળ્યા. થોડે દૂર સુધી અબ્રામ ભગવાનને વળાવવા ગયો.

સોદોમ ભણી નજર કરતાં જ ભગવાનની ભ્રૂકુટી ચડી જતી હતી. આંખથી અંગારા ઝરતા હતા. અને ભિડાયેલા હોઠ પુણ્ય પ્રકોપથી વારેવારે કંપી ઊઠતા હતા. ભગવાને અબ્રામને અંતરની વાત કરી:

'સોદોમ અને ગમોરાના શહેરીઓનો પાપનો ઘડો ભરાઈ ચૂક્યો છે. સાતમા આસમાનને ભેદીને તેમની રાડ મારે કાને આવી છે. આ બંને નાપાક શહેરોને હું ભસ્મીભૂત કરી નાખીશ. એક ઈંટ ઉપર બીજી ઈંટ નહીં રહેવા દઉં. મારો ઉગ્ર ન્યાયદંડ તેમણે હજુ જોયો નથી એટલે જ આ પાપીઓ ફૂલ્યા ફરે છે.'

ભગવાને ઝડપ વધારી અને અબ્રામને કહ્યું: 'અબ્રામ, તું હવે પાછો જા. તારું કામ મોટી થતું હશે ને સારાહ વાટ જોતી હશે.'

સોદોમના સત્યાનાશની આગાહી સાંભળી અબ્રામનું કાળજું ફફડી ઊઠ્યું. તે પાછો જવાને બદલે ભગવાનની તદ્દન નજીક આવ્યો ને ગળગળા સાદે બોલ્યો:

'પ્રભુ, સોદોમમાં બધા જ કાંઈ પાપી થોડા હશે! એમાં પચાસ જણ સારા નહીં હોય! અને હરામખોરોની જમાત ભેળા આવા સાચદિલ ને સાફદિલ પણ હોમાઈ જાય તે કાંઈ ચૌદ બ્રહ્માંડના ધણીનો ન્યાય કહેવાય?'

આ સાંભળી ભગવાન ઊભા રહી ગયા. અબ્રામને ખભે હાથ મૂકી બોલ્યા: 'સોદોમમાં પચાસ સારા માણસો હશે તો તેમને ખાતર હું સોદોમને જતું કરીશ, જા!'

પણ અબ્રામ આઘો ન ખસ્યો. તેણે ભગવાનને ચરણે પડી કહ્યું: 'પ્રભુ, હું તો તમારા પગની રજ પણ નથી. એક માટીના ઢેફાથી યે હું નાચીઝ છું, નાથ! પણ બે વેણ કહું તો બેઅદબી માફ કરશો. એ પચાસ સારા માણસોમાંથી પાંચ જ ઓછા હશે તો પણ તમે સોદોમને ખાખ કરી નાખશો?'

ભગવાને કહ્યું: 'ભલે, પિસ્તાલીસ જેટલા નેક ને પાક આદમી હશે તો હું સોદોમનો સંહાર નહીં કરું.'

અબ્રામે અત્યંત નરમાશથી પૂછ્યું: 'અને પ્રભુ, એવા ત્રીસ આદમી હશે તો?'

'તો પણ એમને લીધે હું સોદોમને કાંઈ નહીં કરું.'

અબ્રામને હવે હિંમત આવી. તેણે વળી પૂછ્યું: 'પ્રભુ, એવા વીસ માણસો મળે તો એ બીજા ભેળા બળીને ભડથું થઈ જશે?'

'નિર્દોષ ને નિષ્પાપ વીસ માણસો મળે તો આખા સોદોમને ઊની આંચ નહીં આવે.' ભગવાને અબ્રામને આશ્વાસન આપતા કહ્યું.

અને પછી અત્યંત લાડથી મરક મરક હસતા અબ્રામે ભગવાનને વિનવણી કરી: 'અને પ્રભુ, દશ!'

માનવજાત પ્રત્યેની અબ્રામની અપાર કરુણા જોઈ ભગવાન પણ હસી પડ્યા. તેમણે પ્રસન્ન થઈ કહ્યું: 'જા, એ દૈવતવાળા દસને ખાતર પણ આખું સોદોમ ઊગરી જશે'

આટલું કહી ભગવાન વીજળી વેગે સોદોમની દિશામાં અદશ્ય થઈ ગયા. અને એ વિશાળ શહેરના આભઊંચા મિનારા પર નજર નાખી અબ્રામે કહ્યું:

'ઓ સોદોમનાં શહેરીઓ! તમારામાંથી દસ તો માઈના પૂત નીકળો! માનું ધાવણ ન લજાવે એવા દસ ધરમીવીરની પણ તમારામાં ખોટ પડી ગઈ? વધારે નહીં, હજારોમાંથી દસ જ હાડસાચા આદમી હશે તો તમને બચાવવા માટે એ બસ થઈ પડશે. અને એમાંથી પણ તમે ગયા તો તમારે બચવાની કોઈ બારી નથી.'

અબ્રામનો આ સાદ આજે પણ આકાશમાં ઘૂમરી ખાઈ રહ્યો છે. સાચને માટે જ્યાં મુઠ્ઠીભર માણસો પણ મેદાને પડે છે ત્યાં સર્વનાશની નોબત નથી બજતી. ધર્મનો એક છાંટો પણ માનવને મહાભયમાંથી ઉગારી લે છે. આજે પણ હવામાં આથડતો આવા અબ્રામનો આ અવાજ માનવ હૈયામાં ઝિલાશે ખરો?

# પ્રસંગ, પરિસ્થિતિ અને પ્રમાણ

કનક દેસાઈ

### શિક્ષણધોરણ

કેન્દ્રના શિક્ષણપ્રધાને પોતાના ખાતાની માગચર્ચા દરમ્યાન ઘણી વાતો કરી પણ દેશનું શિક્ષણધોરણ કેવું કથળતું ચાલ્યું છે તેનો ઇશારો સુદ્ધાં ન કર્યો એ ભારે આશ્ચર્ય ગણાય. અમે એ સ્વીકારીએ છીએ કે આમેય આઝાદી પૂર્વે આપણા દેશમાં શિક્ષણધોરણ મૂળે બીજીત્રીજી કક્ષાનું તો હતું જ પણ આઝાદી પછી તે ધોરણ ખૂબ જ ઉતરતું ચાલ્યું છે એ ઉઘાડી વાતને સાબિત કરવા કોઈ કમિશનની નિમણૂક કરવાની મુદ્દલ જરૂર નથી. ખાસ બગાડો તો આપણી માધ્યમિકશાળાઓ અને કૉલેજોમાં માલૂમ પડે છે. ડૉ. શ્રીમાળી પાસે આ વિષયમાં કોઈ સંતોષકારક જવાબ નથી જણાતો. તેમનું કહેવું એમ થયું કે જ્યારે આપણે શિક્ષણનું લોકશાહીકરણ કરીએ ત્યારે શિક્ષણધોરણ અનિવાર્ય રીતે ગબડવાનું જ. પોતાની આ સિદ્ધાંતસરણી ઠસાવવા તેઓ ઓક્સફર્ડ નિયમનો હવાલો દે છે કે શિક્ષણમાં સંખ્યાકીય વધારો શિક્ષણના ગુણધોરણને ભોગે જ થઈ શકે. આ જ માત્ર જવાબ હોય તો તે નહિ ચાલે. ઇતિહાસ આથી ઊલટા અનેક પુરાવાઓ રજૂ કરી શકે તેમ છે. બીજીત્રીજી વિદેશી યુનિવર્સિટીઓની વાત જવા દઈએ. ખુદ ઓક્સફર્ડનો ય હવે તો આ અનુભવ છે. ઘરઆંગણેનો જ દાખલો લઈએ તો દાક્તરી અને ઇજનેરી શાખાઓમાં સંખ્યાત્મક વધારો થયો છે છતાં આ ક્ષેત્રોમાં શિક્ષણ આપનારી સંસ્થાઓને ખાસ આંચ આવી લાગતી નથી અને એ શાખાઓ પોતાનું પૂર્વવત્ ધોરણ સાચવી શકી છે. કારણો સાવ સાદાં છે. પહેલું કારણ તો એ શિક્ષણધોરણ ઊતરતું ન જાય તે માટે સતત જાગરૂકતા રાખવામાં આવે છે. બીજું, દાક્તરી અને ઇજનેરી વિદ્યાશાખાઓની કૉલેજો નિયત ધોરણે જોઈતી માગ મુજબ ઊભી થતી જાય છે અને છેલ્લે એ પણ સાચું જ કે આવી સંસ્થાઓમાં પ્રવેશધોરણ સારી પેઠે ઊંચું રાખવામાં આવે છે. આનો અર્થ એ નથી કે પ્રવેશ કેવળ ગુણાત્મક કસોટીએ જ આપવામાં આવે છે, આનો અર્થ એ છે કે વિદ્યાર્થી ઓછામાં ઓછા અમુક ટકા માર્ક લાવી શકે તો જ પ્રવેશનો અધિકાર પામી શકે.

આ દેશના શિક્ષણતંત્રની નાકામિયાબીને છાવરવા માટે ઓક્સફર્ડનો અનુભવ કે દાખલો આગળ ધરવો એમાં ખાસ કોઈ ઔચિત્ય જણાતું નથી, કારણ તે આપણી અકુશળતાને વાજબી ઠરાવી શકશે નહિ. ઓક્સફર્ડમાં આવતો વિદ્યાર્થી ઉચ્ચ ધોરણના શિક્ષણથી સજ્જ હોય છે અને પ્રવેશધોરણ ગુણાત્મક રીતે ય ઊંચું હોય છે. ઓક્સફર્ડનું શિક્ષણધોરણ ગબડયું છે તે ડૉ. શ્રીમાળીનો ભય સાચો ન હોય તો તે આ કારણે. આપણે ત્યાં શિક્ષણના લોકશાહીકરણનો વિવેક કરવાની જરૂર છે. શિક્ષણના લોકશાહીકરણનો અર્થ છે સૌને શિક્ષણપ્રાપ્તિ માટે સમાન તક મળે તે. પણ તેમાં પ્રવેશઅધિકાર તો ગુણની અપેક્ષાએ જ હોય. શિષ્યવૃત્તિઓ તેને એનાયત થાય જેનું ધોરણ તો ઊંચું હોય જ, સાથે સાથે પોતાનો અભ્યાસ આગળ ધપાવવા માટે જેની પાસે સાધન ન હોય. મતલબ કે શિક્ષણનું લોકશાહીકરણ સંખ્યાકીય વધારો કર્યા વગર પણ થઈ શકે છે, જો ઉચ્ચ ધોરણ માટે સતત જાગતી ચોકી રાખતી હોય. ઊણી-અધૂરી સગવડોવાળી અને સજ્જતાવિનાની શાળાઓમાં ટોળાબંધ વિદ્યાર્થીઓને

તેમનુ ગુણપાત્રુ જોયા વિના કેવળ ધધાકીય દષ્ટિએ જ પ્રવેશ આપવામા નથી શિક્ષણનુ લોકશાહીકરણ સાબિત થતુ, ને નથી તો શિક્ષણનો ય તેમા જયવારો કોનડો સખ્યાકીય વિકાસ અને ગુણાત્મક સુધારણા વચ્ચે સમતાન સાધવા બાબતનો છે આ સમતાયના અભાવે જ મુશ્કેલીઓ ઊભી થાય છે

## સ્નાતકોત્તર શિક્ષણ

આપણે ત્યા સ્નાતકોત્તર શિક્ષણ ભણી જે જાતની દષ્ટિ છે તેવી બીજે ક્યાય નહિ હોય સ્નાતક થયેલ વ્યક્તિને જો એમ પૂછવામા આવે કે તમે શાથી આગળ અભ્યાસ જારી રાખ્યો તો તેના જવાબમા મોટા ભાગની વ્યક્તિઓ તો એ જ જણાવવાની કે અમે એથી સારો બીજો વ્યવસાય પામી શક્યા નહિ તેથી આ જુવાન વ્યક્તિઓ કોઈ સારો સોજો ઓ અનુકૂળ વ્યવસાય મળે તો તે જ સ્વીકારત પણ તેના અભાવે તેઓ વળી પાછા કૉલેજે જાય છે અને દર ધ્યાનમા અનુકૂળ વ્યવસાયની ખોળખોળ તો ચ ૧ હોય છે જ જેવી તેની પ્રાપ્તિ થઈ કે તેઓ અભ્યાસને રામરામ કરવાના આ તે કેવી વાત?

સ્નાતકો સ્નાતકોત્તર અભ્યાસ વેળા પોતાના વિષયો બદલે છે તે ય બીજી સૂચક હકીકત છે જે વિષય વધુ કમાઉ તેમા ધસારો વધારે ભાગ્યે જ એમ એ ઉપાધિ મેળવનાર વ્યક્તિ બે વરસ પછી પોતાના જ્ઞાનમા, સમજણમા કે આવડતમા વધારો કરી શકતી હોય વિજ્ઞાનશાખાઓમા સ્થિતિ છેક જ આવી નથી

યુનિવર્સિટી ગ્રાન્ટસ કમિશને ઠરાવ્યુ છે તેમ સ્નાતકોત્તર અભ્યાસક્રમમા પ્રવેશ મર્યાદા મૂકવામા આવે અને એમ એ માથી ત્રીજા વર્ગની નાબૂદી થાય તો આ ક્ષેત્રે સુધારો શક્ય અને ખરો

## શિક્ષણક્ષેત્રે અધેર

શિક્ષણક્ષેત્રે આપણા દેશમા કેવો ધબડકો બોલી રહ્યો છે એનો એક વિલક્ષણ દાખલો તાજેતરમા રાચી યુનિવર્સિટીના ઉપકુલપતિએ પૂરો પાડ્યો છે

રાચી યુનિવર્સિટીના ઉપકુલપતિએ સામે ચાલીને પત્રકાર પરિષદ બોલાવી બિહાર રાજ્યસરકાર અને યુનિવર્સિટી બાબત જે વીગતો રજૂ કરી અને નિવેદન કર્યું તે ચોકાવનારુ છે દુ ખ પણ ઉપકુલપતિએ કરેલી ફરિયાદોની યાદી લાગીનચક છે અને કોઈપણ સરકારી માણસને બેચેન કરનારી છે એમ લાગે છે કે રાચી યુનિવર્સિટીમા કોઈ વાતે પૂરી સગવડ નથી બિહાર અને પટના યુનિવર્સિટીમાથી જે શિક્ષકવર્ગ મોકલવામા આવ્યો હતો તે પણ બદલીની પેરવીમા પરોવાયો આ બધાનુ કારણ શુ છે? ગ નીમા શિક્ષણ અને સશોધન બે ય બાબતનો મૂળગો અભાવ છે આ સ્થિતિને વધુ વણસાડી શકે તેવી બાબત તો એ છે કે યુનિવર્સિટીને નિજી આવકનુ સ્વતત્ર કોઈ સાધન નથી અને સરકાર વધુ રકમ આપવા સાફ નન્નો ભણે છે'

ઉપકુલપતિએ અનેક દાખલાઓ ટાકીને બતાવ્યુ છે કે સુમારશાહીને લીધે શિક્ષણતત્ર કેવુ ગુચવાઈ ગયુ છે, અને યુનિવર્સિટી કેવી પગુ થઈ ગઈ છે એક જ દાખલો પર્યાપ્ત છે યુનિવર્સિટીના વિજ્ઞાન ભવનનુ બાધકામ જાહેર બાધકામ ખાતાએ સાત વરસ પૂર્વે આદરેલુ છે પણ હજી સુધી તે પૂરુ થઈ શક્યુ નથી' યુનિવર્સિટીને છાત્રાલય નથી, વિદ્યાર્થીઓનો ધસારો ઘણો છે અને તેઓને ભાડૂતી અને અગવડભર્યા સ્થળોમા વસવાટ કરવો પડે છે અને આવા સ્થળો આખા શહેરમા એક જગ્યાએ નથી એક અહી તો બીજુ છેક પેલે છેડે એમ વેરાયેલા છે છાત્રાલય બાધવા માટેનુ સ્થળ હજી શોધી નથી કરાયુ નથી અને તેથી તે કામ લટકી રહ્યુ છે આ બાબતમા હજી સુધી બિહાર સરકારે કશુ નિવેદન કર્યું નથી એ વાત પણ નોધપાત્ર છે

આપણે ત્યા દિનપ્રતિદિન શિક્ષણક્ષેત્રે કેવી કારમી અવ્યવસ્થા અને અગવડ પ્રસરતી જાય છે તેનો આ તો માત્ર એક દાખલો જ!

## ઇન્ડિયા લાઇબ્રેરી

દુનિયાના અત્યત સમૃદ્ધ પુસ્તકાલયોમા ય મોખરાનુ સ્થાન ધરાવનાર 'ઇન્ડિયા લાઇબ્રેરી'નો કોયડો આજ પદર વરસ પછી ય ઉકેલી શકાયો નથી એ વાત આપણે આપણી સરકાર અને સસ્કૃતિની બાબ

તમા કેવા નિરુત્સાહ છીએ તેનુ ઉદાહરણ તો છે જ સાથસાથે વાટાઘાટ અને વહેચણીની બાબતમા ય કુનેહ–આવડતનો આપણામા કેટલો અભાવ છે તે પણ દર્શાવે છે

હમણા જ લોકસભામા શ્રી હુમાયુન કબીરે ખાત્રી આપી કે ધીમે ધીમે આપણા દેશને ઇન્ડિયા ઑફિસ લાઇબ્રેરી સુપરત થઈ જશે આ ખાત્રી કયા આધારે અપાઈ છે તે આપણે જાણતા નથી પરતુ આ અગાઉની આ જ પ્રતની ખાત્રીઓનો વિચાર કરતા આને ઝાઝુ વજૂદ આપવાનો ઉત્સાહ થતો નથી આઝાદી આવ્યે ૫દર વરસ થઈ ગયા બ્રિટિશ સરકારને ભારતનો હકદાવો વજીવગીને સમજાવવા માટે આ સમય પૂરતો ગણાય. શરૂથી જ આ પ્રશ્ન વરિષ્ઠ કક્ષાએ જ છણાયો છે છતા ય આજે આટલા વરસ પછી પણ ભારત સરકારને આ વિષયમા પ્રગતિ થઈ રહી છે એમ જણાવવાથી વિશેષ કશુ જણાવવાનુ રહેતુ નથી એ કેવુ કહેવાય ?

શ્રી કબીર હવે જણાવે છે કે 'કોઈક સમજૂતી' પર વાત પહોચી છે આટલી વાટાઘાટો પછી પણ 'કોઈક સમજૂતી' આવતી જ હોય તો ઠીક છે પણ તેમની રજૂઆત એમ માનવાને પ્રેરે છે કે આ પ્રશ્ન ઉઘાડો રાખવાથી વધુ આ વિષયમા ભાગ્યે જ કશુ નક્કર પરિણામદાયી સાધી શકાયુ હોય. એટલે કે આ વિષય હજુ વાટાઘાટો માટે ખુલ્લો છે આ બાબતમા ધીરજ રાખવાનુ જ મુખ્યત્વે તો તેમણે સૂચવ્યુ આ વિષયમા પ્રજા ધીરજ રાખશે એવી બાંહેધરી આપવાપણુ નથી જ પણ આ મુદ્દો છણાતી વખતે તેઓ બ્રિટિશ સત્તાવાળાઓ સાથે પોતાની ય ધીરજનુ પ્રદર્શન ન કરે તો સારુ !

નોક્કસ સમજૂતી પર આવવાની બાબતમા પાકિસ્તાન નડે છે એમ કહેવાને કારણ નથી. પુસ્તકો અને ફનેનો દિલ્હી અને રાવળપીંડી વચ્ચે બન્ને પક્ષે મીજૂન જેવુ ધોરણ નક્કી કરીને બટવારો કરવો જોઈએ. વળી પ્રત્યેક દેશને અમારા જ અને અમારા જ્યા કે ફલાણાની માલિકીના નકો આવી શકાય

બ્રિટિશ સત્તાને સમજાવવુ જોઈએ કે કબજો એ કાયદો નથી

### અન્ન ઉત્પાદન સ્થિતિ

'અનભડારો અભરે ભર્યા છે, અનભાવો સ્થિર છે, આવુ તો આ દેશમા કદી ન હતુ '' લોકસભામા પોતાના ખાતાની માગણીઓ પરની ચર્ચાઓનો જવાબ વાળતુ જે પ્રવચન અન્નપ્રધાન શ્રી એસ કે પાટિલે કર્યુ તેનો આ સાર છે આવા જોરાવર અને બેધડક વિધાનો યુદ્ધસમયે લોકોની હૈયાધારણ ટકાવી રાખવામા ઠીક ઉપયોગી નીવડે. વિદેશીઓને આજી નાખવામા ય આ પદ્ધતિ સફળ થાય પણ સ્વસ્થતા અને શાન્તિના સમેતા મુજબના ગાળામા આ બધુ 'ઠીક છે, લ્હેર છે, હવે કયા કમી છે' એવી વૃત્તિમા ખપે તો નવાઈ નહિ જો સ્થિતિ આદર્શ જ હોય તો તેને સુધારવાને દાખડો કરવાની મુદ્દલ જરૂર નથી એ વાત સાચી પણ છે કે છેલ્લા બે વરસથી અન્નક્ષેત્રે સ્થિતિ સુધરી છે અમેરિકાની મદદથી મોટા અન્ન ભડારો પણ ઊભા કરાયા છે જેથી સામાન્ય સુતરી બને પણ છતા દેશનો અન્નકોયડો હલ થઈ ગયો છે એવી મુગ્ધ માન્યતા વાજબી નહિ ગણાય. એક જ મુદ્દો લઇએ ૧૯૬૧ ૬૨નુ અન્ન ઉત્પાદન ૧૯૬૦ ૬૧થી વધારે થવાનુ નથી. એમ એમણે જ કહ્યુ હવે આ હકીકત જાતે જ ચિંતાજનક છે અન્નઉત્પન્ન આજે ય વરસાદ–હવામાન ઉપર જ પૂરુ આધારિત છે પ્રગતિનુ ધોરણ જાતે જ ઘણુ અનિયમિત ધીમુ અને અવિશ્વસનીય છે શ્રી પાટિલ ખુદ કહે છે કે ૧૯૫૫–૫૭મા અન્નઉત્પાદન ૬૯ લાખ ટન—૧-૬૧- ૨મા હતુ તેથી માત્ર ૬૨ લાખ ટન ઓછુ—હતુ અને તેથી છ વરસ પરસ્પર દરમિયાન કુલ વધારો માત્ર ૫૬૨ ટકાથી ય ઓછો છે' આ ધોરણની સામે દેશે આજના ઉત્પાદન ધોરણમા ૧૯૬૫–૬૬ સુધીમા ૨૧ લાખ ટન ઉમેરો કરવાનો છે ત્રીજી પચવરસી યોજનાનુ લક્ષ્યાંક ૧૦૦ લાખ ટન છે અને તે ૬૬ ટકાએ પહોચે છે ૬ ટકાના સ્થિર ધોરણે અન્ન ઉત્પાદન વધી ગયુ છે એમ

જુઓ પૃ. ૪૨

# લાસ્ય-તાંડવનું રહસ્ય

સાંઈ

સ્નેહી ભાઈશ્રી,

નવરાત્રીના ઉત્સવ દરમ્યાન આપનો પત્ર આવ્યો અને આપે એમાં 'સૌંદર્યલહરી'ના એક ચુનંદા શ્લોકનું સ્મરણ કરાવ્યું એને હું મારું સદ્ભાગ્ય માનું છું. જીવનનાં 'ઉદયવિધિ' અને 'ઉદયસિદ્ધિ' માટે એ શ્લોક ધ્યાનમંત્ર સમો છે. આપે જે મુદ્દા ઉઠાવ્યા છે, તે પણ બહુ માર્મિક છે. પહેલા એ શ્લોકનો સામાન્ય અર્થ લઈએ અને પછી એની પાછળ રહેલાં સુંદર સંગત ધ્વનિને સમજવા માટે આપણે પ્રયત્ન કરીએ.

તવાધારે મૂલે સહ સમયયા લાસ્યપરયા
શિવાત્માનં મન્યે નવરસ મહાતાંડવનટમ્।
ઉમાભ્યામેતાભ્યામુદયવિધિ મુદ્દિશ્ય દયયા
સનાથાભ્યાં જજ્ઞે જનકજનની મજ્જગદિદમ્॥

'હે માતા! તારા મૂલાધાર ચક્રમાં લાસ્યનૃત્યમાં મગ્ન સમયા શક્તિ સાથે રહેલા અને નવરસયુક્ત મહાતાંડવ નૃત્યમાં કુશળ એવા આત્મારૂપ શિવને હું માથું નમાવું છું. સનાથ એવા આ બંને વડે જનક જનનીમય આ જગત ઉદયવિધિને અર્થાત્ ઉત્કર્ષને લક્ષ્યમાં રાખીને કૃપાપૂર્વક રચાયું છે.'

આ શ્લોકમાં જગતની ઉત્પત્તિ અને ઉદ્દેશને વ્યક્ત કરવામાં તો આવેલ જ છે, પણ એની પાછળ કેવી કૃપા, આત્મવિકાસની કેવી પરંપરા ને એને સાધતાં કેવાં પરિબળો કામ કરે છે એ તરફ પણ સૂચક ઈશારો કરવામાં આવ્યો છે. માણસ એનું રહસ્ય પિછાણે તો એના ઉત્કર્ષનો પાર ન રહે. આપે એને અંગે જે ત્રણ પ્રશ્નો પૂછ્યા છે તેનો જવાબ આપતાં આ શ્લોકનો ગૂઢાર્થ સ્પષ્ટ થઈ જશે એમ હું માનું છું.

આપના પ્રશ્નો હવે જોઈએ :

(૧) મૂલાધારમાં સમયા સહિત ભગવતીનું લાસ્ય-નૃત્ય–આમાં સમયા કોણ? લાસ્યનૃત્યનો પ્રકાર કયો? તે શરીરમાં કેવી રીતે થતો અનુભવાય?

(૨) આત્મારૂપ શિવનું મહાતાંડવનૃત્ય, ને તે નવરસયુક્ત–આમાં મહાતાંડવ નૃત્યનો પ્રકાર કયો? નવરસ કયા? અને નવરસ સહિત મહાતાંડવ નૃત્યની અભિવ્યક્તિ શરીરમાં કયા કયા પ્રકારે અનુભવાય?

(૩) આ બંને માતાપિતાની દયા વડે થતો ઉદયવિધિ કેવા પ્રકારનો હોય? ને જીવનરૂપ જગત-સર્જનમાં તેના પ્રતીતિ સાધક કઈ રીતે પામે?

ભગવતીનું પરમ સ્વરૂપ તો નિર્વિશેષ અને પરાત્પર છે. પણ મૂલાધારમા એટલે કે પૃથ્વી ચક્રમાં એનુ 'સમયા' સ્વરૂપે દર્શન થાય છે. 'સમયા' એ ભગવતીની એક શક્તિનુ નામ છે. અને સ્થળસમયના મર્યાદિત ક્ષેત્રમાં એ સવિશેષરૂપે દેખાય છે. 'સમયા'નું સાપેક્ષિક સ્વરૂપ ન હોય તો સ્થળકાળ રહે નહિ, સૃષ્ટિની ઉત્પત્તિ સંભવે નહીં અને ઉપાસનાના માર્ગનો કશો અર્થ રહે નહીં. એ જ રીતે પરાત્પર શિવસ્વરૂપને સમયા સામે તાલ મિલાવવા આત્મા તરીકે અહીં માનવામાં આવેલ છે. સમયા શક્તિનું એ અભિન્ન પ્રાણતત્ત્વ છે. અને એ બંનેને સનાથ એટલા માટે કહેવામા આવે છે કે એમનું અધિષ્ઠાન જેની અહીં સ્તુતિ કરવામાં આવી છે તે અજન્મા અવિનાશી અને કારણોની યે કારણ પરમાત્મશક્તિમાં છે. આ સમયાશક્તિ લાસ્યનૃત્યમાં મગ્ન છે. લાસ્ય એ નૃત્યનો લલિતમધુર પ્રકાર છે. સમયાશક્તિને આધીન સૂર્ય–ચન્દ્ર–તારા આકાશમાં તાલબદ્ધ નૃત્ય કરતા જાય છે. આ પૃથ્વીની ઋતુરમણા નિયમસર તાલ દેતી ઘૂમે છે. અને આપણા શરીરમાં શ્વાસો-

ઉચ્છ્વાસ ને રુધિરાભિસરણની ક્રિયા અનાયાસે એ તાલમા જ ચાલી આપની જાય છે લાસ્યની આ પ્રેરણાથી જગત અને જીવનનુ સૌદર્ય ને સગીત સર્જાય છે ભગવતીનુ આ 'હ્લાદિની' રૂપ છે અને પિંડે તથા બ્રહ્માંડે વિલસતુ દેખાય છે

પણ સમયાના હ્લાદિની સ્વરૂપ સાથે રુદ્ર શિવ સદાયે જોડાયેલા છે તે આપણે ભૂલી જઈએ છીએ. ગૌરીના લાસ્ય સાથે રુદ્રનુ તાડવ આ પૃથ્વીચક્રમા એટલુ જ પ્રબળ રીતે ચાલી રહ્યુ છે લાસ્ય જો શ્રીસહજ લાલિત્યનુ માધુર્યનુ અને મર્જનાત્મક સૌદર્યનુ નૃત્ય છે, તો તાડવ પૌરુષભરી પ્રચડતાનુ, ભીષણતાનુ અને કરાલ વિધ્વસનુ નૃત્ય છે સૂર્ય-ચદ્ર-તારાની નિત્ય ગતિ એક સવાદી સુંદરતા રચે પણ આવી, ઝઝા ધરતીકંપ અને ઘોડાપૂર ઘડીના છઠ્ઠા ભાગમા બધુ ખેદાન-મેદાન કરી નાખે જીવનના સૌદર્યથી આપણે મુગ્ધ બનીએ ન બનીએ ત્યા આગભભૂકતા નટરાજનો કઠોર પદાઘાત આપણા હૃદય પર પડવાનો જ સ્વજનના મિત નથી આપણી આખો હસી કીકે એટલુ જ એને અકસ્માત માદગી ને મૃત્યુના ઓળા જોઈ રડવુ પડે છે જિદગી અહી એક તરફ પાનેતર પહેરે છે ત્યા બીજી તરફ એને માટે પોત પણ વણાતુ હોય છે

આપણી આખો સામે આપણે દરરોજ આ લાસ્ય-તાડવ નિહાળીએ છીએ પણ એને પૂરી રીતે સમજવાનો આપણે પ્રયત્ન કરતા નથી લાસ્ય જોઈ લીલા લહેર તાડવ ભાગી કાળો કેર-આ બન્ને વચ્ચે જીવનરસ ખતમ થઈ જાય છે પણ લાસ્યનો મોહ અને તાડવનો તિરસ્કાર એ કાઈ જીવનની સાચી સમજણ નથી તાડવનો કઠોર ઠેકો આપણને લાસ્યના વધુ કોમળ વધુ સુદર અને વધુ મગલ સ્વરૂપનુ દર્શન કરાવવા માટે જ છે લાસ્યનુ બાહ્ય અને ક્ષણિક સૌદર્ય તો એના આતરિક અને શાશ્વત સૌદર્ય પાસે કાઈ હિસાબમા નથી ક્ષણિકનુ આવરણ ભેદીને તાડવ આ નિત્ય સૌદર્યની ઝાખી કરાવે છે આપણા જીવનનો ઉર્ધ્વવિધિ આ કઠોરરૂપા દ્વારા અભિપ્રેત છ આમન્ત્રિત છે ... ત્યા જ આમા અપાર્થિવ સૌદર્યની ઝલક આપણે પામી શકીએ અને તાડવના મૃત્યુજય પ્રહાર વિના સાચી 'સૌદર્ય લહેરી' આપણા જીવનમા જાગે નહી

આ શ્લોકમા સમયાના લાસ્ય સાથે ચાલતા શિવના તાડવનૃત્યને નવરસયુક્ત કહેવામા આવેલ છે એમા પણ એક મર્મિક સકેત છે નવનો આકડો પૂર્ણ મનાય છે તે નિર્વિકારી અને નિર્લેપ છે નવને ગમે તેટલા આકથી ગુણ્યા છે તો સરવાળો નવ જ આવશે નવમા ગમે તે આક ઉમેરતા છેવટે સરવાળો એ ઉમેરેલા આકડાનો જ આવશે અને નવ એ આમ નિત્ય નવીન હોવાથી અમર જીવનનુ પ્રતીક છે રાશિચક્રમા પણ આઠમા મૃત્યુસ્થાન પછી નવમુ સ્થાન ધર્મનુ આવે છે અષ્ટધા પ્રકૃતિના રાજ્યમાથી સનાતન ધર્મમા પ્રવેશતા માણસ મૃત્યુને તરી જાય છે નવધા ભક્તિ નવદુર્ગાની ઉપાસના, નવ નોરતાના ઉત્સવ પાછળ આ જ સકેત રહેલો છે નવરસમા પણ છેલ્લા શાત રસમા પ્રવેશતા લાસ્ય અને તાડવની પ્રતિક્રિયા રહેતી નથી અને માણસ પછી અખડ શાતિ અનુભવે છે લાસ્ય-તાડવ આ રીતે આપણને મૃત્યુમાથી અમૃતમા કેવી રીતે લઈ જાય છે તે આપણે નવરસ દૃષ્ટિએ હવે જોઈએ

રસ નવ છે શૃગાર હાસ્ય કરુણ વીર રૌદ્ર ભયાનક બીભત્સ અદ્ભુત અને શાત. એમા પહેલા ચાર લાસ્યના છે બીજા ચાર તાડવના અને નવમો શાતરસ આ લાસ્ય તાડવને સમરસપણે-સમભાવથી માણી શકીએ ત્યારે પ્રાપ્ત થાય છે લાસ્યમા આવતા દરેક રસ સામે તાડવમા આવતા રસની ક્રિયા-પ્રતિક્રિયા થતી રહે છે અને એના તીવ્ર અનુભવથી દૃષ્ટિ ખૂલી જાય તો આ આઘાત-પ્રત્યાઘાતમાથી જ જીવનનુ એક અપૂર્વ રસાયન નીપજે છે આ રસાયન પીતા મૃત્યુનુ રહસ્ય પામી શકાય છે અને માણસ મૃત્યુજય બને છે અનત માર્ગને ઓવારે કોઈ મદ તો કોઈ તીવ્ર વેગથી આ ધ્રુવ નિશાન તરફ ધપી રહેલ છે

લાસ્ય અને તાડવ-બન્નેના રહસ્યના રસ્તા ? જીવનને એના આપણને રસની એક નદી ને ...રસમકી

દષ્ટિ મળે છે દાખલા તરીકે શૃગાર રસનો સ્થાયીભાવ રતિ છે તો રૌદ્રનો સ્થાયીભાવ ક્રોધ છે ભગવાન શકરે કામદેવને કેવી રીતે ભસ્મ કરી નાખ્યો હતો એ રૂપક અહી યાદ આવ્યા વિના નહી રહે એ જ રીતે હાસ્યરસનો સ્થાયીભાવ હાસ છે તો સામે ભયાનકરસનો ભય ઊભો જ છે તાડવની એક રુદ્રતાથી આપણા તમામ હાસવિલાસ ઊડી જાય તેમ છે અને વૈરાગ્યમેવાભયમ્‌ની યથાર્થતા સમજાય છે કરુણરસનો સ્થાયીભાવ શોક છે તો સામે બીભત્સરસની જુગુપ્સા રહી છે સ્નેહીજનના અવસાન સમયે આપણે ગમે તેટલા શોકમા ગરકાવ હોઈએ પણ સાથે જ શબદહનની જુગુપ્સક ક્રિયા કરવી પડે છે અને વીરરસનો સ્થાયીભાવ ઉત્સાહ છે તો એ ઉત્સાહને ટાઢો પાડી દેતુ અનત બ્રહ્માડ અને મહાકાળનુ વિરાટ સ્વરૂપ ખડુ થાય છે અદ્‌ભુતરસનો વિસ્મયભાવ આપણને આશ્ચર્યચકિત અને અવાક્ કરી દે છે

માણસ આ બન્ને તત્ત્વોનો અનુભવ મેળવતો જાય એમ એની સામે દશ્ય જગતથી અદશ્યમા જડથી ચેતનમા મૃત્યુથી અમૃતમા લઈ જતી એક પછી એક દિશાઓ ઊઘડતી જાય છે અને સમ્યક દષ્ટિથી વિચાર કરે તો બાહ્ય ક્ષણિક અને સ્થૂળ મોહપાશ કે ભયમાથી એ મુક્ત થયા વિના ન રહે અને આ મુક્તિ મેળવતા જ એના અતરમા શાતિ શાતિ છવાઈ જાય પડતા આઠેય રસ ને ભાવ અષ્ટધા પ્રકૃતિ અને જીવાત્માના સઘર્ષમાથી જન્મે છે ને વિકાર પામે છે પણ એનાથી પર કોઈના અવિનાશી ને અવિકારી શાત રસનો ઉદય થાય છે આખરે આ 'શાતમ્ શિવમ્ અદ્વૈતમ્'ની જ આપણે અનુભૂતિ કરવાની છે આ લાસ્ય અને તાડવનો કોમલ અને કરાલ અચળો હટાવી જોઈ શકે છે એને ભગવતીનુ કરુણાર્દ્ર કૃપાઝરતુ સ્વરૂપ અજાણુ નથી રહેતુ પછી એ બન્ને અચળામા સ્નેહમયી માતાને એ ળખી કાઢનાર બાળકની જેમ ખિલખિલાટ હસી શકે છે

લાસ્ય અને તાડવ સાથે આ નવરસને કેવો સબધ છે તે કાઈક સ્પષ્ટ થયુ હશે લાસ્યના આકર્ષણોમા અટવાયા વિના અને તાડવના ભયથી ધ્રૂજ્યા વિના તાન્ત્રિકો કાપાલિકો, અઘોરીઓ અને નાથયોગીઓએ સાધનાનો કેવો અદ્‌ભુત માર્ગ અપનાવ્યો હતો એની ચર્ચાને અહી સ્થાન નથી

આપે પૂછ્યુ છે કે લાસ્ય નૃત્ય અને મહા તાડવની અભિવ્યક્તિ શરીરમા કેવી રીતે અનુભવાય? સામાન્ય રીતે તો દરેક વ્યક્તિ તેનો ઓછો વત્તો અનુભવ કરે જ છે પણ સાધક વધુ જાગ્રત તીવ્ર સવેદનશીલ અને ઊર્ધ્વગામી હોવાથી એના ચિત્ત અને શરીરમા આવી અનુભૂતિ ઉન્નત દિવ્યભાવ તરીકે પ્રકટે છે લાસ્ય અને તાડવના આઠ રસ અને આઠ સ્થાયી ભાવની અસર આપણા શરીરમા 'અષ્ટ સાત્ત્વિકભાવ' તરીકે ઉદય પામે છે જીવિત શરીરને સત્ત્વ કહેવામા આવે છે જેનુ હૃદય જડ નથી બની ગયુ એ જ ખરી રીતે સત્ત્વશાળી છે અને એને થતા સાત્ત્વિક ભાવોમા એના અતરની ભૂમિકા વ્યક્ત થાય છે આ આઠ સાત્ત્વિક ભાવો છે અશ્રુ રોમાચ સ્વરભગ સ્તભ સ્વેદ વેપથુ વૈવર્ણ્ય, અને પ્રલય વૈષ્ણવશાસ્ત્રોએ એનુ બહુ ઝીણવટથી નિરૂપણ કર્યુ છે અને ગૌરાગ જેવા મહાભક્તના શરીરમા એનો કેવી રીતે આવિર્ભાવ થતો એનુ વર્ણન પણ મળે છે એ સિવાય યૌગિક રીતે જોઈએ તો આપ કદાચ જાણતા જ હશો કે શ્વાસ ને શક્તિ અને ઉચ્છ્વાસને શિવ ગણવામા આવે છે બ્રહ્માડની જેમ પિડમા પણ સર્જનવિનાશનુ નૃત્ય ચાલ્યા કરે છે પણ આ લાસ્યતાડવના મહાનર્તનની એકતાની ઝાખી કેમ થાય? એ માટે પ્રાણાયામ દ્વારા પ્રાણઅપાનની ગતિને પલટાવી જે સુષુમ્ણાનુ દ્વાર ખોલી શક્તિ સાથે શિવનુ મિલન કરાવી શકે એને અમૃતમય આનદની પ્રાપ્તિ થાય આ મર્ત્ય શરીરમા જ અમૃત દર્શનનો જે આહ્લાદ પ્રગટે છે એનુ વર્ણન મહિમ્નસ્તોત્રમા બહુ સુદર રીતે આપ્યુ છે

મન પ્રત્યક્ચિત્તે સવિધમવિધાયાત્તમરુત
પ્રહૃષ્યદ્રોમાણ પ્રમદસલિલોત્સગિતદૃશ ।

યદાલોકયાહ્‌લાદં હૃદ ઈવ નિમજ્જ્યામૃતમયે
દધત્યંતસ્તત્ત્વં કિમપિ યમિનસ્તત્કિલ ભવાન॥

'યોગીઓ પ્રાણનો નિરોધ કરી મનને વિધિપૂર્વક અંતરાત્મામાં જોડી જે હર્ષનો રોમાંચ અનુભવે છે, તેમની દૃષ્ટિ જે આનંદરસામૃતનું પાન કરે છે અને જેના દર્શનથી અમૃતના ધરામાં ડૂબકી લગાવ્યાનો આનંદ થાય છે, તે સર્વ પ્રાણીમાત્રનું આન્તરતત્ત્વ હે શિવ, ખરેખર આપ જ છો.'

એટલે જે અષ્ટ સાત્ત્વિકભાવોનું શરીરમાં ઉદ્દીપન થાય છે તેના માનુષી અને દિવ્ય એમ બે પ્રકાર છે. પશુત્વથી માંડીને દિવ્યત્વ સુધી એક જ પરમ શક્તિનો અશુદ્ધથી શુદ્ધતમ આવિર્ભાવ છે. અને લાસ્ય–તાંડવની અનુભૂતિ કરાવી પ્રકૃતિ જીવાત્માને ક્રમે ક્રમે ઊંચે લઈ જાય છે. આ જ ઉદયવિધિ. અને માણસ જરા જાગ્રત બને તો આમાં પોતાની સાધનાનો વેગ ઉમેરી હજાર વર્ષનું કાર્ય–ઉદયસિદ્ધિ–ઘડી પલમાં પણ કરી શકે છે. એ માટે ભગવાનની દયા અને કૃપા તો અવિરત વરસ્યા જ કરે છે. અને એ માટે સાધનાના માર્ગ પણ કેટલા વિવિધ અને વિશાળ છે! એક પ્રાણનિરોધથી જ શા માટે? ઉત્કટ ભક્તિથી, જપથી, નામસ્મરણથી અરે! શુભસંકલ્પથી દેહનો સંચો પરમ કારીગરના હાથમાં સોંપી દેવાય છે અને ખૂંચતી ખીલી એ કાઢી આપે છે. જે પરમ આનંદના અનુભવ માટે આ શરીર મળ્યું છે તેની પ્રતીતિ એ સહજ રીતે કરાવે છે. હાડમાંસનું બનેલું આ નાશવંત પુતળું અમૃતભોજનનું અક્ષયપાત્ર બની જાય છે. પણ એની વાતો કરવાનો તો કશો અર્થ નહીં ને!

લાસ્ય–તાંડવનું રહસ્ય આપણાં શાસ્ત્રોએ અને મરમી સંતોએ વારંવાર બતાવી આપ્યું છે. કાલિદાસ જેવો મહાન કળાકાર પણ એને કેન્દ્ર બનાવીને પોતાની અદ્‌ભુત–રમ્ય કથા ગૂંથે છે. કોઈવાર 'શાકુંતલ' અને 'કુમારસંભવ'ના રહસ્યાર્થ વિષે પણ લખીશ. અને ગીતા! ભગવાનનું વિકરાળ વિરાટ સ્વરૂપ જોઈને અર્જુન જેવો વીર પણ ભયભીત બની ગયો હતો. એટલે ભગવાનના ભીષણ અને સૌમ્ય વદનને એકરૂપે નીરખવું સહેલું નથી. પણ આપણા અંતરમાં અનંતકાળથી એ વાટ જોતા બેઠા છે. અપાર ધૈર્યથી, સહિષ્ણુતાથી, ક્ષમાથી. એકવાર ફક્ત એક જ વાર એને ચરણે બધું ન્યોચ્છાવર કરી જીવનની લગામ સોંપી દઈએ તો? એનું એક આછું સ્મિત જ આપણને નિશ્ચિંત અને નિર્ભય બનાવવા બસ છે. આપણા ધ્યાનબહેરા કાને એનું આ અત્યંત પ્રેમાળ, મધુર વચન નથી પડ્યું. કેટલી આત્મીયતાથી તેમણે કહ્યું છે! "મામેવૈષ્યસિ સત્યં તે પ્રતિજાને પ્રિયોઽસિમે।" 'ખરું કહું છું. તું મને જ પામીશ. કારણ તું મને ખૂબ વહાલો છે.' સામાન્ય સ્નેહી પણ પોતાના આત્મીયજનનું હિત કરવા તત્પર રહે ત્યારે આ તો સહુ પ્રાણીનો સનાતન કાળનો સુહૃદ! શાસ્ત્રો પુરાણોની હજાર વાતો ભલે ભૂલાઈ જાય પણ શ્રી હરિનું આ એક વાક્ય આપણે કદી ન વિસરીએ અને જ્યારે અનંતનો સ્વામી આટલા પ્રેમથી પુકારે છે ત્યારે આપણે હોંકારો પણ નહીં ભણીએ?

—અને આ હોંકારો દીધો કે આપણા 'ઉદય વિધિ'ની અભય કૂચ મારતે ઘોડે આગે બઢી સમજવી.

એજ
મૃદુલા અતિપ

# વિશ્વશાંતિનાં મૃગજળ

'શિવપ્રકાશ'

ઇશુની ૧૯૧૮મી સાલના આખરી માસમાં, સ્ટીમર 'જ્યોર્જ વોશિંગ્ટન' આટલાંટિક મહાસાગરના જળ કાપતી, યુરોપના કિનારા તરફ ધસી રહી હતી. સમકાલીન જગતનો એક મહાન પુરુષ તેમાં મુસાફર તરીકે હતો. તૂતક પર ઊભા રહી તેણે યુરોપનો કિનારો દૂરથી પહેલવહેલાં નિહાળ્યો—આછો, અસ્પષ્ટ, આકાર વિનાનો. માનવજાત વિષે પોતે જે સ્વપ્ન સેવતો હતો, લગભગ તેવો. તે ટટ્ટાર ઊભો. તેની ઊંચાઈ, આકાશ અને સમુદ્રની પાર્શ્વભૂમા છાયાચિત્રની જેમ શોભી રહી; તેનો ચહેરો કૃતનિશ્ચયી બન્યો; ચશ્મા પાછળની આંખો વધુ તેજીલી બની; કિનારો વધુ નજીક આવતો ગયો, તેમ તેના મુખપરની રેખાઓ નમ્ર બનતી ગઇ; આખી પૃથ્વીના પટપર પથરાએલી માનવજાતનું ભાવી પોતે નક્કી કરવા જાય છે એ ખ્યાલે, તે વધુ વિનમ્ર બન્યો. ૧૩મી ડિસેમ્બર ૧૯૧૮ના રોજ જ્યારે તે સ્ટીમર ફ્રાન્સના બ્રેસ્ટ બંદરે લાંગરી ત્યારે જે આતુર નયનોએ અને આશાભર્યા લાખો માનવ-હૈયાંઓએ તેને વધાવી, તેનો માનવ ઇતિહાસમાં જોટો જડવો મુશ્કેલ હતો.

એ મુસાફર કોણ?

ચાર લાંબા વર્ષો સુધી, યુરોપની ધરતી પર, માનવજાતના લાખો સપૂતો હણાઈ ગયા. શહેરનાં શહેર નાશ પામ્યાં; વેર-ઝેરની ભયંકર કત્લે-આમ થાતી રહી; માનવ હત્યાની આહુતિથી દુનિયા ત્રાહિ ત્રાહિ પોકારી ગઇ; માનવ સંસ્કૃતિ લાખો વર્ષ પાછી ઠેલાણી; મનુષ્ય જંગલી વાનરથી વિશેષ નથી, તેવી શરમના ભારથી, વિશ્વની પ્રજા કોઈ તારણહાર પયગંબર તરફ મીટ માંડી રહી. આટલાંટિકને પેલે પાર 'નવી દુનિયા'માંથી ભયત્રસ્ત માનવજાતે જાણે મુરલીનો અવાજ સાંભળ્યો: "હવે પછી દુનિયાને યુદ્ધ ખપતું નથી; રાષ્ટ્ર-રાષ્ટ્ર વચ્ચે વેર ઝેર, રાગ દ્વેષ, અને દુષ્ટ રાજરમત સદંતર બંધ કરી, શાપિત પ્રજાના અવાજથી જ દુનિયામાં નવી વ્યવસ્થા સ્થપાવી જોઈએ" આવી બુલંદ ઘોષણા કરનાર, અમેરિકાનો પ્રમુખ વૂડ્રો વિલ્સન જ્યારે સ્ટીમર ઉપરથી ઊતર્યો, ત્યારે તેને આવકારવા તોપો ગર્જી ઊઠી; હવામાં લહેરાતા હજારો ધ્વજોના ફરફરાટથી વાતાવરણ ગૂંજી ઊઠયું. બ્રેસ્ટ બંદર ઉપર ફ્રાન્સની સારી પ્રજા ઉમટી હતી. લાખોની જનતાએ સ્વયંસ્ફૂરણાથી આનંદની ચિચિયારી કરી ત્યારે વિલ્સનને પોતાનું જીવન ધન્ય લાગ્યું.

આખી માનવજાતની અમર આશાનું ભાથું બાંધી, વિલ્સને, વિજેતા અને પરાજિત વચ્ચે સુલેહ કરારો ઘડવા યુરોપ જવાનો નિર્ણય કર્યો ત્યારે મિત્રો અને સલાહકારોએ તેમને વાર્યા. અમેરિકાનો રાષ્ટ્ર પ્રમુખ સ્વદેશ છોડી, બહાર જાય, તેને બદલે દેશમાં રહીને, મંત્રણામાં માર્ગદર્શન આપે તો તેમાં હોદ્દાનું ગૌરવ વિશેષ જળવાઈ રહે છે એવી સૂચના

પણ કરવામાં આવી. કટોકટીની પળે વિલ્સનની આંખ પૃથ્વીના ગોળા પર ફરી વળી. બિચારી દીનહીન માનવજાત! પોતાની પાસેથી શું આશા રાખતી હતી? પોતાની ફરજ શું હતી? અમેરિકાનું હિત જોવાની કે સમષ્ટિનું શ્રેય સાધવાની? તેણે એવું દૃશ્ય જોયું કે જેની પાસે અમેરિકાનું રાષ્ટ્રપતિપદ તુચ્છ લાગ્યું. આખી માનવજાત લાંબા હાથ કરી, તેની પાસે વિશ્વશાંતિની ભીખ માગી રહી છે ત્યારે પોતાની ફરજ સ્પષ્ટ હતી. તેણે નિર્ણય કર્યો કે સુલેહ-પરિષદમાં પોતે હાજરી આપશે જ.

તેને લઈને, સ્પેશિયલ ટ્રેઈન રાજધાની તરફ દોડી રહી ત્યારે વચ્ચે આવતાં ગામડાંઓ, કસ્બાઓ, અને શહેરોમાં, આમજનતા હાથમાં વાવટા લઈ તેની ગાડીને ઘેરી વળી. પોતાના મુક્ત હાસ્યથી અને બન્ને હાથવડે 'હેટ' હવામાં વીંઝીને, વિલ્સને લોકોના અદમ્ય ઉત્સાહનું અભિવાદન કર્યું. એક જ રાતનો આરામ અને બીજા દિવસથી તો, જે વિશ્વશાંતિ કાજે હજારો વર્ષથી માનવજાતે ખોજ કરી હતી, તેમાં પોતે સામેલ થઈ જશે, અને જગપ્રસિદ્ધ પોતાના ચૌદ મુદ્દાઓ રજૂ કરી, વિશ્વબંધુત્વની ભાવનાને મૂર્તસ્વરૂપ આપી શકશે.

સુલેહ પરિષદની કાર્યવાહી નિહાળવા દુનિયાના ખૂણેખૂણેથી અને દેશ-દેશાવરથી પત્રકારોનો મોટો કાફલો આવી ચડ્યો હતો. પરિષદની કોઈ બેઠક ખાનગી અથવા બંધબારણે નહીં ભરાય તેવી જાહેરાત થઈ હતી. વિલ્સનના ચૌદ મુદ્દાઓમાં એ વાત મુખ્ય હતી કે હવે પછી કોઇ દેશ અથવા રાજપુરુષ, ખાનગી મસલત કે છૂપા સધિકરાર કરી શકશે નહીં—કરવા હોય તો જાહેરમા. આથી પત્રકારોને પહેલે દિવસે જણાવવામાં આવ્યું કે કાર્યવાહી માટે વિચારણા પૂરી થાય પછીની બેઠકોમાં તેમને પ્રવેશ મળશે ત્યારે હાજર રહેલાઓમાં નિરાશા વ્યાપી ગઈ. વિલ્સનને પણ લાગ્યું કે યુરોપના માંધાતાઓ પોતાની વિરુદ્ધ છે; સૌ કાંઈક છૂપાવીને વાતો કરે છે; લૂંટનો માલ વહેંચવાની ખટપટમાં સૌ ડૂબેલા છે. જર્મની પરાજિત રાષ્ટ્ર હોવા છતાં, તેના તરફ વૈરવૃત્તિનું કોઈ સૂચન મંજૂર ન હતું. જ્યારે મિત્રરાજ્યોએ પ્રથમથી જ સોદાની વાત કરી. અને આમ, દેખીતી રીતે જ, અમેરિકા યુરોપથી વિચારસરણીમાં જુદું પડી ગયું. બે પ્રકારની શાંતિ માટે હિમાયત થઈ: એક કામચલાઉ અને બીજી શાશ્વત.

પ્રથમ પ્રકારમાં, તાત્કાલિક પ્રશ્નો હતા: યુરોપના દેશોની સીમા આંકણી, લડાઈની નુકસાની પેટે દેણું, કેદીઓની સોંપણી, નિરાશ્રિતોનો પુનર્વસવાટ, ચલણની સ્થિરતા અને વ્યાપાર રોજગારની પૂર્વવત્ સ્થાપના. બીજો પ્રકાર હતો કાયમી શાંતિની સ્થાપનાનો. તેનો પુરસ્કર્તા હતો વૃદ્ધ વિલ્સન. હારી ગયેલ જર્મની તરફ વિજેતાની મદભરી દૃષ્ટિ ન રાખતા દેશદેશના માનવની ભાઇચારાની ભાવના ઉપર રાષ્ટ્રસંઘ (League of nations) રચી, પછી નાના સવાલો ઉકેલવા; તેને માટે નાની સમિતિઓ રચી શકાય, અને રાષ્ટ્રના વડાનો સમય બચાવી શકાય.

બ્રિટનનો મહાવિચક્ષણ લૉઈડ જ્યોર્જ અને ફ્રાન્સનો ચબરાક ક્લેમેન્શૂ વાસ્તવદર્શી રાજપુરુષો હતા. આભને આંબતા વિલ્સનના ચૌદ સિદ્ધાંતોમાં એમણે નરી વેવલાઇ દેખી; અને તક સરી જતી લાગી. તેમણે સૂચના કરી કે પ્રેસિડન્ટ વિલ્સને નાશ પામેલાં નગરો, વેરાન, ખેતરો અને જાનમાલની પાયમાલીનું પોતાની આંખે નિરીક્ષણ કરેવું. જર્મની આ બધું ભરપાઇ ન કરે ત્યા સુધી સુલેહ કેવી?

વિલ્સનની આંખો માત્ર ભાવિને જ જોઈ રહી—એવું ભાવિ, જેમાં લડાઇ, વેરઝેર, ઈર્ષાદ્વેષ કાંઈ જ ન હોય અને માનવજાત, કુટુંબમેળામાં આનંદ કિલ્લોલ કરતી હોય. તેણે એક જ આગ્રહ રાખ્યો કે સૌ, ગઈગુજરી ભૂલી જાય. પહેલાં પોતાની ચૌદ મુદ્દાવાળી શાંતિ યોજના બીજી બધી વાત પછી. પોતાના સિદ્ધાંતને તે જળોની જેમ વળગી રહ્યો.

હવે આ મહાપુરુષ સામે ચાલબાજી શરૂ થઇ. તેણે યુરોપના બીજા પાટનગરોમા શિષ્ટાચાર ખાતર જવું જોઈએ એવી દલીલ કરી, પેરીસથી લંડન–માંચેસ્ટર–રોમ વગેરે શહેરોમા માનપાનથી ફેરવ્યો. તેમની ગેરહાજરીમા, નીચેના માણસોએ શાંતિનો ખરડો ઢીલમાં નાખ્યો. તેમા ફેરફાર થતા ગયા. જુદાજુદા હાથે તેનું સંપાદન થતું ગયું. અને છેવટે, ૧૪ ફેબ્રુઆરી ૧૯૧૯ના દિવસે, વિલ્સને તેને આખરી સ્વરૂપે રજૂ કર્યો ત્યારે, આખી દુનિયાએ રાહત અનુભવી વિલ્સનના જીવનનો તે શ્રેષ્ઠ અને ધન્ય દિવસ હતો. ભવિષ્યની પેઢીને પોતે યુદ્ધના ભયથી મુક્ત કરી છે, એ ખ્યાલે તે પ્રસન્નતા અનુભવી રહ્યો. પોતાના દેશબાધવો સમક્ષ આ શાંતિગાથા રજૂ કરવા બીજે જ દિવસે તેણે અમેરિકા જવા પ્રયાણ કર્યું.

સૃષ્ટિ ઉપર વિસ્તરેલી માનવજાતના હિતને સ્પર્શી જતા તેના સિદ્ધાંતોથી યુદ્ધના પક્ષકારો નારાજ થયા. યુરોપમાં મિત્રરાજ્યોની સ્થિતિ કફોડી બની. પરાજિત જર્મની ફાવી ગયું. અમેરિકામાં સૌને લાગ્યું કે વિલ્સને ખૂબ જ છૂટછાટો આપી દીધી. સ્વદેશમાં તેના પ્રતિસ્પર્ધીઓએ જાહેર કરી દીધું કે મનરો સિદ્ધાંતને બાજુએ મૂકી, વિલ્સને અમેરિકાને ગીરો મૂકી દીધું છે. એવા આક્ષેપો પણ થયા કે મતદારોએ તેને એટલા માટે ચૂંટ્યો છે કે તે અમેરિકાનું હિત આગળ ધપાવે—નહીં કે યુરોપનું. પોતે અત્યાર સુધી યુરોપમાં જે કામગીરી બજાવી તે મુશ્કેલ તો હતી જ; પણ ઘરઆંગણે પોતાના પક્ષના અને વિરોધપક્ષના અગ્રણીઓને શાંતિખરડો સમજાવતાં, ખૂબ જહેમત લેવી પડી. તેને જબરી ચોટ ત્યારે લાગી, જ્યારે, એને એમ કહેવામાં આવ્યું કે રાષ્ટ્રસંઘ (League of Nations)માંથી ખસી જવા અમેરિકા માટે બારી રાખવી. જે ભવ્ય ઇમારત તેણે ખડી કરી તેમાં સુરંગ પણ પોતે જ ચાંપવાની હતી.

પોતાના શાંતિખરડા માટે, અમેરિકા અને યુરોપની ઉપરછલ્લી સંમતિ વિલ્સન મેળવી શક્યો પરંતુ તેના પર છેલ્લા સહીસિક્કા કરવા બીજી વાર યુરોપ જવા તે નીકળ્યો ત્યારે પ્રથમ જેવો ઉલ્લાસ ન હતો. તે નિરાશ અને થાકેલો આદમી જણાતો હતો; થોડાંક અઠવાડિયાની સતત કામગીરીએ તેની વૃદ્ધાવસ્થાને વધુ ઘેરી બનાવી મૂકી તેની સાથે રહેતા ડૉકટરે, આવી રહેલી માંદગીનાં નિશાનો જોઇ, તેને સંપૂર્ણ આરામની સલાહ આપી. પરંતુ શાંતિ-કરાર પર સહી ન થાય ત્યાં સુધી આરામની શક્યતા નહોતી.

યુરોપમાં તેના બીજીવારના આગમને કોઇ હર્ષ પ્રકટ્યો નહીં; લોકોનો નિરુત્સાહ અકળાવ્યો; પેરીસની શેરીઓ નિસ્તેજ લાગી; છાપાઓએ ઠંડો આવકાર આપ્યો. એક માસમાં તો યુરોપનું વાતાવરણ જાણે સાવ બદલાઈ ગયું. લૉઇડ જ્યોર્જ પરિષદ છોડી ગયા. ફ્રાન્સના ક્લેમેન્શૂ, ગોળીના જખમથી પથારીવશ હતા અને તેમનું સ્થાન લશ્કરી સેનાપતિએ લીધું. જે કમિટીઓ મળતી તેમાં ખાનગી અને લશ્કરી હિતોના રખેવાળો ઘૂસી ગયા. વિલ્સનના ઉચ્ચ સિદ્ધાંતો સાથે જેમને કાંઈ લેવાદેવા ન હતી તેઓ આગળ આવ્યા. તેમને ખપતાં

હતા—વધુ કારખાના, વધુ શસ્ત્રસાજ, વધુ દારૂ ગોળો વાતાવરણમા પલ્ટો આવી ગયો છાપાઓ શોરબકોર કરવા લાગ્યા કે વિલ્સનનો આદર્શ યુરોપ માટે હિતાવહ નથી પણ તેને નબળુ પાડે છે દેશનુ રક્ષણ કેવળ આદર્શ અને ભાવનાથી ન થાય . વગેરે

વિલ્સનને હવે સમજાઇ ગયુ કે પોતાની ત્રણ માસની મહેનત ઉપર પાણી ફરી વળ્યુ છે. તે સાવધ થઇ ગયો. પ્રચારના વાવાઝોડા સામે તે ખડકની જેમ અડગ ઊભો. જર્મની સાથેની સધિમા, પોતાનો શાતિનો ખરડો આમેજ થશે જ થશે એવી જાહેરાત તેણે ૧૫મી માર્ચે કરી તેનાથી મિત્રરાજ્યોમા હલચલ મચી ગઈ ફ્રાસને સારપ્રદેશ ખપતો હતો, ઇટલીની નજર ડાલ્મેટિયા ઉપર હતી તે જ પ્રમાણે પોલેડ, ઝેકોસ્લોવેકિયા, તુરકી આજુ બાજુના પ્રદેશ પર ડોળો ધૂરકાવતા તૈયાર હતા ફ્રાન્સની સારપ્રદેશની માગણી વિલ્સને મક્કમતાથી નકારી કાઢી તેની સામે વિરોધનો પ્રચડ વટોળ ઊભો અને ઈટાલી તથા બ્રિટને તેમા સાથ પૂરાવ્યો પ્રેસિડન્ટના અગત સલાહ કાર કર્નલ હાઉસ અને રોમર્ લાન્સીગે થોડુક નમતુ જોખવા વિલ્સનને સલાહ આપી અમેરિકામા પણ તેના ઉપર આકરા પ્રહારો થયા

માદગીથી ઘેરાયેલો, એકલો અને અટૂલો વિલ્સન બધાની સામે ઝઝૂમ્યો કડવી વાસ્ત વિક્તા અને ઉચ્ચ ભાવનાવાદ વચ્ચેના દ્વદ્વ યુદ્ધમા પોતાની શક્તિ સમગ્રપણે કામે લગાડી બહાર તો દુશ્મનો હતા જ પણ ત્રીજી એપ્રિલે ભીતરનો દુશ્મન જાગ્યો અને ૬૩ વર્ષના આ પુરુષને ઈન્ફ્લુએન્ઝાએ ઘેરી લીધો. પાચમી એપ્રિલે બેવેરિયામા સામ્યવાદીઓએ સત્તા હાથ કરી, ઓસ્ટ્રિયામા બોલ્શેવિક ચળવળે જોર પકડ્યુ વિલ્સનના બિછાનાની બાજુના ઓરડામા, લોઈડ જ્યાર્જ, કર્નલ હાઉસ અને કલેમેન્શુ ચર્ચામા ગૂથાયા કાયમી શાતિવાદનો હવાઇ કિલ્લો વિલ્સન પાસે છોડાવવો જ રહ્યો તો જ વાત આગળ વધે દરમ્યાન છાપાઓએ જેહાદ ચાલુ રાખી અને કામચલાઉ શાતિના કાર્યમા અવરોધ નાખવા માટે વિલ્સન ઉપર દોષારોપણ કર્યું છ્ઠી એપ્રિલે ઘણો જ મહત્ત્વનો ગણાય તેવો નિર્ણય વિલ્સને લીધો તેણે વૉશિંગ્ટન નૌકાખાતા ઉપર તાકીદનો તાર મોકલ્યો

‘વહેલામા વહેલી કઇ તારીખે ‘જ્યોર્જ વૉશિંગ્ટન’ બ્રેસ્ટ આવી શકે? ક્યારે રવાના થાય છે? પ્રમુખની ઇચ્છા છે કે તે શીઘ્ર આવી પહોચે ”

અચાનક મેઘગર્જનાની જેમ આ સમાચાર દુનિયા પર તૂટી પડયા. સૌને લાગ્યુ કે વિલ્સન સિદ્ધાતની બાધછોડ કરવા કરતા, પરિષદ છોડી જશે આમ ને આમ એક અઠવાડિયુ વીતી ગયુ લાગણીની ઉત્તેજના એટલી બધી વધી પડી કે બ્રિટન ફ્રાન્સ અને ઇટાલીએ વિલ્સનના આદર્શવાદનો શક્ય સાધનોથી મરણિયો આખરી સામનો કર્યો જર્મની પણ જોડાયુ યુરોપ ઉપર બોલ્શેવિઝમનો પ્રચાર થયો તે માટે વિલ્સનને દોષિત ઠરાવ્યો

અમેરિકામા લોકમતની આગ ભભૂકી ઊઠી તેની જ્વાળ વિલ્સનને દઝાડવા લાગી ગૃહમત્રી તાર ઉપર તાર કરવા લાગ્યા અમેરિકાની આમરૂનો સવાલ હતો, જો પરિષદ છોડી જાય તો દોષનો ટોપલો માથે પડે મદદ માટે અને સાચી સલાહ માટે વિલ્સને ચોતરફ દૃષ્ટિ કરી પણ આખી દુનિયા વિરુદ્ધ લાગી પોતાનો દેશ, દેશબાધવો તેમ જ પોતાના મત્રીઓ અને સલાહકારો—સૌ વિરોધપક્ષમા હતા ગના તરછોડાયેલ, તિરસ્કૃત, માદગીના કાર

નિર્બલ, અને આત્મશ્રદ્ધાનો રણકો ગુમાવી રહેલ આ એકાકી બુઝુર્ગ પુરુષ, જેમ કોઈ મહાકાય ઘેઘૂર વડલો પ્રચંડ વાવાઝોડામાં ઢળી પડે તેમ, પ્રબળ બહુમતિ આગળ ઝૂકી પડ્યો. ઇતિહાસમાં પંદરમી એપ્રિલ ૧૯૧૯, એક કમનસીબ તવારીખ ગણાશે કેમકે ફ્રાન્સને સારનો પ્રદેશ પંદર વર્ષને પટે આપવા માટે વિલ્સને અનુમતિ આપી. જે કદી નમ્યો ન હતો તેને વિધિએ નમાવ્યો. વિલ્સનની વિશ્વ માનવીની મૃત્યુશય્યા ઉપર કામચલાઉ ટૂંકજીવી શાંતિકરારો થયા.

૧૯૧૯ના એપ્રિલ માસના અંતભાગમા, સ્ટીમર 'જ્યોર્જ વોશિંગ્ટન' યુરોપનો કિનારો છોડી, આટલાંટિકને પેલે પાર જઇ રહી હતી. તેના તૂતક ઉપર એક વયોવૃદ્ધ ભગ્નહૃદય પુરુષ નીચી દૃષ્ટિ રાખી ઊભો હતો. કમનસીબ માનવજાતને પોતે વિશ્વશાંતિ પ્રદાન કરી શક્યો નહીં તેનું દુઃખ હૃદયને કોરી ખાતુ હતુ. હતભાગી યુરોપના અદૃશ્ય થતા કિનારા તરફ છેલ્લો દૃષ્ટિપાત કરવાની હિંમત પણ ચાલી નહીં. તેનો ભગીરથ પુરુષાર્થ અફળ ગયો– એળે ગયો માટે દરેક ક્ષણે તે મૃત્યુ વાંછી રહ્યો.

સ્ટીમર બહુ દૂર નીકળી જાય છે.... ક્ષિતિજ ઉપર એક બિંદુરૂપે દેખાતી પણ અદૃશ્ય થાય છે, અને સાથે સાથે વિશ્વશાંતિનું અધૂરું સ્વપ્ન વિલીન થાય છે. જે પ્રકાશ માનવતાની દીવાદાંડી બનીને આવિર્ભાવ પામ્યો હતો તે સદાને માટે અંધકારમાં ઓગળી જાય છે.*

* 'Wilson's failure'ના આધારે

## સ્વપ્ન

યોન નાગૂચીની એક કવિતા છે :

"સ્વર્ગનાં અસીમ સુખ-વૈભવ વચ્ચે ય માનવ ઉદાસ હતો. વિધાતાએ જોયુ, ને બહુ જ સ્નેહપૂર્વક પૂછ્યુ :

'એવી વળી કઇ ઉદાસી, વત્સ? શું કોઈ વાતે અહીં કમી છે? કાંઈ ઊણું અધૂરું?

માનવે સત્ય પ્રકટ કરી દીધું :

'હા, પ્રભો! હું ધરતી ઉપર મારો એક એવો અમૂલ નિધિ ભૂલી આવ્યો છું, એની તોલે આપનું સ્વર્ગ–એનો સમસ્ત વૈભવ બેસ્વાદ છે!'

વિધાતાની વાણીમાં ભારોભાર આશ્ચર્ય છતું થયું :

'એ શું? વત્સ?'

એક ઠંડી આહ નાખીને માનવ બોલ્યો :

'ત્યાં મેં એકાંતમાં જે સ્વપ્નાં સજાવ્યાં હતાં, એ જ તો, ભગવાન!'

વિધાતા મૌન થઈ ગયા."

✓

# પાપી કોણ?

મસ્યાનંદ

એ રાતે ફ્રાંસિસને ઊંઘ આવી જ નહિ. પાદરી બનવાની તાલીમનો એનો સિલસિલો પૂરો થઈ ચૂક્યો હતો. સારો ય અભ્યાસક્રમ એણે ભલી ભાત પૂરો કર્યો હતો. અને કાલે હતો રવિવાર. સવારે દેવળમા એનું પહેલવહેલું વ્યાખ્યાન થશે. ગામનાં તમામ લોક એમા હાજરી ભરશે જ પણ મસમોટા ધર્મગુરુઓ અને બીજા નાના મોટા પાદરીઓ–પુરોહિત ઉપાધ્યાયો ય–પણ હાજર રહેવાના. પ્રવચન જો જામી ગયું તો તો ફ્રાંસિસનું આખું ય ભવિષ્ય દીપી ઉઠવાનું. આ દષ્ટિએ જોઈએ તો કાલે ફ્રાંસિસની કસોટીનો દિવસ હતો.

ફ્રાંસિસને ય આખી રાત વ્યાખ્યાનના જ વિચારો આવ્યા કર્યા. કયો વિષય લઉં? વ્યાખ્યાનનો આરંભ-ઉપાડ કેમ કરવો? શબ્દ યોજના કેવી રાખવી? ધ્વનિ અને તેના આરોહ અવરોહ કયે ધોરણે રાખવા? બસ, આવા જ વિચારો ઊંઘના વેરી થઈ ગયા! અધરાત મધરાતનો સોપો પડી ગયો ને માંડ ફ્રાંસિસની આંખ મીંચાઈ કે એને સપને ઘેર્યો. સપનામા જુએ છે તો પોતે ભારે પ્રભાવશાળી અને પ્રતાપી વ્યાખ્યાતા બની ગયો છે. લોકો મંત્રમુગ્ધ થઈને તેનું વ્યાખ્યાન સાંભળી રહ્યા છે. ચારોમેર વાહ! વાહ' થઈ રહી છે.

બીજા દિવસની સવાર થઈ ન થઈ ને ફ્રાંસિસ પથારીમાથી બેઠો થયો નિત્યકર્મથી જલદી જલદી પરવારી નવા કપડાં પહેરી દેવળે પહોંચી ગયો. ગામ આખું દેવળે ઠલવાયું'તું. નાના મોટા, તરુણ-વૃદ્ધ, સ્ત્રી પુરુષ સૌ નવા નવા કપડા પહેરીને મંદિરમાં એકઠાં મળ્યા હતાં. મુખ્ય મુખ્ય મઠપતિઓ પાટપતિ-મહંતો ને ધર્માધિકારી પાદરીઓ આવી ચૂક્યા હતા. મુખ્ય ધર્માધિકારી આવ્યા ને ફ્રાંસિસનું હૃદય બેવડી ગતિએ માંડ્યું ધડકવા. જેમ તેમ કરીને ચહેરા પર પ્રસન્નતાનો ભાવ ધારણ કરી હળવા દેખાવાની ખેવના રાખવા માંડ્યો ને એમાં સફળ પણ થયો.

પ્રાર્થના પૂરી થઈ. ફ્રાંસિસ વ્યાખ્યાન આપવા ઊભો થયો ને આખું મંદિર એને આંધણું'ભીંત લાગવા માંડ્યું. આંખે અંધારા આવે ને ગળે શોષ પડે. જીભ પાછી અંદર વળવા લાગી. મહામહેનતે આરંભ કરી શક્યો: 'આજે સપરમે દિવસે ખુદ ભગવાન ઈસુ મારા મોઢા મારફતે સંદેશો સંભળાવશે. ભગવાન ઈસુનો આદેશ છે કે આ સંદેશો ફક્ત પુણ્યવાન લોક જ સાંભળી શકશે. પાપીને અક્ષરે ય નહિ સંભળાય પુણ્યવાન હશે એ જ આજે ભગવાનનો સંદેશો સાંભળશે. પુણ્યશાળીઓ ધન્ય થઈ જશે. પુણ્યવાળાઓનો જય થાઓ.' આનાથી આગળ એક અક્ષર પણ એનાથી ન બોલાયો. બોલાય નહિ તો પછી સંભળાય તો ક્યાંથી? માત્ર એ તો જોર જોરથી હાથ હલાવી બોલાયાના હાવભાવ કરતો રહ્યો. આમ એક કલાક સુધી પ્રવચન કરી અંતે થાકીને તે બેસી ગયો. શ્રોતાજનોમા તો સન્નાટો વ્યાપી ગયો. લોકસમસ્તને અચંબાભાવ ઘેરી બેઠો. બધા એના દિવ્ય સંદેશની અસરમા તરબોળ હતા. ઘણી વારે લોકોમા સંચળ થયો. હલચલ થવા લાગી. ધર્માધિકારી–અધિપતિઓએ ફ્રાંસિસને ગળે વળગાડ્યો અને ખૂબ ખૂબ અભિનંદનો આપ્યા. એની ખૂબ ખૂબ પ્રશંસા કરી. સઘળા લોકોએ ખૂબ ભક્તિભાવથી ફ્રાંસિસનાં દર્શન કર્યાં. ફ્રાંસિસનું આજનું વ્યાખ્યાન અદ્ભુત થયું. પૂરી સફળતા તેને મળી!

*

ઘેર પહોંચી ખાઈ પીને ફ્રાન્સિસ આરામ લેવા ડાબે પડખે થયો ન થયો ત્યાં તો એના દરવાજા પર ટકોરા પડ્યા "અંદર આવો" એમ ફ્રાન્સિસ બોલ્યા કે તરત ધીમેકથી બારણું ઉઘાડીને એક વૃદ્ધ પુરુષ અંદર દાખલ થયો કૃતાર્થ ગયેલ શરીર ફાટ્યાંતૂટ્યાં કપડાં ધોળા પૂણી જેવા વાળ દાઢી મૂછ પણ એની તેજદાર આંખોએ એના ચહેરાની રોશની ને તાજગી કાયમ રાખ્યા હતા શો પ્રભાવ! શી અકૃત્રિમ શાંતિ દશા! માસૂમ બાળક જેવી આંખો! એ હતો આ જ દેવળનો વરસોજૂનો માળી

"અરે જોન! શું છે? બોલો" ફ્રાન્સિસે પૂછ્યું જોન કશું જ બોલ્યો નહિ નતમસ્તકે એમને એમ ઊભો રહ્યો "કહો તો ખરા શી વાત છે? શું કોઈ ચીજ વસ્તુ ખપે છે?" ફ્રાન્સિસે વળીવળીને પૂછ્યું જોને આંખો ઊંચી કરી શ્રાવણના નીલ વાદળથી ઘેરાયેલી ક્ષિતિજ એની આંખોમાં ઝૂકી આવી હતી ભારે કારુણ્ય ભર્યું હતું એ આંખોમાં એક અજબ પ્રકારનું કુતૂહલ એ આંખોમાં હતું ક ર ક વિશેષ ફ્રાન્સિસને થયું શું ભગવાન ખુદ જ ફરી જીવિત થઈને પોતાની સામે ઊભા થઈ ગયા છે! તેની આંખો આપોઆપ નીચી નમી પડી

જોન ઘૂંટણિયે પડી બે હાથ આકાશ ભણી કરી કરગરવા લાગ્યો "પાદરી બાપુ! આપની સમક્ષ એક કબૂલાત માટે આવ્યો છું હું મહાપાપી છું મારાથી વધુ પાપી આ ગામમાં કોઈ નથી હું પાપી છું" ફ્રાન્સિસે ઊંચે જોયું જોન તરફ દૃષ્ટિ કરી જોનના ચહેરામાંથી આત્મસ્મિત ટપકી રહી હતી આવું સુખ અને પાપ? "જોન તમે શું કહી રહ્યા છો? હકીકત શી છે?" ફ્રાન્સિસે આશ્ચર્યભર્યા સ્વરે પૂછ્યું જોને કહ્યું "સવારનું આપનું દિવ્ય પ્રવચન સઘળા લોકો સાંભળી રહ્યા હું જ એક અભાગિયો પાપી કે એક અક્ષરેય સાંભળી ન શક્યો લાખ કોશિશ કરી ભગવાનની પ્રાર્થના કરી પણ રે! બધું જ ફોગટ સાચે જ મારા જેવો પાપી તો કોઈ નહિ હોય આપ મારા માટે પ્રાર્થના કરો પાદરી સાહેબ!"

ફ્રાન્સિસ સમજી ગયો ખેર આ ગામમાં એક તો સાચો માણસ છે જેને પોતાના કાન ઉપર વિશ્વાસ છે એને પોતાની જાતને પુણ્યવાન કહેવરાવવાની લાલચ મુદ્દલ નથી જાતને પાપી સમજવામાં એને લગીરેય ભય નથી

ફ્રાન્સિસે ઘૂંટણે બેઠા કર્યા ને ગળે વળગાડ્યો "મામાજી આ આખાય ગામમાં આપ જ એક નિષ્પાપ છો બાકી સૌ પાપી છે—જૂઠા છે આપની એકની પાસે જ ભગવાનને ભેટનારું હૃદય છે ભગવાને પોતે જ કહ્યું છે ધન્ય છે તેઓને જેમનું હૃદય શુદ્ધ છે કારણ તેઓ જ ભગવાનના દર્શન પામશે સવારે મેં કશું જ વ્યાખ્યાન કર્યું નહોતું કશું બોલી જ ન શક્યો બધાની આંખોમાં ધૂળ નાખી બધા પોતાને પુણ્યવાન કહેવરાવવાના લાલચુ છે મોટા ધરમપુરુષો ય કોઈમાં પોતાને પાપી માનવાની હિંમત નથી આપ જ એક સરળ હૃદયી નીકળ્યા ને સંકોચ વિના જ સાચી વાત કહી દીધી હવે હું આ ગામમાં વાસો ન કરું કાલ સવારે ચૂપચાપ માઠીશ ચાલતા મારી પણ એવી જ કોશિશ રહેશે કે તમારા જેવું સરલ હૃદય મારું ક્યારે થાય! એ વિના ભગવાન કેમ મળે?"

બીજે દિવસે ગામ આખાને આશ્ચર્યમાં નાખીને ફ્રાન્સિસ ગામ છોડીને બીજે ગામ ચાલ્યો ગયા

## જીવનનું શિલ્પ

એક મુખ કોઈ મનમાન્યું પ્રગટાવવા
લાખ રેખા હું દોર્યાં કરું;
એક સુંદર મૂર્ત ઘાટ ઘડવા
પથરો ટાંકે ભર્યાં કરું;
જિન્દગી આખી પણ રૂપ ધરતી નવાં
હાથ આવી, ન આવી બને ત્યાં હવા —મકરન્દ દવે

# હિમાલયના હૃદયમાં

'યાત્રી'

## પ્રકરણ ૧૪—ભટવાડી

ગંગોત્રીનું એ હિમશીતળ પ્રભાત! ઊઠીને જોઉં છું તો મારી સાથેના બે યાત્રીઓ સ્નાન કરીને આવી ગયા છે. પણ ટાઢથી એવા ધ્રૂજે કે જાણે નોરતામાં માતાજી! તેમણે મને કહ્યું કે યાત્રીઓ માટે મોટા ધૂણા ધખે છે ત્યાં તાપીને પછી જ ધર્મશાળામાં આવજો. અમે પણ સ્નાન કરીને ત્યાં હાથપગ શેક્યા ત્યારે અહીં સુધી પહોંચી શક્યા છીએ. આ યાત્રીઓ બિહારના પૂર્ણિયા જિલ્લાના બે બ્રાહ્મણ ખેડૂતો હતા. કપાળમાં ટીલાંટપકાં હતા એટલે ચુસ્ત સનાતની તો હતા જ પણ આવી ટાઢમાં નહાશે એવી મને કલ્પના નહોતી. મને ઊઠવાનું મન નહોતું થતું. સ્નાનમાં અગતો પાળવાની આવશ્યકતા ભાસતી હતી. ત્યારે આ અલ્પશિક્ષિત ખેડૂતો નહાઈ ધોઈને પૂજામાં બેસતા હતા! મને થયું કે આવી ટાઢ આટલી જિંદગીમાં પહેલવહેલી અહીં જ જોઈ છે અને પછી ક્યારે ય જોવાની નથી. એક દિવસ માટે હારી જવું? અનેક લોકો નહાઈને આવે છે. સ્નાનાદિ કરીને દેવ-દર્શન ન કરીએ તો પછી ગંગોત્રીની યાત્રાનો અર્થ શું? આટલું દેહરખાપણું ન છોડી શકાય? પેલા અલ્પશિક્ષિત બ્રાહ્મણો કરતા હું બે અક્ષર સંસ્કૃતના વધારે જાણતો હતો પણ આચારમાં તેઓ વિદગ્ધ હતા અને હું અર્ધદગ્ધ હતો. આચારઃ પ્રથમો ધર્મઃ। ધિક્કાર છે આ કાયરતાને! પેલા અભણ જેવા ખેડૂતો આજે મારા ગુરુ થઈને બેઠા છે! મેં સ્નાનનો નિશ્ચય કર્યો અને ભગવતી ભાગીરથીને તીરે ગયો. પુણ્યસલિલા ભાગીરથી હિમસલિલા નીકળી! આ આ દિવ્યપરીક્ષામાંથી જેટલી શીઘ્રતાથી છટાય તેટલું સારૂં. એટલે ઉપરાઉપર લોટા રેડવા જ માંડ્યો. જે થવાનું હશે તે થશે. પહેલા એક બે લોટા હાહાકાર મચાવે છે. પરંતુ સ્તોત્ર, મંત્ર, પાઠ ભાગીરથીનો નામોચ્ચાર આદિથી તે તરફ મન વળે છે એટલે આપણે હિમાગારમાં ઠંડાગાર થઈએ છીએ એવી ભીતિ રહેતી નથી. મોંમાંથી ઉચ્ચારાઈ જાય છે—

સમૃદ્ધં સૌભાગ્યં સકલવસુધાયાઃ કિમપિ તન્
મહૈશ્વર્યં લીલાજનિતજગતઃ ખણ્ડપરશોઃ ।
શ્રુતિનાં સર્વસ્વં સુકૃતમથ મૂર્તં સુમનસાં
સુધાસૌન્દર્યં તે સલિલમશિવં નઃ શમયતુ ॥

[હે માતા! જે સંપૂર્ણ પૃથ્વીના મહાન સૌભાગ્ય રૂપ છે, જે અનાયાસે સંપૂર્ણ વિશ્વને ઉત્પન્ન કરવા-વાળા શિવનું પણ પરમ ઐશ્વર્યરૂપ છે, જે શ્રુતિઓનું સર્વસ્વ છે, તથા દેવતાઓનું મૂર્તિમાન પુણ્યરૂપ છે, તે અમૃતના સૌન્દર્યના સારરૂપ તમારૂં જળ અમારા અમંગળ દૂર કરે.]

આ સ્નાન પછી જડતા, આલસ્ય અને દૈન્ય દૂર થાય છે. જગતને જોવાની દૃષ્ટિ જ ફરી જાય છે. સ્નાનપૂર્વે કોઈ દર્શનીય સ્થળે આવ્યા હોઈએ એવી પ્રેક્ષાબુદ્ધિ હોય છે. પરંતુ ભગવતી ભાગીરથીના ભાવયુક્ત સ્નાનને અંતે આપણે દેવતાના ધામમાં હોઈએ એવી સાક્ષ્યબુદ્ધિ ઉદ્ભવે છે. ગંગામૈયાની અદૃશ્ય આણ સર્વત્ર ફરે છે એ વાતની કોઈ શંકા રહેતી નથી. યાત્રીમાત્ર ભક્તજનમાં પલટાઈ જાય છે. દુકાનદારો અને મજૂરો તેમના સહાયકો લાગે છે. પંડાઓ તેના ઉપાસકો લાગે છે. અને દેવદારના પ્રચંડ વૃક્ષો તેનું સૈન્ય લાગે છે. વારિપ્રવાહ અમૃત પ્રવાહ બને છે. હિમાલય કૈલાસ બને છે. શરીરિણી છતાં અશરીરિણી, જળરૂપ છતાં ચૈતન્યરૂપ, ભગીરથ-નન્દિની છતા જગન્માતા શરીરના રોમેરોમમાં તેમ જ

સચરાચરમા એકચક્રે શાસન કરતી ભાસે છે જેને મુક્તિ જોઈએ તેને તે મુક્તિ આપે છે જેને મુક્તિ જોઈએ તેને તે મુક્તિ આપે છે બને જોઈએ તેને તે બ ે આપે છે, કેમકે તે ચારશુન્જગી છે

શરચ્ચન્દ્રશ્વેતા શશિયકવશ્વેતાલમુકુટા
કરે કુમ્ભામ્ભોજે વરભયનિરાસૌ વિદધતીમ્।
સુધાધારાકારા ભરણુવસના શુભ્રમકર–
સ્થિતા ત્વા યે ધ્યાયન્ત્યુદયતિ ન તેષાં પરિભવ ॥

[ હે જનની ! શરતકાલીન ચન્દ્રમાની સમાન ઉજ્જવ અર્ધચન્દ્રરૂપ શ્વેત આભૂષણથી વિભૂષિત મુકુટવાળુ સુધાની ધારા સમાન શ્વત શરીર આભૂષણ તથા વસ્ત્રો વડે યુક્ત ચાર હાથોમા કળશ કમળ વર તથા અભયમુદ્રા ધારણ કરેન સફેદ મગર ઉપર વિરાજમાન તમારા આ દિવ્યરૂપનુ જે ધ્યાન કરે છે તેમનો કોઈ રીતનો પરિભવ નથી થતો ]

ધન્ય હજો પેલા બ્રાહ્મણ ખેડૂત બ ધુઓને જેમણે મને મૂગા આચરણ દ્વારા સ્વધર્મનુ ભાન કરાવ્યુ પૂજાપાઠ પછી તેમણે સ્વય પાક કર્યો અને મને ભોજન માટે નિમ ત્રણ આપ્યુ પણ પરાન્નભોજન નિમ ત્રણગ્રહણનો મારો વ્યવસાય ન હતો એટલે મે ક્ષમા માગી

ગ ગોત્રી નાનકડા ગામડાથી યે નાનુ ધામ છે દસબાર દુકાનો બેએક મ દિરો ધર્મશાળા મ દિરની કચેરી અને ગણ્યાગાઠ્યા બીજા મકાનો બાધેનો આદર્શ ઘાટ તો હિમાલયના ચાર ધામોમા ક્યા ય નથી ! લાખો યાત્રીઓ અને હજારો લક્ષ્મીન દનો યાત્રાએ કરે છે પ ણ આવી આવશ્યકતાઓ તરફ આપણી દૃષ્ટિ જતી નથી ભાગીરથીને પશ્ચિમ કાઠે આ તીર્થધામ વસ્યુ છે નદીનો પ્રવાહ પચ્ચીસ ત્રીસ હાથથી વધારે પહોળો નહિ હોય તેને પાર ક વા માટે લાકડાનો એક પૂલ છે જે પેટનાદનિવાસી રાજમિત્ર નારણલાલ કેશવલાલે ઈ સ ૧૯૫૧મા બ ધાવ્યો છે આ હકીકતની લાકડાની તખતી નદીના પાત્રમા થાભલો ખોડીને લગાવી છે તેને પાર કરીને સામે જતા જ બીજી ન ી આવે છે તેનુ નામ કેદારગ ગા છે આ બે નદીઓના સ ગમસ્થળને પવિત્ર ગણીને અહી તીર્થધામ રાખવુ ઉચિત છે એમ આપણા પૂર્વજોએ માન્યુ હશે ભાગીરથીનો ઉગમ તો અહીથી અઢાર માઈલ ઉપરવાસ છે તેને ગોમુખ કહે છે ત્યા જવા માટે કોઈ માર્ગ નથી નદીના પથરાઓ અને બરફીના પ્રવાહમા થઈને ચાલવુ પડે છે ગોમુખમા રહેવા માટે કોઈ મકાન નથી ઉઘાડામા જ સુઈ રહેવુ પડે છે ચાર દિવસનુ ભાથુ લઈને જવુ જોઈએ અતિ શ્રધાળુ ભકતો તથા સાહુસ તો ત્યા જાય છે–પણ સાથે ભોમિયો લઈને જ વાતો તો એવી પણ સાભળી છે કે ત્યા કુ મરાળ વનરાજિના કાળા રી છો બરફના મેદાનના ધોળા રી છોને મળવા આવે છે યાત્રાળુને પણ મુલાકાત (ભાગવાથી) આપે ખરા

ગ ગામ દિરમા દર્શન માટે ગયો. ત્યા નાની મોટી મૂર્તિઓના દર્શન કર્યો યાત્રીઓ ગ ગોત્રીના જળની લોટીઓ ભરીને અહી ગ ગાજીના પૂજન માટે લાવે છે પૂજનને અ તે પ ડાઓ લોટી લઈ જવાની અનુજ્ઞા આપે છે મે વોટરબગ નામના અનાર્ય જળપાત્રમા ગ ગાજળ ભરી લીધુ ભાગીરથી તટે વિદાયના હાથ જોડ્યા અને બપોરે અગિયાર વાગે ગ ગોત્રી ી યાત્રા પૂરી થઈ તેના સ તોષ સાથે નીચે ઊતરવુ શરૂ કર્યું ઊતરતી વેળાએ એ જ દેવદારના મર્મરધ્વનિયુક્ત વનોમા થઈને ભકરી ભાગીરથીના સ ગમે આવ્યો આ બધા માર્ગમા ભાગીરથી ભય કર ઘાટીઓમાથી વહે છે મે વાગે ભૈરવચટ્ટી આવી ભૈરવચટ્ટી ઊતરીને ગ ગાનો પૂ ન વટાવ્યો અને દેવદારના વનમા પ્રવેશ કર્યો ભાગીરથીને દક્ષિણ કાંઠે રસ્તો સરળપણે ચા યો જાય છે ચડઊતર છે નહિ પણ પાચેક વાગતા સૂર્ય પશ્ચિમની ગિરિમાળાઓ અને વાદળાઓની પાછળ જતા પ્રકાશ ગયો તેમા આ દેવદારુવીથીથી અ ધારાનો આભાસ આ મે. નિર્જનતા અઘોરતા અને સ ધ્યાધકારથી આ વન ભયાનક ભાસવા લાગ્યુ રામ સિવાય કોઈ રાખણ હારો નથી એવો અનુભવ યાત્રીને સન ત્ર અને ગ ગાત્રીપથમા વિ ા થાય છે માનવીની અસહાય દશામા ઈશ્વરનુ સ્મરણ સહેજે થઈ જાય છે એગ્યુ

આવો માર્ગ પચેક માછલમા હશે માર્ગમા ઘોળા ફૂલો ઊગેલા પરતુ જમનોત્રી જેવા રગબેરગી પુષ્પો અહી નથી તેટલા ગામડા પણ નથી તેટલી હૃદયગમ નિસર્ગશ્રી પણ નથી યમુનાતટમા સૌમ્ય પ્રકૃતિલાસ્ય છે ગગાતટમા પ્રકૃતિતાડવ ચાલે છે

ઝાલરટાણે ધરાલીચટ્ટીએ પહોચ્યો બીજે દિવસે હરસીલ આગળ સમથગ અની ગેલી ભાગીરથીના પ્રવાહને સામે કાઠે ચડતા બે ત્રણ વાર લાકડાના પૂલોથી ઓળગ્યો શ્યામગગાનો સગમ અને ઝાલા ચટ્ટીનુ લઘુવન જોતા જોતા સૂખીચટ્ટીનો પહાડ ચડવો શરૂ કર્યો. સૂખીચટ્ટાનો પહાડ પૂર્વપશ્ચિમમા વીસેક માઈલ જેટલો ફેલાયો છે તેનો એક છેડો સૂખીચટ્ટી આગળ ભાગીરથીને અડે છે તો બીજે છેડો જમનોત્રી આગળ યમુનાને અડે છે આ સ્થળેથી જમનોત્રી વીસ માઈલ જ દૂર છે અને સ્થાનિક લોકો આ બદરપૂછ નામના પહાડના માર્ગ એક જ દિવસમા જમનોત્રી જાય છે પણ ખરા તેનો આ બાજુનો ભાગ નીચો અને કોરો હોઇને બપોરે અગ્નિ વર્ષા થાય છે તો જમનોત્રી બાજુનો ભાગ અતિ ઉન્નત અને વનરાજિવિભૂષિત હોઈને તેના શિખરો ઉપર હિમવર્ષા થાય છે વાદરાના લાબા પૂછડા જેવો એનો આકાર હોવાથી લોકજીભે આ નામ પાડ્યુ છે ઘોમ ધખ્યે સૂખીચટ્ટીએ આ યો

સૂખીથી ગગાણી ચટ્ટી સુધીનો માર્ગ બહુ જ વિષમ છે પહાડ તૂટી પડવાથી મૂળનો યાત્રામાર્ગ લુપ્ત થયો છે એટલે મૂળમાર્ગ ઉપર કમાનઆકારનો દીર્ઘતમ માર્ગ કરવો પડ્યો છે સર્વત્ર ધસી પડેલા પર્વતના પથરાઓ શિલાઓ ખડકો વેરવિખેર પડ્યા છે તેમા પગવડે ઘસાયેલો માર્ગ જોઈને ચાલવાનુ આવી ભુલભુલામણીમા લાકડીને ટેકે એક સુરદાસને નીચેથી ઉપર આવતા જોયો મે પૂછ્યુ સુરદાસજી' જ્યા માર્ગ જ નથી ત્યા તે તમને શી રીતે મળશે? અમને પણ અહી તકલીફ પડે છે અનેક ખડકો બાજુ બજુમા પડ્યા છે ત્યા રસ્તો કેમ જડશે?' તેણે શાતિથી અને ખેદિ રાઈથી જવાબ દીધો જેમ અહી સુધી આ યો તેમ ઉપર પણ જઈશ '

ગગોત્રીની વિષમ તીર્થયાત્રા કરી, ખૂબ કષ્ટ વેઠ્યુ વગેરે વિચારથી હુ આત્મગૌરવથી ભરેલો હતો પરતુ બુદ્ધિ કબૂલ ન કરે તેવી પ્રચડ આત્મશ્રદ્ધા ધરાવનારા આ અધયાત્રીને અને તેની બેપરવાઈને જોઈને મારા આત્મગૌરવરૂપ અભિમાનના પરપોટામા કાટો વાગો પાચેક વાગ્યા હશે એકદમ સીધો ઊતાર ઊતરતા એક ગુજરાતી દપતીને નીચેથી ઉપર આવતુ જોયુ પુરુષ ત્રીસેક વરસનો હશે. બાઈ પચીસેક વર્ષની હશે. બનેના ચહેરા ઉપર થાક તો હતો જ પણ બાઈ તો ત્રાસી ગયેલી લાગી. છતા નિરાશ થયા વિના બને સૂખીચટ્ટી જવા એક એક ડગલુ કષ્ટપૂર્વક ભરતા હતા સહનશક્તિના આ દર્શને મારી ધન્યતા અને તેના ફળરૂપ ગર્વ ઉપર બીજો ઘા કર્યો સૂખીથી ગગાણીચટ્ટી આઠ માઈલ હશે ઉપડ્યો હતો પણ વહેલો છતા આ માર્ગ એટલો કષ્ટકર છે કે બે માઈલ ચટ્ટી દૂર રહી ત્યા જ સાજ પડી ગઈ એક ચાની દુકાન આવી ત્યા ચા પીધી બેઠો એની સાથે જ જાણે ધરતી સાથે જડાઈ ગયો થાક એવો લાગ્યો કે આગળ ડગલુ માડવાની મરજી ન થઈ મે જ માઠલનુ અતર હતુ માર્ગ ચડાણનો ન હતો છતા યે ગળિયા બળદની જેમ શરીર ધરાર ન ઊઠ્યુ હુ લાચાર થયો મારા અહકાર ઉપર એક વધુ ઘા થયો

દુકાનમા રાત વીતાવી સવારે ગગાણીમા સ્નાન કરીને સાડાચાર માઈલ દૂરની એક કાચી ચટ્ટીએ પહોચ્યા રસ્તે કઈ ખાવાનુ મળતુ ન હતુ ગગોત્રી માથી મે થોડી પૂરીઓ ભીડભાતુ (ઈમરજન્સી ફૂડ) તરીકે સાથે રાખેલી તે કામ આવી પણ તે ખાઉ શેમા? ગોળ દૂધ કાઈ મળે નહિ છેવટે સૂકા મરચા મળતા તેની સાથે ત્રણ મોટી જાડી પૂરી ગળી ગયો યાત્રામા બધી જાતની અગવડ વેઠવી જોઈએ સ્વાદેન્દ્રિયનો સયમ જોઈએ આ બધુ સમજવા છતા આવુ ભોજન આવકારપાત્ર ન લાગ્યુ દરેક તીર્થયાત્રીનો અનુભવ છે કે અદર બેઠેલા જીવને હિમાલયમા પણ છપ્પન ભોગની લાલસા રહે છે પૂરી શાક મળે તો દાળની ઈચ્છા થાય છે દાળ મળે તો શાકમા

જ નહિ પણ વિના પ્રયત્ને તે ચાલુ રહે છે. મનને સ્થિર કરવા કોઈ બાહ્ય ઉપાય કરવો પડતો નથી. કાયમ બટાટાં જ બટાટાં છે એમ ફરિયાદ કરીને આપણાની ચટપટી થાય છે. તે પણ મળતાં મુખવાસની મરજી રહે છે. અને મુખવાસ પણ મળે એવા ભોજનને તો છપ્પનિયાના દુકાળિયાની જેમ એવું ઝાપટીએ છીએ કે જાણે પહેલાં તે જોયું નથી અને હવે કદી જોવાના નથી.

જિહ્વૈકતોઽચ્યુત વિકર્ષતિ માઽવિતૃપ્તા
શિશ્નોઽન્યતસ્ત્વગુદરં શ્રવણં કુતશ્ચિત્ ।
ઘ્રાણોઽન્યતશ્ચપલદૃક્ ક્વ ચ કર્મશક્તિઃ
બહ્વ્યઃ સપત્ન્ય ઇવ ગેહપતિં લુનન્તિ ॥

[હે અચ્યુત! અતૃપ્ત મારી આ જીભ (જ્યાં જ્યાં મધુર આદિ રસ છે ત્યાં ત્યાં) મને ખેંચી જાય છે; ગુહ્યેન્દ્રિય વિષય ભોગ તરફ, ત્વચા ઇન્દ્રિય સ્પર્શ સુખ તરફ, ભૂખથી તપેલું પેટ આહાર તરફ, કાન મધુર શબ્દો તરફ, નાક સુગંધ તરફ અને ચપળ દૃષ્ટિ સુંદર રૂપ જોવા ખેંચે છે. આ રીત જેમ અનેક શોક્યો પતિને આમતેમ ખેંચી ઉઝરડી નાખે છે, તેમ કર્મેન્દ્રિયો મને આમતેમ ખેંચી ગભરાવે છે.]

વળી એકવાર વધારે મારા અભિમાન ઉપર પ્રહાર થયો. આથી ક્ષણિક નિરાશા પણ ઉપજે છે પરંતુ ગુજરાતી ત્રીજી ચોપડીમાં ભણેલો એક દોહરો આવે વખતે યાદ આવે છે–

ભણતાં પંડિત નીપજે, લખતાં લહિયો થાય;
ચાર ચાર ગાઉ ચાલતાં, લાંબો પંથ કપાય.

જેમ હિમાલયનો લાંબો પંથ કપાયો તેમ અન્ય સર્વે માર્ગોનો યે એક દિવસ અંત આવશે.

સાંજે પાંચ વાગે ભટવાડી પહોંચ્યા. ધર્મશાળા તો હાંસોહાંસ ભરેલી પણ રસ્તાની ઉપર બંધાતી સરકારી ઓરડીઓમાં ગયો અને ત્યાં બિસ્તરો લગાવ્યો. થોડી વારમાં એક મારવાડી સંઘ આવ્યો એટલે ઓસરીની એક કોર સુરક્ષિત કરીને આરામ લીધો. ભાગીરથીમાં હાથ-પગ મોં ધોયાં. સામે જ પચાસેક ફૂટનો એક ધોધ પર્વત ઉપરથી પડતો હતો તે જોતાં જોતાં કેટલા ય વિચારો આવવા માંડ્યા. મને થયું કે બદરી, કેદાર, જમનોત્રી અને ગંગોત્રી એ ચારે ધામની યાત્રા પૂર્ણ થઈ, સફળ થઈ. હિમાલયનું દર્શન ઠીક ઠીક લીધું. હવે તો તેનું કુતૂહલ શમ્યું છે. એ જ ધોળાં ડોળાં ભગીરથીનાં નીર, એ જ પૂર જેવો વેગવંતો વારિપ્રવાહ, એ જ ફેન, બુદ્‌બુદ તરંગ અને આવર્ત, એ જ ભોળાશંભુ જેવો જળસ્નાન કરતો ઘડીઘડી ડૂબતો ને દેખાતો શિલાસંઘાત, ક્યાંક ભાગીરથીના દ્વારપાળ જેવા મહિષાસુરને ય પડકારતા ખડકો, ક્યાંક દેવદારનાં વન તો ક્યાંક ચીડનાં અરણ્ય, ક્યાંક લીમડાના સગોત્રી તો ક્યાંક પીપળાના પિતરાઈ વૃક્ષો, એ જ ભરચક ચટ્ટીઓ અને બણબણતી માખીઓ, રોટલા ઘડતા યાત્રીઓ અને માલ વેચતા દુકાનદારો, એ જ માનવગંદકી અને નિસર્ગ શોભા, એ જ પાર વિનાના ડુંગરા, અંત વગરના વૃક્ષો, એ જ નવીન છતાં પુરાણો બનતો હિમાલય! હવે બધું જોઈ લીધું—પરંતુ હિમાલયની દર્શનીયતા ખરેખરી તો હજી બાકી હતી.

ક્ષણે ક્ષણે યન્નવતામુપૈતિ
તદેવ રૂપં રમણીયતાયઃ ।

[ક્ષણે ક્ષણે નવીનતાનું સર્જન-દર્શન થાય (હોય) તેને જ રમણીયતાનું સ્વરૂપ કહે છે.] [ક્રમશઃ]

અમૂલ્ય રત્નોથી ન તુષ્ટિ પામ્યા
ભયે ન હાલાહલના ય ધ્રુજ્યા;
મળી સુધા ત્યાં લગ ના વિરામ્યા,
દેવો સંતો ધીરવીરો મહાંત;
શ્રેયો વાંચ્છ્યાં મેળવે મેળવે છે.

ગો. મા. ત્રિપાઠી

# આદેશો

તું તારા સ્વામી પરમાત્માની હૃદયપૂર્વક, આત્મા થકી, મન મૂકીને, શક્તિ અનુસાર પ્રેમભક્તિ કરજે. આ પહેલો આદેશ છે. *

અને બીજો આદેશ આ છે. જેવો પ્રેમ તું તારા પંડ ઉપર રાખે છે તેવો પ્રેમ તું તારા પાડોશી ઉપર રાખજે. આનાથી વધુ ઊંચો કોઇ આદેશ નથી. *

અને જુઓ! એક જુવાનિયો આવીને કહે: 'દયાળુ બાપજી! અખંડ જીવન પ્રાપ્ત કરવા મારે શું કરવું?'

જિસસે તેને પૂછ્યું: 'મને દયાળુ કેમ કહ્યો? એકને (ઉપરવાળાને) છોડીને બીજો કોઇ દયાળુ નથી, દયાળુ તો પરમાત્મા પોતે જ છે. હવે તારે જો અખંડ જીવન જીવવું હોય તો આદેશો પાળતો જા.' *

એણે ઇશુને પૂછ્યું: 'એ આદેશો વળી શું છે?' જિસસે ઉપદેશ કર્યો: 'તું હત્યા કરીશ મા તું છિનાળું કરીશ મા. તું ચોરી કરીશ મા. તું ખોટી સાક્ષી પુરાવીશ મા.

વળી, તારે જો પૂર્ણ બનવું હોય તો તારી સંપત્તિ વેચી દે. તેના ઊપજેલા પૈસા ગરીબોમાં વાપરી નાખ. તને સ્વર્ગમાં ભંડાર ભરેલા મળશે. આટલું કર્યા પછી તું મારી પાસે આવજે અને મારી પાછળ ચાલી નીકળજે.' *

પણ એ ઉપદેશ સાંભળતાં વેંત એ જુવાનિયાના મોતિયા મરી ગયા. કેમ કે તે ઝાઝા ધનનો ધણી હતો. *

ત્યારે જિસસે પોતાના શિષ્યોને કહ્યું: 'હુ તમને સત્ય કહું છું કે સ્વર્ગના રાજમાં પૈસાદારનો પગપેસારો થવો મુશ્કેલ છે.' *

'વળી હું તમને કહુ છું: સોયના નાકામાંથી સાંઢિયો નીકળી જાય ખરો, પણ સ્વર્ગના ઝાંપામાં શ્રીમંત દાખલ થવો મુશ્કેલ છે.' *

પછી પીટરે જિસસને કહ્યું: 'જુઓ, અમે બધું છોડીને તમારી પાછળ નીકળ્યા છીએ. અમને એનો બદલો શું મળશે?' *

અને જિસસે તેમને કહ્યું: 'તમને સત્ય વચન સંભળાવું છું કે નવજીવનના કાર્યમાં મારી પાછળ ચાલી નીકળેલા તમે બધા જ જ્યારે ધર્મરાજા સિંહાસન ઉપર બેસશે તેની ઘડીએ તેમની પડખોપડખ બાર સિંહાસનો ઉપર બેસશો અને યહૂદીઓની બાર જાતોનો ન્યાય તોળશો. *

જેણે જેણે મારા નામને ખાતર ઘરબાર, ભાઇ, બહેન, પિતા, માતા, પત્ની, બાળકો કે જમીન છોડ્યાં છે તેમને સોગણું પાછું મળશે. તેમને અમર જીવનનું સુખ મળશે. *

જે મોટાભા થઇને આગલી હારમાં પહોળા થઇને બેઠા છે તે ડેલી બહાર ધકેલાઇને છેલ્લા ઊભા રહેશે. અને જે ડેલી બહાર રાંક બનીને વાટ જુએ છે તેમના આસન પહેલી હારમાં પડશે. નોતરાં તો બહુને દેવાય છે, પણ નિમણૂક કોકની જ થાય છે. *

રવીન્દ્રનાથ ઠાકુર
અનુ૰ નગીનદાસ પારેખ



૬

સંસાર જ્યારે મનને ખેંચી લે, પ્રાણ જ્યારે જાગતા ન હોય, ત્યારે પણ, હે નાથ, તમને પ્રણામ કરીને હું બેઠો બેઠો તમારા ગીત ગાઉં છું.

હે અંતરયામી, મારો એ શૂન્ય મનનો વૃથા ઉપહાર, પુષ્પવિહીન પૂજાનું આયોજન, અને ભક્તિવિહીન તાન ક્ષમા કરો.

હું શુષ્ક કંઠે તમારું નામ પોકારું છું અને નિબિડ પ્રેમની સરસ વર્ષા ચિત્તમાં ઊતરી આવે એવી પૂરા દિલથી આશા સેવું છું.

અચાનક એકવાર પોતે થઈને તમારા અમૃતથી તમે એને ભરી દેશો એવી શ્રદ્ધા સાથે મારું શૂન્ય હૃદય તમારે ચરણે અર્પણ કરું છું.

૭

મારા જીવનમા અહોનિશ જે કાંઈ આનંદ હું પામ્યો છું. તે બધામાં, હે જીવનનાથ, આજે હું તમને સંભારીશ.

જે દિવસે તમારા જગતને જોઈને પ્રાણ હરખથી પુલકિત બની ગયા છે તે દિવસે મારી દૃષ્ટિ ઉપર તમારો દૃષ્ટિપાત થયો છે. બધા આનંદોમા, હે જીવનનાથ, હું તમને સંભારીશ.

વારંવાર તમે પોતાના હાથે સ્વાદ ગંધ અને ગીત દ્વારા બહારથી અંતરમાં સ્પર્શ કર્યો છે.

પિતા, માતા, ભ્રાતા, પ્રિય પરિવાર, મારા મિત્રો અને મારા પુત્રો બધાની સાથે હૃદયમાં પ્રવેશીને તમે મારી સાથે રહો છો. બધા આનંદોમાં, હે જીવનનાથ, હું તમને સંભારીશ.





૮

કાવ્યના શબ્દો જે રીતે છંદના બંધનમાં બંધાઈ જાય છે તે રીતે હું તમને સાધના દ્વારા પ્રાણમાં પકડી રાખીશ.

મારા હૃદયની સીમાને કંપાવીને તમારો અસીમ મહિમા બાજી ઊઠશે અને ચિરવિચિત્ર આનંદરૂપે મારા જીવનમાં પકડાશે – કાવ્યના શબ્દો છંદના બંધનમાં પકડાય છે તેમ.

મારાં દિવસનાં તુચ્છ કર્મોને તમે ગૌરવ આપશો. મારા તનુના અણુએ અણુમાં તમારી પ્રતિમા વિરાજી રહેશે.

સકળ પ્રેમ અને સ્નેહની વચમાં હું હૃદયરાજને આસન સોંપીશ. તમારા અસીમ ભુવનમાં રહેવા છતાં મારા ભવનમાં તમે રહેશો – કાવ્યના શબ્દો છંદના બંધનમાં બંધાયેલા રહે છે તેમ.

૯

સમજ્યા વગર જ હું તમને શી રીતે સમજી ગયો, કંઈ સમજાતું નથી. હું અર્થનો પાર પામી શકતો નથી, તેમ છતાં તમારી વાણી સમજ્યો છું.

મારા નિશ્વાસ અને નિમેષપાતરૂપે, ચેતના વેદના અને ચિંતાના આઘાતરૂપે સમસ્ત દેહમાં અને મનમાં કોણ તમારા સમાચાર લઈ આવે છે? સમજ્યા વગર જ હું તમને શી રીતે સમજી ગયો, કંઈ સમજાતું નથી.

પોતાના ચિત્તમાં ગાઢ એકાંતમાં જ્યાં હું તમને જાણવા પામ્યો છું ત્યાં ભાષા પરાસ્ત થતા બધું જ સ્થિર અને નિર્વાક છે. સમજ્યા વગર જ હું તમને શી રીતે સમજી ગયો, કંઈ સમજાતું નથી.

૧૦

જેઓ પાસે છે તેઓ છો પાસે રહેતા, તેઓ કંઈ જાણવા પામવાના નથી. મારા હૃદયમાં તેઓ કરતાં તમે જ પાસે છો.

જેઓ બોલ બોલ કરે છે તેઓ છો બોલતા, હું કોઈને પણ વિમુખ કરતો નથી – તેઓ જાણતા નથી કે તમારી અકથિત વાણીથી મારા પ્રાણ ભરેલા છે. મારા નીરવ હૃદયમાં તમે હમેશાં નીરવતાપૂર્વક રહેલા છો.

હે પ્રભુ, તમારે માટે મારગ કરવાનું હું કોઈને પણ કદી નહિ કહું. જે કંઈ પ્રેમસંબંધો છે તે બધા જ મને તમારા તરફ ખેંચતા રહેશે. બધાના પ્રેમમાં તમારો પ્રેમ મારા હૃદયમાં રહેશે.

બધાની સાથે તમારું બંધન સદા જોવા પામું એ મારી સાધના છે; બધાનો સંગ મનમાં તમારી આરાધના જગાડે એમ હું ઇચ્છું છું. બધાના મિલનમાં તમારું મિલન હૃદયમાં જાગતું રહેશે.

## નૈવેદ્ય

રવીન્દ્રનાથ ઠાકુર
અનુ• નગીનદાસ પારેખ



૬

સંસાર જ્યારે મનને ખેંચી લે, પ્રાણ જ્યારે જાગતા ન હોય, ત્યારે પણ, હે નાથ, તમને પ્રણામ કરીને હું બેઠો બેઠો તમારા ગીત ગાઉં છું.

હે અંતરયામી, મારો એ શૂન્ય મનનો વૃથા ઉપહાર, પુષ્પવિહીન પૂજાનું આયોજન, અને ભક્તિવિહીન તાન ક્ષમા કરો.

હું શુષ્ક કંઠે તમારું નામ પોકારું છું અને નિબિડ પ્રેમની સરસ વર્ષા ચિત્તમાં ઊતરી આવે એવી પૂરા દિલથી આશા સેવું છું.

અચાનક એકવાર પોતે થઈને તમારા અમૃતથી તમે એને ભરી દેશો એવી શ્રદ્ધા સાથે મારું શૂન્ય હૃદય તમારે ચરણે અર્પણ કરું છું.

૭

મારા જીવનમા અહોનિશ જે કાંઈ આનંદ હું પામ્યો છું. તે બધામા, હે જીવનનાથ, આજે હું તમને સંભારીશ.

જે દિવસે તમારા જગતને જોઈને પ્રાણ હરખથી પુલકિત બની ગયા છે તે દિવસે મારી દૃષ્ટિ ઉપર તમારો દૃષ્ટિપાત થયો છે. બધા આનંદોમા, હે જીવનનાથ, હું તમને સંભારીશ.

વારંવાર તમે પોતાના હાથે સ્વાદ ગંધ અને ગીત દ્વારા બહારથી અંતરમાં સ્પર્શ કર્યો છે.

પિતા, માતા, ભ્રાતા, પ્રિય પરિવાર, મારા મિત્રો અને મારા પુત્રો બધાની સાથે હૃદયમાં પ્રવેશીને તમે મારી સાથે રહો છો. બધા આનંદોમાં, હે જીવનનાથ, હુ તમને સંભારીશ.





૮

કાવ્યના શબ્દો જે રીતે છંદના બંધનમાં બંધાઈ જાય છે તે રીતે હું તમને સાધના દ્વારા પ્રાણમાં પકડી રાખીશ.

મારા હૃદયની સીમાને કંપાવીને તમારો અસીમ મહિમા બાજી ઊઠશે અને ચિરવિચિત્ર આનંદરૂપે મારા જીવનમાં પકડાશે— કાવ્યના શબ્દો છંદના બંધનમાં પકડાય છે તેમ.

મારાં દિવસનાં તુચ્છ કર્મોને તમે ગૌરવ આપશો. મારા તનુના અણુએ અણુમાં તમારી પ્રતિમા વિરાજી રહેશે.

સકળ પ્રેમ અને સ્નેહની વચમાં હું હૃદયરાજને આસન સોંપીશ. તમારા અસીમ ભુવનમાં રહેવા છતાં મારા ભવનમાં તમે રહેશો— કાવ્યના શબ્દો છંદના બંધનમાં બંધાયેલા રહે છે તેમ.

૯

સમજ્યા વગર જ હું તમને શી રીતે સમજી ગયો, કંઈ સમજાતું નથી. હું અર્થનો પાર પામી શકતો નથી, તેમ છતાં તમારી વાણી સમજ્યો છું.

મારા નિશ્વાસ અને નિમેષપાતરૂપે, ચેતના વેદના અને ચિંતાના આઘાતરૂપે સમસ્ત દેહમાં અને મનમાં કોણ તમારા સમાચાર લઈ આવે છે? સમજ્યા વગર જ હું તમને શી રીતે સમજી ગયો, કંઈ સમજાતું નથી.

પોતાના ચિત્તમાં ગાઢ એકાંતમાં જ્યાં હું તમને જાણવા પામ્યો છું ત્યાં ભાષા પરાસ્ત થતા બધુ જ સ્થિર અને નિર્વાક છે. સમજ્યા વગર જ હું તમને શી રીતે સમજી ગયો, કંઈ સમજાતું નથી.

૧૦

જેઓ પાસે છે તેઓ છો પાસે રહેતા, તેઓ કંઈ જાણવા પામવાના નથી. મારા હૃદયમાં તેઓ કરતાં તમે જ પાસે છો.

જેઓ બોલ બોલ કરે છે તેઓ છો બોલતા, હું કોઈને પણ વિમુખ કરતો નથી— તેઓ જાણતા નથી કે તમારી અકથિત વાણીથી મારા પ્રાણ ભરેલા છે. મારા નીરવ હૃદયમાં તમે હમેશાં નીરવતાપૂર્વક રહેલા છો.

હે પ્રભુ, તમારે માટે મારગ કરવાનું હું કોઈને પણ કદી નહિ કહું. જે કંઈ પ્રેમસંબંધો છે તે બધા જ મને તમારા તરફ ખેંચતા રહેશે. બધાના પ્રેમમાં તમારો પ્રેમ મારા હૃદયમાં રહેશે.

બધાની સાથે તમારું બંધન સદા જોવા પામું એ મારી સાધના છે; બધાનો સંગ મનમાં તમારી આરાધના જગાડે એમ હું ઇચ્છું છું. બધાના મિલનમાં તમારું મિલન હૃદયમાં જાગતું રહેશે.

नैवेद्य

જન । ગુણવાળા અને ગુણપારખુનો દુકાળ છે. સ મહાત્મા સુદુર્લભ ।

સાધુસેવા ઇશ્વરપ્રાપ્તિનુ મહાન સાધન છે આ સસારમા દુખરૂપી તણખના પેદા થયા જ કરે છે પણ જેમ જગતમા અડાબીડ ભેગેના તણખવાને દાવાનળ બાળી નાખે છે, બરાબર એમ જ સાધુજનસેવા માનાદુખનો નાશ કરે છે સસારમા આપદારૂપી જે કમળ ખીલે છે તેને સાધુજનરૂપી ઝાકળ મરણતોલ કરી મેલે છે

સાચો માર્ગદર્શક સાધુ જ છે સસાર વ્યવહારમા અને વ્યવહારજગતની પેલી પાર વિલસી રહેલા સાચા જગતમા ય તે જ ખરો ભોમિયો ખરાબ રસ્તે તે કદી નહિ દોરી જાય

ભક્તિ માટે ગગાસ્નાનની જ આવશ્યકતા છે એમ શા સારુ? સાધુજન ખુદ જ ગગાસ્વરૂપ છે પવિત્ર શીતળ અને શુદ્ધ સાધુના સપર્કમા જ સતત રહો તીર્થસ્નાની પછી આવશ્યકતા નહિ રહે શાથી જે સાધુચરણ જ સ્વય તીર્થસ્થાન છે ત્યા આવીને જ માથુ ઝૂકાવી દો સતાપ માત્ર સળગી જશે જીવતર હળવુ ફૂલ થઇ જશે

જપતપ ને દાન ધ્યાનધારણા ને આસન પારાયણ દુખ દૂર કરી જ આપશે એવી ખાત્રી ખરી? દુખનાશ માટે તો એક જ રામબાણ ઇલાજ છે, સાધુસગ એ જ ઉત્તમ સાધન.

કાળઝાળ ગરમીના દિવસોમા કાયા બાળીને તપ કરવાથી દુખહરણ નથી થવાનુ નમઝૂટ ઘનઘોર વરસતો હોય ત્યારે તેમા આથડવા નાખવાથી ય શાન્તિ સાપડતી નથી કાળજુ કપાવી નાખે તેવી કાતિલ ટાઢડીમા ઉઘાડે ડીલે બેસી ભગવાન ભજન કરવાથી ય ભગતજીના દુખ દૂર ન પણ થાય દુખ નિવાશ માટે તો કેવળ સાધુસગ અને સાધુસેવા જ કમાલ કરચ અફલાતૂન કીમિયો

સદ્‌ગુરુનુ ધ્યાન ધરીને તેને જ મનઅતરમા ધારવાવાળા જિજ્ઞાસુઓ માટે આવી ધીરાભગતની વાણી છે ગુરુદેવે ગાયુ જ છે

I invoke all those
who are eager of soul
and joyous of heart
Let them come and take their seat.

## એકાક્ષરી ઉપદેશ

ગીતાની જૂના શાસ્ત્રીય શબ્દો નવા અર્થમા વાપરવાની ખાસિયત છે આ સબધમા ઉપનિષદમા એક મજાની વાત છે એક વખત દેવ, દાનવ, અને માનવ ઉપદેશ લેવાને પ્રજાપતિ પાસે પહોચ્યા. પ્રજાપતિએ ત્રણેને ઉપદેશમા 'દ' એટલો એક જ અક્ષર આપ્યો દેવોએ કહ્યું 'અમે દેવો કામી રહ્યા, અમને ભોગવિલાસનો ચસકો પડી ગયેલો અમને પ્રજાપતિએ 'દ' અક્ષરથી દમન કરો એમ શીખવ્યુ!' દાનવોએ કહ્યું 'અમે દાનવો ક્રોધી, દયાથી અમે આઘા રહેલા પ્રજાપતિએ 'દ' અક્ષર વડે અમને દયા કરો એમ શીખવ્યુ.' માનવોએ કહ્યુ 'અમે માનવો લોભી, અમે સઘરો કરવા પાછળ પડેલા, 'દ' અક્ષરથી દાન કરો એવુ પ્રજાપતિએ અમને શિખવ્યુ.' પ્રજાપતિએ બધાયના અર્થ સાચા ગણ્યા, કેમ કે બધાયને તે પોતપોતાના અનુભવથી લાધ્યા હતા ગીતામા આવતી પરિભાષાના અર્થ કરતી વખતે ઉપનિષદમાની આ વાર્તા ખનૂસ ધ્યાનમા રાખવી

વિનોબાજી

# ભક્તકવિ બાપુસાહેબ ગાયકવાડ

વલ્લભદાસ અક્કડ

[ગુજરાતના આદિ કવિ નરસિંહ પછી એવા જ બીજો ભક્ત કવિ થયો નથી એ વાત સાચી છે, પરંતુ ગુજરાતમાં જ નરસિંહ મહેતાની નાની આવૃત્તિ સમા જે થોડા ભક્ત કવિઓ થયા છે, તેમાંના એક, બાપુસાહેબ ગાયકવાડના જીવન અને કવન લગભગ નરસિંહ મહેતાને મળતા આવે છે અનન્ય ભક્તિભાવની જે ચરમ સીમા અને કાવ્યનં તત્વજ્ઞાનનો જે ઉંડો ભાવ નરસિંહ મહેતામાં તાદૃશ થાય છે, તે બાપુસાહેબ ગાયકવાડમાં થતો નથી એમ છતાં ભક્તિની નિષ્ઠા અને ભગવત્-આસ્થામાં બંનેમાં સારું એવું સામ્ય છે એની પ્રતીતિ આ લેખ પરથી થશે ]

## જન્મ અને જીવન

બાપુસાહેબ ગાયકવાડનો જન્મ ઘણુંખરું વિક્રમ સંવત ૧૮૩૩ કે ૧૮૩૫માં એટલે કે ઇ સ ૧૭૭૭ કે ૧૭૭૯માં થયો હતો આજથી લગભગ પોણી બસો વર્ષ પૂર્વેનો એ જમાનો આજના જેવો શાંત અને મુક્ત નહોતો અંગ્રેજ હકૂમત ઈ સ ૧૮૨૧ માં ગુજરાતમાં આવી તે પહેલાંના ઉક્ત પચાસ વર્ષ એ પેશ્વાઈની પડતીનાં વર્ષ હતાં અને તે વેળા લોકજીવન અસ્વસ્થ બેચેન અને ચિંતાગ્રસ્ત રહેતું હતું હિન્દુ મુસલમાન ઝઘડાનું જોર નહોતું એમ નહિ કુસંપ અને કોમી ઐક્ય સારી પેઠે હતા એટલે તે કાળે બંગાળમાં રાજારામમોહન રોય તો ગુજરાતમાં દુર્ગારામ મહેતાજી જેવા જ્યારે સુધારાની પ્રવૃત્તિ કરતા હતા કે જન્મ લેતા હતા, ત્યારે બાપુસાહેબ જુવાન હતા એમના એ જીવને જુવાનીમાં જ જાણી લીધું, કે કોમી રાગદ્વેષ, અસ્પૃશ્યતા આદિ સમાજના મોટા પાપ, સમાજની પ્રગતિને રુંધે છે એટલે એમણે એ સેવામાર્ગ અપનાવ્યો જે ગુજરાતમાં ભક્ત કવિ નરસિંહ મહેતાએ અપનાવ્યો હતો

## પિતા અને ગુરુ

બાપુસાહેબનો જન્મ વડોદરાના યશવંતરાવ ગાયકવાડ નામના એક મરાઠા સરદારને ત્યાં થયો હતો. એમને રાજવંશી પ્રણાલિકા અનુસાર કેળવણી અને તાલીમ મળી હતી ઉછેર પણ લગભગ એવો જ હતો પરિણામે બાળક બાપુરાવ વ્યાયામ ઘોડેસવારી ઈત્યાદિમાં પ્રાવીણ્ય ધરાવતા હતા તેઓ મરાઠી જાણતા હતા ને સાથે ગુજરાતી પણ સરસ જાણતા હતા એમની ગુજરાતી એક માર્યા ગુજરાતી જેવી તળપદી અને શુદ્ધ હતી આજની ગુજરાતી ભાષા કરતાં તે ભિન્ન હતી એ ખરું, છતાં તે એમના સમકાલીન સાહિત્યકાર ભક્ત કવિ દયારામ આદિ જેવી શિષ્ટ, સાદી અને સુવાચ્ય હતી એ આ લેખમાં હવે પછી આવતાં કાવ્ય ભજનના અવતરણો પરથી લાગશે

બાપુસાહેબને માત્ર વીસ વર્ષની વયે સંસાર પ્રતિ વૈરાગ્ય આવ્યો હતો ને એમનું ચિત્ત પારલૌકિક સૃષ્ટિમાં જ રમણ કરતું હતું એ કારણે જ એ કાળે જે કોઇ સાધુસંત દેખાય તેનો તેઓ સત્સંગ કરતા અને તેમની પાસેથી તત્ત્વ" જાણી લેવા મથતા

*

જેને અંતરની ઊંડી ઝંખના થાય છે તેને તો જોઈતી વસ્તુ ગમે ત્યાંથી મળી જ રહે છે પ્રસંગ આવ્યો છે બાપુસાહેબના પિતા યશવંતરાવ ગાયકવાડે પોતાના જુવાન પુત્રને ગોઠડા ગામની જમીનનો વહીવટ કરવા મોકલ્યો આ વખતે એમની ઉંમર

પચીસેક વર્ષની હશે. વડોદરાના એ ગોઠડા ગામમા જ તે વેળા ગુજરાતનો પ્રખ્યાત ભક્ત કવિ ધીરો ભક્ત હયાત હતો. બાપુસાહેબને તો "ભાવતું'તું તે મળી ગયું." એણે ભક્ત ધીરાને કેટલીક સમસ્યાઓ પૂછી એના ઉત્તરથી એમને પોતાને પર્યાપ્ત સંતોષ થયો. પરિણામે તેમણે ધીરા ભક્તને ગુરુ રૂપે સ્વીકાર્યો.

ધીરાના સત્સંગથી આ ઉગતા કવિને બ્રહ્મજ્ઞાનનું રહસ્ય પણ સમજાવા લાગ્યું. એમના મનમા સંસાર, વહેવાર, પરિવાર બધાનુ મિથ્યાપણું (શંકરાચાર્યના મત પ્રમાણે બ્રહ્મ સત્યં જગન્મિથ્યા) વસ્યું અને એમણે ભજનો લખવા માડ્યા.

સાચો કવિ જેમ કરુણા આર્દ્રતા અને માર્દવ વિના અનુભૂતિ કરી શકતો નથી, તેમ સાચો ભક્ત પણ સંવેદના વિના ભક્ત થઈ શકતો નથી. બાપુસાહેબે જોયું કે સમાજમા ઊંચનીચના ભેદ, છૂત અછૂત અને વાદ સંપ્રદાયના ભેદ પડી ગયા છે. ધર્મના ઝગડા અને દોંભી ઝનૂન કુસંપ વધારી સમાજને છિન્નભિન્ન કરી મૂકે છે એટલે એમણે હિન્દુ મુસ્લિમ ઐક્ય પર ભજનો રચવા માડ્યા. જે દૃષ્ટિ કબીર જેવાને લાધી હતી તે દૃષ્ટિ એમને પણ લાધી. એમણે જે ધર્મઐક્યભાવ પ્રબોધ્યો, તે એમના કાવ્યોમાથી આજે પણ પ્રેરણા આપે એમ છે

## રામ રહેમાન એક

એમના એક કાવ્યમા એમણે કહ્યુ છે:

' રામ ને રહેમાન તમે એક, ભાઈઓ, જાણજો,
કૃષ્ણ ને કરીમ એક કહિયે,
વિષ્ણુ બિસમિલ્લામા ભેદ નથી ભાળ્યો,
અને અલ્લા-અલખ એક લહિયે રે'

* * *

"પરવરદિગાર-પરમેશ્વર એક તમો જાણજો,
લખીનારાયણ નાદયો કહે
નખા ને ચાવલ પણ ડાગર એક છે,
એક સમજે તેના વેળા થઈ એ રે'

નરસિંહ મહેતાએ કહ્યુ હતું:

વદ તો નામ વદે, શ્રુતિસ્મૃતિ શાખ દે,
... કુરાન વિગે ... જોવે

ઘાટ ઘડિયા પછી નામ રૂપ જૂજવા,
અંતે તો હેમનું હેમ હોયે.

એ જ પંક્તિઓ સાથે સરખામણી થાય તેવી બાપુસાહેબની કાવ્યપંક્તિ છે:

"નોખા ને ચાવલ પણ ડાગર એક છે."

## એકેશ્વરવાદના પુરસ્કર્તા

વળી ભગવાન સહુનો એક જ છે; માત્ર એના રૂપ-નામ ને આકાર-પ્રકાર ભિન્ન છે; મનુષ્યે કલ્પી લીધેલા છે, એવો જે ભાવ કબીરમાં મળે છે તે બાપુસાહેબે પણ ઉપરની પહેલી ૭ પંક્તિમા દોહરાવ્યો છે. બાપુસાહેબ પર કબીર અને નરસિંહની અસર સ્પષ્ટ છે. એમના બીજા પ્રેરક બળોમા ધીરો અને નિરાંત ભક્ત પણ હતા

*

મોગલાઈ ગઈ હતી અને ગાયકવાડી આવી હતી. એમ છતાં ભૂતકાળને આધારે વર્તમાન ને ભવિષ્યકાળ બંનેને ઉપયોગી નીવડે એવા ધર્મચિંતનનો પડઘો એ પાડે છે હિન્દુ તેમ જ મુસલમાન બંનેના પાખંડી આચાર વિચાર એમને રુચ્યા નહિ. એમણે કેવળ એકેશ્વરવાદ પર મદાર બાંધી, ધર્મ-ઐક્ય પ્રબોધ્યું. એમણે મુસલમાનોને શિખામણ આપી કે:

"નિમાજ પઢતા તો બોલે બિસમિલ્લા રે,
ભાઈ રે નિમાજ પઢતા તો બોલે બિસમિલ્લા રે.
તીસ રોજ રખતા ઓર મચ્છીઓકું ચખતા,
ઓર બકરેકા કાટતા હે ગલા,

સાહેબકા જીવ બંદે માર કયો તે ડારા?
એ બડી ખાવે દોજખમેં ઠલા રે
ખડેકુ ન આવે ને પડેકુ ન દેખે,
નેપા કે ચાહસે ... ..

ગોસ્તકે ગરૂખે ઓઢી મદે બડા,
ઉનને નામને પીછાના ... રે

દા કરે તુને બહોત જીવ મારે,
ઈમાન ચોરકે બનાયા તુને ઠલા,
છટ ઓર બકરેકું બરાબર જાન,
તા સાંઈ ... તેર ... રે"

## સમાજનું દંભી ધર્માચરણ

આજે પણ મુસલમાન ભાઈઓ રમઝાન માસમાં જ રોજા કરે છે; પણ રોજા કર્યા પછી એ માછલી, બકરી કે ગાયનું માંસ પણ આરોગે છે; એ માટે તેનો વધ કરે છે; ભયંકર હિંસા કરે છે અને એમ કરી હર જીવને જે જન્મ આપવાનો અધિકાર પરમાત્માને જ છે, તો મારવાનો પણ તેને જ અધિકાર છે, એ સાદો સિદ્ધાંત નેવે મુકાય છે. બેટા અને બકરા પ્રતિ સમદૃષ્ટિથી આચરનારનું જ 'સાંઈ' (ભગવાન) ભલું કરશે એ તર્ક કેટલો બધો ધર્મ-દ્યોતક છે? કોઈ પણ શુદ્ધ ધર્મના શુદ્ધાચરણમાં હિંસા નામે વર્જ્ય જ હોય એ એમણે મુસલમાનોને કહેવામાં જ ઓછી હિંમત નથી બતાવી.

## સંસારવહેવાર અને રૂઢિઓ

બાપુસાહેબે સંસારવહેવાર પર પણ કટાક્ષ કર્યો છે. તે કાળે નાતરાનો રિવાજ તો ખૂબ જ પ્રચલિત હતો. નાતરાં થતાં, વારંવાર લગ્ન થતા. ગોર મહારાજના પાખંડી આચરણ પણ દેખાતા. દારૂ પીવાતો. અરે! બકરાંના બલિદાન પણ અપાતા.

એમણે નાતરા વિશે લખ્યું :

"અલ્યા જો નાતરાનો થાવ તારી નાને રે,
તો તો બાબા ઘરતે પછી બેઠા હાથે રે.

* * *

અલ્યા, ગોર તમે ગામોટાને જાણો સારો રે,
તો તો ગોરપદું જાણો તમે ધૂતમાં વગો રે."

એમને દારૂની બદી કેટલી બધી સાલતી તે નીચેની કાવ્યપંક્તિ પરથી સમજાશે.

"દૂધ મોટા પૈસાનું શેર મળે છે.
તેને મૂરખ નથી ખાતો.
દારૂ પીવા થકી બદ્ધો સારો છે,
ઘરે મેરીઓમા નિત્ય વહી જાતો રે."

આજે દૂધ પૈસે શેર મળતું નથી અને દારૂ પીવા પર સરકારી પ્રતિબંધ છે. છતાં ઘરે ઘરે દેશી દારૂની ભઠ્ઠીઓ ચાલે છે એ હકીકત છે. એટલે દારૂ પીવા કરતાં પાંચેક આનાનું શેર દૂધ પીવું એ માનસિક ને શારીરિક આરોગ્ય માટે ઉત્તમ છે.

કવિનું સંસાર સુધારાનું જે મંથન થયું તેના અમૃત રૂપે ઉક્ત પંક્તિઓ લખાઈ છે. તે કાળે દારૂની બદી એટલી બધી પ્રબળ હશે કે કવિએ કદાચ અતિશયોક્તિ કરીને પણ લખ્યું; કે દારૂની પૂરી ને દારૂના વધાર થાય છે. આ રહી એ ચાર પંક્તિઓ :

"દેરું દેખી દેખીને ભાઈ નમવું :
દેવી પૂજ્યાથી નવ ભાઈ ભમવું રે;..."

* * *

"વધાર તો દારૂના ને દારૂની પૂરીઓ,
તે તો છાનામાના રહી જમવું રે."

## અખા અને બીજા પુરોગામીઓ જેવા

આપણો તત્ત્વજ્ઞાની કવિ અખો આબખો મારી ગયો કે :

પથ્થર એટલા પૂજે દેવ
તુળસી દેખી તોડે પાન

તેવું જ કંઈક બાપુસાહેબે ભક્તના ઘેલાપણા વિશે લખ્યું, કે "દેરું દેખી દેખીને ભાઈ નમવું..." છેલ્લે કવિ કહે છે :

મુક્તિ નથી એમા ભાઈ, જાણો તમે જુક્તિ એ તો,
બિચારા બકરાંને મૂકી તમે હળવું રે."

માતાના નૈવેદ્યને બહાને, માતાને દારૂની પ્યાલીઓ ધરવાની અને બલિને નામે ઘેટાં, બકરાં કે મનુષ્ય બાળનો વધ કરવાની પ્રણાલિકા કેટલી અધર્મી છે, કે કવિને કહેવું પડયું, કે બકરા જેવા રાંક પ્રાણીની હિંસા કરતા અટકો. એમા મુક્તિ નથી; એ તો મગજવડિયો ધર્મ છે, એ 'જુક્તિ' છે. તાત્પર્ય કે જે ધર્મ સગવડિયો ધર્મ છે, તે બહુધા અધર્મ છે, એવું કવિશ્રીનું એમાં અભિપ્રેત છે.

## ઢેઢવાડે ભજન કર્યાં

બાપુસાહેબ ગાયકવાડ પણ ઢેઢ ભંગી સાથે બેસી ભજન કીર્તન કરતા. બરાબર નરસિંહ જેવો જ સ્વભાવ; બરાબર નરસિંહ જેવા જ એ બંડખોર, ધર્મધુરંધર. એમની આ ટેવ સમાજને ગમી નહિ, એટલે એક દિવસ એમના આશુજીએ મેણું માર્યું કે જમાઈરાજ તો બગડી ગયા! આ બગડી ગયાનું મેણું એમને એવું હૃદયસોંસરું ઉતરી ગયું;

કે એ હૃદયમાંથી એ "બગડ્યા" વિષય પર એક નાનુ ભાષ્ય રચાયુ ને એ કટાક્ષ કાવ્ય રૂપે પ્રકટ્યુ. એમનો સહજસ્ફૂર્ત કાવ્યભાવ, ઊર્મિ, કાવ્યમા અવતર્યો. એ મેણાની ટકોર કરતા એમણે કેવુ તત્ત્વજ્ઞાન ગાયું, તે એમના કાવ્યની નીચેની પંક્તિઓમાંથી મળે છે:

"અમે બગડ્યા, અમે બગડ્યા લોક તે જાણી રે,
ભાઈ, અમે બગડ્યા, અમે બગડ્યા એ લો જાણી.
આ જડ જગતને તે ગમે નહિ રૂડી વાણી રે,
ભાઈ, અમે બગડ્યા, અમે બગડ્યા લેજો જાણી.
ખેડાના સંગ થકી જાર જો ને બગડી
પડી ધૂળમા અને તે થઈ ધાણી રે"

* * *

"અગ્નિના સંગ થકી દ્રવ્ય જો ને બગડ્યુ,
એના નામની તો ના રહી એંધાણી રે
પારસના સંગ થકી પથ્થર જો ને બગડ્યો
થયો પારસ તે જાણે મેરુ સમાની રે
તમે બગડો તો ભાઈ એવા બગડજો,
ત્યારે તો મટે ચોરાશીની જે ઘાણી રે

કવિને સાસુએ તો માત્ર મેણુ જ માર્યું હતુ. પણ કુટુંબે તો બહિષ્કાર જ કર્યો પિતાએ પણ પુત્રકવિને ઉપાલંભ આપતાં કહ્યુ અરેરે, તે તો મારુ નામ બોળ્યુ; જા, આજથી મને તારુ મો બતાવીશ નહિ તારે મારા ઘરમા પણ પેસવુ નહિ

### તત્ત્વજ્ઞાન ને આચરણ

આ વ્યવહારે અને બહિષ્કારે કવિને કાવ્ય લખવા પ્રેર્યા અને કવિએ તુલના કરતા, તત્ત્વજ્ઞાનનો એક નિષ્કર્ષ આપ્યો, કે ભાઈ, અમે બગડ્યા તો છો બગડ્યા; તમે પણ એવા જ બગડજો, તો જ લખ ચોર્યાસીનો ભવસાગર તરશો ને એની ઘાણીમા પીલાતા અટકશો કવિનો તર્ક માર્મિક અને સોંસરો છે તુલનાત્મક દૃષ્ટિએ એ ગાય છે, કે જુવારને જો કનેડાનો સંગ થશે તો એ જુવાર બગડીને ઘાણી થશે. અગ્નિના સંગથી જો કાંઈ બગડશે, તો એના નામનિશાન નહિ રહે પારસના સંગથી પથ્થર બગડશે, તો પથ્થર પણ પારસમણિ થઈ જશે. અને તો મનુષ્ય પણ એવા સંગથી, ભક્તોના સત્સંગથી, પછી તે ઢેડભંગી હો, ચમાર હો, કે કોઈ પણ કહેવાતી નીચ કોમનો હો, તેની સાથે બેસી પ્રભુભજન કરવાથી, લખચોર્યાસીના ફેરા મટી જશે

### ભંગીનો સંગ સારો

કવિની જીવન કથા કહે છે, કે પછી તો ભક્ત પુત્ર પિતાથી અલગ રહ્યા: એમણે ટેક છોડ્યો નહિ. પરંતુ ઘણે વર્ષે ભાઈઓએ એમને પાછા ઘરે બોલાવ્યા અને એ ઘરે પાછા ગયા પણ ઉપલા કાવ્યમા એમણે જે ચાબખો માર્યો છે, તે એમના પુરોગામી ગુજરાતી ભક્ત કવિઓને પણ આંબી જાય એવો સજ્જડ, સોટદાર છે.

સમાજના વહેવારમા જ્યારે એમણે ભેદાભેદ ને છૂતાછૂતનુ પ્રાબલ્ય ભાળ્યુ, ત્યારે એ હરિજનવાસમા ગયા ત્યા જઈ એમણે ભજન ગાયા ને નિજપરિવાર તથા સાસરપરિવારનો રોષ વહોરી લીધો છતા એમ કરવામા એમણે ગૌરવ માન્યુ ને ગાયું કે

"ધાઓ, અડ્યા, ફરી જ તમે ભાઈ ભંગી
તો તો થાય દેહડી તમારી જંગી રે
મસ્ત બની રહેવું, કોઈને નવ કહેવું,
રાખી દેહડી અહોનિશ ભંગી રે"

* * *

જો કે રાંડોના રસિયાથી મારગ ઠીક છે,
પણ સૂકા ઘાસની ઝૂમા નથી ચંગી રે
ખાધુ એક સદ્ કાચુ, એક સત્ય નામ સાચુ,
પડે નરના તણી તે માટી તંગી રે.

### ભક્ત સુધારક અને કવિ

આવા નમૂના ઘણા મળશે વિસ્તારભય ટાળવા તે અહી આપી શકાતા નથી

કવિ ભક્ત છે ને સુધારક પણ છે. એમનો કાવ્યપ્રવાહ એમના વિચાર, આચાર અને પ્રચારના સાધન રૂપે ઊતરી આવ્યો છે બાપુસાહેબ પ્રધાનપણે ભક્ત હતા, સુધારક હતા; કવિ તો ગૌણ રૂપે હતા પણ ભક્ત ને સુધારક તરીકે એમણે જે સંવેદન અનુભવ્યું, તે કાવ્યમા એટલી સુન્દર રીતે આવિર્ભાવ

પામ્યું, કે એ કવિ તરીકે ઉત્તમ કે ભક્ત તરીકે તે કહેવું મુશ્કેલ બની જાય. વસ્તુતઃ ઉત્તમ સુધારક ને ભક્ત, સુન્દર ગદ્ય લખે તો યે ઉત્તમ કવિ જ છે, તો આ તો ઉત્તમ, આચરણપરાયણ સુધારક અને ભક્ત ઉભય, અને તેથી જ ઉત્તમ કવિ પણ થઈ શક્યા. વસ્તુતઃ ભક્ત, સુધારક, અને કવિનું ત્રિવેણીસમું સ્વરૂપ એમના વ્યક્તિત્વમાં દેખાય છે.

### આગલી સદીના જ્યોતિર્ધર

પાંચસો વર્ષ પર નરસિંહ મહેતાએ જે કહી ને કરી બતાવ્યું તે, બસો વર્ષ પર બાપુસાહેબે કહી કરી બતાવ્યું. ગાંધીયુગ પૂર્વે ગુજરાતમાં આવા ભક્ત સુધારક વિરલ હતા. એઓ નરસિંહ મહેતાની કવિભક્તોની પેઢીના અનુગામી અને ગાંધીયુગની પેઢીના પુરોગામી હતા. હિન્દુ-મુસ્લિમ ઐક્ય, છૂતાછૂત નિવારણ, નિર્મળ ભક્તિભાવ ને સર્વધર્મવાદ અથવા તો સર્વધર્મસમન્વયવાદ અથવા ઐકેશ્વર વાદના એ પુરસ્કર્તા હતા. આજે પણ એમની વાણી પ્રેરક ને પ્રબોધક લાગે છે. ગુજરાતમા આજે આ દૂષણો ઓછાં છે તેનો યશ ગાંધીજીને તો છે જ, પણ તેની સાથે એ બદી નિર્મૂળ કરનાર તરીકે, એનો પાયો રોપી જનાર તરીકે નરસિંહ મહેતાને અને અઢારમી ઓગણીસમી સદીના બાપુસાહેબ ગાયકવાડ જેવાને પણ છે જ. એ ગઈ બે સદીના એક જ્યોતિર્ધર હતા.

### જમાના પહેલા આવી ગયા

બાપુસાહેબ ગાયકવાડ ગુજરાતના શ્રેષ્ઠ કવિઓમાંના એક છે એમ કહેવાનું આ લેખનું તાત્પર્ય નથી. એમ છતાં યુગબળ જ્યારે મૂલ્યાંકનના કાટલા બદલે છે, ત્યારે સામાન્ય અસામાન્ય, અને અસામાન્ય સામાન્ય લાગે છે. બાપુસાહેબ જે કાળમા જન્મ્યા, જીવ્યા અને ગયા, એ કાળ અતિ પ્રાચીન નથી, છતાં ધર્મજડતા, વર્ગ-વર્ણ ભેદાભેદ ને વહેમનું જ્યારે પ્રાબલ્ય હતું ત્યારે એમના જેવાનું જીવવું, કવવું અને પ્રબોધવું કલેજાનું-વહેનું-પણ લાગે. વિભૂતિઓ માટે કેટલીક વાર એવું બને જ છે. ઘણા મહાનુભાવો પોતાના જમાનાથી વહેલા આવી, ક્રાંતિ કે જાગૃતિ સર્જી જાય છે અને છતાં તે યુગ તેમની સેવાનું યથેષ્ટ મૂલ્યાંકન નથી કરતો એ જ પ્રમાણે બાપુસાહેબની સાલસભરી અને નિસ્વાર્થ સેવાની એ જમાનાએ બરોબર કદર કરી નથી; આજે પણ ઓછી કે નહિવત્ કદર છે પરંતુ સાહિત્ય-સમાજ તો એમને ન જ વીસરી શકે.

### બાપુસાહેબનું સાહિત્ય

બાપુસાહેબે મોટા અને ઘણા ગ્રન્થો લખ્યા નથી. એમણે મહાકાવ્યો પણ લખ્યાં નથી. એમણે તો માત્ર ૨૦૦-૨૫૦ પદ ગરબી ને કાફી ઈત્યાદિ લખી સંતોષ માન્યો છે. પણ જે થોડું એમણે લખ્યું છે, તેમા ભક્તની અનુભૂતિ અને સંવેદના છે. એમાં પ્રસાદ, માધુર્ય, સરળતા, નિખાલસતા અને પ્રસન્નતા છે; અને તેની સાથે જ ઉપાલંભ, પ્રહાર, નિદાન, નિરભિમાનના અને નર્મ-મર્મ વિનોદ પણ છે. કોઈ ઠેકાણે અખાની છાયા છે. તો કોઈ ઠેકાણે નરસિંહનું ભાવપ્રતિબિંબ છે. છતા એમાં એમની પોતાની આગવી શૈલી અને સ્વતંત્ર કથન પણ છે. એઓ મરાઠી હોવા છતાં ગુજરાતી ભાષા અને ગુજરાતી જીવન એમણે બરાબર પચાવ્યા હતા એટલે એમની શૈલી તળપદી બની સોંસરી ઊતરે છે. એમનાં જ્ઞાનોપદેશના પદ, એમનાં બ્રહ્મજ્ઞાનનાં પદ, એમના ષડ્રિપુના રાસડા, એમની ગરબીઓ, એમની કાફીઓ—બધા પ્રકારનાં કાવ્યો અને ભજનોમાં એમની ઉત્કટ ભાવના, વેદના, સમવેદના, સહૃદયતા અને સાધુતા નરી નિરાડંબરી શૈલીમા વહે છે. એઓ મહાન કવિ ભલે ન ગણાય, પણ જ્ઞાન પચાવી, સમાજના આચારવિચારનું નિદાન કરી, નિખાલસ ને નિર્ભય ભાવે, સમાજને પથ્ય નીવડે એવી રીતે ઔષધ આપવાની એમની કળા તો ભક્તસહજ જ છે. એ આચરણપરાયણ પુરુષ હતા. મિથ્યા ઉપદેશ ન કરતાં. જે કહે તે કરી-આચરી બતાવતા. એટલે અંશે એ ઉત્તમ હતા. સાહિત્યકાર તરીકે કદાચ એઓ અસામાન્ય ન લાગે તો યે પવિત્ર પુરુષ તરીકે એઓ જરૂર વંદનીય છે. એમની શૈલી કરતાં એમનું

ગાવ વર્ણવાનુ હતુ એટલે જ તેની બહુ નિંદા
કહે છે

' ચૈતન્યમા દરય ક ૫વ જાણે બાપ તનુ એ મૂળ
ચૈત ધમાથી મ્પના છૂટવી મુક્તિ જાણો સમૂળ
દરય વનરતુ ચૈતન્ય દે આ માતમ રૂપ મેળે
જ્ઞાનીઓ બતાવુ રે બધ મુક્તિ આત્મા કેળો
ત્રણ નીટીમા ત્રિભુવન તમ ત બ્રહ્મવિદ્યાનો ભાર
ખરી ઈ વિદ્યા " ચિન્તમા રૂડી ચેતા
જ્ઞાનીઓ બતાવુ રે બધ મુક્તિ આ મા કેરે

સાપુસાહેબની મહી અર્થગૌરવયુક્ત છે એમનુ ચિતન વિશદ અને આત્માનુભવી છે અને એમનુ નિરૂપણુ તાર્કિક છે એક બીજી કાઈમા એઓ

કરે છે

વસ્તીમા વાસ કરે તપ વિપલ બે ૦ ન નવ શા૦
પૂજા કરાવે નહિ પ મેશ્વર કગામા મન નહિ લુપ્ત
ગુરુ એવા કોઈ જે જોઈ હૃદરે ભીણુ "

જ્ઞાન, આત્મજ્ઞાન અને ગુરુપરસ્તગી વિશે તેમ જ સસાર, વહેવાર અને સામાજિક દાસત્વ વિશે સમાજને ઘણુ પ્રબોધન કરી જનાર આ કવિ ઈ સ ૧૮૪૭મા અવસાન પામ્યા

આપણે ઇચ્છીએ કે આપણી નિશાળોના પાઠ્ય પુસ્તકોમા એમની સમાજોપકારક કવિતાને સ્થાન મળે અસ્તુ!

## શ્રદ્ધા

વખનૌમા એક ધર્મનિષ્ઠ ફકીર રહેતા કુરાનશરીફ પઢે ને ગરીબ ગુરબાની સેવા કર એજ કામ સમાજમા એમની મોટી આબરૂ

એક દિવસે ગામના કેટલાક ટીખળખોરોએ ફકીરને પરેશાન કરવાનો એક ઘાટ ઘડ્યો ટોળે વળી ફકીર પાસે પહોચી ગયા કહે "મિયા સાહેબ, ગોમતી પરનો પૂલ રુઠ્યો છે પૂલ તો કહે છે કે જો મને દસ હજાર રૂપિયા દેશો તો જ અહીંયા રહીશ નહિતર અહીથી પાચ દશ માઈલ દૂર ચાલ્યો જઈશ જો પૂલ ચાલ્યો જશે તો તો શી વલે થશે? ભારે આફત! મિયા સાહેબ, એ ખાતર અમે તો ફાળો ઉઘરાવવા નીકળ્યા છીએ આપ પણ કઇંક આપો '

ફકીરે લોકોની વાત સાભળી એક ક્ષણ વિચાર કર્યો પછી પોતા પાસે જે થોડી રકમ હતી તે ફાળામા આપી દીધી

બીજે દિવસે ફકીરના ભક્તોએ આવીને ફકીરને કહ્યુ "આપે આ તે શુ કર્યું? ભલા ઓલિયા, પૂલ તે કાઈ રુઠતો હશે ને આવ જાવ કરી શકતો હશે કે? કેવા ભોળા છો આપ!"

ફકીર કહે "એ તો મે ય વિચાર્યું'તુ પણ નમાજ પઢનારાઓ આ રીતે જૂઠ આચરે,—તેઓ પર નમાજની અસર જ મુદ્દલ ન થઈ—એમ માનવાને બદલે મે તો એમની વાત સાચી માનવાનુ જ ઉચિત માન્યુ મારી શ્રદ્ધાને હુ શાને વારુ ડગવા દઉ?"

# સત્યાગ્રહની ચાવી

કાકુ દોશી

કેંક માબાપોના લાડલા બેટાઓ અને બેટીઓ તમામ પ્રકારના જીવનના પ્રલોભનો છોડીને રાષ્ટ્રીય લડતમાં ઝંપલાવવા આવતા હતા. કોઈ પૈસાના ઢગલા કરી આપતી વકીલાત છોડીને આવતા તો કોઈ ધીકતી દાક્તરીની 'પ્રેકટીસ' છોડીને આવતા, કોઇ ઈજનેરી છોડીને આવતા તો કોઈ મબલખ કમાણી આપતો વેપાર છોડીને આવતા, કોઈ કોઈ સામાન્ય નાગરિકોમાં ગણાય એવા – પણ જીવનનાં નૂર ઝળકાવવામાં પાછા ન રહી જાય તેથી – નાજુક સ્થિતિના પોતાના કુટુંબીજનોને ભગવાન હવાલે છોડીને પણ આવતા.

ગાંધીજીએ બ્રિટિશ સામ્રાજ્ય દરમ્યાન વખતો વખત અવનવી અદ્ભુત લડતો આપી અને આવી આવી લડતો અને રીતો જોઇને પણ સેંકડો લોકો બાપુ પ્રતિ ખેંચાયા, કોઈ માલ્લાંને હલાવી નાખનારુ તત્ત્વ સહુને ખેંચતું હતું. બાપુને અને સાથીદારોને ગમે ત્યારે સત્તાવાળાઓ પકડતા, પછી એ રાત હોય કે દિવસ, આશ્રમ હોય કે દોનકદાર રોશનીવાળું મુંબઈ.

એક વખતની વાત. કોઈ કારણ સબબ શંકરરાવ દેવ પણ પકડાયા. જેલમાં ઘણાં સાથીઓ ભેગા હતા. આ જ જેલમાં બાપુ પણ હતા. સહુને ખૂબ શારિરીક શ્રમ કરવો પડતો, સખતપણે. અમુક પ્રમાણમાં હાથઘંટી ઉપર દળવાતું ફરજિયાત રહેતું. બાગ અને ઝાડવાઓને પાણી પિવડાવવાનું રહેતું. આમ ઘણી જાતના કામો ઠોકી બેસાડાતા જ હતા.

શંકરરાવ દેવ બહુ મક્કમ માણસ. નિર્ણય પણ પૂરા.

જેલમાં સહુ પોતપોતાને ભાગે આવતું કામ કર્યે જતા. એક વખત અકાદશીનો દિવસ આવ્યો અને તેને આગલે દિવસે જ શંકરરાવજીએ પોતાને ભાગે આવતુ કામ કરવા ઈન્કાર કર્યો અને કહ્યું: હું આવતી કાલે ઉપવાસ કરવાનો છું, વ્રત કરવાનો છું. કોઇ ખોરાક નહિ લઉં, નિર્જળા એકાદશી કરીશ. પાણી પણ નહિ લઉં તેથી હું આજે અને કાલે એમ બેઉ દિવસ કોઈ કામ કરવાનો નથી.

શંકરરાવજીએ સાફ શબ્દોમાં કહ્યું તેથી જેલર અને સિપાહીઓ સહુ પ્રથમ તો ચોંકયા, પણ બીજે દિવસે શંકરરાવજીની ખબર લઈ નાખી. તેમને જણાવવામાં આવ્યું કે કામે ચઢો નહિતર તમારે ચાબખા ખાવા તૈયાર થવું પડશે.

શંકરરાવજીએ સાફ ઈન્કાર ચાલુ જ રાખ્યો.

ચાબખા સડાક સડાક શંકરરાવજીના શરીરે ઝૂડાવા લાગ્યા. બે, પાંચ, છ, સાત અને એમ કરતા કરતા પચ્ચીસ ચાબખા ફટકારાયા.

પણ શંકરરાવજી એકના બે ન થયા તે ન જ થયા. આખરે જેલર થાંક્યો.

જેલમા કોઈ સત્યાગ્રહી સત્તાવાળાથી સમજે-માનેં નહિ તેને ગાંધીજી જો એ જ જેલમાં હોય તો તેની પાસે લઈ જવામાં આવતા જેથી તરત જ મહુ કોઈ માની જતા.

જેલરને બાપુ યાદ આવ્યા અને તરત જ તે બાપુને મળ્યો. બધી હકીકત જણાવી દીધી.

બાપુએ શંકરરાવજીને પોતા પાસે બોલાવ્યા. આખી વાત શંકરરાવજીએ કહી.

બાપુએ શંકરરાવજીને જે સલાહ આપી તે આજે પણ એટલી જ વ્યાજબી અને વાસ્તવિક છે જેટલી શંકરરાવજી માટે હતી.

બાપુએ શંકરરાવજીને માત્ર એટલું જ કહ્યું:

"તમારે એકાદશી કરવી હતી તે કરીને પણ દળણું જેટલું દળવાનું હતું, તે દળવું જોઈતું હતું. બીજાં સોંપાતા કામો બજાવવા જોઇતા હતા. દળતા દળતા તમને મૂર્છા આવી હોત, તમે બેભાન બનીને પડયા હોત તો સત્યાગ્રહની અસર જેલર પર થાત. સત્તાવાળાના હૃદય પર થાત અને તેથી પણ આકરી કિંમત તમારે ચૂકવવી પડી હોત તો સત્યાગ્રહ સફળ થાત. પણ તમે કામ સ્વીકારવાનો જ જે ઈન્કાર કર્યો તે બરાબર ન કર્યું".

શંકરરાવજી આજે કહેતા હોય છે કે મને જે સત્યાગ્રહની વિગત બાપુ પાસેથી મળી તે કોઈ પુસ્તકમાંથી મેં ખૂબ અભ્યાસ કર્યો હોવા છતાં નથી મળી.

## તીર્થંકર મહાવીર આમ બોલ્યા

હે પુરુષ, તું જ તારો મિત્ર છે. બહાર મિત્રો ખોળવાનું છોડી દે. તારા જ આત્મામા નિગ્રહ રાખ. આ રીતે જ તું દુઃખમુક્ત થઈ શકીશ. *

જે ઉત્તમ છે તે દૂર છે, અને જે દૂર છે તે ઉત્તમ છે. હે પુરુષ, તું સત્યને જ જાણ. સત્યની આરાધનામાં લાગેલો, પ્રયત્નશીલ, સ્વહિતમા તત્પર તથા ધર્માનુસરણ કરતો મેધાવી પુરુષ જ મૃત્યુને છતીને શ્રેયનું દર્શન કરી શકવાને સમર્થ બને છે. *

પ્રમાદી મનુષ્યને જ સઘળા પ્રકારનો ભય હોય છે, અપ્રમાદીને કોઈ વાતે ભય હોય નહિ. સંસારનું દુઃખ જાણીને અને એના સંયોગો છોડીને જ વીરપુરુષ મહામાર્ગ પર ચાલે છે. ઉત્તરોત્તર ઊર્ધ્વગામી થઈને તેઓ અસંયમી જીવનની ઇચ્છા માત્ર રાખતા નથી. *

જે ક્રોધદર્શી છે તે માનદર્શી છે. જે માનદર્શી છે તે માયાદર્શી છે. માયાદર્શી છે તે લોભદર્શી છે. લોભદર્શી છે તે રાગદર્શી છે. જે રાગદર્શી છે તે દ્વેષદર્શી છે. જે દ્વેષદર્શી છે તે મોહદર્શી છે. જે મોહદર્શી છે તે ગર્ભદર્શી છે. જે ગર્ભદર્શી છે તે જન્મદર્શી છે. જે જન્મદર્શી છે તે મૃત્યુદર્શી છે. જે મૃત્યુદર્શી છે તે નરકદર્શી છે. જે નરકદર્શી છે તે તિર્યંચદર્શી છે (તિર્યંચ=પશુ આદિ યોનિ) જે તિર્યંચદર્શી છે તે દુઃખદર્શી છે. એ માટે મેધાવી પુરુષ ક્રોધ, માન, માયા, લોભ, રાગ દ્વેષ, તથા મોહને દૂર કરીને ગર્ભ, જન્મ, મૃત્યુ, નર્ક, અને તિર્યંચગતિના દુઃખ દૂર કરવા માટે હિંસાનો ત્યાગ કરે છે. *

ટૂંકામા, નવા કર્મોને રોકનારા પૂર્વકર્મોનો નાશ કરી શકે છે દ્રષ્ટાપુરુષને કદી પણ કોઈ કષ્ટ થતું જ નથી *

# માનવ ઉત્ક્રાંતિ : મનોવૈજ્ઞાનિક દષ્ટિએ

જ્યોત્સ્ના ઝવેરી

પી. ડી. ઑસ્પેન્સ્કી લિખિત 'Psychology of Man's possible Evolution'માં માનસશાસ્ત્રનો નવા જ દૃષ્ટિબિંદુથી વિચાર કરવામાં આવ્યો છે. સામાન્ય રીતે માનસશાસ્ત્ર એટલે માનવીના મન અને વર્તન અંગેનો વ્યવસ્થિત અભ્યાસ એમ તેની વ્યાખ્યા આપવામાં આવે છે. વર્તન ઉપરથી તેના મનને ઓળખવાનો પ્રયત્ન આજનું મનોવિજ્ઞાન કરે છે. તેથી આગળ તે વધ્યું નથી. આત્માની કક્ષા સુધી હજુ તે પહોંચ્યું નથી. માણસે જેવા છે તેવા જ રહેવાનું નથી. તેણે ઉત્ક્રાંતિ કરવાની છે. કેવળ ભૌતિક જ નહીં પણ આત્મિક. મનોવિજ્ઞાને તેમાં મદદ કરવાની છે.

મનોવિજ્ઞાન આધુનિક વિજ્ઞાન મનાય છે પણ આ પુસ્તકના લેખક તો પહેલેથી જ કહે છે કે, "Psychology is perhaps, the oldest Science" વાત પણ ખરી છે, તે તો મનુષ્યના મન જેટલું જ પ્રાચીન શાસ્ત્ર છે. મને તો લાગે છે કે મન વિષેનું જ્ઞાન માનવીને જિંદગીની હરેક પળે મળતું જ હોય છે. પોતાનું મન તો પોતાની પાસે જ હોય છે. આ ઉપરાંત જન્મથી તે મૃત્યુ પર્યંત તે અનેક વ્યક્તિઓના સંપર્કમાં આવે છે. પરિણામે તેને બીજાના માનસનો પણ સારો પરિચય મળતો રહે છે. આપણે વારંવાર માનવીને બોલતો સાંભળીએ છીએ: "આનો તો આ સ્વભાવ જ છે," "એ તો એમ જ કરે," આવા રોજિંદા વચનોમાં મનોવિજ્ઞાનનું જ પાસું વ્યક્ત થાય છે. તેમાં બીજા માનવીના મનનો તાગ મેળવવાનો જ પ્રયત્ન છે. આપણા ઋષિમુનિઓએ પણ કહ્યું કે આત્માનમ્ વિદ્ધિ – Know thy self–તું તારી જાતને ઓળખ અને તારા માટે બધા જ રસ્તા ખૂલ્લા થઈ જશે. આ રીતે પોતાની જાતને જાણવાની મથામણ માણસ વર્ષોથી કરતો આવ્યો છે.

અલબત્ત, આજના મનોવિજ્ઞાનની જેમ ત્યારે મનોવિજ્ઞાનની કોઈ અલગ શાખા ન હતી. ત્યારે મનોવિજ્ઞાન જ્ઞાનની જુદી જુદી શાખાઓ સાથે સંકળાયેલ હતું. ધર્મ અને તત્ત્વચિંતન સાથે તેને ગાઢ સંબંધ હતો. યોગ-સમાધિ વગેરે માનસશાસ્ત્રના જ રૂપો છે. અત્યારની આપણી ધાર્મિક વિધિઓ પરત્વે ઊંડો વિચાર કરીશું તો જણાશે કે તેમાં પણ મનોવિજ્ઞાન જ કામ કરી રહેલું છે. તે સમયના સ્મૃતિકારોએ, માનવીના મન, શરીર અને આત્માની ઉન્નતિ માટે આચારો ઘડ્યા પણ માણસ એમ બંધનમાં રહે તો માણસ જ શાનો ગણાય? આથી જ આપણા પૂર્વજોએ મનને પારખીને તેને ધર્મનું રૂપ આપી દીધું. લોકો ધર્મની વાત આવે ત્યારે તેનું પાલન શ્રદ્ધાથી કરવાના.

માનસશાસ્ત્રનું કાર્ય શું? તે કેવી રીતે અભ્યાસ કરે છે? આ બધા પ્રશ્નોના જવાબ આ લેખકે ખૂબ સારી રીતે અને સમજાવટભરી શૈલીમાં આપ્યા છે. માનસશાસ્ત્ર મુખ્યત્વે બે દૃષ્ટિકોણથી અભ્યાસ કરે છે. માનવી જેવો છે તેવો જ તેને જોવો અને માનવી શું બની શકે એમ છે એ ધ્યાનમાં રાખી માનવીની શક્ય ઉત્ક્રાંતિનું ચિત્ર દોરવું. આ બંને દૃષ્ટિબિંદુથી તે કામ કરે છે.

માનસશાસ્ત્ર એટલે મનનો અભ્યાસ એ વ્યાખ્યા પર્યાપ્ત નથી. આગળ કહ્યું તે મુજબ તેણે તેનાથી પણ આગળ વધવાનું છે. માણસની ઉત્ક્રાંતિની શક્યતાનો તેણે અભ્યાસ કરવાનો છે.

પરંતુ ઉત્ક્રાંતિ કોને કહેવી? શેની ઉત્ક્રાંતિ કરવાની? વેપારી, ભિખારી, ચોર, વિદ્યાર્થી દરેકને

પોતાની ઉત્ક્રાંતિ વિશે જુદો જ ખ્યાલ હોય. પરંતુ અહીંયાં એવી ક્ષુલ્લક ઉત્ક્રાંતિની વાત નથી જ. માનવીના આંતરિક ગુણો કે જેનો વિકાસ થયો નથી, અને જેનો જાતે જ વિકાસ થઈ શકે તેમ નથી તેવા ગુણોનો વિકાસ સાધવો તેનું નામ ઉત્ક્રાંતિ તે માટે પણ ખંત, બીજાની મદદ અને પોતાની જાત વિશેનું જ્ઞાન એ ત્રણે જરૂરી છે. પોતે જે છે તેનાથી કંઈ જુદું જ બનવું તેનું નામ વિકાસ. પોતાની ચાલુ પરિસ્થિતિ વિષેનો અસંતોષ માનવીની પ્રગતિ માટેની તીવ્ર આકાંક્ષા જન્માવે છે. આ ઉપરાંત પોતાને શું જોઈએ છે, અને તેના બદલામાં શું આપવું પડશે તેની ચોક્કસ સમજ ઉપર વિકાસનો આધાર છે. પોતાની વર્તમાન પરિસ્થિતિથી સંતુષ્ટ માનવીને, તેનાથી જુદો માનવી બનવાનું દબાણ પણ શા માટે હોવું જોઈએ અને તેમ છતાં પણ જો એમ બને તો તે અન્યાય ગણાય.

વિશિષ્ટ માનવી એટલે શું? માનવી પોતાને જાણતો નથી. માણસ ખુમારીપૂર્વક કહેતો હોય છે કે હું મારી જાતને જાણું છું, પણ ખરી રીતે ત્યારે જ તે જાણતો હોતો નથી. જાતને ઓળખવાનું કામ ખૂબ કઠણ છે. જુજ વ્યક્તિઓ જ એમાં સફળતા મેળવે છે. માનવીએ યંત્રો વિષે ઘણું જ જ્ઞાન મેળવ્યું છે. તે એમ પણ સમજે છે કે યંત્રોનો ઉપયોગ કરી શકાય અને તેના ઉપર કાબૂ પણ રાખી શકાય. પણ આ જ સમજ તે પોતાને માટે અપનાવી શકયો નથી. માનવી પણ એક યંત્ર જ છે–તેણે જે યંત્રો શોધ્યા છે તેના કરતા પણ ઘણું જટિલ યંત્ર. માનવી યંત્ર છે એમ કહીએ છીએ ત્યારે તેનો અર્થ એટલો જ થાય છે કે બાહ્ય કે આંતરિક દરેક પ્રવૃત્તિ પર માનવીનો પોતાનો કાબૂ નથી. તે એવું યંત્ર છે કે જે બાહ્ય ઉદ્દીપનથી ઉદ્દિપ્ત થઈને જ કાર્ય કરે છે. માનવી કાંઈ કરી શકતો નથી. તે જે કાંઈ કરે છે, તે જાતે જ કરતો નથી પણ માત્ર બને છે. આમ માણસ સમજતો થાય તો તે પોતાની જાતને પારખવામાં સરળ બને. માણસ યંત્ર છે, પણ તે કંઈક જુદી જ જાતનું યંત્ર છે. આ જાતની અનુભૂતિ થતા જ યાંત્રિક ન બનવાના રસ્તા તેને આપોઆપ જડી આવશે. સૌથી પ્રથમ તો માનવીએ એ જાણવું જરૂરી છે કે તે એક નથી પણ અનેક છે. કાયમી નથી પણ પરિવર્તનશીલ છે. આમ જાણ્યા પછી મહત્ત્વનું કામ પોતાની પાસે શું છે અને શું નથી તે પૂરેપૂરું સમજી લેવું એ છે. પોતાની જાતને છેતરનાર વ્યક્તિનો વિકાસ ત્યાંથી જ અટકી જાય છે. આત્માના અવાજને અનુસરવાથી જ વિકાસ સધાય છે. લેખક કહે છે, "Development cannot begin on the basis of lying to oneself, or deceiving onself. Man must know what he has, and what he has not."

આ રીતે માણસના વર્ણન ઉપરથી ધીમે ધીમે લેખક Conciousness ઉપર આવી તેની ચર્ચા શરૂ કરે છે. Conciousness એટલે શું? સામાન્ય રીતે મનુષ્યની પ્રવૃત્તિઓના સંદર્ભમાં વિચારીએ તો હોંશિયારીને જ સભાનતા, અથવા જાગરૂકતા કહી શકાય. પરંતુ સાચી રીતે તો Conciousness એટલે પારખશક્તિ. પોતાની જાત વિષેનું જ્ઞાન. પોતે કોણ છે, ક્યા છે, શું જાણે છે, શું જાણતો નથી એ બધાની સમજ તેનું નામ Conciousness.

Conciousnessની ચાર કક્ષાઓ હોય છે.(૧) ઊંઘ (૨) જાગૃતસ્થિતિ (૩) સ્વભાન (૪) પરલક્ષી જ્ઞાન. પરંતુ સ્વાભાવિક રીતે માણસ પ્રથમ બે સ્થિતિમાં જ રહેલો હોય છે. તેની જિંદગી બે કક્ષામાં જ વ્યતીત થાય છે. સામાન્ય પરિસ્થિતિમા માણસ વસ્તુલક્ષી સભાનતાની (objective con ciousness) કક્ષા વિષે કાંઈ જ જાણતો નથી હોતા, ત્રીજી કક્ષા કોઈક જ જાણે, કોઈ ભાવાત્મક સ્થિતિમાં જ અનુભવાય. આ દૃષ્ટિએ માનસશાસ્ત્ર પોતાની જાતનો અભ્યાસ છે. (ક્રમશઃ)

# વાયરા

**હરિનભાઈ શાહ**

દેશી વૈદામાં ડહાપણુ અને અનુભવના જે પટારા ને પટારા પડ્યા છે એવી જ અકસીર કેટલીક વાતો એની પાસે છે. એક ચોક્કસ પીડાને ઓળખાવવા એની પાસે એક શબ્દ છે: વીંટ આવવી. ભાગ ભાગ થયા કરે, પણ કંઈ વળે નહિ. કે ન પીડા શમે.

## નવી દિલ્હીને ફેરફારોની વીંટ

નવી દિલ્હીને પણ ફેરફારોની આવી વીંટ આવ્યા કરે છે. રાજદ્વારી મરડાના પણ એ એંધાણ હોય. નવી રાષ્ટ્રીય ચૂંટણીઓને વધાવવાનું ટાણું જોઈને લોકલાજે કેન્દ્રના પ્રધાનમંડળમાં ફેરફારોની ગાજ-વીજ થઈ. પણ મન મૂકીને વરસવાને બદલે ધૂળ ઊડાડીને ઘટાટોપ વીખરાઈ ગયો! નાનાં હતાં ત્યારે ખાદી ટોપી તો બહાદુરીથી પહેરી લેતા. પરંતુ વારંવાર ધોઈને ધોળી બાસ્તા જેવી કે આર નાખીને કડકડતી રાખવાની સગવડતા નહોતી. એટલે ટોપી જરા શ્યામળી દેખાવા લાગે કે અમે પડ ફેરવી નાખીને એની એ જ ટોપીને ચોખ્ખી કરી દેખાડી એક વધુ અઠવાડિયું ખેંચી નાખતા! પ્રધાનમંડળના ફેરફારો માટે એપ્રિલ મહિનો તો ટાઢોબોળ નીકળ્યો. જાજું તો ચાલુ માણસોનાં જ પડ ચડઉતર કરીને ચલાવી લેવાયું. પરંતુ ત્યારે ધરપત અપાતી હતી કે પંડિતજીને સાવ સારું થઈ ગયે અને પાર્લામેન્ટની બજેટ-બેઠકનો થાકોડો ઊતર્યા કેડે નેહરુ સાથેસાથ મોટા ફેરફારો કરીને હાથ બતાડવાના છે. તે ઉપરાંત જે મોટા પ્રધાનોને ચાલુ રાખવાના છે તેમના ખાતાઓની હેરફેરની એક વધુ વીંટ પણ નવી દિલ્હીને આવી રહી છે. કોઈકના હૃદયમાંથી કહેવાઈ જશે કે: 'ન જાણ્યું' દિલ્હીવાસીએ, સવારે શું થવાનું છે!'

## નાયબ-નેતાગીરી

ત્યારે એક વળી વધુ આકરી વીંટ પણ નવી દિલ્હીને આવી રહી છે. (નાયબ) નેતાગીરીના ફેરફારોથી વડાપ્રધાને એમની લોકશાહી ખાનદાની બતાવવા જતાં એવાં મનદુઃખ ઊભાં કરી દીધાં છે કે કોંગ્રેસ પાર્લામેન્ટરી પાર્ટીના નાયબ નેતાપદ માટે ઊભા રહે તો પણ દુઃખ અને ન ઊભા રહે તો પણ દુઃખ રહે! નાયબ નેતાપદનું કોઈ ખાસ કામ નથી, મહત્ત્વ પણ નથી અને વળી નાયબ નેતા થવાથી આપોઆપ નેતા–વડાપ્રધાન–ભવિષ્યમાં થઈ નહીં જવાય તેવા ખુલાસા હજુ વડાપ્રધાનના મોમાં હતા અને ઊભો થએલો ઉશ્કેરાટ ઠારવા જતા હતા તેવામાં જ જવાહરલાલજીનું શરીર ઢીલું પડતું જતું હોવાના, ખબર નીકળ્યા. જેઓ મેદાનમાં હોય તેમને માટે નાયબ–નેતાપદ અંગેના આવા ખુલાસાઓની કિંમત શી રહે! અધૂરામાં પૂરું જાણીતા ઘર્ષણો ઉપરાંત જગજીવનરામ અને લાલબહાદુર શાસ્ત્રીના નામો પણ સ્પર્ધા માટે વહેતા થયા. મોરારજીભાઈનું નામ તો સ્વાભાવિક હતું જ. જગજીવનરામ માટે બીજા અમુખનો અહીં આડકતરો પડઘો હતો. પરંતુ નાયબ નેતાપદ પામીને ભાવિ વડાપ્રધાનપદ માટે પડાપડી લાલબહાદુર કે મોરારજીભાઈ કરે તેવા નથી. પણ આખી વાતમાં એવા વળ પડી ગયા છે કે આ અને એમના જેવા અગ્રિમ સ્થાનના બે ત્રણ માણસો માટે તેમના અસારના અવિધિસરના સ્થાનનું રક્ષણ કરવા માટે પણ નાયબ નેતા થવા ઊભા રહેવું જ પડે તેવા સંજોગો ઘડાઈ ગયા છે. લાલબહાદુરનો કેન્દ્રીય ગૃહપ્રધાન તરીકે જે નંબર હોય તે પરંતુ સૌ કોઈ જાણે છે કે વડાપ્રધાન નેહરુના સૌથી નિકટના એ સાથી સલાહકાર છે. જ્યારે મોરારજીભાઈએ નાણાપ્રધાન થવા

ઉપરાંત કેન્દ્રીય કેબિનેટમાં વડાપ્રધાન નેહરુ પછી બીજા નંબરનું સ્થાન સત્તાવાર રીતે મેળવ્યું છે ત્યારે મોડા આવીને કૃષ્ણમેનનને સૌને મોમાં આંગળી નાખતા રાખે તેવું સ્થાન નેહરુ નજીક રાખ્યું છે ભાવિનો જે ભેદ હોય તે ખરો પરંતુ ત્રણેમાંથી કોઈપણ પોતાનું આજનું સ્થાન જરાકે મોળું પડવા કેમ દઈ શકે?

પંડિતજીની થાગડ થીગડ રીત આવી ક્યાંથી? છેલ્લા બે દસકાઓથી ભાવનાએ નેહરુ બૌદ્ધ અસર નીચે સમન્વયવાદી બન્યા છે મને શક છે કે વિશ્વ શાંતિના રજપુરુષ તરીકે એમને જે આકરી કટોકટી એમાં કામ કરવું પડ્યું છે અને ક્રૂર વાસ્તવિકતાઓએ તેમને નમાવી લેવાનું શીખડાવ્યું છે તેને કારણે તેમનો સમન્વયવાદનો ઘસાઈ ઘસાઈને નભાવવા વાદનો દાજો પડ્યો છે આબરૂદાર ગૃહસ્થ આબરૂ સાચવવા મથતો નભાવે જાય તેવી વડાપ્રધાનની સ્થિતિ લાગે છે કેદના પ્રધાનમંડળના ફેરફારો અને નાયબ નેતાપદના નિર્ણયના દિવસો ભરાઈ રહ્યા છે પરંતુ અગાઉ વીતી પડેલી લોકનાગણી એનો જ જાતે મોખ રાખતી નથી

નંદાજીની સમાજવાદી ફોરમ

કોંગ્રેસ સોશિયાલીસ્ટ!
સોશિયાલીસ્ટ કોંગ્રેસમેન!
ફોરમ ફોર સોશિયાલીસ્ટ એક્શન!

પ્લાટફારમ પર 'દૂધ દુલારી' પેંડા અને 'બરફી હલવા' જેવા ફેરિયાસાહિત્યના શબ્દોનો જે જેજેકાર સંભળાય છે તેવો સમાજવાદી જેજેકાર સંભળાયા કરે છે મેં એક બીજે સ્થાને કહ્યું છે તેમ કોંગ્રેસની બનાવટીમાં સમાજવાદનો અશ્વત્થામા લાંબા કાળથી ફેરા ફર્યા કરે છે નરમાશની નાવડી જેવા આયોજન પ્રધાન શ્રી ગુલઝારીલાલ નંદાએ કોંગ્રેસની અંદરના જૂથોને જાકારો દેવા 'સમાજવાદી' જૂથની ઘોષણા કરી છે નંદાજીની રચના પણ એવી તો નામાં થઈ છે કે જે મૂડીપતિઓની દમ છમ તેમને અજંપો કરાવે છે તેમ જ સંગ્યા ફોરમ ઓફ ફ્રી એન્ટરપ્રાઈઝ' નો ફોગમ શમ૦ નંદાજીને તેમના જૂથ માટે વળગી પડ્યો!

પરંતુ વર વગરના જાન ન શોભે અને પ્રીન્સ ઓફ ડેન્માર્ક વગર હેમ્લેટ ન ભજવી શકાય અવાડી કોંગ્રેસનો આવડો મોટો સમાજવાદી ઠરાવ અને માથે ખુદ જવાહરલાલ નેહરુ સરનશીન હોય પછી નંદા જૂથનું શું કામકાજ કે ગજું તે છણવાની બહુ જરૂર રહેતી નથી હિંદુ ધર્મ જ્યારે રગ્ગી પડ્યો હતો ત્યારે કેશ ફીરપાણ અને કડુ ધારીને શીખ પંથ આગળ આવ્યો નંદાજી કથળતી કોંગ્રેસને તારવા માટે શીખ થવા પ્રયત્ન કરે છે કે જુદે જુદે થડે ભળતી ચીજો સમાજવાદના નામ નીચે વહેંચાય છે તેમાં વધારો કરવા ચાહે છે? 'શીખ' બનવાની ઇચ્છા એટલા માટે ફેનાઈ છે કે તેમણે નવા જૂથના બધા બંધુઓને તેમના અંગત જીવનમાં સમાજવાદ આચરવા અનુરોધ કર્યો છે પરંતુ જવાહરલાલ નેહરુએ જ સૌની પહેલા નંદાજીને પૂછ્યું છે કે અંગત જીવનમાં સમાજવાદી રીતે જીવવું એટલે કેમ જીવવું?

નંદાજીના ફોરમની નેહરુને જાણ કરાઈ અને એ વચનની આશા રખાઈ હતી એટલે નેહરુએ સૌજન્યભર્યો ઉત્તર મોકલ્યો તેને લીલી ઝંડી માની લેવામાં ઉતાવળ થશે નેહરુ સ્વભાવે નિષેધાત્મક નથી વળી સાથીઓ પ્રત્યે હમેશા તેમની સુવાળપ હોય છે નંદાજીની નિર્મળતા તેઓ જાણે છે પરંતુ તેમના ઉત્તરમાં પરવાનગી, આશીર્વાદ કે ઊંડા વેત છે જ નહિ એમના ઉત્તરથી ફૂનાઈ જવા જેવું નથી બે વર્ષ પહેલા થોડાક આદુ વાવવા નીકળ્યા—જીજર જૂથ રચવા—ત્યારે તો તેમના પુત્રી ઈંદિરા ગાંધીએ પોતાની સહી માંડી હતી અને વડાપ્રધાન તેમના બે સાથી પ્રધાનોના આ જીજર જૂથ રચનાના પ્રયાસની આડે નહોતા આવ્યા પણ આદુ કોહવા લાગ્યું ત્યારે પંડિતજીએ તેમનો અફસોસ બતાવ્યો અને એ વાત ચાલે તેવી જ નહોતી તેમ પોતે પહેલેથી જ માનતા હતા તેમ જણાવ્યું ગયે વર્ષે જયપ્રકાશ નારાયણ આગ્રહ કરી ગયા એટલે જવાહરલાલે નવી દિલ્હીમાં કોન્સ્ટીટ્યુશન કલબમાં તેમની શાંતિસેનાના સંમેલનનું પણ ઉદ્ઘાટન કર્યું હતું જો કે ઉદ્ઘાટનપ્રવચનમાં

પંડિતજીએ સ્પષ્ટ રીતે પોતાની વીટંબણા બતાવી હતી કે શાંતિસેનાને ચીન સામે સરહદ પર મોકલવી કે કેમ કરીને કામે લગાડવી!

હોરમ હોર નોશિયાલીસ્ટ ઍક્શનનું ખાંડુ મોક-લીને કે પ્રેમનો કે સમાજવાદનો ઉદ્ધાર થઈ શકે કે નહિ તે એક સવાલ છે.

## ત્રીજી યોજના છતાં ચાકડે ઘાટ

આપણે બીજીમાંથી ત્રીજીમાં હવે પડ્યા. પરંતુ પ્રારંભમાં જ ભાન થયું કે બધી જ ડાહી વાતો છતાં હજુ આપણે તો ચાકડે ઘાટ છે, ત્રીજી પંચવર્ષીય યોજના માટે વિદેશી સહાયની ઉછીની થાપણના પાયા પર જે ઇમારત દોરી રહ્યા હતા તેમાં ડખો ઊભો થયો છે ફંડફાળામાં અપાએલા, વચનો વાયરે વાયરે પાડે કે માંડી વાળવા પડે તે સામાન્ય અનુભવની વાત છે. ગોવા અને પાકિસ્તાન કે રશિયાની બાબતમાં આપણે સીધા ચાલતા નથી એવું લાગી આવતાં અમેરિકા–બ્રિટન–જર્મની હવે ફરવા લાગ્યા છે. પરંતુ યોજનાઓની યોજના જેવી જાતમહેનતની યોજના થોડી કોઈ આંચકી જઈ શકે તેમ છે? એ તો દેખીતું જ છે કે પશ્ચિમની દોગાઈએ નેહરુ-નીતિ પરનો જ એક વધુ ઘા છે. પણ એ તો જેમ ઘા બીજાને ફૂટી નાખે તેમ ઝીલનારની આવડત હોય તો ઘા તોળનારના હાથ પણ સામા ચમચમી જાય. એ મોકો રશિયાના લડાયક વિમાનો મીગ ફાઈટરની ખરીદી અંગે આવી રહ્યો છે. બ્રિટન અને અમેરિકાને ગાંધીના ભારતની પણ ઇજિપ્ત અને ઇન્ડોનેશિયાની જેમ આંખ બગડતી લાગે છે. પરંતુ બ્રિટનનો બહુ ભરોસો ન હોય. બ્રિટન જરૂર પડ્યે કાનપટ્ટી કરવામાં પાછું પડતું નથી. અને ગરજે ગધેડાને બાપ કેમ બનાવવો તે અમેરિકા સામ્યવાદી યુગોસ્લાવિયા અને સરમુખત્યાર ટીટોને લશ્કરી મદદ આપતાં આપતાં શીખ્યું છે.

## ભૂંગિયાને સાટે બટન

આપણે એ યુગમાં છીએ જ્યારે ભૂંગિયાને સાટે બટનનું ચાલે છે. ભૂંગિયો હવે કોણ વગાડે? બટન ચાંપ્યું અને અગ્નિબાણો અને અણુબાણો આકાશ ખૂંદી વળે અને આખા મલકનું પનોતપનોત કાઢી નાખે.

આકાશમાં લશ્કરો ગોઠવાઈ ગયા છે તે માનવું હોય તો માનજો. આ ઉપગ્રહો આકાશના કોઈ સદેવાણી નથી. ત્યાંથી જાસૂસી થાય છે. ત્યાં નાકાં રોકી રખાય છે. કહેવાતા અણુપ્રયોગો કોઈ ઉજાણીની આતશબાજી નથી.

એથી નીચે ઊતરીને જોઈએ તો લડાઈને કાઢી નીકળવાપણું જ ક્યાં રહ્યું છે? લડાઈ તો ક્યારની ચાલી રહી છે. શાંતિ યુદ્ધનું જ અનુસંધાન છે. Peace is continuation of war એ અમથું કોઈએ નહોતું કહ્યું. કોરિયા, ઇંડોચાઈના, સુએઝ આક્રમણ, અલ્જીરીઆ, કોંગો. અત્યારે લાઓસ અને વીએટનામમાં જામી રહી છે. અમેરિકન નાણાં, અમેરિકન સલાહકારો, અમેરિકન શસ્ત્રો અને હવે અમેરિકન લશ્કરોના ઊતરાણ થયા છે. મોટા અજગરની પૂંછડી દબાવાય તેમ ચીનનું પછવાડું વીએટનામ અને લાઓસમાં દબાવાયું છે. રશિયા-ચીનના કુટુંબ કલેશનો તાગડો પણ અમેરિકાએ બરોબર સાધ્યો છે અને રશિયા ખાસ હાલતું ચાલતું નથી. પણ આ યુદ્ધોનો મર્મ બીજો પણ હોય છે. નવા નવા શસ્ત્રો ધાર્યું કામ આપે છે કે નહિ તેનાં લેખાં તો ક્યાંક લેવાં જોઈએ કે નહિ? સસ્તા સોદીના બજારોમાં પોતપોતાના નવા શસ્ત્રોની કસોટી બન્ને પક્ષો કરતા આવ્યા છે. કોરિયામાં આમ થયું હતું– વીએટનામમા અને લાઓસમાં અત્યારે થઈ રહ્યું છે. આખરી નાટકની આ ટાપટીપ છે.

## ભારે મહિના

આ પાંચ મહિનાઓ ભારે ગણાય. અમેરિકા અને રશિયા બરનીના ભયંકર કાર્યક્રમમાં ક્યારના ગુંથાએલા છે. પરંતુ આ તો બટન યુદ્ધનો યુગ છે એટલે મોટાં લશ્કરોની છડેચોક જરૂર નહિ સમજાય. નવા સંહારની મોટી શરત હવામાન છે. ધરતી પરની યાદવાસ્થળી પછી આકાશમાં યાદવાસ્થળી ખેલવાની આ રીત છે. શિયાળા અને બરફવર્ષાનું આ હવામાન ઓક્ટોબર બાદ થોડા મહિના યુદ્ધનાં જોખમ સામે નિરાંતની ઢાલ ધરી શકે તેમ છે. ભયંકર શસ્ત્રો

ખડકાતાં જતાં હોય ત્યારે નિઃશસ્ત્રીકરણની પવિત્ર પરિષદ, પણ સાથે ચાલતી રહે તેમાં છેતરપીંડીનું સૌથી મોટું જોખમ રહેલું છે. અમેરિકા પર પર્લ-હાર્બરના જાપાની હુમલાનો કડાકો બોલ્યો ત્યારે જાપાનના એલચી વૉશિંગ્ટનમાં અમેરિકા સાથે પલાંઠી વાળીને શાંતિપર્વ વાંચી રહ્યા હતા.

ચીન ગાયા કરતું હતું એની ઔદ્યોગિક કાંદ. પરંતુ કાંદ તો હળાહળ ડંફાશ નીકળી! 'બીગ લીપ ફોરવર્ડ' તો 'ફ્રોગ લીપ બેક' નીકળી! ચીનને નખશીખ જાણવા મને જે અસાધારણ તકો મળી છે તે પરથી હું અનુમાન કરી શકું છું કે માઓત્સે તુંગ રાજદ્વારી રીતે બર્ડેસ્તનશીન થયાના વાવડ ગમે ત્યારે આવે. માઓત્સે તુંગનો ભાંડો આ બીજી વાર ફૂટ્યો. ચાર વર્ષ પહેલાં 'ભલેને દેશની વાડીમાં મતમતાંતરના સેંકડો ફૂલો ખીલે'ની વાત માઓએ વહેતી મૂકી અને શું કિકિયારીઓ અંદરથી બહાર નીકળી પડી હતી. સામ્યવાદી પક્ષની પકડ હલબલી ગેરી હતી અને પાઘડી ફેરવીને સામ્યવાદી નાયબ-પ્રધાન, ચીની લશ્કરના વડા જનરલ પંગ તહ હુવે વગેરેને કચડી નાખવામાં આવ્યા. માઓદાદાએ હારીને ઓર મોટો જુગાર માંડ્યો – ચાર હજાર વર્ષના ચીની સમાજને કમ્યુન પ્રથામાં ભરડી નાખીને. એની પરીકથાઓ તો ત્યાં સુધી વણવામાં આવી હતી કે ચીન હવે જમીન, ખાતર ને પાણી વગર હવામાં ચોખા ઉગાડી શકે છે. ગુજરાતમાંથી દુનિયા જોવાના પ્રલોભને ચીન ચીનને ખર્ચે ગએલા કેટલાક ભોળા સાધુ-પુરુષો પણ આ વાતોથી ભોળવાઇ ગયા હતા. પરંતુ ચીનનો જ્વાળામુખી ફાટયો છે અને લાખ્ખો ચીનાઓ દોઝખમાંથી છટકવા હોંગકોંગમાં ને બીજે નાસી રહ્યા છે.

ન બનવાનું

આવા વસમા દિવસોમાં ભારતને પજવવા ચીનને કોઇ કાળમાં લાજ નડતી નથી. નહિ તો અમેરિકાનું આશ્રિત, અમેરિકાને રશિયા પર જાસુસી કરવા યુ-૨ ઊડાડવા પેશાવરનું લશ્કરી મથક આપનાર અને સીઆટો લશ્કરી જૂથનું સભ્ય એવું પાકિસ્તાન પેકીંગને ત્યાં નાતરે જાય અને ચીન તેને બાથમાં લે તે કદી બની શકે ખરું! રશિયા યુનોમાં પાકિસ્તાનનાં પીછડા પાડી નાખે અને કાશ્મીર ભારતનું જ હકથી છે તેમ છાતી ઠોકીને કહે અને અહીં ચીન એ જ પાકિસ્તાનને નાતરે લે છે તે બને ખરું? પરંતુ એ બની રહ્યું છે..

ભારત–ચીનની સરહદ પર નવી રેઇડ-થપાટ ગમે ત્યારે થઇ બેસે. આબરૂ ઝાલીને માર ખાઈ લે તેવી નવી દિલ્હીની હવે રીત નથી રહી. આ સરહદ–સંગ્રામની કળા, એક કરતાં વધુ અર્થમાં, ઠીકઠીક વખત સુધી અપરંપાર રહેવાની છે.

પાન ૭થી આગળ

ની પાટિલ કહે છે તે કયે આધારે? વળી તેઓ લોકોને આહાર આદતો બદલવાની સલાહ આપે છે. આ સલાહમાં ય કેટલો દમ છે? આપણે ત્યાં દૂધ, ઈંડાં, માંસ કે શાકભાજી ય કેટલા વધારાના છે તે જાહેર છે.

છેલ્લા બે–ત્રણ વરસમાં થયેલા સારા સુધારાનો ઈનકાર કરવાનો ઉપક્રમ નથી. ભૂતકાળમાં હતી એથી વધારે સારી સિંચાઈ વગેરે યોજનાઓનો લાભ આજે મળી રહ્યો છે. ખાતર અને બિયારણની બાબતમાં ય સુધારો થયો છે. નવી ખેતી પદ્ધતિઓનો લાભ લેવાઈ રહ્યો છે. પણ યાંત્રિક હળોની કમી ય કેટલી છે તે જોવું જોઈશે. આ વરસે આપણી કુલ જરૂરીઆતથી ૬૦ ટકા ઓછો એમોનિયમ સલ્ફેટ દેશનું ઉત્પન્ન અને પરદેશની આયાત બંને થઈને માંડ પ્રાપ્ત થઈ શકે તેવી સ્થિતિ છે. સારવાત એ છે કે વધુ પડતો વિશ્વાસ રાખવામાં જોખમ જણાય છે.

## ભારતનો સામ્યવાદી પક્ષ

ભારતીય સામ્યવાદી પક્ષે મહામંત્રી લેખે શ્રી નાંબુદ્રીપાદને ચૂંટી કાઢ્યા છે. ચીની આક્રમણને ટાંકણે તો સાવ ઉઘાડી રીતે સામ્યવાદી પક્ષના આંતરિક મતભેદો બહાર આવી ગયેલા, પણ સમજુ માણસો એથી ય અગાઉ પક્ષની બે–ત્રણ મુદ્રાઓ જોઈ શકતા હતા. ડૉ. અજય ઘોષના અવસાન પછી આ હકીકત વધુ જાણીતી થઈ એટલું જ. તેમની હયાતીમાં તેમણે આંતરિક વિખવાદોને ભારે સિફતથી અને સમજદારીથી દબાવેલા અને રાષ્ટ્રવાદી તથા ઉગ્રવિચારી એ બન્ને શાખાઓને એકજથ્થે રાખી સંભાળી હતી. નવા મહામંત્રીની સર્વાનુમતે ચૂંટણી થઈ એ પણ એક દેખાડવાની બાબત હોય એમ લાગે છે. કહેવાતા રાષ્ટ્રવાદી સામ્યવાદીઓ–યા ઉત્તરમાર્ગીઓ–પક્ષના બંધારણમાં સુધારો કરાવીને નવી ચેરમેનની જગ્યા ઊભી કરાવી શક્યા અને પોતાના વિચારનાને તે જગ્યાએ આણી શક્યા પણ એની સામે ઉગ્રવિચારી–વામમાર્ગી–ઓ સેક્રેટરિયેટમાં ચાર પોલીકાઓનો ય ઉમેરો કરાવી શક્યા છે તેને પરિણામે હવે પક્ષમાં બન્ને જૂથો સમબળિયા બન્યા છે, તેથી હવે લેવાતા અને લેવાનારા નિર્ણયોમાં ઠીકઠીક ઊહાપોહ રહેવાનો અને સ્વ. ઘોષની પડછે નાંબુદ્રીપાદને વાસ્તે મુશ્કેલ કામગીરી થઈ પડવાની.

પણ, આ ખૂબ ગવાઈ ગયેલા આંતરિક મતભેદોને કેટલું મહત્ત્વ આપવું તે સમજી લેવું જોઈએ. આ મતભેદો માત્ર ઉપરછલ્લા અને કાંઈક પેચવાળા હોવાનો પૂરો સંભવ છે. આખરપલ્લે સામ્યવાદી જાળ એવી–એટલી વ્યાપક અને ગૂઢ હોય છે અને પક્ષવાદીઓ પણ પાવરધા અને કેટલીકવાર ખંધા પણ હોય છે કે આ મતભેદો ન્યાળીને રાચવાનું છોડી દેવું જોઈએ (બંગાળ અને આંધ્રપ્રદેશમાં સામ્યવાદી ભીંસ કેટલી છે તે કહેવાની જરૂર નથી). આ દેશમાં સઘળે સ્થળે સામ્યવાદીઓ લોકોની આર્થિક–સામાજિક સ્થિતિ આગળ કરીને તે માટે નતનવા નુસખા અજમાવ્યા જ કરતા હોય છે. સામ્યવાદીઓ પાસે દુનિયાના મોટા ભાગમાં સફળ થઈ ચૂકેલું આંતરરાષ્ટ્રીય વ્યાકરણ છે અને આ દેશના અર્ધશિક્ષિત અને અશિક્ષિત મધ્યમવર્ગો અને નિમ્નવર્ગીઓ સામ્યવાદીઓને પોતાના તારણહાર માનતા થઈ જાય તે પહેલાં સવેળા આપણે જાગવું જોઈએ. સામ્યવાદી ચાલચલગત આ દૃષ્ટિએ પડકારરૂપ છે, ખાસ કરીને કોંગ્રેસ માટે. કોંગ્રેસે એક પક્ષ તરીકે સામ્યવાદી પક્ષની ગતિવિધિ અને પ્રવૃત્તિ–વિચારણાનો સામનો કરી વળતો જવાબ વાળવો જોઈએ. ભાષણો કે પ્રતિપક્ષીની વગોવણીથી નહિ, પણ શાન્ત અને સ્વસ્થ રીતે વ્યાપક અને પાયાના સેવાકાર્યો ઊભાં કરીને

# આશિષ
અને
# અભિનંદન




### પ્રેરણાનો ઝરો

'વૈષ્ણવજન'ના મંગલ પ્રકાશન પ્રત્યે મારી હાર્દિક શુભેચ્છાઓ પાઠવું છું 'વૈષ્ણવજન' એના વાચકોના જીવનમાં પ્રેરણાનો ઝરો બની રહેશે. મારી વૈષ્ણવજન પ્રત્યે અનેક શુભકામનાઓ •

૧-૫-'૬૨ ગુરુદયાલ મલ્લિક
સિમલા

મુ૦ શ્રી વિષ્ણુપ્રસાદભાઈ ત્રિવેદી પ્રમુખ ગુજરાતી સાહિત્ય પરિષદ

### સંસ્કારિતાની સમૃદ્ધિ

"'વૈષ્ણવજન'નો બીજો અંક મેં નો મળ્યો તેથી રાજી થયો એપ્રિલનો જોવામાં ન આવ્યો કદાચ ગેરવલ્લે પડ્યો હશે 'વૈષ્ણવજન'નો એપ્રિલ અંક પહેલો હશે મળ્યો હોત તો ત્યારે જ એ શબ્દ લખત

પ્રથમ તો આ સાહસમાં તમને સફળતા ઈચ્છું છું

માસિકની યોજના ને માળખું ગમ્યાં સાચી સંસ્કારિતાને સમૃદ્ધ કરે એવાં બધાં તત્ત્વો 'વૈષ્ણવજન' સત્કારશે જૂના પ્રતિષ્ઠ લેખકોમાંથી કોઈ કોઈ લેવાનું વિચાર્યું તે ગૌરવ છે ભાઈ નગીનદાસનો સહકાર મળ્યો તે સરસ વાત. 'પત્રપરિમલ' સ્વામી આનંદનો કે વાનજીભાઈનો હશે 'ગિરિપ્રવચન' અનુવાદ ઉત્કૃષ્ટ છે સ્વામી આનંદનો હોઈ શકે હિમાલયની યાત્રાનું વર્ણન રસાળ છે શ્રી વિમળાબહેન પટેલનું ભાષાન્તર પ્રાસાદિક નથી શ્રી સૂર્યકાન્ત શાહે હકીકતને ભોગે વિનોદ આપ્યા છે, એ કરતાં કોઈ કાવ્ય સંગ્રહનું એમણે વિવેચન કર્યું હોત તો સારું થાત *

તા ૧૯ ૫ ૬૨ લિ૦ વિષ્ણુપ્રસાદ ર. ત્રિવેદી
ના નમસ્કાર

* 'પત્રપરિમલ' સ્વામી આનંદ કે વાનજીભાઈના નથી. તેમજ ગિરિપ્રવચનના અનુવાદ પણ બીજી જ વ્યક્તિના છે — તંત્રી

### કળા, શિક્ષણ, સંસ્કૃતિનું કામ

કળા, સંસ્કૃતિ અને શિક્ષણના ક્ષેત્રમાં 'રૂપાયતન' જે ઉપયોગી સેવાકામ કરી રહેલ છે તે જાણીને આનંદ થયો. વળી 'રૂપાયતન'ના મુખપત્ર 'પ્યારાબાપુ'એ પણ ગાંધીવિચાર અને ગાંધીસાહિત્યના વાહન લેખે જે ફાળો આપ્યો છે તે ખરેખર ઘણો જ કિંમતી છે હું સંસ્થાને અને તેના નવા નામ તળે પ્રસિદ્ધ થનારા માસિક મુખપત્ર 'વૈષ્ણવજન'ને ભવિષ્યમાં પણ વધુ ને વધુ સમૃદ્ધિ અને ફતેહ ઈચ્છું છું

કલકત્તા (અંગ્રેજી પરથી) કે. કે. બિરલા
૨૫ એપ્રિલ ૬૨

### ઇન્ડિયન પી. ઇ. એન. (જૂન ૧૯૬૨)

પૂરા ચૌદ વરસથી ગાંધીજી અને ગુરુદેવ ટાગોરની જીવનસાધનાનું અનુશીલન કરતા માસિક 'પ્યારાબાપુ'નો 'વૈષ્ણવજન' નામે નવાવતાર થયો છે અનમસ્ત નવા સ્વરૂપના આ માસિકનો હેતુ તો પૂર્ણપુરુષનો આદર્શ જ લક્ષે રાખવાનો છે, એ આદર્શને ખાતર જ ગાંધી ગુરુનું સમગ્ર જીવન વ્યતીત થયું અને આખરે વ્યક્તિત્વની મર્યાદાઓનેય તેઓ વટાવી ટપી ગયા માસિકનો પ્રથમ (એપ્રિલ) અંક કવિતા, વાર્તા નિબંધ સમીક્ષા અને ગાંધી–ગુરુના સુંદર ચિત્રથી સજ્જ છે અને તે પરથી જ પ્રકાશકોની પોતાના ધ્યેય પ્રત્યેની નિષ્ઠાનો સારો એવો પરચો મળે છે આ નવા–જૂના સમસામયીને માટે અમારી તમામ શુભકામનાઓ તેના વાચકોમાં દયાભાવ જગાડવામાં તે સફળ થાઓ—વૈષ્ણવનો એ જ તો મોટો અને સાચો ગુણ છે'

(અંગ્રેજી પરથી) —એમ



## ત્રણ કૂતરાં

ત્રણ કૂતરાં એકીસાથે ફરવા નીકળ્યા.

એક કહે: આ 'શ્વાન-યુગ'માં આપણે કેટલો આરામ છે. જળ સ્થળ અને આકાશ, કોઈ પણ સફર આપણે બે-રોક-ટોક કરી શકીએ છીએ.

બીજો બોલ્યો: આપણી સુંદરતા ય વધતી ચાલી છે. પાણીમાં કોઈવાર પડછાયો તો જોજો, ખબર પડશે.

ત્રીજાએ કહ્યું: સૌથી મોટું આશ્ચર્ય તો એ વાતનું છે કે આ યુગમાં કેવું-કેટલું સ્થિર વિચાર-સામ્ય છે!

અને, ત્યારે જ સામેથી કૂતરાં પકડનારો આવતો દેખાયો. તત્કાલ ત્રીજો કૂતરો ખાંચા-ખૂંચી ખોળતો નાઠો અને ભસ્યો: જલદી ભાગજો. સભ્યતા આપણી પાછળ પડી છે.

—(ખલીલ જિબ્રાનના એક કથાનક પરથી)

# વૈષ્ણવજન



સાંસ્કૃતિક સમન્વય ઝંખતું 'રૂપાયતન'નું માસિક મુખપત્ર.

૧૭૨

જુલાઈ ૧૯૬૨

રૂપાયતન પ્રકાશન

Y. 1. No. 4. July 62

# વૈષ્ણવજન



વર્ષ ૧ : ('પ્યારાબાપુ' વર્ષ ૧૫) : : અંક ૪ : સળંગ અંક ૧૭૨ : જુલાઈ : : ૧૯૬૨

## અનુક્રમ



*

સંપાદક : નવીન ગાંધી

### સૂચના

(ગ્રાહકોને)

દર માસની બારમી તારીખે અંક પ્રસિદ્ધ થાય છે.

પંદરમી સુધીમાં અંક ન મળે તો પોસ્ટ ઑફિસમાં તપાસ કર્યા પછી કાર્યાલયને જણાવવું. અંક શિલિકમાં હશે તો મોકલાશે.

ગમે તે મહિને ગ્રાહક થઈ શકાય છે.

* * *

આ માસિકમાં પ્રસિદ્ધ થતા વિચારો જે તે લેખકોના છે. સંસ્થા તે વિચારોમાં સંમત છે જ તેમ માનવું નહિ.

*

(લેખકોને)

'વૈષ્ણવજન'માં સંસ્કૃતિ, કલા, શિક્ષણ અને સાહિત્ય વિષયક લખાણો લેવામાં આવે છે.

લખાણ સાફ મૌલિક, તાજું હોય એવી અપેક્ષા રહે છે. કાગળની એક બાજુ શાહીથી લખવું.

સામાન્ય રીતે કૃતિના સ્વીકાર બાબત પખવાડિયામાં જવાબ આપવામાં આવે છે.

પ્રસિદ્ધ થયેલી સામગ્રીની ઑફપ્રીન્ટસ સાથે અંક અને યોગ્ય પુરસ્કાર પ્રસિદ્ધિ પછી અઠવાડિયામાં લેખકોને મોકલાય છે.

**લવાજમ**

દેશમાં (વરસનું) ૭ રૂપિયા

પરદેશમાં બાર શિલિંગ

વૈષ્ણવજન, રૂપાયતન, ગિરિતળેટી
જૂનાગઢ

પ્રકાશક અને મુદ્રક: ધીરેન ગાંધી • રૂપાયતન મુદ્રણાલય • જૂનાગઢ





પરદુઃખે ઉપકાર કરે, — રંતિદેવ.





પીડ પરાઈ

## સતની કાવડ

મકરન્દ દવે

ગિરનારની સિદ્ધભૂમિમાં બે મિત્રોની જોડી જામી હતી. એકનું નામ મયાગર. બીજાનું નામ મેકણ. ગુરુ દત્તને ચરણે બેસી જીવન જોગવવાની બંનેને ઝંખના હતી. અને હૈયાના અજંપ હુતાશન જેવી એમની ધૂણીઓ રાતદિવસ ભભૂકતી હતી. પહાડની અડગ ચટ્ટાનો જેવા આ જોગંદરો એક એકથી ચડે એવી ઘોર તપસ્યામાં દેહ-મનને તાવી, તપાવી ને નવો ઘાટ આપી રહ્યા હતા. ગિરનારની છાયામાં જાણે બે હાડપિંજર પલાંઠી મારીને બેઠા હતા. પણ બંનેના હોઠ પર હાસ્ય હતું; આંખોમાં નૂર.

એવામાં એક દિવસ મેકણના અંતરમાં અજવાળું ઊતર્યું. જાણે ગિરનારી અવધૂત ગુરુ દત્ત પોતે તેના હાથમાં કાવડ આપી કહેતા હતા:

'મેકણ! લે, આ સતધરમની કાવડ. કાંધે ઉપાડી લે! ભૂખ્યાને ટુકડો આપજે. દુખ્યાને વિસામો. તારી કાવડને કિરતાર અખંડ ઘૂમતી રાખશે.'

ગુરુ દત્તનો આદેશ સાંભળી મેકણ કાવડીએ માથું નમાવ્યું. તેની નજર સામે જિંદગીની તેજ-કેડી કોરાઈ ગઈ. તેણે મયાગરને વાત કરી:

'ભાઈ, ગુરુએ આપણી કાંધે કાવડ નાખી છે. હવે તો વસ્તીમાં રે'શું. માગીને ખાશું. અને ઘર ઘર અલખ જગાવશું.'

પણ મયાગરને મન તો વસ્તી એટલે માયાનું ધામ. મેકણ જેવા મિત્રની હાજરી પણ તેના જેવા એકાંતસેવીથી માંડ સહેવાતી હતી. એણે મેકણ તરફ અવિશ્વાસની નજરે જોઈ કહ્યું:

'મેરુ, તપસ્યાથી ભાંગી તો નથી પડ્યો ને? ગુરુના આદેશને નામે તારું હરાયું મન તો વસ્તી ભણી ભાગી છૂટવા નથી માગતું ને?'

મેકણે એવા જ શાંત સ્વરે કહ્યું:

'ભાઈ, આપણે રેવતાચળની છાયામાં ઊભા છીએ. આ તો દેવોનો રવૈયો. આવા સ્થળે વરસોનાં મંથન પછી આપણા વલોણામાં આતમ-નવનીત ન તરી રહે તો આપણો ફૂવડનો અવતાર સમજી લેજે. ને ભાઈ મારા! જીવતરની ગોળીમાં છાશ ભેળા છાશ ન થઈ જતા પણ નિરાળા તરી રહેતા નવનીતનાં પારખાં કાંઈ જંગલમાં થોડાં થશે? ચાલ આપણે હવે સંસારમાં એને ઉપર તરતું રાખીએ ને સહુને એનો સ્વાદ ચખાડીએ.'

મેકણે ગુરુની કાવડ કાંધે ઉપાડી ને ટેકા માટે મયાગર તરફ હાથ લંબાવ્યો. પણ મયાગર મેકણ સામે ફાટી આંખે જોઈ રહ્યો. અને પછી અચાનક ચીસ પાડી, પોતાની કફની ફાડી નાખી તે જંગલ ભણી નાઠો. તેને થયું કે મેકણ જેવો મેકણ ડૂબી ગયો. જેના ઉપર ભરોસો હોય એ જ અધવચ્ચે ભાંગી પડે ત્યારે ચારે દિશામાં સૂનકાર પથરાઈ જાય છે. મયાગર માટે હવે માનવીનો ઓછાયો પણ અકારો થઈ પડ્યો. મેકણે નગરનો રસ્તો લીધો. મયાગર ઊંડા જંગલમાં ગાયબ થઈ ગયો.

આ વાતને વરસો વીતી ગયાં. પછી તો મેકણે ખીજડામાં બાર વરસ ધૂણી ધખાવી. ત્યાર

બાદ પોતાના વતન કચ્છના જંગી ગામે બીજી ધૂણી નાખી. ત્યાંથી આવ્યા લોડાઇ ગામમાં. કચ્છ અને સિંધ વચ્ચે લોડાઇ પાસે ચૌદ ગાઉનો રણરસ્તો છે. ઉનાળામાં એ લોઢાની ધગધગતી પાટ જેવા રસ્તા પર કોઈ પગ ન મૂકી શકે. અને પાસે પાણી ન હોય તો તરસથી તરફડીને જીવ કાઢી દેવો પડે. આ લોડાઇ ગામે મેકણે ધૂણી નાખી. અહીં લાલિયો નામનો ગધેડો અને મોતિયો નામનો કૂતરો મેકણના મિશનરીઓ બન્યા. લાલિયાની પીઠ ઉપર છાલકામાં બંને બાજુ મેકણ ઠંડા જળનાં માટલાં મૂકી દેતા. સાથે લોટકો ને પ્યાલો રહેતા. અને મોતિયો લાલિયાને માર્ગ બતાવતો આગળ ચાલતો. આ બંને ભાઇબંધો ધીખતા રણમાં 'પાણી પાણી' પોકારતા મુસાફરો પાસે પહોંચી જતા. અને રણ વચ્ચે આમ મુસાફરોને મોતમાંથી ઉગારી મીઠું જળ પાતા કૂતરા ને ગધેડાને જોઇ માણસો અચંબામાં ગરકાવ થઈ જતા. તેના ધણીને લાખલાખ ધન્યવાદ આપતા. અને પેલા બે મૂંગા જીવ બીજા કોઈ તરસ્યાની આંતરડી ઠારવા વળી વરાળ નાખતા રણવગડો ખૂંદતા આગળ ધપે જતા. આખો દિવસ તેમની આ અવિરત સેવા ચાલુ રહેતી. અને સાંજ પડયે બંને ગુરુના આશ્રમમાં આવી જતા. લાલિયાની પીઠ પરથી માટલાં ઉતારતાં ગુરુ હેતથી લલકારી ઉઠતા:

'લાલિયો મું જો લખણવંતો ભાએ જેડો ભા,
ઘણા મુછારા ગેરે ફિગાઈયાં
મેકણ ચે લાલિયે જે પુચ્છ મથા.'

લાલિયો મારો લાખેણો છે. ભાઇઓ જેવો જ ભાઇ છે. મેકણ કહે છે કે ઘણા મૂછાળા મર્દોને મારા આ લાલિયાના પૂછડા પરથી ઓવારી દેંઉ દઉં એવો એ મહામૂલો છે.

આવાં મૂંગાં પ્રાણીને પણ બોલકણા આદમી કરતાં અદકાં બનાવી દેનાર ડાડા મેકણનું નામ લોકોમાં રમતું થઈ ગયું. સમાજના દંભી ને પાખંડી આગેવાનો માટે ડાડાની જીભ ચાબખા જેવી હતી પણ ડાડાનું હૈયું પેલા નવનીતના પિંડા જેવું ઉજળુંફૂલ ને કોમળ હતું. ડાડાને સહુથી વહાલાં હતાં, ધરતીનાં સહુથી દવલાં ને વછોયા લોકો. ડાડાએ કહ્યું છે:

'કે'કે વલિયું કોરિયું, કે'કે વલા વેઢ,
વસેં કના વલા, મું કે હાઢી ને ઢ્યા ઢેઢ.'

'કોઇને કોરીઓ વહાલી છે, કોઇને વીંટીઓ. પણ મને વહાલાંથી યે વહાલાં છે એક ઢેઢ ને બીજા હાઢી જેવાં અંત્યજો.'

ડાડા મેકણ લોડાઇ ગામમાં હતા ત્યાં એક વિચિત્ર સમાચાર આવ્યા. લોડાઇના ડુંગરમાં તદ્દન નગ્નાવસ્થામાં રહેતા એક મહાત્મા કોઈ કોઇ લોકોની નજરે ચડી ગયા હતા. માણમનો અવરજવર જોઇ એ દૂર નાસી જતા. એ શું ખાતા-પીતા હશે એની પણ કોઇને ખબર નહોતી. વનવાસી હરણની જેમ માણસની હાજરી વરતાતાં એ નાસી છૂટતા. ક્યાયે વિશ્વાસની ડાળે એમનો જીવ નહોતો બેસતો. ડાડા મેકણે આ વાત સાંભળી. અને વેરાનના વાસી મહાત્માને મળવા તે તલપાપડ થઇ ઊઠયા. થોડા સાથીઓને લઇ ડાડા મહાત્માને શોધવા નીકળી પડયા. અને એક એકાંત સ્થળે તેમણે ધ્યાનસ્થ મહાત્માને પકડી પાડયા. મહાત્મા પર નજર પડતાં જ ડાડાના આશ્ચર્ય ને આનંદનો પાર ન રહ્યો. તેમણે હાક મારી:

'જય ગિરનારી! જય ગુરુ દત્ત!'

પેલા મહાત્માએ ધ્યાનમાંથી જાગી ઊંચું જોયું. અને તે ડાડા સામે એકીટશે તાકી જ રહ્યા. ડાડાનાં

'જુઓ પાનું ૭'

# પ્રસંગ, પરિસ્થિતિ અને પ્રમાણ

કનક દેસાઈ

કાશ્મીર કોયડો-નવાં તારણો

કાશ્મીર પ્રશ્ને સલામતી સમિતિમાં અમેરિકન ચાલ પેચવાળી અને ભારત પ્રત્યે સહાનુભૂતિ વિહોણી સાબિત થઈ. ભારતીય પ્રજામાં આ અમેરિકન વલણની અસર માઠી પડશે એમ લાગે છે, તો સાથેસાથ રશિયન વલણની ભારોભાર તારીફ અને ધન્યભાવ જગાડનારી રીતિ પણ પ્રજાના મનઅંતરનો કબજો લઈ બેસશે એ વાત પણ ઉઘાડી છે.

અમેરિકામાં નવો વહીવટ બેઠે હજી અઢાર મહિના થયા છે ત્યાં જ ભારત-અમેરિકા સંબંધોમાં એક જાતનો હરડ વરતાવા લાગ્યો છે. હવે, આ બાબતમાં ઝાઝો ભ્રમ કે ઢાંક-પીછોડો બહુ નરવો નહિ ગણાય.

અમેરિકન એલચી શ્રી ગાલબ્રેથ એક મહિનો વૉશિંગ્ટનમાં ગાળી આવ્યા, તેમની મુખ્ય કામગીરી ભારતની સોવિયટ મીગ વિમાન ખરીદણી બાબતની ચર્ચાવિચારણા હતી. તેઓ જ્યારે આ ચર્ચામાં રોકાયેલા હતા ત્યારે જ કાશ્મીર પ્રશ્ને પણ સૌનાં દિલ-દીમાગનો કબજો લઈ લીધો હતો. આશા એવી રાખવામાં આવતી હતી કે શ્રી ગાલબ્રેથ કાશ્મીર પ્રશ્ન પરત્વે ભારતીય પ્રજાની લાગણીનો અને હકીકત યુક્ત-પરિસ્થિતિનો પોતાની સરકારને સાચો ખ્યાલ આપશે અને જરી પુરાણા ઠરાવોને ભૂલાવીને તેમ જ ભારતને નારાજ કરનારા નવા ઠરાવોને ટાળીને આ બાબતમાં સમભાવ અને સાથીદારીનું વાતાવરણ સર્જશે. તેઓ તેમ કરી શક્યા નહિ. પોતાની સરકારને મેલી ગણત્રીવાળું અને નુકસાનકારક પગલું લેતાં તેઓ વારી શક્યા નહિ. મીગ વિમાન ખરીદીના પ્રશ્ન પરત્વે તેઓ શ્રી નેહરુ ઉપર શો પ્રભાવ પાડી શકવાના?

મીગ વિમાનની વાત વચ્ચે લાવવાથી પણ સાચી વાત છાવરી શકાય તેમ નથી. ઘડીભર ધારી લઈએ કે અમેરિકા ભારતને સોવિયટ ફાઈટર ન ખરીદવા બારામાં સમજાવી ન શક્યું હોય અને તેથી અમેરિકન વલણ અકોડાઈ વાળું થયું હોય. પણ આવું તારણ કાઢવું સયુક્તિક નથી. સાચી વાત તો એ છે કે ભારત રશિયન ફાઈટર ખરીદવાનું તે બાબત ભારત પર અમેરિકન પ્રહારો ચાલુ રહ્યા છતાં શ્રી નેહરુએ વારંવાર ચોખ્ખટ કરી જણાવ્યા કર્યું છે કે એ બાબતમાં કોઈ પણ નિર્ણય હજુ લેવાયો જ નથી અને રશિયાની કોઈ સત્તાવાર ઑફર સુદ્ધાં હજુ આવી નથી! તો પછી આ દેકારો શા માટે? વળી, ભારતીય વિમાનીદળો માટે લાઇટનીંગ સ્કોર્ડન વેંચવાને બ્રિટને તૈયારી દર્શાવી છે તે વાત લગભગ જાહેર જેવી હતી તેમ જ એ વાત પણ ઓછી જાણીતી તો નહોતી જ કે મીગ વિમાનોની અવેજીમાં ભારતને પશ્ચિમી વિમાનો મળે તે માટે પડદા પાછળ અમેરિકાનો પણ હાથ છે. મુદ્દે અમેરિકાને કાશ્મીર પ્રશ્ને ભારતીય વિચારણાની વિરુદ્ધ જવાને કોઈ કારણ નથી—મીગ વિમાનનો કોયડો હજી અ-ધર જેવો છે તેથી ય!

તો શું અમેરિકાએ સલામતી સમિતિમાં જે વિચિત્ર ચાલબાજીનો આશરો લીધો તે પાકિસ્તાનને રાજી રાખવા માટે જ? આ તારણ સાચું માનવાને કારણ છે ખરું. ભારત આયરિશ ઠરાવની સખત વિરુદ્ધ હતું અને પાકિસ્તાનની સંમતિ તે ઠરાવમાં હતી. પણ આ વાત પણ ભારતની લાગણીને આઘાત કરવાની અમેરિકન તૈયારી અને ચાલને સમજવા માટે પૂરતી નથી. કારણ કે આજ ગાળામાં અમેરિકા શ્રી નેહરુને રશિયાના લડાયક વિમાનો ખરીદવાની વાત કેવી ભૂંડી છે તે ઠસાવવા—સમજાવવા આતુર-

પણ તલસી રહ્યું હતું! એક રીતે તો અમેરિકન સરકારે રશિયાની તરફેણમાં જ પગલું ભર્યું હોય તેમ નથી લાગતું? જો શ્રી ગાલબ્રેથે પોતાની સરકારને આ પગલું ન લેવા સલાહ આપી હોય તો સ્પષ્ટ છે કે તે નિષ્ફળ નીવડી છે. શ્રી ગાલબ્રેથ ગમે તે હેડીના એલચી નથી. પ્રમુખ કેનેડી પાસે પણ તેમનું સારું એવું માન હોવાનું કહેવાય છે. ત્યારે પ્રશ્ન તો એ થાય છે કે તેઓ પોતાની વાત સ્ટેટ ડીપાર્ટમેન્ટને ગળે કેટલી ઉતારી શક્યા? કે પછી ભારતીય હવાઈ દળોમાં રશિયન ફાઈટર પેસી ન જાય તેની અહોરાતની ચિંતામાં ને ચિંતામાં કાસ્મીર બારામાં ભારતને આઘાત કરવો તે કેવું નાજુક અને ભયંકર પગલું છે તે ભૂલાઈ ગયું? આ કલ્પના સાચી હોય તો સ્ટેટ ડીપાર્ટમેન્ટ અને વ્હાઈટ હાઉસ વચ્ચેનાં સંબંધો વિશે ચિંતાજનક ખયાલ ઊભો થાય. પણ આ વાત સાચી નથી અને તેથી જ સાચો જવાબ ખોળવા વધુ ખાંખદની જરૂર છે.

એમ લાગે છે કે અમેરિકાએ ભારતની નારાજગી વહોરીને પણ પાકિસ્તાનને તો નારાજ ન જ કરવું એવી ગાંઠ વાળી રાખી હતી. આ સિવાય અમેરિકન પગલું સમજવાને કોઈ કારણ શોધ્યું મળે તેમ નથી. અમેરિકાએ જૂના ઠરાવોની યાદ દેવડાવવાવાળી વાત બહુ ગંભીર ન લેખી તે પાછળ કદાચ એવી માન્યતા પણ હોય કે જ્યાં લગી બંને પક્ષો સીધી વાટાઘાટમાં નથી ઉતર્યાં ત્યાં સુધી વાત પાટે ન ચડે. પણ મુખ્ય મુદ્દો તો એ છે કે ભારત આવા કોઈ પણ ઉલ્લેખની વિરુદ્ધ છે અને તેની આ પરિસ્થિતિમાં સીધી વાટાઘાટો શક્ય નથી તે જાણતાં છતાં આ ઠરાવ લાવવામાં આવ્યો! અમેરિકાની પસંદગી હવે અછતી રહી નથી. ઠરાવનું અંતિમ તો જે આવવાનું હોય તે આવે પણ અમેરિકા પાકિસ્તાનના પલ્લામાં જ બેસી ગયું હતું—નિર્ધાર પૂર્વક. પણ સવાલ એ થાય છે કે શાથી?

પહેલું તો એ કારણ જણાય છે કે અમેરિકાની એક એવી પ્રતીતિ છે કે ભારત સલામતી સમિતિના જૂના ઠરાવની કેટલીક બાબતોમાં પીછેહઠ કરી રહ્યું છે. મતલબ કે કાસ્મીરની પ્રજાને 'આત્મનિર્ણયનો અધિકાર' છે તે વાત ભારત સ્વીકારતું નથી. ૧૯૪૮–૪૯ના ઠરાવોનો ઉલ્લેખ અમેરિકાની આ માન્યતાની ચાડી ખાય છે. અમેરિકાને એ સમજાતું નથી કે ૧૩ વરસ પૂર્વેની સ્થિતિમાં હવે એવો પલટો આવી ગયો છે કે તે હવે નવો જ અભિગમ માગી લે છે. વાટાઘાટની ના નથી. પણ પરિણામદાયી વાટાઘાટ માટે તદ્દન બદલાઈ ગયેલી પરિસ્થિતિને કારણે નવી જ ભૂમિકા નવા જ મુદ્દાઓ સાથે રચાવી જોઈએ, જૂની બંધિયાર શરતો આગળ લવાય નહિ. આ ભારતનું દૃષ્ટિબિન્દુ છે. સોવિયેટ વીટો તો ઉપર તોળાઈ જ રહ્યો હતો. અમેરિકા પાકિસ્તાનના ટેકામાં છે તેવું સલામતી સમિતિના દફતરમાં નોંધાય રહે તેટલાથી પણ અમેરિકાને સંતોષ માનવો હતો અને વાટાઘાટો અમલી બને તે ઇચ્છવા જોગી વાત ગૌણ હતી એમ માનીશું?

અમેરિકન ચાલ (અને ઠરાવના અન્ય ટેકેદારોની પણ)નું બીજું કારણ સંસ્થાકીય આદર—ફરજ હોવા સંભવ છે. સલામતી સમિતિ વર્ષો પહેલાં ઉકેલ સૂચવે અને ભારત તેનો અનાદર કરે તે ઠીક નહિ. આ માન્યતામાં મૂળભૂત જરૂરિયાતો ભૂલી જવાય છે. કાસ્મીર પ્રશ્નનો ઉકેલ શોધવાને બદલે પ્રશ્ન પૂરો કરવા જેવું આ તો લેખાય. સાતત્ય અને પ્રતીતિ કરતાનો આ અંચળો એવો પારદર્શક હતો કે તેનું જૂઠાપણું પારખવામાં ખાસ દાખડો કરવો પડે તેમ ન હતું. અઠવાડિયાની ચર્ચા દરમિયાન અમેરિકાનો રસ ભારતને ઉઘાડું પાડવામાં હતો, પ્રશ્નનો ઉકેલ શોધવામાં નહિ એ તરત વરતી શકાયું.

શ્રી મેનન પ્રત્યેનો અમેરિકી અણગમો એ છેલ્લું કારણ લેખી શકાય. આ વાત તો સાવ સાદી છે તેની ચર્ચા ન કરીએ. પરંતુ ભારતને દુભવવા માટે એ વાત પૂરતી ખરી? સંરક્ષણ પ્રધાનના વિરોધીઓએ એ યાદ રાખવું જોઈતું હતું કે તેમને વિશે સ્વદેશમાં ય તીવ્ર મતભેદો તો છે જ, છતાં પણ જ્યારે યુનોમાં કાસ્મીર પ્રશ્નને તેઓ રજૂ કરે છે ત્યારે તેમને સારાયે રાષ્ટ્રનો ટેકો મળે છે અને તેઓ આ

સ્થિતિમાં તો ભારતીવીર લેખે પંકાઈ જવાના છે. આજે તો એવી સ્થિતિ ઊભી થઈ ગઈ છે કે શ્રી મેનન જરૂર એમ કહી શકે કે અગાઉ એમણે કરેલું અમેરિકન માનસનું દર્શન હંમેશાં સાચું અને સ્વસ્થ હતું. તેઓ કહી શકશે કે અમેરિકા ભારતમાં લોકશાહી શાસન વિકાસ અને પાકિસ્તાનની મૈત્રી એ બેમાં મૈત્રીને મુખ્ય ગણે છે, લોકશાહી વિકાસની વાતને નેવે મૂકે છે!!

દરમ્યાન અમેરિકન પ્રચાર ચાલુ જ છે. 'ન્યુયોર્ક ટાઈમ્સ' કહે છે: 'સલામતી સમિતિના ઠરાવનો અસ્વીકાર કરીને ભારતે શાન્તિ-સ્થાપના અને વિવાદ-નિકાલની યુનોની શક્તિને નબળી પાડી દીધી છે.'

## તીર્થંકર મહાવીર આમ બોલ્યા

બુદ્ધિમાન માણસ નીચેના પંદર કારણે સુવિનીત કહેવાય છે:

૧ ઉદ્ધત ન હોય, નમ્ર હોય, ૨ ચંચળ ન હોય, સ્થિર હોય, ૩ માયાવી ન હોય, સરળ હોય, ૪ કુતૂહલપ્રિય હોય નહિ, ગંભીર હોય, ૫ કોઈનો તિરસ્કાર ન કરે, ૬ ક્રોધને તરત શાન્ત કરી દે, ૭ મિત્રતા અને સદ્‌ભાવ જ રાખે, ૮ શાસ્ત્રના અધ્યયનનો ગર્વ ન કરે, ૯ કોઈના દોષોનું રટણ ન કરે, ૧૦ મિત્રો પર ક્રોધિત ન થતો હોય, અપ્રિય મિત્રોનું પણ ભલું બોલે-કરે, ૧૧ ટંટાથી દૂર હોય, ૧૨ બુદ્ધિમાન હોય, ૧૩ અભિજાત હોય એટલે કે કુલીન હોય, ૧૪ લજ્જાશીલ હોય, ૧૫ એકાગ્ર હોય.

ક્રોધ પ્રીતિનો નાશ કરે છે. માન વિનયનો નાશ કરે છે. માયા મિત્રતાનો નાશ કરે છે અને લોભ સર્વ સદ્‌ગુણોનો નાશ કરે છે.

શાન્તિ વડે ક્રોધનો નાશ કરો, નમ્રતાથી અભિમાનને જીતો, સરળતાથી માયાનો નાશ કરો અને સંતોષથી લોભને કાબૂમાં લાવો.

---

પાન ૪થી આગળ

નિર્મળ નેત્રોમાંથી પ્રેમનાં ઝરણાં વહેતાં હતાં. મહાત્માને ભેટી પડી એ બોલી ઊઠ્યા:

'મયાગર! મને ઓળખ્યો?'

અને મયાગરે ડાડા મેકણના અંતરમાં જાગી ઊઠેલા આત્મસિંહને પણ ઓળખી લીધો. વસ્તીની વચ્ચે રહી એ ડૂબ્યા નહોતા. પોતે તર્યા હતા અને અનેકને તાર્યા હતા. ડાડાના બળકટ અને બુલંદ અવાજમાં સાગરના તરવૈયાનો રણકો હતો. મયાગરે કહ્યું:

'મેકણ, આજે તને બલીભાત ઓળખ્યો, ભાઈ! પણ મારો રસ્તો જુદો છે. હું વનનો જીવ. વસ્તીમાં મારું મન નહીં ઠોળે.'

આ શબ્દો સાંભળતાં જ ડાડા મેકણે એક સુનંદા ને ચોટદાર દૂહાથી ડુંગર ગજાવી મૂક્યો:

'શૂરવીર અરુ સંતકો બનમેં નહિ ફિરના,
જનસેવા કી સાથમેં રામ-ભજન કરના.'

ડાડા મેકણના દર્દીલા ને મનવેધુ કંઠનો આ દૂહો મયાગરનું દિલ વીંધતો ગયો. તેને સમજાઈ ગયું કે પોતાનો પંથ તો કાયરનો, ભાગેડુનો, આપમતલબીનો, એકલપેટાનો છે. મેકણે જે સતધરમની કાવડ કાંધે ઉપાડી એ જ મરદનો મારગ છે. અને જૂનો જોડીદાર મયાગર મેકણને પગલે પગલે ચાલી નીકળ્યો. ડાડાના મિશનરીઓ ગધેડો લાલિયો, કૂતરો મોતિયો, સુતાર કાયડ, આયર માતા લીરબાઈ, હરિજન હીરા વગેરે સાથે મયાગરે પણ સેવાધરમમાં કાયાને ઘસી નાખી. અને છેવટ ધ્રંગ મુકામે ડાડાએ જીવતાં સમાધિ લીધી ત્યારે તેમની સાથે જ એ ધરતીમાં સમાઈ ગયા.

# આત્મિક સાહચર્ય

ડૉ. સર્વપલ્લી રાધાકૃષ્ણન્

જીવનો ઉદય એ સૃષ્ટિના વિકાસનું મહાન ચરણ છે. આ જીવમાં પોતાના આત્મા અને પોતાની પરિસ્થિતિનું મનન કરવાની ક્ષમતા છે. માણુસ વસ્તુઓનો નિર્માતા કહેવાય છે. સંચાસામગ્રીનો ય તે નિર્માતા છે. જ્યારે એને ઠંડી અને ભૂખ પર વિજય મળી જાય છે અને જ્યારે એની ભૂખ અને કામનાઓ સંતુષ્ટ થઈ જાય છે, ત્યારે એ ખોજ કરવા ઇચ્છે છે કે શું જગતમાં કોઈ પૂર્વયોજિત યોજના છે કે? જીવવાનો કોઈ ઉદ્દેશ છે કે? જીવનને કોઈ ધ્યેય કે અર્થ છે કે? એને રૂપહીનતા, બુદ્ધિહીનતા, અનિશ્ચિતતા અને અવ્યવસ્થામાં સંતોષ મળી શકતો નથી.*

જ્યારે માણુસ સૃષ્ટિના નાશવંત અને સીમિત ગુણો બાબત વિચાર કરે છે ત્યારે તે ભયભીત થઈ ઊઠે છે અને (Heidegger) હીડગર કહે છે જ કે ભય તો માણુસથી ય પ્રાચીનતર છે. સ્પિનોઝા પોતાનાં 'ઑન ધ ઇમ્પ્રૂવમેંટ ઑફ ધ અન્ડરસ્ટેન્ડિંગ' (On the Improvement of the unlerstanding) ગ્રન્થનો આરંભ કરતાં લખે છે: "મેં જોયું કે હું ભયંકર સંકટોની વચ્ચે ઊભો હતો અને એના નિરાકરણુ માટે હું પૂર્ણ રૂપથી બાધ્ય હતો, ભલેને એ ઉપાય અનિશ્ચિત હોય. હું એક એવા રોગી જેવો હતો, જે રોગની ચુંગાલમાં હોય અને ઉપચારના અભાવે મૃત્યુને અનિવાર્ય માનતો હોય અને પારાવાર પ્રયત્નો કરીને ય ઉપચાર શોધતો હોય, પછી તે ભલે ગમે તેટલા અનિશ્ચિત હોય, કારણુ એની તમામ આશા-એષણુાઓ એમાં જ સમાયેલી છે." માણુસ પૂછે છે, શું આ અંતિમ શૂન્યતામાં જ બધું આવી જાય છે કે પછી એની પાછળ કોઈ અર્થ પણુ છે, કોઈ સાર્થકતા પણુ છુપી છે?

પીડિત પ્રાણી ઉપનિષદ્ના શબ્દોમાં પૂકારી ઉઠે છે:–'અસતો મા સદ્ગમય, તમસો મા જ્યોતિર્ગમય, મૃત્યોર્માઽમૃતં ગમય।' માણુસ સૃષ્ટિચક્રની ઉપરવટ જઈ શકે છે અને એ વાત જ એ હકીકતની દ્યોતક છે કે એનામાં કશુંક શાશ્વત તત્ત્વ છે. બુદ્ધની માન્યતા છે કે કર્મ જગતથી ભિન્ન એવું મુક્તિ અને નિર્વાણુનું જગત અવશ્ય છે જ.' ખ્રિસ્તી મત પણુ આ વાતની પુષ્ટિ કરે છે કે મૃત્યુ એ જ કાંઈ અંત નથી. 'એ પુનર્જીવિત થયો છે.' મૃત્યુમાં હાર નથી અને કબરમાં વિજય નથી. હેન્ડેલ (handel)ના 'મસીહા'માં આપણુને વાંચવા મળે છે–'જો કે કૃમિ મારા શરીરનો નાશ કરી દેશે, તો યે હું મારાં પિંડમાં પ્રભુનાં દર્શન કરીશ.'

માણુસનાં ભય અને ક્લેશ આંતરિક સંઘર્ષનાં પરિણુામો છે. એનો સંબંધ બે સંસારો સાથે છે, આધ્યાત્મિક અને નૈસર્ગિક. સૃષ્ટિ આવશ્યક રૂપમાં એક કાળ-ક્રિયા છે, તે એક એવી ધાર પર ઊભી છે જે ધાર 'અસ્તિ' ને 'નાસ્તિ'થી વિખૂટું પાડે છે. માનવનો સંબંધ 'નાસ્તિ' સાથે જોડાયેલો છે. એક વખત એવો હતો જ્યારે આપણે નહોતા. એક સમય

* ઈ. પૂ. ચોથી સદીનો એક ચીની દાર્શનિક ચુંઅસે કહે છે: "આનંદ અને ક્રોધ, સુખ અને દુઃખ, ચિંતા અને ભય નિત્યપરિવર્તનશીલ ચક્રની પેઠે, આકાશના સંગીતની જેમ અથવા જંગલના ઘાસની માફક પોતાના બદલાતા રૂપોમાં આવીને આપણુને ઘેરે છે. એક પછી એક એમ દિવસ-રાત એ આપણુામાં પ્રવેશ્યા જ કરે છે, પરંતુ આપણુને તેનું ભાન પણુ નથી હોતું કે તે ક્યાંથી આવ્યાં. અરે! શું ક્યારે ય, એક ક્ષણુ માટે ય શું આપણે તેને ધ્યાન આપીએ છીએ?"

એવો આવશે, જ્યારે આપણે નહિ હોઈએ. જે જ્ઞાત સૃષ્ટિ ઉપર છાયેલું છે અને જે એનું નિયંત્રણ કરે છે તે અસ્તિનો ગુણ શો છે અને નાસ્તિનું રહસ્ય શું છે? પોતાનાં પ્રકટીકરણ માટે અસ્તિને નાસ્તિની અપેક્ષા છે. 'કન્ફેશન્સ' (Confessions)ના પ્રથમ પ્રકરણમાં સેંટ ઑગસ્ટિન આ પ્રશ્ન ઉઠાવે છે કે ઈશ્વરની પ્રાપ્તિ માટેની એની ઉત્કટ અભિલાષાનો અર્થ શો છે? શું એનો એવો અર્થ છે કે એણે ઈશ્વરને પ્રાપ્ત કરી લીધા છે અથવા પ્રાપ્ત કર્યો નથી? જો એણે ઈશ્વરને પ્રાપ્ત ન કર્યો હોત તો એને ઈશ્વરના સંબંધમાં જ્ઞાન જ ન હોય; કારણ ઈશ્વર માટેની એની ઉત્કટ અભિલાષાનો સ્રોત ઈશ્વર જ છે. જો એણે ઈશ્વરને પ્રાપ્ત કરી લીધા હોત અને પૂર્ણ રૂપે જાણી લીધા હોત તો એમાં ઉત્કટ અભિલાષાની ક્ષમતા ન રહેત. કારણ કે તે પરિતુષ્ટ થઈ ગયા હોત અને સંઘર્ષ કરવાની તથા સહન કરવાની શક્તિ એનામાં ન રહેત.

માણસ બે સંસારોના મધ્ય સેતુ જેવો છે. જો એનો સંબંધ એક જ જગત સાથે રહે તો એ માનવીય ગુણ ખોઈ બેસે છે. દૃશ્ય અને અદૃશ્યની વચ્ચે જીવન એક સતત નાટક છે. માણસ કોઈ સંસારની વસ્તુઓના રૂપમાં નહિ, પણ આ જ જગતની અપ્રાપ્ય વસ્તુઓના રૂપમાં 'સત્યંશિવમ્ સુંદરમ્'ની આકાંક્ષા કરે છે.

માનવ સ્વભાવમાં એક આન્તરિક ઇચ્છા રહેલી છે જે એને અનેક પ્રકારે કોઈ એવી ચીજની ખોજ કરવાને વિવશ કર્યા જ કરે છે. વળી તે ખુદ તો તેને પૂર્ણરૂપથી નથી સમજી શકતો તો યે તેની ધારણા હોય છે કે એ જ સર્વોપરી સત્તા છે. જ્યાં સુધી માણસ આ સત્યને પ્રાપ્ત નથી કરી શકતો ત્યાં સુધી તે સુખી નથી થઈ શકતો.

પૂર્ણતા પ્રત્યેક જીવનું લક્ષ્ય છે—લીલા ઘાસનું, પુષ્પિત વૃક્ષનું, ઊડતાં પક્ષીનું, કૂદંકૂદા કરતાં મૃગનું પણ. અનુ માનવીય જાતિઓ જ્યારે પૂર્વનિશ્ચિત યોજના અનુસાર વ્યવહાર કરે છે ત્યારે માણસે તો બુદ્ધિ અને નૈતિક પથ અવલમ્બનની શક્તિને કારણે સચેત રૂપથી પોતાના ભવિષ્યનું નિર્માણ કરવું પડે છે. માણસના પ્રાદુર્ભાવની સાથે ધાતુઓ, વૃક્ષો તથા પશુઓના અનિશ્ચિત વિકાસનો કાળ પૂરો થઈ ચૂક્યો છે. પોતાની ચેતનાની ગહરાઈમાં એને પોતાની અપૂર્ણતાનો આભાસ થાય છે. એ સમજે છે કે એણે પોતાની સર્જનાઓથી હજી આગળ ને આગળ વધવાનું છે. એણે આત્મા અને સ્વાધીનતાથી અધિક વ્યાપક જીવનમાં પ્રવેશ કરવાનો છે. એનું હજી પણ નિર્માણ થઈ રહ્યું છે અને એણે હજી પણ પોતે પોતાનું પુરતું નિર્માણ કરવાનું છે. આધ્યાત્મિક ઉન્નતિને પ્રાપ્ત કરવા માટે માણસ ધાર્મિક અનુશાસનનું અનુસરણ કરતો આવ્યો છે.

જ્ઞાનની વૃદ્ધિ અને ભૌતિક પ્રગતિને કારણે આધ્યાત્મિક જીવનમાં રુચિ કાંઇક ઓછી થવા લાગી છે. વૈજ્ઞાનિક દૃષ્ટિકોણ—જે આધુનિક માનવના બૌધિક ઉપકરણનું એક અંગ બની ચૂક્યું છે—ધાર્મિક વિશ્વાસ અને સિદ્ધાંતોને માન્યતા આપવાનું કઠિન બનાવે છે. તે એમ માને છે કે આ સિદ્ધાંતો પ્રાકૃતિક સત્ય અને નૈતિક ઉન્નતિના માર્ગમાં બાધા રૂપ છે. જો આપણે ધાર્મિક પરંપરાઓને અપરિવર્તનીય સત્યના રૂપમાં સ્વીકારીએ તો શ્રદ્ધા અને બુદ્ધિની વચ્ચે આપણે એવી બાધા ઊભી કરીએ છીએ જે ટાળી નથી શકાતી.* કટ્ટરપંથી ધર્મ વિચારોના સ્વચ્છન્દ પ્રવાહ અને આત્માના આંતરિક જીવનને અવરોધે છે.

તાર્કિક યથાર્થવાદની વિચારધારા અનુસાર ધાર્મિક સત્ય સત્ય નથી. કારણ કે એને અનુભવની કસોટી પર કસી શકાય તેમ નથી. એથી વિશેષ

* આ સમસ્યાનું ઉગ્ર રૂપ આપણી સામે શ્રી પ્રભુદેવના ભાષણમાં આવે છે જે તેઓએ ૧૦ નવેમ્બર ૧૯૫૪ના રોજ અલીગઢવાળી મસ્જિદની કેન્દ્રીય સભા સામે કર્યું હતું. "આધુનિક વૈજ્ઞાનિક આવિષ્કાર ધાર્મિક સિદ્ધાંતોનો વિશ્વસનીય રૂપે વિરોધ કરે છે." કિરસપ લેક (Kirsopp Lake)ના પિતા ચિકિત્સક હતા. જ્યારે તેને પૂછવામાં આવ્યું કે તે કઈ ચીજ છે, જેણે સંસારમાં માણસને સૌથી વધુ દુઃખ મુક્ત કર્યો હોય? તેણે જવાબ આપ્યો: "અનિસ્થીસિયા (Anaesthesia) અને દૈવી ધર્મનો ક્ષય."

ધર્મે બર્બરતા, ક્રૂરતા અને અજ્ઞાન સહન કર્યાં છે. જ્યારે ધર્મનિષ્ઠ લોકો એવો દાવો કરે છે કે તેઓ નૈતિક સિદ્ધાન્તોને બંધન માને છે, પ્રેમ અને બંધુત્વનો પ્રચાર કરે છે, તેઓ યુદ્ધ અને નૃશંસ વ્યવહારની અવહેલના પણ કરે છે. માણસ જ માણસનો ઘોરતમ શત્રુ બની ગયો છે. ધર્મનિષ્ઠ લોકોને માનવોદ્ધારની કાંઈ તત્પરતા હોય એવું જણાતું નથી. માણસ અને રાષ્ટ્ર સારા-નરસા સાધ્યની પ્રાપ્તિને માટે વામણા-વરવા સાધનો અપનાવે છે. ઈશ્વરની વાણી અને રાષ્ટ્રીય, જાતીય, તથા રાજનીતિક પાગલપણું—એમાં આપણે ભેદભાવ નથી સમજતા. સૌરન કીર્કેગાર્ડ (Soren Kierkegard) એ કહ્યું છે, "આપણે આપણી સામે જે જોઇ રહ્યા છીએ તે ખ્રિસ્તી મત નથી, એક મહાન ભ્રમ છે. અને લોકો વિધર્મી નથી પણ એવી સોહામણી માન્યતામાં જ છે* કે તેઓ ખ્રિસ્તી છે. એક વાર લેનિને બિશપને કહ્યું, 'મારી સામે આખાએ ઈસાઈ જગતમાંથી એક પણ માણસ એવો લાવી આપો જે પોતની રીતે રહેતો હોય, હું આસ્તિક થઈ જઇશ.' ઘણા માણસો તો માત્ર આ કારણે જ ધર્મવિમુખ થઇ બેસે છે."

આ ભારે દુઃખની વાત છે કે માનવસમાજને પારસ્પરિક સદ્ભાવના અને સદાશયના એક સૂત્રમાં બાંધવાને બદલે મોટા ધર્મ પોતાના અંધવિશ્વાસોને કારણે વિશ્વમાં માનવતાના વિભાજનનાં અસ્ત્ર બની બેઠા છે. તેઓ દઢતાપૂર્વક કહે છે કે ધાર્મિક સત્ય આ અથવા તે વિશેષ ક્ષેત્રમા, આ અથવા તે વિશેષ જાતિને જ ઉપલબ્ધ થઈ શકે છે, અને અન્ય લોકો કાં તો ધાર્મિક સત્ય તેઓ પાસેથી ગ્રહણ કરે અથવા આધ્યાત્મિકતાથી વંચિત રહે.

ધર્માન્ધતા અને કટ્ટર વિશ્વાસોને ધર્મ માનીને આપણે તથાકથિત ધાર્મિક મતભેદોને કારણે યુદ્ધો કર્યાં. ઈસાની પવિત્ર કબર (Holy Tomb)ની પ્રાપ્તિને ખાતર ઈસાઈઓએ લોહી વહાવ્યું, ક્રૂરતા અને વિશ્વાસઘાતથી કામ કર્યું. આપણે એ 'પ્રેસિબિટેરિયન' પંડિતથી પરિચિત છીએ, જેણે એક જેસ્વિટ (Jesuit) સાથે વિવાદ કરતાં કરતાં એવો તર્ક કર્યો કે 'આપણે આપણાં મતભેદોનો સ્વીકાર કરવો જોઈએ. આપણે બંને એક જ ઈશ્વરની સેવા કરવાનો પ્રયત્ન કરી રહ્યા છીએ. આપ આપના પ્રકારે, અને હું ઈશ્વરીય પ્રકારે.' આ દષ્ટિકોણ આજે પણ પ્રચલિત છે. (ચાલુ)

* 'એટેક અપૉન ક્રિસેન્ડમ' ઈ ટી. વૉલ્ટર.
વૉલ્ટર લારી લિખિત (૧૯૪૪) પૃ. ૯૭.

## તેઓ રમે પણ છે...

એકવાર એક સંગીત સમારોહમાં એક મહિલાએ જોયું કે તેની બાજુમાં આઈન્સ્ટાઈન બેઠા છે અને એમની નજીક જ બીજા વૈજ્ઞાનિક બેઠા છે. બન્ને વૈજ્ઞાનિકો પરસ્પર એટલી ધીમી-ધીમી વાત કરી રહ્યા હતા કે મહિલાથી કશું સમજી શકાયું નહિ. બહુ વાર સુધી તેણે ખૂબ કાન સરવા રાખ્યા પણ કાંઇ કાને ન પડયું.

એકાએક આઈન્સ્ટાઈને ખિસ્સામાંથી એક કાગળ કાઢ્યો અને તેના પર પેન્સિલથી કાંઈક લખીને બીજા વૈજ્ઞાનિકને આપ્યો. બીજા વૈજ્ઞાનિકે પણ એના ઉપર કાંઇક લખ્યું અને તે કાગળ પરત કર્યો. આમ ઘણા લાંબા વખત સુધી આપલે ચાલી.

અંતે મહિલાએ ધીરજ ગુમાવી દીધી. તે શિષ્ટાચાર બાજુએ મૂકીને એ કાગળ જોવા લાગી. એના આશ્ચર્યનો પાર ન રહ્યો. આઈન્સ્ટાઈન એમના સાથી વૈજ્ઞાનિક સાથે શબ્દો બનાવવાની એક રમત રમી રહ્યા હતા.

—સ્ટીફેન માઈકલસ

# ધૈર્યનો ધર્મ, સમભાવની સંપદા

મકરન્દ દવે

ભાઈજાન,

હમણાં આન્દ્રે જીદનું છેલ્લું પુસ્તક 'So be it' વાંચી ગયો. માણસે પોતાનું આંતરદર્શન અચ્છું કર્યું છે. ખાસ તો એની સમભાવી ને આનંદી નજર મને ગમી ગઈ. જિંદગીના આખરના દિવસોમાં પણ આ માણસ ભાંગી નથી પડ્યો એ મોટી વાત. નહીં તો એના દિલોજાન દોસ્તો એને છોડી ગયા. ઘણાએ કૅથોલિક સંપ્રદાયમાં શરણું શોધ્યું ને સ્વતંત્ર બુદ્ધિ-શક્તિને તાળું મારી કૂંચી પોપ સાહેબને સોંપી. આવું જોઈ માણસનું મન ખાટું થઈ જાય કે એ Cynic થયા વિના ન રહે. પણ જીદ તો પોતાનો 'સમભાવ' વધારતો રહ્યો. સાચો ધર્મ—જ્યાં રાખેતા મુજબનું કોઈ ભગવાન-બગવાનનું ભૂત કાંધે સવાર નથી થતું—એ સમજ્યો લાગે છે. આ પુસ્તક વાંચતાં ઘણા વખત પહેલાં મેં લખેલું એક મુક્તક સતત યાદ આવ્યા કર્યું.

'સાંપડ્યું ભેટ ઇતિહાસ-દીપી સદા,
ધૈર્યનો ધર્મ, સમભાવની સંપદા.'

આપણે માનવ-ઇતિહાસમાંથી આ બે મોતી વીણી લેવાના છે-ધૈર્ય અને સમભાવ. અને આ ઇતિહાસ આપણી સામે આપણને અકળાવી મૂકે એવાં દૃશ્યો ખડાં કરે છે. તો આપણને અહોભાવ થઈ જાય, આ મેતાનના બચ્ચા જેવા આદમી પર આફરીન પોકારી ઊઠીએ એવા ભગીરથ કાર્યો પણ એને ચોપડે જમા થયેલા છે. માણસને perspective આવતાં વાર લાગે છે, પણ આવે છે ત્યારે બધા આઘાત-પ્રત્યાઘાતો, હતાશા-ઓગળી જાય છે ને આ અદ્‌ભુત દુનિયાને ચાહ્યા વિના રહેવાતું નથી. જીદ એકવાર સ્વપ્નમાં પુકારી ઊઠ્યો હતો: 'Yes! yes! yes! Mankind is wonderful.' —છેલ્લા દિવસોમાં આવા ઉદ્‌ગાર સરી પડે એના જીવનનો રસ કેવો પાતાળ-ઊંડો હશે?—અને એ પાતાળ-ઝરો જ આબે-હયાત, elixir—કે અમૃત. આધ્યાત્મિક રસ. જેના જીવનમાં આ નિત્ય નવીન 'આત્મ્જીવ-કીરતન'—ભાવાત્મક yes yes-yes ની ધૂન ન જાગે એ સંત હો કે પેગંબર કે ભગવાનનો અવતાર—પણ એને અધૂરો જ સમજવો. અને દુનિયાએ આવા જીવન-રસ માણનારને કપાળે નાસ્તિકનો કાળો ચાંદલો કર્યો હોય તો પણ આપણે માટે એના પગની ધૂળ પણ પવિત્ર.

ઔર ક્યા? એક છેલ્લી ઉક્તિ:

ખુશ રહો! દિલ, ખુશ રહો!
ઊગતા, ભળભાંખળા, રીળા સવારે,
ધીખતા મધ્યાહ્નના તીખા પ્રહારે,
સાંજના ધૂમ્ર, હલ્યા, અંધાર-આરે
જીવને કરુણાર્દ્ર-કાલિલ, ખુશ રહો!
ખુશ રહો! દિલ, ખુશ રહો!

—મકરન્દ

હૃદયથી મોટો કોઈ પ્રચારક નથી, સમયથી મોટો કોઈ શિક્ષક નથી. સંસારથી મોટું કોઈ પુસ્તક નથી ને ઈશ્વરથી મોટો કોઈ મિત્ર નથી.

—ખલીલ જિબ્રાન

# આદેશો

મને જેઓ કેવળ 'બાપજી, બાપજી' કહેતા આંટા મારે છે તેમને સ્વર્ગના રાજ્યમાં સ્થાન નહિ મળે. પરંતુ જેઓ મારા પરમ પિતાની ઈચ્છા પ્રમાણે વર્તે છે તેમના ઓરડા સ્વર્ગમાં બંધાશે. *

તે (સ્વર્ગીય ન્યાયાસનને દિવસે, કયામતને દિને) દિવસે ઘણા યે મને કહેશે: 'બાપજી! ઓ બાપજી! અમે તમારું નામ દઈને ભવિષ્યો નહોતાં ભાખ્યાં? ભૂતપ્રેત નહોતા ભગાડયા? પરચા નહોતા બતાડયા?' *

ત્યારે હું તેમને ખખડાવીને કહીશ: 'હે ભેદબુદ્ધિના આચરનારાઓ! તમને હું ઓળખતો નથી. અહીંથી વહેતા થઈ જાઓ.' *

જે કોઈ મારાં આ વચનોને કાને ધરશે અને તે પ્રમાણે આચરણમાં ઉતારશે તેને હું ડુંગરની ધાર ઉપર ઘર બાંધનારા ડાહ્યા માણસ સાથે સરખાવીશ. *

વરસાદ તૂટી પડશે, પૂર આવશે, પવન સૂસવશે અને ઘરને થાપટો મારશે પણ તે ઘર નહિ પડે; કારણ કે ધારના પાણામાં તેના પાયા રોપાયા છે. *

સ્વર્ગ અને પૃથ્વીનો પ્રલય થશે ત્યારે પણ મારાં વેણનો પ્રલય નહિ થાય. *

જે હું તમને કહું છું તે બધાને સંભળાવું છું. હે લોકો! વાટ જોતા રહો, પ્રતીક્ષા કરો અને પ્રાર્થના કરો. નહિ તો તમે પ્રલોભનોમાં ઘેરાઈ જશો. આત્મા ઊડવા તૈયાર છે પણ દેહ તેને પાછો પાડે છે. *

કાં કે હું મારા થકી કાંઈ નથી બોલ્યો; પણ મને મોકલનાર પરમ પિતા વતી બોલ્યો છું. મારે શું કહેવુંકારવવું એનો એણે મને સ્પષ્ટ આદેશ આપી રાખ્યો છે. *

હું જાણું છું કે એના આદેશ અમર છે. હું જે કાંઈ બોલું છું તે એના બોલેલા બોલ છે. *

એક નવો આદેશ હું તમને આપું છું. તમે એકબીજાને ચાહો એ શિખવવા હું તમારી ઉપર પ્રેમ રાખું છું. માટે તમે પણ અરસપરસ પ્રેમભાવે વર્તો. *

મારા આ આદેશોનું શ્રવણ કરીને જે તેનું પાલન કરશે તે જ મારો ભક્ત છે. જે મારો ભક્ત છે તેને પરમાત્મા પોતાનો જ ભક્ત ગણશે. ઉપરાંત તેને હું મારો ભક્ત લેખીને મારાં દર્શન પણ આપીશ. *

## પ્રાર્થનાવિધિ અને ધર્માચરણ

તું પ્રાર્થના કરે ત્યારે ઢોંગીઓની જેમ વર્તીશ મા. તેઓ પોતાનાં દેવળોમાં અને શેરીને નાકે ઊભા રહીને પ્રાર્થના કરવાનો દેખાડો કરે છે. તો જ બધા તેમને ભગત માને ને! હું તમને સત્ય કહું છું કે તેમને પણ પ્રાર્થનાનો બદલો તો મળશે જ. *

પણ તું પ્રાર્થના કરે ત્યારે તારી ઓરડીમાં જઈ બારણું વાસજે અને પછી એકાંતમાં પ્રાર્થના કરજે. એકાંતમાં તારી પ્રાર્થના સાંભળનાર તારા પરમ પિતા તને જાહેરમાં બદલો આપશે. *

તું પ્રાર્થનામાં બેસે ત્યારે ઢોંગી નાસ્તિકોની જેમ નિરર્થક વેણો વેરતો એકડે એક

ગાણું ગાયા કરતો નહિ. એ મિથ્યાચારીઓ માને છે કે પોતાની વાચાળતાને લીધે પરમાત્મા તેમની તરફ ધ્યાન દેશે. *

તું તેમને પગલે ચાલતો નહિ. કારણ કે તું માગે એની પહેલાં જ તારા પરમ પિતાને જાણ છે કે તારે શાનો ખપ છે. *

માટે તું આમ પ્રાર્થના કરજેઃ 'હે સ્વર્ગના સ્વામી, પરમ પિતા! તારો જયજયકાર થાઓ.' *

તારું રાજ સર્વત્ર વરતો. તારી ઇચ્છા જેમ સ્વર્ગમાં શિરસાવંદ્ય ગણાય છે તેમ અહીં પણ અનુસરાઓ. આજ અમને અમારો રોજનો રોટલો દેજે. જેમ અમે અમારા દેણદારોનાં દેણાં માંડી વાળીએ છીએ તેમ તું પણ અમારાં કરજ માફ કરજે. અમને પાપમાં પડવા દઇશ મા પણ તેમાંથી છુટકારો અપાવજે. સ્વર્ગનું રાજ્ય, સામર્થ્ય અને અનંત યશનો સ્વામી તુ જ છે. ૐ શાન્તિઃ શાન્તિઃ શાન્તિઃ *

ધ્યાન રાખ કે દાન આપતી વેળાએ લોકોની આંખે ચડાય તેમ બેમીને દાન કરીશ મા. નહિ તો સ્વર્ગના સ્વામી તારા પરમ પિતા થકી તને બદલો નહિ મળે. *

ઢોંગીઓ દેવળમાં અમે શેરીઓમાં કીર્તિ રળવા માટે દાન દેતી વેળાએ પોતાના દાનના ઢોલ પીટે છે તેવા ઢોલ તું પીટીશ મા. સત્ય કહું છું કે તેમને પણ તેમના દાનનો બદલો તો મળશે જ. *

પણ તું દાન દેવા બેસે ત્યારે તારો જમણો હાથ શું કરે છે તેની જાણ તારા ડાબા હાથને થવા દઈશ મા. તારાં દાન ગુપ્ત રાખજે. તારા પરમ પિતા એકાન્તમાં તને દાન દેતો જોઈને જાહેરમાં તેનો બદલો આપશે. *

વળી, જ્યારે તું ઉપવાસ કરે ત્યારે ઢોંગીઓની જેવા ઊતરી ગયેલ ચહેરે ઉપવાસ કરીશ મા. પોતે ઉપવાસ કર્યો એમ બધા જાણે માટે તેઓ મોં વીલું રાખે છે. તને સત્ય કહું છું કે તેમને પણ પોતાના ઉપવાસનો બદલો તો મળશે જ. *

પણ જ્યારે તું ઉપવાસ કરે ત્યારે તારૂં મોં ધોઇને પ્રફુલ્લ રાખજે. મુખ ઉપર સુગંધી લેપ લગાડજે જેથી તું ભૂખ્યો છે તેની કોઇને જાણ ન થાય. આમ થવાથી તારા પરમ પિતાને જ તારા ઉપવાસની ખબર પડશે. તને એકાંતમાં જોનારા તારા પરમ પિતા તને જાહેરમાં બદલો આપશે. *

કીડા અને કાટ કોરી ખાય તથા ચોર ખાતર પાડીને ચોરી જાય એવી આ ધરતી ઉપર તારે માટે ધનના ભંડાર ભરીશ મા. *

પણ સ્વર્ગમાં તારે વાસ્તે ભંડાર ભર્યા રાખજે. ત્યાં કીડા કે કાટ તેને કોરશે નહિ કે ચોર ખાતર પાડીને તેને ચોરશે નહિ. તારા ધનભંડાર જ્યાં સચવાયા હશે ત્યાં તારું અંતર પણ વળગતું આવશે. *

જો તું લોકોના અપરાધોની ક્ષમા આપીશ તો સ્વર્ગના સ્વામી તારા પરમ પિતા તારા અપરાધોની પણ ક્ષમા આપશે. પરંતુ જો તું લોકોના વાંકગુના માફ નહિ કરે તો તારા પરમ પિતા તારા વાંકગુનાની પણ માફી નહિ આપે. *

આકાશનાં પક્ષીઓ સામે જો, તેઓ વાવતાં નથી, લણતાં નથી, કોઠાર ભરતાં નથી, તો ય સ્વર્ગના રાજા તારા પિતા તેમને ચણ દે છે. તેમના કરતાં તારી દશા વધુ સારી નથી? *

તમારામાંનો કયો નર એવો છે જે ધારવાની સાથે જ એક હાથ ઊંચો થઈ ઊભો રહે છે? પછી લુગડાંલત્તાંની ચિન્તા તું શું કામ કરે છે? *

આજે છે અને કાલે ચૂલામાં બળતણ થાય છે એવા ખેતરના ઘાસને પણ જો પ્રભુ ઢાંકણ દે છે તો હે વિશ્વાસવિહોણા માનવી, તને ભગવાન ઓઢવા પહેરવા નહિ આપે? *

માટે એમ બોલીશમા કે 'અમે શું ખાશું, શું પીશું અને શું પહેરશું?' કેમ કે સ્વર્ગના સ્વામી તારા પરમ પિતાને અગાઉથી જ જાણ છે કે તારે એ બધી ચીજોનો ખપ રહે છે. *

આવતી કાલનો વિચાર કરીશ મા. કારણ કે આવતી કાલ પોતે જ બધી બાબતોનો વિચાર કરી લેશે. *

સાવધાન થઈ વાટ જોતો બેસ અને પ્રાર્થના કરતો રહે. કારણ કે તને ખબર નથી કે શુભ ઘડી ક્યારે આવશે. *

પ્રભુનો પુત્ર (ઈશુ) પરદેશ જનારા પ્રવાસી જેવો છે. આ દૂર દેશાવર જતો પ્રવાસી ઘર પાછવાડે મૂકી જાય છે ત્યારે નોકરોને મુખત્યારનામું આપે છે. દરેકને પોતાનું કામ સોંપે છે અને દરવાનને વાટ જોવાનું ફરમાવે છે. *

અમારાં પાપોની અમને ક્ષમા આપ; કારણ કે અમારા કરજદારોને અમે પણ ક્ષમા કરીએ છીએ. *

## યૌવન અને મૃત્યુ

આજથી અનેક શતાબ્દીઓ પૂર્વેનો પ્રસંગ છે!

બે દાર્શનિકો એક સ્થળે મળી ગયા. પરસ્પર જય જય થયા. એકે પૂછ્યું: 'ક્યાંની યાત્રા છે તમારી મિત્ર?'

બીજા દાર્શનિકે જવાબ આપ્યો: 'મારે યૌવનના ઉદ્ગમ-સ્થાનની ખોજ કરવી છે. પૂર્વ ભણી પહાડોની વચ્ચે જ ક્યાંક યૌવનનો પ્રવાહિત નિર્ઝર વહી રહ્યો લાગે છે. આ સંબંધી થોડાંક લિખિત પ્રમાણો પણ મારી કને છે. પણ તમે ક્યાં ચાલ્યા?'

પહેલા દાર્શનિકના ચહેરા પર ગંભીરતા હતી તે વળી વધુ ઘેરી બની ગઈ. કહે: 'મૃત્યુનાં રહસ્યની ખોજ માટે જઈ રહ્યો છું.'

બીજા દાર્શનિકે મોંનાક મચકોડ્યાં. 'કેવી મૂરખ વાત. મૃત્યુ....'

પહેલો દાર્શનિક પણ બગડ્યો. 'શું વાત કરો છો? યૌવન તો અસ્થાયી છે. એની ખોજમાં સમય ગુમાવવો એ તો ભારે મૂરખાઈ છે.'

અને પછી તો બંને એકબીજાને ભાંડવા લાગ્યા. લડાઈ થઈ પડી.

ત્યારે એમની પાસે એક સાધારણ વસ્ત્રોવાળો અજનબી આવી ઊભો રહ્યો. બંનેને સંબોધીને તે બોલ્યો: 'મહાત્માઓ! મને લાગે છે કે આપ બંને એક જ વસ્તુની ખોજમાં નીકળ્યા છો. ભેદ અને અંતર કેવળ શબ્દોનું છે. યૌવનના નિર્ઝરની શોધ અને મૃત્યુનાં રહસ્યનું ઉદ્ઘાટન, મને તો આ વચ્ચે કશો તફાવત માલૂમ પડતો નથી. એકમેકને વ્યર્થ ભલાબૂરા કહેવાથી શું વળવાનું છે? શાન્તિપૂર્વક જરા ઊંડાણથી વિચાર તો કરી જુઓ.'

પછી તે તેઓની રજા લઈ ચાલતો થયો. બંને દાર્શનિકો એકબીજા સામે જોઈ હસી પડ્યા ને બોલ્યા: 'સાચે જ, આપણે કેવડી મોટી મૂર્ખામી કરી! ચાલો આપણે બન્ને મળીને શોધ કરીએ.

અને એકબીજાનો હાથ પકડી બન્ને ઊભી સડકે ચાલી નીકળ્યા આગળ ને આગળ...

—ખલીલ જિબ્રાન

# મત

મણિલાલ નભુભાઈ દ્વિવેદી

[લોકશાહીમાં મતનું મહત્ત્વ છે. સુવ્યવસ્થિત લોકશાહીચાલના માટે મતની પવિત્રતા સમજી તેનો ઉપયોગ થાય તે અનિવાર્ય છે. મતદારોને મતનું મહત્ત્વ સમજાવીએ તેટલું ઓછું. આજના યુગનો આ મહત્ત્વનો વિષય છે. છેક ૧૮૯૮માં મણિલાલભાઈનું ચિંતન આ વિષય પર ચાલેલું તેમાંથી આપણને માર્ગદર્શન મળે.]

જે વાતને ઘણા જન માન્ય કરે તે સત્ય હોવી જોઈએ એવું સત્યનું માપ લેવાનું ધોરણ હોત તો જગતમાં આજ જે જે સત્યો મનાય છે તે બધાં અસત્ય જ થઈ ગયાં હોત. માણસો વાણીમાત્રથી શિષ્ટ જનમાં ખપવા માટે જે જે વાત કરે છે તેનું તેનું હૃદય હોતું નથી, અને હૃદયમાં જે માન્યતા હોય તે જ પ્રસિદ્ધિમાં આવતી હોય તો ઘણા મતે જે વાત ઠરે તેને જ સાચી કે સારી માનવાનું ધોરણ આપણને ક્યાં દોરી જાય તે કલ્પી પણ શકાતું નથી. છતાં પાશ્ચાત્ય સંસર્ગોમાંથી આપણને 'મત'-ની પદ્ધતિ મળી આવી છે, અને ઘણે મતે જે વાત સ્વીકારાય તે સારી કે સાચી નહિ પણ કર્તવ્ય છે એમ પ્રવૃત્તિ કરવાનો પ્રચાર પડી ગયો છે. બધી વાતનો નિકાલ 'ઘણા મત'-થી કરવા કરાવવાનો વ્યવહાર ચાલે છે, અને વેપાર રોજગારથી માંડીને રાજ્યતંત્ર સુધીના નિર્ણયો મતના ધોરણથી કરવામાં આવે છે. 'મત'-થી નિર્ણય કરવાનું ધોરણ સારું છે કે ખોટું એવો નિશ્ચય કરવા કરતાં એ કરતાં વધારે વિશ્વાસલાયક બીજું ધોરણ હજી હાથ આવી શક્યું નથી એમ માનવામાં જ મતના ઉપયોગીપણાની તો ખાતરી થઈ શકે એમ છે.

એક માણસને અમુક કાર્યમાં મત આપવાનો અધિકાર છે એટલે તે માણસની જવાબદારી કેટલી હોય છે એ વાત જે કાર્ય માટે તે મત આપનાર છે તે કાર્યના સ્વરૂપ ઉપર આધાર રાખે છે. કાર્ય ગમે તે નાનું હોય કે મોટું હોય, ઘણા જનને લાભ હાનિ ઉપજાવે તેવું હોય કે થોડાને, તથાપિ એટલી વાત નિર્વિવાદ હોવી જોઈએ કે મત આપનારનું જે મત છે તે તેની ખાનગી મિલકત નથી. પોતાની રુચિ પ્રમાણે, પોતાના તરંગ પ્રમાણે, પોતાની સગવડ પ્રમાણે કે પોતાના સ્વાર્થને અનુસારે જેનો ઉપયોગ કરી શકાય તેવી એ વસ્તુ નથી. મત આપનાર જે કામમાં મત આપે છે તે કામને અંગે તે મત બંધાયેલો છે અને તે કામના સ્વરૂપથી એ મત ક્યાં અને કેવે પ્રકારે આપવો તેનો નિર્ણય થઈ આવે છે. કોઈપણ કામનું સ્વરૂપ સમજવામાં પણ મત આપનારની પોતાની પ્રકૃતિ અને રુચિ તથા બુદ્ધિ વિના બીજું કશું ઉપયોગમાં આવનાર નથી, એટલે તે માણસ પોતાના મતને ખાનગી મિલકત સમજે કે સાર્વજનિક સમજે તેથી બહુ તફાવત ઉત્પન્ન થતો નથી એમ કહેવામાં આવે, પરંતુ બુદ્ધિપૂર્વક સર્વ પ્રકારે વિચાર કર્યા વિના, પોતે જાતે એક પોતાના મતથી કરીને, પોતા કરતાં અન્ય એવાં ઘણાંને લાભ-હાનિ કેટલી છે એ જવાબદારી ધ્યાનમાં લીધા વિના, જે મત આપવામાં આવે તે વિચાર વિના અને પોતાની ફરજની બેદરકારીથી આપેલું મત છે એમ કહેવામાં બાધ નથી. અને જ્યાં ઘણાનો નીમેલો એક પ્રતિનિધિ મત આપનાર છે ત્યાં તો તેનું મત તે જરા પણ તેનું પોતાનું રહેતું નથી; તેની પોતાની રુચિ કે પ્રીતિ ગમે તે માર્ગે હોય તો પણ જેમણે પ્રતિનિધિ ઠરાવ્યો છે તેમનું વાસ્તવિક હિત કયે માર્ગે છે તે વિચારીને જ તેણે મત આપવું જોઈએ. એક લાખ કે તેથી વધારેની પૂંજી ધર્માદામાં વાપરવા કાઢી હોય અને તેના પંચ ઠરાવેલા હોય, તો તે પંચમાંનો પ્રત્યેક માણસ રખેને મને શાપ લાગશે, મને ધર્માદાનું ખાધાનું પાપ લાગશે, એવી ભીતિ રાખી પોતાની શુદ્ધ બુદ્ધિથી એ ધર્માદાની વ્યવસ્થા ચલાવવામાં મત આપે છે, તેમ જ

અર્વાચીન સમયે જે મત આપવાનું ધોરણ ચાલે છે તે પ્રમાણે મત આપનારાઓએ પણ વર્તવું જોઈએ.

એવો પણ સમય હતો કે જ્યારે મતની કીમત ઉપજતી હતી, સ્વાર્થ અને ખુશામત માટે મત અપાઈ જતા હતા, એ સમય આજ પણ જતો રહ્યો નથી, પરંતુ ઘણે ભાગે એ વાત અયોગ્ય અને અન્યાય ભરેલી મનાઈ છે ને ગુપ્તપણે કહીં કહીં રહી ગયેલી છે. આપણા દેશમા જેને કોઈ જાહેર કામમાં મત આપવાનો પ્રસંગ આવે છે તે જાણે પોતાને કોઈ મહત્તા પ્રાપ્ત થયેલી સમજે છે, અને અનેક પ્રકારના વિચારો કરી મત આપે છે, પણ તે વિચારો સ્વાર્થ, સંબંધ, ખુશામત, ઇત્યાદિ કરતાં બીજી વાત વિષયે હોતા નથી એટલું જ દિલગીરી ભરેલું છે. મત શા કામમા આપવાનો છે, જે લોકોએ પોતાને મત આપવાનો અધિકાર આપ્યો છે તે લોકોનું હિત તે કામનું સ્વરૂપ કેવા પ્રકારે દોરવાથી થઈ શકે એમ છે, એ પ્રશ્નો વિષે વિચાર કરીને મત આપવાનું જે વાસ્તવિક ધોરણ, તે મત આપનારાઓના ધ્યાનમાં હમેશાં રહેતું નથી એ જ દિલગીરી ભરેલું છે.

યદ્યપિ ઘણા મત મળીને કોઈ વાત થઈ શકે તેટલાથી તે વાત ખરી કે યોગ્ય છે એમ સિદ્ધ થતું નથી તથાપિ જે કામમા સર્વનો સરખો જ સ્વાર્થ છે તે કામને તે જ માણસોના ઘણા મતથી કરવું એ ધોરણ એકંદરે ખોટું કહી શકાય તેવું નથી. માણસો મત આપવામા મત અને મતના ધોરણને સમજતા નથી તેથી ઘણીવાર ખરાને બદલે ખોટું જ થઈ આવે છે, પણ જો સર્વ કોઈ પોત પોતાની પૂરી જવાબદારી સમજીને વિચારપૂર્વક મત આપવા શીખે તો એ ધોરણથી ઘણામાં ઘણો લાભ થાય એમા સંશય નથી

'સુદર્શન ગદ્યાવલિ'

(પ્રસ્તુત લખાણ સૂચવવા બદલ શ્રી૦ વિષ્ણુપ્રસાદભાઈ ત્રિવેદીના આભારી છીએ)

## અગનનો દરિયો

ભજન છે અગનનો દરિયો;
એનો પાર પામે કોઈ તરિયો;
ભજન છે અગનનો દરિયો.

આરત આકુળ વેદના વ્યાકુળ વિરહવારિએ ભરિયો;
લોભ લાભ હિત હાણ મોહનાં મધરાંએ આંતરિયો.
ભજન છે અગનનો દરિયો.

માંહી પડે તે જાય જળી, કેમ હામ ધરે હુન્નરિયો!
પંડમાં કાતિલ આગ જળે એ જ જીવ માંહી પડી ઠરિયો.
ભજન છે અગનનો દરિયો.

એક વખત જંપલાવી જુઓ ને, માંહી ડૂબે તે તરિયો;
આગને અમરત રૂપ કરે એવો સામે છે સાંવરિયો.
ભજન છે અગનનો દરિયો.

—સરોદ

# પરી અને રાજકુમાર

'શિવપ્રકાશ'

નાખી નજર ન પહોંચે ત્યાં સુધીની ધરતીની ક્ષિતિજરેખાનું રક્ષણ કરતો ગરવો ગિરનાર અડીખમ ચોકીદારની અદાથી પ્રપિતામહની જેમ પલોંઠી વાળી જમાનાથી સમાધિમાં બેઠો છે. માની ગોદમાં સુખની સોડવાળી નિંદર લેતાં હોય તેવાં કેટલાંય ગામડાં—બીલખા, ડુંગરપુર, ખડિયા, પલાસવા, વડાલ, દાત્રાણા—તેની ચોતરફ ફરી વળ્યાં છે. પણ આ બધાંના જનક જેવું જૂનાગઢ તો ગિરિમાળાના પર્યંકમાં જ સૂતું છે. પૂર્ણિમાનો ચંદ્ર ગિરનારની પાર્શ્વભૂમાં ઉદય થાય છે ત્યારે ઘડીભર એવું લાગે કે ચંદ્રલોકમાંથી કોઈ રાજકુમાર, ગિરિ ઉપર પગ ટેકવી, ધરતી ઉપર પગલું માંડે છે.

એક વખતે સૌરાષ્ટ્રની ધરતી બહાર વટિયાના ટોળાંથી ઊભરાતી હતી. જમાનો એવો હતો કે નામચીન ડાકુઓના નામમાત્રથી પ્રજા થરથરી ઊઠતી. એજન્સીની પોલિસ અસ્તિત્વમાં હતી પણ તે લાચારપણે પ્રજાજનોને લૂંટાતાં અને ગામડાં ભંગાતાં જોઈ રહેતી. આવા સમયમાં અગિયાર વર્ષની બાલિકા વીણાને પરીના દેશના રાજકુમારનો જે અનુભવ થયો તે હેરત પમાડે તેવો છે. જે પ્રકૃતિની ગોદમાં વીણા ઉછરી, તેનો પણ આમાં હિસ્સો હોય તો ના નહીં.

*

કૃપારામ બ્રાહ્મણ ઘરજંગ થયા અને બીજી વારની વહુ મણિને લઈ આવ્યા ત્યારે પ્રથમ પત્નીનું એક સંતાન, અગિયાર વર્ષની પુત્રી વીણા હતી. મણિ પોતે પંદર વર્ષની હતી. આમ, સાવકી મા અને દીકરી વચ્ચે વયની સમાનતા હોવાથી તેમ જ ગૃહસંસારની મધુરપને આંચ ન આવે તે હેતુથી કૃપારામે વીણાને દૂરના એક મામાને ત્યાં મોકલી આપવાનું નક્કી કર્યું. તેનો આ મામો ડુંગરપુર રહેતો અને વીણાને ત્યાં જવું ગમ્યું નહીં. પરંતુ માતાના મૃત્યુ પછી ઘણા કડવા ઘૂંટડા પીતા તે શીખી ગઈ હતી, એટલે વિરોધ કરવામાં તેને કાંઈ સાર લાગ્યો નહીં. પોતાનું સર્વસ્વ ગણાય—માતાપિતાથી પણ વિશેષ—એવું એક પુસ્તક તેની પાસે હતું: 'પરી અને રાજકુમાર.'

તે પુસ્તક વાંચતી ત્યારે દુનિયાના બધા દુઃખો ભૂલી જતી. દરેક સ્ત્રીના નસીબમાં, શરૂમાં કમનસીબી હોય છે, પછી ભલે તે અપ્સરા હોય કે સ્વર્ગલોકની પરી. જ્યારે ચંદ્રલોકમાંથી કોઈ રાજકુમાર અશ્વની સ્વારી લઈ આવે છે ત્યારે જ તે સંકટ વિમોચન પામે છે અને ખાય છે, પીએ છે, અને રાજ કરે છે. એટલે માતાના મૃત્યુ પછી જે દુઃખ આવ્યું તે તેણે વાર્તાના દુઃખી પાત્રો સાથે સરખાવ્યું. વીણાને એવો સ્પષ્ટ ખ્યાલ બંધાઈ ગયો કે પરદુઃખભંજન કોઈ રાજકુમાર તેને પણ છોડાવશે. આથી તેણે તે પુસ્તકને પોટલીમાં બાંધી દીધું અને મામાને ઘેર ઉપડી ગઈ. આગગાડી તો હજુ કાઠિયાવાડમાં આવી નહોતી તેથી આખી રાત ગાડામાં કાઢે ત્યારે સવારે ડુંગરપુર પહોંચાય. આખે રસ્તે તેને રાજકુમારના જ વિચારો આવ્યા....

વીણાનો મામો મણિલાલ જમાનાનો ખાધેલ હતો. ડુંગરપુરના ખાણિયાઓ માટે તે વીશી ચલાવતો. ખોરાકમા તો બાજરાના રોટલા અને અડદની દાળ બે જ વસ્તુ મળી શકતી. પણ માથે પાંજરાપોળમાંથી લાવેલી છાશ, પાણી

ઉમેરી સૌને પાતો. આથી તેની વાહવાહ બોલાતી. આખા દિવસના થાકેલા-પાકેલા મજૂરો વીશીમાં તૈયાર ભાણું જમી લેતા. ખાનારાની સંખ્યા સારી રહેતી. એક થાળીના દસ દોકડા લેખે, તે જમાનાની દૃષ્ટિએ, મણિલાલને ટંકશાળ પડતી. પણ તે કંજૂસ ભારે. એટલે જે દિવસે વીણા પોતાને ઘેર આવી તે જ દિવસથી મણિલાલે કામવાળી બાઇને રજા આપી અને બહાનું ધર્યું: 'દીકરીની જાત છે, બાપુ! અત્યારથી પલોટાય તો સારું ને? અમારે આશરે આવી છે તે હવે ના કહેવાશે? અને ક્યાંક ઠેકાણે પણ પાડવી જોઇશે ને?'

વીણાએ કામ કરવા માંડ્યું. ગજાના પ્રમાણમાં નરી ક્રૂરતા કહી શકાય તેટલું કામ હતું. તે એંઠવાડ કાઢતી, વાશીદું કરતી અને સવારથી સાંજ સુધી વાસણ માંજતી. રાત્રે થાકીને મેડા ઉપર ધફ દઈને પડતી કે તેની આંખમાંથી આંસુની ધારા ચાલતી. એવે વખતે 'પરી અને રાજકુમાર' તેની મદદે આવતા. પુસ્તક ઉઘાડીને જે વાતો આવતી તે વાચવા લાગતી. કઈ વાતમાં રાજકુમાર ન હતો? પેલા ગરીબ કઠિયારાના નાનકડા પુત્રનો તેણે જ ઉદ્ધાર કર્યો; અને ડાકણની ઝૂંપડીમાં ફસાઇ પડેલી નાની બાળાને પણ રાજકુમારે જ છોડાવી! અને એનો ઘોડો પણ કેવો? પક્ષીની જેમ પાંખવાળો! ગમે ત્યાં ઊડી શકે-સ્વર્ગમાં, પૃથ્વીમાં, ચંદ્રલોકમાં!

તેમાં પણ એક કિસ્સો તો આબાદ પોતાને જ મળતો હતો. સાવકી મા તરફથી એક ઓરમાન છોકરી ઉપર જે વીતક વીતે છે અને તેને પણ રાજકુમાર મુક્તિ અપાવે છે તે વાંચતાં વીણાને સંતોષ થતો. તેનું નાનકડું હૃદય પુલકિત થઇ જતું અને મુખ પર હાસ્ય સાથે તેની આંખો મળી જતી.

દિવસ પસાર થતા જતા.

મામાની કંજૂસાઇથી જ વાત પતવાની હોય તો તો જાણે ઠીક; પણ મંછામામી મામા કરતાં વધુ દુષ્ટ નીકળ્યાં. એક રાત્રે વીણા પુસ્તક ઉઘાડી વાંચવામાં તલ્લીન હતી ત્યાં જ મામી આવી પહોંચ્યાં:

'શું વાંચો છો, બેનબા? આ ઘાંસલેટ નથી બળતું?'

'વાર્તાની ચોપડી છે, મામી! બહુ સારી વાતો એમાં છે. મને તો બહુ ગમે છે!' વીણાએ નિખાલસતાથી કહી દીધું.

'જોઉં, કઈ ચોપડી છે? આ હા હા હા ... પ...રી...અને...રા...જકુમાર! વાહ મારા ભાણીબાના શું નસીબ છે?....' એમ બબડતી, ચોપડી હાથમાં લઇ, મણિલાલ હિસાબ કરતા હતા ત્યાં જઈ છૂટો ઘા કર્યો અને તાડૂકી:

'અરે! તમે તો આંહી ખાણિયાઓને દાળ-રોટલા ખવરાવવામાંથી નવરા થતા નથી અને આ બાજુ તો ભાણીબાને રાજકુમારના સોણલાં આવે છે! જરા મગજ તો દોડાવો કે અહીં ડુંગરપુરની ખાણમાં રાજકુમારનો ઘોડો આવી શકશે ખરો કે?'

ત્યારથી એ પુસ્તક અદૃશ્ય થયું. નાનકડી વીણા માટે આ ફટકો અસહ્ય હતો. તેનો એકનો એક આધાર ઝૂટવાઇ ગયો.

તે આખો દિવસ કામ અને ગદ્ધાવૈતરું કરી આ દુનિયાનું દુઃખ ભૂલી જવા કોઇને પણ અડચણ ન પડે તેમ રાત્રે વાંચતી. તેનો એકનો એક આશાદીપ બુઝાઈ ગયો. છેવટે બહુ ત્રાસ થયો ત્યારે એક દિવસ પેન્સિલનો ટૂકડો ક્યાંકથી શોધી કાગળની ચબરખી ઉપર તેણે પિતાને એક પત્ર લખ્યો:

'પૂ. પિતાશ્રી,

ડુંગરપુરથી લિ૦ આપની પુત્રી વીણાના પ્રણામ. હવે હું અહીં કંટાળી ગઇ છું. આખો દિવસ કામ, કામ અને કામ જ રહે છે. તે પૂરતું પણ નથી. કાલે તો મામીએ મને

લપડાક મારી હતી અને આજે ખાવા આપ્યું નથી. વળી હું જે 'પરી અને રાજકુમાર'ની ચોપડી કામકાજ પૂરું કરી રાત્રે વાંચતી, તે પણ ઝૂંટવી લીધી છે. મને તમે તેડાવો તો સારું.

નહિતર મારી બાને મળવા હું ચાલી જઇશ. અહીં બહુ ઊંડી ખાણો છે. રમતાં રમતાં પગ લથડી જાય અને અંદર જઈ પડું એમ પણ બને. આ જો કે સારી વાત ન કહેવાય પણ અહીં હું એક દિવસ વધુ રહી શકું તેમ નથી.'

કાગળ પૂરો કરી ત્યાં જમવા આવતા એક ખાણિયા સાથે રવાના કરવા આપ્યો. ત્યાં જમતાં દરેક મજૂરનું હૃદય, આ અનાથ છોકરી પ્રત્યે દયાથી ભરાઈ જતું. તે વખતે બધી ટપાલ નથુરામ હલકારાના એક્કામાં જૂનાગઢ જતી. નથુ ટપાલી પાંચ છ ગામડાંની ટપાલ લઈને સાંજે ડુંગરપુર આવતો અને આખી રાત મુસાફરી કરી, બીજે દિવસે સવારે જૂનાગઢ પહોંચી જતો. ડુંગરપુરની ગામડી શાળાના માસ્તર એટલે ત્યાંના પોસ્ટ માસ્તર પણ ખરા. આખા દિવસની ટપાલ ભેગી કરી, સાંજે થેલો બાંધી રાખે, તે નથુ ટપાલી પોતાના એક્કામાં લઈ જતો.

નથુરામ ટપાલીનો એક્કો આ વિસ્તારમાં ગાઉના ગાઉ સુધી પ્રખ્યાત હતો. તેના બળદની ઘૂઘરીનો અવાજ આ પંથકના આબાલવૃદ્ધ તરત પારખી જતા. વાઇસરૉયની રોલ્સરૉઇસ કરતાં પણ નથુભાઈનો એક્કો વધુ માન ખાટી જતો. ડુંગરપુર ગામમાં તેનો પ્રવેશ થતો ત્યારે બે-ચાર વૃદ્ધો, દસ બાર છોકરાં, ચાર-પાંચ જુવાનિયા, અને મોઢેથી પાણી ભરવા નીકળેલી એક બે સ્ત્રીઓ તેને આવકારવા ઊભાં રહી જતાં. નથુ અહીં બળદને થોડીવાર છોડી મૂકતો અને નીરણ નાખતો.

બળદનું નામ તેણે 'રતન' રાખ્યું હતું. રતન કાબરચીતરો હતો. તેના બન્ને શીંગડાની એકસરખી વળાંકભરી આકૃતિથી તે વધુ સોહામણો લાગતો. નથુ હલકારો રતનનું પ્રાણથી વધુ જતન કરતો. રતન અને નથુરામ બન્ને મળી આખા પ્રદેશનો દેશી ટપાલવ્યવહાર ચાલુ રાખતા. નથુ ટપાલી દરેક ગામમાંથી કોણે ટપાલ લખી, કોના ઉપર લખી તે યાદ રાખી શકતો એટલું જ નહીં પણ કોની ટપાલ ક્યારે આવશે તેની સચોટ આગાહી કરી આપતો જે ભાગ્યે જ ખોટી પડતી.

વીણાના બાપને નથુ ઓળખતો. પોતે નિઃસંતાન હતો. કૃપારામની અનાથ અબોલ વીણા ઉપર જે ત્રાસ ગુજરતો તે તેના ખ્યાલમાં હતું જ. જ્યારે ડુંગરપુર આવે ત્યારે અચૂક વીણાના કુશળ સમાચાર પૂછતો એટલું જ નહીં, પણ એ છોકરીના કાગળનું તો ખાસ ધ્યાન રાખતો.

એટલે આજે જ્યારે માસ્તરસાહેબે ટપાલનો થેલો સોંપ્યો ત્યારે પહેલો જ પ્રશ્ન નથુરામે એ કર્યો.

'કૃપારામ ઉપર વીણાનો લખેલો કાગળ આ થેલામાં છે ને? તે કહેતા હતા કે છોકરીની તબિયત સારી નથી.'

'હમણાં જ એક માણસ આપી ગયો અને થેલામાં નાખ્યો છે. બાકી નથુભાઇ! આજની રાત ભારે રઢિયાળી છે. રસ્તો કાપવાની તમને ભારે મઝા આવશે!' માસ્તરે આશીર્વાદ આપ્યા.

અને રૂમઝૂમ કરતો નથુભાઈનો એક્કો ઊપડ્યો. રતન પણ તાજોમાજો થઈ ગયો હતો, અને નથુભાઈના વહાલભર્યા હાકોટાથી તેની ગતિ વધતી ગઈ. અર્ધો રસ્તો કાપ્યો હશે અને મધરાતને થોડી વાર હતી, ત્યાં નથુરામ અને રતન બન્નેના કાન ચમક્યા. ઘોડાઓની ખરીના તાલબદ્ધ અવાજ નજીક આવતા સંભળાયા, અને એક સેકન્ડમા તો બંદૂકના અવાજથી રાત્રિના નિસ્તબ્ધ વાતાવરણમાં

સન્નાટો વ્યાપી વળ્યો. નથુભાઈ વધુ વિચાર કરે તે પહેલાં, ચાર બહારવટિયાની ટોળીએ તેને ઘેરી લીધો. એકે બળદની રાશ પકડી; બીજો એક્કા ઉપર ચડી બેઠો; ત્રીજો અને ચોથો આજુબાજુ ઊભા રહ્યા.

એટલું તો કહેવું પડશે કે આ ટોળકીનો વિચાર નથુ ટપાલીને આંતરવાનો હતો જ નહીં. તેમણે અહીંથી પંદર માઇલ દૂર શોભાવડલા ગામ સમીસાંજના લૂંટ્યું હતું અને સારો હાથ મારી લીધો હતો. તેના આનંદમાં મસ્ત અને દૂહા લલકારતા, એવા નિર્જન રસ્તે પાછા ફરતા હતા કે કોઈ સામો ન મળે. દૈવવશાત્ નથુ અડફેટે ચડી ગયો. જેમ કોઈ વનરાજ પોતાના ગૌરવને અનુરૂપ શિકાર પકડવા નીકળે અને સસલું મળી જાય તો જે રમતિયાળપણાથી તેના ઉપર પંજો ઉગામે તેવું જ નથુભાઈનું બન્યું.

ચાર માંહેલા એક મૂળરાજે છરો કાઢી એક થેલો સડસડાટ વેતરી નાખ્યો. તેમાંના કાગળો વેરણછેરણ થઈ ગયા. બીજો જણ પૈસાની શોધમાં પડી ગયો. આ બધામાં સૌથી ઊંચો ત્રિકમ આગળ આવ્યો અને બોલ્યો!

'અલ્યા નથુડા! પૈસા ક્યાં રાખ્યા છે? કાઢ જલદી!'

'પૈસા કેવા અને વાત કેવી? મારી પાસે તો ખાલી કાગળિયાં જ છે!' નથુએ નિશ્ચિતપણે કહ્યું.

ચારે બહારવટિયામાં સહુથી વિકરાળ લાગતા ભારથીએ કહ્યું:

'એમ એ ટપાલિયો નહીં માને! આપણે બધા જ થેલા તોડી નાખો!'

મૂળરાજના છરા પાસે જોતજોતામાં બધા થેલા કપાઈ ગયા. છેલ્લો ડુંગરપુરથી ચડાવેલો—તેના તરફ આંગળી ચીંધતા નથુરામ બોલ્યો:

'એક આ થેલો, ભાઇસા'બ રહેવા દેજો. તેમાં બીજું તો કાંઇ નથી પણ મારી એક માનેલી દીકરીનો કાગળ છે—બહુ જરૂરી છે—બિચારી બાપથી જુદી પડી ગઈ છે.'

નથુરામે ના પાડી માટે એ થેલામાં જરૂર કાંઇ હશે એમ માની ચારે જણા તેના પર તૂટી પડ્યા. જે જે કાગળોનો ઢગલો થઈ ગયો તેમાં નથુરામવાળા કાગળમાં કાંઈ હશે તેમ માની મૂળરાજે કહ્યું:

'અલ્યા ભારથી! દીવાસળી તો સળગાવ. અંધારામાં આમાં કાંઈ દેખાતું નથી!'

એક કવર ઉપરના અક્ષરો જોઈ, નથુરામે ફરીથી આજીજી કરી:

'ભાઈસા'બ, આ કાગળ સાથે રે'વા દો; છોકરીનો બાપ દુવા દેશે!'

'એ ય, આઘો ખસ, દુવાવાળા!' એમ કહી ભારથીએ બંદૂકનો કૂંદો ઉગામ્યો. ત્રિકમે કવર ફાડી નાખ્યું પણ તેમાંથી માત્ર કાગળનું ચોથિયું જ લખેલું નીકળ્યું.

'અરે, એ કાગળ વાંચો—અંગ્રેજીમાં લખ્યો છે અંગ્રેજીમાં.' ત્રિકમે મૂછ આમળતાં કહ્યું:

'હવે ઇંગરેજીની સિફારસ બંધ કરીશ? જોતો નથી, ચોકખા હિંદી અક્ષરો દેખાય છે.' ભારથીએ બડાશથી કહ્યું:

'બાળબોધ છે, બાળબોધ! તમે બધા ઉલ્લુના સરદારો લખવામાં સમજો શું!' મૂળરાજે સ્પષ્ટતા કરી. પછી નથુરામ તરફ ફરી, ઉમેર્યું:

'અરે એ ટપાલી! ત્યાં શું બોઘાની જેમ ઊભો છે? ચાલ, તું જ કાગળ વાંચ અને અમને પંડિતોને સમજાવ કે એ છોકરીએ આ કાઠિયાવાડી ભાષામાં શું લખ્યું છે?'

નથુ ટપાલીએ કાગળ વાંચી સંભળાવ્યો. બ્રાહ્મણો વેદપાઠ ભણતા હોય અને યજમાન જે સ્વસ્થતા અને એકાગ્રતાથી સાંભળે તેમ બહારવટિયા સાંભળી રહ્યા. બાબત કરુણ હતી. કાગળ પૂરો થયો એટલે મૂળરાજે પૂછ્યું :

'એ છોકરી કેવડી છે?'

'હશે—દસ અગિયાર વર્ષની!'

'હેં, અગિયાર વર્ષની? શેરીમાં ઢીંગલીએ રમવા જેવડી ઉંમર કોણ કાળમુખો એની કમાણીપર જીવે છે? નર્યો કળજુગ કે બીજું કાંઇ?' ત્રિકમે સૌપ્રથમ સહાનુભૂતિ દર્શાવી.

'એનો બાપ ક્યાં છે? લાવો સરનામું. હાલે જ જઇને ફૂંકી મારું, બાસ્થીએ ઉગ્રતાપૂર્વક કહ્યું.

'આપણાં જીવતા ભામણની છોકરીને માથું પાટકીને ખાણમાં મરવું પડે તો આપણું કુળ લાજે.' મૂળરાજે કર્તવ્ય તરફ વાત વાળી.

ચારે બહારવટિયા એક બાજુએ ગયા અને અને કાંઇક મસલત કરી લીધી. એ છોકરીને મામાને ત્યાંથી ઉપાડી, બાપને ઘેર પહોંચાડવાનો કીમિયો ઘડી કાઢ્યો અને પાછા ફરી, નથુ ટપાલીને એક ઝાડ સાથે મજબૂત દોરડાથી બાંધી લીધો, અને બળદને બીજા ઝાડ સાથે.

'લ્યો, નથુભાઈ તમતમારે આરામ કરો! અમે જરા મણિલાલની વીશીમાં જમતા આવીએ, કોઈવાતે મૂંઝાશો નહીં!'

નથુ ટપાલી લાચારીથી દૂર જતાં ઘોડાંની ખરીના અવાજ સાંભળી રહ્યો. થોડીવારમાં તો ટોળકી ડુંગરપુરને રસ્તે અદૃશ્ય થઇ.

સુદ ચૌદશનો ચંદ્રમા ખીલ્યો હતો. દૂર ગિરનારની આકાશરેખા સ્પષ્ટ દેખાતી હતી. છૂટવા માટે નથુરામે ઘણી કોશિશ કરી, પણ વ્યર્થ. હા, જેમતેમ કરીને નીચે બેસી શકાય તેટલું ઢીલું દોરડું કરી શક્યો. થાક અને શ્રમના બોજા ભારથી તે ઊંઘી ગયો. કેટલી વાર સુધી ઊંઘ્યો હશે તેનો ખ્યાલ ન રહ્યો પણ કોઈ પોતાને છોડતું હતું તેથી તે જાગી ઊઠ્યો. જેણે તેને બાંધ્યો હતો તે બહારવટિયા સ્તો! નથુરામને મુક્ત કરી, એક્કા ભણી દોરી ગયા અને રતનની લગામ તેના હાથમાં આપતાં કહ્યું :

'હવે તમતમારે સુખેથી જૂનાગઢ સીધાવો, નથુભાઇ!' માંડ છૂટ્યા જાણી, નથુભાઇએ એક્કો મારી મૂક્યો. રતન પણ અત્યાર સુધી કૂસાઈ પડ્યો હતો તે પગ મોકળા થતાં જ, દોડવા લાગ્યો. તેની ઘૂઘરીનો કર્ણપ્રિય અવાજ, નીરવ શાંતિમાં મિત્રની ગરજ પૂરતો લાગ્યો.

પ્હો ફાટવાને વાર હતી ત્યાં એક્કો જૂનાગઢના કાળવા દરવાજે આવીને ઊભો રહ્યો સંત્રીએ અવાજ પારખ્યો અને દરવાજો ખોલી આપ્યો. હંમેશના ક્રમ મુજબ સંત્રી તથા નથુરામ થોડી વાર સાથે ચલમ પીતા અને ઉષાના પ્રથમ અજવાળે ટપાલી ગામમાં દાખલ થતો.

કૃપારામનું ઘર રસ્તામાં પ્રથમ આવતું. બનતા સુધી હાથમાં દાતણ લઇને તે ઊભો હોય, ત્યાં નથુ હલકારાનો એક્કો નીકળતો. આજે પણ એમ જ બન્યું.

'આવો, નથુભાઇ! અમારી વીણાના શું ખબર લાવ્યા છો?'

જવાબમાં નથુરામે અથથી ઇતિ સુધી માંડીને વાત કહી. બહારવટિયા ક્યાં મળ્યા, ટપાલના થેલાઓની શી વલે કરી, વીણાનો કાગળ પણ એ લોકોએ ફાડી નાંખ્યો અને પોતાની પાસે વંચાવ્યો તે બધી વાત કરી. કાગળની વીગત પોતાને યાદ હતી તે બધી કહી. કૃપારામને ધ્રાસકો પડ્યો :

'હેં! એની માની પાછળ જવાની વાત કરે છે મારી લાડલી? ક્યાં ગઈ વીણુની બા... સાંભળ્યું?... આ બધું તારા પાપે...'

મણિ ધૂંઆપૂંઆ થતી બહાર આવી.

'મારા પાપે, એમ? હાય મારી મા! ઘોડે ચડી પરણવા આવ્યા તે પાપ ન નડયું?' એમ બોલી છાજિયાં લેવા લાગી.

આ બધી ગડમથલ ચાલતી હતી ત્યાં બહાર ઊભેલા એક્કામાંથી અવાજ આવ્યો.

'હું આંહીં છું, બાપુ!'

જાણે વીણાનું પ્રેત બોલતું હોય તેમ કૃપારામ ફાટી આંખે જોઈ રહ્યા. નથુ ટપાલી તો સડક જ થઈ ગયો. ટપાલના અસ્તવ્યસ્ત થેલા નીચે, કામળા અને ખુંગણ ઉપર ઘસઘસાટ ઊંઘી રહેલી વીણા આંખો ચોળતી નીચે ઊતરી!

'અરે હું ગાંડો તો નથી થઈ ગયો ને? આ બહારવટિયાઓએ મને શું કરી મૂક્યું છે? અરે દીકરી! તું મારા એક્કામાં ક્યાંથી આવી?' નથુ એકસામટું બોલી ગયો.

'એ તો મને પણ ખબર નથી. મામાને ઘેરથી કેમ છૂટી તે જ યાદ છે. કહું? મને તો રાજકુમારે છોડાવી!' એટલું બોલતાં તેનું મુખ કમળના ફૂલની જેમ ખીલી ઊઠયું.

'રાજકુમાર? અરે કાંઇક સમજાય તેવું તો બોલ! મારી દીકરીને સોણું આવ્યું લાગે છે! લે, મોઢું ધોઇ લે અને નિરાંતે બધી વાત કર!' કૃપારામમાં હવે જીવ આવ્યો અને તે બોલ્યા.

"સાચું કહું છું, હો બાપુ, મને હતું જ કે રાજકુમાર આવશે અને મામાના ઘરથી મને છોડાવશે. કાલ રાત્રે તે તેના ઘોડા પર આવ્યો તેની સાથે હથિયારબંધ સાગરીતો પણ હતા. બંદૂકની એવી ધમઝટ બોલાવી કે વીશીમાં નાસભાગ થઇ રહી. મામી તો કોઠીમાં સંતાઇ ગયા! બેચાર ઘરાકો મોડે સુધી બેઠી બીડી ફૂંકતા હતા તે તો જીવ લઈને નાઠા. હું તો ઊંઘવાનો ડોળ કરી મેડા ઉપર સૂતી હતી. ત્યાં તે આવ્યો, અને આસ્તેથી મને ઊઠાડી! રાજકુમાર સ્તો! ઊંચો, કદાવર, ભેટે બંદૂક અને ઝુલ્ફાંથી શોભતો—બરોબર ચોપડીમાં વર્ણન છે તેવો જ. તેણે મને કપડાંથી લપેટી લીધી અને ઊંચકીને બહાર ઘોડો ઊભો રાખ્યો હતો તેના પર બેસાડી અને પોતે પણ બેઠો. તેના મ્હોં પરના લાંબા લાંબા વાળ મારા કાન પાસે લાવી મને નરમાશથી કહેતો હતો: 'ગભરાતી નહીં, હો!' પછી તો તેના સાગરીતોએ અમારી પાછળ પાછળ ઘોડા મારી મૂક્યા. થોડે દૂર ગયા પછી, એ લોકોએ મને એક્કામાં સૂવાડી અને અને મારી આંખ મળી ગઈ....! તે બધા ક્યાં ગયા તે ખબર જ ન પડી!"

વાત પૂરી કરતાં, વીણાની નજર સુદ ચૌદશના આથમી ગયેલા અને સૂર્યપ્રકાશમાં તેજહીન દેખાતા ચંદ્રના ગોળાકાર ઉપર ઠરી હતી.

'અરે આ છોકરી આપણને પરીના દેશની વાતો સંભળાવતી લાગે છે,' બેચાર પાડોશીઓ ભેગા થઈ ગયા તેમાંના એકે કહ્યું.

'ત્યારે હું હવે ટપાલ ઠેકાણે પહોંચાડું–વીણા સાચી વાત આજ ને આજ કહે તેવું લાગતું નથી' એમ કહી નથુરામે એક્કો આગળ ચલાવ્યો.

બીજે દિવસે રાત્રે વાળુ કરી લીધા પછી, ફળીમાં ખાટલા ઢાળી, કૃપારામ, તેની વહુ, તથા વીણા શીતલ લહરીનો આનંદ માણતા બેઠા હતાં. વાતમાંથી વાત નીકળતાં, કૃપારામે કહ્યું:

'તને તો બેટા, મામાને ત્યાં ગોઠયું નહીં–ખરું ને?'

'કયાંથી ગમે બાપુ! જ્યારે જુઓ ત્યારે કામ, કામ અને નકરું કામ! મને તો એવો કંટાળો આવ્યો'તો કે અહીં આવવાનું ન બન્યું હોત તો ...'

કાગળની વાત યાદ આવતાં કૃપારામે વીણાને આગળ બોલતી અટકાવતાં, એકદમ વાત બદલી:

'પણ વીણા, મામાને ઘેર રહી તું લુચ્ચી થઇ ગઇ છો! નણુ હલકારાના એક્કામાં તું શી રીતે આવી તે વાત તો જાણે કહેતી જ નથી!'

પૂર્ણિમાના ચંદ્રોદયની છડી પોકારતો શ્વેત પ્રકાશનો તેજપૂંજ ગિરિમાળા પાછળ પ્રકાશ ફેલાવી રહ્યો. આખી પર્વતમાળાનું એક મનોહર છાયાચિત્ર ઉપસી આવ્યું જેમાં પર્વતની વાંકીચૂકી શિરોરેખા, દિવસ કરતાં પણ સુસ્પષ્ટ સ્વરૂપે દેખાતી હતી. રંગભૂમિ ઉપર પડદો ખસે, અને રૂમઝૂમ કરતી નાયિકા દ્રષ્ટિગોચર થાય તેમ, બેચાર ક્ષણમાં જ, ગિરિ પાછળથી પૂર્ણ ચંદ્રે ડોકિયું કર્યું. વીણા આનંદમાં તરબોળ થઇ ગઇ અને જવાબરૂપે બોલી:

'સાચું કહું છું ....તે દિવસે મને તેડવા આવ્યો તે રાજકુમાર પોતે જ હતો–હું જૂઠું નથી બોલતી–અસ્સલ રાજકુમાર!'

મણિથી ન રહેવાયું: દ્વેષયુક્ત સ્વરે તે બબડી:

'જા રે, ખોટાડી! ત્યાં ડુંગરપુરમાં રાજકુમાર કેવો?'

હવે તો ચંદ્રમાનું પૂર્ણ ગોળ સ્વરૂપ આકાશમાં, મંથર ગતિએ, ઊર્ધ્વ જઈ રહ્યું હતું. તેની સંપૂર્ણ ધવલ સપાટી પર જાણે પડછાયો પડતો હતો. વીણા ચંદ્ર તરફ તાકી રહી–એકીનજરે તાકી રહી.

તેને લાગ્યું કે શશાંક આકૃતિ જાણે માનવ સ્વરૂપ ધારણ કરે છે. ચંદ્રલોકનો કોઈ રાજકુમાર આવી રળિયામણી રાત્રે ફરવા નીકળતો હોય અને ગિરિ પર પગ ટેકવી, જાણે પૃથ્વી પર પગલી માંડતો હોય તેમ પૂર્ણિમાના ચંદ્રસ્વરૂપમાં વીણા તલ્લીન બની ગઈ. માતાનો પ્રશ્ન યાદ આવતાં, જાણે ઊંઘમાંથી ઝબકીને જાગી ગઈ હોય તેમ બોલી:

'ના–હો બાપુ! બાની વાત ખોટી છે હું સાચ્ચેસાચું કહું છું... મને તેડી ગયો તે રાજકુમાર પોતે જ!'

(આધાર: ઓ હેન્રી: A Chaparral Prince)

## સત્ય અને કળા

એકવાર સત્યની શોધમાં નીકળી પડેલા કેટલાક જિજ્ઞાસુઓ એક મંદિરમાં જઈ ચડયા. ત્યાં પુજારણ બાઈએ તેઓને એક પીણું આપ્યું અને કહ્યું: 'સત્ય બાબત કશું જાણવા ઇચ્છા હોય તો આ પી જુઓ.'

જિજ્ઞાસુઓએ એક જ શ્વાસે પોતપોતાના પ્યાલા ખાલી કરી નાખ્યા. પછી તેઓ પૈકી એક બોલ્યો: 'વાહ સત્ય તો ભારે મીઠું છે.'

પણ બીજાએ આપત્તિ પ્રકટ કરી: 'ના રે! ભાઈ, આ તો કડવું છે.' ત્રીજાનો મત ત્રીજો જ નીકળ્યો! સત્ય ન તો તેને મીઠું લાગ્યું કે ન કડવું. તે કહે: 'સત્ય સ્હે–જ તુરું છે.'

કળા બાબત પણ આ જ વાત છે. તેના ઉપાસકોમાં આરંભથી જ મતભેદ રહ્યા કર્યો છે.

—કલાકાર રૈફેલ

રવીન્દ્રનાથ ઠાકુર
અનુ૦ નગીનદાસ પારેખ



૧૧

અંધકારમાં ઢંકાયેલો ગાઢ સંશય વિશ્વને ગ્રસી રહ્યો છે, તેની વચમાં સંશયાતીત પ્રત્યય વાસ કરે છે.

વાક્યોનાં વાવાઝોડાં અને તર્કની ધૂળ અંધ બુદ્ધિને અકળાવી મૂકે છે. પ્રત્યય પોતામાં રહેલો છે, તેને કશો ત્રાસ નથી.

સંસારના માર્ગે સેંકડો સંકટોના વંટોળ ઘૂમે છે, તેની વચમાં અચલ શાંતિ અમરતરુની છાયામાં વિરાજે છે.

નિંદા અને નુકસાન, મૃત્યુ અને વિરહરૂપી કેટલાય ઝેરી બાણો રોજ રોજ ઊડે છે; શાશ્વત આનંદ યોગાસનમા સ્થિર બેઠેલો છે, તેનો નાશ નથી.

૧૨

અમલ કમલ સહજ રીતે જલના ખોળામા ખીલી રહે છે; ઘર ક્યા છે એમ કહીને તેને ધૂળમાં રોળાતા રોળાતાં ફરવું પડતું નથી.

તે જ પ્રમાણે સહજ રીતે આનંદથી હર્ષિત થઈને હું તમારામાં નિમગ્નચિત્ત રહીશ. બધા સંશયોને તોડી નાખીને પૂજાનું શતદલ આપો-આપ ખીલી રહેશે.



તમે ક્યાં છો એમ કહીને હું કદી રસ્તો શોધીશ નહિ, કોઈ વટેમાર્ગુને પૂછીશ નહિ. હું ગમે ત્યારે ગમે તે દિશામાં ફરીશ તોય, હે પ્રભુ, તારામાં જ ભમીશ અને ફરીશ.

તમારા આકાશરૂપી ગૃહમાં હું જ્યારે ચાલીશ ત્યારે તમારો આનંદપ્રવાહ મારા શરીરને લાગશે, તમારો પવન સખાના જેવા સ્નેહથી દોડતો છાતી ઉપર ધસી આવશે.

૧૩

બધા ગર્વને હું છોડી દઈશ. તમારો ગર્વ નહિ છોડું. જે દિવસે તમારી ચરણરજની કણ મળે તે દિવસે



બધાને પુકારીને કહીશ.

જ્યારે તમારું આહ્‌વાન આવશે ત્યારે તે વાત હું શી રીતે ગુપ્ત રાખીશ? મારા સર્વ વચનોમાં અને સર્વ કર્મોમાં તમારી આરાધના પ્રકટ થશે. બધા ગર્વને હું છોડી દઈશ, તમારો ગર્વ નહિ છોડું.

મને જે જે કામમાંથી જે જે માન મળ્યું છે તે બધું તે દિવસે દૂર ચાલ્યું જશે. કેવળ તમારું માન મારા દેહમાં અને મનમાં એક સૂરે ગાજી ઊઠશે.

હું જ્યારે ભવસંસારની બારી આગળ અન્યમનસ્કભાવે બેઠો હઈશ ત્યારે રસ્તે જતો માણસ પણ મારા મુખના ભાવમાં તમારા સમાચાર જોઈ જશે. બધા ગર્વને હું છોડી દઈશ, તમારો ગર્વ નહિ છોડું.

૧૪

તમારા અસીમમાં પ્રાણમન લઈને હું ગમે એટલે દૂર જાઉં, ક્યાંય દુઃખ, ક્યાંય મૃત્યુ, ક્યાંય વિચ્છેદ નથી.

તમારાથી અલગ થઈને જ્યારે હું પોતા તરફ નજર કરું છું ત્યારે મૃત્યુ મૃત્યુનું રૂપ ધારણ કરે છે, દુઃખ દુઃખની ખાણ બની જાય છે.

હે પૂર્ણ, તમારે ચરણે જે કંઈ છે તે બધું છે છે જ છે; નથી નથી એવો ભય તો કેવળ મારો જ છે, તેથી જ હું દિનરાત રડયા કરું છું.

તમારા સ્વરૂપને જો હું જીવનમાં રાખી શકું તો અંતરની ગ્લાનિ અને સંસારનો ભાર પલક પાડતામાં ક્યાંનાં ક્યાં અલોપ થઈ જાય છે.

૧૫

અંધારું થતાં રાતના જે દીવા સળગાવ્યા હતા તે, હે મન, બુઝાવી નાખ, આજે બધાં બારણાં ખોલીને બુઝાવી નાખ.

આજે મારા ઘરમાં કોણ જાણે ક્યારે રવિનાં કિરણોએ પ્રભાત પ્રગટાવ્યું છે, માટીનાં કોડિયાંની હવે જરૂર નથી, ભલે તે ધૂળ ભેગાં ધૂળ થઈ જતાં. હે મન, તું બધાં બારણાં ખોલીને રાત્રિના દીવા બુઝાવી નાખ.

રહેવા દે, રહેવા દે, આજે તૂટેલી વીણાના તાર ઉપર સૂર વગાડીશ નહિ. હે મન, પોતાને બહારને આંગણે આવીને નીરવે ઊભું રહે.

આજે પ્રભાતમાં, સાંભળ, બધું આકાશ, બધો પ્રકાશ અને બધો વાયુ વિરાટ કંઠે તારે બદલે સંગીત ગાય છે. બધાં બારણાં ખોલીને રાત્રિના દીવા બુઝાવી નાખ, બુઝાવી નાખ.

નૈવેદ્ય

# તીર્થનું પુણ્ય

ટોલ્સ્ટોય કૃત

એક ગામ હતુ એમા બે ઘરડા ડોસાઓ રહે બેઉની ઉંમર લગભગ સરખી બેઉના મનમા તીરથ જાતરાનો વિચાર વારેવારે આવે પણ ઘર ખટલાની ઝંઝટમાથી નવરા-મોકળા થાય ત્યારે નીકળાય ને!

પછી એક દિવસ તો બન્નેએ તીરથ જાતરાએ નીકળવાનુ પાકુ ઠરાવી જ લીધુ પહેલા ડોસાએ પોતાની કુલ મિલકત ૨૫ ગાયો વેચી નાખી, અને વાટ ખરચી મેળવી લીધી જાતી વખતે તેણે દીકરાઓને કહ્યુ 'દીકરાઓ મે આ બધુ મારી જાત-મહેનતથી ખરીદ્યુ હતુ તમે ય મહેનત કરો યાદ રાખજો કે મહેનત જ સૌથી મોટુ ધન છે'

બીજાએ પોતાની જમીન ચાર ભાગમા વહેચી છોકરાઓને કહ્યુ હુ તો જાઉ છુ હવે ઘર ખટનો ને વહેવાર બધો તમે જાણો' એકઠી કરેલી દોલત ગાંઠે બાંધીને તે ય ચાલતો થયો

બન્ને આખો દિવસ ચાલે રાત પડે ત્યા રાતવાસો કરે વળી સવાર પડે કે માંડ આગળ ચાલતા ગામડાગામના લોકો તેમને ભાગ્યશાળી જાતરાળુ માનીને ઘણી ઘણી આગતાસ્વાગતા કરે પણ એવામા એક ગામ રસ્તે એવુ આવ્યુ કે જ્યા ભૂખ ખુદ ભરડો લઈને બેઠી હતી ગામમા દુકાળ હતો

પહેલો ડોસો ગામની હાલત જોઈને કરુણાભીનો થઈ ગયા બીજાએ દેવ દરશનની ઉતાવળમા ને ઉતાવળમા રોકાયા કારણ વગર ચાલવાનુ જ ચાલુ રાખ્યુ એટલામા એક ઘરમાથી ક્ષીણ કલ્પાંત સંભળાઈ પહેલા ડોસાએ સાંભળ્યુ તરત જ અટકી પડ્યો ને અંદર ગયો બીજો તો આગળ ને આગળ ધપ્યે રહ્યો

આ બાજુ ડોસાએ ઘરમા જઈને જોયુ તો એક સ્ત્રી એક પુરુષ અને એક બાળક ત્રણે ભૂખના માર્યા છેલ્લો શ્વાસ લેવાની તૈયારીમા હતા તે જલદી જલદી બહાર આવ્યો પાણી લાવ્યો અને પોતાની ઝોળીમાથી લોટ કાઢી રાંધીને તે ત્રણેને પાયો

દશ-અગિયાર દિવસમા તો મરવા પડેલા ત્રણે બેઠા થઈ ગયા અને કામ કાજ કરવા લાયક પણ થઈ ગયા અનાવૃષ્ટિથી ખેતર સૂકાં ઠઠ થઈ ગયા હતા બળદ ૧૦ ઢોર ઢાખર મરી ગયા હતા હવે ખેતી કેમ કરીને કરવી? ડોસાએ તો ગાંઠના પૈસા ખરચી રાતા-માતા બે બળદ ખરીદ્યા બીજે ગામ જઈ બિયારણ ખરીદ્યુ ખૂબ મહેનત કરીને કૂવો ઊંડો ગળાવ્યો ને ખેતી શરૂ કરાવી દીધી પણ ગાંઠે નાણું હતુ તે તો બધુ ખૂટી ગયુ હતુ! એટલે તેણે તો તીરથ જાતરાની હોંશ પડતી મેલી પોતાને ગામ પાછો વળ્યો

આ બાજુ તીરથજાતરાવાળા ડોસાએ તીરથે પહોંચી દેવ દર્શન આરંભ્યા મંદિરમા જતો'તો પણ અપાર ભીડમા હૈયે હૈયુ દળાતુ હતુ એટલામા તેણે જોયુ તો—દેવ પ્રતિમાને સ્થાનકે પોતાના પેલા ડોસા મિત્રની જ મૂર્તિ જોઈ! તે ચકિત-વિસ્મિત થઈ જોઈ રહ્યો ભલા આ અહીં ક્યાથી પહોંચી ગયો? અને પહોંચ્યો તો ભલે પહોંચ્યો પણ આ શું? શુ ભગવાને ખુદે તેને પોતાનામા સમાવી લીધો છે?

એને કોઈ વાતે સમાધાન ન થયુ

યાત્રા પૂરી કરીને તે ગામ પાછો આવ્યો રસ્તામા પેલુ દુકાળિયુ ગામ પણ આવ્યુ તે ગામમા તેનુ ખૂબ સ્વાગત થયુ બધાની જીભે એક જ બોલ સંભળાયો 'બસ એ આવા જ હતા' આ તીરથ જાત્રી ભારે પુણ્યશાળી છે સાક્ષાત્ ભગવાનનો જ અવતાર!'

ડોસા તો મનોમન ધૂંધવાતા ચાલ્યા આગળ.

* * *

પહેલો ડોસો ઘેર પહોંચ્યો બધા કહે ગાંઠનુ ગોપીચંદન પણ ખોયુ!.. ભગવાને ય ન ભેટ્યો હાલો ખુવાર થઈ આવ્યો'

બીજા ડોસા પાછા આવ્યા ત્યારે વાજતે ગાજતે સામૈયુ થયુ પ્રીતિભોજન થયા પ્રસાદ વહેંચાયા પણ તે વિચારતો'તો—'તીરથ તો મે કર્યું પણ તીરથનુ પુણ્ય મારા હાથમા ન આવ્યુ જેવો ગયા તેવો જ કોરો-ધાકોર પાપની પોટલી લેઈને તરી લઈને પાછો આવ્યો!'

# હિમાલયના હૃદયમાં

'યાત્રી'



## પ્રકરણ ૧૫—ખુઢાકેદાર

ભટવાડીમાં રાત ગાળી પણ ગંગોત્રીના યાત્રાપથનો થાક બહુ હોવાથી એકાદ ટંક આરામ લીધા વિના છૂટકો ન હતો. આથી મધ્યાહ્ન અઢી ગાળી નમતે પહોરે પ્રયાણનો વિચાર કર્યો.

મારો ઊતારો જરા ઊંચાઈ ઉપર હતો. સામે નીચે બાબા કાલીકમલીવાળાની ધર્મશાળા દેખાતી હતી. વહેલી સવારે પાંચ વાગે અજવાળું થતાં જ ત્યાંથી યાત્રીઓ ઉપડવા લાગ્યા. આ ક્રમ સાત વાગ્યા સુધી ચાલ્યો. કેટલાક પ્રાતઃકર્મ માટે તો કેટલાક ખાનપાન અર્થે રોકાય છે અને મોડા ઉપડે છે. કેટલાક શ્રદ્ધામય દેવી જીવો કડકડતી ટાઢમાં બરફીલા જળમાં ખંખોળિયું ખાઈ લે છે. આમ મોડા થવામાં અનેક પરચુરણ કારણો દેખાયાં.

મારી ઓસરીમાં એક મારવાડી સંઘ ઉતરેલો. તેમાં એક ડોશીએ કાંઈક ઝગડો માંડ્યો પણ બધાં \ જ શાંત રહ્યાં. ઉત્તર આપે તો ઝગડો વધે ને! આવા ગ્રામીણ અશિક્ષિત યાત્રાળુઓની વ્યવહારબુદ્ધિને અને ધાર્મિકતાને ધન્ય છે. યાત્રામાં પરસ્પર ઝગડો ભાગ્યે જ થાય છે. બધા જ જાણે છે કે આપણે જીવનનું પરમ સત્કાર્ય કરવા નીકળ્યા છીએ તેને શા માટે ક્લેશિત કરવું? પોતે યમનિયમો આચરે છે એવા ભાન વિના જ તેઓ તેમનું પાલન કરે છે.

સાતેક વાગે ધર્મશાળા સાવ ખાલીખમ થઈ ગઈ એટલે એક ઝાડુવાળો આવીને ઝાડુ મારી ગયો. નવેક વાગ્યાથી પાછા યાત્રીઓ ભરાવા માંડ્યા. અગિયાર વાગે તો તે ખીચોખીચ થઈ ગઈ. જમીને બાર વાગે ઉપડનારાઓ તેમાં હતા. પરંતુ ઘણાખરા તો વિસામો લઈને એકબે વાગ્યે ઊપડતા. મારી જેવા થાકેલા એકાદ ટંક ગાળી નાખે છે એ પણ જોયું. સવારના પાંચ વાગ્યાથી આરંભાયેલું ભાગીરથી-સ્નાન બપોરના બાર વાગ્યા સુધી ચાલુ રહે છે. જવા આવેલા સાધુઓ ભાગીરથી તટે જ ત્રણ પાણા ગોઠવીને મુંગાળો માંડે છે અને રસોઈ કરે છે.

થોડા દિવસો દરમ્યાન મારા મનમાં એક વિચાર ઘોળાતો હતો અને તેણે નિર્ણયનું સ્વરૂપ લીધું. ગંગોત્રીથી સામાન્ય રીતે ઉત્તરકાશી, હૃષીકેશ અને હરદ્વાર થઈને ઘેર પહોંચી શકાય છે. પરંતુ મને એક નવો, અપરિચિત માર્ગ લેવાનું મન થયું. ભટવાડીથી ઉત્તરકાશી તરફ જતાં ભાગીરથીને સામે તટે બે માઈલે મલ્લાચટ્ટી છે. ત્યાંથી એક કેડીમાર્ગ શરૂ થાય છે અને બેલકધાર, બુઢાકેદાર, પવાલી તથા ત્રિજુગી નારાયણ થઈને કેદારનાથ પહોંચે છે. ગંગોત્રીથી આ માર્ગે કેદારનાથ આશરે સવાસો માઈલ થાય. તેના મધ્યભાગ વિષે સ્વામી આનંદાનંદ લખે છે:

'૫૦—૬૦ માઈલની આ પગવાટ ઉત્તરાખંડની આખી યાત્રામાં સૌથી કઠણ, મસ્ત જંગલોથી ભરપૂર અને ૯—૧૦—૧૨ હજાર ઊંચાઈના પહાડોના સીધાં ચડાણોવાળી છે.'

જેને પ્રકૃતિસૌન્દર્ય જોવું છે તેને માટે આ પ્રલોભન કેવું આકર્ષણ જન્માવે! આ રસ્તે જાવ

કેટલાક સૂના પણ ઘણાએ તો વાતોથી જ શ્રમ ઉતાર્યો. મને દુકાનદારે ધૂણાની પાસે જ જગ્યા આપી. પણ ઉપરથી છાપરું ગળતું હતું અને જળાધારી માંડી હોય એમ અભિષેક કરતું હતું. કામળો એવો મજબૂત હતો કે પડેલું પાણી દડી જતું પરંતુ ટપ ટપ ટપનો અવાજ સહેજે સૂવા દે જ નહિ. પરંતુ ઊંઘ આવી અને પછી તો—

સંમીલને નયનયોઃ નહિ કિંચિદસ્તિ ।
[બે આંખો મીંચાઈ જાય એટલે કાંઈ રહેતું નથી.]

બીજી સવારે કડકડતી ઠંડીમાં ઊઠવાનું મન થાય જ નહિ. આગલા દિવસની આકરી ચડાઈ પણ ઊઠવા દેતી ન હતી. ચાપાણી પતાવીને સૂરજતો બહાર નીકળ્યો. આઠનવ માઈલ નીચે જંગલચટ્ટી છે ત્યાં સુધી ઊતર ઊતર કર્યા કર્યું. લીલાછમ પહાડી ઢાળો, તેની ઉપર ચરતાં મસ્તાન ભેંસોના ખાડુ, પંક્તિ વનરાજિ! બેલકધારથી ત્રિજુગી નારાયણ સુધીના ડુંગરા આદર્શ ચરિયાણ છે. ભેંસોના ખાડુ રાખીને નેસ વસાવી માલધારીઓ આ ડુંગરામાં પડ્યા જ હોય છે. તેમાં ગુજ્જર નામની મુસલમાન કોમનો તો પશુપાલનનો જ ધંધો છે. હિમાલયના યાત્રામાર્ગોના દુકાનદારો ઘણુંખરું તેમની પાસેથી જ દૂધ લેતા હોય છે. ગીરના માલધારીઓ જો બારે માસ લીલાછમ ડુંગરા અને કસદાર ખડ જુએ તો તો રાજીના રેડ થઈ જાય. પરંતુ ઓગણીસમી સદીના ઉત્તરાર્ધથી ગીર કાપીને ગામો વસ્યા છે, અને હવે તો ગીરના ડુંગરા સૂકા થઈ ગયા છે. એટલે હિમાલયના માલધારીઓની સ્થિતિને તેઓ ક્યારે પામે એ જોવાનું રહ્યું. યાત્રીઓને ગમે તેટલા દૂધ-દહીં-ઘી અહીં મળી શકે છે, અને તે પણ જરા સસ્તામાં!

જંગલ કે ઝલાચટ્ટી પાંચેક હજાર ફૂટની ઊંચાઈએ છે. બેલકધારથી અહીં સુધીનો માર્ગ ચીડ વનરાઈનો છે. સુકાઈ ગયેલી શેવાળની ધજાપતાકા દરેક વૃક્ષ ઉપર ફરકતી હતી. કેટલાંક વૃક્ષો આખાં ને વેલીઓથી ઢંકાઈ ગયાં હતાં. આ વેલાઓ સુકાઈને અજગરની જેમ ઊંચી ડાળ ઉપરથી નીચે લટકતાં હતા. પહાડની ટોચ ઉપરથી ઊતરતાં ક્યારેક સૂક્ષ્મ કલકલધ્વનિ સંભળાતો તે વધતો ગયો. પણ નિર્ઝરમાંથી સરિતા થઈ અને તેમાંથી નહેર પણ કાઢી એ બધું કેમ થયું તે સમજાયું નહિ. દસવીસ કોશના પ્રવાહની એક નાની નહેર આ ચટ્ટી આગળથી વહે છે અને આગળનાં ખેતરોને પાણી પાવા જાય છે. આવી નહેરો કોણે બનાવી એમ પૂછતાં જવાબ મળે છે કે 'અંગ્રેજોં કે ઝમાનેસે ચલી આતી હૈ.' કેટલાં ય ખેતરો લીલાછમ હતા, તો કેટલાં ય આ પાણીથી તરબતર ભરેલા હતાં. બપોર પછી જેમ જેમ બુઢાકેદાર સમીપ આવતું ગયું તેમ તેમ વન આછુંપાતળું થતું ગયું. હવે પ્રકૃતિ પ્રણીત રમણીયતા બદલાઈને જનનિર્મિત કૃષિસૌન્દર્ય પ્રકટ થતું હતું. બુઢાકેદાર ત્રણેક માઈલ દૂર રહ્યું ત્યારે કાલના અને આજના ગાઢ વનનો છાયાધિકાર જઈને સૂરજનો તડકો મળ્યો તેથી ચિત્ત સહેજે પ્રસન્ન થઈ ગયું. રસ્તાની નીચે ગંગાતટે એક ગામડું દેખાયું. તેના ઘરો મોટાં હતા તેથી લોકો સુખી હોય તેમ લાગ્યું. ખેતરોમાં સ્ત્રીઓ નીંદતી હતી. ખેતીનું ખેડ સિવાયનું બધું કામ અહીં સ્ત્રીઓ જ કરે છે. પુરુષો હળ હાંકવાથી થાકી જઈને પછી હુક્કાપાન કરે છે. અને ખેતરની જવાબદારી સ્ત્રીઓને સોંપી દે છે. ગામમાં કોઈ સ્ત્રીઓ પીઠે કંડીમાં પાંદડાં ઘરે લાવતી હતી કોઈ ઘરના આંગણામાં ખાંડતી હતી. ક્યાંક ઝાડ ઉપર ચડીને દાતરડાથી લીલા પાંદડાં પાડતી હતી અને પુરુષો તેની કંડીઓ ભરીને સારતા હતા. નાની ગંગાને બંને કિનારે પાંચદસ કોશની, મોટા ધોરિયા જેવી, નહેરો વહેતી હતી. ગંગાને કોઈ નાળું મળતું હોય ત્યાં ચણતર કામનો પુલ કરીને તેની ઉપરથી નહેરના પાણીને ગામ તરફ આપ્યું હતું. ચીડના વૃક્ષથી, નદી અને કેળના રોપાથી, નહેરો રળિયામણી લાગતી હતી. ચાંદની જેવા તડકામાં ખરે બપોરે પણ કામકાજ ચાલુ હતું.

બુઢાકેદારના પંડાઓના છોકરાઓ બેલકધારથી પાંચેક માઈલ નીચેની પંગુરાના ચટ્ટીથી જજમાનોને દોરવા (સુરક્ષિત-કરવા) પૂછપરછ કરતા હતા. તીર્થધામ પાસે આવતા આ ગોરબાપાઓ સ્વાગત કરવા બબ્બે ચારચારના ટોળામાં ઊભા હતા. બે

દિવસના આરોહણ અવરોહણથી હું એટલો થાકયો હતો કે વાત કરવાની વૃત્તિ થતી ન હતી. અંતે ગુપ્ત કેદારની કાલીકમલીવાળાની ધર્મશાળામાં પગ મૂકયો. ઘણાખરા યાત્રીઓને પંડાઓ સ્વગૃહે લઇ જાય છે. મને તરસ લાગી હતી પણ નીચે ગંગામાં જવાની શૈં ન હતી. મલ્લાચટ્ટીમાં સાથે થયેલા યાત્રીઓએ તે જાણ્યું એટલે નાની ગાગર જેવડો લોટો ભરી લાવીને મારી પાસે મૂકયો. બપોરે ચટ્ટીમાં પણ તેમણે મારે માટે રાંધવાનું કહ્યું હતું પણ મેં ના પાડી. શું યાત્રીઓ કે શું સાધુઓ, બધા જ અહીં યાત્રામાં સાધુચરિત હોય છે. આ પછી પંડાના છોકરાઓ મને ઘેરી વળ્યા. અને જજમાન બનવા આગ્રહ કરવા માંડ્યા. પણ 'સો તારી રામદુહાઇ ને એક મારું ઊંહું.'

ધર્મશાળામાં ખૂબ મોકળાશ હતી. પ્રભાતે ગંગાતટે દૂર જવા નીકળ્યો પણ નદીના પાત્રમાં મોટા ગોળ પાણાઓમાંથી નાક ફાડી નાખે તેવી વિષ્ઠાની દુર્ગંધ આવતી હતી. એકાદ ફર્લાંગ દૂર જવા છતાં આ જ દશા રહી. યાત્રીઓ દોષિત હોય કે ગામવાસીઓ હોય તેની ચર્ચા નકામી છે. ઉલ્લેખ તો ઇશ્વરના અનુગ્રહનો કરવાનો છે કે કોગળિયાના કારણ છતાં ગામલોકો જીવે છે. પરમાત્માની કરુણાનું આ જીવતુંજાગતું ઉદાહરણ છે. છેવટે એક શિલા ઉપરથી અન્ય શિલા ઉપર મૂકી દઇને નરકવાસનો અનુભવ લીધો. સરકારી સાવચેતી છતાં યે આ દશા છે તો જૂના જમાનામાં રમી, જંતુઘ્ન દવા અને સ્વચ્છતાના કાનૂનો નહોતા ત્યારે યાત્રીઓની પ્રાણરક્ષા કેવીક થતી હશે!

ગુપ્તકેદારનો આ પ્રદેશ ખરેખર રમણીય છે. સામે જ આવેલો પર્વત, તેની ઉપર વસેલાં ગામડાંઓ, તેનાં સફેદિયાં છાપરાંવાળાં ઘરો, તેની ગેરુઆ રંગે રંગેલી અરધી દીવાલો, પગથિયાંવાળાં ખેતરો, પેલી બાલિકા જેવી નહેર, કલકલ વહેતી ધર્મગંગા, ખેતરોમાં કામ કરતા અને વરસાદમાં યે ભીંજાતા રહેતા પહાડી ખેડૂતો, બધું ય દશ્ય ધર્મશાળાની ઊંચી ઓસરીએથી દેખાય છે. આ પ્રદેશ જમનોત્રી તટ જેવો જ રૂડો લાગે છે.

ગુપ્તકેદારમાં ધર્મગંગા અને બાલગંગા નામની બે નાની ગંગાઓનો સંગમ થાય છે. સંગમસ્થાનને ધર્મપ્રયાગ કહે છે. આ નદીઓ બરફાની ડુંગરાઓમાંથી નથી નીકળતી પણ ભેલકધારમાંથી વહે છે તેથી તેનાં જળ હિમમય કે કંપપ્રેરક નથી. બે જળ ભેળાં મળે ત્યાં છાતી સમાણું પાણી હતું. એટલે બંને જળના પ્રત્યક્ષ સંગમમાં મેં સ્નાન કર્યું. સંગમમાંથી જળનો લોટો લઇને ભગવાન ગુપ્તકેદારના લિંગને અભિષેક કર્યો અને પૂજાપાની થાળી મગાવીને યથાવિધિ પૂજન કર્યું. ધર્મગંગાના સ્નાન પછી અને ધર્મપ્રયાગની યાત્રા પછી આટલો 'ધરમ' તો કરવો જ જોઇએ ને?

(ક્રમશઃ)

## મન અન્નમય છે

બ્રહ્મવિદ્યાની દીક્ષા દઇને ઉદ્દાલકે પોતાના પુત્ર શ્વેતકેતુને કહ્યું: 'સૌમ્ય, પંદર દિવસ સુધી કશું ખાઇશ નહિ.' પિતાના આદેશ અનુસાર પંદર દિવસ સુધી નિરાહાર રહીને શ્વેતકેતુ પિતા પાસે આવ્યો:

'દેવ શું સંભળાવું?'

પિતાએ આજ્ઞા કરી, 'સૌમ્ય, ઋક્, યજુ અને સામ મંત્ર સંભળાવ.'

પુત્રે હતાશ વાણીમાં જવાબ વાળ્યો: 'દેવ, ક્ષમા કરો. હું સઘળા મંત્ર ભૂલી ગયો છું!'

ત્યાર પછી પિતાની આજ્ઞા અનુસાર શ્વેતકેતુએ ભોજન કર્યું અને તમામ વેદમંત્ર એની જિહ્વા પર ઉતરી આવ્યા.

ત્યારે પિતાએ શ્વેતકેતુને કહ્યું, 'સૌમ્ય, આપણું આ મન અન્નમય છે. અન્નના અભાવે તેને ગતિ કયાંથી?'

—છાંદોગ્ય-ઉપનિષદપરથી

# ચિત્રકળા : દવાઓની દવા



નંદબાબુનો પરિશ્રમ જોઇને એકવાર એક વ્યક્તિએ એમને પૂછ્યું, માસ્ટર મોશાય! આપ ચિત્ર-નિર્માણમાં આટલો પરિશ્રમ કઈ રીતે અને શાથી લો છો?' તેમણે જવાબ આપ્યો: 'ચિત્ર-નિર્માણમાં પરિશ્રમ હું અવશ્ય લઉં છું, પણ એ પરિશ્રમનો પરિશ્રમરૂપે સ્વીકાર થઈ શકે તેમ નથી. જેમ જેમ ચિત્રકારની કલ્પના ચિત્રના રૂપમાં મૂર્ત થતી જાય છે તથા જેટલી સફળતામાં મૂર્ત થતી જાય છે એટલો રસ ચિત્રકારને પોતાના કામમાં પડે છે. અને એ રસનો આનંદ શ્રમની ક્લાતિનો ક્ષણે ક્ષણે નાશ કરતો રહે છે.'

'મારા પ્રત્યેક ચિત્રની પાછળ એક ઇતિહાસ છે. અને હુ તો એમ માનું છું પણ ખરો કે મારા પ્રત્યેક ચિત્રમાં મારા જ અંતરનાં સુખ-દુઃખ, જય-પરાજય તથા ચઢાવ-ઉતારનું ચિત્રણ થાય છે. મારું 'પાર્વતી' (નંદલાલ બસુનું એક પ્રસિદ્ધ ચિત્ર) જુઓ. પાર્વતીનું કષ્ટ વસ્તુતઃ મારા મનનું કષ્ટ છે. જ્યાં લગી ચિત્રકારનું મન તાદાત્મ્ય ન સાધી શકે ત્યાં લગી ચિત્રકારની સાધના અધૂરી માનું છું. મારો તો એ અનુભવ છે કે ચિત્રકાર પોતાના ચિત્ર સાથે તાદાત્મ્ય કેળવે ત્યારે જ તેના મનનો બોજ હળવો થાય છે. અને પછી તો પરિશ્રમ અને થાકનો પ્રશ્ન જ ક્યાં રહે છે?'

*

અમેરિકાના વિખ્યાત ચિત્રકાર શ્રી રૉબર્ટ હેનરીએ પણ ચિત્રકળા બાબતમાં કંઈક આવા જ વિચારો વ્યક્ત કર્યા છે. તેમણે લખ્યું છે કે: 'ચિત્રકારના હરેક ચિત્રની પાછળ એની મનઃસ્થિતિની કહાણી હોય છે અને તેને કોઈપણ જાણકાર ધણી સહેલાઈથી વાંચી શકે છે.'

આ રૂપમાં ચિત્રકળા કેવળ વિલાસ અથવા વ્યવસાયનું સાધન-માત્ર રહી શકતી નથી. તે અચેતન મનની ગ્રંથિઓ દર્શાવનાર તથા થાકયાપાકયા મનને નવી સ્ફૂર્તિ આપનાર એક સશક્ત સાધન છે. અને મનોવિજ્ઞાનશાસ્ત્રનાં આચાર્યો તથા માનસિક રોગોના ચિકિત્સકોએ પોતાની પ્રયોગશાળાઓ તથા ચિકિત્સાકેન્દ્રોમાં આ નવો પ્રયોગને અપનાવવાનું શરૂ કરી દીધું છે. પાશ્ચાત્ય દેશોના માનસિક રોગોનાં ચિકિત્સાકેન્દ્રોએ તો હવે કેટલાક એવા વિશેષજ્ઞો પણ રોકયા છે જેઓ કેવળ ચિત્ર-નિર્માણ દ્વારા જ ચિકિત્સા કરે છે અને તેઓને તેમના આ નવા પ્રયોગમાં ઠીક ઠીક સફળતા ય સાંપડી છે.

માત્ર મનોવૈજ્ઞાનિકોએ જ નહિ, પણ રૉબર્ટ શાર્વે નામના એક અમેરિકન ચિત્રકારે પણ આ દિશામાં મોટા કુતૂહલવર્ધક પ્રયોગો કર્યા છે. તેમણે પોતાના પ્રયોગો વિશે લખ્યું છે કે: "પ્રયોગનો આરંભ કરવા પૂર્વે હું માનસિક રોગીઓના અધ્યયન માટે બે વરસ સુધી અઠવાડિયે બે-ત્રણ દિવસ 'ન્યૂ ઇંગ્લૅન્ડ મેંટલ ઇન્સ્ટિટ્યૂટ'માં જતો. શરથી મારી દૃષ્ટિ માત્ર ઉપચાર તરફ જ ન રહી, પણ હું એ શોધમાં હતો કે રોગીઓએ ચિતરેલા ચિત્રથી રોગીની મનઃસ્થિતિનું નિદાન કરવું સંભવિત કે શક્ય છે ખરું! અને હવે હું એ નિર્ણય પર આવ્યો છું કે ખસુસ, રોગીઓએ દોરેના ચિત્રો, રોગીની માનસિક સ્થિતિ સમજવામાં તથા તેમના રોગોનું નિદાન કરવામાં ય ખૂબ જ સફળ નીવડે તેવું ઉપયોગી સાધન છે.

જ્યારે મને મારી સફળતા પર વિશ્વાસ બેસી ગયો ત્યારે મેં મારો એક કાર્યક્રમ બનાવી લીધો. સૌથી પહેલા તો રોગીઓને સમાચારપત્રોના ટૂકડા પર કોલસા વતી ચિત્રો દોરાવવાનો આરંભ કરતો

અને ૨ થી ૮ અઠવાડિયા સુધી કાંઇક કલ્પનાના તથા નિર્જીવ 'મૉડેલો'ના ચિત્રો બનાવરાવતો. હું મારા ચિત્રકલાના શિષ્યો અને રોગીઓમાં ભેદ ન રાખતો. મારા શિષ્યો પેઠે જ, આ રોગીઓને પણ ભાતભાતના યંત્રો આદિના પ્રયોગો કરવાની અનુમતિ આપી રાખી હતી. અને તેમને ચિત્ર-નિર્માણ, તેનો ક્રમ વગેરે બીજા શિષ્યોને ધોરણે જ દાખવતો 'તો.

આઠ અઠવાડિયા પછી જ્યારે હું એમ જાણી લેતો હતો કે હવે રોગી પોતાની સામેની ચીજને ઠીક-ઠીક ઉતારી શકે છે ત્યારે પછી હું તેની પાસે કલ્પના-ચિત્રો બનાવરાવવાનો આરંભ કરતો. આ બીજો ક્રમ પણ ૨ થી ૮ અઠવાડિયા સુધીનો રહેતો. આ ગાળામાં હું રોગીઓને 'મૉડેલ' દેતો નહિ, અને સૌને કશું જ જોયા-કારવ્યા વિના પોતાના મનની ચીજ જ ખયાલ પરથી બનાવવાનું કહેતો.

જ્યારે આ ગાળો પણ વીતી જતો, ત્યારે હું રોગીઓને પાણીના રંગ (કલર પેન્ટ) દેતો. આ કામ માટે પણ ૨ થી ૮ અઠવાડિયાનો સમય રાખતો. અને એ પછી હું એમને પૂરી છૂટ આપતો- મનમાં ગમે તે દોરજો!

મારા આ કાર્યક્રમ પાછળ એક આધાર પણ હતો. પ્રથમ ગાળામાં હું કોઈપણ વાસ્તવજગતના સાચા પદાર્થ સાથે રોગીનું સાન્નિધ્ય કરાવવાની ચેષ્ટા કરતો હતો અને બાહ્યજગત પ્રત્યે તેના મનમાં અનુશાસનની ભાવના જગાડતો હતો. જ્યારે રોગી કલ્પનાચિત્ર બનાવવા લાગતો, ત્યારે તો પછી તેનાં ચિત્રો માત્ર તેની મનઃસ્થિતિના આરૂ જ બની રહેતા.

મને મારા પ્રયોગોમાં ૮૫ ટકા જેટલી સફળતા મળી. મેં અનુભવ્યું કે જેમની માનસિક વિકૃતિ સાધારણ છે તેઓ બહુ જ થોડા સમયમાં જ ચિત્ર-ચિકિત્સા વડે સ્વસ્થ થઈ જાય છે.

એક વાત અહીં વધુ બતાવી દઉં. રોગી ચિત્રમાં શું દોરે છે તેની સાથે ચિકિત્સકને કોઈ સંબંધ નથી. ચિત્ર મારફત ચિકિત્સા કરનારે એ જોવાનું હોય છે કે તે ચિત્રની રેખા, શૈલી અને રંગ કેવાં-કેટલાં છે."

*

આ એક વૈજ્ઞાનિક ઢંગના પ્રયોગની હકીકતનું વર્ણન છે, પણ ઉપચાર અને માનસિક શાંતિ પ્રાપ્ત કરવાના સાધન લેખે ય ચિત્રકલાની ઉપયોગિતાની વાત અધિક રોચક છે. કાશીમાં શ્રી રમાકાંત કંઠાળે નામે એક યાજ્ઞિક બ્રાહ્મણ હતા. એમને કોઢ નીકળ્યો— એવો વકરેલો કે રોજ બે-એક ઈંચ વધે. પછી તો કોઢિયાને યજ્ઞમાં ય કોણ નોતરે? તેની આવકનું સાધન પણ સાવ બંધ થઈ ગયું. જીવન તે સાવ હારી બેઠો'તો. પણ તેના કાકાએ તેને એક ચિત્રકારને ઘેર પહોંચાડી દીધો અને કહ્યું, 'બેટા, હવે અહીં જ કામ શીખો.' કંઠાળેએ કાકાની વાત માની લીધી અને પછી તો કામમાં એવો રસ જામ્યો કે દિવસ-રાત કાંઈ જોયા વગર મચી પડ્યો. સાંભળીને આશ્ચર્ય થશે, પણ કહે છે કે તેનો કોઢ સાવ મૂળમાંથી ગયો.

*

નવી શક્તિ સંપાદન કરવાને માટે ચિત્રકલાનો પ્રયોગ કરનારાઓ પૈકી સર વિન્સ્ટન ચર્ચિલ વિખ્યાત છે. એમને એકવાર એક પત્રકારે પૂછ્યું: 'મહોદય! આ ઉંમરે પણ આપ આટલું વ્યસ્ત જીવન ગાળો છો, કૃપા કરીને આપ એ જણાવશો કે એ શક્તિ આપ ક્યાંથી મેળવો છો?' ચર્ચિલે પોતાની સહજ ગંભીર મુદ્રામાં જવાબ વાળ્યો: 'મારો અક્ષય શક્તિ-સ્રોત મારા રાજનીતિક જીવનથી બિલકુલ જુદો જ છે. આટલો વ્યસ્ત હોવા છતાં હું હંમેશાં તે કામ માટે સમય મેળવી લેતો હોઉં છું. મને જ્યારે પણ સહેજ અમથું ય એમ લાગે કે વધારે કામને લીધે હવે થાક વરતાય છે ત્યારે હું કોઈ સરોવરને કિનારે અથવા કોઈ પર્વત પર ચાલ્યો જાઉં છું અને ત્યાં જઈને રાજનીતિને પૂરી ભૂલી જઈને ચિત્રાંકનમાં મચ્યો રહું છું. લેન્ડસ્કેપ માટે મારે પ્રકૃતિની નાનામાં નાની ચીજને પણ ખૂબ જ ઝીણવટથી જોવી પડે છે. અને તેથી સામાન્ય પર્યટણ કરનારને મળે તેથી કંઈએ જાજેરી શક્તિ અને નવો જ ઉત્સાહ લઈને પાછો મારા કામમાં ઝૂકાવું છું.

મારો એ અનુભવ છે કે ચિત્રનિર્માણ માણસનાં

મનને વિશ્રામ દેનાર તથા અંતરની પીડાને શમાવ-નાર સર્વોત્તમ સાધન છે.'

*

ચર્ચિલ જ નહિ, અમેરિકાના માજી પ્રમુખ આઈઝન હોવર પણ ચિત્રકલાના આ અદ્ભુત ગુણથી પરિચિત છે. બીજા વિશ્વયુદ્ધ ટાંકણે પરિશ્રમ કરી કરીને તેમને માનસિક થકાવટ વરતાવા લાગી. એ થકાવટને મિટાવવા માટે એમણે શોખરૂપે ચિત્રકલાનો અભ્યાસ આરંભ્યો. અને હવે તેના ફળથી તેઓ એટલા તો પ્રભાવિત છે કે ચૂંટણીમાં પોતે ચૂંટાઈ આવ્યા તે દિવસે જ સાંજે કામ પતાવી ઘેર જવાને બદલે તેઓ સીધા પોતાના સ્ટુડિયોમાં ગયા અને ચિત્રો દોરવા લાગ્યા.

આવી જ એમની એક બીજી વાત છે. જ્યારે તેઓ પેરિસ ગયા'તા ત્યારે તેમણે કોઈ પણ પાર્ટીમા કે બીજે-ત્રીજે જવાની સાફ ના ભણી દીધી અને રોજ પ્રભાતના પહોરમાં ચિત્રકામાં જ સમય વ્યતીત કરતા. તેઓ કહેતા: 'ચિત્રકળાએ મને નવો પ્રાણ, નવું બળ અને નવી સ્ફૂર્તિ દીધાં છે. થાકેલા મનને પાછું તાજું બનાવવા માટે એથી સારી કોઈ ચીજ નથી. તેથી તેને મારા શોખની ચીજ બનાવી લીધી છે અને મને ફુરસદ મળી કે હું તેમાં જ લાગી જાઉં છું.'

'આટલા ટૂંકા ગાળામા જ આઈઝન હોવરને પોતાના આ કામમા જે સફળતા મળી છે તેમ ભારે આશ્ચર્યની બાબત છે. તેમનું એક ચિત્ર ૨૬૦૦ ડોલર (લગભગ ૧૩૦૦૦ રૂપિયા)માં ખરીદાયું હતું. ચિત્ર-વિવેચકોનું કહેવું એમ છે કે પ્રમુખની રંગ પસંદગી ઘણી જ સુરુચિપૂર્ણ હોય છે અને બીજું કે એમના ચિત્રોમાં એમની મૌલિકતા તરીને દેખે આવે છે.

*

માજી બ્રિટિશ વડાપ્રધાન સર એન્થની ઈડન પણ ચિત્રકાર છે. એમની કૃતિઓ જોઈને કોઈ એમ ન કહી શકે કે આ નવશિખાઉ આદમીએ શોખ ખાતર દોરેલી કૃતિઓ છે. ચિત્ર બનાવવામાં તેઓ ભારે સાવધાની ને ચીવટ રાખે છે. અઠવાડિએ એક દિવસ તો તેઓ જરૂર પોતાને ગામડે ચાલ્યા જાય છે અને દિવસભર ચિત્રકલાની જ સાધના કરે છે.

ઓછા માણસોને ખબર હશે કે ભારતની રાજ-નીતિ વિષયક સમસ્યાઓ ઉકેલવામા મદદ કરનાર લોર્ડ એલેક્ઝાંડર-જેઓ 'કેબિનેટ મિશન'માં ભારત આવ્યા હતા-પણ ચિત્રકાર છે. જે વખતે તેઓ કેને ડામા ગવર્નર જનરલ હતા, ત્યારે તેમણે કેનેડામાં કેક મેન્ડરકેપ દોરેલા. એક વખત એક કથનમાં વાત ચીતમા તેમણે કહેલું કે: 'પીંછી મારી એવી સંગિની છે કે કોણ જાણે કેમ પણ તે મારી વેદનાઓ પારખી-પામી જાય છે હું પોતે પણ કવચિત-કયા રેક તો તેનો આ અદ્ભુત ગુણ જોઈને આશ્ચર્યમાં ગરક થઈ જાઉં છું. અને જ્યારે તે રંગમા ડૂબકી મારીને કાગળ પર રમવા લાગે છે ત્યારે સદાય એ વાત ધ્યાનમાં રાખે છે કે કેમ અને કયા રૂપે તે મારા અંતરનાં આનંદ અને સારપને જગાડીને મારી વેદના પર વિજય પ્રાપ્ત કરાવે. મારો એ અનુભવ છે કે તે એ કામમા સદાયે સફળ થઈ છે.'

ભારતના કલાગુરુ અવનીન્દ્રનાથ ઠાકુર પોતાના શિષ્યોને અવારનવાર કહેતા જ કે: 'ચિત્રકળાને હું એક સાધના માનું છું. કોઈ યોગી જેમ યોગને મહત્ત્વ આપે તેમ અને તેટલું જ મહત્ત્વ હું તેને આપુ છું. યોગમા મનને શાંતિ દેવાની અને આત્માનો સ્તર ઊંચે લાવવાની જેટલી શક્તિ છે, બસ એટલી જ ચિત્રકળામા છે.'

## અંતકાળે રામનામ

સાધુચરિત મોટા માધવરાવ પેશ્વાના અંતકાળની વાત છે. એ મહાપુરુષ મરણ-પથારીએ પડ્યા હતા. ખૂબ કફ થયો હતો. કફનું પર્યવસાન અતિસારમાં કરી શકાય છે. માધવરાવે વૈદને કહ્યું: 'મારો કફ મટી જાય અને અતિસાર થાય એવું કરો. એટલે રામનામ લેવાને મોઢું છૂટું થાય.'

—વિનોબાજી

# વિનોબાની દૃષ્ટાંતકથાઓ

## આસક્તિનો પ્રતાપ

મને એક ન્યાયાધીશની વાત યાદ આવે છે. એક ન્યાયાધીશ હતો. સેંકડો ગુનેગારોને તેણે ફાંસીની સજા કરી હતી. પણ એક દિવસ તેના પોતાના દીકરાને ખૂની તરીકે તેની સામે ખડો કરવામાં આવ્યો. દીકરા પર મુકાયેલો ખૂનનો આરોપ સાબિત થયો ને તેને ફાંસીની સજા કરવાનું એ ન્યાયાધીશને માથે આવ્યું. પણ તેમ કરતાં એ ન્યાયાધીશ અચકાયો. એટલે તેણે બુદ્ધિવાદભરી વાતો કરવા માંડી. 'ફાંસીની સજા અમાનુષી છે; એવી સજા કરવાનું માણસને શોભતું નથી. માણસના સુધરવાની આશા એને લીધે રહેતી નથી. ખૂન કરનારે લાગણીના આવેશમાં આવી ખૂન કર્યું પણ તેની આંખ પરનાં લોહીનાં પડળ ઊતરી ગયા પછી તે માણસને ગંભીરતાથી ઊંચકીને ફાંસીએ લટકાવીને મારવાનું કામ સમાજની માણસાઈને નીચું નેવડાવનારું તેમ જ ડાઘ લગાડનારું છે.' આ ને આવા બધા મુદ્દા ન્યાયાધીશે રજૂ કરવા માંડ્યા. આ છોકરો સામે આવ્યો ન હોત તો મરતાં સુધી ન્યાયાધીશ સાહેબ ખાસા ફાંસીની સજાઓ ટીપતા રહ્યા હોત. દીકરા પરના મમત્વને લીધે ન્યાયાધીશ આ પ્રમાણે બોલવા લાગ્યો હતો. તેનું એ બોલવું અંતરનું નહોતું. તે આસક્તિજન્ય હતું, દીકરા પરની આસક્તિ માંથી પેદા થયું હતું. 'આ મારો દીકરો છે' એવા મમત્વમાંથી નિર્માણ થયેલું એ સાહિત્ય હતું, કવિતા હતી.

## ઈશ્વરની કુટેવ

તુકારામની ભક્તિ જોઈ શિવાજી મહારાજને તેમને માટે ઘણા માનની લાગણી થતી. એક વખત પાલખી વગેરે મોકલી તેમણે તેનું સન્માન કરવાનું શરૂ કર્યું. પોતાના સ્વાગતનો આવો ઠાઠ જોઈ તુકારામને ખૂબ દુઃખ થયું. તેમણે પોતાના મનમાં વિચાર કર્યો, આ મારી ભક્તિનું ફળ? આને સારુ હું ઈશ્વરની ભક્તિ કરું છું? તેમને થયું કે માનસન્માનનું ફળ બતાવી ઈશ્વર જાણે કે પોતાને અળગા કરવા માગે છે. તેમણે કહ્યું: 'સારું અંતર જાણી લઈ તું મારી કચ કચ ટાળવાનો પ્રયાસ કરીશ. હે પાંડુરંગ! તને આ બહુ બૂરી ટેવ છે. હે ઈશ્વર, તારી ટેવ સારી નથી. તું આવાં મજીવાં પ્રલોભનો બતાવી મને કાઢવા માગતો હશે. તારા મનમાં તું કહેતો હશે કે આ બલા બારણેથી ટળે તો સારું! પણ હું કંઈ કાચો નથી. હું તારા પગ જોરથી પકડીને બેસીશ.' ભક્તિ ભક્તનો સ્વધર્મ છે અને ભક્તિને બીજાં ફળોના ફણગા ફૂટવા ન દેવા એ જ તેની જીવનકળા છે.

## શ્રીકૃષ્ણનો કર્મયોગ

મહાભારતની લડાઈમાં સાંજ પડતાં વેંત બધા લડનારા સંધ્યા વગેરે કર્મ આટોપવાને જતા. પણ ભગવાન શ્રીકૃષ્ણ રથના ઘોડા છોડી તેમને પાણી પાવાને લઈ જતા, તેમને ખરેરો કરતા, તેમના શરીરમાંના કાંટા [illegible]માં[illegible] કાઢતા. આ સેવામાં ભગવાનને શો આ[illegible]દ તેમ [illegible]વતો! કવિ એ વર્ણન કરતાં થાકતા નથી. પોતાનાં પીતાંબરમાં ચંદી લઈ જઈ ઘોડાને આપનારા તે પાર્થસારથિની મૂર્તિ નજર સામે લાવો અને કર્મયોગમાં રહેલા આનંદનો ખ્યાલ સમજી લો.

# દોષ અને દયા

ડૉ. ઉપેન્દ્ર ભટ્ટ

તુર્કસ્તાનમાં ઇઝમીર શહેર છે. એનું બીજું નામ સ્મીરના. બહુ વર્ષો પહેલાં એમાં એક બાઇએ કંઈ નિંદવાલાયક કામ કર્યું. કાઝીએ એને ગુનેગાર ઠરાવી સજા કરી. મુકદ્દમો પૂરો થયા બાદ એ બાઈને અદાલતમાંથી ચલાવી બે સૈનિકો કેદખાને લઈ જતા હતા. આકાશમાં ઊડતું પંખી નીચે પડે એવો તાપ હતો. એક સૈનિક બાઈની આગળ ચાલતો હતો અને એક તેની પાછળ. એ બંનેની વચ્ચે ગુનેગાર ઠરાવાયેલી બાઈ નીચે મોઢે ચાલતી હતી. એના પગમાં બેડી હતી. એ ચાલતી ત્યારે બેડીનો અવાજ સંભળાયા કરતો. ચાલતાં ચાલતાં ત્રણેય જણાં નદીના કિનારા પાસેથી પસાર થતા હતાં ત્યારે બેડીનો અવાજ સંભળાતો એકાએક બંધ થઈ ગયો.

સૈનિકોએ પાછા ફરીને જોયું તો એક કૂતરું નદીને કિનારે પડેલું હતું. તે ભૂખ્યું, તરસ્યું અને અશક્ત જણાતું હતું. એની સૂકી જીભ લંબાવી લંબાવીને નદીના પ્રવાહમાંથી પાણી પીવા-ચાટવા એ કૂતરું ફાંફાં મારતું હતું, પણ એની અશક્ત જીભ પ્રવાહના પાણીને પહોંચી શકતી નહોતી.. બાઇ તો એ કૂતરા પાસે ઊભી રહી ગઈ હતી. એણે એની મોજડી ઉતારી હતી. એ મોજડીમાં તે પાણી ભરતી હતી અને કૂતરાના મોમાં એક હાથે પાણીની મંદ મંદ ધાર કરતી હતી. એનો બીજો હાથ કૂતરાના માથા ઉપર તે ફેરવતી હતી. કૂતરાને શાતા વળવા માંડી એટલે બાઈ આગળ ચાલવા માંડયું.

એટલામાં ઓચિંતો એક અવાજ આવ્યો: 'રૂક જાઓ!'

'અરે! આ તો નદીને કિનારે આવેલા મહેલના ઝરૂખામાં ઊભેલા સુલતાન પરવરદિગારનો અવાજ છે.' એક સૈનિક બોલી ઊઠયો.

'સુલતાનનો ખોફ ફાટી નીકળશે કે શું? આપણે રોકાયા અને આ બલાને કુત્તાને પાણી પાવા દીધું. એ આપણી કસૂર થઈ ગઈ! બેશક આપણને સુલતાન હવે બરતરફ કરશે.' બીજા સૈનિકે ચિંતા વ્યક્ત કરી.

ત્યાં તો એક પહેરેગીર દોડતો આવી પહોંચ્યો. તેણે કહ્યું: 'નામદાર તમને બધાને બોલાવે છે!' સ્તબ્ધ બની ગયેલા સૈનિકો ગુનેગાર બાઇને લઈ સુલતાન સમક્ષ ખડા થયા. સુલતાને કહ્યું: 'બહાદુરો! તમે મારી તરફ તમારી ફરજ બરાબર બજાવો છો એની મને ખુશી છે; પણ આ બાનુએ ખુદા તરફ પણ એની ફરજ બજાવી તે તમે જોયું?...આ બાનુથી એના બદ કિસ્મતને લીધે કોઈ તકસીર થઈ ગઈ હશે. પણ હું જોઈ શકયો છું કે એનું દિલ દયાળુ છે. એણે કરેલા દોષ કરતાં એણે બતાવેલી દયા બહુ મોટી છે!'

પછી સુલતાને એ બાઈ તરફ ફરી કહ્યું, 'ખુદાને દિલમાં સાક્ષી રાખી તું મને—તારા આ નાચીઝ ભાઇને વચન આપ કે હવે પછી તું હરગીઝ કોઇ ખોટું કામ નહિ કરે.' 'એક રંક બહેનનું એના ગરીબનવાઝ ભાઇને અફર વચન છે'—એમ કહેતાં એ બાઇનો કંઠ ભરાઈ આવ્યો; અને તે કંઇ પણ આગળ બોલે તે પહેલાં તો સુલતાને કહ્યું: 'તો.... ખુદાનો આ બંદો તને માફ કરે છે.'

બાઇને મુક્ત કરી, સુલતાનને કુર્નિસ બજાવી, સૈનિકો ચાલતા થયા. મૂંગે મોઢે અને હળવા બનેલા છતાં ભારે હૈયે બાઇ મહેલની બહાર નીકળી ગઇ.

જ્યારે તે નદી પાસે થઇ પાછી જતી હતી ત્યારે તેણે એક પહેરેગીરને પેલા કૂતરાને રોટલી ખવડાવવાનો પ્રયત્ન કરતો જોયો.

# વાયરા

હરિભાઈ શાહ

પરમ સુખ : પરમ સત્ય : પરમ જ્ઞાન।

એક રાષ્ટ્ર તરીકે આપણા ઉછેરમાં આ વર્ષો ભરપૂર કૌવત ભરનારાં હોવા જોઈએ. આ વર્ષોની આપણી સૌથી મોટી લાક્ષણિકતા એ છે કે આપણી ભાવના, ઉત્કંઠા અને આકાંક્ષાઓને ફુલાવી ફુલાવીને આયોજનની જબ્બર ધૂન ઊભી કરવામાં આવી છે. આયોજનની એ દોડમાં સમાજનાં નીતિ, ધર્મ, વહેવાર આઢી જાય તો છો આઢી જતા એવું ઘોડાપૂર એ ઘેલછાનું છે. પરિણામે આપણા રાષ્ટ્રજીવનનું પરમ સુખ આપણી પંચવર્ષીય યોજના બની; આપણા સમગ્ર જાહેરજીવનનું પરમ સત્ય પંચવર્ષીય યોજના બની.

## પહેલી પંચવરસીની કમાણી

પ્રથમ પંચવર્ષીય યોજના વખતે તો સ્વાભાવિક જ આપણે નવાસવા હતા. આ જાજરમાન શબ્દનો મહિમા મનને વળગે તેવો હતો. આયોજન એટલે ઉદ્યોગોનો ગુણાકાર એવી ભોળી માન્યતા સાથે આપણે માર્ગે પડયા. પરંતુ જે કંઈ જોર પહેલી પંચવર્ષીય યોજના કરી બતાવવાની હતી તે આખરે તો તરતી ખેતીવાડીની કેડ પર જ હોઈ શકે તે ઠીકઠીક મોડું આપણને સમજાયું. મોટા ઔદ્યોગીકરણના કોડ બાજુએ રાખીને અધવચ્ચે આપણે અબજો રૂપિયા ખર્ચીને પણ મળે ત્યાંથી અનાજ ખેંચી લાવવાના કામમાં લાગી જવું પડયું હતું.

## બીજી પંચવરસીની પ્રાપ્તિ

જગતના તાતને મિચ્છામિ દુક્કડં કરી, અન્ન-ઉત્પાદન પાછું ઠીકઠાક કરીને આપણે બીજી પંચવર્ષી યોજનામાં આવી ચડયા. દેશની જરૂરિયાત અને ગૌરવ બન્નેને ન્યાય આપે તેવા પોલાદ અને ભારે યંત્રોના ઉત્પાદનનાં કારખાનાઓ બીજી પંચવર્ષીની લાક્ષણિકતા બની રહ્યા. સાથે સાથે એક વચન આપી ચૂકેલા અથવા આપવાનું નક્કી કરી બેઠા હતા તેવી જળસિંચન અને વિદ્યુત ઉત્પાદનની જંગી યોજનાઓ પણ તાણીતૂસીને પૂરી કરવામાં આપણે પડયા હતા. બીજી પંચવર્ષી યોજનામાં જોવાયું કે લક્ષ્યો સિદ્ધ કરવા માટેના સંગીન ખર્ચમાં ગાળો રહી ગયો હતો. કરોડો રૂપિયાવાળી યોજનાઓનો ખર્ચ આગળ વધતાં વધતાં બમણો બની ગયો હતો. આપણી ઉમદા ભાવનાઓ છતાં આ પ્રયત્નોને અંતે પણ બેકારીને પહોંચી વળવાને બદલે તે તો આપણાથી આગળને આગળ ચાલતી રહેવાની હતી. અને જે રિદ્ધિ-સિદ્ધિ આયોજનથી ઉત્પન્ન થવાની હતી તેના ફળ સમાજને સરખે વરાડે પહોંચવાને બદલે થોડાક પહોંચવાળા માણસોના હાથમાં વધારે પડતા પકડાઈ જઈ રહ્યા છે તેમ પણ બીજી પંચવર્ષી યોજનાએ જોયું.

## બુદ્ધિનું આશ્વાસન

પરંતુ બુદ્ધિનું આપણને આશ્વાસન હતું કે મોટીમોટી નદીઓ અને બંધોની યોજનાઓને અને જંગી કારખાનાઓને ફળવાનો વખત તો હજુ ત્રીજી પંચવર્ષીય યોજના દરમિયાન આવ્યો આવવાનો હતો.

## ત્રીજી યોજનાનો ભય

ઉમંગથી આપણે ત્રીજી પંચવર્ષીય યોજનાના પહેલા વર્ષમાં ચાલ્યા જઈએ છીએ તેવામાં કિલ્લોલ કરતા પંખીને ચટ દઈને કોઈ પૂરી દે તેમ વિદેશી હૂંડિયામણની નાદારીનો ભય અને જેના મોટા મનોરથે ત્રીજી પંચવર્ષી યોજના ઝુલી રહી હતી તે વિદેશી સહાયની ઓચિંતી ના એ અસાધારણ કટોકટી ઊભી કરી દીધી છે. હકીકતે તો આર્થિક સંજોગોનું આ કોઈ પરિણામ નથી પરંતુ ચોખ્ખે

ચોખ્ખી રાજદ્વારી સૂઝનો આ સવાલ છે. ભારતને ત્રીજી પંચવર્ષીય યોજના દરમિયાન આપવાની ૨૦૦૦ કરોડની મદદ આપવાનું અમેરિકાનું અને તેના બ્રિટિશ, ફ્રેન્ચ અને જર્મન મળતીઆઓનું મન દિનપ્રતિદિન ઓછું થતું જાય છે. એને અમેરિકન રાજનીતિનું ત્રાગું પણ કહી શકાય તેમ નથી. એ તો ચોખ્ખી છેડતી છે.

### યોજનાઓ ફળાઉ નથી

ત્રીજી પંચવર્ષીય યોજનાનું નાક દબાવવાનો બહારથી આમ પ્રયત્ન થાય છે અને અંદર નજર નાખતાં જણાય છે કે હવે તો કરવેરાનો ઘડો ભરાઈ ગયો છે. હવે વધુ ભારણ લોકો ખમી નહિ લે. ભાવતાલ ધૂમાડા ઓકાવી રહ્યા છે, અને સરહદ તોડવા માગતા દુશ્મનને ઝાલો,' તીડનાં ટોળાંને ખાળો, તો સંસાર ખારો કરી રહેલી મોંઘવારીને પણ પકડો એવો આર્તનાદ ત્રીજી પંચવર્ષીય યોજનાને સતાવી રહ્યો છે. તેમાં જે ઔદ્યોગિક શક્તિ પહેલી બે પંચવર્ષીય યોજનાઓના જોરથી પેદા થઈ છે તેને સંતોષવા માટે કોલસો, વીજળી અને વાહન-વ્યવહાર ભારે ઓછો પડી રહ્યો છે. આ મોટી મૂંઝવણ વખતે સૌથી મોટી ઉણપ તો એ દેખાઈ આવી છે કે હવે પછીના કામો અને યોજનાઓ માટેની મૂડી ઊભી કરી આપવાની શક્તિ પહેલી બે પંચવર્ષીય યોજનાઓએ આપણને આપી નથી. અબજો રૂપિયા જેમાં નાખવા પડ્યા છે તે સરકારી કારખાનાઓ જરૂરી કમાણી આપી નથી શક્યા.

### અમેરિકન દાઝ

અને અમેરિકાએ ભારત સામે દાઝ કાઢવાનો મોકો લઈ લીધો. ગોવા વખતે પણ મનઃદુઃખનો ગણગણાટ અમેરિકામાંથી સંભળાયો હતો પરંતુ તેમાં બહુ બહુ તો ગોરા લોહીનો ડંખ અને વિશેષે નાટોના ખંડિયા રાજ્ય પોર્ટુગલની આબરૂનો સવાલ હતો. તે બાદ કાશ્મીર અમેરિકાના હાથમાં આવ્યું અને અમેરિકાનો જીવ ખાર્યો રહેતા તેના લશ્કરી આશ્રિત પાકિસ્તાનને પંપાળવાનો તેમાં સવાલ હતો. પરંતુ ભારતની વિનંતીઓને રઝળાવ્યા બાદ ભારતે રશિયાના મીગ ફાઈટર-વિમાનોની ખરીદી માટે પગલાં ભરવા માંડ્યા ત્યારે અમેરિકાનું લોહી ખરેખર ઉકળી આવ્યું છે. પોતાના આશ્રિતો પોર્ટુગાલ અને પાકિસ્તાનને ભારત નારાજી કરાવે ત્યાં સુધી તો ઠીક પરંતુ હવે તો જેની સામે જીવસટોસટની અથડામણ અમેરિકાએ ઉપાડી છે તે રશિયા સાથે જ ઉઘાડી 'લડાયક' પ્રીત ભારતને કરવી પડે તે અમેરિકાથી સાંખી શકાતું નથી।

### અમેરિકન સ્વાર્થ

પરંતુ અમેરિકાને ગમે તેટલા લાલપીળાં આવતા હોય તોપણ ડોસી પણ જાય અને જમ ઘર ભાળી જાય તેમ ભારત તેની સ્વતંત્રતા અંગે થવા દેનાર નથી તેમ વડાપ્રધાને સ્પષ્ટ રીતે કહ્યું છે. બજારુ ભાવતાલ ટકાવી રાખવા માટે કરોડો રૂપિયા ફીકી ભાગી નાખતા ન અચકાનાર અમેરિકા તેના રાજકીય ભાવતાલ ટકાવી રાખવા યુગોસ્લાવીઆ જેવા સામ્યવાદી—સરમુખત્યારી દેશને નાણાં અને શસ્ત્રો બન્ને આપી રહ્યું છે તો ભારતને આર્થિક મદદ આપવાનું ચાલુ રાખવામાં પોતાનો સ્વાર્થ જોયા વગર આખરે રહી શકશે નહિ.

### પશ્ચિમ જૂથમાં આંતરિક ખટરાગ

ભારતના પ્રજામતે જરા આસપાસ પણ નજર નાખી લેવી જરૂરી છે. માત્ર વાતોના જ નહિ પરંતુ સંકળાએલા હિતોની અને રાખી લોહીની સગાઈ ધરાવનાર બ્રિટન, ફ્રાન્સ અને જર્મની સાથેના અમેરિકાના જે ખટરાગો જાહેર થઈ રહ્યા છે તે પહેલી નજરે તો માન્યામાં ન આવે તેવા છે. તેમને તો એકી સાથે જ તરવાનું કે ડૂબવાનું છે છતાં પે બર્લિન અમેરિકા છોડી દેશે અને સોદામાં રશિયાને ગળી જવા દેશે તેવો મજબૂત અવિશ્વાસ જર્મની ધરાવે છે અને વળતા હુમલામાં વોશિંગ્ટન ખાતેના જર્મન એલચીને અમેરિકાએ હમણાં જ કાઢી મૂક્યા. ફ્રાન્સ જર્મની સાથે ગઈ ગુજરી ભૂલી જવા તૈયાર છે પરંતુ બ્રિટનને તો યુરોપી સમાન બજારને નામે ઘુસણિયું જ ગણે છે અને અટકાવવા પ્રયત્ન કરે છે; અમેરિકાને એટોમિક ધીંગાણામાં ફ્રાન્સ અને ઈંગ્લેન્ડને ટોળવા

છે પરંતુ એ દેશો પોતીકા અનુશાસ્ત્રો ધરાવે તેમ થવા દેતું નથી; કેટલાક ચડભડાટ અમેરિકા બધા જ દેશો સાથે મૈત્રી કર્યા વગર રહી જ શકતું નથી. એ જો સમજશું તો અમેરિકામાં કોઈ છીંક ખાય તો તેને પણ આપણી સામેના અપશુકન ગણતાં આપણે અટકશું અને એટલો ઓરતો ઓછો થશે.

### બારીક પરિસ્થિતિ

દેશકાળ જરૂર બારીક છે. ગાંધીનો જેને માથે હાથ મુકાયો હતો તેવા ભારત જેવા નિષ્ઠાવાન દેશે આજની દુનિયામાં આબરૂભેર જીવવું તે શરશય્યા સમાન છે. અમેરિકા, બ્રિટન અને જર્મની છેડાઈ પડ્યા છે. ચીને આપણું લોહી ચાખ્યું છે. પાકિસ્તાન ભારત રંજાડ સર્વિસ જે કોઈ માગે તેને—અમેરિકાને અને ચીનને પણ—ભાડે આપવા હંમેશા તૈયાર છે. આપણા સુખદુઃખના ભેરુ જેવા મિત્રો ઇજિપ્ત અને યુગોસ્લાવીઆ પણ આખરે સરમુખત્યારો નીચે છે તે ભૂલવું ન જોઈએ. જ્યારે સામ્રાજ્યોમાંથી મુક્ત થઈ રહેલા ભાંડુ જેવું આફ્રિકા આપણાથી દૂર જઈ રહ્યું છે. ડઝનેક જેટલા આફ્રિકન દેશો ફ્રાન્સને માથે ચડાવે છે અને મનરોવીઆ પાવર્સ તરીકે ઓળખાય છે. જ્યારે ટ્યુનીશીઆ અને ઘાના જેવા વધારે બ્બરસ્થિર દેશો પણ ભારતને મૂકીને કાસાબ્લેન્કા પાવર્સ નામનું જૂથ રચીને મોટાઈ મેળવવામાં પડ્યા છે. ગઈકાલ સુધીના આ ગાઢ મિત્રો કેવટાનું નવી-દિલ્હીને મ્હેણું મારે છે કે પશ્ચિમી દેશોની આર્થિક મદદની લાલચે ભારતે સામ્રાજ્યવાદીઓ પર પ્રહાર કરવાનું હવે બંધ કર્યું છે!

### યુનોના આકરા અનુભવો

આ સંજોગોમાં યુનોનો અનુભવ ખારોઝેર જેવો થાય તેમાં નવાઈ નહોતી. આપણે સામ્યવાદી ચીનનો ઢોલ ત્યાં પીટતા રહ્યા છીએ તે પણ ઘણાને ખારું ઝેર જેવું લાગ્યું છે. કોંગોમાં આપણું સૈન્ય પરાણે મોકલાવીને પછી ઉપર રહીને માર ખવડાવવાની યુનોની રીત આંચકો આપનારી હતી. હવે સલામતી સમિતિમાં ડી-વેલેરાનું આયર્લેન્ડ અને કેનેડીનું અમેરિકા કાશ્મીર અંગે ભારતની વગોવણી કરવા ઠરાવ લાવે છે! દુનિયાના આ અનુભવો જ્યાં જ્યાં કચાશ રહી ગઈ હશે ત્યાં ત્યાં ભારતનું વધારે પાકું ઘડતર કરશે.

### લાઓસનું ત્રેખડ હવે ફાર્મોસા

લાઓસમાં ત્રણ રાજકુમારોનું ત્રેખડ હવે પૂરું થયું છે અને ઝઘડો ટળ્યો તેનો આત્મસંતોષ લેવા દુનિયા પ્રયત્ન કરી રહી છે. એમ પણ બને કે લાઓસમાં ગુમડું દબાવાઈ દેવાયું હોય. ફાર્મોસા લાઓસને સ્થાને તંગ તખ્તા પર આવવા તૈયાર છે. સ્થળ ફરે છે. પાત્રો અને વસ્તુ તો એના એ જ છે. ચીનને ઉત્તરે કોરિયા, દક્ષિણે વીએટનામ અને થાઇલેન્ડ તથા પશ્ચિમે ફાર્મોસામાંથી કાળ આવી રહ્યો દેખાય છે.

* * *

## ભારતની ભાવિ વ્યવસ્થા

ભારતની ભાવિ વ્યવસ્થા વિષે પોતાનું મન ખોલવા જવાહરલાલ નેહરુ તૈયાર નથી. પરંતુ હમણાં જ કોંગ્રેસ પાર્લામેન્ટરી પક્ષના (અડધી ઉંમરના બે મુરતિયા માફક) બે ઉપનેતાઓ નક્કી કરવામાં આવ્યા છે ત્યારે જે થોડા ઘણા સંકેતો પંડિતજીએ આ પ્રશ્ન પર આપ્યા છે તેને એક સાથે વાંચતા કોયડો ઉકલશે નહિ તો યે હળવો તો બનશે.

### ઉપનેતા કોણ

એમની છેલ્લી વિદેશયાત્રા વખતે તેમના વારસ-દાર અંગે પૂછવામાં આવ્યું ત્યારે તેમણે કહ્યું હતું:

> "આજે તો એવું છે કે જો ભૂલેચૂકે પણ કોઈ વાત હું બહાર પાડી દઉં તો છાપાંની પડા-પડીમાં તે પીંખાઈ જ જાય."

જો મૌલાના આઝાદ અને પંડિત પંત રકઝક વગર ઉપનેતા બની શક્યા હતા તો અત્યારે કેમ કોઈને બનાવી નથી શકાતું એમ પૂછવામાં આવ્યું ત્યારે નેહરુએ કહ્યું છે કે "મૌલાના આઝાદ અને પંતજી એવા કોંગ્રેસ અગ્રણીઓ હતા કે તેઓ આપોઆપ ઉપનેતાને સ્થાને આવતા હતા."

છેલ્લી અખબારી પરિષદમાં થોડા દહાડા પૂર્વે પંડિતજીએ આ જ પ્રશ્ન પર જવાબો દેતી વખતે ટકોર કરી હતી કે નેહરુ પછી વડાપ્રધાનપદે આવનાર

વ્યક્તિઓ હવે તો નેહરુના અંત જેટલી રાહ જોવાને પણ તૈયાર નથી. એટલી દોડાદોડી કરી મૂકી છે.

આનો મર્મ શો છે?

### ઉપનેતાનો આદર્શ

વડાપ્રધાન નેહરુનું સ્થાન પૂરી શકે તેવી સંભવિત વ્યક્તિઓના નામમાં મોરારજીભાઈ દેસાઈનો સર્વત્ર ઉલ્લેખ થાય છે. જે બિચારા નામને ઈર્ષ્યાની પડાપડીમાંથી પીંખાઈ જતું બચાવવા નેહરુ ઇચ્છતા હશે તેવા 'બિચારા' મોરારજીભાઈ દેસાઈ તો નથી તે તેમને ઓળખનારા સૌ કોઈ જાણે છે.

મૌલાના આઝાદ અને પંતજી જેવા પ્રથમ પંક્તિના આગેવાન હતા તેવા મોરારજીભાઈ દેસાઈને ગણવામા પંડિતજીને મુશ્કેલી પડે છે તેવો પણ અર્થ નીકળે છે. અને નેહરુના જવાની રાહ જોવા જેટલી પણ ધીરજ નથી તેમા ઉલેખ કોનો કોનો હશે?

જો મોરારજીભાઈ અંગે આ બારામાં વડાપ્રધાન ચોખ્ખી સ્પષ્ટતા ન કરતા હોય તો તેનો અર્થ તેઓ તેમને નાપસંદ છે એવો જ હોવો જોઈએ તેવુ નથી. ભારતને આવતા વર્ષોમાં જે જાતની નેતાગીરીની જરૂર પડવાની છે તેને પહોંચી વળવા માટે નેહરુ તેમને આદર્શ વ્યક્તિ ગણતા પણ ન હોય. મક્કમતા, વહીવટી વેધકતા ઉપરાંત દેશની ઊર્મિઓ અને બુદ્ધિ બન્નેને આકર્ષી શકે તેવી શક્તિ પર તેઓ કદાચ ભાર મૂકતા હશે. તેમનું નિદાન અને નિર્ણય કેટલા સાચા છે તે તો નામ પાડે ત્યારે જ ખબર પડે.

### દિલ્હીની બે પરિષદો

નવી દિલ્હીમાં ઉપરાછાપરી બે મહત્ત્વની પરિષદો મળી ગઈ. સુદૃઢ રાષ્ટ્રીયતા – ભાવાત્મક ઐક્ય – માટેની પરિષદની કારોબારીએ મહત્ત્વના નિર્ધાર વ્યક્ત કર્યા. એમાં આંગળી ચીંધવાનું પુણ્ય તો હતું જ. એ જો એક સળગતો પ્રશ્ન હોય તો તેની પાછળ બધી શક્તિ ખરચવાનો પુરુષાર્થ જોવાનો હજુ બાકી છે.

અણુશસ્ત્રો વિરોધી પરિષદ પણ ભારતમાં ગાંધી શાંતિ સંઘે ભરી. બરોબર એ જ વખતે બારત ફાઈટર વિમાનો રશિયા આપે તો તેની પાસેથી ખરીદવા પણ મશગૂલ બન્યું હતું અને દુનિયામાં તેની મોટી ચર્ચા ફાટી નીકળી હતી! લાગણીવશ નેતાઓએ ભાતભાતના સૂચનો કર્યાં હતા. પરિષદનાં ફળ પાકે તેટલો વરાપ આપવા દોડતી દુનિયા ક્યાં તૈયાર હતી? કાશ્મીર, ફાર્મોસાની તંગ વાતોમાં આ નવી દિલ્હીની પરિષદનો અવાજ દબાઈ ગયો.

### જયપ્રકાશજીનો સત્યાગ્રહ

પરંતુ જયપ્રકાશ નારાયણ પેસિફિકમાં અમેરિકા અણુધડાકા કરે છે ત્યાં શાંતિના સત્યાગ્રહનું વહાણ લઈ જવા મક્કમ છે. તેઓ રવાના થશે તોપણ પહોંચશે તે પહેલાં અમેરિકાએ તેનો કાર્યક્રમ પૂરો કરીને આટોપી લીધો હશે. અમેરિકા પછી અણુધડાકાઓનો રશિયા દાવ લેવા બહાર પડે તેવો પૂરતો સંભવ છે. એટલે અણુધડાકાઓ સામે શાંતિનો સત્યાગ્રહ કરવાની ખરી તક તો જયપ્રકાશને રશિયાની સામે જ આવશે. રશિયા વિરોધી હોવાની અમસ્તીએ જયપ્રકાશની છાપ છે. ત્યારે નવી દિલ્હીની, નેહરુની મુઝવણ કેવી હશે – ખાસ કરીને અમેરિકા તેનું કામ પતાવી રવાના થાય અને સત્યાગ્રહ રશિયાને જ વળગવાનો હોય તો, અને સલામતી સમિતિમાં કાશ્મીર અંગે અમેરિકાના હલા સામે રશિયાનો ઉપકાર તાજો જ હોય ત્યારે –?

## દુઃખી પ્રાણી કયું?

પ્રશ્ન : સંસારમાં સૌથી વધુ દુઃખી પ્રાણી કયું?

ઉત્તર : બિચારી માછલીઓ; કારણ કે દુઃખને કારણે તેમની આંખોમાં આવેલાં..આંસુ પાણીમાં ધોવાઈ જાય છે, કોઈને દેખાતા નથી. અને એટલે જ તેઓ સહાનુભૂતિ અને સ્નેહથી. વંચિત રહી જાય છે. સહાનુભૂતિના અભાવથી તો કણમાત્ર દુઃખ પણ પહાડ જેવડું બની જાય છે.

—ખલીલ જિબ્રાન

# પરિચય—અવલોકન

**બાપુના પત્રો-૭ : શ્રી છગનલાલ જોશીને**

સંપાદક : છગનલાલ જોશી

પ્રકાશક : નવજીવન પ્રકાશન મંદિર અમદાવાદ-૧૪

કિંમત : ચાર રૂપિયા.

ગાંધીજીએ શ્રી છગનલાલભાઈ, શ્રી રમણીકલાલભાઈ મોદી અને શ્રી છગનલાલભાઈના પત્ની તથા બાળકો પર લખેલા પત્રોનો આ સંગ્રહ છે. પત્રોના સંપાદનનું કામ શ્રી છગનલાલભાઈએ કરેલું છે. પત્રોની ભૂમિકા રૂપે શરૂમાં સંપાદકે પચીસેક પાનાનું નિવેદન જોડેલું છે જેમાં તેમણે પોતાનાં જીવન અને કાર્યની વીગતો લંબાણથી વર્ણવી છે. તેમનો ગાંધીજી જોડેનો સંબંધ પણ કેવો-કેટલો હતો તે વિષે તેમાં માહિતી આવે છે. 'રઘુવંશ'માં કાલીદાસે રઘુના વ્યક્તિત્વ વિષે લખ્યું છે કે તેનો વ્યવહાર એવો વિલક્ષણ અને વ્યાપક હતો કે પ્રત્યેક વ્યક્તિને એમ થતું કે તે જ રઘુની નિકટતમ અને પ્રિયતમ વ્યક્તિ છે. ગાંધીજીની વ્યાપક વિભૂતિ વ્યવહાર પરત્વે તેમ જ પાયું કામ લેવા બાબતમાં પૂરી શ્રદ્ધા, વિશ્વાસ અને આત્મીયતા દાખવે છે તેનો પરચો તો અહીં મળે છે જ પણ પેલી રઘુવાળી વાત પણ સાચી ઠેરવે છે. ગાંધીજીના વ્યક્તિત્વનો આ મહિમા છે. 'સેવાનું દીક્ષાલય' નામે જોડેલ શ્રી મગનભાઈ દેસાઈનું લખાણ પ્રસ્તુત સંપાદનની બીજી પ્રસ્તાવના રૂપે છે. ગાંધીજીના પત્રો અને આ પત્રોની ભૂમિકારૂપ પરિસ્થિતિ વિષે તેમાં જાણવા મળે છે. 'સત્યાગ્રહાશ્રમનો ઈતિહાસ'માંથી ગાંધીજીનું સાત પાન લાંબું અવતરણ પણ પુસ્તકની દૃષ્ટ ભૂમિકારૂપે જ છે. પુસ્તકની પુરવણીમાં સત્યાગ્રહાશ્રમનો પરિચય મળે તે હેતુથી ગાંધીજીનાં લખાણોમાંથી પ્રસ્તુત કરીને કેટલીક હકીકતોનું અલાયદું ઉમેરણ કરેલું છે. તે જ રીતે પત્રોમાં આવતા ઉલ્લેખોને વિશદ બનાવવા ગાંધીજીના લખાણોમાંથી હવાલા આપેલા છે. નામસૂચિ પણ ગ્રંથને અંતે જોડેલી છે.

કુલ થઈને નાના મોટા ૩૦૪ પત્રો આ સંગ્રહમાં આપ્યા છે. ગાંધીજીની આત્મીયતા, સમભાવ અને શ્રદ્ધાનાં દર્શન તો પત્રેપત્રમાં થાય છે જ, પણ વિશેષ તો અનેકવિધ રોકાણો, પ્રવાસો અને કામકાજની ભારે ભીંસમાં હોવા છતાં તેઓની વ્યવહારકર્તવ્ય પરાયણતા ક્યારે ય ઢીલી-પોચી પડતી નથી તે બાબત આપણને સ્પર્શી જાય છે. એમની ચીવટ, સૂઝ-આવડત અને મૌલિકતા તો જાહેર છે જ પણ ગૃહ, કુટુંબ, સંસ્થા અને જાહેર કોયડાઓ ઉપર ચાલુ એમની નજર હોય છે અને અંતતોગત્વા તે ધર્મ અને અધ્યાત્મમાં જ પરિણમે છે, તે વસ્તુ જ તરીને ટોચે આવે છે એ વાત ઘણી જ દ્યોતક છે. ગાંધીજીની વિચારણા પૃથ્વી પરના વિષયે વિષય પર પૂરી એકાગ્રતાથી મચે-મચે છે પણ વળી વળીને તેનો શમ તો ધર્મ—એટલે સત્ય—પર જ આવે છે. એમનાં જીવનદર્શનને સમજવામાં આ સંગ્રહ ઉપકારક નીવડો.

'વિવેચક'

*

**શ્રી નારાયણ આશ્રમ સીલ્વર જ્યુબીલી સુવેનીર (૧૯૩૬-૧૯૬૧)**

પ્રકાશક : શ્રી નારાયણ આશ્રમ વ્યવસ્થાપક સમિતિ, વડોદરા

આ એક નોંધપાત્ર સ્મૃતિગ્રંથ છે એમ કહેવું એક કરતાં વધુ દૃષ્ટિએ યોગ્ય છે.

પ્રથમ તો નજરે આંખે વળગે તેવી સાફ અને સરસ છપાઈ અને ચિત્રસંપુટને લીધે જ આ ગ્રંથ ગમી જાય તેવો છે. કુલ ૩૦થી વધુ આર્ટપ્લેટ-ચિત્રો આ ગ્રંથને શોભાવી રહી છે જે પૈકી પાંચેક ત્રીરંગી ચિત્રો છે. ચિત્રોની પસંદગી (અને ગ્રંથ આખાની સામગ્રીનું ધોરણ પણ) ઔચિત્યપૂર્ણ કરેલ છે.

બીજું આકર્ષક બિન્દુ છે ગ્રંથની બિનસાંપ્રદાયિકતા. પ્રસ્તુત પ્રકાશનમાં જુદા જુદા ગુરુઓના, સંપ્રદાય-

ફિરકાઓના વિચારોનો સહજ રીતે જ સમન્વય સંધાયેલો માલૂમ પડે છે. કોઈ એક વ્યક્તિના મત કે દર્શનને જ સર્વોપરી માનવા-મનાવવાનું વલણ અહીં નથી એ મોટી સિદ્ધિ લેખાવી જોઈએ. સમગ્ર અંકમાં સામગ્રીની ફૂલગૂંથણી એવી તો રોચક અને રમ્ય રીતે થઈ છે કે આખુ ચવણી સંત મહાત્માઓની યશગાથાઓને બદલે ઊંચી સંસ્કારિતા, સમાજસેવા અને અધ્યાત્મજિજ્ઞાસાની ફોરમ તેમાંથી પાને પાને ઊઠી રહી છે.

આ બધાનું સરવાળે દર્શન કરવું હોય તો કર્મ, જ્ઞાન અને ભક્તિના પ્રખર તપસ્વી નારાયણ સ્વામીનાં જીવનમાં મળે છે.

આ સ્મૃતિગ્રંથ દરેક જિજ્ઞાસુએ જોવો ઘટે. તેના પ્રકાશકોને ધન્યવાદ! એક સૂચન અહીં કરવા, મન લલચાય છે. પ્રસ્તુત ગ્રંથ હિંદી-અંગ્રેજીમાં છે, તેમાંથી માત્ર ગુજરાતી જાણનારાઓના લાભ માટે તેનું ગુજરાતી પણ થાય તો તેનો લાભ વધુ ભાવિકો ઉઠાવી શકે.

'પરિચાયક'

વૈષ્ણવજન તો તેને કહીએ,
જે સકળ લોકમાં સહુને વંદે.



# નાની બચત યોજના એટલે

ઉદ્યોગ ધંધાઓનો વિકાસ
વધુ માણસોને રોજગારી

વધુ અનાજનું ઉત્પાદન
શિક્ષણની વધુ સવલતો

ઉપરાંત

નાણાંનું સધ્ધર રોકાણ

રોકાણ ઉપર સારું વ્યાજ,




DCNFIG 56 I 61

# આશિષ
અને
# અભિનંદન




**સ્વામી આનંદ**

કોસબાડ હીલ
૧-૬-૬૨

### વગડા વચ્ચે હરિયાળી

તમારા તરફથી 'વૈષ્ણવજન'ના બે અંકો તથા ૨૬-૫-૬૨નો કાગળ મને મળ્યાં છે. તમે વર્ષોથી ગિરનારની તળેટીએ બેસીને કામ કરી રહ્યા છો તે જોઈ હું રાચું છું એમ ખાત્રીથી માનજો.

છાપકળા હિંદી, મરાઠી, બંગાળી પ્રાંતોમાં છેલ્લા ૪૦ વરસમાં વિકાસ પામી. ગુજરાતમાં તેના પ્રમાણમાં પાંચ ટકા પણ પામી નથી. વગડા વચ્ચે હરિયાળી જેવો તમારા જેવો કોઈ રડચો ખડચો ટાપુ જ છે. પણ પ્રાંત તરીકે ગુજરાત આ દિશામાં અગાઉ હતું ત્યાંનું ત્યાં જ છે એમ કહી શકાય એમ છે. એટલે તમારું કામ, કળા સુશોભન, હાથકાગળનો વપરાશ, મુદ્રણશુદ્ધિ બધું વિશેષ વહાલસોયું લાગે એમ છે.

ભાઈ રતુભાઈ જોશી, મકરંદભાઈ વગેરેનો સાથ તમને છે એની થોડીક માહિતી મને ભાઈ રતુભાઈએ આપેલી અને તે જાણીને હું બહુ રાજી થયો. હાથકાગળ, જાહેરખબરો વગેરેને લગતા તમારા આગ્રહો બહુ નરવા અને વખાણવાલાયક છે. તમારા કાર્યનો વિકાસ દિનપ્રતિદિન એ જ દિશામાં વધુ વધુ થાઓ એવી મારી શુભેચ્છાઓ તમને મોકલું છું.

સ્વામીના આશીર્વાદ

## અર્ચના

સાતેય દ્વીપ ને નવેય ખંડ ઉપર એક ચક્રવી રાજ્ય ભોગવનાર રાજરાજેશ્વરે સન્યાસ લીધો. અતુલ વૈભવ-ભોગ અને સત્તા-શૌર્યને ધૂળગજાનાં ગણીને એ તો પરમ નિગ્રહી તપસ્વી તરીકે એક સો વરસની ઉંમર સુધી આત્મતત્ત્વની શોધમાં મચ્યા-મથ્યા રહ્યા. પણ નિરાશા જ સાંપડી. સફળતા તો દૂર ને દૂર જણાયા કરી.

—એવામાં એક ધોમ ધખતે બપોરે એમને કકડીને ભૂખ લાગી. અડખે-પડખે નજરું નોંધી તો થોડે દૂર એક ડાંગરનું ખેતર કળાયું. એ તો ઉપડયા ત્યાં. એમને જોઈને ખેડૂત રાજી રાજી થઈ ગયો. કહેઃ 'આવો ભીખ્ખુ, લો આ ચોખા, રાંધો ભાત. અર્ધા ખાજો તમે, અર્ધો મારો ભાગ.' મહારાજા તો સડક થઈ ગયા. મૂંગા મૂંગા એમણે તો ચોખા પકાવ્યા. અરધો-અરધ ખેડૂતને પીરસ્યા ને અરધ-ભાગ પોતે ખાઈ ગયા. થાકયા તો હતા જ, ત્યાં જ ઝાડ નીચે લંબાવ્યું. ઊંઘ આવી ગઈ.

થોડી વાર પછી જુએ છે તો ચારેકોર અજવાળા ઝોકાર! એક વિરાટ પુરુષ એમની સામે ઊભા છે. અંગે અંગમાંથી તેજ ટપકી રહ્યું છે. એ આકૃતિ જાણે પૃથ્વી-આકાશને છાઈ બેઠી હોય!

સ્મિત કરીને મહારાજાને તેણે કહ્યું: 'રાજા, હું કર્મ છું—આ સૃષ્ટિનું પરમ તત્ત્વ. નરી તપસ્યામાં લીન થઇ મને તું ખોઇ બેઠો હતો. આજે શ્રમની અર્ચના વડે તું પાછો મને પામ્યો છે. આત્મસાક્ષાત્કારનો આ જ મારગ છે. પહેલા તો તું મને— તારા કર્મને—ઓળખ. તારા માયલામાં એનો સાક્ષાત્કાર કરી લે. પૂજાની આ વિધિ જ પરમ તપ છે. બીજું બધું જૂઠ છે, ભ્રમ છે.... મનુષ્યના શ્રમ વડે જે ક્ષણે ક્ષણે વિકસિત ન થતી હોય, જે શ્વાસરૂપ થઈને આત્મામાં સમાતી ન હોય, પોતાના પરસેવાના બૂંદથી જે પોતાનો અભિષેક ન કરતી હોય, ભલા માણસ! એ ઉપાસના કેવી? ઊઠ ને કર્મેન્દ્રિયો મારફત આત્મા આલોકત કર!'

દિવ્ય જ્ઞાનનો આ આલોક મેળવીને અજ્ઞાન-મુક્ત રાજરાજેશ્વર પરમ પાવન તથાગતની પેઠે ભૂમંડલ પર વિચરવા લાગ્યા.

( યોન નાગૂચીની બોધકથા પરથી )

# અર્ચના

સાતેય દ્વીપ ને નવેય ખંડ ઉપર એક ચક્રવી રાજ્ય ભોગવનાર રાજરાજેશ્વરે સન્યાસ લીધો. અતુલ વૈભવ-ભોગ અને સત્તા-શૌર્યને ધૂળગજાનાં ગણીને એ તો પરમ નિગ્રહી તપસ્વી તરીકે એક સો વરસની ઉંમર સુધી આત્મતત્ત્વની શોધમાં મથ્યા-મથ્યા રહ્યા. પણ નિરાશા જ સાંપડી. સફળતા તો દૂર ને દૂર જણાયા કરી.

—એવામાં એક ધોમ ધખતે બપોરે એમને કકડીને ભૂખ લાગી. અડખે-પડખે નજરું નોંધી તો થોડે દૂર એક ડાંગરનું ખેતર કળાયું. એ તો ઉપડ્યા ત્યાં. એમને જોઈને ખેડૂત રાજી રાજી થઈ ગયો. કહેઃ 'આવો ભીખ્ખુ, લો આ ચોખા, રાંધો ભાત. અર્ધો ખાજો તમે, અર્ધો મારો ભાગ.' મહારાજા તો સડક થઈ ગયા. મૂંગા મૂંગા એમણે તો ચોખા પકાવ્યા. અરધો-અરધ ખેડૂતને પીરસ્યા ને અરધ ભાગ પોતે ખાઇ ગયા. થાક્યા તો હતા જ, ત્યાં જ ઝાડ નીચે લંબાવ્યું. ઊંઘ આવી ગઈ.

થોડી વાર પછી જુએ છે તો ચારેકોર અજવાળા ઝોકાર! એક વિરાટ પુરુષ એમની સામે ઊભા છે. અંગે અંગમાંથી તેજ ટપકી રહ્યું છે. એ આકૃતિ જાણે પૃથ્વી-આકાશને છાઈ બેઠી હોય!

સ્મિત કરીને મહારાજાને તેણે કહ્યું: 'રાજા, હું કર્મ છું—આ સૃષ્ટિનું પરમ તત્ત્વ. નરી તપસ્યામાં લીન થઇ મને તું ખોઇ બેઠો હતો. આજે શ્રમની અર્ચના વડે તું પાછો મને પામ્યો છે. આત્મસાક્ષાત્કારનો આ જ મારગ છે. પહેલા તો તું મને—તારા કર્મને—ઓળખ. તારા માયલામાં એનો સાક્ષાત્કાર કરી લે. પૂજાની આ વિધિ જ પરમ તપ છે. બીજું બધું જૂઠ છે, ભ્રમ છે.... મનુષ્યના શ્રમ વડે જે ક્ષણે ક્ષણે વિકસિત ન થતી હોય, જે શ્વાસરૂપ થઈને આત્મામાં સમાતી ન હોય, પોતાના પરસેવાના બૂંદથી જે પોતાનો અભિષેક ન કરતી હોય, ભલા માણસ! એ ઉપાસના કેવી? ઊઠ ને કર્મેન્દ્રિયો મારફત આત્મા આલોકત કર!'

દિવ્ય જ્ઞાનનો આ આલોક મેળવીને અજ્ઞાન-મુક્ત રાજરાજેશ્વર પરમ પાવન તથાગતની પેઠે ભૂમંડલ પર વિચરવા લાગ્યા.

( યોન નાગૂચીની બોધકથા પરથી )

# વૈષ્ણવજન

સાંસ્કૃતિક સમન્વય ઝંખતું 'રૂપાયતન'નું માસિક મુખપત્ર

૧૭૩



ઓગસ્ટ ૧૯૬૨

રૂપાયતન પ્રકાશન

# વૈષ્ણવજન



વર્ષ ૧ : ('પ્યારાબાપુ' વર્ષ ૧૫) : અંક ૫ : સળંગ અંક ૧૭૩ : ઑગષ્ટ : : ૧૯૬૨

અનુક્રમ



સંપાદક · નવીન ગાંધી

## સૂચના

(ગ્રાહકોને)

દર માસની બારમી તારીખે અંક પ્રસિદ્ધ થાય છે.

પંદરમી સુધીમાં અંક ન મળે તો પોસ્ટ ઑફિસમાં તપાસ કર્યા પછી કાર્યાલયને જણાવવું. અંક શિલિકમાં હશે તો મોકલાશે.

ગમે તે મહિનેથી ગ્રાહક થઈ શકાય છે.

* * *

આ માસિકમાં પ્રસિદ્ધ થતા વિચારો જે તે લેખકોના છે. સંસ્થા તે વિચારોમાં સંમત છે જ તેમ માનવું નહિ.

*

(લેખકોને)

'વૈષ્ણવજન'માં સંસ્કૃતિ, કલા, શિક્ષણ અને સાહિત્ય વિષયક લખાણો લેવામાં આવે છે.

લખાણ સાફ મૌલિક, તાજું હોય એવી અપેક્ષા રહે છે. કાગળની એક બાજુ શાહીથી લખવું.

સામાન્ય રીતે કૃતિના સ્વીકાર બાબત પખવાડિયામાં જવાબ આપવામાં આવે છે.

પ્રસિદ્ધ થયેલી સામગ્રીની ઑફપ્રીંટ્સ સાથે અંક અને યોગ્ય પુરસ્કાર પ્રસિદ્ધિ પછી અઠવાડિયામાં લેખકોને મોકલાય છે.

**લવાજમ**

દેશમાં (વરસનું) ૭ રૂપિયા

પરદેશમાં બાર શિલિંગ

**વૈષ્ણવજન, રૂપાયતન, ગિરિતળેટી**
**જૂનાગઢ**

પ્રકાશક અને મુદ્રક · ધીરેન ગાંધી · રૂપાયતન મુદ્રણાલય · જૂનાગઢ



મારુ દ્વેષ નહીં પણ હેત, એ ભગવાન બુદ્ધે હિન્દુધર્મને શીખવ્યું—ગાંધીજી

આપણામાં પણ એક દૂહો છે ને?

**'ઘર પડતાં, ધર્મ પલટતાં, ત્રિયા પડંતે તાવ,**
**ઈ તીનું દિન મરણ રા, કોણ રંક, કોણ રાવ?'**

આપણી ધરતીને શત્રુઓ ધમરોળતા હોય, આપણા ધર્મનો નાશ કરવા મથતા હોય અને સ્ત્રીઓની આબરૂ ભયમાં હોય ત્યારે મરદ માણસે તો તેની સામે મેદાને પડી મોતને વધાવી લેવું જોઈએ. પછી તે ગરીબ હોય કે તવંગર,–તેણે માથું હાથમાં લઈ નીકળી પડવું જોઈએ. આવે ટાણે ઘરને ખૂણે ભરાઈ બેસે એને કપાળે કાયમની કાળી ટીલી. સ્વતંત્રતાથી ને સ્વમાનથી જીવવું હોય તો તેની કિંમત આપણા લોહીનાં બુંદે બુંદથી ચૂકવી આપવી જોઈએ. જે દેશના લોકોમાં આવું ખમીર નથી એ હરતાંફરતાં મડદાં જેવાં જ છે.

ગુરુ ગોવિંદસિંહે તો આવા તેજભર્યા જીવન ને મોતનો લ્હાવો લેવાની રણહાક વગાડી. અને ગુરુની વાણી તો મડદાને પણ બેઠાં કરે એવી. મોગલોનાં ધાડાં સામે ઘેટાંની જેમ માથાં નમાવતા માણસો સિંહનો શીનો તાણીને ખડા થઈ ગયા. ગુરુ ગોવિંદસિંહના એક બોલ પર મરી ફીટવા હજારો જુવાનો થનગની રહ્યા. લડાઈના મેદાનમાં સામી છાતીએ મરવાની જાણે હરીફાઈ ચાલી. પંજાબને ગામડે ગામડે જયનાદ ગાજી ઊઠ્યો:

'વાહ, ગુરુ! વાહ ગુરુજી ફતેહ! વાહ, ગુરુકા ખાલસા!'

અને ત્યારે બૂઢો આદમી આ રણબંકા જુવાનોને ટગર ટગર જોઈ રહેતો. તેને લડાઈના મેદાનમાં જવાની જબરી હોંશ હતી. પણ કાયા કામ નહોતી કરતી. નેવું શિયાળા એણે જોઈ નાખ્યા હતા. હાથમાં સાવરણો લઈ બેઠો બેઠો એ ગુરુસાહેબનું આંગણું વાળતો ને પરમાત્માના ગુણ ગાતો. ગુરુની હાકલ પડતાં આજ સહુ સંગાથે હાલી નથી શકાતું એનું એને લાગી આવતું. પાછો રહી ગયાનો ભારે વસવસો થતો. એક દિવસ ગુરુ ગોવિંદસિંહ પાસે આવી હાથ જોડી એણે કહ્યું:

'ગુરુસાહેબ, મારે લડાઈના મેદાનમાં જવું છે. મને આજ્ઞા આપો.'

ગુરુ ગોવિંદસિંહ તો બૂઢા સામે જોઈ રહ્યા. તેનો દેહ નર્યો હાડકાંનો માળખો હતો. અંગો ધ્રૂજતાં હતાં. જાણે અંદરનો આતમા ચાબૂક મારીને ડગમગતા દેહને ચલાવતો હતો. ગુરુએ કહ્યું:

'પણ બાબા, તમે રણમેદાનમાં જઈ કરશો શું? તમારામાં તો તલવાર ઉપાડવાની પણ શક્તિ નથી.'

'હું મારા ગુરુને ખાતર માથું ઉતારી આપીશ.' બૂઢાએ કહ્યું.

ગુરુ ગોવિંદસિંહની આંખોમાં અપાર પ્રેમ પ્રકાશ્યો. થોડી વાર વિચાર કરી તેમણે કહ્યું:

'બાબા, મારા શીખનાં માથાં એવાં સોંઘા નથી. તમે એક કામ કરો. લડાઈના મેદાનમાં જવાની છૂટ આપું છું. પણ તમારું કામ ઘાયલ સૈનિકોને પાણી પાવાનું. મરતાં સૈનિકોનાં મોઢામાં તમારા હાથનું પાણી જશે તો એને હું ગંગાજળ મળ્યું જ ગણીશ.'

બૂઢો તો રાજી રાજી થઈ ગયો. ગુરુ ગોવિંદસિંહને એ પગે પડવા ગયો ત્યાં તો ગુરુએ એને બાથમાં લઈ લીધો; કહ્યું:

'જાઓ, ફતેહ કરો! એકેએક શીખ બચ્ચો તમારી પાસેથી સાચા ધરમની પ્રેરણા લેશે.'

અને બૂઢો તો કાંધે પાણીની મસક ઉપાડી હરખાતો ચાલી નીકળ્યો.

પણ પછી તો લડાઇના મેદાનમાથી બૂઢા સામે ફરિયાદો આવવા માંડી. મોટા મોટા શીખ સરદારો પણ બૂઢાની બદબોઇ કરવા માડયા. ગુરુસાહેબનો હુકમ એટલે એને પાછો તો કોણ કાઢી શકે? પણ લડાઇના મેદાનમાં બૂઢાની હાજરી ઘણાને ખાવવા માડી. બૂઢાની વિરુદ્ધ વાતો સાભળી ગુરૂ ગોવિંદસિંહે પૂછ્યું:

'એ પાણી બરાબર નથી પાતો? શું પડ્યો રહે છે? અહીંથી કુરબાનીની વાતો કરીને ગયો ને સોંપેલું કામ પણ નથી કરતો?'

'ના, રે, ગુરુસાહેબ!' સરદારોએ કહ્યું: 'એના જેટલું કામ તો બીજો કોણ કરતો હશે? બૂઢાને પગે આ અવસ્થાએ પાંખો ફૂટી લાગે છે. માથે મણ મણની મસક ઉપાડી દોટ મૂકે છે. ઘાયલ ને તરસ્યાનું નામ પડતા તો ઘમસાણ વચ્ચે પણ ઘૂમી વળે છે. નથી ડરતો તીરથી, નથી ડરતો તલવાર ને ભાલાથી. પોતાને હાથે પાણી પાય છે ને ઝૂમે તો જયગુરુનું નામ રમે છે બૂઢાને.'

'ત્યારે વાધો શું છે?'

'ગુરુસાહેબ, બૂઢાની અક્કલ મારી ગઈ લાગે છે. એ ઘાયલ શીખને પાણી પાય છે એમ મુસલમાનને પણ પાણી પાવા દોડે છે. દુશ્મનોને કાંઈ પાણી પવાય? અને ના પાડતા તો કોઈનું માનતો નથી ડોસો. પાણીનો પોકાર પડ્યો ને કોણ પાણી માગે છે એ જોયા વગર ડોસો તો પાણી પાવા લાગી જાય છે મુસલમાન જુવાનોને માથે પણ પ્યારા બચ્ચાની જેમ હાથ ફેરવે છે ને પાણી પાય છે. આ જોયું નથી જાતું, ગુરુસાહેબ!'

ગુરુ ગોવિંદસિંહની આંખોમા જળજળિયા આવી ગયા. તેમણે બૂઢાને બોલાવ્યો અને શીખ સરદારોની હાજરીમાં પૂછ્યું:

'બાબા, તમારી સામે ફરિયાદ આવી છે. તમે મુસલમાનોને પણ પાણી પાઓ છો?'

બૂઢાએ હાથ જોડી કહ્યું: 'દશમ પાદશાહ, હું તો આપની આજ્ઞાનું પાલન કરું છું. મને શીખ-મુસલમાનની ખબર નથી, પાણી! પાણી' કરતો કોઈ પોકાર કરે છે ને એને પાણી પાવા હું દોડું છું. એને પાણી પાતા એના મોઢામા હું મારા દશમ પાદશાહનું જ મોઢું જોઉં છું. મને બીજી કાંઈ ખબર નથી. હું બીજા કોઈને જોતો નથી.'

ગુરુ ગોવિંદસિંહે બૂઢાના ધ્રૂજતા હાથ પોતાના હાથમા લઈ લીધા. આનંદ અને પ્રેમથી છલકાતા સ્વરે કહ્યું:

'બાબા, મને ખાતરી હતી. તમે તો શીખ ધરમને ઉજાળ્યો. ધન્ય છે. આપણી હસ્તી ને હિંમતને પડકાર થતાં આપણે તલવાર ઉઠાવી. પણ મોતને બારણે કોઈ ભેદ નથી. કોણ શીખ? કોણ મુસલમાન? ગુરુ નાનકસાહેબનું પ્રેમજળ તો સહુ તરસ્યાને માટે છે. પાણી માટે તરફડિયા મારતા કોઈપણ સૈનિકને તમતમારે ખુશીથી પાણી પાજો. અને બાપા '

'આજ્ઞા કરો, ગુરુસાહેબ!' બૂઢાએ કહ્યું.

'એક બીજી વાત પણ તમારે કરવાની છે. મારા આ સરદારોના લોખંડી દિલમાં પણ તમારું પ્રેમજળ સીંચ્યા કરજો. આપણા ધરમની તલવાર જેટલી તીખી છે એટલું જ આપણા અંતરની માટલીનું જળ મીઠું છે એ તેમને ભૂલવા ન દેતા.'

સરદારો આ વાક્યનો મરમ સમજી ગયા. સહુએ બૂઢાની માફી માગી. સહુ બૂઢાને પગે પડ્યા. અને આભનો ઘુંમટ ગજાવતો અવાજ ઊઠ્યો:

'વાહ, ગુરૂ! વાહ, ગુરુજી ફત્તેહ!'

# આઝાદી પર્વ અને આપણું કર્તવ્ય

૧૫ ઑગસ્ટના રાષ્ટ્રિય પર્વ નિમિત્તે અવારનવાર એટલું બધું લખવામાં આવે છે કે અહીં તે વિશે કશું ન લખીએ તોયે ચાલશે એમ લાગતું હતું, પણ ખૂબ વિચાર પછી એમ થયું કે આ વિષય એટલો તો મહત્ત્વનો છે કે એ વિશે જેટલું લખાય તેટલું ઓછું છે. પંદર વરસ થઇ ગયા આપણને આઝાદ થયે! આપણી સ્વાતંત્ર્ય પ્રાપ્તિ માટેની ઠીક ઠીક લાંબી કહી શકાય તેવી લડતની સફળતાનો આ દિવસ છે ત્યારે આપણે આપણી જવાબદારીનું અને સિદ્ધિનું ચિંતન કરીએ તો વિશેષ રોચક અને વાજબી ગણાશે.

વરસોથી આપણે આ પર્વની ઉજવણી કરીએ છીએ. ઠેરઠેર સભા–સરઘસો અને ભાષણો થાય છે. સર્વત્ર આનંદ–મંગળનો ઓપ સરકારી–બિનસરકારી ધોરણે અપાય છે. અને આટલું કરીને જ આપણે સંતોષ માની લઈએ છીએ. ગંભીરતાપૂર્વક આ અવસર નિમિત્તે ચિંતન કરીને આપણે એ જાણવું–જણાવવું જોઇએ કે ગયા વરસમાં આપણે શું-શું કર્યું અને શું-શું ન કર્યું, આપણા પ્રયત્નોમાં ક્યાં અને કેટલી ખોટ–ખામી રહી ગઇ, આપણા વ્યક્તિગત આચરણમાં કઈ કઈ ખામીઓ ઘૂસી ગઈ, કયા કયા ક્ષેત્રમાં આપણે વિશેષ લક્ષ આપીને કામ કરવું જોઇએ—એ વગેરે બાબતો વિચારવી ઘટે. કહેવાની વાત તે એ છે કે આઝાદીના આ પુણ્ય પર્વ પર આપણે આખીયે પરિસ્થિતિનુ સિંહાવલોકન કરવું જોઇએ અને આગામી કાર્યો પરત્વે વધારે ને વધારે દૃઢસંકલ્પ અને જાગરુક રીતે પ્રયત્નશીલ રહેવું જોઇએ. આનંદ–મંગલ જરૂર કરીએ, સભા–સરઘસ પણ ગજાવીએ, પરંતુ સાથોસાથ એ ન ભૂલીએ કે આ પર્વ પછી આપણા પર એક ગંભીર જવાબદારી આવી છે. તેને અદા કરવાની આપણામાં શકિત જાગે તેવું પણ કરવું જોઇએ.

રાજકીય આઝાદી મળી ગઈ તેથી કંઇ આપણું વાસ્તવિક ધ્યેય પૂર્ણ થયું નથી. જ્યાં લગી આપણને આર્થિક, સામાજિક તથા સાંસ્કૃતિક ક્ષેત્રમાં આઝાદીનો અણસારો સુદ્ધાં ય પ્રાપ્ત થયો નથી ત્યાં લગી આપણે આપણું ધ્યેય પૂરું થયું છે તેમ કેમ કરી માની શકીએ? આપણા સમાજમાં ઊંચ–નીચનો ભેદભાવ આજે પણ કેવો–કેટલો મોજૂદ છે-બલકે વધુ તીવ્ર થયો છે તેનો વિચાર કરીએ, કેવી કારમી આર્થિક વિષમતા દેશવાસીઓની છાતી પર ચડી બેઠી છે તેનો ખ્યાલ કરીએ, સાંસ્કૃતિક મૂલ્યો કેટલી ઝડપથી ગબડવા લાગ્યા છે તે સામે આંખ આડા કાન ન કરીએ. આપણા ધ્યેયથી આપણે હજુ યોજનો દૂર છીએ એ સૌની મહાચિંતાની વાત થવી જોઈએ. આપણું મોઢું ભલે દેખાવ પૂરતું આપણા સર્વોદયના લક્ષ્ય ભણી હોય, આપણા પગ આજલગી વિપરીત દિશામાં ચાલ્યા કર્યા છે પરિણામ એ આવ્યું કે આપણે કહીએ છીએ કાંઈ, કરીએ છીએ બીજું! આજે દેશમાં જે સ્થિતિ ઊભી થઇ પડી છે તે શુભ હોય એમ લાગતું નથી. આ સ્થિતિ દેશની બુનિયાદને મજબૂત કરવાને બદલે કમજોર કરનાર સાબિત થઇ રહી છે. આ અવસર ચિંતન, વ્રત અને કાર્યનિષ્ઠાના પર્વનો છે. આપણે સૌએ આ દિવસે નવો સંકલ્પ કરવો જોઈએ કે રાષ્ટ્રના જવાબદાર નાગરિકને નાતે તેનું જે કંઇ કર્તવ્ય છે તેનું અમે પૂરી ઈમાનદારી અને પરિશ્રમપૂર્વક પાલન કરીશું અને સૌથી વધુ મહત્ત્વ દેશહિતને જ દઈશું.

આઝાદી મેળવવી સહેલું કામ નથી એ વાત સાચી, પણ તેથી અનેક ગણું કઠિન કામ આઝાદીને કાયમ કરી ટકાવવાનું છે. આપણે પ્રથમ મંજિલ પાર કરી ચૂક્યા છીએ. બીજી કઠિન મંજિલ હજુ દૂર છે, ઘણી જ દૂર જઇ રહી છે.

આ આઝાદી પર્વ આપણી ચેતના પ્રબુદ્ધ કરે–લોકશકિત જગાડે એવી આશા રાખીએ!

# પિત્તળનો દીવો

નરેન્દ્ર દેસાઈ

વીજળીક વ્યવસ્થાતંત્ર આજકાલ એવું તો રેઢિયાળ થઈ ગયું છે કે વીજળી પુરવઠો મળવો ક્યારે બંધ થઈ જાય તેનું કાંઈ ઠેકાણું નથી રહ્યું ! રોજે રોજ ગમે તે સમયે વીજળી બત્તીઓ બંધ પડી જાય છે કલાકો પ્રહરો અને હમણા હમણાના તો દિવસો સુધી અંધારપટ ઓઢીને પડયું રહેવું પડે અને ત્યારે મારે આ પિત્તળનો જૂનો જરીપુરાણો દીવો સળગાવવો પડે છે પણ એ સળગાવવાથી મને અજબ જેવી આત્મિક શાંતિ મળે છે તેથી તો હું સમીસાંજથી જ તેને પેટાવી રાખું છું—પાછળથી વીજળી ચાલુ હોય તો પછી બૂઝાવી નાખું વાત એમ છે કે આ જૂના દીવા સાથે એક મારે સુખદ સ્મૃતિ જોડાયેલી છે

* * યુદ્ધ પછી જૂનાગઢમા આવી જ જાતનો વીજળી સપ્લાઈનો ગોટાળો થયેલો એ વખતે હું કૉલેજમા અધ્યાપક હતો અને આ હવેલીમા રહેતો હતો ત્યારથી જ મને આ હવેલી ગમે છે એ વખતે મને આ વીજળી કષ્ટ ખૂબ ખટકતું'તું કોઈ કોઈ વાર તો એવું પણ બનતું કે જ્યારે હું મારા કુશળ રસોઈયાની ચતુરાઈ અને આવડતની પ્રશંસા કરતો હોઉં અથવા તો તેના સાથે કોઈ રોચક રસિક વાત કરી રહ્યો હોઉં એ વખતે જ વીજળી 'ફેઈલ' જતી અને અમારી મનની મનમાં જ રહી જતી ! વાતો અટકી પડતી થોડા દિવસો તો એણે મીણબત્તી ખરીદી ખરીદીને કામ ચલાવ્યું પણ એક દિવસે તે એક પુરાણી ઢબનો પિત્તળ દીવો ગુજરીમાંથી ખરીદીને આવ્યો અને મારા ટેબલ પર મૂકી દીધો કહે 'મીણબત્તીના ભાવ આસમાને ચડયા છે હવે ન પોસાય આ દીવાની રોશની ય ઝગમગાટ અને ખર્ચ પણ કેટલું ? ઘણું ઓછું જ તો '

એ રોજે રોજ જાતે જ તેને સાફ કરતો વાટ ચકચકાર કાપતો અને ઘણી જ કુશળતાથી દીવો પેટાવીને રાખી દેતો એ દિવસોમા હું ય મોડી રાત સુધી વાચન-લખવાનું કરતો

* * * મારો એ રસોઈઓ મૂળે સૈનિક હતો સૈનિક રહેણી-કરણી અને પોશાક તથા શિસ્ત એને ખૂબ જ પસંદ અમારા કુટુંબ સાથે એને જૂનો સંબંધ હતો એક જ ગામના અમે રહેવાસી હતા સ્કૂલ કૉલેજનું ભણતર પૂરું કર્યા પછી ગામ સાથે મારે ન જેવો સંબંધ રહ્યો હતો છ મહિને એકવાર હું ત્યાં જઈ શકતો ત્યાં જ એક દિવસે મને જાણવા મળ્યું તું કે જુવાન થઈને એ તો સેનામા ભરતી થઈ ગયો હતો યુદ્ધ પૂરું થયા પછી સેનામાંથી એને છૂટો કરવામાં આવ્યો કે પછી તે યુદ્ધમા જ ખપી ગયો—કોઈ જાતની માહિતી મને મળી નહોતી

એવામાં એકાએક એક દિવસે મારા પર તેનો પત્ર આવ્યો લખ્યું હતું કે તે દિવસોથી ગામડે બેકાર બેઠો છે તત્કાળ તો મારા ખયાલમા તેને લાયકની કોઈ નોકરી નહોતી તોયે મે તેને લખી નાખ્યું — અહીં આવી જાઓ મારી સાથે રહેવા-ખાવાની વ્યવસ્થા થઈ જશે નોકરી બાબત તો પછી જોયું જાશે '

અને કાગળ મોકલ્યા પછી એક જ અઠવાડિયામા તે મારે ત્યા આવી પહોંચ્યો પહેરવેશમા એક ખાખી પેન્ટ ફૌજી કટનું ખમીસ મોટા તળિયાના બૂટ અને ખભે લટકતો ખાખી થેલો વાતચીતમા સ્વાભાવિક શિષ્ટતાની સાથોસાથ પેલું ફૌજી અક્કડપણું ' મારુ ભાણું જે વીશીમાથી આવતું હતું ત્યાંથી તેને માટે ય ખાવાનું મે મગાવ્યું બે દિવસ તો તેણે કોઈ પણ જાતના કચવાટ–ફરિયાદ વિના ખાવાનું ચલાવ્યું પણ ત્રીજે દિવસે તે રહી ન શક્યો બોલ્યો, 'કાલથી આપ બહારથી ભાણું મગાવવાનું બંધ કરો મે લશ્કરમા રસોઈ બનાવવાનું શીખી લીધું છે ખાવાનું બનાવી લઉં છું વળી એક માણસના ભાણામા આપ જેટલું ખરચો છો તેટલામા તો આપણે બન્ને ઘણી જ સારી રીતે ખાઈ શકીશું '

મે કહ્યું ભાઈ એ ઝંઝટમા શાના પડીએ ! જેમનું ચાલે છે, એમ જ ચાલવા દો ને''

બીજે દિવસે તેણે મને કહ્યું: 'મહેરબાની કરીને મને ચાલીસેક રૂપિયા આપશો? જરૂર છે.'

મેં શું જરૂર છે તે પૂછ્યા-ગાછ્યા વિના જ એને ચાલીસ રૂપિયા આપી દીધા. સાંજે જોઉં છું તો જમવાના ટેબલ પર નવી નવી થાળીઓ અને નવા ચમચા! ખાવાનું પણ પોતે જ બનાવતો'તો. હું તાજુબ થઈ આ બધું જોઈ જ રહ્યો. તેણે સહેજ સ્મિત કરીને મારું સમાધાન કર્યું: 'આજથી મેં જાતે રસોઈ કરવાનું શરૂ કર્યું છે. તમામ વ્યવસ્થા થઈ ચૂકી છે. પૂરો હિસાબ કરી જોજો. આ ૪૦ રૂપિયામાં તો આપનો એકનો ખર્ચો નહિ થાય; અને મહિને થોડું વધારે થાય તો ફિકર નહિ.'

આગ્રહ કરી કરીને એ મને જમાડતો. એ દરરોજ રસોઈ પણ ઘણી સ્વાદિષ્ટ બનાવતો. મેં એના હાથની ઘણી જ પ્રશંસા કરી.

પછી તો ધીમે ધીમે તે મારા શિથિલ અને અસ્તવ્યસ્ત જીવનને વ્યવસ્થિત કરવામાં ખૂબ જ ધ્યાન દેવા લાગ્યો. મારાં કપડાંલત્તાં અને રહેવાનો ઓરડો, પુસ્તકો, ટેબલ બધું પોતે જ સંભાળવા લાગ્યો. સ્વાભાવિક જ હું પણ તેની આત્મીયતાથી પ્રભાવિત થયો. અમે એકબીજાની ઘણાં જ નિકટ આવી ગયા. નોકર જેવું તો રહ્યું જ નહિ. એક અંગત મિત્ર સમાન વરતાવો શરૂ થયો.

* * એક દિવસની વાત છે. અમે બન્ને જમવાના ટેબલ પર બેઠા હતા. તે લડાઈના જમાનાના પોતાના અનુભવો સંભળાવી રહ્યો હતો. મેં એને પૂછ્યું: 'તું લડાઈનાં ગીત તો ગાઈ શકતો હોઈશ, ખરું?' એ કહે: 'જરૂર. શા માટે નહિ?' મેં કહ્યું: 'સંભળાવને ત્યારે!' તે બોલ્યો: 'કેટલાંય ગીત જાણું છું. કહો તો ગાઈશ પણ ખરો. પરંતુ એવું ગીત મને પસંદ નથી. એનાથી તો લડાઈ જેવાં સંહારક કૃત્ય માટે માણસ ઉત્તેજિત થઈ જાય છે. હા, હું એક લોકગીત ગાવાનું જરૂર પસંદ કરું. અલબત્ત હું સારું ગાઈ શકીશ નહિ, તોયે જો આપ ઇચ્છો તો એક સંભળાવું.' મેં કહ્યું: 'ગાને ભાઈ!'

ગળું ખંખારીને એણે ગાવાનું શરૂ કર્યું. ખૂબ સારું ગાયું એમ તો નહિ, પણ ગાવામાં એની તન્મયતા, મધુર શબ્દાવલિ, અને સરળ ગ્રામીણ ભાવોએ મને સારી પેઠે મુગ્ધ બનાવી દીધો. ગીતનો સાર હતો:

'પહાડ ઉપર ચાંદો નાચી રહ્યો છે—સાથે સાથે નાચી રહી છે નાની નાની તારિકાઓ... મોલ કેવા છે ને ધાનકણ મોતીરૂપમાં ઝૂમી રહ્યાં છે. ફૂલક્યારીઓ મહેકી ઊઠી છે—ચાંદ એ નાચ જોઈ રહ્યો છે. એ પણે કોઈ બંસરી છેડી ગયું છે અને અહીં હું એમાંથી મારી વેણીમાં ફૂલ ગૂંથી રહી છું... એકલી અટૂલી ઊભી છું!... ને ચાંદ નાચી રહ્યો છે.'

એણે ગીત પૂરું કર્યું. નવ વાગ્યા હશે. જ તે ઓરડામાંથી ચાલ્યો ગયો. હું સ્પષ્ટ જોઈ શક્યો કે આ ગીત ગાયા પછી તે ઘણો જ ઉદાસ થઈ ગયો હતો. મનોવિજ્ઞાનનો અધ્યાપક હોવાથી હું તેની ઉદાસીનું વિશ્લેષણ કરતો કરતો ગતરાત જાગતો રહ્યો. એના નિઃસંગ એકાકી જીવનની મને વ્યથા આવી. પણ હું ય તે નિઃસંગ જ હતો ને!

કોણ જાણે કેટલો વખત હું જાગતો રહેત. પણ એક વાગે લગભગ એ મારા પાસે આવ્યો અને કહી ગયો: 'હવે તો સૂઈ જવું જોઈએ. રાત ઘણી વીતી ગઈ છે. તબિયત બગાડી બેસશો.'

* * એ અરસામાં જ શહેરમાં વીજળીની અવ્યવસ્થા થઈ હતી. કોઈ કોઈ વાર તો એવું ય થતું કે અમે વાતચીત કરતા હોઈએ અને અચાનક જ વીજળી ડૂલ થઈ જતી. અને આ દિવસોમાં જ એ આ પિત્તળનો દીવો ગુજરી બજારમાંથી ખરીદી લાવ્યો હતો.

ધીરે ધીરે એ મારા જીવનમાં એવો તો હળીમળી ઓતપ્રોત થઈ ગયો કે અમે એકબીજાના જીવનની ઘણીખરી વાતો જાણવા લાગ્યા. એ વારંવાર મને કહ્યા કરતા: 'આપ લગ્ન કેમ નથી કરી લેતા? ઘર ઘણું જ સૂનું સૂનું લાગે છે.' આવી વાતો ટાળવાને ઘણી જ કોશિશ કરતો. એ દિવસોમાં મારે ત્યાં વિદ્યાર્થિનીઓ, સ્ત્રી અધ્યાપિકાઓ વગેરેની ઘણી આવજાવ રહેતી. એક બીજાં ભદ્ર મહિલા પણ અવારનવાર આવતાં અને અમે કલાકો સુધી વાતચીતમાં મશગૂલ રહેતાં. તે એક સામ્યવાદી મહિલા હતાં અને અમારે પરસ્પર મિત્રવત્ સંબંધ હતો.

આ બાજુ 'સૈનિક' (હું એને એ નામે જ સંબોધન કરતો)માં ઘણું પરિવર્તન જોઈ રહ્યો હતો. મારા સંપર્કમાં આવનારી દરેક મહિલાનો પરિચય તે મારી પાસેથી જાણી લેવા કરતો. પણ એને કોઈ વાતે ઓછું આવવા [અનુસંધાન પાનું ૩૮

આત્મિક સાહચર્ય (૨)

# અધ્યાત્મ અને વિજ્ઞાન

ડૉ. સર્વપલ્લી રાધાકૃષ્ણન્

પોતાની જ કથા વારતાઓ ઉપર સંતોષ રાખીને જેઓ વિજ્ઞાનની અવહેલના કરે છે અને નૈતિક સિદ્ધાંતોથી પ્રતિકૂળ માગણીઓ તથા માનવતાની એવી આવશ્યકતાઓની ચેતનાને કારણે ધર્મથી મુક્ત રહીને માનવનું અહંકારી મન એવી શૂન્યતાની પ્રતીતિ કરવા લાગ્યું છે કે તેને વધી રહેલું જ્ઞાન અને માનવતાવાદ પૂરા પડતા નથી ધર્મના બંધનોને તોડીને ફેંકી દેવાની ઉતાવળમા ને ઉતાવળમા આપણે એક એવી દમનકારી દાસતાના શિકાર બની રહ્યા છીએ જેણે ધર્મ-નિરપેક્ષ વ્યાપક જ્ઞાન આપણા પર લાદ્યું છે આજે જે લાખો કરોડો લોકો ઉન્માદની સ્થિતિમા છે, પાગલખાનાઓ ભર્યાં-ભાદર્યાં રહે છે, માનસિક-ઉપચારકોની જરૂર દિવસે દિવસે વધતી જ આવી છે, ઉશ્કેરાટ-વિક્ષેપ ઠેર ઠેર માલૂમ પડે છે, કેફી પીણાઓ અનેકના જીવનસાથી થઈ ચૂક્યા છે-આ બધુ એ વાતનું નિર્દેશક છે કે આજના જીવનમા આદર્શ તથા ધ્યેયનો મૂળગો અભાવ છે * આપણે આપણા આંતરિક અને બાહ્ય જીવનના ભેદો પાર કરવાને માટે ધર્મના વિભિન્ન રૂપો અપનાવીએ છીએ આનુ કારણ સ્વાભાવિક અકર્મણ્યતા અને અંધવિશ્વાસ છે આપણે એવા તો આળસુ છીએ કે આત્મ-નિરીક્ષણ કરવાનુ તો કષ્ટ જ લેતા નથી' આ સ્થિતિના મૂળમા એક જાતનો ઉપયોગીતાવાદ પણ રહેલો છે આ વાદ ધાર્મિક સંસ્થાઓ ઉપરના આધારને સામાજિક અને રાજનીતિક દૃષ્ટિએ ઉપયોગી માને છે સ્થિતિનો વિરોધાભાસ તો એ છે કે આપણે ઈશ્વરની પૂજા કરીએ છીએ અને સાથોસાથ જ ઈશ્વરના અસ્તિત્વ વિષે સંદેહ રાખીએ છીએ બધા જ ધર્મોના આધ્યાત્મિક અંગને બાહ્ય આડંબરોએ દબાવી દીધુ છે અને તેથી આપણુ દૈનિક જીવન સંકીર્ણ અને તુચ્છ બની ગયું છે અને આપણી માનવતા અનેક વર્ગોમા વહેંચાઈ ગઈ છે પરિણામ એ આવ્યું છે કે માનવનુ ક્ષેત્ર ઘણુ જ ઘણુ સંકુચિત થઈ પડયુ છે અદ્વૈત શક્તિનો આપણે સાક્ષાત્કાર કરી શકતા નથી અને વિભિન્નતાના અભિશાપથી પીડિત છીએ સેંકડો કૃત્રિમ અવરોધોને કારણે આપણે વિશ્વાત્માથી દૂર ને દૂર ધકેલાઈ રહ્યા છીએ આપણે જીવનના આધ્યાત્મિક તત્ત્વો ગ્રહણ કરવા જોઈએ તેના અભાવે આધુનિક સંસારની સંસ્કૃતિ સંકુચિત અને દોષપૂર્ણ બની ગઈ છે. આપણી કાયરતાનું કારણ અંધશ્રદ્ધા અને ધર્મની અનુભૂતિમા પારસ્પરિક શૂન્ય એ છે જેઓ અંધશ્રદ્ધામા સંતોષ માને છે, તેઓ ઉપરછલ્લા જ રહે છે અને જીવન મરણના સર્વોપરી રહસ્યો આત્મસાત્ કરી શકતા નથી વાસ્તવમા ધર્મ એ જીવનની ગંભીરતાની પ્રતીતિ અનુભૂતિ છે

તાર્કિક યથાર્થવાદ અને ધર્મમા પરસ્પર વિરોધ નથી જો કે ઔપચારિક રૂપે દર્શનના મતનો તે અંગીકાર નથી કરતો, પણ ધર્મ સમાજ અને વ્યક્તિના સંબંધમા પોતાના જ દાર્શનિક વિચારોને નાખલ કરી દે છે અનેક એવા વૈજ્ઞાનિક સિદ્ધાંતો

*સી જી યુંગનુ આ કથન જુઓ 'છેલ્લા ત્રીસ વરસોથી દુનિયાના સમસ્ત સભ્ય દેશોના લોકોએ મારી પાસે ઉપચારો કરાવ્યા છે મારા રોગીઓ પૈકીના અર્ધે ઉપર કાજે, એટલે કે પાંત્રીસ વરસની ઉમર પછીની અવસ્થાનો એકેય નથી એવો નથી મળે જેની સમસ્યા અંતિમ રૂપ તરીકે જીવનમા ધાર્મિક દૃષ્ટિકોણને પ્રાપ્ત કરવાની ન રહી હોય એમ કહેવું વજબી છે કે તેઓ પૈકી દરેક એ જ માટે બીમાર થયા-કારણ તેઓ તે જ વસ્તુ ગુમાવી બેઠા એ વસ્તુ પ્રત્યેક યુગના જીવિત ધર્મોએ પોતાના અનુયાયીઓને પ્રદાન કરેલી અને હકીકતમા તેઓ પૈકી એકેય દો ઈ પોતાને ધાર્મિક દૃષ્ટિકોણ પાછો ન મેળવી શકે ત્યાને મરીને સુધરી પણ ન શક્યો '

— મૉડર્ન મેન ઇન સર્ચ ઑફ્ ફ્રિડ મેંલ' (૧૯૩૩)

છે જેની ખરાઈ પરોક્ષ રૂપે જ પારખી શકાય છે. ધાર્મિક સિદ્ધાંત પણ અનુભવની સમીક્ષા છે, કેવળ અટકળ માત્ર જ નથી. વૈજ્ઞાનીક દાર્શનિકો એવો દાવો કરે છે કે તેઓ અનુભવ લઈને ચાલે છે અને તેઓના સિદ્ધાંતો દૃષ્ટ તથ્યોના કારણો પર પ્રકાશ ફેંકે છે. આધ્યાત્મિક સત્યને સ્થિર કર્યા વિના માનવ સૃષ્ટિની પ્રક્રિયા અને તેના વિકાસ ક્રમના આધારભૂત કારણો સમજી શકાશે નહિ એ સત્ય એવું છે કે જે માણસથી તો ક્યારે મોટુ છે અને સમસ્ત સાંસારિક પ્રક્રિયાને એજ નાતણે બાંધવાને સમર્થ છે. આપણે પહેલાં કારણનો સ્વીકાર કરીએ છીએ અને માનીએ છીએ કે આ બુદ્ધિનું જ એક રૂપ છે વિશ્વમાં 'શિવમ્' અને 'સુંદરમ્'ની પિછાણ દ્વારા આપણે 'અસ્તિ'ના ગુણોનો સમાવેશ કરીએ છીએ એ અસ્તિ વિશ્વનો આધાર જ નહિ, પ્રેમી પણ છે માનવહૃદય એને સત્કર્મનો શાશ્વત દેવ માને છે. ઈશ્વર જ્ઞાન, કર્મ અને ઉપાસનાનું પ્રતીક છે.

કેટલાક લોકો માને છે કે આ આધ્યાત્મિક સત્ય એ માત્ર પરિકલ્પના જ નથી, એક અનુભવજન્ય સત્ય છે પોતાની લાંબી આત્મ વેદના બાદ જેમ (Job)એ ભગવાનને કહ્યું'તું 'આજલગી તો મારા કાને તમને સાંભળ્યા 'તા, પણ હવે તો આ મારી આંખો તમારું દર્શન કરી રહી છે' અનુભવ માત્ર વિજ્ઞાન અને વૈજ્ઞાનિકવિધિ લગી જ સીમિત નથી, તેના અનેક રૂપો હોઈ શકે ચરિત્ર, સૌંદર્ય અને ધર્મ સંબંધી તેના અનેક ફાંટાઓ છે આપણે જ્ઞાનની ઉત્કટ ઇચ્છા, સૌંદર્યની લાલસા, સત્કર્મની શક્તિ અને બ્રહ્માનંદની પ્રેરક અનુભૂતિને અનુભવના પરિધની બહાર નહિ કાઢી શકીએ આપણે કહીએ છીએ કે મનુષ્ય પરમાત્માનો જ અંશ છે, તેનો અર્થ એ થાય છે કે મનુષ્યની વિશુદ્ધ આકાંક્ષાઓ એક પરમ સત્યનું પ્રતિબિંબ જ છે મનુષ્યમાં એક દૈવી ચિનગારી છે. તેની સાથે તેણે સીધો સંબંધ સ્થાપિત કરવો પડે છે સંસારમા જે કાંઈ સુખ છે તેનો આધાર પરોપકારની ઉત્કટ ઇચ્છા છે અને જે કાંઈ ક્લેશ તથા દુખ છે તેનો ઉદ્ગમ કેવળ પોતીકા સુખની અભિલાષામાંથી જ થયો છે

સત્યને જાણવાનો પરિશ્રમપૂર્ણ પ્રયાસ જ ધર્મ છે સિદ્ધાંત અને ધાર્મિક વિધિઓનો અભિપ્રાય આપણામાં આધ્યાત્મિક ભાવ જાગૃત કરવાનો અને જીવનની નવીન સંભાવનાઓને સુલભ કરવામા સહાય આપવાનો છે.

અંતિમ સત્યની અનુભૂતિ આત્મસંયમ અને તપસ્વી જીવન દ્વારા જ થઈ શકે છે. ધર્મે અપરાધ અને નૃશંસતાથી આપણને સુરક્ષિત રાખ્યા નથી. રાખ્યા હોત તો તો આપણે રીતિ અને વિધિના અનુકરણ અને સિદ્ધાંતોની માન્યતાઓ પર જ સંતુષ્ટ રહેત. અને આપણા જીવનના ઉત્કર્ષ માટે, આત્માના શોધન ખાતર કશું જ કરત નહિ. આધ્યાત્મિક કાર્યપ્રણાલી, દરિદ્રતા, પવિત્રતા અને આજ્ઞાપાલન—આ બધા સાધારણ ઐહિક જીવનથી ઊંચે ચડવાના માનવીય પ્રયત્નોના દ્યોતક છે, ઈસાઈ ધર્મમા 'ક્રોસ-ચિહ્ન' એ દ્રિય જગતના બંધનોથી મુક્ત થવાનું પ્રતીક છે. જો આપણે અહમ્ છોડી દઈએ તો આપણી પ્રકૃતિ દૈવીશક્તિની પ્રાપ્તિનું સાધન અથવા ભગવાન ઇચ્છાનું ઓજાર બની જાય. જો સાચે જ આપણે ધર્મનિષ્ઠ હોઈશું તો જ્યા લોકો અભિશાપ વરસાવે છે ત્યા આપણે વરદાન દઈશું, જ્યા ઘૃણા કરે છે ત્યા પ્રેમ કરીશું, જ્યા નિંદા ચાલે છે ત્યા ક્ષમા આપીશું, અને જ્યા લોકો લેવાને પડાપડી કરે છે ત્યા આપણે દેવાને ઉત્સુક રહીશું. જે બ્રહ્મમા નિવાસ કરે છે તે 'કોઈને પણ છેતરશે નહિ કોઈનો પણ તિરસ્કાર કરશે નહિ, અને ક્રોધવશ થઈને કોઈના પણ અહિતની ઇચ્છા સરખી કરશે નહિ પ્રાણી માત્ર માટે તેને અસીમ પ્રેમ હશે—જેવો માતાને બાળક માટે હોય છે' બુદ્ધે બ્રહ્મવિહારનું આવું વર્ણન કર્યું છે.

ધર્મોમા પરસ્પર સંઘર્ષ છે તેનું કારણ એ છે કે આપણે રહસ્યથી દૂર ભાગીએ છીએ અને ધાર્મિક ભાષામા વ્યક્ત કરીએ છીએ પરમ સત્ય વાણીથી વ્યક્ત કરી શકાય નહિ આપણે તેને કેવળ કલ્પના મૂલક પ્રતીકો દ્વારા જ વ્યક્ત કરી શકીએ છીએ સિદ્ધાંતો પરત્વે થયેલા વિવાદોનું પરિણામ લોકોમા ઉન્માદ અને નેતાઓમા સંકીર્ણ કટ્ટરતાનો ઉદય આણનારું જ આવ્યું છે. આપણે સત્યના દર્શન ખાતર તો સિદ્ધાંતોથી પણ ઊંચે ઊઠવું જોઈશે અને આપણા માનસની ગહરી પ્રતોને સૂક્ષ્મ દૃષ્ટિએ જોવી પડશે ધાર્મિક અનુભૂતિના અભાવમાં ધાર્મિક

પિપાસાને તૃપ્ત નહિ કરી શકે. સાચા ધર્મનો અર્થ છે પૂર્ણ હૃદયથી આત્મ સમર્પણ. ભક્તિમાં આપણે આપણી જાતને આખી ને આખી એક સમન્વિત પ્રત્યે કોઇ પણ પુરસ્કારની લાલચ કે આશા વિના સમર્પિત કરી દઈએ છીએ. ધાર્મિક અનુભૂતિ જુદા પડ્યા વિના મળે છે. અલગતાની ભાવના એમાં અતિક્રાંત થઇ જાય છે.

નૈતિક અને સામાજિક પ્રગતિનો આધાર આપણા પોતાનાં પ્રતિકૂલ સ્વભાવ તત્ત્વો વચ્ચે સામંજસ્ય સાધવામાં અને અન્ય લોકો માટે સહાનુભૂતિ રાખવામાં છે. આપણે આંતરિક ઐક્યની ભાવનાને પ્રોત્સાહિત કરવી જોઈએ. યોગ એ એક એવું અનુશાસન છે જે વડે આપણે ઈંદ્રિયોની પુકારને અને બુદ્ધિના રૂપોને શાંત કરીએ છીએ, અને આંતરિક આધ્યાત્મિક પક્ષનું ઉદ્બોધન તેઓને માટે જ છે જેઓમાં સુઝબૂઝ, દયા અને પ્રેમ છે. જેમ બાહ્ય જગતના અનુભવ માટે શારીરિક ઈંદ્રિયોની આવશ્યકતા છે તેમ જ આધ્યાત્મિક સત્યના દર્શન માટે આપણને આંતરિક સૂક્ષ્મ ઈંદ્રિયોની જરૂર છે.

આધ્યાત્મિક દર્શન અને બૌદ્ધિક પ્રયત્ન એ બેમાં પરસ્પર વિરોધ નથી. આધ્યાત્મિક દર્શન પૂર્ણ અભિજ્ઞાન છે. શતાબ્દિઓની સાધનાને અંતે આપણે જે સીમા લગી બુદ્ધિનો વિકાસ કર્યો છે તેનો ઉપયોગ આપણે ધર્મની ભૂલો અને ભ્રમોને દૂર કરવામાં કરવાનો છે. આપણે તેની અવહેલના કરવાની નથી.

કાળચક્રને પાછું ફેરવી શકાતું નથી. કાળચક્રની ગતિ પણ રોકી શકાતી નથી. આપણે અચેતનના ગર્ભાશયમાં પેસી શકીશું નહિ કે ન તો આપણે તર્કહીનતાનો આશરો લઇ શકવાના. બુદ્ધિવડે જ આપણને પ્રાકૃતિક અને કૃત્રિમ સૂક્ષ્મ દર્શનોમાં વિવેક કરવાની દૃષ્ટિ સાંપડે છે. અંતરજ્ઞાન બુદ્ધિ વિના આંધળું છે અને બુદ્ધિ અંતરજ્ઞાન વિના પાંગળી છે—નિરાધાર છે. આ બંનેનું સંતુલન થાય ત્યારે જ માણસ પૂર્ણતાને પ્રાપ્ત કરી શકે છે.

અનુભવજન્ય, ભાવાત્મક, બૌધિક અને આધ્યાત્મિક અદ્દમ્તી પૂર્ણક્રિયા ઈશ્વર જ છે. ધર્મનો વિષય મનુષ્ય, સંપૂર્ણ મનુષ્ય છે. વિભાગોથી એનો અનુભવ કરી શકાય નહિ. આપણો વિશ્વાસ બૌદ્ધિક, આરાધના ભાવાત્મક અને સમર્પણ વિકલ્પાત્મક છે. એવા કોઇ પણ ધાર્મિક વિચારને આપણે સ્વીકારી શકીએ નહિ, જેને સ્વતઃસિદ્ધ આત્માનું સમર્થન હોય, 'પ્રબુદ્ધ' શબ્દ—જેનો ઉપયોગ ઉપનિષદ્, બુદ્ધ અને જિસસે કર્યો છે—નો અર્થ છે અનુભૂત. સૂતા સૂતા યા તો સ્વપ્નાવસ્થામા જીવનપથ પર વિચરો નહિ. જાગૃતિ એ જ એક આનુભવ છે.

વિભિન્ન ધર્મોમાનાં વિશિષ્ટ તત્ત્વોની આપણે ઉપેક્ષા કરવાના નથી, તે વિશ્વાસ અનુભવની સૂત્રબદ્ધ પરિભાષાઓ છે. ધાર્મિક પરંપરાઓ, રીત-રિવાજ એ બધુ શૂન્યમાથી ઉપજતું નથી. તેઓના મૂળ ભૂમિમા હોય છે અને તેને તે જ જીવદાયિની તત્ત્વ પોષી રહ્યુ છે. મતભેદોનો આપણે સ્વીકાર કરીએ છીએ. અને તેને સમજવાનો પ્રયત્ન કરીએ છીએ. સંસારને કોઈ એક જ ઢાળામાં સાંચાની પેઠે ઢાળવાના પ્રયત્નને આપણે ઉત્તેજન આપી શકીએ નહિ. કોઈ પણ પ્રકારની ધાર્મિક સાર્વભૌમ ભાષા (Esperanto)મા આપણી આસ્થા નથી.

આપણું ચિંતન આન્તરરાષ્ટ્રીય અથવા વિશ્વવ્યાપક હોવું જોઈએ આપણા પોતાના પ્રયાસો—જો તે માનવતાને પ્રતિકૂળ ન હોય તો—ને પણ આગળ વધવાનો મોકો મળવો જોઈએ. ધર્મ એ અતિન્દ્રિય સત્ય—જેને આપણે ઇશ્વર કહીએ છીએ—નું પ્રતિફલન છે. સ્પષ્ટ યા તો અસ્પષ્ટ રૂપે પણ આખીએ માનવજાત તેનાથી પરિચિત છે. શક્ય છે કે આપણે બધા આધ્યાત્મિક દૃશ્યોને એક જ દૃષ્ટિકોણથી અથવા એક સરખી સમાનતાથી જોઇ શકતા ન હોઇએ. પણ સત્ય એક જ છે, વિભિન્નતા હોવા છતાં પણ પ્રતિક્રિયામાં તો કોઇ એક એકરૂપતા જ રહે છે. ધર્મો ચાહે ગમે તેટલા વિચિત્ર હોય, તેમા પ્રત્યેકમાં કેટલાંક તો સમાન તત્ત્વો હશે જ. એથી અતિરિક્ત, આજે વૈજ્ઞાનિક જ્ઞાન, આધુનિક સંશોધન, વધતી જતી ચેતના અને ઊભી થતી વિશ્વએકતાને પણ ધ્યાનમાં લેવાના છે. પરિણામ એ આવ્યું છે કે એ બધાની પ્રવૃત્તિ એકબીજા ઢાળા ઝકવાની છે કારણ કે બધા ધર્મો નૂતનતા ધારણ કરવા લાગ્યા છે. (ક્રમશઃ)

# થોમસ ગેઈન્સબરો : મહાન ચિત્રકાર

એફ. પિટકલાર્ક

બાળકોને શાળાએ જવાનો ખૂબ જ કંટાળો હોય છે. ભલે પછી તે ગમે તે દેશનાં બાળકો હોય. આજથી લગભગ ૨૨૫ વર્ષ પહેલાં બ્રિટનના એક બાળકને પણ નિશાળે જવાનો ખૂબ જ કંટાળો આવતાં તેણે એ દિવસે એક પરાક્રમ કર્યું હતું!

બ્રિટનના સફોક પરગણામાં સન ૧૭૨૭માં જન્મેલા થોમસ ગેઈન્સબરો નામના એક કિશોરને એક દિવસે શાળાએ જવાનો તીવ્ર કંટાળો આવ્યો. તેણે તો વર્ગ શિક્ષકને પોતાના પિતાના નામથી ચિઠ્ઠી લખી નાખી કે, 'કૃપા કરીને આજે ટૉમની રજા મંજૂર કરશોજી.' ટૉમે તો તે દિવસ લખોટી રમવા, પતંગો ચગાવવા કે ગિલ્લીદંડા કે ક્રિકેટ રમવાને બદલે ચિત્રોની સરસ આકૃતિઓ દોરીને તૈયાર કરવામાં જ પસાર કર્યો.

તેના પિતાને ટોમ નિશાળે જવાને બદલે તે દિવસે ઘેર જ રહ્યાની વાતની ખબર પડતાં તેમના ગુસ્સાનો પાર ન રહ્યો. પરંતુ તેમણે ટૉમે દોરેલી ખૂબ સરસ આકૃતિઓ જોઈ કે તરત જ તેમનો ગુસ્સો ઝાકળબિન્દુની જેમ અદૃશ્ય થઈ ગયો! તેમણે તરત જ ટૉમની પીઠ થાબડીને શાબાશી આપતાં કહ્યું: 'ટૉમ એક દિવસ જરૂર ઘણો જ મહાન માણસ બનશે.'

ટૉમની સહેલાઈથી રેખાચિત્રો દોરવાની શક્તિ એકવાર પોલિસને પણ ખૂબ કામ લાગી હતી. ટૉમે એક દિવસ એક માણસને બગીચામાંથી ફળ ચોરતાં જોયો. જોયો કે તરત જ પોતાની સ્વાભાવિક ટેવ મુજબ તેનું રેખાચિત્ર દોરી કાઢયું. તે રેખાચિત્ર ચોરને એટલું બધું આબેહૂબ મળતું આવતું હતું કે તે પરથી એ ચોર પોલિસને હાથે ઝડપાઈ ગયો!

ટૉમે મોટા થઈને તે જમાનાનાં ઘણાંખરાં મોટાં માણસોનાં ચિત્રો દોર્યાં હતાં. તેણે મિસિસ સિડન્સ નામની એક પ્રખ્યાત અંગ્રેજ નટીનું પણ ચિત્ર દોર્યું હતું. તે વિષે એક રમૂજી વાત ઘણી જ પ્રચલિત છે. ટૉમે મિસિસ સિડન્સનું આખું ચિત્ર તૈયાર તો કર્યું, પરંતુ તેના નાકની અણી ખૂબ વિચિત્ર પ્રકારની હોવાથી તેમને ઘણી મુશ્કેલી પડી. એમ કહેવાય છે કે કંટાળી જઈને 'નાકની અણીનો તો જાણે કે અંત જ આવતો નથી' એમ કહીને ગુસ્સાપૂર્વક ટોમે રંગની પીછી ફગાવી દીધી હતી!

ટૉમ અને તે સમયના બીજા પ્રખ્યાત અંગ્રેજ ચિત્રકાર સર જોશુઆ રેનોલ્ડ્ઝ એકબીજાના કટ્ટર હરીફો હતા. તેઓ લાગ મળ્યે એક બીજા પર આકરા પ્રહારો કરતા રહેતા.

એકવાર સર જોશુઆએ પોતાના વિદ્યાર્થીઓને કહ્યું કે કોઈપણ ચિત્રમાં ભૂરા રંગનો બહોળો ઉપયોગ ન કરવો જોઈએ. ટૉમને કાને આ વાત આવતાં તેણે તરત જ ભૂરાં કપડાં પહેરેલા એક છોકરાનું ચિત્ર દોર્યું હતું. 'બ્લ્યુ બૉય' (નીલકુમાર) તરીકે ઓળખાતું તેમનું આ ચિત્ર આજે પણ એટલું જ પ્રખ્યાત છે.

સફોક પરગણામાં જ જન્મેલા જહૉન કોન્સ્ટેબલ નામના વિખ્યાત ચિત્રકાર ટૉમનાં સૃષ્ટિસૌન્દર્યનાં ચિત્રો વિષે લખે છે કે: 'તેમનાં ચિત્રો એટલાં બધાં નરમ અને માયાળુપણાથી ભરપૂર હોય છે કે તે નિહાળીને આપણી આંખમાં આંસુ ઊભરાવા માંડે છે. પરંતુ આ આંસુ કેમ ઊભરાય છે તે જ સમજાતું નથી.'

[ બ્રિટિશ ઇન્ફરમેશન સરવીસના સૌજન્યથી ]

# ત્રીજું કબૂતર

'શિવપ્રકાશ'



પ્રલયનાં રાક્ષસી મોજાં પૃથ્વીને ખૂણેખૂણે ફરી વળ્યાં, ત્યારે એક નોઆહની જ નૌકા (Noah's Ark), તેના દૈવી નાખુદા તથા બચેલા જીવ સાથે તોફાની જલરાશિમાં, હાલકડોલક થતી, પાણીમાં ગરકાવ થયેલ પર્વતની ટોચ સાથે અટવાઈ પડી. બારે મેઘ તૂટી પડ્યા, સમુદ્રે માઝા મૂકી દીધી અને આખી પૃથ્વીના પટ ઉપર પ્રલયના પૂરે વિનાશકારી તાંડવ સર્જ્યું. ઈશ્વરી સંકેત મુજબ પેગંબર નોઆહ અને તેની નૌકામાં લીધેલ પૃથ્વીના દરેક જીવની એકેક જોડી સિવાય કોઈ બચ્યું નહીં.

નૌકાનો નાખુદો જ્યાં નજર કરે ત્યાં તેને ઊછળતા લોઢ દેખાય છે. થોડા દિવસ પછી, વૃષ્ટિને થંભી ગયેલી જાણી, જમીન ઉપરથી પાણી ઓસર્યાં હોય તો તેની ભાળ કાઢવા એક કબૂતરને છોડે છે. પૂર્વ અને પશ્ચિમ, ઉત્તર અને દક્ષિણ એમ ચારે દિશામાં કબૂતર ઊડે છે પણ ક્યાંય કોરી જમીન દેખાતી નથી! થાકીને લોથપોથ તે પાછું ફરે છે.

બીજા કબૂતરને નોઆહે સાત-દિવસ પછી, ઉષાના ઉગમ સાથે રવાના કર્યું. દિવસ આખો તે શોધમાં ઊડ્યું. સાંજે પાછું ફર્યું ત્યારે તેની ચાંચમાં ડાળખીવાળું પાંદડું હતું. પ્રલય પછી આ પહેલી નિશાની હતી કે પાણી ઓસરી રહ્યું હતું અને વૃક્ષોની ટોચ દેખાય તેટલી પરિસ્થિતિ સુધરી હતી.

ફરીથી, ત્રીજીવાર, સાત દિવસના અંતરે, નોઆહે ત્રીજા કબૂતરને પૃથ્વી ઉપરથી નવસર્જનનો જે કાંઈ સંકેત મળે તે લાવવા ઉડાડ્યું. સાંજ થઈ તો પણ તે પાછું ફર્યું નહીં. બે દિવસ-ત્રણ દિવસ, એમ દિવસો સુધી નોઆહે રાહ જોઈ, પણ ત્રીજું કબૂતર ન આવ્યું તે ન જ આવ્યું. તેથી તેણે માની લીધું કે પ્રલય-પૂર શમી જવાથી, અને જમીન દેખાવાથી તે ત્યાં જ રોકાઈ ગયું હશે!

પુરાણકથામાં ત્રીજા કબૂતરની વાત અધૂરી જ રહી છે.

ચિચિયારી કરતાં પંખીઓ, પંજાના નખ ઘસી રહેલા વિકરાળ પશુઓ અને દુઃખથી આર્તનાદ કરી રહેલ અનેક જાનવરોથી ભરેલ અંધારી નૌકામાંથી આ ત્રીજું કબૂતર પાંખ ફફડાવી ઊંચે આકાશમાં ચડ્યું અને અનંત અવકાશમાં મુક્તિની સ્વચ્છ હવા માણી. તેજથી પ્રકાશિત દુનિયામાં તે વિહરવા લાગ્યું, સમુદ્રના ચમકતાં પાણી અને ક્ષિતિજ પર લીલાંછમ જંગલો અને ખેતરો જોઈ તે નાચી ઊઠ્યું.

દૃષ્ટિથી આહ્લાદક થયેલ હવામાં તે આગળ અને આગળ ઊડ્યું. હવે તો મોટાં મેદાનો, તેના ઉપર વહેતો પુષ્પ સુગંધિત વાયુ અને સ્વચ્છ આકાશમાંથી જમીન પર પથરાતી મનોહર તેજરેખા- કેટલા દિવસ સુધી આ બધું અદૃશ્ય થયું હતું? જાણે એક જુગ- અને હવે?

સમુદ્ર પાછળ રહી ગયો અને પૃથ્વી પરથી તેના તરંગો કેવાં ચળકાટભર્યાં શોભી રહ્યાં છે? અને આગળ પેલી પર્વતમાળા-તેના ચડઊતર ઢાળ, અને જમીન પર જ્યાં જુઓ ત્યાં કુમળા છોડ અને તેના પર અસંખ્ય રંગબેરંગી ફૂલ! જાણે કે વિનાશ પછી હાસ્ય વેરતા પ્રભુના પયગંબરો!

આ સ્વપ્નભૂમિના દર્શનથી કબૂતર એટલું આનંદમાં આવી ગયું કે વિનાશમાંથી બચાવનાર પેલી નૌકા-સફેદ દાઢીવાળો તેનો ઈશ્વરભક્ત નાખુદો-પોતાને સોંપેલો કાર્યસંકલ્પ-આ સઘળું ભૂલી ગયું. પ્રલયાન્તે નવસર્જિત આ મનોહારી સૃષ્ટિના રૂપમાં તે એવું અટવાઈ ગયું કે સતત બે દિવસના ઉડ્ડયન પછી જ્યારે તેની પાંખો ભારે ભારે થઈ ગઈ, અને થાકીને

લોથપોથ થઈ ગયુ ત્યારે નીચે ફસકાઈ પડયુ !

વૃક્ષોના વનમા તે ઊતરી પડયુ અહી તો સ્વર્ગ સાક્ષાત હાજર હતુ ! વનરાજિની ગીચતાએ તેનું રક્ષણ કર્યું, વૃક્ષની ડાળીઓએ તેના પર છત્ર ધર્યું સતત ઉડ્ડયનના થાકથી અને મદ મદ વહેતા માતા રિશ્વાના સુખદ સ્પર્શથી તે ઘસઘસાટ ઊંઘી ગયુ

રાત્રે ઉષ્મા અને દિવસે ઠડક આપતી વનરાજિએ અને કૂણા લીલા ઘાસની નૈસર્ગિક બીછાવતે ત્રીજા કબૂતરને સ્વર્ગીય રહેઠાણ રચી દીધુ સમયના જતા સાથે કબૂતરનુ સ્વપ્ન વાસ્તવિક બનતુ ચાલ્યુ વર્ષો વીતી ગયા મૃત્યુ પણ આ કબૂતરને ભૂલી ગયુ કેમકે જે નૌકામા તે હતુ તેના બધા જ જીવોને અમરતાનું વરદાન મળ્યુ હતુ

વનની થોડીઘડ જ માનવજાત હોય તો પણ કબૂતર નિર્ભય હતુ કોઈ પારાધિ તેનો શિકાર પણ ન કરી શકે આ વનમા રહીને તે ક્યારેક વિચિત્ર અવાજો સાભળતુ લાગ્ડ માપતો કોઈ કઠિયારો ખિલખિલાટ હસતા અને બોર વીણતા બાળકો, જગતમા ફરતા ચડી આવેનાના ધૂસપુસ અવાજો—પણ તેથી વનની ઘટામા પોતાનો જે માળો હતો ત્યા કોઈ આવી શકે તેમ તો નો તુ જ

અચાનક એક દિવસે આ કબૂતરે જોયુ તો વનમા દાવાનળ લાગ્યો હતો આકાશમાથી કઇક લબગોળ નીચે પ તુ હતુ અને જ્યા પડે ત્યા ધરતીના ભૂક્કા બોલી જતા હતા ચિત્રવિચિત્ર મોાકરાળા મનુષ્ય પ્રાણીઓ એકબીજા તરફ આગ અને વિનાશ વેરતા હતા વીજળીના ઝબકારા પૃથ્વી ઉપર થતા હતા અને પછી ઊંચે આકાશમા જતા હતા ધરતીકપ થતો હોય તેમ વૃક્ષો ટપોટપ ઊખડીને આગમા હોમાઈ જતા હતા ધરતી આકાશને ભેટવા અને આકાશ ધરતીને ભેટવા મથામણ કરતા હતા

કબૂતરને થયુ કે પોતે અત્યાર સુધી સ્વપ્નમા હતુ પહેલી વાર જલપ્રલયમાથી બચ્યુ પણ આ તો અગન દરિયો! તેને હવે યાદ આવ્યુ કે પોતે તો નૌકા ઉપર હતુ—નોઆહે જે કામ માટે મોકલેલું તે ભૂલી ગયુ હતુ—નોઆહ તો હજુ રાહ જોતો નૌકા

૫૨ મેગ કમ—પોતે ત્યા જઈને કહેશે શુ ? તેણે આસ્તેથી પાખો પ્રસરાવી અને હવામા ઊડયુ—શાતિમય આવાસની શોધમા

તે ફરીથી ઊડવા લાગ્યુ ઊચે અને નીચે પૂર્વ અને પશ્ચિમ જલ અને સ્થળ—બધે ઠેકાણે તે ઊડયુ પણ ચારેતરફ માનવસર્જિત વિનાશ આગ વીજળીના ઝબકારા માનવસર્જિત ધરતીકપની ગર્જના અને ખૂનખાર લડાઈ સિવાય કાઈ નજરે પડયુ નહી અગ્નિશિખા એક તરફ આકાશમા ઊચે ઊચે ચડે છે તો બીજી તરફ તસુએ તસુ જમીનને આવરી લે છે

પારેવડાનુ ઉડ્ડયન ચાલુ રહે છે તે હવે ભાઈક વેગથી ઊડે છે—એવી આશામા કે કોઇક ઠેકાણે તો વિગ્રહમુક્ત ભૂમિ હશે—શાતિ હશે તો એ પવિત્ર ભૂમિના વૃક્ષનું એક પાન પોતાની ચાચમા પરોવી તે, નૌકાના દૈવી નાખુદા પાસે પાછુ ફરી શકે

તેને સમજાતુ નથી કે આગ ઓકતુ માનવ જતુ શા કારણે આમ વર્તે છે? આજે આટલા વર્ષ પણ આ ત્રીજુ કબૂતર હજુ ઊડી રહ્યુ છે આજે અહી તો કાલ કહી ! તેની પાખો ઊડી ઊડીને ભારે થઈ ગઈ છે વાયરાની ઝાપટો ખમીને તેની ગોળ મટોળ આખમાથી લોહીના અશ્રુ ટપકે છે તેના મુલાયમ પીછા અસ્ત વ્યસ્ત નીચે ખરી પડે છે

તેની આરઝૂ—તેની સ્વપ્નભૂમિનો દેશ હજુ તેને લાધ્યો નથી તે ઊડયે જાય છે—રાત અને દિવસ ચોવીશે પ્રહર કેમકે તે અજરઅમર છે તેની પાખનો આછો ફરફરાટ ઘણીવાર મધ્યરાત્રિએ અચાનક નીદ માથી ઊઠતા કોઇ માનવીને કોઇ પણ દેશમા સભળાય છે

ત્રીજા કબૂતરનો આ શાતિયજ્ઞ આજે વર્ષોથી અવિરત ચાલે છે આખી માનવજાત તેના તરફ મીટ માડીને બેઠી છે કેમકે માનવીની મહત્તાકાક્ષા પણ તેની આરઝૂ સાથે સકળાયેલી છે

ત્રીજુ કબૂતર હારશે કે જીતશે?

( સ્ટીફન ઝ્વીગ ની વારતા ઉપરથી)



I

# વર્ષાવર્ણન : રાજસ્થાની લોકગીતોમાં

કંદર્પ જોશી

મરુભૂમિ રાજસ્થાન માટે વર્ષા વિશેષ સુખદ છે. રેતાળ ધરતીની તૃષા છીપવા લાગે છે ને માણસનું તો રોમરોમ નાચી ઊઠે છે. નવું જીવન ચારેમેર સોડમ ઉભરાવા લાગે છે અને નવા ઉત્સાહની લહેરો હૃદયમાં તરંગિત થવા લાગે છે. વાદળોની ગર્જના, વીજળીના ચમકારા ને નર્તન, પક્ષીઓનો વિવિધ પ્રકારનો અવાજ, અને મોરની કેકા—વાતાવરણ આખું મધુર અને ઉત્રાગી બની જાય છે.

શ્રાવણ અને ભાદરવો વર્ષાના મહિના છે. જેઠ પૂરો થાય કે તરત જ આકાશ રંગ બદલે છે. અષાઢમાં વરસાદ શરૂ થઈ જાય છે અને શ્રાવણમાં વર્ષાનું યૌવન હિલોળે ચડે છે. આકાશમાં કાળા ડીબાંગ વાદળા જોઈને રાજસ્થાનનું જનમાનસ ઉલ્લસિત સ્વરે ગાઈ ઊઠે છે:

"મોટી-મોટી છાંટાં ઓસરચો એ બદલી
ઓસરચો એ બદલી
કોઈ જોડા કેલમ કેલ
સુરંગી રુત આઈ મ્હારે દેસ
ભલી રુત આઈ મ્હારે દેસ।"

—મોટી બૂંદોવાળી વાદળીઓ ઉમટી આવી છે. તળાવ છલોછલ ઉભરાય છે મારા દેશમાં સુંદર અને ભલી ઋતુ આવી છે.

રાજસ્થાન વીરભૂમિ છે, સાહસિકોની ભૂમિ છે અહીં જીવનનો મહિમા શ્રમમાં મનાય છે. આ શ્રમે જ અહીંની અનાકર્ષક ભૂમિને કાંઈક આકર્ષક બનાવી દીધી છે, પણ વર્ષાની તો વાત જ જુદી છે આ ઋતુમાં તો મરુભૂમિ ભલીભાતની લાગે છે એક લોકગીતકાર કહે છે.

"બાદલ છાયો દેસ મેં હે લોય
નદિયાં નીર હિલોહિલ રે।
બાદલ ચમકે બિજલી
ચમક ચમક ઝડ લાય।
વાલો લાગે છે મ્હારા દેસડા હે લોય
કેમૂં કર જાવૂં પરદેસ।"

—હે ભેરુડા! મારે દેશ તો વાદળા છાયા છે. નદીનાં નીર હીલોળે ચડ્યા છે. વાદળામાં વીજળી ચમકારા કરે છે. પાણી—ચોમેર પાણી. ભેરુ, મારો દેશ એવો તો વહાલેરો લાગે છે, કઈ રીતે હું પરદેશ જાઉં?

શ્રાવણ મહિનો રાજસ્થાનનો ઉત્સવમાસ છે. શ્રાવણના શુક્લ પક્ષમાં રાજસ્થાની નારીનો સર્વપ્રિય તહેવાર 'તીજ' આવે છે શ્રાવણ બેસતાં જ બાગ-બગીચામાં હીંચકા જામે છે અને રાજસ્થાની નારી આખો શ્રાવણ ઝૂલ્યા કરે છે. એક કન્યા પોતાની સાહેલીને કહે છે:

"આજ તો સહેલ્યાં મ્હારી ઘટાએ ઊમટી
રુક-રુક ચાલૈ સૂરયો;
કહો તો સહેલ્યાં અપાં બાગાં મેં ચાલ્યા
બાગાં મેં હીંડો એ ઘલાયો
અમવા રી ડાલી હીંડો બી ઘલાયો
રેસમ ડોર બંધાયો।"

આજે તો સખી ઘટા ઊમટી છે. પવન રહી રહીને વાયા કરે છે. સખી, તું કહેતી હો તો ચાલ બાગમાં જઈએ, બાગમાં આમડાળે જ ઝૂલો નાખ્યો છે. રેશમના દોરે બાંધ્યો છે—

ઝૂલો બંધાયો છે ને ઝૂલા ખાવાનું ચાલે છે. અને હવે જુઓ તેની ચાલ.

"વન ખંડા મેં હિંડોલા માંડ્યો
રેલમ રી પટડોર ઓ જી
રાણી રૈણાદે હીંડણ બેઠયા
ધરતી ન ઝેલે ભાર ઓ જી
સૂરજજીએ લલકાર દિયો
ઓ હીંડણ ગયો ગિરનાર ઓ જી"

વન વચ્ચોવચ્ચ ઝૂલો રચાયો છે. રેશમની દોરીઓ છે. રાણી રૈનાદે ઝૂલે બેઠાં છે, ધરતી ભાર ઝીલી શકતી નથી. સૂરજને પણ લલકાર્યો છે, ઝૂલો આભકોચો પહોંચી ગયો છે.

જેમ જેમ આ ગીત આગળ ચાલે છે તેમ રૈનાદે અને સૂરજને સ્થાને બીજાં દેવ-દેવતાઓ તથા અંતમાં સ્ત્રી-પુરુષોનાં નામ જોડવામાં આવે છે.

એવી જ એક ઝૂલાની વાત છે. ઝૂલો ચાલી રહ્યો છે. શ્રાવણ મહિનો છે. વાદળ માંડ્યા છે ઊમટવા, અને પછી તો અચાનક મંડે છે વરસાદ વરસવા. આગળની વાત ગીતમાં જ સાંભળો:

"પહલે બી ઝોટે એ અમ્મા મેરી ઊમટ્યો
કોઈ દૂજે બી ઝોટે એ અમ્મા મેરી આમડ્યો જી
તીજે બી ઝોટે અમ્મા મેરી ઓસરયો
કોઈ પડવા મૂસલ ધાર।
કપડા બી ભીજ્યાં એ અમ્મા મેરી છૂટી ધૂજણી જી
ઔર તો સહેલી અમ્મા મેરી ભાજ્યા જી
કોઈ, મેરો ભજ્યો ન જાય।
પાયલ કી રુપગી એ અમ્મા મેરી ધીચ મેં જી
ભલી કરે એ અમ્મા મેરી ઘુડલા રા અસવાર
મ્હારે દીની સિર પર ઢાલ
લ્યાયી બી પહુંચાયીએ અમ્મા મેરી
ચિતરંગ મહલમેં જી"

—ઓ મા, પહેલે ઝાપટે તો વાદળા ઊમટ્યા. બીજે ઝાપટે ઘનઘોર ઝૂક્યો ને ત્રીજે તો લાગ્યો વરસવા, મૂસળધાર માંડ્યો વરસવા.

કપડા પલળ્યા, કંપારી વછૂટવા લાગી, અને મા, બધી સાહેલીઓ ભાગી ગઈ પણ મારાથી ભગાયું નહિ.

કીચડમાં પાયલ ફસ્યું, ઓ મા, એ ઘોડેસ્વારનું ભલું થજો જેણે ઢાલ ધરીને મારું વર્ષાથી રક્ષણ કર્યું અને મહેલ સુધી મૂકી ગયો.

વર્ષાના મધુર વાતાવરણમાંની આ એક રોમાન્સ કથા છે. રાજસ્થાનના રોમાન્સોનો આધાર વીરતા હોય છે. આ લોકગીતમાં એવા રોમાન્સનું વર્ણન છે. પહેલા બે છંદોમાં ભૂમિકા સર્જાય છે અને અંતિમ ચરણમાં પ્રિયતમની વીરતા અને પરોપકાર-વૃત્તિનું વર્ણન અને અપ્રત્યક્ષ પ્રશંસા છે.

સાવન (શ્રાવણ) મનભાવન કહેવાયો છે. પણ આ બધું સંજોગો ઉપર છે. શ્રાવણની માદકતા અને પાવસની શીતલતા વિયોગિનીને માટે અતિ દુખદાયિની થઈ પડે છે. એક વિયોગિનીની દશા જુઓ:

"સાવણ તો લાગે પિયા ભાદવોજી
કોઈ બરસણ લાગો મેહ
હોજી ઢોલા મેહ
અબ ઘર આવ જા, ગોરી રા બાલમ હોજી।
બાદલ મેં ચમકે પિયા બીજલી
કોઈ મહલાં મેં ડરપે ઘર રી નાર
હોજી છોટી નાર
અબ ઘર આવ જા, બરસા રુત ભલી હોજી."

—પ્રિય, શ્રાવણ આવી ગયો છે અને આ ભાદરવો આવ્યો. વરસાદ શરૂ છે. ગૌરીના પ્રીતમ, હવે ઘેર આવી જાઓ. વાદળમાં વીજળી ચમકે છે, ઘરમાં નાની શી નારી ડરે છે. હે પ્રિય, ઘેર આવી જા. વર્ષા ઋતુ સુંદર થઈ જશે.

એક બીજું લોકગીત છે:

"મેરો મન મારુજી મિલબાને
જેઠ અસાઢ આસા હૂં કાઢયા
તો સાવણ આયો ઝુરવાને
પહલો પાંવ સાવણ કો લાગ્યો
તો લગ્યો ભાદુવડો જુડવાને
પૂરબ દિસા હૂં ઉઠી બાદલી,
તો આઇ મ્હારે બરસબાને"

મારું મન પ્રિયતમને મળવા ઝંખે છે. જેઠ અને આષાઢ તો આશામાં ને આશામાં કાઢી નાખ્યા, હવે શ્રાવણ વરસવા આવ્યો છે. શ્રાવણનું પહેલું પખવાડિયું ય બેઠું ને ભાદરવો આવું આવું થાય છે. પૂરવ દિશામાં વાદળીઓ ઊડવા લાગી છે—મારે ઘેર વરસવા જ આવે છે તે.

વિયોગિનીએ જેઠ-આષાઢ તો પ્રતીક્ષામાં પૂરા કર્યાં. પણ આ તો સાવન છે—મન ભાવન. પ્રિયનો વિરહ હવે તો અસહ્ય છે. [જુઓ પાનું ૧૮

# આજકાલ

કવિ નર્મદ

( આ ૧૮૬૪ ના 'ડાંડિયા'મા છપાયેલું )

આજકાલ સહુના માથામાં એ જ ધૂન ભરાઇ રહેલી છે કે પુષ્કળ ધન કમાઇને ગાડીવાડીલાડીનો ઉપભોગ કરવો, એ જ જીવ્યાનું સાર્થક છે—ખ, પ, ચ, એ બીજઅક્ષરો પૂરા સધાયા એટલે આઠ સિદ્ધિ ને નવ નિધિ પ્રાપ્ત થઇ—સાધનારો કૃતાર્થ થયો, એમ મનાય છે—સઘળું સુખ ને સાચું સુખ એ ત્રણમા જ છે એમ કહેવાય છે. એ વિચાર અજ્ઞાની લોકોમાં (નિર્ધન અને ગર્ભશ્રીમંત એ બંનેમા) પરંપરાથી ચાલતો આવ્યો છે, માટે એમા કંઇ નવાઇ જેવું નથી. પણ આજકાલ ભણેલા જ્ઞાની લોકો માયાના પાશથી એ વિચારના થઇ પડ્યા છે, એ મોટું આશ્ચર્ય છે.

ગુજરાત વિશે કહેવત ચાલે છે કે 'ગાડી ગુજરાત, આગુસે લાત ઔર પીછેસે બાત.' એ કહેવત કાઢનારને ખરેખર ધન્ય છે. એ કહેવત કાઢનારે જો કે વધારે કંઇ નથી કહ્યું, તો પણ જે કહ્યું છે તે એટલું તો ખરું છે કે સર્વને એકસરખું લાગુ પડેલુ છે, પડે છે ને પડશે. ગાડા તે ગાડા—જે પર ચાલ્યા તે ચાલ્યા. ભણવા, લખવામા ઘટતા ઉદ્યોગ કરવામા ગાડાની પેઠે ચાલ્યા કરતા હોય તો સારું, પણ નરસી વાતમા અંતે કામ કર્યો જાય છે.—ન્યાતવરા ને વરઘોડા કરવા તો તે જ, મહારાજોને ભજવા તો તેમ જ, પુનર્વિવાહ ને પ્રવાસ ન કરવા—તો તે ન જ કરવા ...

આજકાલ સહુ પૈસાની પછવાડે લાગેલા છે નાના મોટા, ભલા ભૂડા, ઊંચા નીચા સહુ જ પૈસાની પછવાડે લાગેના છે. પૈસાની પછવાડે લાગવું એ કંઇ નરસુ નથી. પણ ખોટે ઉદ્યોગે—સટ્ટાથી—જુગારથી પૈસા કમાવા પછવાડે લાગવુ એ ઘણું હીણું છે. પૈસાની પછવાડે લાગવું, પણ શું બીજી ભણવા-લખવાની અને ખરા ઉદ્યોગની વાતથી દૂર રહેવું? અંગ્રેજ વેપારીઓ વેપારધંધાના ઉદ્યોગ શરૂ કરે છે, તેની અગાઉ તેઓએ કેટલો અભ્યાસ કર્યો હોય છે! તેઓને દુનિયા સંબધી કેટલી માહિતી હોય છે! વેપાર અને રાજમામલાને કેટલો સંબંધ છે તે તેઓ કેટલુ સમજે છે?

આજકાલ આપણા થોડા વેપારીઓ અને ધંધાદારીઓ ખરા માલનો વેપારધંધો કરે છે. બાકી ઘણુંએક એ અને બીજાઓ સટ્ટાનો ધંધો કરે છે. ઉપર કહ્યા જે થોડાઓ તે પણ અંદરખાને રૂખ જોઇને કોર્ટને નામે સટ્ટો કરે છે. કેટલાક માણસો પોતાની શાખ વધારવાને શેજળા ઠગની પેઠે (બેસવાને મકાન તો જોઇએ માટે) એક ઠેકાણે બે ત્રણ ખુરસી ને એક ટેબલ માડી એ ઉપર એક બે ન્યુસપેપરો મૂકી ઓફિસ કાઢી એવું કહેવાડે છે. અને ત્યા પછી સુખેથી સટ્ટા કરે છે.

રાજધાનીના લોકોની સાથે જિલ્લાના લોક પણ ગાડા બની ગયા છે—તેઓ આડતિયા અને મારફતિયાની મારફતે અફીણ ને શેરોના સટ્ટા કરે છે. હલકા વાગાના લોકો દલાલા કરવાને કીડીઓની પેઠે આહી ઊતરી આવે છે. એ પ્રમાણે સહુ એમ જ જાણે છે કે અમેરિકાની લડાઇથી છૂટેલા પવનથી મુંબઇમાં આજકાલના પારિજાતના ઝાડની પેઠે પૈસાના ઝાડો ખખેરાય છે, તે વીણી લૂંટી લઇએ.

આજકાલ ધનવંતો પોતાના લોભ, મદ, મથન અને સરસાઇના જોરમા પોતાના ધનમાન વધારવા સારુ પ્રથમ ગરીબને નાખી દેવા ને પછી પોતાને ઝપવાવવાને અને છેવટે દેશને પાડવાને ખરારીનો ખાડો ખોદે છે—ધન કાઢવાને ખાડો ખોદે છે એમ દેખાય તોપણ આખરે તે ખાડામાંથી ઊની જ્વાળા નીકળવાની કે જેણે કરીને ખાડામા પહેલા પડેલા ને ન પડેલા પંછી, વહેલા મોડા સર્વે દેશીજન બળી મરવાના.

આજકાલ બધા બહાવરા બહાવરા બની રહ્યા છે. એ ભાવ વધ્યો, એ ઘટ્યો, એમ રાતદહાડો કર્યો કરે છે—ચાર મિત્રો એકઠા મળ્યા તો ત્યાં પણ તે જ વાત. ઘરમાં રાતે કુટુંબ સાથે જમવા બેઠા, તો ત્યાં પણ પોતે પોતાના વિચારમાં જ.

આજકાલ પણ્ડિત સ્ત્રીપુરુષની કુળદેવી જંપ પારકાં સ્ત્રીપુરુષની કુળદેવી થઈ છે. સરસ્વતીએ કુંભકર્ણની નિદ્રા લીધી છે. અખંડ પ્રીતજ્યોત બેવચનીપણું તથા વિશ્વાસઘાત એના ઝેરી વાયુથી ઘેરાઈ ગઈ છે, માયાવી રાક્ષસી લક્ષ્મીનું રાજ્ય જોઈ બચારી ભક્તિ નીતિ ખૂણેખોતરે ભરાઈ રહ્યાં કરે છે—ઇશ્વર તો બુદ્ધાવતાર જ લઈને બેઠો છે.

ચડે તે પડે—સૂર્ય પણ ઊંચો ચડી પાછો ઊતરવા માંડી આખરે રડતે મોઢે અસ્ત પામી જાય છે—મોટાં મોટાં રાજ્યો પાયમાલ થઈ ગયાં છે—માણસો જુવાનીમાં આવી ઘરડાં થઈ મરી જતાં રોજ જોવામાં આવે છે. મોટા મોટા ધનવંતો ચીંથરેહાલ થયા છે—હમણાં હમણાંના જ ધંધા સટ્ટાથી ચડી નવી દોલત કહેવાઇ હસતે મોઢે ગાડીઘોડે ફરતા તે પાછા હમણાંના હમણાં જ રડતે મોઢે ટાંટિયા ઘસે છે. એ પ્રમાણે દુનિયાનો નીમ છે.

સૂર્ય ઊગે ને પામે અસ્ત, ફીકું પડે જે થાએ મસ્તઃ
ખીલ્યું ખરે ને જન્મ્યું મરે, ચડ્યું પડે ને હસ્યું રડે.

વારુ, ખૂબ કમાયા પણ પછી તેનો ઉપભોગ કરવો એ દુર્લભ. વળી કમાએલું કંઈ સાથે આવવાનું નથી, એ પણ નીમ છે.

નર્મદ (૧૮૩૩—૧૮૮૬)

પાન ૨૬થી આગળ

અંતમાં ઉલ્લાસથી થડકતી એક રાજસ્થાની કન્યાનું ગીત સાંભળોઃ

"આયો-આયો સાવણ ભાદવોં
કોઈ, કાલી ઘટા ઘિર આય
આજ મ્હારી બાદલી બરસેગી।
મ્હારો વીરોજી બીજે બાજરો
મ્હારા ભાભીજી કાટે મોગ
મ્હારા કાકોજી ચરાવૈ તોડિયા
મ્હારા ભાઊજી લાવૈ છકિયા
આજ મ્હારી બાદલી બરસેગી।"

શ્રાવણ—ભાદરવો વ્યતીત થયા. કાળી ઘટા ઘેરો નાખી રહી છે. મારે આજે વાદળી વરસશે. ભાઈ મારો બાજરો વાવે છે, ભાભી ફસલ કાપે છે. બાપ ઊંટ ચરાવે છે ને મા કલેવા લે છે. મારે આજે વાદળી વરસવાની.

વર્ષા રાજસ્થાનની હર્ષ, ઉલ્લાસ, આનંદ અને આહ્લાદની ઋતુ છે. ગરમ લૂ અને ધૂળના ડંબર ઊડ્યા જ કરે છે તેવી ભૂમિમાં શીતળ હવા પ્રવાહિત થાય છે. જ્યાં સાફ નીલવરણું આકાશ તપ્યા જ કરે છે ત્યાં કાળા વાદળોથી આકાશ છાઈ જાય છે. ખેડૂતની આંખમાં નવી ચમક આવે છે. ખેતરમાં નવો પાક ઊગે છે. આવી છે વર્ષા અને આવું છે એનું રાજસ્થાની લોકગીતોમાં ચિત્રણ'

સંપે કેવાં કામ હો!

ગડગડ ગડગડ ગાજે રે ઘટાટોપ મેહુલો
ઝરમર ઝરમર વરસે રે ઘનઘોર મેહુલો
ટપટપ ટપટપ ટપકે રે ટાઢાંબોળ ટીપાંઓ
દડદડ દડદડ દોડે રે ટીપે બનતા રેલાઓ
રેલામાંથી નીપજે રે કલકલ કરતાં ઝરણાંઓ
હસતાં કુદતાં ભરતાં રે નદીને નાળાંઓ
ધસમસ ધસમસ ધસતાં રે પહાડી મોજાંઓ
ભરતાં અફાટ સાગર રે નાનાં ટાઢાં ટીપાંઓ
વીજળી હસતી કહેતી રે, સંપે કેવાં કામ હો!

વિનુભાઈ રાણા

# સ્વર્ગ અને નરક

સત્યાનંદ

ભગવાન બુદ્ધ સ્વર્ગમાં એક જળાશયને કિનારે ટહેલી રહ્યા હતા. જળાશયમાં કમળ ખીલ્યાં હતાં. કમળપત્રો પર જળકણ મોતી જેમ ચમકી રહ્યાં હતાં. આ બાજુ પારિજાતની મૃદુ-માદક સુગંધથી સ્વર્ગલોકનો ખૂણેખૂણો સુગંધિત થઈ ઊઠ્યો હતો.

ટહેલતા ટહેલતા ભગવાન તથાગતે સ્ફટિક સમાન પારદર્શી એવા તે સરોવરના જળમાં જોયું તો નીચે તળિયે નરકનું લાલચોળ તળાવ નજરે પડ્યું. તેમાં પાપાત્માઓ પોતાના દુષ્કર્મોનાં ફળ ભોગવી રહ્યા હતા. સહસા ભગવાનની નજર કાન્દાતા નામના એક ડાકુ ઉપર પડી. તે ઘડીએ ઘડીએ નરકની અસહ્ય યાતનાઓનો માર્યો કળસતો ને ચીસ પાડી રહ્યો હતો.



(જાપનના બૌદ્ધ 'ત્રિપિટક'ને આધારે)

ભગવાનની આંખો સામે કાન્દાતાની પૂરી જીવન-કથા નાચી ઊઠી. આખુંય જીવન એનું ચોરી-ડકાટીમાં જ ગયું હતું. કોણ જાણે કેટલાં અબોલ પ્રાણીઓની તેણે હત્યા કરી હશે! પણ આ દુષ્કર્મોની સાથેસાથે તેણે એક મંકોડીની પ્રાણ-રક્ષા પણ કરી હતી. ઘટના એવી બની કે એ દિવસે કાન્દાતા લૂંટ-ફાટ કરીને મદમાં મસ્ત થઈને ચાલ્યો જતો હતો ત્યાં રસ્તામાં બરાબર તેના પગની નીચે જ એક મંકોડી ચગદાઈ જવા, જતી હતી. કોણ જાણે શાથી, કોઈ અજ્ઞાત પ્રેરણાથી જ કદાચ—તેણે સહસા તેના ચરણ થંભાવી દીધા. તે મંકોડીનો જીવ બચી ગયો.

જીવ-દયાનું આ સુકૃત્ય સ્મરણે આવતાં જ કરુણામય ભગવાન તથાગતનું હૃદય પીગળી ગયું. તેઓ વિચારવા લાગ્યા કે હવે કઈ રીતે કાન્દાતાને આ નારકીય યાતનામાંથી બચાવું. એ જ સમયે એમની નજર એક મંકોડી પર પડી. બાજુમાં જ તે એક ચાંદી જેવી ઉજ્જવલ જાળ ગૂંથી રહી હતી.

ભગવાને મંકોડીની જાળનો એક તાંતણો લઈને તેને નરકના રક્ત સરોવરમાં લટકાવવો શરૂ કર્યો.

આ બાજુ નરકમાં કાન્દાતા યાતના ભોગવી

રહ્યો હતો. વેદનાનો માર્યો તે વારંવાર બેભાન થઇ જતો હતો. ભારે આર્ત ચીસો પાડી પાડીને તે કણ્મી ઊઠતો હતો.

સહસા તેની નજર ઊંચે ગઈ. તેણે જોયું કે એક પ્રકાશમય તાંતણો સ્વર્ગમાંથી નીચે પોતાની બાજુ લટકતો લટકતો નીચે આવી રહ્યો છે. તેનું સંતપ્ત મન પ્રસન્ન થઇ ગયું. તેણે વિચાર્યું કે હું ભગવદ્-કૃપાથી પ્રાપ્ત થયેલા આ મુક્તિ-તાંતણાને પકડીને આ નારકીય યાતનાથી મુક્તિ મેળવું. અને કદાચ સદ્ભાગ્યે જો એનો બીજો છેડો સ્વર્ગ સુધી પહોંચી ગયો તો તો કાયમને માટે સ્વર્ગે જ પહોંચી ગયો. વાહ!

હવે, જેવો તાંતણો તેની નજીક આવ્યો કે લાગલો જ તે ઝપટભેર તેને પકડીને તેના પર હર્ષોન્મત્ત થઈ ચઢવા લાગ્યો. પરંતુ આવી રીતે ચડવાનો મહાવરો હોવા છતાં તેનું શરીર જર્જરિત થઇ ગયું હોવાને કારણે તે થોડી વારમાં જ થાકી ગયો. વિસામો લેવાનો તેણે વિચાર કર્યો અને તેથી તે થોડું અટક્યો અને તેણે નીચે જોયું તો તેની ભૃકુટિ ચઢી ગઈ! નીચે જોયું તો બીજા નરકવાસીઓ પણ એ જ તાંતણે તાંતણે ઉપર આવી રહ્યા હતા. હુંકાર કરીને તેણે રાડ પાડી: 'અરે઼ાઓ, તમે શેના હાલી મર્યા છો. બધા ઊતરી જાઓ, નીકર તાંતણો તોડી નાખું છું. પાપી-યાવ, ઊતરો હેઠા.'

આ રાડના છેલ્લા શબ્દો એટલાં ઘાંટો કાઢીને તે બોલ્યો હતો કે એક તીવ્ર ઝાટકો લાગ્યો અને તાંતણો તૂટી ગયો અને સ્વાર્થની ચરમ પાપમયી ભાવનાનું જે પ્રકૃત પ્રતિફળ થવાનું હતું તે જ થયું. પેલા લાખો કરોડો નરકવાસીઓની સાથે જ કાન્દાતા ફરીથી રૌરવ નરકમાં જઇ પડ્યો!

* * *

સ્વર્ગના એ સ્ફટિક-સરોવરમાથી ભગવાન તથાગતે આ આખી યે લીલા નીહાળી. કાન્દાતા પુનઃ એ નરકમાં રીબાતો કણસતો દેખાતો હતો. કરુણામય ભગવાને એક નિસાસો નાખ્યો અને નિઃસંગ ભાવે માંડ્યા આગળ ચાલવા!

કબીરા આપ ઠગાઈયે, ઔર ન ઠગિયે કોય।
આપ ઠગે સુખ ઊપજે, ઔર ઠગે દુખ હોય॥

કબીર

પરહિત સરિસ ધરમ નહીં ભાઈ।
પરપીડા સમ નહિં અધમાઈ॥
પરહિત લાગિ તજઈ જો દેહી।
સંતત 'સંત પ્રસંસહિં' તેહી॥

ગોસ્વામી તુલસીદાસજી

સોનું-ચાંદી યા લાખો-કરોડો સિક્કા, એને હું શ્રેષ્ઠ ધન નથી માનતો. એમાં તો ભય જ ભય છે...શ્રેષ્ઠ અને અચંચળ તો હું આ સાત ધન માનું છું—શ્રદ્ધા, શીલ, લજ્જા, લોકભય, શ્રુત, ત્યાગ અને પ્રજ્ઞા. આ સપ્તવિધ ધનને કોણ લૂંટી શકે? કોણ ચોરી શકે?

—બુદ્ધ

# ઉપદેશકોને શિખામણ

જ્યારે ઈશુએ પોતાના બાર શિષ્યોને પાસે બોલાવ્યા ત્યારે તેણે તેમને અવગતિયા જીવોનો વળગાડ ઊતારવાની શક્તિ આપી અને બધા રોગદોગો કાઢવાનું સામર્થ્ય તેમનામાં મૂક્યું. *

આ બાર શિષ્યોના નામ આ છેઃ– (૧) સાયમન જેનું બીજું નામ પીટર છે (૨) તેનો ભાઈ એન્ડ્રયૂ (૩) ઝેબિડીનો દીકરો જેમ્સ (૪) એનો ભાઈ જહોન (૫) ફિલિપ (૬) બારથોલોમ્યૂ (૭) થોમસ (૮) મેથ્યૂ દુકાનદાર (૯) આલ્ફીયસનો દીકરો જેમ્સ (૧૦) થિડિયસ અટકવાળો લેબિયસ (૧૧) પાદરી સાયમન અને (૧૨) જ્યુડાસ ઈસ્કેરિયેટ જેણે ઇશુને પુટામણ કરીને પકડાવી દીધો. *

આ બારેને જિસસે ઉપદેશ કરવા મોકલ્યા ત્યારે તેમને આદેશ આપ્યો કે બિનયહૂદીઓનાં ગામને મારગે ચડશો મા. સમેરિયા જાતના લોકોની વસ્તીમાં દાખલ થશો મા. પરંતુ યહૂદી પ્રજાના ઉન્માર્ગે ચડેલા જીવોની–ખોવાયેલાં ઘેટાંની–પાસે જ તમે જજો. તમે જઈને ઉપદેશ કરજો કે પ્રભુનું રાજ આવી રહ્યું છે. *

રોગીને સાજા કરજો, રક્તપિત્તિયાના ઘા ધોજો, મડદાંને બેઠાં કરજો, ભૂતપ્રેતના વળગાડ ઊતારજો. તમને દગલા મોઢે મળ્યું છે ને દગલા મોઢે દાન કરજો. તમારા ખીસામાં સોનું, રૂપું કે પીતળ પણ સંઘરશો મા. *

તમારા પ્રવાસમાં પાસે બટવો, બે પહેરણ, પગરખાં કે લાકડી રાખશો મા. કેમકે દાડિયાને તેની દાડીનો પૂરેપૂરો હક હોય છે. *

તમે જ્યારે કોઈ ઘરને આંગણે પહોંચો ત્યારે ઘરધણીને રામરામ કરજો. જો એ ઘર સુપાત્ર હોય તો તમારી શાંતિનું તેને દાન કરજો. પણ જો તે સુપાત્ર ન લાગે તો તમારી શાંતિ તમારા ચિત્તમાં પાછી આવી જાય એ પણ જોતા રહેશો. *

કોઈ તમારો સત્કાર ન કરે કે તમારો ઉપદેશ કાને ન ધરે તો એ નગરમાંથી કે ઘરમાંથી નીકળતી વેળાએ તમારા પગની રજ ખંખેરી નાખજો. *

એટલી ગાંઠ વાળી રાખો કે નારડા (વરૂ)-ની વચમાં તમને ઘેટાં જાણવા છતાં હું મોકલું છું. માટે તમે સાપની જેવા શાણા અને પારેવાં જેવા નિર્દોષ રહેજો. *

પણ લોકોથી ચેતતા ચાલજો; કેમકે તેઓ તમને વહિવટી મંડળીઓને હવાલે કરી દેશે; અને પછી પોતાનાં દેવળોમાં તમને ચાબખા મરાવશે. *

પણ જ્યારે તમને એવી મંડળીઓને હવાલે કરે ત્યારે શું બોલવું ને કેમ બોલવું તેની ચિન્તા કરશો મા; કારણ કે તમારે શું બોલવું તેની તમને યોગ્ય ઘડીએ સ્ફુરણા થશે. *

કારણ કે બોલનાર ધણી તમે નથી પણ તમારા પરમ પિતાનો આત્મા તમારી મારફત બોલે છે. *

ચેલો કદી ગુરુથી ચડિયાતો હોય નહિ. ચાકર કદી શેઠથી વધુ માલદાર હોય નહિ.

ચેલો ગુરુની સમાન બને એટલે ભયો ભયો. ચાકર પોતાના શેઠ જેવો લક્ષ્મીનંદન બને એટલે ગંગ નહાયા. *

જેઓ દેહને તો હણી શકે છે પણ આત્માને ઊની આંચ લાવી શકતા નથી તેવાઓથી ડરશો મા. ડરવાનું તો તેવાઓથી હોય જેઓ દેહ અને આત્મા બંનેની ધૂળધાણી કરીને તેમને નરકના દરવાજા દેખાડે છે. *

જેઓ પોતાનાં માતાપિતાને મારા કરતાં વધુ ચાહે છે તેઓ મારી પાંખમાં ભરાવાને માટે અપાત્ર છે. જેઓ પોતાનાં પુત્રપુત્રીઓની ઉપર મારાથી અદકો પ્રેમ રાખે છે તેઓ મારી કૃપાનાં અધિકારી ઠરતાં નથી. *

અને જેઓ પોતાની શૂળી પોતાની ખાંધે ઊપાડીને મારી પાછળ ચાલતા નથી તેઓને પણ મારા અંતેવાસી થવાને યોગ્ય હું માનતો નથી. *

જેઓ તમારો સત્કાર કરે છે તેઓ મારો સત્કાર કરે છે અને જેઓ મારો સત્કાર કરે છે તેઓ મને મોકલનારનો સત્કાર કરે છે. જેઓ પીરપેગંબરને નામે પીરપેગંબરની ખાતરબરદાસ કરે તેમને બદલો પણ પીરપેગંબરને લાયકનો મળે છે. જેઓ ધર્માત્માના નામને ખાતર ધર્માત્માનું આતિથ્ય કરે છે તેમને ધર્માત્માને યોગ્ય બદલો મળે છે. *

જેઓ તમારો ઉપદેશ કાને ધરે છે તેઓ મારો ઉપદેશ કાને ધરે છે અને જેઓ તમને હડધૂત કરે છે તે મને હડધૂત કરે છે. જેઓ મને હડધૂત કરે છે તેઓ મને મોકલનારને પણ હડધૂત જ કરે છે. *

હે પીટર! તને કહું છું કે આ ખડક ઉપર જો હું દેવળ બાંધું તો સ્વર્ગના દરવાજા (સ્વર્ગના દેવો) પણ તેની કાંકરી સરખી ખેરવી શકશે નહિ. *

તને હું સ્વર્ગના રાજ્યની કૂંચી આપું છું. જગતમાં તું જે બાંધીશ તે સ્વર્ગમાં બંધાશે અને જગતમાં તું જે કંઈ ખોઇશ તે સ્વર્ગમાં પણ ખોવાશે. *

હું તને સત્ય વચન કહું છું કે તારામાં રાઈના દાણા જેટલી પણ શ્રદ્ધા હશે તો પછી પર્વતને કહેજે: 'અહીંથી ખસીને પણે જા' અને એમ કહેતાં વેંત તે ખસીને ત્યાં જશે. પછી તારે માટે અસંભવ જેવી કોઈ ચીજ નહિ રહે. *

પીટર ઈશુની પાસે આવીને પૂછવા લાગ્યો: 'બાપજી! મારો ભાઈ મારા કેટલા અપરાધ કરે ત્યાં સુધી મારે તેને ક્ષમા કરવી? સાતવાર?' ઈશુએ તેને ઉત્તર આપ્યો; 'સાતવાર નહિ પણ સીત્તેર વખત સાતવાર.' *

જો દુનિયા તમારો તિરસ્કાર કરે તો જાણજો કે તમારી પહેલાં તેણે મારો તિરસ્કાર કર્યો છે. જો તમે દુનિયાના હોત તો તેણે પોતાનાં તરીકે તમને સંઘર્યા હોત. પરંતુ તમે દુનિયાના નથી. તમને મેં મારા પોતાના તરીકે પસંદ કર્યા છે તેટલા વાસ્તે જ દુનિયા તમારો તિરસ્કાર કરે છે. મારાં વેણ હૈયામાં કોતરી રાખજો. *

મારો જ્યારે પણ હું વિચાર કરું છું, પ્રતિદિન એવો જ અનુભવ કરું છું કે મારા આંતરિક અને બાહ્ય જીવન નિર્માણમાં કેટલી અગણિત વ્યક્તિઓનો શ્રમ અને હાથ રહ્યો છે. અને આ અનુભૂતિ થતાં જ મારાં અંતઃકરણમાં એવી તીવ્ર ઝંખના જાગી ઊઠે છે કે ઓછામાં ઓછું દુનિયાને એટલું તો દઈ જાઉં, જેટલું આજ લગી મેં તેની પાસેથી લીધું છે.

—આઈન્સ્ટાઈન

# ગૃહસ્થાશ્રમ : સંન્યાસની અભ્યાસભૂમિ

ચક્રવર્તી રાજગોપાલાચારી

નાવ પાણી પર તરે છે. નાવમાં પાણી ન પેસી જાય તેની ખૂબ જ ખૂબ સાવધાની રાખવી પડે છે. જો પાણી પેસી જાય તો તો નાવ ડૂબી જાય! આવી જ અવસ્થા સંસારમાં રહેતા ભક્તની છે. તેણે સંસારને પોતાના મન ઉપર સવાર થવા દેવો ન જોઈએ. જો તેના ઉપર સંસાર સવાર થઈ ગયો તો તે સંસારકાદવમાં ફસ્યો સમજવો.

ગૃહસ્થ લેખે સાંસારિક જીવન વિતાવો, ગૃહસ્થ ધર્મનું, તેના કર્તવ્યોનું પાલન કરો. પરંતુ ધ્યાન તો સતત ભગવાનનું જ ધરો. જ્યારે તમે ઘર-બાર કુટુંબ-કબીલાની કે ખેતર-ખટલાની કામગીરીમાં ન ફસ્યા હો ત્યારે તમારું બધું ધ્યાન, આખું ય મન ભગવાન પર કેન્દ્રિત કરો.

દાયણ પોતાની માલકણનાં સંતાનને પોતાનું દૂધ પાય છે, પ્રેમથી પાળે-પોષે છે. જાણે બાળક એનું જ છે એમ લાગે છે. પણ એ તો માત્ર પોતાનું કર્તવ્ય જ નભાવે છે—જો કે તે એ જાણે જ છે કે આ બાળક મારું નથી. એ મોટું થશે ત્યારે મારે તેની સાથે કશો જ સંબંધ રહેશે નહિ. આ સંબંધ માત્ર દૂધ પાવા પૂરતો જ છે. સાચા ભક્તની પણ કુટુંબ પ્રત્યે આવી જ ભાવના હોવી જોઈએ: દાઈની પોતાની માલકણનાં બાળક પ્રત્યે હોય છે તેવી જ.

નોકર પોતાના માલિકનું ઘર ઉલ્લેખતાં 'અમારું ઘર' એમ કહે છે ત્યારે તેના મનમાં શો ભાવ હોય છે? વસ્તુતઃ તેનું પોતાનું ઘર તો ગામમાં છે અને તે શહેરમાં નોકરી કરવા આવ્યો છે. તે પોતાની માલકણનાં ઘરને જ 'અમારું ઘર' કહે છે. માલકણનાં બાળકને તે ખોળામાં લે છે, ખવરાવે છે, ફુલાવે-પટાવે છે ને કહે છે, 'મારો લાલ!' 'મારો દીકરો' આવા શબ્દોથી તે પ્રેમ વરસાવે છે. પણ આ બધું છતાં તે એ તો નથી જ ભૂલતી કે આ લાલ તો પોતાની માલકણનો છે, પોતાનો નથી. પોતાનું બાળક તો ગામમાં નાની પાસે છે. એ જ રીતે ગૃહસ્થોએ પણ પોતાનાં ઘરકામ અને કર્તવ્યનો નિર્વાહ નોકર જેવી ભાવનાથી કરવો જોઈએ.

* * *

આ ઘર તો ભગવાનનું છે. મનમાં આ ભાવના રાખો કે ઘર તો ભગવાનનું જ છે અને પછી તેના અનુસાર જ ગૃહસ્થ-જીવન વીતાવો. જો આ ભાવના મનમાં વસી ગઈ તો પછી જીવનમાં ય ઉતરવાની જ. ગૃહસ્થજીવન વીતાવનાર અને તેના મારફતે જ ભગવાનને પ્રાપ્ત કરનાર કિલ્લાની ઓથે રહી યુદ્ધ લડનાર સૈનિક જેવા છે. સંસાર સાથેનો સંબંધ તોડીને ભગવાનને પ્રાપ્ત કરવા મથનારા કિલ્લાની બહાર નીકળી સીધા શત્રુઓનો મુકાબલો કરનાર સૈનિક જેવા છે. બેઉ કુશળ યોદ્ધા તો છે જ, પણ કિલ્લા ઓથે રહેવામાં થોડો લાભ છે, તેમાં કોઈ દોષ તો નથી જ.

આપણે જોઈએ છીએ કે સૈનિક લડાઈમાં જવા પૂર્વે નિશાનબાજી શીખે છે. એ જ રીતે પારિવારિક જીવન પણ ત્યાગના અભ્યાસની ભૂમિ છે. પરિવારમાં રહેવાનો લાભ એ છે કે એમાં પારિવારિક જીવનની તમામ સુવિધાઓનો ઉપયોગ કરીને ત્યાગનો અભ્યાસ કરવાનો અવસર પ્રાપ્ત થાય છે. પરિવાર એક વ્યાયામશાળા છે. મનને ત્યાં બળવાન અને શુદ્ધ બનાવાય છે.

જો કોઈ પોતાના પિતાજી કે પત્નીની સાથે કલેશ કરીને ગૃહત્યાગ કરે તો કાંઈ તેને સંન્યાસ નહિ કહેવાય. આ તો 'નારી મુઈ, ગૃહસંપતિ નાશી; મૂંડ મૂંડાવીને થયા સંન્યાસી 'વાળી વાત થઈ કહેવાય. આ સંન્યાસ ઝાઝા દિવસ ટકવાનો નહિ. તરત જ આવા સંન્યાસીનું મન તો પુરાણી ચીજોમાં ફરી સંડોવાઈ જાય છે અને વળી તે સંસારી બને છે.



રવીન્દ્રનાથ ઠાકુર
અનુ૦ નગીનદાસ પારેખ

૧૬

ભક્ત પ્રભુને ચરણે જીવન સમર્પણ કરે છે, ઓ દીન, તું હાથ જોડીને તેનું દર્શન કર.

મિલનની ધારા ઝરી ઝરીને પડે છે, અમૃત લહરી વહી જાય છે, ભૂતલ ઉપર માથું મૂકીને તું શુભાશિષની વર્ષા ઝીલી લે.
ભક્ત પ્રભુને ચરણે જીવન સમર્પણ કરે છે.
પણે તેમના ઉદાર લલાટપ્રદેશ ઉપર પ્રકાશ પડ્યો છે, ત્યાંથી તેનું એક કિરણ માથા ઉપર આવીને પડો.
તેની ચારે બાજુએ શાંતિનો સાગર ચરાચરને ભરીને સ્થિર થઈને રહેલો છે, તું ક્ષણભર તીરે ઊભો રહે—મનને શાંત કર.
ભક્ત પ્રભુને ચરણે જીવન સમર્પણ કરે છે.

૧૭

મારી પાસે બહુ ઓછું છે, એટલે મારું જે જાય છે તે જાય છે. એક કણી પણ જો ખોવાય છે તો તે વિશે પ્રાણ હાય હાય કરે છે.
નદીના તટની પેઠે હું હમેશાં પ્રવાહને વૃથા વળગીને રોકી રાખવાનો પ્રયત્ન કરું છું. એક પછી એક મોજાંઓ છાતી ઉપર આઘાત કરીને કોણ જાણે ક્યાં દોડી જાય છે. મારી પાસે બહુ ઓછું છે એટલે મારું જે જાય છે તે જાય છે.
જે જાય છે અને જે કંઈ રહે છે તે બધું જ જો તને સોંપી દઉં તો તેનો ક્ષય નથી, તારા મહા મહિમામાં બધું જ જાગતું રહે છે.
તારામાં કેટલાય ચંદ્રો અને સૂર્યો રહેલા છે, કદી એક અણુ પરમાણુ પણ ખોવાતો નથી—મારી ક્ષુદ્ર ખોવાયલી વસ્તુઓ શું તારે ચરણે નહિ રહે?
મારી પાસે બહુ ઓછું છે, એટલે મારું જે જાય છે તે જાય છે.

૧૮

તેં આજે મારે ઘરને આંગણે મૃત્યુનો દૂત મોકલ્યો છે. તારું આહ્વાન લઈને સાગરને વટાવીને તે આ પાર આવ્યો છે.
આજે આ રજની તિમિરથી અંધારી છે, હૃદય મારું ભયના ભારથી આતુર છે, તેમ છતાં હાથમાં દીવો લઈને બારણું ઉઘાડીને હું તેને નમીને વધાવી લઈશ.
તેં આજે મારે ઘરને આંગણે મૃત્યુનો દૂત મોકલ્યો છે.
હું તેને બે હાથ જોડીને વ્યાકુળ નયનનાં અશ્રુથી પૂજીશ. મારા

નૈવેદ્ય

પ્રાણનું ધન તેને ચરણે સોંપી દઈને હું તેની પૂજા કરીશ.



તારા આદેશનું પાલન કરીને તે મારા પ્રભાતને અંધકારમય બનાવીને જશે. શૂન્ય ભવનમાં બેસીને હું મારી જાતને તારે ચરણે અર્પણ કરીશ. તેં આજે મારે ઘરને આંગણે મૃત્યુનો દૂત મોકલ્યો છે.

૧૯

હું રોજ તારાં સુમધુર ગીત ગાઈશ. તું મને શબ્દો આપ, તું મને સૂર આપ.

તું જો પ્રફુલ્લ કમલના આસન ઉપર મારા મનમાં રહે, અને તું જો મારા પ્રાણને તારા પ્રેમથી પરિપૂર્ણ બનાવી દે—તો હું રોજ તારાં સુમધુર ગીત ગાઈશ.
તું જો મારી સામે રહીને ગીત સાંભળે, તારી ઉદાર આંખ જો સુધાદાન કરે, તું જો દુઃખ ઉપર સ્નેહપૂર્વક તારો હાથ રાખે, અને તું જો સુખમાંથી દંભને દૂર કરે—તો હું રોજ તારાં સુમધુર ગીત ગાઈશ.

૨૦

તારી પતાકા તું જેને આપે છે તેને ઉપાડવાની શક્તિ પણ આપે છે. તારી સેવાનો મહાન પ્રયાસ વેઠવાની ભક્તિ પણ તું આપે છે. એટલે હું મારા પૂરા મનથી દુઃખની સાથે દુઃખમાંથી રક્ષણ માગું છું. તારા હાથનું વેદનાનું દાન ટાળીને હું મુક્તિ ચાહતો નથી. તું જો સાથે ભક્તિ આપે તો દુઃખ મારા માથાનો મણિ બની જાય.
જો તું તને ન ભૂલવા દે અને મારા અંતરને જાળજંજાળમાં ન ફસાવા દે તો તારે આપવાં હોય એટલાં કામ આપ.

મરજીમાં આવે એટલાં બંધનોથી મને બાંધજે, પણ તારા તરફ મને છૂટો રાખજે, તારી ચરણરજથી પવિત્ર કરીને મને ધૂળમાં રાખજે. મને ભુલાવામાં નાખીને સંસારને તળિયે રાખજે, પણ તને ન ભૂલવા દઈશ.

તેં મને જે માર્ગે ફરવાનું આપ્યું છે તે માર્ગે હું ફરીશ, પણ તારે ચરણે પહોંચું એમ કરજે. મારો બધો શ્રમ મને બધી શ્રાંતિનું હરણ કરનાર પાસે લઈ જાય એમ કરજે.



માર્ગ દુર્ગમ છે, આ સંસાર ગહન છે, એમાં કેટકેટલા ત્યાગ શોક અને વિરહના અગ્નિ રહેલા છે; જીવનમાં મરણને વહીને મરણમાં હું પ્રાણ પામું એમ કરજે. સંધ્યા સમયે હું સહુનાં શરણરૂપ તારે ચરણે માળો પામું એમ કરજે.

# ....સાર્થક થયો ગણીશ

સૂર્યકાન્ત શાહ

હરેક શાળામાં, કૉલેજમાં અને સરકારી ગામમાં વર્ષ દરમ્યાન એક બે જાણીતા કવિની જન્મજયંતી ઉજવાતી હોય છે જ. પરંતુ આ ધમાલિયા યુગમાં આપણને ઘણી વખત આ જન્મજયંતીમાં શ્રોતા તરીકે જવાનો સમય પણ મળતો હોતો નથી અને જ્યાં આવી પરિસ્થિતિ હોય ત્યાં વક્તા તો આપણાથી બની શકાય જ કેવી રીતે? કારણ કે વક્તા બનવું હોય તો એ કવિ સંબંધી ઘણી સામગ્રી આપણી પાસે હોવી અનિવાર્ય છે. એ બધી સામગ્રી સમયના અભાવે આપણે ભેગી ના કરી શકીએ તે સ્વાભાવિક છે. આ કારણોસર ઘણી વ્યક્તિઓને વક્તા બનવાની ઉત્કટ અભીપ્સા હોવા છતાં તેમને એ વૃત્તિ દાબી દેવી પડતી હોય છે. આ મુસ્કેલીમાંથી માર્ગ કાઢવા માટે અમોએ મહાપ્રયત્નને અંતે નીચે પ્રમાણેનું એક ભાષણ તૈયાર કર્યું છે. જે તમામ વક્તા બનવાની મનીષા રાખનારાઓએ મોઢે કરી જવું. અને ગમે ત્યારે ગમે તે કવિની જન્મજયંતી હોય તો પણ સડસડાટ બોલી નાખવામાં સહેજ પણ ક્ષોભની લાગણી અનુભવવી નહિ.

સર્વપ્રથમ એક હાથ પેન્ટના ખીસામાં અને બીજો હાથ માઈક ઉપર રાખી, છાતી સહેજ આગળ રાખીને, શક્ય તેટલા ઊંચા સાદે બોલવું કે– જો કે આપણા આ કવિ શૈક્સપિયર, કાલિદાસ અને બર્નાર્ડ શૉ જેવી કીર્તિ પ્રાપ્ત કરી શક્યા નથી. છતાં તેઓ આપણા ઘરદીવડા નથી એમ કહેવાનું સાહસ કોણ કરી શ એમ છે? અને ઘરદીવડા બનવામાં હું તો નાનમ નહીં પણ મોટાઈ જોઉં છું. કારણ કે એક કવિએ કહ્યું છે તેમ:

મોટા નાના વધુ મોટામાં, તો નાના પણ મોટા
વ્યોમદીપ રવિ નભબિંદુ, તોયદીવડા નહિ ખોટા.

ખરેખર! ગુર્જર સાહિત્યકુંજમાં કોયલ શા ટહૂકી જનાર આ કવિ એ ગુજરાતની એક વિરલ વિભૂતી છે. તેમણે ચિરંજીવ કહી શકાય તેવી કાવ્યકૃતિઓ ગુર્જરમાને ચરણે ધરી છે. તેમની કાવ્યકૃતિઓ એટલી બધી સત્ત્વશાળી છે કે મને તો તેમની લોકપ્રિયતાનું આયુષ્ય ગુજરાતી ભાષા જેટલું નિશ્ચિત હોય એમ લાગે છે.

તેમનું છંદ પરનું પ્રભુત્વ સાચે જ પ્રશસ્ય છે. અથવા કહોને છંદ પાસેથી ધાર્યું કામ લેવામાં તેઓ સર્વથા સફળ નીવડયા છે. જો કે કયાંક કયાંક તેમણે હ્રસ્વદીર્ઘની છૂટછાટ લીધી છે આમ છતાં એકંદરે તેમનું છંદપ્રભુત્વ પ્રશંસાના બે શબ્દો માગી લે તેવું છે એ હકીકત હવે પુરાવા માગે તેવી રહી હોય એમ મને લાગતું નથી.

કાવ્યમાં અલંકારનો ઉપયોગ પણ તેઓ સભાન-પણે કરતા હોય છે. મતલબ કે તેમના અલંકારો કાવ્યત્વપોષક હોય છે. કાવ્યની અંદર મહેમાન તરીકે તેમણે પધરામણી કરી હોય તેવી શંકા સ્વપ્ને પણ જતી નથી. ખરેખર સહેજ અત્યુક્તિનો દોષ વહોરીને એમ કહેવું હોય તો પણ કહી શકાય કે અલંકારો તો આ કવિના જ.

તેમની શૈલી પ્રવાહી અને પ્રાસાદિક છે. શબ્દ-વેધી બાણ મારવામાં કુશળ છે. રસની નિષ્પત્તિ પણ સ્વાભાવિકપણે કુશળતાથી કરી શકે છે. તેમના ઘણા કાવ્યોના શિર્ષક પણ કુશળ કસબીની યાદ આપે તેવાં હોય છે. ટૂંકમાં તેમનું છંદ, શબ્દ અને રસ પરનું પ્રભુત્વ અજોડ છે.

છેલ્લે કવિના જીવનમાંથી આપણને બોધ અને દૃષ્ટાંત લેવાનું મન થાય એ જ અભ્યર્થના એમ કહીને વક્તવ્ય સમેટી લેવું.

કોઈ પણ કવિની જન્મજયંતી પ્રસંગે તેમને ભાવભીની અંજલિ અર્પવામાં આ સંક્ષિપ્ત છતાં સચોટ લખાણ તમારામાંથી કોકને પણ, સૂંઠને ગાંગડે ગાંધી બનવામાં ઉપયોગી થઈ પડશે તો હું મારો શ્રમ સાર્થક થયો ગણીશ.

# કરુણામયી ઘોષા



વૈદિક યુગની નારીઓમાં ઘોષાની કહાણી ગહન કરુણા અને વેદનાથી પરિપૂર્ણ કથા છે. ઘોષા કક્ષીવાન નામના ઋષિની પુત્રી હતી. કક્ષીવાન સિન્ધુ નિવાસી સ્વનય રાજાના પુરોહિત હતા. એમને ઈન્દ્રની સ્તુતિ કરવાથી વૃદ્ધાવસ્થામાં વૃચયા નામે યુવતી પ્રાપ્ત થઇ હતી. સંભવતઃ વૃચયાથી જ ઘોષાનો જન્મ થયો હતો. બચપણથી જ ઘોષાને કોઢ હતો.

સ્વનય રાજા અહિંસક વૃત્તિના હતા. એમણે સહસ્ર સોમ યજ્ઞોનું અનુષ્ઠાન કર્યું. એ પ્રસંગે કક્ષીવાને પોતાનાં બુદ્ધિ-બળ વડે અગણિત સ્તોત્રો રચ્યાં. એ સ્તોત્રોથી પ્રસન્ન થઇને રાજાએ એને સો સોનામહોરો, સો ઘોડા, સો બળદ, ૧૦૬૦ ગાયો અને દશ રથોમાં જોડાયેલા ૪૦ લોહિતવર્ણ અશ્વો દાનમાં દીધાં. રથો ઉપર સુંદર સ્ત્રીઓ આરુઢ થયેલી હતી. કક્ષીવાને એ ગ્રહણ કરીને પછી પોતાના પિતાને આપ્યું.

આટલા જ્ઞાન અને સંપત્તિ હોવા છતાં પણ કક્ષીવાન સુખી નહોતા. ઘરમાં અવિવાહિત યુવાન પુત્રી દુઃખમાં દિવસો વીતાવતી હતી. કોઈ એને પોતાની ભાર્યા બનાવવા તૈયાર નહોતું.

દિવસો વીત્યા, માસ વીત્યા અને એમને એમ વરસો મંડ્યા વહેવા. ઘોષાની વ્યથાનો પાર નહોતો. હવે તો અવસ્થા પણ બહુ થઇ ગઈ. એની સમવયસ્કાઓ તો યૌવન સુખ ભોગવીને અનેક પુત્ર પુત્રીઓની માતાઓ બની ગઈ હતી.

અંતે ઘોષાએ યુગના ચિકિત્સક આશ્વિન કુમારોનું આહ્વાન કરવાનો નિશ્ચય કર્યો. તેઓને પ્રસન્ન કરવા માટે ઘોષાએ અનેક મનોરમ સ્તુતિઓ રચી એમાં કહ્યું :

'હે આશ્વિન, સર્વપ્રથમ હું તમારા સર્વત્ર વિહારી સુંદર રથનું સ્મરણ કરું છું. યજમાન કર્તવ્ય-પૂર્વક દિવસરાત એને બોલાવે છે, જેમ પિતાનું નામ લેતાં આનંદ થાય છે, તેમ જ તમારા રથનું નામ લેતાં આનંદ થાય છે.

'હે આશ્વિન, તમે અમને મીઠાં વચનો બોલવાની શિક્ષા દો. તમે અમને બુદ્ધિસંપન્ન કરો. તમે અમને ધન આપો. તમે અમારાં કાર્યો પૂરાં કરો.

'હે આશ્વિન, તમે પ્રસિદ્ધ ચિકિત્સક છો. જેઓમાં ચાલવાની શક્તિ નથી, જેઓ અંધ, દુર્બલ અને રોગી છે, તે બધાના તમે પરમ આશ્રય છો.

'જેમ કોઈ પુરાણા રથને આમૂલ્ય–મૂલ બદલીને એને નવોનકોર બનાવી દે છે તેમ તમે પણ જરાગ્રસ્ત ચ્યવનને યુવક બનાવી દીધા'તા. તુગ્રનો પુત્ર જ્યારે નિરુપાય થઈને પાણીમાં ડૂબી મરતો'તો, તમે જ ત્યારે તેને બચાવ્યો હતો.

'રાજા પુરુમિત્રની શુન્દ્રધ્યુવ નામની કન્યાને

તેની જ રથ પર ચડાવીને લઈ ગયા હતા અને વિમદની સાથે એનો વિવાહ કરાવી આપ્યો હતો. વધ્રિમતીની પ્રાર્થનાને કારણે તમે જ તેને સુખપૂર્વક પ્રસવ કરાવ્યો હતો.

'હે આશ્વિન, તમારો આશ્રય પામવાની ઇચ્છાથી હું તમારાં વીરતાપૂર્ણ કાર્યોનું જનતા સામે વર્ણન કરું છું. હે સત્યસ્વરૂપ, મારી સ્તુતિનો તમે વિશ્વાસ કરો.

'હે કવિદ્વય, હું ઘોષા, તમને બંનેને બોલાવું છું. તમે મારી વાત સાંભળો. મારો અહીં કોઈ મિત્ર નથી. હું જ્ઞાનથી શૂન્ય છું. મારે કુટુંબ પણ નથી. જેમ પુત્રને પિતા શિક્ષા દે છે તેમ તમે મને શિક્ષા આપો. મારી આ દુર્ગતિ દૂર કરો.'

પ્રસન્ન થઈને આશ્વિનકુમાર ઘોષાના ઘરમાં આવ્યા. ઘોષાએ એમની અર્ચના કરી અને સુમધુર દૂધમાં સોમરસ મિશ્ર કરીને પાન માટે આપ્યો. તેમણે ઘોષાની અભિલાષા પૂછી. ઘોષાએ કહ્યું :

'હે આશ્વિન, હે દેવ, હું રાજકુમારી ઘોષા છું. હું ચારેમેર ઘૂમીઘૂમીને તમારી જ કથા કહેતી ફરું છું. તમારા વિષયની જ જિજ્ઞાસા રાખું છું. તમે સધથી પૂર્ણ છો માખીની પેઠે હું તેને ગ્રહણ કરું છું.

'હે ફલદાતા, હું પિતૃગ્રહમાં વાર્ધક્યને પ્રાપ્ત કરી રહી છું. લોકો પોતાની સ્ત્રીના પ્રાણની રક્ષાને ખાતર રકારોળ કરે છે, તેને યજ્ઞકાર્યમાં નિયુક્ત કરે છે, અનુરાગપૂર્વક એને આલિંગન આપે છે તથા તેને સંતાનો આપીને વંશવેલો ચલાવે છે. એવું સુખ મેં જાણ્યું નથી

'હે પ્રિયદર્શન, નર અને નારીના મિલનનું સુખ જાણવાનો મને અવસર આપો. હું પ્રેમી અને બલિ સ્વામીને ઘેર જવા ઇચ્છું છું. રોગમુક્ત કરીને તમે મારી અભિલાષા પૂર્ણ કરો.

'હે કલ્યાણકર્તા, મારા પતિગૃહ પ્રયાણમાં મદદરૂપ થાઓ. જો કોઈ દુરાશય એમાં વિઘ્ન નાખે તો એનો નાશ કરજો. જે તટ પર હું પાણી પીઉં, તેની રક્ષા કરજો. તમે મને ઉત્તમ સંતતિ અને ધન આપો.'

આશ્વિદ્વયે ઘોષાની કામનાનું અનુમોદન કર્યું. તેઓએ અત્યંત પ્રસન્નતાથી એમની ચિકિત્સા કરવાનું સ્વીકાર્યું. સર્વોત્તમ ઔષધોનો પ્રયોગ કરીને થોડા જ સમયમાં ઘોષાને રોગ-મુક્ત કરી. પછી એનાં વાર્ધક્યને નષ્ટ કર્યું અને તેને તેજસ્વી યૌવનનું પ્રદાન કર્યું. એના નેત્ર મધુર જ્યોતિથી ચમકી ઊઠ્યાં, કપોલ પ્રદેશ પર ગુલાબી આભા પ્રસરી ઊઠી. વક્ષ-પ્રદેશ ઉન્નત થઇ ગયો, આખું યે વ્યક્તિત્વ નયનમનોહર થઈ ગયું.

પછી એનું લગ્ન થયું. સૌભાગ્યવતી થઈને તે પતિઘર ગઈ. ત્યારે કૃતજ્ઞતાથી તેણે કહ્યું :

'હે દેવ, હું ઘોષા. નારી લક્ષણ પ્રાપ્ત કરીને સૌભાગ્યવતી થઇ મારા વિવાહ માટે વર આવી ગયો. તમે વૃષ્ટિ જ કરી. હું હવે રોગમુક્ત થઈ.'

સમય જતાં ઘોષા સંતાનવતી થઇ. તેની સ્તુતિઓને કારણે તે ઋષિ ગણાઇ. તેનો પુત્ર સુહસ્ત પણ ઋષિ થયો. બંનેનાં સૂક્તો ઋગ્વેદના દશમ મંડલમાં છે.

પરમાત્મા સઘળે વ્યાપી શક્યો નહિ તેથી તેણે માતાઓનું નિર્માણ કર્યું.

યહૂદી કહેવત

માતાનું કાર્ય એ જ બાળકનું ભવિષ્ય છે.

નેપોલિયન

# મીરાંનો શણગાર

સદાનંદ

દાદૂ, કબીર, તુલસી, સૂર તમામ ભક્ત સંત કવિઓનું જીવન જોઈશું તો એક બાબત જરૂર જોવા મળશે કે આરાધ્યની આરાધના કરતાં કરતાં ભક્ત જ્યારે લૌકિકતાના ધરાતલથી ઊંચે ઊઠીને અલૌકિક જગતમાં વિચરે છે ત્યારે એને સંસારના વૈભવમાત્ર ક્ષણિક, નિરર્થક—અસત્ય માલૂમ પડે છે. સત્યજ્ઞાનની આ ચરમ સીમાની ભૂમિકાએ પહોંચતાં પહોંચતાં એ વાત સારી પેઠે સ્પષ્ટ થઈ ચૂકી હોય છે કે સંસારમાં સાચો તો એક પ્રીતમ જ છે એનું જ સર્વત્ર ચલણ છે. એક એ પ્રિયતમ તરફ અનુરાગ અને એનું નામસ્મરણ એ જ સાર વાત છે. મીરાંબાઈ આ બાબતમાં અપવાદ નથી. દર્દ દિવાની મીરાં તો કૃષ્ણ પ્રેમમાં એવી-એટલી રમમાણ છે કે સંસારની એની સામે હસ્તી જ નથી. પોતે જ ગળી-પીગળી ઓગળી કૃષ્ણમય બની ગઈ છે. રાણાનો રૂડો દેશ એને ગમતો નથી:

'નહીં ભાવૈ થારો દેસડલો રંગ રૂડો.'

કારણ કે, એ તો સાંવરાની સાથે રાચી છે. હવે એને જીવનગુજારો કરવા બીજું કશું ન જોઈએ. એ તો 'દરસણ રૂપી ચાકરી, સુમિરણ રૂપી ખરચી' અને ભાવ-ભગત રૂપી જાગીરીમાં જ મસ્ત છે. એને પ્રાપ્ત કરવાને એનો આત્મા જન્મજન્માંતરથી તરસ્યો છે.

'ચાકરી મેં દરસણ પાસ્યૂં,
સુમિરણ પાસ્યૂં ખરચી.
ભાવ ભગત જાગીરી પાસ્યૂં,
જનુમ જનુમ રી તરસી.'

આ પદાર્થો પ્રાપ્ત કરનારી મીરાંનાં વસ્ત્રાભૂષણ પણ લૌકિક નહીં અલૌકિક છે. એને માટે 'માંણક મોતી પાટપટંબર' બધું જૂઠું છે, અસત્ય છે. સત્ય તો કેવળ 'પિયાજીકી ગૂદડી' છે, એમાં જ તો આ શરીર નિર્મળ રહી શકે છે!

જૂઠા માંણક મોતિયા રી, જૂઠી જગમગ જ્યોતિ,
જૂઠા સબ આભૂષણા રી, સાંચી પિયાજી રી પ્રીતિ.
જૂઠા પાટ પટંબરા રે, જૂઠા દ્દિખણી રા ચીર,
સાંચી પિયાજી રી ગૂદડી જામે નિરમલ રહે શરીર.

આ ભાવનાને લીધે જ મીરાંએ ઘરેણાં-ગાંઠાં ને સોહાગણચિહ્ન ચૂડી-ચાંદલાનો તથા વાળ-અંબોડા સુદ્ધાંનો ત્યાગ કરેલો.

'ગહના ગાંઠી રાણા હમ સબ ત્યાગા,
ત્યાગ્યો કર રો ચૂડો.
કાજલ ટીકી હમ સબ ત્યાગા, ત્યાગ્યો છે બાંધન જૂડો.'

હવે તો એનો ચૂડો તિલક અને માળા છે, શૃંગાર શીલવ્રત છે.

'ચૂડો મ્હારો તિલક અરુ માલા
શીલ બરત સિણગારો.'

શીલવ્રતનો શૃંગાર ધારણ કરનારી મીરાં જ્યારે હરિને મળવા સાસરે જાય છે, ત્યારે તે અંગેઅંગ જે આભૂષણોથી શણગારી છે તે જૂઓ:

મુજ અબલા ને મોટી મીરાત બાઈ રે,
શામળો ઘરેણું મારે સાચું રે.
વાળી ઘડાવું વિઠ્ઠલવર કેરી,
હાર હરિનો મારે હૈયે રે.
ચિત્ત માળા, ચતુર મુજ ચૂડલો
શિદ સોની ઘરે જઈએ રે.
ઝાંઝરિયા જગજીવન કેરે
કૃષ્ણજી કડલા ને કાંબી રે.

વીંછિયાં ઘૂઘરા રામનારાયણના,
અણુવટ અંતરજામી રે.
પેટી ઘડાવું પુરષોતમ કેરી
ત્રીકમ નામનું તાળું રે.
કૂંચી કરાવું કરુણાનંદ કેરી
તેના ઘરેણું મારું ઘાલું રે.
સાસર વાસો સજીને બેઠી,
હવે નથી કંઈ કાચું રે.
મીરાં કહે પ્રભુ ગિરધર નાગર,
હરિને ચરણે જાચું રે.

આ શણગાર ગમે તેને માટે ધારણ કરવો સુલભ નથી. એને તો કોઈ વિરલા જ ધારણ કરી શકે છે. જેને પોતાના આરાધ્ય દેવ પ્રત્યે 'જો પહિરાવે સોઈ પહનૂં, વાળો આત્મ-સમર્પણ ભાવ હોય.

## કુરાને શરીફ માંહ્યલા મૌક્તિકો

બંદગી કરવી માત્ર ખુદાની વાજિબ છે, અને (દુઃખ વખતે) તેની મદદ માગવી.

જેણે તમને તથા તમારી પહેલાં બીજા લોકોને પેદા કર્યાં તેની જ તમે બંદગી કરો.

અલ્લાહની બરોબર કોઈને ગણશો નહિ.

કરાર તોડતા પહેલાં ખુદાનો ખોફ મનમાં રાખો.

સત્યની સાથે અસત્ય મિશ્ર કરશો નહિ.

તમે લોકોને બોધ કરો તે પ્રમાણે તમારે પણ વર્તવું જોઈએ.

નેક કામ કરનારાઓએ કોઈનો ડર રાખવો નહિ, તેમ જ દિલગીર થવું નહીં; તેમની મઝદૂરી અલ્લાહ તઆલા ઉપર ચઢે છે.

તમારા પેદા કરનાર સિવાય બીજા કોઈની ઇબાદત કરશો નહિ.

યતીમ (અનાથ), મહોતાજ (ગરજાઉ) તથા મુસાફરને મદદ કરવી, કરજ અદા કરવું અને કરાર પાળવો, એ નેકીનાં કાર્યો છે.

જુગાર અને કેફ મહા પાપાત્મક છે.

ખુદા પશ્ચાતાપ કરનારને ચાહે છે અને પવિત્રતાને પ્રિય ગણે છે.

જે પોતાની દોલત ખુદાની રાહમાં વાપરે છે તેવા ઉપયોગનો દાખલો અનાજના કણની મિસાલ છે કે જેમાંથી સાત કુંડા ઊગે છે અને દરેક કુંડામાં સો દાણા હોય છે

તમારું સકમાણીનું ધન દાનમાં વાપરો. તમે તમારું દાન જાહેર કરો તો તે ખોટું કામ નથી, પણ તે આપ્યા પછી ગુપ્ત રાખો તો વધારે સારું છે; ખુદા તમારા પાપ માફ કરશે. તમારી મિલકતમાંથી જે તમે દાનમાં વાપરો તેનો પૂરેપૂરો બદલો તમને આપવામાં આવશે. ખુદાએ વેપાર હલાલ કર્યો છે અને વ્યાજ હરામ કર્યું છે; જેને આવી રીતની નસીહત મળી અને પછી તે તેમ કરતાં અટક્યો તેને પ્રથમના પાપની મુઆફી છે.

જે પોતાનું વચન પાળે છે અને પરહેઝગારી કરે છે તેને ખુદા ચાહે છે.

ખુદા ધીરજ રાખનારાઓને ચાહે છે.

ખરેખર જેઓ યતીમોની દોલત અન્યાયથી પચાવી પાડવા પેરવી કરે છે તેઓ માત્ર પોતાના પેટમાં જ આતશ ઓરે છે.

તમે ખાઓ પીઓ પણ ઉડાઉ થશો નહિ. ખરેખર, ખુદા ઉડાઉ માણસને ચહાતો નથી.

તમે એકબીજાની મઝહબ સંબંધી ખોડખાંપણ કાઢશો નહિ અને એક બીજાને ખરાબ ઇલકાબથી બોલાવશો નહિ; તમે એક બીજાની નિંદા કરશો નહિ.

# હિમાલયના હૃદયમાં

'યાત્રી'



## પ્રકરણ ૧૯—પવાલી

ભગવાન ગુપ્તકેદારને પ્રણામ કરીને આઠેક વાગે ઉપડ્યો. માર્ગ ધર્મપ્રયાગના સંગમસ્થાન આગળથી જાય છે. એક બે પહાડી જુવાનો નોકરીએ જતા હતા. તેમના કપાળમા અક્ષત-કુમકુમ હતાં. તેમને વળાવવા ગામની ડોસીઓ છેક ગંગા સુધી આવી. તેઓ વિદાય લઇને દક્ષિણમાં ઊપડ્યા. હું તેમની પાછળ ચાલવા લાગ્યો એટલે એક પહાડીએ મને બૂમ મારીને ચેતવ્યો: 'યે રાસ્તા તુમારા નહીં હૈ.' મેં કહ્યું: 'આ બે જુવાનો જાય છે ને!' તેણે ઉત્તર વાળ્યો: 'તેઓ તો નોકરી ઉપર ટિહરી જાય છે. તમે જાત્રાળુ છો. તમારો માર્ગ દક્ષિણમાં નહિ પણ પૂર્વમાં છે.' ટિહરી અહીંથી દક્ષિણમાં પંદર માઇલ દૂર છે.

ગુપ્તકેદારની સીમ સુધી દેવદાર દેખાયા પણ બેએક માઇલ પછીના ડુંગરા પહાડી ખેતરોની પગથી-વાળા છે. પાછલા બે દિવસોમાં ઘનઘોર વનોને કારણે સૂર્યદર્શન મોટે ભાગે દુર્લભ હતું. આજે હવે ખેતરો કે ડુંગરોમાં એક પણ વૃક્ષ ન હતું. તડકો પણ આકરો હતો. છતાં છાયાદર્શનથી અને સૂર્ય-લોપથી અડવું અડવું લાગતું હતું, તેમાં આવો તડકો પણ આવકારપાત્ર લાગ્યો. પહાડોના ઢાળો સર્વત્ર ગામડાં અને ખેતરોથી જ ભર્યાં છે. અગિયાર વાગ્યાને આશરે નારાયણચટ્ટીએ પહોંચ્યો. પહાડી છોકરાં પૈસો માગવા ઘેરી વળ્યાં. તેમનાં મોં ઉપર માખીઓ બણબણતી હતી.

નારાયણચટ્ટીથી ભૈરવચટ્ટીની ચડાઈ આરંભાય છે. કોરા ડુંગરા ઉપર ચારેક માઇલની ચડાઈ ચડ્યા પછી ઊંચાં પહાડની ટોચે એકાદ ફર્લાંગ લાંબું પહોળું મેદાન આવે છે. અહીં લાંબી પરસાળોવાળી ચારપાંચ દુકાનો છે. આ માર્ગે ઓછા યાત્રીઓ હોવાથી બધે મોકળાશ લાગે છે. પાંચેક વાગે પહોંચ-વાથી ક્ષિતિજ સુધીનું ખુલ્લું આકાશ દેખાતું હતું. પહાડોમાં આકાશ માથા ઉપર જ દેખાય છે. આકાશની છત્રી ઓઢીને ચાલતા હોઇએ તેમ લાગે. આજે પશ્ચિમમાં થતો સૂર્યાસ્ત જોયો. પુનમ હતી એટલે નિરભ્ર આકાશમાં સુંદર ચાંદની ખીલી હતી, સૂર્ય અને ચંદ્રનો આ ખગોલિય વૈભવ આ પ્રદેશમાં દુર્લભ હોવાથી અલભ્ય લાભ મળ્યો હોય તેમ મન પ્રસન્ન થયું.

પ્રભાતમાં ટાઢ ખૂબ હતી. ધીમે ધીમે સૂર્યોદયનો સમય થયો તેમ વાતાવરણ પ્રસન્નમધુર બનતું ગયું. પુનમના ચંદ્રનો અસ્ત અને પ્રતિપદાના સૂર્યનો ઉદય ઊંચા પર્વતો ઉપરથી એક સાથે થતાં નિહાળીને એક મહાકવિ સંસ્કૃતમાં લખે છે:—

ઉદયતિ વિતતોર્ધ્વરશ્મિરજ્જૌ
અહિમરુચૌ હિમધામ્નિ યાતિ ચાસ્તમ્।
વહતિ ગિરિરયં વિલંબિઘંટા-
દ્વયપરિવારિતવારણેન્દ્રલીલામ્ ॥

[અતિ દીર્ઘ, ઊર્ધ્વગામી, ઉષ્ણ પ્રકાશવાળા સૂર્યનારાયણ ઊગતા હતા અને શીતળ કિરણવાળો ચંદ્ર આથમતો હતો ત્યારે તે બંનેની વચમાં ઊભેલો આ પર્વત જાણે બે પડખે બે પ્રલંબ ઘંટાઓથી

શોભાયમાન કોઈ ઐથ ગજરાજ ન હોય એવી શોભા ધરતો હતો.]

પરંતુ સૂર્ય અને ચંદ્ર બંનેને મૂકીને માર્ગ ઊંડી ખીણોમાં ઊતરતો ગયો. ઉઘાડી હથેળીનાં આંગળાંની કિનાર જેવા પહાડોનાં પડખાંને સર્પાકૃતિ માર્ગ પાર કરવા મથતો હતો. ગાઢ અરણ્યોમાં, સાંકડી ખીણોમાં અને પ્રભાતના સૂર્યાતપરહિત વાતાવરણમાં નિર્જનતા અને નીરવતાનું સામ્રાજ્ય હતું. ભેલકચટ્ટીનાં અરણ્યોને સ્મરાવે કે પછી વિસ્મરાવે તેવી ઘનઘોર ખીણોમાં પાંચ છ માઈલ સુધીનો પ્રવાસ અતિ રોમાંચક હતો. આવી એક ખીણમાં રસ્તાની નીચેનાં વૃક્ષોમાં જરા ખડખડાટ થયો ને તે વધવા લાગ્યો. અજાણ્યા વનેચરને સામા મળવા જવાની મારી જરા ય ઉત્સુકતા ન હોવાથી હું ઊભો રહ્યો. ભાલૂના ભણકારા પણ વાગવા લાગ્યા. પણ થયું કે સ રક્ષિતા રક્ષતિ યો હિ ગર્ભે। (જે ગર્ભદશામાં રક્ષણ કરે છે તે જ રક્ષણ કરશે) પરંતુ ત્યાં એક મજાનું પક્ષી નીકળ્યું. આ લાલ માથાવાળું અને ધોળી પૂંછડીવાળું પક્ષી મોનાલ તરીકે ઓળખાય છે. કદમાં તે ઢેલ જેવડું હશે. તે ક્વચિત જ ઊડે છે અને મોટે ભાગે પાદચારી જ રહે છે. સંસ્કૃતમાં વનકુક્કુટ કહે છે તે આ નહિ હોય? .

અહીં જ ગંગોત્રીમાર્ગમાં જોયેલું ગરુડ સ્મરણે ચડે છે. ઝાલાચટ્ટીથી સૂખીચટ્ટીનો પહાડ ચડતાં થોડી નીચી તળેટીમાં એક ગાય મરવા પડેલી. બે પહાડી કૂતરાઓ તેને જીવતી જ ફાડી ખાતા હતા. આ લૂંટમાં ભાગ મળે એવા હેતુથી તે રસ્તાની કોરે બેઠું હતું. કદમાં તે ગીધ જેવડું જ હતું પણ ગીધની જેમ ગરદન ઉઘાડી નહિ કિંતુ પીંછાંઓથી ભરાવદાર હતી. ચાંચ છેડેથી ખૂબ વળેલી. આંખો અતિશય તીક્ષ્ણ અને ખૂની જેવી ડરામણી, રંગ ધોળાશ પડતો પીળો હશે.

ભૈરવચટ્ટીના માર્ગની આ ભૈરવતા સૂર્યનારાયણ ઊંચે ચડયા તેમ ઓછી થઈ ગઈ. વિવિધરંગી પહાડી ચકલીઓ લાંબાટૂંકા સ્વરે કૂજવા લાગી. હેવાંસે પોતાનું સ્વર્ગીય સંગીત છેડયું. સ્નુફાળું બજાવતું પેલું તુંગનાથનું સૈનિકપક્ષી આરોહાત્મક સૂરાવલીથી કોને પડકારતું હતું તે ન સમજાયું. આવા ઘનઘોર મસ્ત અરણ્યમાં દરેક બે પહાડો નાના મોટા ખૂણા કરીને મળતા ત્યાં તેમની સંધિમાં એકાદ ઝરણું વહેતું હતું. આવા ટચુકડા ઝરણાને ઓળંગવા બચુકલા લાકડિયા પૂલો મૂકયા હતા. નિર્ઝરો અને કાષ્ઠસેતુઓ બંને દાદાના ખોળામાં બાળકો રમતાં હોય તેવા રમકડા સમા દેખાતા હતા. આવા નિર્ઝરતટે બે ઘડી બેસીને તેનો કલનાદ સાંભળ્યા જ કરીએ એમ થાય છે. પર્વતો, તરુવરો, નિર્ઝરો અને પંખીઓ પ્રથમદર્શન છતાં આત્મીય ભાસે છે અને આ અલમસ્ત પહાડો તથા મસ્ત અરણ્યો આત્મામાં ઊંડે ઊતરીને તેનો એક ભાગ બને છે તેને આવરી છાવરી લે છે. હેવાંસની સુરાવલી, વનચકલીઓની સીટી, ઝરણનો કલનાદ, ખીણોનો સર્પાકૃતિ માર્ગ, અજાણ્યાં, અનામી તરુવરોનો ઘટાટોપ અને પ્રભાતના શીતલ પર્વતીય વાતાવરણથી એમ થતું હતું કે આ સ્વર્ગ છે કે પૃથ્વી? પગ નીચે સૂકાં રાતાં પાંદડાંની ભોંય અને માથા ઉપર લીલાં વૃક્ષોનો ચંદરવો! અઘોર સૌંદર્યનો અહીં કેફ ચડે છે.

પાંચ છ માઈલના નિબિડ અરણ્ય પછી વિરલ વનવૃક્ષો રહ્યાં અને ડુંગરાઓ મૂકીને નીચાણમાં આવતાં હથેળી જેવો સપાટ પ્રદેશ આવ્યો. ગીચ, નીરવ, શીતળ, એકાંતમય મહાદુર્ગ જેવી ખીણો પછીથી આવો ઉઘાડો, સૂકો, ઊનો પ્રદેશ વિચિત્ર ભાસે છે. તડકો થયો હતો. રસ્તામાં એક ગામ આવ્યું. પાસે જ મરઘાંબતકાં ઉછેરવાનું એક સરકારી સ્થાન (પોલ્ટ્રી ફાર્મ) હતું. માર્ગમાં એક ઝરણામાં સ્નાન કરતાં થાક ઊતરી ગયો અને બારેક વાગે ગુત્તુચટ્ટીમાં આવ્યો. ગુત્તુ રુપાળું જેવડું ગામ છે. ટપાલકચેરી, માતૃશિશુરક્ષાકેન્દ્ર વગેરે સરકારી પ્રવૃત્તિઓ છે. ગંગોત્રી તરફના પર્વતોમાંથી નીકળીને દક્ષિણમાં વહેતી ભૃગુગંગાને કાંઠે ગામ વસ્યું છે. બાજુમાં જ નહેર કાઢી છે તે પણ વહે છે. અહીં ઊંચાઈ પાંચ

હજાર ફૂટની છે પણ સૂકા ડુંગરાઓને લીધે ખરો ઉનાળો વરતાય છે અને પરસેવો પણ થાય છે. ક્યાં ભૈરવચટ્ટીની સઘન વનરાજિ અને ક્યાં મરુભૂમિનું સ્મરણ કરાવતી ગુત્તૂની ડુંગરાળ ભૂમિ!

મારે આજની સાંજ ગુત્તૂમાં જ ગાળવી હતી; કારણ કે યાત્રીઓને થથરાવી મૂકતી પવાલીની મહાકઠિન ચડાઈ કાલે ચડવી છે એટલે આરામ લીધો સારો. સાંજે રસોઈના ધૂમાડા વચ્ચે બેઠાં બેઠાં સામેનાં તીરનાં ખેતરો જોયાં. નીચે ખળખળાટ કરતી ભૃગુગંગા વહે છે. પહાડો ઉપર ખેતરો છે તેમાં ધાન (કમોદ) અને બટાટા વાવ્યાં છે. જળચક્કીઓ દેખાય છે.

બીજી સવારે પાંચ વાગે પવાલીની ચડાઈ આરંભી. પ્રભુએ કેદારનાથ, તુંગનાથ, બદરીનાથ, જમનોત્રી, ગંગોત્રી અને એલકધારની ચડાઈઓ પાર કરાવી છે તો આ ચડાઈ પણ તે જ ચડાવશે એમ માનીને હૈયું હળવું કર્યું. 'કાબુલકી લડાઈ ઔર પવાલીકી ચડાઈ' એવા વાક્યો માર્ગમાં સાંભળેલાં પણ અભયવેણુ યાદ આવ્યાં: 'ચિન્તા મેલી ચરણે આવો, મરવા તુંને નહિ દે માવો.' એત્રણ માઈલની સાધારણ ચડાઈ પછી પહાડ ઉપરની ખરેખરી ચડાઈ આવી. ચીપિયાઆકારના માર્ગમાં સામા છેડાનાં દૂરથી આવતાં યાત્રીઓ નીચે દેખાતાં હતાં. ક્વચિત કોઈ ઘોડા ઉપર નીકળતાં પણ લગભગ બધાં પદયાત્રીઓ જ હતાં. માર્ગમાં બેએક માઈલે ચાની દુકાનો હતી. એક ઘરડો ગરીબ નેપાળી બોઝી ત્યાં આરામ લઈને ચા પીધા વિના જ આગળ વધ્યો ત્યારે તેની ગરીબીનો ખ્યાલ આવ્યો. સાઠ વરસની ઉંમરે પાકા દોઢ બે મણ બોજો લઈને તે ચડતો હતો. આખી ઉંમર તેણે આ વહિનવારમાં જ ગાળેલી. તેણે કહ્યું કે મોટરમાર્ગ તો બધે હમણાં થયા. પહેલાં તો હૃષીકેશથી જ પદયાત્રા શરૂ થતી. માર્ગની એકેએક ચટ્ટીનાં નામ તેને મોઢે હતાં. તેના મોંમાં દાંત પડ્યા હતા પણ તે ઝપાટામાં આગળ નીકળી ગયો.

પવાલીનો કાતરિયા માર્ગ પર્વતને અર્ધીપોણી પ્રદક્ષિણા કરીને પાછો વળીને ઊંચે ચડતો જાય છે. પહાડને ભરડામાં લેવા મથતો વિરાટકાય અજગર તેને વીંટાયો હોય તેમ તે ખૂટતો જ નથી. વનરાજિ શરૂ થઈ, ચાની દુકાનો આવતી ગઈ, તડકો થતો ગયો. એક કલાક એક દિશામાં ને બીજી કલાક બીજી દિશામાં ચડતાં છેવટે માંડમાંડ એક ભૂખલી હાટડી આવી. ત્યાં ભોજન કરીને ઝેપડયો અને માર્ગને કાંઠે સૂકાં પાંદડાંઓમાં ઠીક ઠીક આરામ કર્યો. ચટ્ટીઓને માલ પહોંચાડનારાં ખચ્ચરનાં ટોળાં ટોકરા વગાડતાં ક્યારેક સામે મળતાં. તેઓ પહાડની પ્રદક્ષિણા કરવાને બદલે નદી ઊતરતી હોય તેમ સીધેસીધાં જ ડુંગર પરથી નીચે ઊતરતાં હતાં. આથી માઈલોનો માર્ગ થોડા ફર્લાંગોમાં કપાઈ જતો હતો. પણ અજાણ્યા પર્વતમાં એવું જોખમ ભોમિયા વિના કેમ ખેડાય! એટલે મેં આખો દિવસ કેડીમાર્ગે ચડયા જ કર્યું. છેવટે ચારેક વાગે પહાડની ટોચે પહોંચ્યો. ઉપર બેએક ફર્લાંગ લાંબુ પહોળું મેદાન હતું અને માલધારી ગુજ્જરનાં ઝૂંપડાં હતાં. તેને બીજે છેડે દુફન્દાચટ્ટીમાં પહોંચતાં ખબર પડી કે પવાલી હજી અઢી ત્રણ માઈલ દૂર છે. માર્ગ હવે એક ડુંગરની કેડીએ સીધો જ જતો હતો. એક બે માઈલ પછી વનરાજિ પૂરી થઈ. ખીણોમાં દેખાતાં વૃક્ષોની ટોચો પગ નીચે દેખાઈ. પર્વતના ઢોળાવો ઉપર લીલાંછમ મેદાનો હતાં તેમાં ભેંસો ચરતી હતી. આકાશમાં સૂર્યે હજી પીસ્તાળીસ અંશનો ખૂણો કર્યો હતો પણ દુકાનદારે સૂર્યથી ન છેતરાવા મને ચેતવ્યો હતો. અહીં દસહજાર ફીટની ઊંચાઈએ છેક સાંજ સુધી સૂરજ ઊંચો જ લાગે છે પણ સાંજ પડતાં વાર લાગતી નથી. આકાશમાં વાદળાં થયાં, ઠંડો પવન ફૂંકાવા લાગ્યો. વરસાદ, બરફ કે કરા વરસે તો શું થાય એનો વિચાર આવવા માંડ્યો. છેવટે એક નાની ટેકરી દેખાઈ. યાત્રામાર્ગ તેની ટોચે થઈને પૂર્વમાં પાછળ ઊતરતો હતો. દિવસભરની ચડાઈ પછી હજી આટલી ટેકરી બાકી રહી ગઈ હતી! મને થયું કે દસ મિનિટમાં ઉપર! પરંતુ પૂરી પોણી કલાક તેને ચડતાં લાગી! ટોચે પહોંચ્યો

ત્યારે પાઘડીના છોગા જેવી આ ટેકરી ઉપરથી નીચે ચરિયાળ મેદાનો ચારેબાજુ દેખાતાં હતાં. પહાડની ટોચો અણીદાર હોય જ એવો નિયમ નથી. દસહજાર ફીટને અંતે ગોળમટોળ મેદાનો નીકળ્યાં! તેમાં ભેંસો કસદાર ઘાસ ચરતી હતી. નીચેની ખીણોમાં વૃક્ષો હતાં આકાશમાં વાદળાં હતાં. ઠંડો પવન સુસવતો અંગો વીંધતો હતો. છતાં યે મને થયું કે આ સર્વોચ્ચ સ્થાને થોડી મિનિટ ઊભા રહેવું જોઇએ.

એટલામાં વાદળાંમાંથી સૂર્યનો તડકો આ લીલાં બીડ ઉપર પડયો. લીલાં અને ક્યાંક સહેજ પીળચટાં ઘાસનાં ગોળમટોળ મેદાનો ઉપર ઢળતા સૂર્યનાં કિરણો પડતાં લીલો રંગ પોપટિયો બની ગયો. પીળો રંગ સોનેરી થઈ ગયો. રંગલીલાનું આ પરિવર્તન જોઈ ચડાણ-નો થાક, ખેદ અને મુકામે પહોંચવાની ચિન્તા ભૂલી ગયો. પરમાત્માએ રચેલો આ પર્વતીય લીલો ગાલીચો કેટલો વિસ્તીર્ણ છે એ જોતાં જોતાં તેમાં ઊગેલાં નાનાં ધોળાં, પીળાં, વાદળી અને ગુલાબી રંગના નખ જેવડાં અસંખ્ય ફૂલો દેખાયાં. માઇલોના મેદાનોમાં તેઓ ખીચોખીચ ઊગ્યાં હતાં. પ્રકૃતિમાતા જાણે નાના ધોળા દાંત કાઢીને મુકામે પહોંચવાની મારી ચિન્તા ઉપર હસતી હતી! દસ હજાર ફૂટની ઊંચાઇએ પુરુષ એકલો નથી પણ તેનું ધ્યાન રાખનાર પ્રકૃતિ અને પુરુષોત્તમ બંને છે એ હકીકતનું જ્ઞાન પૂર્ણ તરફ દૃષ્ટિ કરતાં થયું. પવાલીની ચટ્ટી અરધો માઇલ પૂર્વમાં હતી. પરંતુ તે નહોતી દેખાઈ ત્યાં સુધી ચિત્ત અસ્વસ્થ થતું હતું. કેમ કે સાંજના સાત વાગ્યા હોય તેવું વાતાવરણ બદલાઈ ગયું, આકાશમાં વાદળાં, ટેકરી ઉપર ઠંડો પવન અને મુકામનો પતો નહિ! આ પહાડીની છેલ્લી ચડાઈ ચડતાં મનુષ્યની અસહાયતા અનુભવી. ગંગોત્રીનાં દેવદારનાં વનોમાં આવું જ વાતાવરણ અને આવી જ અસહાયતા અનુભવેલાં. પરંતુ મેં જોયું કે જેવી શાંતિથી પહાડીના પશ્ચિમ મેદાનોમાં ભેંસો ચરે છે તેવી જ શાંતિથી પૂર્વનાં મેદાનોમાં ધોળાં અને રાતાં ઘોડાં ચરે છે. જરા દૂર પવાલીચટ્ટી છે. આ જોઈ મેં ભગવાનનો પાડ માન્યો અને તેના નામનું રટણ તેને પહોંચ્યું પૂરું એવી પ્રતીતિ કરી. અરધા માઇલનો ઉતાર ઊતરતાં સૂર્યનો પ્રકાશ ગયો અને સંધ્યાપ્રકાશ થયો. કાલીકમલીવાળાની ધર્મશાળામાં મેડા ઉપર સામાન મૂક્યો.

પવાલીની દુર્ગમ, દુરારોહ ગણાતી અગિયાર માઇલની ચડાઈમાં હેમખેમ મુકામે પહોંચાડવા માટે મેં અંતરથી પરમાત્માનો કેવો આભાર માન્યો હશે તે હું જ જાણું છું. યાત્રાનાં કષ્ટોથી તેમ જ પ્રકૃતિની ભીષણતાથી માનવની અલ્પતાનું પૂર્ણ ભાન થાય છે અને પરમાત્માની કૃપા સિવાય ડગલું ભરવું અશક્ય છે એમ સમજાય છે.

ઝાલરટાણું થયું. જમીને મને એમ કે જરા ગામ બહારની કુદરત જોઉં. પણ ત્યાં તો પેલી પહાડના છોગા જેવી ટેકરી ઉપરથી ધુમ્મસના ગોટે ગોટા નીચે ઊતરીને પવાલી તરફ આવતા ભાળ્યા. ધુમ્મસનો સાગર ભરતી લાવતો હોય તેમ આખી પશ્ચિમ દિશાને અદશ્ય કરતો ધસતો આવતો હતો. થોડીવારમાં દિશાઓ અને દશ્યો નીહારસાગરમાં ડૂબી ગયાં–જાણે રસાતલમાં ડૂબેલી પૃથ્વી! [ક્રમશઃ]

### ફૂલ અને ફળ

ફૂલ કહે ફુકરિયા, ફલ ઓ રે ફલ
કત દૂરે રયેછિસ બલ્ મોરે બલ્.
ફલ કહે, મહાશય, કેન હાંકાહાંકિ–
તોમારિ અંતરે આમિ નિરંતર થાકિ.

—ફૂલ ખીજાઈને કહે છે, 'ફળ અરે ફળ, કેટલે દૂર છે તું? કહે તો ખરું જરા.'

ફળ કહે છે, 'મહાશય, ભલા મારા માટે આટલી ચીસાચીસ શાની? હું તો નિરંતર તમારા હૃદયમાં જ તો રહું છું.'

—રવીન્દ્રનાથ ઠાકુર

# સૂકાતા છોડ

વસંત વ્યાસ

બસ શિવપુર પહોંચી ત્યાં તો સારી પેઠે ઉકળાટ થવા લાગ્યો હતો ઘડિયાળમાં જોયું તો અગિયાર વાગેલા ઉનાળાના અગિયાર એટલે તાપ તો હોય જ

બસમાંથી ઊતરીને મોહનભાઈ અને હું બજારમાં ચાલ્યા જતા હતા ત્યાં કેડે હાથ દઈને એક વૃદ્ધ ઉંમરના ડોશી સાવરણીથી બજાર વાળી રહ્યા હતા ચોડે છેટેથી અમને જોયા એટલે વાળવાનું બંધ કરીને જરા બાજુએ ખમીને ઊભા

'કેમ છો માજી?' સૌની સાથે સ્નેહભાવ રાખનાર મોહનભાઈએ ચાલતા ચાલતા ડોશીમાના ખબર અંતર પૂછ્યા

'તમારે પરતાપે ઠીક છે સારા સારા પણ બે મિનિટ જરા ઊભા રેહો?' ડોશીમાએ આજીજી કરી

ચાલતા અટકી જઈને, 'બોનો મા શું કામ છે?' કહેતા મોહનભાઈ તરત ઊભા રહી ગયા

'આજ હાજકના મારે ઘીરે આવશો''

'હા પણ શું કામ છે એ તો કયો'

'ઈ ન્યા તમને કઈશ.'

'ભલે આવીશ હો '

'કેવે ટાણે?'

'પાંચેક વાગ્યે'

ડોશીમાની જા લઈને અમે મોહનભાઈને ઘેર પહોંચ્યા નાહ્યાધોયા ને જમ્યા

*

પોતાના સાથીદારોને મળવા પોતાનું ગામ અને ગામે કરેલો વિકાસ જોવા આવવા માટે મોહનભાઈ વારંવાર આગ્રહ કરતા પણ ઘણા વખત થયા મેળ પડતો નહોતો તે આજે પડી ગયો આજે તો મને એ પોતાની સાથે ખેંચી જ લાવ્યા

બપોરના થોડો આરામ કર્યો એટલામાં સ્થાનિક કામ કરનારા ભાઈઓ આવ્યા મોહનભાઈની મેડી ઉપર જ બધા નિરાંતે બેઠા મોહનભાઈએ સૌનો પરિચય કરાવ્યો શિવપુરની પાંચ હજારની વસતિ છે સેવામંડળ બધી પ્રવૃત્તિઓ ચલાવે છે યુવકમંડળ તેના ભાગ તરીકે સરસ કામ કરે છે સેવામંડળ નક્કી કરે તે ભાઈઓ પંચાયતમાં જાય છે અવારનવાર બધા ભેગા મળીને ગામના નાના મોટા પ્રશ્નો કોઈપણ જાતના પક્ષપાત કે પક્ષાપક્ષી સિવાય ઉકેલે છે કોઈવાર ઝઘડો થઈ જાય તો પ્રેમથી પતાવી આપે અને નબળી સ્થિતિના દરેક માણસને બનતી પૂરતી રોજી મળે તેવો પ્રયત્ન કરે છે

ગામનો ઉત્સાહ, શક્તિ અને કામ કરવાની રીત જોઈને ખૂબ આનંદ થયો ગામના સવાલો વિશે પણ વાતો થઈ

*

બેઠક પૂરી થઈ ત્યાં પાંચેક થવા આવેલા મોહનભાઈએ ભંગીવાસમાં જવાનું યાદ કર્યું મોહનભાઈ ગામના બીજા બેએક આગેવાનો, પંચાયતના મંત્રી અને હું ભંગીવાસમાં પેલા માજીને ઘેર પહોંચ્યા

માજી તો જાણે અમારી રાહ જોઈને જ બેઠેલા અમે ગયા કે માજી તરત બાજુને ઘરેથી એક ખાટલો ઉપાડી લાવ્યા અમે તેના ઉપર સાંકડમાંકડ ગોઠવાઈ ગયા

ઘરની આગળના ખુલ્લા ઓટાની ચારે બાજુ ચાર વાંસડાઓ ખોડેલા ને ઉપર બાજરીના રાડા નાખેલા જે બાજુથી પવન આવતો હતો ત્યાં ફાટેલી પછેડી લટકાવેલી એ નાનકડી માંડવીમાં નાનકડા ખાટલા ઉપર ચોવીસ પચ્ચીસ વરસનો એક ફિક્કા ચહેરાવાળો અને દૂબળો જુવાન સૂતેલો

મૃદુ બનતા જતા સૂર્યનાં કિરણો હજુ યે ખાટલા ઉપર પડતાં હતાં અને ગરમ પવન વાતો હતો એ જોતા જ એમ થાય કે બપોરના ઉપરથી આવતા સીધા કિરણો આ જુવાનને કેમ સેકતા

હશે ને તેમાં બાજુએથી આવતી ગરમ લૂ તેને શેનામાં કેટલી મદદ કરતી હશે? કલ્પનાથી મગજમાં ગરમી ચડવા માંડી તો તે સહન કરવું કેટલું અસહ્ય અને પીડનારું હશે!

'કેમ નાથા કેટલા દિવસ થયા માંદો પડી ગયો છો ભાઈ?' પ્રેમભર્યા અવાજે મોહનભાઈએ ખબર પૂછ્યા

'બે'ક મહિના થયા હશે' પથારીવશ નાથાએ ધીમે ખૂસતે અવાજે જવાબ દીધો

'કેમ કરતા આ તો બીમાર થઈ ગયો?'

'મને તો લાગે સે કે આ બે તંગ નરહ થ્યા કેનાલ ઉપર કામ જાગેસુ ને તે મેં'નત બવ પડી ને આ ગ્યા સિયારામાં બાદરની કેનાલ બાંધતા'તા તયે પૂરતુ ઓઢવાનું નો'તુ ઈથી એકવાર ટાઢમાં ફરી ગ્યો બસ તે દિ'થી ઉધરહ લાગુ પડી ગઈ તે જાતી જ નથી '

હ ઉધરહ સિવાય બીજું મર્દ થાય છે?'

આ જુવોને સુકામ સડે મે ને નબળાઈ બવ વરતાય સે'

આ વાત થાને છે ત્યાં તો નાથાના ખાટલાની પાગત પાસે નીચે બેઠેલી તેની માની આંખોમાંથી શ્રાવણ ભાદરવો વહેવા માંડ્યા એ જોઈને સાથે આવેલા બીજા આગેવાન કરસનભાઈએ પૂછ્યું કેમ માડી રોવો છો? સાજુ માદુ તો સવ થાય '

'શુ કરું માગ ભાઈ મારા કરમનું ઢીમડ ફૂટી ગ્યુ લાગે સે નઈ તો આવું નો હોય ' માજી કકળતે અવાજે બોલ્યા

માજીનો રડતો અવાજ સાંભળીને તરત ઓરડા માંથી બે લાજ કાઢેલી જુવાન સ્ત્રીઓ આવી ને ડોશીમાં પાસે ઊભી રહી ગઈ એમની મધ્યમાં ઊભેરુ હતુ તે સહેજ મોટી હતી અને બીજી થોડી નાની હતી

ફરીથી માજી ડૂસકાં ભરતા બોલવા લાગ્યા 'બાપા આ રોગ જ એવો સે મારો મેરો આમાં જ હાલ્યો ગ્યો ને માડી આય દિ' પા દિ' ઘહાતો જાય સે ' બંને વહુઓ તરફ આંગળી ચીંધતા

' મોકરાવાળી મોટાની વહુ ને પછે ઊભી ઈ નાનાની પસી અમારું કોણ ?' ડોશીમા ધ્રૂસકે ધ્રૂસકે રડી પડ્યા

વાતાવરણ ગંભીર—ના ગમગીન બની ગયું થોડી પળો સૌ શાંત રહ્યા

માડીના હીબકાં શમવા માંડ્યા એટલે આશ્વાસન અને હિંમત આપતા મોહનભાઈ કહેવા મા યા 'માડી ધીરજ ધરો બધા સારાવાના થઈ રે'શે હવે આપણે બરોબર દવાદારૂ કરશું એટલે નાથો ભાઈ એકદમ સાજો થઈ જશે ' પછી પંચાયતના મંત્રી તરફ મો ફેરવીને કહે મગનભાઈ, આજે રાત્રે તમે બેસીને જિલ્લા લોકલબોર્ડને લખી નાખો કે બોર્ડ તરફથી ટી. બી.ના દવાખાનામાં જે પચીશ પથારી રાખી છે તેમાં જો ખાલી હોય તો મંજૂરી આપે. ને બે ત્રણ દિવસ પછી હું રૂબરૂ જ બોર્ડના પ્રમુખને મળી આવીશ ને જો બોર્ડનો એકેય ખાટલો ખાલી નહી હોય તો ખાલી થાય ત્યાં સુધીનો ખર્ચ થોડોક પંચાયત ને થોડોક આપણે ભેળા થઈને ભોગવી લેશું '

અરે ભાઈ જી રમ ભરવી પ સે ઈ અમે હાડવવ મંજૂરી કરીને ભરી દઈસુ પણ તમે નાથાની દવાની સગવડ ઝટ કરો ' કાગળિયા કરવામાં ઢીલ ન થાય એની માજીએ ચેતવણી આપતા પોતાની તીવ્રતા બતાવી

હવે બધુ થઈ રે'શે તમે ચિંતા ન કરો બધાય ભાર અમારા ઉપર ' મોહનભાઈએ ગામ વતી માજીને હૈયાધારણ આપી

માજીનો કંઈક ભાર હળવો થયો હોય તેમ એમના ચહેરા ઉપરથી લાગ્યું—દેખાયું

માજીની અને નાથાભાઈની રજા લઈને અમે ચાલતા થયા માનો જીવ છે ને' નહી રહેવાયું હોય એટલે ફરીથી મો વાટે એનું હૈયુ બોલવા માંડ્યું, 'જી કયો છ પણ મારી માવા મૂડી આ જ છે વેગ વઈ ગ્યા પછી હંધુ ય નકામું થાય જોજો મારો સોડવો બળી નો જાય '

# નમ્રતાના સમ્રાટ

હરિભાઈ છો. પટેલ

ચૈત્રી પૂનમનો દિવસ હતો માનવ મહેરામણ ડાકોર જવા ઉમટ્યો હતો

એક તો નાની ગાડી તેમા ત્રીજા વર્ગનો ડબ્બો અને તેમાય આ અપાર ભીડ લોકોના અંગેઅંગ દળાતા હતા દમ ઘૂટાતો હતો

આ ગીરદીમા એક સત સાકડે માકડે બેઠા હતા ત્યાં તેમની સામે એક પહાડ જેવો પઠાણ આવી ઊભો

સતને મન તો સર્વ ધર્મ સરખા એટલે સાકડામા પણ વધુ સકોચાઈ પઠાણને બેસવા જેટલી જગ્યા કરી આપી

આમ સરળતાથી બેસવા મળતા પઠાણના અભિમાનને આથો ચડયો સતની નમ્રતામા તેને નામર્દાઈ દેખાઈ તેના પગે ચળ ઉપડી ઘડીકમા તે પગ પાટિયા નીચે લટકાવે તો બીજી પળે પડોળા કરી પલાઠી પવાડી વાળે

પઠાણ પગ નીચે લટકાવે ત્યારે સત કઈક મોકળાશ અનુભવતા પણ જ્યારે પઠાણ પલાઠી વાળે ત્યારે સત ઘણા સંકોચાતા છતા પેલાનો ઘૂટણ તેમના સાથળ ઉપર ભીડાય ને કળતર થાય આમ સત જેમ વધુ પીલાય તેમ પેલાને કઈ ઓર મઝા આવે. એટલે તે વારવાર પલાઠી વાળે ને સતને પીડે

શાણા સત પઠાણનો મનોભાવ કળી ગયા પણ વેરની આગ તો પ્રેમના પાણીથી જ શમે ને?

સત તો ઊઠીને પઠાણના પગ પાસે જમીન પર પલાઠી વાળી બેસી ગયા ને પ્રેમાળ હાથે પઠાણની પગચપી કરવા લાગ્યા

એક સાધુ પઠાણની પગચપી કરે! નવતર નાટક હતુ એ. આખા ડબ્બાની આખો એ તરફ મડાઈ આ અજબ દૃશ્ય જોઈ આસપાસના સૌ આશ્ચર્યચકિત થઈ ગયા

પગચપીથી પ્રથમ તો પઠાણનુ અભિમાન અમળાવા લાગ્યુ પણ સતના સુકોમળ હસ્ત સ્પર્શે પઠાણને રોમાચિત કર્યો. પઠાણ પણ આખરે માનવ હતો ને? સતના સહજ પ્રેમે તે પલટ્યો પશ્ચાત્તાપમા તવાઈ પાવન થવા લાગ્યો તે શરમાયો અને પગ છોડાવવા લાગ્યો ત્યારે સતે પ્રેમ નીતરતી વાણીમા કહ્યુ 'ભાઈ! તમારા પગ બહુ અકડાઈ ગયા છે નહી વારુ? પગમા બહુ કળતર થાય છે નહી? લાવોને લઈ કેમ લો છો? મને દબાવવા દો ને?'

પઠાણ પ્રેમભીની વાણીથી ખૂબ શરમાયો તેણે પરાણે પગ છોડાવી ઉપર ખેચી લીધા ત્યારે મદ મદ હસતા સત બોલ્યા 'આ સેવકને સેવા કરવાનો અનાયાસ સાપડેલો આટલોય લા'વો નહી લેવા દો!'

પઠાણ તો આભો જ બની ગયો હતો તેની તો વાણી જ વસૂકી ગઈ હતી શો જવાબ દે? બિચારો નીચી નજરે જમીન ખાતરી રહ્યો હતો

શી અનુપમ પ્રભાવશાળી મુખમુદ્રા હતી એ સતની! આખોમાથી અમી ઝરતા હતા હૈયામાથી હેત ઉભરાતુ હતુ મુખડુ મન મૂકી મલકી રહ્યુ હતુ તેની સૌરભમા સર્વ તરબોળ હતા

એ જોઈ પાષાણ જેવા પહાડ જેવુ પઠાણનુ દિલ પણ માખણ જેવુ મુલાયમ થઈ ગયુ તેણે સતના હાથ પકડી લીધા પ્રેમથી પ્રણામ કર્યો બળ કરીને સતને બાવડે પકડી બેઠા કર્યા આગ્રહ કરી પરાણે પરાણે પોતાની જગ્યાએ બેસાડ્યા અને પોતે શરમાતો લપાતો પાણી જેવો પાતળો થતો એક ખૂણામા પોતાના પહાડી દેહને છુપાવતો ઊભો

પણ સત તો હજુય લળી લળીને પગચપી માટે પઠાણના પગ પકડવા જતા હતા તેમને રોકતા પઠાણ બોલ્યો

'રહેને દો, રહેને દો બાપુ' મુઝે શરમિન્દા ક્યો કર રહે હો? આપ ઈન્સાન નહી ઈન્સાનકે વેશમે કોઈ ઔલિયા હૈ '

એટલામા સ્ટેશન આવ્યુ ગાડી થભી રહી કે પઠાણ શરમનો માર્યો પ્લેટફોર્મ પર ઉતરી પડ્યો બહાર નીકળી બારી આગળ આવી કહેવા લાગ્યો

'સ્વામીજી, મુઝે માફ કર દેના '

સતે હાથ ઊંચો કરી આશીર્વાદ આપ્યા

આ સત એ જ સત શિરોમણિ સદ્ગુરુદાસ મહારાજ

આજે પણ તેમની યાદ આપતુ સદ્ગુરુસદનનુ મદિર અમદાવાદને પ્રેમ દરવાજે ઊભુ છે

# 'અંતરપટ' અને 'નંદિતા'

યશવંત શુક્લ

શ્રી. ઝીણાભાઈ દેસાઈ–સ્નેહરશ્મિ–રચિત નવલકથા 'અંતરપટ' હું પહેલી અવલોકવા લઉં છું. સ્નેહરશ્મિનો કવિ અને નવલિકા લેખક તરીકેનો પરિચય ગુજરાતને જૂનો છે, પણ 'અંતરપટ' દ્વારા નવલકથાકાર તરીકેનો તેમનો પરિચય આ પહેલી જ વાર થાય છે. આ નવો પરિચય પણ જૂના જેવો જ વિશિષ્ટ અને આહ્લાદક છે.

'અંતરપટ'ની પહેલી જે વિશેષતા નજરે પડે છે તે તેની ટેકનીક પરત્વેની છે. અનેક પાત્રમુખે કહેવાયેલી આ નવલકથા આત્મનિવેદનના અનુસંધાન અને સંયોજન દ્વારા પોતાનો વિશિષ્ટ કલાઘાટ સિદ્ધ કરે છે. આ ટેકનીક ઠીક ઠીક મુશ્કેલીઓ ઊભી કરી આપનારી છે અને કદાચ તેથી જ એ બહુ ઓછી વાર ઉપયોગમાં લેવાઈ છે. કવિવર રવીન્દ્રનાથ ટાગોરની નવલકથા 'ઘરે બાહિરે'માં આ જ ટેકનીક ઉપયોગમાં લેવાઈ છે. એમાં આત્મનિવેદન કરનારાં પાત્રો ત્રણ છે અને એ ત્રણેનું સ્વતંત્ર વ્યક્તિત્વ એમની અભિવ્યક્તિ દ્વારા કવિવરે ઉપસાવી આપ્યું છે. પણ સ્નેહરશ્મિને આ બાબતમાં કંઈક ખુલાસો કરવાની જરૂર લાગી છે. આ નવલકથામાં, તેમણે પોતાના નિવેદનમાં કહ્યું છે તેમ, 'દરેક પાત્ર જે વાત કરે છે તેમાં આલેખાયેલા પ્રસંગ પરત્વેની સમજ અને દૃષ્ટિ એ પ્રત્યેક પાત્રની છે, અને એની શૈલી, ભાષા, સંવાદ વગેરેનું આયોજન લેખકનું છે.' કઠપૂતળીના ખેલનો સૂત્રધાર જો એમ કહે કે હું તો દોરી જ ખેંચું છું પણ જીવનની સમજ અને એને વ્યક્ત કરતો વ્યવહાર તેમ જ અભિનય પૂતળીનો પોતાનો છે તો આપણે એના એ કથનને કાં તો એની નમ્રતા ગણીશું અથવા તો એની ચાતુરી કહીશું. વાર્તામાં વાર્તાકાર વાર્તાની પાત્રસૃષ્ટિનો બ્રહ્મા છે અને ક્યારેક પાત્ર પણ એના બ્રહ્માને પ્રેરતું હોય છે તો પણ બ્રહ્મા પોતાનું કર્તૃત્વ વિસારી શકતો નથી. 'ઘરે બાહિરે'માં—નિખિલ, સંદીપ અને વિમલાની ઉક્તિઓ એ ત્રણે પાત્રનું પાત્રત્વ સિદ્ધ કરે છે ત્યારે પણ એમની વાણીની માફક કર્તૃત્વ પણ રવીન્દ્રનાથનું જ છે. એટલે સ્નેહરશ્મિએ વિશેષ ખુલાસો કરતાં એમ કહ્યું કે, 'આ કથા દરેક પાત્રે પોતપોતાની રીતે કહી છે એમ કહેવા કરતાં એક વૃત્તાન્તનિવેદકે જુદાં જુદાં પાત્રો પાસેથી સાંભળી પોતાની સહજ ઢબે, મૂળ વસ્તુને વફાદાર રહી તે તે પાત્રોના મુખમાં આ કથા મૂકી છે એમ કહેવું વધુ ઉચિત છે—અને લેખકને એ જ અભિપ્રેત છે' તે એમનો ખુલાસો માન્ય કરી શકાય એવો નથી એટલે કે નવલકથાકારની જવાબદારી ખુલાસાથી ઓછી થતી નથી.

પરંતુ જરાક ફરીને નવલકથા ઉપર નજર માંડતાં એક જુદી જ હકીકત તરી રહે છે. આ નવલકથામાં પ્રથમ નર્મદા બોલે છે અને પછી મનહર બોલે છે. પણ નરહરિની વ્યક્તિમત્તા સ્થાપીને એક વાર અદૃશ્ય થયા પછી બીજી વાર આ પાત્રો ઉપસ્થિત થતાં નથી. પછી પની–આ નવલકથાની વિચક્ષણ અને વિલક્ષણ નાયિકા–બોલે છે. વચમાં પનીનો પતિ કેશુ બોલી લે છે, પણ તે પછી તો પની જ બોલ્યા કરે છે. મારા કહેવાનું તાત્પર્ય એ છે કે અધિકાંશે વાર્તા-નાયિકાએ કહેલી આ વાત છે અને આ નવલકથાનું સ્વરૂપ પણ અધિકાંશે એક જ પાત્રની આત્મકથા જેવું સધાયું છે. વળી આ પનીના આંતરમન સાથે લેખકના તાર પણ એવા મળ્યા છે અને પનીના આત્મનિવેદનમાંથી પનીનું જ નહીં પણ નરહરિનું અને કેશુનું સુદ્ધાં એવું દૃઢરેખ ચિત્ર ઉપસી રહે છે કે આ ટેકનીકની સંભવિત મર્યાદાઓનો ક્લેશ વિદારવા ક્ષમાયાચનાની કે વૃત્તાન્તનિવેદક બનવાની વિશેષ ટેકનીક પ્રયોજવાની જરૂર ભાગ્યે જ રહે છે.

'અંતરપટ' આમ તો પ્રણયત્રિકોણનો વિલક્ષણ નમૂનો પૂરો પાડતી સામાજિક નવલકથા છે પણ તેની પીઠિકા સમીપવર્તી ઇતિહાસની છે લેખકના કહેવા પ્રમાણે અને નિરૂપણ પ્રમાણે આ તે સમયની નવલકથા છે જ્યારે અસ્પૃશ્યો માટે 'હરિજન' શબ્દ પ્રચારમાં આવ્યો નહોતો અર્થાત્ ગાંધીજી ૧૯૧૫ના ગાળામાં સ્વદેશ પાછા ફર્યા તે પહેલાનો કાળ તે આ નવલકથાનો ઘટનાસમય છે 'અંતરપટ'માં નિરૂપાયેલી પરિસ્થિતિઓ, પરિસ્થિતિઓમાંથી સૂચવાતા પ્રશ્નો, પ્રશ્નોને ઉકેલવાની દૃષ્ટિઓ વગેરેનો સામગ્ર ખ્યાલ લેતાં ગાંધીયુગ તરીકે ઓળખાતા યુગથી નિરૂપાયેલા પ્રશ્નો ખાસ જુદા પડતા નથી પણ એ તો એમ જ હોય ને? ગાંધીજીએ આ દેશમાં પોતાનું જીવનકાર્ય ગોઠવ્યું તે પહેલાં શૂન્યતા હતી એમ કહેવું ઇતિહાસસંગત નથી અનેકોના હૃદયમાં વહેતા થયેલા સ્પંદનોને ગાંધીજીએ અધિક વહેતા કર્યાં હતા અનેકોની સ્વાતંત્ર્યની અને ન્યાયની ઝંખનાઓને ગાંધીજીએ પોતાના દૃષ્ટાંતથી મૂર્ત થવાની દિશા દાખવી હતી અને અનેકોના સ્વમાનના નિર્ભીક સ્વાતંત્ર્યના સ્વદેશવત્સલતાના ઝીણા જલતા દીપમાંથી ગાંધીજીએ રાષ્ટ્રવ્યાપી હુતાશન પ્રગટાવ્યો હતો પણ ગાંધીજીના કાર્યને પણ ભૂમિકા તો હતી જ એ ભૂમિકા રચાતી આવતી હતી તે સમયનો, તેની મનોદશા સહિત આ નવલકથામાં ઉપયોગ થયો છે

એક હરિજન યુવતીના એક બ્રાહ્મણ યુવક પ્રત્યેના અસ્ફુટ પ્રણયની વ્યાકુળતા અને વેદનાની આ નાજુક કથા છે પરિણયમાં પરિણમીને આ પ્રણયને કૃતાર્થ થવાપણું તો નથી જ, પણ નવલકથાના ઠેઠ અંતભાગ સુધી એ અવ્યક્ત, અસ્ફુટ રહે છે આ ગુપ્ત પ્રેમવારિ ઉપરના પડને એક જ વાર ભીંજવે છે, પરસ્પર પ્રેમનિવેદનથી એક જ વાર અસ્ફુટ સ્ફુટ બને છે પણ ત્યારે વાર્તા પોતાનો ક્રમપ્રાપ્ત નિર્વાણ શોધવાની સ્થિતિએ પહોંચી ગઈ હોય છે

અસ્ફુટતા જો એક અંતરાય છે તો પનીને અણખપતું કે અરુચતું નહીં એવું એનું કેશુની સાથેનું લગ્ન એ બીજો અંતરાય છે જો પની અને કેશુની જુગતેજોડી ન હોત તો તો આ પ્રણયત્રિકોણનો એક ખૂણો જ નીકળી ગયો હોત પરંતુ કેશુ કોઈપણ સમાજમાં અસાધારણ કહી શકાય એવો પુરુષ આલેખાયો છે એ હરિજન છે એથી એની અસાધારણતાને વળ ચડે છે એ સુશિક્ષિત છે, સારી પાયરી ઉપર છે, ક્રિકેટનો ઉત્તમ ખેલાડી છે પાંચ માણસમાં પૂછાય એવો છે, દક્ષ છે ધીર છે, અભિજાત છે જિંદગીની એને સૂક્ષ્મ સમજ છે અને પોતાની પત્નીનો એ માત્ર પતિ નથી પ્રણયી પણ છે એનું દાક્ષિણ્ય અને એનું આભિજાત્ય નરહરિ પ્રત્યે પનીને સ્ફુરેલા ભાવોનું સ્વરૂપ લાંબા કાળ સુધી સ્પષ્ટ થવા દેતા નથી

પનીને પણ ફરી પસંદગી કરવાની નથી કોઈ નિષ્ઠુર તારતમ્યપૂર્વક એણે જીવનનાટનો નિર્ણય લેવાપણું નથી જીવનના પ્રવાહમાં વહેતા સાથે વહેનારાઓની સરખામણીઓ તો થાય પણ તેથી કાંઈ સંબંધો ન બદલાવાય પની તેજસ્વી નારીત્વનો ઉત્તમ નમૂનો છે એ કોમળ છે ભાવનાશીલ છે પરમાર્થબુદ્ધિવાળી છે સ્વમાની છે, ગૌરવશીલ છે અને ઉચ્ચ નૈતિકતાને વરેલી છે એનું આ વિશિષ્ટ સત્ત્વ પોતે પણ એક અંતરપટ રચી આપે છે એ ઉચ્છૃંખલ કે ચંચલ નથી નિષ્ઠા અને કોમળતા એના પ્રમુખ ગુણો છે કેશવ પ્રત્યે એને અનન્ય પ્રેમ છે એના જાગ્રત મને અન્ય કોઈનો પ્રેમ સ્વીકાર્યો નથી, પણ નરહરિના પ્રતાપી વ્યક્તિત્વ પ્રત્યે અજાણતાં એનું હૃદય ઢળ્યું છે એની ખૂંચ કેશુ પ્રત્યેના બધા વ્યવહારોમાં અકળ રીતે એને નડે છે આ ખૂંચ કાઢી નાખવા જાણે પનીનું અજાગ્રત આંતરમન કેશુની ઉન્મત્ત પ્રણયિનીના સ્વરૂપનો પ્રચંડ આવિષ્કાર સર્જાવે છે જુહૂના દરિયાકાંઠે આવેલા નિવાસમાં કેશુ પનીનો દામ્પત્યની ભૂમિકા ઉપર પ્રગટેલો મત્ત પ્રણય એ ઊંડા માનસશાસ્ત્રીય બલાબલો જે પરસ્પરવિરોધી સ્વરૂપો પેદા કરે છે તેના ગર્ભમાં રહેલી વેદના અને કારુણ્યનો દ્યોતક બની રહે છે, અને આ નવલકથાની ત્રિજ્યા કેટલી વિસ્તૃત છે તેનો પણ પરિચય આપે છે

જાગ્રતિ કે સુષુપ્તિમાં પની કેશુને બેવફા નથી. એવું નવલકથાનું સંવિધાન નૈતિક મૂલ્યોની રક્ષા કરવાની ત્રેવડમાંથી ફલિત નથી થયું. પ્રથમથી જ કેશુમાં પનીને કંઈક ન્યૂનતા વરતાઈ છે. સંવેદનશીલતા અને સંસ્કારિતાની જે કક્ષાએ પની વિહરે છે ત્યાંથી એ ન્યૂનતા એણે પરખી છે અને સ્ત્રીના મમત્વ અને કૌશલથી એ ન્યૂનતા ભરી દેવા એ મથે છે. પણ શાનાથી એ ન્યૂનતા ભરવાની છે? નરહરિથી. નરહરિ એ પનીનો પુરુષોત્તમ છે. પની કેશુમાં નરહરિ શોધે છે અને નરહરિ જડતો નથી તો પ્રેમથી એની ન્યૂનતાને ઢંઢોળીને તેનું નરહરિપણું સિદ્ધ કરવા એ મથે છે. એને સ્વતંત્ર નરહરિ ઇષ્ટ નથી. કેશુમાં નરહરિ પામે તો જ એનો પ્રણય કૃતાર્થ થાય એમ છે.

નિગૂઢ આંતરપ્રક્રિયાઓના આ ઘટનાવિશ્વમાં નરહરિ કોઈ તટસ્થ પાત્ર છે? એ છેક જ તટસ્થ નથી. એની ધીરતા સ્વસ્થતા અને નૈતિકતા જેટલો એ તટસ્થ છે, પરંતુ જીવનમાં એણે એક માત્ર પની પ્રત્યે ખરેખરો પ્રેમ અનુભવ્યો છે અને એ અનુભવને એ સદાસર્વદા વફાદાર રહ્યો છે, પછી એને તટસ્થ કેમ કહી શકાય? મનહરે છેક શરૂઆતમાં કહેલી વાતમાં આ વાત પણ જ્યારે કહેવાય છે ત્યારે એકદમ ધ્યાન ખેંચતી નથી પણ પાછું વળીને જોતાં એ વાતનું મહત્ત્વ સ્થાપિત થાય છે. નરહરિને એક સ્પષ્ટ જીવનકર્તવ્ય વરેલું છે જે પ્રેમભાજનની પ્રત્યક્ષ પ્રાપ્તિના અભાવના દુઃખનું મારણ બની શકે એવું છે. નરહરિનું પારમાર્થિક જીવન પનીને પણ ઇષ્ટ છે અને નરહરિ અને પનીનો અસ્ફુટ પ્રણયવ્યવહાર આ પારમાર્થિક ભૂમિકા ઉપર જ નભે છે. એ ભૂમિકા ખરી જાય તો આ વિશિષ્ટ પ્રણયની સુષમા પણ નાશ પામે. કેશુની બેદરકારી અને બેવફાઈના દર્શનથી સંતપ્ત થયેલી પની વાર્તાના છેક અંત ભાગે આવેશમાં આ ભૂમિકા ખસેડવાનું કરે છે ત્યારે પણ નરહરિ સ્વસ્થ છે. પાખંડી વિલાસનો માર્ગ એ તો પનીના સુખનો માર્ગ નથી જ, પણ કેશુનો આત્યંતિક વિયોગ એ પણ પનીના સુખનો ઇષ્ટ માર્ગ નથી એ ઝીણી સૂઝ નરહરિ ઠેઠ સુધી ટકાવી રાખે છે, અને પનીને પ્રેમનાં અને લગ્નનાં કર્તવ્યો તરફ પોતાના પ્રેમના એકરારપૂર્વક વાળે છે. પનીને આ પ્રકારે કેશુમાં નરહરિ પ્રાપ્ત થાય છે અને ગર્વ વિસારી એ પ્રેમને જ સમાલી લે છે ને કેશુ પાસે પહોંચી જાય છે. કેશુ અને પનીના પુનર્મિલન પછી કેશુ અવસાન પામે છે તો પણ પનીનું કેશુથી પ્રપૂર્ણ હૃદય નવા જીવનક્રમને ઝંખતું નથી, એવો વાર્તાનો અંત લેખકે ઉપજાવ્યો છે.

ઘણું રોમાન્ટિક, ઘણું આદર્શવાદી, નીતિઅનીતિના સીમાડાઓની ચોકીદારીનું ઘણું આગ્રહી એવું આ આલેખન છે એમ કોઈને લાગવા સંભવ છે તો લેખકની રસિક પ્રગલ્ભતાનાં ઇંગિતોમાંથી કોઈને નવો અર્થ તારવવાનું પણ સૂઝે એમ છે. મારે ફક્ત એટલું જ કહેવું છે કે વિવેચન ખમી શકે એવા પાત્રો અને પરિસ્થિતિઓવાળી આ એક વિશિષ્ટ નવલકથા બની છે. આગળ ઉપર હું કહી ગયો તે એની પારમાર્થિક ભૂમિકા ઉપર આપણા રાષ્ટ્રીય પુરુષાર્થનાં અનેક ચિત્રો અંકિત થયાં છે એને આ નવલકથાનો આનુષંગી લાભ ગણીએ કે ના ગણીએ પણ જે એક બે બાબતો વિના નવલકથા નવલકથા બની શકતી નથી તે આમાં ઠીક પ્રમાણમાં છે. એક બાબત તે અનોખી મુદ્રાવાળાં પાત્રો અને ઘટનાઓનું પ્રતીતિકર અને આહ્લાદક લાગે એવું આલેખન અને બીજું તે સમગ્ર નિરૂપણમાં અનુસ્યૂત એવી જીવનની માર્મિક સમજ.

નવલકથાના સ્વરૂપના કલાધાટો અનેક ઉતર્યા છે અને આ સ્વરૂપનો પટ વિસ્તીર્ણ હોઈને એણે અનેક પ્રયોજનો પણ સાધ્યાં છે. આ નવલકથામાં ચર્ચાઓ, વર્ણનો વિલોકનોનો સંભાર ભર્યો છે તે જોઈને ઊંચી કલાભિરુચિ ધરાવતા એક વડીલ સાહિત્યમર્મજ્ઞે મને કહ્યું હતું કે 'આમાંથી મને સો પાનાં કાઢી નાખવા દો અને પછી જુઓ કે કેવી સુંદર નવલકથા એમ કરવાથી નીપજી રહે છે.' ગતિશીલતાની અપેક્ષા જગવતી આ નવલકથામાં ગતિમંદતા આણનારાં નિરૂપણોનો કલાદોષ કહે એવો છે [illegible]

## વાવડ

વાલીડાના વાવડ રે
    બાઇ, હું કેમ કરીને આપું?

અનિર્દેશ ઇ તો આસન વાળે,
    અદીઠ ધારે રૂપ;
શબદુંમાં એની શોધ કરું તો
    ચૌદ ભુવન છે ચૂપ:

એરમજીની મોરપ રે
    બાઇ, હું કેમ કરીને માપું?—વાલીડાના૦

આભપરી નજરું નોંધું તો
    હૈયે તરતું સુખ;
હૈયું જોઉં તો હું જ ઓગળું
    કોને કે'વું દુઃખ?

ચેતનની લખ છોળું રે
    બાઇ, હું કેમ કરીને ચાંપું?—વાલીડાના૦

એક સમાણું આવી મળે તો
    કોઈ આંકડો માંડું;
અણહદને કેડે જઈ એનું
    કેમ પકડવું કાંડું?

અલપ-ઝલપની છબિયું રે
    બાઇ, હું કેમ કરીને છાપું?—વાલીડાના૦

મકરન્દ દવે



## વાવડ

વાલીડાના વાવડ રે
બાઈ, હું કેમ કરીને આપું?

અનિર્દેશ ઇ તો આસન વાળે,
અદીઠ ધારે રૂપ;
શબદુંમાં એની શોધ કરું તો
ચૌદ ભુવન છે ચૂપ:
ચેરમણની ચોટપ રે
બાઈ, હું કેમ કરીને માપું?—વાલીડાના૦

આભપરી નજરું નોંધું તો
હૈયે તરતું મુખ;
હૈયું જોઉં તો હું જ ઓગળું
કોને કે'વું દુઃખ?
ચેતનની લખ છોળું રે
બાઈ, હું કેમ કરીને ચાંપું?—વાલીડાના૦

એક સમાણું આવી મળે તો
કોઈ આંકડો માંડું;
અણહદને કેડે જઈ એનું
કેમ પકડવું કાંડું?
અલપ-ઝલપની છબિયું રે
બાઈ, હું કેમ કરીને છાપું?—વાલીડાના૦

મકરન્દ દવે



## વાવડ

વાલીડાના વાવડ રે
    બાઇ, હું કેમ કરીને આપું?

અનિર્દેશ ઇ તો આસન વાળે,
    અદીઠ ધારે રૂપ;
શબદુંમાં એની શોધ કરું તો
    ચૌદ ભુવન છે ચૂપ:
ચોરમજીની મોરપ રે
    બાઇ, હું કેમ કરીને માપું?—વાલીડાના૦

આભપરી નજરું નોંધું તો
    હૈયે તરતું સુખ;
હૈયું જોઉં તો હુંજ ઓગળું
    કોને કે'વું દુઃખ?
ચેતનની લખ છોળું રે
    બાઇ, હું કેમ કરીને ચાંપું?—વાલીડાના૦

એક સમાણું આવી મળે તો
    કોઈ આંકડો માંડું;
અણહદને કેડે જઈ એનું
    કેમ પકડવું કાંડું?
અલપ-ઝલપની છબિયું રે
    બાઇ, હું કેમ કરીને છાપું?—વાલીડાના૦

મકરન્દ દવે



# સંસાર અનંત છે

દેવ–દાનવગણ વચ્ચે દારુણ યુદ્ધ જામ્યું. દાનવોના તાતા તીર જેવા એકાગ્ર વ્યૂહવાળા હુમલા સામે દેવતાઓ ઝાઝી ઝીક ઝાલી શક્યા નહિ. દેવતાઓ હાર્યા. દેવનેતા ઇન્દ્ર મહારાજ દેવગણ સાથે ઇન્દ્રાપુરી છોડીને નાઠા. ઇન્દ્રાપુરી દાનવોએ ખેદાનમેદાન કરી મૂકી. સ્વર્ગનો અસુરોએ વિધ્વંસ કરી નાખ્યો. ફરી લાગ જોઇને મહામહેનતે અસુરોને હરાવી–હંફાવી સહસ્રાક્ષ ઇન્દ્ર મહારાજે સ્વર્ગ કબજે લીધું. દેવતાઓનો જયજયકાર થઈ રહ્યો.

અમરાવતીના ભસ્મીભૂત અને વેરણછેરણ અવશેષો જોઈને ઇન્દ્રરાજ પારાવાર ખેદ પામ્યા. અમરાવતીનું નવનિર્માણ કરવાને અવનવા યોજનાઆલેખો બનવા લાગ્યા. આખરે સ્થપતિ મયનો આલેખ મંજૂર રહ્યો. શિલ્પીશ્રેષ્ઠ સ્થપતિ મયે ઇન્દ્રની કલ્પના પ્રમાણેની જ અમરાપુરી સર્જી આપી. પણ રે ભાગ્ય! ઇન્દ્ર મહારાજને અમરાપુરીની નવી જ યોજના સૂઝી આવી. તૈયાર રચના તોડી પાડી નવેસર અમરાવતીનું સર્જન શિલ્પી મયે કર્યું. પણ ઇન્દ્રને કલ્પનાનો તોટો જ ક્યાં હતો? વળી નવું જ સ્ફુરણ ને નવી જ યોજના ને જૂના ચણતરનો નાશ તેમ જ વળી નવીન આયોજનને સાકાર કરવાનો મય દ્વારા આરંભ!

આખરે મય થાક્યો. કંટાળીને પોતાના ગુરુશ્રેષ્ઠ વિશ્વકર્મા બ્રહ્મા પાસે પહોંચી ગયો. વસ્તુસ્થિતિ જાણીને બ્રહ્માએ ઇન્દ્રરાજને તેડું મોકલ્યું.

ઇન્દ્રરાજ બ્રહ્માના મહાલયમાં આવીને બ્રહ્માને વંદન કરી ઊભા રહીને જુએ છે તો નદી જેમ મોટો કીડીઓનો પ્રવાહ વહેતો જોયો! બધી જ ઝડપભેર એક જ દિશા ભણી દોડી રહી હતી.

બ્રહ્માએ પૂછ્યું: 'રાજન્! જાણો છો આ બધી કીડીઓ કોણ છે?' ઇન્દ્ર વિસ્મય પામ્યા. કાંઈ સમજી શક્યા નહિ.

બ્રહ્મા કહે: રાજન્! આ જે કીડીઓનો પ્રવાહ તમે તમારી સામે જોઈ રહ્યા છો, તે પ્રવાહમાંહેની પ્રત્યેક કીડી પોતાના પૂર્વજન્મમાં ઇન્દ્રાસન શોભાવી ચૂકી છે. એક કાળે તે દરેક ઇન્દ્ર હતી! સંસાર તો અનંત છે. તમારી અમરાવતી તમે તમારા દેશ-કાળની મર્યાદામાં જ રચો. અન્યથા અહીં તો કોઇ ચીજનો અંત નથી. અવનવી કલ્પનાઓને સાકાર કરવા જશો તો મૂળગી અમરાવતીથી જ વંચિત રહી જશો.

બ્રહ્માના આ શબ્દોથી ઇન્દ્રરાજને સાચું જ્ઞાન થયું.

[ બ્રહ્મવૈવર્તપુરાણને આધારે ]

# સંસાર અનંત છે

દેવ-દાનવગણ વચ્ચે દારુણ યુદ્ધ જામ્યું. દાનવોના તાતા તીર જેવા એકાગ્ર વ્યૂહવાળા હુમલા સામે દેવતાઓ ઝાઝી ઝીક ઝાલી શક્યા નહિ. દેવતાઓ હાર્યા. દેવનેતા ઈન્દ્ર મહારાજ દેવગણ સાથે ઇન્દ્રાપુરી છોડીને નાઠા. ઇન્દ્રાપુરી દાનવોએ ખેદાનમેદાન કરી મૂકી. સ્વર્ગનો અસુરોએ વિધ્વંસ કરી નાખ્યો. ફરી લાગ જોઇને મહામહેનતે અસુરોને હરાવી-હંફાવી સહસ્રાક્ષ ઇન્દ્ર મહારાજે સ્વર્ગ કબજે લીધું. દેવતાઓનો જય-જયકાર થઈ રહ્યો

અમરાવતીના ભસ્મીભૂત અને વેરણછેરણ અવશેષો જોઈને ઇન્દ્રરાજ પારાવાર ખેદ પામ્યા. અમરાવતીનું નવનિર્માણ કરવાને અવનવા યોજનાઆલેખો બનવા લાગ્યા. આખરે સ્થપતિ મયનો આલેખ મંજૂર રહ્યો. શિલ્પીશ્રેષ્ઠ સ્થપતિ મયે ઇન્દ્રની કલ્પના પ્રમાણેની જ અમરાપુરી સર્જી આપી. પણ રે ભાગ્ય! ઇન્દ્ર મહારાજને અમરાપુરીની નવી જ યોજના સૂઝી આવી. તૈયાર રચના તોડી પાડી નવેસર અમરાવતીનું સર્જન શિલ્પી મયે કર્યું. પણ ઇન્દ્રને કલ્પનાનો તોટો જ ક્યાં હતો? વળી નવું જ સ્ફૂરણ ને નવી જ યોજના ને જૂના ચણતરનો નાશ તેમ જ વળી નવીન આયોજનને સાકાર કરવાનો મય દ્વારા આરંભ!

આખરે મય થાક્યો. કંટાળીને પોતાના ગુરુશ્રેષ્ઠ વિશ્વકર્મા બ્રહ્મા પાસે પહોંચી ગયો. વસ્તુસ્થિતિ જાણીને બ્રહ્માએ ઇન્દ્રરાજને તેડું મોકલ્યું.

ઇન્દ્રરાજ બ્રહ્માના મહાલયમાં આવીને બ્રહ્માને વંદન કરી ઊભા રહીને જુએ છે તો નદી જેમ મોટો કીડીઓનો પ્રવાહ વહેતો જોયો! બધી જ ઝડપભેર એક જ દિશા ભણી દોડી રહી હતી.

બ્રહ્માએ પૂછ્યું: 'રાજન્! જાણો છો આ બધી કીડીઓ કોણ છે?' ઇન્દ્ર વિસ્મય પામ્યા. કાંઈ સમજી શક્યા નહિ.

બ્રહ્મા કહે: રાજન્! આ જે કીડીઓનો પ્રવાહ તમે તમારી સામે જોઈ રહ્યા છો, તે પ્રવાહમાંહેની પ્રત્યેક કીડી પોતાના પૂર્વજન્મમાં ઇન્દ્રાસન શોભાવી ચૂકી છે. એક કાળે તે દરેક ઇન્દ્ર હતી! સંસાર તો અનંત છે. તમારી અમરાવતી તમે તમારા દેશ-કાળની મર્યાદામાં જ રચો. અન્યથા અહીં તો કોઇ ચીજનો અંત નથી. અવનવી કલ્પનાઓને સાકાર કરવા જશો તો મૂળગી અમરાવતીથી જ વંચિત રહી જશો.

બ્રહ્માના આ શબ્દોથી ઇન્દ્રરાજને સાચું જ્ઞાન થયું.

[ બ્રહ્મવૈવર્તપુરાણને આધારે ]

# વૈષ્ણવજન



વર્ષ ૧ : ('પ્યારાબાપુ!' વર્ષ ૧૫) : : અંક ૬ : સળંગ અંક ૧૭૪ : સપ્ટેમ્બર : : ૧૯૬૨

અનુક્રમ



સંપાદક : નવીન ગાંધી

## સૂચના

(ગ્રાહકોને)

દર માસની બારમી તારીખે અંક પ્રસિદ્ધ થાય છે.

પંદરમી સુધીમાં અંક ન મળે તો પોસ્ટ ઑફિસમાં તપાસ કર્યા પછી કાર્યાલયને જણાવવું. અંક શિલિકમાં હશે તો મોકલાશે.

ગમે તે મહિને ગ્રાહક થઈ શકાય છે.

* * *

આ માસિકમાં પ્રસિદ્ધ થતા વિચારો જે તે લેખકોના છે. સંસ્થા તે વિચારોમાં સંમત છે જ તેમ માનવું નહિ.

*

(લેખકોને)

'વૈષ્ણવજન'માં સંસ્કૃતિ, કલા, શિક્ષણ અને સાહિત્ય વિષયક લખાણો લેવામાં આવે છે.

લખાણ સાફ, મૌલિક, તાજું હોય એવી અપેક્ષા રહે છે. કાગળની એક બાજુ શાહીથી લખવું.

સામાન્ય રીતે કૃતિના સ્વીકાર બાબત પખવાડિયામાં જવાબ આપવામાં આવે છે.

પ્રસિદ્ધ થયેલી સામગ્રીની ઑફપ્રીન્ટ્સ સાથે અંક અને યોગ્ય પુરસ્કાર પ્રસિદ્ધિ પછી અઠવાડિયામાં લેખકોને મોકલાય છે.

**લવાજમ**

દેશમાં (વરસનું) છ રૂપિયા
પરદેશમાં બાર શિલિંગ

વૈષ્ણવજન, રૂપાયતન, ગિરિતળેટી
જૂનાગઢ

પ્રકાશક અને મુદ્રક: ધીરેન ગાંધી • રૂપાયતન મુદ્રણાલય • જૂનાગઢ

# વૈષ્ણવજન

ઉદ્ધરેદાત્મનાત્માનમ્ 

પીડ પરાઈ

## શબ્દનાં બાણ

મકરન્દ દવે

એક રંગીનો જુવાન હતો. ઈટાલીના આસીસી ગામના શ્રીમંત વેપારીનો દીકરો. બાપ થડે બેઠો બેઠો જોતો હોય, દુકાનમાં ઘરાકી જામી હોય અને છોકરો એક પછી એક કાપડના તાકા ઉખેળીને મીઠીમધ જીભે વખાણ કરવા માંડે ત્યારે બાપને પણ થઈ આવે કે પેઢી પર સવાઈ પતાકા ફરકશે. આસીસીના ઉમરાવજાદા ને ઉમરાવજાદીઓ તો આ જુવાન પાછળ ગાંડાં. માત્ર એની સૂરીલી જબાન સાંભળવા માટે આવે ને ગાંસડી બંધાવ્યા વિના ન જાય. બાપને થતું: છોકરો નામ રાખશે. આગળ જતાં હરીફ ને પિતરાઈની આંખમાં ધૂળ નાખશે.

અને હરીફોની આંખો ફાટી રહે એમ તે ધૂમ નાણું કમાતો ને વેરતો. બાપ આ કમાઉ દીકરાની આડે ન આવતો. ઉલટાનો તેને પોરસ ચડતો. આખા આસીસી ગામમાં આ જુવાનના જેવી રંગીન મહેફિલ ક્યાંયે ન જામતી. મોડી રાત સુધી તેને ત્યાં રોશની ઝગહળતી, ઉમદા ખાણીપીણી ને અલ્લાતુન ગાનતાન મચી રહેતાં. એના નૃત્યમાં એક જાતની અપૂર્વ છટા હતી. એની બંસીમાં જાદુ ભર્યું હતું. અને ગામના બાંકેનાન જુવાનો આ દિલાવર અને ખુશમિજાજ દોસ્ત પર આફરીન પોકારી ઊઠતા.

પણ એક દિવસ આ રંગરાગ ઘોડાપૂરની જેમ આવ્યા તેમ ઓસરી ગયા. ગામની બહાર સંત દામિયાનોનું એક જરીપુરાણું દેવળ હતું. પડવા વાંકે ટકી રહેલું. આ જુવાનને શું સૂઝ્યું તે આવા અવાવરુ દેવળમાં દર્શને ગયો. દીવાલો પરથી રંગ-ચૂનાના પોપડા ઉખડી ગયેલા. એક ભીંત પર ક્રૂસે ચડેલા ઈસુનું ચિત્ર હતું. જાણે ઈસુની ભુંસાઈ જતી સ્મૃતિ જેવું અત્યંત ઝાંખું ને અસ્પષ્ટ. તેના પર જુવાનની નજર પડી ને આભનો ઘુંમટ ગજાવતો અવાજ તેણે સાંભળ્યો- 'મારા મંદિરનો જીર્ણોદ્ધાર કર!'

પ્રભુ ઈસુનો જ અવાજ! પ્રભુના મંદિરને તો પેટભરા પાદરીસાહેબોને પ્રતાપે ક્યારનોયે લૂણો લાગી ગયો હતો. સંત દામિયાનોનું દેરું તો ફક્ત પથ્થરના પ્રતીક જેવું હતું. જુવાનના દિલમાં આ ગેબી શબ્દનાં બાણ વાગી ગયાં. 'મારા મંદિરનો જીર્ણોદ્ધાર કર!'—જ્યાં જુઓ ત્યાં બાદશાહી ઠઠારા કરી મૂળ મંદિરને કેવું બદસૂરત બનાવી મૂક્યું હતું ધર્મના પૂજારીઓએ! અને હવે તો આ એ દાગી ઈમારત કડડભૂસ કરતી તૂટી પડે તેમ હતી. જેને કાજે ઈસુએ જાન આપ્યો એ દુખિયારાનું એમાં ક્યાંયે સ્થાન નહોતું રહ્યું. માથે કાંટાળો મુગટ, હાથે ક્રૂસ અને ફાટેલ-તૂટેલ ઝભ્ભે જેરૂસલેમની ધૂળ ખૂંદતો એ નૂરાની ચહેરો જુવાનની નજર સામે તરી રહ્યો. કરુણા નીતરતા નયણે એ કહેતો હતો: 'મારા મંદિરનો જીર્ણોદ્ધાર કર!' જુવાને એ જ ઘડીએ ઈસુના મંદિરને નવેસરથી ચણવાનો નિર્ણય કરી લીધો.

રેશમી વાઘા ને જરકસી જામા સજનારે અંગે જીરણ કંથા પહેરી લીધી. બાપે કપાળ કૂટ્યું ને આ કપાતરને ઘરમાંથી કાઢી મૂક્યો. સેજપલંગ પર પોઢનાર ધરતીની પથારી ને હાથનું ઓશીકું કરી સૂવા લાગ્યો અને મિજબાનીમાં જે છપ્પન ભોગ જમાડતો તેણે માગ્યા ઘરના લૂખાસૂકા ટુકડા

ખાવાનું શરૂ કર્યું. આપણા જુવાને જંગલ વસાવ્યું એટલે શહેરના મોજનીઓ ટોળે દઈને આઘા પાછા થઈ ગયા.

સંત દામિયાનોના દેવળને ઊભું કરવા જુવાને ઈંટ-પથ્થર-ચૂના-લાકડાંની રેલ નાખી સામાનનો ઢગલો થયો. પણ તેને ઉપાડી લઈ જવો કી રીતે? પોતાની પીઠ થાબડીને જુવાને કહ્યું :

'પ્યારા ગદ્ધા' ઉઠાવ સામાન. માલિકનું આખું હક કર' દામિયાનોનું દેવળ તારે બાપ્યે જ છૂટકો છે'

અને પોતાની પીઠ પર સામાન સારી સારીને જુવાને પાછું મંદિર ઊભું કરી દીધું. કડિયા, સુતાર ને રંગારાનું કામ તેણે પોતાને હાથે જ કર્યું. તનતોડ મહેનતથી શરીર થાકી જાય ત્યારે પોતાના એ પ્યારા ગદ્ધાને બુચકારી-પટાવી તે કામે લગાડી દેતો. જુવાનનો સ્વભાવ પહેલેથી જ મોજીલો તો હતો. ઇસુને પગલે ચાલતા આ ખુશમિજાજ ઓર ખીલી ઊઠ્યો. ભૂખ-તરસ, ઘૃણા, અપમાન સાથે એના એના નિજાનંદમાં નવી ભાત પડી.

પહેલી વાર એને ગળે માગ્યોભીખ્યો ટુકડો નહોતો ઊતરતો ત્યારે એણે પોતાના પ્યારા ગદ્ધાને કહ્યું હતું :

'દોસ્ત' આપણી મહારાણીસાહેબા ગરીબીએ પોતાને હાથે આ વાનગી તૈયાર કરી આપી છે તેને પાછી ઠેલાય? તું પણ યાર, ગજબનો છો હો ગદ્ધા!'

પછી તો એવા ટુકડા આરોગવામાં ગદ્ધો આનાકાની કરતા ભૂલી ગયો આ પાગલ તરફ ગામ ખિખિયાટા કરતું ત્યારે તે કહેતો: 'અમે તો છીએ માલિકનાં મૂરખા' પણ જગડાથ્યા ડકાપણ ડોળના રેલા ને આ મૂરખાની જમાત વધતા માંડી તેના રાજમહેલ જેવા મકાનમા નહોતી જામતી એવી મહેફિલ એણે ધૂળિયા મારગે જમાવી ઉમરાવો પોતાની માલમિલકત લૂંટાવીને એની હાલફૂઝીરીમા હોંશેહોંશે જોડાવા લાગ્યા. ઈશુના પ્રેમ-મંદિરમા ઊજળા જીવનની ઈંટો મુકાવા માંડી જીર્ણોદ્ધારનુ કાર્ય ઝપાટાબંધ વધી ગયું.

આપણા જુવાને ઈશ્વરના નામ પર બધુ જ લુટાવી દીધુ હતુ. તેનુ સદાનું સંગાથી હતુ એક માત્ર બાઈબલ ભગવાનના શબ્દો એ વાચતો ને ઉઘાડા આભ નીચે નાચી ઊઠતો એક દિવસ એ રસ્તાને કાંઠે બેસી બાઈબલ વાચતો હતો ત્યા એક ભિખારણ આવી અત્યંત દયામણે સ્વરે બોલી:

'ભાઈ, ત્રણ દિવસ થયા મારા છોકરાના મોમા અન્નનો દાણો નથી ગયો ભગવાનને ખાતર કાંઈક આપ તારું ભનું થશે'

જુવાન તો એકીટશે આ દરિદ્રતાની મૂર્તિ સામે જોઈ રહ્યો. તે પોતે પણ ભિખારી હતો એની પાસે શું હતું તે આપે? એણે થોડીવાર વિચાર કર્યો ને પેલી બાઈના હાથમા બાઈબલ આપી દેતા બોલ્યો:

'બેન, આ ચોપડીને વેચી નાખજે જોને, ખાસ્સી દળદાર છે. તેમાથી જે આવે એનાથી તારા છોકરાને ખવરાવજે.'

ભિખારણ દુઆ દઈ ચાલી ગઈ. જુવાનની આંખોમાથી આંસુની ધારા ચાલી ધ્રુસકે ધ્રુસકે પડી તેણે પ્રભુની માફી માગતા કહ્યું:

'નાથ' મારો ગુન્હો માફ કરજે મેં તારા શબ્દોને આપી દીધા છે તારા શબ્દોનું પાલન કરવા માટે'

ઇસુના માર્મિક શબ્દોને સજીવન કરનાર એ જુવાનનુ નામ સંત ફ્રાન્સીસ. આસીસી એના નામથી ધન્ય બની ગયું.

## હાય રામ!

હાય રામ! આ તો કેવો ત્રાસ?
એક બાજુ ઘેરૈયાનું ટોળું છડેચોક
ફાટ્યે મોઢે ગાય ફાગ, હીણા કરે હાસ-ઉપહાસ,
અને આમ જોઉં ત્યાં તો કાંઈ શેકટોક!
માંદલું મંગલ કહે હોઠ ફફડાવી
આંખો કરો બંધ, કરો કાન બંધ, કરો ઉપવાસ!
ક્યાંય કેમ મળે નહીં, કોઇ એવી ચાવી?
જિંદગીનાં ખૂલે દ્વાર, નગદ, નવીન, નિર્ભય
માનવીને મળી જાય હાડસાચો સહજ હુલાસ.
હાય રામ! આ તે કેવો ત્રાસ!

મકરન્દ દવે

## દૂહો ને દરવેશ

વનમાળી ને વાંસળી, આંખલડી ને મેશ
(પણ) અદકી જામે જોડ, જો દૂહો ને દરવેશ
બંધૂક ફૂટ્યે રાતમાં ગરજી ઊઠ્યું આભ
મયૂરા જાગી સામટા બોલ્યા કે 'મે આવ.'
મેં દીઠી એક આંખડી જે વાદલડી જેમ
જૂઠીને વરસી પડે શતશત ધારે પ્રેમ
આપો જે ના કંથડો, કહ્યાથી મુજ કહેણ
કાગા! એ નૈં આવશે, ઠાલા કાઢ મ વેણ.
માંગેલુ" મનનું મળે, લંબાઉં જો હાથ
(પણ) જીવન માંગ્યું ત્યારથી, રહે ના માંગ્યા હામ.

ચિનુભાઈ મોદી

આંધી:
કશી આંધી!
ચાલ્યા ગયા?
ના, આ સમાધિ!
આમૂલ ક્રાન્તિ!
સત્ય કે ભ્રાન્તિ?
શાન્તિ! શાન્તિ? શાન્તિ?!

જયીન્દ્ર આચાર્ય

## ધરતીની વાચા

ધરતીને જો વાચા ફૂટે,
ધરતીની જો ધીરજ ખૂટે,
અંતરમાંથી બોધ વછૂટે:
'મારાં બાળક મને જ લૂટે?—'
ધરતીને જો વાચા ફૂટે

જો ધરતીને ફૂટે વાચા,
ખીલી ઊઠે શબ્દો સાચા;
'ક્યાંનો માલિક? કેવું સારું?
પુતર થઈને મારે પાડું?
વસમાં બંધન ક્યારે તૂટે—'
ધરતીને જો વાચા ફૂટે.

વાચા જો ફૂટે, ધરતીને,
કપૂતને પણ નોતરતી ને
બોલે: 'સહુએ બાળક મંપી
આવો મારે ખોળે જંપી.'
કેવા અમલ કસુંબા ઘૂંટે!—
ધરતીને જો વાચા ફૂટે.

ફૂટે ધરતીને વાચા જો,
વેણે ફૂલ ઝરે સાચા તો:
'કરો કામ સહુ ગાતાવાતાં
રમોજમો સહુ રાતાંમાતાં.'
માય, સુણે ને જીવી જાણે
એ તો વૈકુંઠ અહિંયાં આણે
આભ-ધરા કેરા સંપુટે—
ધરતીને જો વાચા ફૂટે,

વસંત વ્યાસ

## યદિ

હું
વિવેકને પગલુછણે
ડગલું ભરું તે મૂકતો જાઉં યદિ તો
કેવો રહે ચોખ્ખોચણક
આ જિંદગીનો ઓરડો!

ચૈતન્ય વેદ

# વાયરા

**ઇવિનભાઈ શાહ**

દેશની એકતા હો કે કોંગ્રેસનું સંગઠન હો, આંસુ પડાવ્યા વગર સમાજવાદ લાવવાનો હોય કે ઉધામા ભરેલી દુનિયાને શાંતિનો આણવાયુ ટોળાને છીવાડવી હોય, જવાહરલાલ નેહરુ એકાદ તો પોતાની પ્રતિમૂર્તિ મૂકી જાય એવી વાંછના દેશે લાંબા વખતથી સેવી છે.

વિધુર પિતાના રાષ્ટ્રીય વ્યાસંગમાં વિધવા પુત્રી એવા અંતર ઉમેરીને હવે લાગ્યાં છે કે બરોબર પરસેવો પાડીને ઇંદિરાબહેન પંડિતજીના વારસદાર તરીકે ઉપસી રહ્યાં છે. પંડિતજીના વારસદાર તરીકે એ વડાપ્રધાનપદના અનુગામી બને કે ન બને—એમને એ રીતે બોલાવાય કે ન બોલાવાય—પરંતુ પંડિતજીની મનોકામનાઓ અને સમન્વય-શીલ કુનેહના વારસદાર તરીકે ઇંદિરાબહેનને પ્રસ્થાપિત થતાં હવે જોઈ શકાય છે.

આ એક મહિનામાં ઇંદિરાબહેને સંપૂર્ણ ચૂપકીદીમાં કેટલાંએ કામ ભારે પાર પાડ્યાં. રાષ્ટ્રીય એકતા સમિતિ પાસેથી પૂરા એક અઠવાડિયા સુધી તેમણે સવારના સાતથી સાંજના વાળુ ટાણા સુધી બરોબર કડેધડે કામ લીધું અને આવા કૂટ પ્રશ્ન પર સર્વાનુમતવાળો અહેવાલ પેદા કર્યો.

ઇંદિરાબહેનના પુરુષાર્થને સમિતિમાં નજરે જોનાર અશોક મહેતા છક થઈ ગયા હતા. સાથેસાથ મોંઘવારીની ભીંસમાં અકળાઈ રહેલા દેશની આંખ વર્તીને મોંઘવારીની સાથેસાથે ભપકા અને નફાખોરીના ગુલતાનને નાથવા માટે નંદાજી અને બીજા કોંગ્રેસ મોવડીઓને પીઠબળ આપવામાં ઇંદિરાબહેને ઘણો ભાગ ભજવ્યો છે. કોંગ્રેસ સંસ્થામાં દેખાતી તિરાડો પર પીલાસ્તરનાં થીગડાં મારવાને બદલે એના બંધારણના પાયા મજબૂત કરવા માટે મહતાબ, ત્યાગી અને અજીતપ્રસાદ જૈનના જૂથને પણ ઇંદિરાબહેને પ્રોત્સાહન આપ્યું છે. દામોદરન સંજીવૈયાને કોંગ્રેસનું પ્રમુખપદ ચલાવવામાં પણ ઇંદિરાબહેનનું મજબૂત માર્ગદર્શન છે.

કોંગ્રેસ સંસ્થામાં પ્રાંતેપ્રાંતથી અંદરોઅંદરની આગ ઠારવા માટે બંબાની બૂમાબૂમ થઇ રહી છે. રાજસ્થાનમાં શિસ્તની એક જ લાકડીએ ઝુઝુર્ગ કોંગ્રેસી જયનારાયણ વ્યાસ અને ફોજદારમાંથી કોંગ્રેસવડા બનનાર શ્રી. કુંભારામ આર્યને હાંકવાનું બની ન શક્યું. ફૂંકું કથરોટને ક્યાંથી કાળું કહે? જયનારાયણ વ્યાસે તો છડેચોક કોંગ્રેસની ટિકિટ કપાવનાર કેટલાક ઉમેદવારોની કારકીર્દી યાદ કરાવી વિરોધ કરવાનું પાણી મૂક્યું હતું. પરંતુ જયનારાયણ જેવા આજીવન કોંગ્રેસીઓ વગર કોંગ્રેસ વરવી નહોતી લાગવાની. ત્યારે કુંભારામ આર્યની પાછળ મધપૂડા જેવા બાઝેલા જાટ જૂથને છંછેડવાનું વસમું લાગતું હતું.

મધ્યપ્રદેશમાં હાઈકમાન્ડની કારી ફાવી નહિ અને માંડવેથી પાછા ફરનારા ગુરતિયા જેવા હાલ ડૉ. કૈલાસનાથ કાટજુના થયા. મધ્યપ્રદેશ અંદરથી ભભૂકવા લાગ્યું છે અને મોંઘવારી સામે જનસંઘ, સમાજવાદીઓ અને સામ્યવાદીઓએ જે રીતે જંગ ભરી દીધો તેથી ચોંકી ઊઠેલા નવી દિલ્હીએ ખડું કચવાતે મને હજુયે એમની જુની શક્તિથી બીકાળા લાગતા પંડિત દ્વારકાપ્રસાદ મિશ્રને રાજદ્વારી સત્કારનું પાણી છાંટીને બેઠા કરવા નિર્ણય લીધો છે.

બિહાર, ગુજરાત, પંજાબ, ક્યાંય કોંગ્રેસ સંસ્થાને ચેન નથી. લાજઆબરૂ સાચવવાનું સહેલું નથી.

આ મૂંઝવતી પળોમાં બેત્રણ આશાના ઝબકારા લાધ્યા છે.

કોંગ્રેસની ધરમૂળથી નવેસરથી માંડણી કરવા મહતાબ, નંદા, ત્યાગી, ઇંદિરા કામે લાગી ગયાં છે. આવતા અઠવાડિયાઓમાં કોંગ્રેસ કારોબારી અને મહાસમિતિ પાસે એના મુસદ્દાઓ આવશે.

દેશ હવે સ્વતંત્રતાની લડત અને સ્વરાજોત્તર

લાગણીવશતામાંથી બહાર નીકળ્યો છે ને સો ટચના એના જેવી ચોખ્ખીનેચટ હિંમતભરી આર્થિક દોરવણી માગી રહ્યો છે. કોંગ્રેસની અંદરના અકળતા વહેણોમાંથી રહી રહીને સાફ આર્થિક કાર્યક્રમ તરી આવી રહ્યો છે. નેહરુના અભી એમને મળી રહ્યા છે. હવે દેશ અને તેની નેતાગીરીને આર્થિક નીકમાં જ વહેવાનું રહેશે એ હિંમતી પદાર્થપાઠ કોંગ્રેસ અપનાવવા લાગી છે. કોંગ્રેસનો એમાંથી કાયાકલ્પ આવે પણ ખરો.

અને લોકશાહીના શિરકળશ સમી પાર્લામેન્ટે પહેલી જ બેઠકમાં જે જાગૃતિ બતાવી છે એ યાદગાર બની જાય તેવી હતી. ખેતીપ્રધાન શ્રી. પાટીલના જમીન અંગેના તથા શેરડીના વાવેતર માટેના ભાવો અંગેના ધારાઓ પર ચર્ચાના ઘણુ મારીને એનો જે નવો ને લોકોને રુચે તેવો ઘાટ ઘડ્યો તેને માટે પાર્લામેન્ટને જેટલી વધામણી આપીએ તેટલી ઓછી છે.

## રાજનીતિ અને કળા

રાજનીતિ અને કળા એ બેમાં પ્રથમ ઉત્પત્તિ કોની થઈ એ વાત તો વિવાદાસ્પદ છે; પરંતુ એક વાત તો અત્યંત સ્પષ્ટ છે જ કે રાજનીતિ અને કલા બંનેને પોતપોતાનાં અલગ અલગ ક્ષેત્રો છે. રાજનીતિ રાજ્ય અને પ્રજા સાથે સંબંધિત છે. શાંતિ અને શાસન, વ્યવસ્થા અને નિયંત્રણ એ રાજનીતિનો ઉદ્દેશ છે. કળાનો ઉદ્દેશ છે માનવીય હૃદયની કોમળતમ વૃત્તિઓને જાગરુત કરીને, કઠોર ધરતીના જીવનમાં એક સરસ, મસ્ત અને ચેતનામય સ્વર્ગીય સૃષ્ટિની રચના કરવાનો. સ્પષ્ટ રીતે જ રાજનીતિ અને કળાનું કાર્યક્ષેત્ર મૌલિક છે. જો આપણે રાજનીતિને માનવ સમાજ પરનું એક બળવાન નિયંત્રણ-યંત્ર માની લઈએ તો પછી કળાને માનવીય આત્માનું ચિરંતન સત્ય અને સ્વેચ્છામય સરળ વૃત્તિ કહી શકીએ છીએ.

રાજનીતિ મનુષ્ય સમૂહ, જાતિ, સમાજ, રાષ્ટ્ર અને આન્તરરાષ્ટ્રીયતાનું એક સંગઠન છે. કળા મનુષ્ય જીવન અને તેણે બનાવેલા ઢાંચાઓનો એક આદર્શ છે. એમાં નથી કોઈ બંધન, નથી તો એને કોઈનું પણ નિયંત્રણ સ્વીકાર્ય. રાજનીતિ—વિશેષ પ્રકારની એક સંગઠનાની જોર-જબરદસ્તીથી, કળાને બંધનમાં બાંધવાને ચાહે લાખ દાપડા કરે પણ કળા કદી પણ કોઈનું નિયંત્રણ સહી શકતી નથી. વાસ્તવમાં વાત તો એ છે કે અગર કળા કોઈનું પણ નિયંત્રણ સ્વીકારે તો ત્યારે તેનું તો મૃત્યુ જ થયું ગણાય. પછી તે કળા કળા ન રહેતાં 'પ્રચાર'ના રૂપમાં પરિવર્તિત થાય છે. શાશ્વત અને વિશુદ્ધ કળાનું મૌલિક અસ્તિત્વ અહીં જ સમાપ્ત થઇ જાય છે. કળા પોતાના જીવનની સહાયક બની રહે એવી રાજનીતિની આકાંક્ષા કાંઈ નવીસવી નથી. ઈતિહાસ એ વાતનો સાક્ષી છે કે જ્યારે પણ કળા રાજનીતિના પ્રચારને પુષ્ટ કરવામાં જોતરાઈ ત્યારે તે કળા કળા તો ન જ રહી પણ કળાનું એક હલકટ પાંડુવર્ણું નકલિયું સ્વરૂપ જ બન્યું. કળાને સ્વચ્છ વાયુ જોઈએ, એને રાજનીતિની ગંધ ન જોઈએ. સ્થિર કે અસ્થિર રાજનીતિનાં દ્વંદ્વોમાં કળાનું વાસ્તવિક રૂપ તો પ્રાયઃ લુપ્ત જ થાય છે. સદૈવ કળા ખીલી છે શાંતિમાં—દઢ કલાકારના અવિચલ આક્રાંત રહિત અને પ્રબુદ્ધ પ્રકાશિત માનસ લોકમાં. —બાલમુકુંદ મિશ્ર

### સુધારો

પાનું ૩ પહેલી કૉલમ ૧લી પંક્તિ—તો ને બદલે તે.
પાનું ૪૧ બીજી કૉલમ ૨૬મી પંક્તિ—સાજને બદલે સમાજને.

# હિંદી અર્થતંત્રની પાયમાલી

દાદાભાઈ નવરોજજી

હવે હિંદુસ્તાન ઉપર એક નવી જ આફત આવી પડશે એવી ધાસ્તી રહે છે. અત્યાર સુધી હિંદુસ્તાનની ભૂમિના પૃષ્ઠ ભાગ ઉપર જે ધન હતું તે ઇંગ્લંડ ઉઠાવીને સાફ કરી ગયું છે. હવે પછી હિંદુસ્તાનની ભૂમિની અંદરનું ધન પણ ત્યાં લઈ જવામાં આવશે અને હિંદુસ્તાન લાચાર બનીને જમીનદોસ્ત થઈ જશે. તેની મૂડી ઇંગ્લંડ લઈ ગયું છે. હવે હિંદુસ્તાનમાં જે ખનિજ સંપત્તિ છે અને જેને ખોદી કાઢવા માટે મોટી મૂડી અને કિંમતી યંત્રો જોઈશે તે ખનિજ સંપત્તિને લઈ જવાને માટે એ જ મૂડી અહીં પાછી લાવવામાં આવશે. તદ્દન હલકા દરજ્જાનું શારીરિક તેમ જ બૌદ્ધિક વૈતરું કરનારા લોકોને મળતું વળતર બાદ કરતાં બાકીની બધી સંપત્તિ યુરોપિયન લોકો અહીંથી હોઈયાં કરી જશે અથવા જુદે જુદે રૂપે ત્યાં હરણ કરી જશે. આ હરણ પ્રથમ નોકર તરીકે પગારના રૂપમા અને પછીથી વેપારના નફા કે ડિવિડંડના રૂપમાં થશે; અને ગરીબ બિચારી ભારતભૂમિને પોતાના સંતાનોને હલકી કોટીના કામ કરવાની પણ તક મળી તે માટે પોતાના નસીબનો પાડ માનવાનો રહેશે! અને હિંદુસ્તાનમાં ખૂબ ખનિજ સંપત્તિ મળી આવી છે અને હિંદુસ્તાન ઉપર ભારે મહેર વરસી છે એવી ઘોષણાઓ કરવામા આવશે. આજે રેલવે, પરદેશ સાથેનો વેપાર વગેરેનો વિકાસ થયો છે તે માટે નગારાં વગાડીને અમારા કાન ફોડી નાખવામાં આવે છે...

બ્રિટિશ મૂડી આજે બીજા દેશોમાં જાય છે અને તે હિંદુસ્તાનમાં પણ આવે છે એ ખરું છે, પણ તે બેમાં એક મોટો તફાવત છે. બીજા બધા દેશોને બ્રિટિશ મૂડીદારો પોતાના પૈસા વ્યાજે ધીરે છે અને તેમની સાથેનો સંબંધ તેટલા પૂરતો જ રહે છે. તે દેશોના લોકો એ મૂડીનો પોતાની મરજી પ્રમાણે ગમે તેવો ઉપયોગ કરે છે અને મૂડી ધીરનાર શાહુકારને ફક્ત વ્યાજ આપે છે; અને કેટલીક વખત તે પણ મળતું નથી તેથી તેમનું અમુક નુકસાન પણ થાય છે. પરંતુ હિંદુસ્તાનનો મામલો આથી સાવ જુદો છે. અહીં બ્રિટિશ મૂડીવાળાઓ કેવળ વ્યાજે પૈસા ધીરીને થોભતા નથી, પણ પોતાની મૂડીની સાથે સાથે આ દેશ ઉપર ચઢાઈ લઈને આવે છે. આ મૂડીની સહાયથી જે ધન પેદા થાય છે તે તેમના જ દેશબાંધવો મોટે ભાગે આ દેશમાં વાપરી નાખે છે અને બાકીનું નફા કે ડિવિડંડને રૂપે ઇંગ્લંડ ખેંચી જાય છે.

અંગ્રેજ લોકોની નિમણૂકો કરવાની હાલની નીતિ તેથી હાનિકારક છે અને તે બંધ કરીને તેને બદલે હિંદુસ્તાનની તાકાત વધે અને ખુલ્લી હરીફાઈમા પોતાના સ્વાલંબનને જોરે તે ટકી રહેવાને સમર્થ ન થાય ત્યા સુધી, જે ધંધાઓ હિંદુસ્તાન પોતાની મૂડીથી કાઢી શકે તેમ ન હોય તે બધા ધંધાઓ સરકારે તેની વતી કાઢવા જોઈએ અને એ કામ હિંદી લોકો મારફતે કરાવીને તેમને તે માટે કેળવવા જોઈએ આવું થશે ત્યારે જ હિંદુસ્તાનના આખા શરીરમાં ફરી લોહી વહેતું થશે. હિંદુસ્તાનને બ્રિટિશ મૂડીની અત્યંત જરૂર છે એ વાત ખરી; પણ તેને બ્રિટિશોની એકલી મૂડી જ જોઈએ છે; બ્રિટિશો પોતાની મૂડીની સાથે આ દેશ ઉપર સવારી કરે અને મૂડીની સાથે તે જ મૂડીની મદદથી પેદા થતું ધન તે લોકો જ પડાવી જાય એ હિંદુસ્તાનને પરવડે તેમ નથી.

હિંદુસ્તાનના લોકોના જીવિત અને વિત્ત સુરક્ષિત છે એમ કહેવું એ કેવળ એક કાલ્પનિક કથા જ છે. વસ્તુસ્થિતિ જોતાં એવું કશું જ દેખાતું નથી. એક અર્થમા અથવા એક રીતે જોતાં હિંદી જીવિત તથા વિત્ત સુરક્ષિત છે. એટલે કે લોકોના એકબીજા ઉપર થતા અત્યાચાર અથવા હિંદી

આપખુદ રાજાઓના અત્યાચારોમાંથી લોકો સુરક્ષિત છે. એટલા પ્રમાણમાં લોકોનાં જીવિત અને વિત્તની સલામતી સિદ્ધ થઈ છે અને તે માટે હિંદ બ્રિટનનું હંમેશ ઋણી રહેશે. પણ ઈંગ્લંડ પોતે જે લૂંટ ચલાવી રહ્યું છે તેનાથી હિંદુસ્તાનમાં વિત્તની અને તેથી જ જીવિતની પણ લગીરે સલામતી રહી નથી. હિંદુસ્તાનની સંપત્તિ સુરક્ષિત નથી. જો કોઈ ખરે-ખર સુરક્ષિત હોય તો તે કેવળ ઈંગ્લંડ જ છે. અને તેથી હાલના હૂંડિયામણના દર મુજબ તે દર વરસે હિંદુસ્તાનનું ત્રણથી ચાર કરોડ પાઉન્ડ જેટલું ધન અહીં ને અહીં જ હોઈયાં કરે છે અથવા લૂંટીને પોતાના દેશમાં લઈ જાય છે ... તેથી હું એમ કહેવાની હિંમત કરું છું કે, હિંદુસ્તાનમાં પ્રજાનાં જીવિત અને વિત્તની સલામતી નથી; એટલું જ નહીં, પણ શાન અને ડહાપણ પણ સુરક્ષિત નથી. અર્ધું પેટે જીવવું, ભૂખમરાથી મરણશરણ થવું, અથવા દુકાળને લીધે કે રોગચાળાને લીધે મરવું, એ જ હિંદુસ્તાનના લાખો લોકોનું જીવન છે એમ કહી શકાય.

* * * જે દ્રવ્યાપહરણનું પ્રમાણ આ (ઓગણીસમા) સૈકાની શરૂઆતમાં દર વરસે ત્રીસ લાખ પાઉન્ડ જેટલું હતું, તે વધીને આજે ત્રણ કરોડનું થયું છે. મહમદ ગઝનીએ અઢાર સવારીઓ કરીને અઢાર વખત હિંદુસ્તાનને લૂંટયો એમ ઈતિહાસના જાણકારો કહે છે; પણ એ અઢારેય સવારીઓ મળીને તેણે લૂંટેલી કુલ સંપત્તિ તમે (અંગ્રેજો) જેટલી સંપત્તિ દર વરસે હિંદમાંથી લૂંટી જાઓ છો તેનાથી તો ઓછી જ હતી. બીજું, તેણે હિંદુસ્તાનને જે ઘા કર્યા તે કંઈ નહીં તો અઢારમા ઘા પછી થતા અટક્યા હતા. પણ જે ઘા તમે કરો છો અને તેથી જે રક્તપાત થાય છે તેનો અંત જ આવતો નથી. જેમ ઋતુઓનું ચક્ર નિયમિતપણે ચાલુ હોય છે, તેમ અમે જીવીએ કે મરીએ, ગમે તે થાય તો પણ અમારા પેદા કરેલા ધનમાંથી ત્રણ કરોડ પાઉંડ જેટલું ધન અમારે દર વરસે દેશની બહાર રવાના કરવું જ રહ્યું.

તમારું આ વૈભવશાળી સામ્રાજ્ય હિંદી જનતાના પૈસા અને લોહીના પાયા પર ઊભું કરેલું છે. યુદ્ધોના આ જબરદસ્ત ખરચાને લીધે તેમ જ તમે દર વરસે હિંદના દ્રવ્યનું જે અપહરણ કરો છો તેને પરિણામે, હિંદુસ્તાન પૂરેપૂરો થાકી ગયો છે અને તેને રક્ત-સ્રાવ થઈ રહ્યો છે. આજે જો એ રક્તસ્રાવને લીધે હિંદુસ્તાન મરણપંથે પડયો હોય તો તેમાં નવાઈ પામવા જેવું કંઈ નથી.

* * હિંદુસ્તાનની આર્થિક અને નૈતિક પાયમાલી જો આવી રીતે જ ચાલુ રહેશે તો એક ભયંકર ઉત્પાત થયા વિના રહેવાનો નથી, એ રસ્તે ચાલતા આંધળાને પણ સૂઝે તેવું છે. એ ઉત્પાતને પરિણામે કાં તો હિંદુસ્તાન જાતે આપખુદ રાજસત્તાની એડી નીચે કચડાતું જઈને આખરે વિનાશ પામશે, યા એ વિનાશક સત્તાનો ઉચ્છેદ કરી નાખશે.

દાદાભાઈ (જન્મ ૧૮૨૫)

[ઇ. સ. ૧૮૮૦માં લખેલ – 'દાદાભાઈઝ સ્પીચીઝ ઍન્ડ રાઇટિંગ્ઝ'માંથી]

## આત્માની સરભરા

એક દિવસ રસ્તામાં ધર્મગુરુ હિલેલને તેમના એક શિષ્યનો ભેટો થઈ ગયો. અને શિષ્યને પૂછ્યું: 'તું ક્યાં જઈ રહ્યો છે?'

શિષ્યે કહ્યું: 'ઘરમાં મહેમાન છે એમની સરભરા કરવા.'

'શું તારે ઘેર રોજ મહેમાન હોય છે?' ગુરુએ પ્રશ્ન કર્યો.

'હા, ગુરુદેવ. આત્મા એ શરીરનો મહેમાન નથી તો શું છે? આજે એ અહીં છે. કાલે એ જતો રહેશે!'

ગુરુ શિષ્યનો આ જવાબ સાંભળી શિષ્યને ભેટી પડયા અને બોલ્યા: 'જે આત્માની સરભરા કરે છે એની સરભરા આખું જગત કરે છે.'

ભૂપેન્દ્ર ત્રિવેદી

# " આશા–કુટિર "

'શિવપ્રકાશ'

ત્રણ વીશી અને માથે એક-દોઢ દાયકો વટાવી ચૂકેલું આયખું, નેતરની લાકડીને ટેકે, ધીરે ધીરે ચલાવતાં, પુંડરીકરાય રાત્રિના દશ વાગે 'આશા કુટિર'ના બારણામાં આવી ઊભા રહ્યા. લાકડીને બારણામાં ટેકવી, ઝભ્ભાના ખિસ્સામાંથી આસ્તેથી કૂંચી કાઢી, અને અવસ્થાને કારણે ધ્રૂજી રહેલા હાથે તાળું ઉઘાડયું, અને તાળું-કૂંચી બારણાની સાંકળમાં લટકાવી, પરસાળ સુધી ધીમે ધીમે ચાલીને પહોંચ્યા અને થાક ઉતારવા હિંડોળા પર બેસી ગયા.

પુંડરીકરાય બાલકૃષ્ણ એ નામે ભાગ્યે જ કોઈ તેમને ઓળખતું. પુંડરીકરાય હેડમાસ્તરના નામથી જ તેઓ ઓળખાતા; જો કે શિક્ષક તરીકેની તેમની કારકિર્દી બે દસકા પહેલાં, પૂરી થઈ હતી. પુંડરીકરાય જ્યારે હેડમાસ્તર હતા ત્યારે જે પેઢીને શિક્ષણ આપ્યું હતું તે આજે વિદ્યમાન તો હતી જ; પરંતુ તે પેઢીના બાળકો પણ શિક્ષણ લઈ રહ્યાં હતાં એટલે પુંડરીકરાયનું તુલનાત્મક મૂલ્યાંકન કરવામાં 'હેડમાસ્તર'નું વિશેષણ સૂચક ભાગ ભજવતું, અને તેમની ભૂતકાળની સિદ્ધિનું દ્યોતક હોઈ, વિદ્યમાન પેઢી તેનું અમરત્વ સ્વીકારતી.

પુંડરીકરાય હિંડોળા પર બેઠા. આજે તેમનું મન, ચોતરફ વ્યાપેલ અંધકાર પેઠે નિરાશામાં ડૂબી ગયું હતું. સામાન્ય રીતે તેઓ ફરીને સાત વાગે ઘેર આવી જતા. આજે મોડું થયું હતું. કારણ, તેઓ 'આશા-કુટિર'ના માલિક દેવજી વશરામને છેલ્લીવાર મળવા ગયા હતા અને ત્યાંથી ભગ્નહૃદયે પાછા ફર્યા હતા.

વાત આમ તો સાવ સાદી હતી. જે મકાનમાં પુંડરીકરાય બે પેઢીથી રહેતા હતા તેના છેલ્લા માલિક દેવજીએ, ઘર ખાલી કરાવવા કૉર્ટ મારફત નોટિસ આપી હતી. તે મુદતનો આજે છેલ્લો દિવસ હતો. જૂનાગઢની નાગરી નાતમાં તેમનો જે માન-મરતબો હતો તેથી અનેકગણો 'હેડમાસ્તર પુંડરીકરાય' તરીકે ગામમાં હતો. તેથી પોતે દેવજીને વાત કરશે એટલે તે માની જશે એમ ધારીને આજ સુધી હૈયે ટાઢક રાખી હતી પરંતુ જૂની પેઢીના એ બુઝર્ગ પુરુષને, નવી પેઢીના દેવજીએ જે શબ્દો કહ્યા, તે સાંભળીને પુંડરીકરાય પ્રથમ તો હેબતાઈ જ ગયા. દેવજીએ કહ્યું હતું:

'મારા બાપ તમારી પાસે ભણેલા એ બરોબર; તમે જીંદગી એ મકાનમાં કાઢી છે એ પણ સાચું; પરંતુ હવે જ્યારે મારે એ મકાન જોઈએ જ છે, ત્યારે તમારે તે તાત્કાલિક ખાલી કરી આપવું જોઈએ. આવતી કાલે મને કબજો નહીં સોંપો, તો કૉર્ટની હાથકડી હેડમાસ્તરના હાથની આમન્યા રાખશે નહીં!'

બહુ થઈ. આટલું સાંભળીને પુંડરીકરાય ત્યાંથી ચાલી નીકળ્યા હતા.

ખાટ ઉપર થોડીવાર આરામ લઈ, તેમણે મીણબત્તી સળગાવી. વીજળીનો પ્રકાશ આ ઉંમરે તેમની આંખને ત્રાસદાયક લાગતો. મીણબત્તીને, તેના જ માપની ઉપરથી ખુલ્લી કાચની પહોળી શીશીમાં રાખતા, જેથી સરલતાથી ગમે ત્યાં ફેરવી શકાય. તેનો ઝાંખો, એકધારો, સ્થિર પ્રકાશ પુંડરીકરાયને આહ્લાદક લાગતો, અને તેઓ ઘણી વાર અનિમેષ નયને તેની સામે તાકી રહેતા. આજે મીણબત્તીનો આછો પ્રકાશ તેમની જૈફ પ્રતિભાને ઘેરી વળ્યો. ચામડીના ઊજળા રંગ ઉપર માથાનાં અને

ભ્રમરનાં એકદમ સફેદ અને મુલાયમ વાળ, વૃદ્ધત્વના હિમાલયની ચોટીની ધવલતા આકર્ષક રીતે દર્શાવી રહ્યા. આંખ અને મુખ ઉપરની શિથિલ ત્વચા, હોઠની લાલાશમાં ગૌણ લાગવા માંડી. નાકની દાંડીમાંથી નાગરી અભિમાન વાતાવરણમાં પ્રસરી રહ્યું. પગની ધીમી ધીમી ઠેશથી પુંડરીકરાય હિંડોળાને આગળ-પાછળ ઝૂલાવી રહ્યા. અને સાથે સાથે તેમનો ભૂતકાળ તેમના વર્તમાન સાથે તાલ દેવા લાગ્યો.

આશા–કુટિર!

આજે તે જ કુટિરમાં તેઓ નિરાશામાં સૂનમૂન બેસી ગયા છે. પોતાની આખી જીંદગી અને તેનો ઇતિહાસ આ કુટિરના એકેએક પથ્થરમાં વણાઈ ગયો છે. બાલ્યાવસ્થાથી માંડીને આજસુધીમાં આ જ મકાનમાં તેમણે માનવ–જીવનની કથા ભજવાતી જોઈ હતી.... સુખદુઃખ–આશાનિરાશા–ચડતીપડતી–જીવન-મૃત્યુ–તેમના અનુભવમાં શું બાકી રહી ગયું હતું? આજે તેઓ સાવ એકલા, એકાકી જિંદગીની કટુતા સામે હામ ભીડી રહ્યા હતા... છેવટે આ બધાનો સરવાળો, કઈ સિદ્ધિ દર્શાવતો હતો? તેમની આંખમાં ઝળઝળિયાં આવી ગયા. હાથવડે આંખ સાફ કરી તેઓ રસોડામાં ગયા; થોડું પાણી પી સ્વસ્થ થયા. દૂધ ગરમ કર્યું અને તેમાં ઑવેલ્ટીન નાખી પી ગયા. સૂવાના ઓરડામાં આવીને પલંગ પર આડા થયા. દૂર ટાવરમાં બારના ટકોરા થયા. મધ્ય રાત્રિ તો પૂરી પણ થઈ. બારીમાંથી બહાર જોયું—સ્વચ્છ આકાશમાં સ્વર્ગંગંગા જાણે સહેલીઓ સાથે નીકળી પડી હતી, અને ચારે તરફ પિતાની ગેરહાજરીમાં નાચકૂદ કરતાં બાલગણ જેવા ટમટમતા તારા નિરંકુશ ચમકી રહ્યા હતા.

પુંડરીકરાયને આજે ઊંઘ હરામ થઈ ગઈ. પથારીમાં સૂતા સૂતા પોતાની જ મૂર્ખાઈ પર મનોમન હસી રહ્યા. ભાડૂતી મકાન ખાલી કરવું પડે તેવી શક્યતાનો આજ દિવસ સુધી વિચાર કેમ કર્યો નહીં હોય? આ કાંઈ બાપદાદાનું મકાન થોડું હતું? એ પેઢીથી રહેતા આવ્યા તેથી શું થઈ ગયું?

વિચાર પ્રવાહ આગળ ચાલ્યો.

દુનિયા પણ કેવી બદલાઈ ગઈ છે! જે પેઢીને પોતે ભણાવેલી તે આ દેવજીના બાપ વશરામનો જ દાખલો લ્યો ને! પોતાની પાસે ભણી ગયેલો—પણ કારીગરનો દીકરો—કેટલુંક ભણે? માંડ છ ચોપડી પૂરી કરી. પોતે જે મકાનમાં રહેતા—બાલાશંકર બ્રાહ્મણનું—તે વશરામે ખરીદી લીધું. તેમાં ફેરફાર કરી એક ભાગ, નવો સાજ સજાવીને, હેડમાસ્તરને કાઢી આપ્યો. અને વિધિની વિચિત્રતા કેવી? નવા મકાનનું નામ પણ પોતે જ શોધી આપેલું: 'આશાકુટિર'! અને વશરામે ત્યાં સુધી કીધું હતું:

'અરે, સાહેબ! એ શું બોલ્યા? તમે મારા ગુરુ; તમારું ભાડું હોય? ભલે તો.... માન રાખું છું—એક રૂપિયો આપજો!'

સુખદ સ્મૃતિ પણ અસ્થાને હોય તેમ મચ્છરના ગણગણાટે તેમનો મિજાજ બગાડી નાખ્યો. તેમણે હાથની એક ઝાપટ મારી—પોતાને જ વાગી; વિચારધારાને પણ કટુતાનો રંગ લાગ્યો.

ક્યાં એ વશરામ અને ક્યાં એનો દીકરો! જો કે વશરામ અચાનક ગુજરી ગયો અને પોતે, સમજીને જ ભાડું પંદર રૂપિયા કરી આપ્યું હતું. આવડું મોટું ઘર–ચાર ઓરડા–ઓશરી–રસોડું–પાકું ફળિયું–સ્વતંત્ર ખડકી. આજે એ છોકરો દેવજી મોટો કૉન્ટ્રાક્ટર થઈ ગયો, અને હજારોના કામ રાખે છે. પોતાના પંદર રૂપિયાની તો જાણે તેને કાંઈ ગણત્રી જ નથી! સાડત્રીશ રૂપિયા પેન્શન મળતું હતું તેમાંથી આપી આપીને કેટલું આપે? એ ગઈ

કાલનો છોકરો દેવજી આજે શું કાંઇ બોલી ગયો છે! પુંડરીકરાયને લાગ્યું કે આકાશમાંથી તારાગણ મર્માળુ હાસ્ય વેરી રહ્યા છે—એક પછી એક બધા જ તારલિયા અટ્ટહાસ્ય કરી રહ્યા છે, પોતાની બેવકૂફી ઉપર. બીજા દિવસનો વિચાર આવતાં, લાગલા જ પથારીમાંથી બેઠા થઈ ગયા. મીણબત્તી પકડી દિવાનખાનામાં આવ્યા—બધી જ બારીઓ ખોલી નાખી. બહાર વાતાવરણમાં ઠંડી હતી પણ અંતરનો ઉકળાટ, એન્જિન ભૂંગળામાંથી ધુમાડો કાઢે, તેમ બહાર નીકળવા ગતિમાન હતો. દીવાલ ઉપરના ઘડિયાળના લોલકનો એકધારો અવાજ રાત્રિની નીરવતામાં ઉમેરો કરતો હતો. પુંડરીકરાયની નજર ભીંત પર ટીંગાડેલા નાગરી શૈલીના મોટાં વૉટર-કલર ચિત્રો–છબિઓ ઉપર પડી.

પ્રથમ જ હતું પિતા બાલકૃષ્ણ અંબિકાપ્રસાદનું. જાણે આંટીનો અંત ન આવનાનો હોય તેવી પાઘડી, હોઠ પાસેથી નીચે વળાંક લેતી અર્ધગોળાકાર લાંબી મૂછો, તેજદાર આંખો, ભાલપ્રદેશમાં વૈષ્ણવી ટીલું—તેમની છત્રછાયા નીચે આ જ મકાનનાં છાપરા નીચે કેટલાં સુખી વર્ષ ગાળ્યાં હતાં? માતા તો પોતાને દોઢ-બે વર્ષનો મૂકી સ્વર્ગવાસી થયેલાં, પણ પિતાની વત્સલતાએ એ ખોટ ક્યારે ય જણાવા દીધી હતી? દૂરના એક કાકી થોડાં વર્ષ રહેલાં. બાકી પોતાનું લગ્ન થયું ત્યાં સુધી માતાની બધી જ ફરજો પિતાએ બજાવી હતી—હસતાં હસતાં—કટુતા કે ફરિયાદના એક પણ શબ્દ વિના.

તેમની જ બાજુમાં બીજું ચિત્ર છે માતા ધનલક્ષ્મીનું-જેને પોતે જોયેલાં નથી. ચિત્રમાંથી પણ તેમની આંખનાં અમી જાણે સ્નેહવર્ષા વરસાવે છે. પુંડરીકરાયને લાગ્યું કે સામે છબિ નથી પણ જીવતી મા છે—જે પુત્રને જોવા ઇશ્વરે તક ન આપી તે જાણે અચાનક ઝડપી લઈ ધનલક્ષ્મી પુત્રને નિહાળી રહ્યા છે—માતાની બન્ને આંખમાંથી શ્રાવણ-ભાદરવો ચાલ્યો જાય છે.......પણ આ શું? પુંડરીકરાયે જોયું કે પોતાની જ આંખો અશ્રુ ટપકાવી રહી છે, સજીવન માતાનો એ તો ભ્રમ છે! માતા પિતાને તેઓ ભક્તિભાવે પ્રણમે છે–કદાચ કાલે તેઓ આ સ્થળે ન પણ હોય! દેવમંદિરે દર્શન કરી ભક્તજન જે નમ્રતા અને પૂજ્યભાવથી, મુખ સન્મુખ રાખી પાછો ફરે, તેમ પુંડરીકરાય દીવાનખાનામાંથી બહાર નીકળ્યા અને બારણું આસ્તેથી બંધ કરી દીધું.

દીવાનખાનામાંથી બહાર નીકળી તેમણે આંખો લૂછી, અને જોયું કે મીણબત્તી ખલાસ થવા આવી હતી. બીજી મીણબત્તી શીશીમાં મૂકી, કૂજામાંથી પાણી પીધું. રાત્રિની ભેંકાર શાંતિમાં દૂરના ટાવરના બે ટકોરા વાતાવરણમાં ગાજી રહ્યા. પુંડરીકરાય શયનગૃહ તરફ વળ્યા.

આજે કેમ ભૂતકાળ પાછળ પડ્યો છે? નિંદ્રાએ જાણે ચિરવિદાય લીધી છે કે શું? હમણાં હમણાં પોતે બહુ લાગણીપ્રધાન બનતા જાય છે–જીવને ક્યાંય ચેન પડતું નથી. બેચેન બેચેન લાગે છે.

ખૂણામાં પડી રહેતો લાકડાનો ઘોડો આજે અહીં વચ્ચે ક્યાંથી? પુંડરીકરાયના બાહ્યચક્ષુ સ્થિર થઈ ગયાં. અંતરચક્ષુ એક પછી એક દ્રશ્ય જોઇ રહ્યાં. પોતાની જ આંખો પાંચ વર્ષના પુંડરીકને જોઇ રહી છે! જાણે લાકડાના ઘોડા પર એ કૂદી રહ્યા છે; દફતર પેટી લઇ નિશાળે જાય છે–હાથ, આંગળીઓ, નોટબૂક શાહીથી ખરડાયેલાં છે. ઘેર આવી લેશન કરવાને બહાને બારીમાંથી નજર ફેંકે છે–સામે ગરવો ગિરનાર ઊભો છે! તાજા વરસાદ પછી, પર્વતની હરિયાળીમાં વર્ષાનાં નીચાં વાદળાં રમ્ય દ્રશ્ય રચે છે અને ઉપરથી સરી પડતાં ઝરણાં–જાણે મોતીની હાર! બાળકની દૃષ્ટિ ત્યાં જ ચોંટી રહે છે........

.......પુંડરીકરાય જાણે લગ્નની ચોરીમાં બેઠા છે. બ્રાહ્મણો આશિર્વચન ઉચ્ચારે છે.

પિતા બાલકૃષ્ણ હરખઘેલા થઈ આમથી તેમ દોડી રહ્યા છે; સગાસ્નેહી, મિત્રો, આપ્તજનો, આનંદમંગળ કરે છે. અને નવવધૂ સરળગૌરી પોતાના જીવનમાં પ્રવેશ કરે છે. સામે જ સૌભાગ્યવતીનો લાવણ્યઝરતો ફોટો છે. પુંડરીકરાયે ચશ્મા શોધ્યા. આ છબિ બરોબર જોવી પડશે. દીપપ્રકાશ નજીક લાવ્યા. સરળગૌરીના મુખની એકેએક રેખા તેઓ નીરખી રહ્યા.

કેટલી સુખદ સ્મૃતિઓ તાજી થઈ! સરળ પોતાને થાપ આપીને કેમ ચાલી ગઈ હશે? પણ તેનો જવાબ આપવા સરળગૌરી પોતે ફોટામાંથી બહાર નીકળી. હંસની ધવલ ગ્રિવા જેવું મોહક હાસ્ય વેરતી બોલી:

'આને ન સાચવ્યો, પ્રાણનાથ?'

બાજુમાં જ સાત વર્ષનો સોહામણો પિયૂષ ઊભો છે. જાણે સ્વર્ગમાંથી કોઈ દેવપંખી આવી ચડ્યું હોય તેવો. તેના નાનકડા ઝૂલ્ફાં હવામાં ફરફરે છે. અને હા, તેની ચાલણગાડી -ઝૂલતો ઘોડો-ત્રણ પૈડાની મોટર ત્યાં બેડાની બાજુમાં જ છે અને જાતજાતનાં, ભાતભાતનાં, રંગબેરંગી રમકડાં તો સામે કબાટમાં ગોઠવેલાં એમને એમ પડ્યાં છે! પિયૂષને પાંખ આવી અને તે ઊડ્યો—ઊંચે ઊંચે—વાદળની પેલેપાર–પેલા ટમટમતા તારા દેખાય ત્યાં!

સરળગૌરીને જવાબ શું આપવો?

પુંડરીકરાયે સામે આંખો ઠેરવવા તો કર્યું, પણ અશ્રુથી છલકાઈ ગઈ. જાણે દૃષ્ટિ આગળ પડદો આવી ગયો. તેમણે ચશ્માં કાઢી નાખ્યાં, આંખો બંધ કરી. આકાશ સામે જોઈ બે હાથ જોડ્યાઃ ગળામાથી આછો સૂર નીકળ્યો:

'મંગલ મંદિર ખોલો દયામય,
દ્વાર ઊભો શિશુ ભોળો!'

પવનની એક ઝાપટ જોરથી બારીમાંથી આવી. પુંડરીકરાયે આંખો ઉઘાડી. બહાર આકાશમાં તેજપૂંજનો લીસોટો રચતો એક તારો ખરી પડ્યો. ચિત્રમાં સરળગૌરી મંદમંદ હસી રહી હતી. સ્વર્ગે વિચરેલી પ્રિયતમાને પુંડરીકરાયે આખરી વંદન કર્યું અને શયનગૃહને પ્રણામ કરી ત્યાંથી પણ બહાર નીકળ્યા, અને પરસાળમાં આવી હિંડોળા પર બેસી ગયા.

આજે બધું કેમ અસહ્ય લાગતું હતું? પંચોતેર વર્ષનો જીવન સંગ્રામ અને તેને અંતે, જે આવાસમાં આટલાં વર્ષ ગાળ્યાં, તે નામોશીભરી રીતે ત્યજીને ચાલ્યા જવાનું? પોતે જીંદગીને આરે આવીને ઊભા હતા ત્યારે સહુ આપ્તજનો તેમને એકલા અને એકાકી છોડીને, પંથે પડી ગયાં હતાં. તેમને ગળે ડૂમો ભરાઈ આવ્યો. હૃદય બેસી જશે કે શું?—તેમણે બે હાથ છાતી સરસા દાબી લીધા. પુંડરીકરાય આગળ વિચારી જ શક્યા નહીં.

ઘડિયાળમાં ચારના ટકોરા થયા.

ઓહ! આખી રાત આમ જ વીતી કે શું? પોતે આજે કેવા વિચારે ચડી ગયા હતા? લાગણીની નિર્બળતાએ તેમનું બળ હણી લીધું હતું. અત્યારે તો બ્રાહ્મમુહૂર્ત. દરરોજ આ સમયે તેઓ સ્નાનાદિકર્મ પતાવી, પૂજાપાઠમાં બેસી જતા. હજુ પણ કાંઇ ખાસ મોડું થયું નથી.

પુંડરીકરાય સ્નાનખંડમાં ગયા. રેશમી પીતાંબર અને ઊનનું ઉપવસ્ત્ર ખભે ધારણ કરી બહાર નીકળ્યા અને પૂજાની ઓરડીમાં ગયા. ઘીનો દીવો, અગરબત્તી, અને સુગંધી દ્રવ્યોથી વાતાવરણ પવિત્ર કર્યું, અને ધ્યાનમાં બેસી ગયા.

એટલું ખરું કે દેવની કોટડીમાં દુઃખની લકીર તેમને સ્પર્શી શકી નહીં. સામે ભગવાનની છબિ હતી–સંસારનું ઝેર પી જનારા, ડમરુધારી ભગવાન પિનાકપાણિ! પુંડરીકરાયે શંકરને પ્રણામ કર્યા. અને સ્મશાનવાસી, ભસ્મ શોભિત ભુજંગધારી એ ત્યાગમૂર્તિનું મનમાં જ ચિંતન કરી રહ્યા.

શંકર તો ભગવાન હતા–કૈલાસ છોડીને આ વેશ? આ આવાસ? આવાં આભૂષણ? તેમની પાસે પોતે તો કોણ માત્ર?

પુંડરીકરાય ધ્યાનમાંથી ચલિત થઈ ગયા.

સેંકડો શિષ્યોને વિદ્યાદાન આપનાર એક ગુરુ અથવા કહો હેડમાસ્તર પુંડરીકરાય બાલકૃષ્ણ—જીવનસંગ્રામ ખેલતાં બાકી રહેલા એક-માત્ર યોદ્ધા–તેમનું ચિત્ત શા કારણે હાલકડોલક થાય છે? પોતે તો જિંદગી આખી સમર્થ ત્યાગ કથાઓ શિષ્યોના કાનમાં રેડી હતી....

....સિદ્ધાર્થ! ધન-વૈભવ–રાજપાટ–રાજ-રાણી યશોધરા અને દેવને પણ દુર્લભ પુત્રરત્ન રાહુલ! ક્ષણાર્ધમાં આ બધું છોડીને; જગતના દુઃખી આત્માઓના સંતાપથી દ્રવિત સુકુમાર હૈયું—એટલી સ્વલ્પ મૂડીથી સનાતન સત્યની શોધમાં જતા રાજા ગૌતમ બુદ્ધ!

....અરે આ કોણ? રાજાઓનો રાજા, સમ્રાટ ભર્તૃહરિ! પણ તે તો એક ભિક્ષુકના વેશમાં છે, હાથમાં ભિક્ષાની ઝોળી પણ છે—કોની સામે ધરી છે? રાણી પિંગળા! બન્ને આંખમાંથી વહેતી અશ્રુની ધારા અંજલિરૂપે ભર્તૃહરિના ચરણમાં પડે છે!

પુંડરીકરાયની આંખો, ધ્યાનમાં પણ ભીની બની. તેમણે સામે જોયું. ભગવાન શંકર જાણે હસી રહ્યા હતા અને પાર્શ્વભૂમાં હિમાલય....

હિમાલય ઉપર કોણ જઈ રહ્યું છે? સાથે એક પ્રાણી જાય છે—આ તો ધર્મરાજા! મહાભારતના યુદ્ધમાં કૌરવોને પરાજિત કરી આમ ક્યાં ચાલ્યા? ભીષણ સંહારને અંતે વિજય અને વિજય પછી ત્યાગ!

પુંડરીકરાયના મનઃચક્ષુ આગળ ત્યાગ અને ત્યાગમૂર્તિની વિરાટ હારમાળા ઊભી થઈ. પૂજા અધૂરી મૂકી તેઓ બહાર નીકળી ગયા.

દૂર ઘડિયાળના ટકોરા સંભળાયા. આકાશમાં ફક્ત એક જ તારો પશ્ચિમ દિશામાં ટકી રહેવા મથી રહ્યો હતો. પુંડરીકરાયે શાલ ઓઢી લીધી અને પગમાં ચાખડી પહેરી લીધી. નેતરની લાકડીના ટેકા વિના તેઓ ખડકી બહાર આવ્યા.

સામે જ ગરવો ગિરનાર ઉષાના આછેરા ઉજાસમાં વિસ્તીર્ણ ઊભો છે. પૂર્વીય આકાશની લાલિમા, ભગવાન શંકરના ત્રીજા લોચનમાંથી હમણાં જ બહાર નીકળીને ચોતરફ પથરાઈ ગઈ છે. વહેલી પરોઢના પંખીનો કલરવ કર્ણ-પ્રિય બની મનને સ્ફૂર્તિ આપે છે. ગિરિમાળા ઉપરથી શંકરના ગણ પોતાને બોલાવી રહ્યા હોય તેવો ભાસ પુંડરીકરાયને થાય છે, અને આગળ પગલાં માંડે છે.

એક જ ક્ષણ તેમણે પાછળ જોયું. મકાન ઉપરના લાલ અક્ષરો—કેટલા સુપરિચિત—'આશા-કુટિર!' તેમની આંખો આગળ તરવરી રહ્યા. પણ બીજી જ ક્ષણે, મનુષ્ય સહજ નબળાઈ ખંખેરી, 'શિવોહં'ના રટણ સાથે, મક્કમ પગલે ગિરનારની દિશામાં પ્રયાણ કર્યું—અથવા કહો ભગવાન સદાશિવની ચરણરજમાં આળોટવા જીવની શિવ ગતિ!

મુખ ઉપર આનંદની ઝલક સાથે પુંડરીક-રાય આગળ વધ્યા.... આગળ અને હજુ આગળ

× × ×

'આશા-કુટિર'માં નવાં રહેવા આવેલ ભાડૂત આમાં પહેલા કોણ રહેતું એવી પૃચ્છા કરે છે ત્યારે મિતાક્ષરી પરિચય મળે છેઃ

'આમાં એક હેડમાસ્તર રહેતા; પાછલી અવસ્થામાં તેઓ સાધુ બન્યા; છેવટે ગિરનારની ગુફામાં રહેવા ચાલ્યા ગયા.'

દુઃખ પોતે જ પોતાને સંભાળી લે છે પણ ખુશીનો ભાર વહેંચવા માટે કોઈ માણસની જરૂર પડે છે ખરી.

—માર્ક ટ્વેન

સૌથી વધારે દોસ્તી તો એવા લોકો વચ્ચે નભે છે જેઓ એકબીજા પાસેથી બહુ બહુ આશા રાખતા હોય છે, પણ પ્રકટ કશું માગતા હોતા નથી.

# પંચાયતના પાંચ ગુણ

વિનોબાજી

પંચાયતનો અર્થ છે પાંચ વ્યક્તિઓની સમિતિ. તેમાં પાંચ સભાસદો હોવા જોઈએ: પ્રેમ, નિર્ભયતા, જ્ઞાન, ઉદ્યોગ અને સ્વચ્છતા.

## પ્રેમ

ગ્રામ-પંચાયતનો પહેલો સભાસદ છે પ્રેમ. ગામ આખું એક પરિવાર થાય અને બધા જ લોકોમાં જમીન વહેંચવી એ કામ કરવાનું છે. પ્રેમ-પરિવાર બનાવવાનું આ આખું યે કામ પ્રેમરૂપી સભાસદ કરશે. આજકાલ ગામમાં આ સભાસદ નથી. પ્રેમની જગ્યાએ સ્પર્ધા છે. આમ તો આજે ય ગામમાં થોડોઘણો પ્રેમ છે ખરો, પણ તે નાના ટૂંકા પરિવારમા કેદ થઈ બેઠો છે. આ મારો દિકરો, આ મારી વહુ—બસ, આટલા કુંડાળામા જ પ્રેમ પૂરો થઈ ગયો! પણ, આટલા પ્રેમથી કામ ચાલવાનું નથી. આખા યે ગામને પ્રેમ-પરિવાર બનાવવું છે.

## નિર્ભયતા

બીજો ગ્રામ-પંચાયતનો સભાસદ છે નિર્ભયતા. આજે સઘળે ભય જ ભય છાયેલો છે. ન તો ગામમાં કોઈનો કોઇને વિશ્વાસ છે, ન પ્રાંતમાં. દેશ દુનિયામા ય પરસ્પર વિશ્વાસનો અભાવ છે. આમ આજે તો દુનિયા આખીનો કારભાર અવિશ્વાસ ઉપર જ ચાલી રહ્યો છે. દુનિયામાં શાન્તિની સ્થાપના કરવા માટે રાષ્ટ્ર-સંઘ નામની એક મોટી સંસ્થા ચાલે છે. સમસ્ત દુનિયાના તમામ દેશોના પ્રતિનિધિઓ ત્યાં સામ-સામા બેસે છે કે દુનિયામાં શાન્તિ કેમ કરી સ્થાપવી? પણ તેઓ એકબીજા ઉપર અવિશ્વાસ રાખે છે. દરેકને બીજાનો ભય રહ્યા જ કરે છે ગ્રામ-પંચાયતમાં એવું નહીં હોય. એનો એક સભાસદ જ નિર્ભયતા હશે; અને તેથી ભય માટે કોઇ કારણ જ નહિ હોય.

## જ્ઞાન

જ્ઞાન એ ગ્રામ-પંચાયતનો ત્રીજો સભ્ય હશે. આજે ગામમાં જ્ઞાન જ નથી. જે કોઇ પણ માણસ થોડું-અમથું જ્ઞાન મેળવે છે તે ગામ છોડી શહેર ભેળો થઇ જાય છે. જ્ઞાન બધું ય શહેરનાં વિશ્વવિદ્યાલયમાં ભર્યું પડ્યું છે. અને જ્ઞાન એને જ મળે છે જે ત્યાં જઈને પૈસો વાવરે છે. પહેલાના જમાનામાં આવું નો'તું. સેંકડો ભક્તો ગામોગામ ઘુમતા અને લોકોમાં જ્ઞાનનો ફેલાવો કરતા. જૂના જમાનામાં જ્ઞાન-પ્રચારની યોજના જ આ પ્રકારની હતી. જ્યારથી વિશ્વવિદ્યાલયો બન્યાં છે ત્યારથી આખોયે જ્ઞાન પ્રચારનો સિલસિલો ટાઢો પડી ગયો છે. આ વિશ્વવિદ્યાલયો સ્થાવર હોય છે પણ જ્ઞાન-વિચાર તો જંગમ કરે છે. આજે ગામમાં જ્ઞાન પહોંચાડવાની કોઈ યોજના જ નથી. ગ્રામ-પંચાયતનો એક સભાસદ જ જ્ઞાન હશે જે સૌની પાસે પહોંચી જશે.

## ઉદ્યોગ

ગ્રામ-પંચાયતનો ચોથો સભાસદ હશે ઉદ્યોગ. આજે ગામમાં કોઈ ઉદ્યોગ નથી. કેવળ ખેતીના જ આધાર ઉપર હિન્દુસ્તાનના ગામડાંઓનું કામ કેમ કરીને ચાલવાનું છે? ગામમાં ખેતીની સાથોસાથ પૂરક ધંધા ય હોવા જોઇએ. ગામડે ગામડે ગ્રામોદ્યોગ શરૂ કરવાની પ્રતિજ્ઞા લેવી જોઇએ. કપડું હરેકની જરૂરિયાતની ચીજ છે. ઓછામાં ઓછું દરેકને પંદર ગજ કપડું તો જોઇએ જ છે. એક હજારની વસ્તીવાળા ગામમાં પંદર હજાર ગજ કાપડ જોઇએ. એ ગ્રામ-પંચાયતે તૈયાર કરવું જોઇએ.

## સ્વચ્છતા

અને પાંચમો સભાસદ હશે સ્વચ્છતા. લોકોના વસવાટ સ્વચ્છ અને નિર્મળ હોવા જોઇએ. જ્યાં-ત્યાં ગંદકી ન કરવી જોઇએ. શૌચ જઇએ ત્યારે ખુરપી લઈને જઈએ અને

[ જુઓ પાનું ૧૬

# ચેતવણી

હું તમને કહું છું કે માણસ જે જે ગર્વનાં વચનો બોલે છે તે તમામનો જવાબ સ્વર્ગીય ન્યાયાસનની આગળ (કયામતના દિવસે) તેણે આપવો પડશે. તમારા શબ્દોને કારણે તમે અપરાધી ઠરશો. *

માટે તમને હું કહું છું કે બધાં પાપોમાંથી અને નિન્દામાંથી માનવીને મુક્તિ મળી શકે છે. પણ પ્રભુની વિરુદ્ધની નિન્દામાંથી મુક્તિ મળતી નથી. *

જે કોઈ પ્રભુના પુત્ર (ઇશુ)ની વિરુદ્ધ બોલશે તેનો ગુનો માફ થશે પણ જે કોઇ સ્વયં પ્રભુની વિરુદ્ધ બોલશે તેને કાજે આ લોકમાં કે પરલોકમાં ક્ષમાની આશા રહેતી નથી. *

હે કાળા નાગના વંશજો! (નિંદકો) તમે જાતે અધમ હોઈને શુભ વચનો શેં ઉચ્ચારી શકો? કારણ કે વાણીનુ મૂળ અંતરનો ભંડાર છે. *

મુખમાં જાય છે તે પદાર્થો નહિ પણ મુખમાંથી બહાર આવે છે તે વસ્તુ જ માનવને ભ્રષ્ટ કરે છે *

જે કોઈ પોતાના પ્રાણ બચાવશે તે પોતાનું જીવન ગુમાવશે અને જે કોઇ પોતાના પ્રાણ ગુમાવશે તે પોતાનું જીવન બચાવશે. *

માણસ આખી દુનિયાનો ધણી થાય પણ પોતાનો આત્મા જ ખોઈ બેસે તો તેણે શી કમાણી કરી? *

પ્રભુનો પુત્ર (ઇશુ) પ્રભુના પાર્ષદોને લઇને પોતાના પરમ પિતાના ગૌરવ સાથે આવશે અને દરેક માણસને તેના કામ પ્રમાણે મહેનતાણું આપશે. *

અને તને હું કહું છું કે વ્યભિચાર સિવાય અન્ય અપરાધ માટે જે કોઈ પુરુષ પોતાની પત્નીથી છૂટાછેડા લેશે અને બીજીને પરણશે તે વ્યભિચાર માટે પાતકી ઠરશે. આમ તજાયેલી સ્રીને જે પુરુષ પરણશે તે પણ વ્યભિચારી જ છે. *

અને જો કોઈ સ્રી તેના પતિનો ત્યાગ કરીને અન્ય પુરુષને પરણશે તો તે પણ વ્યભિચાર માટે દોષિત ઠરશે. *

પુરાણા કાળના માનવીઓ વિષે તમે બોલાતું સાંભળ્યું છે કે 'તું હત્યા કરીશ મા, અને જે કોઈ હત્યા આચરશે તે સ્વર્ગીય ન્યાયાસનની સમક્ષ અપરાધી થશે.' *

પણ હું તને કહું છું કે જે કોઈ માણસ કારણ વિના પોતાના ભાઈ ઉપર ક્રોધ કરશે તે સ્વર્ગીય ન્યાયાસનનો અપરાધી થશે. જે કોઈ પોતાના ભાઇને હરામખોર કહેશે તે પંચાયતનો ગુનેગાર ઠરશે પરંતુ જે કોઈ 'એ મૂરખ, એ બેવકૂફ, એ ઉલ્લૂ, એ ગધા' એમ કહેશે તે નરકાગ્નિને પાત્ર ઠરશે. *

માટે જો તારું નૈવેદ્ય કે ભેટ યજ્ઞવેદી કે પ્રભુના સિંહાસન આગળ લાવતાં તને સ્મરણ થાય કે તારા ભાઈને તારી વિરુદ્ધ બે કડવાં વેણની ફરિયાદ કરવાની છે તો ભેટપૂજા, થાળનૈવેદ્ય મંદિરને બારણે પડયાં રહેવા દઇને તારા ભાઈ પાસે પહોંચી જા. તેના મનનું સમાધાન કર અને પછી તારું નૈવેદ્ય પ્રભુને ધરાવજે. *

પુરાણા કાળમાં તમે એમ કહેવાતું સાંભળ્યું છે કેઃ 'તું છિનાળું કરીશ મા.' પણ હું તને કહું છું કે જે મનુષ્ય હરકોઇ સ્રીને વાસના-

ભરી આંખે જુએ છે તે પોતાના હૃદયમાં ક્યારનો વ્યભિચાર કરી ચૂક્યો છે. *

જો તારી જમણી આંખ દોષ કરે તો તેને ખેંચી કાઢજે; અને તેનો ઘા કરી દેજે. બહેતર છે કે તારુ એક જ અંગ નાશ પામે પણ આખું શરીર નરકના અગ્નિમાં પડતાં બચી જાય. *

અને જો તારો જમણો હાથ દોષ કરે તો તેને કાપી નાખજે; અને તેનો ઘા કરી દેજે. બહેતર છે કે તારું એક જ અંગ નાશ પામે પણ આખું શરીર નરકના અગ્નિમાં પડતાં બચી જાય. *

વળી પુરાણા કાળ વિષે તમે બોલાતું સાંભળ્યું હશે કે: 'તું ખોટા સમ ખાઇશ મા; પરંતુ તારા સમ પ્રભુ પૂરતા મર્યાદિત રાખજે.' પણ હું તને કહું છું કે સોગન જ બિલકુલ ખાઈશ મા. સ્વર્ગને નામે સોગન ખાઈશ મા કારણ કે સ્વર્ગ પ્રભુનું સિંહાસન છે ધરતીને નામે પણ શપથ લઈશ મા કારણ કે ધરતી તેની પાદપીઠ છે. જેરૂસલેમને નામે પણ કસમ ખાઈશ મા કારણ કે જેરૂસલેમ રાજરાજેશ્વરની રાજધાની છે. તારા મસ્તકના શપથ પણ લઈશ મા કારણ કે તારા એક વાળને ધોળો કે કાળો કરવાની તારામાં સત્તા નથી. *

તમે સાંભળ્યું છે કે આંખને બદલે આંખ ફોડવી અને દાતને બદલે દાંત પાડવો. *

પણ હું તને કહું છું કે પાપનો પ્રતિકાર જ કરીશ મા. જે કોઈ તારા જમણા ગાલે તમાચો મારે તેને તું તારો ડાબો ગાલ પણ ધરજે. *

અને કોઈ માણસ કચેરીમાં દાવો માંડીને તારું અંગરખું લઇ જાય તેને તારી બંડી પણ આપી દેજે. *

અને કોઈ માણસ તને અરધો ગાઉ સુધી પરાણે ચલાવે તો તેની સાથે એક ગાઉ સુધી ચાલતો જજે. *

જે તારી પાસેથી માગે તેને આપજે અને કોઇ ઉછીનું લેવા આવે તો મોં કટાણું કરીશ મા. *

કોઇનો ય કાજી થઈશ મા જેથી કરીને બીજાને તારા કાજી બનવાનો વારો ન આવે. જે ધોરણથી તું ફેંસલો ફરમાવીશ એ જ ધોરણ તને લાગુ પડશે. જે માપથી તું માપવા બેસીશ એ માપ તને જ માપવા વપરાશે. *

તારા ભાઈની આંખમાં સરસવનો દાણો પડયો છે તે તું જુએ છે પરંતુ તારી પોતાની આંખમાં આખું બીલાનું ફળ પડયું છે તે તું જો તો નથી. એનું કારણ?

અથવા તો તું તારા ભાઇને એમ કેમ કહી શકે કે તારી આંખનો સરસવ મને કાઢી લેવા દે જ્યારે તારી પોતાની આંખમાંનું બીલું અકબંધ પડેલું રહ્યું છે? *

હે ઢોંગી માનવ, પહેલાં તારી આંખમાંનું બીલુ કાઢી નાખ પછી જ તને તારા ભાઇની આંખમાનો સરસવ કેમ કાઢવો તેની સૂઝ પડશે. *

જે વસ્તુ પવિત્ર છે તેનું દાન કૂતરાઓને કરીશ મા. તારાં મોતી ભૂંડણાં સામે વેરીશ મા. એમ કરવા જતાં તેઓ પોતાની ખરી તળે મોતીનો ભાંગીને ભૂકો કરશે અને પછી દાતરડીના ઘાએ તને પોતાને જ વાઢી નાખશે. *

બની બેઠેલા પીરપેગંબરોથી અને અવતારોથી ચેતતા રહેજો. તેઓ ઘેટાના વેશમાં દેખાશે પણ ભીતરથી તેમને ઘુરકતા નારડા (વરૂ) જ જાણજો. તેમનાં લક્ષણોથી તમે તેમને ઓળખશો. *

સાવધાન રહો જેથી કોઇ માણસ તમને છેતરી ન જાય; કારણ કે ઘણા માણસો 'હું ક્રાઈસ્ટ છું' એમ કહેતા મારે નામે હાલી મળશે અને તમને ઠગશે. *

તમે કેમ શ્રવણ કરો છો તે ધ્યાનમાં લો. કારણ કે જેમની પાસે (તે) હશે તેમને મળશે અને જેમની પાસે (તે) નહિ હોય તેમની પાસેથી આંચકી લેવામાં આવશે–પછી ભલે એ વસ્તુ કહેવા પૂરતી માલિકીની હોય. *

સાવધાન રહો. લોભથી ચેતતા રહો. બહોળા જંગી જથામાં માલમિલકત હોય તેથી કાંઈ જિંદગી તે (સાચી) જિંદગી નથી બનતી. *

એવી એક પણ ચીજ ઢાંકેલી નથી જે ઉઘાડી નહિ પડે. એવી એક પણ વસ્તુ ગુપ્ત નથી જે પ્રકટ નહિ થાય. અંધકારમાં તમે જે કાંઈ બોલ્યા હશો તે અજવાળામાં ગાજતું થશે; અને એકાંતમાં બંધ બારણે તમે જે કાંઈ કાન કરડ્યા હશે તેનો ઘરના મોભ ઉપરથી ઢોલ વાગશે *

તમારે કોનાથી ભય પામવાનું છે તેની તમને પહેલેથી જાણ કરું છું. તમે એવાથી ભય ધરજો જેનામાં તમારો જીવ હરખી લીધા પછીથી વધારામાં તમને નરકમાં ડુબાડવાની સત્તા છે. અરે! તમને કહું છું તમને! એનો ડર રાખજો. *

પરમ પિતાને જેમ બધા સન્માને છે તેમ તેના પુત્ર (ઇશુ)નો પણ આદર કરવો ઘટે છે. જે પુત્રનું સ્વાગત કરતા નથી તેઓ તેને મોકલનાર પિતાનું પણ સ્વાગત નથી જ કરતા. *

જેઓ મારો તિરસ્કાર કરીને મારો ઉપદેશ સાંભળતા નથી તેમનો ન્યાય તોળનાર એક (ઉપરવાળો) બેઠો છે. જે શબ્દોને હું ઉચ્ચારું છું તે શબ્દો વડે જ આખરી દિવસે (કયામતને દિવસે) તેમનો ન્યાય તોળાશે. *

જે માનવીને મારામાં શ્રદ્ધા નથી તે માનવી કાપેલી ડાળની જેમ ફેંકાઈ જશે, સૂકાઈ જશે, માણસો તેને વીણીને તાપણામાં બાળશે અને તેની રાખ થશે. *

---

પાન ૧૩થી આગળ

ખાડો બનાવી તેમાં જ શૌચ કરીએ અને પછી એને માટીથી ઢાંકી દઈએ. પછી ગંદકી ય નહિ થાય ને માખીઓ ય નહિ બેસે. આજે તો એવું થાય છે કે માખીઓ શૌચ પર બેસે છે અને તે જ આવીને આપણા ભોજન પર બેસે છે અને તેથી બીમારી ફેલાય છે. આ બીમારી માંથી ગામને કોણ છોડાવશે? સરકારી દાક્તર છોડાવશે શું? એમનો સર્વોત્તમ દાક્તર તો હશે સ્વચ્છતા. હરેક વાતની સ્વચ્છતા હોવી જોઈએ. પાણી અને ઘરની સ્વચ્છતા, મળ-મૂત્રનું વ્યવસ્થિત વિસર્જન અને આંખ, કાન અને સઘળા કપડાંની સ્વચ્છતા હોવી જોઈએ.

* * *

સ્વરાજ્યનો અર્થ છે આખા દેશનું રાજ્ય. જ્યારે બીજા દેશની સત્તા આપણા દેશ પર નથી રહેતી ત્યારે સ્વરાજ્ય થઈ જાય છે. પણ જ્યારે હરેક ગામમાં સ્વરાજ્ય થઇ જાય છે ત્યારે તેને 'ગ્રામરાજ્ય' કહેવામાં આવે છે. ગામનાં તમામ લોકો બુદ્ધિમાન છે, કોઈ ઉપર શાસન ચલાવવાની જરૂર જ પડતી નથી, આવી સ્થિતિને 'રામરાજ્ય' કહી શકાય. જ્યારે ગામના ઝગડા શહેરની અદાલતમાં જાય છે અને શહેરવાળાઓ એનો ફેંસલો કરે છે ત્યારે તેનું નામ છે ગુલામી, દાસ્ય અને પરતંત્રતા. ગામના ઝઘડાનું ગામમાં જ સમાધાન થાય તે છે આઝાદી, સ્વરાજ અને સ્વતંત્રતા. અને જો ગામમાં ઝઘડો જ ન હોય તો તેનું નામ છે રામરાજ્ય. દેશમાં સ્વરાજ્ય તો થઈ ગયું છે, હવે આપણે ગ્રામરાજ્ય લાવવાનું છે.

માનવવિકાસનો સાચો માર્ગ (૨)

# આત્મનિરીક્ષણ

કુ. જ્યોત્સ્ના ઝવેરી

સભાનતાની ચાર કક્ષાઓ વિષે હવે જરા વિસ્તારથી વિચાર કરીએ. ઊંઘ એ સભાનતાની નીચલી કક્ષા છે. અને સંપૂર્ણ રીતે પરલક્ષી છે. માનવી પોતાના જીવનનો મોટો સમય તેમાં જ વ્યતીત કરે છે. બીજી જાગૃતાવસ્થા છે. તેને પણ એક રીતે તો ઊંઘ જ કહી શકાય. કારણ કે માણસ એ સ્થિતિમાં પણ સંપૂર્ણ જાગૃત હોતો નથી. માણસ વાસ્તવિક દુનિયામાં રહેવા કરતાં સ્વપ્નની દુનિયામાં વિશેષ રહે છે, રહેવું પસંદ કરે છે. આમ છતાં વિરોધાભાસ તો એ છે કે માણસ પોતે જાગૃતદશામાં છે એમ માનતો મનાવતો હોય છે. વાસ્તવમાં સાચી સ્થિતિ તો જુદી જ હોય છે. માણસ જીવે છે ઊંઘમાં, કાર્ય કરે છે ઊંઘમાં અને છતાં માને છે કે પોતે પૂરતો જાગૃત છે. જો ખરેખર માણસે જાગૃતાવસ્થા અનુભવવી હોય તો તેને અનુભૂતિ થવી જોઈએ કે પોતે જાગૃત નથી; ઊંઘમાં જ જીવન પસાર કરી રહ્યો છે. આ ભાન વગર જાગૃત થવું મુશ્કેલ છે.

સ્વભાન (Self consciousness) અને પરલક્ષી જ્ઞાન (Objective consciousness)ની કક્ષા ખૂબ જ ઊંચી છે; અને પ્રાપ્ત કરવી એટલી જ કઠિન છે. અલબત્ત દૃઢ મનથી પ્રયત્ન કરે તો અશક્ય નથી. સ્વભાનની કક્ષા એવી છે કે જેમાં માણસ પોતાની જાત પ્રત્યે પરલક્ષી બને છે પોતાની જાતનો તટસ્થતાથી વિચાર કરી જાતને ઓળખવાનો પ્રયત્ન કરે છે. પરલક્ષી જ્ઞાનમાં માણસ દુનિયા પ્રત્યે પરલક્ષી બને છે. સાચી અને પરલક્ષી દુનિયાને જાણી શકવા સમર્થ બને છે. સ્વપ્ન, લાગણીઓ વગેરેને લીધે સાચી દુનિયાથી દૂર કંઈક ગયાં હોય છે તે હવે સત્યના સંપર્કમાં આવે છે.

આ રીતે પ્રથમ સ્થિતિમાં આપણે સત્ય વિષે કાંઈ જ જાણી શકતા નથી. જો કે કોઈકવાર સારી લાગણીઓ કે પ્રત્યક્ષ જ્ઞાન થાય છે, પણ તે સ્વપ્ન સાથે મિશ્રિત થઈ જાય છે. બીજી કક્ષામાં આપણે સાપેક્ષ સત્યની નજીક આવીએ છીએ. ત્રીજી કક્ષામાં આપણે આપણી જાતને જાણી શકીએ છીએ. ચોથી અને અંતિમ કક્ષામાં સંપૂર્ણ સત્યને જાણી શકવા સમર્થ બનીએ છીએ. વસ્તુઓ જે સ્વરૂપમાં છે, જગત જેવું છે તે સ્વરૂપમાં યથાતથ ઓળખી શકવા સમર્થ બનીએ છીએ. આમ આ ચાર પગથિયાં ચડતાં સત્યની નજીક આવી શકીએ છીએ.

આ ક્રમિક વિકાસ સાધવા માટે માણસે આત્મનિરીક્ષણ કરવું જોઈએ, પોતાની અંદર ડોકિયું કરવું જોઈએ. માનવવિકાસનો સાચો માર્ગ આત્મનિરીક્ષણ જ છે. આત્મનિરીક્ષણથી માનવી પોતાનું સાચું સ્વરૂપ જોઈ-જાણી શકે છે. પોતાનાં ગુણદોષોનો પરિચય મળતાં, જો તે દોષને દૂર કરવા પ્રયત્નશીલ બને છે, એટલે કે તે સાચો માનવ બનવા જહેમત કરે છે, અને આખરે માનવજિંદગીનું એ જ તો ધ્યેય છે ને?

આત્મનિરીક્ષણ એ ખૂબ જ કઠિન છતાં શક્ય પ્રક્રિયા છે. માણસે અંતર્મુખ બની વિવિધ કાર્યો અને મનોવૃત્તિઓ તપાસવાનાં છે. ચંચળ પ્રકૃતિવાળા માનવસ્વભાવને ઓળખવો એ ભારે કપરું કામ છે. એમાં સારી એવી ધીરજની આવશ્યકતા છે.

આત્મનિરીક્ષણ કરતાં પહેલાં માનવીનાં મુખ્ય કાર્યોનું જ્ઞાન મેળવી લેવાનું પણ અતિ આવશ્યક છે. માનવી મુખ્યત્વે નીચે મુજબનાં કાર્યો કરે છે.

(૧) બૌદ્ધિક કાર્યો: જેમાં વિચાર, લાગણી; તર્ક વગેરેનો સમાવેશ થાય છે.

(૨) લાગણીઓ: એટલે કે ભય, ક્રોધ, દ્વેષ, ઇર્ષ્યા વગેરે.

(૩) ભાવો: સહજવૃત્તિજન્ય કાર્યો.

(૪) ગત્યાત્મક કાર્યો.

(૫) જાતિયતા.

(૬) ઊંચી કક્ષાના ભાવાત્મક કાર્યો: જે આત્મ-સભાનતાની કક્ષાએ જ કરી શકાય.

(૭) ઊંચી કક્ષાનાં માનસિક કાર્યો: જે પરલક્ષી સભાનતાની કક્ષાએ કરી શકાય.

માણસ મુખ્યત્વે ઉપર્યુક્ત પાંચ પ્રકારનાં કાર્યો કરે છે. છેલ્લાં બે પ્રકારનાં કાર્યોનું જ્ઞાન - જાત-અનુભવથી થવું મુશ્કેલ છે. તે તો કોઈ વિરલ માનવી જ અનુભવી શકે એવી કક્ષા છે. આથી બીજાનાં અનુભવ પરથી જ તે જાણી શકાય. આ ઉપરાંત સ્વપ્ન, દિવાસ્વપ્ન, સ્વગતોક્તિ જેવા બીજાં ગૌણ કાર્યો છે જે અલબત્ત, જિંદગીનો ઘણો ભાગ રોકે છે જ.

હવે એક નવા જ દૃષ્ટિકોણથી મનોવિજ્ઞાનનો પરિચય કરાવે છે: 'Psychology is the study of lying.' આ એક તદ્દન નવું પ્રતિપાદન છે. પ્રથમ તો આપણે આંચકો જ અનુભવીએ પણ તેમ છતાં તે સત્ય હકીકત છે. શાસ્ત્ર અને તે પણ અસત્યનું! શાસ્ત્રનું કામ તો સત્યને શોધવાનું છે. વાત સાચી છે. આ લેખક પણ સત્ય પરિસ્થિતિનું જ બ્યાન કરે છે. આપણને ન જચે તોયે આ સાચી વાત છે. કેમકે માનવી કાલ્પનિક અને વાસ્તવિક સત્ય વચ્ચે ભેદ પાડી શકતો નથી.

આખરપક્ષે જોઈએ તો અસત્ય એ શું છે? લૌકિક દૃષ્ટિએ વિચારીએ તો સત્યનું ગોપન કરે તે અસત્ય. અસત્યનાં જાળાંથી જ તો આ જીવન સમસ્ત વિંટળાયેલું છે. માનવી અસત્યમાં વસે છે પણ કરુણતા તો એ છે કે તે આ અસત્ય છે એમ જાણતો નથી, છતાં ઊલટો સૃષ્ટિની સમગ્ર બાબતો જાણતો હોવાનો દાવો કરે છે. સત્ય જાણતો નથી છતાં સત્ય જાણે છે એવો ભ્રમ સેવે છે, બનાવટ કરે છે. આ અસત્ય જ માણસનો અભ્યાસ મુશ્કેલ બનાવે છે. 'Man as he is, not a genuine article.' આ વાત કરતાં પ્લેટો સહેજે યાદ આવી જાય. તે વારંવાર કહેતો કે આ જગત સત્યથી દૂર છે. મૂળ આદર્શ એક જ છે. જગત તેનું પ્રતિબિંબ માત્ર છે. લેખક પણ આ જ વાત સુંદર ઉદાહરણ આપીને સમજાવે છે. દૂરનાં ગ્રહ ઉપર વસતો વૈજ્ઞાનિક પૃથ્વી પરનાં બનાવટી ફૂલો મેળવે છે. સાચાં ફૂલો તો તેણે જોયાં જ નથી. આથી ફૂલોની સમજણ આપવી તેને માટે મુશ્કેલ થઈ પડવાની. બનાવટી ફૂલોને જ તે સાચાં સમજશે. મનોવિજ્ઞાને પણ આ જ રીતે સાચા માનવીના જ્ઞાન વગર નકલી માનવીને ઓળખવાનો પ્રયાસ કરવાનો છે. તેથી જ મનોવિજ્ઞાન માનવીના વાસ્તવિક અને કાલ્પનિક એમ બે વિભાગ પાડી પોતાના અભ્યાસની શરૂઆત કરે છે. આ પુસ્તકનાં લેખક તેને essence અને personality એ નામે ઓળખાવે છે.

Essence એ જન્મસહજ, જન્મજાત તત્ત્વ છે, જેને પ્રતિભા એમ કહી શકાય. વ્યક્તિત્વ એ બાહ્ય વસ્તુ છે, જે મૂળથી જ પોતાની નથી પણ પ્રયત્નથી પ્રાપ્ત કરેલી છે. પ્રતિભા ન તો બદલી શકાય, ન તો નાશ પામે. વ્યક્તિત્વ માટે એ શક્ય છે. એક વ્યક્તિ સારી ખલાસી છે, બીજી ખરાબ ખલાસી છે, એક સંગીતપ્રિય છે; બીજી સંગીતપ્રિય નથી. આ અસલ શક્તિ તે essence કહેવાય. જ્યારે ગમો, અણગમો વગેરે બનાવટી હોય છે. આ બાબત જીવનમાં મહત્ત્વનો ભાગ ભજવે છે. પ્રતિભા અને વ્યક્તિત્વ બન્ને આવશ્યક છે. પણ વ્યક્તિત્વ જો પ્રતિભાને દબાવી દે તો ત્યાંથી જ તેનો વિકાસ અટકી જાય છે. બન્નેની તુલા સચવાવી જોઈએ.

હવે મુખ્ય વાત આત્મનિરીક્ષણ પર આવીએ. આત્મનિરીક્ષણ એ મુશ્કેલ પ્રક્રિયા છે માણસ આખરે સજીવ-પ્રાણી છે. તે જડ યંત્ર નથી. તેને પણ પોતાના ગમા-અણગમા, વિચારો વગેરે છે. પરિણામે પોતાનામાં છે તેનું નિરીક્ષણ તે નિષ્પક્ષપાતપણે કરી શકતો નથી. પૂર્વગ્રહો તેની આડે આવે છે. નીચેના તત્ત્વો નિરીક્ષણનો માર્ગ અવરોધી માનવીને આડે રસ્તે દોરી જઈ ભુલાવામાં નાખી દે છે.

(૧) જૂઠાને જ સાચું માનવાનું માનવીનું વલણ:- સાચાને ઓળખવાની માનવીની અશક્તિ.

(૨) કલ્પના: કલ્પનાને લીધે જે વસ્તુનું નિરીક્ષણ કરવા માંગતો હોય તેને બદલે બીજી વસ્તુ ઉપર ઉતરી [અનુસંધાન પાનું ૩૩

# સંગીતાચાર્ય

અમુભાઈ દેશી

પ્રાચીન કાળથી હિંદુસ્તાનમાં સંગીતનું જે મહત્વ સ્વીકારાયું છે તેનાથી કોઇ અજ્ઞાત નથી. અર્વાચીન સંગીત શૈલીની પરંપરા ઐતિહાસિક દૃષ્ટિએ જોતાં લગભગ ૫૦૦ વર્ષ પહેલાંની જણાય છે. ખાસ કરીને મોગલ કાળ દરમ્યાન આધુનિક શાસ્ત્રીય સંગીતના સ્વરૂપે ચોક્કસ આકાર ધારણ કર્યો.

સાધારણ રીતે એવી માન્યતા છે કે હિન્દુસ્તાનના અન્ય પ્રાંતોની સરખામણીએ ગુજરાતની પ્રજા સંગીત, નૃત્ય, ચિત્ર ઈત્યાદિ લલિતકળામાં ઓછો રસ લે છે. છેલ્લા ૧૦૦ વર્ષમાં ગુજરાતી પ્રજાની વિશેષ ઔદ્યોગિક પ્રવૃત્તિને કારણે આ માન્યતા બંધાઈ હોય તો નવાઈ નહિ, બાકી ગુજરાતમાં જે સંગીતકારો, નાટ્યકારો અને શિલ્પકારો થઇ ગયા છે તેની વિગતમાં ઊંડા ઉતરતાં જરૂર જણાઈ આવશે કે બીજા કોઇ પણ પ્રાંતોની સરખામણીમાં ગુજરાતના કળાકારોએ હિંદુસ્તાનના પ્રથમ કક્ષાના કલાકારોમાં સ્થાન મેળવ્યું છે.

આદિત્યરામજી, લલ્લાલાલ શિવરામ નાયક અને શ્રી દલસુખરામ વસ્તારામ ઠાકોરે તેમની વિદ્વતા અને કલા દ્વારા ભારતભરમાં શ્રેષ્ઠ સ્થાન પ્રાપ્ત કર્યું છે.

એમાં યે સંગીતાચાર્ય શ્રી દલસુખરામ વસ્તારામ ઠાકોરના વ્યક્તિત્વમાં તો સૌરાષ્ટ્રની અનોખી ઝલક વરતાતી. પડછંદ કાયા, ભરાવદાર ચહેરો, ગોરો ઘઉંવર્ણો વાન, વિશાળ ભાલ, અણીદાર સીધું નાક, ગાલ પર થોભિયાં, માથે પાઘડી, શરીરે કેડિયું અને ધોતિયું, બુલંદ અવાજ અને પ્રજ્ઞાદર્શક વેધક આંખો! સંગીતકાર ઉપરાંત નટ તરીકે પણ તેમણે નામના મેળવેલી.

શ્રી દલસુખરામનો જન્મ વિક્રમ સંવત ૧૯૨૦ માં મહેસાણા પ્રાંતમાં થયેલ, પરંતુ પિતા અને મોટા ભાઈ ચેલારામ જુનાગઢના નવાબ બહાદુરખાનજી પાસે નોકરી કરતા હતા તેથી પાંચ વર્ષની ઉમરથી તેમનું શિક્ષણ પણ જૂનાગઢમાં શરૂ થયું.

ઔરંગઝેબના મૃત્યુ બાદ દિલ્હીમાંથી સારા સારા કળાકારો દિલ્હી છોડી નાનામોટા દેશી રજવાડાઓમાં પ્રોત્સાહન મળવાને કારણે વસવા લાગ્યા. આ સમય દરમ્યાન સૌરાષ્ટ્રમાં જુનાગઢમાં શાસ્ત્રીય સંગીતને સારું એવું પ્રોત્સાહન મળતું. સેનીયા ઘરાનાના સારા સંગીતકારો ઉપરાંત વૈષ્ણવ સંપ્રદાયે જે સંગીત પરંપરા શરૂ કરેલી તે પરંપરા પણ જુનાગઢે સાચવી રાખેલી. દલસુખરામજીના ભાઈ ચેલારામ પોતે પણ સારા સંગીતકાર હતા. હાલના પ્રખ્યાત નટ શ્રી જયશંકર સુંદરીના પિતામહ ત્રિભુવનદાસજી પણ તે વખતના પ્રખર ધ્રુપદિયા હતા.

જામનગરના વિખ્યાત આદિત્યરામજી પણ આ સમયમાં જુનાગઢ હતા. નવાબ સાહેબ મહોબતખાનજી પણ ઉત્તમ સંગીતકાર હતા. આ બધા પાસે દલસુખરામજી પળોટાવા લાગ્યા અને ટૂંક સમયમાં જ સ્વરની દુનિયામાં રાચવા લાગ્યા. દેશી રજવાડાઓમાં જેમ રામપુરના નવાબ અને શાહજાદા છમન સાહેબની ગુણીજનોમાં ગણના થતી હતી તેવી રીતે જૂનાગઢના નવાબ મહોબતખાં, બહાદૂરખાન અને રસુલખાંએ સંગીતમાં સારી ગીન્ને પ્રાપ્ત કરેલી. સાધનાથી દલસુખરામે અવાજમાં જે તેજ ઉત્પન્ન કર્યું તેથી નવાબ સાહેબ મહોબતખાનજી પણ અંજાયા અને એકેકવાર તો એવા પ્રસંગો પણ બન્યા કે દલસુખરામ જુનાગઢ છોડીને જતા રહ્યા ત્યારે નવાબ સાહેબે બેચેની અનુભવી અને તેમને પાછા બોલાવ્યા.

દલસુખરામભાઈને જૂનાગઢથી નાટ્ય કાર્યમાં મુંબઈ ખેંચી જનાર શ્રી દયાશંકર વસનજી હતા. સાધારણ નટમાંથી દિગ્દર્શકના પદ સુધી તેઓ પહોંચ્યા. એકવાર વડોદરામાં સૂત્રધારની ભૂમિકામાં

દલસુખરામે ધ્રુપદગાન શરૂ કર્યું. સ્થાયી, અંતરા, સંચારી અને આભોગ એ ધ્રુપદના ચાર ચરણ બાદ તેમણે લયકારીના પ્રકારો શરૂ કર્યા, સાથમાં અંધ પખવાજી બળદેવદાસની સાથસંગત હતી. સાગરના પ્રચંડ ઘૂઘવાટ સમાન ગમકોનો વેગ શરૂ થતાં તેમના અવાજે વાદ્યોની સાથસંગતને દબાવી દીધો અને સરળતાથી તાર સપ્તકના પંચમ પર બુલંદ અવાજ જતાં તે વખતના રાજ્યગાયક પ્રો. મૌલાબક્ષ નાટ્યગૃહમાં ઊભા થઈ ગયા અને બોલી ઉઠ્યા: 'સુભાન અલ્લાહ' ક્યા પાક આવાઝ હૈ!'

દલસુખરામભાઇના અવાજની તાસીરથી કવિવર રવીન્દ્રનાથ ઠાકુર પણ મુગ્ધ થયા હતા. ૧૯૨૧-૨૨ મા સૌરાષ્ટ્રના પ્રવાસે કવિવર આવેલા અને પ્રવાસમા જ્યાં જ્યાં તેઓ જતા ત્યાં તે પ્રદેશની સાંસ્કૃતિક પ્રવૃત્તિઓ અને સંસ્થાઓ ઉપરાત કલાકારો સાથે તેઓ મુલાકાત કરતા. એક દિવસ લીંબડીમાં કવિવરે સારા ગાયકને સાંભળવા ઇચ્છા વ્યક્ત કરી. લીંબડી ઠાકોરે દલસુખરામભાઇ (એ વખતે તેઓ ભાવનગર રાજ્યમા રાજ્યગાયક પદ પર હતા) ને બોલાવ્યા. તેમની ગાયકીથી કવિશ્રી એટલા બધા પ્રભાવિત થયા કે શાંતિનિકેતનના સંગીત ભવનના આચાર્ય પદ માટે તેમને આમંત્રણ આપેલુ એમ પણ કહેવાય છે.

આવો જ એક બીજો પ્રસંગ ઉલ્લેખનીય છે. યુરોપની મશહૂર ગાયિકા ડેમ્નિ ક્લેરા ભારતમાં આવેલ ત્યારે હિંદુસ્તાનના ગાયકોને સાંભળ્યા બાદ તેમનો એવો અભિપ્રાય હતો કે ભારતીય ગાયકોમાં વિદ્વતા ખૂબ હોવા છતાં અવાજ લગભગ બધાના ખામી ભરેલ હોય છે. તેમનો આ અભિપ્રાય અને માન્યતા દૂર કરવા પોરબંદરના મહારાજા નટવરસિંહજીએ તેમને દલસુખરામજીનું સંગીત સંભળાવ્યું. આ પ્રસંગે આ ગાયકે મંદ્ર, મધ્ય અને તાર ત્રણે સપ્તકોમાં નાસિકા દોષ વગર નાભિના અવાજે ગાઈ સંભળાવ્યું. શ્રીમતી કલેરાને આથી ભારે આનંદ થયો. દલસુખરામે જણાવ્યું કે 'આપને ઘણીવાર ભારતીય કલાકારો મોટે ભાગે નાકમાંથી ગાય છે એવી છાપ છે. પરંતુ ભારતીય સંગીતના નોમ્ તોમ્નો આલાપચારીનો પ્રકાર એવો છે જેમાં અમુક પ્રમાણમાં નાકમાંથી અવાજ ઉત્પન્ન કરવો જરૂરી છે.' આ સાંભળીને શ્રીમતી કલેરાએ ભારતીય સંગીતકારો માટે ઉતાવળો અભિપ્રાય બાંધવા બદલ ક્ષમા માગી.

આ ઉપરાંત એમણે ભાવનગરના મુખ્ય રાજ્યગાયક તરીકે હિંદુસ્તાનની સંગીત પરિષદમાં ઈ. સ. ૧૯૧૯ બનારસમા સારા ગાયક તરીકે પ્રશંસા મેળવેલી. ૮૧ વર્ષની વયે તેમની આ પ્રતિભા સંકેલાઇ ગઈ. આ થોડાક પ્રસંગો પરથી જણાશે કે દલસુખરામજીએ હિંદુસ્તાનના ઉચ્ચ કક્ષાના કલાકારોમાં સ્થાન પ્રાપ્ત કરેલું. તેમના બાદ તેમના પુત્રોમાં શ્રી વાસુદેવભાઈ હાલ ભાવનગર અને શ્રી ગજાનનભાઇ વડોદરામાં સંગીતનું શિક્ષણ કાર્ય કરી રહ્યા છે.

## માનવ-દેહનું મૂલ્ય

લંડનના એક ડૉક્ટર થોમસ લાંસને માનવ દેહમાં રહેલાં રાસાયણિક દ્રવ્યોનું પૃથક્કરણ કર્યું છે. ડૉક્ટર લાંસને વેસ્ટમિનિસ્ટરના 'કેકસટન હોલ'મા વ્યાખ્યાન આપતાં જણાવ્યું કે આ પ્રકારે પૃથક્ કરવામાં આવેલાં તમામ દ્રવ્યોની કિંમત માત્ર પાંચ શિલિંગ જ થાય છે. પરીક્ષણ માટે ડૉ. લાંસને એક દસ સ્ટોન વજનની વ્યક્તિનું શરીર લીધેલું. સામાન્ય રીતે તો માણસના દેહમા ભિન્ન ભિન્ન રાસાયણિક પદાર્થો કેટલા હોય છે તેનું માપ નીચે પ્રમાણે છે:

(૧) દશ ગેલન પાણી.
(૨) કપડા ધોવાની સાબુની સાત ગોટીઓ જેટલી ચરબી.
(૩) નવ હજાર પેન્સિલ જેટલો કાર્બન.
(૪) બે હજાર બસ્સો દીવાસળીઓ જેટલો ફોસ્ફરસ.
(૫) નાની શી ખીલી બનાવી શકાય તેટલું લોઢું.
(૬) એક કૂતરાના શરીરપરની જીવાંતને મારી શકે તેટલો ગંધક
(૭) કુકડી રાખવાના પાંજરાને ધોળી શકાય એટલો ચૂનો.

# કામ કરવાનો આનંદ

કેનિંગ પોલાક

કામ અને મજામાં મુખ્ય અંતર આ છે: જે કામ આપણે ઈચ્છા-અનિચ્છાએ પણ કરવું જ પડે છે તે કામ અને સામે ચાલીને ઇચ્છા પૂર્વક આપણે જે કરીએ તે મજા. ફૂટબોલ કે ક્રિકેટ રમવું તે મજા છે, પણ જેનો વ્યવસાય જ રમત હોય એવી કોઇ વ્યક્તિને પૂછશો તો તે કહેશે કે એને એમાં પૂરતો રસ પડતો નથી. જેને પોતાના ધંધા ખાતર જ પ્રવાસ કરવો પડે છે તેને પ્રવાસ બોજારૂપ જણાય છે, બીજાઓને તે સુખદ અને આનંદદાયક નીવડે.

હું નાનો હતો ત્યારે બાપુજીની ઑફિસમાં જઈ ચડતો અને એમને વારે વારે વીનવતો કે મને કાંઇક લખવાનું સોંપો, પણ હવે જ્યારે એ જ કામ મારો વ્યવસાય થઈ પડ્યું છે અને તેને માટે મને વેતન મળવા લાગ્યું છે ત્યારે એ જ કામ મને કંટાળો આપનારું નહિ તો યે બોજારૂપ તો લાગે છે જ અને હું ય બીજાઓની પેઠે રજા માટે ટાંપીને રાહ જોવા લાગુ છું. જ્યાં લગી જગતમાં મન-શરીરને નિત્યનવું જીવન આપનાર સાધન-એકમાત્ર સાધન, કામ છે એ સત્ય મને નહોતું સમજાયું ત્યાં સુધી મારી આ સ્થિતિ હતી!

સાચે જ, દુનિયામાં સૌથી વધુ દુઃખી માણસ તો તે જ છે જેની પાસે કોઈ પણ જાતનું કામ નથી. મેં એમને પ્રાયઃ મૃગજળ પાછળ દોટ મૂકતાં, કશા જ અર્થ વગરની મનોરંજન માટેની યોજનાઓ ઘડતાં, કાલ્પનિક અપમાન માટે દુભાતાં, ભાતીગળ કપડાંથી કબાટ ભરતા, બીજાઓની નિંદા-કૂથલી કરતાં, ભાત-જાતની અફવાઓ ફેલાવતાં અને ખોટા વહેમના રોગથી દુઃખી દુઃખી થતાં જોયાં છે. હકીકતમાં તેઓ બધા ખૂબ જ કંટાળો અનુભવતા હોય છે. આમ તો મને પોતાને પણ વચ્ચે-વચ્ચે એક બે મહિનાની છુટ્ટી લઇને ચોગરદમ પર્યટન કરવાનું ગમે છે. પણ સાચી વાત તો એ છે કે આ અવકાશ મને એટલા માટે ગમે છે કે મને એ વાતનું પણ ભાન હોય છે કે અમુક નિશ્ચિત સમય પછી તે પૂરો થઈ જશે. અનંત રજાઓનો તો વિચાર કરતાં ય હું કાંપું છું. એક વખતે મેં સાત મહિના સુધી સતત પર્યટન કર્યું, પણ મને સૌથી વધુ આનંદ તો મારી ઓફિસનું પેલું ચિરપરિચિત ટેબલ જોયું ત્યારે જ થયો. કેટલા લાંબા ગાળા પછી તે મેં જોયું!

એવા ઘણા માણસો તમે જોયા હશે જેમની ઉંમર ૬૦ વર્ષની હોવા છતાં, કામ છોડયા પહેલાં તેઓ 'તરુણ' લાગે છે. જેવું તેઓ કામ છોડે છે કે વરસ-દોઢ વરસ પછી તો તેઓ કશું જ કામ ન હોવાને કારણે શિથિલ અને 'વૃદ્ધ' લાગવા માંડે છે. એમ નહિ કે તેઓને કોઈ ખાસ ચીજમાં રુચિ નથી.' મૂળ તો એક નક્કી અને નિયમિત કામના 'અભાવે એમનું મન પૂર્ણપ્રફુલ્લ રહી શકતું નથી. હું એક પુરાતત્ત્વવિદ્યાના અધ્યાપકની વાત કરું. તેઓ આતુરતાથી પોતાની નિવૃત્તિના સમયની રાહ જોઈ રહ્યા હતા. તેમનો ઇરાદો એવો હતો કે નિવૃત્ત થઇને શેષ જીવન તમામ સંગ્રહા-

લયો જોવામાં ગાળવું. પણ જ્યારે તેઓ ખરે-ખાત નિવૃત્ત થયા ત્યારે પોતાના નિવૃત્ત જીવનથી તેઓ એવા તો કંટાળી ગયા કે તેઓ ફરીથી કોઈ કૉલેજમાં અધ્યાપક થવાનો પ્રયત્ન કરવા લાગ્યા. મને તો એ જ સમજાતું નથી કે લોકો કામથી આટલું બધું ડરે છે શાથી? વધુમાં વધુ વેતન મેળવીને ઓછામાં ઓછું કામ કરવાની વૃત્તિ લોકોમાં શા માટે છે? આ દુનિયામાં કોઇ પણ વ્યક્તિ જ્યાં સુધી પોતાના કામમાં પૂરેપૂરો રસ ન લે ત્યાં સુધી તે સફળ કે સુખી થવાની જ નથી. મારો તો ત્યાં સુધી-નો મત છે કે વિરક્ત ભાવે અથવા તો જરૂ-રિયાતને કારણે જ માત્ર કામ કરવાથી કામ તો બગડે છે જ, વધુમાં કામ કર્યાનો સંતોષ પણ મળતો નથી. આ વાત નાનાં–મોટાં બધાં કાર્યો-ને સરખી જ લાગુ પડે છે.

પેલો રેલવેનો તુચ્છ કુલી, જેણે કાલે અમારો સામાન ઊપાડયો હતો તે મને જીવનની શૈલીની દૃષ્ટિએ જીવનનો એક સફળ કલાકાર જ લાગ્યો! કારણ તે પોતાનો વ્યવસાય ઘણી જ સફાઇથી અને સુંદરતાથી કરતો હતો. પ્રત્યેક મુસાફરને વધારેમાં વધારે સગવડ આપવાનો તે પ્રયત્ન કરતો હતો. મેં તો પ્રસન્ન થઈને તેને એક ડૉલર બક્ષિસ દાખલ આપ્યો, પરંતુ તેણે આભાર સાથે એ ડૉલર મને પાછો આપ્યો અને કહ્યું: 'તમારી ઉદારતા માટે આભારી છું', પણ બક્ષિસ એ કાંઈ શ્રમનું મૂલ્ય નથી. એના કરતાં તો તમે વગ વાપરીને રેલવે બોર્ડમાં અમારા પગારનું ધોરણ ઊંચું લાવવાનું કરો તો ઠીક છે. બક્ષિસ આપવી અને લેવી એ બંને મનુષ્યની શ્રેણીમાં વર્ગો પાડે છે. એ તો ઊલટું ખરાબ કહેવાય.' આનાં કરતાં તદ્દન વિપરીત દાખલો એક બીજા મજૂરનો થોડા દિવસ અગાઉ થયેલો. ખૂબ મિજાજી ને ખીજાળ હતો તે. સામાન પણ બરાબર નો'તો ઉપાડતો. પોતાનાથી સહજ થઈ શકે તેટલું ય કરવા તે રાજી નહોતો.' છેવટે મેં જ સામાન ઉપાડી ગાડીમાં મૂકયો. પોતાની મૂર્ખામીમાં પોતાની રોજી તેણે ગુમાવી.

મારી તો પ્રતીતિ છે કે માણસના જીવનમાં જે કાંઇ પ્રગતિ થાય છે તે શ્રમની પૂજાને કારણે જ થાય છે. આ વાતનો સાક્ષી ઇતિહાસ છે. જે સમાજમાં શ્રમ કરનારને હીન અને તુચ્છ માનવામાં આવે છે એની પ્રગતિ રૂંધાઈ જાય છે. એમર્સનના મત સાથે હું સંપૂર્ણ રીતે સંમત થાઉં છું કે કુળ, સંપત્તિ તેમ જ શ્રેષ્ઠતાને બદલે શ્રમ અને શ્રમ પ્રત્યેની ભાવના જ મહત્તા અને સફળતાના માનદંડ હોવાં જોઇએ, જે જેટલો મહાન છે તેણે તેટલી વધારે મહેનત કરવી જોઇએ. પ્રગતિ, બુદ્ધિ, સમાન અધિકાર અને લોકશાહી બધાનો મૂલાધાર શ્રમનું ઉચિત મહત્ત્વ જ છે. એવાં ઘણાં કાર્યો હોય છે જે કરવાની ખાસ ઇચ્છા કોઈને ન થાય, પરંતુ હું માનું છું ત્યાં સુધી તો આવાં નીરસ કાર્યોમાંથી પણ વેતન ઉપરાંત કંઇક ને કંઇક સંતોષનું કારણ તો મળી જ રહે છે. બીજું કાંઇ નહિ તો તમને એટલું તો લાગ-વાનું જ કે તમારું જીવન કેવળ નિરર્થક નથી. તમારા શ્રમનો ઉપયોગ માનવસમાજ માટે થાય છે. મેં જોયું છે કે જે વ્યક્તિ પોતાનું નાનામાં નાનું કામ પણ રસપૂર્વક જાતે કરે છે તે લાંબો વખત એની એ જગ્યાએ પડી રહેતી નથી. હું એ ભારતીય પુરાણ–કથાને વંદન કરું છું જેમાં શ્રમની સુગંધનો કોષ માનવમાં આવે છે. એટલે કે જે શ્રમ અપનાવશે તે બહાર–ભીતર ઉભય રીતે મહત્તારૂપી સુગંધ પ્રાપ્ત કરશે.

મારા એક મિત્ર, જેમને હું છેલ્લા ૩૦ થી વધુ વરસથી ઓળખું છું તેઓ ખેતરમાં મજૂરી

કરતાં કરતાં સુપરવાઈઝર બન્યા હતા. વૃદ્ધ થયા પછી એમણે પોતાના શેઠને કહ્યું કે, 'હવે મને પાંસઠ વરસ થઈ ચૂક્યા છે, મને રજા આપો.' શેઠ જિંદગીનું રહસ્ય પીછાનનાર હતા. મારા મિત્રનો વૃદ્ધાવસ્થા પ્રત્યેનો જાપ એમને યોગ્ય લાગ્યો નહિ. મારા મિત્રની પરાજિત અને દુઃખી મુખમુદ્રા ન્યાળીને એમને પારાવાર દુઃખ થયું. એમણે ચતુરાઈથી કહ્યું: 'વાહ રે, મિસ્ટર જૉન, તમે તો હજુ જુવાનોના ય જુવાન છો. ભગવાને તમારાં તન–મન એવાં તો ઘડયાં છે કે તમે અંતકાળ સુધી તમારું કામ કરી શકો.' પ્રોત્સાહિત થઈને જૉને રજા ન લીધી અને કુશળતાપૂર્વક પોતાનું કામ ચાલુ રાખ્યું. અંતે ત્રણ દિવસની માંદગી ભોગવીને ઈસ્પિતાલમાં એણે દેહ છોડયો.

એના મૃત્યુ પછી એક મહિને એના પુત્રે શેઠને કહ્યું, 'બાપુ અંતિમ દિવસોમાં ગમે તેમ લવારો કરતા'તા.' શેઠે કહ્યું, 'બને જ નહિ. મિસ્ટર જૉન અંતકાળ સુધી એટલા સ્વસ્થ હતા, જેટલા અત્યારે તમે છો.' દીકરાને માથું ધૂણાવીને કહ્યું, 'પરંતુ તમને કદાચ ખબર નહિ હોય, મરતાં પહેલાં એમણે નર્સને બોલાવી કપડાં અને જોડા પહેરવાનું કહ્યું હતું, જેથી પોતે કામે જઈ શકે. નર્સે એમને કપડાં અને જોડા પહેરાવ્યા, બસ, પછી બે મિનિટમાં તેમનું મૃત્યુ થયું...' મારી પણ આશા છે કે આવું સૌભાગ્ય મને મળે. જ્યારે મારો અંત નજીક આવી લાગે ત્યારે હું પણ કામ કરતાં કરતાં જ મૃત્યુ પામું.

—'ધ એડવેન્ચર્સ ઑફ એ ઉપીમેન'

## સફળતાની કહાણી

ચારેકોરથી જ્યારે અસફળતા, હતાશા અને નિરાશા ઘેરી વળી હોય ત્યારે આ એક વ્યક્તિની જીવનભરની આશા નિરાશાઓ—હાર-જીતની વીગતોનું જરા ધ્યાનથી મનન કરજો.

| | |
|---|---|
| વેપારમાં નુકસાન — | સન્ ૧૮૩૧ |
| લેજિસ્લેચરની ચૂંટણીમાં હાર — | ,, ૧૮૩૨ |
| વેપારમાં વળી નુકસાન — | ,, ૧૮૩૩ |
| લેજિસ્લેચરમાં ચૂંટાયા — | ,, ૧૮૩૪ |
| પ્રેયસીનું મૃત્યુ — | ,, ૧૮૩૫ |
| સ્નાયુ-રોગથી પીડિત | ,, ૧૮૩૬ |
| સ્પીકરની ચૂંટણીમાં હાર — | ,, ૧૮૩૮ |
| લેન્ડ-અફસરની નિયુક્તિમાં હાર — | ,, ૧૮૪૩ |
| કોંગ્રેસની ચૂંટણીમાં હાર — | ,, ૧૮૪૩ |
| કોંગ્રેસમાં ચૂંટાયા — | ,, ૧૮૪૬ |
| ચૂંટણીમાં બીજી વાર હાર — | ,, ૧૮૪૮ |
| સેનેટની ચૂંટણીમાં હાર — | ,, ૧૮૫૫ |
| વાઈસ પ્રેસિડન્ટની ચૂંટણીમાં હાર — | ,, ૧૮૫૬ |
| સેનેટની ચૂંટણીમાં હાર — | ,, ૧૮૫૮ |
| પ્રમુખની ચૂંટણીમાં જીત — | ,, ૧૮૬૦ |

આ કોણ હતું? ગામનો એક ગરીબ યુવક, મુસીબતોની ભીંસ વચ્ચે પણ તે કદી નિરાશ ન થયો, ભાગ્ય સામે કદી હાર ન કબૂલી, દૃઢ આત્મવિશ્વાસનો સહારો લઈને નિત્ય નવા જ ઉત્સાહથી જીવન-પથ પર આગળ વધતો જ ચાલ્યો—

એ હતો, અબ્રાહમ લિંકન–અમેરિકાનો ભૂતપૂર્વ રાષ્ટ્રપતિ!

## ૯. નૈવેદ્ય

રવીન્દ્રનાથ ઠાકુર
અનુ૦ નગીનદાસ પારેખ



૨૧

અનમનો થઈને હું ઘાટે બેઠો છું, શુભ સમય વહી જાય છે. જો તારા તરફ નહિ આવે તો આ પવનમાં હું હોડી નહિ છોડું.

દિવસ જાય છે અરે, દિવસ જાય છે, સૂર્ય અસ્ત પામે છે. મને વાટ દેખાતી નથી, ગોધૂલિની ધૂળથી ધૂસર બનેલું પાધર દૂર કિનારા ઉપર વિસ્તરેલું છે.

ઘરનું ઠેકાણું પરશું નથી, તોય મન જાઉં જાઉં કરે છે. તું જ્યાં ધ્રુવતારારૂપે જાગે છે તે દિશાનો પરિચય મેં મેળવ્યો નથી.

આટલા દિવસ મેં હોડી ચલાવી, પણ મેં જે રસ્તે હોડી ચલાવી તે રસ્તે તે સેંકડો વાર ડૂબું ડૂબું થઈ ગયેલી, હવે એ રસ્તે જવાની મારી હિંમત ચાલતી નથી.

જો, મારી હોડી સેંકડો દોરડાં વડે કાંઠા સાથે બાંધેલી છે. તું ક્યારે મને દોરડાં છોડી આપશે? હોડી વહેવા માંડે તો જીવમાં જીવ આવે.

હૃદયને ભરતો ખુલ્લો પવન ક્યાં છે? સાગરનો ખુલ્લો પવન ક્યાં છે? કાનને ભરી દેતું મહાન ગીત ક્યાં છે? સાગરનું મહાન ગીત ક્યાં છે?

૨૨

મધ્યાહ્ન સમયે નગરમાં કર્મનું પૂર જ્યારે ઊછળતે પ્રવાહે સેંકડો શાખા પ્રશાખાઓમાં એક માર્ગેથી બીજે માર્ગે ધમી રહ્યું હોય છે, નગરની નાડી જ્યારે તપીને ફૂલી જાય છે અને પથ્થરના પાયા ઉપર પછાડ ખાઈને નાચે છે— ચારે દિશાઓને ખળભળાવી મૂકતા વટેમાર્ગુઓ ધસે છે, રથો દોડે છે, અને શુષ્ક ધૂળ ઊડે છે—

ત્યારે અચાનક આંખ મીંચીને જોઉં છું તો માનવોના મહા અરણ્ય

વચ્ચે તારું અનંત નિર્જન આસન નજરે પડે છે—કોલાહલની વચમાં તારી નિઃશબ્દ સભા શાંતિપૂર્વક વિરાજે છે. સૌ દુઃખમાં અને સૌ સુખમાં, પ્રત્યેક ઘેર ઘેર, સૌ ચિત્તમાં, સૌ વિચાર અને સૌ કાર્યમાં જેટલે દૂર નજર પહોંચે છે ત્યાં સર્વત્ર હે સંગવિહીન દેવ, તમે જ એકલા બેઠેલા દેખાઓ છો!

૨૩

આજે હેમંતની શાંતિ ચરાચરમાં વ્યાપેલી છે. જનશૂન્ય ખેતરમાં બળતે બપોરે શબ્દહીન ગતિહીન ઉદાર શાંતિ પોતાની દિગંતવ્યાપી સ્વર્ણ-શ્યામ પાંખો ફેલાવીને થાકીને પડેલી છે. ક્ષીણ નદીરેખા આજે ગીત ગાતી નથી, રેતીના તટ ઉપર રેખા પાડતી નથી. દૂર દૂર જે ગામો છે તે બધાં આળસ અને થાકથી ઊંઘમાં પડ્યાં પડ્યાં આંખો મીંચીને તડકો ખાવામાં મગ્ન છે.

આ શાંતિમાં તૃણ તૃણમાં, ધૂળે ધૂળમાં, મારા અંગના રોમે રોમમાં, લોક લોકાંતરમાં, ગ્રહોમાં, સૂર્યમાં, અને તારાઓમાં હું સદાકાળ અણુ-પરમાણુ-ઓના નૃત્યનો કલરોલ—તારા આસનની આસપાસ અનંત કલ્લોલ સાંભળું છું.

૨૪

મહીં મહીંથી કેટલીય વાર મને એમ થાય છે કે કામ વગર આજ વખત નકામો ગયો, દિવસ બગડ્યો.

પણ હે પ્રભુ, એ બધી ક્ષણો બગડી નથી હોતી. હે અંતર્યામી દેવ, એ બધી ક્ષણો તો તમે પોતે લીધેલી હોય છે. વસ્તુ વસ્તુના અંતરમાં ગુપ્ત રહીને તમે કોણ જાણે ક્યારે બીજને અંકુર બનાવી દો છો, કળીને ખીલેલા રંગે રંગી દો છો, ફૂલને સુમધુર રસવાળું અને બીજથી પરિણત ગર્ભવાળું ફળ બનાવી દો છો.

હું થાક્યો પાક્યો ઊંઘરેટો થઈને આળસમાં આળોટતો આળોટતો માનતો હતો કે બધાં કામ એમનાં એમ પડી રહ્યાં છે.

પણ સવારમાં જાગીને આંખ ઉઘાડીને જોઉં છું તો મારો બાગ ભરપૂર ભર્યો છે.

૨૫

ફરીથી મારા હાથમાં વીણા આપો. મારાં ખોવાઈ ગયેલાં ગીતો પાછાં આવો.

એકાએક આકરી ટાઢથી માનસસરોવરનાં જળમાંનાં પદ્મવન મરી જાય છે, ટોળાબંધ હંસો હારબંધ ઊડતા ઊડતા દૂર દૂર દક્ષિણની કાશખીલી નદીને નિર્જન કિનારે ચાલ્યા જાય છે; અને ફરી વસંતમાં તેઓ જેમ આનંદના કલનાદ સાથે પાછા આવે છે—તેમ મારાં બધાં ઊડી ગયેલાં ગીતો મારા આ મૌન પ્રાણને ઝંકારથી ભરી દઈને પાછાં આવો; અને તેઓ હવે સમુદ્રનીરની તાન, અજ્ઞાત રાજ્યના અગમ્ય દેશની બધી અદ્ભુત વાતો અને સીમાહીન નિર્જનતાની અપૂર્વ ખબરો સંભળાવો.

# ઉદારતાના આ મહાપ્રભુઓ

ડૉ. કુસુમ દેસાઈ

'પીડ પરાઈ' જાણનારને નરસિંહ મહેતાએ 'વૈષ્ણવજન' કહ્યા છે. ઈશુ ખ્રિસ્તે પારકી પીડા જાણી અને 'પીડ પરાઈ' જોઈ–જાણી દ્રવી ઉઠે તેવા હૃદયને જ 'ભગવાનના નિવાસ' લાયક ગણ્યું! આ લેખમાં એવા ત્રણ વૈષ્ણવજનનો ટૂંકો પરિચય આપ્યો છે જેઓને જીવદયાની તેમની દૃષ્ટિને કારણે 'કરુણાનિધાન' કહેવામાં કશી જ હરકત નથી—

તીરના આઘાતથી લોહીલુહાણ થઈને તરફડિયા મારતા હંસને જોઈને ભગવાન બુદ્ધે એને છાતી સરસો ચાંપ્યો ને આસનાવાસના કરી! વીંધાયેલા ક્રૌંચ પક્ષીયુગલની કથાથી પીડિત વાલ્મીકિના હૃદયમાંથી સાક્ષાત કરુણા કવિતા રૂપે વહી! આ તપસ્વી મહાનુભાવોનો સ્નેહ જ એ પક્ષીઓના દુઃખનિવારણ માટે પૂરતો હતો. એમની કૃપાથી એ પક્ષીઓ જ નહિ, પરંતુ એમની પ્રેરણાથી નીકળેલા ઉદ્ગારો સુદ્ધાં અમર થઈ ગયા.

આજે પણ ટોરંટોમાં ડૉ. એવન સેકાર્ડ નામના એક મહાનુભાવ રહે છે. એમણે પીડિત પશુ પંખીઓની સેવાને જ પોતાના જીવનનું મિશન બનાવી દીધું છે. તેમણે આજસુધીમાં કેટલાયે કષ્ટસાધ્ય રોગોથી પીડાતાં પશુ-પંખીઓને રોગ અને પીડાથી મુક્તિ અપાવી છે. ડૉ. એવનનાં આ કરુણા-પ્રેરિત સેવા ચાકરી અને ઉપકાર-ઈલાજ કોઈ ધંધા તરીકે નથી ચાલતાં, તેઓ માત્ર પાળેલા • પંખી પશુઓને જ નહિ, પણ જંગલી પશુ પંખીઓને ય પીડિત જોઈને એમની પણ તેઓ પૂરા સ્વસ્થ ન થાય ત્યાં સુધી સેવા કર્યા જ કરે છે, અને નરવા થાય કે તરત છૂટા મૂકી દે છે. આવા રોગી પક્ષીઓને માટે ગમે તેવી દવાની જરૂર હોય તેમાં તેઓ મોકળે હાથે ખરચ કરે છે અને ભારે જહેમત ઉઠાવે છે.

જંગલમાં એકવાર એમની નજર એક ઘુવડ પર પડી, એની પાંખોના મૂળ ઘવાયા હતા. એમણે એને ઉંચકી લીધું. ઘેર આણીને તેના ઘાવ ધોયા. ઉપર પેનિસિલિન લગાડ્યું. કેટલાક ઈંજેક્શનો આપ્યા અને પૌષ્ટિક આહાર દ્વારા એને પૂરું-પાધરું સ્વસ્થ કર્યું. જેવું તે નીરોગ થયું કે તરત જ તેને પાછું મુક્ત રીતે ફરવા માટે સ્વતંત્ર છોડી મૂક્યું.

સુપ્રસિદ્ધ પત્રકાર હૅલિડેએ પોતાના સંસ્મરણોમાં ડૉ. એવનની આ અદ્ભુત સેવા-વૃત્તિનો ભારે માર્મિક પ્રસંગ ટાંક્યો છે. વાનગી દાખલ એક નોંધએ: "ડૉક્ટર સાહેબ એક કૂતરાને પોતાના 'ઑપરેશન-ટેબલ'પર સુવરાવીને ઊભા છે. આસપાસ વિવિધ પ્રકારના ઓજારો અને સોઈઓ ટ્રેમાં લઈને પરિચારિકાઓ ઊભેલી છે. કુતૂહલવશ હું નજદીક ગયો. જોઉં છું તો ડૉક્ટર સાહેબ એ કૂતરાની જાંઘમાંથી કાંટો કાઢી રહ્યા છે! પાછળથી મેં પૂછ્યું કે 'ડૉક્ટર સાહેબ! આપને આ કૂતરું ક્યાંથી મળી આવ્યું?' તેમણે જવાબ આપ્યો: 'આજે સવારે જ્યારે ફરવા નીકળ્યો ત્યારે જોયું કે આ કૂતરું ખોડંગાતું લંગડાતું ચાલતું હતું અને રહીરહીને વારેવારે પોતાના પગ તરફ જોયા કરતું'તું. હું જ્યારે એને પકડવા દોડ્યો ત્યારે તે ભાગ્યું, પણ મેં તેની પાછળ દોડયા જ કર્યું. આખરે તે થાકી ગયું અને એક જગ્યાએ બેસી ગયું. હું તેની પાસે પહોંચ્યો કે તરત તે પૂંછડી પટપટાવવા લાગ્યું. મેં તેને ખોળામાં લીધું. અને જોયું કે તેની જાંઘમાં એક કાંટો ઠીક ઠીક ઊંડે સુધી પેસી ગયો છે. મેં ઘા વાળી જગ્યા પંપાળી. કૂતરું મારો વિચાર સમજી ગયું અને મારી સાથે જ ઈસ્પિતાલ સુધી ચૂપચાપ ચાલ્યું આવ્યું...'

આ જ રીતે એકવાર તેઓ એક હરણના બચ્ચાને લઈ આવ્યા. એનો પગ તૂટી ગયો હતો.

એમણે હાડકુ બેસાડી દીધુ અને પ્લાસ્ટર મારીને મહિનાઓ સુધી તેને પોતાના સતાનની જેમ પાળ્યુ પોષ્યુ સાજુ થયુ ત્યારે હરણનો પ્લાસ્ટર પાટો છોડ્યો હવે તે સરસ રીતે ચાલી શક્તુ હતુ. એ અબોધ, મૂક હરણ કેવુ પ્રફુલ્લવદન હતુ ' વારવાર તે પોતાની મર્મભરી આખોથી કૃતજ્ઞતા ભરી દૃષ્ટિ ડોક્ટર તરફ ફેંક્તુ હતુ'—જાણે કોઈ બાળક પોતાની માતા તરફ ન જોતુ હોય' પૂરુ નીરોગ અને સશક્ત થઈ ગયા પછી ડૉક્ટર તેને પોતાની મોટરમા બેસાડીને જગલમા છોડી આ યા અને પાછા ફર્યા ત્યારે ભારે અવાજે બોલ્યા, 'કોણ જાણે એ બિચારાને એની મા મળી કે નહિ'

એક વાર એમણે એક 'ટ્યૂમર'નો ઈલાજ કરેલો એ જ રીતે એક મેનાને વિટામિન બી–૧૨ના ઈન્જેક્શન આપીને રક્તાલ્પતાના વિનાશક રોગમાથી બચાવી હતી એ મેના તો એમની સાથે એવી હળી ગઈ હતી કે વારવાર જગલમા છોડી દેવા છતા તે વળીવળીને પાછી એમની પાસે જ ચાલી આવતી

આ તો, પશુ પખીના ઈલાજનુ વિજ્ઞાન ઘણુ જ પ્રાચીન છે સસ્કૃતમા એ વિષય પર કેટલા યે ગ્રથો છે. પાશ્ચાત્ય વિજ્ઞાનમા તો પશુ ચિકિત્સા (વેટરનરી સાયન્સ) સ્વતત્ર વિજ્ઞાન શાખા લેખે વિકસિત થઈ ચૂકી છે, પણ ક્યા ધધાદારી રીતે ચિકિત્સા અને ક્યા હૃદયની કરુણા' ધંધા લેખે ચિકિત્સા કરનારી વ્યક્તિ પાસે એવો પ્રેમ અને સહાનુભૂતિ કેવા? જે ડૉક્ટર અલનના હૃદયમા છે! બીજા કોને એવી ચિંતા તથા ફુરસદ છે કે જગનમાથી ગોતી-શોધીને પીડિત પશુ પખીઓ લઈ આવે અને મફત ચાકરી ચિકિત્સા કરે'

એક વાર 'ન્યૂયોર્ક ટ્રિબ્યૂન હેરલ્ડ'ના સંપાદક વી માઉવેએ ડૉક્ટર સાહેબને પૂછ્યુ 'ડૉક્ટર સાહેબ! આપે આપની આ 'હોબી' કઈ રીતે ખીલવી?'

ડૉક્ટર સાહેબે જવાબ આપ્યો 'મારી પાસે ઈલાજ માટે રોજરોજ કેટલાયે રોગીઓ આવે છે તેઓ પોતાની તકલીફ સ્પષ્ટ કહે છે અને હુ એમની યથાશક્ય ચિકિત્સા પણ કરુ છુ એક દિવસે હુ અમસ્તો બગીચામા બેઠો હતો મનમા ચિકિત્સા વિષયક એક મુદ્દો ઘૂટ્યા કરતો હતો, પણ સામે બારી ઉપર એક ચકલી વારવાર ચીમાચીસ કરીને મારા ધ્યાનમા ભગ પાડી રહી હતી ચકલીની બોલીમા કોઈ એવો કરુણ ભાવ હતો કે હુ પ્રયત્ન કરવા છતા એકાગ્ર મન થઈ શક્યો નહિ મારુ ધ્યાન પરાણે એ પક્ષી પર જ ઠર્યું હુ વિચારવા લાગ્યો કે આ મૂગુ પખી ક્યા ચિકિત્સક પાસે જાય અને કેમ કરીને પોતાનો વ્યાધિ જણાવે? એ દિવસથી મે પશુપખીઓની સેવાને જ મારો 'ધર્મ' બનાવી લીધો છે જ્યારે હુ કોઈ પશુ પક્ષીને મારી ચિકિત્સાથી નરવુ કરી દઉં છુ ત્યારે મારા હૃદયને ગાઢ સાત્વના મળે છે સસારની સમસ્ત સમૃદ્ધિ પ્રાપ્ત કર્યા પછી ય આવી-આટલી સાત્વના કદાચ કોઈને નહિ મળતી હોય એવી મારી અનુભૂતિ છે'

આજે અમેરિકામા ડાક્ટર અલન એક મહાન સત તરીકે પ્રખ્યાત છે ઘણી સસ્થાઓ એમને વખતો વખત પોતાના અનુભવો સભળાવવા આમ ત્રિત કરે છે તેઓ દયા નિધાના હાલતા ચાલતા દેવાલય જેવા જ બની ગયા છે એમના શિષ્યોની સખ્યા ય આજે કાઈ ઓછી નથી ન્યૂયોર્કની 'ઝુઓલોજિકલ સોસાયટી'ના ડૉક્ટર વિલાનાર્ડ ગાસ જેવા પ્રાણીરોગવિશેષજ્ઞો પણ એમના જ શિષ્યોમાના એક છે

ડૉ એલનની આ હામીથી પશુ ચિકિત્સા વિજ્ઞાનને ઘણો જ મોટો ફાયદો થયો છે કેટલાયે રોગોના નિદાન કરી શકાયા છે અને કેટલીય નૂતન ઉકેલી શકાય છે આ બધામા પખીઓના પક્ષાઘાત સબધે જે શોધ થઈ છે તે તો ઘણી જ મૂલ્યવાન છે સામાન્ય રીતે તો પીજરમા પાળેલા પખીનુ માથુ ઝૂકી જાય છે અને પછી તે રીબાઈ રીબાઈને મરે છે પોતાની જીવદયા પ્રવૃત્તિ દરમ્યાનમા આવા અનેક કિસ્સાઓ ડા અલનને જોવા મળ્યા એમણે એ બધાનુ સૂક્ષ્મ વૈજ્ઞાનિક અધ્યયન કર્યું અને ઘણા પરિશ્રમને અંતે એ નિર્ણય પર આવ્યા કે આ રોગ વસ્તુતાએ બાળકોના પક્ષાઘાત (પેરેલેસિસ) ને મળતો આવે છે રોગનુ મૂળ શોધતા ગયા તો 'પેરાપેરાઈન' નામની દવાનો ઉદ્ભવ થયો—આ દવા બાલ પક્ષાઘ તમા ય ઘણી અકસીર સાબિત થઈ

નરસિહ મહેતાનુ ભજન આપીને ઘણુ જ પ્રિય હતુ 'વૈષ્ણવજન તો તેને કહીએ જે પીડ પરાઈ જાણે રે.' સાચે જ ડૉ એલન એવા જ

એક વૈષ્ણવજન છે.

હવે એવી જ એક બીજી વ્યક્તિની વાત જોઈએ: એમનું નામ હતું કૃપારામ. બાળપણમાં જ કૃપારામના માબાપ મરી પરવારેલા. એક સઈસે એમને પાળ્યા-પોષ્યા ને મોટા કર્યા. તેથી એમનું બાળપણ જ ઘોડા સાથે વીત્યું. પહેલાં તો તેઓ એ સઈસને પોતાના પિતા સમજતા'તા. પણ જ્યારે એમને મા-બાપ મરી પરવાર્યાની ખબર પડી ત્યારે એમણે ઘોડાને જ પોતાના પિતા કહેવાનું શરૂ કરી દીધું. એમને જેટલા રોગી અને અસહાય ઘોડા મળતા, એ બધાને પોતાને ત્યાં લઈ જઈને તેઓ તેમની ચિકિત્સા-સુશ્રુષા કરતા અને તેમને તાજા તંદુરસ્ત કરી દેતા. કાશી મજૂરી કરીને તેઓ ભણ્યા હતા અને 'વેટરનરી ડૉક્ટર'ની ઉપાધિ મેળવી હતી. રાત દિવસ પશુ-પંખીઓની ચિકિત્સા કર્યા કરતા. ભૂતની જેમ પૈસો રળતા પણ બમણે વેગે એ બધો ઘોડાઓની સારવારમાં ખરચી નાખતા. હજારો કમાવા, પણ મર્યા ત્યારે કફન માટે ય રાતી પાઈ બચી નહોતી!

ઘોડાની ચિકિત્સા જ તેઓ મફત કરતા'તા એવું નહિ, પણ જેટલા દિવસ ઘોડો એમની પાસે રહેતો તેટલા દિવસો એને ખવરાવવો પીવરાવવો અને એટલી જ આત્મીયતાથી એને ખરેરો કરવા સુદ્ધાંનું ય પોતે રોજ કરતા—મા પણ એટલી માવજત બાળકની ન કરતી હોય! કૃપારામજી રીવામાં રહેતા, પણ નાથદ્વારા લગી ઘૂમી-રખડીને રોગી ઘોડાઓ એકઠા કરવાની એમની 'હૉબી' હતી.

પ્રતિભા સાથે જ્યારે શુભ નિષ્ઠા અને લગનનું પણ સામંજસ્ય થઈ જાય છે ત્યારે વ્યક્તિના ગુણ કસ્તૂરીની સુગંધની જેમ પ્રસરી ઊઠે છે. કૃપારામજીની બાબતમાં એમ જ થયું. એમની ખ્યાતિ દૂર દૂર સુધી ફેલાઈ ગઈ, મસમોટા રાજા મહારાજાઓ એમને પોતાના ઘોડાઓની ચકિત્સા કરવા બોલાવતા અને અને સાધુ-સંતની જેમ જ એમની કદર કરતા. સર્વ સાધારણજન તો એમને 'ઘોડા મહારાજ' જ કહીને પૂજતા!

કૃપારામજીને તો ઘોડાઓનાં દુઃખદર્દ સાથે જ નિસ્બત હતી, પણ કાશીમાં શાલિગ્રામજી છે. તેઓ તો રોગિયાં-રોગિયાંની પારાવાર સેવા ચાકરી કરે છે ને એમાં જ જિંદગીનું ચરમ રહસ્ય સમજે છે. કોઈ વાર જોશો તો ગધેડાને પકડીને ઘેર લઈ જઈ લીંબડાનાં પાન ઉકાળીને એનાથી ગધેડાની પીઠ પરનું ચાંદું ધોશે તો કોઈ વાર વળી કોઈ ખસિયલ કૂતરાના માથામાં એકાગ્ર ચિત્તે એમીને ફિનાઈલ નાખતા જોશો.

દિવસભર તેઓ રખડતારામ—જ્યાં પણ કોઈ રોગી મળી જાય—માણસથી માંડીને કીડી-મંકોડી લગીના—ત્યાં તેની સેવામાં લાગી જાય. અને કાશી ભીખમાગુઓનું તો નગર છે. ભિખારીને તો શું ઘર ને કોણ એના સગાવહાલા? શાલિગ્રામ જ એમના સર્વેસર્વા. કોણ જાણે કેટલા યે લોકોની અંતિમ પળો એમની આત્મીયતાભરી ગોદમાં પસાર થઈ હશે અને કેટલા લોકોનો તેમણે અંતિમ સંસ્કાર પોતાના હાથે કર્યો હશે!

માણસોની જ વાત નથી, કૂતરા, બીલાડા, ગધેડા, બળદ અને પંખી સુદ્ધાંની—પ્રાણીમાત્રની સેવામાં તેઓ એવા તો લીન રહે છે કે તેઓને ન ઓળખતા હોય તે બધા તો એમને ચોક્કસ પાગલ જ માની બેસે!

પણ પાગલ માની બેસીએ તો યે આવા આંગળીને વેઢે ગણી શકાય એવા પગલાઓ પોતાનું ગાડપણ થોડું છોડી દેવાના હતા! કૃપારામજીને એક વાર એક રાજાએ બોલાવીને કહ્યું: 'ડૉક્ટર સાહેબ, આમ વારવાર ઠામોઠામ રઝળવાને બદલે અમારે ત્યાં જ 'વેટરનરી સર્જન' તરીકે રહી જાઓ ને. માફ કરજો, પણ આમ ગાંડાની જેમ એક જ વાત લઈને બેસો એ સારું લાગતું નથી.'

કૃપારામજીએ હસીને જવાબ આપ્યો: 'વાત તો સાચી છે રાજા સાહેબ, પણ હજી પૂરો ગાંડો થઈ શક્યો નથી એની જ તો વિપદ છે ને! કોઈ પણ કામ પૂરા રસ તો તે કામમાં ખોવાઈ જવાથી જ પ્રાપ્ત થાય છે—ગદ્દર સાફ કરવાનું, અપ્સરાઓ સાથે રમણ કરવાનું, ભગવાનની ભક્તિ કરવાનું...ગમે તે કામ હોય ને. આ વાત તો હરહાલતમાં સનાતન સત્ય જેવી છે. અરધુંપરધું ભણેલા કરતાં તો મૂળથી અભણ સારો!' (મૂળ હિંદી ઉપરથી)

# પ્રતિશોધ

બર્ટ્રાન્ડ રસેલ

મારા પિતાજી મને પોતાના ભૂતકાળની ભાતીગળ વાતો અવારનવાર સંભળાવતા. એમની એક વાત તો હજુ પણ મને બરાબર યાદ છે, અને એ વાત હું હૂબહૂ એ જ શબ્દોમાં આજે તમને સંભળાવું છું:

"એ વખતે હું ઓક્સબ્રિજમાં ભણતો'તો. રોજ સાંજે ફરવા નીકળી પડતો. રસ્તામાં લગભગ હમેશ મને એક વૃદ્ધ પાદરી અને એમની દીકરી મળતાં. બંને ઘોડા પર સવાર થઈને ફરવાં નીકળતાં. વૃદ્ધ પાદરીનો ચહેરો ઘણો જ ભયગ્રસ્ત માલૂમ પડતો. છોકરીની ઉંમર તો હશે ૧૯ લગભગ, પણ એનાં ચહેરા પર તારુણ્યની સ્વાભાવિક ચંચળતાને બદલે ચિંતાની રેખાઓ વિશેષરૂપે સ્પષ્ટ વરતાતી. એને જોતાં જ સહેજે એવો પ્રશ્ન મનોમન ઊઠતો કે આ યુવતી પોતાના જીવનમાં કોઈવાર પણ હસી–ખુશી અનુભવતી હશે કે?

"એક દિવસ તો મેં કુતૂહલના માર્યા મારા એક જ્યેષ્ઠ મિત્રને પૂછી નાખ્યું કે આ વૃદ્ધ પાદરી કોણ છે? એમણે કહ્યું કે, 'આ સેન્ટ સાઇનિસસ કૉલેજના અધ્યક્ષ છે અને એમનું નામ છે બ્રાઉન. એમના જીવનની વીતક ભારે દુઃખ અને દર્દથી ભરપૂર છે! જે દિવસોમાં બ્રાઉન કૉલેજમાં 'ફેલો' હતા, એ દિવસોમાં રીવાજ એવો હતો કે ફેલો લગ્ન કરી શકે નહિ. લગ્ન તો કેવળ અધ્યક્ષ જ કરી શકે. આ હિસાબે બ્રાઉને જહેમત ઉઠાવીને અધ્યક્ષ બનવાની તમામ લાયકાત મેળવી લીધી. બ્રાઉનનો એક પ્રતિસ્પર્ધી પણ હતો, તેનું નામ જેન્સ. તે પણ અધ્યક્ષ બનવા ઇચ્છતો હતો. બરાબર ચૂંટણી વખતે જ બંને વચ્ચે તીવ્ર રસાકસી થઈ. પરિણામ આવ્યું ત્યારે જણાયું કે બ્રાઉન માત્ર એક જ વધારે મતથી જીતી ગયો હતો. પણ હારેલા જેન્સના સાથીઓએ એવી અફવા ફેલાવી કે બ્રાઉનને જે એક મત વધારે મળ્યો છે તે તેનો પોતાનો જ મત હતો. કમભાગ્યે આ વાત કોઈ પણ રીતે સાબિત પણ થઈ ચૂકી. પરિણામ એ આવ્યું કે અધ્યાપકો અને વિદ્યાર્થીઓનો સમસ્ત સમૂહ હલબલી ઊઠ્યો અને રોષમાં આવી ગયો. બધાએ એકઠા મળીને અધ્યક્ષ સાથે અસહકાર કરવાનો નિર્ણય લીધો. અસહકારીઓએ આવી જ સજા બ્રાઉનની પત્નીને પણ કરવાને તજવીજ કરી, અલબત્ત તે બાપડીનો આમાં કશો વાંક નહોતો. અપમાનનો કડવો ઘૂંટડો તે ઝાઝો વખત પી પણ ન શકી અને પોતાની એકની એક માસૂમ દીકરીને કેથેરીનને મૂકીને મૃત્યુ પામી. એ ચૂંટણી થયે ય વીસ વરસ થઈ ગયા, પણ આ બાપ-દીકરી હજુ આજે ય સમાજથી બહિષ્કૃત છે.'

"હું તો આ વાત સાંભળીને અચંબો પામી ગયો. પેલા વૃદ્ધ પાદરીએ વિશ્વાસઘાત કર્યો એથી નહિ, પણ આ ઓક્સબ્રિજનો આખો ય સમાજ કેવો તો કઠોર અને ક્રૂર છે તે ખ્યાલે મને કમકમાવી દીધો. જે સમાજ પિતાના અપરાધ માટે સાથોસાથ એની નિરપરાધ અને કુમળી બાળકી ઉપર પણ દંડનો ભીષણ કોયડો વીંઝતા ય અચકાય નહિ, તે સમાજ વિષે શું માનવું? મારા મનમાં આ અપરિચિત છોકરી—જે પૂરી નિર્દોષ અને નિરપરાધ હોવા છતાં આ નિષ્ઠુર સજા ભોગવી રહી હતી—પ્રત્યે એક જાતની સાહજિક સહાનુભૂતિ જાગી. એની સાથે માત્ર બે-બોલ બોલવાનો હું મોકો શોધવા લાગ્યો.

"અને એ મોકો મળ્યો ય ખરો. એવું થયું કે એક દિવસે ટહેલતો હતો ત્યાં મેં જોયું સામેથી કેથેરિનનો ઘોડો પૂરપાટ દોડતો જતો હતો. થોડે જ દૂર કેથેરિન પણ જમીન ઉપર પડેલી જોવામાં આવી. મને પરિસ્થિતિનો તાગ મેળવતાં વાર ન લાગી. એ જ વખતે હું ત્યાં પહોંચી ગયો અને સંભાળ-

પૂર્વક તેને ઊભી કરી. એમ જણાયું કે રોજની પેઠે તે આજે પણ ફરવા નીકળી હતી, પણ રસ્તામાં 'લૉર્ડ જ્યૉર્જ સૅંગર-સર્કસ'નો હાથી પસાર થતો 'તો તે જોઈને ઘોડો ભડક્યો ને તેણે પોતાની પીઠ પરના સવારને રસ્તે ફેંકીને પૂરપાટ ચાલતી પકડી. કૅથેરિનનો એક પગ તૂટી ગયો હતો. બહુ જ મહેનતને અંતે એક કલાક પછી કૅથેરિનને ઇસ્પિતાલ પહોંચાડી.

"બીજા દિવસથી હું તેની ભાળ કાઢવા રોજ ઇસ્પિતાલ જવા લાગ્યો. વખત જતાં અમારો સંબંધ ગાઢ થતો ગયો. અને એક દિવસે વાતવાતમાં જ મેં તેના પિતાના ગતજીવન વિષે પૂછી લીધું અને તેણે મને એ સંબંધી ઘણું ઘણું જણાવી યે દીધું:

"અધ્યક્ષ બ્રાઉન જુવાનીના દિવસોમાં ઘણા જ મસ્ત અને મોજીલા માણસ હતા. કૉલેજની ચૂંટણી પછી પાંચ અઠવાડિયામા જ એમનું લગ્ન કૅથેરિનના બા—કુમારી મિલ્ડ્રેડ—સાથે થયું. બીજે દિવસે લગ્ન સમારંભમાંથી છૂટા થઈને જ્યારે બ્રાઉન કૉલેજના મધ્યખંડમાં દાખલ થયા ત્યારે મોટું અચરજ એમણે એ અનુભવ્યું કે એક પણ વ્યક્તિએ એમને વંદન ન કર્યાં કે ન તો કોઈએ અભિનંદન પાઠવ્યા, કોઈએ એમની નવોઢા પત્ની સંબંધે પણ પૃચ્છા ન કરી! એમણે બોલવાનો પ્રયત્ન પણ કરી જોયો, પણ કોઈએ એમની સાથે જરા જેટલી ય વાત ન કરી. આખો દિવસ આમ અપમાન સહીસહીને સાંજે જ્યારે તેઓ ઘેર પહોંચ્યા ત્યારે ત્યાં ઘેર પણ અપમાનનો બીજો ઝેર-પ્યાલો હાજર જ હતો!

"ઘેર પહોંચ્યા કે તરત જ એમને કૉલેજના વિદ્યાર્થીઓનો એક પત્ર મળ્યો, જેમાં લખ્યું હતું કે: 'અમે તમે કરેલા ઘોર અનૈતિક અપરાધ માટે તમારો અસહકાર કરીએ છીએ જ્યાં સુધી તમે કૉલેજના અધ્યક્ષ રહેશો ત્યાં સુધી કોઈ પણ તમારી સાથે વાત સુદ્ધાં નહિ કરે. તમારાં પત્નીને પણ આ જ સજા કરીએ છીએ. તમે મિ. જોન્સનો હક છીનવી લીધો છે. આ કારણે, અમે તમને તમારા અપરાધી આત્માની અનંત વેદના સહેવાને એકલા-અટૂલા છોડી દઈએ છીએ.'

"અધ્યક્ષે કૉલેજના વિદ્યાર્થીઓ અને 'ફેલો'ને સમજાવવા ઘણા પ્રયાસો કર્યા, પણ કોઈએ એકે વાત કાને ન ધરી તે ન જ ધરી. મિ. જોન્સે તો સાફ સંભળાવી દીધું કે તપાસ થઈ ચૂકી છે, હવે વારેવારે તપાસ ન થઈ શકે. અધ્યક્ષે વકીલો અને જાસૂસોની મદદ લીધી, પણ બધું પાણીમાં! પ્રત્યેક વ્યક્તિ અધ્યક્ષ અને એમનાં પત્નીનો પડછાયો સુદ્ધાં ટાળવા લાગી, બધા એ બન્નેથી દૂરના દૂર નાસવા લાગ્યાં!

કૅથેરિનને જન્મ દીધા પછી થોડા જ દિવસોમાં અધ્યક્ષનાં પત્ની ગુજરી ગયાં. ઘરનાં સૂનાં અને એકાકી વાતાવરણમાં કૅથેરિન મોટી થઈ, તે મૌન રહેવા લાગી. પિતાએ ઠીક ઠીક મહેનત કરી, પણ આખરે કૉલેજના બહિષ્કારની વાત દીકરીથી છૂપી રાખી શક્યા નહિ. જેમ જેમ તે મોટી થતી ગઈ તેમ તેમ તેના મનમાં પોતાના પિતાને નિર્દોષ સાબિત કરવાની અને બીજા બધા ઉપર બદલો લેવાની વૃત્તિ પ્રબળ થતી રહી.

"મેં કૅથેરિનની બધી વાતો સાંભળી. મેં એમાં મારી તરફની સહાનુભૂતિ દર્શાવી અને એમ કહ્યું પણ ખરું કે પિતાના વેરીઓનો બદલો લેવાનો વિચાર બરાબર છે. પણ, કૅથેરિનનો પગ સારો થયા પછી બે દિવસમા જ બ્રાઉનનું અવસાન થયું. આ આકસ્મિક મૃત્યુ કૅથેરિન માટે એક અસહ્ય ઘટના હતી. અને, બરાબર આ પછી ત્રીજે જ દિવસે એક વિસ્મયજનક ઘટના ઘટી ગઈ—બ્રાઉનના સૌથી કટ્ટર વિરોધી ડૉ. ગ્રેટોરેક્સે આત્મહત્યા કરી!

"ગ્રેટોરેક્સ બ્રાઉનનો કટ્ટો શત્રુ હતો. ઉપરોક્ત ચૂંટણીમાં જ્યારે બ્રાઉનને સફળતા મળી ત્યારે ડૉ. ગ્રેટોરેક્સે જ એના વિજય બાબત શંકા ઉઠાવી હતી અને તપાસનો મુદ્દો ઊભો કર્યો હતો. એના જ પ્રયાસથી એ જાણી શકાયું હતું કે, બ્રાઉને પોતે પોતાના નામનો મત પોતાને આપ્યો હતો.

"બ્રાઉનના મૃત્યુ પછી ત્રીજે જ દિવસે રાત્રિના જ્યારે જોન્સે ડૉ. ગ્રેટોરેક્સના બારણે ટકોરા માર્યા

ત્યારે કશો જ જવાબ ઘરમાંથી મળ્યો નહિ, પણ અંદર બત્તી બળતી જોઈને જેન્સે બારણું હડસેલીને ઘરમાં પ્રવેશ કર્યો. પણ, અંદરનું દૃશ્ય જોઈને જ તે ભયભીત થઈ ગયો! ડૉ. ગ્રેટોરેક્સ પોતાની ખુરશી પર મરેલા પડ્યા હતા અને એમની સામે સ્થાનિક પોલિસ-અધિકારી ઉપર લખેલો એક સાત-આઠ પાનાનો પત્ર પડ્યો હતો! પત્રમાં એમણે લખ્યું હતું:

" 'આજે મારા જીવનનો ઉદ્દેશ પૂરો થાય છે. હું અને બ્રાઉન લંગોટિયા મિત્રો હતા. યુવાવસ્થામાં તે મારા કરતાં વધુ સાહસિક અને વીર હતો. સર્વનું ઊંચું પદ મેળવવા માટે અમે બંને પ્રયત્નશીલ હતા, પરંતુ આ જ દિવસોમાં અમે બન્ને એવી પરિસ્થિતિમાં ફસાઈ પડ્યા કે જે સ્થિતિ એ પદથી સદંતર રીતે વિપરીત હતી.

" 'એક તમ્બાકુવાળા સાથે અમારે ઓળખાણ હતી. એને મુરિયલ નામે એક દેખાવડી પુત્રી હતી. કોઈકોઈ વાર મુરિયલ પણ દુકાને બેસતી. મુરિયલની આંખો વિશાળ અને અદ્ભુત ચમકવાળી હતી. ધીમે ધીમે હું તેના પ્રત્યે આકર્ષિત થતો ગયો. અલબત્ત, હું એ જાણતો હતો કે જે પદ પ્રાપ્ત કરવાને હું ઉચ્ચ શિક્ષણ પ્રાપ્ત કરી રહ્યો છું તે પદ પર પ્રતિષ્ઠિત થયેલી વ્યક્તિને માટે મુરિયલ જેવી પત્ની એક કલંક જ સિદ્ધ થશે, છતાં યે હું એની દુકાને અવાર નવાર જવા લાગ્યો. ભગવાનની કૃપા જ હતી કે અમારી વચ્ચે કોઈ અનૈતિક સંબંધ ન થયો. હા, બ્રાઉન માટે નીતિ કે અનીતિનો કોઈ પ્રશ્ન જ નહોતો. જે સમયે હું પ્રેમ, શારીરિક આકર્ષણ અને નૈતિકતાના દ્વંદ્વમાં ફસાયો હતો, એ સમયે જ બ્રાઉને મુરિયલના હૃદયને કબજે કરી જીતી લીધું હતું, અને અંતે પાપને પંથે તેને લઈ જઈને તેને બરબાદ કરી નાખી હતી. એકનો હું જ આ રહસ્ય જાણતો હતો અને આ જોઈને મને પારાવાર દુઃખ થયું હતું, મારી વ્યથાનો પાર નહોતો.

" 'મુરિયલ ઘર છોડીને ભાગી ગઈ. ઇસ્પિતાલમાં તેને એક છોકરો આવ્યો. પરંતુ, બ્રાઉને કદી પણ તે બાબત કશું પણ જાણવાની પરવા સરખી ન કરી. હું પણ તેને તે ન કહી શકયો, કારણ કે મેં મુરિયલને આખોયે વાત ગુપ્ત રાખવાનું વચન આપેલું. મુરિયલ બ્રાઉનને એટલું બધું ચાહતી હતી કે તે તેને કોઈપણ પ્રકારે વિપત્તિ કથા સંભળાવીને દુઃખી કરવા નહોતી ઇચ્છતી. અને પછી કેટલાક દિવસો બાદ ભૂખ અને બીમારીથી મુરિયલ અને તેનો પુત્ર બંને મરી પરવાર્યાં.

" 'હું બ્રાઉનનું પાપ પ્રગટ કરી શક્યો નહિ, પણ મેં એને આ પાપનો દંડ દેવાનું તો મક્કમ રીતે મનમાં નક્કી કરી રાખ્યું અને મારા જીવનનો ઉદ્દેશ જ એ રહ્યો કે ગમે તેમ પણ તેને કૂતરાને મોતે મરવાને વિવશ કરી દઉં. ચૂંટણી વેળાએ મને મોકો મળી ગયો. હું ઇચ્છત તો જેન્સ વિજયી થઈ શકત. પણ, મેં વિચાર્યું કે આ તકનો લાભ લઈને બ્રાઉનને દંડ દેવો જોઈએ. તેથી મેં તેના જ નામથી એક મત નાખ્યો. મારા જેવો આદર્શવાદી માણસ આવું કામ કરી શકે છે એવો કોઈને વિચાર સરખો પણ ન આવે! મેં જ ફરીથી મતની ચકાસણીનો પ્રસ્તાવ મૂક્યો અને સિદ્ધ કરી આપ્યું કે બ્રાઉને પોતે જ પોતાનો મત દઈને મોટું પાપ કર્યું છે, પછી પણ મેં જ બ્રાઉનના પૂર્ણ અસહકારની યોજના ઘડી કાઢી. આમ મેં બ્રાઉનને જિંદગીભર અપમાનની ભઠ્ઠી પર શેકાતો કરી મૂક્યો! થયું એમ જ! પૂરા વીસ વરસ સુધી આ ભઠ્ઠીમાં જ તે બળ્યા કર્યો અને આખરે રાખ થઈ ગયો. બ્રાઉન જ નહિ, તેની પત્ની પણ આ આગમાં જ શેકાઈ. જેમ જેમ તેનું મૃત્યુ નજીક આવતું ગયું તેમ તેમ મને ઘણો આનંદ થતો ગયો. મનમાં હું કહેતો: 'મુરિયલ તારો બદલો ચૂકતે થઈ રહ્યો છે.'

" 'બ્રાઉનની એકમાત્ર પુત્રીની જીવનવ્યાપી વેદના જોઈ-જાણી હું અદકો પ્રસન્ન થતો'તો મેં તો મારા જીવનમાં પ્રેમના આનંદનો અનુભવ નથી લીધો, પણ ઘૃણાનો આનંદ હું જાણું છું. અને, એ ક્રૂર આનંદનો મેં જિંદગી આખી ભરપટે ઉપયોગ કર્યો છે. પણ, બ્રાઉનના મૃત્યુની સાથે જ મારા આનંદનું એકમાત્ર સાધન—મારા આનંદનો એકમાત્ર વિષય હવે સમાપ્ત થયો છે. અને તેથી આજે હવે મારા નિરુદ્દેશ જીવનનો હું જાતે જ અંત આણું છું. હવે હું નરકમાં સ્થાયી સ્થાન પામીશ. મારો વિશ્વાસ મને આશાની ચારી આપી રહ્યો છે કે ત્યાં પણ મને બ્રાઉનની મુલાકાત થશે. અને જો નરકમાં ન્યાય હોય તો હું બ્રાઉન અને તેના પરિવારને નિરંતર પીડ્યા કરીશ.' "

# ગાડાવાળો રૈક્વ

સંત્યાનંદ

શરદની અજવાળી રાત હતી. મણિ જડિત કનક-શૈયા ઉપર મહારાજા જનશ્રુતિ લેટી રહ્યા હતા. એમને વિચાર આવ્યો: 'બસ, હવે તો આ ચરાચર વિશ્વમાં મારા જેવો તેજસ્વી માણસ કોઈ નથી. પૃથ્વીથી માંડીને તે દેવલોક સુધી મારી યશ-પતાકા ઊડી રહી છે. મારો મહિમા સકલ લોકમાં વ્યાપી વળ્યો છે.'

આવા આવા વિચારોમાં મહારાજા જનશ્રુતિ કોણ જાણે કયાં સુધી ખોવાયેલા રહેત. પણ એવામાં બન્યું એવું કે બરાબર એ જ સમયે આકાશ-માર્ગે બે રાજહંસો દેખાયા. બને પરસ્પર વાતચીત કરી રહ્યા હતા. એક રાજહંસે કહ્યું: 'ભાઈ! આ જ તો મહારાજા જનશ્રુતિનું રાજ્ય છે, એમનો જ આ પ્રદેશ. અહીં આવવામાં આપણે ભારે મોટી ભૂલ કરી બેઠા છીએ. જો તેઓ આપણા ભણી જોશે તો યે એમના લોકોત્તર તેજના પ્રભાવથી આપણે બળીને રાખ થઈ જઈશું.'

બીજાએ જવાબ આપ્યો: 'ના ભાઈ, ના. હવે એ ભય રહ્યો નથી. પેલા બ્રહ્મજ્ઞાની ગાડાખેડુ રૈક્વ મુનિએ પોતાના જ્ઞાનના તેજથી મહારાજના તેજને ક્ષીણ કરી નાખ્યું છે.'

મહારાજ જનશ્રુતિએ આ સાંભળ્યું ને એમને આખી રાત હંસોની વાત વળી વળીને યાદ આવ્યા કરી ને મન-અંતરને ઉદ્વિગ્ન કરતી રહી. સવાર પડયું ન પડયું ને એમણે દૂતોને દોડાવ્યા કે: 'જાઓ, અને ગાડાખેડુ રૈક્વનો પત્તો મેળવી લાવો!' ખૂબ શોધખોળને અંતે બ્રહ્મજ્ઞાની રૈક્વના દર્શન તો થયા, પણ રાજદૂતોને જોવા છતાં રૈક્વે તટસ્થ અને અસ્પષ્ટ ભાવે કહી દીધું: તમારા મહારાજા મને મળવા ઇચ્છે છે ને? એમને અહીંયાં જ મોકલી દો.'

દૂતોએ જઈને મહારાજને નિવેદન કર્યું: 'મહારાજા! બ્રહ્મજ્ઞાની રૈક્વ મુનિએ તો કહ્યા-કારવ્યા વિના જ અમારા મનની વાત જાણી લીધી અને ખુદ આપને જ ત્યાં મળવા બોલાવ્યા છે.'

તે ને તે વખતે ખુદ મહારાજા જ છસ્સો દૂઝણી, ધાટીલી અને સુપુષ્ટ ગાયો, એક રત્ન-ખચિત સુવર્ણ-માળા અને શ્રેષ્ઠ અશ્વોવાળો એક અમૂલ્ય રથ લઈ ને રૈક્વની સેવામા ઉપસ્થિત થઈ ગયા અને નિવેદન કર્યું: 'મુનિવર! આપ મારો આ અકિંચન ઉપહાર સ્વીકારીને મને અનુગૃહિત કરો અને મને પરમ દૈવત પરમાત્માનું જ્ઞાન કરાવો, જેમની ઉપાસનાથી આપ આટલા તેજસ્વી બન્યા છો.'

રૈક્વે મહારાજા ભણી દૃષ્ટિ ફેંકી અને કહ્યું 'રાજન્! તમને બ્રહ્મજ્ઞાનની દીક્ષા દઈ શકાય નહિ. તમે એને લાયક પાત્ર નથી.'

એક તદ્દન મામૂલી ગાડીવાળો પાગલ આ રીતે વાત કરે છે તે જોઈને મહારાજા ક્ષણભર તો ઘણા જ કોપાયમાન થયા, પણ પછી મહાપરાણે ભારે ધૈર્ય દાખવીને બીજી જ ક્ષણે ક્રોધ શાંત કરી વિચારવા માટે રાજધાની પાછા આવી પહોંચ્યા. એમણે વિચાર કર્યો કે: 'કદાચ બ્રહ્મજ્ઞાન જેવા શ્રેષ્ઠ જ્ઞાનના બદલામાં મારો ઉપહાર તુચ્છ છે એ કારણે મુનિ મને અપાત્ર માનતા હોય.'

પરિણામ એ આવ્યું કે બીજી વાર તેઓ બમણો ઉપહાર અને સાથે પોતાની રૂપવતી કન્યાને પણ મુનિ પાસે લઈને ઉપસ્થિત થયા અને પ્રાર્થના કરી: 'મુનિવર! આ કન્યા આપની સેવામાં સમર્પિત છે. આ ઉપહાર પણ આપને ચરણે ધરું છું. આપ મને પેલું જ્ઞાન આપો.'

રૈકવે પોતાની સામે આ રાજશ્રી વૈભવનો અપાર નિધિ જોયો અને એમના માનસિક સંતાપનો પાર ન રહ્યો. એમણે મહારાજા તરફ સરોષ દૃષ્ટિ ફેંકીને કહ્યું: 'હે મૂઢ રાજા! તમે રાજશ્રી વિલાસનું પ્રલોભન આપી મારા અંતઃકરણને છળવા આવ્યા છો? જાઓ, મારી સામેથી દૂર જાઓ, ખસો.'

મહારાજા જનશ્રુતિના અંતઃકરણમાં માર્મિક ઘા લાગ્યો. કિંકર્તવ્યમૂઢ થઈને તેઓ ઊભા રહ્યા. રાજકન્યાની આંખોમાંથી અપમાન અને કરુણાના માર્યાં આંસુની ધારા ચાલી. રૈકવ મુનિને આ નિર્દોષ રાજકન્યાના આંસુથી છાયેલા મુખમંડળને જોઈને દયા આવી ગઈ. એમણે રહસ્યવાંછુ માનવને સમાધાનની અમૃત ચેતના દીધી: 'ઐશ્વર્ય-મદથી મૂઢ થયેલા હે રાજા! તમે એમ માનો છો કે તમારા અપાર ઐશ્વર્યના બળથી તમે બધું જ કાંઇ ખરીદી શકો છો? અને એ વિચારે તમે મને કાંચન અને કામિનીનું પ્રલોભન દેખાડો છો? તમે એ નથી જાણતા કે આત્મજ્ઞાનની પ્રાપ્તિ શુદ્ધ સાત્વિક હૃદયથી જ થઇ શકે છે. આત્મજ્ઞાન તો મનુષ્યની તપસ્યાનું ફળ છે. એ ખરીદી શકાતું નથી, તેમ જ વેંચી શકાતું પણ નથી. મનુષ્યના કર્મની એ કમાણી છે. મન, વચન અને કર્મ દ્વારા જે આત્મ-સૌરભ માણસ સંપાદન કરે છે એ જ આત્મજ્ઞાન છે, એને મનની અંદર શોધવાનું છે, બહાર નહિ. રાજન્! આ રહસ્ય સમજો અને સુમનન, સુવચન તેમ જ સુકર્મ દ્વારા અંતઃકરણમાં એવો દીપક ચેતાવો કે જેથી માત્ર તમારો જ નહિ પણ કોટિ કોટિ વ્યક્તિઓનો માગ પણ અજવાળી શકો. જાઓ, બ્રહ્મજ્ઞાનની દીક્ષા દઈ શકાતી નથી, લઈ શકાતી પણ નથી.'

બ્રહ્મજ્ઞાનના આ રહસ્યોદ્ઘાટનથી મહારાજ જનશ્રુતિનાં જ્ઞાનચક્ષુ ખૂલી ગયા અને તેઓ પોતાની ભૂલની ક્ષમા માગવા માટે ગાડાવાળા રૈકવના ચરણોમાં હૃદયની તમામ શ્રદ્ધાથી ઝૂકી પડ્યા.

---

પાન ૨૯થી આગળ] પડે અને નિરીક્ષણનું કાર્ય બાજુ પર જ રહી જાય.

(૩) નિષેધાત્મક ભાવોનું પ્રગટીકરણ: આત્મદયા, ગુસ્સો, શંકા, ભય, કંટાળો, અવિશ્વાસ, ઈર્ષ્યા વગેરે માણસની નબળાઇઓ પણ મુખ્ય ભાગ ભજવે છે.

(૪) અમર્યાદિત વાચાળતા: ગમે તે માણસો સાથે ગમે ત્યાં, ગમે તેમ બોલવું એ દુર્ગુણ છે. આવા માણસ બીજું કોઈ ન હોય ત્યારે પણ એકલા બબડયા કરે છે. મૌન એક સદ્ગુણ છે જે નિરીક્ષણને માટે માણસના મગજને સ્થિર બનાવે છે.

(૫) સ્વવિચાર પ્રધાનવૃત્તિ: પોતાના વિચારો મુજબ જ બીજી વસ્તુને રૂપ આપવું—આ બાબત કોઈપણ વસ્તુ વિષે નિરપેક્ષ રીતે જોવાની અશક્તિ બતાવે છે.

(૬) પરવિચાર પ્રધાનવૃત્તિ: આ સ્થિતિમાં માણસ બીજા લોકો પોતાને વિષે શું વિચારશે તેની જ ચિંતા કર્યા કરે છે.

આમ ઉપર વર્ણવેલા અવગુણો દૂર હટાવી શકાય તો જ માર્ગ નિષ્કંટક થાય અને આથી જ આ અવગુણોનું જ્ઞાન આવશ્યક હતું. (ક્રમશઃ)

# ગાડાવાળો રૈકવ

સત્યાનંદ

શરદની અજવાળી રાત હતી. મણિ જડિત કનક-શૈયા ઉપર મહારાજા જનશ્રુતિ લેટી રહ્યા હતા. એમને વિચાર આવ્યો: 'બસ, હવે તો આ ચરાચર વિશ્વમાં મારા જેવો તેજસ્વી માણસ કોઈ નથી. પૃથ્વીથી માંડીને તે દેવલોક સુધી મારી યશ-પતાકા ઊડી રહી છે. મારો મહિમા સકલ લોકમાં વ્યાપી વળ્યો છે.'

આવા આવા વિચારોમાં મહારાજા જનશ્રુતિ કોણ જાણે કયાં સુધી ખોવાયેલા રહેત. પણ એવામાં બન્યું એવું કે બરાબર એ જ સમયે આકાશ-માર્ગે બે રાજહંસો દેખાયા. બંને પરસ્પર વાતચીત કરી રહ્યા હતા. એક રાજહંસે કહ્યું: 'ભાઈ! આ જ તો મહારાજા જનશ્રુતિનું રાજ્ય છે, એમનો જ આ પ્રદેશ. અહીં આવવામાં આપણે ભારે મોટી ભૂલ કરી બેઠા છીએ. જો તેઓ આપણા ભણી જોશે તો યે એમના લોકોત્તર તેજના પ્રભાવથી આપણે બળીને રાખ થઈ જઈશું.'

બીજાએ જવાબ આપ્યો: 'ના ભાઈ, ના. હવે એ ભય રહ્યો નથી. પેલા બ્રહ્મજ્ઞાની ગાડા-ખેડુ રૈકવ મુનિએ પોતાના જ્ઞાનના તેજથી મહારાજના તેજને ક્ષીણ કરી નાખ્યું છે.'

મહારાજ જનશ્રુતિએ આ સાંભળ્યું ને એમને આખી રાત હંસોની વાત વળી વળીને યાદ આવ્યા કરી ને મન-અંતરને ઉદ્વિગ્ન કરતી રહી. સવાર પડયું ન પડયું ને એમણે દૂતોને દોડાવ્યા કે: 'જાઓ, અને ગાડાખેડુ રૈકવનો પત્તો મેળવી લાવો!' ખૂબ શોધખોળને અંતે બ્રહ્મજ્ઞાની રૈકવના દર્શન તો થયા, પણ રાજ-દૂતોને જોવા છતાં રૈકવે તટસ્થ અને અસ્પષ્ટ ભાવે કહી દીધું: તમારા મહારાજા મને મળવા ઇચ્છે છે ને? એમને અહીંયાં જ મોકલી દો.'

દૂતોએ જઈને મહારાજને નિવેદન કર્યું: 'મહારાજા! બ્રહ્મજ્ઞાની રૈકવ મુનિએ તો કહ્યા-કારવ્યા વિના જ અમારા મનની વાત જાણી લીધી અને ખુદ આપને જ ત્યાં મળવા બોલાવ્યા છે.'

તે ને તે વખતે ખુદ મહારાજા જ છસ્સો દૂઝણી, ધાટીલી અને સુપુષ્ટ ગાયો, એક રત્ન-ખચિત સુવર્ણ-માળા અને શ્રેષ્ઠ અશ્વોવાળો એક અમૂલ્ય રથ લઈ ને રૈકવની સેવામાં ઉપસ્થિત થઈ ગયા અને નિવેદન કર્યું: 'મુનિવર! આપ મારો આ અકિંચન ઉપહાર સ્વીકારીને મને અનુગૃહિત કરો અને મને પરમ દૈવત પરમાત્માનું જ્ઞાન કરાવો, જેમની ઉપાસનાથી આપ આટલા તેજસ્વી બન્યા છો.'

રૈકવે મહારાજા ભણી દૃષ્ટિ ફેંકી અને કહ્યું' 'રાજન્! તમને બ્રહ્મજ્ઞાનની દીક્ષા દઈ શકાય નહિ. તમે એને લાયક પાત્ર નથી.'

એક તદ્દન મામૂલી ગાડીવાળો પાગલ આ રીતે વાત કરે છે તે જોઈને મહારાજા ક્ષણભર તો ઘણા જ કોપાયમાન થયા, પણ પછી મહા-પરાણે ભારે ધૈર્ય દાખવીને બીજી જ ક્ષણે ક્રોધ શાંત કરી વિચારવા માટે રાજધાની પાછા આવી પહોંચ્યા. એમણે વિચાર કર્યો કે: 'કદાચ બ્રહ્મજ્ઞાન જેવા શ્રેષ્ઠ જ્ઞાનના બદલામાં મારો ઉપહાર તુચ્છ છે એ કારણે મુનિ મને અપાત્ર માનતા હોય.'

પરિણામ એ આવ્યું કે બીજી વાર તેઓ બમણો ઉપહાર અને સાથે પોતાની રૂપવતી કન્યાને પણ મુનિ પાસે લઈને ઉપસ્થિત થયા અને પ્રાર્થના કરી: 'મુનિવર! આ કન્યા આપની સેવામાં સમર્પિત છે. આ ઉપહાર પણ આપને ચરણે ધરું છું. આપ મને પેલું જ્ઞાન આપો.'

રૈકવે પોતાની સામે આ રાજસી વૈભવનો અપાર નિધિ જોયો અને એમના માનસિક સંતાપનો પાર ન રહ્યો. એમણે મહારાજા તરફ સરોષ દૃષ્ટિ ફેંકીને કહ્યું: 'હે મૂઢ રાજા! તમે રાજસી વિલાસનું પ્રલોભન આપી મારા અંતઃકરણને છળવા આવ્યા છો? જાઓ, મારી સામેથી દૂર જાઓ, ખસો.'

મહારાજા જનશ્રુતિના અંતઃકરણમાં માર્મિક ઘા લાગ્યો. કિંકર્તવ્યમૂઢ થઇને તેઓ ઊભા રહ્યા. રાજકન્યાની આંખોમાંથી અપમાન અને કરુણાના માર્યાં આંસુની ધારા ચાલી. રૈકવ મુનિને આ નિર્દોષ રાજકન્યાના આંસુથી છાયેલા મુખમંડળને જોઇને દયા આવી ગઈ. એમણે રહસ્યવાંછુ માનસને સમાધાનની અમૃત ચેતના દીધી: 'ઐશ્વર્ય-મદથી મૂઢ થયેલા હે રાજા! તમે એમ માનો છો કે તમારા અપાર ઐશ્વર્યના બળથી તમે બધું જ કાંઇ ખરીદી શકો છો? અને એ વિચારે તમે મને કાંચન અને કામિનીનું પ્રલોભન દેખાડો છો? તમે એ નથી જાણતા કે આત્મજ્ઞાનની પ્રાપ્તિ શુદ્ધ સાત્વિક હૃદયથી જ થઇ શકે છે. આત્મજ્ઞાન તો મનુષ્યની તપસ્યાનું ફળ છે. એ ખરીદી શકાતું નથી, તેમ જ વેંચી શકાતું પણ નથી. મનુષ્યના કર્મની એ કમાણી છે. મન, વચન અને કર્મ દ્વારા જે આત્મ-સૌરભ માણસ સંપાદન કરે છે એ જ આત્મજ્ઞાન છે, એને મનની અંદર શોધવાનું છે, બહાર નહિ. રાજન્! આ રહસ્ય સમજો અને સુમનન, સુવચન તેમ જ સુકર્મ દ્વારા અંતઃકરણમાં એવો દીપક ચેતાવો કે જેથી માત્ર તમારો જ નહિ પણ કોટિ કોટિ વ્યક્તિઓનો માગ પણ અજવાળી શકો. જાઓ, બ્રહ્મજ્ઞાનની દીક્ષા દઈ શકાતી નથી, લઈ શકાતી પણ નથી.'

બ્રહ્મજ્ઞાનના આ રહસ્યોદ્‌ઘાટનથી મહારાજ જનશ્રુતિનાં જ્ઞાનચક્ષુ ખૂલી ગયા અને તેઓ પોતાની ભૂલની ક્ષમા માગવા માટે ગાડાવાળા રૈકવના ચરણોમાં હૃદયની તમામ શ્રદ્ધાથી ઝૂકી પડ્યા.

---

પાન ૧૯થી આગળ] પડે અને નિરીક્ષણનું કાર્ય બાજુ પર જ રહી જાય.

(૩) નિષેધાત્મક ભાવોનું પ્રગટીકરણ: આત્મ-દયા, ગુસ્સો, શંકા, ભય, કંટાળો, અ-વિશ્વાસ, ઈર્ષ્યા વગેરે માણસની નબળાઇઓ પણ મુખ્ય ભાગ ભજવે છે.

(૪) અમર્યાદિત વાચાળતા: ગમે તે માણસો સાથે ગમે ત્યાં, ગમે તેમ બોલવું એ દુર્ગુણ છે. આવા માણસ બીજું કોઈ ન હોય ત્યારે પણ એકલા બબડ્યા કરે છે. મૌન એક સુટેવ છે જે નિરીક્ષણને માટે માણસના મગજને સ્થિર બનાવે છે.

(૫) સ્વવિચાર પ્રધાનવૃત્તિ: પોતાના વિચારો મુજબ જ બીજી વસ્તુને રૂપ આપવું—આ બાબત કોઈપણ વસ્તુ વિષે નિરપેક્ષ રીતે જોવાની અશક્તિ બતાવે છે.

(૬) પરવિચાર પ્રધાનવૃત્તિ: આ સ્થિતિમાં માણસ બીજા લોકો પોતાને વિષે શું વિચારશે તેની જ ચિંતા કર્યા કરે છે.

આમ ઉપર વર્ણવેલા અવગુણો દૂર હટાવી શકાય તો જ માર્ગ નિષ્કંટક થાય અને આથી જ આ અવગુણોનું જ્ઞાન આવશ્યક હતું. (ક્રમશઃ)

# હિમાલયના હૃદયમાં

'યાત્રી'



## પ્રકરણ ૧૭—કેદારનાથ

પવાલીની 'ચડાઈ' પછી પરિશ્રમ નહિ હોય એમ માનતો હતો ત્યાં તો હજી બે ત્રણ માઈલની 'ચડાઈ' બીજી પ્રભાતે નીકળી. પત્તાની અગિયાર હજાર ફૂટ ઊંચું છે તો આ ચડાણ બાર હજાર ફૂટે લઈ જાય છે. ચડાણને અંતે પાંચ માઈલ સુધીનો માર્ગ પર્વતોના શિખરો ઉપરથી જ જાય છે. શિખરોની પહોળાઈ વીસથી ત્રીસ ફૂટની હશે. આ શિખર માર્ગ અરધો ઉત્તરમાં અને પછીનો અરધો પૂર્વમાં જાય છે. પર્વતની ટોચ હોવાથી પાણી ક્યા ય મળતું નથી. વચ્ચે એક પરબ આવે છે તે નીચેની ખીણમાંથી પાણી લાવીને પાય છે. આ પર્વતશિખરો ઉપર કાયમી વરસાદ કે ઝાકળ પડવાને લીધે તે લીલાછમ રહે છે અને યાત્રીઓને ચાલવા માટે લાંબો લીલો પટ્ટાગાલીચો બિછાવ્યો લાગે છે. આ ઘાસમાં લાલ, પીળાં, વાદળી અને ધોળાં ફૂલો ખીલ્યાં છે. લાલ ફૂલો લાલભડક પણ હતાં અને કાળાશ પડતાં પણ હતાં. પીળાં ફૂલો બાળસૂર્યમુખી જેવાં લાગતાં હતાં. તેમની ઉપર મધમાખીઓ ગણગણતી હતી.

સૂર્યોદય થઈને કિરણો દેખાય તે પહેલાં જ ઈશાન્ય ખૂણામાં વીસેક માઈલ દૂર આવેલા કેદાર-નાથનાં હિમશિખરો ઉપર પ્રભાતનાં પ્રથમ રવિ-કિરણોનાં દર્શન થયાં. ચાંદીનાં શિખરોને સોનાનો ઢોળ ચડાવ્યો હોય તેવો ઉજ્જવળ પ્રકાશ બન્યો. ધીરે ધીરે સૂર્યોદય થતાં તેણે એકાદ કલાક સુધી બાર હજાર ફૂટની ઊંચાઈએ વરતાતી ઠંડીમાંથી રક્ષણ આપ્યું. સ્વચ્છ, પ્રસન્ન વાતાવરણમાં હુંફાળાં સૂર્ય-કિરણો ભીડભંજન કરતાં રહ્યાં. પછી પર્વતોની ખીણોમાં સૂતેલાં વૃદ્ધ વાદળાંઓને આ બાળકિરણોએ ઊઠાડયાં. વાદળાં ધીરે ધીરે ઊઠયાં અને તેમણે પૂરી આળસથી ઊંચે ચડવા માંડયું. આવું મેઘારોહણ બે ત્રણ કલાક ચાલ્યું. દરેક ડુંગરાની ખીણમાથી આ શ્વેતશ્યામ વાદળાંના થંભલાઓ ઊંચે ચડતા જ ગયા. મહાન અરણ્યમાં દાવાનળ પ્રગટતાં તેના ધુમાડા આકાશમાં જતા હોય તેવું દશ્ય ઉત્તરથી ઈશાન્ય ખૂણા સુધીમા સરજાયું. દસેક વાગ્યા સુધી ઉત્તરનાં હિમશિખરો સૂર્યાતપમા ચળકતાં હતાં, પણ પછીથી સ્વર્ગસ્થ વાદળાંઓએ આકાશી ચંદરવો બાંધ્યો એટલે હિમશિખરો દેખાતાં બંધ થયાં. પરંતુ તેને સાટે પહાડોની ખીણો, તેમાં પડેલી હિમસરિતાઓ અને પર્વતીય ભૂતળ ઉપરથી મેઘાચ્છાદન ઉપડી જતાં પૃથ્વીની છાબનું અન્ય પ્રકારનું સૌન્દર્ય પ્રકટયું. આકાશી ચંદરવામાં બાંકું પાડીને સૂર્ય કિરણોનો ધોધ ક્યાંક નીચે પડતો ત્યારે કેદારનાથની હિમસરિતાઓ અતિ ઉજ્જવળ ભાસતી. બાર હજાર ફૂટ ઊંચા પર્વતોનાં શિખરો ઉપરથી પાંચ માઈલ સુધી જતી સાકડી કેડી ઉપર ચાલતાં, કેવળ પગનજેની ભૂમિ દેખાતી અને તે સિવાય દશે દિશામાં—યાત્રીઓના દેહથી પણ નીચે આકાશ જ દેખાતું. ડાબે, જમણે, ઉપર, નીચે, દિશાઓમાં, દિશાસંધિઓમાં, દેખાતું આકાશ અને કેવળ આકાશ યાત્રીને ગંધર્વલોકના પ્રવાસની ભ્રાન્તિ ઉપજાવતું હતું. શિખરોની બંને બાજુઓ ક્યાંક ધીમા તો ક્યાંક સીધા ઢાળવાળી

હતી. સમીપવર્તી પહાડોની ખીણોમાં કવચિત બરફનાં ગચિયાં પીગળ્યા વિનાનાં પડયાં હતાં. ત્રણેક માઇલનું ચઢાણ અને પાંચેક માઇલનો શિખરપ્રવાસ પૂરો થયો. રસ્તો સડસડાટ નીચે ઊતર્યો અને પહાડને દરવાજાની જેમ કે ઘોડાનાળની જેમ કોરેલા સ્થાને આવ્યો. અહીં ચાની દુકાન હતી. આ ઢાળવાળા રસ્તામાં વરસાદથી ચીકણી માટીમાં અનેક યાત્રીઓ લપસીને પડેલા તેના લસરકા દેખાતા હતા.

દૂરથી મગ્ગુચટ્ટી દેખાઈ. સાધારણ વૃક્ષોનું ફૂલવન વટાવતાં 'હમણાં ત્યાં પહોંચાશે' એમ લાગ્યું પણ પહોંચતાં પૂરો દોઢ કલાક થયો. આ વન જાંબુડિયા વાદળી રંગનાં ફૂલોથી લચી પડયું હતું. ઝાડ ઉપર ફૂલ, નીચે ફૂલ, માર્ગમાં ફૂલ અને પગ નીચે કચરાવા માટે પણ ફૂલ! સંસ્કૃત ઉક્તિ કહે છે:—

'નૈસર્ગિકી સુરભિણઃ કુસુમસ્ય સિદ્ધા
મૂર્ધ્નિ સ્થિતિ ર્ન ચરણૈરવ તાડનાનિ।

[સુગંધી પુષ્પોની સ્વાભાવિક સ્થિતિ મસ્તક ઉપર હોય છે; કચરાવાની–છૂંદાવાની નહિ]

પરંતુ અહીં તો ફૂલોને કચરીને જ આગળ વધવાનું હતું. બે માઈલ સુધી આ પુષ્પવીથી વચ્ચેથી માર્ગ ચાલ્યો. એક સ્થળે ઘટાદાર વૃક્ષોમાં ઢંકાયેલી હિમસરિતા આવી. વૃક્ષોનો ઘેરો છાંયો, સૂકાં પાંદડાંની ચાદર તથા ધૂળ વગેરેને લીધે બરફ પીગળે તેમ ન હતો એટલે સુસ્ત બની તે પડી હતી.

આ પાંચ માઈલની શિખરયાત્રામાં પેલાં વાદળાંઓની સાથે ચિત્ત પણ આકાશમાં ચડી ગયું હોય તેમ ઉલ્લસિત હતું. આકાશી પ્રવાસ, કેદારનાથના સ્વર્ણશિખરોનું સુદર્શન, અદર્શન અને પુનર્દર્શન, મેઘસ્તંભોનું આરોહણ અને તેથી આકાશમંડપને ટેકવવા ઊભા કરેલા સ્તંભોની યોજના, વ્યોમવિતાનમાં ભંગ પાડીને નીચે અવતરતો રવિકિરણ પ્રપાત, હિમસરિતાની ચિરનિદ્રા, રંગીન પુષ્પોથી ખચિત શ્યામલ ભૂમિકા, પર્વતે પર્વતે છાયાતપની ફૂલગુંથણી, નીલ પુષ્પમય વનરાજિ—આ બધાનો સામટો પ્રભાવ એ થયો કે પૃથ્વી સાથેના કોઈ સંબંધની માનવી કલ્પના પણ ન રહી અને સદેહે સ્વર્ગવાસ થતો હોય તેમ ચિત્તમાં દશે દિશાવ્યાપી અનંત આકાશનું અસ્તિત્વ અનુભવાતું હતું.

બાર વાગે મગ્ગુચટ્ટીએ આવ્યો. અહીંથી ત્રિજુગી નારાયણ ચાર માઈલ નીચે છે. આખો માર્ગ સીધા ઉતારનો છે. બાર વાગ્યાથી જ વરસાદના છાંટા શરૂ થયા. તે બે વાગ્યે વધી ગયા. સાથે કરા પણ વરસ્યા. રસ્તાની માટી ચીકણી થઈ. અણીદાર ખોભળવાળી ટેકણલાકડી ખુતાડીને ચાલવા છતાં પગ ધડાધડ લપસવા લાગ્યા અને અનેક વાર વંદેમાતરમ્ કરીને ભૂમિમાતાને પ્રણામ કરતો પડવા લાગ્યો. આવો ઢાળ જોયો ન હતો. એવો ગજબનો કે ગોઠણો દૂખવા માંડયા. આમ વરસતે વરસાદે પાંચ વાગે ત્રિજુગી નારાયણ આવ્યો. ગામની દક્ષિણ દિશાએથી માર્ગ ત્રિજુગીનારાયણના ધામમાં પ્રવેશે છે. મંદિરમાં દર્શન કર્યાં અને ધર્મશાળામાં આરામ કર્યો.

બીજી પ્રભાતે કુંડમાં સ્નાન માટે ગયો. ત્યાં સ્નાન કરનાર યાત્રીઓ પાસેથી એક પંડો લાગો ઉઘરાવતો હોય એમ તોછડાઈથી અને અપમાનથી દરેક જાત્રાળુને ધમકાવીને પૈસા લેતો હતો. દક્ષિણા ન આપે તેની ઉપર અભિશાપ પણ વરસાવતો હતો. મેં તેને સમજાવ્યો કે ટિહરીના પોલીસખાતા પાસે ફરિયાદ જશે, તો બીજા પંડાએ કહ્યું કે ટિહરીના પોલિસખાતાનું અહીં કાંઈ ચાલતું નથી! સુજન યાત્રીઓ તીર્થધામમાં કંકાસ કરવાને બદલે મૂંગે મોંએ દક્ષિણા આપી દે છે અને અપમાનો ગળી જાય છે. સ્નાન કરીને મંદિરમાં ભગવાન ત્રિજુગીનારાયણનું પૂજન કર્યું. સતીની લગ્નવેદીની ધૂણીમાં સમિધા મૂકી અને આઠેક વાગે આગળ જવા તૈયાર થયો.

ત્રિજુગીનારાયણથી કેદારનાથ પંદર માઇલ દૂર છે. તો પછી આ જ્યોતિર્લિંગની યાત્રા કેમ પડતી મૂકવી? એટલે ત્યાંથી ગૌરીકુંડ તરફ ઉપડયો. ત્યાંથી સાંજે ભૈરવમંદિર પાસેની જંગલચટ્ટીમાં વાસો કર્યો.

જંગલચટ્ટી એ ધર્મશાળા નથી પણ લાંબી પરસાળોવાળી ત્રણ ચાર દુકાનો ધરાવતી કાચી ચટ્ટી છે. જે યાત્રી પાકી પાશેર પૂરી લે તેને જ દુકાન-

દાર ઉતરવા દેતા હતા. ભીડ એવી કે હરાયા ઢોરની જેમ યાત્રીઓ દુકાને દુકાને ધક્કા ખાતા હતા. આવી બેહદ ભીડમાં લડવાડ પણ થાય ખરી. એટલે દુકાનદારે કાયદો તથા વ્યવસ્થા પણ જાળવવાનાં! સાથે જ તે માલ બનાવનાર કંદોઈ તથા વેચનાર દુકાનદાર હતો. ભીડમાં ખૂણામાંના સ્ત્રીવર્ગમાં કોઈ કારણસર બોલચાલ થઈ. એક બાવણે અન્ય ભૈયાણીઓ તથા પુરબિયાણીઓ સામે જંગ માંડયો. છેવટે પુરુષો વચ્ચે પડયા તો તેમને વાગ્બાણથી પરાસ્ત કર્યાં. આમ ખહુ લાંબો કલહ ચાલતાં એક વૃદ્ધ ધર્મિષ્ઠ મહાત્માએ બે બોલ વચનામૃત રૂપે કહ્યા તો તેમને પણ બાવણે ખૂબ સંભળાવી. કવિએ ખરું જ કહ્યું છે: હિતં મનોહારિ ચ દુર્લભં વચઃ। [હિતકર છતાં મીઠાં વેણ સાંભળવા નહિ મળે]

અંતે દુકાનદારે ધમકાવતાં કહ્યું: "યે લુગાઇયાં હી સબ માથાપચ્ચી કરતી હૈ" પછી તેણે બઃ શેર પૂરી લઈ જવાનું ફરમાન કર્યું. પેલી બાવણનો વારો આવ્યો ત્યારે તેણે તેને ખૂબ ઝપેટાવી અને દુકાનદાર તથા જમાદારનું કર્તવ્ય સાથે બજાવ્યું.

સવારે ઊપડયો અને કેદારનાથ પહોંચ્યો. મંદિરનાં બહારથી દર્શન કર્યાં. આવતી કાલે સોમવાર હોવાથી મારે આજે પૂજન કરવું ન હતું. આથી આખો દિવસ આરામ કર્યો. સોમવારે પવિત્ર પ્રભાતમાં મંદાકિની અને ક્ષીરધારાના સંગમ આગળના ઘાટ ઉપર સ્નાન કર્યું. મંદિરમાં જઈને પૂજનના વારાની ચિઠ્ઠી ફડાવી. મારો નંબર પચાસમો હતો. દુકાનદાર પાસેથી પૂજાપાની થાળી લીધી. મંદાકિનીના જળમાંથી લોટો ભરી સાથે રાખ્યો અને મારા વારાની વાટ જોતો મંદિરના વિશાળ ઓટલા ઉપર બેઠો. કલાકો સુધી વાટ જોવાતી હતી. એટલે મંદિરથી વાયવ્ય કોણમાં બે મિનિટને માર્ગે આવેલી ભગવાન આદ્ય શંકરાચાર્યની સમાધિના દર્શને ગયો. સમાધિ બહુ જ સાદી છે. સાદા ચોરસ ચબુતરા ઉપર નાનું શિવલિંગ છે. તેની ઉપર પૈસા મૂકતાં જ ત્યાંનાં બાળકો તે લેવા પડાપડી કરે છે.

સવારના આઠ વાગે મંદિરના ઓટલા ઉપર બધા જ યાત્રીઓ બેઠેલા. વારો આવે તેમ એક પછી એક કેટલાક જોડે તો નવા આવનારા તેમાં ભળે. આમ બપોરે બે વાગે મારો વારો આવ્યો. સિંહદ્વારના સોપાન ઉપર જ ગણેશનું પૂજન પંડા કરાવે છે. ત્યાર પછી ચાર સ્તંભવાળો પ્રવેશમંડપ આવે છે. બધા યાત્રીઓ હાથમાં પૂજનની થાળી લઈને હારબંધ ઊભા રહે છે. બહુ ધીમે ધીમે અંદરના બીજા મંડપમાં પ્રવેશ થયો. ત્યાંથી વળી ધીમે ધીમે જતાં ગર્ભાગારમાં ભગવાન કેદારનાથનાં જ્યોતિર્લિંગનાં દર્શન થયાં. દ્રવિડી રાવળે અનુગ્રહ કરી જાતે મને પૂજા કરાવી. કુમકુમ અક્ષત, ધૂપ, દીપ, નૈવેદ્ય, ઘી, મધ, શર્કરા વગેરે સામગ્રીથી મંત્રોચ્ચારપૂર્વક ભગવાન કેદારનાથનું પૂજન કરીને અંતે બાથ ઉપર ઘી લગાવ્યું. માથું મૂકીને પગે લાગ્યો. આ વેળાએ પ્રથમ દર્શનનું કુતૂહલ ન હતું પણ પરિચયનો આનંદ હતો.

મંદિરમાં પાંચ પાંડવોની તથા કુંતી દ્રૌપદીની પ્રતિમાઓ ગોખલાઓમાં છે. નિરાંતે બધું દર્શન કરીને બહાર નીકળ્યો અને પ્રતીપક્રમના દર્શન પ્રણામ પણ કર્યાં.

સાંજે ૭ વાગે ફરીથી મંદિરે ગયો. યાત્રાળુ મારવાડણો મીરા અને ચંદ્રસખીનાં ભજનો ગાતી હતી. સાત વાગે કપાટ (બારણાં) ખૂલ્યાં. ભીડ ઓછી ન હતી. મધ્યાહ્નકાળનું ઘીના લેપથી ખરબચડું જ્યોતિર્લિંગ અત્યારે રેશમી વાઘાથી વિભૂષિત હતું. ઉપર ત્રિશૂળ, જળાધારી, સર્પફણા આદિ ઉપકરણ-અલંકાર હતાં. આ શૃંગારનાં દર્શન હતાં. આરતિ તો પછીથી થાય છે. ભીડ હોવાથી હારબંધ પસાર થવાનું હોય છે. ચાલતાં ચાલતાં જ દર્શન કરવાનાં રહે છે. બહાર નીકળી મંદિરના ઓટલા ઉપર વિશાળ નંદીની પૂજા કરી. ગણેશજીનાં દર્શન કર્યાં. મંદિરનું પ્રવેશદ્વાર નિહાળ્યું. તે રંગીન છે. બે બાજુ બે દ્વારપાળ છે. દ્વાર ઉપર એક બાજુ શ્રીકૃષ્ણ સૃષ્ટિના પ્રલયકાળે વટપત્ર ઉપર બિરાજેલા હોય તેવું કોતરકામ છે. મને સાંભર્યું:–

પગ અડતા પાતાળ, માથું મેરુ સમાન
પ્રયાગવડને પાન, (તમે) કેમ સમાણા શામળા?

(ક્રમશઃ)

# માતા

વસંત વ્યાસ

સ્ટેશન ઉપર ખૂબ ભીડ જામી હતી. ગાડી ઊભી રહેતાં જ ભારે ધસારો થયો. અમારા ડબ્બામાં બહારથી ઘૂસવા પ્રયત્ન કરતા અને દ્વાર ઉપર તેઓનો અંદરથી સામનો કરી રહેલા ભાઈઓના ઝગડાળુ વાર્તાલાપમાંથી આપોઆપ જ સમાચાર મળી જતા હતા કે બીજા ડબ્બાઓ ચિક્કાર ભરેલા છે.

આમ તો અમારા ડબ્બામાં એટલી ભીંસ ન હતી. પણ ગાડી ઉપડવાનો સમય થયો ત્યાં સુધીમાં સારી પેઠે ભીડ થઈ ગયેલી. અને ગાડી ઉપડી ત્યારે ડબ્બાના પ્રવેશદ્વારો પાસે તો માણસો લગભગ ઉપરા ઉપરી ખડકાઈ જ ગયેલા. ઘણા તો બહાર જ લટકતા ચોંટયા હતા.

પરંતુ વચ્ચેની ત્રણ-ચાર સીટ ઉપર થોડા પુરુષો અને સ્ત્રીઓ જરા પહોળાં થઈને બેઠેલાં.

ગાડી યાર્ડમાંથી નીકળીને પોતાની સ્વાભાવિક ગતિ પકડી રહી હતી, ત્યાં બારણા પાસેથી કોઈ બહેનનો અવાજ આવ્યો, 'અરે ભાયું-બેનું જરા સંકોડાઈને બેસોને તો સૌને થોડી રાહત રે'.

બધાંની સાથે પેલી વચ્ચેની પાટલીવાળાઓએ પણ આ સાંભળ્યું; પરંતુ કોઈ જરાય સળવળ્યું નહીં. એટલે થોડીવારમાં એ ધીંગા કાઠાંનાં મજબૂત અને આધેડ ઉમરે પહોંચવાં આવેલ બહેન ખૂબ પ્રયત્નપૂર્વક ભીડ ચીરીને આગળ આવ્યાં અને પેલાં છૂટથી બેઠેલાંઓ સામે જોઈને કહેવાં માંડયાં 'કેમ ભાઈ, કોઈ બોલતું નથી. આવી ભારી ભીડમાં થોડા સરખાયે બેસો તો બીજા થોડાકનો પણ સમાસ થાય'... ને પછી સીંધી સૂચના આપતાં કહ્યું. 'થોડા ખસો બેના.'

'આંય ક્યાં જગ્યા હતી?' બેઠેલાઓમાંથી એક બહેને બચાવ કર્યો.

'દિલમાં જગ્યા હોય તો બધે ય જગ્યા થાય. જગ્યા ક્યાં ભેગા લઈને 'આવ્યા'તા ને ક્યાં લઈ જવાના ... થોડું મોટું દિલ રાખીએ મારી બેન...' બહેન પોતાની દૃષ્ટિ સમજાવતાં હતાં, ત્યાં પાટલીઓ ઉપરની મંડળીમાંથી એક ભાઈએ ખાસ સંબંધ વિનાનું શરૂ કર્યું', 'અરે આ તો જાન છે જાન, માડી...દીકરો પરણાવીને આવીએ છીએ...'

'તમારો દીકરો હેમખેમ રહે અને સો વરસ જીવે ભાઈ, પણ બીજાના દીકરા બહાર લટકે છે એનું કાંઈ? જો એમાંથી કોક પડે તો? તમારી જાન આવી ને એનો જાન જાય. તમારો દીકરો પરણાવીને આવ્યા એમ એનોય થોડોક ખ્યાલ તો કરવો જોવે ને?' બહેને વાત્સલ્યભર્યો ઠપકો આપ્યો.

અત્યાર સુધી આરામથી બેઠેલાં જાનૈયા હવે જરા સતેજ થયાં. જાનડીઓ અંદરોઅંદર કંઈ ગુસપૂસ કરવાં લાગી. એક ધીરેથી બીજીને કહેતી સંભળાઈ, 'આ તો ભાઈ ભારી ... ક્યાં એનાં છોકરાં ટીંગાય છે તે નકામી પંચાત કરે છે.'

માથા ઉપર જાનનો ભાર લઈને બેઠેલા પેલા ભાઈ ફરી કંઈ બોલવા જતા હતા ત્યાં જ એમને અટકાવીને એ મંડળીના એક સમજુ મોવડીએ બધાને જરા નજીક નજીક બેસી જવા સમજાવી દીધા ને એ ચાર પાટલીઓમાં બીજા પાંચ જણા સમાઈ ગયાં.

બીજાને બેસાડીને માજી પોતે તો ઊભાં જ રહ્યાં.

આ પેલા મોવડી જોઈ રહ્યા હતા. તેમણે બાજુની પાટલીમાં બેઠેલી જાનડીઓને જરા વધુ દબાઈને થોડી જગ્યા કરીને ત્યાં આ ઊભાં રહેલાં માજીને બેસાડવાની ધીરેથી સૂચના આપી. સૂચનાનો અમલ થયો. એ બહેનોએ જગ્યા કરીને આગ્રહથી માજીને

પોતાની સાથે બેસાડી દીધાં.

થોડી પળો બધાં શાંત રહ્યાં.

ડબ્બામાં થયેલા પરિવર્તનની પ્રક્રિયા ઉપર દરેક પોતપોતાની રીતે વિચારતું હતું.

અને પછી આ ચાલુ વાતાવરણની અસરમાંથી બહાર નીકળવાની ઇચ્છાએ ધીરે ધીરે અંદરોઅંદર સામાન્ય બાબતો વિષે વાતોની શરૂઆત થઈ ગઈ. બહેનોએ તો જાણે આખું વાતાવરણ જ બદલી નાખીને ફરીથી હતો તેવો આનંદ ઉલ્લાસ રેલાવી દેવા માગતી હોય તેમ મધુરું ગીત શરૂ કર્યું.

બહેનો ગીત ગાતાં જાય અને આ નવા આગંતુક માડીનાં મોં સામે જોતાં જાય. માજી પણ બહેનો સામે જોતાં રહ્યાં. માજીની આંખોમાંથી અમી અને મોંમાંથી સ્મિત ઝરી રહ્યું દેખાતું હતું. પરસ્પરનો એ સ્મિત અને દૃષ્ટિઓનો વાર્તાલાપ પણ વણ-રોકાયેલો ચાલુ જ રહ્યો ને બધાંનાં આશ્ચર્ય વચ્ચે માજીએ બહેનોનાં ગીતોના સૂરમાં પોતાનો સૂર પુરાવ્યો ... ને એમ રહી સહી દિલ આડેની દીવાલ માજીએ આમ સામે ચાલીને પ્રેમપૂર્વક તોડી નાખી.

આનંદ અને આશ્ચર્ય સાથે બધાં આ જોઈ રહ્યાં.

હવે તો ખૂબ ઉમંગ ઉત્સાહથી ગીતો ચાલ્યાં. બે એક તો માજીએ પોતે જ ઉપાડચાં, ગવડાવ્યાં, ને બધાંને આનંદ આપ્યો. માજીનાં ગીતોમા પરણી આવેલાં વરઘોડિયાંને મીઠડાં ઓવારણાં ને આશીર્વાદ હતાં.

પુરુષોની વાતોથી કે જાનડીયુંના ગીતોથી વાતા-વરણમાં જે ઉલ્લાસ નહોતો આવ્યો તે એકાએક માજીની આ સક્રિયતાથી આવી ગયો. તેમની હસ્તીએ વાતાવરણને સ્નેહથી ભરી દીધું.

ગીતો પૂરાં થવાં એટલે નંઙ્ખાન્તા એક બહેન બોલ્યાં, 'માડી તમે તો અમને વડિલ તરીકે ઠપકો પણ આપ્યો અને પાછાં અમારાંમાં ભળી જઈને સ્નેહ પણ એટલો વરસાવ્યો. જાણે અમારાંમાંના જ એક હો એવું લાગે છે.'

'તે આપણે એક જ છીએ ને બેન ... ને એમાં વઢવાનો સવાલ જ કયાં હતો? એ તો ખૂબ ગીરદી હતી એટલે ધ્યાન ખેંચ્યું. બહાર ટીંગાતા'તા એમાંથી કોઈ પડી જાય તો આપણને દુઃખ થાય. સૌને થાય ને? અને આ તમારો દીકરો પરણી આવ્યો તેથી બધાંને આનંદ થાય છે. એ સ્વાભાવિક છે. આપણે સ્ત્રીઓ તો માતાનો અવતાર કહેવાય. બધાંય બાળકો ઉપર પ્રેમ રાખીએ. સૌ સંતાનો આપણાં. આવું મન ને આવું વર્તન રાખીએ એ જ આપણું કામ.'... માજી મમત્વભર્યા ધીરા અવાજે વાત કરી રહ્યાં હતાં ... ગાડી ધીમી પડી, મારું સ્ટેશન આવ્યું ને હું ઊતરી પડયો. ઊતરતી વખતે બારણા પાસે ઊભેલાઓમાંથી કોઈના શબ્દો કાને પડયા: 'માજી કેવાં મક્કમ ને છતાં ય માયાળુ માણસ છે?

સ્ટેશનથી દોઢેક માઈલ દૂર આવેલે ગામડે પહોંચતા સુધી વાગોળતો રહ્યો:

... અનેક સંતો અને મહાપુરુષોએ માતૃશક્તિને વંદના કરીને તેનો મહિમા ગાયો છે ... કહે છે કે સ્ત્રી એટલે ક્ષમા, દયા, ધીરજ અને વાત્સલ્યની મૂર્તિ.

... એ સ્ત્રી શક્તિનું આજનું આ નાનું છતાં કેવું સુંદર ઉદાહરણ!

... ગાંધીજી કહેતા હતા કે સ્ત્રીઓની શક્તિથી અહિંસક સમાજ રચી શકાશે.

... વિનોબાજી કહે છે કે નવા સમાજની સ્થા-પના બહેનો કરશે. પણ પ્રશ્ન થાય છે કે આવી બહેનો કેટલી? ગમે તેટલી હોય તો પણ એ શક્તિ જ સમાજને ટકાવનારી અને તારનારી સાબિત થશે. આવી શક્તિના વિકાસથી જ સમાજ ઊગરી શકશે. પણ પુરુષોમાંયે આવી શક્તિ પેદા થવી જોઈએ ને? બહેનો કહે કે સૌ બાળકો આપણાં. તો ભાઈઓ માને કે સૌ માતાઓ આપણી.

આ ભાવથી જ પૃથ્વી ઉપર સ્વર્ગ ઉતરશે.

# છે ને, કોઈ દુનિયા

**ભૂપેન્દ્ર ત્રિવેદી**

એક ગામમાં ચબૂતરા પાસે અતિ વિશાળ એવું એક પિપળાનું વૃક્ષ હતું. હજારો વર્ષ જૂનું એ ઝાડ હશે. એનું થડ સાવ સૂકાઈ ગએલું, ડાળીઓ જીર્ણશીર્ણ થઈ ગએલી ને પાંદડા પીળાપચ પડી ગએલા. થડમાં બેથી ત્રણ મોટી બખોલ હતી. ચોમાસામાં જ્યારે ધોધમાર વર્ષા થતી ત્યારે આ બખોલો પાણીથી ભરાઈ જતી.

એક દિવસ બન્યું એવું કે એક માછીમાર આ પિપળાના ઝાડ પાસેથી જઈ રહ્યો હતો. તેની પાસે તરતની જ પકડેલી થોડી માછલીઓ હતી અને મોટા વાસણમાં પાણી રાખી માછલીઓને ઘેર લઈ જતો હતો. એણે ગમ્મત ખાતર પિપળાના વૃક્ષની એક બખોલમાં એક માછલી મૂકી દીધી ને ત્યાંથી ચાલતો થઈ ગયો.

ગામમાંથી આવતાં જતાં માણસો પિપળાના ઝાડની બખોલમાં માછલીને જોતાં જ નવાઈ પામી ગયા. આખા ય ગામમાં પવન વેગે વાત પ્રસરી ગઈ કે 'પિપળના વૃક્ષમાં માછલી આવી, પિપળના વૃક્ષમાં માછલી આવી.'

સૌના મનમાં એક વાત બેસી ગઇ કે આમાં જરૂર કોઈ દૈવી સંકેત છે. પછી તો ગામના લોકોએ પિપળાના વૃક્ષની પૂજા કરી. આવતાં જતાં સૌ નમન કરવા લાગ્યાં. અને એ જગ્યાએ નાનું એવું એક મંદિર પણ ઊભું થઇ ગયું. દરરોજ હજારો ભક્તો એનાં દર્શન કરવા એકઠા થવા લાગ્યા. લોકોમાં એવી શ્રદ્ધા ઘર કરી ગઈ કે જે કોઇ આ દેવને માનશે, પૂજશે ને ભક્તિ કરશે એના જીવનમાં સોનાના સૂરજ ઊગશે ને જે કોઈ એનો અનાદર કરશે એનું ધનોતપનોત થઈ જશે.

થોડા દિવસો પસાર થઇ ગયા.

એક દિવસ એ જ ગામમાંથી પેલો માછીમાર પસાર થઇ રહ્યો હતો. તેણે તેની માછલી યાદ આવતા તે પિપળાના વૃક્ષ પાસે ગયો પણ ત્યાં એણે નવું જ વાતાવરણ જોતા આભો જ બની ગયો. એ થોડું હસ્યો ને પછી મનમાં જ વિચારવા લાગ્યો, 'છે ને, કોઇ દુનિયા!'

એણે કોઇનું ય ન ગણકારતા છાનોમાનો જલ્દીથી પોતાની માછલીને બગલમાં નાંખતો ક્યાંક પલાયન થઇ ગયો.

ત્યારપછી માછલીવાળા મંદિરની જગ્યા સાવ સૂની પડી ગઈ.

*

એક હતી ભેંસ.

એ કોઇ કોઈ વખત વિફરતી ત્યારે સિંહણ બની જતી. કોની મગદૂર કે એને કાબૂમાં લઈ શકે! એક દિવસ એનું મગજ ચસક્યું ને ગળાનું દોરડું તોડી નાંખી નાસભાગ કરવા મંડી. એ તો ગઈ સીધી ખેતરમાં. ત્યાં એણે અડધા પાકનો ખુરદો બોલાવી દીધો.

ખેડૂતો એના તોફાનથી થંભી ગયા. ગામ આખામાંથી અસંખ્ય માણસો ભેંસને નાથવા આવવા લાગ્યા અને ચારેબાજુ ઘેરો ઘાલ્યો. જેમ જેમ ઘેરો વધતો ગયો તેમ તેમ ભેંસનું તોફાન બેહિસાબ વધતું ગયું. એણે તો પોતાના શિંગડા વડે કેટલાય ખેડૂતો પર હૂમલા કર્યા ને બેત્રણ જણાને ઘાયલ પણ કરી નાખ્યાં. ખેડૂતોએ પોતાનો મરણિયો પ્રયાસ આદરી જોયો પણ ભેંસ કાબૂમાં ન આવી તે ન જ આવી.

એવામાં લોકોના ઘેરામાંથી એક છોકરો દોડતો અંદર આવ્યો. એણે તો આવતાંવેંત હસતાં હસતાં સૌની મજાક ઉડાવતા કહ્યું: 'તમે સૌ બેવકૂફ છો.' કહી એ તો સીધો જાણે કાંઈ પણ બન્યું ન હોય એ રીતે દોડતો ભેંસ પાસે પોતાની પાસેનો ઘાસનો પૂળો ધરી તેને લલચાવા લાગ્યો. ધીમે ધીમે ભેંસ એ છોકરાના કાબૂમાં આવી ગઈ. અને લાગ જોઈને એ તો પીઠ પર સવાર થઇ ગયો. ડચકારા બોલાવતો ને ગરદન પર હાથ પછાડતો એ છોકરો ભેંસને બહાર હંકારી ગયો.

લોકો દંગ થઈ જોઇ રહ્યા. ખેડૂતોએ નિરાંતનો શ્વાસ લીધો. અને એ સૌ બહાદૂરો પોતાનું માથું ખંજવાળતા ને 'માળું છોકરાની વાત તો સાચી!' એમ ગણગણતા વિખરાઈ ગયા.

# ચર્ચાપત્ર

શ્રી સંપાદક 'વૈષ્ણવજન'
જૂનાગઢ

ભાઈશ્રી,

ગયા માસના 'વૈષ્ણવજન'માં તમે મારો કાગળ છાપ્યો છે તે પર નીચેની ટીકા મારા પર આવી છે. સામાન્ય રીતે છાપાંની ચર્ચાઓમાં હું કદી ઊતરતો નથી. તમારો બચાવ પણ મારે કરવાપણું ન હોય, તે કરવા તમે 'પૂર્ણ' સમર્થ છો. છતાં આ ટીકા અંગે થોડો ખુલાસો કરવાનો આપધર્મ મારા પર આવતો હોવાથી તે અંગેનું મારું મંતવ્ય આ નીચે લખી મોકલું છું તે પ્રગટ કરી મને આભારી કરશો.

"'વૈષ્ણવજન' જુલાઇ '૬૨ના અંકમાં તમારો સંદેશો છપાયો છે તેમાં જાહેરખબરો ઈ૦ વિષે તમે તેમના આગ્રહો 'બહુ નરવા અને વખાણવા લાયક' હોવાનો અભિપ્રાય આપ્યો છે.

"આ મારી દૃષ્ટિએ બરાબર નથી. આ જ અંકમાં તેમણે મિલના કાપડ બાબતની જાહેરખબર લીધી છે. તેમાં લખ્યું છે કે 'તમારા પૈસાનો વધારે સારો બદલો મેળવવા માટે હમેશાં ન્યુ સ્વદેશી મિલના કાપડનો આગ્રહ રાખો.'

"મને લાગે છે કે આ જાહેરખબરનું પાનું જોઈને તમારે તેમને ફરી લખવું જોઈએ. આપણે મિલકાપડના એજન્ટ નથી બન્યા કે તેની બારાઈ કરીએ. આવું છાપું મિલકાપડનું પ્રચારક કે સંદેશવાહક ન બનવું જોઈએ."

કાગળ લખનાર સજ્જન મારા એક પીઢ સન્માન્ય મિત્ર છે. એમના આદર્શનિષ્ઠ સેવાપરાયણ જીવન બદલ મને ઊંડો ભક્તિભાવ છે. એમની ટીકામાં પ્રસ્તુત પ્રસંગે પ્રમાણપત્ર આપવામાં મેં ઉતાવળ કર્યાનો જે આક્ષેપ છે તે સામે મારી પાસે ધરખમ બચાવ નથી.

છાપાં અને છાપખાનાંની દુનિયા જોડે જિંદગીભર મારે આછો પાતળો નાતો રહ્યો છે. એ ક્ષેત્રની મારી ચીકણાશો અને ઓછાણાઈઓને કારણે ગુજરાતમાં છેલ્લાં થોડાં વર્ષો દરમ્યાન કારણે અકારણે મારી માથાવટી મેલી થઈ પડી છે, ને મારું નામ કે લખાણની હાથપ્રત છાપખાનાંઓને કે સંપાદકોને ભડકાવે છે. હજુ તાજેતરમાં જ એક છાપખાનાના અતિ સજ્જન સંચાલક જોડે મેં મીઠા ઝાડનાં મૂળ કાઢ્યા જેવું કર્યા પછી હાથ જોડ્યા, અને એક છાપકામ ઓછુંવત્તું મહેનતાણું ચૂકવીને અધૂરે પડ્યું મૂકાવી એમની ને મારી હૈયાબળતરા ઉપર ઢાંકણ દીધું!

આજકાલ છાપાં તેમજ માસિકોમાં આવતી જાહેરખબરો પરની મારી અકળામણ એવી જ વસમી છે. જાહેરખબરોની આવક ઉપર જ માસિકોનાં ખરચ કાઢી પાવડે ધન ઉસેડનારા કેટલાક 'સફળ' સંપાદક સંચાલકોનાં છાપાં મારા અનુનય વિનય છતાં મારા પર આવ્યાં જ કરે છે જેમાં ક્યારેક અરધોઅરધ કે વધુ પાનાં ભલીભૂરી સર્વપ્રકારની જાહેરખબરોનાં હોય છે બલ્કે ભરવખાણનાં પાનાંઓ ઉપર પણ તળેઉપર કે એકબાજુ અરધોઅરધ જાહેરખબરો છાપીને ને વાંચનારની નજરથી કોઈ વાતે ઓઝલ ન થવા દેવાની ફિકર કરનારા સંચાલકો પણ છે જ. આવાં ભલીભૂરી કે ગંદી જાહેરખબરો ધરાર વાચકોને માથે મારનારાં છાપાંઓનાં તેવાં પાનાં સીધાં કચરાની ટોપલીને ભળાવવાનો મારો સામાન્ય શિરસ્તો છે.

આ ઉકળાવનારી સ્થિતિ વચ્ચે કોઈ સન્મિત્રે મારી ભલામણ કરી હશે તેથી કે કોણ જાણે, બેએક મહિનાની વાત પર હાથકાગળ પર છપાયેલ આ 'વૈષ્ણવજન' માસિકના બે અંકો તેના સંચાલક તરફથી અચાનક મને મળ્યા. મળતાંવેંત એનાં રૂડાં વહાલસોયાં દીદાર જોઈ મારું મન અલબત્ત કોળી ઊઠ્યું, ને જાહેરખબરોનાં પાનાં તરફ શકરી નજર નાંખ્યા વગર અને માત્ર તેનાં લખાણોવાળાં પાનાં,

છાપ, ગોઠવણી, ઉઠાવ, હાથકાગળનો ઉપયોગ, કળા અને ચીવટ જ એકલાં જોઈને મારા ભૂખાળવા મનને થયેલી ખુશનુમા લાગણી મેં સંપાદકને લખી મોકલી. અને જો કે એ જ ટપાલમાં આવેલા સંપાદકના જુદા કાગળમાં જાહેરખબરો અંગે કંઈક ઉલ્લેખ હતો. છતાં તે યાદ ન રાખતાં જાહેરખબરોનાં પાનાં એમણે અલાયદાં છાપ્યાં છે, અગર તો તેમાં ગંદી દવાઓની કે સાબુવાયલ વેચનારીઓના રામ-જણીઓ જેવા ફોટાવાળી જાહેરખબરો નથી એટલી જ ખીના પર ખુશ થઈને સંપાદકને અભિનંદન મોકલવાની ધાઈ મેં કરી.

આટલો વાંકગુનો કબૂલ્યા પછી અને છાપાં, માસિકો, તંત્રીઓ, સંપાદકોનાં નીતિધોરણો અંગે હું છેક અજાણ ન ગણાઉં તે સબબે એમને ઇન્સાફ કરવા ખાતર એમની બાજુની એક બે બાબતોનો ઈશારો કરવાનું હું જરૂરી ગણું છું. છાપાંમાં આવતી જાહેરખબરો તે તે છાપાંના સંપાદક કે સંચાલકની સંપાદનનીતિનું ઓછુંવત્તું પ્રતિબિમ્બ છે જ. અને તેથી જો કે ખરચ કાઢવા કે પૈસા રળવા ખાતર પોતાનાં છાપાંમાં ઇતર લોકોની જાહેરખબરો છાપવાની નીતિ તેઓ સ્વીકારે તે સામે ખાસ વાંધો લઈ ન શકાય. અને જો કે એમ કર્યા પછી પણ પોતાની પ્રતિષ્ઠા સાચવવા ખાતર ચોક્કસ નૈતિક શિષ્ટાચારનાં ધોરણો જાળવવાની અને તેવા ધોરણથી નીચા ન ઊતરવાની મર્યાદા દરેક ઇજ્જતદાર છાપાવાળાને લાગુ રહે જ છે, છતાં પોતાનાં કે પોતાની માલપેદાશોનાં વખાણ કરતી જાહેરખબરો એના જાહેરાતદારોના શબ્દોમાં પૈસા લઈને છાપી આપનાર છાપાવાળો શુદ્ધ અર્થમાં આપવડાઈ કે સામાની 'ભાટાઈ' નથી કરતો.

કારણ કે એ જાહેરખબરો સંપાદકીય લેખ કે લખાણો નથી હોતાં; પણ ઘણીવાર સત્યથી વેગળાં કે અતિશયોક્તિથી ભરપૂર ભાટૂતી લખાણો હોય છે. પૈસાના જોરે એવું કરનારા જાહેરાતદારો શાકપીઠના કાછિયાઓની જેમ પોતાની માલપેદાશનાં અને સસ્તાપણાનાં બણગાં ફૂંકનારા અલ્પજનો છે. એવાં લખાણો જોડે છાપાના સંપાદકને કે એની સંપાદન નીતિને નિસ્બત નથી.

હું મારું ગાડું મારે કામે, મારા ખેતરના લણેલ પાકનું ભરોટિયું ભરી લાવવા હાંકયે જાઉં છું. તેમાં રસ્તે જતા પેથા, નાથા, કચરા, પૂંજાને ઘડીવાર મારે ગાડે બેસાડી લઉં, ને પૈસે દૂબળો હોઉં તો આનો બે આના ભાડું લઈનેય બેસાડું. એમાં મને નાનમ નથી. એમાં એક પ્રમાણિક શ્રમજીવી ખેડૂત તરીકેની મારી ઇજ્જતપ્રતિષ્ઠાને ગોબો પડતો નથી; સિવાય કે આઠમને મેળે જુગાર રમવા કે દારૂને પીઠે પીવા જનારાઓને સારુ હું મુદ્દામ ગાડું જોડું.

અંતમાં એટલું જ કહું કે ખાદી, ગ્રામોદ્યોગો વગેરેના ચુસ્ત હિમાયતી છાપાંઓએ, ભલે અલાયદે પાને પણ, મીલો વગેરેના માલપેદાશોની જાહેરખબરો છાપવી એમાં જરા નાનપ તો ખરી જ. પણ દુનિયાનો વહેવાર મોટે ભાગે બાંધછોડ ઉપર જ ચાલતો હોય છે. અને કોણે કેટલું ઝીણું કાંતવું એ દરેક કાંતનારની મુનસફી ઉપર છોડવું એ સુવર્ણ નિયમ છે. સમૂહ કે સાજને માટે એ જ ધોરી માર્ગ છે.

નાળિયેરી પૂનેમ — લિ. સેવક
મુંબઈ, ૧૫-૮-૬૨ — **સ્વામી આનંદ**

## અમૂલ્ય ચીજો

મારી બાબતમાં તો હું જરૂર કહી શકું કે મારી પાસે ત્રણ અમૂલ્ય ચીજો છે જેનું હું જીવે-પ્રાણે ય રક્ષણ કરું છું. એ છે દયા, મિતવ્યયીપણું અને નમ્રતા. દયાળુ થઈને હું વીર બની શકું છું. મિતવ્યયી થઈને હું ઉદાર થાઉં છું અને નમ્ર બનીને હું લોકોનો નાયક બની શકું છું. પણ આજકાલ લોકો દયા છોડીને બળની સાધના કરવા લાગ્યા છે, મિતવ્યયીપણું છોડીને કેવળ ઉદારતા ઉપર જ દૃષ્ટિ રાખે છે, અંતિમ પદ ત્યાગ કરીને કેવળ પ્રમુખપદની જ કામના કર્યા કરે છે અને આ જ જગતના દુઃખનું મૂળ કારણ છે. —લાઓત્સે



# સાચા અર્થમાં સ્વરાજ્યની સ્થાપના એટલે પંચાયતી રાજ્ય



ગુજરાતમાં પંચાયતરાજ પ્રયોગ નથી, પણ લોકશાહી વિકેન્દ્રીકરણ માટેનું મક્કમ પગલું છે . સાચા અર્થમાં સ્વરાજની રચના થાય અને રાષ્ટ્ર-ઘડતરનાં અતિ મહત્ત્વના કામમાં દરેક સ્તરના લોકોને પોતાનો ફાળો આપવાની તક મળે તે માટે ગ્રામ, તાલુકા અને જીલ્લા ત્રણે સ્તરની પંચાયતોને વ્યાપક કર્તવ્યો, વિશાળ જવાબદારીઓ અને પૂરતાં સાધનો આપવાની જોગવાઇ કરવામાં આવી છે

—ડૉ. જીવરાજ મહેતા

DEF/FYP-62/2

(ગુજરાત રાજ્ય માહિતી ખાતા દ્વારા પ્રકાશિત)

# " ગ્લુટેક્ષ "

ખુશખબર . ખુશખબર

દૂધાળાં ઢોર માટે પૌષ્ટિક ખોરાક વિષેની મૂંઝવણનો ઉકેલ મળી ગયો છે, મેઈઝ પ્રોડકટસ–કઠવાડા એ ખાસ તૈયાર કરેલો પ્રોટિનયુક્ત ભરડો "ગ્લુટેક્ષ" તમારી જરૂરિયાત પૂરેપૂરી સંતોષી શકશે.

આ સસ્તા છતાં ઉત્તમ ખોરાકના ફાયદા

(૧) દૂધાળાં ઢોરને ગ્લુટેક્ષ આપવાથી તેની તંદુરસ્તી સુધરે છે.
(૨) ઢોર વધારે દૂધ આપે છે.
(૩) માખણ અને ઘીનું પ્રમાણ વધે છે

અને

(૪) ફેટના પ્રમાણમાં અચૂક વધારો થાય છે.

ઉત્પાદક

## મેઈઝ પ્રોડકટસ – કઠવાડા

અમદાવાદ–૨



# વિનોબાજી



ભારતમાતાની કૂખ સબળી છે, ગઈ સના સદીમા અનેક એકએકથી ઉજમાળા રત્નો એણે આપ્યા છે પ્રાચીન ઋષિમુનિઓ, અવતારરૂપ પુરુષો, અશોક અકબર સમા રાજર્ષિઓ અને મધ્યકાલના સતો—એ બધી ઉજ્જ્વળ હારમાળામા સહેજે શોભે એવા મહાજનો છેલ્લા સૈકા સવાસૈકામા પાક્યા છે આપણી ખુશનસીબી છે કે એવાઓમાના એક વિનોબાજીના આપણે સમસામયી છીએ ભારતની બીજી રીતે પડતી દશા હતી ત્યારે પણ જગતની આખો એની નૈતિકઆધ્યાત્મિક સમૃદ્ધિ ઉપર અવારનવાર મડાતી સ્વતત્રતા મળ્યા પછી તો ભારત અગે અપેક્ષાઓ વધે એ સ્વાભાવિક પણ જગતને એ અગે સતૃપ્તિ આપવાનુ તો બાજુએ રહ્યુ ભારત પોતાની જવાબદારીઓ જ ઊજળે મોએ અદા કરી શકે તો બસ એવી અત્યારની—જમાનાની ભીસ છે ઇતિહાસની ગતિ દ્રુતતર બની છે સૈકાના પરિવર્તનો દસકામા થાય છે, દસકાના વરસમા, વરસના માસમા આ ભીસમા ભારતની જે હજારો વરસની સાધના તે કેવી ચાલે છે—કેવો જવાબ આપે છે એ પણ જોવાનુ છે માનવજાતિના અનેક કુળોમા એ સાધના ચાલતી રહી છે, પણ અનેક ઠેકાણે તે પ્રગટી છે ને લુપ્ત થઈ છે, જ્યારે અહીં એની ગગોત્રી કદી સુકાણી નથી હિંદ બહારથી કોઈ પ્રવાસી આવે તો તાજમહાલ જોશે, હિમાલય જોશે, દિલ્હીની મહેફિલોમા ભળશે પણ 'આ હિદુસ્તાન' એવી તો, એકાદ વિનોબાને જોશે ત્યારે, એને ઝાખી થશે

['સસ્કૃતિ માથી]

—ઉમાશકર જોશી

# વૈષ્ણવજન



વર્ષ ૧ : ('પ્યારાબાપુ' વર્ષ ૧૫) : : અંક ૭ : સળંગ અંક ૧૭૫ : ઑક્ટોબર : : ૧૯૬૨

## અનુક્રમ



પ્રકાશક અને મુદ્રક: ધીરેન ગાંધી • રૂપાયતન મુદ્રણાલય • જૂનાગઢ

### સૂચના

(ગ્રાહકોને)

દર માસની બારમી તારીખે અંક પ્રસિદ્ધ થાય છે.

પંદરમી સુધીમાં અંક ન મળે તો પોસ્ટ ઑફિસમાં તપાસ કર્યા પછી કાર્યાલયને જણાવવું. અંક શિલિકમાં હશે તો મોકલાશે.

ગમે તે મહિને ગ્રાહક થઈ શકાય છે

*   *   *

આ માસિકમાં પ્રસિદ્ધ થતા વિચારો જે તે લેખકોના છે. સંસ્થા તે વિચારોમાં સંમત છે જ તેમ માનવું નહિ

*

(લેખકોને)

'વૈષ્ણવજન'માં સંસ્કૃતિ, કલા, શિક્ષણ અને સાહિત્ય વિષયક લખાણો લેવામાં આવે છે

લખાણ સાફ, મૌલિક, તાજું હોય એવી અપેક્ષા રહે છે કાગળની એક બાજુ શાહીથી લખવું.

સામાન્ય રીતે કૃતિના સ્વીકાર બાબત પખવાડિયામા જવાબ આપવામાં આવે છે.

પ્રસિદ્ધ થયેલી સામગ્રીની ઑફપ્રીન્ટસ સાથે અંક અને યોગ્ય પુરસ્કાર પ્રસિદ્ધિ પછી અઠવાડિયામાં લેખકોને મોકલાય છે.

લવાજમ

દેશમાં (વરસનું) છ રૂપિયા
પરદેશમાં બાર શિલિંગ

વૈષ્ણવજન, રૂપાયતન, ગિરિતળેટી
જૂનાગઢ

સંપાદક : નવીન ગાંધી

પીડ પરાઈ

## અમરે દેવીદાસ


મકરન્દ દવે


ઉઘાડો વગડો હતો. વગડાની વચ્ચે બે-ત્રણ કાચી માટીનાં ભીંતડાં પર એક ઘેઘૂર લીમડો ઝળૂંબી રહ્યો હતો; નમાયાં છોરુને ઉછંગમાં લઈ કોઈ જોગંદર ઝળૂંબે એમ. ચૈતર-વૈશાખના દહાડા હતા. આભથી લૂ ઝરતી હતી. ભેંકાર વાયરા હૂહૂકારતા હતા ને આ ભીંતડાં પર અગનિના ચાબખા વીંઝતા હતા. પણ ખોખડધજ લીમડાની શીળી ઘટામાંથી તો એને મંજરીની મહેક ખોબે ને ધોબે ભેટમાં મળતી હતી.

આવે ટાણે એક વેલડું આવીને લીમડાના છાંયામાં ઊભું રહ્યું. એક આધેડ વયની બાઈ ઊતર્યાં. ગાડાખેડુને જલ્દી બળદને નીરણ-પાણી કરી ઊપડવાની તાકીદ કરી. વેલડાના માફામાં મોઢું રાખી, નીચે પગ ન મૂકવાની કોઈને ફરીફરીને ભલામણ કરી. અને જરાક આઘે આવેલી કૂઈ તરફ ઝડપથી પગલાં ઉપાડ્યાં. વેલડું છૂટ્યું. બળદને પાણી પાવા ગાડાખેડુ લઈ ગયો. જગ્યામાં પાછો સૂનકાર ફરી વળ્યો. અને આભલાં ભરેલા ભાતીગળ માફાથી શોભતું વેલડું પોતાના ઝગમગાટથી પેલાં ભીંતડાંને ઝાંખાં પાડવા પ્રયત્ન કરી રહ્યું.

પણ ત્યાં તો ધીરે ધીરે માફાનો પડદો ઊંચો થયો. ધરતીમાં કો'ક જ વાર જોવા મળે છે એવું નમણું-ને દીપતું મુખ દેખાયું. તેની નજરમાં અપાર અચંબો હતો. કોઈ ના પાડેલી ચીજને ચોરીછૂપીથી ધરાર જોવાનું મસ્તાના બાળક જેવું હરીફું કુતૂહલ હતું. પણ એ રમતિયાળ આંખો ભીંતડાંની જર્જર ને અધખૂલી ડેલી તરફ મંડાઈ એવી મુગ્ધ બની ગઈ. દૃષ્ટિ સ્થિર થઈ ગઈ. કાન સરવા થઈ ગયા. અને આંખ ને કાન વચ્ચે કોઈ અજબ અનોખી વાત પહેલાં પામવાની હોડ ચાલી. આંખો એકીટશે જોતી રહી. કાન એક બોલ પણ ન ચૂકવા સાવધ બની ગયા.

સાવ સખળ-ડખળ ડેલીમાંથી એક અજબ દૃશ્ય નજરે પડતું હતું. એક બાવો કોઈ પતસેલ ડોશીનાં સડેલાં ને ગંધાતાં અંગને લીમડાનાં પાણીથી ધોતો હતો. ડોશીને અંગે કાળી બળતરા ઊઠતી હતી પણ બાવોજી વચ્ચે એવી વાત કાઢતા કે તેનો બોખો ચહેરો હસુંહસું થઈ જતો હતો. બાવાજીની વાત સાથે એક ખૂણામાંથી કોઈ બાળકનો ખિલખિલાટ પણ સંભળાતો હતો. ધોમ ધખેતા વગડામાં, ક્યાંકથી મૂળિયાં ઉખડેલ ને લોહી નીંગળતા માનવ રોપાને લાવી, અમી પાઈ પાઈને કોઈ અહીં નવેસરથી ઉછેરતું હતું. પેલી મુગ્ધ આંખો, પેલા મુગ્ધ કાન બીજું બધું ભૂલી જઈ આ અગનિમાં પાંગરતી દુનિયામાં ખોવાઈ ગયાં

બાવોજી કહેતા હતા :

'મા! તમને તો આ-મ એકાં કરી દઈશ. જોજોને! ચાંદા જેવી કાયા થઈ જાશે. પણ પછી તમારો વજેરામ તમને ન ઓળખી શકે તો મને વઢતાં નો આવતાં, માડી! હા, કહી દીધું. પછી તમારે ઘિરે આવીશ તો કે'શો કે બાવાનો ભરોસો કેવો? ક્યાંક લોટો લૂંટી જાય તો? ઉપડ, બાવા! આ લે તારી તૂંબડી, ને આ લે તારો ચીપિયો!'

બાવાજીના હાવભાવ ને ગમ્મતી બોલથી માજી માંડ હસવું ખાળતાં હતાં ત્યાં એક ખૂણા તરફ જોઈ બાવાજી હોઠ બીડીને નકલી દમદાટી દેતા હતા:

'અને એવી, બીખવી! તારી તો વાત છે. રોજ મારો જીવ ખાય કે દાદા! પગ મટશે કે નંઈ! લૂલી તો નંઈ થઈ જાઉં ને! પણ તને તો લખુડીનો વેશ પે'રાવી ભવેશરના મેળામાં નચાવીશ. ઘાઘરીને છેડે ઘૂઘરીઓ ટંકાવીશ. પગે ઘૂઘરા બાંધીશ. હાથમાં લાકડી અાપીશ. લીલી કમખી ને પીળું પોમચું ઓઢીને ઠુમકઠુમક કરતાં નાચશે ને લટીખુગાઈ! તંયે તો તાળિયોના કાંઈ ગડગડાટ થાશે!'

એક ખૂણામાથી વળી ખિલખિલાટ મચ્યો. કુમળા હાથની તાળિયો પડી.

પેલાં આંખ અને કાન હવે તો આ મુગ્ધ વ્યક્તિના સારા યે અસ્તિત્વને જાણે ખેંચી ગયાં. ક્યારે તેણે ડેલીમાં પગ મૂકયો, ક્યારે પરશાળ ચડી, ને ક્યારે બાવાજીની પડખે એ બેસી ગઈ તેની કશી ફામ જ ન રહી. અચાનક બાવાજીની નજર પડી ને તે સફાળા બોલી ઊઠયા:

'અરે, બોન! અરે, બાપુ! અહીં નહીં. અહીં નહીં. જરા બહાર હો! ડેલીની બહાર.'

પણ આ અજાણી યુવતીના મનમાં નહોતો ભય કે નહોતી સૂગ. હજાર હજાર જનમથી જાણે એ મૈયર મેલીને આવી હતી અને આજે અચાનક એને માનો ખોળો મળી ગયો હતો. કોઈ અપૂર્વ શાંતિ અનુભવતા એણે કહ્યું:

'બાપુ! મને અહીં રહેવા દેશો? મારા જીવને અહીં બહુ ટાઢક વળે છે.'

બાવાજી આભા બનીને જોઈ રહ્યા. જેનું નામ સાંભળી કાળજાં ફફડી ઊઠે એવાં રગતપીતિયાંને જોઈ આ બાઈને ચીતરી કા નથી ચડતી? જીવતા પ્રેત જેવાં માનવીમાં એને શું મીઠું લાગ્યું હશે? પણ બાવાજી કાંઈ જવાબ વિચારે ત્યાં વેલડા પાસે રીડિયારમણ થઈ પડી. 'અમર! ક્યાં ગઈ, અમર!'ની ત્રાડ દેતી પેલી આધેડ બાઈ અધખુલી ડેલીના ઉંબરા પાસે આવી અટકી ગઈ. નાકે લૂગડું દઈ દીધું અને એની પાછળ કાળઝાળ જેવો જુવાન ધસી આવ્યો.

પણ અમરબાઈએ તો તમામ ઘરેણાં ઉતારતાં સ્પષ્ટ ને દૃઢ સ્વરે કહી દીધું:

'ફૂઈ, હવે તમારા રોટલા મારે નથી ઘડવા. અને આયર! આ તમારાં ઘરેણાં. તમતમારે ખુશીથી બીજે ચડાવજો.'

આખું વગાને જતી આ આયરાણી! તેણે પોતાના તમામ કોડને આ ઘરેણાં ભેગાં સાપની કાંચળીની જેમ ઉતારી દીધાં.

મા-દીકરો ઘડીભર થાંભલો થઈ ગયાં. દીકરો તલવાર લઈ ધસ્યો પણ અમરબાઈની વિફરેલી આંખ જોઈ ખચકાયો. ભીખલી બપની મારી ચીસ પાડી ઊઠી. અમરબાઈએ તેને તેડીને પોતાના ખોળામાં લઈ લીધી. માએ પાણી છાંટીને ઝટપટ ઘરેણાં લઈ લીધાં. બાવડું ઝાલીને દીકરાને બહાર ઢસડી ગઈ. બાવાજી પર ગાળો વરસાવી. અમરબાઈના નામનું મોટે રાગે નાહી નાખ્યું. અને ભૂંડાભખ ભીંતડાંને પોતાનો આત્મા સોંપીને રણઝણતું વેલડું ઉપડી ગયું.

—આજે એ રૂપાળા વેલડાના ચીલા ભૂંસાઈ ગયા છે. પણ ભીંતડાની ભૂમિમાંથી 'સત દેવીદાસ! અમર દેવીદાસ!' નો રણકાર સંભળાયા કરે છે.

# દિવાળી બાકી

ઉમાશંકર જોશી

"જેનું તમે નવે વર્ષ દેવા નિશ્ચય કરો છો તે ન આવે તેને બોલાવજો જે ન આવે તેને ઘેર જજો વિસ્મય તેને રીઝવજો. ને આ બધું તેમના ભલાને સારુ નહિ પણ તમારા ભલાને સારુ કરજો. જગત લેણદાર છે આપણે તેના કરજદાર છીએ"

—ગાંધીજી

દરેક નવા વરસને દિવસે નિશ્ચયો કરવા પડે એનો અર્થ એમ જ ને કે બાકીના ત્રણસો ઓગણ સાઠ દિવસમાં આગલા નવા વરસના નિશ્ચયો છૂટી ગયા છે? નિશ્ચયો લેવાને માટે ગમે તે દિવસ સારો ગણાય—નવા વરસના જેવો ગણાય પૂનાની ટેકરી ઉપર બેસીને ગોપાળકૃષ્ણ ગોખલેએ મિત્રોની સાથે બેસીને ભારતસેવાનો નિશ્ચય કર્યો તે કેવો રૂડો દિવસ હશે! પણ આપણે સૌ તો નિશ્ચયો છોડવામાં જ્યારે બધા દિવસોનો ઉપયોગ કરી રહ્યા છીએ ત્યારે નવા વરસના આનંદમય દિવસને પણ જરીક અળખામણા બનીને આપણા નવા નિશ્ચયોનો દિવસ બનવું પડે છે

નવા વરસના દિવસે, સ્વાતંત્ર્ય દિવસે અથવા જન્મગાંઠ જેવા દિવસે કાંઈક નિશ્ચય લેવાનું મન થઈ આવે છે, તેની પાછળ ભાન તો એ હોય છે કે મનની વાતોમાંથી એમાં બે પણ સિદ્ધ કરી શકાય તો કેવું મનમાં જે વાતો રમતી હોય છે તેમાં સૌથી વસમી તો આસપાસના જગતનું દેવું આપણે શી રીતે ચૂકવીશું એ મૂંઝવણ હોય છે સજ્જનની વ્યાખ્યા કોઈએ આપી છે કે દુનિયાનો જે દેવાદાર નથી પણ દુનિયાને માથે કરજ ચડાવતો જાય છે તે સજ્જન પણ એવું બનું ઊંચું નિશાન તાકવાની વાત કેવી! આપણે તો જોઈએ છીએ કે માબાપ સગાઓ મિત્રો અજાણ્યાઓ, પશુઓ જ ગણાતા પંખીઓ—એ બધા પ્રત્યેના દેવાના આપણે માથે ગજના ગજ ખડકાયે જાય છે તેમાં આપણે ભલેરાઓ જો એક વાતની જ તપાસ કરીએ કે એક દિવસ જીવવામાં નાની નાની સેવાઓ મળીને કેટલા કલાકનો શારીરિક શ્રમ બીજાઓ પાસે કરાવીએ છીએ તો આપણને આપણી પારાવાર કરજદારીનો તરત અંદાજ આવી જાય.

આપણા વેપારીભાઈઓ દિવાળી બાકી બચવી ન પામે એને માટે સંભાળ રાખતા હોય છે જેથી નવા વરસમાં નવો હિસાબ શરૂ થઈ શકે સજ્જનોને પણ નવા જન્મમાં પ્રવેશતા પહેલાં આ જીવનની દિવાળી બાકી બચવી પસંદ હોતી નથી. સોક્રેટીસે છેલ્લી ઘડીએ શિષ્ય ક્રિટોને કહ્યું હતું એસ્ક્લેપિયસનો એક કૂકડો લેણો છે તું સંભાળીને મારી વતી આપી દઈશ ને? આ હળવે હૈયે વિદાય થવાની ભાવનાને કોઈએ સ્પષ્ટપણે વ્યક્ત કરી છે 'હું નૈતિક રીતે લૌકિક રીતે ભાવની દૃષ્ટિએ નાણાકીય દૃષ્ટિએ, રજેરજ કરજ ચૂકવીને મરવા માગું છું' મૃત્યુ માટેના પ્રયત્ન ... પાછળ પંચ પાછે તત્ત્વોમાં પાછા ભળી જઈને કાંઈક ઋણમુક્ત થવાને ખ્યાલ છે

કેટલાંક લેણાંમાંથી સદંતર મુક્ત થવું તો મુશ્કેલ છે અને સ્નેહનું ઋણ મનુષ્યને નમ્ર પણ બનાવે છે જીવનના હિસાબમાં દિવાળી બાકી ન જ નીકળે એ અશક્ય જેવું છે તેમ છતાં દર નવા વરસે એની વાત તાજી થાય તો જીવન પ્રત્યેના અપરાધ વલણને એ મંદ કરી શકે આપણને પારેવડી એવું લાગતું હોય છે ત્યાં ને ત્યાં બાકી પણ રહેતું હોય છે પણ જો જીવનની એકેએક ક્ષણને નિમરૂપ ગણીએ તો કાંઈક સૌ પ્રત્યે નિભાવવાનું જ આપણને સૂઝે

## હરિવશ રહેણાં

નમતે નેણાં રે
જૂજ કહેવાં વેણાં.

વાર બહુ લાગે પ્રગટતાં
હલ ચલ થાતી ખાતી;
કેમ ભલા હરિ, વાસ કરે,
તારી થડક થડક હજી છાતી;
સમજી સહેણાં રે,
જૂજ કહેવાં વેણાં.

મેળવણે પડ્યું દૂધ પરંતુ
સ્થિર નથી ઠેરાતું;
દહીં ન મળતું, માખણ કેરું
સ્વપ્નું્ય જાય વિલાતું;
લેણાં દેણાં રે,
જૂજ કહેવાં વેણાં.

તારા વશની વાત ન મનુવા,
પવન-પછેડી બાંધી
મનને મન શું લીન કરી
લય હરિ શું દેવી સાંધી;
હરિવશ રહેણાં રે.
જૂજ કહેવાં વેણાં.

સરીજ

## પાછા ફરો !

પાછા ફરો પળ બે'ક મારે
સંસ્મરણ વાટે થઇ
પ્રસ્થાન જ્યાંથી આદર્યું.
–નમ્રતા ત્યાંથી લઇ પાછા ફરો !

રતિલાલ 'અનિલ'

## ફરી ફરી ...

(છંદ મિશ્ર-શિખરિણી)

ફરી ફરી જીવનમાં વ્યથાનાં
આવે ધસી વાદળવૃંદ ગાઢ,
ઢંકાતાં આ નભ ઘેરી ઘેરી
અશ્રુપ્રવાહે ધરણી ભીંજાવે.
ઝીલી રહું આ અતિવૃષ્ટિ ભારે
છો આ ધરા જીર્ણવિશિર્ણ થાયે,
વર્ષા છતાં ના ઇહ વ્યર્થ જાયે
સ્થિતપ્રજ્ઞાકેરૂં કદીક ખીલતું ઈન્દ્રધનુ જો !

ગીતા પરીખ

## શાને !

તારો ભાઇ દુઃખમાં રુએ રે ? શાને તું સુખમાં સૂએ રે !
નથી એને રોટલો પૂરો રે; તારે અણખૂટ અધૂરો રે !
એને શિર છાપરું ચૂએ રે; તું તો મહેલમેડીએ સૂએ રે !
એનું અંગ અરધું ઓઢ્યું રે; શાને તેં રેશમી ઓઢ્યું રે !
એની પગપાની ઉઘાડી રે; શાને તારે સુંદર મોજડી રે !
એની પાસ પાઈ ન રાતી રે; તારી જાણે હેમની છાતી રે !
એને જોઇ ઇશ્વર રુએ રે; આંખો તારી કેમ ન ચૂએ રે !

બ. ર. પટેલ

## કંઈ ખબર નથી

ફૂલો ખીલ્યાં કે ખાર ? મને કંઇ ખબર નથી
કોની હતી બહાર ? મને કંઈ ખબર નથી

પાછળ પ્રવાસીઓમાં ઘણા મિત્ર પણ હતા
કોણે કર્યો પ્રહાર ? મને કંઇ ખબર નથી

જુલ્ફોનો અંધકાર હતો એ જ યાદ છે
ક્યારે થઇ સવાર ? મને કંઈ ખબર નથી

તેઓ પધારશે કે પછી મોત આવશે ?
બતલાવ ઇંતિઝાર ? મને કંઈ ખબર નથી

દેતા રહ્યા દિલાસો જે 'આદિલ'ના દર્દને
કોના હતા વિચાર ? મને કંઇ ખબર નથી.

'આદિલ' મન્સૂરી

## અરજ

વાત એક જ હમેશ માગું છું.
દેશ એવો જ વેશ માગું છું.
કોઇ ભૂખ્યું ઉઘાડું ના સૂએ;
એટલું પ્યારા દેશ, માગું છું.

ઘાયલ

## ફફડો

અંધારથી અકળાઇ,
વ્હેલી પરોઢેથી મથ્યો,
વ્હેતી નદીના વેગથી બોલાવતો,
લાંબા સ્વરે શોધી રહ્યો સંતાયલા એ સૂર્યને
વાદળોની હાર વીંધી પૂર્વમાં પ્હોંચ્યો
છતાંયે ના જડ્યો ત્યારે
સ્વયં શું સૂર્યરૂપે લાલ કલગી-ડોલતો ડોલાવતો
આકાશમાં પગલાં ભરે !

પ્રિયકાન્ત મણિયાર

# વૈષ્ણવજન તો તેને કહીએ

પંડિત સુખલાલજી

શ્રી નરસિંહ મહેતા મધ્યયુગીન ગુજરાતી કવિઓમાં વિશિષ્ટ ભાત પાડનાર એક પ્રતિભાસંપન્ન કવિ છે. એમની કૃતિઓનું પારાયણ કરતા મન ઉપર એક અમીટ છાપ એવી પડે છે કે મહેતાની પ્રતિભા જન્મસિદ્ધ છે. તે પ્રયત્નથી સંસ્કાર પામી છે, પણ પ્રયત્નજન્ય નથી. બીજી વસ્તુ એમને વિશે એ લાગે છે કે તેઓ વારસાગત સંસ્કારથી અને તત્કાલીન પરિસ્થિતિથી સંપ્રદાયે કૃષ્ણભક્ત છે, પણ એમનામાં ભક્તિનું બીજ સાહજિક છે. ત્રીજી બાબત એ છે કે તેમનું માનસ ઉત્કટ જિજ્ઞાસુ અને લભ્ય એવા નવનવા વિચારના ક્ષેત્રો ખેડવાનું પણ છે.

કૃતિઓ એ પણ દર્શાવે છે કે બાળ-કિશોર અવસ્થા, તરુણ અવસ્થા, પ્રૌઢ અવસ્થા અને વૃદ્ધાવસ્થા એ બધી ક્રમિક આવતી અવસ્થાઓમાં તે તે અવસ્થાને અનુરૂપ હોય એ રીતે પોતાના જન્મગત કવિત્વસંસ્કાર, ભક્તિવૃત્તિ, જ્ઞાનપરિચર્યા તેમજ નિર્ભયતા આદિ ગુણો વિકાસ પામતા રહ્યા છે. આ વિકાસના તારતમ્યમાં પંથ અને વાડાના ભેદોએ, સંપ્રદાયની માન્યતાઓએ કૌટુંબિક અને સામાજિક દબાણોએ ભારે અસર ઉપજાવી છે. તેથી જ એવા વિશિષ્ટ પ્રતિભાશાળી ભક્તકવિની કૃતિઓમાં અનેકવિધ તારતમ્ય દેખાય છે. ક્યારેક તેમની કૃતિઓમાં પંથના બાહ્ય ચિહ્નો ઉપર ભાર છે, ક્યારેક એ જ બાહ્ય ચિહ્નોને તેઓ અવગણે છે, અને માત્ર પોતાના જ પંથના તિલક-છાપાંને નહિ, પણ બધા જ પંથના સ્થૂળ એવા બાહ્ય ચિહ્નોને નકામા ગણે છે. આ એમની અંતરમુખવૃત્તિના વિકાસનું પરિણામ છે. અંતરમુખ વિકાસ વધતા વધતા નિર્ભયતાને પરિણામે એટલે સુધી વિકસ્યો છે કે તેઓ પંથની કાંચળી ઉપરાંત, નાતજાતની કાંચળી પણ ફેંકી દે છે અને અજેયમલ્લ અખાડામાં છાતી કાઢીને ઊભો રહે તેમ સમાજ વચ્ચે નિર્ભય થઈ કહે છે કે તમારે બધાને કહેવું હોય તે કહેજો, અને વધારે પણ કહેતાં ચૂકશો નહિ. મહેતાની આ નિર્ભયતા ભક્તિ, તેમજ જ્ઞાનના એવા પરિપાકમાંથી જન્મી લાગે છે કે જ્યારે ઢેડ વરણે એમને કીર્તન માટે નોતર્યા ત્યારે મહેતાજીએ વિનતિને જરાય અવગણી ન શકયા, અને એમને લાગ્યું કે જે પ્રભુને યાદ કરે, ભજે તે જ બધા પ્રભુજન. એમણે હરિજન શબ્દ આ જ અર્થમાં યોજ્યો. ગમે તે નાત જાતનો હોય પણ હરિ કે પ્રભુનો ભક્ત તે હરિજન અને એમાં ભેદભાવ હોઈ શકે નહિ. પ્રાચીનકાળમાં બુદ્ધ–મહાવીર ઉપરાંત બીજા અનેક સંતો થયેલા છે કે જેમણે જન્મગત ઉચ્ચનીચભાવની કલ્પનાને સર્વથા અવગણી છે. એટલું નહિ, પણ કેટલાકોએ તો એવો ભેદભાવ ટાળી સમાનવ્યવહારનું જીવન પણ ગાળ્યું છે. પણ વચ્ચે એક- એવો સમય આવ્યો કે જ્યારે જન્મગત ઉચ્ચનીચભાવ સમાજમાં ઊંડા મૂળ નાખતો ગયો, એટલે લગી કે જૈન જેવા, જન્મસિદ્ધ ઉચ્ચનીચભાવને ન માનનાર સમાજો પણ વ્યવહારમાં પોતાના સિદ્ધાંતથી ચલિત થઈ ગયા. નાગર જેવી ઉચ્ચ ગણાતી જાતિમાં જન્મવું, વૈષ્ણવ જેવા ચોખલિયા સંપ્રદાયમાં પોષાવું અને ઉચ્ચનીચપણાના સંસ્કારવાળા અનેક સમાજો વચ્ચે રહેવું અને છતાં એક તડાકે કહી દેવું કે મારે મન વર્ણના ભેદ વિના ભક્ત હોય તે

બધા સરખા છે. હરિના ભક્તોમાં ભેદ કરવો એ હરિના સ્વરૂપમાં જ ભેદ કરવા બરાબર છે. આવી એમની જાતિ-વાડા સામે જેહાદ. તે કાળમાં કોઈને ક્રિશ્ચાનિટીનો પરિચય ન હતો, અને પાશ્ચાત્ય સંસ્કારોની તો વાત જ ન હતી. એ સ્થિતિમાં આવી નિર્ભયતા માત્ર વિચારમાં જ નહિ, પણ આચાર સુદ્ધામાં દર્શાવવી તે એક ઉચ્ચ કોટિના ભક્ત અને જ્ઞાનીનું જ સૂચક છે.

મહેતા પંથ અને સંપ્રદાયના બાહ્ય ખોખાંને લક્ષીને પણ કૃષ્ણભક્તિને ગાય છે. આંતરિક સંસ્કારનો વધારે વિકાસ થયા પછી તેઓ એવા બાહ્ય ચિહ્નોને છોડી પ્રભુનાં ગુણને ઉદ્દેશીને પણ કૃષ્ણભક્તિ ગાય છે અને ધીરે ધીરે મહેતાના કૃષ્ણ એ બ્રહ્મનું રૂપ લે છે અને જ્યારે તે બ્રહ્મનું રૂપ લે છે ત્યારે એમાં રામ, કૃષ્ણ જેવા નામો આવવા છતાં સંપૂર્ણ અર્થમાં પંથભેદ ગળી જાય છે. મહેતાનાં પ્રભાતિયા તત્ત્વજ્ઞાનથી ઉભરાય છે. એમણે ઉપનિષદના બ્રહ્મતત્ત્વને, એવી નવનવી કલ્પનાઓ અને મોકળા મનથી, ભક્તિભાવે ગાયું છે કે એ પ્રભાતિયાં સાંભળનાર જાણે ગુજરાતીમાં ઉપનિષદોનો ધ્વનિ સાંભળતો હોય તેમ તેને થયા વિના રહેતું નથી.

પરંતુ મહેતાના વિકાસની આ ભૂમિકા એ તત્ત્વજ્ઞાનના વિકાસની ભક્તિમય ભૂમિકા છે, છતાં એ છેવટની નથી. બ્રહ્મ કે ઇશ્વર અતીન્દ્રિય છે. જીવ સ્વરૂપે પણ અતીન્દ્રિય છે અને અતીન્દ્રિય તત્ત્વ વિષે તત્ત્વજ્ઞોની કલ્પના, ભાષા, અને સંતવ્યો જુદા પડવાના. તેથી જ મહેતા પણ ક્યારેક કહે છે તત્ત્વનું ટૂંપણું તુચ્છ ભાસે છે. એ અદ્વૈત વેદાંતના ઉચ્ચ શિખરથી ગવાયેલા પ્રભાતિયાં સાંભળનાર ભેદભાવ અવશ્ય ભૂલી જાય છે, પણ ભેદભાવનું એ વિસ્મરણ જીવનગત થવું અને કરવું એ ભારે દોહ્યલું છે. મહેતાજીએ આ દોહ્યલું કામ પણ સોહ્યલું કર્યું એ એમની વિશેષતા. અને એ વિશેષતા આપણે 'વૈષ્ણવજન તો તેને કહીએ' એ પદમાં જોઈએ છીએ. જ્યારે જીવનગત પાયાના આચારનો પ્રશ્ન આવે ત્યારે કોઈ પંથ કે સંપ્રદાયમાં ભેદ રહેતો નથી. ભાષા ભલે જુદી જુદી હોય. અત્યારલગી મહેતાજીએ હરિજનની અને વૈષ્ણવજનની વ્યાખ્યા કાંઈક જુદે જુદે સ્વરૂપે કરી હતી, પણ આ પદમાં એમણે જે વ્યાખ્યા કરી છે તેમાં કોઇ પણ સાચા ધાર્મિક પંથનો મતભેદ સંભવતો જ નથી.

ઓગણીસસો ત્રીસમાં મીઠાનો સત્યાગ્રહ ચાલતો ત્યારે સવારે વહેલા વાનરસેના નીકળતી અને પછી તરુણ ટોળી નીકળતી. મેં એવી એક વહેલી સવારે આ ભજન એ ટોળીને મુખેથી સાંભળ્યું. તેમાં ગવાતું હતું કે 'જૈનજન તો તેને કહીએ જે પીડ પરાઇ જાણે રે' ઇત્યાદિ. આ ફેરફાર સાંભળી પહેલા તો આંચકો લાગ્યો, પછી જિજ્ઞાસા થઈ. મેં તે જ વખતે મારા એક મિત્રની કન્યાને પૂછ્યું કે 'વૈષ્ણવજન'ને બદલે 'જૈનજન' શા માટે બોલો છો? એણે તદ્દન સરળતાથી કહ્યું કે ભજનપદ તો બહુ ઉત્તમ છે, બધાને સાંભળવું ગમે છે. પણ જૈન સોસાયટીમા જૈનોને વૈષ્ણવ શબ્દ કરતાં જૈન શબ્દ સાંભળવો વધારે રુચે એટલા માટે અમને અમારા વડીલોએ આ રીતે ગાવા કહ્યું છે. એ કન્યાની વાત તદ્દન સાચી હતી. કારણ કે જેઓ શબ્દના સ્થૂળ અર્થમાં જ ધર્મ તત્ત્વ નીહાળે છે તેમને મન તો વૈષ્ણવ અને જૈન બન્ને જુદા. મને તે વખતે એ પણ થયું કે આ ભજન મુસ્લિમ સોસાયટીમાં ગાવું હોય અને મુસ્લિમોને સાંભળતાં કરવા હોય તો શું કરવું? તરત સૂઝ્યું કે પ્રાથમિક અધિકારીની દૃષ્ટિએ તો 'મુસ્લિમજન તો તેને કહીએ' એમજ બોલવું પડે અને ક્રિશ્ચિયનજન, શૈવજન, બૌદ્ધજન, યહુદીજન એવા જ પંથભેદ સૂચક શબ્દો ઉચ્ચારવા પડે

પણ આવા શબ્દ ભેદો ઉચ્ચારવા છતાં 'પીડ પરાઈ જાણે'થી માંડી આગળનો બધો પદભાગ તો ફેરવવાનું કોઇ કહે પણ નહિ અને કોઈ સાંભળે પણ નહિ, અને કહેનારને કહેવું પાલવે પણ નહિ. કારણકે દરેક જણ એટલું સમજે છે કે પરાઈ પીડ અનુભવવી અને બીજાના દુઃખમાં મદદ કરવી અને છતાં અભિમાન ન કરવું એ તો દરેક પંથ અને ધર્મના પાયાનો સિદ્ધાંત છે.

આ રીતે આપણે વિચાર કરીએ તો મહેતાજીએ 'વૈષ્ણવજન' શબ્દ વાપરી તમામ વિચારશીલ સંપ્રદાયોને માન્ય એવા સમાન આચારની ભૂમિકા ઉપર સૌને સમાન અને એક સરખા સ્થાપિત કર્યા. જ્યાં વસ્તુ એક હોય ત્યાં શબ્દભેદ વાદભેદનો વિષય હોઇ શકે નહિ, એટલે જેને જે રુચે તે શબ્દ વાપરે, પણ પરપીડા જાણવી, તેને નીવારવી ઇત્યાદિ પદગત બધી વસ્તુઓ તો સૌને માટે એક જ છે.

સેંકડો નહિ, હજારો વર્ષ થયાં હિંસા, મૃષાવાદ, ચોરી ઈત્યાદિના નિષેધો ઉપદેશાતા રહ્યા છે, લોકો સાંભળતા પણ રહ્યા છે, પરંતુ એ બધું સર્વ સાધારણ હોવા છતાં એમાં પંથભેદ અને સમ્પ્રદાયભેદ પણ એટલી જ ઊગ્રતાથી વર્તતો રહ્યો છે. આવી સ્થિતિમાં મહેતાજી 'વૈષ્ણવજન' શબ્દની એવી વ્યાખ્યા કરે કે જ્યાં પંથભેદ ગળી જાય એ મહેતાજીની પ્રતિભા, જ્ઞાનકોટિ અને ઈશ્વરપરાયણતાનું સૂચક વાસ્તવિક ચિહ્ન છે એમ હું સમજું છું.

પણ, અહીં બીજી વાત નોંધવી બાકી રહે છે જે મારે મન બહુ નવાઈ ઉપજાવનારી છે તે એ કે મહેતાજીની કૃતિઓ આજસુધી વૈષ્ણવપંથમાં અને ઇતરસાહિત્યિકોમાં વંચાતી, સંભળાતી અને ગવાતી હતી. અનેક પ્રકારનું સંમાન પણ પામતી રહી. કોઈએ એમની એક કૃતિને વખાણી તો કોઇએ બીજીને. પ્રભાતિયાં તો સૌને ગમ્યા; પણ હું જાણું છું ત્યાં સુધી ગાંધીજી પહેલાં એવો એકેય પુરુષ નજરે નથી પડતો કે જેણે મહેતાજીની સમગ્ર કૃતિઓમાંથી 'વૈષ્ણવજન તો તેને કહીએ' એ પદ તારવી મોખરે મૂક્યું હોય. આના કારણ વિષે વિચાર કરતાં એમ લાગે છે કે બીજા અભ્યાસીઓ સાંપ્રદાયિક દૃષ્ટિએ, ચમત્કાર દૃષ્ટિએ, સાહિત્યિક દૃષ્ટિએ, શાસ્ત્ર દૃષ્ટિએ, અને કવિત્વની કસોટીની દૃષ્ટિએ અભ્યાસ કરતા હોવા જોઇએ. જ્યારે ગાંધીજીની કસોટી આ બધાથી જુદી અને આ બધાથી ચઢિયાતી રહી છે. તે કસોટી ભક્તિ, જ્ઞાન, શાસ્ત્ર, ઇત્યાદિ ઉપરાંત જીવન જીવવાની કસોટી છે. ગાંધીજીને મન છેવટનું સર્વસ્વ એ હતું કે સાહિત્ય, કળા, કાવ્ય, શાસ્ત્ર એ બધું ખરું પણ જીવનમાં એ ન ઉતરે તો એ તો પાણીના પરપોટા જેવું અને જીવન જે જીવાય, જે રીતે જીવાય અને જે રીતે જીવવું જોઇએ એ જ ધર્મ અને મનુષ્યતાની અંતિમ કસોટી હોઈ શકે. આ કસોટી ગાંધીજીને પોતાનું જીવન ઘડતાં ઘડતાં સૂઝેલી અને તે કસોટીએ જ એમણે એ પદને મહેતાજીની કૃતિઓમાંથી તારવી વિશાળ જનસમુદાય વચ્ચે ફરતું મૂક્યું અને જે અભ્યાસીઓ ત્યાં લગીમાં આ પદ વિષે બહુ રસ ન ધરાવતા એ પણ એના રસમાં તણાયા. લોકોને મન થયું કે ગાંધીજી જે જાતનું જીવન જીવે છે તે જ આ ભજનમાં ગવાય છે. એટલે ભજનમાં ગવાતું જીવન, એ ગાંધીજીના જીવનનું પ્રતિબિંબ છે અથવા એમ કહો કે ભજનમાં ગવાતા સેવાલક્ષી અને સેવારસનું ભજન ગાંધીજીના જીવનમાં પૂર્ણરૂપે આવિષ્કાર પામ્યું છે. આજ કારણથી લોકો ગાંધીજી અને 'વૈષ્ણવજન' પદ બંનેને અભિન્નરૂપે લેખતા થઈ ગયા.

આજથી આર-ચૌદ વરસ પહેલાં હું કલકત્તા બાલીગંજમાં આવેલ પાર્કમાં ફરી રહ્યો હતો અને મારે કાન 'વૈષ્ણવજન તો' એ ભજનપદ પડયું. મેં ધાર્યું કે આ ગુજરાતી

ભજન ગુજરાતીને ત્યાં ગવાતું હશે, બંગાળી તો એ બહુ સમજે નહિ અને કદાચ ગાય પણ નહિ. બહુ તો કોઈ મારવાડી હશે. પણ તપાસ કરતાં માલૂમ પડ્યું કે એ ભજન બંગાળીને ત્યાંજ ગવાતું અને સંભળાતું, અને તે પણ રોજ. રેડિયો દ્વારા ગવાય પણ જો એમા રસ ન હોય તો એ શાને સાંભળે? જે બંગાળની વાત તે જ બીજા અગુજરાતીભાષી પ્રાંતોની વાત. ગાંધીજીએ પોતાના જીવન દ્વારા માનવધર્મ સૌને સુલભ કર્યો અને એના એક માધ્યમ લેખે 'વૈષ્ણવજન' એ પદને પણ સુલભ કર્યું.

મહેતાજીની વિશેષતા એ પદમાં મારી દૃષ્ટિએ મૂર્ધન્ય સ્થાને છે. ગાંધીજીની વિશેષતા એ પદ-દ્વારા માનવોને જીવનની સાચી કળા શીખવવામાં રહેલી છે. આ રીતે મહેતાજીએ જ કદાચ સૌરાષ્ટ્રમાં ગાંધીજી રૂપે અવતાર લીધો હશે. એમણે નિર્ધન અને નાગર જાતમા અવતાર ન થાય એવી માગણી તો કરેલી. ગાંધીજીએ પણ છેવટ સુધી કહ્યું કે મારો જન્મ હરિજનને ત્યાં થાય. આમ કહી બનેએ માનવતાને ઊંચે ચડવાનું સોપાન સૂચવ્યું છે એમ મને લાગે છે

---

## ભાલો લાગે

પ્રભુ, તોમા લાગિ આંખિ જાગે;
દેખા નાઈ પાઈ
પથ ચાઈ,
સેઓ મોને ભાલો લાગે.

ધૂલાતે બસિયા દ્વારે
ભિખારી હૃદય હા રે
તોमारि કરુણા માગે.
કૃપા નાઈ પાઈ
શુધુ ચાઈ,
સેઓ મોને ભાલો લાગે.

આજિ એ જગતમાઝે
કત સુખે કત કાજે
ચલે ગેલ સબે આગે.
સાથિ નાઈ પાઈ
તોમાય ચાઈ,
સેઓ મોને ભાલો લાગે.

ચારિ દિકે સુધાભરા
વ્યાકુલ શ્યામલ ધરા
કાંદાય રે અનુરાગે.
દેખા નાઈ નાઈ,
વ્યથા પાઈ,
સેઓ મોને ભાલો લાગે.

## મીઠડું લાગે

પ્રભુ, નેણાં તમ શું જાગે;
ભાળું નહી મુખ રૂપાળું,
પંથ નિહાળું
એ ય મને મીઠડું લાગે.

ધૂળમાં બેસી બા'રે
ભિખારી હૈયું આ રે
તમારી કરુણા માગે.'
કૃપા ન પાઉં,
તમને ચાહું,
એ ય મને મીઠડું લાગે.

ભર્યા આ ભવમાં આજે,
કંઈ સુખલાભને કાજે,
સરી ગયા સઘળા આગે.
સૂના આ સમે
ગમતા તમે,
એ ય મને મીઠડું લાગે.

ચારે કોર અમી-રસાળી,
ઝામકા તલસે કાળી,
આંસુ છલકે અનુરાગે.
સંતાયો ક્યાં સાથીડા!
પામતી પીડા,
એ ય મને મીઠડું લાગે.

કવિગુરુ ટાગોર [ગીતાંજલિ] અનુવાદક મકરન્દ દવે

# મારા નામરાશી

સ્વામી આનંદ

ત્રણ ચાર તો સાધુ આલમમાં મેં ય જાણ્યા છે. પણ સાચો તેટલો જ મીઠો સંબંધ તો તેના એકની જ જોડે મારે ત્રીસેક વર્ષોથી રહ્યો છે; અને તે સ્વામી રામતીરથના શિષ્યો તરીકે ઓળખાયેલાઓમાંના એકના એક હજુ હયાત ઉત્તરકાશીવાળા બુજરગ આનંદસ્વામી જોડે. હવે તો એંશી ઉમર વટાવીને સાવ જઈફ થઈ ગયા છે.

ચાર વરસથી હું ઉત્તરકાશી ગયો નહોતો. વચમાં મૂત્રપિંડ ગાંઠની વાઢકાપ વગેરે મારા પર ગુજર્યાં. ૧૯૫૯ને ઉનાળે કૌસાની ગયો. પણ એ મોસમ ગંગોત્રી ઉત્તરકાશી જવા બહુ પ્રતિકૂળ; જાત્રાળુઓની ભીડ અને ગંદકી આખી વાટે હોય. તેથી મનના ઘોડાને ખાળીવાળીને પાછો આવ્યો.

ઓગુસાલ જવું જ હતું. પહાડોની જાત્રા માટે 'માસાનાં માસો' આસો-અક્ટોબર. વરસાદ વીત્યા હોય; ટાઢ હજુ શરૂ ન થઈ હોય; આકાશ નિરભ્ર, તલપૂર વાદળું ક્યાંયે ન રહ્યું હોય; પહાડ પથ્થર જંગલ વનરાજીઓ બધાં ચોમાસું નહાઈ નિખેરાઈ ચોખ્ખાંફુલ થઈને તડકે માથાં સૂકવી રહ્યાં હોય. અનંતની મેરુસમી આભઊંચી બરફમાળાઓ સ્વચ્છ સૂર્યના તેજપુંજમાં દૂધનાં અંઘોળ કરતી ઊભી હોય. માણસો દૂરથી પણ એટલી નજીક ભળાય કે જાણે હાથ લાંબો કરીને અડી લઈએ!

મોટર સડકો પણ હવે ઠેઠ ઉત્તરકાશી લગી પહોંચી ગયાનું મેં સાંભળ્યું હતું. પણ ચોમાસા પછી હજુ બસ સર્વિસો ચાલુ થઈ નહોતી. તેથી પ્રથમ કૌસાની-નૈનીતાલ ભણી જઈને હું દેહરાદૂન રીશીકેશ આવ્યો ત્યારે અક્ટોબર ઊતરવા આવ્યો હતો.

દૈવજોગે એ જ દિવસોમાં, લોકોએ માન્યું તેમ રશિયાના અણુપ્રયોગોથી કે ગમે તે કારણે, પણ પહાડોમાં એકાએક કવેળાના વરસાદ પડ્યા, ને ઠેર ઠેર બરફ પડ્યાં. એકદમ આકરા શિયાળાની ટાઢ પડી. આવુ થયેલી મોટર સર્વિસો પણ ક્યાંક ક્યાંક થોડાં દિવસ ખોરવાઈ ગઈ. આમ નવેમ્બર આરંભે જ હું ઉત્તરકાશી પહોંચ્યો.

ઉત્તરકાશી ગંગોત્રીની વાટે આવેલું ઉત્તરાખંડ (ગઢવાલ)નું સાધુસંતોનું ધામ; સાધુસંન્યાસી જોગી-જતિ તપસ્વીઓનું નિવાસસ્થાન. હરદ્વાર-રીશીકેશથી ૧૦૦ માઈલ પહાડોની માંયલીકોર, ને ગંગોત્રીથી ૫૬ માઈલ આમનીકોર, અધવચ રસ્તે આવેલું છે. ચોમેર ફરતી પર્વતમાળાઓની વચમાં હથેળી જેવા માઈલ લાંબાપહોળા મેદાનમાં કાશીની જેમ જ અહીં પણ ઉત્તરવાહિની ગંગા જોવા મળે છે; તેથી ઉત્તરાખંડનું કાશી કહેવાયું.

વહેલી વયેથી જ મારે આ સ્થાન જોડે ઠીક જેવો ઘરોબો બંધાયેલો. અવારનવાર તક મળે કે દોટ મેલું. અહીંના સંત-મહાત્માઓના સમાગમનો લોભ હંમેશનો. રીશીકેશથી ૧૦૦ માઈલની પગવાટ ચાલી ચાલીને એકેએક ડુંગર પર્વત, ચડાઈ ઉતાર, ગામેગામ, ઝરણાં, વળાંક, ખો-કોતર, બધું પગહેઠળનું થઈ ગયેલું.

પણ હાય રે કમબખ્તી! છેલ્લાં બે વરસથી ઉત્તરકાશી જિલ્લામથક થયું, ને હવે ઠેઠ લગણ મોટર બસો દોડવા લાગી! ચીનાભાઈઓના 'હિંદી-ચીની ભાઈ ભાઈ' વાળા બંધુપ્રેમને પરતાપે બરફમાળાઓની સરહદ સુધી ખાખી ડગલાવાળા સૈનિકો ને સરકારીઓની ગાડીઓની, તથા જાહેરબાંધકામ ખાતાવાળાઓની જીપોની, સમગ્રાસપણ વચ્ચે સાધુદુનિયાં બીચારી ગૂંગળાઈ ગઈ છે.

આમ હું નીકળ્યો, તો હતો 'ઠેઠ સુધી મોટર'ના હોંશ-ઉમંગમાં, પણ સપડાયો ધૂળ અને ડીઝલ ધુમાડાની ચિકાર ડમરી વચ્ચે વન-વે ટ્રાફિક દોડળ દસ વીસ વારને અંતરે એક પાછળ એક ચાલતી મોટર બસોની વણઝારમાં!

અને રસ્તા! એટલે અમારી જૂની પ્યારી અગાશીઓને જ મારી હાંકીને ચચ્ચાર ફૂટ પહોળી કરી, મોટાં અટાનડગળાં તેટલાં નીચે ગંગામાં ગબડાવી દઈ, બાકીનો ખેરો બધો જેમનો તેમ ત્યાંનો ત્યાં પાથરી દીધેલો! આવી રૂપાળી 'સડકો' પર અગિયાર કલાકે ૯૫ માઈલ મુસાફરી કરતાં આભના તારા ભાળ્યા; ને પાછા ફર્યા બાદ પૂરા ૧૦૦ કલાક માથામાં એવા તો ચસકા ઊઠ્યા કે બે વરસ પરની વાઢકાપ વેળાની પીડા પણ ભૂલાઈ ગઈ!

પણ વીતક વાત કોરે રહું. હું તો મારા નામેરીનાં રૂપગુણ શિક્ષાપત્રી સંભળાવવા બેઠો હતો.

૧

શામ વરણ, ઠીંગણું કદ, ગોઠે શીશીનાં વણ. મારાથી પાંચ સાત આઠ વરસે વડીલ. દાયકાઓથી ઉત્તરકાશીમાં સ્વ૦ સ્વામી તપોવનજીની કુટિયાની લગોલગ વસે છે. સામે પચાસ વાર છેટે ધસમસતી ગંગાનાં રાતદિવસ દર્શન અને ઘૂઘવાટ અહીં વસનારનાં ચિરસંગી છે.

અગાઉ ઘણાખરા વડા સાધુઓની જેમ એઓ પણ વરસમાં છ માસ ગંગોત્રી જઈને વસતા. શિયાળે 'મેદાન' (દેશ)માં પણ કાનપૂર, કલકત્તા, મુંબઈ, રાજસ્થાન, દિલ્હી દેહરાદૂન સુધી જતા. ઉમ્મર વધ્યા પછી હવે વરસો થયાં ઉત્તરકાશી છોડી ભાગ્યે ક્યાંયે જાય છે.

એંશી ઉમ્મર વટાવી ગયા છતાં હજુ લાકડીને ટેકે હળવેહળવે ચાલતા માઈલ છેટે અન્નક્ષેત્ર સુધી ભિક્ષા લેવા જાય. આસપાસ વસતા નાના સાધુઓ ઝીણી મોટી ટહેલસેવા કરવા તલપાપડ હોય; પણ તેમની ઓફરો નકારે, ને જાતે જ પોતાનું બધું કરી લેવાનો આજે પણ આગ્રહ રાખે. વીંછી ડંખ દે એવા ઠંડાં ગંગાપ્રવાહમાં ઘૂંટણપૂર ઊભા રહી એક બે ડૂબકી મારે. કૌપિન, અંચળો અંગોછો જાતે ધોઈ લે. ભિક્ષાપાત્ર પોતાને હાથે સાફ કરી આરસી જેવું રાખે. પગ ફાટીને ચીરા પડતા અટકાવવા કંતાનની સ્લીપર પહેરે. તેને જાતે લૂછીપૂંછી સાફ રાખે. ટચુકડી કુટિયામાંની ટાપટીપ સ્વચ્છતા ને ગોઠવણી જોનારને મુગ્ધ કરી મૂકે. પણ બે માણસ બેસે એટલી જગાને અભાવે મળવા આવનારને મોટે ભાગે નાનકડા આંગણાની હરિયાળી પર જ લાંબા વાળવાળું બકરાના ચામડાનું આસન નાંખી બેસાડે; કાં પેલાને ઉતારે જ સામા મળવા જાય!

કુટિયા પર મળવા આવનાર આગંતુકને આમ નવાજે:

"ભલે પધાર્યા. બેગો. કહો. પૂછો. ફરમાવો. સાથે સાથે એક મહેરબાની કરજો. કૃપા કરીને તમારું નામઠામ ન કહેતા; ને અહીંથી ગયા પછી ભલા થઈને આ મુલાકાતની યાદદહાસ્તો આપીને કાગળ ન લખતા. એ બે વસ્તુ જીરવવા યાદ રાખવાનો ખમ આ બૂઢાની ગાંઠે હવે નથી રહ્યો.' પછી કહેશે, 'હું વિચિત્ર માણસ લાગું છું', ખરું? ભલે તેમ ગણજો. છતાં મારી અવસ્થા સામું જોઈને કૃપા થજો; ને મને સાંખી લેજો.

તુલસી યા સંસાર મેં ભાત ભાત કે લોગ!

"ચાલો ત્યારે, ચલાવો હવે તમારી દાસ્તાન. અથવા મારી. અહીં પહોંચી ગયા છો એટલે ટોસ તમે જીત્યા છો!"

૧૯૩૩ પછી સ્વ૦ તપોવનજી જોડે મારે સંપર્ક થયો ત્યારથી જ આમના સમાગમમાં પણ હું આવ્યો. સંબંધ વધ્યા પછી જૂનીનવી યાદમાંથી એમ પણ જાણવા મળ્યું કે પહેલપ્રથમ તો મેં એમને, વીસમી સદીના શરૂના દાયકામાં તેઓ વિલાતથી તાજા જ પાછા ફરેલા ત્યારે, મુંબઈમાં ક્યાંક ઝડવઝડ જોએલા. તે વખતે મને શી ખબર કે આ સંન્યાસીના પારાવાર પ્રેમ અને મમતાનું ભાગ્ય અરધી જિંદગી લગણ મને સાંપડવાનું છે?

પણ કોણ જાણે કયા ભાગ્યબળે એમની અમી નજર અને મમતા લગભગ છેલ્લા ત્રણું દાયકાથી એકધારી મારાપર વરસતી રહી છે. નજીક હોઉં કે દૂર, હમેશ મારી ખબર રાખે. પૂછા કરે. કાગળ લખે. જવાબ દે.

નાની વયેથી જ સાધુ દુનિયામાં ગરક થઈ

ગયેના, તેથી ભજુના મારી જેમ જ કૂતરા ખડ ખાય તેવુ પણ શાસ્ત્રશ્રવણ અને સત્સમાગમને બળે બહુ શ્રુતના અને પાશતર ગજાના સંસ્કૃત અગ્રેજી ઓછા હિંદીજોઈ બહુ જાણે ફારસી પણ ખાસુ શાસ્ત્રોના જેટલા જ સાહિત્યના વાચન અને મરમી

વઢેકી જુવાનીમા જ સ્વામી રામતીરથના જીવન અને દર્શનની ઊડી અસર કેળ આવેના કઠેક હવીલા ને મનસરી, તેથી ગુરુ જોડે જિદ કરીને વેનાત લગણ પણ આપમજો જઇ આવેના થોડા વર્ષોમા ગુરુને ગુમાવી બેઠા ત્યાર પછી જ ગુરુના જીવન અને ઉપદેશનો મર્મ સમજાયો, ને આત્મગ્લાનિમા ડૂબ્યા કાજે કરીને એ ગ્લાનિ ઓસરી, ને ભક્તિ પ્રગટી

રોજ સવારે બ્રાહ્મમુહૂર્તે ઊઠીને ધ્યાન ભજન પ્રાત કર્મથી પરવારીને કુટિયાના ટચુકડા કમ્પાઉંડમા ખણુખોદ કરતા ગાતા હોય

ગુરુને દીની મોહે અજબ જડી।
નો જડી મોહે પ્યારી લગત હૈ, અમૃત રસન ભરી
પાનો નાગ પ રીમો નાગિન, સૂંઘત તુરત મરી ગુરુને૦

*

સાધુ વસાહત બસના થોભાથી માઇલ દૂર અધારે મોડી રાતે પહોંચેનો એટને જો કે બાસ્તુમા જ હતા, છતા એટલી રાતે એમને કેમ ખનેન કરુ? પણ સવારે પહો રીતે એમની ભાષામા હુ જ 'ટાસ' જ્યો પહેરવાર ‌ર્યુ જોયા વગર પગે બાઝી રહ્યો કહે,

'અરે, ઊઠો ભઇ! કૌન ચાર બરસ ઔર ઐસી કાટકૂટ કી બીમારી કે બાદ આ મિલે, યહી ભગવાન કી બડી દયા હૈ ઊઠો જનેયગે રહો તુમારી ઉમર દરાજ (નામી) હો.'

'ના મહારાજ' બના થઈને એવો આશીર્વાદ દેજો મા જીવનુ જ હવે તો મહા વસમુ થઇ પડયુ છે રોજ ઊઠીને પોતાથી નાના અજ્જોને મેદા આગળ થઈને ચાલી જતા જોવા' લાબી ઉમર મહાશાપ છે '

'હા ભાઇ' માના કિ શાપ હૈ, આફત હૈ. લેકન અપને હાથ કી બાન થોડી હૈ! મિજાજપુરસી કરને વાલા (ખેરિયત પૂછવાવાળો) તો ઔર હૈ વહ પૂછેગા, કહેગા, 'ભઈ! ચલો,' તબ કી બાત હૈ ન? વહ જબ તક નહી પૂછતા, તબ તક હમારી થોડી ચલને વાલી હૈ?'

વળી કહે, 'હમ ભી ઇસ બાત પર કાફી દિન પરેશાન રહે રોજમર્રા ભગવાન સે યહી માગતે રહે લેકિન વહ ભી તો કમબખ્ત માને તબ ન? હાર ગયે ફિર ઝૌક કી શાયરી યાદ આઈ! ઉસ કા શેર રટ રટ કર ખાસે પક્કે બન ગયે

લાયી હયાત આયે, કઝા લે ચલી ચલે
અપની ખુશી ન આયે, ન અપની ખુશી ચલે ...

(લાખો અજીજ સૈંકડો અહબબ મર ગયે
અબ દેખ ચલકે રૈદરે કિસ કિસ કી ગોર પર?)

કૌસાની નૈનીતાલ જઇને આવ્યો એ આનજી કહે,

'ડાક્ટર માયાદાસજી ક કયા હાલ હૈ?'

'બુરા મેરી હી બીમારીને ઉન કો ઘેરા હૈ અસ્પતાલ મે હૈ બદન કી કમજોરી ઈતની હૈ કિ કોઇ સિવિલ સાર્જન ઉનકા ઈતના બડા આપ્રેશન જદ કરને કી હિમ્મત શાયદ હી કર સકે '

બુરી ખબર સુનાઈ ભગવાન હી એક સહારા હૈ ભલા બુરા સબ કા દાના ઉસી કે જિમ્મે હૈ મમ્જકમ ઉન કો દેહકષ્ટ સે બચા લે, તો ભી ગનીમત હૈ કહી ગાના લાગ્યા

તન ધર સુખિયા કોઈ ન દીખિયા
જો દીખિયા સો દુખિયા હો,
ચાલ પરત રંક ધની નર
અનમાબમ વા સુખિયા હો.

જોગી દુખિયા જગમ દુખિયા
તપસી કો દુખ દૂના હો
આશા ત્રિસ્ના સબ કો બ્યાપે
કોઈ મહલ નહી સૂના હો

સચ કહુ તો કોઈ ન માને
જૂઠ કહા નહી જાઈ હો
બ્રહ્મા બિસ્નુ મહેસર દુખિયા
જિન યહ રાહ ચલાઈ હો.

અવધૂ દુખિયા, ભૂપતિ દુખિયા
રંક દુખી ધર રીત* હો;
કહત કબીર સુનો ભાઈ સાધો!
મનવા સુખી મન જીતે હો.

'અચ્છા ભાઈ! ખુશ રહો. પાસે રહો. અરસે બાદ આયે. અબ તો ટિકોગે ન?'

'જી મહારાજ, ડૉ. માયાદાસજી કે આપ્રેશન પર મુનહસ્સર હૈ દેહરાદૂન જા કર તાર કી ઈન્તજાર કરની હૈ. વર્ના ભગવન્ કે ચરનોં કો છોડ ઔર કહીં ભી જાને કો જી નહીં કરતા.'

'અજી, ચરનોં મેં ક્યા ધરા હૈ? કહો, ગંગા માઈ કો છોડ કર જાને કો જી નહીં કરતા.'

કહી સ્વામી રામનું પ્રસિદ્ધ ગીત ગાવા લાગ્યા. કુટિયાની સામે જ નળ. ઝારી લઈ આંગણાંનાં ફૂલ-ઝાડ સીંચવા માંડયાં હતા:

નદિયાં દી[1] સરદારો ગંગા રાની!
સાનૂં[2] રખ જિંદડી[3] દે નાલ,[4] ગંગારાની!
તેરિયા લૅહરૈં[5] રામ અસ્વાર, ગંગારાની!
સો સો ગોતે[6] ગિનગિન માર, ગંગારાની!
કદે[7] વાર[8] કદે પાર,[9] ગંગારાની!

ઝારી ભોંય મેલી પાસે આવીને કહે,

'હમ તો ભઈ! રામ કી દયા સે સબ ઝમેલે સે બરી હૈ':

ન બાપ બેટા, ન દોસ્ત દુશ્મન,
ન હમ હૈં આશિક સનમ કિસી કે;
અજબ તરહ કી હુઈ ફરાગત,
ન કોઇ હમારા ન હમ કિસી કે!

જરા રહીને વળી કહે.

'લેકન ભઈ! આખિર સચ હી તો કહતે હો. ઈન્સાન ચાહે કુછ ભી કરે, દોસ્ત દુશ્મન દુનિયાંદારી કિસી ન કિસી શક્સ મેં મરતે દમ તક ઉસ કે પીછે લગે હી હૈં!'

'લેકન,
મંજલ તો દૂર હૈ, જાના જરૂર હૈ!'

આ તો હતી ધૂળભેટ; જો કે હું રાતનો આવ્યો હતો.

એક બે બીજા સંત મહાત્માઓનાં દર્શન કરી, સ્વ૦ તપોવનજીની કુટિયા પર થઇ, કૈલાસ આશ્રમ, રુદ્રાવાસ થઈ વળ્યો, ત્યાં દસ વાગ્યા; ને લાકડીને ટેકે વાંકા વાંકા અન્નક્ષેત્રની વાટે ભિક્ષા કરવા ધીમે ધીમે જતા વળી મળ્યા:

ૐ નમો નારાયણ, ભગવન્!

'ઓરમ્! કાં, પૃથ્વી ગોળ જ છે ને!'

'ગોળ તો કે'દા'ડાની હતી ભગવન્! હવે તો એકદમ તંગ (સાંકડી) થઇ ગઈ! એકબીજા જોડે ભટકાયા વગર ભાગ્યે ચલાય છે!'

'તભી તો ઘડીભર મેં ફિર સે ટક્કર હો ગઈ! શુકર હૈ, ટક્કર નેકુલર બમ* કી નહીં.'

મુક્ત હાસ્ય.

૨

ચાલુ સદીના આરંભમાં પૂરો એક કે દોઢ દાયકો એવો ગયેલો જ્યારે આપણા દેશમાં બે અડીખમ પેગમ્બરો વિવેકાનંદ અને રામતીર્થ પાક્યા, જેમના નવા વેદાંતની રજૂઆત પુસ્તકોના રૂપમાં પહેલવહેલી પ્રાન્તેપ્રાન્તમાં થઈ. આની અસર તે કાળે દેશના એકેએક શિક્ષિત હિંદુપર (અને કેટલાક દાખલાઓમાં અહિંદુઓ પર પણ) કંઈક આજના અણુબોંબ જેવી થયેલી.' રોમેરોલાં જેવા વિચારવંતે લખ્યું છે કે બંગાળની ક્રાંતિકારી ચળવળોના પાયામાં વિવેકાનંદે પ્રજાકીય જડતા ઉપર પ્રહારો કરીને દેશ આખામાં આણેલી જાગૃતિ તથા સાંસ્કૃતિક નવોત્થાનનું જોમ હતાં. સ્વામી રામતીર્થના ઉપદેશો અને કવિતા પણ આ દેશના સાધુસંત ફકીર ઓલિયાઓની ઊંચામાં ઊંચી પરંપરાને દીપાવે એવાં હતાં. આ બેઉ સાધુઓએ પ્રજા આખીને નક્કર જમીન પરથી પગ ખેસવી

* ખાલી. જેમનાં ઘર ખાલી છે એવા ગરીબ.
૧. ની ૨. અમને ૩. જિંદગી ૪. સગોલગ ૫. મોજાં ૬. ડૂબકી ૭. કયારેક ૮. આ પાર ૯. સામે પાર.

* ન્યુક્લીઅર બૉમ્બ.

નાંખે એવા આત્મજ્ઞાનની ખુમારીમાં ઝબોળીને ઘેઘૂર કરી મૂકેલી.

તેમાં ય વિવેકાનંદની અસર અંગ્રેજી ભણેલા વર્ગ પર અને રામતીર્થની અસર પ્રાન્તેપ્રાન્તની ગામઠી નિશાળે ભણેલ પ્રાકૃત પ્રજાપર વિશેષ પડી. અસંખ્ય મહેતાજીઓ દુકાનદારો, ગુમાસ્તા અને સામાન્ય લખી-વાંચી જાણનારા લોકોનાં જીવન મસ્ત પ્રેરણાથી એણે તરબોળ કર્યાં; અને ઋષિ દયાનંદના આર્યસમાજી અનુયાયીઓની જેમ ત્યાગ અને સેવાની અદમ્ય ધગશથી ભરી દીધાં. એવા શિક્ષકો, સંન્યાસ ચાલકો, સેવકો તેમજ કાર્યકર્તાઓને મેં જિંદગીભર જોયા, જેમને સ્વામી રામના ઉપદેશો અને કવિતામાંથી વહેલી વયે મળેલી પ્રેરણાનું ભાથું જિંદગીભર પહોંચ્યું; અને જેમણે ભરપૂર કૃતાર્થતા પૂર્વક સહજભાવે એકધારી જનસેવામાં પોતાની ત્યાગ અને પરાયણતા-પ્રધાન જિંદગીઓ પૂરી કરી.

ઉત્તરકાશીના મારા આ નામરાશી મૂળે એજ પ્રેરણાના કેફમાં પડીને ભાગ્યબળે સ્વામી રામના પ્રત્યક્ષ સંપર્કમાં આવેલા. મૂળે જ કંઇક ઉચ્છૃંખળ પ્રકૃતિના. તેમાં વળી સ્વામી રામ સમા આઝાદ ગુરુની પ્રેરણા, જેને રામે પોતાએ 'જલદ શરાબ' (strong wine) કહી છે, મળી. પછી પૂછવું જ શું? આનંદ સ્વામી નામને તખલ્લુસ જોડ્યું 'ખુદમસ્ત,' ને ગુરુના અનુકરણમાં **R.S. (Rama's own Self)** આદ્યાક્ષર જોડી 'આર. એસ. આનંદ સ્વામી, ખુદમસ્ત,'ને નામે ઓળખાયા. આ મસ્તીની ખુમારીયે એમને જિંદગીભર ઘેઘૂર રાખ્યા છે:

> ન જીને સે ઇશ્કત, ન મરને કા ડર
> સમઝ સોચ કર, હો ગયે બેફિકર!

એમની ગુરુભક્તિ શ્રી રામકૃષ્ણના ચરિત્રકાર મ. (માસ્ટર મશાઈ)ની જ યાદ અપાવે. અરધી સદીથી વધુ કાળ વીતી ગયા છતાં આ જઈફ સંન્યાસી માસ્ટર મશાઈની જેમ હજુ આજેય સ્વામી રામના જ કાળમાં જીવે છે, એમ પાસે જઈને બેસતાં વેંત તમને લાગે. બેસો તેવા જ, નિકટના હો તો કુશળ પ્રશ્નોનો પણ શિષ્ટાચાર કર્યા વગર જાણે ગઈકાલની વાત કરતા હોય તેમ, રામ બાદશાહની તે કાળની વાતો શરૂ કરી દે! કર્યે જ જાય. પા કલાક બેસો, બે કલાક બેસો. ન કદિ એમની વાતો ખૂટે, ન એમને જ મોઢેથી અગાઉ સાંભળેલી વાતો સાંભળતાં તમે કદિ થાકો; ભલે ને સાતમી વેળા એ ની એ વાત તમને સંભળાવતા હોય! માંય અંતરની ભક્તિનિષ્ઠાનો રસ એવો તો ભીંચાતો જતો હોય કે તમને રસના ઘૂંટડા જ આવે:

> પી લે રે પ્યાલા, હો મતવાલા!
> પ્યાલા પ્રેમ હરિરસ કા રે...
> ધ્રુવને પીયા પ્રહેલાદને પીયા
> પીયા તે રોહીદાસ રે
> મીરાં કબીરને છક છક પીયા
> ઔર પીવન કી આસ રે પી લે રે૦

સ્વામી રામના જીવનની, કારમી ગરીબીમાં એમના વિદ્યાભ્યાસની, એમની ઝળહળતી યુનિવર્સિટી કાર-કિર્દીની, એમના ત્યાગની, એમની શાયરી અને મસ્તીની, કુદરત તથા ગંગા ઉપરના એમના અનહદ અનુરાગની, નાની મોટી અસંખ્ય રોમાંચકારી ઘટના-ઓની, વાતો જ વાતો. એકમાંથી બીજી નીકળ્યે જ જાય, કલાકોને પાંખો આવે.

## ૩

સ્વામી રામના જીવનચરિત્રની વિગતો અરધી સદીથી ગુજરાતમાં જાણીતી છતાં કોઇને પણ આનંદ-સ્વામીને મોઢેથી ફરીફરીને સાંભળવી ગમે. પંજાબ ગુજરાંવાલા જિલ્લાના મુરાલીવાલા ગામના રહીશ તીરથરામ ગોસ્વામી પ્રસિદ્ધ સંત તુલસીદાસજીના વંશજ. મહા મેધાવી. અબજોના આંકડાવાળી રકમોના ગુણાકાર ભાગાકાર થોડી સેકંડમાં મોઢેથી જ કરી દેનાર ગજબના ગણિતી તરીકે શરૂથી જ તેઓ ઓળખાયા; યુનિવર્સિટીના અભ્યાસ બાદ ગણિતના અધ્યાપકનું પદ કેવું અનાયાસે એમને આવી વર્યું; ગણિત જેવો શુષ્ક વિષય ભણાવતાં પણ વિદ્યાર્થી-વર્ગને કેવા મંત્રમુગ્ધ કરી દેતા; પછી કવિતા, વેદાંત

ને મૂકીશાદના જીવાળ જિંદગીમા ળેડીને રામને ત્યાગ વૈરાગ્ય તરફ કેવા ખેંચી ગયા;—એ બધાનાં વર્ણન આવે

રામના અમેરિકાના પ્રવાસની વાતો કરતા પણ કદી ન થાકે સ્વામી રામ વિવેકાનંદની પછી એક દાયકો કે વધુ પાછળ, વિવેકાનંદના મરણ પછી ત્રણ ચાર વર્ષે, જપાન થેઇ અમેરિકા ગયેલા એમની મુનાકાત પણ ઊડતી મુલાકાત નહોતી. ખાસા બે વરસ જેટલું રહેલા. ને વિવેકાનંદની જેમ જ અમેરિકાના જુદા જુદાં રટેટોમા ઠેરઠેર ફરીને એમણે વેદાંત પ્રચાર કરેલો.

આ અમેરિકન સફર અંગેની એક બે કહાણીઓ હમેશા એમની પાસેથી સાભળવા મળે અમેરિકાથી વળના ઇજિપ્તથી હિંદ આવવા ઉપડવા અગાઉ કોઈ મુનાકાતીએ એમને કહ્યુ

'જોગાનજોગ પણ કેવો ખુશહાલ છે કે આપની જ સ્ટીમરમા હિંદનો વાઇસરાય લૉર્ડ કર્ઝન પણ હિંદ જાય છે'

'તમ તો જાને દો બેચારે કો તનહા-બેગાના (એકલો અટૂલો) હમ ન જાયેંગે'

'ક્યોં? ક્યા હુઆ?'

'અરે ભાઈ! એક હી જહાજ પર દો બાદશાહ કૈસે જા સકતે હૈ?'

અને પોતાનો પેસેજ સાથે જ કૅન્સલ કરાવી નાખ્યો! બીજી સ્ટીમરમા ગયેલા એમની બહુ જાણીતી

બાદશાહ દુનિયા કે હૈં મુહરે મેરી શતરંજ કે,
દિલ્લગી કી ચાલ હૈ સબ રંજ સુલહ વ જંગ કે।

વાળી કવિતા, કહે છે કે આ પ્રસંગે જ લખાએલી

અમેરિકામા એક જગાએ શ્રોતૃસમાંથી કોઇએ ઊભા થઈને એમને પૂછ્યુ

'પૃથ્વીનુ ગુરુત્વમધ્ય બિન્દુ કયુ?'

રામે તરત જ પોતાની છાતીપર આગળી મૂકી કહે, 'આ રહ્યુ!'

અજબગજબનો આત્મવિશ્વાસ. વેદાંતની આત્માનુભૂતિ રોમેરોમે વ્યાપી જાતેની જ્યા જ્યા ગયા ત્યા પોતાની અસાધારણ પ્રતિભાની અને વ્યક્તિત્વની તેવી જ જબ્બર છાપ એમણે પાડેલી.

*

બે વરસ જેટલું અમેરિકામા રહી, વિવેકાનંદની પેઠે જ હિંદુ જીવનદર્શન અને નવા વેદાંતનો ઠેરઠેર પ્રચાર કરી, ઠેરઠેર સ્વાગત માનપાન પ્રશસા કદર દાનીથી લદાઈને, પાછા હિંદ ભણી આવવા નીકળ્યા ત્યારે એમણે અમેરિકાના નિવાસ દરમ્યાન કરેલા કામો પ્રવૃત્તિઓના અહેવાલો, ભાષણો, ચર્ચાઓ વગેરેની વિગતવાર નોંધો, છાપાની કાપલીઓ, ઉતારા, સસ્થા સોસાયટીઓ, કેન્દ્રો તેમજ પ્રમુખ વ્યક્તિઓ જોડેની મુનાકાતો, વગેરેના તેમના પ્રશસકોએ કાળજીપૂર્વક રાખેલા રેકર્ડોની એક પેટી સ્ટીમર ઉપર તેમને સુપરત કરવામા આવી રામે બહુ સદ્‌ભાવ સૌજન્યપૂર્વક લાવનારાઓનો આભાર માન્યો. તેમને Rama's own Self કહી ભેટીને આશીર્વાદ આપ્યા પણ—

સ્ટીમર ઉપડ્યા પછી પેટીમર કાગળોમાથી પોતાના થોડાક મહત્ત્વના તાત્ત્વિક ભાષણો લખાણો કે અહેવાલો સિવાયના, ઠેરઠેરના સ્વાગત, માનપાન મેળાવડા, મુલાકાતો, કદરદાની પ્રશસાવાળા અહેવાલો, ફોટા તેમ જ છાપાની કાપલીઓવાળા તમામ કાગળો 'સમુદ્રાર્પણમસ્તુ'! મહાસાગરને તળિયે વામી દીધા' કહેવાય છે કે એમનુ બહુ ખ્યાતિ પામેનુ 'બરારે નામ' વાળુ કાવ્ય એમણે અમેરિકન કામગીરીના એ બધા રેકર્ડ દરિયામા પધરાવી દીધા પછી તુરત રચેલુ આ રહ્યુ એ·

બરારે નામ[1] ભી અપના
ન કુછ બાકી નિશાં[2] રખના
ન તન રખના, ન મન રખના,
ન જી રખના, ન જન રખના
મિલે ફિ ક્યા મદદ તુઝ કો
મદદગારાને-દુનિયાં[3] સે

1 નામમાત્ર પણ 2 ચિહ્ન 3 દુન્યવી મદદનીશોથી

આ તેમજ એમના મરણ પાછળ મળેલી લાહોરની જાહેર શોકસભાના પ્રમુખપદેથી કવિસમ્રાટ ઈકબાલે પોતે સ્વામી રામના ત્યાગ-વૈરાગ્ય તેમ જ કાવ્ય-પ્રતિભાને મુક્તકંઠે આપેલી અંજલિ, અને એમણે પોતે ખાસ રચેલું પ્રશસ્તિકાવ્ય, આનાં સાક્ષીરૂપ છે.

*

ગંગા હિમાલય અને કુદરત ઉપરના એમના બેહદ પ્રેમનો ઉલ્લેખ પાછળ આવી ગયો છે. આને લગતી સ્વામી રામની અસંખ્ય રચનાઓ તમને સંભળાવે. ગંગા પરનું રામનું બલિહારી જનારું વિખ્યાત કાવ્ય સેંકડો ગંગાભક્તોની જીભે આજે પણ રમતું હોય છે:

ગંગા! તેથી સદા[1] બલિહારે જાઉં![2]
લાખ્યામ સબ વાર કે ફેંકું[3]
બુદ્ધિ તેરી ધારા મેં બહાઉં;

ચિત્ત તેરી મછિયાં ચબ જાવેં
તુઝ મેં પડું તો તૂ બન જાઉં!
રમણ કરું તેરી રાત ધારા મેં,
નહીં તો નામ ન રામ ધરાઉં!

અને અંતે એ ગંગાના જ મસ્ત પ્રવાહમાં ટિહરી નજીક ભરઉમ્મરે એમણે પોતાનું શરીર વહાવી દીધું એ ઐતિહાસિક ઘટના જાણીતી હકીકત છે.

રામના કુદરત પ્રેમ, વૈરાગ્ય અને મસ્તીની એવી જ અનેક વાનગીઓ તમને પીરસે. એમના પ્રિય નઝીરને ટાંકે·

જંગલ મેં જોગી બસતા હૈ,
કભી હઁસતા હૈ, કભી રોતા હૈ
દિલ ઉસ કા કહીં ન ફઁસતા હૈ,
તન મન મેં ચૈન બરસતા હૈ

ખુશ ફિરતા નંગમનંગા[4] હૈ,
નૈનોં મેં બહતી ગંગા હૈ
જો આ જાવે સો ચંગા[5] હૈ,
મુખ રંગભરા મન રંગા હૈ

૧. તારા ઉપર, ૨. સો સો વાર મારી જાતને ન્યોછાવર કરી દઉં, ૩. ઓળઘોળ કરીને, ૪ ખુલ્લો ઉઘાડો; ૫. તંદુરસ્ત.

પાસ ઉસ કે પંછી આતે હૈં,
ઔર નદિયાં ગીત સુનાતી હૈં
બાદલ અશનાન[1] કરાતે હૈં
બિછ[2] ઉસ કે રિશ્તે-નાતે[3] હૈં

ગાતા મૌલા મતવાલા હૈ
જબ દેખો ભોલાભાલા હૈ
મન ઉસ કા ઉસ કી માલા હૈ
તન ઉસ કા એક શિવાલા[4] હૈ!

વળી,

જબ ઉમડા[5] દરિયા[6] ઉલ્ફત[7] કા,
હર ચાર તરફ આબાદી હૈ
હરરોજ મુબારકબાદી હૈ, ઔર
હર ઈક રાત દિવાલી હૈ

મરને મેં ભી ક્યા લજ્જત હૈ,
જિસ મુંહ[8] કો ચટક લગી ઇસ કી,
ઘૂંટે વહ શાહન્શાહી પર
સબ ન્યામત[9] દૌલત હૈ ફીકી!

અમેરિકાના મસ્ત કવિ વૉલ્ટ વિટ્મનની યાદ આપે એવી રામની રચના પણ સંભળાવે:

સબ બેદ ઓ દર્શન સબ મઝહબ,[10]
કુરઆન ઇંજિલ[11] ઔર ત્રેપટક,[12]
બુધ શંકર ઈસા ઓ મહમદ
થી રહન સહન સબ કી, બેશક
મુઝ મેં મુઝ મેં, મુઝ મેં મુઝ મેં!

થે કપલ કનાદ[13] ઓ અફલાતૂં[14]
અસ્પેંસર[15] કેન્ટ ઓ હૈમલ્ટૂં[16]
શ્રી રામ જુધષ્ઠર અસ્કંદર[17]
બિક્રમ, કૈસર અલ્લ્ઝબથ[18] આકબર
મુઝ મે મુઝ મેં, મુઝ મેં મુઝ મેં!

આવી જ જાતના આત્માનુભવથી ભરેલાં 'મન મસ્ત ભયા અબ ક્યોં બોલે?' વગેરે કબીરના પદો

૧. સ્નાન; ૨. વૃક્ષ, ૩ સગાંવહાલાં, ૪. શિવાલય, દેવમંદિર; ૫. ઉભરાય; ૬. નદી, ૭. પ્રેમ, ૮ મોઢાને, ૯. ઈશ્વરી દેણ, ૧૦. ધર્મ, ૧૧. બાઇબલ, ૧૨. ત્રિપિટક, ૧૩. કપિલ કણાદ, ૧૪. પ્લેટો, ૧૫. સ્પેન્સર, ૧૬. હૅમિલ્ટન; ૧૭. સિકંદર, ૧૮. ઈલીઝાબેથ.

પણ હમેશાં સ્વામી રામને મુખેથી સરતાં. એવું 'એમનું' એક અતિ પ્રિય પદ આ રહ્યું:

ભલા હુઆ હર બીસર્યો, સિર સે ટલી બલાય[1]
જૈસે થે વૈસે ભયે, અબ કછુ કહા ન જાય

મુખ સે જપું ન કર જપું, ઉરસે જપું ન રામ
રામ સદા હમ કો ભજે, હમ પાવે બિસરામ[2]

રામ મરે તો હમ મરે, હમરી, મરે બલાય
સતુરખા[3] કા બાલકા, મરે ન મારા જાય

મન ઐસો નિરમલ ભયો, જૈસો ગંગા નીર
પીછે પીછે હર[4] ફિરે, કહત 'કબીર' 'કબીર'।

નીલ આકાશની પાર્શ્વભૂમિ સામે ધોળાંફુલ બગલાંઓનું ઝુંડ ઊડતું જોઈને સમાધિ લાગી ગયાનો કિસ્સો શ્રી રામકૃષ્ણના ચરિત્રમાં આવે છે. સ્વામી રામ પણ કુદરત હિમાલય અને ગંગાની શોભા નિરખવા પાછળ દેહભાન ભૂલી જતા; મૂંગા બની જતા, કાં ઊંડામાં ઊંડી આત્માનુભૂતિની કવિતા એમને મુખેથી સરી પડતી. 'ગંગા! તૈથોં સદ બલિહારે જાઉં,' વગેરે એમનાં કાવ્યો એવી અનુભૂતિથી લદબદ છે. આ રહી એવી બીજી થોડીક કડીઓ:

ન હૈ કુછ તમન્ના[5] ન કુછ જુસ્તજૂ[6] હૈ
રહી કુછ ન હસરત[7] ન કુછ આરજૂ[8] હૈ

વળી,

યાર કો હમને જાબજા[9] દેખા
કહીં બન્દા કહીં ખુદા દેખા;

દિલ કો જબ ગૈર[10] સે સફા[11] દેખા
આપ કો અપના દિલરૂબા[12] દેખા.

જિસ ને હૈ જાત અપની કો જાના
આપ કો હક[13] સે કબ જુદા દેખા?

જબ સે દર્શન હૈ રામ કા પાયા
એ રામ! ક્યા કહૂં કિ ક્યા દેખા?

બલ્કિ યહ બોલના ભી તકલ્લુફ[1] હૈ
કિ હમને ઉસ કો સુના હૈ યા દેખા।

અનુભૂતિનું ફળ મૌન કહ્યું છે. રામતીર્થ આવી 'યતો વાચો નિવર્તન્તે' વાળી નિઃસંગ દશાએ પહોંચેલા. એ મનોદશાનું એમનું 'અલ્વિદા! ।મેરી રિયાઝી! અલ્વિદા!' વાળું વિદાયકાવ્ય પ્રસિદ્ધ છે, જેમાં એમણે પોતાના પ્રિય ગણિત શાસ્ત્ર (રિયાઝી) થી માંડીને 'પ્યારી રાવી' નદીને, ઘરકુટુંબી, બાળકો, દોસ્ત દુશ્મન, પુસ્તક-પાઠશાળા, શિયાળા-ઉનાળા, ભલાઈ-બુરાઈ તમામને, અને અંતે પોતાના દિલને, ખુદાને, અને ખુદ અલ્વિદા (વિદાય)ને પણ અલ્વિદા (વિદાય સલામ) કરી છે!

અને આવરદાનાં ૩૩ ચોમાસાં જોયાં ન જોયાં ને જિંદગીના ભર મધ્યાહ્ને સાચોસાચ એમણે દુનિયાની રૂખસદ લીધી. ટિહરી નજીક ગંગાકાંઠે જઈ રહેલા, ત્યાં અકસ્માત પોતાના પાર્થિવ દેહને પોતાની પ્યારી ગંગાના પ્રવાહમાં પધરાવી દીધો'

*

વિવેકાનંદ ૩૯ વર્ષની ટૂંકી વયે કેમ મૂઆ એનો એક અનોખો ખુલાસો ભગિની નિવેદિતા આપતાં. કહેતાં, કે આત્માનુભૂતિ પામેલા કેટલાક સંત પુરુષો કુદરત, માનવી તેમજ જીવમાત્ર જોડેની આત્મીયતામાં અતે ધગશ ધાલાવેલી (intensity)ને એક એવે તબક્કે પૂગતા હોય છે કે પછી દેહના પિંજરામાં સમાવું કે પૂરાઈ રહેવું એમને દોહ્યલું થઈ પડે છે; ને તેથી તેઓ વહેલામાં વહેલી તકે એ પાંજરું કે ખોળિયું ફગાવી દઈ આઝાદ થઈ જાય છે. આ ખુલાસો ચાહે તેવો ઓછો અધૂરો કે પૂરતો હોય, છતાં વિવેકાનંદ, રામતીર્થ, ખુદ ભગિની નિવેદિતા પોતે, તેમજ તાજેતર કાળના સાને ગુરુજી, વગેરેના અલ્પાયુષીપણાને કદાચ આવા દાખલાઓમાં ગણાવી શકાય.

સ્વામી રામે કોઈ સંસ્થા સોસાયટી મિશન કે મંડળ ન સ્થાપ્યું. પોતે સંસ્થા સંગઠન કે સંઘ

૧. બલા, આફત, ૨. વિશ્રામ, ૩. સંતો, સત્પુરુષો, ૪. શિવ, ઈશ્વર. ૫. તાલાવેલી, ૬. ખોજ, જિજ્ઞાસા; ૭. કોડ, અરમાન; ૮. વિનંતી, અરજ; ૯. જ્યા જગાએ; ૧૦-૧૧. જુદાઈથી મુક્ત, ૧૨. પ્રિયતમ; ૧૩. સત્યરૂપી પરમેશ્વર.

૧. સૂકો શિષ્ટાચાર.

પ્રવૃત્તિમાં ન માનતા. એકલમલ હતા, ને પ્રેરણા પ્રતિભાને બળે થનારા કામમાં કે પરિવર્તનમાં જ માનતા. બલ્કે એમ કહો કે તમામ સંઘ સંસ્થાઓને તેઓ પોતાનાં માનતા. અમેરિકાથી હિંદ પાછા ફર્યા બાદ વિવેકાનંદની જેમજ મુંબઈ, આગ્રા, મથુરા, લખનૌ, એમ ઠેરઠેર એમના ભવ્ય સ્વાગત થયાં; જેમાં હિંદુ, આર્ય, શીખ, બ્રાહ્મો, મુસ્લીમ, પારસી, ખ્રિસ્તી પણ ભળેલા. આ દરમ્યાન વિવેકાનંદની જેમ એમણે પણ કોઈ સંસ્થા કે મિશન સ્થાપવું એવી વિનંતીના જવાબમાં એમણે કહેલું: 'ભારત દેશમાં જેટલી સભા, સંસ્થા, સમાજો છે તે બધી જ રામની છે. હિંદુ, મુસ્લીમ, ઇસાઇ, પારસી, શીખ, સમાજી, બ્રાહ્મો, જે જેમનાં હાડમાંસ, લોહી, મસ્તક ભારતભૂમિના અન્ન-જળ ને નીમકથી પોષાયા છે, તે તમામ રામનાં જ હાડમાંસ અને પિંડ છે, ને રામ એમનો છે.'

એમના અનુયાયીઓમાં સ્વ૦ નારાયણ સ્વામી, હરિઓમ્ સ્વામી, વગેરે એકથી વધુ વ્યક્તિઓ વર્ષો સુધી એમની પાછળ એમના પટ્ટશિષ્યો તરીકે પ્રખ્યાત રહી. પણ ખુદ આનંદસ્વામીના કથન મુજબ વિધિવત્ સંન્યાસ દીક્ષા આપીને એમણે કોઈ પણ ચેલો એમની જિંદગીમાં કર્યો હોવાનું જણાતું નથી. એમ કરવું એ દેખીતી રીતે જ એમની પ્રકૃતિ તથા સ્વભાવની વિરુદ્ધનું હતું. આવા 'શિષ્યો' સ્વ૦ પ્રોફેસર પૂરણ અગર તો ખુદ આનંદ સ્વામી પણ એમના નિકટવર્તી પ્રશંસકો અને પ્રીતિભાજન વ્યક્તિઓ માત્ર હતા. જિંદગીભર એમણે એમને ગુરુ માન્યા, અને એવી ગુરુભક્તિ દ્વારા પોતાનો અનંત ઉપકાર સાધ્યો. આવો આ લહાવો પણ નાનોસૂનો નથી જ.

૪

આમ ગુરુના જીવન અને કવનની, એમની મસ્તી ખુમારીની, અવલોકન તેમ આત્માનુભૂતિની, એક ના અનેક વાતોની અણખૂટ ધારા એમને મુખેથી જ્યારે જાઓ ત્યારે અવિરત વર્ષા કરે. ગુરુના ટૂંકા પણ ભર્યાભર્યા જીવન પર આખો વખત એમની અંતરદૃષ્ટિ ફરતી હોય, અને એની નાનીમોટી ઘટનાઓને વાગોળ્યાં જ કરતી હોય. કોઈ આવી ચડ્યું કે પાસે બેઠું હોય, તો તે સાંભળે તેમ એમનું રટણ ચાલે એટલું જ.

ક્યારેક વળી મુસ્લીમ સૂફીવાદ અને આ દેશના સંત ફકીરોના આત્મવાદની વાતો ઉપાડે. એ બે વચ્ચેનું સરખાપણું અને એકબીજા પરની ઊંડી અસર બતાવે. ગુલામ લોદી તઘલક મોગલ આદિ મુસલમાન રાજવંશો, તથા તેમના સાથીસાગરીત સરદાર ઉમરાવ ઘરાણાં ઘણાંખરાં, પોતાનાં એશિયાઇ વતન ભૂલીને આ દેશનાં જ કેવાં બની ગયાં હતાં, આ દેશને જ અવ્વલથી આખર લગી એમણે પોતાના વતન તરીકે સ્વીકારીને અહીંની જ માટીથી પેદા થઇ અહીંની જ માટીમાં મળવાનાં અરમાન સેવ્યાં, ને અહીંજ એમણે પોતાનાં મસ્જીદમિનારા, રોજાતકિયા તાજિયા કે આરામગાહો બાંધ્યાં, વગેરે હકીકતોના પાયામાં પડેલી ભાવના સમજાવે. કહેશે, મોગલ બાદશાહોમાં, એક ઔરંગઝેબના અપવાદ સિવાય, આ ભાવના ટોચે પહોંચી હતી. વૈભવ અને વિલાસની પુરજોસ ધમાચકડી વચ્ચે ઘણા બાદશાહો ફકીરીનો આદર્શ સેવતા; ટોપીઓ સીવીને કે કુરાનની ખુશનવીસી (લહિયાગીરી) કરીને ગુજરાન કરતા; અને આતમ-ખોજમાં મચ્યા રહેતા. અકબરે ફત્તેપુર સીક્રીના સંત ચિસ્તીને ગુરુ કર્યા, અને હિંદુ-મુસ્લીમ ધર્મોનો સમન્વય કરવા પ્રયાસ કર્યો. દારાએ ઉપનિષદોનાં ભાષાંતર કર્યાં. બહાદુરશાહના કવિ ગુરુ જૌક સાપ વીંછુને પણ ન મારતા. જૌક જફરની કવિતાઓ આતમખોજની ઝંખના અને વેદાંતની અનુભૂતિથી મઘમઘે છે. આવી આવી અનેકવિધ સામગ્રી પીરસે.

અને પૂછે,

આ બધાનો ખુલાસો શું તે જાણો છો?'

કહીને પોતે જ સમજાવે. 'એ બધા મોગલ બાદશાહો અરધોઅરધ હિંદુ હતા. તુરક તોખમ રજપૂતાણીઓની કૂખે પાકીને ઊછર્યું હતું. એ બધી ક્ષત્રાણીઓ 'કાબામાં કુફ'ની જેમ બાદશાહોનાં જનાનખાનાંઓની વચ્ચોવચ્ચ હિંદુઓની દેવપૂજા, ભક્તિ, વ્રત અને ઉત્સવો કરતી! શાહી બેગમો ગંગા જમના

નર્મદાનાં દર્શન કર્યા વગર અન્નજળ ન લેતી! અને તેમને એવાં નિત્યદર્શનની સગવડ કરી આપવા સારુ બાદશાહો કિલ્લાના મહેલોને ઊંચી અટારીઓ બંધાવતા! આ બધાની અસર એમની ઓલાદમાં ઊતર્યા વગર કેમ રહે? પરિણામે મોટામોટા બાદશાહ ઉમરાવો, તેમ જ તે કાળના કવિઓમાંના ઘણા, ત્યાગ વૈરાગ આતમખોજ અને ફકીરીવૃત્તિથી ભીનાભીના પાકયા.

કહીને ઝૌક-જફરની કોઇ પ્રસિદ્ધ કવિતા અચૂક ટાંકે:

> દિયા અપની ખુદી[1] કો જો હમ ને ઉઠા
> વહ જો પર્દા[2] સા બીચ મેં થા, ન રહા;
> રહે પર્દે મેં અબ વહ ન પર્દાનશીં[3]
> કોઈ દૂસરા ઉસ કે સિવા ન રહા.

> ન થી હાલ[4] કી જબ હમેં અપની ખબર
> રહે દેખતે ઔરોં કે ઐબો-હુનર[5]
> પડી અપની બુરાઈયોં પે જો નજર
> તો નિગાહ મેં કોઈ બુરા ન રહા.

> જફર આદમી ઉસ કો ન જાનિયેગા
> ગો[6] હો કૈસા હિ સાહિબે ફહમ[7] ઓ જકા[8]
> જિસે ઐશ[9] મેં યાદે ખુદા ન રહી
> જિસે તૈશ[10] મેં ખૌફે ખુદા[11] ન રહા

## ૨૫

ક્યારેક ભક્ત હિંદુ સંત કવિઓ અને એમણે મૂકેલા અમર વારસાની દેશ આખા ઉપર થયેલી કાયમી અસર ઉપર એમનું એવું જ વાર્તિક ચાલે. કહેશે, 'આપણા મધ્યયુગીન સંતોએ આ દેશ ઉપર કરેલ ઉપકારને તુલના નથી. એટલે સુધી કે જો કદિ કોઈ ફરી આસમાની સુલતાની હોળી આપણાં વેદ ઉપનિષદ ગીતા ભાગવત રામાયણ સહિત હિંદુઓનું સમસ્ત સંસ્કૃતપ્રાકૃત સાહિત્ય નાશ પામે, ને ફક્ત આ સંતોએ જનતાના ઓદ્ધારને માટે મૂકેલા બસેં પાંચસે દોહા જ માત્ર બચી જાય, તો યે હિંદુ સંસ્કૃતિનું લગારે નુકસાન ન થાય!'

1. અહંભાવ 2. અંતરાય 3. બુરખો પહેરેલ 4. સ્થિતિ 5. દોષગુણ 6. જો કે 7. વિદ્વાન 8. ચતુર 9. સુખમાં 10. ક્રોધ-આવેશ 11. ખુદાનો ડર.

વળી કહેશે, 'તુલસીએ કોટિ કોટિ જનતાને 'બાઇબલ' આપ્યું.* સુર કબીર મીરાં ચૈતન્ય તુકારામ જ્ઞાનેશ્વર અને દ્રાવિડી સંતોએ તે જ કર્યું'. 'મીરાંની ખુમારી, સુરદાસનું ઘેઘૂર વાત્સલ્ય, વ્રજભાષાની મીઠાશ, સંસારના સાહિત્યમાં કેવાં અજોડ છે, એ ઉપર બોલતા ન થાકે. કહેશે 'આજને કાળે ખડીબોલીની બધે બોલબાલા છે. પણ હજુ આજેય આજના કવિઓ વ્રજભાષામાં લખે છે ત્યારે તેમની રચનાઓ આગળ ખડીબોલીના શ્રેષ્ઠ કવિઓ પણ ઝાંખા ઝંખવાણા પડે છે.' ટેકામાં મધ્યયુગીન મુસલમાન કવિ રસખાનના વહાલસોયા કાનકુંવર કનૈયાનો એકાદ સવૈયો તમને એવી તો ઝમકથી સંભળાવે, કે એના કાનકુંવર કનૈયા જોડે તમારું હૈયું પણ નાચી ઊઠે. સવૈયાના શબ્દે શબ્દે વ્રજના કનૈયા પ્રત્યેનું ગોપકન્યાઓનું, તેટલું જ તેના રચનાર મુસલમાન કવિનું, વહાલ ટપકી રહ્યું છે:

> જા હિ[1] અનાદિ અનંત અખંડ
> અછેદ અભેદ સુબેદ[2] બતાવૈ
> જોગી જતિ તપસી અરુ સિદ્ધ
> નિરંતર જા હિ સમાધિ લગાવૈ;
> નારદ સે સુક વ્યાસ રટૈ
> પચિ હારે તઉ પુનિ પાર ન પાવૈ[3]
> તાકૈ અહીર કી છોહરિયાં[4]
> છછિયાભર[5] છાછ[6] પૈ નાચ નચાવૈ!

વળી સુદામાચરિત્રનાં તેવાં જ ગજગનાક વર્ણનોનાં કવિત સવૈયા સંભળાવતાં તો એમનું ગળું જ રૂંધાય; અને સાંભળનારને પણ વલોવી મૂકે.

* તુલસીરામાયણ, જેણી કોટિકોટિ જનતા ઉપર એવી જ અસર આપણે ત્યાં-છે જેવી ખ્રિસ્તી આલમમાં બાઈબલની.

1. જેને; 2. એક જેવા વેદ; 3. થાકી હારી તોપે પાર ન પામ્યા; 4. છોકરીઓ; 5. વાટકી; 6. છાશ.

પત્નીની અપીલથી દ્રવીને ઋષિ સુદામાજી મન-માંહેનો વૈરાગ કોરે કરી કૃષ્ણદ્વારે જાચવા જાય છે, તે પ્રસંગે કૃષ્ણભવનના દ્વારપાળ અંતઃપુરમાં જઇ ભગવાન સમક્ષ સુદામાજીના આગમનની ખબર કેવા શબ્દોમાં આપે છે, એનું આધુનિક કવિએ વ્રજ ભાષામા કરેલું વર્ણન છે. કદાચ, 'શ્રીકૃષ્ણ ભગવાનના જમાનામા રાજભવનના દરવાન પોળિયા પણ કેવા ગજબના વિનયી, સંસ્કારી, અવલોકનકાર અને સુરુચિપૂર્ણ સાહિત્યના સર્જક હશે એનો ખ્યાલ અને આબેહુબ ચિતાર આપતાં બે ચાર કવિત સવૈયા સાંભળો.

જૈ જૈ મહારાજ જદુરાજ! દ્વિજરાજ[1] એક
સુહૃદ સુદામા રાજદ્વાર આજ આયે હૈ.
કહે રતનાકર પ્રગટ હિ દરિદ્ર રૂપ,
ફટ હિર[2] લંગોટી બાંધિ બાધ[3] સો લગાયે હૈં.
છીનતા[4] કી છાપ દીનતા કી થાપ[5] મારે દેહ
લાઠી કે સહારે[6] કાઠી[7] નીઠી[8] ઠહરાયે હૈં,
સકુચિત કંધ પે અધૌટી[10] સી ઉંધોટી[11] ડારે
તા પર સછિદ્ર છોટી લોટી લટકાયે હૈ।

[મહારાજ જદુરાજની જે થાવ. મહારાજ! આજે રાજભવનને દ્વારે સુદામા નામે એક દ્વિજરાજ આવ્યા છે દરિદ્રતાના પ્રત્યક્ષ અવતારસમા, કમ્મરની મૂંજ દોરડી જોડે ફાટેલી લંગોટી બાંધેલ, ક્ષીણતા દીનતાની છાપ ધરાવતી દુબળી દેહકાઠીને લાકડીને ટેકે ટકાવી રહ્યા છે. અને સૂકાઇને ચીમળાઇ ગએલ ખભે કવેણે પડેલ મેલા ઉપરણાના કકડા ઉપર નાનકડી કાણી લોટી લટકાવી છે।]

અથવા એને સાવ મળતું બીજા દ્વારપાળનું વર્ણન.

સીસ પગા[12] ન ઝગા[13] તન પે, પ્રભુ!
જાને કો આહિ[14] બસે કેહિ ગ્રામા[15]
ધોતી ફટી સી લટી દુપટી[16] અરુ
પાંવ ઉપાનહ[17] કો નહિં સામા[18]
દ્વાર ખડો દ્વિજ દુર્બલ એક
રહ્યો ચકિ[1] સો વસુધા અભિરામા[2]
પૂછત દીનદયાલ કો ધામ
બતાવત આપનો નામ સુદામા।

[હે પ્રભુ! માથે પાઘડી કે ડીલ પર પહેરણ અંગરખો નથી, એવો કોણ જાણે કોણ એક આવ્યો છે. કોણ જાણે કયા ગામનો વાસી છે ફાટીતૂટી પોતડી, મેલીદાટ દુપટ્ટી, પગમાં પગરખું નહીં ને સાથે કશો સામાન નહિ! એવો એક દુર્બળ દ્વિજ (બ્રાહ્મણ) ક્યારનો પ્રભુના નયનાભિરામ એવા રાજભવનને તાકી તાકીને જોઈ રહ્યો છે; દીનદયાળ પ્રભુનું રહેઠાણ પૂછે છે, ને પોતાનું નામ સુદામો કહે છે]

હવે સાંભળો આગમનની જાહેરાત પછીનું કથાનક:

દીન હીન સુહૃદ સુદામા કી અવાઇ[3] સુને
દીનબન્ધુ દહલિ[4] દયા સોં મયા પાગે[5] હૈં
કહે રતનાકર સપદિ[6] અકુલાઇ[7] ઉઠે,
બાઇ ગુરુ ગેહ[8] કે સનેહ જુત[9] જાગે હૈં
આઇ પૌરી[10] દૌરि દેખિ દસન[11] અદેખ[12] દસા
ધીર[13] ત્યાગિ ઔરહુ બિસેસ[14] દુખ દાગે[15] હૈં
યે તો કરુના સોં છકિ[16] છિન[17] અગુવાને[18] નાહિં,
જાનિ વે પિછાને નાહિં, પલટન[19] લાગે હૈં.

[દીન દરિદ્ર એવા મિત્ર સુદામાનું આગમન સાંભળતા દીનબંધુ (કૃષ્ણ) અસ્થિર થઇને દયાથી દ્રવી ઊઠયા, વ્યાકુળ થઈ ગયા, અને ગુરુને ઘેર રહેતા ત્યારના બધું સ્નેહના સ્મરણો હૈયે જાગી ઊઠયા દરવાજાની દોડી પર દોડતા આવી મિત્રની ન જોવાય એવી દશા નજરોનજર જોઈ ધીરજ છોડીને બમણા દુ:ખથી દાઝી ઊઠયા; આમ આ તો કરુણાથી વલોવાઈને ક્ષણવાર આગળ વધી ન શકયા, ત્યારે પ્રભુએ પોતાને ઓળખ્યો નહિ એમ માનીને સુદામાજી પાછા ફરવા લાગ્યા।]

---

૧ દ્વિજશ્રેષ્ઠ, ૨ ફાટેલી, ૩. મૂંજની દોરડી, ૪. ક્ષીણતા, ૫. છાપ, ૬. ટેકે, ૭ દેહકાઠી. ૮. ઠહરાવ, ૯. ઉપર, ૧૦. મેલી, કઘોણે ગયેલી, ૧૧. ખભાપર નાખીને. ૧૨. પાઘડી, ૧૩ ઝભ્ભો, ૧૪ કોણ જાણે કોણ આવ્યો છે, ૧૫. કયે ગામ વસે છે, ૧૬ દુપટ્ટી, ૧૭ પગરખાં, ૧૮ સામાન

૧. ચકિત જેવો, આશ્ચર્યમુગ્ધ; ૨ ધરતીની શોભારૂપ રાજભવન; ૩. આગમન, ૪. હાલી ઊઠયા, ૫. મમતાથી દ્રવ્યા, ૬. તત્કાળ, ૭ વ્યાકુળ, ૮. ગુરુગૃહ, ૯ સ્નેહસ્મરણોના ભૂથ, ૧૦. દેવડી સુધી દોડી આવીને, ૧૧. નજરોનજર, ૧૨. ન દેખી શકાય એવી, ૧૩. ધીરજ, ૧૪ એથીય વધુ ૧૫. દાઝે, ૧૬. કરુણાના માર્યા, ૧૭ ક્ષણવાર, ૧૮. આગળ વધી ન શકયા, ૧૯ પાછા વળવા લાગ્યા.

' પછી પ્રભુએ વળાવાતે હૈયે સુદામાજીને સંબોધીને શું શું કહ્યું ને શું કર્યું", એનું કવિએ કરેલું વર્ણન સાંભળો

ઐસે બિહાલ[1] બિવાઇન[2] સો ભયે
કંટક જાન ગડે[3] પગ જોયે
'હાય! મહા દુખ પાયે સખા! તુમ
આયે ઇતૈ[4] ન કિતૈ[5] દિન ખોયે?
દેખિ સુદામા કી દીન દસા
કરુના કરિ કે કરુનાનિધિ રોયે
પાની પરાત[6] કો હાથ છુઓ નહિં
નૈનન કે જલ સૌં પગ ધોયે

['અરે રે! ઊંડા ચીરા પડીને અને માંય કાંટાના જાળા ખૂંચીને પગ કેવા બેહાલ થઈ ગયા છે! હાય મિત્ર! મહા દુખ પામ્યા છતાં અહીં ન આવ્યા! કેટકેટલા" દિવસ ગુમાવ્યા?' આમ કરુણાનિધિ પ્રભુ સુદામાજીની દીન દશા દેખી કરુણાથી પીગળીને રોયા અને પાણીથી ભરેલી દેગને હાથ અડાડ્યા વગર નકરા આંખના આંસુથી જ સુદામાજીના પગ ધોયા।]

૬

ત્રીજે દિવસે એમની વિદાય માગવા ગયો

'બસ, તૈયારી કર લી?'

'ભગવન્ કે ચરણો કો છોડ કર જાને કો તો જી નહિ કરતા, લેકિન—

'અજી કદમો મે કયા ધરા હૈ? ઉન મે તો યહ દેખો ચાક (ચીરા) પડે હૈં પુતને કી તારીફ કયા કરના? યહ લત અચ્છી નહી પુતના બનાને વાલે કી તારીફ કરો તો બેડા પાર હોગા '

'હમારે લિયે તો ભગવન્' આપ હી સબ કુછ હૈ '

'વાહ જી વાહ' ખૂબ કહી

મન તુરા મુલ્લા બગોયમ્ તો મરા હાજી બગો."*

---

૧ બેહાલ, ૨ પગતળિયાના ચીરા ૩ ખૂંચેલા ૪ અહીં, ૫. કેટલા ૬ પાણીની તાસક કે દેગ.

* હું તને મુલ્લાં કહું તું મને હાજી (હજ કરી આવેલો) કહે '

લેકિન તુમ્હે જાતા દેતે હૈ, ન તો હમ તુમ્હે મુલ્લાગીરી બક્ષેંગે, ન હમ હાજી બનેંગે હમારે લિયે તો સારે જહાં સે હમારા હિંદોસ્તાં હી અચ્છા હૈ '

'જી મહારાજ' અબ કે હરદ્વાર કુંભ મે આને કી મન્શા હૈ અગર વહા ભગવન્ કે દર્શન ન હુએ, તો ચરણો તક આના હી હૈ.'

'કો જાને કલ કી?'

મેરે મન કછુ ઓર હૈ, કર્તા કે મન ઓર,
ઊંચો સે માથો કહે, લુટી મન કી દૌર

સહી હૈ ના? ઇન્સાન કે મન કી દૌડ મિથ્યા હૈ '

જરા રહીને વળી કહે,

'લેકિન, ઉસ સે બિગડા ભી કયા? અસલ મે તો

જો તૂ હૈ સો મૈં હૂં; જો મૈં હૂં, સો તૂ હૈ,
ન કુછ આરઝૂ હૈ, ન કુછ જુસ્તજૂ હૈ;
બસા રામ મુઝ મે, મૈં અબ રામ મે હૂં,
ન ઇકે હૈ, ન દૂ હૈ, સદા તૂ-હિ તૂ હૈ।

જાઓ ભઈ ખુશ રહો ખુશહાલ રહો. બને રહો. જગે રહો અલ્વિદા! મેરે રામ કે પ્યારે અલ્વિદા!'

*

આવા રસખાણ છે મારા નામરાશી બુજરગ, ગુરુપરાયણ, ખુદમસ્ત છતાં ભક્તિભારે નત. નામરાશી તો ખરા, પણ કયાં રાજા ભોજ ને કયાં હું ગાંગો તેલી' સરખામણીનો પ્રયત્ન પણ હાસી પાત્ર ઠરે.

બુજરગ આનંદસ્વામી, સ્વામી રામના અપાર મહિમાવંતા જીવનના છેલ્લા હયાત અવશેષ છે અંધારા દેરાની ઊંડાણે ઝગતા અખંડદીપની જેમ એમની વાટને મોગરો ચડીને ઝાંખ વળી છે નવા જોમથી સતેજ બનવા ગમે ત્યારે એ ખરી પડશે *

ધૂળિયા, ૨૭-૧૧-૬૧

* આ લેખ અગર તેનો કોઇ પણ અંશ કે ભાષાંતર લેખકની લેખિત રજાવગર કોઈથી છાપી શકાશે નહિ

દિવસમાં પૈસા નહિ પહોંચતા કરો, તો તમારી વાત તમે જાણ્યા! જે આવતા, તે રૂપિયા જ માગતા. કોઈનો પણ અવાજ માત્ર સાંભળતાં જ, યામિનીબાબુનો પ્રાણ કાંપી ઉઠતો.

અભાગી બધું જ સમજતી. તે હંમેશાં પિતાજીની આસપાસ ઘૂમ્યા કરતી. બારણા પાસે, બારીની નીચે, અહીં-ત્યાં જ્યાં પણ તે બેસતી ત્યાંથી પોતાની બે વિસ્મિત આંખો વડે પિતાજી તરફ જ તાકયા કરતી, 'આજે બાપુનું મોં ઘણું જ ઉદાસ છે. એમનાં હાડકાં-પાંસળાં ગણી શકાય તેમ છે. તેમનું શરીર ખૂબ જ કંતાઈ ગયું છે.' અને, અભાગી બે હાથમાં પોતાનું મોં છુપાવીને રડી પડતી.

તે દિવસે સાંજે યામિનીનાથ નોકરીએથી પાછા પોતાને ઘેર નો'તા આવ્યા. લાઠીધારી બે લઠ્ઠ દરવાનો ઘરબારણા આગળ આવીને ઊભા રહી ગયા અને જોરશોરથી બરાડવા લાગ્યા, 'યામિનીબાબુ, યામિનીબાબુ!'

અભાગીએ બારણાની તીરાડમાંથી જોયું, જાણે બે જમદૂત બહાર ન ઊભા હોય. તેઓ બાપુને પીટી તો નહિ નાખે, એવા વિચારથી જ તે કાંપી ઊઠી હળવે હળવે તે તેઓની પાસે પહોંચી ગઇ અને હળવેથી બોલી, 'તમે, તમે બાપુને કાંઈ કહેશો નહિ તમારે પગે પડું છું. હું તમને ઘણાંબધાં ફૂલ દઈશ.' દરવાનો તેની વાત પૂરી ન સમજ્યા, તેમણે પૂછ્યુ, 'શું કહે છે તું, મા લક્ષ્મી?'

તેણે કહ્યું, 'તમે બાપુને કશું ન કહેતા. રહો, હું આ આવી.'

એમ કહીને તે ઉપર ગઈ અને હાર ગૂંથવા માટે રાખી મૂકેલા તમામ ફૂલ લઈ આવી અને તમામ પેલા દરવાનોને આપી દીધા, અને કહ્યું, 'હવે તમે જાઓ, તમે કેવા સારા માણસ છો!'

દરવાનોએ એકબીજા સામે જોયું. પછી પરસ્પર કોઈ બીજે દિવસે આવવાનું નક્કી કરીને પાછા ચાલ્યા ગયા. અભાગીએ સંતોષનો શ્વાસ લીધો.

સાંજ પડી ગઈ હતી. હાથનો ટેકો લેતી લેતી પાછી વળતી અભાગી વિચારવા લાગી, જો આ સિકિલીના ફૂલ રૂપિયા બની જાય તો રોજ સવારે જઇને હું વીણી લાવું, બા-બાપુને દઇ દઉં. બા કહેશે 'અભાગી સ્વર્ગસુખી છે.' બાપુ કહેશે, 'સ્નેહલક્ષ્મી મહાલક્ષ્મી છે.' ગોકળીના તમામ રૂપિયા ચૂકતે થઈ જશે. શાહુકાર પણ બાપુને નહિ સંતાપે. બા ઘરેણાં પહેરીને રાજરાણીની જેમ બેઠી રહેશે. નોકરાણીઓ સેવા કરવા લાગશે. બાપુ ગાડીમાં બેસીને બહાર જશે. આવા વિચારમાં ને વિચારમાં તેની આંખ મળી ગઈ....'

જ્યારે તેની આંખ ઉઘડી ત્યારે તેણે સાંભળ્યું કે પડોશના મહોલ્લામાં રહેતાં મોક્ષદા મામી બાને કાંઈક કહી રહ્યાં હતાં. તેણે કાન સરવા કર્યાં. મામી કહેતી હતી, 'કાંઈ સાંભળ્યું કે, બહેન? જમીનદાર બાબુને ત્યાં ઠકુરાણીને સપનામાં મા કાળીએ દર્શન દીધાં અને કહ્યું કે તમારાં નવા તળાવમાં આ વખતે હું છું. મને કોઇનું આઠમું બાળક આણીને બલિ ચડાવો, ત્યારે જ તમારું નવું તળાવ ભરાશે. ઘર ધનધાન્યથી ભર્યું-ભર્યું રહેશે. અને તું દીકરા દીકરીનું મોં ભાળી શકીશ નહિતર તારું અનિષ્ટ થશે. ઠકુરાણી-કોઈનાં આઠમા બાળક માટે એક લાખ રૂપિયા દેવા રાજી છે.' અભાગી કાન સરવા કરીને બધું સાંભળતી હતી. તેની બાએ કહ્યું, 'બહેન! મને તું આવી વાતો શાને કરે છે? આવું બધું સાંભળવાથી ય પાપ લાગે.' મામી કહે, 'બહેન! નારાજ શેની થાય છે? હું ક્યાં તને કાંઈ કરવાનું કહું છું? ભલા, ક્યા મા-બાપ પોતાની

દીકરીનો બલિ ચડાવે?' તે ગઈ. તેનાં ગયા પછી બાએ પોતાની દીકરી ભણી સ્નેહથી જોયું. એની આંખોમાથી આંસુ ટપકવાં લાગ્યાં. ખોળામાં ખેચી, તેને તેડીને તે નીચે લઈ ગઈ.

એ વાત થયે પખવાડિયું થયું હશે. અભાગીએ એક વાર પિતાને પૂછયું, 'બાપુ! એક લાખ રૂપિયા કેવા હોય?' પિતાજી કહે, 'ઘણાં બધા, ઘણાં જ.' 'દૂધવાળોને બધા રૂપિયા ચૂકવી શકાય?' એણે એની બાલ-સહજ રીતે પૂછયું. 'હા!' પિતાજીએ જવાબ દીધો. 'અને શાહુકારનું ય કરજ ભરપાઈ કરી શકાય?' છોકરીએ વળી પૂછયું. 'હા!' પિતાજીએ ફરી જવાબ વાળ્યો. 'ત્યારે શું એટલા રૂપિયામા તમામે તમામ કરજ ચૂકતે ભરી શકાય, એમ?' અવાક્ થઈને અભાગીએ પૂછી લીધું. યામિનીબાબુ હસવું ન ખાળી શકયા. હસતા હસતાં બોલ્યા, 'કેમ રે, ગાંડી છોકરી! તું શું મને એક લાખ રૂપિયા આપીશ?' અભાગીએ કાંઈ કહ્યું નહિ. હળવેકથી તે ત્યાંથી બહાર સરકી ગઇ.

દિવાળીના દિવસો આવ્યા. ઘેર ઘેર દીવા પ્રગટયા. અભાગીએ પૂછયું, 'બા, ઘાટ પર જઇને હું પણ દીવો પ્રકટાવી આવું?' બા કહે, 'જાને, પણ જલદી-જલદી પાછી આવજે, અને જો, નવા તળાવે ન જઈશ.'

લાલ રંગની એક નાનીશી ચૂંદડી ઓઢીને અને એક નાની શી થાળીમાં ચિતરામણ કરી તેમાં દીવો સજાવી તે ઘાટ તરફ ચાલવા લાગી. તેનાં પગ નવા તળાવ તરફ જ આગળ વધી રહ્યા હતા....

તળાવનું કાળું પાણી રાત્રિના અંધકારમાં વધારે કાળું દેખાતું હતું. તેણે ચૂંદડીની ગળામાં ગાઠ વાળી અને ધીરે-ધીરે પાણી પાસે જઇને ઊભી રહી. હાથ જોડીને તેણે કહ્યું, 'મા કાળી!' અને એક ચીત્કાર સાથે તે ઊંડા પાણીમાં જઈ પડી....!

## રેંટિયા બારસે

વહાલા ગાંધી બાપુ!
જન્મમાંકનો દિવસ તમારો
પણ શેં ભેટો આપું?—વહાલા
તમે અમોને સ્વરાજ્ય સાથે;
ઘણું ઘણું યે આપ્યુ;
અમે છતાં પણ કહ્યું તમારું
ઘણું ઘણું જ ઉથાપ્યું.
મોં બાળુ વળતા આ હાથે
હુ શું તમને આપું?—વહાલા.
અમે ભૂલ્યા સંદેશ તમારા,
જીવનરીત વિસારી;
'વિશ્વ આખું આ એક જ માળો'
એ નીતિ ના ધારી.
જાણે તમે હતા ના એવી
રીતે જીવન કાપું.—વહાલા.

બ ર. પટેલ

## ભોળું હૃદય

શાંત, નિર્મળ નીર છે ભોળું હૃદય,
જિંદગીનું હીર છે ભોળું હૃદય.
આબરૂ ઈન્સાનિયતની સાચવે,
બેનમૂન તાસીર છે ભોળું હૃદય.
પ્રેમ ને તકરાર બંને એક છે,
કેટલું ગંભીર છે ભોળું હૃદય!
દ્વેશ—દુશ્મનને સરળતાથી વીંધે,
એક મોંઘું તીર છે ભોળું હૃદય.
લાગણીને વશ થવામાં ગર્વ લે;
તો ય આલમગીર છે ભોળું હૃદય.
ભાવનામય ભક્તજન માટે સદા,
દેવનું મન્દિર છે ભોળું હૃદય.
નયન પામી અંધ પણ દર્શન કરે
કેવી આ તસ્વીર છે ભોળું હૃદય!

મનહર મોદી

# ધર્મ એટલે શું ?

મણિલાલ નભુભાઈ દ્વિવેદી

ધર્મ શબ્દનો અર્થ ધારણ કરનાર, પરમ માર્ગે દોરનાર, એવો વ્યુત્પત્તિ માત્ર વિચારતાં થાય છે. એ ઉપરથી બીજા બધા અર્થ ઉઠેલા જણાય છે. કોઈ અમુક અનાદિસિદ્ધ ઈશ્વરદત્ત મનાતા પુસ્તકમાં કહ્યા પ્રમાણે ચાલવાનું નામ, ધર્મ કહે છે; કોઇ દયા દીનતાને માર્ગે રહી, પરોપકાર કરવાનું નામ ધર્મ કહે છે; કેટલાએક વધારે ઊંડા ઉતરી, ધર્મ શબ્દના બે અર્થ—(૧) ઈશ્વરને સમજવાની બુદ્ધિ, અને (૨) તદનુસાર આચારમાંથી પ્રથમ અર્થને મુખ્ય ગણી, એવો અર્થ કલ્પે છે, કે જે અનાદ્યનંતપણું વિશ્વમા ચારે તરફ પ્રતીત થાય છે, તે સમજવાની બુદ્ધિ.

ધર્મ શબ્દના સામાન્ય અર્થો, ફરજ, કે અમુક સંપ્રદાયાદિ પ્રમાણે ચાલવાની બુદ્ધિ, ઈત્યાદિ જે પ્રચલિત છે, તે અત્રે વિચારવા યોગ્ય નથી.

ધર્મ શબ્દનો, મુખ્ય રીતે, ઈશ્વરને સમજવાની બુદ્ધિ, એ અર્થ જ આપણે સ્વીકારીશું, અને તદનુસાર ધર્મનું લક્ષણ એમ બાંધીશું, કે અનંત અવિકૃત પરમાનંદ પામવા માટે મનુષ્ય બુદ્ધિમાં જે સ્વાભાવિક પ્રેરણા છે, તેને સંતોષ પમાડવાનો માર્ગ. એ આનંદનું સ્વરૂપ શોધતા મનુષ્ય જુદી જુદી વસ્તુઓમાં તે આનંદ કલ્પી કલ્પી, છેવટે કોઈ અવિકારી, અનાદ્યનંત મહાવસ્તુ-ઈશ્વર—નો આશ્રય કરે છે. પોતે અપૂર્ણ છે, પોતાનાથી વ્યતિરિક્ત કોઈ બીજું છે, ને તેમાથી પોતાની અપૂર્ણતા પુરાશે. એ વાંછનાએ જ મનુષ્ય પાધરું ધર્મ તરફ વળે છે.

વિશ્વરચનાના ચમત્કારાદિથી મનુષ્યના મન ઉપર જુદી જુદી અસરો થાય છે,—ને જુદા જુદા પ્રકારની પૂજ્યભાવનાઓનાં રૂપ કલ્પી, તેને પૂજતાં તે, આનંદ માનતું આવે છે. ધર્મની બુદ્ધિ પ્રથમે કેવી રીતે જાગૃત થઇ, ને કેવી રીતે ધીમે ધીમે તેની પ્રવૃત્તિ થતી આવી, એ જોવાનું છે. જેટલો મનુષ્ય વિચારનો ઇતિહાસ આજ પર્યંત આપણે હાથ આવ્યો છે, તેમાંથી એ વિચાર કરવાનું સહજ બને તેમ છે. જુદા જુદા વિદ્વાનોના એ વિશે જુદા જુદા તર્ક છે. (૧) કોઈ એમ માને છે, કે વિશ્વરચનાના ચમત્કારોને જ ઈશ્વરત્વ આરોપી, મનુષ્યોએ મૂલ ધર્મવિચાર ચલાવ્યો છે. આવી કલ્પનામાં વેદનું ઉચ્ચારણ મુખ્ય રીતે અપાય છે; છતાં ઘણાએક એમ પણ માને છે, કે એ વિશ્વપૂજામાં, કોઇ પ્રકારનો સર્વનિયંતા એક જ ઈશ્વર છે એવી ભાવના પણ, ગર્ભિત છે. (૨) કોઇ કહે છે, કે અનેક ગ્રહોપગ્રહ અને તારાથી ભરપુર આકાશ જોઇને, માણસના મનમા ધર્મભાવના ઊઠી. ઘણાખરા સર્વે ધર્મોમાં ગ્રહનાં રૂપાદિ સાથે સંબંધ રાખતી દેવાદિક ભાવનાઓ બહુ દીઠામાં આવે છે, તેથી આ કલ્પના બંધાઈ હશે; પણ એમ વિચારવાનું છે, કે ધર્મબુદ્ધિ પ્રથમ ઊઠયા પછી, ગ્રહાદિકના નામ પડેલાં છે, નામાદિ ઉપરથી ધર્મબુદ્ધિને સહાય મળી નથી. (૩) કેટલાક વિદ્વાનો એમ ધારે છે, કે મુવેલા સગાંવહાલા કોઇ આનંદમય સ્થાનમાં જઈ વસે છે, ને ત્યા રહી દુનિયામા રહેનાં પોતાનાં સબંધીને મદદ કરી શકે છે, એ વિચારથી ઉત્પન્ન થયેલી પિતૃ પૂજાથી જ ધર્મનો આરંભ થયો હશે. મીસર દેશમાં મુવેલાં શરીરને સાચવી રાખવા પાછળ વિલક્ષણ શ્રમ અને વ્યય કરવામાં આવતો, એ ઉપરથી કદાપિ આવું અનુમાન બંધાયું હોય તો ભલે, પણ મરણ પછી માણસનો કોઈ ભાગ અવશેષ રહે છે, વા તે ક્યા જાય છે, એ આદિ કલ્પનાઓ માણસના મનમાં, બીજી કલ્પનાઓની અપેક્ષા રાખે છે, અર્થાત તે જે ધર્મવિચારની આરંભક કલ્પનાઓ હોઈ ન શકે. (૪) જીવારોપણથી ધર્મોત્પત્તિનો આરંભ ઘણાક કલ્પે છે. મનુષ્ય જે જે જુવે છે, ચમત્કાર, વસ્તુ, ગ્રહ, નદી, કે એક ચીથરું, તે બધામા જીવ આરોપે

[જુઓ પાનું ૫૩

# ઠામ-ઠેકાણાં વિનાના....

રામનારાયણ ઉપાધ્યાય

આગગાડીના ડબ્બામાં પેઠો ન પેઠો ત્યાં જ તેઓએ હાથનો છટાથી અભિનય કરીને મને બોલાવ્યો: 'અહીં આવી જાઓ. સારીપેટ ખાલી જગ્યા છે.' એક ક્ષણ તો મને વિશ્વાસ ન બેઠો. પણ, અનાયાસ લાંબા પ્રવાસમાં આટલી સારી જગ્યા મળી ગઇ તેથી મને ખૂબ જ આનંદ થયો. કોઇ ભૂમિહીનને ભૂમિદાન મળતાં થાય એટલો જ.'

બેઠો કે તરત તેમણે પૂછ્યું, 'ક્યાં સુધી જવાના?'

મેં કહ્યું, 'બસ, ઈંદોર લગી.'

બોલ્યા, 'ત્યારે તો ઠીક અંતર લગી તમારો સથવારો થશે.'

મેં પૂછ્યું, 'આપ ક્યાં સુધી?'

બોલ્યા, 'ભાઈ, હું તો મુંબઇથી આવી રહ્યો છું અને દિલ્હી જઇ રહ્યો છું. તમે પૂછશો કે આ નાની ગાડીમાં શા માટે મુસાફરી કરો છો, પણ એનો જવાબ એ છે કે એક તો આમાં પૈસા ઓછા બેસે, બીજું એ કે આ ગાડી ચાલે ય ધીમી. આ ગાડીમાં પ્રવાસ કરો એટલે રસ્તાના તમામ સ્થળો નિરાંતે જોયા કરો, ભારે સગવડ. અને ભલા ભાઈ, સાચી વાત કરું તો આમાં ભાડું ઓછું દેવાનું ને ગાડીનો સેલ વધારે ખાવાનો, આપણને તો આ બહુ ગોઠે!'

પછી બોલ્યા, 'ભાઈસા'બ, આ મેઇલ એ તે કાંઈ ગાડી છે? કોઇ નાનકડા સ્ટેશને જ્યારે એ અટક્યા વિના જ સીધી મારમાર કરતી આગળ ધપે છે. ત્યારે મને તો બહુ જ માઠું લાગે છે. આ ગાડીનો સ્વભાવ પણ બહુ કરીને માણસને મળતો છે. આ જે મેઇલ છે ને, એનો સ્વભાવ તો મોટા માણસોના જેવો જ જોઈ લો, નાના માણસોને તો મળવાનું જ ટાળે. માણસ જાતનો જ ખૂબ તિરસ્કાર! અને એક્સપ્રેસ મધ્યમવર્ગના માણસની જેમ પોતાનાથી નાના તેમની ઉપેક્ષા કરે છે, બરોબરિયાઓ સાથે ખૂબ હળીમળીને ચાલે છે અને મોટાઓની ખુશામત કર્યા કરે છે. સૌથી સારી-સોનજી આપણી આ પેસેન્જર! એ તો એક દોસ્તની જેમ જ્યારે પણ કોઇ નાનું સ્ટેશન દૂરથી ભાળે છે કે તરત પોતાની ચાલ ધીમી કરી નાખે છે, જ્યારે સ્ટેશનને મળે છે ત્યારે તો એવું જ લાગે છે કે જાણે એ આ સ્ટેશનનો જ એક ભાગ છે અને જ્યારે તે ઉપડે છે ત્યારે પણ એક મિત્રથી વિખૂટા પડવાનું દુઃખ લાગવાથી આસ્તેથી પંથે પડે છે.'

વળી, કહે: 'આપણે તો ભાઇસાહેબ! ગાડીની બારીમાથી દુનિયા જોવામાં ભારે મજા આવે છે. જાણે કાચમાંથી ડબ્બાનો ખેલ ન જોતા હોઇએ, એવું લાગે છે.'

મેં કહ્યું, 'પણ હકીકતમાં ખેલ તો ડબ્બામાં થતો હોય છે.'

તેઓ મોટેથી હસીને બોલ્યા, 'હા, આ ડબ્બાની અંદરવાળી વાત તમે ઠીકઠીકની કરી! અહીંયાં તો મારોસાથ તમને 'બાર મણની ધોબણ' જ જોવા મળે છે.'

આ વાત ચાલતી'તી ત્યાં જ તેમની નજર મારા હાથમાંની ચોપડી પર ગઈ. પૂછ્યું, 'આ કઇ ચોપડી છે, ભાઇસાહેબ?'

મેં કહ્યું, 'શરત્ નિબંધાવલી.'

બોલ્યા, 'આ ચોપડીઓવાળા ય ભાઇસા'બ તોબા છે! શરદઋતુ આવી નથી ત્યાં શરદકાળમાં વાંચવાની ચોપડી બહાર પાડી દીધી!'

મેં કહ્યું, 'આ શરત્કાળમાં વાંચવાની ચોપડી નથી, આ તો શરત્બાબુની ચોપડી છે.'

બોલ્યા, 'તેથી શું? વાત તો એની એ ને? શરદ આવી તો શરત્બાબુની ચોપડી વાંચો-ને શિશિર બેસે કે શિશિરબાબુની ચોપડી ખરીદો!'

આગળ ચલાવ્યું, 'ભાઈસા'બ, આ લેખકો ય કોઇ અજબ પ્રાણી છે. વાતનું વાતેસર કરવાનું એ લેખકોનું કામ. હવે ભલા માણુસ, એ તો કહો કે 'કવિતા' અને 'વારતા' માં ફેર શું? કવિતા જ્યારે જામી જાય છે તો તે વારતા થઇ જાય છે. વારતા જ્યારે પીગળવા માંડે ત્યારે કવિતા બની જાય છે. જામી ગયેલી ભાવનાઓ વારતા છે ને પીગળી ગયેલા વિચારો કવિતા. જ્યારે પાણી જામી જાય છે ત્યારે તે બરફ બનીને હિમાલય કહેવાય છે અને બરફ જ્યારે ઓગળવા માંડે છે ત્યારે તે નદી બનીને ગંગા કહેવાય છે. એટલા માટે તો હિમાલય આ દેશની વારતા છે અને ગંગા આ દેશની કવિતા.

'બસ, આવી જ વાત 'વારતા' અને 'નવલકથા'ની પણ છે. વારતાને જ્યારે કપડાં પહેરાવી દેવામાં આવે ત્યારે તે નવલકથા કહેવાય છે, અને તેના કપડાં કાઢી લ્યો ત્યારે તે વારતા બની જાય છે. આ જ તો વર્ણન શૈલી છે ને? એ જ એનાં કપડાં! એને દૂર કરો એટલે વારતા જ નજરે ચડશે.'

વળી આગળ ચલાવ્યું, 'હવે તો કેટલાક લોકો 'નાટક' પણ લખવા મંડ્યા છે. હવે ભલા, એ તો કહો કે નાટક એ કાંઇ લખવાની ચીજ થોડી છે? લખવાની ચીજ તો છે 'કવિતા'. અને કરવાની ચીજ છે 'નાટક.' પણ માણુસો કરે છે 'કવિતા' ને લખે છે 'નાટક'! નાટકમાંય હમણાંનું વળી 'એકાંકી'નું ડીંડવાણું ચાલ્યું છે. 'એકાંકી' એટલે જે એક અંકમાં સમાઈ જાય તે. આ જે નાટક હોય છે ને, એમાં ઘણા જ પાત્રો હોય છે, બધા એક એકમાં સમાતા નથી. પણ એકાંકીમાં તો બધાયે એકી અંકમાં સમાય જાય છે. સમાય જાય છે કે નહિ?'

કહેવાનું વળી લંબાવ્યું, 'ભાઈ સા'બ, આજકાલ દુનિયામાં બે વર્ગના લોકો જ સૌથી વધારે જોવા મળે છે. એક લેખક ને બીજો નેતા. ઘરનો જે સૌથી મૂર્ખ છોકરો હોય છે—હું વડેવારની દૃષ્ટિએ કહું છું—તે 'રાજનીતિ'માં ચાલ્યો જાય છે, અને જે જરૂરિયાત કરતાં ય જાજો વિદ્વાન થાય છે —હું પોથીપંડ્યાની વાત કરું છું— તે 'સાહિત્ય'માં વહ્યો જાય છે. હવે જો કોઈ એક માણસને બે જ છોકરા હોય અને તેમાંથી એક રાજનીતિમાં ચાલ્યો જાય અને બીજો સાહિત્યમાં તો એ બિચારાનું ઘર તો ડૂબ્યું જ ને?

'જે હોય તે, પણ સાચે જ આજે દુનિયાની ગાડી આ બે ચક્કર ઉપર જ ચાલી રહી છે. લોકો ફરિયાદ કરે છે કે બંને ગોળગોળ વાતો કરે છે. હવે તમે જ કહો કે ચક્કર જો ગોળ ન હોય તો પછી દુનિયાની ગાડી ચાલવાની કેમ કરીને?

'આની ય વળી એક વાત છે. ગાડીમાં જે ચક્કર હોય છે ને, એ હંમેશાં ગાડીની બહાર રહે છે. એમ જ આ રાજનીતિજ્ઞો અને સાહિત્યકારો પણ સમાજની ગાડીની બહાર રહે એમાં જ સમાજનું કલ્યાણ છે.'

વળી તેઓ ખડખડ હસવા લાગ્યા.

હવે મારું સ્ટેશન નજીક આવી લાગ્યું હતું. મેં કહ્યું, 'ભાઇસાહેબ, તમારા સંગાથથી પ્રવાસમાં ઘણો જ આનંદ આવ્યો. કાંઇ ખબર પણ ન પડી કે આટલા બધા સ્ટેશન કેમ પસાર થઇ ગયા. આપનું ઠામઠેકાણું કહો તો હવે નો કાગળપત્તર લખીને આનંદ મેળવવાનું બને ખરું.'

તેઓ કહે, 'આપણે તો ભાઇ, ઠામઠેકાણાં વિનાના માણુસ, આપણું સરનામું કેવું? સરનામું તો પરબીડા પર લખવાની ચીજ, જ્યારે અમે તો ખુદ જ કાગળ છીએ, કાગળ! કોઇવાર યાદ આવી જાય તો યાદ કરી લેજો'

અને સાચે જ, હું એ ઠામઠેકાણાં વિનાના માણુસને હજી આજ સુધી ભૂલી શકયો નથી!

સ્વર્ગ શાશ્વત છે અને પૃથ્વી સનાતન. એની આ આધ્યાત્મિક હસ્તીનું એક માત્ર કારણ એ છે કે એનું જીવન ખુદને માટે નથી, બીજાઓ ખાતર છે.

—લાઓત્સે

# સત્યાગ્રહની ચાવી

કાકુ દેસાઈ

હિન્દુસ્તાનની લગભગ કોઈ અદાલત એવી તો કોરી નહીં રહી હોય કે જ્યાં બાપ સામે બેટો, ધણી સામે ધણીયાણી, ભાઈ સામે ભાઈ અને ભાઈ સામે ભગિની ફરિયાદે ન ચડ્યા હોય. આ અદાલતનો જેમ મામલો છે તેમ ગાંધીના જન્મ પછી દેશમાં લગભગ તમામ ક્ષેત્રના કર્મચારીઓ પછી એ મોટા અમલદારી ભર્યો પગાર ભોગવતા હોય તો એ પણ હવે સત્યાગ્રહ, હક્ક માગવાનું આંદોલન, વિરોધ, હડતાલ અને શરૂથી જ અથવા મધ્યમસમયે ભૂખ-હડતાલ કરવા લાગ્યા છે.

ઉરૂલીકાંચનનો કલેજાને સમાધાન કરાવી આપે એવા વાતાવરણથી સભર આશ્રમ, ગાંધીજી જતાં જતાં એક વધારે આશ્રમ સ્થાપતા ગયા. એમનો એ સ્વભાવ જ હતો કે કોઈ પણ સમસ્યાને બહુ વિચિત્ર જ લાગે એ મુજબ તેઓ હલ કરતા અને આખર એ વિચિત્રતા જ એની વિશેષતા સાબિત થતી, એના માનવીપણાની વાહવાહ પોકારાવતી, એની ધીરજની કમાલ પેશ કરી જતી.

બાળકોબા ભાવે એક કાપથી રેશી જેવો માણસ. આશ્રમમાં વિનોબા જેમ વડોદરાનું ઘર છોડીને ઇસુની ઓગણીસમો સોળની સાલમાં આવેલા તેમ જ વિચારપૂર્વક બાળકોબા પણ વિનોબા પછી બરાબર છ જ મહીને ભાગેલા અને આ ભાગનારો જબરો નીકળ્યો હતો. બાળકોબાએ ઘર તો છોડયું જ હતું પણ આશ્રમવાસી બન્યા બાદ પણ એના આંતર મનને ઇશ્વરસાક્ષાત્કારની જે ઝંખના રહ્યા કરતી તેથી બે કે ત્રણવાર આશ્રમમાંથી ભાગેલા. પણ એ બીમાર તો આશ્રમમાં આવ્યા ત્યાર પછી બનેલા. કિશોરા-વસ્થામાં વિનોબા, બાળકોબા અને ધૂળિયામાં નિવાસ કરતા લગભગ ગુપ્તપુરુષ જેવા વિનોબાના નાનાભાઈ શિવાજી ભાવે આમ ત્રણેય ભાઈઓમાં બાળકોબા વધારે તંદુરસ્ત રહેતા.

ગાંધીજીની એ એક બહુ જબરી આવડત હતી કે તેઓ માણસને પારખી લેતા, બરાબર સામેના માણસના અંદરની સ્થિતિ તેઓ કળી લેતા અને જરૂર પડયે તેઓ તેનો ઉપયોગ કરી લેતા.

હરિને માર્ગે જનારો પોતે જેમ પોતાને ઓળખે છે તેમ અન્યને પણ ઓળખી લેતો હશે.

બાળકોબાને લગભગ ૧૫ વર્ષ ક્ષયરોગ રહ્યો. બાપુએ તરેહતરેહના ઈલાજો માટે પ્રયત્નો આદર્યા હતા. જે કોઈ, ડૉક્ટર કે વૈદ્ય આશ્રમમાં કે રસ્તામાં, દિલ્હીમાં કે હરિજન વસ્તીમાં મળે તેને તેઓ શક્ય હોય ત્યાં સુધી સલાહ સૂચના વિ૰ના ઉપયોગ માટે બાળકોબા સાથે ભેટો કરાવે યા તો પત્રવ્યવહારથી કામ ચલાવડાવે. જો કે ભલભલા ડૉક્ટરોએ આ બાળકોબા માટે તો હાથ ધોઈ નાખ્યા હતા. કહી જ નાખ્યું હતું કે આ મરશે, બચશે નહિ. ખુદ બાળકોબાજી પણ સમજી બેઠા હતા કે હું જવાનો છું પણ બાપુએ સતત પ્રયત્નો રાખ્યા હતા. બહુ ઈલાજો, હવાફેર સંયમ વિ૰ અનેક રસ્તા અનુભવ્યા પછી પણ બાળકોબા સારા તો ન જ થતા. આખર પણ ગાંધીજી હાર્યા નહોતા. ઓગણીસમો છેંતાળીસની ઇસુની સાલ. બાપુ બાળકોબાને લઈને પૂના આવ્યા. પારસી ડૉ૰ દિનશા મહેતા પાસે અને પછી પૂનાથી પશ્ચિમ દિશામાં, મનમાડ રેલવે લાઈન ઉપર પૂનાથી ત્રીજું જ રેલવે સ્ટેશન ઉરૂલીકાંચનમાં લાવ્યા. બાળકોબા રહેવા લાગ્યા, શરીર સુધારા ઉપર આવવા લાગ્યું. બાપુ પણ શરૂઆતમાં રહ્યા અને ઉરૂલી સ્ટેશનના સામે જ એક મકાનમાં બાપુ ઉરૂલીના અને આસપાસના લોકોને કુદરતી ઈલાજો કરવા લાગ્યા અને બતાવવા લાગ્યા. આમાંથી ખડો થયો આજનો નિસર્ગોપચાર આશ્રમ. બાપુએ મહેનત લીધી, કુદરતી ઈલાજ અંગે દેશમાં વિચારો થવા લાગ્યા,

કેંદ્રો ખુલવા લાગ્યા, પ્રચાર વધ્યો, બાળકોબા પણ બચ્યા. પણ બાળકોબાજી આજે ય કહેતા હોય છે કે આ આશ્રમ બાપુએ કર્યો છે પણ એ જોવા રોકાયા નહીં.

સેવાગ્રામમાં એકવાર બળવંતસિંહજીએ બાળકોબાની રીતભાત જોઈને કહ્યું: 'હવે માંદલું શરીર છે એને ય ભલા જતન શા?' બાળકોબાને થયું કે સાથીઓને પણ આવો અભિપ્રાય રહેતો હોય તો મારે આશ્રમમા રહેવું વ્યર્થ છે. તેથી તેઓ હિમાલય ભાગવાના વિચારે ચડયા હતા. વાત બાપુ પાસે પહોંચી ગઈ. પત્યું. બાપુ પાસે લગભગ કોયકાઓ શમી જતા અગર તો રસ્તાઓ આચરી સમાવી નખાતા.

બાળકોબાજી માટે બળવંતસિંહના કહેવાથી બાપુને દુઃખ તો એ થયું હશે કે બળવંતસિંહ બાળકોબાને કેમ નહિ ઓળખતા હોય? કારણ આખર બળવંતસિંહ પણ આશ્રમવાસી હતા, બહારના મુલાકાતી નહીં. બાપુએ બળવંતસિંહને કહ્યું હતું કે બાળકોબાને હાથે બહુ મોટા સેવા કાર્ય થાય તેમ હું સમજુ છું. આ વાત ઊંડીનો અભ્યાસ કરનારા આજે જોઈ શકે છે, બાપુ તો નથી રહ્યા.

ઇસ્વીસન ઓગણીસસો તેંત્રીસની વાત.

બાળકોબા બીમારીમાં ચાલુ મુંબઈ એક ગૌરીશંકરભાઈ નામના ભાઈ દુગ્ધકલ્પ વિ૦ ઇલાજોથી ઉપચાર દેવાનું કામ કરે. તેમની પાસે મનોહર પવાર નામના ભાઈ કામ શીખવા આવે. બાળકોબાને મુંબઈ જવાનું થયું, દુગ્ધકલ્પ માટે.

મુંબઈનું વાતાવરણ, સાંતાક્રુઝમાં શેઠ જમનાલાલ બજાજે મકાન રાખેલું તેમાં એક ખોલી ખાસ કાર્યકર નિવાસ જેવી જ રાખેલી. મુંબઈ આવતા કાર્યકરો તેમાં ઉતરે બેસે. બાળકોબાને પણ આ ખોલી જ નિવાસસ્થાન બનેલી. દુગ્ધકલ્પ થયો શરૂ.

મુંબઈની સ્થિતિ, મચ્છર, ઘોંઘાટ વિ. બાબતોથી બાળકોબાને સેવાગ્રામમાં રહીને દુગ્ધકલ્પ કરવો વાજબી લાગ્યો. ગૌરીશંકરભાઈને મળીને નક્કી કર્યું કે મનોહર પવાર સેવાગ્રામ સાથે આવે અને દુગ્ધકલ્પ વિધિસર કરાવે.

મનોહરજી તૈયાર જ હતા. તેઓએ વાતવાતમા બાળકોબાજીને પૂછી નાખ્યું: 'શું હું મારા પત્નીને પણ મારા સાથે સેવાગ્રામ લાવી શકું ખરો?'

બાળકોબાએ સહજ વૃત્તિથી જણાવ્યું: 'હા ત્યાં તો જગા વિની સારી અનુકૂળતા છે, મુંબઈ જેવી મારામારી જગ્યા અંગે તો નથી જ.' સાથે છેલ્લે છેલ્લે એ પણ જણાવેલું કે 'તમારે બાપુને પણ આ બાબત જણાવવું જોઈએ. પણ લવાય એવું છે.'

આશ્રમમાં બધું નિયમ મુજબ ચાલતું. બાપુ કોઈ પણ બાબત નાની હોય કે મોટી પણ સાવધાની તો રાખતા જ. મનોહરજી પહોંચ્યા સજોડે. બાપુ બરાબર સેવાગ્રામ એ સમયે હાજર. તેઓએ જોયું. સાંજે ફરતી વેળાએ બાળકોબાને સાથે બોલાવ્યા. મનોહરજીના પત્નીને સેવાગ્રામ લાવવા બાબતની વાત નીકળી. કારણ મનોહરજી આવે એ નક્કી હતું પણ સાથે બીજું સભ્ય લાવે એની જાણ આશ્રમને કરી નહોતી.

હવે બન્યું એવું કે બાપુએ મનોહરજી અને તેમના પત્ની બાબતનું જ્યારે પૂછવું શરૂ કર્યું ત્યારે બાળકોબાએ સીધું જ એમ નહી સ્વીકાર્યું કે 'મેં પત્નીને લાવવાનું પૂછેલી વેળાએ પ્રથમ હા કહેલી.' પણ બાળકોબાજી તો પ્રથમ વિગત જ કહેવા લાગ્યા અને બાપુને પૂછાવવું પણ જોઈએ એ છેલ્લે કહ્યું.

બાપુ આથી ગંભીર બન્યા. બાળકોબા સમજી ગયા કે આમા કાંઈક અજાયું જ લાગે છે. તુરત જ પૂછી લીધું: 'કેમ આપ ગંભીર બન્યા મારી કાંઇ ભૂલ થાય છે?'

બાપુએ જવાબ વાળ્યો: 'તમે પ્રથમ મને કહ્યું હોત કે મેં હા પાડી હતી તો એ સત્ય સાબિત થાત, પાછળથી તમારે વિગત જગ્યા અંગેની તથા જે કાંઈ બની હોય તે જણાવવી રહી.'

જો કે મનોહરજી બાપુને પૂછાવવું એ ગૌણ સમજતા હતા અને જગ્યા બીની વિ૦ બાબત પ્રધાનપણે સમજ્યા હતા, જ્યારે બાળકોબાજી સમજ્યા કે નિયમભંગ થયો. બાપુ સમજતા કે મારા આશ્રમના સાથી પણ સૂક્ષ્મ સત્ય વિષે દરકાર ન રાખે તો કેમ ચાલે?

સત્યાગ્રહી બાપુનું સત્ય વિષે આટલું ઊંડું સંશોધન અને મનન-ચિંતન રહ્યા કરતું. આ વાત સત્યાગ્રહને માર્ગે જનારને બહુ સમજવા જેવી છે.

# સંજીવની કલા—સંગીત

ડૉ. કુસુમબહેન દેસાઈ

માદામ મોન્ટેસોરી આજની દુનિયાના યુગ-નિર્માતાઓ પૈકી એક હતાં. શિક્ષણનાં ક્ષેત્રમાં એમણે જે આમૂલ ફેરફારો કર્યા તેથી માનવતાનો આખો ચે નકશો બદલી ગયો. પરંતુ, માનવતા અને શિક્ષણની કાયાપલટ પાછળ જે મૂળ વાત છે તે અત્યારે આપણે ભૂલી ગયા હોઈએ એમ લાગે છે.

મોન્ટેસોરીનાં બચપણની વાત છે. નાના હતાં ત્યારે તેમણે એક બિલાડી પાળી હતી. એ બિલાડી ઘણી જ તીખા સ્વભાવની હતી અને આગંતુક મહેમાનોને ઘણી વાર કરડી બેસતી. એને વિશેની ફરિયાદ-રાવ સાંભળી સાંભળીને મોન્ટેસોરી પોતે ય કંટાળી ગયાં હતાં. પણ, જ્યારે મોન્ટેસોરીએ પિયાનો પર સંગીતનો અભ્યાસ શરૂ કર્યો, ત્યારથી બિલાડીમાં આશ્ચર્યજનક પરિવર્તન થવા લાગ્યું અને થોડાક દિવસોમાં જ એની ખાસિયતો અને સ્વભાવ બદલી ગયા. આ ઘટનાથી મોન્ટેસોરી અચંબો તો પામ્યાં જ, સાથે સાથે આ ઘટનાએ એમને એક નવી જ પ્રેરણા આપી—માનવ-સ્વભાવને સુશિક્ષિત અને સુસંસ્કૃત કરવા માટેની એક અદમ્ય પ્રેરણા, અને એ પ્રેરણાને કારણે જ આજે તેમને આપણા યુગનાં યશસ્વી કેળવણીકાર માનીએ છીએ.

સંગીતની માનવ-સ્વભાવ પર ભારે ઊંડી અસર પડે છે. ખરે જ, માણસનો કાયાકલ્પ કરી નાખે એવો તેમાં જાદુ ભર્યો છે. સંગીતનો મધુર લય અને કોમળ સૂર પશુ-પક્ષી-માણસ બધાંની ઊર્મિ વૃત્તિઓને સૌમ્ય બનાવીને એમનાં જીવનમાં એક નવી જ સ્ફૂર્તિ ભરી શકે છે. એક નવી પ્રેરણા દઈ શકે છે, એ પ્રેરણા છે સર્જનાત્મક કામો માટેની પ્રેરણા.

શેરશાહ, ભારતીય ઇતિહાસમાં જાણીતો છે. ગ્રાંડ ટ્રંક રોડ જેવો વિશાળ રસ્તો, ટપાલનો આરંભ—એવાં એવાં ઘણાં કામો સાથે એની યાદગીરી જોડાયેલી છે. એની આ પ્રવૃત્તિઓ ઘણી જ જાહેર છે અને તે માટે તેની ઘણી પ્રશંસા થઈ છે, પણ આ બધાંનું શ્રેય સંગીતને છે એમ કહીએ તો ખાસ કોઈને શ્રદ્ધા ન પણ બેસે.

એ વખતની વાત છે જ્યારે હુમાયુંને હરાવીને દિલ્હીની ગાદી પર શેરશાહ તાજો તાજો બેઠો હતો. શેરશાહનો સ્વભાવ ઘણો જ ઉગ્ર હતો. સાથે જ તેને ગાંડપણની બીમારી પણ હતી. બેઠા બેઠા જ એકાએક એના પર ગાંડપણનું ભૂત સવાર થઈ જાતું. તેનો ઉગ્ર સ્વભાવ વધુ ઉગ્ર થઈ જતો અને ગાંડપણના આવેશમાંને આવેશમાં સમજ્યા-વિચાર્યા વિના ફાવે તે આચરી બેસતો. કેટલીયે વાર તેણે પોતાના દરબારીઓને ઉંચકી ઉંચકીને છતની નીચે ફેંકાવી દીધેલા, જનાનખાનાની બેગમોને કોઈ પણ જાતના વાંક ગુનો વગર મોતને ઘાટ ઉતારી દીધેલી. લોકો એની આ આદતથી ત્રાહિ ત્રાહિ થઈ ગયા હતા. એનો આ સ્વભાવ કાઢવા જાતજાતના ઈલાજો કરવામાં આવ્યા, પણ પરિણામ ન આવ્યું.

બરાબર એ જ અરસામાં પશ્ચિમથી એક મુસલમાન ગાયક દિલ્હી આવ્યો શેરશાહના દરબારમાં જઈને તેણે પોતાનું સંગીત સંભળાવ્યું. સંગીત સાચે જ ઊંચી કોટિનું હતું. શેરશાહ મુગ્ધ થઈ ગયો. એણે એ ગાયકને પોતાને ત્યાં રાખી લીધો. પછી તો જ્યારે પણ એની તબિયત બગડવાની હોય ત્યારે કે તેને જરા પણ ગભરાટ કે મૂંઝારો થાય ત્યારે તેને બોલાવીને તે સંગીત સાંભળ્યા કરતો. શેરશાહને સંગીત એટલું બધું પ્રિય થઈ પડ્યું કે એણે તો દરબારમાં કેટલાએ મશહૂર સંગીતજ્ઞો રાખી લીધા. હવે તો તે પોતાનો ઘણોખરો સમય તો સંગીતકારો વચ્ચે જ ગાળવા લાગ્યો અને ધીમે ધીમે એવું આશ્ચર્યકારક-પરિવર્તન થયું કે

આખરે તેનું રહ્યુંસહ્યું ગાંડપણ 'પપ્ નીકળી ગયું', ઉગ્ર સ્વભાવ ટળી ગયો.

વિદેશોમાં તો સંગીત મારફતે જનતાનો નૈતિક સ્તર ઊંચે આણવાના પ્રયાસો થઈ રહ્યા છે અને કેટલેક અંશે તેમાં સફળતા પણ મળવા લાગી છે. ખૂનીઓ અને જન્મારાના અપરાધીઓ કે જેઓને ગમ્મતમાં સખત કેદ પણ બદલી શકતી નથી, તેવી વ્યક્તિઓની જિંદગી આજે સંગીતને પ્રતાપે સુધરવા લાગી છે.

થોડા વરસો પહેલાની વાત છે, સાનફ્રાંસિસ્કોની એક આધેડ વ્યક્તિ સ્થાનિક જેલ અધિકારીઓ પાસે ગઈ. એનું કહેવું એ હતું કે સંગીતથી અપરાધીઓની મનોભાવનાઓને બદલી શકાય છે અને તેઓને સભ્ય તથા સુસંસ્કૃત બનાવી શકાય છે. અધિકારીઓને ઘણું જ આશ્ચર્ય થયું કે જે કેદીઓને જેલની યાતનાઓ સભ્ય પણ બનાવી શકતી નથી તેઓ ગાવા-વગાડવાથી તે કેમ કરી સુધરે? પણ, થોડા દિવસના પ્રયોગો પછી, જ જોઈ શકાયું કે આ અસંભવ વાત સંભવિત બની.

સ્વાસ્થ્ય પર સંગીતની ઘણી જ ગભીર અસર પડે છે વિખ્યાત શરીર વિજ્ઞાન-શાસ્ત્રી પૉલ બર્નિયર કહે છે કે કેટલીક રાગ-રાગણીઓ એવી છે કે જે સાંભળતાં જ શ્રોતાની પાચન ગ્રંથિઓ સતેજ બને છે. માનવ શરીરનું મોટું આંતરડું આ રાગ-રાગિણીઓ વાગતાં જ મળ નિકાસનું કામ આરંભી દે છે. આ વાતનું પ્રમાણ બર્નિયરને પોતાના કુટુંબમાંજ મળી ચૂક્યું હતું.

બર્નિયર એકવાર પોતાના સાળા સાથે બેઠા હતા. સામે જ રેડિયો વાગી રહ્યો હતો. થોડીવારમાં જ રેડિયોમાં એક ખાસ જાતનું સંગીત વાગવા લાગ્યું. આમ તો બર્નિયર અને તેના સાળાએ અલ્પાહાર જ લીધો હતો અને અપચો થવાની સંભાવના જ નહોતી, પણ સંગીતની સુરાવલિઓ હળવા રેચકનું કામ કરી ગઈ.

પાચનગ્રંથીઓ ઉપર તો સંગીતની અસર છે જ, પણ સાંધાના દરદો અને અનિદ્રા આદિ વ્યાધિઓમાં ય સંગીતની અસર કોઈ સિદ્ધ દવા જેટલી જ થાય છે. મિશિગન યુનિવર્સિટીના ડૉક્ટરો આ વિષયમાં સંશોધન કરી રહ્યા છે. એમનું કહેવું એમ છે કે 'અમુક રોગો ઉપર તો માત્ર સંગીત એ જ એક અચૂક દવા છે. ભિન્ન ભિન્ન રોગોને સંગીતની ભિન્ન ભિન્ન રાગિણીઓથી હટાવી શકાય છે. વાયલિનનું સંગીત માથાના દુઃખાવા ઉપર રામબાણ ઇલાજ સાબિત થયું છે.

આ બાબતમાં વિશેષજ્ઞોએ બ્લડ-પ્રેસરના રોગીઓ ઉપર સંગીતનો પ્રયોગ કરી જોયો છે. તેઓ તેને અંતે એવા નિર્ણય પર આવ્યા છે કે સંગીતની અમુક ખાસ રાગ-રાગિણીઓથી બ્લડ પ્રેસરની માત્રામાં ઘટાડો કરી શકાય છે. કેટલાક દરદીઓને એક અંધારા ઓરડામાં આરામ ખુરશી પર સુવરાવીને અમુક ખાસ પ્રકારની રેકાર્ડ વગાડવામાં આવી હતી. એકની એક રેકાર્ડ દશ-બાર વાર સાંભળી સાંભળીને દરદીઓ કંટાળી ગયા, પણ યંત્ર ઉપર બ્લડ-પ્રેસરની માત્રાઓ દોરાતી હતી તેમાં ખાસ્સો ઘટાડો દોરાઈ ગયો હતો! પછી બીજી રેકાર્ડ બજાવવામાં આવી, તો તરત રોગી-શ્રોતાઓનું બ્લડ-પ્રેસર પાછું વધી ગયું હતું.

જર્મનીમાં તો સંગીતે એકવાર મૃત્યુને પણ પરાજિત કરી દીધું હતું. એક વ્યક્તિ ઘણી જ બીમાર હતી. ડોક્ટરોએ કહ્યું કે એના તમામ લોહીમાં એક વિચિત્ર પ્રકારનું ઝેર વ્યાપી વળ્યું છે, હવે એની બચવાની આશા નકામી છે. પણ, એક દિવસે ડૉક્ટર ન્વેગ એને તપાસવા આવ્યા અને એની તપાસ કરીને રોગીના ઓરડા પાસે બેન્ડ વગાડવાનું કહ્યું. બેન્ડવાજાઓને એમણે ચોક્કસ સૂચનાઓ આપી રાખી હતી. ડૉક્ટરની સૂચના પ્રમાણેનો ઘણો જ મધુર અને કોમળ લય. તેઓ વગાડી રહ્યા હતા: દરદી પર સંગીતના આ મધુર લયની ઘણી ઊંડી અસર પડી અને દિવસો સુધી ચાલુ એ સાંભળી સાંભળીને ધીરે ધીરે તે સ્વસ્થ થતો ગયો. સંગીતે એને મૃત્યુના ભયાનક અને બળવાન પંજામાંથી મુક્તિ અપાવી અને નવજીવન બક્ષ્યું. એ પછી તો ડૉ. ન્વેગની ખ્યાતિ પશ્ચિમી જગતમાં થઈ ગઈ અને એમણે અનેક અસાધ્ય વ્યાધિઓનો ઇલાજ કર્યો અને અપાર ધન

તથા યશ કમાયા.

સાઇકોસોમેટિક રોગો (મનોભાવોના દુષ્પ્રભાવથી ઉત્પન્ન થનારા રોગો)માં તો સંગીત અત્યંત ઉપયોગી અને સફળ માલૂમ પડ્યું છે. અમેરિકાની એક ઈસ્પિતાલમાં પોતાની શ્રવણ શક્તિ તદ્દન ગુમાવી બેઠેલી એક વ્યક્તિને ફરી સાંભળી શકતી કરી હતી, અને તે સંગીતની જ મદદથી. એક ઇટાલિયન શરીર-વિજ્ઞાન-વેત્તાએ તો ત્યાં સુધી કહ્યું છે કે સંગીતથી મનુષ્યની બૌદ્ધિક શક્તિઓ વધી શકે છે અને તેની વિચાર-શક્તિ પણ તીવ્ર બને છે.

સાચે જ, સંગીત સ્વાસ્થ્યનું એક આવશ્યક અંગ છે. સંગીતની લહેરો શરીરમાં તાજગીની એક લહેરખી પેદા કરી દે છે. તમારો પોતાનો જ વિચાર કરો. દિવસ ભરની ધમાલને અંતે જ્યારે સંગીતના સૂર તમારા અંતઃકરણમાં ઉતરે છે ત્યારે તમે કેવા હળવા ફૂલ થઈ જાઓ છો? ક્ષણભર આપણે આપણી જાતને ભૂલી જઈએ છીએ. ગીતની માધુરી આપણી તમામ ઉદાસીનતા, સકલ વિરક્તિ દૂર કરી દે છે અને આપણામાં જીવન પ્રત્યે નવો જ અનુરાગ પેદા થાય છે. જીવન અને સંગીતનો સંબંધ આટલો ઘનિષ્ટ છે

આજના વિભિન્ન ઉદ્યોગોમાં પણ સંગીત આવશ્યક અંગ જેવું બની ગયું છે. વિદેશોમાં આ દિશામાં સફળ પ્રયોગો કરવામાં આવ્યા છે. સંગીતને કારણે કારખાનાના મજૂરો હંમેશાં તાજામાજા અને વધુ ચપળ રહે છે. તેમને જલદી થાક લાગતો નથી. પરિણામે ઉત્પાદનમાં વૃદ્ધિ માલૂમ પડી છે અને ઉદ્યોગનો વિકાસ થયો નોંધાયો છે. અને તેથી જ અમેરિકા તથા યુરોપના તમામ કારખાનાઓમાં સંગીત મંડળીઓ રાખવામાં આવે છે. આ મંડળીઓ મજૂરો કામમાં વ્યસ્ત હોય ત્યારે સંગીતની મધુર રાગિણીઓ છેડે છે. કેટલાક કારખાનાઓમાં તો પોતીકા બ્રોડકાસ્ટિંગ સ્ટુડિયો પણ છે.

ફેક્ટરીઓમાં કે ઉદ્યોગોમાં જ માત્ર નહિ, ઑફિસોમાં ખુરશી-ટેબલ પર બેસનારા, કલમ ચલાવનારા કર્મચારીઓ માટે પણ સંગીત ખૂબ લાભદાયક સિદ્ધ થયું છે. સાનફ્રાન્સિસ્કોમાં એક ઑફિસના દરેક વિભાગમાં રેડિયો મારફત સંગીત પ્રસારિત કરવાની વ્યવસ્થા છે. ઑફિસના માલિકો અને કર્મચારીઓ, બધાનું કહેવું છે કે એથી એમને કામ કરવામાં વિશેષ આનંદ આવે છે.

મનુષ્ય પર જ નહિ, પશુ-પંખી પર પણ સંગીતનો ઊંડો પ્રભાવ પડે છે. સંગીતના પ્રભાવથી જ હળાહળ ઝેરી સાપ પોતાની હિંસક પ્રવૃત્તિ ભૂલીને ફેણ ઊંચી કરી ઝૂમવા લાગે છે. લંડનના પ્રાણીઘરમાં તાજેતરમાં સંગીતના પ્રયોગો કરવામાં આવ્યા હતા. એવું જોવામાં આવ્યું છે કે ચિત્તાને એવું સંગીત પ્રિય છે જે રગેરગમાં ઉત્તેજના ભરી દે— આખા શરીરમાં મસ્તી ભરી દે. હરણ તો સંગીત પ્રેમી છે જ. વાઘે પણ સંગીત પ્રત્યે પોતાનો પ્રેમ પ્રકટ કર્યો હતો. રોયલ બંગાલ ટાઈગરના નર પ્રાણીએ તો ખાસ એટલી ઉત્સુકતા ન બતાવી, પણ માદા દોડીને એક ખૂણે મોહિત થઈને સાંભળવા લાગી. વચ્ચે થોડા સમય માટે સંગીતની તાન અટકાવી દેવામાં આવે તો બાવરી આંખે ચોમેર જોવા લાગતી—સંગીત ચાલુ રાખવા વીનવતી ન હોય!

પૂર્વના હાન પરિવારમાં યાંગશેન નામે એક ઘણાં જ ઈમાનદાર અફસર થઈ ગયા. તેઓ ક્યારે પણ લાંચ-રુશ્વત લેતા નહિ. એકવાર અંધારી રાતના એક ધનવાન વ્યક્તિ અશરફીની થેલી ભરીને એમની પાસે આવી અને કહેવા લાગી: 'આ હું આપના માટે લાવ્યો છું. આ વાત કોઈ જાણતું નથી, એનો સ્વીકાર કરો.'

યાંગશેનનું મોઢું ખેંચાયું: 'મુર્ખ! એ તું કયા હિસાબે કહે છે કે કોઈ નથી જાણતું! ભલા માણસ, કે તો ખરો કે આ જમીન નથી જાણતી શું? પેલું આકાશ નથી જાણતું કે? અને, શું તું જાણતો નથી, અથવા હું નથી જાણતો!'

—'ફોક ટેલ્સ ફ્રોમ ચાઈના'

# મેઘ–ધનુષ

'શિવપ્રકાશ'

પવિત્ર જેરૂસલેમ શહેરના નગરજનોએ અધર્મનું મોટા પ્રમાણમાં આચરણ કર્યું અને ઇશ્વરની હાંસીપાત્ર આરાધનામાં તેઓ ડૂલ બન્યાં, ત્યારે દૈવી કોપ પ્રજ્વળી ઊઠ્યો; અને તેની અભિવ્યક્તિ તરેહ તરેહ રીતે થવા લાગી. પૃથ્વી ઉપર જમીન ધ્રૂજવા માંડી; પર્વતની શિલાઓ ખીણમાં ગબડવા લાગી; આકાશમાં વીજળી ચમકારા કરવા લાગી. મેઘગર્જનાના બુલંદ પડઘા દિગંતમાં ફરી વળ્યા. નીચે કમનસીબ શહેરના વતનીઓ ધોળે દિવસે અમાવાસ્યાની રાત્રિનું કાજળઘેરું અંધારું જોઇ, અમંગળ કલ્પનાઓ કરવા લાગ્યાં; કેટલાક તો, આવા ભયંકર તોફાનમાં મકાનો કડડભૂસ પડશે કે શું એવી બીકે મેદાનમાં દોડી ગયાં; પરંતુ તોફાની વાયરા અને વરસાદનું પ્રાબલ્ય એટલું જોરદાર નીવડયું કે પગ માંડીને ધરતી ઉપર ઊભા રહેવું અશક્ય બન્યું.

વિનાશકારી તત્ત્વોની રણભેરીએ, જીવતાંને તો ઠીક, પણ કબરમાં સૂતેલાં અને કયામતના દિવસની રાહ જોતા મૃતાત્માઓને પણ જગાડી દીધાં. તે સૌએ સ્વર્ગની વાટ પકડી. પૃથ્વી ઉપરનાં પોતાનાં બાળકોને દૈવી ક્રોધમાંથી બચાવવા, દિવંગત બધા જ આત્માઓ સ્વર્ગમાં એકઠાં મળ્યાં અને અબ્રાહમ, ઈઝાક અને જેકોબના નેતૃત્વ નીચે, પ્રભુના દિવ્યાસન આસપાસ પ્રાર્થના કરવા લાગ્યા. પરંતુ જગદીશ એટલા નારાજ થયા હતા કે પાપનું આચરણ કરનારાઓને સબક આપવા મક્કમ હતા.

પોતાની પ્રાર્થના નિષ્ફળ ગઇ જાણી, આ વડવાઓ હિંમત હાર્યા નહીં; સાચા દેવતાઈ અંશો જેમનામાં હતા તેવા પ્રતાપી પયગંબરો સેમ્યુઅલ, મોઝીસ, એલીજાહ અને એલીશાને ઇશ્વરના દરબારમાં દયા-યાચના માગવા મોકલ્યા. જવાબમાં દૈવી પ્રકોપ ઉગ્ર બન્યો; મેઘગર્જના ઘેરી બની; વીજળીના લબકારા, ક્રોધથી ફૂંફાડા મારતા નાગની જીભ પેઠે, વધુ તીવ્ર બન્યા.

સંતજનો, પયગંબરો અને મૃતાત્માઓ કુદરતની ખફાનો આ તાલ જોઈ, તોફાનમાં ઘાસ ડોલે, તેમ ધ્રૂજવા લાગ્યા. વિશેષ બોલવા કોઈની હિંમત ચાલી નહીં; જાણે મૃત્યુએ ઘેરી લીધા હોય, તેમ સૌ સૂનમૂન ઊભા.

આ સંકટની પળે, એક માતાનો આત્મા જાગ્યો.

યહૂદી કોમની તે જગદંબા હતી. માતા રેકેલ.

કબરમાં તે સૂતી હતી ત્યાં સર્વનાશની મૃત્યુઘંટા તેણે સાંભળી; સાથે સાથે પોતાનાં બાળકોનું આક્રંદ પણ તેને કાને પડયું. તે ઊઠી; સ્વર્ગમાં ઈશ્વર પાસે પહોંચી; અને ઘૂંટણિયે પડી, બે હાથ ઊંચા કરી, પ્રાર્થના કરી: 'હે સર્વશક્તિમાન! તને આવાહન કરવું મારા માટે યોગ્ય નથી; પણ મારાં બાળકોનું આક્રંદ મને લાચાર બનાવે છે. તું સર્વજ્ઞ છો; મારી જીભે જે શબ્દો આવે છે તેની પ્રેરણા રૂપે પણ તું જ છો; તારી જાણ બહાર કાંઇ નથી; છતાં તને નમ્રપણે વીનવું છું!'

આટલું બોલી, તેણે ભક્તિભાવથી મસ્તક નમાવ્યું. તેની બન્ને આંખોમાંથી અશ્રુધારા વહેવા લાગી માતૃહૃદયની આવી સચ્ચાઈ જોઈ, પ્રભુને દયા આવી અને પોતાનો કોપ શમાવ્યો. બીજી જ ક્ષણે વીજળી ઝબૂકતી બંધ થઇ;

વાદળ વીખેરાઈ ગયાં; વા-ઝડી સ્થિર થઈ; સમય થંભી ગયો; પાંખો બંધ કરી, પંખી ડાળપર બેસી ગયાં; સૂર્ય-ચન્દ્ર અને તારાની ગતિ સ્થગિત થઇ ગઇ. એક માતાની પ્રાર્થના ભગવાન સાંભળી રહ્યા હતા. પ્રભુ સાંભળે છે એ જ્ઞાનથી ઉત્તેજના પામી, માતા રૅકેલે કહ્યું:

"હે ઈશ્વર! મારો પોતાનો ઇતિહાસ તો તું જાણે જ છે; મારા પિતાને ત્યાં હું અને મારી બહેન ઘેટાં ચારતાં; એક દિવસ અમે છોકરીઓ, ઘેટાંને પાણી પાવા એક કૂવાકાંઠે જઇ ચડી; તેના મથાળે એક મોટી શિલા પડી હતી તે દૂર થાય તો જ પાણી સીંચી શકાય. અમારામાં એટલી તાકાત હતી નહીં. એટલામાં ત્યાંથી સુદૃઢ બાંધાનો એક દેખાવડો યુવાન નીકળ્યો. એક જ પળમાં તેણે પથ્થરને દૂર હડસેલી દીધો; અમે આશ્ચર્યથી અને પ્રશંસાથી તેનું શરીરબળ જોઈ રહ્યાં; જેકૉબ તેનું નામ. મારે દૂરના સગપણમાં પણ થાય, એટલે મારા પિતા પાસે તેને લઇ ગઇ.

"થોડા જ પરિચયે તેણે મારું મન હરી લીધું હતું. તેને પણ મારા તરફ લાગણી થઇ અને એકબીજાને અમે ઝંખતાં થઇ ગયાં. એટલું જ નહીં, પરણવાનો કોલ પણ આપી દીધો. આ હું વિના સંકોચે કહું છું—કેમ કે સ્ત્રી અને પુરુષમાં પરસ્પર આકર્ષણ, હે ઈશ્વર, તેં જ મૂક્યું છે, જેથી સંસારની ઘટમાળ ચાલ્યા કરે.

"ભગવન્, મારા પિતાનો સ્વભાવ હઠીલો હતો. જ્યારે જેકૉબે મારા હાથની માગણી તેની સમક્ષ કરી, ત્યારે મુરતિયો કામઢુ છે કે નહીં તેમ જ ખેતકામ કેવુંક કરી શકે છે તે ચકાસવા, સાત વર્ષ સુધી અમારા ખેતરમાં મજૂરી કરવાની શરત મૂકી! આ વાત સાંભળી, મારા અને જેકૉબના તો રામ જ રમી ગયા! સાત વર્ષ...! આ સમય જુવાન હૈયાંને માટે ઘણો લાંબો ગાળો કહેવાય. મારા માટે થઈને, જેકૉબે શરત મંજૂર રાખી.

"સમય જવા લાગ્યો. એક એક દિવસ, એક વર્ષ જેવડો લાગ્યો. આશાનો દીવડો હૃદયમાં જલતો રહ્યો. એક, બે, ચાર-એમ કરતાં સાત વર્ષની મંજિલ કાપી નાખી. અવધિ પૂરી થઈ એટલે મેં પિતાને લગ્નની યાદ આપી તો તેમની ભ્રૂકુટિ ચડી ગઇ, અને મારી બહેન લિયાહને બોલાવવા મને મોકલી. તે મારાથી બે વર્ષ મોટી હતી. મારા પિતાની મુરાદ હું સમજી ગઇ. આથી મેં સંતાઇને તેમની વચ્ચેની વાતચીત સાંભળી. મારી બીક સાચી હતી. મારા પિતા, મારી બહેનને આ પ્રમાણે સમજાવી રહ્યા હતા.

'બેટા લિયાહ, તું રૅકેલ કરતાં મોટી છે અને આપણા કુટુમ્બમાં મોટી પહેલાં, નાની દીકરીનું લગ્ન થઇ શકે નહીં. ઇશ્વરની એવી આજ્ઞા નથી કે કોઇ સ્ત્રી, કુલોત્પત્તિ સિવાય, કુંવારી જ મરણ પામે. એટલે હું તારું લગ્ન જેકૉબ સાથે કરી દઇશ. તેણે રૅકેલ માટે, સાત વર્ષ તપ કર્યું છે. પરંતુ હું આખરે એક પિતા છું- મારી મોટી દીકરીને હું રઝળતી છોડી શકું નહીં. જા, લગ્નનો પરિવેષ ધારણ કર અને હા, આ વાત મનમાં જ રાખજે!'

"આ વાત સાંભળી, હું તો લગભગ ગાંડા જેવી બની ગઇ. બિચારો જેકૉબ, તેને આ ભયંકર દગાબાજીની થોડી જ ખબર હતી? મને મારા પિતા તથા મારી બહેન તરફ નફરત છૂટી-કેવો વિશ્વાસઘાત! આ આખી યોજનાની વાત મેં જેકૉબને છાની રીતે કહી દીધી. અને લગ્ન વખતે, નવવધૂનાં પોષાકમાં કોણ હશે તે સમજી શકે એટલા ખાતર સંકેત ગોઠવી રાખ્યો.

'જો તારી ભાવિ પત્ની, લગ્નમંડપમાં પ્રવેશતાં, તારા કપાળ ઉપર ત્રણ ચૂમી કરે, તો તે બીજું કોઈ નહીં-તારી પ્રિયતમા રૅકેલ જ છે એમ સમજવું.'

"તે સાંજે લિયાહે નવવધૂના સુંદર આભૂષણો ધારણ કર્યા અને વેષભૂષા એવી તો સુંદર બનાવી કે કોઈ તેને ઓળખી શકે નહીં. મને તો સવારથી જ એક કોઠારમાં સંતાડી દેવામાં આવી. સાંજે લિયાહ મને મળવા આવી ત્યારે ઈર્ષાનો અગ્નિ મને બાળી રહ્યો હતો. તેના હાથમાં રહેલા દીવાના આછા પ્રકાશમાં મેં જોયું કે તેનું મુખ કરમાઈ ગયું હતું. મૂજતો હાથ મારે ખભે મૂકીને તેણે કહ્યું:

'હવે શું થશે, બહેન? આનું પરિણામ શું આવશે? આ વાત મને ગમી નથી. તારી પસંદગીનો વર, તારી કનેથી ઝૂંટવી, મને આપે છે–પિતાજીને આ શું સૂઝ્યું? અને જ્યારે જેકૉબને આ વાતની ખબર પડશે ત્યારે કેવી ફજેતી થશે? તે મને ઘર બહાર કાઢી મૂકશે તો? મને કાંઈ જ સૂઝતું નથી–પિતાની આજ્ઞા ઉથાપું? તો તો સૌનું આવી બનશે. પરમકૃપાળુ પરમાત્માને નામે કહું છું, મને કાંઈક રસ્તો બતાવ જેથી જેકૉબ મને ઓળખી શકે નહીં!'

"આટલું બોલી તે ધ્રૂસકે ધ્રૂસકે રડી પડી. હું સાચું જ કહું છું, હે ભગવન્, જ્યારે તારું નામ કે જે સૌથી પવિત્ર અને પાવનકારી છે, તે તેણે વાતમાં વચ્ચે મૂક્યું ત્યારે મારું કઠોર હૃદય નરમ બન્યું. મારી બહેનની અસહાય અને દયાજનક સ્થિતિનું મને ભાન થયું. અત્યારે જેમ હું તારી પાસે કરગરું છું તેમ તે મારી સામે ઊભી હતી. મને દયા આવી અને પેલો છૂપો સંકેત તેને સમજાવી દીધો.

'તું લગ્ન-મંડપમાં પ્રવેશ કરે, ત્યારે જેકૉબને કપાળમાં ત્રણવાર ચુંબન કરજે. આથી તેને શંકા આવશે નહીં.'

"આ છૂપો સંકેત સાંભળી તે રાજી રાજી થઈ ગઈ અને મારા પગમાં પડી, પ્રેમાશ્રુથી મને ભીંજવી દીધી. વળી કાંઈક શંકા જતાં, તેણે મને પૂછ્યું:

'પણ ધાર, બહેન, કે આટલાથી તેને સંતોષ ન થાય, અને તારું નામ લઈ બોલાવે તો મારે ચૂપ રહેવું? જો હું બોલુ તો તેને ખબર પડી જવાની અને ભાંડો ફૂટી જશે! ભગવાન ખાતર કંઈક રસ્તો કાઢ!'

"આમ જ્યારે બીજી વાર મેં, તારા નામે, આજીજી સાંભળી, ત્યારે મારી નસેનસમાં ત્યાગ અને બલિદાનની ભાવના વ્યાપી ગઈ. મેં કહ્યું:

'બહેન, ધીરજ રાખ! આ મુશ્કેલી પણ દૂર થઈ જશે. હું અગાઉથી તારા શયનખંડમાં ઘૂસી જઈશ અને તારી લગ્નશૈયા નીચે છુપાઈ રહીશ. અંધારામાં જેકૉબ તને જે કાંઈ પૂછશે તેનો જવાબ હું આપીશ, અને તેને કોઈ શંકા રહેશે નહીં. આપણે બન્ને એક જ માને ધાવ્યાં છીએ–તારે ખાતર હું આટલું કરીશ!'

"બધુ સાંગોપાંગ યોજના પ્રમાણે જ બન્યું. હે શક્તિમાન, હું ભારપૂર્વક એ કહેવા માગું છું કે તે રાત્રિ મેં જે રીતે ગાળી, અને મારા જ પ્રિયતમને મારી બહેનને હવાલે થતો જોયો–અને મારે મૂક સાક્ષી આપવી પડી–તેમાં જે ત્યાગ અને મગજની સમતુલાની જરૂર પડી તેનો જોટો જગતમાં નથી. પૃથ્વી ઉપરનું મારું આ કૃત્ય સરજનહારને પણ ઝાંખો પાડે તેટલું ત્યાગ અને કરુણા ભરપુર હતું.

"વહેલી પરોઢનો કૂકડો બોલ્યો તે પહેલાં હું જેકૉબના આવાસમાંથી બહાર નીકળી. સવારના પ્રકાશમાં શું બનશે–અને રેકેલને બદલે લિયાહને જોઇ, જેકૉબ ક્રોધાવેશમાં શું કરી બેસશે એ વિચારતી હું ઘેર ન પહોંચી, ત્યાં તો માતેલા સાંઢ જેવો જેકૉબ, હાથમાં કુહાડી લઈ, મારી પાછળ જ ધસી આવ્યો. ગાંડાતુર હાથી જેવા પોતાના જમાઈને જોઈ, મારા પિતાને તો મૂર્છા આવી ગઇ. મેં મારી જાતને મારા પિતા અને જેકૉબની કુહાડી વચ્ચે ધરી દીધી! તેણે મારા મોઢા ઉપર કોણીની એક મુક્કી જોરથી મારી, અને હું લોહી નીંગળતી હાલતમાં, તેના પગ આગળ

ફસકાઈ પડી.

મારી આવી દશા જોઇ, જેકૉબને દયા આવી; તેના હાથમાંથી કુહાડી પડી ગઈ. મારા પ્રત્યે તેના સાચા પ્રેમને લીધે, મારા અપરાધી પિતાને પણ તેણે માફી આપી, અને લિયાહનો સ્વીકાર કર્યો. એક અઠવાડિયા પછી મારા પિતાએ તેની બીજી પત્ની તરીકે, મારો વિવાહ કરી આપ્યો. સ્ત્રી અને પુરુષના ગૃહસ્થાશ્રમનો ઈશ્વરમુખે કથેલો મહિમા અમે પાળ્યો. આજે આ મારાં જ સંતાનો તારા દૈવી કોપનો ભોગ બન્યાં છે.

'હે પ્રભુ! હું એક પામર જીવ–મેં જેમ કરુણા બતાવી, તેમ તું તારા બાળકો તરફ કૃપાદૃષ્ટિ કર અને જેરૂસલેમ ઉપર દયા કર. આજે હું નમ્રપણે આ પ્રાર્થના ગુજારું છું.'

આટલું બોલી માતા રૅકેલ અટકી ગયાં. તેઓ ઈશ્વરના જવાબની રાહ જોવા લાગ્યાં. ઈશ્વર જ્યારે ચૂપકીદી સેવે છે ત્યારે પ્રકૃતિ સ્થિરતા ધારણ કરે છે. સૃષ્ટિની ચેતના, નદીઓનાં વહેતાં નીર, ચેતનવસ્તુની ગતિ થંભી જાય છે; પ્રકાશનું અંધકારમાં, દિવસનું રાત્રિમાં રૂપાંતર થાય છે. આવો ફેરફાર જોઇ, માતા રૅકેલ અકળાઈ ઊઠ્યાં. સંકટની સર્વોચ્ચ ઘડીએ, ઈશ્વરને કરેલી પ્રાર્થનાનો જવાબ ન મળતાં ફરીથી બે હાથ ઊંચા કરી રોષયુક્ત સ્વરે અને ક્રોધની માત્રા ઉમેરી, ગર્જી ઊઠ્યાં:

'હે સચરાચર! મારા શબ્દો તારા સુધી નથી પહોંચ્યા કે શું? બ્રહ્માંડમાં અને પૃથ્વીનાં અણુ અને કણમાં વ્યાપ્ત એવા હે અનાદિ-અનંત તત્વ! મારા અંતરની આરઝૂ તારા કાન સુધી પહોંચવામાં અંતરાય નડે છે કે શું?

'તારાં સંતાનોએ તને છોડી, બીજા દેવને આરાધ્યા તેની ઈર્ષાથી આજે તું વિનાશ વેરવા તૈયાર થયો છે. આવી રીતે એક દિવસ મને પણ મારી બહેન તરફ ઈર્ષા થઈ હતી કેમકે મારા જેકૉબને તે લઇ જતી હતી. છતાં મેં તેના તરફ ઉદાર દૃષ્ટિ રાખી. જેકૉબે પણ મારા અને મારા પિતા તરફ ક્ષમાદૃષ્ટિ રાખી. અમે રહ્યા પૃથ્વીના નશ્વર આત્માઓ; જ્યારે તું ત્રણ ભુવનનો સ્વામી, બ્રહ્માંડનો નિયામક અને જગતનો સૃષ્ટા–તારા બાળકોને માફ નહીં કરે? હે પ્રભુ, તો તો ભારે ફજેતી થશે. અને લોકો હાંસી કરશે કે રૅકેલ નામની એક સ્ત્રી જેટલી ઉદારતા પણ તેં બતાવી નહીં!

'આનો અર્થ એટલો જ કે ઈશ્વરની જે પ્રેમ મુર્તિ મેં કલ્પી હતી, તેમાં હું ભીંત ભૂલી. તું કોઇ બીજો જ ઈશ્વર છે–વેર અને ઈર્ષાનો દેવ! મેં સ્વપ્ન સેવ્યું હતું કૃપાનિધિ કરુણાવતારનું–વેરતૃપ્તિ ઝંખતા દેવનું નહીં. અહીં વિદ્યમાન સંતજનો અને પેગંબરો તારા ચરણે મસ્તક નમાવી ઊભાં છે, પણ મારું શિર્ષ હું ઉન્નત રાખીશ! હું તારી સામે તહોમતનામું ફરમાવું છું કે વેરનું વિષચક્ર તારા હાથે જ સરજાય તો તું ઈશ્વર નથી. પ્રેમ અને કરુણાનાં ગાન જેના મુખેથી હંમેશાં ઉદ્‌ભવ થયાં છે તે વિભુવર તું હો, તો તારાં બાળકો ઉપર પ્રસન્ન થા અને આ વિનાશકારી તાંડવમાંથી જેરૂસલેમને ઉગારી લે! એમ નહીં કર તો તારી સત્તા સામે બળવો પોકારી હું મારા બાળકો સાથે તારા વૈરાગ્નિમાં ભસ્મિભૂત થવા પૃથ્વી પર ચાલી જાઉં છું!'

માતા રૅકેલ આટલું બોલ્યાં પણ શરીરના ક્રોધાવેગમાં તેમની સઘળી શક્તિ હણાઇ ગઈ. તેઓ નીચે ઢળી પડ્યાં અને તેમની અશ્રુપૂર્ણ આંખો ભગવાન સામે જાણે તાકી રહી; ત્યાં હાજર રહેલ ભક્તગણ મનમાં ફફડી ઊઠ્યો–પ્રભુ વિશેષ નારાજ તો નહીં થાય ને? આ આ બાઇ ન બોલવાનું બોલી ગઇ–હવે શું થશે?

સૌના આશ્ચર્ય વચ્ચે, જગત્‌ત્રાતા, સંકટ-હર્તા, કરુણામૂર્તિ દયાસાગર પરમેશ્વરની

પાવનકારી આંખો જગતના દુઃખી જીવોની દુઃખી માતા રૈકેલ ઉપર અમીદૃષ્ટિ વરસાવી રહી! ભગવાને આજે સુધી અસંખ્ય ભક્તો જોયાં હતાં—હાથ જોડીને પ્રાર્થના કરતાં, દેવળમાં હારમાં ઊભા રહેવા ધક્કામૂક્કી કરતાં, અને પ્રાર્થના પછી તરત જ પોતાને ભૂલી જતાં! પરંતુ પૃથ્વીના સંતાનોને થતો અન્યાય જોઈ, પોતાનું બારણું ખખડાવી, આવો મીઠો ઠપકો આપનાર સાચો ભક્તજન—એક માતાનો, સચ્ચાઇના રણકારથી ગૂંજતો અવાજ આજે જ સાંભળવા મળ્યો.

ભગવાન એટલા પ્રસન્ન થયા કે તેમના મુખકમળની દિવ્યકાંતિ ઝગઝગી ઊઠી. ત્યાં હાજર રહેલ સૌએ જોયું કે સંપૂર્ણ ખીલી રહેલ જલકમળમાં જલબિંદુ શોભે તેમ માતા રૈકેલના પ્રસન્નવદન પર અશ્રુબિંદુ ચમકી રહ્યાં હતાં!

*

જેરૂસલેમના લોકોને, સ્વર્ગમાં શું બની રહ્યું છે તેની જાણ ન હતી. તેઓ ભયભીત નજરે આકાશમાં કાળાડીબાણ વાદળો જોઇ રહ્યાં હતાં. કોણ જાણે ક્યાંથી, સમીરની લહરીઓ એવી શરૂ થઈ કે વાદળો જોતજોતામાં અદૃશ્ય થઈ ગયાં અને આકાશ સ્વચ્છ બન્યું. એટલું જ નહીં, પણ એક મનોહર સપ્તરંગી મેઘધનુષ-ક્ષિતિજના બે છેડાને જોડતું રચાઇ ગયું અને તેની ભવ્ય રંગમિલાવટ જોઇ સૌ-કોઈ નાચી ઊઠયાં.

તેમને ખબર ન હતી કે કરુણા ભરપૂર નયને માતા રૈકેલને અનિમેષ નીરખી રહેલ વિશ્વપિતાની દિવ્ય આભા, માતાનાં અશ્રુમાં વક્રીભવન પામી, ઇન્દ્રધનુ રચતી હતી!

(આધાર : S. Zeweig.)

## મૂંઝાઈને ન બેસી જા, પ્રયત્ન કરતો રહે

બે દેડકા હતા તે દૂધના બે કળશામાં એક જ વેળાએ પડી ગયા.

તેમા એક નિરાશાવાદી હતો. કહે, 'અહિં તો મારાથી શ્વાસ લેવાતો નથી. અને ભીંત સાવ સીધી છે, એટલે મારાથી બહારેય નીકળી જવાય એમ નથી. એટલે હું મરી જઈશ.' અને એ મરીયે ગયો.

બીજાથી પણ શ્વાસ લેવાતો નહોતો, શુ કરવુ તે તેને સૂઝતું નહોતું તો પણ તે તો કૂદાકૂદ કરે, જેથી કરીને કાંઈ વળે એમ ન હોય એવી હાલચાલ પણ કરે. પરિણામે થોડીવારમાં તેણે દૂધનું માખણ કરી નાખ્યું, અને જુએ છે તો પોતે માખણના પીંડા ઉપર બેઠો છે ને છૂટથી શ્વાસ લઈ શકે છે.

(આંદ્રે મોર્વાના ફ્રેંચના અંગ્રેજી ઉપરથી)

૧૯૧૪-૧૮ના વિશ્વવિગ્રહમાં ઘવાયેલા અમેરિકન સૈનિકને જોવા વિગ્રહમંત્રી બેકર એક વાર ગયા. તેમાં એક માણુસ એવો હતો કે એને પગ એકે ન મળે, હાથ એક જ, આંખ એકે નહિ ને મોઢું બગડેલું. પરિચારિકા એને નાનકડી ગાડીમાં ફેરવે. તો પણ તે તો આનંદમાં રહે.

તે પછી થોડે દિવસે મિ. બેકરે હૉસ્પિતાલના ઉપરિને પૂછ્યું, 'તે તરુણ જીવ્યો કે?' ડાક્તર કહે, 'જીવ્યો તો ખરો, એટલું જ નહિ પણ તેની પરિચારિકાને પરણી ગયો.'

આ વાતને થોડાંક વર્ષ વીત્યા પછી મિ. બેકરના જાણુવામાં આવ્યું કે હોપકિન્સ વિદ્યાપીઠમાં વિશેષ સમારંભ કરવાના છે ને તેમાં જેણે પારાવાર સંકટમાં હોવા છતા સરસ સંશોધન કર્યું હતું એવા એક જુવાનને પીએચ ડી.નું પદ આપવાના છે. આ સંશોધકનું નામ અપંગ થયેલા સૈનિકનું જ હતું. એટલે મિ બેકરે પૃચ્છા કરી, તો જાણુવામાં આવ્યું કે તે તે જ માણુસ છે.

(હેરી ફોસ્ડિકના રીડર્સ ડાઇજેસ્ટ મોકલેલા લેખ ઉપરથી.)

દે વા

'સજી લે શૃંગાર'માંથી

# આશાનો સંદેશો

જે મારી પાછળ આવે છે તે અંધારામાં આથડતો નથી. *

પહેલવહેલાં તું પ્રભુનું રાજ્ય અને તેની શુચિતા શોધી લે. પછી બીજી બધી બાબતો તને આવી મળશે. *

માગશે તે પામશે. ખોળશે તેને મળશે. ખટખટાવશે તે અંદર આવશે. *

કારણ કે જે માગે છે તે પામે છે. ખોળે છે તેને મળે છે. ખટખટાવે છે તે અંદર આવે છે. *

હે વેઠવેતરું કરનારાઓ અને ભારથી કચરાતા દીન જનો! તમે બધા મારી પાસે આવો. હું તમને આરામ આપીશ. *

મારી ધૂંસરી તમે ઊંચકો અને મારી પાસેથી કાંક જાણી લો. હું હૃદયનો રાંક એને નમ્ર છું. તમને તમારા આત્મામાં શાંતિ સાંપડશે. મારી ધૂંસરી ગળી લાગે છે અને મારો ભાર હળવો વરતાય છે. *

પ્રભુનો પુત્ર (ઈશુ) જે હાથથી ગયું હોય તેને તારવા આવ્યો છે. *

મારા નામને આશરે જ્યાં બે કે ત્રણ ભક્તો ભેગા થાય છે ત્યાં તેમની મધ્યમાં હું પ્રકટ થાઉં છું. *

પ્રાર્થના કરતી વેળાએ શ્રદ્ધાપૂર્વક જે કાંઈ માગશો તે બધું જ પામશો. *

તમારામાં કયો એવો બાપ છે જેનો દીકરો રોટલો માગે તો થાળીમાં તેને પાણો પીરસે? અથવા દીકરો કેરી માગે તો બાવળના કાંટા તેને પીરસે? *

પાપના ધણી હોવા છતાં તમારાં સંતાનોને સરસ ભેટ કેમ આપવી તે તમે સમજો છો. તો પછી સ્વર્ગના ધણી તમારા પરમ પિતાને પોતાનાં કાલાવાલા કરતાં બચ્ચાંને સરસ મજાની ચીજો કેમ આપવી તેટલું યે ભાન નહિ હોય? *

મારી પાછળ ચાલી નીકળો અને ગઈ ગુજરીને ભોંમાં ભંડારી દો. *

જિસસ કોઈ ઘરમાં બેસીને ભોજન લેતા હતા ત્યારે એવું બન્યું કે ચોરા જેવી દુકાનોના ચોવટિયા દુકાનદારો અને બોળે સરાવીને મેલેલા પાતકીઓ ટોળે મળીને તેમના શિષ્યો પાસે બેઠા. *

જ્યારે ચોખલિયા મરજાદી યહૂદીઓએ જોયું કે તેમનો જુનવાણી ધરમ બોળાઈ જાય છે ત્યારે તેમણે ઈશુના શિષ્યોને પૂછ્યું: 'તમારા ગુરુમહારાજ ચોરાવાળા ચોવટિયા દુકાનદારો અને મલકના ઉતારોની વચાળે બેસીને કેમ ભોજન કરે છે?' *

જિસસે જ્યારે આ મેણાંટોણાં સાંભળ્યાં ત્યારે તે બોલ્યા: 'જે સાજાનરવા છે તેમને વૈદનો ખપ નથી પણ જેમને મંદવાડ આવ્યો હોય તેમને વૈદની જરૂર છે.' *

હવે પધારો અને હું બોલ્યો એનો મરમ સમજો. હું કરુણા રેલાવવા આવ્યો છું. પુણ્યશાળીઓને માટે નહિ પણ પાપીઓને પશ્ચાત્તાપના ગંગાજળમાં પવિત્ર કરાવવા હું આવ્યો છું. *

હું તમને સત્ય વાત કહું છું કે પ્રભુના પુત્રોને બધાં નાસ્તિક વચનોની અને કાળા કામાઓની ક્ષમા મળશે. પછી કઈ વાતમાં તેઓ નાસ્તિકતા દાખવશે? *

જે કોઈ પરમાત્માની ઇચ્છા અનુસાર વર્તે છે તે મારો છે, મારી બેન છે, મારી માતા છે. *

ભય ન રાખો, શ્રદ્ધા રાખો *

મારા નામને કારણે તમને બધા હાડહાડ કરશે. પણ જે અંત સુધી તિતિક્ષા–સહન શીલતા–જાળવશે તે તરી જશે. *

હુ તમને કહું છું કે લોકોની સમક્ષ જે મારો સ્વીકાર કરશે તેનો સ્વીકાર પ્રભુના પાર્ષદો સમક્ષ પ્રભુપુત્ર (ઇશુ) પણ કરશે પણ લોકોની સમક્ષ જે મારો અસ્વીકાર કરશે તેમનો અસ્વીકાર પ્રભુના પાર્ષદો આગળ પણ થશે જ. *

તમને શ્રદ્ધામય પુરુષોને જ્યારે તેઓ દેવળમા ખડા કરે, ન્યાયાધીશો સમક્ષ ઊભા રાખે અને સત્તાધીશો સામે ઘસડી લાવે ત્યારે શું બોલવું કે શેનો ઉત્તર વાળવો એની માથાકૂટમાં ન પડશો. તમારે શું બોલવું એનું જ્ઞાન પરમાત્મા તમને એ પળે આપશે. *

જ્યારે ચોખલિયા મરજાદી રૂઢિવાદી યહૂદીઓએ અને તેમના શાસ્ત્રીપંડિતોએ જિસસ ઉપર આરોપ મૂક્યો કે તે પાપીઓનો સંગ કરે છે અને તેમની સાથે એક પંગતમાં ભાણે બેસે છે ત્યારે તેણે તેમને આ દૃષ્ટાન્ત આપ્યું:—

તમારામાંનો કયો નર એવો છે જેની પાસેનાં સો ઘેટાંમાંનું એક ઘેટું ખોવાય તો બાકીનાં નવાણુને વગડામાં ચેદાં મેલીને ખોવાયેલા સોમાની પછવાડે પડીને તેનો પત્તો મળે ત્યાં સુધી તેના કાજે આથડતો નહિ રહે? *

એ ખોવાયેલા ઘેટાની તેને ભાળ મળશે ત્યારે હરખથી પોતાને ખભે તેને ઉઠાવી લેશે ફળિયામાં જ પાડોશીઓને અને હેતુમિત્રોને તે કહેશે: 'આજ તો મારા હરખમાં તમારો ય ભાગ લખ્યો છે. મારું હાથથી ગયેલું ઘેટું પાછું હાથમા આવ્યું છે.' *

મારાં વેણ સાંભળી લો. જેમને પસ્તાવો કરવાની જરૂર નથી એવા નવાણુ પુણ્યશાળી મનુષ્યો માટે સ્વર્ગમાં જેટલો આનંદ થશે તેના કરતાં કેટલા ય ગણો અદકો આનંદ એમા પશ્ચાત્તાપ કરનારા પાપી માટે ત્યાં પ્રવર્તશે. *

હું સાવ સાચું ભાખું છું કે મારો ઉપદેશ જે કાને ધરશે અને મને મોકલનારમાં શ્રદ્ધા રાખશે તેને શાશ્વત જીવન પ્રાપ્ત થશે. તે સ્વર્ગમાં અપરાધી નહિ ઠરે. પરંતુ તે મૃત્યુમાંથી અમૃતમાં જશે. *

પછી શ્રદ્ધાળુ યહૂદીઓને જિસસે કહ્યું: 'જો તમે મારામાં શ્રદ્ધા અખંડ રાખશો તો મારા ખરેખરા શિષ્યો કહેવાશો. તમને સત્ય વસ્તુનું જ્ઞાન થશે અને આ જ્ઞાન તમને મોક્ષ અપાવશે સત્યવચન માનજો કે જે મારાં વેણ પાછળ જિંદગી ન્યોછાવર કરશે તેને મૃત્યુનો ભય રહેશે નહિ.' *

આ જગતમાં જ્યા સુધી હું હયાત છું ત્યા સુધી હુ તેનો પ્રકાશ છું. *

હુ અને મારા પરમ પિતા એક જ છીએ. *

જિસસે તે સ્ત્રીને (માર્થાને) કહ્યુ: 'હું જ મૃતસંજીવની છું અને હું જ જીવન છું. મારામા જેને શ્રદ્ધા છે તે શબ હશે તો પણ સજીવન થશે.' *

કોઈ મનુષ્ય મારી સેવા કરશે તો તે મને અનુસર્યો ગણાશે પછી જ્યા હું ત્યાં મારો સેવક કોઈ મનુષ્ય મારી સેવા કરશે તો પરમ પિતા તેનાં માનપાન કરશે. *

જો હું પંડે જઈને કોઈ સ્થાન તમારે માટે સજ્જ કરું તો પાછો તમને તેડવાને પણ હું આવવાનો જ. તો જ જ્યાં હું ત્યાં તમે હો ને! *

ટૉમસ ઈશુની પ્રતિ કહેતો હવો: 'બાપજી! અમને સૂઝ પડતી નથી કે તમે ક્યાં જાઓ છો. તો પછી તમારા પંથની તો અમને ગતા-

ગમ જ શી રહે?' *

જિસસ તેની પ્રતિ કહેતા હવા: 'હું જ પંથ છું, હું જ સત્ય છું, હું જ જીવન છું. મારા વિના પરમ પિતા પાસે કોઈ મનુષ્ય પહોંચી શકતો નથી. જો તેં મને જાણ્યો તો મારા પરમ પિતાને પણ જાણ્યા જ ગણાય. *

હું તમને અશાંતિમાં નહિ રહેવા દઉં. હું તમારી પાસે આવીશ. તે દિવસ તમે જાણશો કે હું મારા પરમ પિતામાં એકરૂપ છું, તમે મારામાં એક રૂપ છો અને હું તમારામાં એકરૂપ છું. *

જો કોઈ મારા ઉપર પ્રેમ રાખશે તો તે મારો ઉપદેશ પાળશે. મારા પરમ પિતા તેની ઉપર પ્રેમ રાખશે. અમે તેને દર્શન દેશું અને તેના હૃદયમાં અમારું સિંહાસન માંડીશું. *

હું તમને શાંતિનો પ્રસાદ આપું છું. પણ દુનિયા આપે છે તેવી મારી ભેટની રીત નથી. તમારાં હૃદય ક્ષોભ ન પામો, ભય ન ધરો. *

હે પરમપિતા! એમને ક્ષમા કર; કેમકે પોતે શું કરે છે એનું એમને ભાન નથી. *

જો તમે મારા નામે પરમ પિતા પાસે કંઈ પણ માગશો તો હું ઉચ્ચારીશ: ૐ શાંતિઃ શાંતિઃ શાંતિઃ; અને તે તમને આપશે જ. આજની ઘડી સુધી તમે મારે નામે તેની પાસે કશું જ માગ્યું નથી. હથેળી ધરો અને હથેળી ભરાશે તમારો આનંદ પૂર્ણ થશે. *

તે દિવસે તમે મારે નામે માગશો. ત્યારે હું એમ નહિ કહું કે તમારે માટે હું જરા પરમ પિતાને વાત કરી જોઉં. તમે મને ચાહો છો અને હું પ્રભુ પાસેથી આવું છું એમ શ્રદ્ધા રાખો છો એથી પ્રભુ પોતે તમને ચાહે છે! *

(ઈશુએ) પ્રભુએ કહ્યું: 'ઉપવાસમાં, પશ્ચાત્તાપના રુદનમાં અને શોકમાં તમે અંતઃકરણપૂર્વક મારો સ્વીકાર કરો. તમારાં વસ્ત્રોના નહિ પણ તમારા અંતઃકરણના ચીરા કરો. તમારા સ્વામી પરમાત્મા પ્રતિ વળો; કારણ કે તે કૃપાળુ છે, કરુણાળુ છે, ધૈર્યવાન છે, દયાનો ભંડાર છે. પાપની ક્ષમા આપનારો છે. તે આવીને તમને ક્ષમા કરશે. *

જેને જેને તરસ હોય તે મારી પાસે આવે અને તરસ છિપાવે. હું આ સંસારમાં પ્રકાશરૂપે આવ્યો છું. *

## પ્રશ્નોત્તર

કિમગાધં જલધેરપિ ખલચરિતં શબ્દવિદ્યા ચ।
કવ ખલુ વિધેયો વાસ સજ્જનનિકટેડથવા કાશ્યામ્॥

પ્રશ્ન : સમુદ્રથી પણ અગાધ શું છે?
ઉત્તર : દુર્જનોનું દુષ્ચરિત અને શબ્દવિદ્યા (વ્યાકરણ).
પ્રશ્ન : માણસે ક્યાં રહેવું જોઈએ?
ઉત્તર : સત્સંગમાં અથવા તો કાશી.

ઈહ ભુવને કઃ શોચ્યઃ સત્યપિ વિભવે ન યો દાતા।
કિં લઘુતાયા મૂલં પ્રાકૃતપુરુષેષુ યત્કૃતં પાપમ્॥

પ્રશ્ન : સંસારમાં સૌથી વધુ દયાજનક કોણ છે?
ઉત્તર : ધનવાન હોવા છતાં જે કંજૂસ હોય તે.
પ્રશ્ન : માણસની સૌથી મોટી નીચતા કઈ?
ઉત્તર : સર્વસાધારણ પ્રત્યે તેણે કરેલું પાપ.

કવિ વિદ્યાપતિ



# નૈવેદ્ય

રવીન્દ્રનાથ ઠાકુર
અનુ૦ નગીનદાસ પારેખ

૨૬

આ મારા શરીરની શિરાએ શિરામાં જે પ્રાણ-તરંગમાલા દિનરાત દોડ્યાં કરે છે, તે જ પ્રાણ વિશ્વદિગ્વિજય કરવા ધમી રહ્યો છે, તે જ પ્રાણ અપૂર્વ છંદથી, તાલથી અને લયથી બ્રહ્માંડમાં નાચી રહ્યો છે; તે જ પ્રાણ ચુપચાપ વસુધાની માટીના પ્રત્યેક રોમકૂપે લાખ લાખ તૃણોમાં હર્ષથી સંચરે છે, અને પલ્લવમાં અને પુષ્પમાં વિકસે છે. તે જ પ્રાણ વર્ષે વર્ષે વિશ્વવ્યાપી જન્મમૃત્યુના સમુદ્રરૂપી પારણામાં અનન્ત ભરતીઓટરૂપે ઝૂલી રહ્યો છે. તે જ અનન્ત પ્રાણ મારા અંગેઅંગને મહિમાવાન બનાવી રહ્યો છે, એ હું અનુભવું છું.

તે યુગયુગાન્તનું વિરાટ સ્પન્દન આજે મારી નાડીમાં નૃત્ય કરી રહ્યું છે.

૨૭

દેહ મન અને પ્રાણ એકાકાર થઈ જઈને મારાં આ અંગોમાં આ તે કેવી અદ્ભુત લીલા મચી રહી છે!

આ તે કેવી જ્યોતિ! દિવસ અને રજનીની ચિરંતન નાટ્યશાળાસમું ઝળહળતા દીપ પેટાવેલું આ તે કેવું આકાશ! સમુદ્રમાં ચંચલ, પર્વતમાં કઠિન, તરુપલ્લવમાં કોમલ અને અરણ્યમાં અંધકારમય આ તે કેવી શ્યામલ વસુંધરા! આ ક્યું વિચિત્ર અને વિશાલ તત્ત્વ મારા ઈન્દ્રિય-યંત્ર ઉપર ઇન્દ્રજાળસમી સૃજનની જાળ અવિશ્રામ રચ્યા કરે છે! પ્રત્યેક પ્રાણીમાં વિરાટ જગત રહેલું છે.

હે મારા રાજા, ક્ષુદ્ર એવા આ મારી અંદર રહેલી છે તારી મિલન-શય્યા—અસીમ વૈચિત્ર્યથી મનોહર તારું અનન્ત આસન. હે વિશ્વભૂપ, દેહ મન પ્રાણમાં હું કેવો અપૂર્વ છું.

ત્યારે હે નાથ, તમે આવો, શુભ મુહૂર્તે દેહ અને મનના ગૂંથેલા આ મહાસિંહાસન ઉપર બેસો.

મારી બે આંખોમાં વ્યાપ્ત આ નીલાકાશમાં, મારા સાગરમાં અને પર્વતમાં, વનમાં અને ઉપવનમાં, મારા હૃદયમાં અને દેહમાં, વસ્તીમાં અને એકાંતમાં બીજા કોઈ માટે લેશ પણ ખાલી જગ્યા રાખશો નહિ.

જ્યોત્સ્નામાં ઊંઘી ગયેલી મધ્યરાત્રિના શાન્ત પ્રહરે આનંદ અને વિષાદના ગૂંથેલા તેજછાયાના (આસન) ઉપર તમે વચ્ચોવચ બેસો. મારા અશ્રુજળમાં શાંતિરસ આપો, સઘળી સ્મૃતિ ઉપર તમારો શુભહસ્ત ફેરવો, પ્રેયસીના પ્રેમમાં તમે મધુર મંગલરૂપે ઊતરી આવો.

સંસારનાં બધાં બંધનોમાં તમારી બંધનહીન મહાન મુક્તિ રાત દિવસ વિરાજી રહો.

૨૯

ધીમે ધીમે કીકીમાં આંખોનું તેજ ઝાંખું થતું જાય છે; આ વિપુલ વસુધા પોતાના સાગરો પર્વતો જંગલો અને ઉપવનો સાથે છાયાની પેઠે અલોપ થતી જાય છે. આ અદ્ભુત વિશ્વ-ગીત ઇન્દ્રિયવીણાની સૂક્ષ્મ શતતંત્રી ઉપર ક્ષીણ સ્વરે વાગે છે; નાના વર્ણે રંગેલું આ વિશ્વચિત્ર તમે ધીમે ધીમે મૃદુ હસ્તે સર્વાંગ હૃદયમાંથી ખેંચી લો છો; ઇન્દ્રિયને દ્વારે દ્વારે જે ઝળહળની દીપાવલી પ્રકાશતી હતી તેને બુઝાવી દો છો; ત્યાર પછી અર્ધ રાતે જે નિર્મલ મૃત્યુશય્યા તમે પોતાને હાથે બિછાવો છો, તે વિશ્વભુવન વિહોણા નિઃશબ્દ આસન ઉપર પરમ એકાંતમાં તમે એકલા આવીને બેસો છો.

૩૦

વૈરાગ્યની સાધના દ્વારા મળતી મુક્તિ એ મારી મુક્તિ નથી.
અસંખ્ય બંધનોમાં જ હું તો મહાનંદમય મુક્તિનો સ્વાદ પ્રાપ્ત કરીશ.
આ વસુધાના માટીના પાત્રને ભરીને તું વારંવાર તારું નાના વર્ણગંધમય અમૃત રેડ્યા કરીશ. પ્રદીપની પેઠે મારો સમસ્ત સંસાર લાખો વાટોએ તારી શિખાથી તારા મંદિરમાં દીવા પેટાવી દેશે.

ઇન્દ્રિયોનાં દ્વાર રૂંધીને યોગાસન જમાવવું એ મારો માર્ગ નથી.
દૃશ્યમાં, ગંધમાં, ગીતમાં જે કાંઈ આનંદ રહેલો છે, તેમાં તારો આનંદ વ્યાપી રહેશે.

મારો મોહ મુક્તિરૂપે સળગી ઊઠશે, મારો પ્રેમ ભક્તિરૂપે ફળી રહેશે.

# ભક્તિ-રહસ્ય

વિનોબાજી

જય જય કૃપામય દેવ યદુપતિ,
તોમાર ચરણ માગોં અમૂલ્ય ભક્તિ।

'નામઘોષા'નું આ એક સુંદર પદ્ય છે. એમાં માધવદેવે ભગવાનને પ્રાર્થના કરી છે કે મને અમૂલ્ય ભક્તિ આપો. આ અમૂલ્ય ભક્તિ શું છે? આ એ ભક્તિ છે જેનું કશું મૂલ્ય આંકી શકાય તેમ નથી. એટલે કે જેનો હિસાબ પૈસામાં નથી થઈ શકતો. ભક્તિનો આ અર્થ સ્પષ્ટ છે.

પણ માધવદેવના મનમાં બીજો જ અર્થ હતો. તેઓ કહે છેઃ 'નામધન દિયા મોરે કિના અનમાલી।' હું બિલકુલ અમૂલ્ય ભક્ત છું. હે ભગવાન, મને કશું આપવું પડવાનું નથી— પગાર નહિ દેવો પડે, ખેતી-વાડી નહિ દેવી પડે, સંતાન નહિ દેવાં પડે, કશું જ આપવાનું નથી. માત્ર નામ-ધન આપો અને મને ખરીદી લો. અરે! મફતમાં સેવક મળી રહ્યો છે તો યે અપનાવતા નથી? કેવી અકલ છે ભગવાનની! 'દાસ પાઈ નલવા કમન ઠકુરાલિ।'—આ તે કેવા ઠાકુર છે? ક્યાંનું સ્વામીત્વ આવું? વિના મૂલ્યનો સેવક મળે છે તો એ લેતા નથી. 'અમૂલ્ય' શબ્દના અહીં બે અર્થ થાય છે— એક તો એવી ભક્તિ, જેની કિંમત જ નથી અને બીજો અર્થ છે એવો ભક્ત જેના માટે કશું દેવું પડતું નથી.

નિરપેક્ષ ભક્તિ કરવી એ ભારે મોટી વાત છે. હું સેવા માટે તૈયાર છું અને ભગવાન મને સેવક તરીકે રાખવાને તૈયાર નથી. આ બાબત ભગવાનને સંભળાવવું એ કોઈ નાની વાત તો નથી જ. કોઈ એવો ભક્ત નીકળશે જે માધવદેવની પેઠે ભગવાનને આમ સંભળાવી દે? ભગવાનનું નામ લેવાવાળા તો ઘણા ઘણા છે, પણ તેઓ શું કહે છે? કોઈ કહે છે, 'મેં નોકરી માટે અરજી કરી છે, તે મંજૂર થઈ જાય.' કોઈ કહે છે, 'આ વરસ પાક સારો થાય.' કોઈ કહે છે, 'હું પરીક્ષામાં પાસ થઈ જાઉં.' અને કોઈ કહે છે,' મારે સંતાન જોઈએ.' આ રીતે લોકો પોતપોતાની મતલબ ખાતર જ ભગવાનનું નામ લે છે. એમનો પ્રેમ ભગવાન પ્રત્યે નથી, ખેતી-વાડી, બાલ-બચ્ચા, માન-મરતબા અને ચૂંટાઈને સભ્ય થવામાં જ હોય છે. તેઓ પોતાને ભગવાન મળે એમ ઇચ્છતા નથી. ભગવાનનાં દર્શન થાય, તેમનો વરદ હસ્ત મળે તેવી તેમની ઝંખના નથી. તેઓ તો પોતાની મતલબની વાત જ ચાહે છે.

પરંતુ માધવદેવ શું કહે છે? તેઓ તો કહે છે અમારી સ્વતંત્ર ઇચ્છા જ ન હોય. અમે ભક્ત તો સર્વથા તમને આધીન છીએ. તમે સ્વામી છો અને અમે સેવક. તમે આજ્ઞાકારી છો અને અમે છીએ આજ્ઞાધારી. અમે તમારા માર્ગદર્શન મુજબ જ ચાલીએ અને અંતે તમને જ સર્વસ્વ સમર્પી દઈએ.

આસપાસ જે માનવ-મૂર્તિ છે તે ભગવાનનું જ રૂપ છે. આપણે એ ભગવાનની સેવા ખાતર જ જન્મ્યા છીએ. આમ માનવને પરમાત્માની મૂર્તિ સમજીને સેવા કરીએ. ફળની કામના ન રાખીએ. અમૂલ્ય ભક્તિ, અત્યંત મૂલ્યવાન ભક્તિનો આ સઘળો અર્થ છે. આ કારણે જ ભક્ત ભગવાન પાસેથી જ માગે છેઃ

જય જય કૃપામય દેવ યદુપતિ,
તોમાર ચરણે માગોં અમૂલ્ય ભક્તિ.

નામધન દિયા મોરે કિના વનમાલી,
દાસ પાઈ નલવા કમન દકુરાલી.

ગ્રામદાનના કામને અમે ભગવાનની ભક્તિ માનીએ છીએ. બધાએ હળીમળીને રહેવું, એકમેક સાથે પ્રેમભાવ રાખવો, સહયોગ કરવો એ દૃષ્ટિએ આ ભક્તિનું કામ છે. ભગવાન માટે સ્વામી વિવેકાનંદનો એક શબ્દ છે—દરિદ્ર-નારાયણ. જે દરિદ્ર છે, દુઃખી છે, એની આપણે કાંઈ ને કાંઈ સેવા કરીએ. ભગવાન સ્વામી છે, આપણને અહીં સેવા માટે મોકલ્યા છે. સેવા વડે જ આપણને ભગવાન ભેટશે. અરે, ખુદ ભગવાન જ સેવાપાત્ર થઈને આપણી સામે ઊભા છે. જે લોકો ભગવાનને ઓળખી શકતા નથી તેઓ શું કરે છે? સુંદર નૈવેદ્ય બનાવે છે, પ્રસાદ તૈયાર કરે છે અને ભગવાનની પથ્થરની મૂર્તિ સામે રાખે છે. એની પાસે કોઈ ભૂખી વ્યક્તિ ભીખ માગશે તો તેનો તિરસ્કાર કરશે. આ તે કેવા લોકો છે?

નામદેવની વાત છે. તેઓ છએક વરસના હતા. એ દિવસે એમને પિતાજીએ કહ્યું કે આજે ભગવાનની પૂજા તું કર. નામદેવ પૂજા કરવા ગયા. આવાહ્ન, વિસર્જન, મંત્ર તંત્ર, ધૂપ-દીપથી પૂજા કરી. પછી દૂધે ભરેલો પ્યાલો ભગવાન સામે રાખ્યો અને ભગવાન ક્યારે દૂધ પીએ છે તેની રાહ જોવા લાગ્યા! ભગવાન ઊઠ્યા નહિ. સમય માંડ્યો પસાર થવા. નામદેવે ય નક્કી કર્યું કે જ્યાં લગી દૂધ નહિ પીએ ત્યાં સુધી હું ઊઠો નહિ થાઉં. નામદેવ ધ્યાનસ્થ થઈ બેસી ગયા. ભગવાન એમના પ્રેમાગ્રહને ટાળી શક્યા નહિ. નામદેવની ઇચ્છા પૂરી થઈ.

નામદેવની પેઠે કાલે આપણું ધરેલુ દૂધ પણ મૂર્તિ સ્વીકારશે તો પછી તેને અર્પણ કરવાનું જ આપણે તજી દઈશું. આજે તે મૂર્તિ પીતી નથી તેથી અર્પણ કરીએ છીએ. આ ભક્તિ નથી. ભૂખ્યા લોકો છે, ગરીબ લોકો છે, તેમને માટે આપણા દિલમાં કરુણા નથી, તેઓની સાથે નિષ્ઠુરતાથી વ્યવહાર કરીએ છીએ. અને ભગવાનને ભોગ ચઢાવીએ છીએ. આ તો બિલકુલ જૂઠ છે.

ભક્તિ ત્યાં છે જ્યાં હૃદયમાં કરુણા છે. જે હૃદયમાં કરુણા નથી. તે ભક્તિનું ચાહે ગમે તેટલું નાટક કરે, ભક્તિ તેનાથી દૂર જ રહેવાની.

## ગંગા સ્નાન

ધારો કે બે જણ ગંગામા સ્નાન કરવાને જાય છે. તેમાંનો એક કહે છે: 'અરે, આ ગંગા ગંગા કરો છો પણ તે છે શું? બે ભાગ હાયડ્રોજન અને એક ભાગ ઑક્સિજન એ પ્રમાણમાં બે વાયુ એકઠા કર્યા કે થઈ ગંગા!' બીજો કહે છે: 'ભગવાન વિષ્ણુના ચરણકમળ-માંથી એ નીકળી, શંકરની જટામાં અટવાઈ પડી, પછી આગળ ચાલી, હજારો બ્રહ્મર્ષિ અને હજારો રાજર્ષિઓએ એને કાંઠે તપ કર્યાં, અને પાર વગરનાં પુણ્યનાં કામો એને કાંઠે થયાં; આવી આ પવિત્ર ગંગામા છે.' આવી ભાવનાથી પલળીને તે સ્નાન કરે છે. પેલો ઑક્સિજન હાઇડ્રોજનવાળો પણ સ્નાન કરે છે. દેહશુદ્ધિનું એટલે કે શરીરનો મેલ ધોવાનું ફળ બંનેને મળ્યા વગર નહિ રહે. પણ પેલા ભક્તને દેહશુદ્ધિની સાથે સાથે ચિત્તશુદ્ધિનું પણ ફળ મળશે. ગંગામાં બળદને પણ દેહશુદ્ધિ ક્યાં નથી મળતી? શરીરનો મળ ધોવાશે પણ મનનો મળ ક્યાંથી ધોવાશે? એકને દેહશુદ્ધિનું નક્કું ફળ મળશે. બીજાને તે ઉપરાંત ચિત્તશુદ્ધિનું અમોલ ફળ મળશે.

—વિનોબાજી

# ગણનાયક ગણેશ

ગત્યાનંદ

દેવોના મનમાં ચિંતા-ઊભી થઈ, ધરમને મારગે ચાલનારાઓને એ મારગે વારંવાર મુશ્કેલીઓ નડયા કરે છે એને અટકાવી દૂર કેમ કરવી? એકઠા મળી સઘળા દેવતાઓએ વિચાર કર્યો, પણ કોઈ રસ્તો પ્રાપ્ત થયો નહિ. આખરે તેઓ બધા મહાદેવજી પાસે પહોંચ્યા. મહાદેવજીએ નિર્નિમેષ નેત્રોથી પાર્વતીજી ભણી જોયુ. એ જ વખતે રુદ્રના મુખના આકાશાંશમાંથી એક પરમ તેજસ્વી કુમાર પ્રગટ થયા. એમની કાંતિ એવી હતી કે દેવલોકની સ્ત્રીઓ પણ એમના ઉપર મુગ્ધ થઈ ગઈ! પાર્વતીને ઘણો જ રોષ ચડયો. એમણે એને શાપ દીધો કે, હે કુમાર તું ગજમુખ (હાથીના માથાવાળો) અને સર્પેરૂપવીત (સાપોની જનોઈ ધારણ કરનારો) થઈ જઈશ. શંકરને આ શાપ સાંભળીને ઘણો જ ક્રોધ વ્યાપ્યો. એમણે ક્રોધમાં પોતાનું શરીર ધૂણાવ્યું તો એમના રોમેરોમમાંથી હાથીના માથાવાળા, નીલઅંજન જેવા રંગના એટલા બધા વિનાયક ઉત્પન્ન થયા કે પૃથ્વી ક્ષુબ્ધ થઈ ઊઠી. બ્રહ્માજીના અનુરોધને કારણે શંકરે પોતાના મુખમાંથી ઉત્પન્ન થયેલા પુત્રને આ વિનાયકોના સેનાપતિ બનાવી દીધા તથા એમને આશીર્વાદ દીધા કે, પ્રત્યેક શુભકાર્યમાં એમની પૂજા સર્વપ્રથમ થશે. જે દિવસે ગણેશનો જન્મ થયો, તે તિથિ 'ગણેશ-ચતુર્થી'' કહેવાય છે.

આ કથા વારાહપુરાણની છે. બ્રહ્મવૈવર્તપુરાણમાં એવી કથા આવે છે કે, શિવ-પાર્વતીના વિવાહ પછી ઘણા દિવસો વીત્યા અને પાર્વતીને શ્રીકૃષ્ણનું વ્રત કરવાથી એક પુત્ર અવતર્યો. શનિ પણ એને જોવાને આવ્યા, પણ પોતાનું માથું નીચું ઢાળીને જ ઊભા રહ્યા. પાર્વતીએ પૂછ્યું, 'માથું કેમ નીચું ઢાળ્યું?' શનિએ કહ્યું, 'જે બાળકને હું જોઈ લઉં છું, તે જીવતું રહેતું નથી.' પાર્વતીના કહેવાથી શનિએ માથું ઊંચું કર્યું અને એમની દૃષ્ટિ પડતા વેંત જ ગણેશનું માથું કપાઈને નીચે ઢળી પડયું! ત્યારે વિષ્ણુએ હાથીનું માથું લાવીને પાર્વતી-પુત્રને પુનર્જીવિત કર્યો

ગણેશજી ઘણાં જ પિતૃભક્ત હતા. એમની પિતૃભક્તિની એક કથા સ્કંદપુરાણમાં આવે છે. એક વાર બ્રહ્માની ઘણી જ વીનવણી-વિનંતીને અંતે રિપુંજય નામના એક તપસ્વી ક્ષત્રિયે શાસનભાર સંભાળવાનું સ્વીકાર્યું. પણ એણે શરત એ મૂકી કે બધા દેવતાઓએ રાજ્ય છોડીને ચાલ્યું જાવું. દેવતાઓએ રિપુંજયની વાત સ્વીકારી લીધી. તેઓ દેવોદાસ નામથી રાજ્ય કરવા લાગ્યા અને કાશીને પોતાની રાજધાની બનાવી.

દેવોદાસની શરત અનુસાર શંકરજીને પણ કાશી છોડી દેવું પડયું. શંકરજીને કાશી છોડવાનું રુચ્યું નહિ. વળી બીજા દેવતાઓ પણ દેવોદાસના રાજ્યકારભારથી ગુસ્સે થઈ ઊઠયા. કેટલાક દેવદૂતોને ગુપ્તચર તરીકે કાશી મોકલવામા આવ્યા, પણ એ બધા જ દેવોદાસના રાજ્યનાં સુખ-સમૃદ્ધિ જોઈને સ્વર્ગમાં પાછા જ ફર્યા નહિ. આખરે ગણેશજી જ્યોતિષીનું રૂપ ધરીને કાશી ગયા. તેઓ ત્યાં

ઘણાં જ પ્રખ્યાત થયા. એક વાર દેવોદાસે એમને પોતાને ત્યાં નોતર્યો. ગણેશજીએ દેવોદાસને કહ્યું કે આજથી ૧૮મે દિવસે આપને એક બ્રાહ્મણ મળશે. એનું વચન માનવાથી તમારું કલ્યાણ થશે. નક્કી કરેલા દિવસે વિષ્ણુ બ્રાહ્મણનો વેશ ધારણ કરીને પહોંચી ગયા અને એમણે દેવોદાસને શિવજીની ઉપાસના કરવાની સલાહ દીધી. એક દિવસે જ્યારે દેવોદાસ શિવજીની ઉપાસના કરી રહ્યા હતા ત્યારે સ્વર્ગમાંથી એક વિમાન આવ્યું અને એમને સ્વર્ગમાં લઈ ગયું. અને ત્યારે શિવજી અને પાર્વતી કાશીમાં પ્રવેશ કરી શકયા. શિવજી ગણેશ ઉપર બહુ જ ખુશી થઈ ગયા અને બોલ્યા:

'આ વારાણસી મારા માટે દુષ્પ્રાપ્ય હતી. એને મેં પ્રાપ્ત કરી તે મારા પુત્રનો પ્રસાદ છે. જે કામ માબાપને માટે દુષ્કર હોય છે તેને પુત્ર સંપન્ન કરી લે છે એ વાતનું દૃષ્ટાંત ગણેશે પૂરું પાડ્યું છે. સાચે જ હું પુત્રવાન છું, કારણ જે મારી સૌથી મોટી અભિલાષા મારા પુત્રે પૂરી કરી આપી છે.'

ગણેશજીની પિતૃભક્તિની એક બીજી કથા ય મળે છે. એક વાર સ્કંદ અને ગણેશમાં સાત વાર પૃથ્વી-પરિક્રમા કરવાની શરત થઈ. સ્કંદ તો મયુર લઈને પૃથ્વીની પરિક્રમા કરવા લાગ્યા, પણ ગણેશ તો હર-ગૌરીની સાત પરિક્રમા કરીને ત્યાં જ બેસી રહ્યા! પહેલી પરિક્રમા કરીને સ્કંદ પાછા વળ્યા તો એમણે ગણેશને પૂછ્યું, 'કેમ, તમે પરિક્રમા નથી કરવાના?' ગણેશે જવાબ આપ્યો, 'મારા માટે તો સકલ-બ્રહ્માંડ માતાપિતા જ છે.' સ્કંદ એમની આ વાતથી પરાજિત થયા.

પરંતુ ગણેશજીના જીવનની સૌથી મહત્ત્વપૂર્ણ ઘટના તો છે મહાભારતના લહિયા તરીકેની તેમની સેવા. જ્યારે વ્યાસજીની ઇચ્છા મહાભારત લખવાની થઈ ત્યારે એમણે લખવાને માટે ગણેશને પસંદ કર્યા. લખવા માટે ગણેશે એક શરત રાખી કે હું લખું ખરો, પણ મારી કલમ અટકવી ન જોઈએ. વ્યાસજીએ શરતનો સ્વીકાર કર્યો પણ કહ્યું કે તમારે જે કાંઈ લખવું તે સમજીને લખવું. ગણેશજીની કલમ રોકાય તે માટે વ્યાસજી પ્રત્યેક ૧૨૫મા શ્લોક પછી એક કૂટ શબ્દ બોલતા. જ્યાં સુધી ગણેશજી એનો અર્થ બેસાડતા, ત્યાં સુધીમાં વ્યાસજી આગળના ૧૨૫ શ્લોક મનોમન રચી લેતા.

દ્વાવમ્ભસિ નિવેષ્ટવ્યૌ, ગલે બદ્ધ્વા દૃઢાં શિલામ્।
બ્રાહ્મણં ચાપ્રવક્તારં, ધનવન્તમદાયિનમ્ ॥

બે વ્યક્તિઓને એમના ગળામાં દૃઢ શિલાઓ બાંધીને ઊંડા દરિયામાં ડુબાડી દેવી જોઈએ. એક તો તેને કે જે પોતાને બ્રાહ્મણ કહેવરાવે, પણ વિદ્યાદાન ન કરે, તથા બીજી તેને જે ધન એકઠું કરે જ્યાં એકલા એકલા જ તેનો ઉપભોગ કરે, બીજાઓમાં વહેંચે નહિ, દાન દે નહિ.

વિદુર-નીતિ

# હિમાલયના હૃદયમાં

'યાત્રી'



## પ્રકરણ ૧૮—હરદ્વાર

રાત્રે પથારીમાં પડ્યો. કાલીકમળીવાળાની ધર્મ-શાળાના મેડા ઉપર એક ખૂણામાં પતરાની ઓરડી હતી. તેમાં નામની આડશ હતી એટલે મોટેથી થતી વાતચિત બધા યાત્રીઓ સાંભળી શકતા હતા. ત્યા થતા વાર્તાલાપે મારું ધ્યાન ખેંચ્યું. તેમાં એક હતા સંસ્કૃતના પંડિત મહાશય, બીજા હતા જ્યોતિષના વિદ્વાન મહારાજ અને ત્રીજા હતા અસ્ખલિત વાગ્ધારા વહાવનારા કોઈ વાર્તાલાપવિશારદ. સંભાષણનો દોર આ ત્રીજા સજ્જનના હાથમાં—કે મોઢામાં—હતો. તેમણે તો ઘણી વાતો કરી પણ થોડીક વચ્ચે ઝોકામા મેં ખોઈ. તેમ છતાં જે વાતો સાંભળી તે ઓછી રસપ્રદ ન હતી. પહેલી વાત આમ થઈ:–

'હું એક વાર જંગલમાં શિકાર માટે ગયો. ત્યાં જડીબુટ્ટી એકઠી કરનારા ગારુડીઓ અડ્ડો નાખીને પડ્યા હતા. આ ગારુડીઓ માંસાહારી હોય છે. મારા હાથમાં બંદૂક જોઈને તેમણે શિયાળનો શિકાર કરવા વિનંતી કરી. તેમણે કહ્યું કે આજ તો શિયાળનું માંસ ખાવાની ઇચ્છા થઈ છે જો થાય તો તેનો જ શિકાર કરો. મેં કહ્યું કે તમે 'હાંકો' કરો. શિયાળ મારી દિશામાં ગભરાઈને દોડતું જોવામાં આવશે એટલે હું તરત તેને મારીશ. પરંતુ ગારુડીએ બીજી જ વાત મૂકી. તેણે કહ્યું: 'હું શિયાળના જેવો અવાજ કરીને તેને મારી પાસે બોલાવીશ. તે દોડતું મારી પાસે આવશે. મારાથી દસ પંદર હાથ દૂર રહે ત્યારે તમે તેને મારજો. વધુ પાસે આવવા ન દેશો.' આ પછી તેણે આબાદ શિયાળની જેવી લાળી કરી. તેમાંનું એક શિયાળ બૂમો પાડતું ગારુડી તરફ આવ્યું; ઔર વહ શેર કી માફિક ઝપટા. મેં તેને સહેજ દૂરથી જ માર્યું અને ગારુડીઓને ઉજાણી થઈ. આ જ રીતે અવાજની નકલ કરીને ગારુડીઓ બતકોને અને હરણોને સુદ્ધાં પાસે બોલાવીને મારે છે.

વાર્તાલાપવિશારદે બીજી વાત આમ કરી:–

ગઢવાલના શ્રીનગરમાં જ્યારે રાજાઓનું રાજ્ય હતું ત્યારે ત્યાં ડિનિયાલ અથવા ઓઝા બ્રાહ્મણો રહેતા હતા. આ ઓઝાઓ મહાન તાંત્રિકો હતા. તે જમાનાના રિવાજ મુજબ રાજાના જેવું સરસ મકાન કોઈ પ્રજાજન બાંધી ન શકતો કેમ કે તેથી રાજાની કીર્તિને ઝાંખપ લાગે. આમ છતાં કોઈ સમર્થ ઓઝાએ રાજાના જેવું જ મકાન બંધાવ્યું. આડિયાઓએ રાજાની આગળ બ્રાહ્મણની ચાડી ખાધી. રાજાને આ બ્રાહ્મણોના તાંત્રિક પ્રભાવની જાણ હતી તેથી તેની વિદ્યા ચકાસી જોવા તેણે ઓઝાને બોલાવ્યો અને ઘેટાંની લડાઈ કરાવવા કહ્યું. ઓઝાએ ઘાસ મંગાવીને તેમાંથી બે ઘેટાં બનાવ્યાં અને તેમને મંત્ર બળે જીવતા કરીને ખૂબ લડાવ્યાં. આ પછી રાજાએ તેને પૂછ્યું કે આજે કઈ તિથિ છે? તે દિવસે અમાવાસ્યા હતી પણ ભૂલથી (કે પછી જાણીને) ઓઝાએ કહ્યું કે આજે પૂનમ થઈ. રાત પડતાં રાજાએ તેને બોલાવ્યો અને અંધારા આકાશમાં ચંદ્ર બતાવવા કહ્યું. રાજાની પાસે એક કાસાની થાળી પડેલી આ થાળી હાથમા લઈને ઓઝાએ મંત્રબળે તેને અદ્ધર ઉડાડી. થાળી ઊડતી ઊડતી આકાશમાં ચડી ગઈ ઔર ઉસકા

આદ બન ગયા.

સંસ્કૃતના પંડિત મહાશયે આ તંત્રવિદ્યાનો શાસ્ત્ર-દૃષ્ટિએ ખુલાસો કરતાં કહ્યું કે જગતના હરકોઈ પદાર્થના આંખે દેખાય તેવડા સૂક્ષ્મ ભાગને પરમાણુ કહે છે. પરમાણુના છૂટા ભાગને અણુ કહે છે. આ અણુમાંથી જ આખું વિશ્વ બન્યું છે. આ અણુઓની વિશેષતા એ છે કે એક પદાર્થના અણુઓમાંથી હર કોઈ બીજો અતિ ભિન્ન પદાર્થ રચી શકાય છે. કારણ કે પદાર્થોના અસ્તિત્વનું કારણ અણુઓ જ છે. આ એક પદાર્થના અણુઓને અન્ય પદાર્થમાં પલટાવી નાખવાનું જ્ઞાન યોગીઓને તેમ જ તાન્ત્રિકોને હોય છે. આ જ્ઞાનને બળે તેઓ કોઈ પણ દશ્ય પદાર્થનું અન્ય દશ્ય પદાર્થમાં રૂપાન્તર કરી શકે છે.

આ પછી જ્યોતિષશાસ્ત્ર ઉપર વાતો ચાલી પણ મને ઝોકું આવવાથી હું તે સાંભળી શક્યો નહિ. તેમના ખડખડાટ હાસ્યથી ઊંઘ ઊડી જતાં મેં છેલ્લી વાત સાંભળી તે આમ હતી :—

'હિમાલયના કોઈ અતિ વિકટ ઘનઘોર અરણ્યમા એક મંદિર છે. ત્યાં સુધી મનુષ્યોની પહોંચ નથી. આ મંદિરની નીચેથી એક ઝરણું નીકળે છે તેમાંથી વનનાં પ્રાણીઓ જળ પીએ છે. મંદિર સુધી તો તેઓ પણ પહોંચી શકતાં નથી. આ મંદિર સદૈવ મહાસર્પોથી રક્ષાયેલું રહે છે. આ અકલ્પ્ય દુર્ગમ સ્થાને ભગવાન શ્રીકૃષ્ણ આજે પણ સદેહે રાસલીલા કરે છે પરંતુ કાળા માથાના કોઈ પણ માનવીને માટે ત્યાં પહોંચવાની વાત ગજા ઉપરવટની છે.'

ટાઢે પહોરે આવી વાતો સાંભળતાં મને ઊંઘ આવી ગઈ.

ભગવાન કેદારનાથના ધામમાં બે દિવસ રહીને ત્રીજી પ્રભાતે હું ઊપડ્યો. આખી રાતના વરસાદથી વાતાવરણ વધારે શીતળ બન્યું હતું. ઉત્તરમાં વળીને ભગવાનના મંદિરને પ્રણામ કર્યા. કેદારનાથની આ મારી બીજી વારની યાત્રા હતી. યાત્રા સફળ કરવા માટે મેં ભગવાન ભોળાનાથને અનેકશઃ ધન્યવાદ આપ્યા.

રસ્તામાં વરસાદ આવ્યો. દંડીથી આંગળાં અકડાઈ ગયા. વરસાદને કારણે નીચેથી કોઈ યાત્રી ઉપડયા જ ન હતા. છેક રામવાડા આગળ ઉપર ચડતા યાત્રીઓ મળ્યા. સાડાદસે ગૌરીકુંડ આવ્યો. આરામ લઈ ઊપડ્યો તે સાંજે પાંચ વાગે રામપુર પહોંચ્યો. ત્યાં દુકાનોમાં પેટ્રોમેક્સ બત્તીઓ બળતી જોઈને સુધરેલી દુનિયામાંનો પ્રવેશ અનુભવ્યો. એકાદ માસ પર્વત અને અરણ્યોમાં ફર્યા પછીથી સુધરેલા જગતમાં પ્રવેશતાં જરા અડવું લાગે છે. બીજી સાંજે ગુપ્તકાશી આવ્યો. માર્ગમાં નારાયણ કોટિ આગળ વીરભદ્રેશ્વરનું પ્રાચીન લાગતું મંદિર જોયું. મણિકર્ણિકા કુંડમાં સ્નાન કર્યું. પછી બે માઈલ નીચેની કુંડચટ્ટીએ આવ્યો. અહીં સુધી મોટર માર્ગ આવી ગયો હોવાથી અહીં નાનું ગામ જ વસી ગયું છે. બીજી પ્રભાતે કુંડચટ્ટીથી રુદ્રપ્રયાગ આવ્યો અને સંગમ ઉપર સ્નાન કરીને ગંગામંદિરના અને રુદ્રનાથ-મંદિરના દર્શન લીધાં.

રુદ્રપ્રયાગથી ઘણા યાત્રીઓ મોટરમાર્ગે બદરીનાથ જતા હતા. પરંતુ મારા જેવા નોકરિયાત માણસ પાસે વધારે સમય ન રહ્યો. એટલે પાળ્યો તેટલો ધરમ અને નહાયા તેટલું પુણ્ય એમ ગણીને બપોરે બારેક વાગે શ્રીનગરની બસ લીધી. આ બસ સારા મુહૂર્તમાં ઊપડી નહિ હોય; કેમ કે તે પહેલી હોવા છતાં છેલ્લી જ ઊપડી. માર્ગમાં કામને અંગે ક્લીનર ક્યાંક ઊતર્યો. તેને ચડી ગયો માનીને ડ્રાયવરે બસ મારી મૂકી. એક માઈલ ગયા પછી ક્લીનરની બાજુમા બેઠેલા યાત્રીએ બૂમ મારી: 'ક્લીનર છૂટ ગયા હૈ!' બસે ભૂંગળાં વગાડ્યાં. પંદરેક મિનિટે હાંફતો હાંફતો ક્લીનર આવી પહોંચ્યા પછી તે ઊપડી બે વાગે શ્રીનગરના બસ અડ્ડાએ આવ્યો.

રુદ્ર પ્રયાગથી વાતાવરણ ચોખ્ખું બદલાયું. રામપુરની પાસે વાડમાં હાથલિયા થોર જોયા. શ્રીનગરમાં કંટાળા થોરના થોકેથોક ડુંગરાઓ ઉપર દેખાય છે. ગુપ્તકાશી આગળ મોટા પીપળો જોયો. શ્રીનગર આગળ મોટા વડ નજરે પડ્યો. રુદ્રપ્રયાગમા કાચી કેરી અને શ્રીનગરમા પાકી કેરી જોઈ. શ્રીનગરની ધર્મશાળામાં જવાનો સમય ન હતો. બમના વિશ્રામા-

લાયમાંજ માનીઓ પડ્યા હતા, કેમકે આવતી કાલની બસની ટિકિટ માટે અગાઉથી નામ નોંધાય છે. અને સોમની ધર્મશાળામાં જનારા રખડી પડે છે.

સવારે ૭ વાગે શ્રીનગરથી બસ ઉપડી. દેવપ્રયાગના સંગમથી દૂર બસ ઊભી ત્યાથી સંગમની જરા ઝાંખી થઈ. બપોરે સાડાઅગિયારે હૃષીકેશના સ્વર્ગાશ્રમ, ગીતાભવન અને પરમાર્થનિકેતનનાં મહાલયો દેખાયાં. સાડાબારે હૃષિકેશથી બીજી બસ મળી અને બે વાગે હરદ્વારમા હરકી પૈડી આગળ લાવી દીધો ત્યાં કપડાં ધોયાં સ્નાન કર્યું, ગંગોત્રીથી આણેલ ગંગાજળનું પાત્ર ગંગામા શરીર સાથે ભટકાઇને અને રાત્રે ઊંઘમા આડું થઈ જવાથી ઢોળાઈને અરધુ થઈ ગયુ હતુ તેને લોટીઓમાં રેડ્યુ કરાવ્યું. યાત્રામા ક્ષૌરકર્મ કરાવવું વિહિત નથી તેથી મહિનાની દાઢી વધેલી. આથી કેશકર્તનાલયમા ગયો અને ત્યાં વાળ ઉતરાવ્યા. ગુજરાતભવનમા પહોંચતા પાચ વાગ્યા. મોકલેલો સામાન પાછો લઈ લીધો.

સાંજે આરતી વેળાએ ગંગાજીની અંતિમ ઝાંખી લેવા હરકી પૈડીએ ગયો. એ જ પવિત્ર ઘંટનાદ, અનેક શિખામય આરતી, ભક્તવૃંદોનો ઊભરાતો ભાવ-પ્રવાહ અને એ જ માનવમેદની!

આરતી પૂરી થઇ અને ઘાટના પગથિયા ઉપર હું બેઠો એટલામા જરા દૂર ઉપરવાસ વિખરાયેલા લોકોને એકઠા થયેલા જોયા ત્યા જોયુ તો એક રોઝ ગંગાપ્રવાહને તરીને આ કાંઠે આવી ઊભુ હતુ. માણસોથી તે ડરતું ન હતુ. બરફીલા જળ વચ્ચેથી તે કેટલુ તરીને આવ્યું હશે તે કોણ જાણે! લોકોને પૂછતા ખબર પડી કે હૃષીકેશ તરફ કોઈ સાધુએ પહેલા તેને પાળેલું. પછી સાધુ સ્વર્ગવાસી થતા રોઝ એકલું પડી ગયું. પોતાના સહવાસીને શોધવા તે અહી કેટલી ય વાર આવી ચડે છે અને ઊભું રહે છે. તેના બરફથી ઠંડા અંગો ઉપર મેં હાથ ફેરવ્યો પણ તે તો શાંત જ ઊભુ. આનો કોઈ શિકાર તો નહિ કરે એવી શંકા મે દર્શાવી. પણ મને કહેવામાં આવ્યું કે અહીં શિકાર થતો નથી. એક સાધુએ લોકોને કહ્યું કે પેલા વૃદ્ધ સાધુ પાસેથી મેં રોઝ માગેલું બીજા અનેક સાધુઓએ માગેલું પણ એ રોઝ તેણે કોઈને ન જ દીધું. કાળે કરીને સાધુ ગુજરી ગયો ત્યારથી એ રોઝ અનાથની જેમ ભટકે છે. મારા મનમાં કડીઓ સ્ફુરી:

'જટાથી ટેકવી માથું, સૂતો છે ઋષિ ઓટ દી
મૃત્યુથી તૂટતી નાડી, જોરમાં ધબકી રહી'
બોલ્યો ઋષિ રે મુજ બાલ બાપુ
આ આશ્રમે હા કયમ જીવશે તું;
ટોળું હવે શોધીશ ક્યાં નવું તું
પંચત્વ પામ્યો વદી એમ યોગી!'

પુણ્યસલિલા ગંગામૈયાની શીઘ્રવાહિની ધારાએ મારા કલાપીચિત્તને વધારે ચાલવા ન દીધુ. ગંગા-મૈયાના જળનું વળી ખોબે ખોબે પાન કર્યું. તેનાં જળબિંદુઓ માથે ચડાવ્યાં. પુષ્પો ભરેલો મોટો દડિયો લઈને ગંગામૈયાને પૂજા તરીકે દીપદાન દીધું અને બે હાથ જોડીને પ્રાર્થના કરી:

ભગવતિ તવ તીરે નીરમાત્રાશનોઽહં
વિગત વિષય તૃષ્ણઃ કૃષ્ણમારાધયામિ।
સકલ કલુષભંગે સ્વર્ગસોપાન સંગે
તરલતર તરંગે દેવિ ગંગે પ્રસીદ ॥

[હે ભગવતિ ગંગા! તારે તીરે વસી, કેવળ જળાહાર કરી, સમગ્ર વિષયોનો સમૂળો ત્યાગ કરીને હું કૃષ્ણની આરાધના કરીશ સર્વે પાપોને પખાળ-નારી, સ્વર્ગની નીસરણી, ચંચળ તરંગોવાળી એવી હે ગંગામૈયા તું પ્રસન્ન થા.]

યસ્ય કે શેષુ જીમૂતા નદ્યઃ સર્વાંગસંધિષુ।
કુક્ષૌ સમુદ્રાશ્ચત્વારઃ તસ્મૈ તોયાત્મને નમઃ॥

[જેના કેશોની અંદર મેઘો વસી રહ્યા છે, જેના સર્વે અંગોની સંધિઓમા નદીઓ વહી રહી છે, તથા જેના પેટની અંદર ચારે સમુદ્રોનો નિવાસ છે તે જળરૂપ પરમાત્માને હું નમસ્કાર કરું છું.]

[સમાપ્ત]

હૃદયના આહ્વાનથી પ્રેમ, આત્માના આહ્વાનથી ધર્મ અને પેટના આહ્વાનથી ક્રાન્તિ પ્રગટે છે.

# અમાનઅલીખાં

ચિત્તરંજન રાજા

આ સંભારણાં સિવાય આજે રહ્યું છે પણ શું ? સંગીતની મહેફિલો ગઇ અને કોન્ફરન્સો થઈ. તમાશા બન્યા. સંગીતની દુનિયામાં મહોબ્બત અને મુરવ્વતને બદલે દુકાનદારી આવી. સંગીતનું એક લોકઅંગ ગરબી, સાંભળવા અને જોવા આજે નીકળેલો. અને જોયું શું ! ક્યાંક સિનેમાના ઢાળ, ક્યાંક વેષનાં પ્રદર્શન, ક્યાંક કસરત અને અધૂરામાં પૂરું લાઉડસ્પીકરની સાઠમારી. ગરબી ક્યાંય ન મળી. અને મને ગાલિબ યાદ આવ્યો :–

ઉર બુલહવીસ ને હુસ્ન પરસ્તી શુઆર કી
અબ આબરુએ શેવએ એહલે નઝર ગઈ.

પણ આ ખુશબૂની વાતમાં બદબૂ આવી ગઈ. દિલનું દર્દ અવાજ કરી બેઠું, રોકી ન શકયો. સંભારણાં જ કરું.

આજ તો યાદ આવે છે મશહૂર છજ્જુખાંના દીકરા અમાનઅલીખાં. છજ્જુખાં પોતે તો હતા ધ્રુવપદીઆ પણ એમના ત્રણ પુત્રો–નઝીરખાં, કાદીમહુસેન અને અમાનઅલી–એ ખયાલ જ ગાયો. ચોથા ભાઇ વિલાયતખાં તો ફકીરી સ્વભાવના હતા.

અમાનઅલીની તાલીમ હતી ભાઇઓની. પછીથી એમણે પોતાનું અંગ બનાવેલું. એમનું ઘરાણું એટલે ભીંડીબજાર ઘરાણું. તેઓ મુંબઇમાં ભીંડીબજારમાં રહેતા. પંડીત ભાતખંડેના સહવાસમાં તેઓએ સંગીત શાસ્ત્રનો સારો અભ્યાસ કરેલો અને એમના વાલિદ છજ્જુખાં પાસેથી શીખેલા. શ્રીમતી અંજનીબાઇ પાસેથી પણ મેળવેલું.

એમણે 'અમર'ના નામથી ઘણી ચીજો લખી છે તેમ જ બાંધી છે. બંધીશોના એ ભંડાર હતા. નવાઇની વાત તો એ છે કે ખયાલ ગાયકીના ગાયક હોવા છતાં એમણે ઘણી પ્રભાતફેરીઓ, સ્તુતિઓ અને કૃષ્ણલીલાનાં ગીતો લખ્યા છે અને બાંધ્યા છે. એમની ખૂબ જ પ્રખ્યાત પ્રભાતફેરી—આજ નર ગાંધી ખેલે રંગ—ભૈરવી હોરીમાં આજ પણ ભૂલાણી નથી. સરગમ કરવાની તરકીબ એમની જ હતી જે ક્યાંય સાંભળવા નથી મળતી. તેઓ ખૂબ જ સુરીલા હતા. એમની ફીરતો ખૂબ જ મુશ્કેલ હોવા છતાં આસાનીથી ગાતા. ખૂબીની વાત તો એ છે કે જલદ લયમાં પણ એમનું સુરીલાપણું કાયમ રહેતું. એમની પાસે સાડા અઢાર અને સાડા ઓગણીસ માત્રાની ચીજો હતી જે ગાવામાં ઘણી જ મુશ્કેલ છે.

ઉસ્તાદે ખ્યાતિની કોઇ દિવસ પરવા ન કરી અને પૈસા માટે તો તદ્દન લાપરવા હતા. એમણે શાગિર્દો પાસેથી પૈસા માગ્યા જ નથી. આપે તે લઈ લેતા. છેવટમાં તો એ ગાતા નહિ કહીએ તો ચાલે. એમને સાંભળવાની ઘણા વખતની ખ્વાહિશ મનમાં જ રહેતી. એક દિવસ ખબર પડી કે ઉસ્તાદ ગાવાના છે.

સ્થળ હતું મુંબઇમાં પીલાહાઉસ ઉપરનું બાલીવાલા થીએટર. પ્રસંગ હતો શ્રીમની મુન્નીબાઇને ગંડો બાંધવાનો. પણ એ તો હતો માત્ર દેખાવ પૂરતો. શાગિર્દો અને પ્રસંશકોએ એમને પૈસા અપાવવા એમના મોભા પ્રમાણે ઊભો કરેલો. છેલ્લે છેલ્લે તેઓ ઓછું ગાતા એટલે જેઓને ખબર પડી એ બધા પહોંચી ગયેલા. માર્મિક શ્રોતાવર્ગ જમા થઈ ગયેલો. ગંડો બાંધવાની વિધિ ખુબ જ ઠાઠ અને અદાથી પૂરી થઇ. ઉસ્તાદે બેઠક લીધી. સૂર અને સ્વરનો એ ઓલિયો લાગ્યો મને. આંખોમાં સૂરનું ઉસ્તાદની આંખને અજાદ આપતું હતું. સૂર

ભરાયો ત્યાં જ ખબર પડી કે કેળવેલો અવાજ (Cultured Voice) કોને કહેવાય. ભૂલતો ન હોઉં તો પહેલો ગાયો હેમ કલ્યાણ અને પછી શરૂ થઈ કાફી—મિલતા માને નાહિ—એ મજેદારીની ચીજે જીવ હિલોળે ચડાવી દીધો. સુર સાંભળેલો, સૂરાવટ સાંભળેલી પણ લગાવટ તો તે દિવસે સાંભળી. ગઈ કાલે જ સાંભળ્યો હોય એટલો એ દિમાગમા ભરાઈ બેઠો છે.

પછી તો લગાવટના એ બાદશાહને વધારે ને વધારે સાંભળવા ઈચ્છા થયા કરી. મારું વાયર રેકોર્ડર લઈ એમની ભીંડીબજારની કોટડીએ મારી યાત્રાઓ શરૂ થઈ. 'આજ તો દિમાગ નેહિં લગતા, કલ આના બચુભાઈ' કહ્યા કરે અને ન જ ગાયું તે ન જ ગાયું -પછી તો એ ઉસ્તાદને છેડવા મેં મૂક્યા

એક દિવસ રાતના અગિયારેકના સુમારે મારા ઘરની ઘંટડી વાગી તારવાળો હશે સમજી ખીડકી ઉઘાડું છું ત્યા સામે ઉસ્તાદ ઊભેલા. કેમ આવ્યા હશે? કોણે ઘર બતાવ્યું એમ વિચાર કરું છું ત્યાં બોલ્યા, 'બચુભાઇ મુઝે સુનના થા ને? આજ જી ભર સુન લો' કહી અંદર આવ્યા મેં કહ્યું, 'ખાં સાહબ, સાજીંદે નહિ હૈ ઔર સાજ ભી નહિ. આપ કો મજૂર હો તો સબ તૈયારી કર કે કલ રખે.' એમણે ઊંચુ જોયું અને આંખમાં કોઈ અગમ્ય તેજ લાગ્યું. એ બોલ્યા, 'સુનના હો તો આજ હી સુન લો ફીર મોકા નહિં મીલેગા. મેરે પાસ જયાદા વખ્ત નહિ હૈ. કલ ખુદાને ખ્વાબ મેં ફરમાયા કે યે જિંદગી અબ ચાર દિન કી હૈ. આપ યાદ આયે ઔર ચલા આયા.' મારા સિતારનો તબૂરો બનાવ્યો અને તબલા ન ભૂલતો હોઉં તો એમણે જ બજાવ્યા. એમના ઘરાણાના છએક રાગ ગાયા અને ઉતરાવ્યા. મોડી રાત થઈ હતી. તેઓ ગયા.

જિગરે કહ્યું છે ને:—

> દેન કે જાતે હી યે હસરત દા ગઈ
> જીસ તરફ દેખા કીયા દેખા કીયા!

હંમેશને માટે ગયા એ તો બે ચાર દિવસે ખબર પડી. સાથે સાથે સંગીતમાંથી સૂરાવટ અને લગાવટ પણ લેતા ગયા.

> યાદે માઝી અઝાબ હૈ યારબ
> છીન લે મુઝસે હાફિઝા મેરા

## પાષાણ-પ્રતિમા

કલાકારે એ પહાડી વ્યક્તિના ઘરઆગળ લાપરવાહીથી ફેંકી દીધેલી એક પાષાણ-પ્રતિમા ભણી ચીંધીને પૂછ્યું: 'આને વેચશો?'

પ્રતિમાનો માલિક હસ્યો.'કોણ ખરીદે ભલા તેને?'

કલાકારે ચાંદીનો એક સિક્કો કાઢ્યો અને તેને આપ્યો. પ્રતિમાનો માલિક તો વિસ્મયનો માર્યો ચકિત થઇ ગયો,અને પ્રતિમા તેને સોંપતો બોલ્યો: 'આવી સામાન્ય ચીજ માટે હું તો કોણ દી' અધેલો ય ન ખર્ચું'!'

આ પછી ઘણાં અઠવાડિયા બાદ એ જ પહાડી વ્યક્તિ જ્યારે શહેરમાં ગઈ તો એક મકાન સામે ખૂબ ભીડ જામી હતી. એક વ્યક્તિ ઘાંટો કાઢી કાઢીને પોકારી રહી હતી: 'યૂનાનની પ્રાચીનમાં પ્રાચીન કળાનો શ્રેષ્ઠ નમૂનો! પ્રવેશ ફી માત્ર બે રૂપિયા!!'

પહાડી વ્યક્તિએ પણ બે રૂપિયા દઈને અંદર પ્રવેશ કર્યો. તો ત્યાં એ જ પ્રતિમા રાખનામાં આવી હતી, જે તેણે નકામી જાણીને અગાઉ એક રૂપિયામાં વેચી હતી! —ખલીલ જિબ્રાન

# અંદરનો અવાજ

વસંત વ્યાસ

સુરેશ છેલ્લા પંદર દિવસ થયા ભારે મથામણ-માંથી પસાર થઈ રહ્યો હતો... કહો કે તે ખરેખર ધર્મસંકટમાં આવી પડયો હતો.

પોતાના પક્ષને વફાદાર રહેવું કે પોતાના દિલને એ તેની સામેનો સૌથી મોટો સવાલ હતો.

પોતે જે પક્ષમાં છે તેના વિચારો અને સિદ્ધાંતો તેને માન્ય છે એટલે જ તો એ પક્ષમાં તે વરસોથી કામ કરતો આવ્યો છે. તેના મધુર વ્યક્તિત્વને કારણે તેની કામ કરવાની શક્તિ અને આવડતને લઈને છેલ્લા એક વરસથી તો તેને જિલ્લાના કામને વ્યવસ્થિત કરીને આગળ વધારવાની જવાબદારી સોંપવામાં આવી છે—જિલ્લાનો મંત્રી બનાવવામાં આવ્યો છે.

પણ અત્યારે તો, હજુ સુધીમાં કયારેય નહીં આવેલી એવી કટોકટી તેને માટે સર્જાણી છે. ઘણો પ્રયત્ન કરે છે પણ શું કરવું એ તેને સ્પષ્ટ રીતે સુઝતું નથી.

પોતાના પક્ષે શહેરની ધારાસભાની ટિકિટ છેલભાઈને આપી. છેલભાઈએ અત્યાર સુધી મોટે ભાગે વ્યક્તિગત વ્યવસાયનું કામ કર્યું હતું. પણ તેમની પાસે પૈસા સારા એવા અને શહેરમાં તેમની જ્ઞાતિના માણસો પણ સારા પ્રમાણમાં એટલે પક્ષને થયું કે આ બેઠક જીતવા માટે આ ઉમેદવાર યોગ્ય છે... સામી બાજુ જે સ્વતંત્ર ઉમેદવાર તરીકે ઊભેલા તે નરેન્દ્રભાઈએ તેમના જીવનના મોટાભાગના વરસો ગરીબ અને પછાત લોકોના પ્રશ્નો લઈને તે મારફત તેઓની સેવા કરવામાં ગાળેલા. વળી નિડર, પ્રામાણિક, સત્યપ્રિય અને શક્તિશાળી પણ એટલા જ. તેમની પાસે પૈસા ન હતા.

એકની પાસે પક્ષ, પૈસા અને જ્ઞાતિનું બળ હતું. બીજાની પાસે લોકસેવાની મૂડી અને આત્મબળ હતાં.

ચૂંટણીજંગ બરાબર જામ્યો ત્યારે સૌને દેખાવા માંડયું કે પક્ષવાળા ઉમેદવાર મેદાન મારી જવાના.

સુરેશની સામે આ જ સવાલ હતો:...શું સેવાનું બળ પૈસા અને પક્ષના જોરથી પરાસ્ત થશે? ...તો પછી નિષ્કામ અને સાધુચરિત માણસો સિવાય લોકસેવામાં કોને વિશ્વાસ રહેશે?...મન પરોવીને અને દિલ રેડીને જનતાનું કામ કોણ કરશે? અને સમાજમાં એવા માણસોની શી પ્રતિષ્ઠા રહેશે?

...આવી પરિસ્થિતિમાં જો હું પક્ષને વફાદાર રહેવા જાઉં તો જીવનના મૂલ્યોને વફાદાર નહીં રહી શકું. અને મૂલ્યોની જાળવણી માટે નરેન્દ્રભાઈને મદદ કરવા જાઉં તો પક્ષનો દ્રોહ કર્યો કહેવાશે ને પક્ષમાંથી કાઢી મૂકવામાં આવશે... મૂલ્યોની જાળવણી થાય અને પક્ષમાં પણ રહેવાય એવું કાંઈ ન થઈ શકે? હવે શી રીતે થઈ શકે? થાય તેટલો પ્રયત્ન તો કર્યો જ હતો. જિલ્લા સમિતિમાં છેલભાઈને ટિકિટ આપવાની દરખાસ્ત આવેલી ત્યારે મેં અને મારા યુવાન સાથીદારોએ વિરોધ તો કરેલો જ. પણ વરિષ્ઠ મંડળની આજ્ઞા પાસે શું ચાલે? તેઓએ છેલભાઈનું નામ નક્કી કર્યું તેમાં અહીંના સ્થાનિક મુરબ્બીઓનો પણ ટેકો હતો. એટલે અમારે મૂંગે મોઢે સહન કરવું પડયું.

....ખરેખર જો પક્ષ તેણે સ્વીકારેલા આદર્શો અને સિદ્ધાંતોમાં માનતો હોય તો આવા સેવક જેવા ઉમેદવાર સામે પોતાનો ઉમેદવાર જ ઊભો ન રાખવો જોઈએ. કારણકે આખરે તો લોકોની વચ્ચે રહીને લોકોને ઉપયોગી થવાની ભાવનાથી કામ કરતો માણસ પ્રજાના પ્રશ્નો ધારાસભામાં પણ રજૂ કરે અને તેના ઉકેલ માટેના રસ્તાઓ ચીંધે એ જ આ બેઠક અને તેની ચૂંટણીનો ઉદ્દેશ છે ને?

અને છતાંય સામે ઊભો રાખવો જ હોય તો

પછી એવી કક્ષાના કોઈ માણસ ને મૂકવો જોઈએ ... જો કે એ તો સજ્જન માણસોને લડાવવા જેવું થાય ... પણ જ્યાં ય બહુ વાંધો નહીં. કારણ કે એમાંથી એક સજ્જન હારશે તોય પોતાના કામ તો પહેલાંની જેમ ચાલુ રાખશે.

...પણ આ તો અમે તેવા માણસને નક્કી કરી દે છે. એમાં સિદ્ધાંતની વાત બંધારણના અક્ષરો સિવાય રહી જ ક્યાં? પૈસા અને જ્ઞાતિના બળે ચૂંટણી લડે અને પછી રાષ્ટ્રીય એકતાની વાતો કરે! ..

કેટલી બધી વિસંગતિ?

આ બધી બાહ્ય વિસંગતિઓના સુરેશના મન ઉપર એવા જોરદાર પડઘા પડતા હતા કે તેના ચિત્તમાં ચાલી રહેલા આ બેય પ્રવાહોને કેમેય કરીને સમન્વય જ થતો ન હતો.

સત્તાવીશ વરસનો તરવરીયો જુવાન, ઊંચા આદર્શો, રાષ્ટ્રપ્રેમની અને લોકશાહીને મજબૂત બનાવવાની ભાવના અને તે માટે કામ કરવાનો થનગનાટ. ઊંડાણથી વિચારતા સુરેશને ઘડી ભર તો પક્ષ સાથે છેડો ફાડી નાખવાનું મન થઈ આવ્યું પણ પાછુ અત્યાર સુધીના જાહેર કામના અનુભવે જે કેળવેલ બુદ્ધિ—બૌદ્ધિક સ્થિરતા મેળવેલી તેને આધારે વિચારતા ભાવિ કારકિર્દીના શિખરના પગથિયાં ગણતા—જરા વ્યવહારુ થવુ જોઈએ તેમ તેને લાગવા માંડ્યું.

ખાસ કરીને છેલ્લા પંદર દિવસ થયા શરૂ થયેલો તેનો આ પ્રકારનો માનસિક સંઘર્ષ ઉત્તરોત્તર વધતો જ ગયો, પણ છેવટ સુધી સુરેશ કંઈ નિર્ણય જ ન કરી શક્યો. ને ચૂંટણીના દિવસની આગલી આખી રાત એવું તીવ્ર મનોમંથન ચાલ્યું કે સવારે તે લગભગ અસ્વસ્થ જ થઈ ગયો.

સાચું જીવવામા અને બીજાને મદદરૂપ થવામાં ઈશ્વરની ભક્તિ છે તેવું માનનારો સુરેશ, કોઈ જગ્યાએ સામુહિક પ્રાર્થનામા ભળવાનું થાય તે સિવાય સામાન્ય રીતે પ્રાર્થના કરવા ન બેસતો. પણ તે દિવસે સવારના નાહી-પરવારીને પોતાના ઓરડામાં નીચે શેતરંજી ઉપર આંખો મીંચીને થોડીવાર બેસી ગયો—ને પછી કાંઈ ચમકારો થયો હોય અને તેના પ્રકાશમાં કંઈ દેખાયું હોય—પોતાના કર્તવ્યનું ભાન થઈ ગયું હોય તેમ ઊઠીને સ્કૂટર ઉપર નીકળી પડ્યો.

ઘેરથી એ નીકળ્યો ત્યારે આઠ તો થઈ ગયા હતા એટલે મતદાન તો શરૂ થઈ ગયું હોય. હવે મિત્રો અને મુરબ્બીઓને પોતાનો નિર્ણય જણાવીને એટલા પૂરતા પણ વિશ્વાસમાં લેવા જેટલો સમય ન હોતો રહ્યો, તેથી તે સીધો પોતાને મત આપવાનો હતો તે નજીકના મતદાન મથકે ગયો અને સૌથી પ્રથમ પોતાનો પવિત્ર મત નરેન્દ્રભાઈને આપીને શહેરમાં પોતાના નક્કી કરેલા કામે લાગી ગયો.

આખો દિવસ પોતાના મિત્રોને પરિચિતોને અને ન ઓળખતા હોય, તેવા મતદારોને પણ નરેન્દ્રભાઈને મત આપવાનું કહેતો રહ્યો.. ફરતો રહ્યો... સાંજ સુધી એક ધારો ફરતો જ રહ્યો.

ફરતી વખતે તેનો ચહેરો ખૂબ પ્રસન્ન હતો ને મોં ઉપર કૃતનિશ્ચયીપણાનો ભાવ ઝળકતો હતો. હવે પેલા માનસિક ઘમસાણની એક રેખાય ફરકતી ન હતી.

જિલ્લાનો મંત્રી થયેલો એટલે ચૂંટણીગાળાના છેલ્લાં ત્રણ મહિનાથી જિલ્લાની બેઠકો ઉપર પોતાના પક્ષના પ્રચાર માટે ફરતો રહેતો સુરેશ શહેરના ઉમેદવારની તરફેણમાં એક હરફેય અત્યાર સુધી બોલેલો નહિ તે ઘણાને મત સૂચક હતું. ને તેથી જ તે જ્યારે છેલ્લે દીવસે નીકળ્યો એટલે મતદાન ઉપર તેની ઘણી અસર પડી. સુરેશના અનેક મિત્રોએ અને તેના પ્રત્યે સદ્ભાવના રાખનાર નાગરિકો કે જેઓ પક્ષના ઉમેદવાર તરીકે છેલભાઈને મત આપવાના હતા તેઓએ નરેન્દ્રભાઈને મત આપ્યા.

અત્યાર સુધી તો શહેરના ચૂંટણી પ્રચારની ક્યારેય વાત નીકળતી તો સુરેશ પોતા પૂરતી તો એ વાતને ટાળતો અને ક્યારેક નાના મિત્રવર્તુળમા એ વાત નીકળતી તો સુરેશ અરધું હસતા અને અરધું ગંભીરતામા કહી દેતો કે જે આદર્શો અને સિદ્ધાંતો માટે આપણો પક્ષ ઊભો થયો છે તેનું જ પાલન નરેન્દ્રભાઈએ અત્યાર સુધી કર્યું છે અને કહી શકીએ કે ભવિષ્યમાં તેનું જ પાલન કરશે. તો તેમને મત આપવો અને બીજાઓ પણ તેમને મત

આપે તેમ કહેવું એ આપણા પક્ષને જ મત આપ્યા અને અપાવ્યા બરોબર છે. પણ આજે તો તેણે એ વાત સ્પષ્ટ રીતે બધે ફરીને બધાને મળીને ભારપૂર્વક કહી.

આમ તો સુરેશના પક્ષના વિચાર કરવાવાળા અનેક સમજુ નાગરિકો ઘણાય કાર્યકરો અને કેટલાક આગેવાનોને પણ શહેરની બેઠક માટે પક્ષે કરેલી પસંદગી સામે અણગમો હતો.

અને નરેન્દ્રભાઈના જીવન અને કામ માટે આદર હતો. તેથી તેઓ છાની રીતે નરેન્દ્રભાઈનો પ્રચાર કરતા, ચૂંટણીને દિવસે નરેન્દ્રભાઈને જ મત આપ્યા અને બીજાઓ પાસે અપાવ્યા. પણ બહારથી તો પોતે પક્ષનો જ પ્રચાર કરી રહ્યા છે તેવો દેખાવ કર્યો. શરૂઆતના દિવસોમાં તો સુરેશને પણ આવો વિચાર આવી ગયેલો પરંતુ તે તેના દિલને ઠીક નહિ લાગેલું. તેની શાનને શરમાવનારું લાગેલું.

ને છેવટે ન રહેવાયું એટલે છેલ્લે દિવસે ખોટું લાગતું હતું તેની સામે ખુલ્લે આમ જેહાદ પોકારી.

ચૂંટણીમાં નરેન્દ્રભાઈની જીત થઈ. સુરેશ અભિનંદન આપવા તેમને ઘેર ગયો. પક્ષના લોકોને ખબર પડે એ રીતે ગયો. કારણ કે હવે તેના મનમા કોઈ દ્વિધા ન હતી.

આનું પરિણામ એ આવ્યું કે ચૂંટણી પતી ગયા પછી પરિણામોની સમીક્ષા કરવા માટે પક્ષની જે બેઠક મળી તેમા સુરેશભાઈનો ખુલાસો માંગવામાં આવ્યો. તે માત્ર એક જ વાક્ય બોલ્યાઃ

જે આદર્શો માટે હું જીવું છું અને જે આદર્શ માટે આપણો પક્ષ છે, તેની દૃષ્ટિએ વિચારતાં જે સ્વધર્મ લાગ્યો તે મેં કર્યું અને મારા અંતરાત્માને આજેય લાગે છે કે મેં યોગ્ય જ કર્યું છે.

પ્રદેશ સમિતિના વડાઓને પણ આ ચોટદાર વાક્યો સ્પર્શી ગયા. પરંતુ તેઓએ તો બંધારણના નિયમોને અનુસરવાનું હતું, પક્ષની શિસ્તને ટકાવવાની હતી.

સુરેશને મંત્રી પદેથી દૂર કરવામાં આવ્યો.

સમીક્ષા પૂરી થયે બેઠક વિખેરાઈ. પાછળ રહી ગયેલા બે કાર્યકરો સમીક્ષા સભાની સમીક્ષા કર્યે જતા હતાઃ

'શું પક્ષની શિસ્તના એવડા મોટાં તાળાં કે માણસ પોતાના અંતરાત્માને સાચું લાગે–અને ખરેખર જે સાચું હોય પણ ખરું—તે કહી કે કરી યે ન શકે?'

'એટલે જ જુઓને હા એ હા કહેવાવાળાનું વધુ ચાલે છે ને સાચા માણસોને નીકળવું પડે છે!'

'પણ આ પક્ષને નામે ગમે તેવા માણસો ક્યાં સુધી ચૂંટાતા રહેશે?'

'ભાઈ એ લાંબો વખત ન ચાલે.'

'સાચી વાત મને પણ એમ જ લાગે છે. શાખ બંધાયેલી ચોખ્ખા ઘીની દુકાનમાં શેઠ જો વેજીટેબલ ઘીના ડબ્બા વેચવા માંડે તો તે દુકાનેથી ઘરાકી ઓછી થઈ જાય તે જેમ સ્વાભાવિક છે. તેવી જ રીતે સંસ્થાની જૂની શાખ ઉપર ગમે તેવા માણસોને લાંબો વખત ચૂંટાવી આપવા એ મુશ્કેલ બનતું જાય તે સ્વાભાવિક છે.'

'પરંતુ પક્ષની કે પક્ષ બહારની વ્યક્તિને અને તેથી વાતના તથ્યને સમજીને સ્વીકારી શકે તેવું સ્વરૂપ રાજકીય પક્ષોને કેમ મળે તે એમની સામેનો આજનો મુખ્ય સવાલ છે, નહીં તો આજના સમયમાં પક્ષોનો ખાસ અર્થ નહીં રહે.'

'તમારી વાત સાચી લાગે છે.'

---

પાન ૨૪થી આગળ]

છે, તે બધાને પોતાના જેવું ચેતન છે એમ ધારે છે; ને તેમનામાં સારું-નરસું કરવાની શક્તિ છે, તેઓ દેવ છે, રાક્ષસ છે, એમ ધારે છે. આવી એક જાતની પ્રતિમાપૂજા, પણ પ્રતિમા, તે ઈશ્વરનું પ્રતીક એમ નહિ પણ તે જ ઈશ્વર, એવી અધમ પ્રતિમા પૂજા.

આ ચાર તર્કમાં એક વાત લક્ષમાં રાખવાની છે. શોધકોએ એમ માન્યુ છે, કે દુનિયાનો નિયંતા, એક સર્વશક્તિમાન નિર્ગુણ ઈશ્વર, આવી ભાવના થવી, એ મનુષ્ય બુદ્ધિની પરાકાષ્ઠા છે, મનુષ્ય બુદ્ધિના સંપૂર્ણ કેળવાયા પછી જ તેનો ઉદય થાય છે.

એકંદરે ધર્મોત્પત્તિ વિષે કોઈ નિશ્ચયાત્મક અભિપ્રાય આપવો, એ મહાસાહસ છે, તેથી આપને અત્રે જે વિચાર ચલાવ્યો છે, તેનું ફળ, ધર્મોત્પત્તિનો પ્રશ્ન પણ વિશ્વક્રમની પેઠે, અનાદિ છે એટલું માનવાનો જ છે. વિશ્વોત્પત્તિ, મનુષ્યોત્પત્તિ, ધર્મોત્પત્તિ, એ સર્વ અનાદિ છે.

—'સિદ્ધાન્તસાર'માંથી ૧૮૮..

# વાયરા

હરિભાઈ શાહ

કીણુ ચડાવેલી તાબડી લાગે છે તો છનોછ્ન, પણ સહેજ હળવી પણ હોય છે. મોઢે મંડાય અને ઘડીક તો એ કીણુ ગળા તો શું પણ કોઈને ય ન ભીંજવે અને મશ્કરી કરતાં વળગી જ રહે ત્યારે તાંબડી ઊણી હતી તેનો ખ્યાલ આવે છે. આ ગામડાશાહી અક્કલનો બેરો, માણસને તેમ દેશને પણ વહેલો મોડો થાય છે. સ્વતંત્રતા આવ્યાના ઉભરા ઉતરે છે ત્યારે વાસ્તવિકતા ટપારે છે કે સ્વતંત્રતા આણવા અને સ્વતંત્રતા માણવા વચ્ચે ભારે મોટી ખાઈ ઓળંગવાની હોય છે. પરસેવાની એ ખાઈમાં એક માત્ર મહેનતના તરાપા જ તરી શકે છે.

મહાનુભાવ વિક્રમનું નામ રટતું એક વધુ વરસ વીતતા આ જુવાની નાખતું જાય છે. આઝાદીના પહેલા પંદર પૂરાં થયા. લલકાર શમ્યા અને જેજેકાર બજતાં બંધ પડ્યા મધુર સ્વપ્નરજ ઓસરી અને આંખ ચોળીને સ્વરાજ ઊઠે છે તો જુએ છે કે બે હજાર ને અઢારની સાલે ભારતને પાંચ સવાલ નાખ્યા છે. પાચે વાતો બુદ્ધિ કસનારી છે અને ચકરવકર કરી મૂકવા પછી પણ તાવણીને અંતે તો આપણા પ્રાણ મજબૂત કરનારી છે

બાર મહિનાની ઝીણીમોટી ઘટનાઓમાથી, ઝાટકતા ઝાટકતા આ પાચ વાતો, ઊભી રહે છે અને બે હજારને ઓગણીસ, વીસ કે એથીયે આઘેરા કાળ સુધી આપણા મનમાથી કદાચ ખસશે નહિ.

કોંગ્રેસને હવે વધારે વખત દેશની, લોકોની કે પોતાની જનેતાના સ્થાને ન માનનારા પણ એક વાતની ના નહિ કહી શકે કે કોંગ્રેસ એ આ દેશના લોહીમા એવી ઐતિહાસિક રીતે ભળી ગએલી છે કે કોંગ્રેસને જે કંઇ થાય કોંગ્રેસને જે કઇ વરતાય તેથી દેશ આપોઆપ ધુણવા લાગે જ છે. અને એટલે આ દેશના ભાવિ, એની લોકશાહીનો મદાર, એની સ્વતંત્રતાની ટેક, એના વિકાસની યાત્રા—એ બધાયમાં કોંગ્રેસ પક્ષની ચડતીપડતીનું વજન પડ્યા વગર રહેતું નથી. કોંગ્રેસે લાંબુ જીવવું હોય, અને રાજમહેલમાં પથારીવશ પડીને રહેવું ન હોય તો સમો વર્તીને ચતુરોઈથી ચાલવું જ રહ્યું. જીવનના ત્રણ ટીબા વીતાવીને કોંગ્રેસને આ સાદ સંભળાય છે. એક અને અદ્વિતિય મહાન રાષ્ટ્રીય મંચ તરીકેનો તેનો ભવ પૂરો થયો. બીજે ટીબે, સત્તા મળ્યા પછી પણ, દેશને દેશનાં ગરીબ ગુરબાંને બેઠા કરવાનું ખૂબ મોટું રચના કાર્ય પણ કોંગ્રેસને હસ્તક હતું જે હજુ પણ તેને સૌથી જુદી જ પાયરી પર મૂકતું હતું. પરંતુ ધારાસભાઓ અને પાર્લામેન્ટનાં કામ સરાડે ચડયાં તેમ તેમ રચનાત્મક કામો પણ સરકારી યોજનાઓમાં ચૂસાઇ જવાં લાગ્યાં. પરંતુ હજુ ત્રીજે ટીબો, કોંગ્રેસને આંચ ન આવવા દેવા માટેનો હતો. કોંગ્રેસ પાસે જે ઉજ્જ્વલ, ઝળહળતાં નેતાઓનાં નામ હતા તેવા કોઈ બીજા કને નહોતાં. ત્રીજો ટીબો છોડતી વખતે એ નામો પણ ઝુંઆવાં લાગ્યાં. ઘણાખરા નેતાઓ સ્વર્ગવાસી બન્યા હતા. જે બહુ જ જૂજ, આંગળીને ટેરવા પણ ગણત્રીમાં ખાલી રહે તેટલા, રહ્યા હતા તે વહીવટી તંત્ર અને પાર્લામેન્ટથી આખો વખત એવા રંગાએલા રહ્યા હતા કે એમની જૂની ઝરીનાં તેજ હવે ઢંકાઇ ગયા હતા.

કોંગ્રેસને જેટલું ચાલે તેટલું હજુ ચાલુ રાખવી એ ભાવનગરી નિર્ણય પછી પણ તેના નળાંમાં ભરાઇ પડીને, કાયાને ખોટી પાડી દઇ રહેલાં કચરાં કસ્તરને કાઢવા માટે તેની રચનામાં મોટી વાઢકાપ જેવા ફેરફારોનાં નગારાં વાગે છે. નેહરુ, ઇંદિરાજી, મહતાબ, ત્યાગી, જૈન, નંદા, લાલબહાદુરજી સૌ આ પહેલો સવાલ પતાવવામા પડ્યા છે એ ઘાણુ તો એવા છે કે ૧૯૬૩ના જાન્યુઆરીનું જગન્નાથપુરી અધિવેશન પરસ્પર પ્રશંસાના ગજરા ધરવાને બદલે નવી કોંગ્રેસ બનાવવાનો મોરો ભાર નાખશે

પાર્લામેન્ટરી પ્રજાસત્તાકની પહેલી કમાન જેવા મુખ્ય રાજદ્વારી પક્ષના હવાપાણીની વાતથી આગળ ચાલીએ એટલે સીધા આર્થિક પરિસ્થિતિના ચોટામાં આવીને ઊભા રહેવાય છે. સ્તુતિ-સ્તવનમાં રંગેચંગે પંદર વર્ષ કાઢ્યા પછી સીધી વાત એ સૌ પૂછે છે કે આપવું છે શું, તમારે? પંડિતો એમના મોંઝીલા પર્યાયોની ભાષામાં તેને આર્થિક નીતિ, ભાવ વધારો, મોંઘવારી એવા મોટા મોટા નામે ઓળખાવે છે. કાર્લ માર્ક્સ સાથે જેમણે ગોળ ખાધો નથી એવા ગભરૂ માણસોથી પણ પૂછાય જાય છે કે આપવું છે શું, તમારે? હાયવોય અને હૈયાહોળીને સ્થાને કાંઈક મક્કમતાની ચમક, કાંઈક ભાજબી રાહત, કાંઈક કાલ સુધારીએ ને છતાં આજે જ ટગી ગયા ન હોઈએ તેવું આપવાના છો?

અને ત્યાં પંડિતજી જેવા પ્રચંડ દૃષ્ટાને પણ કાન પકડવો પડયો છે કે 'ઉત્પાદન વધારો, બીજા કંઈની હવે સાડીબાર નથી' એવી ઊંચા સાદની અહાલેક કંઈ રામનામ જેવી રામબાણ નથી. સમાજ-વાદ-ને મરીવાદ, ખાનગી સાહસ ને જાહેર માલિકીના કારખાનાં, સીધા કરવેરા કે આડકતરા, એવા ટંટા-ફિસાદ ટાળવા અને સૌનું ધ્યાન વધારે પરસેવો પાડવા પર લગાવવા માટે 'ઉત્પાદન, ભાઈ! ઉત્પા-દન'નું સુત્ર ખોટું નહોતું. પરંતુ એમાં આખી દુનિયા આવી નથી ગઈ, એમ મદ્રાસ ને-અમદાવાદની શેરીઓમાં ભૂતપલિત થઈને ફરતી મોંઘવારીની ચીસો ફોડ પાડી રહી છે. તેમાંથી સીધી વાત એ નીકળી છે કે એકલા ઉત્પાદન વધાર્યે છૂટકો નથી. નવી પેદાશનું વિતરણ પણ જોવું જોઈશે. દેશની નવી આબાદી મદેવો ને દવેશીઓના નવા પીલારતરમાં ઉડાડી દેવાય છે કે સૌને બહાલી મળે છે તેનો તાગ પકડ્યા વગર ચાલે તેમ નથી.

ત્રીજો મૂળભૂત સવાલ હવે એ બન્યો છે કે આપણી પાર્લામેન્ટરી લોકશાહીનું ઘર બરાબર ચાલે છે તો ખરું? એનો સંસાર શા સારુ બરોબર ચાલતો નથી? ધારાસભાગૃહોમાં સરકસના સીન પેશ ક્યાંથી? શેરીઓમાં કાયદો તોડવાનું ધારા-સભ્યો કરતા હતા તે હવે ધારાસભાની અંદર ભાંગફોડ આવી ચડી? ઉત્તર પ્રદેશ, મધ્યપ્રદેશ અને બીજે ધારાસભાઓમાં જે કંપવા જણાય છે તેનાં કારણ ભયંકર છે પરંતુ હજુ હાથથી ગયા નથી. ચૂંટણીઓ દેશને ફાડી નાખીને તેનાં છોડીયાં પાડી નાખવા માટે ન હોય. ચૂંટણી જાય અને જે ઝાઝાં ધારાસભામાં જાય તે સત્તા હાથમાં લે તો ઓછા રહી ગયા હોય તેમને નિમાણા ગણવાનું જરા યે વ્યાજબી ન કહેવાય. લોકશાહીના વહેવારમાંથી તેમને સાવ ન્યાતબહાર કેમ કરી નખાય? પાંચ વર્ષની ઘરભંગ અવસ્થા તેમના પર જો લાદવામાં આવે તો પછી એના ધમપછાડા ધારાસભામાં જોવા મળે જ. દેશ લોકશાહીની સડક પર આગળ ચાલતો રહે કે નહિ તેની ચોખવટ આ ધારાસભાના ધરતીકંપોને કેવી રીતે કુનેહથી બંધ કરાય છે તેમાંથી મળી રહેશે.

* * *

કોયલામાં પડ્યા રહેવાનું ને જીવતર કાઢવાનું કીડા માટે પણ શક્ય નથી તો પછી મોટા દેશની તો શી વાત. ન તો કોઈ દેશ, આજની દુનિયામાં પોતાનો કૂવો ચણીને માથે પોતાનો વાવટો ફરકાવી દેવાથી, રોકટોક વગર જીવી શકે છે. ભારતને આ કાંઈ સમજાવવાનું હતું જ નહિ, કારણ કે સ્વતંત્રતા મળ્યા પહેલાં ભારત આંતરરાષ્ટ્રીય વહેવારનું કોડિલું ઉપાસક બની ચૂક્યું હતું. એ ઉપાસનાના કિરતાર જવાહર-લાલ નેહરુ, સૌ કોઈ જાણે છે તેમ હતા.

પરંતુ જવાહરલાલજીને પણ છેક પાછલા વર્ષોમાં ઘણું શીખવાનું મળ્યું છે!

ભગવાન બુદ્ધના જેને સમ ન ખૂંચ્યા તેવા ચીનને હાથે જે હાળાંધોળાં થયા તેનો અફસોસ તો ભૂલાશે. પરંતુ ભારતની ઘધારે ને વધારે ભૂમિ પર ચીનનાં લશ્કરી હવાતિયાં વરસતાં રહ્યાં છે. ચીનને કોઈની સાડીબાર નથી એમ હવે આપણને સૂઝવા લાગ્યું છે. પરંતુ આ વિચિત્ર દુનિયામાં રહેવાની એ પણ એક શરત છે કે જેમ પાકીસ્તાન સાથેના તંગ સંબંધો કોઠે પડવા જેવા થઈ ગયા છે તેમ ચીનનું આક્રમણને પણ આપણે કોઠે પડી જવા ન દેવાય.

ગફતે રફતે આપણી બુદ્ધિમા પે ઊતરી રહ્યુ છે

આર વર્ષ તો પંચશીલના ફુગ્ગા પાણી ખેચવામા જ રહ્યા જ્યારે ચીને આપણી હિમાનયની પ્રીત હાળી દીધી હતી પછી બરફની ભેખડોમા લડવુ હોય તો કેવા બૂટ પહેરવા પડે ને કેવી રીતે લડવુ ફાવે તેની પરદેશમા પૂછતાછ કરવામા બે વર્ષ બીજા ગયા અને હવે આ અક્ટોબર મહિનામા જ, જ્યારે નેફા વિસ્તારમા ભુતાનને ભડકાવતુ આક્રમણ ચીને ઉમેર્યુ ત્યારે આપણને હવે લાગ્યુ કે પ્રાતોની તિરસ્કારપાત્ર પોલિસ અને ગામડાના બેફાકુ પટવારીઓ ઉપર ચીનાઓની ઘૂસપૂસના ખબરઅંતર દિલ્હી સાહેબોને પહોચાડવાનુ હવે ન રખાય નેફા વિભાગના મોરચા ઉપર હવે નવો લશ્કરી કમાન્ડ આપણે રચ્યો છે એનો કાનમા કહેવાનો બીજો મર્મ એ છે કે હવે આપણે પણ ચીની ગેરીલાને પહોચી વળવા ભારતી ગેરીલા ટુકડીઓ બનાવવી છે

રામના નામની જેમ તટસ્થતાના નામે પથરા ન તરે તે ચીને આપણને ભણાવ્યુ તેવો જ બીજો કિમની અનુભવ દરેક સ્વતંત્ર દેશની હમેશા કાળજી માગતા સરહદ વિસ્તારના શાણપણ અંગે મળી રહ્યો છે

ત્રીન કોરીયામા અર્ધની દાઝ સળકવા ન દે રશીયા છેક જર્મનીની સુધીના નાકા પર ચોકી રાખે અને અમેરિકા, કયુબામા ઘાલમેલ થતી જોઈને સળગી ઊઠે એ બધુ શુ છે? ભલા ભારતને, આવુ "કપાય થાય ત્યારે શાહીવાદ' શાહીવાદ! કહેવાનુ આવડયુ હતુ પરતુ આ તો નેપાળમા સળગ્યુ અને આપણને પટકે ત્યારે બીજા બીજા શુ નેપાળના રાજા મહેન્દ્ર જ 'શાહીવાદી શાહીવાદ!' એવા ખરાડાથી નવાજે છે કેમ?

માણસની જેમ દેશ વિષે પણ કહી શકાય કે ભણ્યા પણ ગણ્યા નહિ. નેપાળ કઈ આપણુ નથી અને છતા ત્યા બીજાની ઘાલમેલ થાય તો આપણી આખમા લોહી ધસી આવવાનુ જ સીમા ને પડોશ સાચવવાનુ એવુ હોવાનુ છે બર્મામા ને પાકીસ્તાનમા આડુઅવળુ ન થાય એ ચોખ્ખી આપણા હિતની વાત છે અને આપણે સજોગો પ્રમાણે હોઠ વગર હાથ પગ હલાવીએ પણ છીએ એવુ જ સાચુ સૌને પોતપોતાનુ પગન—રશીયાને અને અમેરિકાને—લાગતુ હોય છે

સંવત બે હજારને અઢારની આ બોણી ભારતને આગળની વાટ કાપવામા મોટા પાઠ જેવી બનવાની છે

## ભેરુ

બળદબેલી, સુખિયા આપણ ધરતી શુ રે પ્રીત
આપણ વૈકુઠ વાડીખેતર—ધૂળમા જીવન જીત
પાનકપાદડે પાગર્યા, કૂણા જુવાર—તુવેર તણા,
ગહેકતો નિધાણ પગર કેરો, કપાસ ખીલ્યો ઘણ
વાડમા રમતા પેલાતેતર ગાય રે ઘેલા ગીત
બળદબેલી સુખિયા આપણ ધરતી શુ રે પ્રીત
સોડમ ભર્યો શીતળ સમીર ગેલતા ગુજે મદ
ઢળતી પૂનમ રાત રૂપાળી સોળ કળાએ ઝદ
પ્રેમ ભરેલા અતરે આપણ ગ્હાલીએ મસ્ત અમિત
બળદબેલી સુખિયા આપણ ધરતી શુ રે પ્રીત.
સગમેળાની મોજમા સુખદ સાપરી ઉરસગાઇ
નિત નવવેશ જીવન મહી માણીએ કર્મકમાઇ.
પડ રળેલુ ખાઇએ આપણ ગાઇએ એવુ ગીત
બળદબેલી સુખિયા આપણ ધરતી શુ રે પ્રીત

મ ત્રિકમ પટેલ

જૂનાગઢ જીલ્લા

# ખાદી ગ્રામોદ્યોગ સહકારી સંઘ લિ૦

જૂનાગઢ

આપતાં જીવન જરૂરિયાતમા ગ્રામોદ્યોગની ચીજવસ્તુઓને સ્થાન આપી ગરીબ ભાઈબહેનોને રોજીરોટી આપવામાં મદદ કરો.

## પ્રવૃત્તિઓ

(૧) ખાદી કામ
(૨) તાડગોળ, નીરા
(૩) ચર્મોદ્યોગ
(૪) અખાદ્ય તેલ સાબુ
(૫) ગ્રામ તેલઘાણી
(૬) હાથછડ ચોખા
(૭) ગોબર ગેસપ્લાન્ટ
(૮) ગ્રામ દિવાસળી
(૯) હાથકાગળ
(૧૦) માટીકામ

પ્રમુખ
અકબરભાઈ નાગોરી



નૂતન વર્ષાભિનંદન



મહમદ હાજી ગફુર

એન્જિનિયર્સ અને કોન્ટ્રાકટર્સ

બોટાદ

ખેડા જિલ્લા સહકારી દૂધ ઉત્પાદક સંઘના ખરા માલિકો તો તેના ૫૦,૦૦૦ ખેડૂત સભ્યો છે. અને તેઓ સૌ સંઘમાન્ય સહકારી મંડળીઓ સાથે જોડાયેલા છે. ખેડૂતો સંઘને દૂધ વેચે છે અને વળતરમાં તેઓને સારો એવો ભાવ મળે છે.

ખેડૂત સભ્યો પાસેથી ભેગું કરાયેલું મોટા ભાગનું દૂધ આણંદમાં આવેલી સંઘની, એશિયાની મોટામાં મોટી અને અદ્યતન ડેરીમાં પેશ્ચ્યુરાઈઝડ થાય છે. અને તે મુંબઈના નાગરિકોને પૂરું પાડવા માટે આરે અને વર્લીના દુગ્ધાલયોમાં મોકલવામા આવે છે. બાકીના દૂધમાંથી ભારતભરમાં વેચાતી વિખ્યાત 'અમૂલ' માખણ અને અન્ય બનાવટો બનાવવામાં વપરાય છે. સંઘ અને તેની સાથે સંકળાયેલી સંસ્થાઓના નફામાંથી સભ્યોને શાળાઓ, ઇસ્પિતાલો, તાજા અને સ્વચ્છ પાણીની વ્યવસ્થા, પાકા રસ્તા, ઇલેક્ટ્રીસીટી જેવી સુખ સગવડો પ્રાપ્ત થાય છે.

ખરેખર, ખેડાના આ દૂધ ઉત્પાદકો, આ સંઘ કે જે તેમના, અને તેમના બાળકોના જીવન પરિવર્તન માટે પ્રયત્ન કરી રહ્યા છે.

**"અમારી સહકારી મંડળી અમો – ૫૦,૦૦૦ સભ્યો માટે નવજીવનનું દ્વાર છે."**



**Amul**

અમૂલ
મર્મ બતાવે છે.



ખેડા જિલ્લા સહકારી દૂધ
ઉત્પાદક સંઘ લિમિટેડ
આણંદ


ટીનોપોલ યુક્ત
સાબુઓ
प्रवासी रेटीया छाप
PRAVASI SOAP
प्रवासी
કપડાંમાં
ચમક
લાવે છે.







# સાચા અર્થમાં સ્વરાજ્યની સ્થાપના એટલે પંચાયતી રાજ્ય

ગુજરાતનું પંચાયતરાજ પ્રયોગ નથી, પણ લોકશાહી વિકેન્દ્રીકરણ માટેનું મક્કમ પગલું છે . સાચા અર્થમાં સ્વરાજની રચના થાય અને સપૂ-હતરનાં અતિ મહત્વના કામમાં દરેક સ્તરના લોકોને પોતાનો ફાળો આપવાની તક મળે તે માટે ગ્રામ, તાલુકા અને જીલ્લા એમ સ્તરની પંચાયતોને વ્યાપક કર્તવ્યો, વિશાળ જવાબદારીઓ અને પૂરતાં સાધનો આપવાની જોગવાઈ કરવામાં આવી છે

—ડૉ. જીવરાજ મહેતા



(ગુજરાત રાજ્ય માહિતી ખાતા દ્વારા પ્રકાશિત)

# વૈષ્ણવજન



વર્ષ ૧ : ('પ્યારાબાપુ' વર્ષ ૧૫) : : અંક ૮ : સળંગ અંક ૧૭૬ : નવેમ્બર : : ૧૯૬૨

## અનુક્રમ



*

સંપાદક • નવીન ગાંધી

પ્રકાશક અને મુદ્રક: ધીરેન ગાંધી • રૂપાયતન મુદ્રણાલય • જૂનાગઢ

### સૂચના

(ગ્રાહકોને)

દર માસની બારમી તારીખે અંક પ્રસિદ્ધ થાય છે

પંદરમી સુધીમાં અંક ન મળે તો પોસ્ટ ઑફિસમા તપાસ કર્યા પછી કાર્યાલયને જણાવવું. અંક શિલિકમાં હશે તો મોકલાશે.

ગમે તે મહિને ગ્રાહક થઈ શકાય છે.

* * *

આ માસિકમાં પ્રસિદ્ધ થતા વિચારો જે તે લેખકોના છે સંસ્થા તે વિચારોમાં સંમત છે જ તેમ માનવું નહિ.

*

(લેખકોને)

'વૈષ્ણવજન'મા સંસ્કૃતિ, કલા, શિક્ષણ અને સાહિત્ય વિષયક લખાણો લેવામા આવે છે.

લખાણુ સાફ મૌલિક, તાજું હોય એવી અપેક્ષા રહે છે કાગળની એક બાજુ શાહીથી લખવું.

સામાન્ય રીતે કૃતિના સ્વીકાર બાબત પખવાડિયામાં જવાબ આપવામા આવે છે.

પ્રસિદ્ધ થયેલી સામગ્રીની ઑફપ્રીન્ટ્સ સાથે અંક અને યોગ્ય પુરસ્કાર પ્રસિદ્ધિ પછી અઠવાડિયામાં લેખકોને મોકલાય છે.

#### લવાજમ

દેશમા (વરસનું) છ રૂપિયા

પરદેશમા બાર શિલિંગ

વૈષ્ણવજન, રૂપાયતન, ગિરિતળેટી
જૂનાગઢ

વૈષ્ણવજન



ઉદ્ધરેદાત્મનાત્માનમ્

પીડ પરાઈ

## રૂહાની ચિરાગ

મકરન્દ દવે

મધરાતની કાળીઝબાન પાંખ નીચે સારી યે દુનિયા જંપી ગઈ હતી. ચારે તરફ સૂમસામ શાંતિ હતી. પણ બસરાના એક તાલેવાન વેપારીને ઊંઘ નહોતી આવતી. તેણે હકીમે આપેલી અકસીર દવા પીધી. આંખો મીંચી પડી રહ્યો. પડખાં ઘસ્યાં. પણ કેમે ય કરી ઊંઘ ન આવી. આખરે કંટાળીને તે ઊભો થયો. ઝરૂખામાં આવ્યો. બહાર નજર નાખી તો આકાશમાંથી હજાર હજાર આંખો તેની સામે તાકી રહી હતી:

'તું, એહમદ-બિન-આદમ બસરાઈ! તું અમારા પહેરામાંથી ક્યાં જવાનો બચ્યા! તારા હરેક કાળા કરતૂકને અમે જાણીએ છીએ. અને તારા સ્વાગત માટે દોઝખની આગને હરપળે ધીખતી રાખીએ છીએ.'

ઝાડનાં ઝૂંડમાં અચાનક સૂસવાટો થયો. કોઈ સફાળું જાગી ગયેલું પંખી ચિત્કારી ઊઠ્યું. એહમદ-બિન-આદમનું કાળજું ધડક ધડક થવા માંડ્યું. કોઈ અજાણ્યા ભયનો ઓળાવો તેને તોળાતો લાગ્યો. અને ઓરડાની અંદર તે દોડી આવ્યો. પણ ત્યાં તો વિકરાળ શૂન્યતા તેની સામે મોં ફાડીને ઊભી હતી. એહમદ પરશાળમાં આવ્યો. પોતાના વિશાળ ચોગાન તરફ નજર દોડાવી અંધકારના કામળામાં બધું લપેટાઈ પડ્યું હતું. સગાંવહાલાં, નોકરચાકર, ગુલામો ને દોરદાબર સહુ સુખના ખોળામાં પોઢ્યાં હતાં. ત્યારે અઢળક દોલતનો માલિક અજંપામાં આંટા મારતો હતો. એહમદે ચોગાનને છેક છેવાડે જોયું તો એક ઓરડીમાં ટમટમતો દીવો બળતો હતો. એહમદને ભારે આશ્ચર્ય થયું. સાથે અગાધ મહાસાગરમાં તણાતાં કોઈ સમદુખિયાનો સહારો મળી ગયો હોય એવું આશ્વાસન મળ્યું. એ ઓરડી તો ગુલામ છોકરી રાબીઆની હતી. કયા દુખે તે આવે મધરાતને અઘોર પહોરે દીવો બાળીને બેઠી હશે? એહમદે ચૂપચાપ એ ઓરડી તરફ કદમો ઉઠાવ્યાં.

ઓરડી પાસે આવતા જ એહમદને અસ્ફુટ શબ્દો સંભળાયા. તેણે એક તરફ લપાઈને જોયું તો રાબીઆ ઘૂંટણીએ પડી બંદગી કરતી હતી. રાબીઆના ચહેરા પર ખુદાઈ નૂરની ઝલક રમતી હતી. માટીના કોડિયામાં જાણે એક રૂહાની ચિરાગ જલી ઊઠ્યો હતો. રાબીઆ અત્યંત દીન અને આર્ત સ્વરે કહેતી હતી:

'એ ખુદા! તારી રહેમતમાંથી તો કોઈ બાકાત નથી. મારા ગુમરાહ માલિક પર મહેર કર! તેના ગુનાહોની માફી બક્ષ! એ ખુદા! મારા માલિકની બેચેન નજરમાં તારી જલ્વાગરી બિછાવ. તેના બેકરાર દિલમાં તારી ઠંડક ભરી દે.'

આ નાચીઝ ગુલામડી રાબીઆ! એહમદ બસરાઈએ તેના પર જુલ્મો ગુજારવામાં બાકી નહોતી રાખી. અને રાત જાગીને પણ તે ખુદા પાસે એની બેહિશ્ત માગે છે! એહમદની નજર સામે એક પ્રસંગ તરવરી રહ્યો.

તે દિવસે બગદાદના બડા અમીર તેને ત્યાં મહેમાન થયા હતા. રંગરાગની મહેફિલ જામી હતી. નવાબો અને તવંગરોના નમીરાઓ શરાબની પ્યાલીઓ ટકરાવતાં ખુદાની કુદરત પર બહસ કરી રહ્યા હતા. અને તેમાં મનુષ્ય-શરીરની કારીગરી પર વાત આવી પહોંચી. કેવી અજબ અને કામિલ રચના

કરી છે કિરતારે! અને એમા પણ ઘૂંટણના સાંધા પર શરાબીઓ ડોલી ગેઇયા. ઘૂંટણની ઢાકણી ખોલીને ખુદાની આ કરામત જોવાની એક નવાબજાદાને ઇચ્છા થઇ. આ તુક્કા ઉપર તાળીઓ પડી. અને આ ઇચ્છાનો અમલ થતાં વાર ન લાગી.

રાબીઆ મહેમાનોની તહેનાતમાં હાજર હતી. એહમદે એનો ગોઠણુ તોડીને જોવાનું ફરમાન કર્યું. જલ્લાદ જેવા નોકરોએ રાબીઆના ગોઠણુ ભાગી નાખ્યા. અસહ્ય વેદનાની મારી તે ચીસો પાડી રહી. કોઇ કારણુ વિના ગુલામોને જ્યા ગરદન મારી શકાય ત્યાં ગોઠણુ તોડીને જોવાની માલિકની મરજી ગેરવાજબી કેમ ગણાય? કોઇએ રાબીઆના તડફડાટ સામે ન જોયું. સુભાન્‌હ-અલ્લાહ' કયા કરામત! આફરીનના પોકારોમાં રાબીઆની ચીસો પણ દબાઈ ગઈ.

દારૂના નશામા ચકચૂર બની એહમદે રાબીઆની વેદના નહોતી જોઇ. માલિકપણાનો અધાપો પણ તેને માથે ત્યારે સવાર હતો. ખુદાની કરામત પર આફરીન પોકારતા ખુદાના પ્યારા સંતાનને તેણે કેટલી જફા પહોંચાડી હતી તે એના દિમાગમાં નહોતું ઊતર્યું. આજે ખુદાના એ જ સંતાનની દરિયાવદિલી જોઈ આ પથ્થરનો આદમી પીગળી ગયો. પોતાની ઝાકઝમાળ ને રંગીન રોશનીમાં નહોતું દેખાયુ તે સત્ય તેને અહીં ગરીબની ઝૂપડીમા, તૂટ્યાફૂટ્યા દીવાને અજવાળે દેખાઇ આવ્યું:

'તનગરો કો મુબારક હો શમ્એ કાફૂરી,
કદમ સે યાર કે રોશન ગરીબખાના હુઆ.'

કપૂરની બત્તીઓ માનેતુજારોને મુબારક' અહી તો પ્રિયતમના ચરણોથી ઝૂંપડી ઝગમગી ઊઠી છે. એહમદનુ જાગરણુ થયું. એહમદના નામમાથી જ જાણે મિથ્યાભિમાનનો 'મીમ' નીકળી ગયો, અને એહદ-ખુદાના બંદામા જ તેણે ખુદાઇ નર ઝળકતું જોયું

'એહદ ઔર એહમદ મે ફકત એક મીમંકા પરદા,
જો પરદા ઉઠ ગયા, બંદા ખુદા માલૂમ હોતા હૈ'

પરદો હટી ગયો માટીના માનવીમા તેને મૌલાનુ નહેતરીન મુખ દેખાયું. એહમદ રાબીઆના પગમા પડી ગયો. રાબીઆએ ગભરાઇ ઊઠી કહ્યું:

'અરે, માલિક' આ શુ કરો છો? ગુલામને વધુ ગુનહગાર બનાવવી છે કે શુ?'

'રાબીઆ, માલિક તો એક અલ્લાહ છે હુ તો ગુલામથી યે બદતર છુ. ઇન્સાનના નામને પણ લાયક નથી મારી નીંદ હરામ થઇ ગઇ તે સારું થયુ. ખુદાને મારી આંખો ઉઘાડવી હશે. રાબીઆ! આજથી હું તને ગુલામીમાથી ફારગ કરું છું. ખુદાને મારા વતી બંદગી ગુજારજે કે આ બદબખ્ત પર નિગાહે મેહર વરસાવે!'

રાબીઆને મન માલિકની આ નવે અવતારે નવી જ સૂરત હતી. રાબીઆને મુક્ત કરવા માટે એહમદે ફરીથી આગ્રહ કર્યો એટલે રાબીઆએ કહ્યું:

'માલિક' ગુલામી ને આઝાદીમાં મારે હવે કોઈ ફરક નથી રહ્યો. કારણકે ગુલામીની જંજીર મને અડી શકતી પણ નથી. મારે બદલે તમે તમારાં બીજા તમામ ગુલામોને છોડી મૂકશો તો હું બહુ રાજી થઇશ. ખુદા તમારું ભલુ કરે.'

એહમદે પોતાના બધાં ગુલામોને છોડી મૂકયા. જે હાથ મીણામાં ઝબોળેલો કોરડો વીંઝતો ને કેર વરસાવતો તેણે ગુલામોના પગ પકડી આંસુથી ધોયાં. અને આસમાન પર દયામણી નજર માંડી એહમદે કહ્યુ:

'મહેર કર દે, મૌલા! મને હવે કદી નીંદ ન આવે એવું આબે-હયાત પાઈ દે!'

# કળિયુગ

સ્વામી આનંદ

ધનની પાછળ જૂઠ પ્રપંચ અને અનીતિ, ભોગની પાછળ રોગ, તનમનના સડા, સંતાનોના કુસંસ્કાર અને અવળા ઉછેર, એ બધું દિવસ પછવાડે રાતના જેટલું જ અનિવાર્ય છે. ભર્તૃહરિએ કહ્યું કે મોહરૂપી મદિરા પીને સંસાર ઉન્મત્ત બન્યો છે. દુન્યવી સુખચેનમાં ડૂબેલો માણસ બેફામ બનીને પોતાની બહારની દુનિયાનું ભાન ગુમાવી બેસે છે; અને રફતે રફતે પોતાનાં સ્રીપુત્રાદિથી પણ અળગો પડી નકરા પોતાના દેહ પૂરતો જ વિચાર કરતો થઈ જાય છે.

આનું જ નામ કળિયુગ.

આ કળિયુગની અસર હેઠળ માણસ દેશને, સમાજને, પોતાની આસપાસની દુનિયાને અને અંતે પોતાના અંગના સ્વજનોને પણ ભૂલીને સાવ એકલપેટો બની જાય છે. નળરાજાએ પોતાની સ્રી જોડે બે માછલાં માટે ઝગડો કર્યો ને સતીને ચોર ઠરાવી, એ પુરાણકથાનો અર્થ આથી બીજો નથી

કળજુગ એટલે સેતાન; કે જે માણસની આસપાસ મોહામણાં પ્રલોભનોની જાળ રચીને તેને ઊંધે રવાડે ચડાવે છે, ને તેને પરમેશ્વરથી અને શ્રેયના માર્ગથી વિમુખ કરે છે.

ઇશ્વર અને સેતાન વચ્ચે કાળકાળાંતરથી ચાલતી આવેલી આ બાજીના અવલોકનકાર અને જાતઅનુભવી દેશદેશના અને યુગેયુગના સંતપુરુષોએ અને શાણાઓએ સંસારને એક જ ફેંસલો સમજાવ્યો છે કે ભોગ કર્યાથી ભોગવૃત્તિ શમતી નથી. ધનથી નહિ, સંતાનથી નહિ, કેવળ ત્યાગથી જ માણસ અમૃતત્વને પામે છે.

ભોગ કર્યાથી તો અગ્નિને ઘીની આહુતિ મળે તેમ એના ભડકા વધ્યે જ જવાના. યયાતિ રાજા ભોગ કરીકરીને પણ ન ધરાયો, ત્યારે પોતાના પુત્રનું આયુષ્ય માગી લીધું, ને ફરી-ફરીને વધુ ભોગ ભોગવ્યા! તોયે એની ભૂખ ન ભાગી ત્યારે અંતે હાથ ઘસ્યા ને પેલો અગ્નિમાં આહુતિવાળો સુપ્રસિદ્ધ શ્લોક કહ્યો.

પણ સંસારમાં માણસને જાતે ઠોકરાયા વગર બીજાનો અનુભવ ખપ નથી લાગતો. દુનિયાં-ભરના માબાપો દિનરાત જીવ તોડીતોડીને પોતાના સંતાનોને વારતાં હોય છે, 'મુજ વીતી તુજ વીતશે' કહીને ચેતવતાં હોય છે, પણ આધુનિક હવાના એ નવલોહિયાં જાતે દાઝયા વગર એમનું કેમ સાંભળે!

સંસારનો આ જ ક્રમ છે. આ જ નિયમ છે. નિયમને અપવાદ ભલે હોય, પણ

'સો લાખનમેં એક'*

* આ લેખ અગર તેનો કોઈ પણ ભાગ કે ભાષાંતર લેખકની રજા વગર ફેરીથી છાપી શકાશે નહિ

☆

બૌદ્ધધર્મના તમામ મતોનો આવશ્યક આધાર ગૌતમ બુદ્ધે દર્શાવેલા ચાર સત્યો છે. બુદ્ધની મુખ્ય શિક્ષા 'મધ્યમ માર્ગ' છે, જે અતિશય તપશ્ચર્યા અને અતિશય વિલાસ બંનેની નિંદા કરે છે.

હીનયાન અનુસાર બુદ્ધ અતિમાનવ છે અને એમનામાં અતિમાનવીય શક્તિઓ છે, છતાં મોટે ભાગે તો એમને માનવીય-શિક્ષક તરીકે જ માનવામાં આવે છે—જેમણે નવ-નિર્માણના સિદ્ધાંતોનું પ્રતિપાદન કર્યું. હીનયાનના અજ્ઞેય અસ્તિત્વાદે દાર્શનિક જિજ્ઞાસાને પ્રોત્સાહિત ન કરી. એણે પોતાના અનુયાયીઓને વિશ્વ-વ્યાપકતાની ભાવના અને અંતિમ સત્યની સાથે નિકટ સંબંધની કલ્પનાથી પ્રેરિત ન કર્યા. 'અન્-અત્ત' (અનાત્મ) સિદ્ધાંત નૈતિકતાને બહુ અનુકૂળ નથી. જો આત્મા નિરંતર નથી તો એના અંતરજીવનની આશા નહીં કરી શકાય એ અવસ્થામાં નૈતિક દાયિત્વ અને નૈતિક પુરસ્કાર તથા યાતનાનો સિદ્ધાંત નિરર્થક બની જાય છે. આત્મીય-પૂજન અને માનવ મન ઉપર વાંછનીય પ્રભાવ પાડવા માટે કર્મકાંડની વ્યવસ્થા અન્ય ધર્મોમાં પણ જોવા મળે છે, જેમકે હિંદુમત, ઇસ્લામ, ખ્રિસ્ત અને યહૂદીમત. આ વ્યવસ્થા એ ધર્મોમાં સાર્થક છે, કારણ કે દૈવી સિદ્ધાંતોમા એને આસ્થા છે વિશ્વના નૈતિક સિદ્ધાંતમા વિશ્વાસ, અર્થાત્ મનુષ્ય જેવું કરશે તેવું પામશે એ ધારણાનો અર્થ એ છે કે સૃષ્ટિમાં ન્યાય, ઉદ્દેશ અને માનસ આધારભૂત તત્ત્વ છે.

મહાયાનમાં પરંપરા અનુસાર પૂર્ણ બ્રહ્મ અને સાકાર ઇશ્વરની નિરંતરતા છે શૂન્યનું અસ્તિત્વ નથી તેમ અનસ્તિત્વ પણ નથી, નથી બેઉનું અસ્તિત્વ કે અનસ્તિત્વ. શૂન્યને કારણે જ સૃષ્ટિની ઉત્પત્તિનો સંભવ થયો છે: 'શૂન્યથી સંબદ્ધ છે, તે વિદ્યમાનથી સંબદ્ધ છે; જે શૂન્ય વિરુદ્ધ છે તે વિદ્યમાનથી પરા છે.'[૫] પાછળથી શૂન્ય ધર્મ સાથે એકાકાર થઈ જાય છે. ધર્મ-પૂજા-વિધાન[૬]મા (અગિયારમી શતાબ્દી) એક પ્રાર્થના આ પ્રમાણે છે: 'જેને આદિ નથી તેમ અંત પણ નથી, જેનો કોઇ આકાર નથી, નથી તો જેનો પ્રકાર, જે જન્મ-મરણથી પર છે, જે સર્વવ્યાપક અને ધ્યેયની સીમાઓથી ઉપર છે, જે અજર અને અમર છે અને જે યોગ દ્વારા જ પ્રાપ્ત કરી શકાય છે એ 'શૂન્યમૂર્તિ' મારો ઉદ્ધાર કરો!' શૂન્યધર્મ અસ્તિત્વહીન, નકારાત્મક નથી, પણ એનું અસ્તિત્વ છે, જે આ સૃષ્ટિનું મૂળકારણ છે.

જન (zen) બૌદ્ધમતે વિચારથી પર અવિચારની સ્થિતિ સુધી પહોંચવાની વિધિનો વિકાસ કર્યો છે, જે તેની 'સાતોરી' અથવા અદ્વૈતની કાલાતીત દિવ્ય ક્ષણના નામથી પ્રસિદ્ધ છે. જન અનુમત સિદ્ધાંત તથા વિચારાત્મક સીમાઓનો નાશક છે. એનો વ્યક્તિગત ઇશ્વરમાં વિશ્વાસ નથી. એને પરિત્રાતામાં આસ્થા નથી.

બૌદ્ધમતના તમામ પ્રકારોમાં તે પ્રેમ અને કરુણાનો જ ધર્મ રહ્યો છે. ધમ્મપદમાં કહ્યું છે: 'હિંસાથી બધા કાંપે છે, મૃત્યુથી બધા ડરે છે એ ધ્યાનમાં રાખીને કે આપ સૌ એના જેવા જ છો, કોઇની હિંસા કરશો નહિ અને કોઇની હિંસાનું કારણ પણ બનશો નહિ.'

હિંદુ, બૌદ્ધ અને જૈન—પ્રણાલિઓ આનંદ, મોક્ષ અને નિર્વાણની પ્રાપ્તિને સંભવિત માને છે, જે નિગ્રહપૂર્ણ સાત્વિક જીવનથી પ્રાપ્ત થઇ શકે છે. પર્ણપુરુષ મુક્ત, અર્હત્, કેવલિન્, બુદ્ધ અથવા જિન કહેવાય છે.

ભગવદ્ગીતામા ધર્મના આસ્તિક પક્ષ ઉપર ભાર મૂકયો છે. ભાગવદ્-પુરાણમાં ઇશ્વરને પરમ ગુરુ માનવમા આવ્યો છે.[૭] ઇશ્વર-માર્ગદર્શક છે, સમસ્ત વિશ્વના મિત્ર છે અને માનવીની આધ્યાત્મિક મહત્ત્વાકાંક્ષાઓનુ લક્ષ્ય છે.[૮] ભગવદ્ગીતાના સિદ્ધાંતવાદ અને અસહિષ્ણુતાથી મુક્ત છે. એમાં કહેવામા આવ્યું છે:

'યે યથા માં પ્રપદ્યન્તે તાંસ્તથૈવ ભજામ્યહમ્
મમ વર્ત્માનુવર્તન્તે મનુષ્યા પાર્થ સર્વશઃ'।[૯]

---

૫ માધ્યમિક કારિકા-૨૪।૧૪

૬ લેખક, બંગાળના રમાઇ પંડિત

૭ ભગવત। પરમગુરો—૬।૧૬।૪૩

૮ એવં સર્વલોકસ્યસુહૃદ્ પ્રિયેશ્વરોહિ આત્મા ગુરુર્જ્ઞાનમ્ અભીષ્ટ સિધિ.।

૯ ભગવદ્ગીતા-૪।૧૧ (૮।૨૪।૫૨)

અર્થાત્ 'જેઓ મને જે રીતે ભજે છે, હું પણ તેઓને તેવી જ રીતે ભજું છું. આ રહસ્યને જાણીને જ બુદ્ધિશાળી મનુષ્ય સઘળે પ્રકારે મારા માર્ગનું અનુસરણ કરે છે.'

પરબ્રહ્મની પ્રાપ્તિને માટે વિભિન્ન માર્ગોનો સ્વીકાર કરવામાં આવ્યો છે. 'તાનકૃત્સ્નવિદો મન્દાન્કૃત્સ્નવિન્ન વિચાલયેત્' અર્થાત્ 'સારી રીતે ન સમજનારા મૂરખાઓને સારી પેઠે સમજનારા જ્ઞાની પુરુષો વિચલિત ન કરે.'[10] બહુ-દેવવાદનો એમણે સ્વીકાર ન કર્યો, પણ તેને છોડી દીધો.

મહાન આચાર્યોએ વિશિષ્ટ વિધિઓ વડે ઉપનિષદોનો વિકાસ કર્યો. શંકર તથા એમના અનુયાયીઓએ ઉપનિષદોના વ્યક્તિગત સંબંધોથી અતીત રૂપ પક્ષનું સમર્થન કર્યું, જ્યારે રામાનુજ, મધ્વ, વલ્લભ, નિમ્બાર્ક આદિ વૈષ્ણવ આચાર્યોએ ઉપનિષદો અને ભગવદ્ગીતાની ભાવ-ભક્તિ-પૂરક પ્રવૃત્તિ પર જોર દીધું.

૧૦ ભગવદ્ગીતા ૩।૨૯, ૩।૨૬ પણ જુઓ.

☆

## દুখের অলংকার (দুখের અલંકાર)

તোমার સোনার थালाय સાজাবো આજ
দুখের અশ্রુধার।
જননી গো, গাঁথবো তোমার
গলার মুক্তাহার।

চন্দ্রসূর্য পায়ের কাছে
মালা হয়ে জড়িয়ে আছে,
তোমার বুকে শোভা পাবে আমার
দুখের অলংকার।

ধন ধান্য তোমারি ধন,
কী করবে তা কও।
দিতে চাও তো দিয়ো আমায়,
নিতে চাও তো লও।

দুঃখ আমার ঘরের জিনিস,
খাঁটি রতন তুই তো চিনিস—
তোর প্রসাদ দিয়ে তারে কিনিস,
এ মোর অহংকার।

## દુખનું ચગદું

દુખનાં આંસુએ મારાં આજ સજાવીશ
તારો સોનાથાળ.
માડી, ગૂંથીશ તારાં
કંઠની મોતનમાળ.

ચાંદો સૂરજ ચરણે તારે
જાણે ભર્યા ગજરા ભારે,
મારાં દુખનું ચગદું ઝૂલશે તારે
ચંદનહાર રસાળ.

તારાં તે ધનધાનને માડી!
શું કરું લઈ કે'?
દેવું હોય તો દેજે નકર
લેવું હોય તો લે?

દુખ તો મારા ઘરની જણસ,
મોંઘું રતન તું તો જાણ છ—
ઊંચે માથડે કહું એને વ્હોરીશ
હૈયે તું હેતાળ.

કવિગુરુ ટાગોર [ગીતાંજલિ] અનુ. મકરન્દ દવે



# ખેતરને શેઢે

'શિવપ્રકાશ'

'સોરઠ ઓઇલ કું.' ની સૂચિત ફેક્ટરીની ઈમારતનો નકશો (બ્લુ પ્રીન્ટ) મારા હાથમા આપતાં, એન્જિનિયર શ્રી પટેલે મને ભલામણ કરી: "વામનરાવે મને એ જ કહ્યું કે જૂનાગઢ જઈ સૌ પ્રથમ, વકીલ સદાશીવ ત્રિપાઠીને મળજો તેઓ આપણો નકશો જોશે એટલે ખ્યાલ તરત આવી જશે કે અભેસંગ દાનાજીના ખેતરની જમીન ન મળે તો કામ આગળ વધી શકે તેમ નથી. ખેતરનો ભાગ નકશામા આડી રેખાઓથી દર્શાવેલ છે."

"વાત અટકી છે ક્યાં?" મેં સીધો પ્રશ્ન કર્યો.

"વામનરાવનું કહેવું એમ છે કે દાનાજીના અચાનક મૃત્યુએ આપણા કેઇસને ગૂંચવાડામા નાખ્યો છે, એટલે આપ એકવાર આવીને જોઇ જાવ તો ઠીક રહેશે. શેઠને ક્યા પૈસાનો તોટો છે? દાનોજીને મળવાના હતા તે આપને મળશે!"

પટેલનું સૂચન આડકતરી લાલચરૂપે હતુ. નહીંતર પણ, વકીલને નૈવેદ્ય આપ્યા સિવાય, કોઈ કેઇસ થોડો જ લડવાનું હતુ? બીજે જ દિવસે હું પટેલ સાથે પ્રેમપુરા જવા ઊપડ્યો.

વર્ષાઋતુનું શ્રાવણી વચૅસ્વ જામ્યું હોય અને ગિરનાર જેવી રમ્ય ગિરિમાળા, આંખને ઠારે તેવી લીલોતરી વડે આચ્છાદિત બની, માણેક ઠારી પૂનમની શીતળતા લહેરાવતી હોય અને તેને ફરતો ચક્રાવો લઇને ગાડી સરી જતી હોય, તો કોઈ કવિજન, આવી મુસાફરીનું અદકેરું મૂલ્ય કરે. પણ મારા વકીલ જીવડાને તો ખેતરની તકરાર પતાવવાનો સવાલ હતો. ફેર્સ્ટ ક્લાસના ડબ્બામા હું અને પટેલ બે જ હતા.

ઘોડાપૂરની અદીઠ ગતિ જેમ ગાડી દોડી જતી હતી. વરસાદની ઝીણી ઝરમર શરૂ થવાથી, કાચની બારી બંધ કરી, પર્વતમાળાના પલટાતા દશ્યો જોવામાં બીવખા ક્યારે આવ્યું અને ગયું તે પણ ખ્યાલમાં ન રહ્યું. શ્રી પટેલે એક વાર ટકોર કરી કે વર્ષાના આ મસ્ત. વાતાવરણમાં તો જાણે મુસાફરી કર્યા જ કરીએ .... કર્યા જ કરીએ.

અમારા બન્નેના જઠરમાં દૂધપાકનો ભાર હતો, તેથી ઘેનની અસર થવા લાગી. થોડાક ઝોકા ખાઇ લીધાં, કલાક થયો હશે. અચાનક એન્જિનની ઉપરા ઉપર 'વ્હીસલ' થવાથી હું ઝબકીને જાગી ગયો. શ્રી પટેલ ઘેનમાં જ હતા. ગાડીની ગતિ સાવ ધીમી પડી ગઈ હતી. કાચની બારી ઉઘાડી બહાર જોયું—વિસાવદરના પાદરમા પહોચ્યા હતા, જો કે સ્ટેશન દૂર હતુ. એક ગાય, રેલવે લાઇન ઓળંગી, ઉત્તરમાથી દક્ષિણ તરફ દોડી ગઈ. કદાચ તેને બચાવવા જ ભલા હૃદયના ડ્રાઈવરે ગતિ ધીમી પાડી હશે.

સામેના ખેતરમા, મનુષ્યાકૃતિ જેવા ચાડિયાને જોઇ ગાય પાછી ફરી, અને ગાડીની સમાતર દોડવા લાગી મારું ધ્યાન વિદૂષક જેવા લાગતા ચાડિયા ઉપર ચોટ્યુ. ચેપભૂપા બનાવી હતી ને કાંઇ! ઝાડના ઠૂંઠા ઉપર લાકડાની બે ડાળીના હાથ—મરેલ ઢોરના માથાનું બે શિંગડા સહિતનુ હાડકું—ઉપર લાલ ફાળિયું. આસપાસના નયનમનોહર વાતાવરણમાં, અને પાકથી ઝળૂંબી રહેલી મોલાતમા આ ચાડિયો કોઇ રીતે બધબેસતો ન હતો. છતાં, ત્યાં ઊભો ઊભો, એક ચક્રવર્તીની છટાથી

અને અદશ્ય સત્તાથી પશુ અને પંખીડાને તે ડારી રહ્યો હતો! કેવું વિચિત્ર? આ ચાડિયાની શોધ કોણે કરી હશે?

શ્રી. રમાનાથ પટેલ સળવળ્યા. કાંઇક ભાનમાં અર્ધું ઘેનમાં, આંખો બંધ રાખી તેઓ બોલ્યાઃ "વિસાવદર તો જાણે આવી ગયું. પણ જો ગણેશ ગાડું લાવ્યો હોય તો સારી વાત છે. હવેના બે માઇલમાં, દૂધપાકનું ઘેન જડમૂળથી ગયું સમજો!"

ગણેશ ગાડું લાવ્યો હતો. ટ્રેઇનમાંથી ગાડામાં સ્થળાંતર કર્યું. ચોમાસાની ઋતુ–કીચડથી ભરેલો રસ્તો–જેમ તેમ કરતાં પાંચ વાગે પ્રેમપુરા પહોંચ્યા.

શેઠ વામનરાવે સારો આવકાર આપ્યો. તેમનો કોચીનમાં વેપાર ચાલતો. મૂળ આ બાજુના. સ્વભાવે વેપારી એટલે વિચાર કર્યો કે ઘરઆંગણે, માંડવીનો મબલખ પાક આ પંથકના બધા જ ખેડૂતો, દૂર વેંચવા જાય છે, તો જો ઓઇલ મિલ કરી હોય તો ગામમાં જ ઠલવાય; અને પોતાના બહોળા કુટુંબમાંથી એકએ નબીરા ધંધે વળગે. ગામની બહાર પોતાની નાનકડી વાડી હતી; પણ બાજુવાળા દાનાજીનું ખેતર મળી જાય તો ફેક્ટરી માટે મોકળાશ થઇ જાય. દાનોજી કોઈ હિસાબે માનતો ન હતો. શામ દામ દંડ બધા જ ઉપાયો નાકામિયાબ નીવડ્યા હતા. વામનરાવે તો વળતર તરીકે દશ હજારની હૂંડી એકવાર દાનાજીના હાથમાં મૂકી દીધી હતી. પણ તે પરત કરતાં, દાનાજીના અવાજમાં સ્પષ્ટ રણકો ગાજ્યો હતો:

'એ નહીં બને, શેઠ. જમીન વેંચું કે મારી મા વેચું–બે ય સરખું. દાનોજી જીવે છે ત્યાં સુધી એ નહીં બને!'

વામનરાવે દુનિયા જોઈ હતી. તેમણે પોતાની વાડીમાં બાંધકામની શરૂઆત કરી દીધી. રમાનાથ પટેલ જેવા હોશિયાર એન્જિનિયરને અમદાવાદથી બોલાવ્યા હતા, વળી દાનાજીનો દીકરો અભેસંગ પોતાના પક્ષમાં હતો કેમકે તે પહેલેથી જ છેલબટાઉ હતો. સાઇકલ ઉપર શહેરમાં જઈ સિનેમા જોવાનો તેનો મુખ્ય ધંધો હતો. ખિસ્સામાં સિગારેટનાં પાકીટનાં પાકીટ રાખતો. એટલે વામનરાવ શેઠના દસ હજાર રૂપિયા દાનોજીએ નકાર્યા તે ભૂલ અભેસંગને ખૂંચી. એ વાતની શેઠને જાણ હતી.

એક દિવસ લાગ જોઈ ને, એવી સિફતથી દાનોજીનું કાસળ શેઠે કાઢી નાખ્યું કે સૌને થયું કે દાનોજીને તો કાળ ભરખી ગયો. હવે અભેસંગ સાથે વાટાઘાટ કરવામાં વાંધો નડશે નહીં. આ બાજુ પોલિસ તપાસ આગળ ગઇ તેમ કોઈ જાણભેદુએ અભેસંગના કાનમાં મંત્ર ફૂંકી દીધાઃ

"અત્યારે લાગ છે. જમીનના પૈસા તો મળશે, પણ દાનોજીના મૃત્યુ સાથે શેઠનુ નામ સંડોવાય તો વળી ઓર તડાકો પડશે. ભલે કોર્ટમાં જવું પડે"

આવી પરિસ્થિતિ થઈ ત્યારે જ વામનરાવે, એન્જિનિયર પટેલ મારફત, વકીલ સદાશિવ ત્રિપાઠીને સંભાર્યા હતા! તેમણે મને સ્વસ્થતાથી વિગતો સમજાવતાં કહ્યું:

"દાનાજીનું મૃત્યુ છ માસ પહેલાં થયું. અહીંથી એક જ ફર્લાંગ દૂર ઉતાવળી નદી છે, ત્યાં રાત્રે જાનવર પાણી પીવા આવે છે. કુદરતને કરવું–એક દિવસે રાત્રે દાનોજી ખેતરમાં સૂતેલો–બીજે દિવસે સવારમાં તેની લાશ ચૂંથેલી હાલતમાં નદી કિનારે મળી આવી. જંગલી જાનવરે ફાડી ખાધી હશે. તેના ખેતરની જમીન લેવા વાટાઘાટો ચાલુ જ હતી, એ અરસામા આ બન્યું."

'એનો દીકરો અભેસંગ આમ તો ઢાંડ જેવો છે; પણ કોઇક અદક પાંસળીના એને ચડાવે છે. તેણે એવી રજૂઆત કરી છે કે

આપણા પક્ષે દાનોજીનું ખૂન થયું છે અને લાશને ઈરાદાસર નદી તરફ ફેંકી દેવામાં આવી છે—જંગલી જાનવર આવે છે તેનો લાભ લેવા.

"દાનાજી માટે મને પણ લાગી આવે છે. અભેસંગ આટલી હદે હલકટ થશે એવું ધારેલું નહીં. પણ બેટો ઝખ મારે છે-પુરાવો આપી શકે તેમ નથી. આપ આવ્યા છો એટલે અભેસંગના ખેતરની જગા જોઈ લેજો. નદી તરફ પણ જઇ આવજો. ગણેશને હું કાલે મોકલીશ!"

તે આખી રાત મને ઊંઘ આવી નહીં. આ વિચિત્ર કેઈસની, મગજમાં ગડ બેસતી ન હતી. બીજે દિવસે સવારે ગણેશની સાથે હું ફરવા નીકળી પડચો. અભેસંગનું ખેતર જોયું. નદીની જગા જોઈ—જે ઠેકાણેથી દાનોજીની લાશ મળી આવી હતી. ખેતરને શેઢે એક આંબલીનું ઝાડ હતું અને તેના ઉપર બેચાર લીલા રંગના લીરા લટકતા હતા, તેના તરફ આંગળી ચીંધી મેં ગણેશને પૂછયું:

"ત્યાં આગળ શું છે?"

"અરે જવા દો, સા'બ ઈ વાત. ખાલી ઝાડ નથી—રાતવરતનું કયારેક ચરિતર દેખા દે છે!"

"તમારે ગામમાં તો ભૂતપલિત સાવ સસ્તાં, કેમ ખરુ ને?"

"એવું નથી, હો તરપાઠી સા'બ. વાત લાંબી છે; કોઇક દિ' માંડીશ!"

બે દિવસ ત્યાં રોકાઇ, ઝીણી ઝીણી વિગતો એકત્ર કરી, ત્રીજે દિવસે હું જૂનાગઢ આવવા ત્યાંથી ગણેશના જ ગાડામાં નીકળ્યો. એન્જિનિયર પટેલ તો ત્યાં જ રોકાઈ ગયા. કાદવ-કીચડ ખૂંદતું ગાડું ગામને પાદરે પહોંચ્યું. દાનોજીનું ખેતર—નદીનો કાંઠો—આંબલીનું ઝાડ દૃષ્ટિગોચર થયા. સમય કાઢવાના હેતુથી મેં વાત ઉપાડી:

'ગણેશભાઈ, પેલી તમારા ચરિતરની વાત તો રહી જ ગઇ—આમલી જોઈને યાદ આવી!'

'તમને મોટા માણહને એકદમ ગળે નહીં ઉતરે, હો સા'બ! વળી મોટાની વાતું કરવી—એમાં કોક દિ' અમે નંદવાઇ જઈએ!'

'હવે મોટા-છોટાનું તો સાવ ભૂંસાઈ ગયું, ગણેશભાઈ. હવે તો પંચાયતીરાજ—તમારું રાજ આવે છે. આ દાનોજીની વાતું સંભળાય છે તે બધું ગપગોળા કે સાચું?'

'સો ટકા સાચું, હો સાબ! તમે તો મોટા વકીલ કેવાઓ અને મારે બોલવું ખોટું; પણ દાનોજી, શેઠને મૂકવાનો નથી. મારા કાબરાના સમ ખાઈને કહું છું શેઠે ભારે ભૂંડું કામ કર્યું છે-દાનોજી થાવો નથી.' એટલું કહી ગણેશે કાબરાનું પૂંછડું આમળ્યું. ગાડાની ગતિ વધી. વાદળાં ઘેરાયેલાં હતાં—વાતાવરણમાં ઠંડીનો ચમકાર હતો. તમાકુની ભૂકી ચલમમાં ભરીને, મને આપતાં, ગણેશે વિવેક કર્યો: 'લ્યો, સા'બ, બેચાર ઘૂંટ તો ભરો—જૂનાગઢ સુધી ગરમાવો રે'શે!' જવાબમાં મેં સિગારેટનું પાકીટ કાઢયું, અને વાત આગળ ધપાવી.

'વામનરાવ જેવો શેઠ આમાં સંડોવાય તે કાંઈ ગળે ઉતરતું નથી!'

'મને અભણને સાણસામાં લયો છો, પણ ખોટું નહીં બોલું, હો તરપાઠી સા'બ! અમારે ખેડુને તો ધરતી માને ઠેકાણે. દાનોજીને જમીન બહુ જ વહાલી. લોહીનું ટીપેટીપું નીચોવીને કંચન બનાવી'તી. અને આ શેઠ ત્રણ સાલથી પાછળ પડેલાં. પણ દાનોજી એમ કાંઈ માને?

'એમાં એક સાલ આભમાંથી ટીપું પણ ન વરસ્યું. આ બાજુ બળદની જોડી ખંડિત થઈ ગઈ—એક બળદ મરી ગયો. દાનોજીને માથે દેવું થઈ ગયું. લાગ જોઈને શેઠે દાણો

દ્રાખ્યો–પણ દાનોજી હા પાડે? બીજે બળદ લેવા ખાસ્સા ત્રીસ વીશુ જોઈએ. બીજે વરસે, વાવણી ટાણે કપાળે હાથ મેલીને દાનોજી બેઠો'તો, ત્યારે એની બાઈડીએ રંગ રાખ્યો– બહુ સાહસ જાત બૈરાંની હો સા'બ– દાનોજીને કીધું:

"એમાં મૂંઝાઈને શું બેઠા છો? હું ક્યાં નથી? લાપશીનું આંધણ ક્યારનું મૂકી દીધું છે–ભૂરિયો મરી ગ્યો તે હાથ જોડીને બેઠે થોડું ચાલશે?" અને .... બૈરીએ બળદનું જોતરું લીધું, હો' સા'બ! શેઠ ફાટી આંખે જોઈ રહ્યા–શું બોલે?

'પણ મારા વા'લાની લીલા અકળ છે. કોઈ દિ' નેહીં અને તે વરસે વીજળી ત્રાટકી. બળદ અને બૈરી બે ય ભડથું! નસીબ જ ફૂટેલું ત્યાં માણસનું શું ચાલે? ઇ વખતે દાનોજી કાંઇ રોયો છે! આજુબાજુ વીશ ગાઉમાં અરેરાટી બોલી ગઈ, સરકારે પણ દાનોજીને મદદ કરી–પણ બૈરી થોડી પાછી મળે'છે?'

અર્ધે રસ્તે અમે પહોંચ્યા અને વરસાદના એક હળવા ઝાપટાએ અમારી ખબર લીધી. મેં છત્રી ઉઘાડીને ઓઢી લીધી. કાબરો જોરથી ચાલવા લાગ્યો. ગણેશને પ્રોત્સાહન આપવા મેં કહ્યું:

'તમે ભલે ભણ્યા નથી–ગણેશભાઈ–પણ તમારી વાત સાંભળવામાં ભારે મઝો આવે છે. ચોપડિયુંમાં પણ આવું સરસ નથી હોતું!'

'તમે સા'બ હવે મશ્કરી માંડી છે હો! અમારી જિંદગી જ આમાં–ઉપર આભ અને નીચે ખેતર. ઉપરવાળો જે વીતાડે તે અમારે મંજૂર–પછી વરસાદ પડે–વીજળી પડે કે દુકાળ પડે; જેવું અમારું નસીબ! પણ દાનોજીને કુદરતના ઘા વસમા લાગ્યા. લગભગ ગાંડા જેવો થઇ ગયેલો. અભેસંગ ખેડના કામમાં સાવ નકામો. આવી દયાજનક સ્થિતિમાં વામનરાવ શેઠને થયું કે હવે દાનોજી જમીન કાઢવા તૈયાર થાય–પણ એણે ચોખ્ખી ના પાડી દીધી–દશ હજાર સુધી શેઠ તૈયાર હતા. અભેસંગ અંદરખાનેથી શેઠ સાથે જ હતો. પણ બાપની સામે પડમાં ઉતરે નહીં! પછી શેઠે ન કરવાનો કામો કર્યો–બહારગામથી બેચાર ગુંડા બોલાવેલા. એક રાત્રે દાનોજી ખેતરમાં સૂતેલો તેને આટલાસો'તો ઉપાડ્યો; નદી સુધી લઈ ગયા; રાતના કાળા અંધારામાં ડીબી નાખ્યો; લાશને જાનવરે ચૂંથી નાખી–એક દીપડો ત્યાં રોજ પાણી પીવા આવે ઇ જ ટેમ સાચવ્યો.'

મારી વકીલની બુદ્ધિ ઉતાવળી થઇ ગઇ.

'આ બનાવનો કોઈ સાક્ષી ખરો કે નહીં?'

'હોવે, સા'બ! જેવો કઇ એવો સાક્ષી–મરનારનો દીકરો અભેસંગ પોતે જ સાક્ષી–હવે કહેવું છે કાંઇ?'

મારી આખ ફાટી રહી: 'શું કહો છો? બાપના ખૂનનો દીકરો સાક્ષી?'

'કળજુગ છે, સા'બ! જુઓ પેલી આંબલીનું ઝાડ આપણે જોયું ને તેની નીચે અભેસંગ ઊભો રહેલો. ખિસ્સામાં સો સોની પચાસ નોટ શેઠે સરકાવી દીધેલી!'

'પણ દાનોજીનો જીવ આટલામાં જ ભમે છે. કો'ક એને ખેતરને શેઢે જોઈ જાય છે–જાણે ખેતરનું રખોપું કરતો હોઈ ચાડિયો ચારેકોર ફરી રહ્યો હોય અને સૌને ડરાવતો હોય...'

ભરચોમાસામાં મને શીત વળી ગયાં. ગાડીમાંથી જોયેલો ચાડિયો મને યાદ આવ્યો. બે–ઘડી એમ લાગ્યું પણ ખરું કે સીમમાં, વનવગડાની વચ્ચે નિર્જન એકાંતમાં વિદૂષક જેવા ચાડિયાને જોવો એ શહેરી માણસનું કામ નથી. વાતને વાળી લેતાં મેં કહ્યું:

'તમે પણ ગજબ વાત કહી છે! આપણે વિસાવદર પહોંચી ગયા તે ખબર પણ ન પડી!'

ગાડી આવવાનો સિગ્નલ પણ અપાઈ ચૂક્યો

હતો. ગણેશ પાસેથી મને ભરપૂર માહિતી મળી હતી. અથવા કહો અર્ધો કેઈસ હું જીતી ગયો હતો. એક દસ રૂપિયાની નોટ આપી તેને વળાવ્યો. જતાં જતાં તેણે કહ્યું :

'હવે તો આપણે અવારનવાર મળશું, હો તરપાઠી સા'બ!'

જવાબમાં હું હકાર હસ્યો.

પછી તો કેઇસ ચાલ્યો ત્યાં સુધીમાં વામનરાવ પણ બે-ચાર વાર જૂનાગઢ આવી ગયા. ગણેશ પણ અવારનવાર આવતો. જ્યારે કોર્ટે ફેંસલો આપ્યો ત્યારે દાનાજીના મૃત્યુને અકસ્માતમાં ખપાવ્યું-કેમ કે ખુનનો કોઈ પુરાવો રજૂ થઇ શક્યો નહીં. શેઠને ખબર પડી કે ચૂકાદો તેમના લાભમાં છે એટલે તરત જ અભેસંગને બોલાવ્યો અને બાપની ભૂલ સુધારી લેવા શીખ આપી. તેને ક્યાં વાંધો હતો?

આ વાતને ભાગ્યે જ બે ચાર માસ થયા હશે ત્યાં મારા પર શેઠનો તાર આવ્યો.

'કોચીન જાઉં છુ: ફેક્ટરીની યોજના પડતી મૂકી છે-પટેલ એન્જિનિયરને ખબર આપશો.'

મને બહુ જ નવાઇ લાગી. મેં તાબડતોબ પૂછતાછ કરી-બે ચાર પત્રો લખ્યા પણ શેઠનો કાંઈ જવાબ મળ્યો નહી. પટેલની પણ મારા પર અમદાવાદથી ફરિયાદ આવી કે શેઠ કેમ ચૂપ છે? ત્યારબાદ કામકાજમાં બીજા બે ચાર માસ નીકળી ગયા. વર્ષ પૂરું થવા આવેલું-આસો માસ ચાલતો હતો. અચાનક એક દિવસે ગણેશ બાજરાના પોંકની ફાંટ ભરીને આવ્યો:

'પોંક લાવ્યો છું, તરપાઠી સા'બ!'

'અરે પણ તમે અને શેઠ બધા કેમ ઊંઘી ગયા છો? કાંઇ કાગળનો જવાબ લખતા નથી-ગરજ સરી એટલે....'

'તંઈ સા'બ તમને ખબર નથી લાગતી!' 'શેની ખબર?' વચ્ચે શેઠનો એક તાર હતો કે હવે ફેક્ટરીનું માંડી વાળ્યું છે. મને તો ગડ બેઠી નહીં!'

'ગડ ક્યાંથી બેસે, સા'બ?' પોંકનું ફાળિયું ઠાલવતાં ગણેશે કહ્યું. 'પછી તો હમણાં આપણે મળ્યા જ નથી. પણ થયું એમ કે કોરટના ચૂકાદા પછી અભેસંગે તો ખેતર શેઠને લખી દીધું, અને શેઠે સૌથી પરથમ કાંટાળી વાડ ખોડવા દાડિયા રાખી લીધા-કબજો બળવાન છે ને?

'પછી તો, ઓલી વાત મેં તમને કરેલી એ યાદ છે ને, સા'બ? એક દિ'ની વાત છે, દાડિયા બપોરે ખાઇપીને કામે પાછા ચડયા ત્યાં તો 'ઓ બાપ રે' કરતાં, કામ પડતું મૂકીને ભાગ્યા. અગન ઓકતા વૈશાખના ધોમ તડકામાં, સાવ નાગા ખેતરની વચ્ચોવચ્ચ ચાડિયો ઊભેલો-સવારે તો ત્યાં કાંઈ નો'તું. બધા ય ગયા શેઠ પાસે અને કીધું:

'અમે હવે ખેતરમાં કામ નહીં કરીએ, બાપજી! ત્યાં તો દાનોજીનું ભૂત રખોપું કરે છે!' પરથમ તો શેઠે વાત હસી કાઢી. પછી કહે ચાલો હું તમારી સાથે આવું. ખેતરમાં જઈને જ્યાં પગ મેલ્યો કે કોણ જાણે ક્યાંથી ગોફણમાથી તીરની જેમ ઘા છૂટયો-શેઠના કાન પાસેથી જ સરરર કરતો ગોળીની જેમ ગ્યો. ગામ આખામાં વાત ફેલાઇ ગઇ કે દાનોજીનો જીવ ખેતરમાં ભરાણો છે-શેઠનો જીવ લેશે. બીજે જ દિવસે શેઠ તો કોચીન ભેગા થઈ ગયા. અને તાર તમને કરવાનો હતો તે પણ કો'કને સોંપતા ગયા.'

અત્યાર સુધી એક ધ્યાને હું સાંભળી રહ્યો હતો, અને મને નવાઇ લાગી હોય એવી અસર ટાળવા મેં કહ્યું:

'ત્યારે મારી પાસે તો આ વાત પહોંચી જ નથી!'

[ જુઓ પાનું ૧૫

માનવ-કલ્યાણને માટે

# શરીર-દાન

ડૉ. કુસુમબહેન દેસાઈ

આઠેક વરસ પરની વાત છે. અમેરિકામાં મિશિગન કૉલેજની પ્રયોગશાળામાં ચાર વ્યક્તિઓ આરામથી, પગ લાંબા કરીને વ્હીસ્કીના પેગ પર પેગ ખાલી કરી રહી છે. બાજુમાં જ પ્રોફેસર રાલ્ફ ટર્નર બેઠા છે. એક બાટલી ખાલી થઈ એટલે તેઓ બીજી બાટલી ધરે છે. નશામાં ચકચૂર આ ચારે વ્યક્તિઓ ખાસ મહત્ત્વના વૈજ્ઞાનિક પ્રયોગો માટે એકત્રિત થઈ છે.

થોડો સમય પસાર થયા પછી લથડતી ચાલે ચાલી, કૉલેજના મેદાનમાં અગાઉથી જ ઊભી રાખવામાં આવેલી ચાર મોટરોમાં એ ચારેય જણ ડ્રાઈવરની સીટ પર બેસી ગયા. એન્જિનનો ઘર્ ઘર્ અવાજ શરૂ થયો કે તરત જ પાછળની સીટ પર બેઠેલા નીરિક્ષકોએ પોત–પોતાની નોટ પેન્સિલો સંભાળી લીધી અને ડ્રાઇવરોની પ્રત્યેક ક્રિયાઓને વિધિપૂર્વક લિપિબદ્ધ કરવા લાગ્યા.

દારૂના નશામાં ચૂર મોટર ડ્રાઈવરો પોતાની ગાડી પર કેવો કેટલો કાબૂ રાખી શકે છે એ મહત્ત્વપૂર્ણ વિષયનું નીરિક્ષણ કરવાનો આ પ્રયોગનો ઉદ્દેશ હતો. નીરિક્ષકો જે નિર્ણયો પર પહોંચ્યા તેનો આધાર લઈને જ વાહન-વ્યવહારની આવન-જાવનના નિયમોમાં ફેરફાર કરવામાં આવ્યા અને દર વરસે મોટર-અકસ્માતોમાં થતી જાનખુવારીની સંખ્યામાં અગાઉ કરતા મુકાબલે ઘણો જ ઘટાડો થયો.

* * *

કેટલાક વરસો અગાઉ તો માત્ર સસલા ઉંદર-સુવ્વર ઉપર જ વૈજ્ઞાનિક પ્રયોગો કરવામાં આવતા હતા અને તેને જ પ્રયોગ લાયક માનવામાં આવતા. પરંતુ આ પ્રયોગોની ઉપયોગિતા ઘણી જ સીમિત હતી. આધુનિક પ્રયોગો માટે તમામ સજીવ જીવોમાં માણસને જ વધુ ઉપયોગી માનવાનું સિદ્ધ થયું છે. અને તે કારણે જ વૈજ્ઞાનિકો માનવ-કલ્યાણ માટેના તમામ પ્રયોગો ખાતર આજે એવી ઉદારચરિત વિભૂતિઓને શોધે છે કે જેઓ સ્વેચ્છાએ સઘળાં કષ્ટ અને શારીરિક યાતનાઓ સહન કરી શકે અને જરૂર ઊભી થતાં જાતને હોમી જીવ છોડતાં ય ન અચકાય.

વરસો અગાઉ અમેરિકાના ત્રેવીસ તરુણોએ લાગલગાટ સાઠ દિવસો સુધી એક સબમરીનમાં પૂરાઈ રહીને જલસ્થ સહનશીલતાનો એક નવો જ વિક્રમ નોંધાવેલો. એ તરુણોના રોમાંચક અનુભવોનો આધાર લઈને વૈજ્ઞાનિકોએ નવી સુસજ્જ સબમરીનો બનાવી વૈજ્ઞાનિકોને એ વાતની તો અગાઉથી જ જાણ હતી કે સ્વચ્છ હવાના અભાવને કારણે સબમરીન ચલાવનારાઓનો પ્રાણ ક્યારેક-ક્યારેક સંકટમાં સપડાઈ જાય છે, પરંતુ એમનું એ જ્ઞાન અનુમાન કોટીનું હતું, અનુભવજન્ય નહોતું. આ ત્રેવીસ ત્યાગવીરોના પ્રયોગને કારણે એમને જે અમૂલ્ય જાણકારી પ્રાપ્ત થઈ, તેનો લાભ લેવાથી આજે હવે હજારો સૈનિકોના પ્રાણની રક્ષા કરી શકાય છે.

ઊંઘની માણસના દીર્ઘ જીવન પર શું અસર પડે છે એ બાબતનું વૈજ્ઞાનિક ધોરણે વિશ્લેષણ કરવા માટે એક નિદ્રા વિશેષજ્ઞે કેટલીક એવી વ્યક્તિઓને પોતાના પ્રયોગમાં લીધી છે કે જે ઊંઘમાં નસકોરા બોલાવતી હોય. આ વ્યક્તિઓ અચેતન અવસ્થામાં પોતાના નાસિકા છિદ્રો વડે જે કોલાહલ મચાવતી હતી તે કોલાહલ એક ટેઈપ રેકૉર્ડર પર અંકિત થતો જતો હતો. આ શોધને અંતે નિદ્રા-વિશેષજ્ઞ સંશોધક એ નિર્ણય પર આવ્યા કે વધુ નસકોરા બોલાવતી વ્યક્તિની ઊંઘ ગાઢ સમજવા-માનવાની પ્રચલિત જન-ધારણા જૂઠી છે, ભ્રાંતિપૂર્ણ

છે—નિ શબ્દ ઊંઘનાર વ્યક્તિ નસકોરા બોલાવનારની તુલનામા ક્યારે વધુ ગાઢ ઊંઘનો આનંદ અનુભવતી હોય છે.

* * *

એક અન્ય સંશોધકે, વારંવાર કાપવાથી વાળ જલદી વધે છે એ ધારણાને ખોટી સાબિત કરવા વાસ્તે અનેક સ્ત્રીપુરુષો ઉપર અસ્ત્રાનો નિયમિત પ્રયોગો કર્યા અને રોજ બે વાર અસ્ત્રો ચલાવ્યા પછી પણ જે તે વ્યક્તિના વાળમાં અસાધારણ વૃદ્ધિ કે રૂક્ષતા માલૂમ પડી નહિ તેની નોંધ લીધી.

એમ તો, વિજ્ઞાનના પરિમિત ક્ષેત્રોમાં હજારો પરીક્ષણો એવાં હોય છે કે જે ન્યૂનતમ એકીનો દશ હજારમો ભાગ પણ બરાબર માપમાં દર્શાવી શકે છે. દાખલા તરીકે, એક વિદ્યુત યંત્ર તામ્રપત્રની મોટાઈના ૧/૧૦,૦૦૦ ઈંચના અંતરને સ્પષ્ટ રીતે દર્શાવી શકે છે. એક અન્ય યંત્ર રાસાયણિક વિશ્લેષણમાં એટલું સૂક્ષ્મદર્શી છે કે એક સો ગેલન પાણીમા ટીપું સિરકા (અથવા તો અન્ય કોઈ પણ તેજાબ) ની બારે સરળતા પૂર્વક શોધ કરી શકે છે

* * *

પરંતુ સઘળે જ મશીન માણસથી શ્રેષ્ઠ નથી. ઘ્રાણશક્તિના પ્રયોગોમા માણસનું નાક જ સૌથી વધુ અનનુભૂત અને પરીક્ષિત યંત્ર છે અમેરિકાની 'સ્ટાન્ડર્ડ ઓઈલ કંપની' મા ઉચ્ચ વેતન ધરાવનારા ૭ કર્મચારીઓ છે, જેમને માત્ર સૂંઘવાની કામગીરી માટે જ રોકવામા આવ્યા છે. આ કંપની માટીના તેલમાથી કાઢવામાં આવેલા માવા જેવા એક પદાર્થમાંથી જુદા જુદા ખાદ્ય પદાર્થો માટે ઢાંકવાના કાગળો બનાવે છે. આ કર્મચારીઓ પ્રત્યેક કાગળને સુંઘીને તેમાં માટીતેલની ગંધ છે કે કેમ તે પામી જાય છે.

ચિકિત્સા-શાસ્ત્રની ઉન્નતિને માટે જેટલા અધિક પ્રયોગો માનવીય પરીક્ષણયંત્રો પર કરવામા આવ્યા છે, એટલા બીજા કોઈ ક્ષેત્રમા કરવામાં આવ્યા નથી. પનામા-નહેર ખોદનારા મજૂરો જ્યારે હજારોની સંખ્યામાં મેલેરિયામા સપડાવા લાગ્યા ત્યારે કેટલાક નવયુવકોએ નીડરતા-પૂર્વક એ રોગના કીટાણુ પોતાના શરીરમાં દાખલ કરાવ્યા અને ઉગ્ર જ્વરની યાતના ઘણાં જ ધૈર્ય સાથે સહન કરી. અને આની મદદથી જ વૈજ્ઞાનિકો આ રોગજંતુઓને પામી શકયા અને તેનો સમૂળો નાશ કરવામાં સફળતા પ્રાપ્ત કરી શકયા.

* * *

પહેલા વિશ્વયુદ્ધ વખતે અમેરિકાના દક્ષિણ પ્રાંતોમાં 'પૈલાગ્રા' નામનો એક રોગ ફેલાઈ ગયો હતો. ડૉકટરોને આ રોગનાં લક્ષણોનું જ્ઞાન હતું, પરંતુ ઔષધનું ઠીક નિદાન કરવામાં તેઓ અસમર્થ હતા. રોગની ભયંકરતાનું અનુમાન તો એ વાતથી આવી શકશે કે, મોટા ભાગના રોગીઓ રોગનાં પ્રાથમિક લક્ષણો પ્રગટ થયા પછી તરત જ ગાંડા થઇ જતા હતા, અને વિકૃતિની અવસ્થામાં જ તેઓનું મૃત્યુ નીપજતું. લાખો વ્યક્તિઓ આ રોગની શિકાર થઇ ચૂકી હતી. પરંતુ ચિકિત્સા-વિશેષજ્ઞ પરીક્ષિત-ઔષધના અભાવે કિંકર્તવ્યમૂઢ બેઠા હતા. અંતે 'જેકસન જેઇલ'ના કેટલાક કેદીઓએ એમની સહાયતા કરી. તેઓએ સ્વેચ્છાએ 'પૈલાગ્રા'ના કીટાણુ પોતાના શરીરમા દાખલ કરાવડાવ્યા.

આખરે, અનેક પ્રયોગોને અંતે ડૉકટરોને રોગના ઉદ્ભવ વિશે સાચી માહિતી મળી ગઇ. પરંતુ એ દરમ્યાન બેના હતભાગી કેદીઓ ભયંકર યાતનાઓ સહી રહ્યા અને એમનાં ગાત્રો ગળી ગયાં! વિશ્વ-કલ્યાણની ઉચ્ચ ભાવના આ લોકોને પ્રેરણા ન આપત તો કોને ખબર છે કેટલી જાનહાની થાત!!

કેટલાક માણસોએ તો સાહસિકતાના એવાં અલૌકિક પ્રમાણો દીધાં છે કે જેના પર તરત વિશ્વાસ કરવો કઠણ પડે છે.

* * *

અમેરિકાના ગાઢા જંગલોમાં ક્યૂરેરી નામની એક ઝેરી વનસ્પતિ મળે છે, જેનો ત્યાંના ભીલ લોકો કોઇ દવામાં ઉપયોગ કરતા હતા. અમેરિકાના ડૉકટરોએ પણ પશુઓના કેટલાક રોગો પર આ ચીજનો પ્રયોગ કર્યો અને તે ઘણી જ ઉપયોગી સિદ્ધ થઈ. ડૉકટરોને વિશ્વાસ હતો કે ઉચિત માત્રામાં દેવામાં આવે તો આ ઘાતક ઝેર પણ અમૃતનું

કામ કરી શકે, પરંતુ આ ધારણાની પુષ્ટિ કરવી કઈ રીતે?

અંતે, નેબ્રાસ્કાની ઇસ્પિતાલમા પક્ષાઘાતથી પીડિત એક રોગી આ પ્રયોગ માટે તૈયાર થયો. પ્રયોગ એટલો સફળ થયો કે, આજે ક્યુરેરી ઝેરનો સેંકડો રોગોની ચિકિત્સામા સફળતાપૂર્વક ઉપયોગ કરવામા આવે છે

કેન્સરની ચિકિત્સામા રેડિયો સંચારિત કોબાલ્ટ ધાતુ દીર્ઘ દીર્ઘ ઉપયોગી સિદ્ધ થઈ છે પણ કેટલાક વરસો અગાઉ તેનો પ્રયોગ આજે છે એટલો સુલભ સહજ કે સુગમ ન હતો જો કોબાલ્ટ કિરણો રુગ્ણ અંગથી વધારે બીજે ક્યાય પડી જાય તો તે અંગ ગળી જાય અને ક્યારેક કોઈ સંજોગોમા રોગી મરી પણ જાય શ્રીમતી એના રોબર્ટ્સ દુનિયાની પ્રથમ સ્ત્રી છે, જેમણે કેન્સરના લાખો રોગીઓના કલ્યાણને ખાતર કોબાલ્ટ ચિકિત્સકોને પોતાના શરીર ઉપર પ્રયોગ કરવા દેવાનો અવસર દીધો

એ વાત સાચી છે કે દરેક વૈજ્ઞાનિક પ્રયોગમા માનવીય પરીક્ષણ યત્નોને એટલો મહાન આત્મત્યાગ કરવો પડતો નથી જેટલો ઉપરના દૃષ્ટાંતોમા થયો છે, પરંતુ પ્રત્યેક પ્રયોગ નિઃસંદેહ કોઈ ને કોઈ દૃષ્ટિએ મહત્ત્વનો હોય છે

જો માણસનું નીચેનું અંગ શૂન્ય તાપમાન સેન્ટીગ્રેડના પાણીમા ડૂબેલું રહે તો તેની રક્તભ્રમણ પર શી અસર પડે? આ પ્રશ્નનો જવાબ શોધવામા વૈજ્ઞાનિકો ખાસ્સો સમય મૂંઝાયેલા રહ્યા હમણા જ કેમ્બ્રિજ યુનિવર્સિટીના બે અધ્યાપકોએ નવ વ્યક્તિઓ ઉપર આ પ્રયોગ કર્યો હતો અને તેઓ એ નિર્ણય પર પહોંચ્યા છે કે, બરફમા ડૂબ્યા પછી જો કોઈ વ્યક્તિ અધિક અંગ સંચાલન ન કરે તો શીતના પ્રભાવથી તે મુક્ત રહી શકે છે

અમેરિકાની 'જનરલ ઇલેક્ટ્રિક કંપની'ના કાર્યકર્તા ડિક ડી માર્ડેન હરેક પ્રકારના ધક્કાની ગુરુતા અને ભિષણતા માપવામા પ્રસિદ્ધ છે સમુદ્રના ગર્ભમા હજારો ફૂટ ઊતરીને એમણે પાણીના દબાવના સાચા સરખા માપનો ખયાલ મેળવી લીધો છે અને આકાશમા ૪૦ હજાર ફૂટની ઊંચાઈ સુધી ઊડીને એમણે હવાઈ જહાજ પર પડનારા વાયુમંડળના દબાવની ભાળ પણ કાઢી છે

પણ, સૌથી વધુ આશ્ચર્યચકિત કરનાર ઉદાહરણ તો શિકાગોના ડૉક્ટર લૉયડ કોરિટ્જનુ છે તેઓ અગિયાર કલાક સુધી અચેતનાવસ્થામા એક ટેલિફોનના થાંભલા પર ચામાચીડિયાની જેમ ઊંધે માથે લટકતા જ રહ્યા આ વિચિત્ર પ્રયોગનો ઉદ્દેશ પણ ઓછો વિચિત્ર નહોતો તેઓ આ પ્રયોગથી એ જાણવા માગતા હતા કે અચેતન મનુષ્યને જો ઊંધે માથે લટકાવવામા આવે તો આ ક્રિયાની એની હૃદયગતિ પર શી અસર પડી શકે છે?

['ધી એનલ્સ ઑફ વેસ્ટર્ન મેડિસિન'મા આવેલ લખાણના તરજુમાના આધારે]

પાન ૧૨ થી આગળ]

'ક્યાથી આવે સા'બ? પણ પછી તો અભેસંગે ખેતર મને જ ખેડવા સોંપી દીધુ તે આજ દિવસ લગણ દાનોજી દેખાણો નથી એના જીવની અવગતિ હશે પણ જેવું ખેતર અભેસંગે પાછુ રાખ્યું કે બધી જ માયા સંકેલી લીધી.

'માનો, ન માનો, તમારી કોરટના મોટા મોટા માજિસ્ટર ભલે છોડી મૂકે—પણ ઉપર વાળો મારો વા'લો હાથમા ત્રાજવુ રાખીને બધો જ નિયા કરે છે—નહીતર તમે જ કો, સા'બ દાનોજીએ ક્યા વકીલ રાખ્યો'તો? વગર વકીલે અદલ ઇનસાફ દે છે, મારો વાલીડો!

'ઠીક ત્યારે રજા લઉં—તમારી સાથે દિલ મળી ગયુ છે એટલે જ બોલાય છે, તરપાડી સા'બ! પણ હવે ઘઉંનો પોંક ખાવા તો તમારે પ્રેમપરા આવવુ પડશે—દાનોજીનો આત્મા પ્રસન્ન થશે ' એમ બોલતા ગણેશે વિદાય લીધી.

હું તેને જતો જોઈ રહ્યો. તેના છેલ્લા શબ્દોના પડઘા મારા કાનમા ક્યાંય સુધી ગૂંજી રહ્યા દાનોજીના આત્માને પ્રસન્ન કરવા, પ્રેમપુરા જઈ તેના ખેતરમા જ ઘઉંનો પોંક ખાવા, મે મનોમન નિર્ણય કરી લીધો.

છે— નિઃશબ્દ' ઊંઘનાર વ્યક્તિ નસકોરાં બોલાવના-રની તુલનામાં કયારે વધુ ગાઢ ઊંઘનો આનંદ અનુભવતી હોય છે.

* * *

એક અન્ય સંશોધકે, વારંવાર કાપવાથી વાળ જલદી વધે છે એ ધારણાને ખોટી સાબિત કરવા વાસ્તે અનેક સ્ત્રી પુરુષો ઉપર અસ્ત્રાના નિયમિત પ્રયોગો કર્યા અને રોજ બે વાર અસ્ત્રો ચલાવ્યા પછી પણ જે તે વ્યક્તિના વાળમાં અસાધારણ વૃદ્ધિ કે રૂક્ષતા માલૂમ પડી નહિ તેની નોંધ લીધી.

એમ તો, વિજ્ઞાનના પરિમિત ક્ષેત્રોમાં હજારો પરીક્ષણો એવાં હોય છે કે જે ન્યૂનતમ એકમનો દશ હજારમો ભાગ પણ બરાબર માપમાં દર્શાવી શકે છે. દાખલા તરીકે, એક વિદ્યુત યંત્ર તામ્રપત્રની મોટાઈના ૧/૧૦,૦૦૦ ઈંચના અંતરને સ્પષ્ટ રીતે દર્શાવી શકે છે. એક અન્ય યંત્ર રાસાયણિક વિશ્લેષણમાં એટલું સૂક્ષ્મદર્શી છે કે એક સો ગેલન પાણીમાં ટીપું સિરકા (અથવા તો અન્ય કોઈ પણ તેજાબ) ની ભારે સરળતા પૂર્વક શોધ કરી શકે છે.

* * *

પરંતુ સઘળે જ મશીન માણસથી શ્રેષ્ઠ નથી. ઘ્રાણશક્તિના પ્રયોગોમાં માણસનું નાક જ સૌથી વધુ અનુભૂત અને પરીક્ષિત યંત્ર છે. અમેરિકાની 'સ્ટાન્ડર્ડ ઓઈલ કંપની' માં ઉચ્ચ વેતન ધરાવનારા છ કર્મચારીઓ છે, જેમને માત્ર સૂંઘવાની કામગીરી માટે જ રોકવામાં આવ્યા છે. આ કંપની માટીના તેલમાંથી કાઢવામાં આવેલા માવા જેવા એક પદાર્થ-માંથી જુદા જુદા ખાદ્ય પદાર્થો માટે દાબડાના કાગળો બનાવે છે. આ કર્મચારીઓ પ્રત્યેક કાગળને સુંઘીને તેમાં માટીતેલની ગંધ છે કે કેમ તે પામી જાય છે.

ચિકિત્સા શાસ્ત્રની ઉન્નતિને માટે જેટલા અધિક પ્રયોગો માનવીય પરીક્ષણયંત્રો પર કરવામાં આવ્યા છે, એટલા બીજા કોઈ ક્ષેત્રમાં કરવામાં આવ્યા નથી. પનામા-નહેર ખોદનારા મજૂરો જ્યારે હજારોની સંખ્યામાં મેલેરિયામાં સપડાવા લાગ્યા ત્યારે કેટલાક નવયુવકોએ નીડરતા-પૂર્વક એ રોગના કીટાણુ પોતાના શરીરમાં દાખલ કરાવ્યા અને ઉગ્ર જ્વરની યાતના ઘણાં જ ધૈર્ય સાથે સહન કરી. અને આની મદદથી જ વૈજ્ઞાનિકો આ રોગજંતુઓને પામી શક્યા અને તેનો સમૂળો નાશ કરવામાં સફળતા પ્રાપ્ત કરી શ-

* * *

પહેલા વિશ્વયુદ્ધ વખતે અમેરિ-પ્રાંતોમાં 'પૈલાગ્રા' નામનો એક રોગ હતો. ડોકટરોને આ રોગનાં લક્ષણોનું પરંતુ ઔષધનું ઠીક નિદાન કરવામાં તેઓ હતા. રોગની ભયંકરતાનું અનુમાન તો એ આવી શકશે કે, મોટા ભાગના રોગીઓ રોગનાં પ્રાથમિક લક્ષણો પ્રગટ થયા પછી તરત જ ગાંડા થઇ જતા હતા, અને વિકૃતિની અવસ્થામાં જ તેઓનું મૃત્યુ નીપજતું. લાખો વ્યક્તિઓ આ રોગની શિકાર થઇ ચૂકી હતી. પરંતુ ચિકિત્સા-વિશેષજ્ઞ પરીક્ષિત-ઔષધના અભાવે કિંકર્તવ્યમૂઢ બેઠા હતા. અંતે 'જેકસન જેઇલ'ના કેટલાક કેદીઓએ એમની સહાયતા કરી. તેઓએ સ્વેચ્છાએ 'પૈલાગ્રા'ના કીટાણુ પોતાના શરીરમાં દાખલ કરાવરાવ્યા.

આખરે, અનેક પ્રયોગોને અંતે ડોકટરોને રોગના ઉદ્ભવ વિશે સાચી માહિતી મળી ગઇ. પરંતુ એ દરમ્યાન પેલા હતભાગી કેદીઓ ભયંકર યાતનાઓ સહી રહ્યા અને એમનાં ગાત્રો ગળી ગયાં! વિશ્વ-કલ્યાણની ઉચ્ચ ભાવના આ લોકોને પ્રેરણા ન આપત તો કોને ખબર છે કેટલી જાનહાની થાત!

કેટલાક માણસોએ તો સાહસિકતાનાં એવાં અલૌકિક પ્રમાણો દીધાં છે કે જેના પર તરત વિશ્વાસ કરવો કઠણ પડે છે.

* * *

અમેરિકાના ગાઢા જંગલોમાં ક્યૂરેરી નામની એક ઝેરી વનસ્પતિ મળે છે, જેનો ત્યાંના મૂળ લોકો કોઇ દવામાં ઉપયોગ કરતા હતા. અમેરિકાના ડોકટરોએ પણ પશુઓના કેટલાક રોગો પર આ ચીજનો પ્રયોગ કર્યો અને તે ઘણી જ ઉપયોગી સિદ્ધ થઈ. ડોકટરોને વિશ્વાસ હતો કે ઉચિત માત્રામાં દેવામાં આવે તો આ ઘાતક ઝેર પણ અમૃતનું

કામ કરી શકે, પરંતુ આ ધારણાની પુષ્ટિ કરવી કઈ રીતે?

અંતે, નેબ્રાસ્કાની ઇસ્પિતાલમાં પક્ષાઘાતથી પીડિત એક રોગી આ પ્રયોગ માટે તૈયાર થયો. પ્રયોગ એટલો સફળ થયો કે, આજે કચુરેરી ઝેરનો સેંકડો રોગોની ચિકિત્સામાં સફળતાપૂર્વક ઉપયોગ કરવામાં આવે છે.

કેન્સરની ચિકિત્સામાં રેડિયો-સંચારિત કોબાલ્ટ ધાતુ ઠીક ઠીક ઉપયોગી સિદ્ધ થઈ છે, પણ કેટલાક વરસો અગાઉ તેનો પ્રયોગ આજે છે એટલો સુલભ-સહજ કે સુગમ ન હતો. જો કોબાલ્ટ કિરણો રુગ્ણ અંગથી વધારે બીજે કયાંય પડી જાય તો તે અંશ ગળી જાય અને કયારેક કોઈ સંજોગોમાં રોગી મરી પણ જાય. શ્રીમતી એના રોબર્ટ્સ દુનિયાની પ્રથમ સ્ત્રી છે, જેમણે કેન્સરના લાખો રોગીઓના કલ્યાણને ખાતર કોબાલ્ટ ચિકિત્સકોને પોતાના શરીર ઉપર પ્રયોગ કરવા દેવાનો અવસર દીધો.

એ વાત સાચી છે કે દરેક વૈજ્ઞાનિક પ્રયોગમાં માનવીય પરીક્ષણ-યંત્રોને એટલો મહાન આત્મત્યાગ કરવો પડતો નથી જેટલો ઉપરના દૃષ્ટાંતોમાં થયો છે, પરંતુ પ્રત્યેક પ્રયોગ, નિસ્સંદેહ કોઇ ને કોઈ દૃષ્ટિએ મહત્ત્વનો હોય છે.

જો માણસનું નીચેનું અંગ શૂન્ય તાપમાન સેન્ટીગ્રેડના પાણીમાં ડૂબેલું રહે તો તેની રક્તભ્રમણ પર શી અસર પડે? આ પ્રશ્નનો જવાબ શોધવામાં વૈજ્ઞાનિકો ખાસ્સો સમય મૂંઝાયેલા રહ્યા. હમણાં જ કેમ્બ્રિજ યુનિવર્સિટીના બે અધ્યાપકોએ નવ વ્યક્તિઓ ઉપર આ પ્રયોગ કર્યો હતો અને તેઓ એ નિર્ણય પર પહોંચ્યા છે કે, બરફમાં ડૂબ્યા પછી જો કોઇ વ્યક્તિ અધિક અંગ-સંચલન ન કરે તો શીતના પ્રભાવથી તે મુક્ત રહી શકે છે.

અમેરિકાની 'જનરલ ઇલેકટ્રિક કંપની'ના કાર્યકર્તા ડિક ડી. માઇકલ દરેક પ્રકારના ધક્કાની ગુરુતા અને ભિષણતા માપવામાં પ્રસિદ્ધ છે. સમુદ્રના ગર્ભમાં હજારો ફૂટ ઉતરીને એમણે પાણીના દબાવના સાચા-સરખા માપનો ખયાલ મેળવી લીધો છે અને આકાશમાં ૪૦ હજાર ફૂટની ઊંચાઈ સુધી ઊડીને એમણે હવાઈ જહાજ પર પડનારા વાયુમંડળના દબાવની ભાળ પણ કાઢી છે.

પણ, સૌથી વધુ આશ્ચર્ય-ચકિત કરનાર ઉદાહરણ તો શિકાગોના ડોકટર લોયડ કોરિટ્ઝર્નુ છે. તેઓ અગિયાર કલાક સુધી અચેતનાવસ્થામાં એક ટેલિફોનના થાંભલા પર ચામાચીડિયાની જેમ ઊંધે માથે લટકતા જ રહ્યા. આ વિચિત્ર પ્રયોગનો ઉદ્દેશ પણ ઓછો વિચિત્ર નહોતો. તેઓ આ પ્રયોગથી એ જાણવા માગતા હતા કે અચેતન મનુષ્યને જો ઊંધે માથે લટકાવવામાં આવે તો આ ક્રિયાની એની હૃદય-ગતિ પર શી અસર પડી શકે છે?

['ધી એનલ્સ ઑફ વેસ્ટર્ન મેડિસિન'માં આવેલ લખાણના તરજુમાના આધારે]

પાન ૧૨ થી આગળ]

'કયાંથી આવે સા'બ? પણ પછી તો અભેસંગે ખેતર મને જ ખેડવા સોંપી દીધું તે આજ દિવસ લગણ દાનોજી દેખાણો નથી. એના જીવની અવગતિ હશે પણ જેવું ખેતર અભેસંગે પાછું રાખ્યું કે બધી જ માયા સંકેલી લીધી.

'માનો, ન માનો, તમારી કોરટના મોટા મોટા માજિસ્ટર ભલે છોડી મૂકે—પણ ઉપરવાળો મારો વા'લો હાથમાં ત્રાજવું રાખીને બધો જ નિયા કરે છે—નહીંતર તમે જ કો, સા'બ દાનોજીએ કયાં વકીલ રાખ્યો'તો? વગર વકીલે અદલ ઇનસાફ દે છે, મારો વાલીડો!

'ઠીક ત્યારે રજા લઉં—તમારી સાથે દિલ મળી ગયું છે એટલે જ બોલાય છે, તરપાડી સા'બ! પણ હવે ઘઉંનો પોંક ખાવા તો તમારે પ્રેમપરા આવવું પડશે—દાનોજીનો આત્મા પ્રસન્ન થશે.' એમ બોલતાં ગફ્રેશે વિદાય લીધી.

હું તેને જતો જોઈ રહ્યો. તેના છેલ્લા શબ્દોના પડઘા મારા કાનમાં કયાંય સુધી ગૂંજી રહ્યા. દાનોજીના આત્માને પ્રસન્ન કરવા, પ્રેમપુરા જઈ તેના ખેતરમાં જ ઘઉંનો પોંક ખાવા, મેં મનોમન નિર્ણય કરી લીધો.

# સાચદિલી

સત્યાનંદ

હજરત ઉમર સાહેબ મુસલમાનોના સરદાર હતા. એક દિવસે તેઓ મસીદમાં બેઠા બેઠા લોકોના ટંટા-ઝઘડાનો નિકાલ કરી રહ્યા હતા. ત્યાં જ કોમના આગેવાનો એકઠા મળ્યા હતા. તે વખતે બે માણસો એક ખૂબસુરત છોકરાને પકડી લાવ્યા. છોકરો જુવાન હતો. પેલા બે જણાએ અરજ ગુજારી: સાહેબ! આ જુવાનીએ અમારા બાપને મારી નાખ્યા છે. અમારો ઇન્સાફ કરો.

ઉમર સાહેબે જુવાન તરફ નજર કરી: આ બેઉની ફરિયાદ તે સાંભળી. હવે એ સંબંધી તારે કાંઇ કહેવાનું છે કે? શો ખુલાસો છે તારો? ઉમર સાહેબે જુવાન સામે ફરી ફરી તાકીને જોયા કર્યું. જુવાને જવાબ આપ્યો: હા સાહેબ, મેં ખૂન કર્યું છે. હું સાચે જ ગુનેહગાર છુ. અને તેથી મારું મન બહુ દુઃખાય છે.

ઉમર સાહેબે કહ્યું જ્યારે તું તારો ગુન્હો કબૂલ કરે છે, તો પછી મારી ફરજ મારે અમલ કરવી રહી. મારે તારો જાન લેવા જલ્લાદોને હુકમ કરવાનો છે. જુવાને વિનંતિ કરી: સાહેબ, હુકમ માનવામા મારે કશો જ વાંધો નથી. પરંતુ એક દરખાસ્ત મૂકું છુ તે પર રહેમ કરો. મારો નાનો ભાઈ છે તે હજી બાળક છે. મારા બાપે તેને માટે મરતી વેળાએ થોડું સોનું મને સુપરત કર્યું છે. મેં તે સોનું ભોંયમા દાટી દીધું છે, જ્યારે મારો ભાઈ જુવાન થાય ત્યારે તે તેને સોંપી દેવાનું છે. આ ભેદ મારા સિવાય બીજું કોઈ જાણતું નથી. માટે આપ મને ત્રણ દિવસની છૂટ આપો તો હું તે અનામત મારા ભાઈને સોંપી આવું અને પછી હાજર થઇ જાઉં.

ઉમર સાહેબે ફરમાવ્યું: ઠીક, પણ તું તારો જામીન આપ તો જઈ શકીશ. જુવાને આ વાત સાંભળી. તે તો આમતેમ જોવા લાગ્યો. એ વખતે ત્યાં મહુંમ: પેગંબર સાહેબના સાગરીતો બેઠા હતા. તેઓ પૈકી તેની નજર અબુજર સાહેબ તરફ ઠરી. તેણે કહ્યું: આ માનવંતા સાહેબ મારા જામીન થશે. ઉમર સાહેબે પૂછ્યું: કેમ, અબુજર! આ જુવાનના જામીન થાઓ છો કે? અબુજર સાહેબે જવાબ આપ્યો: હું જામીન થાઉં છું કે જુવાન ત્રીજે દિવસે હાજર થઈ જશે.

પછી તો ઉમર સાહેબે હુકમ કર્યો કે જુવાનને છોડી દો.

ત્રીજો દિવસ આવી પહોંચ્યો. ઉમર સાહેબ મસીદમાં પધાર્યા. ગામ આગેવાનો પણ આવી પહોંચ્યા. અબુજર સાહેબ પણ આવ્યા અને ગુનેહગારની વાટ જોવા લાગ્યા. વખત માંડ્યો પસાર થવા. પણ ગુનેહગારનો પત્તો નથી. લોકો અબુજર માટે શોક કરવા લાગ્યા ને આકુળ વ્યાકુળ થવા લાગ્યા. ત્યારે બેઉ ફરિયાદીઓએ આગળ વધીને પૂછ્યું: સાહેબ! ગુનેહગાર ક્યાં છે? તેને અહીંયા હાજર કરો. અબુજર સાહેબે મક્કમતાથી જવાબ આપ્યો: જો પૂરા ત્રણ દિવસ વીતી જશે અને ગુનેહગાર નહીં આવે, તો તેને બદલે હું મારો જાન આપીશ.

ઉમર સાહેબ સાવધાન થઈ ગયા તેઓ બોલ્યા: ઓ અબુજર! જો ગુનેહગાર નહિ આવે તો અલબત્ત, કાયદાનો હુકમ તમને લાગુ થયા વિના રહેશે નહિ. આ સાંભળીને લોકો ચિંતાતુર થઇ ગયા. કેટલાકની આંખોમાંથી આંસુ નીકળી આવ્યા. આખરે લોકોએ ફરિયાદીને વીનવ્યા કે તમે ખુનનો બદલો ખુન લેવાને બદલે પૈસા લઇને સંતોષ માનો. પણ તેઓ એકના બે ન થયા. તેઓ કહે. અમે તો ખુનનો બદલો ખુન જ ચાહીએ છીએ.

સભા આખી ભારે મોટા વીમાસણમાં ગરકાવ થઈ ગઇ. પણ, એટલામાં જ પેલો જુવાન અપરાધી

પરસેવે રેબઝેબ દોડતો દોડતો આવી પહોંચ્યો. તેને શ્વાસ ચઢ્યો હતો. તે આવતાં જ ઉમર સાહેબની હજૂરમાં હાજર થયો ને સલામ કરી અરજ કરી કે: હું ખુદાનો અહેસાન અદા કરું છું કે હું વખતસર આવી પહોંચ્યો. મેં મારા ભાઈને સોનું આપી દીધું છે અને તેને ભણાવવા તથા કેળવણી આપવા મામાને મુકરર કર્યા છે. હું દોડતો આવ્યો, તો યે વાર થઈ ગઈ. મારા જામીનને ઈજા ન થાય તે મારે જોવાનું હતું. એમ કહી જુવાન આગળ વધ્યો અને અબુજરનો હાથ ચૂમ્યો.

પછી તે કહેવા લાગ્યો કે: સાહેબો! મારો અને આ સાહેબનો આ પહેલો પરિચય હતો. પરંતુ એમણે એવું ઉમદા પરોપકારીપણું દેખાડ્યું છે કે તેઓ અજાણ્યાના જામીન તત્કાલ થયા. એ સાંભળી અબુજરે કહ્યું: વાત સાચી છે કે આ જુવાનને હું પીછાનતો ન હતો. પણ જ્યારે ભરસભામાં તેણે મારા પર વિશ્વાસ મૂક્યો ત્યારે તેને નિરાશ કરી શક્યો નહિ. તેના ચહેરા ઉપરથી જ મને લાગ્યું કે તે નેક છે, વાયદો પૂરો કરશે. તેથી હું જામીન થયો.

આ બનાવ જોઈ વાદીઓને દયા આવી. તેઓ કહેવા લાગ્યા: ઉમર સાહેબ! અમે ખુન માફ કરી દીધું છે. ઈશ્વર જાણે આવા સાચદિલના આદમીથી આવો ગુનો શાથી થયો હશે.

*

હજરત ગૌસુલ આજમ નામે એક મોટા મહાત્મા થઈ ગયા. મુસલમાનોમાં તેઓ એક મોટા પવિત્ર સાધુ ગણાય છે. તેઓ ગીલાનના રહેવાસી હતા. નાનપણથી એમને વિદ્યાનો શોખ.

એક દિવસે પોતાની બાને તેમણે કહ્યું: અમ્મા! મને બગદાદ શહેર જઈ પૂરી વિદ્યાનો ઈલમ શીખી આવવાની પરવાનગી આપો. બગદાદ તે સમયે વિદ્યાનું ધામ. વેપાર-ઉદ્યોગ-હુન્નરનું મથક. વળી તે અબ્બાસી ખલીફાઓની રાજધાનીનું શહેર. બગદાદનો વૈભવ તો કાંઈ ઓર હતો.

માતા પોતાના પુત્રનું વિદ્યા ભણી મન જોઈને રાજી રાજી થઈ ગઈ. તેણે તો છોકરાને તૈયાર કરી બગદાદ ભણવા મોકલ્યો. સાથે ખરચી માટે ચાળીસ અશરફીઓ, દીકરાના કુડતામાં બગલ તળે સંભાળથી સીવી આપી કે જરૂરને પ્રસંગે કામ આવે. છોકરાને વિદાય આપતા આશિષ આપી અને શીખ દીધી કે: જા, બેટા, મેં તને ખુદાતાલાને સોંપ્યો છે. જોજે હંમેશા સાચું બોલજે, ને ખુદાનો ડર રાખજે.

હજરત ગૌસુલ આજમ તો નીકળી પડ્યા. ચાલતા ચાલતા એક કાફલા સાથે થઈ ગયા. રસ્તે હમદાન શહેર આવ્યું. હમદાન આગળથી પસાર થતા'તા ત્યાં જ સાઠ લુટારુઓએ કાફલાને ઘેર્યો ને હુમલો કર્યો. તમામ સરસામાન લૂંટી લીધો. હજરત તો છાનામાના ઊભા ઊભા આ બધું જોતા હતા.

એટલામાં એક લુટારુ તેમની પાસે આવ્યો અને બોલ્યો: છોકરા, તારી પાસે તો કાંઈ જોખમ નથી ને? હોય તો બતાવ. ત્યારે હજરત સાહેબે તો સરળતાથી જવાબ આપ્યો: હા, મારી કને ચાળીશ અશરફીઓ છે. લુટારો તો આભો થઈ ગયો. પૂછવા લાગ્યો: ક્યાં છે? હજરત સાહેબ કહે: મારા કુડતામાં બગલ તળે સીવેલી છે.

છોકરો કદાચ મારી મશ્કરી કરતો હશે એમ માનીને તે લુટારુ તો ચાલતો થયો. ત્યા થોડીવારમાં બીજો લુટારુ આવ્યો. તેની પૃચ્છાના જવાબમાં પણ હજરતે પેલાની જેમ જ જવાબ આપ્યા. ત્યારે તે લુટારો તેમને પોતાના સરદાર પાસે લઈ ગયો. અને બધી વાતથી વાકેફ કર્યો. સરદારે હુકમ કર્યો: જોઈએ, એની બગલમાંથી અશરફીઓ કાઢો. તે પ્રમાણે તજવીજ કરતાં જ બગલમાંથી ચળકતી ચાળીશ અશરફીઓ નીકળી આવી.

સરદાર તાજુબ થઈ બોલ્યો: છોકરા, 'તુ' તો અજબ વિચિત્ર જણાય છે, તેં તો ચોરલોકોને ય તારો છૂપો માલ બતાવી દીધો. આ તે કેવું કહેવાય!

ત્યારે હજરત બોલ્યા: મારી બાએ મને કહ્યું છે કે સાચું બોલવું ને ખુદાનો ડર રાખવો. મેં મારી માની શીખનો અમલ કર્યો છે. બીજું કાંઈ નહિ.

લુટારુ સરદારના મનમાં આ વાતની ઊંડી અસર થઈ. તેને પોતાના કરતૂકોનો પારાવાર પસ્તાવો થયો. તેણે લૂંટફાટનું કામ છોડી દીધું.

કરીએ છીએ. તમારા શિષ્યો કેમ ઉપવાસ નથી કરતા?

ઉત્તર: અને જિસસે કહ્યું: 'જ્યાં સુધી વરરાજા મંડપમાં હોય ત્યાં સુધી કન્યાપક્ષ વિલાપ કરી શકે? પરંતુ એવા દિવસો પણ આવશે જ્યારે વરરાજાને બોલાવી લેવાશે. પછી, તેઓ અવશ્ય ઉપવાસ કરશે.' *

કોઇ માણસ એવો નહિ નીકળે જે જૂનાં લુગડાંને નવું થીગડું મારે; કેમ કે તેમ કરવાથી ઢાંકવાને સાટે તે ઊઘાડું કરશે વળી આથી ચીરો કે ખાપો ઊલટો વણસશે. *

વળી, લોકો નવાં મદ્ય-આસવને જૂના શીશામાં નહિ રેડે. તેમ કરવા જતાં કાચમાં તરડ પડશે, મદ્ય-આસવ ઢોળાશે, અને કૂંપાના કટકા થશે. આથી લોકો નવા મદ્ય-આસવને નવા શીશામાં રેડશે જેથી બંને સચવાય. *

આરામનો દિવસ (સાબાથ) લોકો માટે બનાવ્યો છે. લોકોને સાબાથ માટે નથી સરજ્યાં. માટે પ્રભુનો પુત્ર (ઈશુ) સાબાથનો પણ સ્વામી છે. *

જો કોઇ રાજ્યમાં પરસ્પર વિખવાદ જાગે તો તે રાજ્ય ટકી શકે નહિ. તેમ જ જો કોઈ ઘરમાં પરસ્પર કલેશ જાગે તો તે ઘર પણ નભી શકે નહિ. *

રાજાને રાજભાગ આપો અને રામને રામનું દીધેલું ધરો. *

દીનદુખિયાં તમારી આસપાસ કાયમ વીંટળાયેલાં હોય છે. આથી જ્યારે તમને ઈચ્છા થાય ત્યારે તેમનું ભલું કરી શકો છો. પરંતુ હું તમારી આસપાસ કાયમ રહેતો નથી. *

એવા લેખ લખાયા છે કે મનુષ્ય એકલી રોટી થકી જ જીવતો નથી પરંતુ પ્રભુના પ્રત્યેક શબ્દને આધારે જીવે છે. *

તારા સ્વામી પરમાત્માની તું પૂજા કરજે. એકલા તેમની જ સેવા કરજે. તારા સ્વામી પ્રભુને તું પ્રલોભનો ધરવા નહિ જતો. *

આંધળો આંધળાને શી રીતે દોરે? બંને ભેળા જ ખાડામાં પડે ને? *

એવી કોઈ ગુપ્ત વાત નથી જે પ્રકટ નહિ થાય. એવી કોઇ સંતાડેલી ચીજ નથી જેની જાણ કે જાહેરાત નહિ થાય. *

હળ ઉપર હાથ રાખ્યા પછી પાછું વાળીને જોનાર ધણી પ્રભુના રાજને પાત્ર નથી. *

જે મારા સાથમાં નથી તેને મારો સામાવાળો જાણજે; જે મારા સાથમાં વીણતો નથી તે વેરે છે એમ જાણજે. *

અવગતિયા જીવનો વળગાડ દૂર થયા પછીથી દરદી ચોખ્ખી કોરી જમીન ઉપર ચાલે છે અને આરામ ઈચ્છે છે. પોતાનો કોઈ સાથી નથી એમ જોઇ તે કહે છે: હું જ્યાંથી નીકળ્યો તે મારે ઘેર જ હવે પહોંચવા માગું છું.' *

ઝીણી ઝીણી બાબતોમાં વફાદાર રહે છે તે મોટા મામલામાં પણ વફાદાર જ હોય છે. તુચ્છ વસ્તુઓમાં અન્યાય કરે છે તે મોટાં પ્રકરણોમાં પણ અન્યાયી જ રહે છે. *

જિસસે તેમને બોલાવીને કહ્યું: 'નાનાં બાળકોને મારી પાસે આવવા દેજો. તેમને રોકશો મા. પ્રભુનું રાજ્ય એવાં ભોળકાંનું જ છે.' *

તમને સત્યવચન સંભળાવું છું કે નાનાં બાળકોની જેમ (સરળતાથી) જેઓને પ્રભુનાં રાજ્યનો વિશ્વાસ નથી તેઓનો તેમાં પ્રવેશ પણ નથી. *



# નૈવેદ્ય

રવીન્દ્રનાથ ઠાકુર
અનુ૦ નગીનદાસ પારેખ

૩૧

હે વિશ્વમોહન નાથ, તારા ભુવનમા હુ મુગ્ધ સમો કરુ છુ પ્રશાન્ત, આનદઘન, અનન્ત આકાશ મારી દૃષ્ટિને સ્પર્શે છે, શરદના મધ્યાહ્ન સમયે પૂર્ણ સુવર્ણ ઉચ્છ્વાસ મારી શિરામા પ્રવેશ કરીને લોહી સાથે આતપ્ત આવેશને મેળવી દે છે

બધા મને ભોળવે છે. તારો સસાર વિચિત્ર ભાષાઓ દ્વારા મને રડાવે છે અને હસાવે છે, તારા સૌ સ્ત્રીપુરુષો કેટલીય વેદનાઓના બધનથી વાસનાના આકર્ષણથી મને ગમે તેમ તાણી જાય છે એ મારુ મુગ્ધ મન હુ વીણાની પેઠે તારા ખોળામા અર્પણ કરુ છુ—તેના શતશત મોહ તત્ર ઉપર આઘાત કરીને હે નાથ, તારુ વિચિત્ર સગીત જગાવ

૩૨

કાલે રાતે, નિર્જન શય્યામા એકલો બેસીને, હુ મારા ગત જીવનની કેટલીય વાતોનો વિચાર કરતો હતો એવામા મે સાભળ્યુ કે તુ મારા મનને કહે છે—

"અરે મસ્ત, અરે મુગ્ધ અરે ભાનભૂલા તે તારા બધા બારણા ખુલ્લા રાખ્યા હતા, તારા એ ખુલ્લા ઘરમા આ ચચળ સસારના બધા છાયા પ્રકાશ, બધી ભૂલ, બધી ધૂળ, બધા દુખશોક, બધુ ભલુ બૂરુ અને બધા ગીત ગધ સાથે વિશ્વે પ્રવેશ કર્યો હતો તેની સાથે તારી ખુલ્લી બારીમાથી અજ્ઞાતપણે અસખ્ય વાર હુ ઊતરી આવ્યો હતો

બારણા બધ કરીને જો તુ મારુ નામ જપતો હોત તો હુ કયે રસ્તે તારા ચિત્તમા દાખલ થાત!"

## ૩૩

હે નાથ, ત્યારે મેં કશી જ તૈયારી કરી નહોતી. વિશ્વના સહુ માનવો ભેગા, હે વિશ્વરાજન્, તમે પણ અજ્ઞાત રીતે હસતા હસતા મારા અંતરમાં કેટકેટલે શુભ દિવસે આવતા. કેટલીક ક્ષણો ઉપર તમે અસીમની છાપ મારી ગયા છો. આજે એ તમારા હસ્તાક્ષર વાળી ક્ષણોને ઉપાડી લઈને જોઉં છું તો તે કેટલાય ક્ષણિક અને તુચ્છ સુખદુઃખની આસપાસ વીંટળાઈને કેટકેટલી ધૂળ ભેગી સ્મૃતિમાં વીખરાઈને પડી છે!

હે નાથ, ધૂળના ઢગલાભર્યું તે મારું ક્રીડાગૃહ જોઈને તમે અવજ્ઞાપૂર્વક પાછા ન ચાલ્યા ગયા. રમત દરમ્યાન રહી રહીને જે પગલાં સાંભળ્યાં હતાં તે જ આજે વિશ્વસંગીતની સાથે સૂર્ય-ચંદ્રમાં ગાજતાં સાંભળું છું.

## ૩૪

તું કોઈને દૂર કરતો નથી. તને જેમ જેમ હૃદય અને મન અર્પણ કરતો જાઉં છું તેમ તેમ સૌને પ્રાણમાં લેવા માટે સ્થાન થતું જાય છે. વિદ્વેષ જ્યાં આંગણેથી કોઈને પણ અપમાનપૂર્વક હાંકી કાઢે છે, ત્યાં તું પણ તેની સાથે ચાલ્યો જાય છે. જ્યાં અહંકાર ક્ષુદ્રજનનો તિરસ્કાર કરીને બારણાં બંધ કરી દે છે, ત્યાંથી તું પાછો જાય છે. ચિત્તના ખૂણામાં બેઠી બેઠી ઈર્ષ્યા તપાવેલા સળિયા વડે તારા જ આસનમાં છિદ્રો પાડે છે. જ્યાં સૌ કોઈને સહેલાઈથી પોતપોતાનું સ્થાન મળી રહે છે, ત્યાં તું રહે છે.

જ્યારે ક્ષુદ્ર રાજા આવે છે ત્યારે સેવક ઊંચે સાદે પોકારીને કહે છેઃ "હટી જાઓ, બધા આઘા જાઓ." મહારાજ, તું જ્યારે આવે છે ત્યારે સાથોસાથ આખું જગત તારી પાછળ પાછળ આવે છે.

## ૩૫

કાલ મિત્રો સાથે હાસ્ય-પરિહાસમાં ગીતમાં અને ચર્ચામાં અરધી રાત વીતી ગઈ. આનંદના ઉજાગરાનો થાક લઈને જ્યારે નિર્જન ઘરમાં પાછો આવ્યો અને અંધારા આંગણામાં ઊભો રહ્યો ત્યારે તપેલા અને થાકેલા શરીર ઉપર શીતળ વાયુએ સ્નેહભર્યો હાથ ફેરવ્યો અને ક્ષણમાં ચંચળ લોહીમાં શાંતિ આણી દીધી.

દીવા બુઝાઈ ગયા છે એવી ખાલી નાટકશાળાની પેઠે ક્ષણમાં માન ફેલાઈ ગયું અને હૃદય શાંત થઈ ગયું. ઊંચે નજર કરીને જોયું; ક્ષણમાં મારું ચિત્ત અસીમ રજનીને પાર કરીને નક્ષત્રલોકમાં જઈને ઊભું.

તે જ ક્ષણે મેં જોયું કે અમે તારા શાંત મહેલના અનંત પ્રાંગણમાં અકુંઠિત મનથી રમી રહ્યા હતા.

---

એક દિવસે પ્રભાત સમયે એક ચક્ષુહીન બાળા કમળ-પત્રમાં ફૂલહાર લઈને મારી પાસે આવી. હાર તો મેં ગળામાં પહેરી લીધો અને આંખોમાં આંસુ ભરીને અંધકારમાં ઊભેલી બાલિકાને કહ્યું: 'તું પણ મારા ફૂલહાર સમાન જ છો બાલા, એ પણ પોતાના રૂપથી અજાણી છે અને તું પણ તારી સૌન્દર્ય સુવાસથી અજ્ઞાન.'

—રવીન્દ્રનાથ ઠાકુર

# રાજમહિષીનું સ્વપ્ન

બર્ટ્રાન્ડ રસેલ

સમ્રાટ સોલોમનનો સાક્ષાત્કાર કર્યા પછી શીબાની રાજમહિષી એક ઉજ્જ્વલવર્ણું ગર્દભ ઉપર આરૂઢ થઈને પોતાના પ્રધાનામાત્યની સાથે દૂર-દૂર સુધી ફેલાએલા મરુસ્થળને પાર કરી રહી હતી.

પ્રધાનામાત્ય એક રાખોડી રંગના ખચ્ચર પર સવાર હતા અને વિનમ્રતાની પ્રતિમૂર્તિ બનીને રાજમહિષીની પાછળ પાછળ જઈ રહ્યા હતા. ત્યાં જ પાછળ નજર ફેંકીને રાજમહિષીએ કહ્યું: 'સમ્રાટ સોલોમનના અમિત ધનરાશિનું અનુમાન કોઈ કાઢી શકે ખરું કે, મંત્રી? એમની વિદ્યા, સાંસારિક અનુભવ અને બુદ્ધિમત્તા અનુપમેય છે.'

પછી તિરસ્કારની મુદ્રા ધારણ કરીને મંત્રીને ભયભીત કરતી બોલી: 'જેટલી બુદ્ધિમત્તા સમ્રાટના એક મામૂલી ચાકરમાં છે, એથી શતાંશ પણ જો તમારા સંપૂર્ણ મસ્તિકમાં હોત તો રાજ્યમાં ક્યારે ય પણ અરાજકતા ન ફેલાવા પામત...

'અને, કુશળ શાસક નહિ સમ્રાટ સોલોમન કાવ્યરચનામાં ય સિદ્ધહસ્ત છે. મારાં સૌંદર્યની પ્રશસ્તિમાં એમણે કેટલાં સરસ શબ્દો ગૂંથ્યા છે એ તમે કેમ કરીને સમજી શકો! એના ગીતનો પ્રત્યેક શબ્દ મારી મનવીણાના તારે તારને ઝંકૃત કરી ગયો છે. એની કવિતાનું સરલ માધુર્ય, અલંકારપૂર્ણ શબ્દચયન અને અનુપી કલ્પના એવાં તો મોહક છે કે શબ્દોની સીમિત પરિધિ એને બાંધવાને કેવળ અશક્ત જ છે.

'શાસન-કાર્યનું ગંભીર ઉત્તરદાયિત્વ મને રાજધાની પાછાં ફરવાને વિવશ કરી રહ્યું છે, પણ આ મધુર મિલનની સ્મૃતિ અને સમ્રાટની સૌમ્ય આકૃતિ યાવજ્જીવન ભૂલી શકીશ નહિ......સમસ્ત દુનિયામાં કેવળ તેઓ જ મારા પ્રણય-રાશિના સુયોગ્ય અધિકારી છે.'

પ્રધાનામાત્યે પોતાની રાજ્યભક્તિનું પ્રમાણ દેવાને સમ્રાટ સોલોમનને અકિંચન ઠેરવવાનો પ્રયાસ કર્યો, પરંતુ રાજમહિષીની દૃષ્ટિ વિપરીત દિશામાંથી આવી રહેલા એક ભિક્ષુક પર હતી—મંત્રીના શબ્દો એમના કાને અથડાઇને પાછા વળ્યા.

નજીક આવીને તેણે સાધિકાર સ્વરે ભિક્ષુકનો પરિચય માગ્યો. પેલાએ ઉત્તર આપ્યો: 'મહારાણીજી! મારું નામ છે 'શેતાન' અને હું સ્વર્ગનો સ્વામી છું. હું અંતર્યામી છું અને આપના હૃદ્ગત વિચારોનું મને પૂરું જ્ઞાન છે. મારા મલિન વસ્ત્રોથી આપને વિશ્વાસ નહિ બેસે, પણ સોલોમન મારો ઘનિષ્ઠ મિત્ર છે.

'સમ્રાટે પોતાના જીવનનાં પ્રત્યેક રહસ્યથી આપને પરિચિત કરી દીધાં છે, પરંતુ અગર એ સંબંધી આપને હજી પણ કોઈ જિજ્ઞાસા હોય તો હું તેનું સમુચિત સમાધાન કરી શકીશ.'

રાજમહિષી ભિક્ષુકની સર્વજ્ઞતાથી એટલાં તો પ્રભાવિત થયાં કે એમણે તેને મંત્રીનું વાહન આરૂઢ થવાને આપી દીધું. આ અસંગત વ્યવહારથી કુપિત થયેલો મંત્રી પાછળ પાછળ ચાલવા લાગ્યો અને રાજમહિષી તથા પેલા આત્મ-ભૂ સ્વર્ગના સ્વામીની વાતો સાંભળવા લાગ્યો.

રાજમહિષીએ કહ્યું: 'ભદ્ર પુરુષ! તમે સમ્રાટના સહચર છો. તમે એમની સાથે કેવળ રાજ કાર્ય અને શાસનપ્રબંધ વિષે જ વાર્તાલાપ કર્યો હશે, પરંતુ મેં એમની સાથે કેટલીક દુનિયાદારીની વાતો પણ કરી છે. જેમ કે નારીજાતિ અને એનું સૌંદર્ય! મારો ખ્યાલ એવો છે કે આ વિષયમાં ય એમની જાણકારી અગાધ છે.

'એમણે મારાં અપ્રતિમ સૌંદર્યની કેટલી કાવ્યમય સરાહના કરી હતી, મને અત્યારે ય તે સારી પેઠે

[illegible]

'અને, કહ્યું હતું કે આપની નાસિકા સેબાનાના પ્રસ્તર સ્તંભ થી પણ અધિક સુંદર છે.' ત્રણે જ શેતાન બોલી ઊઠ્યો.

મહારાણીએ ચકિત થઈને પૂછ્યું: 'પણ તમને આ વાતની ખબર કેમ પડી? અમારા વાર્તાલાપના સમયે સમ્રાટના અંગત ઓરડામાં બીજું કોઈપણ ઉપસ્થિત નહોતું.'

મર્માંતક વેદનાને પોતાની મુખાકૃતિ પર ચિત્રિત કરતાં શેતાને કહ્યું: 'રાજમહિષી, ક્ષમા કરો, સત્યને પ્રકટ કરતાં મને હાર્દિક ખેદ થાય છે. પરંતુ આપનો હિતૈષી હોવાથી મારે કર્તવ્યપાલન તો કરવું જ પડે.

સમ્રાટ સોલોમનની ભૂતપૂર્વ પત્નીઓ સાથે મારે પ્રગાઢ પરિચય છે, અને આ રહસ્ય પણ મને એમની પાસેથી જ સાંપડ્યું છે...... જે રીતે એમણે આજે આપની પ્રશંસા કરી છે, બરાબર એ જ કાવ્યમય શબ્દોમાં આજ સુધી એમણે લગભગ ત્રણ સો જેટલી રૂપગર્વિતાઓને પોતાના પ્રેમપાશમાં આબદ્ધ કરવાને કરી છે.

'મધુલિપ્ત શબ્દાવલીના જાદુથી એમણે પ્રત્યેક સુંદરીના યૌવનનો ઉપભોગ કર્યો છે અને, પછીથી રાજભવનના કોઈ એક તિરસ્કૃત ખૂણામાં તેને નિર્વાસિત કરીને રાખેલ છે.

'રાજમહિષી!' થોડીવાર અટકીને તે બોલ્યો: 'આજે સોલોમનનું વશીકરણ-યંત્ર આપ જેવાં વિદુષી, સર્વગુણસંપન્ન અને મોક્ષપ્રાપ્તિયોગ્ય નારી પર પણ ચાલી ગયું, એ જોઈને મારા આશ્ચર્ય અને ક્ષોભને સીમા નથી રહી.'

ધીમાની મહારાણીના હૃદય પર શેતાનના આ ચાટુકારી-ભર્યા શબ્દોની મનવાંછિત પ્રતિક્રિયા થઈ. પોતાની સરળ પ્રકૃતિ અને સોલોમનની પ્રવંચનાના વિચાર માત્રથી તે જાણે નાગણની જેમ તામ થઈ ગઈ. આક્રોશપૂર્ણ શબ્દોમાં સમસ્ત પુરુષજાતિને છળવાન અને પ્રપંચવાન ઘોષિત કરીને એમણે નિશ્ચય કર્યો:

'આજથી હું મદભાષી પુરુષોની ચાટુકારિતાની જાળમાં કદી નહિ ફસાઉં. ધૂર્ત સોલોમનની કુટિલતાએ મારા હૃદય પર જે આઘાત લગાડ્યો છે, એને ત્રિભુવનનું કોઈ પણ ઔષધ હવે ફરી પણ નીરોગી કરી શકશે નહિ.'

અનુકૂળ અવસર જોઈને શેતાને પોતાની માયા ફેલાવી: 'મહારાણીજી, હું ક્ષુદ્ર, અકિંચન. મારી કોઈ યોગ્યતા નથી, પરંતુ જો આપના માનસિક ઉદ્વેગની શાંતિ માટે હું કોઈપણ પ્રકારે સાધન બની શકું તો તેને મારું પરમ સૌભાગ્ય સમજીશ.' વિનીત સ્વરે તેણે કહ્યું.

મહારાણી પોતાની સદ્યઘોષિત પ્રતિજ્ઞાને તત્કાળ ભૂલી ગયાં અને ઔત્સુક્ય-પૂર્ણ મુદ્રામાં પૂછવા લાગ્યાં: 'પરંતુ શું સાચે જ સોલોમન સાથે તમારી સમતા સંભવિત છે ખરી? એ ધનકુબેર છે, બુદ્ધિમાં બૃહસ્પતિ છે, શૌર્યમાં સિંહ છે... તમારું એમની સાથે સાદૃશ્ય કઈ રીતે શક્ય?'

પરંતુ તુલનામૂલક આ તિરસ્કારથી શેતાન વિચલિત થયો નહિ, બલ્કે વધુ વિનમ્રતા સાથે, તેણે ઉત્તર આપ્યો: 'આપનો પ્રશ્ન આપની અજ્ઞતાનો પરિચાયક છે. રાજમહિષી! સોલોમનની સાથે મારી તુલના કરવામાં મારું અપમાન છે. મારો રાજપ્રાસાદ એમના ભવનથી ક્યાંયે અધિક વિશાલ અને સુસજ્જિત છે. મારાં વસ્ત્રાભરણ, રત્ન-કોષ, ધનરાશિ, બુદ્ધિમત્તા, યોગ્યતા, શૌર્ય—સઘળું સોલોમનથી શ્રેષ્ઠ છે અને હું પ્રમાણ સાથે આ કથન સિદ્ધ કરી શકું તેમ છું.

'ફરી સહેજ સોલોમનના પેલા શબ્દોનો વિચાર કરી જુઓ! તમને મળતાં વેંત તેણે શું નો'તું કહ્યું કે 'સંસારમાં મારા માટે કોઈ નવીનતા નથી?'

'જે પુરુષ આપના અતુલનીય સૌંદર્યને જોઈને મંત્રમુગ્ધ ન થઈ જાય અને આપની ભુવન-મોહિની છબીને વિધાતાનો શ્રેષ્ઠતમ ચમત્કાર ન માને, તેને શું આપ વિદ્વાન અને સૌંદર્ય-પારખુ માનશો?'

અર્ધ-વિસ્મૃતિની સ્થિતિમાં મહારાણીએ ઉત્તર વાળ્યો: 'ભદ્ર પુરુષ, તમારો નિષ્કર્ષ વિચારોથી મારાં

આહત હૃદયને શાંતિ મળી છે. તમારા પ્રત્યેક શબ્દમાં સત્યનો જયઘોષ પ્રતીત થાય છે. હું તમારી સ્વર્ગ-પુરીની છટા જોઈને તે જોવાને ઇચ્છું છું, આગળ આવી જાઓ અને માર્ગ દર્શાવો.'

કુટિલતાપૂર્ણ મંદ હાસ્યમાં વિજયોલ્લાસને છૂપાવતો શેતાન આગળ ધપ્યો.

અંધકારપૂર્ણ અને ખાડા-ખૈયાવાળા રસ્તા ઉપર થઈને તેઓ એક પર્વત-શૃંગ પર પહોંચી ગયા. આ શૃંગ આદિમ-કાળથી એક અતલ, અનંત, વિકરાળ અને નરકસદૃશ ગુફાનું પ્રવેશદ્વાર હતું.

આ પ્રવેશદ્વાર વાટે અંદર પહોંચીને, સળગતી મશાલ હાથમાં ઝાલીને, શેતાન કેટલા યે તંગ, ઘેરદાર, ભૂલભૂલામણીપૂર્ણ માર્ગો પર થઈને મહારાણીને એક વિશાળ ઓરડામાં લઈ આવ્યો. તેની રત્ન જડિત ભીંતો રાત્રે પણ મધ્યાહ્નના સૂર્ય પેઠે દીપ્તિમાન હતી. ઓરડામાં ત્રણસો રૌપ્યમંડિત સિંહાસનો પંક્તિબદ્ધ રાખેલા હતા.

'આ તો મારું સાધારણ સભા-ભવન છે.' શેતાને કહ્યું, 'મારું આમોદ મહાલય તો આથી જરા આગળ છે!'

આમોદ મહાલયની સાજ-સજાવ, રત્નાલંકૃત દીપમાલિકા અને સાતસો બે સુવર્ણ-ખચિત સિંહાસન જોઈને મહારાણી સ્તબ્ધ થઈ ગયાં. આ બે વિશેષ સિંહાસનો કોના માટે છે? એમણે પ્રશ્ન કર્યો. શેતાને ઉત્તર આપ્યો: 'આપના અને મારા માટે.'

'અને, પેલા સાતસો સુવર્ણમંડિત સિંહાસન?' મહારાણીએ પુનઃ પ્રશ્ન કર્યો. શેતાને લાપરવાહીથી ઉત્તર આપ્યો: 'થોડીવારમાં જ આપ સ્વયં જોવા પામશો.'

એટલામાં કોઈના પદ-ધ્વનિથી મહારાણીનું ધ્યાન સુવર્ણ-સિંહાસન તરફ આકૃષ્ટ થયું, જેના પર હવે સોલોમનની પટરાણી બેઠી હતી. ભય અને આશંકા-મિશ્રિત સ્વરમાં એમણે શેતાન પ્રત્યે જિજ્ઞાસા વ્યક્ત કરી: 'સોલોમનની પટરાણીનું આ ભવનમાં શું કામ છે?' ક્રૂર અટ્ટહાસ્ય સાથે શેતાને કહ્યું 'જે સમયે હું આપને પ્રેમપાશમાં બાંધવા માટે આ અલકાપુરીની કલ્પિત સુખની પ્રશંસા કરી રહ્યો હતો, એ જ વખતે હું આ ભલીભોળી સ્ત્રી પર મારી કુટિલ જાળ ફેલાવી રહ્યો હતો. જોયું? આપની જેમ આ રૂપગર્વિતા પણ મારી મધુલિપ્ત શબ્દજાળમાં કેટલી સહેલાઈથી ફસાઈ ગઈ છે!'

એક એક કરીને તમામ સુવર્ણ-સિંહાસનો પર સમ્રાટ સોલોમનની સાતસો રાણીઓ શોભવા લાગી. રૌપ્ય-મંડિત સિંહાસન પણ ખાલી ન રહ્યાં. સોલોમનની ઉપ-પત્નીઓ પોતાનાં સૌંદર્યકણ વિખેરતી મહાલયમાં પ્રવેશી અને એ સિંહાસનો પર એક એક કરીને બેસી ગઈ.

શેતાનના મિથ્યા વચનો પર વિશ્વાસ રાખીને મહારાણીજીને પુરુષ-જાતિની નીચતાનું આ બીજું પ્રમાણ મળ્યું હતું. ક્રોધથી દાંત પીસીને એમણે શેતાનને આદેશ આપ્યો; 'મને તારી અને તારા આ નારકીય સ્થાનની ઘૃણા થઇ રહી છે. જલદી અહીંથી નીકળવાનો રસ્તો દર્શાવ.'

શેતાને પહેલાં તો ગર્જના સાથે અટ્ટહાસ્ય કર્યું, પછી અવજ્ઞા પ્રદર્શિત કરતો બોલ્યો: 'આપની નિષ્કૃતિનો માર્ગ અવરુદ્ધ થઈ ચૂક્યો છે. હવે આ નરકમાં જ આપે મારી પટરાણી બનીને આપનું સારું યે આયુષ્ય વ્યતીત કરવાનું છે. પરંતુ યાદ રાખજો—આ સુવર્ણ-સિંહાસન ઉપર કેવળ આપનો જ યાવજ્જીવન અધિકાર રહી શકશે નહીં. જે દિવસે આપથી કોઈ શ્રેષ્ઠ સુંદર આ મહાલયમાં પદાર્પણ કરશે, એ દિવસે આપને આ સિંહાસનથી વંચિત કરી દેવામાં આવશે.'

આ શબ્દોના આઘાતથી રાજમહિષીનું આક્રોશપૂર્ણ હૃદય હાહાકાર કરી ઊઠ્યું અને ગભરાટમાં જ ઊંઘ ઊડી ગઈ. ભયથી ભાલપ્રદેશ પર સ્વેદ-બિંદુ ચમકી રહ્યા હતા.

બાજુમાં જ ઊભા રહેલા પ્રધાનામાત્યે વિનમ્રતાથી લળી લળીને પૂછ્યું: 'આપે શું અત્યારે કોઈ દુઃસ્વપ્ન જોયું? કદાચ.'

# સૂક્ષ્મ વિવેકશક્તિ

કાકુ દેશી

ઓગણીસસો ચોવીસનો જમાનો.

દેશમાં અંગ્રેજોનું જોરદાર રાજ્ય ચાલે. બાપુએ અવારનવાર દેશના જુદા જુદા પક્ષવાળાઓને કહેવાનું ચાલુ જ રાખેલું કે પક્ષીયતાના તથા રાજકારણના ઝેર છોડીને પ્રજાને રચનાત્મક કાર્યનો રંગ બતાવો, પક્ષ છોડો, વિધાયક કાર્ય સંભાળો. આ વખતે કોંગ્રેસની અંદર પણ જુદા જુદા દળ પડી ગયા હતા. એકબીજા પોતાની જુટબંધી ઊભી કરવામાં ચકચૂર હતા, ચેઇન્જીસ અને નોચેઇન્જીસ એવા બે ભાગ મહારાષ્ટ્રની પ્રાંતિય સમિતિમાં પણ પડયા હતા.

શંકરરાવજી બાપુમાં ભક્તિ પરોવી પક્ષ છોડીને રચનાત્મક કામ અંગે તૈયાર થઈ ગયા હતા. ખાદી એ વખતે આજના જેવી બડી બડી રોશનીદાર અને આકઝમાળવાળી ઇમારતોમાં અને હવેલીઓમાં નહીં પણ કાર્યકર્તાના ખંભે પોટલામાં વિંટાએલી હતી. ખાદી પ્રાથમિક અવસ્થામાં પોતાના સ્વતેજમાં પ્રકાશી રહી હતી અને તે ય કોંકના બાપનું રાજ્ય હતું છતા.

બાપુનો ખાદીપ્રચાર અંગે વર્ધાથી બેલગાંવ સુધીનો એક પ્રવાસ કાર્યક્રમ ગોઠવાયો હતો. ઠેરઠેર બાપુની સભાઓ જામી હતી, લોકો ખૂબ ભીડમાં ભેગા થતા હતા, જોરદાર સ્વાગતો હૃદયના જોવા મળતા.

બાપુના પ્રવાસની પૂરેપૂરી વ્યવસ્થા શંકર રાવજીએ તથા તેમના સાથીદારોએ માથે લીધી હતી.

મોટા માણસોની સાથે રહેવું એમાં પણ જબરી આવડત જોઈએ છે. બાપુ પાસે ભલા ભલા લાયકાત અને હોશિયારીવાળા.હાંફી જતા અને ભુમેટીને ભાગી જતા, ટકતા નહીં. આકરું હતું ગાંધીજી સાથે રહેવાનું.

આકોલાથી કાર્યક્રમ પૂરો કરી બાપુની મંડળી સ્ટેશન પહોંચી. આકોલામાં સભા હેમખેમ પાર પાડીને શંકરરાવજી પણ બિસ્તર લઈને સ્ટેશને બાપુ અગાઉ પહોંચી ગયા. રાતનો સમય. ૧૦ વાગવા આવ્યા હતા. ગાડીને ખૂબ સમય હતો. બધા સૂઈ જવા માટે જગ્યા શોધતા હતા. સહુ માનતા જ હતા કે બાપુ પણ આવીને સૂઈ જશે, રાતના વળી બીજું શું કરશે?

બાપુ પણ સ્ટેશને આવી ગયા. સારો, સાફ 'વેઈટીંગ રૂમ' શંકરરાવજીએ બાપુને બતાવી દીધો, ગાડી મોડેથી આવવાની એ પણ જણાવી જ દીધું, પણ આ જાતનો વાણિયો વ્યવહારનો પણ વાણિયો જ નીકળ્યો.

"લાવો મારું દફતર કયાં છે? લાવો જોઉં, થોડું લખી નાખું."

શંકરરાવજી શું જવાબ આપે? બધો જ સામાન પાછળ હતો પોતે બિસ્તરા જ લઈને સ્ટેશને આવી ગયા હતા અને અન્ય સામાન ભાર પાછળથી આવે એવી વ્યવસ્થા કરતા આવેલા, પણ હજી સુધી આવ્યો નહીં. બાપુએ ઠપકો બહુ આપ્યો અને સમય બરબાદ જવાનું દુઃખ વ્યક્ત કર્યું.

આવો ખાલી સમય, ફાલતુ સમય પણ બાપુ જવા નહોતા દેતા. શરીર પાસેથી જ્યાં સુધી, જેટલે સુધી, દિવસ હોય કે રાત્રિ પણ થઈ શકે એટલું કામ કરતા-લેતા રહેતા. અને ઝીણામા ઝીણી બાબતોનું બરાબર ધ્યાન રાખતા. અહર્નિશ એમના ભેજામાં એ વાત ઘૂમરી માર્યા કરતી કે મને લાખો રૂપિયા કામ ચલાવવા માટે

આપનારી પ્રજા ભૂખમરામાં સબડે છે. જીવનનું આયોજન, જાગરૂકતા અને કુનેહશક્તિવાળા કાર્યકરો જ આ પ્રજામાં કાંઇક કરી શકે, માત્ર ભાવનાવાળાથી કાંઈ નહીં થાય.

*

બાપુના દિલ્હીમાં ઉપવાસ ચાલતા હતા. હિંદુ – મુસ્લિમ ઝઘડાના અનુસંધાનમાં.

શંકરરાવ દેવની ભરજુવાની ચાલે.

સાર્વજનિક ભાવનાવાળા જુદા જુદા નાગરિકોએ દિલ્હીના એક થિયેટરમાં ઉપવાસ સંબંધી સભા રાખવા નક્કી કર્યું. દિવસ નક્કી થયો. બરાબર સવારના આઠ વાગ્યે સભા નક્કી રખાઈ, આગલે દિવસે જાહેરાત થઈ ગઈ.

સવાર પડયું. શંકરરાવજી એના બીજા બે મિત્રો સાથે દિલ્હીની કડકડતી ટાઢમાં ઉપડયા થિયેટર તરફ. થિયેટરમાં પ્રવેશ્યા પણ માઈનો પૂત એક પણ માટી ત્યાં હાજર નહોતો. આઠ તો વાગી ચૂકયા હતા. સભા શરૂ થઈ જવી જોઇતી હતી. નહોતો કોઇ વક્તા, નહોતી કોઈ ભીડ, નહોતો ધક્કાશે, નહોતો કોઇ ગાંધીના ભારતનો નાગરિક ત્યાં પોતાના બાપની વેદનાને પેશ કરવા માટે. ધુંધવાતા 'દર્દ'ને કોઇ દવા નહોતી, કોઇ જ નહોતું, એક છેડેથી બીજે છેડે સુધી નજર નાખીને શંકરરાવે તથા એના મિત્રોએ જોયું એક ખુણામાં કોઇ એક વ્યક્તિ બેઠી હોઇ તેવું જણાયું. જઇને જોયું તો એની બિસાંટ બેઠાં હતાં. કોઇ જ આવ્યું નહોતું, પણ લેડી એની બિસાંટ આવી ગયાં હતા. પોતાનો લખવાનો સામાન એક થેલીમાં હતો. બેઠાં બેઠાં તેઓ લખી રહ્યાં હતાં.

ગાંધીના આશ્રમમાં એની બિસાંટ રહ્યા છે કે કેમ તે ખબર નથી, પણ સમયનો ઉપયોગ કેમ કરાય તે એમને આવડયું હતું.

---

પાન ૨૭થી આગળ]

"મહાત્મન!" રાજકર્મચારીઓએ પરમ આદર સાથે કહ્યું: "બેગમ સાહેબાએ પોતાના પતિ–ગુજરાતના સુલતાન–ને પોતાના વશમાં આણવાને વાસ્તે વશીકરણ કવચ માગ્યું. આપે જ એક કાગળ પર મંત્ર લખી આપ્યો. એ મંત્રનું તાવીજ કરીને બેગમ સાહેએ તે પહેરી લીધું. બસ, ત્યારથી જ સુલતાન સાહેબ સાવ બદલી ગયા. હવે તેઓ બેગમની એકે ય વાત ટાળતા નથી. આ કારણે બેગમે આ નજીવી ભેટ આપની સેવામાં....."

દાદૂજી મંત્રની વાત સાંભળી દંગ થઈ ગયા. વચ્ચે જ તેમણે પૂછયું: "જોઉં, લાવો, જોઉં તો ખરો તે તાવીજ."

તાવીજ ખોલીને તેમાં જતનપૂર્વક રાખેલો વશીકરણ મંત્ર એમણે કાઢી લીધો. ખોલીને જોયું તો, અંદર લખ્યું હતું:

ટામણ-ટૂમણ કે સખી
કર મત કબી કોય.
પ્રેમ-ભર સેવા કર
આપહિ પતિ વશ હોય.

કોઇ પણ કામમાં, કયારે પણ ટાળવાની વાત ન કરો. નકામો વિરોધ ન દર્શાવો. પ્રેમપૂર્વક સેવા કર્યા કરો. આટલું કરો, તમારા પતિ જરૂર તમારા વશમાં આવી જશે.

દાદૂજીને યાદદાસ્ત તાજી થઈ. દોઢ વરસ પહેલા પેલી સ્ત્રીને ચાર પંક્તિ લખી આપી હતી અને કહ્યું હતું કે આને અનુરૂપ તારું જીવન બનાવ. તે આ જ. તે સ્ત્રીએ આને વશીકરણ મંત્ર માની લીધેલો. તાવીજના રૂપમાં એને પહેરવાથી તેની મનોકામના પૂર્ણ પણ થઈ ચૂકી હતી અને આથી જ પોતાની શ્રદ્ધા વ્યક્ત કરવા પેલી સ્ત્રીએ આ ભેટ સોગાદ મોકલી હતી.

સંત દાદૂએ ગુજરાતની બેગમને જે 'વશીકરણ' આપ્યું હતું તેથી મોટું વશીકરણ બીજું એકે ય નથી.

(આચાર્ય ક્ષિતિમોહન સેન લિખિત એક પ્રસંગનો સંક્ષેપ)

સૌથી મહાન વશીકરણ

# સેવા

રશ્મિકાન્ત નિમ્બાર્ક

સેંકડો વરસો પહેલાની વાત છે. દાદૂ ભગતને ઘેર એક મુસલમાન સ્ત્રી આવી ચડી. તેના પતિ ગુજરાતના મહાપ્રતાપી સુલતાન હતા. એક દિવસ એવો ય હતો કે જ્યારે સુલતાન પોતાની બેગમ ઉપર ચારે હાથ રાખતા, તેની એકે એક વાત માનતા. પણ હવે તો તેઓ તેની એક વાત તો શું અક્ષરે ય સાંભળવા રાજી નહોતા. આ દુર્ભાગ્યથી ત્રાસીને તો બેગમ સંત દાદૂ પાસે આવી હતી. તેણે માથું નમાવ્યું ને કરગરીને પ્રાર્થના કરી: "મને એક એવું વશીકરણ કવચ આપો કે જેથી મારા પતિ મારા વશમાં આવી જાય, સદા ય મારા જ વશમાં રહે."

સંત દાદૂના હોઠ પ્રેમસ્મિતથી મરકી ઉઠયા. તેણે બેગમ સાહેબાને અત્યંત નમ્ર શબ્દોમાં સમજાવ્યું કે પોતે કોઇ કવચ કે તાવીજ આપતા નથી. જાદુ–ચમત્કારમાં એમને મુદ્દલ વિશ્વાસ નથી. તેમણે બેગમને કહ્યું: "કોઈને વશ કરવાનો એક જ રસ્તો છે. તમે નાની મોટી વાત છાંડીને સુલતાનની સેવામાં લાગી જાઓ. જો તમારી સેવા સાચી હશે–પ્રેમ પવિત્ર હશે–તો તો એક દિવસે જરૂર સુલતાન પોતાની ભૂલ સમજી જશે. યાદ રાખો, આથી વધુ મોટું વશીકરણ બીજું કોઈ નથી."

પણ બેગમ માની નહિ. તેણે ખૂબ ખૂબ અનુનય-વિનય કર્યો. કવચ લીધા વિના જવા તે તૈયાર જ નહોતી. આખરે દાદૂજીએ એક કાગળની ચબરખી પર ચાર લીટી લખી નાખી અને બેગમને આપી: "આને તમારા જીવનમાં અપનાવો, તમારી મનોકામના પૂર્ણ થશે." બેગમ સંતુષ્ટ થઈને પાછી શાહીમહેલમાં પહોંચી ગઈ.

આ વાત ને દોઢ વરસ વીતી ગયું. દાદૂજીને આ ઘટનાનો ખ્યાલ સુદ્ધાં ન રહ્યો. આશ્રમવાસીઓ ય આ પ્રસંગ ભૂલી ગયા. પણ એક દિવસે હજી તો પૂરો સૂરજ પણ ઊગ્યો નથી ત્યારે અચાનક જ કેટલા ય ઊંટ, ઘોડા, બળદ વગેરે દાદૂજીના આશ્રમે આવી પહોંચ્યા. તેમની પીઠ ઉપર મોટી મોટી પેટીઓ લાદેલી હતી. સાથે આવેલા માણસોએ કહ્યું કે, ગુજરાતની બેગમનો આદેશ છે કે આ બધી ચીજો સંત દાદૂના ચરણમાં રજૂ કરી દેવી.

આશ્રમવાસીઓ આશ્ચર્યચકિત થઈ ગયા. "દાદૂજી તો સંન્યાસી માણસ છે તેમને વળી આ વિલાસ-સામગ્રીની શી દરકાર? .... શા વાસ્તે આ બધું બેગમે મોકલ્યું?"

જવાબમાં રાજકર્મચારીઓ બોલ્યા: "બેગમ સાહેબાને દાદૂજીએ વશીકરણ કવચ આપ્યું હતું. તેથી જ તેમને પૂર્ણ લાભ પ્રાપ્ત થયો છે. તે કારણે જ બેગમ સાહેબાએ આ બધું પોતાની શ્રદ્ધા વ્યક્ત કરવા મોકલ્યું છે."

"વશીકરણ કવચ?" આશ્રમવાસીઓનું આશ્ચર્ય વધી ગયું. "વશીકરણ-કવચ ને તે ય વળી દાદૂજીનું! ... પણ દાદૂજી તો જાદુ-ચમત્કારમાં માને છે જ કયાં?" બધા વીમાસણમાં પડી ગયા. સૌ પહોંચી ગયા દાદૂજી પાસે, અને બધી વાત સંભળાવી.

સાંભળીને દાદૂજી ખુદ આશ્ચર્યચકિત થઈ ગયા. તરત જ તેઓ રાજકર્મચારી પાસે પહોંચી ગયા. "ભાઈ, મેં તો કોઈ વશીકરણ કવચ દીધું નથી.... હું મંત્ર-તંત્રની સાધના કરતો ય નથી."

[જુઓ પાનું ૨૬

# વિનોબાની દૃષ્ટાંતકથાઓ

## ફળત્યાગનો આદર્શ

પુંડલીકનું ચરિત્ર ફળત્યાગનો ઊંડો આદર્શ બતાવે છે. પુંડલીક માબાપની સેવા કરતો હતો. એ સેવાથી પ્રસન્ન થઈ પાંડુરંગ તેને મળવાને દોડી આવ્યા, પણ પાંડુરંગને છંદે ચડીને હાથમાંથી સેવા પડતી મૂકવાનો તેણે ઇન્કાર કર્યો. આ માબાપની સેવા તેની ઊંડી અંતરની મમતાવાળી ઇશ્વરભક્તિ હતી. કોઇક દીકરો બીજાને લૂંટીને માબાપને સુખસગવડ લાવી આપતો હશે; અથવા કોઈ દેશસેવક બીજા દેશોનો દ્રોહ કરીને સ્વદેશની ચડતી કરવા ધારતો હશે; પણ એ બંનેની એ ભક્તિ નહિ કહેવાય, આસક્તિ કહેવાશે. પુંડલીક એવી આસક્તિમાં ફસાયો નહોતો. ઇશ્વરની મૂર્તિ સામે આવી ઊભી રહી પણ પરમેશ્વર તેવડો હતો કે? એ રૂપનું દર્શન થયું તે પહેલાં સૃષ્ટિ ખાલી મડદું હતી કે? પુંડલીકે ઇશ્વરને કહ્યું; 'હે ભગવાન, તું સાક્ષાત ઇશ્વર મને મળવાને સામો ચાલીને આવ્યો છે તે હું સમજું છું. પરંતુ હું પણ સિદ્ધાંતમાં માનવાવાળો છું. તુ એકલો જ ઇશ્વર છે એ વાત મને મંજૂર નથી. તું પણ ઇશ્વર છે ને આ મારા માબાપ પણ મારે સારુ ઈશ્વર છે. એમની સેવામાં હું છું તે વખતે તારા તરફ ધ્યાન આપી શકતો નથી માટે તું મને માફ કરજે.' આમ કહી પાંડુરંગને ઊભા રહેવાને તેણે એક ઇંટ આગળ સરકાવી અને પોતાના સેવાકાર્યમાં મશગૂલ થઇ ગયો. તુકારામ કૌતુક અને વિનોદમાં કહે છે: 'અલ્યા!. પ્રેમથી કેવો ફાટયો છે! ખુદ વિઠ્ઠલને પણ ઊભો રાખ્યો! અને ધૃષ્ટ પણ કેવો કે પાછું ફરીને. જોયા વગર તેને ઊભા રહેવાને પાછળ ઇંટ ફેંકી!'

## લક્ષ્મી સ્વયંવર

મને લક્ષ્મીની વાત યાદ આવે છે. તેનો સ્વયંવર રચાયો. બધા દેવો અને દાનવો તેને વરવાની આશાએ આવીને એકઠા મળ્યા હતા. લક્ષ્મીએ પસંદગીની શરત જાહેર કરી નહોતી. સભામંડપમાં આવીને તેણે કહ્યું; 'જેને મારી ઇચ્છા નહિ હોય તેને હું વરમાળ પહેરાવવાની છું' પેલા તો બધા તેને મેળવવાની લાલચના માર્યા આવેલા. પછી લક્ષ્મી ઇચ્છા વગરનો વર શોધતી શોધતી નીકળી. શેષનાગ પર શાંત સૂતેલી ભગવાન વિષ્ણુની મૂર્તિ તેણે જોઇ વિષ્ણુના ગળામાં વરમાળા પહેરાવી. હજી અત્યાર સુધી તે તેના ચરણ ચાંપતી બેઠી છે. ન માગે તેની રમા થાય દાસી. એ તો ખરી ખૂબી છે.

## કર્મની દિવ્યતા

કર્મ જ્ઞાનને ચેતાવનારી આંચ છે. કર્મમાં વિકર્મ રેડવાથી કર્મ દિવ્ય દેખાવા માંડે છે. મા દીકરાની પીઠ પર હાથ ફેરવે છે. એક વાંસો અને તે વાંસા પર એક વાંકોચૂંકો હાથ ફરે છે. પણ એટલા સાદા કર્મથી તે મા દીકરાના દિલમાં જે ભાવના ઊછળે છે તેનું વર્ણન કોણ કરી શકશે?

તુલસી રામાયણમાં એક પ્રસંગ આવે છે. રાક્ષસો સાથે લડયા પછી વાનરો પાછા આવે છે: બધા જખમી થયેલા હોય છે; તેમનાં શરીરમાંથી લોહી વહેતું હોય છે. પણ પ્રભુ રામચંદ્રે માત્ર તેમના બધાના તરફ જોયું તેની સાથે તે બધાયની વેદના શાંત થઈ ગઇ. તે વખતે રામે ઊઘાડેલી આંખનો ફોટો પાડી લઈ તે પ્રમાણે બીજું કોઇ પોતાની આંખ ઉઘાડે તો તેની અસર થાય ખરી કે? એવું કોઇ કરે તો હસવાનું થાય.

# લોકહૈયાંની વસંત

લેરાવરસિંહજી જાદવ

લોકસમાજનું વાસ્તવિક અને હૃદયસ્પર્શી દર્શન લોકગીતોમાં આબેહૂબ મળે છે. કાવ્યત્વના સંસ્કાર પામેલું લોકહૃદય સમાજના ચિત્રોને લોકગીતોમાં હૂબહૂ કંડારી દે છે.

લોકગીતોમાં નારીહૃદયનો ઉલ્લાસ અને કારુણ્ય સવિશેષ સાંપડે છે. ઓઝલ અને ઘૂંમટાથી ઘેરાયેલો નારીવર્ગ પોતાના હૃદયની આરઝૂ ગીતો દ્વારા સમાજમાં વહેતી મૂકે છે. તેમાં પ્રેમની મસ્તી છે, નમણું લોકહૃદયની મધુરતા, કોમળતા અને ઋજુતા છે. મનોરમ અલંકારો અને સુમધુર પ્રાસની સુરાવલિ પણ છે.

વસંત ઋતુ આવતા પ્રકૃતિ ઉલ્લસિત બની જાય છે. રંગબેરંગી ફૂલોના ઢગ ખડકાય છે. આમ્રવૃક્ષો મોરથી લચી પડે છે. કોયલ મીઠા ટહુકાર કરે છે તેમ તહેવારો અને આનંદોત્સવો આવતાં લોકગીતો માનવહૈયાંમાં વસંત પ્રકટાવે છે. ગ્રામલોકો ગાંડાતૂર બની નાચે છે, ગાય છે અને આનંદની ઉજાણી કરે છે.

આ મોહામણી ઋતુમાં સરોવર પાણી જતી પદ્માણીનું આલેખન લોકકવિએ કેવી ખૂબીથી કર્યું છે!

અણિયાળા નેણ ચાકદ, સૂડા વરણા નેણ
પીતળ પહેરી પદમણી, હાલે ઝાકઝમાળ.
મોતીડાની માળ હૈયે, જેની કંચનવણી કાય,
ઘમઘરિયાળો ઘાઘરો, પહેરે ઘુઘરમાળ

નિર્મળ કાવ્યત્વથી નીતરતા લોકગીતોની સુંદરતા આપણું દિલ હરી લે છે. જેમકેઃ—

મઘ મઘ જેવડાં મોગરા રે
તલ તલ જેવડાં ફૂલ મારી બેન.
નાની નાની શી લીંમડી,
એના ઝરમરિયા શા પાન.
પંટ વાગે ને પૂધરી રણઝણે રે
આબલિયો સખી શાખે, મોનીડે નિમંત્યો.
માદરે પોપીનો રંગ, રાણીએ દીવા બળે રે લોવ.

લોકગીતોમાં વર્ષાઋતુનું વર્ણન પણ ખૂબ કલામય રીતે થયેલું છે.

"કાળી ટીડીનો ઢમર મેઘ ચડયો રે
ઓતર દખણ ચડી વાદળી રે
ઝરમર ઝરમર મેહુલો વરસે રે."

મનાયેલાં મેહૂલિયાનું ગામલોકો જળ ઝીલી[1] સ્વાગત કરે છે. માતા જળ ઝીલવા જાય છે. અહીં બાળકના મુખમાં લોકકવિએ કેવી નિર્દોષતા રજૂ કરી છે!

"માડી તું નહાવા ના જઇશ
દેડકો તાણી જશે રે."

ચતુર માતા પણ કેવો પ્રત્યુત્તર વાળે છે?

"દેડકાની તાણી ના જઈ
તારા બાપુ ઝીલી લેશે રે!"

વર્ષાની વધામણી આપતાં મોરલા ટહુક્યાં અને વિરહિણીનું કાળજ કોરાયું.

"મા તું બોલે મોરલા ઉદમ બેસ ખજૂર
થાને જળ થળ ઢૂંકડો, માને વાલ્યમ દૂર"
ઘોર અંધારી રાતલડી, ઝરમર વરસે મેહ
આંખોથી અશ્રુ ઢળે, જેનો સ્વામી ગયો ત્યજી નેહ રે."
પંથી એક સંદેશડો ટોલાને કહી આવ
જોબન કળિયું મોરિયું ભમર ન બેઠો આય.
ચંપા ચમેલી મોગરા, ફરી નવપલ્લવ થાય
વિરહિણી જલજવાસિયો, એ તો છાંયે સુકાઈ જાય.

સ્વામીના સ્નેહ માટે તડપતી વિરહિણીના વીરના ભગત આવે છે. માથે છોગલા ફરકાવતો, મારકણી વેલ્યમાં બેમીને ભાઈ બહેનને નિમંત્રવા આવે છે. તે ભાઈનું સ્વાગત પણ કેવું કરે છે!

1 જળ ઝીલવું : ગામડાંનો પ્રાચીન રિવાજ છે. વર્ષાને વધાવે છે આ વધામણાંના ઉત્સવને જળ ઝીલવું કહે છે.

વડલું છાવજો રે વીરા લીલા લીંમડા ઉંક રે
ગોધા બાંધજો રે સામે ઓરડે.

નીરજો નીરજો રે લીલી નાગરવેલ્ય રે
ઉપર નીરજો રે સાકર શેરડી રે.

પાજો પાજો રે વીરા નિર્મળ નદિયુંના નીર રે
ઉપર પાજો રે કઢિયેલ દૂધ રે.

રાંધીશ રાંધીશ રે વીરા તલધારી લાપસી
વાટી મેલીશ વીરને ટબકની રે.

બહેન ભાઇને ઘેર જાય છે. રૂડો અવસર છે એટલે સ્વામી જરૂર આવશે એ વિચાર તેના હૃદયમાં આનંદની લહેરખી લહેરાતી જાય છે. તે સ્વામીનાથનું સ્વાગત ચણોઠીના ચીર પહેરીને કરવા તલસે છે. ચણોઠીના ચીરની કેવી સુંદર કલ્પના છે!

રંગ ચોળ રંગ ચોળ મહી ભર્યા રે કપૂર
ચણોઠીના ચીર મારે લાવજો રે

વીરા જોજો વીરા જોજો સુરત શહેર
ચણોઠીના ચીર મારે લાવજો રે

બેની જોયા બેની જોયા સુરત શહેર
ચણોઠીના ચીર મને ના મળ્યા રે

બેની હાટે પડી હડતાળ રે
ચણોઠીના ચીર મને ના મળ્યા રે

લાચાર ભાઈ વિનંતી કરતા કહે છે:

બેની કહો તો લીલા ગજ મૂલનું રે
વીરા લીલા વીરા લીલા તે નાગરવેલ્ય
ચણોઠીના ચીર મારે લાવજો રે.

ત્યાં તો વિરહિણીના સ્વામી શુભ અવસરે આવી પહોંચ્યો. પ્રિયતમાનું હૃદય, કળાયેલ મોરને જોઇને નાચી ઊઠે તેમ સ્વામીને જોઇને આનંદથી નાચી ઊઠયું. સ્વામી શું લઇ આવ્યો?

આવ્યા આવ્યા નણદીના વીરા
ચણોઠીના ચીર મારે લાવ્યા રે

સ્વામી તે પહેરીને તેના વીરના માંડવે મ્હાલવાનું કહે છે

ગોરી પહેરો ગોરી પહેરો માંડવા માંય
શોભા આપો તમારા વીરને રે

પણ એ તો હવે ક્યાં પહેરાય?

સ્વામી પહેરીશ (૨) ઓરડાં માંય
શોભા આપું નણદીના વીરને રે.

લોકગીતોમાં પ્રાસની મધુરતા અને મીઠો રણકાર ગુંજે છે.

મારા પાણિયારામાં ઝરુ વાવ્યું.
ઝમરે ઝાંઝરિયા લાલ.
ઝરૂ ભેગો ઝાઝવો ઘાગો
ઝમરે ઝાઝરિયા લાલ.

ગીતો પણ એવાં જ જોમવંતા છે!

મારા વાડામાં ગલ વાવિયો
ફૂલમની ફોરી.

ફાલ્યો લચકા લોળ રે
ઠ્યોને રામ ઠ્યોને દોરી.

ઓળો વાળી ફૂલ વીણતી રે
ફૂલમની દોરી.

હાથડા રાતા, ચોળ રે
ઠ્યોને રામ ઠ્યોને શેરી.

આમ લોકગીતો લોકહૃદયની સરવાણી જ છે. આ ગીતો સમાજના સૂક્ષ્મમાં સૂક્ષ્મ એવા એકેએક પ્રસંગને આલેખીને પડ્યાં છે. લોકસંસ્કૃતિનું સાચું દર્શન તો લોકગીતો જ કરાવે છે. અને તે શિષ્ટ કવિઓના કાવ્યો જેટલાં જ કાવ્યત્વથી સભર છે. તેનાથી સ્હેજે પણ ઉતરતાં પ્રકારના નથી.

## ‘ડિપ્લોમસી’

બા ગઈ'તી ચણ એકઠી કરવા. માળામાં બચ્ચાં જ એકલાં હતાં. મામા ગીધ આવીને દર પાસે બેસી ગયા. બચ્ચાં કહે: ‘મામા, આજે કાંઈ બહુ આનંદમાં જણાઓ છો!’

ગીધ કહે: ‘બચ્ચાઓ આજ હું તમને ખાઈને મારી આઠ દિવસની ભૂખ મટાડીશ.’

બચ્ચાં ગભરાયાં: ‘પણ બા તો તમને અમારા સૌથી મોટા હિતેચ્છુ માને છે ને!’

ગીધ ખંધુ હસ્યું: ‘એ તો મારી વાણીનું જ ચાતુર્ય! તમને ખબર નથી કે મનુષ્યવાણીમાં તેને ‘ડિપ્લોમસી’ કહેવામાં આવે છે! દુનિયાની તમામ મહાશક્તિઓ આજકાલ એ કળા જ અપનાવી રહી છે.’

—લિન યુ ટાંગ

# પ્રશ્ન

વસંત વ્યાસ

'મોટાભાઈ, પરમ દિવસે આપણે છાપું વાંચતા હતા ત્યારે એમાં હતું ને કે હવે ડૉક્ટર રાધાકૃષ્ણન્ આપણા દેશના રાષ્ટ્રપતિ અને ડૉક્ટર ઝાકીર હુસેન ઉપરાષ્ટ્રપતિ તરીકે ચૂંટાયા છે?' પોતાની માહિતીને પાકી કરવાના ખ્યાલથી પૃછતો હોય તેમ અરુણે સવાલ કર્યો.

'હા ભાઈ' પ્રબોધે સહેજ તેના સામે જોઈને જરૂર પૂરતો જવાબ આપી દીધો.

'અને તે દિવસે તમે એમ પણ કહેતા હતા ને કે રાષ્ટ્રપતિનું પદ આપણા દેશના વડાપ્રધાન કરતા યે ઊંચું ગણાય છે?' હવે નાનકડા વિજયે સવાલ કર્યો.

'હા બરોબર. મેં એમ જ કહેલું. પણ વાત શું છે એ તો કહો.' બને તરફ નજર ફેરવતાં પ્રબોધ જરા રસ બતાવતો બોલ્યો.

'અરુણભાઇ અને હું મોટા થઈને રાષ્ટ્રપતિ અને ઉપરાષ્ટ્રપતિ થવાના' તેની અમે એક યોજના બનાવી છે.!' આનંદ અને હિંમતપર્વક બોલતા વિજયે અરુણની અને પોતાની મહેચ્છા વ્યક્ત કરી.

પ્રબોધ અને હું આ બંને કિશોરો તરફ આશ્ચર્ય-ભર્યા મુગ્ધભાવે જોઈ રહ્યા.

મારો મિત્ર પ્રબોધ અને હું આજે બપોરના તેને ત્યાં જમીને ઉપરના ઓરડામાં બેઠા બેઠા વાતો કરતા હતા ત્યાં તેના આ બંને નાનાભાઇઓ આવ્યા. અમે તો અમારી વાતોમાં મશગૂલ હતા એટલે પ્રથમ તો અમે કંઈ ધ્યાન ન આપ્યું, પણ તે બંનેએ અમારા ધ્યાનની પરવા કર્યા સિવાય જાતે જ વચ્ચે આવીને આ થોડી વાતો કરી. તેનાથી અમારામાં ઉત્સુકતા પેદા થયા સિવાય કેમ રહે? હવે અમને એમની યોજના જાણવાનું મન થાય તે સ્વાભાવિક હતું.

હમણાં આપણી વાતો થોડીવાર બંધ રાખીને આ બાળમિત્રોમાં જરા રસ લઇએ એ ભાવથી મેં અને પ્રબોધે જરા એકબીજા સામું જોઈ લીધું.

'હં... તો હવે કહો... તમે શી યોજના બનાવી છે?' પ્રબોધે અરુણ સામે જોઈ સવાલ કર્યો.

અરુણે વિજય તરફ જોઈને કહ્યું 'તું કહે.'

'તમે જ કહોને.' નાના વિજયે પાછું અરુણને કહ્યું.

હું ઘણાબધા પુસ્તકો લખીશ ને મોટો સાહિત્યકાર થઈશ, રવીન્દ્રનાથ ટાગોરથી યે મોટો. અને વિજય ન્યુટન જેવો વિજ્ઞાનશાસ્ત્રી થશે.' ભવિષ્યના જીવનનો સંકલ્પ જાહેર કરતો હોય તેવા ભાવથી અને અવાજથી અરુણ બોલ્યો.

'પણ વિજ્ઞાનશાસ્ત્રી કેમ થવાય એ ખબર છે?' સંકલ્પને સક્રિય કરવા પ્રબોધે સવાલ કર્યો.

'શોધ કરીને' શું કરવાનું હોય તે જાણે જાણતો જ હોય તેમ તરત જ વિજયે જવાબ આપ્યો.

વધારે ચકાસવા પ્રબોધ જરા આગળ વધ્યો, 'પણ કઈ શોધ કરીશ?'

પોતે જાણે શોધ પણ કરી જ લીધી છે તેના આત્મવિશ્વાસથી તેણે કહ્યું, 'હું કહીશ કે મને હવા દેખાય છે!'

આ સાંભળતાં જ અમે બંને મિત્રો ખડખડાટ હસી પડયા. એટલે પહેલા તો તે બંનેએ એકબીજા સામું મોં મલકાવ્યું ને પછી અમારા સામું જોતાં તેઓ પણ હસી પડયા. પછી તો ચારે ય એકબીજા સામું જોતા રહ્યા અને ફરી ફરીને હસતાં રહ્યા. શોધ એવડી મોટી અને એવી આનંદદાયક હતી કે હસવું રોકી શકાય તેમ નહોતું!

'ખરેખર તમારી બંને ભાઈઓની યોજના ઘણી

જ સરસ લાગે છે' એમ કહીને મેં હાસ્યના પ્રવાહને વાળતાં પ્રબોધને વાતનો દોર ફરીથી હાથમાં લેવાની આંખથી સૂચના કરી.

'હં... તો તમે મોટા સાહિત્યકાર અને વૈજ્ઞાનિક થવા માગો છો એમ ને?' પ્રબોધે પ્રશ્ન કર્યો.

'હા' એકી સાથે બંનેએ જવાબ આપ્યો.

'પણ, તમારી આ વાતને પેલી રાષ્ટ્રપતિ અને ઉપરાષ્ટ્રપતિ વાળી વાત સાથે શું સંબંધ છે? ઘડીકમાં તમે રાષ્ટ્રપતિ અને ઉપરાષ્ટ્રપતિ થવાની તો ઘડીકમાં સાહિત્યકાર અને વૈજ્ઞાનિક થવાની વાતો કરો છો તમારી યોજનામાં કંઈ મેળ નથી લાગતો વિજયભાઈ.'

'અરે બરોબર મેળ છે તમે સાંભળો તો ખરા.' મને જવાબ આપીને પછી અરુણ તરફ કરતાં વિજયે પાછી તેના ઉપર જવાબદારી નાખી 'અરુણભાઈ, આપણી બાકીની વાત કરી દયો.'

'એટલે પછી મોટા સાહિત્યકાર અને વિજ્ઞાન શાસ્ત્રીને મળે છે તેવા અમને નોબેલ ઈનામો મળશે.' અરુણે પાછો તાર સાધીને મૂળ વાતને આગળ ચલાવી.

'હા...' હસવાનું રોકીને ગંભીર થવાનો પ્રયત્ન કરતાં પ્રબોધ માંડ આટલું બોલી શક્યો. ને પછી બંને નાના ભાઈઓના મનોભાવ ઉપર ઊંડાણથી વિચારતો હોય તેમ ગંભીર બની ગયો. પણ અત્યારે કંઈ વિચાર કરવાનો સમય નથી તેનું ભાન થતા તરત જ તેઓની વાતમાં પૂરતો રસ હોય તેવી રીતે પ્રોત્સાહન આપતો ફરી બોલ્યો, 'પછી શું કરશો?'

'નોબેલ ઈનામમાં તો ખૂબ પૈસા આવશે ને?' વાત આગળ વધારતા પહેલાં નોબેલ ઈનામથી ઘણી મોટી રકમ મળે છે તે વાત સાચી છે કે નહીં' તેની ખાત્રી કરી લેવાની ઈચ્છાથી અરુણે પૂછ્યું.

'હાસ્તો, મળે જ ને વળી.' પ્રબોધે વિશ્વાસ બંધાવ્યો.

'પછી અમે બંને એ પૈસા ભેગા કરીશું ને ચૂંટણીમાં ઊભા રહીશું.'

અમે તો એ છોકરાઓની યોજના જોઈને ચકિત થઈ ગયા.

'પણ ચૂંટણીમાં ઊભા રહેવાને પૈસા સાથે શું સંબંધ છે?'

'કેમ? બધાને પૈસા આપીને કહેશું કે અમને મત દેજો.'

'પૈસાથી કોઈ મત દે ખરા?'

'હા, કેમ ન દે? આ ચૂંટણી વખતે કનુભાઈ ઊભા હતા એ બધાને મીઠાઈ ખવડાવતા હતા ને ભામીણાનો પ્રવીણ કહેતો હતો કે એને ઘેર અને એના પાડોશમાં ચૂંટણીના પ્રચાર માટે આવેલા તે કહેતા હતા કે અમને એક મત આપે તેને બે રૂપિયા આપીશું.'

હવે પ્રબોધ થોડો અટવાઈ ગયો .. જરા અટકીને તેણે આગળ સવાલ કર્યો, 'પણ રાષ્ટ્રપતિની અને ઉપરાષ્ટ્રપતિની ચૂંટણીમાં તો જે ધારાસભ્ય તરીકે ચૂંટાયા હોય તે જ મત આપી શકે.'

'તો શું થઈ ગયું? અમે ધારાસભ્યોને પૈસા આપીશું'' જાણે પોતાની યોજના પાકી હોય તેમ અરુણ બોલ્યો.'

'ધારાસભ્યો પૈસા ન લ્યે.'

'કેમ ન લ્યે'

'એ સામાન્ય લોકો કરતા વધુ સમજદાર હોય છે.'

'હા . જે બીજાના મત લેવા માટે પૈસા આપે તે પોતાનો મત દેવા માટે પૈસા ન લે એમ કોણે કીધું?'

ચૂંટણી પ્રચારે આ બાળકો ઉપર કરેલી ઝેરી અસર જોઈને હું તો સડક જ થઇ ગયો.

અરુણના આ પ્રશ્નનો પ્રબોધ શો જવાબ આપે? તેણે મારા સામે જોયું. આમ તો હું યે એનો ઉત્તર ન વાળી શકું, કારણ કે ઉત્તર વાળી શકાય તેવું ખાસ રહ્યું નથી. પરંતુ લોકશાહીની અને તેના પ્રતિનિધિઓની પ્રતિભા મારે મન ભારે પવિત્ર અને કિંમતી વસ્તુ હોવાને કારણે તેનો બચાવ કરવાની કોશિશ કરતા મેં કહ્યું, 'લગભગ તો એવું ન કરે, કારણ કે એ જાહેર થાય તો આગળ ન રહે.'

'પણ તો પોતે બીજાને ખવરાવવામાં અને આપવામાં પૈસા ખર્ચે તેમાં એને શરમ ન આવે?' અરુણે સહજભાવે સીધો સવાલ કર્યો.

પૈસાને જોરે જીતી ગયા હોય તેવા ઉમેદવારોના દાખલા તેમણે તાજા જ જોયેલા સાંભળેલા. એટલે પછી અમે આજની સ્થિતિનો હવે કેટલો વધુ બચાવ કરી શકીએ?

તો પણ વાતને સારો વળાંક આપવાની દૃષ્ટિએ એ તેર વરસના અરુણ અને નવ વરસના વિજય ઉપર ચાલુ લોકશાહી પદ્ધતિની ખરાબીઓની માઠી અસર ઓછી પડે અને લોકશાહી ઉપર પણ તેઓને ઓછો અણગમો આવે એ ઇચ્છાથી અમે તેમને, આજની લોકશાહીમાં ઘણી મોટી ખામીઓ છે... તેને સુધારવાની જરૂર છે... તે માટે પ્રયત્ન પણ કરવામાં આવે છે....' એવી વાતો કરીને એમને એ વાત ઉપર લઈ ગયા કે જે રાષ્ટ્રપતિ અને ઉપરાષ્ટ્રપતિના પદ માટે ઊભા રહે તે તો કદી પણ કોઈને પૈસા આપે જ નહીં.

આ કહેતી વખતે સાથોસાથ મારા મનમાં એ વિચાર પણ ચાલતો હતો કે આનાથી તો એવું ફલિત થાય– અને આ કિશોરો ઉપર પણ એવી જ અસર પડે કે રાષ્ટ્રપતિ અને ઉપરાષ્ટ્રપતિ પ્રામાણિક રહે; પરંતુ એથી નીચેના માણસો તો લાંચ લેના અને આપતા હશે. જેના મન ઉપર ચાલુ વાતાવરણની આટલી પ્રબળ અસર થઈ છે તેવા આ બાળકોને કદાચ એ સ્વાભાવિક પણ લાગતું હોય! ઉગતા કુમળા કિશોરો ઉપર આ બધાની શી છાપ પડતી હશે તે પૂરેપૂરી તો કેમ કહી શકાય?

... આ નાના બાળકોનો શો દોષ? એમણે ધારાસભાની ચૂંટણીઓ ઉપરથી રાષ્ટ્રપતિની ચૂંટણીનું ગણિત ગણ્યું ને તેમાં પોતાની મહત્ત્વાકાંક્ષા મેળવી દીધી.

કેવા સરળ અને સહજભાવે એ વાતો કરતા હતા! અને છતાં યે કેવો અકાટ્ય તર્ક? તાજુબ થઈ જઈએ. સાચી સરળતા હોય ત્યાં જ સાચો તર્ક સંભવતો હશે ને? પણ આ સરળતા અને તર્કને ચાલુ સામાજિક પ્રવાહ ક્યાંનો ક્યાં ઢસડી જાય છે? ત્યાં સરળતા એ કઠોરતા અને ખંધાઈમાં પરિણમશે અને તર્કશક્તિનો ભયંકર દુરુપયોગ થશે તેમ નથી લાગતું?

કહેવામાં આવે છે કે ચૂંટણી એ લોકશાહીનું મહત્ત્વનું અંગ છે અને લોકશિક્ષણનું મહત્ત્વનું પર્વ છે. કઈ જાતની લોકશાહી છે અને કેવા પ્રકારનું લોકશિક્ષણ થાય છે તેનો આ એક નમૂનો છે.

... પછી આપણે આગેવાનો થઈને નવી પેઢીને સચ્ચાઈ, પ્રામાણિકતા અને નીતિના ગુણો ખીલવવાના આદેશો આપીએ તો ત્યારે શું કહેવું?

પ્રબોધની બહેન સુધા બંને નાનાભાઈઓને નાસ્તા માટે બોલાવી ગઈ એટલે તેણે જરા મૌન રહીને ગંભીરતાપૂર્વક અને ધીરેથી મને સવાલ કર્યો, 'શું સાહિત્ય અને વિજ્ઞાન કરતાં યે રાજનીતિનું આકર્ષણ અને મહત્ત્વ વધારે! .. આટલું બધું વધારે?'

એ સવાલ મને નહીં પણ દેશ અને દુનિયાને પણ પૂછાયેલો છે.

તેનો જવાબ આપવાનો રહ્યો.

## સ્તુતિ

'આ સ્તુતિ-રૂપી કન્યા આજ સુધી હજી કુંવારી જ રહી ગઈ છે! હાથમાં વરમાળા લઈને ફરે છે, પણ એને લાયક કોઈ વર જ સાંપડતો નથી. કારણ કે વિદ્વાનો તેની પરવા કરતા નથી અને મૂરખાઓ તેને પસંદ નથી.'

સંસ્કૃત સુભાષિત

જ સરસ લાગે છે' એમ કહીને મેં હાસ્યના પ્રવાહને વાળતાં પ્રબોધને વાતનો દોર ફરીથી હાથમાં લેવાની આંખથી સૂચના કરી.

'હં... તો તમે મોટા સાહિત્યકાર અને વૈજ્ઞાનિક થવા માગો છો એમ ને?' પ્રબોધે પ્રશ્ન કર્યો

'હા' એકી સાથે બંનેએ જવાબ આપ્યો.

'પણ તમારી આ વાતને પેલી રાષ્ટ્રપતિ અને ઉપરાષ્ટ્રપતિ વાળી વાત સાથે શું સંબંધ છે? ઘડીકમાં તમે રાષ્ટ્રપતિ અને ઉપરાષ્ટ્રપતિ થવાની તો ઘડીકમાં સાહિત્યકાર અને વૈજ્ઞાનિક થવાની વાતો કરો છો તમારી યોજનામાં કંઈ મેળ નથી લાગતો વિજયભાઈ.'

'અરે બરોબર મેળ છે. તમે સાંભળો તો ખરા.' મને જવાબ આપીને પછી અરુણ તરફ ફરતાં વિજયે પાછી તેના ઉપર જવાબદારી નાખી. 'અરુણભાઈ, આપણી બાકીની વાત કરી દયો.'

'એટલે પછી મોટા સાહિત્યકાર અને વિજ્ઞાન શાસ્ત્રીને મળે છે તેવા અમને નોબેલ ઈનામો મળશે.' અરુણે પાછો તાર સાધીને મળ વાતને આગળ ચલાવી.

'હા...' હસવાનું રોકીને ગભીર થવાનો પ્રયત્ન કરતાં પ્રબોધ માંડ આટલું બોલી શક્યો. ને પછી જાણે નાના ભાઈઓના મનોભાવ ઉપર ઊંડાણથી વિચારતો હોય તેમ ગભીર બની ગયો. પણ અત્યારે કંઈ વિચાર કરવાનો સમય નથી તેનું ભાન થતા તરત જ તેઓની વાતમાં પૂરતો રસ હોય તેવી રીતે પ્રોત્સાહન આપતો ફરી બોલ્યો, 'પછી શું કરશો?'

'નોબેલ ઈનામમા તો ખૂબ પૈસા આવશે ને?' વાત આગળ વધારતા પહેલાં નોબેલ ઈનામથી ઘણી મોટી રકમ મળે છે તે વાત સાચી છે કે નહીં તેની ખાત્રી કરી લેવાની ઈચ્છાથી અરુણે પૂછ્યું.

'હાસ્તો, મળે જ ને વળી.' પ્રબોધે વિશ્વાસ બંધાવ્યો.

'પછી અમે બંને એ પૈસા ભેગા કરીશું ને ચૂંટણીમાં ઊભા રહીશું.'

અમે તો એ છોકરાઓની યોજના જોઈને ચકિત થઈ ગયા.

'પણ ચૂંટણીમાં ઊભા રહેવાને પૈસા સાથે શું સંબંધ છે?'

'કેમ? બધાને પૈસા આપીને કહેશું કે અમને મત દેજો.'

'પૈસાથી કોઈ મત દે ખરા?'

'હા, કેમ ન દે? આ ચૂંટણી વખતે કનુભાઈ ઊભા હતા એ બધાને મીઠાઈ ખવડાવતા હતા ને માળીમાનો પ્રવીણ કહેતો હતો કે એને ઘેર અને એના પાડોશમાં ચૂંટણીના પ્રચાર માટે આવેલા તે કહેતા હતા કે અમને એક મત આપે તેને બે રૂપિયા આપીશું.'

હવે પ્રબોધ થોડો અટવાઇ ગયો... જરા અટકીને તેણે આગળ સવાલ કર્યો, 'પણ રાષ્ટ્રપતિની અને ઉપરાષ્ટ્રપતિની ચૂંટણીમાં તો જે ધારાસભ્ય તરીકે ચૂંટાયા હોય તે જ મત આપી શકે.'

'તો શું થઈ ગયું? અમે ધારાસભ્યોને પૈસા આપીશું' જાણે પોતાની યોજના પાકી હોય તેમ અરુણ બોલ્યો.'

'ધારાસભ્યો પૈસા ન લ્યે.'

'કેમ ન લ્યે'

'એ સામાન્ય લોકો કરતા વધુ સમજદાર હોય છે.'

'હા જે બીજાના મત લેવા માટે પૈસા આપે તે પોતાનો મત દેવા માટે પૈસા ન લે એમ કોણે કીધુ?'

ચૂંટણી પ્રચારે આ બાળકો ઉપર કરેલી ઝેરી અસર જોઈને હું તો સડક જ થઈ ગયો.

અરુણના આ પ્રશ્નનો પ્રબોધ શો જવાબ આપે? તેણે મારા સામે જોયું. આમ તો હું યે એનો ઉત્તર ન વાળી શકું, કારણ કે ઉત્તર વાળી શકીએ તેવું ખાસ રહ્યું નથી. પરંતુ લોકશાહીની અને તેના પ્રતિનિધિઓની પ્રતિભા મારે મન ભારે પવિત્ર અને કિંમતી વસ્તુ હોવાને કારણે તેનો બચાવ કરવાની કોશિશ કરતા મેં કહ્યું, 'લગભગ તો એવું ન કરે, કારણ કે એ છતું થાય તો આબરૂ ન રહે.'

'પણ તે પોતે બીજાને ખવરાવવામાં અને આપવામાં પૈસા ખર્ચે તેમાં એને શરમ ન આવે?' અરુણે સહજભાવે સીધો સવાલ કર્યો.

પૈસાને જોરે જીતી ગયા હોય તેવા ઉમેદવારોના દાખલા તેમણે તાજા જ જોયેલા સાંભળેલા. એટલે પછી અમે આજની સ્થિતિનો હવે કેટલો વધુ બચાવ કરી શકીએ?

તો પણ વાતને સારો વળાંક આપવાની દૃષ્ટિએ એ તેર વરસના અરુણ અને નવ વરસના વિજય ઉપર ચાલુ લોકશાહી પદ્ધતિની ખરાબીઓની માઠી અસર ઓછી પડે અને લોકશાહી ઉપર પણ તેઓને ઓછો અણગમો આવે એ ઇચ્છાથી અમે તેમને, આજની લોકશાહીમાં ઘણી મોટી ખામીઓ છે તેને સુધારવાની જરૂર છે... તે માટે પ્રયત્ન પણ કરવામાં આવે છે....' એવી વાતો કરીને એમને એ વાત ઉપર લઈ ગયા કે જે રાષ્ટ્રપતિ અને ઉપરાષ્ટ્રપતિના પદ માટે ઊભા રહે તે તો કદી પણ કોઈને પૈસા આપે જ નહીં.

આ કહેતી વખતે સાથોસાથ મારા મનમા એ વિચાર પણ ચાલતો હતો કે આનાથી તો એવું ફલિત થાય– અને આ કિશોરો ઉપર પણ એવી જ અસર પડે કે રાષ્ટ્રપતિ અને ઉપરાષ્ટ્રપતિ પ્રામાણિક રહે; પરંતુ એથી નીચેના માણસો તો લાંચ લેના અને આપતા હશે. જેના મન ઉપર આખુ વાતાવરણની આટલી પ્રબળ અસર થઈ છે તેવા આ બાળકોને કદાચ એ સ્વાભાવિક પણ લાગતુ હોય! ઉગતા કુમળા કિશોરો ઉપર આ બધાની શી છાપ પડતી હશે તે પૂરેપૂરી તો કેમ કહી શકાય? ·

... આ નાના બાળકોનો શો દોષ? એમણે ધારાસભાની ચૂંટણીઓ ઉપરથી રાષ્ટ્રપતિની ચૂંટણીનું ગણિત ગણ્યું ને તેમાં પોતાની મહત્ત્વાકાંક્ષા મેળવી દીધી.

કેવા સરળ અને સહજભાવે એ વાતો કરતા હતા! અને છતાં યે કેવો અકાટ્ય તર્ક? તાજ્જુબ થઈ જઈએ. સાચી સરળતા હોય ત્યાં જ સાચો તર્ક સંભવતો હશે ને? પણ આ સરળતા અને તર્કને ચાલુ સામાજિક પ્રવાહ કયાંનો કયાં ઢસડી જાય છે? ત્યા સરળતા એ કઠોરતા અને ખંધાઈમાં પરિણમશે અને તર્કશક્તિનો ભયંકર દુરુપયોગ થશે તેમ નથી લાગતુ?

કહેવામા આવે છે કે ચૂંટણી એ લોકશાહીનું મહત્ત્વનું અંગ છે અને લોકશિક્ષણનું મહત્ત્વનું પર્વ છે. કઈ જાતની લોકશાહી છે અને કેવા પ્રકારનું લોકશિક્ષણ થાય છે તેનો આ એક નમૂનો છે.

... પછી આપણે આગેવાનો થઈને નવી પેઢીને સચ્ચાઈ, પ્રામાણિકતા અને નીતિના ગુણો ખીલવવાના આદેશો આપીએ તો ત્યારે શું કહેવુ?

પ્રબોધની બહેન સુધા બંને નાનાભાઈઓને નાસ્તા માટે બોલાવી ગઈ એટલે તેણે જરા મૌન રહીને ગંભીરતાપૂર્વક અને ધીરેથી મને સવાલ કર્યો, 'શું સાહિત્ય અને વિજ્ઞાન કરતાં યે રાજનીતિનું આકર્ષણ અને મહત્ત્વ વધારે? .. આટલું બધું વધારે?'

એ સવાલ મને નહીં પણ દેશ અને દુનિયાને પણ પૂછાયેલો છે.

તેનો જવાબ આપવાનો રહ્યો.

## સ્તુતિ

'આ સ્તુતિ કેટલી ય્યા અ જ સુધી હજી કુંવારી જ રહી ગઈ છે! હાથમા વરમાળ લઈને ફરે છે, પણ એને યથાર્થ વર જ સાંપડતો નથી. કારણ કે વિદ્વાનો તેની પરવા કરતા નથી અને મૂરખાઓ તેને પસંદ નથી.'

સંસ્કૃત સુભાષિત

# રૂપાયતન પ્રકાશન

જૂનાગઢ

☆

| | |
|---|---|
| આવા હતા બાપુ—૧ ૨.૩.૪.... | ૨—૦૦ |
| ગાંધી-ગુરુ .... .... | ૧—૨૫ |
| ગીતાંજલિ એક અધ્યયન .... | ૧—૨૫ |
| અલ્લાહના બંદાઓ .... | ૦—૩૭ |
| મસ્તીની પળોમાં .... .... | ૦—૭૫ |
| ગાંધીજી સાથે જીવનયાત્રા .... | ૦—૨૦ |
| ગુરુદેવ સાથે જીવનયાત્રા .... | ૦—૨૦ |
| શ્રી રામકૃષ્ણ પરમહંસ સાથે જીવનયાત્રા | ૦—૨૦ |
| શ્રી રમણ મહર્ષિ સાથે જીવનયાત્રા . | ૦—૨૦ |
| શ્રી રામદાસ સાથે જીવનયાત્રા .... | ૦—૧૫ |
| શ્રી અરવિંદ સાથે જીવનયાત્રા .... | ૦—૧૫ |
| મા આનંદમયી સાથે જીવનયાત્રા | ૦—૧૫ |
| રામતીર્થની રત્નમાલા ... | ૦—૩૫ |

['વૈષ્ણવજન'મા વપરાયેલા કાગળો રૂપાયતન હાથકાગળ કેન્દ્રમા બનેલા છે ]

## 'પ્રલય-નાગિની

શતાબ્દિર સૂર્ય આજિ રક્તમેઘ માઝે,
અસ્ત ગેલો હિંસાર ઉત્સવે, આજિ બાજે
અસ્ત્રે-શસ્ત્રે ઝંકારે ઉન્માદ રાગિની,
ભયંકરી! દયાહીન સભ્યતા નાગિની,
સ્વાર્થે બેંધે છે સંઘાત લોભે લોભે,
છૂટે છે સંગ્રામ, પ્રલય-મંથન ક્ષોભે!

આ રક્તવર્ણ મેઘોની વચ્ચે મને આ શતાબ્દીનો સૂર્ય અસ્ત થતો દેખાઈ રહ્યો છે. આજે હિંસાના આ ઉત્સવમાં શસ્ત્રાસ્ત્રોની વચ્ચે આધુનિક સભ્યતા નાગણ બનીને મૃત્યુની ભયંકર રાગિણી પર નૃત્ય કરી રહી છે. મનુષ્યનો એક સ્વાર્થ બીજા સ્વાર્થ સાથે ટકરાઈ રહ્યો છે, લોભ સાથે લોભનો સંઘર્ષ મચી રહ્યો છે અને આ પ્રલય-સંગ્રામમાં રત માનવી આત્મ-વિનાશના પથ પર આગળ વધી રહ્યો છે!

—રવીન્દ્રનાથ ઠાકુર

# વૈષ્ણવજન



વર્ષ ૧ : ('પ્યારાબાપુ' વર્ષ ૧૫) : : અંક ૯ : સળંગ અંક ૧૭૭ : ડિસેમ્બર : : ૧૯૬૨

## અનુક્રમ



*

સંપાદક : નવીન ગાંધી

પ્રકાશક અને મુદ્રક : ધીરેન ગાંધી • રૂપાયતન મુદ્રણાલય • જૂનાગઢ

### સૂચના

(ગ્રાહકોને)

દર માસની બારમી તારીખે અંક પ્રસિદ્ધ થાય છે

પંદરમી સુધીમાં અંક ન મળે તો પોસ્ટ ઑફિસમાં તપાસ કર્યા પછી કાર્યાલયને જણાવવું. અંક સિલકમાં હશે તો મોકલાશે.

ગમે તે મહિને ગ્રાહક થઈ શકાય છે

* * *

આ માસિકમાં પ્રસિદ્ધ થતા વિચારો જે તે લેખકોના છે સંસ્થા તે વિચારોમાં સંમત છે જ તેમ માનવું નહિ.

*

(લેખકોને)

'વૈષ્ણવજન'માં સંસ્કૃતિ, કલા, શિક્ષણ અને સાહિત્ય વિષયક લખાણો લેવામાં આવે છે.

લખાણ સાફ, મૌલિક, તાજું હોય એવી અપેક્ષા રહે છે કાગળની એક બાજુ શાહીથી લખવું.

સામાન્ય રીતે કૃતિના સ્વીકાર બાબત પખવાડિયામાં જવાબ આપવામાં આવે છે.

પ્રસિદ્ધ થયેલી સામગ્રીની ઑફપ્રીન્ટ્સ; સાથે અંક અને યોગ્ય પુરસ્કાર પ્રસિદ્ધિ પછી અઠવાડિયામાં લેખકોને મોકલાય છે.

### લવાજમ

દેશમાં (વરસનું) છ રૂપિયા

પરદેશમાં બાર શિલિંગ

વૈષ્ણવજન, રૂપાયતન, ગિરિતળેટી

જૂનાગઢ

# વૈષ્ણવજન



વર્ષ ૧ : ('પ્યારાબાપુ' વર્ષ ૧૫) : : અંક ૯ : સળંગ અંક ૧૭૭ : ડિસેમ્બર : : ૧૯૬૨

## અનુક્રમ



*

સંપાદક : નવીન ગાંધી

પ્રકાશક અને મુદ્રક: ધીરેન ગાંધી • રૂપાયતન મુદ્રણાલય • જૂનાગઢ

### સૂચના

(ગ્રાહકોને)

દર માસની બારમી તારીખે અંક પ્રસિદ્ધ થાય છે.

પંદરમી સુધીમાં અંક ન મળે તો પોસ્ટ ઑફિસમાં તપાસ કર્યા પછી કાર્યાલયને જણાવવું. અંક શિલિકમાં હશે તો મોકલાશે.

ગમે તે મહિને ગ્રાહક થઈ શકાય છે

* * *

આ માસિકમાં પ્રસિદ્ધ થતા વિચારો જે તે લેખકોના છે. સંસ્થા તે વિચારોમાં સંમત છે જ તેમ માનવું નહિ.

*

(લેખકોને)

'વૈષ્ણવજન'માં સંસ્કૃતિ, કલા, શિક્ષણ અને સાહિત્ય વિષયક લખાણો લેવામાં આવે છે.

લખાણ સાફ, મૌલિક, તાજું હોય એવી અપેક્ષા રહે છે. કાગળની એક બાજુ શાહીથી લખવું.

સામાન્ય રીતે કૃતિના સ્વીકાર બાબત પખવાડિયામાં જવાબ આપવામાં આવે છે.

પ્રસિદ્ધ થયેલી સામગ્રીની ઑફપ્રીન્ટસ, સાથે અંક અને યોગ્ય પુરસ્કાર પ્રસિદ્ધિ પછી અઠવાડિયામાં લેખકોને મોકલાય છે.

**લવાજમ**

દેશમાં (વરસનું) ૭ રૂપિયા

પરદેશમાં બાર શિલિંગ

વૈષ્ણવજન, રૂપાયતન, ગિરિતળેટી

જૂનાગઢ





પીડ પરાઈ

## પાડોશીધર્મ

મકરન્દ દવે

ઈસુ ખ્રિસ્તની સામે એક વકીલ ઊભો થયો. અને વકીલની જાત એટલે પૂછ્યું શું? મનમાં ઘમંડ ને મુખમાં વક્રતા. ઈસુને પાડી દેવાના ઈરાદાથી તેણે પૂછ્યું:

'મહાત્મન! અમૃતમય જીવન પ્રાપ્ત કરવા માટે મારા જેવા મુમુક્ષુએ શી સાધના કરવી જોઈએ તે આપ કૃપા કરી કહેશો?'

ઈસુ તો બે ઘડી આ જ્ઞાન-ગુમાનના છરકોતરા સામે જોઈ રહ્યા. પછી સહેજ હસીને તેને જ પૂછ્યું:

'શાસ્ત્રો શું કહે છે? જોઉં તો ખરો કે તેં એને કેવાંક વાંચ્યાં છે?'

પોતાનું પાંડિત્ય બતાવવાની તક મળતાં વકીલે ડોકું ફુલાવી કહ્યું:

'મહાત્મન! શાસ્ત્રોની તો એવી આજ્ઞા છે કે: તારા પરમ પિતા, અખિલ બ્રહ્માંડના સ્વામી પરમેશ્વરને તું પૂર્ણ મનથી, પૂર્ણ અંતઃકરણથી, પૂર્ણ અંતરાત્માથી અને તારી સમગ્ર શક્તિથી ચાહજે. અને તારી જાતને ચાહે છે એ જ પ્રમાણે તારા પાડોશીને ચાહજે!'

'સાવ સાચું. આ પ્રમાણે કર, તો તારો બેડો પાર.'

પણ વકીલસાહેબને પોતાનો બેડો પાર કરવાની ઉતાવળ નહોતી. ઝીણું કાંતવામાં જ તેમને ઝાઝો રસ હતો. બહુ ગંભીર બની તેમણે ફરી પૂછ્યું:

'પણ પાડોશીની વ્યાખ્યા શી કરવી, મહાત્મન! મારે મારો પાડોશી કોને ગણવો? અથવા તો કોઈએ મને એના પાડોશી તરીકે કેવી રીતે પિછાણવો? આ એક કૂટ પ્રશ્ન છે. અને પાડોશીની ઓળખ વિશે પૂરી તપાસ અને પરીક્ષા કર્યા વિના પાડોશીધર્મનું પાલન પણ કઈ રીતે થઈ શકે? મહાત્મન, આપ સ્ફોટ પાડી નહીં સમજાવો તો આ અગાધ વિષયમાં સંસારી જીવોને પ્રકાશ નહીં પડે.'

વકીલે આત્મસંતોષથી ઈસુ સામે જોયું. આસપાસ નજર નાખી. અને પોતાની કેવી છાપ પડે છે એનો કયાસ કાઢ્યો. ઈસુના ચેલા રાતાપીળા થતા હતા. ઘણાખરાના ચહેરા ઉપર આ પીંજણથી કંટાળો હતો. તો કોઈ કોઈ મુગ્ધભાવે વકીલ સામે જોઈ રહ્યા હતા. ઈસુએ વકીલને પોતાની પાસે બોલાવતાં કહ્યું:

'આવ, આવ! અહીં બેસ. સાંભળ, જો એક વાર્તા કહું.'

અને ઈસુએ વાર્તા શરૂ કરી:

'એક જણ જેરુસલેમથી જેરીકો ભણી જતો હતો. એક તો વંકો મારગ. એમાં અંધારું કહે મારું કામ. ત્યાં એક નેળમાંથી હાકલા પડકારા થયા. મશાલો સળગી. ધારિયાં ચમક્યાં. ને દસ-બાર ડાકુઓનું ટોળું હડૂડાટ કરતું ધસી આવ્યું. મુસાફરને ઘેરી લીધો. એકલદોકલ આદમી. શું કરી શકે? ડાકુઓએ તેને લૂંટી લીધો. લૂગડાં ખેંચ તાણી ગયા. અને અધૂરામાં પૂરું બિચારાને મારી મારીને લોથ કરી નાખ્યો. મુસાફરને મારગ વચ્ચે અધમૂઓ મૂકીને ડાકુઓ ચાલ્યા ગયા.

હવે જોગાનજોગ તે જ મારગેથી એક પાદરી ચાલ્યા આવે. પાદરી નજીક આવી જૂએ છે તો મુસાફર લોહીના પાટોડામાં તરફડતો હતો. પાદરીએ આ જોયું-ન-જોયું કરીને ચાલવની પકડી. તેનું કામ શાસ્ત્રો વાંચવાનું, શાસ્ત્રાર્થ કરવાનું અને પ્રભુની દયાનાં પ્રવચનો આપવાનું. તે જો આમ રસ્તે હાલતાં જખમી ને રોગિયેલનાં લોહી-પરુ પીવા બેસે તો પ્રભુનું કામ રખડી પડે. પાદરી તો આંખ આડા કાન કરીને ઝપાટાબંધ ત્યાંથી સરકી ગયા.

પાદરી ગયા પછી એક ધરમી માજન એ રસ્તેથી નીકળ્યા. પોતે પૂરા મરજાદી. પેલો ઘાયલ માણસ મદદ માટે ચીસો પાડતો હતો. કઇ જાત? કઈ નાત? કોણ જાણે, કોણ હશે? પડખે કો'ક હોત તો પાંચ-પચીસ આપીને પણ માજન આ અસહાય આદમીની સારવાર કરાવત. પણ વગડામાં તો કોઇ કરતાં કોઈ ન મળે. વળી આવી વેરાન જગ્યામાં ખોટી થતાં પોતાને માથે પણ ખતરો. માજને પગનો વેગ વધાર્યો. આ મરણતોલ પડેલા આદમીની દશા જોઇ એમના મોઢામાંથી અરેરાટી નીકળી ગઈ. પળવાર થોભ્યા ય ખરા.-કો'કને હાક મારી બોલાવવાનું મન થયું. પણ અજાણ્યા ઘાયલ આદમીને હાથ આપવા જતાં હજાર જોખમ. પોતાના પર જ ક્યાંક આફત આવી ચડે. પોલીસના લફરાને પછી ન પહોંચાય. આવો વિચાર આવતાં જ માજને મૂઠીઓ વાળી મારી મૂકી.

ત્યાં એક ચમાર આવી ચડ્યો. મારગમાં લોહીલુહાણ પડેલા મુસાફર પર નજર પડતાં તે ચમકી ઊઠ્યો. મુસાફરના હવે તો હોશકોશ ઊડી ગયા હતા. તેની આંખો ફાટી રહી હતી. લોચો બનીને તે પડ્યો હતો. ચમારે દોડીને તેને પોતાના ખોળામાં લઇ લીધો. પોતાની બંભલીમાંથી પાણી લઇ મુસાફરના મોં પર છાંટ્યું. એના ઘા ધોયા ચીંદરડા જેવી પાઘડી ફાડીને પાટા-પીંડી કર્યાં. મુસાફર ભાનમાં આવ્યો એટલે ચમારના હરખનો પાર ન રહ્યો. તેણે ભાવથી કહ્યું:

'ભાઈ, હવે ગભરાવાની જરા ય જરૂર નથી. અબઘડી પાસેની વીશીમાં હું તમને પોગાડી દઇશ. પછી તો ક્યો એવી સારવાર મળી રે'શે'

ચમારે મુસાફરને તેડીને પોતાના ખોલકા ઉપર બેસાડ્યો. અને એક વીશીવાળા પાસે લઇ જઇ બોલ્યો:

'ભાઇ શેઠિયા, આ કોઇ સારું માણસ છે રસ્તામાં જખમી થઈ પડ્યા'તા. મારાથી થાય એટલું મેં કર્યું છે. પણ તમે એને વીશીમાં ઉતારો આપો અને દવાદારૂ ને ખાતર બરદાસ્ત જે કાંઇ કરવું ઘટે તે કરો, મારા માવતર''

પછી ખીસામાંથી બે રૂપીઆ ને થોડું પરચુરણ કાઢી ચમારે કહ્યું:

'અત્યારે તો મારી પાસે આટલા કાવડિયા છે, તે રાખો. ને ઇશ્વર સાક્ષાથી કહું છું કે વળતા આવીશ ત્યારે તમે કરેલું કુલહોલ ખરચ હું ચૂકવી દઇશ'

વીશીવાળાએ મુસાફરને અંદર લીધો. ને બરાબર સમયસર દવાદારૂ થવાથી તે બચી ગયો.'

ઇસુએ વાર્તા પૂરી કરી.

પછી વકીલ તરફ જોઈ પૂછ્યું:

'હવે આ ત્રણમાંથી સાચો પાડોશી તને કોણ લાગે છે?'

"'જેણે દયા બતાવી તે'

'તો જા, એની જેમ જીવી બતાવ.'

ઈના રુવાળનું તો પૂછવું જ શું? જાનુટોળાં આડે પગ મેલવા ઠોર નથી.

મંદિર મોઢા આગળના મોટા ચોગાનમાં ગામેગામથી બાધામાનતા મેલાવવાવાળાંવનાં ગાડાં છૂટ્યાં છે. નીરણનાં ખડ વાયેં ઊડી રયાં છે. એક કોર ગાડર ચાળાં પારેવાં ને મૂંગાં પહુપંછીને ટોળેટોળે આંતરીને ઊભાં રાખ્યાં છે. મંદિરના દેવતા આગળ ઈમના ભોગ દેવાશે.

મંદિરનાં પગથિયાં પાહણ્યેં એકકોર ફૂલપાનની છાબડિયું ને પૂજાપાના પડિયા વાળા પાથરણાં પાથરીને બેઠા છે. બીજી કોર દરશણ દાનધરમ કરવાવાળાંવને નાણું વટાવી આલવા સારુ લાકડાની પાટ્યું ઉપર પાઈપૈસાની ઢગલિયું માંડીને પાટ્યુંવાળા બેઠા છે.

ભગત તો ચોગાન વચાળે ઊભા ઊભા મંદિરના માંત પૂજારી પરોત પાધા બધાવની આ લીલાયું નરખીને ધગી ઊઠ્યા છે. તાળિયું પાડીને ને હોકારા કરીને પારેવડાં સંધાયને ઉડાડી મેલે છે. પાઈપૈસાવાળાવની પાટ્યું અકેક હડસેલો દઈને ઊંધી વાળે છે, ને છૂટેલાં ગાડાંવના મોઢા આગળથી બાચકો ખડ ઉપડી વળ દઈને તીનો કોરડો ગૂંથી મંડ્યા છે ચારે કોર્ય વેંજવા:

'હાય હાય! આ ધરમની ધજાયું ઉડાડવા વાળાવેં તો ડાટ વાળ્યો પર્થમીનો. મારા પરભુપત્યાના થાનકને રુગી સાટાદોઢાની બજારું કરી મેલિયું. આવા મંદિરમાં મારો રામધણી ઘડી શેનો ઊભો રે'? આ તે મારા રામજીનું મંદિર છે કે ચોરટાવનું ખણું?

વળી કે' છે.

'આવું મંદિર હું ભોં ભેળું કરેશ; ને તીને ઠેકાણે મારા પરભુપત્યાનું સાચું મંદિર તરણ્ય દંનમાં ઊભું કરેશ. જાગતુંજોત્ય.'

ચોગાન આખું ભગતના જેજેકારથી ગાજી ઊઠ્યું છે.

ચઉદિયુંના ધરમધામમાં બોકાસો બોલી ગયો છે. મંદિરના માંતપૂજારી, ગોરપરોત, કથાયું વાંચવાવાળા પાધાપુરાણી સંધાયની છાતિયું બેસી ગઈયું છે. ને ઈમનાં સંઘાસન ડોલી ઊઠ્યાં છે.

કથા; નવા કાવતરાની

ચાર દંન થ્યા નો થ્યા ને આ મંદિરના ચોકના તાશેરા વાળી વાત શેર સધાયમાં ને મલક આખામાં લોકુંની બત્રીશીયેં ચડી ગઈ છે. ગરીબગરબાંવ, દખિયાં ને ભારેમૂવાં સંધાયના દલમાં નવી આશાયુ ઊઠિયું છે. રાંકનાં રાજ થાશે. ભૂખ્યાં ભરાશે ને દીનદુબળાંને ટાઢક થાશે.

પણ આનકોર્ય તાલ નોખો ભળાય છે. મોટા માંતના આલેશાન મોલને ઓરડે પરોત પૂજારા સંધાય ભેળા થ્યા છે. માંત ઊંચે બેસણે બેઠો છે; ને ઈનો કાળઝાળ જમાય સાસરાની અડધોઅડધ ગાદી દબાવીને બેઠો ફૂંફાડા દઈ રયો છે.

'આ ભગતડે તો ભારે ઉપાડો લીધો. ઈ છે કુણ બે માથાળો, ધરમના અસ્થાનની ને શાસ્તરની આગ્ન્યાયુંની સામો થઈને બોલવાવાળો? ઈને જેર કરો. કાળા કેર કરો. મંદિરને થાભલે બાંધી કોરડા મારીમારીને પાધરો દોર કરો. ઈનુ કાટલું કરી નાખો. મોટો ભગતની પૂંછડી થઈને નીકળ્યો છે મલકનો ઓદ્ધાર કરવા તે.'

મોટો માત: 'ઈ છે ક્યાંનો?'

એક પરોધપાધો: 'ગલેલિયા ઓવર કંઠાળ કોર્યનો કે'વાય છે. ઈની બોલચા તી કોર્યની છે.'

'પણ ઈ છે કુણ?'

'શી ખર્ય * પડે? કોક કે'છે સુનાર, તો કોક કે'છે ઢીમર કાં ખારવો. ઈને નાતજાત કોય વાતનો ટાળો જ ક્યાં છે, તે સામા માણસને ખબર પડે? મંધાય ભેળો બેસે ઊઠે;

* ખબર

સૌના ઘરનું પાણી પીએ; અઢારે વરણ ભેળો બેશીને ખાય!'

બીજો એક: 'ઇનાં સાગરીત સંધાય માછીઢીમર ને ઈનાં ભગત ઘાંચીમોચી, દાણી જગાતી, વસવાયાં ને રગતપતિયાં!' (આડું જોઇને થૂંકી નાખે છે.)

ત્રીજો: 'ગામેગામ ટીંબે ચોરે ને લોકુંને આંગળેકૂળિયે મોટો ગરુ થઇને ઉપદેશ આલતો ફરે છે!'

મોટો માંત: 'ભણ્યો છે?'

'હરામ બરોબર'

'તાણે કુણે ઇને ધરમના ઉપદેશ આલવાનો હકમ આલ્યો?'

'કોયેય નઇ. પણ ઈ ક્યાં કોયને પૂછવા ગ્યો? ઈ તો હાલ્યો, ને લોક હાલ્યું વાહણ્યે! હાઉ.'

'આ શેરમાં કુને ઘયે ઉતારો છે, ઈનો?'

'જાં ફાવ્યું ન્યાં. માછીવાડયમાં; ગણ્યકાને ઘરે; જગાતીને ઘયે; પતિયાંપાપિયાને ઘયે. ઘયે ઘયે જઈને રોગિયાંને પંપાળે. દલાસા દે. પતિયાંનાં ડીલ ધોવે. પાટાપીંડી કરે. ગાંડાંના વળગાડ કાઢે. ભૂતપ્રેત, મેલી વિદ્યાયું, સંધુંય કે'છે ઈની ગાંઠયે છે. મલકનો ઉનાર!'

પૂજારી માંયલો એક: 'નાય નઇં, ધોવે નઇં, દાતણપાણી પૂજાપાઠ, અબોટ આભડછેટ, કાંયે ઇના વે'વારમાં હોય તો ઈને પરમેશર પૂછે.'

ત્રીજો એક: કે'છે એક દિ' કો'કની વાડીયે રાત રયો'તો, ન્યાંથી પરભાતના પોરમાં ઊઠીને કોકના ખેતરમાં થઇને હાલ્યો જાતો'તો. ન્યાં ઇનો ચેલો સાગરીત કોક ખેતરનાં ડૂંડાં તોડી મસળી ફૂંકીને મંડ્યો ખાવા. કોક જોરપરોતવાળો મડખે હાલ્યો જાય કે' 'અલ્યા અડબંગ હેવાન! દાતણપાણી કાંયે કર્યાં મોર્ય મંડ્યો કોકના ખેતરનો બાજરો બુકાવવા, અત્તારના પોરમાં? હજી નારાણ્યે કરણ્યું ય નથી કાઢિયું.'

'પણ ઇવડા ઈ જનાવરને નશ્યત દેવાને બદલે કે'છે કે આ બગલા ભગતે બચાડા પરોતને જ ઉલટાનો ઉધડો લીધો. કે', 'મોઢામાં શું નાખછ, તી કરતાં આ પરભાતને પો'ર મોઢામાંથી શું કાઢછ, ઈની જ ફકર કર્ય, બામણા. મલકનો કાજી થઈને ફર્યમાં.'

મોટો માંત: 'હાય હાય! આવો અધરમ? આવડો બરો?

ગોરમાંયલો એક: 'અરે બધીયું વાતું તો ક્યાં હજી આપડે જાણી વળ્યા? સાંભળો. હજી થોડા દિ' મોર્યની જ વાત છે. કે'છે કોક રાંડ છિનાળ્ય પકડાણી, કરમ કરતી. ઇની ઇટાળી કરવા ગામ ભેળું ક્યું. પણ આવા આણ્યે ધરાર નો કરવા દીધી ઇટાળી! કે, 'એકોએક જણ છાતીયે હાથ મેલીને ઇના માંયલાને પૂછે. ને જી ચોખો હોય ઇ પેલ્લો પાણો મારે.'

'આ આવો કારહો કરીને લોકુંને ભોંઠા પાડ્યા, ને કાઢી મેલ્યા.'

ત્રીજો એક: 'ને રાંડને ય વાંહણ્યેથી ભગાડી મેલી!'

ચોથો: 'ને ઓલી મેરાં ગણ્યકા, ચોકની હવેલી વાળી?

બીજો: 'ઈ તો કે'છે આ ભગતડાની ચેલી જ થઈ ગઈ છે. ઘરે પધરામણી કરાવી, આંસુડે આંસુડે ઈ બહુરૂપિયાના પગ ધોયા, ને પોતાને અબોડે લૂયા. ને છોગામાં ઇ નઘરોળને માથે મોંઘા અંતરની કુંપીયું ઢાલવી!'

ત્રીજો: 'અરે કે'છે ઈ ભગતણ્યે તો ધંધો ય મેલી દીધો; ને કાળાં પેર્યાં.'

ચોથો: 'ઇનાં કરમ જેવાં. કો'કે કીધું છે ને, કે

કુવો વંઠ્યો ને ઠબુનર પેઠું
ઘર વંઠ્યું ને ભગતડું પેઠું'

મોટો માંત: 'પણ હું કઉં છું ઈ ભગતભુવાનું આટઆટલું તમે સંધાય જાણો છો તોય આટલા દંન લગણ મને આવીને કોય કે'તું નથી, કે આમની વાત આમ છે. ઈ તમારી સંધાયની નફ્ફરાઈને શું કે'વું? તાણે જ તો ને ઇણ્યે ઠેઠ આંય ધરમના ધામમાં પૂગીને આવડો ઉધમાત મચાવ્યો? ને અટલે લગણ કે'વાની હરમત કરી કે આ પરભુના મંદિરને હું ભોંય ભેળું કરેશ. હાય, 'ઈ પ્રેમ દિ' વાળી વાત તો તારની દંનરાત મારા હૈયાને ઘોંકા મારે છે, મારા પેટની બખોલમાં બળતરા ઊઠાડે છે ને મારા જીવને તોડી ખાય છે.'

નાનો માંત: 'બસ, સાંભળો તાણે સંધાય. સો વાતની એક વાત. આ ભગતડાને હવે એક દિ'યેય જીવતો મેલવો ઈથી મોટો અધરમ બીજો નથી. શું સમજ્યા? ઝાઝી વાતે ગાડાં ભરાય પરમાતે મા'રાજ કરણ્યું કડે તી મોય ઈનો ઘડોલાડવો થઇ જાવો જોવે. હા. આ કઈ દીધું તમને. મોટા માંતની આગન્યા સમજો.' (સાસરાના મોઢા સામું જોવે છે. મોટો માંત માથું ધૂણાવીને હાકારો ભણે છે.)

'હાલો સંધાય હવે, લાગી જાવ કામે''

સઉ સઉને ઘરે જાય છે. સાસરો જમાય બેવ માંત બેશી રં છે. ને માઓમાય ગુસપુસ કરે છે.

મોટો માંત: 'ક્યમ કરશુ? અવડા આ જજમાનુંના ગોરપરોનું કાંય કરી સગશે, મફતિયા, રોજ મફતના બ્રમભોજ આરોગીને મંદિરની ધરમધજાને છાયે જીમની ચોવટ્યું કરવાવાળા? મલકનો ને શેરનો મનખ્યો સંધોય તો, કે'છે આ ભગતની વાહપૂંઠે હાલી મળ્યો છે.'

નાનો માંત: 'ના, ના. તમે હડબડોમાં. મંદિરચોકના ધાધલ પડે મેં દંનરાત કારહા કરી, પાટિયાં ગોઠવીને, આ ભગતડાની તળિયાઝાટક વાતું મેળવી છે. ઇ ભગત, ઇના સાગરીતું ને તીનાય પાછા ભગતસાગરિતું, સંધાયની બાતમી કાઢી લીધી છે. ઇ ભગતના સાગરિતુમાંય સંધાયમાં કાંય પૂરો મેળ નથી. ને ઈ ભગતડો બોલે છે ય એવી ભેદુ વાણી કે તીમાંથી હું એક અરથ કાઢું ને તમે બીજો. આજ તો વળી મેં અટલે લગણ સાંભળ્યું, કે બારમાંયલો એક સાગરિત સામો થયો, ને નોખો પડવાની ત્યારીમાં છે.

બેય જણા ઘડીક મૂંગા બેશી રે'છે

મોટો માંત: (લાંબે લગણ નજર પોંચાડીને) 'ઓલ્યું કુણ મોટે દરવાજેથી આવતું કળાય છે?'

નાનો માંત: (નજર કરીને) લ્યો. 'આ તો ઈવડો ઈજ. જૂઠો શિકોતરિયો પોતે. આજ સવારે જ મોટા પૂજારીના દીકરાયે ચીંધીને મને દેખાડ્યો'તો. ભગતના બાર ચેલા-સાગરીતું માંયલો એક. મોર્ય રાજ સામું બારવટું કરેલું ઈવડો ઇ. આજકાલ આ ભગતામાં ભળ્યો છે.'

મોટો માંત: 'કાં'ક બાનું કાઢીને બાતમી લેવા આવતો લાગે છે.'

નાનો માંત: 'ના રં ના. તમતમારે સવ્વા મણની તળાઇ ઉપર સૂઈ રે'જો ને. મેં જ હવે તો ઈ ભગતડાની દુનિયા આખીની બાતમી કાઢી લીધી છે. આ બારવટિયો કાંય ઈ ભગતડાની હાયે હા ભણવાવાળો નથી. બેવ વચાળે કાં'ક મનદુખેય થ્યાં છે. થાય જ ને? બારવટિયો ભલે માથાભારે રયો. તો ય ઇ આ ભગતડાને કાન ઝાલીને કાંય કરવા કે', ઇ કાંય એટ્યો ઊંડું ઘાલીને કરે? ઈમ તો ઈ ભગતડું'ય કાંય ઓછું શાય નઇ તો. નામ ભગત, દેદાર ઘેટા ગાડરુનાં, પણ કાખમાં સવ્વા ગજની કાતી રાખીને હાલવાવાળો છે. તમતમારે જોયા કરો બેઠા. અવડો આ શાં સાટુ આવ્યો છે ઈ તો હાલઘડી ખબર પડી જાશે.'

જૂઠો શિકોતરિયો: (નીચો વળીને) 'રામરામ મોટા બાપજી!'

મોટો માંત: 'રામધણીનો આશરો. જેઉવો

બાપો સત્ત છે. બાલ, કુણ છે તું ? શીદને આંવ્યો છો ?'

શિકોતરિયો : 'કામે આંવ્યો છઉં, બાપજી. મારે ખાનગીમાં તમું હાર્યે વાત કરવી છે.'

મોટો માંત : 'બોલ તું તારે. આ મારો જમાય છે, નાનો માંત. કોય બીજું નથી આંયકણે સાંભળવાવાળું. ભલી મર્ય.'

[ શિકોતરિયો પેલ્લાં મોટા માંત હાર્યે ને પછે નાના માંત હાર્યે ને પોર વાર લગણ કાનમાં મોઢું ઘાલી ગુસપુસ કરે છે. 'આમ, આમ' ]

શિકોતરિયો : 'હ્યો હાઉં તારે. સોળ વાલને એક રતી. કામ તમારે જડબેસુલાખ. પછેં કાંય ? પણ મારા તરીશ રૂપૈયા રોકડા જોવે !'

નાનો માંત : 'ભલે ભલે, ત્રીશ પૂરા. ત્રગડે મીંડે. ચોખા ફૂલ જેવા, નગદ રોકડા. લે આ, વગાડીને ખખડાવીને. પછેં કાંય ? પણ આજ મધરાત મોર્ય કામ અંકે થઇ જાવું જોવે. શું સમઝ્યો ? ઇમાં મીનમેખ નો થાવા પામે.'

શિકોતરિયો : 'જી હા, નાના બાપજી, હા. ઇને ઓળખવાની સંતલસ મેં તમુંને કઇ, ઈ તમારા માણહૂંને બરાબર સમઝાવીને મેલજો, અમે હોઇયેં ન્યાંકણે. ને હું 'ગરુ મા'રાજ, ડંડોત !' ઇમ કઇને જિને પગે પડું તીને જ પાધરો ઝાલી લેજો, બાવડેથી. ઈ જ ભગત, અમારો ગરુ. તીમાં મીનમેખ નો થાય. થાય તે દિ' મને સાણુસે તોડીને કૂતરાંવને નીરજો. હ્યો, પછેં કાંય ?'

નાનો માંત : 'હા હા ભલે. કર ફત્તે, ને વગાડ ડંકો. જા હવેં, સટ સટ તારે કામે વળગ.'

ફરી ફરીને ત્રીશ– રૂપૈયા ગણતો ને અંગૂઠાના નખ ઉપર ઉછાળી ખખડાવીને હરખાતો શિકોતરિયો હાલ્યો જાય છે મોટો માંત એની વાંહણ્યેં તાકી ર' છે. પછે મનમાં મનમાં ગણગણે છે :

'ખૂટલ ! ફટ્ય છે તને. ત્રીશ રૂપૈડી સાટુ થઇને ખૂટલ થ્યો. ફટ્ય તારા ભગતઅંચળાને.'

નાનો માંત : 'પણ તોય બરાબરીની વેળાયેં આપણને તો ખપ આવ્યો ને ? ખૂટલ તોય ખપનો. સવ્વા લાખનો.

હવેં ઈ ભગતડાને માથે નવો દંન ઊગવા નો દઉં !'

(હરખાતો હરખાતો હાલ્યો જાય છે)*

* આ લેખ અગર તેનો કોઇ પણ અંશ કે ભાષાંતર લેખકની રજા વગર કોઈથી છાપી શકાશે નહિ

---

પાન ૮થી આગળ] એને હું કદી ન ભૂલું.'

['નોટ ફોર યોર કમ્ફર્ટ' : પાનું ૩૮]

ફાધર હડલ્સ્ટનની છાતીમાં જે ચિત્ર કોતરાઇ ગયું છે એ શું માત્ર દક્ષિણ આફ્રિકાની ધરતી પર જ જોવા મળે છે ? આપણી નજર સામે જ, અરે ! આપણા પોતાના જીવનમાં પણ આપણે ઇસુને જાકારો નથી દેતા ? આપણા અસ્પૃશ્યો અને અપમાનિત દલિતજનોનાં આંસુ આપણે નથી લૂછ્યાં ત્યાં સુધી દયાધરમની વાતો નર્યો દંભ છે. કૃષ્ણના કેદખાનાનાં બારણાં હજુ આપણા આઝાદ દેશમાં પણ ઊઘડ્યાં નથી. આ દુનિયામાં કોરથી યે બદતર હાલતમાં જન્મતા ઇસુનું ક્રંદન હજુ પણ વગડો ગજાવે છે.

નાતાલનો એક જ સંદેશ છે; અને તે દુનિયાભરનાં દુખિયારાં, રોગીદોગી, પાપીતાપીને કોઈ ભેદભાવ વિના ભગવાનનાં સંતાન ગણીને અંકમાં લેવાનો. અને એમનાં દુઃખદર્દ દૂર કરવામાં જેટલી જાત ઘસાશે એટલો ભગવાનનો રાજીપો ઊતરશે. ઇસુ કે કૃષ્ણનો જન્મોત્સવ ઊજવી એને રોજિંદા જીવનમાં હુકરાવવાનું બંધ કરીશું ત્યારે જ કાળનાં નગારાં આઘાં જશે. અને આપણે સર્વનાશમાંથી ઊગરવું હશે તો હરએક માણસની અંદર રહેલા ઈશ્વરત્વનો ઇન્કાર કરતાં તમામ જેલખાનાં જમીનદોસ્ત કરવાં પડશે. અલગતાની ગમાણો હટાવવી પડશે. ઇસુ આપણા અંતરમાં જ નવો જન્મ લઇને આપણી આંખો ઉઘાડો એ પ્રાર્થના.

# ઈસુનો જન્મ

મકરન્દ દવે

ઈસુનો જન્મ થયો બેથલહેમ ગામની એક અવાવરુ ગમાણમાં, કારણકે એનાં ગરીબ મા-બાપને ઊતરવા માટે એ ગામની કોઈ વીશીમાં જગ્યા નહોતી. એક અવતારી પુરુષ દુનિયામાં આવ્યો ત્યારે એને માટે કોઈ માનવીએ મકાન ખાલી ન કરી આપ્યું. એને ઊતરવું પડ્યું ઢોરવાસિયામાં. અને એના સ્વાગત માટે શરણાઈ ન વાગી. બંદીજનોનાં સ્તુતિગાન ન ગવાયાં. પણ બાજુના ખેતરમાં રાતવાસુ રહેલા કેટલાક ભલાભોળા ગોવાળિયા આ નવા જન્મની વધાઈમાં ભળ્યા અને માનવતાને મારગે ખોવાયેલા ઘેટાંને ભેળાં કરી, વડા ધણીને દુવારે લઈ જનારો ઈસુ પણ એક ગજબનો ગોવાળિયો જ નીકળ્યો ને!

આપણા ગોપાલકૃષ્ણનો જન્મ થયો જેલમા. અને ઈસુનો ગમાણમાં આ બન્ને વસ્તુ કેટલી સૂચક છે! આજે પણ ઈશ્વરના પ્રકાશને માનવી મુક્ત રીતે ઝીલી શકતો નથી. આજે પણ અલગ અલગ વાડામાં જીવતા માનવસમાજમાં ઈશ્વરનાં પ્રેમ અને કરુણાને સ્થાન નથી. ઈસુએ કહ્યું હતું કે મારાં નીચે પડેલાં ને નાચીઝમા નાચીઝ ભાઈભાંડરુને તમે જે સહાય કરશો એ મને જ કરેલી ગણાશે. પણ ઈસુનો જન્મોત્સવ ઊજવતા લોકો જ એનાં આ વચનની છડેચોક હાંસી ઉડાવે છે. હતભાગી ભાઈભાંડરુનાં આંસુ લૂછવા તો એક તરફ રહ્યાં પણ એમને હડધૂત કરવામાં જ એ ધર્મનું પાલન સમજતા લાગે છે.

દક્ષિણ આફ્રિકામાં સાચા ખ્રિસ્તીધર્મની મશાલ જલાવનાર ફાધર ટ્રેવર હડલ્સ્ટને હબશીઓને થતા અન્યાયની હચમચાવી મૂકતી કિતાબ લખી છે. એનું નામ છે: 'નોટ ફોર યોર કમ્ફર્ટ'–'તમારા સુખચેન માટે નહીં.' અને આ પુસ્તકમાં, કડકડતી ટાઢમાં ઉઘાડા આભ નીચે જન્મ લેતા એક હબશી બાળકની કારમી કથા આલેખતાં એમને સતત ઈસુની યાદ આવે છે. દક્ષિણ આફ્રિકાની સરકારે હબસીઓના નિવાસની કાંઈ સગવડ કર્યા વિના એમનાં ઝૂંપડા પાડી નાખ્યાં હતાં એનાંથી છલકતા લોહાનિસબર્ગના પરા જેવા કંગાલ હબશી લત્તા સોફિયા ટાઉનમાં બનેલો આ બનાવ તો હજારોમાંનો એક હતો. પણ એની પાછળ માનવીના મદછક અન્યાય ને કરુણ અસહાયતાનું કેવું કલેજાં ચીરતું ચિત્ર પડ્યું છે! કેટલાક નિરાધાર બનેલા હબસીઓ સાથે પોતે એ સ્થળે ગયા હતા એનું વર્ણન કરતાં ફાધર હડલ્સ્ટન લખે છે:

'હું તેમની સાથે ત્યાં જાતે જોવા માટે ગયો ને તાપણી આસપાસ તાપતા ટોળામાં પ્રસૂતિની વેદનાથી પીડાતી એક બાઈ પણ મેં જોઇ. ઉઘાડા શિયાળુ આભ નીચે એણે બાળકને જન્મ આપ્યો. 'એમને માટે વીશીમા જગ્યા નહોતી'–અને એ જ રીતે બેથલહેમમા ભગવાનના પનોતા પુત્રે એક ઉજ્જડ ને અવાવરુ ઢોરવાસિયામાં અવતરી આ દુનિયામાં પ્રવેશ કર્યો હતો. દક્ષિણ ગોળાર્ધના સૌથી સમૃદ્ધ નગરમાં મને એ વસ્તુ વારવાર મગજમાં હથોડા મારતી હતી કે ઇસુને ભજવાનો ઢંઢેરો પીટતા માણસો ઈસુને જ કેટલી સહેલાઇથી હડસેલી શકે છે! એડીથસ્ટ્રીટના એ હડધૂત નાનકડા ટોળામાં બેથલહેમનું અને બહિષ્કારનું ચિત્ર જીવતું થઇ ગયું. મારી નજર સામેથી એ કોઇ કાળે ખસ્યું નથી, અને ભગવાન કરે ને

# ગાંધીજી અને રેંટિયો

ચન્દ્રકાન્ત વાઘેલા

ગાધીજીની અસર આખા ભારતના ખુણે ખુણે થઇ હતી આદિવાસી જીવનમા પણ ગાધીજીના આદોલનોની અસર પહોચી હતી અત્રે દક્ષિણ ગુજરાતના વનપ્રદેશમા વસતી વન્ય પ્રજામા ગાધીજીના કાર્યક્રમોની કેવી અસર પડી તે થોડા ગીતો દ્વારા જોઇએ

એક ગીતની કડી છે ‘ હુરીજ ઉદે હોનાનો ત્યા દેશમાય જાતામા વીરા,’ સૂરજ ઉગે સોનાનો, તે દેશમા જઇએ વીરા ને લોકકવિ બીજા ગીતમા કહે છે ‘ ડકો વાગ્યો જાગજો નવજવાનો’ આ ગીતો સમાજના ઉત્થાનના છે છતા ગાધીજીના સામાજિક પુનર્જાગરણના આદોલનની એમા અસર છે હવે આ રેટિયાનુ ગીત જોઇએ

ફેરવા ફેરવ ફેરવા રા તુમા હોશથી ફેરવા રેટિયા
કપાહા પાકે કે તુમેજ મેનતે,
થોડે થોડે ઢગરી રાખજારા તુમા હોશથી
ચરખાથી પીવીને પીજણથી પીજીને
પૂણો ખૂબ પ્રેમથી પાડજાગ તુમા
વખત મીળતા રેટિયા ધરજા
ધીરે ધીરે હુત હારા કાતજારા તુમા
પાછા ખાદી ઉજળી હીવાડી લેજ
બાઈ એના તીજ ખાદી પહેરજારા તુમા
મીઠો મીઠો ચાલેહેને મીઠા મીઠો બોલેછે,
બાપ ગાધીનો લા રા તુમા
રેટિયો જી ફેરવે પવિત્ર બનેછે
સુવમ તેહે તહે ફેરવેરા તુમા

સ્વરાજની લડતના જમાનામા રેટિયો સ્વરાજની લડતનુ પ્રતિક બન્યો આદિવાસીઓ કે જે સામાન્ય જન સમાજથી દૂર જગલોમા ને પર્વતમાળાઓમા વસ્યા છે ત્યા ગાધીજીની વાતો રેટિયા દ્વારા પહોચી વનવાસીઓએ આ વાતો અને રેટિયાનો કાર્યક્રમ પોતાના જીવનમા વણી લીધો ગીતનો અર્થ કહે છે –

“ફેરવો ખૂબજ હોશથી તમે રેટિયો ફેરવો તમે કપાસ પકવો છો, તેમાથી જ થોડો સગ્રહી રાખો ચરખાથી પીલી, પીજી, પૂણીઓ ખૂબ જ પ્રેમથી વાળો ને જ્યારે વખત મળે ત્યારે રેટિયો લઈને કાતજો તેની ઉજળી ખાદી પહેરજો આ મહાત્મા ગાધીનો રેટિયો મીઠો મીઠો બોલે છે, ધીમે ધીમે ચાલે છે, આ રેટિયાને ફેરવે તે પવિત્ર બને છે માટે બધા રેટિયાને પ્રેમથી ફેરવજો ”

બાપુજી તો રેટિયો આખા દેશમા ચાલેહરા
કાની કાતી આપુ જાડી ખાડી પહુહુ ગ
બાપુ નિશાની આમી દેતો તરુ ગીયોહેરા
આખા દેશમાય બાપુ ઝંડો લઈને ફિરહુરા
આખા દેશમાય બાપુ સપી જીરી રહુરા
ત કાય વાત તના હુમજી મય લેજાગ

“બાપુજી તારો રેટિયો આખા દેશમા ચાલે છે અમે કાતી કાતીને જાડી ખાદી પહેરશુ બાપુ તુ તારી નિશાની અમને દેતો ગયો છે આખા દેશમા અમે બાપુ તારો ઝડો લઇને ફરીશુ દેશમા અમે સપીને રહીશુ આ વાત તમે બધા સમજો ઉપરના બન્ને ગીત ગામીત સમાજના છે હવે ચોધરી સમાજના ગીતો જોઇએ

ગાધી દરબા બાપુએ પુનમ બાદ
ખોળામા જન્મ નીરા હા (૨)
ગામડે ગામડે ફિરીને ગામડે ફુલારી ગો (૨)
ઘરે ઘરે ફિરીને ખાદી પેરાવી ગો (૨)
ગામડે ગામડે ફિરીને કામે શીખવી ગો (૨)

એવી એવી બાપુજી સેવા કરી ગો (૨)
એવ એવ શીખવીને સ્વરાજ અપાવી ગો (૨)
એવા ગાંધી બાપુજી કહેલ વિહરાજે. (૨)

"ગાંધી જેવા ગાંધી બાપુએ પુતળી બાઈના ખોળામાં જન્મ લીધો. ગામડે ગામડે ફરીને ખરેખર એ બધાને ખાદી પહેરાવી ગયો. ગામે ગામ ફરીને કામ શીખવી ગયો. બાપુ એ રીતે ગામડાઓની સેવા કરી ગયો. એવું બધું ઘણું શીખવી ગયો. એવા ગાંધી બાપુને કેવી રીતે વિસરી જઈએ!"

ગામડાઓમાં રહેનાર ગ્રામ સમાજમાં ગાંધીજી માટે જે ભાવના ભરેલી છે, તે આ ગીતો દ્વારા આપણને સમજાય છે. એના ઉપર વિશેષ ટીકા ટીપ્પણની જરૂર નથી.

### બીજું લોકગીત

અવની ઉપર ગાંધી આવો સૂણો એની વાણી રે.
બાયે અને બાબા ચાલો ગાંધી મેળામાં જાતેગ.
ગાંધી મેળામાં જાઈને આપણે ગાંધી વિચાર કરુંગ.
ગાંધી વિચાર કરીને આપણે ગામે ગામ ફિરુંરા.
ગામે ગામ ફિરીને આપણે રેંટિયા બધે શીખવું રા.
ગામે ગામ રેંટિયા ફરે ભારતના ઘરે ઘરે રા.
લાવો રે બહેનો રેંટિયો જરાક કાતી જોયે રા.
કાત્યાનો રંગ લાગ્યો મને કાતવાનો રંગ લાગ્યો રા.

### સુરત જિલ્લામાં રચનાત્મક પ્રવૃત્તિનો વિકાસ

ઘણો સુંદર થયો છે. આંધળા માણસને હાથથી ફંફોળતાં જેમ ગમે તે વસ્તુ તરત મળી આવે તેમ અત્રે ઠેર ઠેર રચનાત્મક પ્રવૃત્તિના કેન્દ્રો જોવા મળે છે. ગાંધીજી ગયા પછી સુરત જિલ્લાના ૧૮ જેટલા મોટા મોટા તાલુકા છે તે પૈકી દર વર્ષે કોઈ એક સ્થળે આખા જિલ્લાનો એક ગાંધી મેળો ૧૨મી અને ૧૩મી ફેબ્રુઆરીએ ભરાય છે. આ ગીતમાં તે ગાંધી મેળાનો ઉલ્લેખ છે.

ગીતનો અર્થ છે.

"અવની ઉપર ગાંધી જનમ્યા. એની વાણી સાંભળો. ભાઈઓ અને બહેનો ગાંધી મેળામાં ચાલો. ગાંધી મેળામાં જઈને ગાંધીજીનો-ગાંધીજીના કાર્યનો વિચાર કરીશું. અને એ વિચારને લઈને એના પ્રચાર માટે, એના ફેલાવા માટે ગામડે ગામડે ફરીશું. ગાંધીજીનો રેંટિયો બધાને શીખવશું. ભારતમાં બધે રેંટિયો ફરશે. સૌને કાંતવાનો રંગ લાગશે."

આજે ગાંધીજીના સિદ્ધાંતો ભણેલા વર્ગમાં ભૂલાવા લાગ્યા તેવે સમયે વનવાસી સમાજમાં એના પાયા ઊંડા ઉતરે છે. કે'છે કે ચાલો ગાંધીના વિચારનું ભેગા મળીને ચિંતન કરીએ, ને ગામડે ગામડે ફેલાવીએ.

### કોણ કહે છે ગાંધીજી મર્યા?

---

## ચપટી મીઠું

ઈરાનના પ્રસિદ્ધ ન્યાયી બાદશાહ નોશેરવાન એક દિવસ જંગલમાં શિકાર કરવા ગયા. ત્યાં રસોઈ કરતી વખતે રસોઇયાએ કહ્યું કે મીઠું નથી. નૌશેરવાને કહ્યું: 'પડખેના ગામમાંથી જઈને લઈ આવો. પણ ખાસ ધ્યાન રાખજો, કિંમત ચૂકવ્યા વિના લેશો નહિ. લેશો તો ગામ આખું ઉજ્જડ થઈ જશે.'

રસોઈઆએ આશ્ચર્યભાવે કહ્યું: 'જહાંપનાહ! એક ચપટી અમથું મીઠું લાવવાથી ગામ કેમ કરીને ઉજ્જડ થઈ જાય?'

નૌશેરવાને જવાબ આપ્યો: 'જો બાદશાહ રૈયતને ત્યાંથી ચપટી મીઠું મફતમાં લે, તો બીજે દિવસે રાજકર્મચારીઓ ગામનાં ગામ લૂંટી લે!'

—'ગુલિસ્તાં'માંથી

# હસ્તાક્ષરની પરીક્ષા

અનુ૰ ગોપાળદાસ પટેલ

'જે કાંઈ કહેવું હોય તે જલદી કહી દેજો, માજી, મને જરાજી ફુરસદ નથી.' શ્રીયુત રિચર્ડસન આરિયેલે કાંડા ઘડિયાલ સામે જોઇને ચીધું જ સંભળાવી દીધું.

વૃદ્ધ માજીની આંખ ભીની હતી. એમને ખબર જ નહોતી કે એમનો આ લાખોપતિ ભત્રીજો, જેને મળવા એક કલાક તો બહાર જ લાંઘવું પડેલું અને ફાટે ડોળે જોયા કરવું પડયું હતું, અરે, પહેરેગીરની તોછડાઈ પણ સહન કરવી પડી હતી—તે ભત્રીજો આવો ત્રાહિત જેવો વર્તાવ કરશે. કાંઇક બોલવાનું શરૂ કરવાના ઈરાદાથી માજીએ રિચર્ડસન ભણી જોવા મોં ઊંચું કર્યું.

રિચર્ડસને ફરીથી એવો જ તોછડો અને ત્રાહિતપણાનો ભાવ પ્રકટ કરીને સંભળાવ્યું, 'જુઓ માજી, પહેલેથી જ કહી દઉં છું. મારી પાસે પૈસા—બૈસાની મદદ માંગવા આવ્યાં હો, તો ભલા થઇને એની તો વાત પણ ન કરતાં....'

રુંધાયેલો કંઠ સાફ કરીને માજીએ કહ્યું, 'હું તમારી પાસે રૂપિયા લેવા નથી આવી. હું એક અરજ કરવા આવી છું ....'

'જલદી કહી નાખો...તરત જ....એક બહુ જ મોટા વેપારીને મળવા જવાનું છે, મારે....'

'મારા મોટા દીકરા સેમ્યુલને તમે તમારી ઑફિસમાં નોકરીએ રાખવાની કૃપા કરો. એ બી. કૉમ. થયો છે, ફર્સ્ટ કલાસ આવ્યો છે અને બી. એસ માં પણ ... ઘણોજ લાયક, સદાચારી અને મહેનતુ છે. દારૂ પીતો નથી, જુગાર રમતો નથી, .... સરખી ઉંમરની સ્ત્રીઓ સાથે મળતો—હળતો ય નથી .. તમારી બેંક માટે એ ઘણો જ લાયક સાબિત થવાનો .... રાખી લો ને.' વૃદ્ધાએ એકીશ્વાસે કહી નાંખ્યું.

'પણ મારી ઑફિસમાં જગ્યા જ કયાં છે?' લાપરવાહીથી રિચર્ડસને કહ્યું.

'જગ્યા તો છે. એ ખાલી જગ્યા પૂરવાની છે એવી જાહેરખબર હમણાં જ છાપામાં આવી છે....મેં જ વાંચી છે તો!'

'એમાં એક તો મારે ભરવી નથી.'

'એક તો છે ને!'

'ખેર, મારી પાસે સમય નથી. તમે અરજી મોકલી દેજો.'

'અરજી લખાવીને જ આવી છું, આ રહી.' એમ કહતાં વૃદ્ધાએ એક કાગળ કાઢીને ટેબલ પર મૂકી દીધો અને ક્ષમા માગતી બહાર નીકળી ગઈ.

એનાં ગયાં પછી રિચર્ડસને રોષમાં ને રોષમાં અરજી ફાડી નાખી, અને બબડવા લાગ્યો, 'એક આ સગાં—સંબંધીઓએ જીવ ખાધો છે...'

થોડા વખત પછી એને યાદ આવ્યું. 'બચપણમાં આ વૃદ્ધા મને કેટલું વહાલ કરતી! ગરમા ગરમ કૉફી મારા માટે બનાવતી...મને જોતાવેંત ખુશ થઇ જતી, ચૂમી લેતી ... મેં ભારે ભૂડું કામ કર્યું, બીજું તો કાંઈ નહિ તો, ઓછામાં ઓછું અરજી તો મારે નહોતી જ ફાડવી જોઇતી ... નસીબના જોરે કે લાયકાતથી અગર તે છોકરો જો ઈન્ટરવ્યુમાં પાસ થઈ જાય તો તેમાં મારું શું બગડવાનું હતું?'

રિચર્ડસન ઉદ્વિગ્ન થઈ ગયા. એમણે પોતાના સેક્રેટરીને કહી દીધું કે અરધા કલાક સુધી તેને કોઈ મળી શકશે. નહિ. બારણું બંધ કરીને એમણે અરજીના ફાટેલા કટકા એકઠા કર્યા અને

પોતાના અક્ષરથી જ તેની નકલ કરી નાખી!

અરજી પોતાના પ્રાઇવેટ સેક્રેટરીને આપતાં કહ્યું, 'જુઓ, આ અરજી પણ લેવી, મારો સગો થાય છે ...' પણ, એ કારણે તેના પ્રત્યે પક્ષપાત રાખવાની કોઇ જરૂર નથી. ઇન્ટરવ્યુમાં પાસ થાય તો લેજો, નહિતર નહિ.

દિવસો વીતી ગયા. એક દિવસે વૃદ્ધ માજી ફરી પાછાં આવ્યાં. એમણે ઘણી જ નિરાશા સાથે કહ્યું કે એના દીકરાને નોકરી મળી નથી. ઈન્ટરવ્યુમાં તો તે પહેલો આવ્યો હતો તો યે નોકરી ન મળી. જે વ્યક્તિને એ જગ્યાએ લેવામાં આવી છે તે સાધનસંપન્ન છે એ જુદી વાત, બાકી આચરણની બાબતમાં તો તે ગામભરમાં ઠીક ઠીક બદનામ થયેલો છે.

રિચર્ડસને બેપરવાઈથી કહ્યું, 'હું એ બાબત તપાસ કરીશ. અત્યારે મને સમય નથી, ગવર્નરને ત્યાં જવાનું છે.'

વૃદ્ધાનાં ગયા પછી એમણે પોતાનાં સેક્રેટરીને આ નિમણુક બાબત પૂછપરછ કરી: 'કેમ, પેલો છોકરો લાયક નહોતો?'

'ના, સાહેબ! ઇન્ટરવ્યુમાં તો તે પહેલો આવેલો, પણ ...'

'શું પણ ...?'

'આપના હુકમ મુજબ એની અરજી અક્ષરની પરીક્ષા કરાવવા લિપિનિષ્ણાત પાસે લઇ ગયા. તેમણે કહ્યું કે આવા અક્ષરવાળી વ્યક્તિ જુગારી, શરાબી અને દુરાચારી હોય છે. એ કારણે મેં તેને ન રાખ્યો.'

રિચર્ડસનના હાથમાંથી પાઇપ નીચે સરી પડી.

(માન્ત્રુશ્ર સ્ટેર્નની હંગેરિયન નવલિકાનો સાર)

---

પાન ૧૩ થી આગળ]

મૌલવીએ જોયું તો આખી યે દુનિયા એની નજર સામે ફેલાયેલી પડી છે. તાજાં જ જન્મેલા લાખો ,બાળકો ભાગ્ય લખાવવા ખુદાની દુવા માંગી રહ્યા છે. મૌલવીએ ચોમેર નજર નાખી અને લાલચુ નજરે પોતાનું બાળક શોધ્યું. પણ ચારેકોર એક જ રંગ, રૂપ ને મહોરાના બાળકો લાખોની સંખ્યામાં કિલકિલાટ કરી રહ્યાં હતાં. મૌલવી આંખો ફાડી ફાડીને પોતાનું બાળક શોધતા રહ્યા ને આખરે થાકયા. પોતાનું બાળક કયું છે તે શોધી–વરતી શકયા નહિ. વળી વળીને આંખો ચોળીને શોધ્યું, પણ બેકાર.

આ તરફ ખુદા પણ આટલી ઢીલ નભાવી શકે તેમ ન હતા. તેમણે પૂછયું? 'ભાગ્યલેખ કેમ લખતો નથી? બીજા લાખ બાળકોની જમાત આ દરવાજે આવીને રાહ જુએ છે ને ત્રીજી જમાત પણ હમણાં જ પેદા થઇને આવી લાગી.'

મિયાં કહે, 'પણ કઇ રીતે લખું? અહીં મારું બાળક તો કયાંય નજરે ય પડતું નથી. મારા રહીમ, તું જ કહે, કયાં છે મારું બાળક?'

ખુદા કહે, 'અરે, બેવકૂફ. તું હજી સુધી એ નથી સમજતો કે ખુદાની નજરે મારા–તારાનો ભેદભાવ કોઇ દિ' હોય નહિ. દુનિયા આખી જ ખુદાની પ્યારી ઔલાદ છે–જેવો ભિખારીનો દીકરો એવો જ વળી રાજકુમાર. એમાં કાંઇ ભેદભાવ નહિ. ફિટકાર છે તારી ઇચ્છાને!'

*

મૌલવીને હેરત પામેલો રાખીને જ ખુદા પોતાના દરબારમાં ચાલ્યા ગયા અને એ દિવસે જન્મેલાં એકે ય બાળકનું ભાગ્યલેખ લખી શકાયો નહિ. પરિણામ એ આવ્યું કે લાખો ઇન્સાનો નસીબ–ભાગ્ય વિના જ દુનિયામાં આવી ચડ્યા!

આજે ય આ પરંપરા ચાલુ છે. કોણ જાણે કેટલી સદીઓ સુધી એ ચાલ્યા જ કરશે અને આ અભાગિયા બાળકો આ દુનિયામાં જન્મ્યા કરશે.

# એક દિવસ માટે ખુદા

સંપાદક સત્યાનંદ

તાજા જ જન્મેલા એક બાળકનું ભાગ્ય લખીને ખુદાતાલા પોતાના ચુનંદા ફિરસ્તાઓ સાથે આકાશ મારગે જવા કરતા હતા ત્યાં જ એક મૌલવીએ લાગલા જ એમના પગ પકડી લીધા! ખુદાએ ઘણી ધાક–ધમકી દીધી, પણ મૌલવીએ પગ ન જ છોડયા. ખુદાને દરબારમાં પહોંચવાની ભારે ઉતાવળ હતી. એટલે એમણે પેલા મૌલવીને નાહક ધમકાવવાની રીત ટાળી. ખુદા એને સમજાવવા લાગ્યા, અને તે એટલે સુધી કે પગ છોડી દેવા માટે આજીજી–વિનંતિ પણ કર્યાં. પણ મૌલવી એક નો બે ન થયો.

લાચાર ખુદા જમીન પર ઉતરી ઊભા થઈ ગયા. મૌલવીને પૂછ્યું કે ભાઈ, તારે શું જોઇએ છે? આ વિષયમાં અત્યાર ઘડી સુધી મૌલવીએ કશો વિચાર તો કર્યો નહોતો, તો હવે કરવું શું? તે બિચારો જલદી નક્કી ન કરી શક્યો કે ખુદા પાસેથી શું માંગવું. ખુદાને એકેક પળ એકેક વરસ જેવી જતી હતી, આટલું મોડું થાય તે કેમ પોષાય? એમણે ફરી ફરીને પૂછ્યું કે ભાઈ શી તારી ઇચ્છા છે?

પણ, આટલા સમય પછી પણ મૌલવી નક્કી કરી શક્યા નહિ કે શું માંગવું. એ તો હેબક જ ખાઇ ગયા'તા: આખરે ખુદા તો ગેબી રીતે અંતરધાન થઈ ગયા. જતા જતા કહેતા ગયા: 'મિયા, વિચાર કરીને કાલ કહેજે, શું ઇચ્છા છે તે. આ જ વખતે, આ જ ઠેકાણે કાલે મળીશ!'

*

માથું ખંજવાળતા ખંજવાળતા મૌલવી તો ઘેર પહોચ્યા. ઘેર જઇને બીબીને આખી વીતક કહી સંભળાવી.

બીબી કહે, 'વાહ રે મિયાં વાહ! મોકાની ઘડીએ એટલુંય વિચારી ન શક્યા તમે? સીધી–સાદી વાત હતી. હું જો તમારી જગ્યાએ હોત તો સીધી કહી દેત: 'ખુદાવન્દ કરીમ, જે દિવસે મને ઇચ્છા થાય તે દિવસે ભાગ્ય લખવાનું કામ મને ભળાવવું.'

બીજે દિવસે ખુદા એ જ જગ્યાએ અને સમયે મૌલવીને મળવા આવ્યા. વળી એ જ પૂછ્યું, કે તારી શી ઇચ્છા છે. મૌલવીએ નમનતાઇથી નીચા નમીને અરજ ગુજારી કે, 'હે બન્દાઓના ખુદા! મારી આ અરજ કબૂલ રાખો કે જે દિવસે મને ઇચ્છા થાય, તે દિવસે હું દુનિયાની ભાગ્યરેખા લખી શકું.'

ખુદાએ તો આ અરજ મંજૂર કરી દીધી, અને તેઓ તો ફિરસ્તાઓની પાલખીમાં બેસીને સાતમે આસમાને પોતાના ખાસ દરબારમાં પાછા ચાલ્યા ગયા.

*

મહિનાઓ વીત્યા ને મૌલવીને ત્યા બાળક જન્મ્યું. મૌલવીએ હવે ખુદાની યાદ કરી. એકાએક લાખો સૂરજના નૂર જેવી ઝગાહળા થતી ખુદાની પાલખી મૌલવીની ડેલીએ આવીને ઊભી રહી. મૌલવી તો ખુશખુશહાલ થઇ ગયા. તેણે કહ્યું, 'પરવરદિગાર, આજે મને મારી ઇચ્છા પૂરી કરવા દો.'

ખુદાને ત્યા કશી ખોટ હતી તે વાર લાગે? ખુદાએ જાતે જ પોતાનો તાજ ઉતારીને મૌલવીના માથા પર મૂકી દીધો અને ભાગ્ય લખવાની કલમ પણ એના હાથમાં પકડાવી દીધી.

મૌલવીએ આંખો ઉઘાડીને નજર કરી તો સડક જ થઇ ગયા. આભા જેવા થઇ ગયેલા

[જુઓ પાનું ૧૨

# વિદ્યા માટે તપ

નિરુપમા પટેલ

ક્લીએન્થિસ નામના એક મહાન તત્ત્વચિંતક થઈ ગયા. તેઓ ઝીનોના શિષ્ય હતા. તેમના વિદ્યાકાળની આ વાત છે.

તેઓ ઘણા જ નિર્ધન અને અનાથ જેવા હતા કે બચપણમાં વિદ્યા મેળવવાનું એમને માટે લગભગ અશક્ય જેવું જ હતું. પણ તેઓનો વિદ્યાનો રસ એટલો સાચો અને ઊંડો હતો કે તેમણે મજૂરી કરી કરીને પૈસા કમાવા માંડ્યા અને મજૂરીના પૈસાથી ગુજરાન ચલાવીને પણ ઝીનોની વિદ્યાપીઠમાં જવા માડ્યું. મજૂરી ઓછી મળે અને ભૂખ વેઠવી પડે તો ભલે, પણ શાળામાં જવાનું તો એક દિવસ પણ તેઓ ચૂકતા નથી.

જેમ જેમ એમની ઉંમર વધતી ગઈ તેમ તેમ તેમનો અભ્યાસ પણ વધતો ગયો. અભ્યાસ વધતાંની સાથે જ એમનો વિદ્યારસ પારાવાર વધી ગયો. દિવસનો સમય મજૂરીમા જતો'તો, તે તેમનાથી સહેવાયું નહિ, કારણકે તે વિદ્યાપ્રાપ્તિમા વિઘ્નરૂપ હતો અને તેથી તેમણે દિવસે મજૂરી કરવાનું છોડી દીધું અને સવાર-સાંજનું કામ લીધુ. સવારે તેઓ એક માળી વતી બાગને પાણી પાવાનું કામ કરતા અને રાતસોરા એક બાઇનું દરણું દળી આપવાની કામગીરી બજાવતા.

દિવસે મજૂરી કરવાનું તેમણે બંધ કર્યું અને રાત વખતે દરણાં દળી આપવા બહાર જવાનું શરૂ કર્યું એટલે તેમના આડોશીપાડોશીઓને પાકો વહેમ પેઠો કે ક્લીએન્થિસ કશાય ચોરી કરવા જતો હોય અને ચોરી કરીને પેટ ભરતો હોય. આ વાત ઊડતી ઊડતી ન્યાયાધીશને કાને પહોંચી.

ન્યાયાધીશે ક્લીએન્થિસને બોલાવ્યો અને આ અફવા બાબત તેનો ખુલાસો માગ્યો. ક્લીએન્થિસે પેલા માળીને અને દરણાવાળી બાઇને સાક્ષી લેખે રજૂ કર્યાં. તેમને ન્યાયાધીશે પૂછપરછ કરી તો પૂછતાં જણાયુ કે ક્લીએન્થિસ સાંજ—સવાર ઝાડ પાવાનું ને ગતના દરણાં દળવાનું કામ કરે છે અને મહેનતથી ખ્વી ગુજરાન જેગું કમાઈ દિવસ આખો તો વિદ્યાનુરાગમાં જ ગાળે છે!

* * *

હિલેલ નામના એક ગરીબ વિદ્યાર્થીનો વિદ્યાપ્રેમ પણ વિદ્યાનુરાગના વિષયમા નોંધપાત્ર છે.

છેક નાનપણમાં જ એના માતાપિતા મરી પરવારેલા અને એને આશરો આપનાર કોઈ જ નહોતું. ખાવાનાં સાંસા હતા. નિશાળે જવાનું તેને મન તો ખૂબ થાય, પણ પૈસા કયાથી લાવે? નિશાળમાં તો દાખલ થતાં જ રોજે રોજની ફી આપવી પડતી, તે લાવવી કયાંથી?

તેણે મજૂરી કરવા માંડી. મજૂરીની આવકમાંથી એકઠી થયેલી રકમમાંથી અડધી તેણે ફી માટે કાઢી અને તે આપીને શાળામાં દાખલ થયો. થોડા દિવસ તો આમ ચાલ્યું, પણ પછી એકાએક એવું થયું કે જે ધંધામા તે મજૂરીએ જતો તે જ એકદમ બંધ થઈ ગયો. હવે શું કરવું? એક દિવસ તેને બિલકુલ મજૂરી ન મળી અને ખાવાનું ય ન મળ્યું. અન્ન વિના રહેવાનું તેને સહ્ય હતું પણ શાળામાં વગર પૈસે તેને દાખલ થવા ન દીધો તે તેને ઘણું વસમું લાગ્યું. પણ શું કરે?

શાળામાં એક કાચની બારી તૂટી ગઈ હતી અને ત્યાં શાળાનો તમામ ક્રમ સંભળાતો. હિલેલ તો ત્યાં ઊભો રહી ગયો અને બહાર ઊભો ઊભો જ પાઠ સાંભળવા લાગ્યો. એક વખતે તે પાઠ સાંભળતો હતો ત્યાં જ સંધ્યાકાળનો બરફ વરસવા લાગ્યો, અને હિલેલને તો તેની કશી જ ફામ પણ ન રહી, તે પાઠ સાંભળવામાં મગ્ન હતો. એમ ને એમ એ ત્યાંનો ત્યાં જ ઠરી ગયો.

બીજે દિવસે વહેલી સવારે શાળાનું કામ શરૂ થયુ તે વખતે કાચની બારીમાથી સૂર્યનું તેજ આવતું તે અટકેલું જોઈને સૌ વિદ્યાર્થીઓની નજર એ બાજુ ગઈ. જુએ છે તો હિલેલ! રોજનો એમનો સાથી, જે બે દિવસથી ગેરહાજર રહે છે! તરત જ બધા બહાર ગયા અને હિલેલને ઊંચકી લાવ્યા, દેવતા સળગાવી તેનુ શરીર પુષ્કળ શેક્યું અને ઘણાં જ ઉપચારને અંતે તેનામાં જીવ આવ્યો. અને પછીથી તેને વગર ફીએ નિશાળમા આવવાની છૂટ આપવામાં આવી.

# સ્નેહમયી

**યતીન્દ્રનાથ વિશ્વાસ**

રાતના બાર વાગી ગયા હતા. અવનીબાબુને ઊંઘ આવવા લાગી, આંખો ઘેરાઈ રહી હતી. બરાબર ત્યારે જ એમણે નીચલા ખંડમાં કોઇ એક સ્ત્રીનું રુદન સાંભળ્યું. પાછળ જ મારઝૂડનો અવાજ સંભળાવા લાગ્યો. રુદન ચાલુ જ હતું. એમણે પોતાનાં પત્ની કૃષ્ણભામિનીને કહ્યું: 'લાગે છે, વળી પેલો પોતાની ઘરવાળીને મારી રહ્યો છે.'

કૃષ્ણભામિનીએ ચીડાઈને કહ્યું: 'આ રોજે રોજની મારપીટ હવે તો ટળે તો સારું. ત્રીસે ય દિવસ આની આ નીચતા! આ તે કેમ કરીને સહન થાય?...'

તેઓ હજી આગળ કશું કહેવા જાય ત્યાં જ, નીચે કુંજલાલની પત્ની સહસા ચિત્કાર કરી રડી પડી...'મારી જ નાખોને, મને મારી નાખો. મરું તો આ રોજ રોજના નરકાગારમાંથી તો છૂટું. હવે તો તમારો અત્યાચાર સહન થતો નથી.'

વળી ગડદા-પાટુના પ્રહારનો અવાજ અને રોવા-કકળવાનો અવાજ, 'અરે બાપ રે, ઓ રે મારી મા... મારી નાખી...'

અવનીબાબુ પોતે પોતાને કહેતા હોય તેમ બોલ્યા: 'ના, આ સેતાનને ઘરમાં રાખી શકાય નહિ. રોજ કહું છું, ઘર ખાલી કર, પણ કરતો જ નથી તો...'

'ઘરભાડું ય ત્રણ મહિનાનું બાકી છે.' કૃષ્ણભામિનીએ પતિની વાત સાંધવા કર્યું.

એ જ વખતે કુંજલાલની દીકરી સુષમાએ ઉપર આવીને અવનીબાબુના ઓરડાનું બંધ બારણું ખખડાવ્યું અને બોલી, 'તાઉજી!'

અવનીબાબુએ પૂછ્યું: 'કોણ?'

'હું છું, સુષમા, તાઉજી! ખોલો ને!' છોકરી ભયભીત સ્વરે બોલી.

કુંજલાલ શરાબી છે. કોઇ એક મોટર કારખાનામાં મિસ્ત્રીનું કામ કરે છે. રોજ રાતે દારૂ પીને લથડતો-પડતો ઘેર પાછો ફરે છે અને આવીને સુષમાની બા પર અનેક જાતના હલકટ અને ગંદા અત્યાચારો શરૂ કરી દે છે.

સુષમાનો અવાજ સાંભળી અવનીબાબુએ બારણું ઉઘાડ્યું. સુષમાએ ઘરમાં પ્રવેશ કર્યા વિના જ પ્રાર્થના કરી– 'તાઉજી, જો આપ નીચે નહિ આવો, તો...'

'એ દારૂડીઆની તો આ રોજની વાત છે. હું ત્યાં આવીને કરું ય શું?' અવનીબાબુએ વચ્ચે જ કહી દીધું.

કૃષ્ણભામિનીએ પણ ગુસ્સે થઈને સંભળાવી દીધું: 'અમારું ઘર જલદી ખાલી કરી દો તમે લોકો. અમે તમારા જેવા લોકોને અમારા ઘરમાં રાખી શકીએ નહિ.'

સુષમા સવિનય બોલી: 'તાઇજી, બાપુ ઘર શોધી રહ્યા છે. આ મહિનામાં જ અમે ઘર બદલી લઈશું.'

'...મહિનો-બહિનો મારે કશું નથી સાંભળવું. કાલે જ તારા બા-બાપુને ઘર ખાલી કરી દેવાનું કહી દે...'

સુષમા. સોળ વરસની એની ઉંમર. બાળક નથી, સમજણી છે. સ્વાભાવિક જ છે કે એની સામે જો કોઈ એના મા-બાપ પ્રત્યે અસન્માન દર્શાવે તો તે તેનું સમર્થન ન કરી શકે.

નીચેના ઓરડામાં માસિક રૂપિયા ત્રીસના ભાડે કુંજલાલ રહે છે-બે ઓરડા અને એક નામમાત્રનું રસોડું. બે વરસથી એ પોતાની પત્ની મનોરમા અને દીકરી સુષમા સાથે અહીં રહે છે. શરૂમાં તો મહિનો પૂરો થાય ન થાય ત્યાં જ તે ભાડાનાં ત્રીસ રૂપિયા લાવીને અવનીબાબુના હાથમાં મૂકી દેતો. કુંજલાલમાં કઇ કઇ નીચતા છે એની કશી ખબર ત્યારે અવનીબાબુને નહોતી પડી. પાછળથી બધું જણું થયું.

સુષમા ખાસ સુંદર તો ન કહેવાય, પણ તો યે તે સુંદર તો છે જ. બુદ્ધિમાન પણ. થોડું ઘણું ભણી પણ છે. સંસારમાં કોની સાથે કેવો-કેટલો વર્તાવ-વ્યવહાર રાખવો એની તેને સારી એવી સમજણ છે. ઉપરના ભાગમાં અવનીબાબુ પોતાના પત્ની સાથે રહે છે. એમને સંતાન નથી. કોઇના શીખવ્યા-કારવ્યા સિવાય જ સુષમાએ આ ઘરમાં આવતાં જ અવનીબાબુ સાથે 'તાઉજી'નો સંબંધ જોડી લીધો. અને એમના પત્નીને 'તાઈજી' કહેવા લાગી. કારણ, અવનીબાબુ ઉંમરમાં કુંજલાલ કરતાં મોટા હતા.

કૃષ્ણભામિની કદાચ હજી કાંઇક વધારે કહેત, પણ ફરી, બે-ચાર પ્રહારના અવાજ અને મનોરમાનું કરુણ ક્રંદન સાંભળીને અવનીબાબુ લાંબો વખત ઊભા રહી શક્યા નહિ. નીચે ઉતર્યા અને કુંજલાલના બારણા પાસે બહાર ઊભા રહીને, કઠોર અવાજ કરીને બોલ્યા: 'સારા માણસોના ઘરમા રહીને, આ તે શી નીચતા તેં આદરી છે?... શું નશાબાજી દેખાડવા બીજી કોઇ જગ્યા તને નથી મળતી!'

કુંજલાલ એ વખતે બરાબર પીધેલો હતો. નશો સારી પેઠે ચડયો હતો. બંને આંખો લાલઘૂમ હતી. હાથમાં એક ખાલી પ્યાલો રાખીને તે મનોરમા તરફ ઝૂમતો હતો અને કહેતો હતો: 'એક ગ્લાસ પાણી માગ્યું,... તો કહે છે કે નહિ દઉં, જઈને જાતે પી લો.... આવી ગુમાખી, આટલું ગુમાન!... ચામડી ન ઉતરડી લઉં.' આમ કહીને હાવે તેની ગંદી ભાષા બોલવા લાગ્યો—અવનીબાબુની વાત તો એને કાને પડી જ નહિ.

મનોરમા આઘાત-જર્જરિત, અપમાનિત, અને લાંછિત થઈને અવનીબાબુની સામે, કુંજનલાલને લડવા લાગી; 'હા, હા, નહિ દઉં પાણી જઈને જાતે કેમ ન લઇ લો!'

કુંજનલાલનું પૌરુષ—જે સદાયે સ્ત્રીને પોતાની દાસી જ સમજવામાં રાચે છે—મનોરમાના આ 'દુરાગ્રહ'થી વધુ ઉદ્દીપ્ત થયું. એ એક બે ગંદા શબ્દો બકી ઊઠયો. પ્યાલાનો ઘા કર્યો. કાંસાનો પ્યાલો, સંજોગ-વશ વળી મનોરમાને તો ન લાગ્યો, બદલે એક તીવ્ર ઝણઝણાટ સાથે જમીન પર પડયો અને અચળ પડી રહ્યો.

બારણા પાસે ઊભેલા અવનીબાબુએ ઉંબરા ઉપર પગ મૂક્યો અને લગભગ ગર્જના કરતા હોય એવડો સૂર કાઢીને કહ્યું: 'શું ગાંડપણ મચાવ્યું છે આ!'

આ વેળાએ કુંજલાલે પાછું વાળીને જોયું અને એ જ કેફમાં ગાળ બોલીને કહ્યું: 'કોણ કહે છે કે મેં ગાંડપણ મચાવ્યું છે?'

કૃષ્ણભામિની પણ અવનીબાબુની પાછળ નીચે આવી પહોંચ્યાં હતાં. એમણે કુંજલાલનો મિજાજ જોઈ લીધો. અને તેથી અવનીબાબુને કહ્યું, 'આપ ઉપર ચાલ્યા આવો. આ બંધાણી દારૂડીઓ છે. ક્યાંક આપણને મોંફાનું મારી બેસે તો!...'

અવનીબાબુએ એ બાજુ ધ્યાન આપ્યા સિવાય જ કુંજલાલને ધમકાવ્યો: 'બંધ કર છ કે નહિ, તારી આ બદમાસી?... શું આ ઘરમાં બધા જ તારા જેવા જ બદમાશ-લફંગાઓ જ સમજી બેઠો છો?... ભાન છે કે હમણાં, આ ઘડીએ જ મકાન-માથી બોચી પકડીને કાઢી મેલીશ?... દારૂ પીને રાજા થઇ બેઠો ને વળી અધરાતે મૈરીને મારવા બેઠો છે, શરમાતો નથી કે?...'

મોઢું પહોળું કરીને કુંજલાલ જોઈ રહ્યો. 'અરધી રાતે મારી મૈરીને હું ન મારું તો કોણ મારશે?... શું તું મારવાનો હતો?... કયા સરગમાંથી દેવતા થઇને ઉતરી આવ્યા છો તમે?... કહો તો ખરા...?'

અવનીબાબુ ખાસ્સા બલિષ્ઠ છે, કસરતી શરીર છે. બાળપણમાં અને જુવાનીમાં ખૂબ ખાધું પીધું અને કુસ્તી-કસરતનો સારો શોખ કેળવેલો. કુંજ-લાલની આવી અસભ્ય વાતો તેઓ સહી ન શક્યા. તરત જ તેમણે ઝભ્ભાની બાંય ચડાવી, ઘરમાં ગયા, 'રાસ્કલ, મોં સંભાળીને વાત કર, નહિતર હમણાં ને હમણાં બત્રીશું કાઢી નાખીશ.'

'...વાહ! ભારે આવ્યા બીજાનું બત્રીશું કાઢી આપનારા!' કુંજલાલે ડાબા હાથની આંગળીઓને વિચિત્ર ઢંગમાં હવામાં ઘુમાવી અને એક ડગલું

આગળ આવીને કહ્યું: 'મરદનો દીકરો કહું એક થપ્પડ તો મારી જો. કાલે જ રોબર્ટસન સાહેબને કહીને તારા ઘર પર જપ્તી ન બેસાડું તો કહેવું. પબ્બર તો છે ને રોબર્ટસન મારા 'હાથ નીચે કામ કરે છે... યાદ રાખજે તને ધાન ધાન ને પાન પાન ન કરી નાખું તો મારું નામ કુંજલાલ નહીં!...'

રોબર્ટસન કુંજલાલનો હેડ મિસ્ત્રી છે, એના હાથ નીચે જ બધા દેશી મિસ્ત્રીઓ કામ કરે છે. કુંજલાલ નશામાં ન હોય ત્યારે પણ વારે વારે લોકોને કહ્યા કરતો હોય છે: 'રોબર્ટસન પર સૌથી વધુ ચલણ મારું છે. હું જે કહું તે કરવા તે તૈયાર હોય છે.'

નશાના મદમાં ને મદમાં અવનીબાબુને ય તે કદાચ પોતાનો કારખાના કામદાર સમજી બેઠો!

અવનીબાબુએ પણ ચીડમાં જવાબ દીધો: 'અબઘડી બતાવી દઉં તને ને તારા રોબર્ટસનને. ઊભો રે'જે જરા...' આટલું કહીને તેઓ એવા તો જોશભેર આગળ ધસ્યા કે પેલો પાછળ હટતો બોલી ઊઠ્યો: 'કહી દઉં છું, જો મને હાથ સરખો ય લગાવ્યો છે તો!... ખબર નથી, કુંજલાલ મરવા-મારવાની પરવાહ રાખતો નથી.'

મનોરમા અવનીબાબુને જોઈને માથાનું ઓઢણું જરા નીચે સરકાવીને ચૂપચાપ આંસુ લૂછવા લાગી. કૃષ્ણભામિની ઝટપટ ઘરમાં આવી પહોંચ્યાં અને અવનીબાબુનો હાથ પકડીને તેમને બહાર ખેંચી લાવ્યાં, 'ચાલો, તમે અહીંથી નીકળી આવો.'

'વાહ! ભારે બહાદુર છો. જાતમાં જોર ન મળે, તે ઘરનું બૈરું સાથે લઈને આવ્યો! .. જા, જા ઘર ભેગો થઈ જા..'

અવનીબાબુ વળી એકવાર બહારથી ધૂરકયા, જવાબમાં કુંજલાલે અનેક જાતની ગાળોનો વરસાદ વરસાવ્યો. અંતમાં અવનીબાબુને ય બેત્રણ સરખી એવી ગાળો સંભળાવી. આ વખતે અવનીબાબુ પોતાને રોકી શકયા નહિ. સીધા એની પાસે ધસી ગયા અને એનું ગળું પકડીને ત્રાડ પાડીને કહ્યું: 'બોલ, ગાળો બોલવાનો કે? દબાવી દઉં તારો હૈડિયો?...'

કુંજલાલે આ અગાઉ પણ નશામાં ટંટા તો મચાવેલા, અને અવનીબાબુ સમજાવીને ઉપર ચાલ્યા ગયેલા. પરંતુ આ વેળા જેવી અવનીબાબુની અગ્નિ-મૂર્તિ સુષમાએ ક્યારે ય જોઈ ન હતી. આજે તો અવનીબાબુ સાચે જ કુંજલાલને પૂરો કર્યા વગર નહિ છોડે. સુષમા જોઈ રહી કે ગળું દબાવાથી બાપુ તરફડિયાં મારવા લાગ્યા છે. તે ભયભીત થઈ બોલી ઊઠી: 'તાઉજી! છોડી દો. હવે બાપુ કોઈ દિવસ...'

મનોરમાએ ઉત્તેજન આપ્યું: 'ઠીક જ થઈ રહ્યું છે. એને જિંદગીભરની યાદ કરાવી દો આજે તો.'

કુંજલાલ પણ હવે તો ઠૂવો મેલીને રોવા લાગ્યો હતો. સુષમાએ ભારે આજીજી કરી કરીને કુંજલાલને અવનીબાબુના જોરદાર હાથમાંથી છોડાવ્યો. તે પલંગ પર ફસકી પડ્યો અને રોવા લાગ્યો. પછી બોલવાનું તો ક્યાં રહ્યું!

અવનીબાબુએ જતાં જતાં ક્રોધથી લૂખ્ખા-સૂકા અવાજે કહી દીધું: જો સુષમા, જો! કાલે જ આ-બાપુને કહી દે, અને અમારું ઘર ખાલી કરી જાઓ... નહિતર પછી કોર્ટ મારફત મારે ખાલી કરાવવું પડશે. સમજી?'

ઘરમાંથી જ અપરાધણ જેવી સુષમા બોલી. 'વારુ!'

* * *

બીજે દિવસે કારખાનામાં રજા હતી. કુંજલાલ મોડો ઊઠ્યો. ઊઠ્યો. ત્યારે નશો રગમાંથી ય ઊતરી ગયો હતો. હવે તે શરાબી મટી સજ્જન માણસ બની ગયો હતો. રાતની ઘટનાનું તો તેને મુદ્દલ સ્મરણ નો'તું.

હકીકતમાં ય કુંજલાલ સારા ઘરનો છોકરો છે. સંગદોષથી જ તેનામાં પીવા-કરવાના દુર્ગુણો પેસી ગયા છે. એ દુર્ગુણોને લીધે જ એને એના તમામ સ્વજન મિત્રો છોડી ગયા છે. છતાં પણ તે નશામાં ન હોય ત્યારે સજ્જનવટ છોડતો નથી. વખતો વખત તે પોતાના પતન બદલ અનુતાપ પણ કરે છે.

ગઈ રાતની આખી વાત તેણે સુષમાને મોઢે સાંભળી, ને શરમથી રાતોચોળ થઈ ગયો, અને વિચારવા લાગ્યો કે કયે શબ્દે અવનીબાબુની ક્ષમા માગવી....

એ ગડમથલમાં જ તે પડ્યો હતો ને અવનીબાબુએ બહારથી અવાજ કર્યો: 'સુષમા....!' સુષમાએ સાંભળ્યું નહિ, કુંજલાલે સાંભળ્યું, પણ બોલવાની હિંમત ન ચાલી.

અવનીબાબુએ વધુ જોરથી કહ્યું: 'સુષમા ...'

'આવી, 'તાઉજી...' અપરાધણ પેઠે ગભરાતી-સંકોચાતી સુષમા બોલી.

તેને બહાર આવતી જોઈને જ અવનીબાબુએ ઊંચે સૂરે પૂછ્યું: 'તેં તારા બાપ-બાપુને કહી દીધું'ને કે આજે ઘર ખાલી કરી દેવાનું છે?... ક્યારે ખાલી કરે છે તેઓ...?'

નિરુત્તર સુષમા માથું ઝૂકાવીને ઊભી રહી. અવનીબાબુએ ફરી પૂછ્યું: 'કહ્યું છે કે નહિ, બોલ?'

સુષમાએ એક ક્ષણ કરુણ આંખે એમની સામે જોયું, અને વળી પાછું મો નીચે ઢાળી દીધું. અવનીબાબુ ક્ષણેક ચૂપ રહ્યા, પછી પૂછ્યું: 'તારા બાબાપુ જાગ્યા?'

આ વખતે કમાડ પાસે આવીને કુંજલાલે કહ્યું: 'આ રહ્યો ભાઈ! હું ઊઠ્યો છું ને. નમસ્કાર!' અને બે હાથ જોડી ઊભો રહ્યો.

આ વખતે તે તદ્દન જુદો જ માણસ હતો, બીજો જ, કુંજલાલ.

અવનીબાબુએ ગુસ્સે થઈને કહ્યું: 'ભાઈ-બાઈની વાત છોડો! હું એ જાણવા માગું છું કે તમે મકાન ક્યારે ખાલી કરો છો? અને ત્રણ મહિનાનું ભાડું, રૂપિયા નેવું...'

વચ્ચે જ કુંજલાલ નમ્રતા પૂર્વક બોલ્યો: 'ભાઈ, પહેલા મને એ કહો, આપે મને માફ કર્યું કે નહિ? ભાઈ, હું ઘણો જ લાજું છું. મને માફ કરો છો કે નહિ? ગઈ રાતે હું હોશમાં જ નહોતો ...'

'તારા હોશ રહે કે સદા મારે ચાલ્યા જાય, મારે તે જાણવાની કોઈ જરૂર નથી. હું માત્ર એ જાણવા માગું છું કે કોર્ટ-કજિયા સિવાય મારું ઘર તું ખાલી કરે છ કે નહિ?... મારે આવો દારૂડીઓ બાડૂત ન જોઈએ, મારા ઘરમાં!'

'ભાઈ, હું દારૂડીઓ નથી ... આપના ચરણોના સોગંદ ખાઈને કહું છું, કાળીમાના સોગંદ ખાઉં છું. મેં આપને અગર એક પણ અપશબ્દ કહ્યો હોય, એક પણ અપમાનજનક શબ્દ કહ્યો હોય તો મારી જીભ તૂટી જાય હું મારી એકની એક દીકરીને માથે હાથ મૂકીને કહું છું, ભાઈ! આપને કહ્યું જ કંઈ નથી. અગર મારા ઉપર કાલે કોઈ ભૂત-પ્રેત સવાર થઈ ગયું હોય, અને...'

'જુઓ, હું તમારી વીતક સાંભળવા નથી આવ્યો. હું ફક્ત એ કહેવા આવ્યો છું કે તું મારું ઘર છોડી જા.'

'છોડી દઈશ, ભાઈ—આ ઘર હું જરૂર છોડી દઈશ. આખરે ત્રીસ રૂપિયા ભાડું ય હું ક્યાંથી ભરી શકું? મારે એટલી આવક જ ક્યાં છે?... નારિયેળ ડાગાની વસ્તીમા એક ઘર જોઈ રાખ્યું છે. આગલે મહિને ત્યાં ચાલ્યો જઈશ ... આપનો એક પૈસો ય મારે ઓળવવો નથી. જતી વખતે પૈએ પૈસો ભરપાઈ કરી જઈશ.'

જવાબમાં અવનીબાબુ કશુંક કહેવા જતા હતા, ત્યાંજ કુંજલાલે જરા અટકીને કહેવાનું ચાલુ રાખ્યું:— 'પણ, જાણો છો ને, ભાઈ! હું અત્યારે ત્યાં શાથી નથી ચાલ્યો જતો? શાને અચકાઉં છું? જાણો તો છો જ, છોકરી ઉમર લાયક થઈ છે, અને એ વસ્તી હરામી લોકોની—દુનિયા આખીના ગુંડા-આવારાનો અડ્ડો ...'

વચ્ચે જ અવનીબાબુએ કહ્યું: 'અને તું વળી ક્યાંનો સજ્જન?... પહેલા તો ખબર નો'તી, એટલે જ ઘર ભાડે દીધુ,... બાકી તારે લાયક ઠેકાણું તો તે જ છે. ત્યાં જઈને રોજ પી કરીને વહુ-દીકરીને માર-પીટ કર્યા કરજે તુ તારે ...'

કુંજલાલે કહ્યું 'ભાઈ, આપ મારાથી મોટા છો. ઉંમરમાં, પદમાં, વિદ્યા-બુદ્ધિમાં, બધી રીતે મોટા છો.

હું કોઈ ભૂલ કરું તો આપ મને મારજો, પકડીને ખાસડાં મારજો, હું કાંઈ નહિ બોલું. હું એ જ ઇચ્છું છું...પણ પણ, જાણો જ છો, અમારા ઘરની સ્થિતિ. ક્યાં સુધી હું આપને મારા દુઃખની વાત કરું? મારા કારખાનાનો માલિક માનિકબાબુ કહે છે કે, તે સુષમા સાથે લગન કરશે. તેને તે ઘણી જ પસંદ આવી છે. પણ આપ જ કહો, બાપ થઈને હું એ રખડુ આવારાના હાથમાં મારી દીકરી કેમ કરી સોંપું?... એની ચાલચલગત ઘણી જ ખરાબ છે. ગયે વરસે જ કારખાનાના શીવુ મિસ્ત્રીની ઘરવાળીને લઈને નાસી ગયો 'તો, એ સિવાય...'

આ બધી ગંદી વાતો સાંભળવાનું અવનીબાબુને મુદ્દલ નો'તું ગમતું. વચ્ચે જ એમણે કહ્યું: આ બધી તારી ખાનગી વાત તું મને નકામી કરે છે. હું આ કાંઈ સાંભળવા નથી આવ્યો...હું તો તને એ કહું છું કે બે દિવસમાં ઘર ખાલી કરી આપ, નહિતર હું બીજી વ્યવસ્થા કરીશ. આ કહી રાખ્યું તને...'

પછી, અવનીબાબુએ અપરાધણ જેવી, મૂંગી ઊભી રહેલી સુષમા ભણી જોઈને કહ્યું: 'જો સુષમા! તું તારા બા-બાપુને સમજાવીને પરમદિવસ સુધીમાં મકાન ખાલી કરાવી દે, બીજો મારી પાસે સમય નથી. ઑફિસે જવાનો સમય થઈ ગયો છે. સમજી?'

સુષમાએ ગરદન નમાવીને વિનીત થઈ જવાબ દીધો, 'વારુજી!'

અવનીબાબુ ઉપર ચાલ્યા ગયા.

* * *

કૃષ્ણભામિનીને મનોરમા સાથે અણબનાવ હતો. પાણીના નળને માટે જ મોટે ભાગે તો તકરાર થયા કરતી. અવનીબાબુ ઑફિસે ગયા તે પછી મનોરમા જ્યારે પાણી માટે નળ પાસે આવી અને જોયું તો પાણી ઘણું જ ધીમું ધીમું આવતું હતું. કૃષ્ણભામિનીને સંભળાવવા બોલી: 'એક ટીપું ય પાણી આવતું હોય તો હરામ. ઘરધણીઆણી જ બધું વાવરી નાખે છે, પછી નીચેવાળા ભાડૂતોની શી દશા! કેમ કરીને ચાલે!'

કૃષ્ણભામિનીએ સાંભળીને રોષમાં કહ્યું: 'ન ચાલે તો ઘર ખાલી કરીને જાઓને ચાલ્યા! અમે કોઈના પગ પકડી નથી રાખ્યા. સવાર-સાંજ બે ટાઈમ તો કહીએ છીએ કે ભાઈ જાઓ, ટળો. પણ આજ જઈશું, કાલ જઈશું કરતાં ટળો છો ક્યાં? આજે જ ખુદ ઘરધણી ગયા'તા કે'વા, કે ભાઈ ઘર ખાલી કરો. ત્યારે તો તારો પતિ બે હાથ જોડીને કરગરતો હતો. અને, ત્રણ મહિનાનું તો ભાડું બાકી છે. હવે લજવા, જરા લજવા! આ તો ઉપર જતાં શાહજાદી થઈને રુવાબ કરે છે...'

મનોરમાએ તરત ગળું ખંખારીને ઊંચે સાદે જવાબ દીધો: 'બાપ રે બાપ! ભારે રુવાબવાળી તું તો. ધણી ધણીઆણી અરધી રાતે પેચ કરીને મારા પતિનું ખૂન કરવા આવ્યા હતા...તે અટાણે એક ટીપું પાણી નથી આપતી ને ઉપર જતાં ટટા કરે છે?... એ રહી કોરટ, જાઓ, તમારું ચાલે તેટલું કરો. તમારી આ સાહેબી!'

કૃષ્ણભામિનીએ કહ્યું: 'તારા ઘરમાં અરધી રાતે અમે અમારી મેતે, મરજીથી નો'તા આવ્યા. શા સારુ તારી દીકરીને મોકલી'તી બોલાવવા, કે બચાવો? એ વખતે તો દારૂડીઆ ધણીની લાત ખાતી'તી, તારો રુવાબ ત્યારે ક્યાં ઊડી ગયો 'તો?...'

સારી પેઠે ટપાટપી ચાલી. મનોરમાએ અંતે ત્યાં સુધી કહી નાખ્યું કે, 'તમે બહુ સજ્જન માણસ છો, તો પછી તારો ધણી હું નહાતી હોઉં છું ત્યારે ઉપરથી તાકી તાકીને જોયા કરે છે, ત્યારે તેને શા માટે વારતી નથી...'

આ આક્ષેપ-લાંછન સાંભળીને કૃષ્ણભામિનીનું લોહી ઊકળી ઊઠ્યું.

આખો મહોલ્લો અવનીબાબુના સચ્ચરિત અને ભલા સ્વભાવથી સારી પેઠે પરિચિત હતો. વળી મહોલ્લાનું છોકરું ય મનોરમાનો સ્વભાવ જાણતું'તું. અરે, ઘણી વાર કૃષ્ણભામિનીએ પોતે પણ મનોરમાને કુંજલાલના એક મિત્ર સાથે સિનેમા નાટક જોવા જતા જોઈ હતી તો! એથી ય કંઈ વધારે વાતો મહોલ્લાની સ્ત્રીઓ મનોરમા બાબત જાણતી હતી. સંભવ તો એવો હતો કે આજે એ બધું

કૃષ્ણભામિની બોલી એમ, પણ કોણ જાણે કેમ સુષમાએ એના પગ પકડી, ક્ષમા યાચી તેને શાંત કરી દીધી.

સાંજે અવનીબાબુએ પત્નીને મોઢે બધું સાંભળી લીધું અને બીજી સવારે તો કોરટમાં જઈ કુંજલાલ પર કેસ માંડી દીધો. કુંજલાલની દારૂ પીવાની આદત વધતી જ ચાલી... દારૂની માત્રા પણ દિવસે દિવસે વધતી ચાલી. મનોરમા પર અત્યાચાર પણ વધવા લાગ્યો. હવે તો સુષમા પણ ક્યાંક ક્યારેક ઝપટમાં આવી જતી. પણ હવે અવનીબાબુ તેનો બચાવ કરવા જતા ન હતા. પરિણામે હવે સુષમા જ મોટે ભાગે બાને બચાવવા પોતે માર ખાઈ લેતી.

કેસ ખાસ્સો લાંબો ચાલ્યો. એક દિવસે કોરટ-માંથી કુંજલાલ પર એક નોટિસ આવી. 'એક મહિનાની મુદતમાં ઘર ખાલી કરી આપો.' એ જ અરસામાં, કોને ખબર ક્યારે, પણ મનોરમા પણ ઘરમાંથી છૂ થઈ ગઈ. તેનો પત્તો લાગ્યો નહિ કોણ જાણે ક્યારે, કોની સાથે ગઈ હશે!

સુષમાનું મો લજ્જા અને અપમાનથી ઝૂકી ગયું. તે હવે કુળત્યાગીની જનનીની વાત કોને જઈને કહે! તેને પોતાને જ આ બધી બાબત પર વિશ્વાસ નો'તો બેસતો. એને તો એ જ નો'તું સમ-જાતું કે તેની બાએ ક્યારે અને કેમ, આ આરંભે સુંદર જણાતો મારગ પસંદ કર્યો, અરેરે, દૈવ!!

દિવસ-રાત સુષમા પોતાના વિચારમાં જ ખોવા-યેલી રહેતી. એ જ અરસામાં માનિકબાબુ સાથે તેનો વિવાહ કુંજલાલે એક રીતે જોઈએ તો તો, સાવ પાક્કો કરી રાખ્યો. માનિકબાબુએ એ માટે કેટલાક પૈસા પણ કુંજલાલને આપી રાખ્યા.

અવનીબાબુનું ઘર છોડવાને હવે માત્ર દસ દિવસોની વાર છે. કુંજલાલે સુષમાનો વિવાહ એટલા અંતર સો નારિયેળ ડંગામાં ગયા પછી જ કરવાનો નિશ્ચય કર્યો હતો. સુષમા આ દિવસો દરમ્યાન વિચાર મગ્ન રહેતી હતી. કૃષ્ણભામિનીને મોં બતાવવામાં પણ હવે એ લાજતી હતી. કોઈને કાંઈ કહેતી નહિ, કોઈ સાથે વાત સુદ્ધાં કરતી, નહિ ચૂપચાપ આંસુ વહાવ્યાં કરતી, અથવા તો ઊંઘ્યાં કરતી. કોઈ પણ રીતે કાંઈક તૈયાર કરીને બાપને જમાડી લેતી. પોતે તો કો'ક દિ' ખાતી કો'ક દિ' ભૂખી સૂઈ રહેતી! આટલા દિવસોમાં તો તે કોણ જાણે કેટલા દિવસથી બીમાર હોય એવી થઈ ગઈ...

અને બરાબર આ દિવસોમાં એક દિવસે કુંજ-લાલ મોડી રાતે ઘેર આવ્યો. ખૂબ પીધેલી હાલતમાં હતો. સુષમાએ માંડ કરીને પથારીમાં સુવરાવ્યો. આજે કુંજલાલ તદ્દન બેભાન જેવો હતો નશામાં શુંનું શુ બકતો હતો. સુષમા એનો અસંબદ્ધ પ્રલાપ બધો તો ન સમજી શકી, પણ જે કાંઈ સમજી તેનો સાર એ હતો કે કુંજલાલને આજે મનોરમાની ભાળ પડી હતી. તે તેના જ એક મિત્રને ત્યાં હતી. કુંજલાલ ત્યાં જ તેને દંડ દેવા પહોંચી ગયો હતો. પણ તેને ત્યાં ઊલટો ખૂબ જ ખૂબ માર પડ્યો. અને એના અનુતાપમાં જ તેણે ખૂબ દારૂ ઢીંચ્યો. કણસતો-પ્રલાપ કરતો તે પડ્યો રહ્યો. તેને સારી પેઠે માર પડ્યો હોય એમ સુષમાને લાગ્યું.

અવનીબાબુ અને કૃષ્ણભામિનીને કુંજલાલના ઘરની આ સ્થિતિની જાણ હતી, પણ તે લોકો કોઈ જાતની પૂછપરછ કરવા નો'તા ઇચ્છતા. કૃષ્ણભામિની ક્યારેક ક્યારેક અવનીબાબુને કહ્યાં કરતાં કે 'જુઓ તો ખરા. કુલટા સ્ત્રી. જુવાન જોધ દીકરીને નિરાધાર મૂકીને વે'તી થઈ ગઈ.' આમ કહેતાં તે હંમેશાં સુષમાનો વિચાર કર્યાં કરતાં.

કુંજલાલની ચેતના પાછી ન આવી અતિશય દારૂ પીવાને લીધે તેનું સવારે જ મરણ નીપજ્યું. એ દિવસે જ કુંજલાલના કેટલાક મિત્રો તેને મળવા આવ્યા. રાતની ઘટના તેઓ જાણતા હોય તેમ લાગ્યું.

એ જ વખતે સુષમાનું હૃદયવેધક રૂદન સાંભળીને કૃષ્ણભામિની નીચે ઊતર્યાં, પણ ઘરમાં ન જઈ શક્યાં. કુંજલાલના કેટલાક મિત્રો 'શું કરવું જોઈએ, હવે.' એ વિષે પરસ્પર વાતચીત કરવા લાગ્યા. પ્રત્યેક વ્યક્તિને સુષમા પ્રત્યે સહાનુભૂતિ હોય એમ સૌ દેખાડતાં હતાં અને એમ કરીને સુષમાનું ધ્યાન

[જુઓ પાનું ૨૩

# દૃષ્ટાંતો દ્વારા ઉપદેશ

બાઈબલમાંથી

## ઊડાઉ દીકરો

જિસસે કહ્યું:

કોઈ માણસને બે દીકરા હતા. તેમાંના નાનાએ પોતાના બાપને કહ્યું: 'બાપુ! મારા ભાગનું ધન મને આપી દો.' બાપે પોતાની મિલકતના ભાગ તેમને વહેંચી દીધા. *

આ પછી થોડા જ દિવસમાં નાના દીકરાએ બધું વેચીસાટીને નાણું એકઠું કર્યું અને દૂર દેશાવર જવા ઊપડયો. ત્યાં લખલૂટ ખરચ કરીને પોતાનું બધું ધન તેણે વેડફી માર્યું. *

તેણે બધું જ નાણું ઊડાવી દીધું ત્યારે એ દેશમાં મોટો દુકાળ પડયો. આથી તે ભીડમાં આવી પડયો. પછી તે મુલકના એક દેશીજન પાસે જઇને તેણે નોકરી લીધી. આ નવા ધણીએ તેને પોતાના ખેતરમાં ભૂંડની રખેવાળી કરવા રાખ્યો.

ભૂંડ ખાતાં હતાં તે ભૂસાંથી તે નીરાંતે પેટ ભરવા માંડ્યો. કોઈએ તેને કાંઈ મદદ કરી નહિ. છેવટે તેની અક્કલ ઠેકાણે આવી ત્યારે બોલ્યો: 'મારા બાપને ઘેર કેટકેટલા નોકરોને પેટભરીને રોટલા મળે છે અને તેમને ખાતાં બટકું વધે પણ છે. ત્યારે હું અહીં ભૂખે મરું છું.'

'માટે હવે હું ઊઠીને ચાલતો થાઉં. મારા બાપને મળીને તેના પગમાં પડું અને માફી માગતાં કહું: 'બાપુ! મેં ભગવાનનો અને તમારો ગુનો કર્યો છે. હવે હું તમારો દીકરો ગણાવાને લાયક રહ્યો નથી. હવે તો તમારા એક પેટવડિયા નોકર દાખલ મને રાખી લો તો તમારો મોટો પાડ:' *

ત્યાંથી નીકળીને તે પોતાના બાપ પાસે આવ્યો.

પરંતુ હજી તો તે ખેતરવા આઘો હતો ત્યાં જ તેના બાપે તેને જોયો. બાપને તેની ઉપર દયા આવી. તેણે દોડીને દીકરાને બાથમાં લીધો અને તેની ઉપર વહાલ વરસાવ્યું. *

પછી દીકરાએ બાપને કહ્યું: 'બાપુ! મેં ભગવાનનો અને તમારો અપરાધ કર્યો છે. હવે તમારો પુત્ર ગણાવાને પાત્ર નથી.' *

પરંતુ બાપે પોતાના સેવકોને આજ્ઞા કરી: 'સુંદરમાં સુંદર જભ્ભો લાવીને આને ઓઢાડો. એક વીંટી લાવીને તેની આંગળીમાં પહેરાવો. મોજડીઓ લાવીને તેના પગમાં બંધબેસ્તી કરો. અલમસ્ત વાછડો લાવીને તેને વધેરો. આજ આપણે ખાશું પીશું અને મહેફિલ ઊડાવશું.' *

'કેમ કે મારો આ દીકરો મુઆ સમાન હતો તે આજે જીવતો પાછો આવ્યો છે. એના કોઇ વાવડ નહોતા તેને સાટે હવે તે હેમખેમ પાછો મળ્યો છે.' પછી બધાએ મહેફિલ માણી. *

એ માણસનો મોટો દીકરો ખેતરમાં હતો. ત્યાંથી ઘેર આવતાં જ દૂરથી તેણે નાચગાન થતાં સાંભળ્યાં. આથી એક ચાકરને બોલાવીને તેણે બધી વાત પૂછી. *

પેલા ચાકરે તેને વાત કરી: 'તમારો ભાઇ પાછો આવ્યો છે. આથી તમારા બાપુએ અલમસ્ત વાછડો હલાલ કર્યો છે; કારણ કે દીકરો હેમખેમ બાપને પાછો મળ્યો છે.

પણ મોટાભાઇને ક્રોધ ચડ્યો. તે અંદર જાય જ નહિ. આથી બાપ બહાર આવીને તેને સમજાવવા માંડ્યો. મોટો દીકરો બોલ્યો: 'લે! આટઆટલાં વરસોથી હું તમારી સેવાચાકરી કરું છું. વળી મેં કોઈવાર તમારું વેણ પણ

લોપ્યું નથી. તો ય તમે મને એક દિવસ પણ એમ કહ્યું છે ખરું કે: 'લે આ બકરીનું બચ્ચું અને તારા દોસ્તદારો સાથે મહેફિલ માણ.'

પરંતુ આ તમારો સપૂત જુઓ! તેણે મળેલા ભાગનું બધું જ ધન રામજણીઓમાં રોળી નાખ્યું. તો ય તેને દેખતાં જ તમે કેવો મજાનો અલમસ્ત વાછડો હલાલ કરાવ્યો!'૪ *

પછી બાપે મોટા દીકરાને કહ્યું: 'બેટા! તું તો મારી સાથે સદા જ રહ્યો છે. મારું જે કાંઈ છે તે બધું તારું જ છે. પરંતુ તારા આ ભાઈ સામે તો જો! એ મુઆ સમાન હતો તે સજીવન થયો છે અને વાવડ નહોતા તેને સાટે તે હેમખેમ પાછો મળ્યો છે. માટે આજે આપણે આનંદ ઓચ્છવ કરીએ તે ઘટારત છે. એમ જ હોયને!' *

## મેરી અને માર્થા

હવે એકવાર એવું બન્યું કે ચાલતાં ચાલતાં ઇશુ એક ગામડામાં પહોંચ્યા. ત્યાં માર્થા નામની એક બાઈએ પોતાના ઘરમાં ઈશુની પધરામણી કરી. *

તેને મેરી નામની એક બહેન હતી. આ મેરી જિસસના ચરણે બેસીને તેમનો ઉપદેશ સાંભળવા લાગી. તેણે ઈશુને સુગંધી લેપ કર્યો અને પોતાના વાળથી પગ લૂછ્યા. *

પરંતુ માર્થા ખૂબ જ કામકાજથી થાકી ગઈ હતી. આથી તે ઈશુની પાસે આવીને બોલી: 'બાપજી! જુઓને, મને એકલીને કામ કરતી મૂકીને મારી બહેન તમારી પાસે બેઠી છે. તો ય તમે કેમ એને કાંઇ કહેતા નથી?' *

પછી જિસસે તેને બે બોલ કહ્યા: 'માર્થા! માર્થા! તને ચિન્તાએ ઘેરી લીધી છે અને પાર વગરની વાતોની તને ઉપાધિ વળગી છે. *

માટે એક વાત પકડી રાખવી ઘટે છે. મેરીએ સાચી સૂઝથી એ કલ્યાણમાર્ગ અપનાવી લીધો છે. તે પંથે જતાં હવે તેને કોઇ રોકી શકે તેમ નથી.' *

## ઉત્તમ ગ્રાહક

જ્યારે ઘણા બધા લોકો એકઠા થયા, ગામેગામથી માણસો આવવા લાગ્યાં ત્યારે ઈશુએ એક દૃષ્ટાંત કહ્યું:— *

કોઇ એક ખેડૂત ખેતરમાં વાવણી કરવા સારુ ગયો. વાવતી વેળાએ કેટલાંક બી રસ્તાની કોરે પડી ગયાં. પડેલાં બી કચરાઈ ગયાં અને આકાશનાં પંખી તેમને ચણી ગયાં. *

કેટલાંક બી ધાર ઉપર પડ્યાં. આવા બી ઊગતાં વેંત જ કરમાઈ ગયાં; કારણ કે ત્યાં પાણી ન હતું. *

કેટલાંક બી કાંટાના જાળામાં પડ્યાં. ત્યાં બીની સાથે કાંટા પણ ઊગ્યા અને તેમને ઊગતાં જ રૂંધી માર્યાં. *

વળી કેટલાંક બી કસદાર ભૂમિમાં પડયાં. આવાં બી ઊગી નીકળ્યાં. તેમન કણસલાં બેઠાં અને સેંકડો ગણો પાક ઊતર્યો. *

આ સમસ્યા સંભળાવી ઈશુએ ત્રાડ નાખીને કહ્યું: 'જેમને સાંભળવા માટે કાન હોય તે આ સાંભળી લે.' *

પછી તેના શિષ્યોને વિનંતી કરી પૂછ્યું: 'આ દૃષ્ટાંતનો મરમ શું છે?' *

ઈશુએ ઉત્તર વાળ્યો: 'પરમાત્માના રાજ્યનાં રહસ્યોનું જ્ઞાન તમારા શિષ્યો માટે જ છે. બીજા શ્રોતાઓને તે દૃષ્ટાંતો દ્વારા જ સમજાવાય; જેથી કરીને જોવા છતાં તેઓ જાણી શકે નહિ અને સાંભળવા છતાં તેઓ સમજી શકે નહિ. *

હવે આ દૃષ્ટાંતનો અર્થ આવો છે:- બીયાં એટલે પરમાત્માના મુખના શબ્દો. *

રસ્તાની કોર એટલે માત્ર કથા સાંભળીને કાનને પવિત્ર માનનારા શ્રોતાઓ. તેમની આગળ કળિયુગ આવે છે અને તેમના હૃદયમાં પડેલા ઈશ્વરીય શબ્દો ઉડાવી જાય છે; નહિ તો તેવા

લોકોમાં શ્રદ્ધા જાગે અને કદાચ તરી જાય. *

ધારને સ્થાને એવા શ્રોતાઓ સમજવા જેમને કથાશ્રવણથી આનંદ થાય છે ખરો પણ બીનાં મૂળ બાઝતાં નથી. અર્થાત તેઓ બે ઘડી આ બધું માને છે ખરા પણ પ્રલોભનો આવતાં જ કરમાઈ જાય છે. *

કાંટાના જાળાને સ્થાને એવા શ્રોતાઓ છે જેઓ કથાશ્રવણ કરીને તે ઉપદેશ અનુસાર આચરણ કરવા યત્ન કરે છે. પરંતુ ચિન્તા, વૈભવ અને ઇન્દ્રિયોના ઉપભોગથી તેમના હ્રદયમાંનો ઈશ્વરીય શબ્દ રૂંધાય છે અને તેઓ પૂર્ણતા પામતા અટકી પડે છે. *

પરંતુ કસદાર ભૂમિને સ્થાને એવા શ્રોતાઓ છે જેમનાં હ્રદય પ્રામાણિક અને ઉદાત્ત હોય છે. તેઓ પ્રથમ કથાનું શ્રવણ કરી પછી તેનું મનન–નિદિધ્યાસન કરે છે; અને 'ફળની સિદ્ધિ થાય ત્યાં સુધી ધૈર્યપૂર્વક ઇશ્વરીય શબ્દ પ્રતિ અખંડ શ્રદ્ધાનું સેવન કરે છે. *

---

પાન ૨૦થી આગળ ]

આકર્ષિત કરતા હતા. કૃષ્ણભામિની આ બધું ન જોઈ શકી અને હ્રદય પર પથ્થર રાખીને ભારે પગલે ઉપર આવી ગઈ.

સાંજ પડી. મિત્રોએ કુંજલાલનો અગ્નિસંસ્કાર કર્યો. સુષમાએ ઘરવખરી બાંધી લીધી. કુંજલાલનો એક વિશ્વાસુ મિત્ર, જેમને એ વાતની ખબર હતી કે સુષમાનું લગ્ન માનિક સાથે નક્કી થયું છે, સુષમાને પોતાને ત્યાં લઈ જવા આવ્યો. કાંઈ સમજ્યા વગર જ સુષમા તો રાજી રાજી થઇ ગઇ.

ઉપર બેઠા બેઠા અગનીઆગુ અને કૃષ્ણભામિની આ અભાગણી છોકરી બાબત વિચાર કરતાં હતાં. એટલામાં જવા માટેની તૈયારી કરીને તેમને પગે લાગવા સુષમા આવી પહોંચી અને આંસુ સાથે બોલી. 'તાઈજી, જાઉં છું...'

કૃષ્ણભામિનીએ પૂછ્યું' 'ક્યાં? ક્યાં જઇશ?'

'આપનું ઘર છોડીને જઈ રહી છું. બાપુ આપનું ભાડું ન ચૂકવી શકયા ...' એટલું કહેતાં તો સુષમાને ગળે ડૂમો ભરાયો.

કૃષ્ણભામિની ઊઠયાં અને સ્નેહાળ સ્વરે પૂછયું' 'તું કયાં જઈશ?'

'બાપુના એક મિત્ર આવ્યા છે. તેઓ જ પોતાની સાથે લઈ જાય છે બીજું મારું આ સંસારમાં કોણ છે, તાઈ...'

કૃષ્ણભામિનીએ સ્નેહપૂર્વક તેને પોતાની છાતી સરસી ચાંપી અને પોતાના ઉચ્છ્વ માતૃત્વનો કલ્યાણ-સ્પર્શી હાથ એના માથા ઉપર મૂકયો. 'આ શું કહે છે, સુષમા! તારું કોઇ નથી?... હું તો છું, તુ મારી દીકરી છે ..તું મને છોડીને કયાંયે જઇ શકીશ નહિ!'

અયાચિત માતૃત્વની કરુણા-ધારામાં અભિષિક્ત સુષમા કૃષ્ણભામિનીની છાતીમાં મોઢું છૂપાવીને પોક પોક આંસુએ રડી પડી. અને કૃષ્ણભામિની પોતાના ચિરસંચિત વાત્સલ્યનો અક્ષુણ્ણ કોષ સમર્પિત કરતાં કરતાં સુષમાના અસ્તવ્યસ્ત વાળમાં સ્નેહ-સિંચન કરવા લાગ્યાં.





# નૈવેદ્ય

રવીન્દ્રનાથ ઠાકુર
અનુ૦ નગીનદાસ પારેખ

૩૬

અસંખ્ય યાત્રાળુઓની સાથે તીર્થદર્શન માટે આ વસુન્ધરાના પટ ઉપર ક્યાંથી આવ્યો છું તે યાદ આવતું નથી, નીલાકાશરૂપી સમુદ્રને ઘાટે હોડી લાગી છે.

લાખ લાખ જીવનના કુલકારથી સંસારનો આ વિરાટ શંખધ્વનિ રાત દિવસ ચારે કોર વાગતો સંભળાય છે. આટલો સમય યાત્રાળુ સ્ત્રીપુરુષો સાથે નગરને છેવા આવેલી પાન્થશાળામાં હળ્યો મળ્યો. સ્નાનપાનમાં, વાતોમાં અને હાસ્યગાનમાં પાછલો પહોર થઈ ગયો.

હે નાથ, અત્યારે તારા મંદિરમાં આવ્યો છું, નિર્જનમાં તમારે ચરણે પ્રણિપાત કરીને આ જન્મની પૂજા પૂરી કરીશ. ત્યાર પછી હે વસુધેશ્વર, નવા તીર્થે જવું પડશે.

૩૭

મહારાજ, તમારા નિર્જન ધામમાં ક્ષણેક દર્શન દેવાં પડશે. સર્વ સુખદુઃખમાંથી, સર્વ સંગમાંથી, આ વસુધાના સમસ્ત કર્મ-બંધમાંથી, સમસ્ત પ્રકાશમાંથી તારા પ્રકાશમાં તમે મને એકલો બોલાવી લેજો. દેવ, આરતીને સમયે બારણાં જ્યારે ખુલ્લાં હતાં ત્યારે પૃથ્વીના બધા યાત્રાળુઓ સાથે તમારા મંદિરમાં દાખલ થઈ ગયો છું.

દીપમાલા બુઝાવી નાખીને બધા પૂજારીઓ જ્યારે જુદે જુદે માર્ગે જુદે જુદે ઘરે ચાલ્યા જશે ત્યારે બારણાં બંધ થઈ જશે; શાન્ત અંધકાર મને તમારા ચરણોમાં મેળવી દેશે.

જગતને ભૂલી જઈને, એક જીવનનો દીવો ધરીને એકલો તમારાં દર્શન કરીશ.

૩૮

પ્રભાતમાં જ્યારે તમારા પ્રાંગણમાં શંખ વાગી ઊઠયો હતો, ત્યારે નરનારીઓ ઘર છોડીને, છાબ ભરી લઈને, નવી આકળથી ભીના, ગુંજનથી ગાજતા સ્નિગ્ધ વનમાર્ગે થઈને ચાલી નીકળ્યાં હતાં. હું અનમનો થઈને સઘન પલ્લવપુંજવાળા છાયાકુંજવનમાં તરંગિણીના ઘાસછાયા તીર પર, વિહગોનાં કલગીતભર્યાં મંદ મંદ સમીરમાં સૂઈ રહ્યો હતો.

હે દેવ, હું તમારી પૂજામાં આવ્યો નહોતો–રસ્તે થઈને કોણ ચાલ્યા જાય છે એ પણ મેં જોયું નહોતું. આજે મને થાય છે કે સારું થયું મારી ભૂલ થઈ, તે વખતે ફૂલો કળી જ હતાં.

જુઓ, આજે તે બધાં આખો દિવસ ખીલતાં રહ્યાં છે. દિવસ નમતાં મેં મારી પૂજાની આ છાબ ભરી લીધી.

૩૯

હે રાજેન્દ્ર, તારા હાથમાં કાળ અનંત છે.

રાત્રિ અને દિવસ આવે છે ને જાય છે, યુગ યુગાન્તરો ફૂલની પેઠે ખીલે છે ને ખરે છે, કોઈ ગણતું નથી. નથી તને વિલંબ કે નથી તને ઉતાવળ–તને રાહ જોતાં આવડે છે. એક પુષ્પની કળીને ખીલવવા માટે, સેંકડો વર્ષો સુધી તારી ધીર સાધના ચાલ્યા કરે છે.

અમારા હાથમાં વખત નથી; એટલે બધા ભેગા થઈને ઝૂંટાઝૂંટ કરીએ છીએ. કોઈથી ટકી વિલંબ સહેવાતો નથી.

આથી, હે પ્રભુ બીજા બધાની બધી સેવા પહેલાં પતાવતાં પતાવતાં જ સમય વહી જાય છે, અને તારી પૂજાનો થાળ, હાય, ખાલી પડી રહે છે.

આખરે મોડા મોડા, રખેને તારા મંદિરનાં દ્વાર બંધ થઈ જાય એ બીકે ફફડતો, હું દોડતો આવું છું. પણ આવીને જોઉં છું તો તારો સમય વહી ગયો નથી હોતો.

૪૦

તારું ઇંગિત જ્યારે મેં જોયું નહોતું ત્યારે એક મૂઠી ધૂળે તેને છુપાવી રાખ્યું હતું. મેં જેવું આજ તેને જોયું કે તરત જ હું આનંદપૂર્વક જોઉં છું તો તે ઇંગિત અંધકારમાં ને પ્રકાશમાં આખા વિશ્વમાં પ્રકાશી રહ્યું છે, શાખાએ શાખાએ ને ફૂલે ફૂલે તે ઇંગિત ખીલી રહ્યું છે, સમુદ્રને કિનારે કિનારે અને ધરતીને કાંઠે કાંઠે ફીણથી અંકિત તરંગોને શિખરે શિખરે તે ઇંગિત પોતાનું ચિહ્ન આંકતું ઝપાટાભેર દોડી રહ્યું છે; શુભ્રશીર્ષ હિમાદ્રિને શૃંગે શૃંગે તે સ્તબ્ધ ઇંગિત ઊર્ધ્વ મુખે સ્થિર જાગી રહ્યું છે.

તે વખતે હું શાને લઈને તારા પ્રત્યે ઉદાસીન હતો, કોને ખબર!

મેં ઊલટે મુખે વાંચ્યું હતું એટલે એ વિશ્વવ્યાપી લેખનો અર્થ હું સમજ્યો નહોતો.

જીવન અને સર્જન

# એન્ટની ચેખોવ

કંદર્પ જોશી

ચેખોવનું બચપણ સારી સ્થિતિમાં વીત્યું હતું. પણ જ્યારે તે સ્કૂલમાં ભણવા બેઠા ત્યારે જ તેના પિતાજીને રોજગારમાં ભારે ખોટ આવી. અને ચેખોવને નિશાળમાં એકલો છોડીને આખું કુટુંબ મોસ્કો ચાલ્યું ગયું. સન ૧૮૭૧માં ચેખોવ પણ શાળાનું ભણતર પૂરું કરીને મોસ્કો પહોંચી ગયા અને ત્યા દાક્તરી વિદ્યાશાખામા ઉચ્ચ અભ્યાસાર્થે જોડાયા. અહીંયા કુટુંબની આર્થિક મુશ્કેલીઓ દૂર કરવા ખાતર એમણે લેખો લખવાના અભ્યાસનો આરંભ કરી દીધો અને એમના સાથી—વિદ્યાર્થીઓના ભારે આશ્ચર્યની વચ્ચે શહેરના વર્તમાનપત્રો અને માસિકોમા એમની હાસ્ય—કટાક્ષની વાર્તાઓ છપાવા લાગી. આ વિષયમા એની પ્રતિભા એવી પ્રસ્ફુટિત થઇ કે દાક્તરી પાસ કરતા—કરતામા તો એને આ વ્યવસાયથી ખાસ્સી આવક થવા લાગી. એથી દાક્તરી ધંધો છોડીને એમણે વારતાઓ લખવાનો જ એક માત્ર વ્યવસાય સ્વીકાર્યો.

૧૮૯૦મા ચેખોવ કેદીઓની સ્થિતિની તપાસ કરવાના ઉદ્દેશથી સખાલિન અને પૂર્વ સાયબેરિયા ગયા તેમજ 'સખાલિન' એવા મથાળા હેઠળ મર્મસ્પર્શી અહેવાલ પ્રકટ કર્યો. આખા એ રશિયામાં એક છેડાથી બીજા છેડા સુધી આ અહેવાલે હલચલ મચાવી દીધી—કેદીઓની પશુવત્ અવદશાનું યથાતથ વર્ણન એમાં એવી-એટલી તીનતાથી કરવામાં આવ્યુ હતું કે સરકારને કેદીઓની સ્થિતિ સુધારવાની બાબતમા તપાસ કરવાની સત્તાવાર સમિતિ રચવી પડી.

૧૮૯૧માં મોસ્કોની આસપાસના કેટલાક વિસ્તારમાં દુકાળ પડ્યો, અને પછી એ જ વિસ્તારમાં મોટી રેલ આવી. ચેખોવ આ બન્ને પ્રસંગોમાં પીડિતોને મદદ પહોંચાડવાના રાહત કાર્યમાં જાતે જોડાયેલા અને તનતોડ મહેનત ઉઠાવેલી. જ્યારે એમની આર્થિક અવસ્થા સુધરી ગઈ, ત્યારે એમણે મોસ્કોથી ૫૦ માઇલ દૂર એક મકાન બનાવ્યું અને આસપાસ પણ નાનકડા ગામ જેવું કરવા પ્રયાસ શરૂ કર્યા. ત્યાં રહીને તેઓ ખેડૂતોના ઈલાજ કરતા હતા અને મફત દવાઓ પણ આપતા હતા.

યુવાવસ્થાથી જ એમને ઉધરસનો વ્યાધિ લાગુ પડેલો, અને કફ સાથે લોહી પણ અવારનવાર પડતું. આ જ ક્ષયનું પૂર્વરૂપ હતું. પરંતુ ચેખોવે એની લેશ પણ પરવા કરી નહિ, અને પોતાના સગાં—સ્નેહીઓને હેરાનગતિમાંથી બચાવવા આ રોગ બની શક્યું ત્યા સુધી છુપાવ્યા જ કર્યો. ૧૮૯૭માં અને પછીથી એમની હાલત ઘણી જ બગડી અને એમના જીવનના છેલ્લા સાત વરસો દવા—ઇલાજમાં જ વીત્યા.

પણ એમનું સાહિત્યિક વ્યસન આ બીમારીની અવસ્થામા પણ જારી રહ્યું હતું. એમના નાટકો ઘેર-ઘેર લોકપ્રિય થઇ ગયા હતા. ૧૯૦૪મા જ્યારે એમનું 'શાહદાનેનો બાગ' નામનું નાટક તખ્તા પર રજૂ થયું ત્યારે પ્રેક્ષકો આનંદમાં મસ્ત થઇ ગયેલા. નાટક પૂરું થયું ત્યારે ત્યાની પ્રથા અનુસાર નાટકકાર રંગમંચ પર આવ્યા ત્યારે જ પ્રેક્ષકોને ખબર પડી ગઈ કે હવે તો આ થોડા દિવસના જ મહેમાન છે. આખાયે પ્રેક્ષકગણમા આથી ઘણી જ ગમગીની વ્યાપી ગઈ. એ પછી થોડા જ દિવસો બાદ જર્મનીના એક આરોગ્યધામ વાડેનવાઇલરમાં ચેખોવનું મૃત્યુ થયું.

* * *

૧૮૯૮ પછી ચેખોવે ઘણીવાર યુરોપની યાત્રા કરેલી. ખાસ કરીને તેને મધ્યમવર્ગના લોકો સાથે વધારે હળવા—મળવાનું થતું. એની વાર્તાઓમાં મોટે ભાગે તો આ લોકોના જીવનની વાતો જ આવે

છે. તેઓ ઘણા જ નેકદિલ, પરદુઃખભંજક, હાડસાચા અને સ્નેહાળ માણસ હતા. એમને માનવજીવન સુધારવા-સજાવાની ઘણી હોંસ હતી. લોકોને સહાય કરવાની પ્રવૃત્તિમાં એમને ઘણો જ આનંદ આવતો. કુટુંબના ભરણપોષણનો ભાર જિંદગી ભર એમના પર જ રહ્યો અને તે એમણે ભારે તત્પરતા અને પ્રેમપૂર્વક આજીવન ઉઠાવ્યો. બીજાઓને પ્રભાવિત કરી આંજી નાખનારું વ્યક્તિત્વ એમનું નહોતું. એમનો માનવજાત પ્રત્યેનો છલોછલ પ્રેમ સૌ કોઈને જીતી લેતો. ટોલ્સ્ટોય સાથે એમને ઘણી જ ગાઢ પ્રીતિ હતી. એમના અનેક પત્રોમાં ટૉલ્સ્ટૉયની પ્રશંસા આવે છે.

ચેખૉવ વાર્તા-કળાની એક નવી અને નિરાળી શૈલીના પ્રવર્તક મનાય છે. આ શૈલીની સૌથી મહત્ત્વની વિશેષતા એ છે કે વાર્તા કહેવાનો વિચાર બિલકુલ ગૌણ રહે છે. સાધારણ રીતે તો ચેખૉવ પોતાની વાર્તાઓમાં નાયક અથવા નાયિકાના જીવનની કોઈ એવી ઘટના કે સ્થળ પસંદ કરે છે કે જેના પ્રકાશમાં નાયક અથવા નાયિકાની સકળ માનસિક તથા આધ્યાત્મિક અવસ્થા આપમેળે જ સ્પષ્ટ થતી લાગે છે.

સબળ અને પ્રભાવજનક વસ્તુ-ચિત્રણ પછીની ચેખૉવની સૌથી આગળ પડતી વિશેષતા છે એમાનું કટાક્ષતત્ત્વ. પણ એમની આ વિશેષતા-વ્યંગ્ય વિનોદની વૃત્તિ કોઈનું દિલ દુભવે તેવી નથી. હા, કદાચિત્-ક્યારેક એવું બને છે ખરું કે હસતાં હસતાંમાં દિલ પર એવી ચોટ લાગે છે કે આંખમાં આંસુ આવી જાય-એ સીધું-સાદું શિશુનું અંકિતન હાસ્ય જ હોય છે. ચેખૉવ કોઈની પણ નિષ્ફળતા કે નાસીપાસીની ઠેકડી કરતા નથી.

ચેખૉવની લેખન પ્રવૃત્તિનો ઉદ્દેશ શો હતો એવો પ્રશ્ન સ્વાભાવિક રીતે થઈ આવે. તેઓ મનુષ્યને, પોતાના પડોસી મનુષ્યની અપરિચિત આદતો, પ્રતિક્રિયાઓ વગેરેનો પરિચય કરાવવામાં જ કળાની સાર્થકતા માનતા હતા. તેથી જ રોષ, તિરસ્કાર, તીનના વગેરેને એમની કળામાં સ્થાન નથી. ટૉલ્સ્ટૉયે એમના સ્વભાવનું વર્ણન ભારે હૃદયગ્રાહીતાથી કર્યું છે. તેઓ લખે છે કે, 'ચેખૉવ એ લોકોમાંના હતા, જેઓ દરેક અપરાધને ક્ષમા કરી દે, દરેક દોષને જોયો-ન-જોયો કરી દે. તેઓ માણસના સ્વભાવને સારી પેઠે સમજતા હતા અને જે બધું જ જાણે છે તે બધું માફ કરી શકે છે.'

*

ઉપર આપણે જોયું કે એમની વાર્તાલેખન પ્રવૃત્તિનો આરંભ હાસ્ય-મજાકની વારતાઓ લખવાથી થયો હતો. એમની કેટલીક વાર્તાઓનો ઉદ્દેશ કેવળ હાસ્ય છે પણ કેટલીક એવી વાર્તાઓ પણ તેમણે આપી છે જેમાં કરુણા, શિક્ષા અથવા ઉપદેશનો ભાવ પણ હોય. હાસ્ય-વિનોદની એક બેનમૂન વારતાનો સાર સાંભળો:

રખડતા-ફરતા બે મિત્રો છે. એક મહેમાન છે અને બીજા મિજબાન. મિજબાન વ્યવસાયે વકીલ છે. તેઓ પોતાના મિત્રને પોતાની પત્નીને મેળવવા તથા પોતાનું નવું ઘર બતાવવા લઈ આવ્યા છે. ગામડાગામની એક દૂર શેરીમાં એમનું ઘર છે, સ્ટેશનથી ખાસ્સું દૂર. રાત વખતની ગાડી પહોંચે છે. મેઘલી રાત છે, સડક પણ સૂઝતી નથી. ભૂખ-તરસથી બન્નેના હાલ-હવાલ થઈ ગયા છે. મિજબાન મહેમાનને પત્નીનો પ્રેમ, ખાવા-પીવા શું મળશે વગેરેની વાતો સંભળાવ્યા કરે છે, રસ્તો કપાતો જાય છે અને છેવટે એક મકાન પાસે પહોંચીને વકીલ સાહેબ ખુશખબર સંભળાવે છે કે ઘર આવી ગયું. ઘરમાં અંધારું ઘોર છે. વકીલ સાહેબ પત્નીનું નામ દઈને બોલાવે છે, પણ કોઈ જવાબ મળતો નથી. તેઓને એમ થાય છે કે શ્રીમતીજી ઊંઘી ગયા હશે. બોલાવી-બોલાવીને થાકે છે ત્યારે મિત્રના ખભા પર ચઢીને બારી રસ્તે એક ઓરડામાં દાખલ થાય છે. એ ઓરડામાં કૂકડા-બતક પૂર્યા હતા અને તેમણે આ નવતર વ્યક્તિને જોઈને જ શોર-બકોર મચાવી દીધો, બાજીમાંથી ઊડી ઊડીને કેટલાક તો નાસવા મ લાગ્યા' લોકો ફાનસ-મશાલ લઈને હાથમાં લાકડીઓ ખખડાવતા આવી પહોંચે છે અને વકીલ તથા તેમના મિત્રને ઘેરી વળે છે છેવટે ખબર પડે છે કે ચાર રસ્તા

પારો તેઓ ભૂલમાં જ ઊલટી દિશામાં આવ્યા આવ્યા હતા ને જે મકાનને પોતાનું માની બેઠા હતા તે તો અસલ હતું બીજાનું!

'લૉટરીની ટિકિટ'માં પતિ–પત્નીની લડાઈનો કિસ્સો છે. પત્નીએ લૉટરીની ટિકિટ ખરીદી હતી. પતિ છાપામાં તેનો નંબર જુએ છે અને ભારે મોટી રકમ ઈનામમાં મળવાની હોઇને તેને વાપરવાની સર્વોત્તમ યોજનાઓ તૈયાર કરવા લાગે છે. પછી તેને શંકા જાય છે કે તેની પત્ની કંજૂસાઈ કરશે અથવા તો એવી રીતે પૈસો વાપરશે કે જેમાં કોઈ મજા નહિ હોય. બસ, આ શંકા જાગી કે લાગલી જ તેના મનમાં પોતાની પત્નીનાં કેંક વાંક–થોંક ઊગવા લાગ્યા. યાદ કરી કરીને તેની કસૂરોનો વિચાર કરવા લાગ્યો. આ બાજુ પત્ની પણ પોતાના નસીબ આગળથી પાંદડું ખસી ગયું છે એ સમાચાર જાણીને પોતાના ભાગ્યોદયના ઉલ્લાસમાંને ઉલ્લાસમાં ભાતભાતના મનસૂબા ઘડવા લાગી. પણ તેના મનમાંય તે સહસા એવી જ આશંકા જન્મે છે કે તેનો પતિ આ બધામાં આડખીલીરૂપ છે, તે જ આખી યોજના ધૂળ મેળવશે. એ પણ પતિની અવળાઇઓ વિષે વિચારવા લાગે છે બંનેના મન એકમેક માટે ઊંચા થઇ ગયા હતા. પણ ખુલ્લંખુલ્લા બને બાખડી પડે તે પહેલાં વળી પતિને સન્મતિ સૂઝી તે તેણે ટિકિટનો નંબર બરાબર જોયો તો અગાઉ જોયેલો નંબર ભૂલમાં જ ભળતો જોવાયેલો. વિજેતા નંબર બીજો જ હતો! જાણતાં જ બંને ટાઢાબોળ થઈ ગયાં. ઠીક છે કે બંનેનાં દિલ નેક હતાં. ગરીબ હતાં પણ આનંદમાં રહેતાં હતાં. ધન મળ્યું હોત તો શુંનું શું થાત?

'ગિરમિટ' નામની વારતા જુઓ: થાણદાર ર્‌વાબભેર બજારમાંથી પસાર થતા હતા, ત્યાં રસ્તે થોડો શોર થયેલો જોયો, રોફભેર પૂછ્યું કે–આ શી ધમાલ છે? ભીડમાંથી મારગ કરીને ફાટ્યાતૂટ્યા લુગડાવાળો એક સોડીતુહાણુ માણસ આગળ આવ્યો અને ફરિયાદ કરવા લાગ્યો કે જુઓ સાહેબ આ કૂતરાએ મને બટકું ભર્યું. કૂતરું સામે જ ઊભું હતું. થાણદાર સાહેબે તરત જ સાથેના સિપાઈને હુકમ કર્યો કે આ કૂતરાને હાલને હાલ મરાવી નાખો, આ તો ભારે ખતરનાક કહેવાય! ત્યાં જ કોઈ ડાહ્યા માણસે કહ્યું કે આ કૂતરો અમુક અફસરનો છે. સાંભળતાં જ થાણદાર સાહેબના તેવર બદલી ગયા. ગોલરું કૂતરું કરડ્યું હતું તે માણસને સામાનો ધધલાવવા લાગ્યો કે જરૂર તે કાંઈ ચાળો કર્યો હશે, એમ ને એમ કાંઈ કૂતરો કરડતો હશે?

*

ચેખોવની વારતાઓનો બીજો પ્રવાહ તત્કાલીન રશિયન સમાજની માનસિક અવસ્થા વિષેનો છે. ચોખોવને 'લેખારિફ' નામનો, આ અવસ્થાનું નિરૂપણ કરવાને યોગ્ય એવો નાયક સાંપડ્યો છે. વાર્તા ટૂંકમાં આવી છે.

શિયાળાની ઋતુમાં લેખારિફની નવી જગ્યાએ નિમણૂક થાય છે. ભર શિયાળે તેને નવી જગ્યાનો ચાર્જ લેવા જવાનું છે. રસ્તે હીમ વરસે છે ને તેને ન છૂટકે એક સ્થળે આશ્રય લેવો પડે છે. તે જ સ્થળે એક જુવાન છોકરી હતી. તે છોકરી ભારે ચતુર અને સાહસિક હતી. પિતાજી અને ભાઈઓને અયોગ્ય માનીને તેણે પોતાની તમામ એસ્ટેટ (મિલકત) નો કારભાર પોતાને હસ્તક લઈ લીધો છે અને ભારે કુશળતાથી બધો વહીવટ કરી રહી છે. લેખારિફ જ્યારે પોતાની જાતવીતક સંભળાવે છે ત્યારે છોકરીની આંખ ભીની થઇ જાય છે. બીજે દિવસે છોકરી જ્યારે સ્લેજ પર બેસીને બહાર જતી હોય છે ત્યારે તે લેખારિફ તરફ એવી નજરે જુએ છે કે લેખારિફને મનમાં એમ થાય છે કે તે તેને કાંઇક કહેવા માગતી હશે. લેખારિફ એની પાસે દોડી જાય છે, પણ એણે તો કાંઇયે કહ્યું નહિ. માત્ર જોઇ જ રહી... લેખારિફને થાય છે કે જો એ છોકરીના હૃદયમાં સ્હેજ પણ અનુકંપા તે જગાડી શકે તો તેની વૃદ્ધાવસ્થા, સામાજિક સ્થિતિ બધું સુધારી શકે. સ્લેજના પાટાઓ જોતો જોતો તે ત્યાં કેટલી યે વાર સુધી ઊભો રહ્યો!

રસના શિક્ષિત વર્ગના માનસનું આ એક સજીવ ચિત્ર છે. રાષ્ટ્રની કર્મઠતા અને પ્રયત્ન–પ્રેરણા જ્યારે નિર્માણ કામોમાં નથી લાગતી ત્યારે ત્યાંના વસાહતી-

ઓને આવી ઘોર આત્મભ્રાંતિ અને માનસિક વિપર્યયના શિકાર બનવાનું આવે છે.

*

હવે ચેખોવનું સ્ત્રી-ચરિત્ર ચિત્રણ જોઈએ. તેમાં સૌથી વધુ વિખ્યાત 'પ્યારી'ની નાયિકા ઓલેંકા છે. પોતાના સ્નેહાળ સ્વભાવને કારણે તે સઘળે 'પ્યારી' નામથી જ પ્રખ્યાત થઈ જાય છે. પહેલાં તેનું લગ્ન એક થિયેટર માલિક સાથે થાય છે. જ્યાં સુધી તેની સાથે રહી ત્યાં સુધી પોતાના પતિના વ્યવસાયમા સહાયતા દેતી અને માણસ માત્ર સાથે થિયેટરની જ વાતો કર્યા કરતી. થોડા વખત પછી તેનો પતિ ગુજરી ગયો અને લાકડાના એક વેપારી સાથે તેનું લગ્ન થયું. આ માણસને નાટકમા મુદ્દલ રસ નથી. પ્યારી કોઈ દિવસ થિયેટરમા જતી નથી અને કોઈ સાથે આવવા કહે તો સીધું કહી દે છે કે એવી નિરર્થક જગ્યાએ જવાનો મારી પાસે સમય નથી, નથી તો મારા પતિ પાસે. હવે એની વાતચીતનો સ્થાયી વિષય લાકડાનો ભાવ અને વેપારની કઠણાઈઓ થઈ પડે છે. અરે, રાતના સ્વપ્નામાં પણ તેને લાકડાનાં ઢગ દેખાયા કરે છે.

લગ્ન પછી છ વરસે ફરી પ્યારી વિધવા થઈ. હવે તેની સંભાળ રાખનાર પશુઓના એક ડૅાક્ટર સિવાય કોઈ ન રહ્યું. અને પ્યારી તે ડૅાક્ટર તથા તેની પત્ની તેમજ તેમનો દશ વરસનો એક છોકરો એ બધાને પોતાના ઘરમાં રાખી લે છે. અને એની જિંદગી ફરી આનંદમા વીતવા લાગે છે. બાળકને ખવરાવવા પીવરાવવામાં જ તેનો સમય જાય અને પરિવારના આ જીવન પ્રવાહમાં જ તે પોતાને એકરસ કરી દે છે. રોજ નિશાળના અરધા રસ્તા સુધી તે બાળકને મૂકી આવે છે. રસ્તે જે મળે તેની પાસે કચવાટ પણ કરે કે નાના ધોરણોમાં પાઠ ઘણાં અઘરા રાખે છે અને છોકરાંઓને અઘરા અઘરા સવાલો પૂછવામા આવે છે!

*

પણ, ચેખોવની કલાની પરાકાષ્ઠા તો એની અનુભૂતિની તીવ્ર ખોજ અને ગહન માનવાનુભૂતિની વારતાઓમાં મળે છે. તેમનો વિષય હૃદયની વ્યથા તથા એવા નાના મોટા આઘાત-પ્રત્યાઘાતો છે. આ વારતાઓમાં ચેખોવ જીવનની એક નાની અમથી મામૂલી જેવી વાત કહીને વ્યક્તિજીવનની આખી યે પરિસ્થિતિ-અથવા તો મનોવ્યથાનું ચિત્ર આંખો સામે ઉપસ્થિત કરી દે છે.

'નિદાન' એ જાતની વારતા છે. ડૅાક્ટરને એક અમીરની દીકરીની તબિયત તપાસવા માટે શહેરથી દૂર બોલાવવામાં આવે છે. દીકરીનો બાપ એક કારખાનાનો માલિક છે.

તેનું વસવાટનું ઘર પણ કારખાનાના આંગણામાં જ છે અને તેથી જ તેની છોકરીને રમતગમત, મનોરંજનના સાધનો, મિત્રમંડળીના આનંદ-વિનોદ કશું જ મળતું નથી. ડૅાક્ટર આ વાત તરત જ પામી જાય છે અને દરદીને તપાસ્યા પછી વાત વાતમાં પૂછી લે છે કે આવી નીરસ જગ્યાએ રહેવું અને આનંદ વગરનું જીવન જીવવું એ તો થોડા જ દિવસ રહેવાનું. તું તો તેને ભાગ્યનું વિધાન માની બેઠી છો.

પરિણામ એ આવે છે કે બીજે દિવસે જ્યારે ડૅાક્ટર વિદાય લેવા જાય છે ત્યારે તો છોકરી ફૂલફટાક કપડા પહેરીને, વાળ ગૂંથીને દરવાજા પાસે ઊભી હતી'

આવી જ એક બીજી વારતા જોઈએ: એક સ્ત્રી પોતાના દુરાચારી પતિથી ખૂબ સંતપ્ત છે. એક દિવસે તે પોતે પણ એક સેનેટોરિયમમાં અન્ય એક પુરુષ સાથે પ્રણય સંબંધ બાંધી બેસે છે. સદાચારની દૃષ્ટિએ તો આ સંબંધ ઉચિત ન ગણાય, પણ બગડી બેઠેલા જીવનને સુધારવાના અંતિમ પ્રયત્નરૂપ છે તેથી તે તરત જ સાચા પ્રેમનું રૂપ ગ્રહણ કરી લે છે. સદાચાર જીવનથી અલગ ચીજ નથી, જીવનની અંદરની ચીજ છે. જીવન સાથે છે. જીવનની ભૂમિ જ જ્યાં ઉપર થઈ જાય ત્યાં પછી સદાચારની જડ કેમ કરી જામે? તેથી અહીં તો પરિવર્તન એ જ ઈલાજ છે.

'ચુંબન' આ પ્રકારની સર્વોત્તમ વારતા મનાય

છે. 'સુંબન' એક કુરૂપ અને બેઢંગા ફોજી અફસરની વારતા છે. તે સ્ત્રીઓનું ધ્યાન પોતાની તરફ ખેંચાય તે માટે કશું કરતો નથી, અને પોતાના હૃદયની તમામ અભિલાષાઓ મનોમન ઘૂંટયા કરે છે. એક દિવસે કોઈ એક સ્થળે ભોજન અને નાચ માટે નિમંત્રણ મળે છે. આ ફોજી અફસર સાથે નાચવાને કોઈ સ્ત્રી તૈયાર થતી નથી. તેથી તે સમય વીતાવવાને કાજે મિજબાનના ઘરમાં આમતેમ લટાર મારી કરે છે. સંજોગોને કરવું તે, તે એક ઓરડામાં જઈ પહોંચે છે અને ત્યાં અંધારામાં જ એક સ્ત્રી એકાએક તેને ભેટી પડે છે, પણ તરત જ પોતાનો ભ્રમ કળી જઈને તે નાસીજાય છે. ફોજી અફસરને આ આકસ્મિક પ્રેમ યાદ રહી જાય છે અને જ્યારે પણ તેનું હૃદય રંજમસ્ત થાય છે ત્યારે આ ઘટનાને યાદ કરી કરીને જીવ બહેલાવે છે!

બીજી વારતા એક વૃદ્ધ ગાડીવાળાની છે. તે ગાડીવાનનો જુવાનજોધ દીકરો જ તેની સાથે વિશ્વાસઘાત કરી ગયો હતો. તેનું હવે આ સંસારમાં કોઈ આત્મીય રહ્યું નહોતું. તેથી જે કોઈ મુસાફરો તેની ગાડીમાં બેસતા તે સૌને તે પોતાની રામકહાણી સંભળાવવા કરતો. પણ અહીં તો કોને કોની પડી છે? કોને સહાનુભૂતિ જાગે? સૌ પોતપોતાની ચિંતામાં ડૂબેલા છે. વૃદ્ધ ગાડીવાનનો માણસજાત અને સંસાર પરનો વિશ્વાસ ઊઠી ગયો. નિરાશા ને નાસીપાસી તેને ઘેરી વળ્યાં. સાંજે ઘેર જઈને પોતાની ઘાણી–માંદી ઘોડીને તે પ્રેમથી પંપાળે છે. ઘોડી પ્રેમથી માલિકને સૂંઘે છે. બસ. એક મૂક પશુની આ આત્મીયતા તેના જીવનને ભર્યું ભર્યું કરી મૂકે છે!

ચેખોવની હયાતીમાં જ એમની વારતાઓનો એકવીસ ભાષાઓમાં અનુવાદ થયેલો, કોઈકોઈ ભાષાઓમાં તો એકથી વધુ. જર્મનીના બાડેનવાઈલેરમાં–જ્યાં તેમનું મૃત્યુ થયું–તેમના મૃત્યુ પછી ૭ટે વરસે તેમનું સ્મારક કરવામાં આવ્યું છે. (સૂચિત)

---

પાન ૩૯થી આગળ]

૯૨૭ (ઈ. સ. ૧૨૪૬) નો લેખ ધરાવતી પ્રતિમા હાલ વેરાવળમાં હર્ષદ માતાજીના મંદિરમાં પૂજાય છે.

(૧૬), (૧૭) અને (૧૮) ચૌદમા શતકમા મૂકી શકાય તેવી ત્રિવિક્રમ વિષ્ણુની આ ત્રણ પ્રતિમાઓ અનુક્રમે ગંધર્વેશ્વર, ઓડિયાર અને સિદ્ધિ વિનાયકના મંદિરમાં પૂજાય છે.

(૧૯) 'નારાયણ' નામના ઉત્કીર્ણ ઉલ્લેખવાળી અને ઉપરના ડાબા હસ્તમાં ગદા ધારણ કરનારી આ પ્રતિમા અહલ્યાબાઈના સોમનાથના પૂજારીના કબજામાં છે.

(૨૦) ચૌદમા શતકની એક પરિકરયુક્ત નૃસિંહની શ્યામ પથ્થરની મૂર્તિ પંચમુખ મહાદેવના સ્થાનમાં છે.

(૨૧) આ જ કાળની એક લક્ષ્મી સહિત નૃસિંહની પ્રતિમાના હસ્તો અનુક્રમે વરદ મુદ્રામાં અને શંખ, ચક્ર અને ગદા સહિત બતાવેલાં છે. નીચે સર્પ છે. શંખેશ્વરની વાવના ગોખલામાં હાલ આ મૂર્તિ રાખવામાં આવી છે.

(૨૨) ભૂદેવી અને લક્ષ્મી સહિતની નૃસિંહની ૧૫મી સદીની એક પ્રતિમા પ્રભાસપાટણ મ્યુઝીઅમમાં પ્રદર્શિત કરી છે.

(૨૩) લક્ષ્મીનારાયણની તેરમા શતકની એક પ્રતિમા હાલ નાલેશ્વરમાં પૂજાય છે.

(૨૪) પ્રભાસના કિલ્લાની પુરણીમાંથી એક પીળા પથ્થરની વરાહની ખંડિત પ્રતિમા પણ મળી આવી છે જે પ્રભાસ ખંડકારે કરેલ યજ્ઞ વરાહ (સુકરની)ની હશે.

આ સિવાય વિષ્ણુ પ્રતિમાના પરિકરના કેટલાંક ખંડિત ટુકડાઓની નોંધ પણ લેવા જેવી છે. તે પૈકીના અગિયારમી સદીના પરિકરનો એક ખંડ પ્રભાસપાટણ મ્યુઝીઅમમાં છે. કોઈ મોટી મૂર્તિના (બનતા સુધી નં. ૬ નો) કાળા પથ્થરના પરિકરનો ટુકડો ત્સઈનના પ્રાંગણની દિવાલમાં છે. એથી પે મોટા પરિકર (મોટે ભાગે નં. ૭ નો) નૃસિંહાવતારવાળો ટુકડો નૃસિંહઘાટમાં પૂજાય છે.

પ્રભાસપાટણમાંથી ઉપલબ્ધ થતી વિષ્ણુને લગતી આ સામગ્રી ગુજરાતમાં વિષ્ણુભક્તિ અને વિષ્ણુ-પ્રતિમા વિધાનના અભ્યાસમાં ઘણી જ ઉપયોગી થઈ પડે તેવી છે.

# ક્લોરોફિલ : જીવનની જડીબુટ્ટી

ડૉ. કુસુમબહેન દેસાઈ

અમેરિકાના એક પરગણાની એક ઇસ્પિતાલની વાત છે. સ્મિથ નામનો એક જૂવાન છ મહિના થયાં એન-ટી.બી.થી પીડાતો હતો. પથારીમાં પડયા રહીને હવે એની પીઠનું ચામડું ય આળું થઈ ગયું હતું અને આખું શરીર તૂટતું હતું. જીવન-મરણ વચ્ચેના સંઘર્ષમાં સપડાયેલા આ દરદીની ધીરજ એક દિવસે ખૂટી અને એણે ડૉક્ટરને કહી દીધું કે ડૉક્ટર, મને હવે ઈંજેક્શન દઈને મારી નાખો. હવે આ સહન નથી થતું. ખાટલે પડી પડીને હું તો હવે કંટાળી ગયો છું. ડૉક્ટરને ઘણી દયા આવી, પણ તેય બિચારો કરે શું? આ ક્યાં એના હાથની વાત હતી? આશ્વાસનના બે-ચાર શબ્દો કહીને તે પોતાની ઓફિસમાં પાછો પેસી ગયો.

ડૉક્ટરી દુનિયામાં એક અલિખિત એવો રસમ છે કે ઉપચાર-નિદાનમાં પોતે ન ફાવે-ફળે તો બીજા નિષ્ણાત ધંધાભાઇનાં સહાય-સલાહ લેવાં. આ ડૉક્ટરે પોતાની ઓફિસમાંથી તરત જ ન્યુયૉર્કના વિશેષજ્ઞ ડૉક્ટર એફ. હાવર્ડ વેસ્ટરોટને ટેલિફોન કર્યો અને એમને રોગ તથા રોગીની તમામ વાત સંભળાવી. ડૉક્ટર હાવર્ડે કહ્યું: 'એ દરદીને એમ્બ્યુલન્સ વિમાનમાં મારી પાસે મોકલી-દો.'

ડૉક્ટરે સ્મિથના પરિચારકોને બોલાવ્યા અને એમને કહ્યું. 'જુઓ, સ્મિથને ન્યુયોર્ક લઈ જવાનો છે. હું એમ્બ્યુલન્સ-વિમાનની વ્યવસ્થા કરી રાખું છું. કાલે સવારે તમારે જવાનું છે.'

ચાર કલાકનાં ઉડ્ડયન પછી સ્મિથ ડૉક્ટર હાવર્ડના ચિકિત્સાલયમાં પહોંચ્યો. આ એ દિવસોની વાત છે, જે અરસામાં ડૉ. હાવર્ડ ક્ષય, કેન્સર, પક્ષાઘાત જેવા રોગોની બાબતમાં સંશોધન કરતા હતા. આ રોગોમાં રોગીનો ક્ષય અત્યંત ઝડપથી થાય છે. તેઓ કોઇ એવી ચીજની શોધ કરતા હતા કે જે વડે રોગીનું નિર્માણ તત્ત્વ બળવાન બને અને પરિણામે ક્ષયને ખાળે. એમણે સ્મિથ ચિકિત્સાલયમાં પહોંચ્યો કે તરત જ પહેલાં તો એના આરામની વ્યવસ્થા કરાવી આપી અને પછી પોતાના સાંજના 'રાઉંડ'માં સૌથી પહેલાં સ્મિથવાળા વોર્ડમાં પહોંચી ગયા. એમણે સ્મિથને તપાસ્યો. સ્મિથ જીવનથી નિરાશ થઈ હારી ગયો છે એ વાત તેઓ તરત પામી ગયા. સ્મિથે ડૉ. હાવર્ડને કહ્યું પણ ખરું, શા સારુ હેરાન થાઓ છો, ડૉક્ટર! મને મારી નાખો તેમાં જ મારું કલ્યાણ છે. લાગલગાટ છ મહિનાથી પથારી-વશ છું હવે તો આવી રહ્યો છું, ભાઈસાબ!'

ડૉ. હાવર્ડને એનાં રોગમાં સૌથી ભયાનક લાગી એની નિરાશા. અને એમને યાદ આવ્યું 'ક્લોરોફિલ.'

'ક્લોરોફિલ'ના ત્રણ-ચાર ઈંજેક્શને તો સ્મિથની સારીએ વિચારધારા પલટી નાંખી. અલબત્ત લોહીની ઓછપ અને બોન-ટી.બી. ઉપર તેની ખાસ અસર ન થઈ, પણ અની નિરાશા તો નાશ પામી જ. એને જીવનમાં ફરી રસ પડવા લાગ્યો. બીજું મોટું પરિવર્તન તેનામાં એ આવ્યું કે એના શરીર-માંથી જે દુર્ગંધ નીકળતી હતી તે હવે ઓછી થઈ ગઈ. સ્મિથ માટે તો આટલું પરિવર્તન પણ પૂરતું હતું. અને દરમ્યાનમાં તો ડૉક્ટરને એના મૂળરોગ સંબંધી વિચાર કરીને તે બાબત ચિકિત્સા શરૂ કરી દેવાનો સમય મળી ગયો.

*

ડૉ. હાવર્ડના આ પ્રયોગે ચિકિત્સાજગતમાં એક નવી જ ક્રાંતિ પેદા કરી છે. એમના સફળ પ્રયોગો પછી તો 'ક્લોરોફિલ'નું મહત્ત્વ એટલું બધું વધી ગયું છે કે આજે તો તે માનવજીવન માટે અત્યંત મહત્ત્વપૂર્ણ વસ્તુ મનાય છે.

મૂળે આ 'ક્લોરોફિલ' તે એ પદાર્થ છે કે જે

ઝાડ-પાનને લીલાશ દે છે, અને રસના રૂપમાં ચૂસવામાં આવેલા વૃક્ષોના ખોરાકને પોષક-દ્રવ્યના રૂપમાં ફેરવી આપે છે. હકીકતમાં તો જેવું મહત્ત્વ માનવજીવન માટે 'હિમોગ્લોબીન' (આપણને સજીવ રાખતાં લોહીનાં લાલ કણ)નું છે, તેવું જ મહત્ત્વ વનસ્પતિઓ માટે 'ક્લોરોફિલ'નું છે. પ્રયોગોએ સાબિત કરી આપ્યું છે કે આ પદાર્થ આપણા શરીરમાં કોઈ એવી અજબ રાસાયણિક ક્રિયાઓ શરૂ કરી દે છે કે સાધારણ રીતે શક્ય જ હોતી નથી.

ફિલોડેલ્ફિયાના ડૉક્ટર બેંજામિન ગ્રેસકિને એનો પ્રયોગ ઘાવ ઉપર પણ કર્યો અને એ નિર્ણય પર આવ્યા કે એની અસરથી ઘાવો ચારે બાજુથી ભરાવા લાગે છે અને પછી ઘણી જ જલદીથી સુકાઈ જાય છે. પછી તો પેઈસ્ટ, મંજનો, મલમો આદિ અનેક નામ-રૂપે એના પ્રયોગો થયા અને આ બધા જ ક્ષેત્રોમાં તેમને આશ્ચર્યજનક સફળતા પ્રાપ્ત થઇ. એના ઉપયોગથી દાંતનો પાયોરિયા મટયો, મોંની દુર્ગંધ મટી અને દાંતના સૂક્ષ્મ ખાડા-બૈયા મેળે જ ભરાવા લાગ્યા.

વનસ્પતિઓ માટે તો 'ક્લોરોફિલ' પ્રાણ છે જ, પણ માનવ-શરીરના પોષણમાં ય 'ક્લોરોફિલ'નું મહત્ત્વ કાંઈ ઓછું નથી. 'હિમોગ્લોબીન' આપણાં લોહીમાં લાલ કણ તૈયાર કરે છે તો 'ક્લોરોફિલ' શર્કરાનું નિર્માણ કરે છે. 'હિમોગ્લોબીન' આક્સીજન દે છે, જે વડે શર્કરાનું નાના નાના કણોમાં વિઘટન થાય છે અને તે આપણા પોષણને લાયક બની જાય છે. સૌથી મહત્ત્વની બાબત તો એ છે કે 'ક્લોરોફિલ'માં 'કૈરોટીન' ખાસ્સી માત્રામાં હોય છે અને એ જ હાડકાંને પોષણ આપનાર 'વિટામિન એ'ની જનની છે. આ રાસાયણિક તત્ત્વોની હાજરીને લીધે જ લીલાં શાકભાજી અને ફળ સ્વાસ્થ્ય માટે હિતકારી સિદ્ધ થયાં છે.

આમ, એક બાજુ 'ક્લોરોફિલ'માં પોષક શક્તિ રહેલી છે,, તો બીજી બાજુ તેમાં અનેક પ્રકારનાં રોગ-કીટાણુઓનો વિનાશ કરવાની શક્તિ પણ છે અને તેની મદદથી અનેક રોગોના કીટાણુઓનો ઘણી જ સરળતાથી નાશ કરી શકાય છે. અને તેથી હવે વૈજ્ઞાનિકોએ એનો ઉપયોગ સાબુ, શેમ્પૂ તથા લોશનોના સ્વરૂપે કરવાનું શરૂ કર્યું છે અને તેમાં ભારે આશ્ચર્યજનક પરિણામો આવ્યાં છે.

આ અદ્ભુત ચીજની શોધ કઇ રીતે થઈ તે એક ઘણી જ રસિક વાત છે. એ શોધવાને વૈજ્ઞાનિકોએ વરસો સુધી જહેમત ઉઠાવી હતી. સૌ પ્રથમ સર જોસેફ પ્રીસ્ટલી નામના એક વૈજ્ઞાનિકે આ વિષયમાં શોધ શરૂ કરી કે વૃક્ષોનાં પાંદડાં લીલા શા માટે છે? સાચી રીતે તો 'ક્લોરોફિલ'ની શોધ એમણે જ કરી છે એમ કહેવાય; અલબત્ત, તેઓ તેને વૃક્ષથી અલગ પાડી શક્યા નહોતા. એ કામ સ્વીટ્ઝરલેંડના ડૉક્ટર એમિલબેરગીએ પૂર્ણ કર્યું. એમણે જ એને પાણીમાં ચોળવા જોગો પદાર્થ બનાવ્યો અને રોગીઓ ઉપર એનો પ્રથમ પ્રયોગ કરીને સિદ્ધ કરી આપ્યું કે 'ક્લોરોફિલ'માં અદ્ભુત અગ્નિદીપક, ક્ષુધાવર્ધક તથા રક્તવર્ધક ગુણો રહેલા છે. એમના પરિશ્રમને કારણે જ પાછળથી અન્ય જાણકારો આ દિશામાં આગળ પ્રયોગ કરી શક્યા. બીજી-ત્રીજી નવી દવાઓમાં અને 'ક્લોરોફિલ'માં સૌથી મોટો તફાવત એ છે કે 'ક્લોરોફિલ'નો માનવ શરીરમાં ઉપયોગ કરવાથી કોઇ પ્રકારની હાની નીપજતી નથી, તેનાં પ્રાયઃ રિ-એક્શન્સ આવતાં નથી.

આજે તો અનેક પ્રકારની ચોકલેટ, 'ચિવિંગ ગમ,' દંતમંજન, પેઇસ્ટ, શેમ્પૂ, સાબુ, લોશન વ૦ અનેક રૂપે 'ક્લોરોફિલ' ઉપલબ્ધ છે. માત્ર અમેરિકામાં જ તેની ખપત ૩૦ કરોડ ડૉલરની છે.

(અંગ્રેજી પરથી)

*

વિદ્વાનની શાહી, શહીદના લોહી કરતાં ક્યારે અધિક કિંમતી છે. —બાઇબલ

# વિચારજો તો ખરા!

આબીદ આ. ભટ્ટ

આજકાલ સરકારે પ્રજાને ધાતો લાગતા વળગતા-ઓને શાંત પાડવાનો એક કીમિયો અપનાવ્યો છે અને તે છે છાશવારે સમિતિઓ રચવાનો. ભાકરા બંધમાં ભંગાણુ પડ્યું તો સમિતિ રચો, કોંગ્રેસી ન ચૂંટાયા તો સમિતિ રચો, અકસ્માત થયો તો સમિતિ રચો, દુષ્કાળ પડ્યો તો સમિતિ રચો અને આટલાથી પૂરતું ના હોય તેમ પેટા સમિતિ અને ઉપ પેટાસમિતિ નિમવામાં આવે છે તેમાં શંકાને સ્થાન હોય ખરું? આવો જ એક બીજો પ્લેગ જો આ દેશમાં ફેલાતો હોય તો તે છે સરવે કરવાનો. જમીનનો સરવે કરો, વસ્તીનો તો સરવે, કેટલાં ઘર રહેવા લાયક છે અને નથી તેનો પણ સરવે. ભલે પછી રહેવા અયોગ્ય એવા ઘરમાં વસનારાઓ માટે રહેવા યોગ્ય ઘરોની સગવડ થઈ કે કેમ તે એક જુદી જ વસ્તુ છે! કદાચ સરકાર યોગ્ય ઘરમાં રહેવા આવા માનવીઓને અયોગ્ય માનવી તો નહીં માનતી હોય ને! આવા સરવે સરકાર જ કરે છે એવું નથી. સરકાર નહીં-એવી વ્યક્તિઓ પણ આવા સરવે હાથ ધરે છે. જેવા કે વેતનના સરવે, ત્રીજી સામાન્ય ચૂંટણીના મતદારોના સરવે અને આવા અનેક. આમાં ખોટું પણ શું છે? સરવે કરવાનો હેતુ અને યોજના તમે વિકાસખાતા પર મોકલી આપો કે તમારી ગ્રાન્ટ મંજૂર-પૈસાનું ખર્ચ તમારે થશે માત્ર ફોર્મ છપાવવાનું. આવું ફોર્મ બનાવવા માટે પણ તમારી બુદ્ધિને ઝાઝી કસવાની જરૂર નથી. આવા ફોર્મ અને તેના પ્રશ્નો સામાન્ય રીતે સામાન્ય જ હોય છે. તમે આ રીતે બનાવી શકો...તમારું નામ શું? તમારી જાતિ ને જ્ઞાતિ? તમારી ઉંમર કેટલી? ભણેલા છો કે અભણ? પરણેલા કે કુંવારા? કુટુંબની સભ્ય સંખ્યા? ધંધો કયો? કમાનાર કેટલા? વિગેરે વિગેરે. આવા ફોર્મ ભરી તૈયાર કર્યા કે પૈસા તમારા ખીસામાં. આગળની જરાય ચિંતા તમારે કરવાની જરૂર નથી. કોઈ તમને પૂછવાનું નથી કે સરવેમાંથી અંતે શું ફલિત થયું? તેનો હેતુ બર આવ્યો કે નહીં? સરવેનો રિપોર્ટ છપાયો કે છપાશે? આવી જો કોઈ ચિંતા ન કરે તો શા માટે તમારે ચિંતા કરવી?

આ લેખ દ્વારા અમે આવા સરવે કરનારાઓને અને કરવા ઇચ્છતા આતુર માનવીઓને એ માટેનો એક નવો જ વિષય આપવા માગીએ છીએ. વિષયને ઉપલક દૃષ્ટિએ જોતાં તમને કદાચ સામાન્ય લાગે પરંતુ સરવે દરમ્યાન અને અંતે તમને જે ફાયદો મળશે તે તો ચોક્કસપણે અસામાન્ય હશે. તો લો એ વિષય છે 'શાળા મહાશાળાઓની પાટલીઓ!' બિચારી પાટલીઓ! પોતાના જન્મદિવસથી તે વૃદ્ધાવસ્થા સુધી, એમ કહો કે પોતે બેસવા શક્તિમાન ન રહે ત્યાં સુધી, ભંગારમાં ખડકાય ના ત્યાં સુધી શું શું સહન કરે છે? આવી દરેક પાટલી પાસે પોતાની આગવી કહાની છે.

આ પાટલીઓ શું શું કહે છે તેને વિભાગોમાં વહેંચી દાખલાઓ સહિત જો પ્રાથમિક જ્ઞાન તમને મળે તો તે સરળ અને સગવડ ભર્યું રહેશે. આ પહેલાં એક સ્પષ્ટતા જરૂરી છે કે રખે બીજું માનતા, પાટલીઓ જે કહે છે તેનું સર્જન ફાલતુ સમયે નહીં પરંતુ ચાલુ પિરિયડે જ થાય છે.

પ્રથમ વિભાગમાં તમને પાટલી ઉપર લખાયેલાં અસંખ્ય નામો નજરે પડશે. નામ પણ ભાતભાતનાં ને જાતજાતનાં! જરાક નીચા નમી જોશો તો ઘણાખરા જોડકાં નામો હશે અને તે પણ બે ભિન્ન જાતિનાં! આના દાખલા આપવાની જરૂર હોય ખરી?

દ્વિતીય વિભાગમાં-તમને ત્યાં એક જ નામની જુદી જુદી સહીઓના નમૂના જોવા મળશે. પોતે ભવિષ્યમાં મોટા અમલદાર બને અને કેવી રીતે સહી

કરવી અથવા સારી લાગે એવી સહી કરવી તેની પ્રેક્ટીસ ત્યાં જ થતી જોવા મળશે.

આ વિભાગમાં તમને વિવેચન લખાણ પણ ત્યાં જ મળશે. ચાલુ પિરિયડે મહાપ્રસાદના ભયે મોઢું હલાવ્યા વિના વિવેચન પાટલી પર લખીને જ થાય છે. દાખલા તરીકે, 'સર, ચક્કર ખાય છે.' હવે જો સર એ અંગ્રેજી શબ્દ ગણો તો તેનો અર્થ થશે સાહેબ ચક્કર ખાય છે કે ગોટાળા કરે છે અને જો સર હિન્દી શબ્દ ગણો તો તેનો અર્થ થશે લેક્ચરમાં ગતાગમ પડતી નથી એટલે પોતાનું જ માથું ચક્કર ખાય છે. આ ઉપરાંત 'સાહેબના ફોવર,' 'સાહેબનું પેન્ટ,' 'એરપ્રો છે' વગેરે વગેરે ઘણુંય વિવેચન મળશે. અમારા મતે વિવેચનનો આ પ્રકાર ખૂબ મહત્ત્વનો છે. તેથી તેને વિવેચન સાહિત્યમાં સવેળા સ્થાન મળવું જોઈએ એમ અમારું દૃઢપણે માનવું છે.

આ તો શાહીના લખાણની વાત થઈ. આ ઉપરાંત પણ કોતરામણ તો હોય છે જ. પોતાનું નામ અમર રીતે આ પાટલી પર રહે તેમ સમજી પોતે 'નિરજન' નામ કોતર્યું હોય પણ તેમને શી ખબર કે તેમના અનુગામીએ 'નિરંજન'ના ન આગળ કાનો લગાવી તેમનું નામ બીજી જ જાતિમાં ફેરવી નાખ્યું હશે? અને આવા કોતરામણની ખરેખરી પરખ અને કિંમત તો જે ભાગ્યશાળી પરીક્ષાર્થીનો નંબર એ પાટલી પર આવે તેને જ થાય ને?

તમને એટલી જ ખબર હશે કે ફિલ્મની જાહેરાતો માત્ર છાપાંઓ અથવા ભિંતો પર થાય છે. પણ ખરેખર એવું નથી. વગર પૈસે આવી જાહેરાતો કરનારા જાહેરાતનું યોગ્ય સ્થાન આ પાટલીઓને ગણે છે. એક પેઈન્ટરની અદાથી ચિત્રનું નામ અને નીચે કલાકારોના નામની પણ જાહેરાત ખરી જ. સાથે સાથે જો તેમને યોગ્ય લાગે તો કલાકારોના ફોટા પણ ચિતરવાનું ભૂલતા નથી. અને જો તેમના અનુગામીને તે ન ગમે તો કલાકાર સિવાયનું વ્યક્તિનું નામ તે ફોટાઓને આપવાનું તે વળી કેમ ભૂલે?

આ ઉપરાંત પાર વિનાની ગઝલો, ગણિતના દાખલાઓ, પિક્ચર જોવા જવાનું છે જેવા નિર્ણયો અને આવું અનેક નવસર્જન તમને ત્યાં મળશે. તમને એટલી તો સરળતા પડશે કે જે પાટલીની મૂળ સપાટી પણ ન દેખાતી હોય ત્યારે સમજવું કે કોઈ ચોક્કસ વ્યક્તિની જ આ જગ્યા છે.

અમારા ધારવા મુજબ હાલ આ દેશમાં માનસશાસ્ત્રીઓ માટે પૂરતું ક્ષેત્ર નથી. તો જો તેઓ તેમનો સમય દેશની ભાવિ પેઢીના સૂત્રધાર સમા આ વિદ્યાર્થીઓના માનસનો અભ્યાસ કરી યોગ્ય માર્ગદર્શન તારવી તેમને આમાંથી છૂટકારો મેળવી આપશે તો આ દેશ તેમનો ઋણી રહેશે. અને જો તેઓ એમ જ માનશે કે આ તો અમારી માતૃભૂમિ પ્રત્યેની ફરજ જ છે તો આનાથી વધુ સારું શું હોઈ શકે? ઉપરાંત આ કામમાં જોઈતા માણસો રોકશો તેથી દેશની થોડીક બેકારી ટળશે, તમે બેકાર નહીં રહો, તમને માન મળશે, તમારું નામ છાપે ચડશે. દેશ અને સમાજની મહાન સેવા કરવાની તક તમે જતી કરો છો એવું નથી લાગતું? વિચારજો તો ખરા!

---

મૃતાસ્ત એવાથ યશો ન યેષા,
અંધાસ્ત એવ શ્રુતિ-વર્જિતા યે।
યે દાનશીલા ન નપુંસકાસ્તે,
યે કર્મશીલા ન ત એવ શોચ્યા:॥

'જેઓએ યશ પ્રાપ્ત કરવાનું કોઈ કામ નથી કર્યું, તેઓ જીવતાં છતાં મુવા સમાન છે. જેમણે વિદ્યા પ્રાપ્ત નથી કરી, તેઓ છતી આંખે આંધળા છે. જેઓ કદી પણ કોઈને કશું દેતા નથી, તેઓ પુંસત્વ-હીન છે અને જેઓ કર્મશીલ નથી તેઓની દશા, ખરેખર શોચનીય છે.

—વિદુરજી

# પ્રભાસપાટણનાં પ્રાચીન વિષ્ણુમંદિરો

મધુસૂદન ઢાંકી : હરિશંકર પ્રભાશંકર શાસ્ત્રી

સોમેશ્વરના જ્યોતિર્લિંગની જ્યાં પ્રતિષ્ઠા છે, જ્યાં દિપ્તરશ્મિના દ્વાદશ સ્થાનો હતાં, જ્યાં શક્તિની મહાપીઠ હતી, જ્યાં વિલેપન પછી જિનેશ ચંદ્રપ્રભ આવીને વસેલા, તે પ્રભાસ મહાતીર્થમાં ભગવાન વિષ્ણુની પણ ઉપાસના થતી. ત્રિવેણીના પૂનિત સંગમ પર વાસુદેવના અંતિમ સંસ્કારો થયાનું પુરાણકારો કહે છે. તે સ્થાન—દેહોત્સર્ગ કે શિલાલેખો તેમજ સ્કંદ-પુરાણકાર કહે છે તેમ 'ગાત્રોત્સગ'ની સન્નિધીને કારણે પ્રભાસ વૈષ્ણવોનું પણ મહત્વનું કેન્દ્ર બન્યું. પાદ્માસ્થળી પણ પ્રભાસમાં જ થયેલી. એકસો અઠ્ઠોત્તેર દિવ્ય વિષ્ણુસ્થાનોમાં પ્રભાસને પણ ગણી લેવામાં આવ્યું છે.. પણ આ બધું છતાંયે શિવમંદિરો કે આદિત્યના પ્રાસાદોની તુલનામાં વિષ્ણુના મંદિરો અહીં પ્રમાણમાં કમ બંધાયાં છે. ગુપ્તકાળમાં ભાગવત ભક્તિની બોલબાલા હતી. ત્યારપછીના યુગમાં ભગવાન શંકરની આરાધનાનું પ્રાબલ્ય વધતું ગયું. વચ્ચે હરિહરમાં બન્ને મહાન દેવોનો સમન્વય સધાયો પણ મધ્યયુગમાં તો આશુતોષ મહાદેવ જ અસીમ મહત્ત્વ ધારણ કરે છે. સ્વયં પ્રભાસમાં પણ સોમનાથના ઈ.સ. ૧૧૬૯ના શિલાલેખમાં પાશુપતાચાર્ય ગંડ ભાવબૃહસ્પતિ વિષ્ણુભક્તિને પોતે ઉત્તેજન આપ્યાનો દાવો કરે છે ત્રિવેણી પર પાપમોચનના મંદિરમાં તેમણે કરાવેલ ત્રિપુરુષ પ્રતિષ્ઠામાં વિષ્ણુ પણ હશે. તેમના અનુગામી આચાર્ય વિશ્વેશ્વર રાશિ પણ પોતે વિષ્ણુભક્તિનો પ્રચાર કર્યાનું એક સંવત નષ્ટ થયેલા શિલાલેખમાં જણાવે છે. આ ઉપરથી બારમા શતકના ઉત્તરાર્ધથી તો વિષ્ણુમંદિરો અને મૂર્તિઓની સંખ્યા પ્રભાસમાં વધી હશે તેમ માની શકાય. પુરાતત્ત્વના પ્રમાણો આ તારતમ્યનું સમર્થન કરી જાય છે; જે વિશે આગળ જોઈશું.

પ્રભાસખંડકારે કુલ દશ વિષ્ણુસ્થાનોનો ઉલ્લેખ કરે છે, જેમાં કે દૈત્યસૂદન, આદિનારાયણ, વામનસ્વામિવિષ્ણુ, મોક્ષસ્વામિવિષ્ણુ, ચક્રધર, વિષ્ણુવરાહ, યજ્ઞવરાહ, દંડપાણિ હરિ, નારાયણ-બલભદ્ર-રુક્મિણી અને બલભદ્ર-સુભદ્રા-કૃષ્ણ. અભિલેખોમાં તો માત્ર એકમાં જ વિષ્ણુમંદિરનો ઉલ્લેખ જોવા મળે છે. સોલંકી રાજા ભીમદેવ બીજાના મંત્રી શ્રીધરના ઈ.સ. ૧૨૧૭ના તુલ્યકાલીન પ્રશસ્તિ લેખમાં તેણે પોતાની માતાના કલ્યાણ માટે રોહિણીસ્વામિવિષ્ણુનું મંદિર બંધાવ્યાનો ઉલ્લેખ છે. આ સિવાય દ્વિતીય લેખકના સંગ્રહમાં ઈ.સ. ૧૨૬૯નો તુલ્યકાલીન લેખ ધરાવતી એક કાળા પથ્થરની પાટલીમાં દામોદરની મૂર્તિનો ઉલ્લેખ છે.

પુરાલોક્ત મંદિરોમા દૈત્યસૂદનનો ઘણો જ મહિમા સ્કંદપુરાણકારે ગાયો છે. પ્રભાસના પાંચ પ્રમુખ દેવસ્થાનોમાં દૈત્યસૂદનનો પણ ઉલ્લેખ છે. વિષ્ણુના આ મંદિરનો હાલ તો પત્તો નથી. દૈત્યસૂદનના નામથી ઓળખાતું ગામમાં રહેલું મંદિર તો ઘણું જ અર્વાચીન છે; પણ અસલ મંદિર તો પ્રભાસખંડ અનુસાર સોમનાથથી પૂર્વમાં હતું, અને તેની દક્ષિણે સમુદ્ર હતો. સંભવતઃ આ મંદિરને લગતાં થોડા અવશેષો હાથ પ્રાપ્ત થયા છે. સોમનાથના પ્રાંગણના પૂર્વ છેડેથી પાંચ એક સરખી કારીગીરીવાળી પ્રતિમાઓ મળી આવી છે; જે પૈકી બે ચતુર્ભૂજ વિષ્ણુની છે જ્યારે ત્રીજી કેશીનિષુદન વિષ્ણુની જણાય છે. આ ત્રણે ય મૂર્તિઓ નિજમંદિરના ભદ્રોમાં પાર્શ્વ દેવતાઓ તરીકે હશે. બાકીની બે પ્રતિમાઓ પરિકર્મયુક્ત છે. એક દિગ્પાલ કુબેરની છે અને બીજામાં દેવયુગ્મ છે. આ બન્ને પ્રતિમાઓ મંડોવરની જંઘાની જણાય છે. લાલિત્યમયી અને સૌષ્ઠવભરી આ મૂર્તિઓ શૈલીની દૃષ્ટિએ અગિયારમાં શતકના ઉત્તરાર્ધની જણાય છે; અને તેમનું કદ જોતાં એ મંદિર ઠીક પ્રમાણમાં મોટું

હશે. જંઘાની મૂર્તિઓના માપતાલની ગણત્રી ઉપરથી નિજમંદિરનો વ્યાસ લગભગ ૩૬ ફીટ જેટલો હશે તેમ લાગે છે. આવા જ પ્રકારની અને પથ્થરની એક સુંદર, સમભંગી, ખંડિત, સાદાપરિકરવાળી વિષ્ણુ-પ્રતિમા પ્રભાસથી જૂનાગઢ મ્યુઝીઅમમાં થોડા વર્ષો પહેલાં લાવવામાં આવેલી. એ જૂના પ્રકારની પ્રતિમા છે અને સંભવતઃ દૈત્યસૂદનના દેવાલયના મૂલનાયકની જ એ પ્રતિમા હશે. સ્કંદપુરાણકાર ઉલ્લેખિત બાકીના સ્થાનોમાં સ્વતંત્ર મંદિરો ધરાવતી વિષ્ણુપ્રતિમાઓ બહુ થોડી હશે. દૃષ્ટાંતરૂપે સોમેશથી ઉત્તરે ૫ ધનુષે ચક્રધર અને એ જ સ્થાનમાં દણ્ડપાણિહરિ હોવાનું જણાવ્યું છે. હકીકતમાં પ્રભાસખંડના ઉલ્લેખોમાં મુખ્યત્વે વિષ્ણુમંદિરો નહીં પણ વિષ્ણુપ્રતિમાઓ વિવક્ષિત છે.

પ્રભાસમાં વિષ્ણુપ્રતિમાઓના અવશેષો ઠીક ઠીક પ્રમાણમાં સચવાયેલાં છે, જેની નોંધ હવે અહીં જોઈ જઈએ

(૧) શેષશાયી વિષ્ણુનું એક સુંદર અને પ્રશાંત શ્વેત પથ્થરનું શીર્ષ હાલ પ્રભાસપાટણ મ્યુઝીઅમમાં સંરક્ષિત કરવામાં આવ્યું છે. શીર્ષ પર મુક્તામંડિત મણિપટ્ટયુક્ત કરંડ મુકુટ શોભી રહ્યો છે. વિષ્ણુ મૂર્તિને કિરીટને બદલે કરંડ મુકુટ હોવો એ ઘટના જરા આશ્ચર્યજનક ગણાય. મુકુટ પાછળ સર્પશીર્ષ અને ઢાળેલી ગદાનો ભાગ જળવાઇ રહ્યો છે. આ ભાવવાહી શીર્ષવાળી મૂલપ્રતિમા મોટા કદની હશે. તેનો સમય લગભગ દશમા શતકના ઉત્તરાર્ધનો જણાય છે. અનંતશાયિની પ્રતિમાઓ ગુજરાતમાં તો સામાન્ય રીતે વાપીઓ કે કુંડોમાં જ જોવામાં આવે છે. એટલે આ મૂર્તિ કોઈ મંદિરમાં હોવાનો સંભવ ઓછો છે.

(૨) શંખેશ્વરની વાવમાં નવ અવતાર યુક્ત પરિકર સહિતની એક ખંડિત પણ સુંદર વિષ્ણુ પ્રતિમા છે. આ પ્રાચીન પ્રતિમા દશમા શતકની જણાય છે.

(૩) અને (૪) થોડાં વર્ષ પહેલાં પ્રભાસ કિલ્લાની પુરણીમાંથી નીકળેલી મૂર્તિઓમાં અગિયારમા શતકના અંતભાગની બે વિષ્ણુ પ્રતિમાઓનો પણ સમાવેશ થાય છે.

(૫) અને (૬) દૈત્યસૂદનના મંદિરમાં માધવ અને પુરુષોત્તમ નામે ઓળખાતી આ બે સુંદર પ્રતિમાની જોડીનું પ્રતિમાવિધાન ખાસ ધ્યાન ખેંચે તેવું છે. માધવની પ્રતિમાનો નીચલો માલાને ગ્રહી લેતો દક્ષિણ હસ્ત વરદ મુદ્રામાં છે, અને બાકીનામાં અનુક્રમે ગદા, ચક્ર અને શંખ ધારણ કરેલાં છે. પુરુષોત્તમની પ્રતિમામાં નીચેનો જમણો હાથ માલાસહિત અભય મુદ્રામાં છે; જ્યારે બાકીના હસ્તોમાં આયુધોનો ક્રમ માધવની મૂર્તિ અનુસાર છે. વાસ્તુ અને શિલ્પના ગ્રંથોમાં કહેલ માધવ અને પુરુષોત્તમ કરતાં અહીંનું વિધાન ભિન્ન અને અનન્ય છે. પ્રતિમાઓ સર્વાલંકારથી વિભૂષિત છે. બન્નેના કિરીટ મુકુટમાં બેમૂલ કારીગીરી છે. બન્ને પ્રતિમાની શૈલી અહીંના કુમારપાલના સમયના શિલ્પો સાથે સમતા કરતી હોઈને કદાચ ભાવ બૃહસ્પતિએ પ્રતિષ્ઠિત કરાવી હોવાનો સંભવ છે.

(૭) દૈત્યસૂદનના મંદિરમાં ગર્ભગૃહમાં હાલ પૂજાતી પૂર્ણ માનવ કદથી જરાક જ નાની શ્યામ પથ્થરની ત્રિવિક્રમ વિષ્ણુની પ્રભાવશાળી પ્રતિમા તેરમા શતકના પ્રારંભકાળની જણાય છે.

(૮) આથી યે મોટી એક વિષ્ણુ પ્રતિમાની એક કેવળ ચક્રયુક્ત ભુજા જ અવશેષ તરીકે કિલ્લાની દીવાલમાંથી મળી આવેલી અને હાલ પ્રભાસપાટણ મ્યુઝીઅમમાં પ્રદર્શિત કરવામાં આવેલી છે.

(૯) અને (૧૦) આ જ યુગની બે શ્યામલ પથ્થરની ચક્રચક્રીત ખંડિત વિષ્ણુ પ્રતિમાઓ પ્રભાસથી જૂનાગઢ મ્યુઝીઅમમાં લઈ જવામાં આવી છે. એક પ્રતિમા દ્વિભંગમાં છે બીજી સમભંગમાં સ્થિર છે.

(૧૧), (૧૨) અને (૧૩) તેરમી શતાબ્દિની આ ત્રણ સામાન્ય કક્ષાની મૂર્તિઓ પૈકીની અનુક્રમે ખોડિયારના મંદિર, પાનવાડી અને પ્રભાસ પાટણ મ્યુઝીઅમમાં રાખવામાં આવેલી છે.

(૧૪) વિષ્ણુની એક નાની શ્યામ પ્રતિમા નેમિનાથના આધુનિક જિનાલયમાં કૃષ્ણ તરીકે પૂજાય છે.

(૧૫) પ્રભાસની ગોવર્ધન વિષ્ણુની વલભી સંવત



[ જુઓ પાનું ૩૦

# બલિદાન

હરિભાઇ છો. પટેલ

'મેરી, મેરી....જરા ઊભી રહેને. જો. આ બધા ડાક્ટરો કેમ ભેગા થયા છે?'

'ફ્લૉરા, તને ખબર નથી? વડા ડૉક્ટર "પીળા તાવ"ની દવા શોધી કાઢવા ઈચ્છે છે. તે માટે કોઈ તંદુરસ્ત માણસના શરીર પર એ રોગનાં જંતુઓનો પ્રયોગ કરવા દેવા કહે છે. પણ ફ્લૉરા, આવા જીવલેણ પ્રયોગ માટે કોણ પોતાના જાનને જોખમમાં નાખવા તૈયાર થાય? એટલે સૌ ચૂપચાપ એક બીજાના મોં જોયા કરે છે.'

'ઓ હો! એટલી જ વાત છે ને?' કહેતાં ફ્લૉરા સડસડાક ડૉક્ટરો જ્યાં બેઠા હતા તે ખંડમાં પહોંચી જઈ બોલી: 'ડૉ. સાહેબ! આપનો પ્રયોગ સફળ થાય તો લાખોના જાન બચે, કેમ નહિ?'

'હા. બેટી, પણ કોઈ તે માટે તૈયાર થાય ત્યારે ને.'

'હું તૈયાર છું, ડૉક્ટર સાહેબ! એ પ્રયોગ માટે મારું શરીર હું આપને ચરણે ધરું છું.' ફ્લૉરા વીરતાપૂર્વક બોલી.

જ્યાં ભલભલા અનુભવી ડૉક્ટરોની હિંમત ન ચાલી તેમાં આ નવજવાન છોકરીએ મક્કમતાપૂર્વક ઝંપલાવ્યું. તે જોઈ સૌ આશ્ચર્યમાં ગરકાવ થઈ ગયાં.

વાયુવેગે વાત આખા હૉસ્પિટલમાં પ્રસરી ગઇ. સૌ કાચની બારીમાંથી ફ્લૉરાને જોઈ રહ્યાં. ફ્લૉરાના શરીરમાં પીળા તાવનાં પ્રાણઘાતક જંતુઓ દાખલ કરવામાં આવ્યાં. તેથી તેને અસહ્ય પીડા થવા લાગી. પણ તે એને અજબ હિંમતથી સહેવા લાગી. આ પ્રયોગથી આખરે અર્ધી સફળતા તો મળી.

હવે એક આખરી પ્રયોગ કરવાનો હતો. ત્યારે તેની પ્રિય સહેલી મૅરીએ તેને વારતાં કહ્યું: 'ફ્લૉરા, હજુ પણ ચેત. આ પ્રયોગમાં જાન જવાનું પૂરેપૂરું જોખમ છે.'

પોતાની પ્રિય સખીને આમ ખૂબ ભયભીત થયેલી જોઈ ફ્લૉરા હસતાં હસતાં બોલી:

'મેરી તું શાંત થા. ઈશ્વરેચ્છા હશે તે થશે. પણ સાહસ કર્યા વિના આ જગતમાં કોઇ સિદ્ધિ પ્રાપ્ત થઈ છે ખરી? સમષ્ટિના સુખને માટે વ્યક્તિએ સ્વેચ્છાપૂર્વક જોખમ વહોરવા તયાર થવું જ જોઇએ. મોત તો એકવાર આવવાનું જ છે. પછી તે વહેલું આવે કે મોડું; તેની શીદ ચિંતા કરવી?'

'પણ આ છેલ્લો પ્રયોગ તો અત્યંત જીવલેણ છે તેમાં તારો જીવ જવાનો ભય ઝઝૂમે છે.' મૅરીએ અત્યંત ભયભીત થઇ કહ્યું.

ત્યારે ઓછાબોલી ફ્લૉરા બોલી: 'બહેન! આ રોગથી દર વર્ષે લાખો લોકો મોતના મોંમાં ભરખાઈ જાય છે. શું એ લાખો લોકો કરતાં મારી જાત વધુ કિંમતી છે? ના. ના. કદી નહિ.'

પછી પોતાનો મક્કમ નિર્ણય જાહેર કરતાં ફ્લૉરા બોલી: 'એ લાખો જીવોને બચાવવા મારી જાતને હજાર વાર જોખમમાં મૂકવી પડશે તો પણ મૂકીશ.' એમ કહી તે પ્રયોગશાળામાં ચાલી ગઇ. પોતાની જાતને ડૉક્ટરોને હવાલે કરી તેના પર પ્રયોગ કરવામાં આવ્યો.

આ પ્રયોગ જીવલેણ નીવડ્યો. પણ રોગનો રામબાણ ઈલાજ શોધી શકાયો. ફ્લૉરા શહીદ થઈ પણ તેના ભવ્ય સમર્પણને કારણે દરવર્ષે લાખોના જાન બચવા લાગ્યા.

આમ બહુજન હિતાય ફ્લૉરાનો દેહ ભલે મરી ગયો, પણ તે જનહૃદયમાં અમર રહેશે.

# વાયરા

હરિનભાઈ શાહ

## નીફા મોરચાના કોઈક સ્થળેથી

આ યુગનાં જે વહાલાં–દવલાં છે તેમાં ભારત કરીને દેશ છે. ભારતનાં વહાલાં–દવલાંમાં એક તલનાં ટપકાં જેવડું પ્રકાશન પણ છે–"વૈષ્ણવજન".

"વૈષ્ણવજને" વિચાર અને ચિંતનની સુખડી, યથાશક્તિ આપવા કોશિષ કરી છે. પરંતુ આ તો વેળા છે–મોરચાની સુખડીની! જીવ્યાના જુહારની!

દુનિયાનો મોટામાં મોટો વૈષ્ણવજન–ગાંધી નેહરુનો ભારત દેશ–શાંતિ અને સહઅસ્તિત્વના લગનભર્યા પ્રભાતિયાં ગાઇ રહ્યો હતો ને તેના વધ માટે સામ્યવાદી–શાહીવાદી ચીનની બરછી વીંઝાઇ છે.

ખભા પરનો ખડીઓ અને શાસ્ત્રની પોથી છોડીને બ્રાહ્મણને અને જિનશાસનના અનુરાગી વણિકને પણ ધર્મયુદ્ધના સાજ સજવા પડયા છે તેમ "વૈષ્ણવજન"ને પણ નીકળવું પડશે વિચારના એકેએક વાહનને નુતન ગીતાકાર બનવુ પડશે. પરલોક ભજવો હશે તોપણ આલોકના અવતારને સાચવવો પડશે. આલોકના આપણા અવતારને ટાળી નાખવા સામ્યવાદી–શાહીવાદી ચીને લશ્કરો ઊતાર્યાં છે.

તેથી તો "વૈષ્ણવજન"ને પણ એનો એરખો બાજુએ મુકવો પડશે. અને ધર્મયુદ્ધમાં, હળમાંથી લીલાં ટીપાયાં છે તેમ કલમમાંથી સુદર્શન ચક્ર કાઢવાં પડશે.

૧૮ નવેમ્બર ૧૯૬૨

—હરિન શાહ

ચગીને અવગતિએ ગયેલા ઋષિ-મુનિ કે શ્રાપ ગુજારી રહેલા રાજકુમારનો એકાએક નાટકીય વધ આવી પડે ને મોક્ષ થાય અને ભવ્ય આત્માનું પુનઃ પ્રાગટ્ય થાય એવું શબ્દવેધી ચિત્ર શાહી-સામ્યવાદી ચીને નીફા અને લડાખમાં ખૂનખાર લશ્કરો દોડાવીને ભારત ઉપર જડી દીધું છે. ગાંધીના હાથે મીઠાની ચપટી અને કાચા સુતરના તાંતણા વડે આધુનિક દુનિયાનું મોટામા મોટું એવું બ્રિટિશ સામ્રાજ્ય જેર થાય એ ઉઘડતા પડદાનું માનવજાતનું વિસ્મય હતું. બીજા ને કદાચ છેલ્લા દશ્યમાં કાલિદાસ, ભવભૂતિ, બાણ અને વેદવ્યાસની શકપ્રવર્તક કલમો એકીસાથે પૂરપાટ ફરીથી દોડી રહી હોય તેવું ભારતનું બીજું મહાભારત અત્યારે ૧૯૬૨ના નવેમ્બરમાં ચીનને પ્રતાપે આલેખાઇ રહ્યું છે. કૌરવો અને પાંડવોનાં પંચભૂત હવામાં ઊડી ગયા હશે ખરા પરંતુ માનવ-પ્રકૃતિમાથી કૌરવો અને પાંડવો કદી મર્યા જ નથી એ વાત શાહી-સામ્યવાદી ચીને લશ્કરો દોડીને સાબિત કરી આપી છે.

આ કંઈ વિજય-વાવટો ફરકાવવાનું કે આણ ફરકાવવાનું અને તાબે બોલાવવાનું મધ્યયુગી યુદ્ધ નથી, નજરાણું ઉઘરાવવાનું પણ આ યુદ્ધ નથી. બરોબર મહાભારતના નવા પ્રાગટ્ય સમું ધર્મ-અધર્મનું આ બાંધછોડ વગરનું હવે યુદ્ધ છે. એમાં ભારતના સત અને સાધનાનાં પારખા છે. એમા માનવીની ભવ્યતા પર માનવીની ભયંકરતાનો પહેલો છાપો પડ્યો. અને હવે માનવીની ભદ્રતા અને ભીષણતા વચ્ચે યુદ્ધ ચાલે છે. અને ભીષણ રોષથી ફરી રહેલા ચીન ભારત યુદ્ધનાં ભણકારાં યુધિષ્ઠિરની

લાક્ષણિકતાવાળા જવાહરલાલ નેહરુને ખોડાવું પડયું છે.

સામ્યવાદી ચીન વહાલસોયો હાથ ફેરવી રહેલા ભારત પર ક્યાંથી ત્રાટકી પડયું તેનું અચરજ આજ પણ હજારો માણસોને મોકાય છે. ચીનની શાહીવાદી અસલિયત સામ્યવાદના રોગાન નીચે પણ ભુંસાઈ નહીં. સમૃદ્ધ ને વિશાળ ભારતનું મધ એશિયાના આંકડે ટીંગાતું હતું. દુનિયાના સૌથી વિરાટ લશ્કર અને અબજ્બ વસ્તીનો મીણો એવો ચીનને ચડ્યો કે રશિયાના હાથમાંથી આંતરરાષ્ટ્રીય સામ્યવાદની પેઢી આંચકી લેવા માટે ભારતને આક્રમણની લ્હાણમાં ઝપટયું. રશિયા ખુદની સાથે સામ્યવાદી ચીનને મોટા મોટા પ્રયોગોના ક્યાલા હજુ પતવવાના હતા! સામ્યવાદી ચીનને હિંદના સામ્યવાદી આડતીઆએ આંખે પાટા બાંધ્યે જ રાખ્યા હતા કે આટ આટલા આંતરિક વાદવિવાદોથી જળી ગએનો અને અને દુનિયાદારીમાં ઊંઘણશીમાં ખપે તેવો ભારત દેશ તો માખણમાં પાટુ મારવા જેવો આક્રમણ માટે તૈયાર કહેવાય. ટાગોરનું 'તાસેર દેશ' સામ્યવાદી ચીનમાં કોઈએ વાચ્યું હશે તેણે પણ ભારતને તાસેર દેશ માની લીધો અને લશ્કરી ફૂંક મારતાની સાથે પત્તાંનો બેન ખવાસ થઈ જશે તેમ માન્યુ અમેરિકા અને બ્રિટનની સત્તાઓને ખીલે જ ભારતની ગાવડી બંધાએલી છે અને ચીન સામે મરજી પડે ત્યારે ભારતનો ઉપયોગ થશે એવી કલ્પિત વ્યાધિએ પણ પહેલો ઘા પોતે જ મારી લેવા ચીનને લલચાવ્યું.

નીફા મોરચાને પથે પડતી વખતે અને ચીને "યુદ્ધ–તહકુબી"નો ચોફાળ ઢાંક્યો તે બાદ પાછા ફર્યો પછી પણ ડગલે ને પગલે હાંફભર્યા પ્રશ્નો માગ પર વરસતા રહ્યા છે. પંદર પંદર વર્ષની આઝાદી પછી આપણે આટલા ગાફેલ કેમ રહ્યા? આપણી સંરક્ષણ-વ્યવસ્થા આટલી તકલાદી કે કશાય ટક્કર ન લઈ શકીએ? અમેરિકા અને બ્રિટન વહારે ધાયા છે તો હવે કેટલી વાર? ચીનાઓ ખરેખર ધાર્યે જ જવા માગે છે કે કયાંય અટકશે ખરા? આપણી તટસ્થતાનું તારીજ હજી પણ બાવડે છે કે ફેંકી દીધું?

પ્રશ્ન તો લોકહૃદયની આટલીજ હજુ છીપડી છે. એને પૂછવાનું ઘણુંબધું વધારે છે. એની સૂઝ આપવા જતાં ગ્રંથોના ગ્રંથો ઉભરાય તેમ છે.

ચોર જ્યારે ખાતર પાડે છે ત્યારે સ્થળની પસંદગી, માલમત્તાના સગડ અને સમયનો બંદોબસ્ત સો ટકા તેને હાથ હોય છે. ખાતર પડે ત્યારે મોટે ભાગે પહેલા દાવમાં ચોરનો વિજય જ દેખાય છે. સફાળો સદ્‌ગૃહસ્થ તો આંખો ચોળે ને પોલીસને શરણે જાય ત્યારે ખરેખર બરોબરીનો ધાડપાડુ અને લુંટાયેલ સજ્જન વચ્ચે આરંભ થાય છે. ચીનના આક્રમણ અને ભારતની પ્રાથમિક પછડાટોનો આ સીધો સાદો અર્થ છે,

લૂંટાયા પછી પણ જે કેવળ તટસ્થતાની નીતિમાંજ નહિ પરંતુ બીજાના કાન ઝાલવાની અને વડીલશાહી વાપરવાની નીતિમાં આપણે રત રહ્યા હતા તેની જગ્યાએ જાન બચાવવા ભારતની લોકશાહીને અમેરિકા–બ્રિટનની લશ્કરી ઓથ ચાચવી પડી છે તેમાં પણ ખૂબ લાડમાં ઉછરેલા છોકરાને મોટી વયે નિશાળમાં મુકવામાં આવે ને જે ભાંજગડ તેને સતાવ્યા કરે તેનો પડઘો છે. તટસ્થતાની નીતિ અંગે કબૂલાત કે એકરાર કરાવવાનો આગ્રહ રાખવાની જરૂર નથી. તટસ્થતાની નીતિ ત્યારે ઊભી કરી હતી જ્યારે દુનિયા પર ઠંડા યુદ્ધનું ધુમ્મસ હતુ–જ્યારે અત્યારે ગરમાગરમ યુદ્ધ આવી પડયું છે. તટસ્થતાની નીતિ એ હેતે અપનાવી હતી કે દુનિયાની મહાસત્તાઓની ધુરકાધુરકીને છુટી પાડવામાં ભારત જેવા અપરિગ્રહ નતવાળા દેશો ભાગ ભજવી શકે. એશિયા આફ્રિકાના નવા દેશોને પગભર થવા એ જોઇતુ હતુ કે મહાસત્તાઓ લડી ન પડે અને તેમાં એશીયા–આફ્રિકાના શિશુ–રાષ્ટ્રોનો ફરીથી કોળિયો ન થઇ જાય. પરંતુ શાંતિની ઉમેદની જગ્યાએ હાજરાહજુર યુદ્ધ ભારતની હદ ઓળંગી આવી ચડયું હોય ત્યારે તટસ્થતા કેવી? શાની? કોની પ્રત્યે? યુદ્ધ જાગ્યુ તેટલું જ નહિ પરંતુ યુદ્ધ ભારત ઉપર ચડી આવ્યું ત્યારે ભારતે તટસ્થતા કોની તરફ પાળવાની? પોતાની જાત સામે તટસ્થ રહેવાનું? છત્રી ચોમાસાના વરસાદ સામે કે ઉનાળાના તડકા સામે ધરવાની હોય. પરંતુ શિયાળામા

છી ઓઢાડીને ફરવાની નૈતિક ફરજ ખરી? —કે ઓવરકોટ ઓઢવાની આજ્ઞા પળાય?

લોકશાહી દેશો ગઇ ગુજરી ભૂલી જઇને પડખે ઓલે મદદ લઇ આવી ચડયા છે. શાસ્ત્રોનાં આટલાં સોગંદ ખાનારું ભારત અને ધર્મરાજાની મૂંઝવણ અનુભવનારા નહેરુ આટલી ઝડપથી અમેરિકાની ઢાલ ચીની પ્રહાર સામે ઓઢી લેશે તે પેકિંગની ગણત્રી બહાર હતું. પેકિંગનો મોરચો સાથેનો કુટુંબકલેશ આગળ વધીને છૂટાછેડા કે આપઘાતની દિશામાં ધપ્યે જાય છે. પરંતુ તે પછી પણ ભારતને લશ્કરી પ્રબળતા મેળવતાં હજુ ઘણું કરી છૂટવાનું છે. ચીનની દાઢ સમગ્ર એશિયા માટે સળગેલી છે. ભારતનું નીફા—ખિસ્સું કાતરવા પૂરતો જ આ પ્રોગ્રામ નથી—ભારતની સ્વાધીનતા ઉતારી લેવાની આ તજવીજ છે. એ તજવીજ સાવ સ્વપ્નભરી ઘેલછા નથી પરંતુ તેની પાછળ વર્ષોના પ્રપંચોની તૈયારીઓ પડેલી છે. નહિ તો પાકીસ્તાન પંદર લાખ પાકીસ્તાનીઓને આસામમાં ઘુસાડીને છીણી મારી રહ્યું હોય ત્યારે બીજી બાજુ આસામના ચાના બગીચાઓમાં ઠેરઠેર ચીની સુતારો સેંકડોની સંખ્યામાં ક્યાંથી ગોઠવાના ગયા હોય?

સમજુ માણસ તરીકે દેશ અને તેની નેતાગીરી મન વાળી રહેલ છે કે ચીનના આક્રમણને લઈને આપણામાં સંપ આવ્યો, એકતાન થઈ ગયા. તે ઉપરાંત યુદ્ધના તકાદા નીચે એ હકીકત છે કે દેશનું ઔદ્યોગિકરણ કિંમતની પરવા વગર ઉતાવળે આગળ વધે છે. યુદ્ધના નિર્ધારની છાયામાં ધનપતિ ને અદના નાગરિક વચ્ચેનો ગાળો પણ કપાય છે ને સમાજવાદી રચનાનું ચોકઠું વધુ મજબૂત બને છે અને નરી હકીકત તરીકે યુદ્ધના આશ્રય નીચે, ઔદ્યોગિક શક્તિના વિરાટ વિકાસની સાથે સાથે લશ્કરી ભૂજાઓ પણ ખૂબ ભરાય છે.

ભારત નવો જન્મ લઇ રહ્યુ છે અને એશિયાના ત્રણ મહાન ઔદ્યોગિક અને લશ્કરી તાકાતમાંની એક તરીકે બહાર આવવા માટે નેપથ્યમાંથી સજ્જ ચીનના યુદ્ધ દ્વારા આવ્યા છે. ભારતની લોકશાહી પણ આંખમીચામણા છોડી રહી છે. આ યુદ્ધમાં પ્રજા નેતાઓને દોરી રહી છે ને સાથે સાથે પરિસ્થિતિ જાતે જ હાથણી બનીને પસંદગીનો કળશ નવી શક્તિઓ પર ઢોળી રહી છે. જવાહરનાલજીનો ભાર પરિસ્થિતિને હાથે ઓછો થઇ રહ્યો છે. બીજા હાથોને પણ બહાર લાવીને પંડિતજીના જીવનકાર્યની સંધ્યા અનેક રંગોથી ભરપૂર બની રહી છે. એમની મનોવેદના પ્રત્યે દેશ દિલસોજી શું આપે. શાંતિકાળના નેતૃત્વમાંથી યુદ્ધના પડકારની સરદારી જે રીતે તેમણે ઉપાડી લીધી છે તેમાં વતનના સપૂત અને લોકશાહીના અચળ તાપસ તરીકે ખરા જવાહરલાલ બહાર આવ્યા છે.

---

એક અંગ્રેજી લોકકથા છે' એક વાર એક શાર્ક માછલીએ એક વહાણનો પીછો પકડ્યો. વહાણના ખલાસીઓએ વહાણને બચાવવાને એક ખુરશી ઉપાડીને શાર્ક ભણી ફેંકી. શાર્ક એને ગળી ગઈ અને વળી પાછી વહાણ તરફ દોડી. ખલાસીઓએ આ વેળા નારંગીઓથી ભરેલો એક મોટોમસ ટોપલો ફેંક્યો. શાર્ક તો તેને ય ગળી ગઈ. ખલાસીઓએ વિચાર્યું કે કોઇ એક માણસને ખાધા વિના આજે આ શાર્ક માનવાની નથી. માટે, બધાનો જીવ બચાવવા કોઈ નહિ ને કોઇનો બલિ તો ચઢાવવો જ પડશે.

ચિઠીઓ નાખવામાં આવી. એક યહૂદીનું નામ નીકળ્યું. વહાણવાળાઓએ ઊઠાવીને એને સમુદ્રમાં ફેંકી દીધો. શાર્ક યહૂદીને ગળી ગઇ અને પછી બમણા વેગે વહાણની પાછળ પડી. કોઈ ઉપાયે જીવ બચે તેમ નથી એવી ખાત્રી થઈ તેથી ખલાસીઓએ આ વખતે હિંમતથી કામ લેવાનો નિશ્ચય કર્યો. એક જથ્થે બરછી વગેરે લઇને આક્રમણ કર્યું અને શાર્કને મારી નાખી. મરેલી માછલીને વહાણ પર ખેંચી લીધી અને એક ખલાસી તેના શરીરમાં પેઠો. અંદર તેણે અનોખું દૃશ્ય જોયું. અગાઉ માછલીએ જે માણસો ગળ્યા હતા તે તમામની ભીડ જામી હતી અને વચ્ચે યહૂદી મહાશય ખુરશી ઉપર બેઠા બેઠા પેલી નારંગીઓ એક આનાની એકને હિસાબે વેચી રહ્યા હતા!



# "પપ્પા,
# મને
# રૂ. ૧૦,૦૦૦/-
# આપી શકશો ?"

થોડાં જ વર્ષો બાદ <u>તમારો પુત્ર</u>
પણ કદાચ આવો જ સવાલ
તમને પણ પૂછશે

અને તમારા જવાબ ઉપર તેના ભાવિનો આધાર છે.

તે પોતાનું સ્વતંત્ર દવાખાનું શરૂ કરીને તેના જીવનની સુંદર શરૂઆત કરી શકશે ? આથી, યોજનાપૂર્વક બચત કરવી જ જોઇએ, ખર્ચ કરવાની શરૂઆત કરો તે પહેલાં જ તમારી આવકમાંથી તમે જો અમુક રકમ નિયમિત રીતે નહિ બચાવો તો બધા જ પૈસા ખર્ચાઇ જશે.

## ધી બેન્ક ઓફ ઇન્ડિયા લિ.

ટી. ટી. ઠુંમાસ, જનરલ મેનેજર

વૈષ્ણવજન તો તેને કહીએ,
જે જિહ્વા થકી અસત્ય ન બોલે.



# વૈષ્ણવજન



વર્ષ ૧ : ('પ્યારાબાપુ' વર્ષ ૧૫) : : અંક ૧૦ : સળંગ અંક ૧૭૮ : જાન્યુઆરી : : ૧૯૬૩

## અનુક્રમ



સંપાદક : નવીન ગાંધી

પ્રકાશક અને મુદ્રક : ધીરેન ગાંધી • રૂપાયતન મુદ્રણાલય • જૂનાગઢ

### સૂચના

(ગ્રાહકોને)

દર માસની બારમી તારીખે અંક પ્રસિદ્ધ થાય છે.

પંદરમી સુધીમાં અંક ન મળે તો પોસ્ટ ઑફિસમાં તપાસ કર્યા પછી કાર્યાલયને જણાવવું. અંક શિલિકમાં હશે તો મોકલાશે.

ગમે તે મહિને ગ્રાહક થઈ શકાય છે.

* * *

આ માસિકમાં પ્રસિદ્ધ થતા વિચારો જે તે લેખકોના છે. સંસ્થા તે વિચારોમાં સંમત છે જ તેમ માનવું નહિ.

*

(લેખકોને)

'વૈષ્ણવજન'માં સંસ્કૃતિ, કલા, શિક્ષણ અને સાહિત્ય વિષયક લખાણો લેવામાં આવે છે.

લખાણ સાફ મૌલિક, તાજું હોય એવી અપેક્ષા રહે છે. કાગળની એક બાજુ શાહીથી લખવું.

સામાન્ય રીતે કૃતિના સ્વીકાર બાબત પખવાડિયામાં જવાબ આપવામાં આવે છે.

પ્રસિદ્ધ થયેલી સામગ્રીની ઑફપ્રીન્ટસ સાથે અંક અને યોગ્ય પુરસ્કાર પ્રસિદ્ધિ પછી અઠવાડિયામાં લેખકોને મોકલાય છે.

**લવાજમ**

દેશમાં (વરસનું) છ રૂપિયા
પરદેશમાં બાર શિલિંગ

**વૈષ્ણવજન, રૂપાયતન, ગિરિતળેટી**
**જૂનાગઢ**

પીડ પરાઈ

## આગનાં આંસુ

મકરન્દ દવે

આઝાદ અને તેજ મિજાજનો એ જુવાન સંન્યાસી. મહારાજાએ ગોઠવેલી મહેફિલમાંથી એ આગના ભડકાની જેમ ઊઠ્યો અને કોઈની સાડી બાર રાખ્યા વિના સડસડાટ રવાના થઇ ગયો. એના ગેરુઆ રંગની જ્વાળા આખી યે મહેફિલને દઝાડતી ફરી વળી.

અને હજુ તો મહેફિલનો રંગ જામતો હતો. જયપુરની નિપુણ ગાયિકાએ સ્વરલહરી વહેતી કરી હતી. પાંખાળા કંઠને સાજિન્દાઓ અનુકૂળ હવાની જેમ સાથ આપી રહ્યા હતા. અને વાતાવરણમાં એક જાતની ઠંડકભરી ખુશ્બૂ, એક જાતની મોહક લાલી છવાઈ ગઈ હતી. ત્યાં સંન્યાસીએ આંધીની જેમ ઊઠીને આ ગુલાબી દુનિયા વેરવિખેર કરી નાખી. સહુ જાણતા હતા કે સંન્યાસી કોઇ રૂખોસૂકો વેરાગી નથી. સંગીતનો એ પૂરો જાણકાર છે. બહુ નાની વયથી કામિલ ઉસ્તાદો પાસે તેણે તાલીમ મેળવી છે. અને એના કંઠમાં એવો જાદુ ભર્યો છે કે માટીનાં માનવી તો શું, ખુદ ભવતારિણી શ્યામા નાગની જેમ ફેણ માંડીને મંત્રમુગ્ધ બની એનું ગાન સાંભળી રહે છે!

પણ કોણ જાણે શું થયું તે સ્વામીનું દિલ એકાએક મહેફિલમાંથી ઊઠી ગયું. પોતાની મોટી મોટી ને કાળી આંખોની એક જ નફરતભરી નજરથી ગાયિકાને આરપાર વીંધીને તે ચાલ્યા ગયા. મહારાજાએ પાછળ દોડીને સ્વામીને રોકવા પ્રયત્ન કર્યો પણ તે ન ફાવ્યા. મહારાજા, દીવાન, દરબારી-હજૂરિયા કાંઈ સમજી ન શક્યા. ગુરુમહારાજ આમ ગુસ્સામાં આવી કેમ ઊઠી ગયા? કોઈએ બેઅદબી કરી? કાંઇ ગફલત થઇ? ગુનો થયો? સંગીનમાં કાંઇ કસૂર આવી ગઈ? આખી મહેફિલમાં ઉદાસી છવાઈ ગઇ. અને ગાયિકા અધજલી શમાની જેમ મહેફિલ વચ્ચે બેનૂર થઇને બેસી રહી.

સ્વામીએ પોતાના તંબૂમાં આવી આમ-તેમ ટહેલવા માંડયું. તેના દિલમાં દરિયો ડોળાતો હતો. સંગીતના જીવનમૂળ જડેલા રસથી તેણે મહેફિલમાં હાજરી આપી હતી. ઘડીભર સૂરીલા કંઠ પર મુગ્ધ બની એનો પ્રાણ દૂધિયા વાદળની જેમ આસમાનના કિનારા માપવા નીકળી પડયો હતો. આનંદ-સમાધિની અસીમ ભાવ-ભરતી એના અંતરમાં ઘૂઘવતી હતી. ત્યાં અચાનક એની નજર ગાયિકા પર પડી. પોતાની આસપાસ ચમક-દમક થતા રજવાડી ઠઠેરાનાં તીખાં કિરણોએ તેની આંખમાં ભાલાં પરોવ્યાં. સદાએ ભીતરના પડ ભેદવા મથતા એના અંતરાત્માએ બતાવ્યું: એક સર્વત્યાગી સંન્યાસી બેઠો છે: ક્યાં? દરબારી હોલમાં. ખાસાઓના મંડળ વચ્ચે. અને તેની સામે શું ચાલી રહ્યું છે? એક તાયફાનું નાચગાન. ઝાકળભીની યાળ ખંખેરીને છલંગ મારતા કેસરીની જેમ એ જ પળે સંન્યાસી દરબાર હોલ છોડી ગયો.

સ્વામીનું અંતર વલોવાતું હતું: આ માટે સંન્યાસ લીધો હતો? માની મમતા ને ઘરની માયા આ માટે મૂકી હતી? તેને પોતાનું બાળપણ યાદ આવ્યું. કલકત્તાની થિયેટર બાજુની ફૂટપાથ ઉપર પણ તે નહોતો ચાલતો. કોઇ મોહજાળમાં ફસાયા વિના પરમને બારણે સીધા પહોંચી જવાની તેને અદમ્ય ઝંખના હતી. અને એ બારણાં એમ ન ઊઘડે તો હથોડા મારીને પણ ભાંગી નાખવાની તેની ભુજામાં તાકાત હતી. એ જ આદમી આજે કેવી રેશમી જાળ પોતાની આસપાસ વણી રહ્યો હતો! એને પોતાના ગુરુ યાદ આવ્યા. માથાં પછાડી મરી જાઓ છતાં ન મળે એવા ગુરુ. એને તો વાછરુ માટે ધખવખતી

ગાયની જેમ સામેથી મળ્યા હતા. કેટલો અગાધ પ્રેમ હતો એમનો? કેવો અડગ વિશ્વાસ! 'મારો નરેન' કહેતાં એમની છાતી ફાટફાટ થતી. 'મારો નરેન તો મસ્ત હાથી. ક્યાંય બંધાય નહીં. મારો નરેન તો શુકદેવ સરીખો. દુનિયાને અમૃત પાવા આવ્યો છે. કોઇ દી' એંદા પતરાળાં ચાટે નહીં.'

સ્વામીની છાતીમાં કાતિલ ચોટ લાગી: અને અત્યારે હું શું કરી રહ્યો છું? એક રાજાના હજૂરિયા ભેળો બેઠો છું. એક તાયફાનું ગાણું સાંભળું છું. મારું આસન ભારતના અત્યંત દીનહીન કંગાલોના ઝૂંપડામાં હોય. સ્વામીએ હોઠ ભીડ્યા. મહારાજાની ભારોભાર ભાવભક્તિ હોવા છતાં અહીંથી ભાગી છૂટવા એની આઝાદ તબિયત પોકારી ઊઠી. આ નાચમુજરા સાથે એને શી નિસ્બત?

પણ ત્યાં દરબારી હોલમાંથી કોઇ જખમી પારેવું તરફડતું ઊડીને આવતું હોય એવું ગાન સ્વામીને કાને પડ્યું. ગાયિકાનો મધઝરતો સ્વર જાણે કોઇકને ઉંબરે માથું પટકતો હતો:

'પ્રભુ, મેરે ઔગુન ચિત ન ધરો,
સમદરસી હૈ નામ તિહારો, ચાહે તો પાર કરો.
ઈક લોહા પૂજામેં રાખત, ઇક ઘર બધિક પરો,
યહ દુબિધા પારસ નહિ જાનત કંચન કરત ખરો.
એક નદિયા એક નાર કહાવત મૈલો નીર ભરો,
જબ મિલિકે દોઉ એક બરન ભએ સુરસરિ નામ પરો.
યહ માયા ભ્રમ-જાલ કહાવત સૂરદાસ સગરો
અબકી બેર મોહિં પાર ઉતારો નહિ પન જાત ટરો.'

સ્વામીના પગ થંભી ગયા. એનું હૈયું હલમલી ઊઠ્યું. ગીતનો ધ્વનિ સ્પષ્ટ હતો. એક મર્મભેદક વેદનાથી એ તિરસ્કૃત નારીકંઠ સ્વામીને સાદ કરતો હતો:—પોતાનો ધરમ સંભાળવા. આખી દુનિયા આ પતિત ગણાતી સ્ત્રીની ભલે અવહેલના કરે; એક માટીના ઢેફાની જેમ એને પગ તળે રગદોળે; પણ એનામાં રહેલા અપૂજ દેવત્વને સ્વામી પણ નહીં પિછાણે તો એની પ્રાણપ્રતિષ્ઠા કોણ કરશે? પારસ પોતાનો ધર્મ ચૂકે તો બીજા પથરા ને પારસમાં ફેર શું? ગાયિકાને કંઠે જ જાણે ગુરુ કહી રહ્યા હતા:

'રે ચોખલિયા! સુગાળ! કાયર! આવી રીતે નાસી જઇને તું દુનિયાના મેલ ધોવાનો? પતિતની અંદર અંધારે ખૂણે પડેલા દેવત્વને ક્યારે દેખીશ? એને જરા જો! ને તારા નિર્મળ પ્રેમથી જગાડી બતાવ! તિરસ્કારથી તો ક્યાયે તેજ આવતું નથી.'

સ્વામીની આંખેથી જાણે પડળ ઊતરી ગયાં. પોતે જેને અધમ માની અવગણી હતી એ ગાયિકાએ તેને જીવનનું નવું દર્શન કરાવ્યું. સૂરદાસનું આ પદ જાણે નવું આંજણ આંજી ગયું. સ્વામીએ જોયું તો સૂર્પણખાનો બેડોળ ને બિહામણો બુરખો હટાવી સીતાનું નિતાંત સુંદર ને પવિત્ર મુખ તેની સામે મલકી રહ્યું છે! અને વર્ષો પહેલાં ગુરુએ વર્ણવેલો અનુભવ તેને યાદ આવી ગયો. ગુરુએ કહ્યું હતું:

'હું સ્હેજે જતો'તો. રસ્તાના એક નાકા પર આસમાની સાડી પહેરીને એક વેશ્યા ઊભી હતી. મને એનામાં રામની વાટ જોતાં સીતાજીનાં દર્શન થયાં.'

લોખંડી સ્વામીને આંસુઓથી યે રૂદ્ધ ચૂડનાં વેણ ગાળી નાખ્યાં હતાં. ભેદ માત્ર ભૂંસી નાખીને એક જ ચૈતન્યને ચારે તરફ જોવા ને જાગ્રત કરવાની એ હાક મારતા હતા. અને પેલી ગાયિકાની સ્વર-લહરી તો ભૂલા પડેલા બાળકની જેમ હજુ યે અસહાય બની આથડતી હતી. સ્વામીએ ચુપચાપ ફરી હોલમાં પ્રવેશ કર્યો. ગાયિકાના ચહેરા પર અપાર આનંદની ઝલક છવાઈ ગઇ. એનો કુલ્લ કંઠ જાણે કોઇ પરમ કરુણા ઝીલતો છલકી ઊઠ્યો. અને સ્વામીની આંખમાંથી દડ દડ દડ આંસુ સરી પડ્યાં.

# તડકા-છાંયા

રાહગીર

## આક્રમણ સામેનુ દેશનુ આંતર-કવચ

ચીની વાવાઝોડુ અત્યારે તો સરહદ પરથી પાછુ વળી ગયુ છે. પણ તેણે આખા દેશને હચમચાવી મૂક્યો છે ભારતની પ્રજાએ જે રીતે પરદેશી આક્રમણનો પડકાર ઝીલી લીધો છે તે કોઈ પણ આઝાદ પ્રજાને ક્ષેમ આપે એવો છે સામાન્ય જનતાનો જુસ્સો એક મર્દ અને મગરૂર દેશનો સીનો બનાવી આપે છે ત્યારે આપણી ગાદેય નેતાગીરી ને રેઢિયાળ અમલદારશાહી એટલી જ ચોળાવનારી છે આપણને નેફા વિસ્તારમા જે સમ સલામતનો સધિયારો અપાતો હતો તેનો પડદો ચીની આક્રમણે ચીરી નાખ્યો છે અને ચીની સેના હજુ તો પચાસ માઈલ દૂર હતી ત્યારે તેજપુરમા જે રાજકીય ને વહીવટી અધાધુધી વરતાણી એણે આપણા અફસરોની અક્કલહોશિયારી ને બહાદુરી નાણી લીધી છે

તેજપુર ઉપર ચીની હુમલાનો ભય તોળાતો હતો ત્યારે ત્યા હાજર રહેલા વિનોબાના અતેવાસી શ્રી નિર્મળા દેશપાડે લખે છે

> 'શહેરમા અફવા ફેલાઈ કે ભાગદોડ પડશે અને ચીનાઓ ફૂટહિલ્સ તરફ આગળ વધી રહ્યા છે, જે તેજપુરથી ૪૦ માઈલ દૂર છે સરકારી અધિકારીઓના પરિવારોને સુરક્ષિત જગ્યાએ લઈ જવા માટે વાહનો આવ્યા જનતાને થયુ, આ બધા આપણને આમ ને આમ મૂકીને પોતે ચાલ્યા જાય છે! કેટલાક મોટા વેપારીઓ અને પરદેશીઓ તો પહેલા જ ભાગી ગયા હતા. આસામીઓ કહેતા હતા કે અમે ક્યાય નહી જઈએ, અહી જ મરી જઈશુ.'

આવે કટોકટીને વખતે કલેક્ટર સાહેબ તો કહે છે કે ક્યાય બેપત્તા થઈ ગયા હતા અને તાબડતોબ નવા કલેક્ટર નીમીને કામ ચલાવવુ પડ્યુ હતુ સવાલ તો એ છે કે આ તેજપુરના તકલાદી અમલદારો આપણે ત્યા માત્ર અપવાદરૂપ છે કે આખા દેશમા આવા નિયમ જેવા જ અમલદારી નમુના પડ્યા છે? આપણે ત્યા પચાયતના પગારદારથી માડી રાજના બડાસાહેબ સુધી જે રીતે નિમણૂકો થાય છે તે જોતા બહુ આશા બધાતી નથી

સામાજિક ન્યાય અને સમાનતાને ક્ષેત્રે આપણે ધરમૂળથી દેશની કાયાપલટ નહી કરીએ તો આપણો સ્વરક્ષણનો પાયો જ કાચો રહી જશે અધ પક્ષવાદ અને લાગવગશાહી દેશનુ હીર ચૂસી રહી છે તે આજે પણ નહી સમજાય તો બહુ મોડુ થઈ જશે. દેશનેતાઓ, અમલદારો અને યોજનાઓથી તાજેતાજ થઈ પડેલા 'પ્લાનિંગ પ્રોફીટીઅર્સ'નો નવો વિવર્ગ આપણે ત્યા ઊભો થયો છે પુરાણા શિકારીઓ નવી જાળ વણીને થોડાને લાભ અને સામાન્ય પ્રજાને પાયમાલ કરી રહ્યા છે આપણા નિષ્ઠાવાન અને દીર્ઘદર્શી આગેવાનોમાથી કોઈએ પહેલ કરીને આ માયાજાળ તોડી નાખવાનો સર્વપ્રથમ પ્રયત્ન કરવો પડશે માત્ર દેશ કાજે ફના થઈ જવાના સૂત્રો પોકારવાથી કાઈ નહી વળે આપણા અનામી અદના દેશવાસીને ખાતરી થવી જોઈએ કે તેનામા કાઈક વેતા હશે તો માત્ર પૈસા કે લાગવગને અભાવે તે પાછળ નહી રહી જાય તે હલકી ગણાતી કોમમા જનમ્યો એટલે એને કપાળે દાનાઈ જ લખી છે એ મેણુ ભાગવુ પડશે જયપ્રકાશ નારાયણે આપણી સામાજિક પરિસ્થિતિનુ મૂલ્યાકન કરતા તા૦ ૨૩ નવે૦ '૬૨ ના રોજ 'સર્વોદય સમેલન'મા સાચુ જ કહ્યુ છે

> 'સ્વરાજ્ય આજને આજે ૧૫ વર્ષ થયા, પણ અહીની આર્થિક, સામાજિક પરિસ્થિતિમા શુ પરિવર્તન આવ્યુ? આ તો મહાત્મા ગાધીની જન્મભૂમિ છે હુ પૂછુ છુ કે અહીની જનતા શોષણમાથી મુક્ત બની છે? ગુજરાતમા શુ હરિજન અને આદિવાસીઓનો સમાજમા એટલો જ આદર છે, જેટલો બીજાના પટીદાર બ્રાહ્મણોનો છે? નથી જ અસ્પૃશ્યતાને આપણે બધારણથી નાબૂદ કરી. હવા આજ પણ તે કાયમ છે

હવે જરા સ્વસ્થતાથી વિચારો તો ખરા કે જેને આપણે માણસ નહીં માનીએ, આપણા ભાઇ નહીં માનીએ, તેઓ જ શું દેશનું રક્ષણ કરવા આગળ આવીને લડવા તૈયાર થશે? આને લીધે જ દેશમાં આક્રમણનો સામનો કરવા માટે આંતર-કવચ તૈયાર નથી થયું.'

જેનાં બાળકને રોટલો નથી આપી શકતા તેને ખભ્ભે રાઇફલ ઊપડાવવામાં દેશની શોભા નથી, શરમ છે. અને અમને તો ભય છે કે આજે રેંટિયો જેમ શોખની વસ્તુ બની ગઇ છે એમ રાઈફલ પણ શોખની વસ્તુ બની જશે. એની 'ફેશન-પરેડ' તો ચાલુ થઇ ગઈ છે. સ્કૂલ-કોલેજના છોકરા-છોકરીઓ રાઈફલ ઉપાડી રણગીત ગાતાં નીકળે એ દૃશ્ય ઉત્સાહજનક છે. પણ આ ઉત્સાહ દેશના ખૂણે પડેલા ખાબિયા ને કોસિયા સુધી પહોંચાડવો પડશે. અને તે માટે એને સૌથી પહેલાં ખોવાયેલું સ્વમાન આપવું પડશે. આપણા ગઝલકાર અમૃત ઘાયલના શબ્દોમા :

> મુક્તિનું એને સાજ તો આપો,
> આદમીનો અવાજ તો આપો,
> માઈના પૂત, માનવીને પ્રથમ
> માનવીનો મિજાજ તો આપો!

જ્યાં આવા માનવીનો મિજાજ છે ત્યાં જ સંરક્ષણતાનો મજબૂત મોરચો છે એ સવેળા સમજી લઇએ.

## કરકસરનાં પગલામાં છે કાંઈ કસર?

આજની કટોકટીની વેળાએ આપણે કરકસરનાં પગલાં પણ કેવી રીતે વિચારીએ છીએ તે નીચેના સમાચાર કહી જાય છે.

> 'ચીની આક્રમણથી દેશભરમાં પેદા થયેલી કટોકટીને કારણે રાજ્યના વહીવટી તંત્રને અધિકાધિક કાર્યક્ષમ બનાવવા ગુજરાત સરકારે ત્રીજા અને ચોથા વર્ગના કર્મચારીઓમાં દશ ટકાનો કાપ મૂકવાનું ગંભીરતાપૂર્વક વિચાર્યું છે. વહીવટી તંત્રના આવા કરકસરિયા પગલાંથી રાજ્યમાંનાં બહુ મોટી સંખ્યાનાં કર્મચારીઓને ફટકો પડશે.'

ચકલાંના માળા ચુંથાય એની પરવા નહીં. હાથીના હારા સલા રહે તો બસ.

રાષ્ટ્રે કેટલાક આદર્શો સ્વીકાર્યા પછી તેને પ્રાણપણે વળગી રહેવું જોઇએ. સ્વદેશ પર આફતનાં નગારાં વાગે એટલે આવક વધારાની નજરે મૂળભૂત ધ્યેયને હોમી દેવાની વાત આવે એ માંદલી મનોદશા બતાવે છે. દારૂબંધી નાબુદ કરવાની બૂમો લોકસભામાં અને રાજ્યોની વિધાનસભાઓમાં ઊઠી છે એ આવા જ કમજોર ને રોગિયલ માનસનો પડઘો છે. ઉત્તર પ્રદેશની સરકારે રૂ૦ પોણા બે કરોડની વધારાની આબકારી જકાત મેળવવા માટે રાજ્યના અગીઆર જિલ્લામાંથી દારૂબંધી રદ કરી છે. બીજાં રાજ્યો પણ એની પાછળ નથી. આજ સુધી દારૂબંધીની બાબતમાં મક્કમ ગણાતા મુંબઈની મુઠ્ઠી પણ ઢીલી પડતી દેખાય છે. મુંબઇના નાણાપ્રધાન બર્વેએ કહ્યું છે કે દારૂબંધી અંગે મુંબઇ સરકાર ખુલ્લા ને બૌદ્ધિક મનથી વિચારી રહી છે. એની સાથે પાપ, સદ્‌ગુણ કે પક્ષીય આબરૂની નજરે પ્રધાનો જોતા નથી. નીચે સરવાનો આ પહેલો તબક્કો હોઇ શકે. આંધ્રના મુખ્ય પ્રધાને તો આથી આગળ વધી જઇને પથરો ગબડાવ્યો જ છે. એક નિવેદનમાં એ કહે છે કે: 'કોંગ્રેસી ધારાસભ્યોની બહુમતિ દારૂબંધી દૂર કરવા માગે તો એ વસ્તુને કાઢી નાખી ન શકાય.'

આપણા દેશના આગેવાનો ઢાળ ભાળીને કેવા દોડવા લાગે છે એની આ નિશાની છે. ખરે પારખે આવી નેતાગીરી પાણીપોચી નીકળે એમાં નવાઈ શી? આવે વખતે અમદાવાદમાં શ્રી મોરારજી દેસાઇએ કરેલી સાફ સાફ વાત સાબૂત કાળજું બતાવે છે. એક પત્રકારના સવાલનો જવાબ આપતાં તેમણે કહ્યું કે: 'આપણે આપણા જુવાનોને દારૂ પાઈ, બેભાન બનાવીને રણમોરચે મોકલવા માગીએ છીએ? ત્યાં એ શું ઉકાળશે?' દારૂબંધીમાં છૂટછાટ મૂકવાથી રાજ્યમાં આવક વધશે એ દલીલનો રદીઓ આપતાં તેમણે કહ્યું: 'જ્યાં દારૂબંધી નથી એવાં રાજ્યો કરતાં, જ્યાં દારૂબંધી છે એવાં ત્રણ રાજ્યોની આર્થિક સ્થિતિ ક્યાંયે સારી છે.'

શ્રી નેહરુએ પણ દારૂબંધીને માત્ર આર્થિક નજરે ન જોતાં દેશના નૈતિક ધોરણને ઊંચે લાવવાની

દષ્ટિએ જોવાનો અનુરોધ કર્યો છે એક સારી વસ્તુ અમલની કચાશને કારણે કાઢી નાખવી ન જોઇએ. લોકોનો વિરોધ પણ દારૂબંધી સામે નથી દારૂબંધીની અસફળ અમલ સામે છે

દારૂબંધીની જેમ મફત અને ફરજિયાત પ્રાથમિક શિક્ષણ ભારતના બંધારણની આદેશાત્મક કલમમા આવી જાય છે એ દિશામા રાજ્યોએ પ્રગતિ પણ કરી છે હવે કરોકટીના સમયમા ક્યાક ક્યાક પીછેહઠ કરવાના સૂરો સભળાઇ રહ્યા છે આંધ્ર પ્રદેશે આ મર્યને વેગ આપવા ૭૭૦૦ નવા શિક્ષકોની ભરતી કરી હતી તેમાથી પચાસ ટકા એટલે કે ૧૬૦૦ શિક્ષકોને છૂટા કરવા માટે વિધાનસભામા જાહેરાત કરવામા આવી છે આપણી રાષ્ટ્ર ઇમારતને માથે શોભાના ગોળા બની બેઠેલાને કોઈ પૂછતું નથી પણ પાયાના પથ્થર ખોદી કાઢવાનુ સૌથી પહેલુ સૂઝે છે પ્રધાનોની મોટી સખ્યાને ઓછી કરવાનુ સૂઝતું નથી સેક્રેટરીઓ, અડર સેક્રેટરીઓ પી એ ઓના જગી કાફલા પર કાપ મૂકવાનુ કોઇ વિચારતુ નથી અને જેમને માથે આદર્શોના છોતા રોજ માર વામા આવે છે એ શિક્ષકો કે નાના નોકરિયાતોને ઘેર બેસાડવાની વેતરણ થાય છે પાયાની પોચી ને ઉપરથી અદોદળી આ વહીવટી ઇમારત પહેલે જ હલ્લે કડડભૂસ કરતી તૂટી ન પડે તો બીજુ શુ થાય?

## અર્થશાસ્ત્રની બારાખડી નવેસરથી ઘૂટીએ

અમદાવાદમા ભારતીય આર્થિક પરિષદ (૪૫મુ અધિવેશન) ભારતીય ખેતી આર્થિક પરિષદ (૨૭મુ અધિવેશન) અને ભારતીય મજૂર આર્થિક પરિષદ (૬૬ અધિવેશન)નુ સમેલન તા૦ ૨૬થી ૨૮ ડિસે૦ સુધી યોજાઇ ગયુ અનેક રીતે આ સમેલન મહત્ત્વનું છે અને તેના સૂચનો વિચારણીય છે

આર્થિક પરિષદના પ્રમુખ શ્રી વી૦ આર૦ પંડિતે એ આપણે ત્યા આર્થિક કેળવણીની નવરચના કરવા પર ભાર મૂક્યો હતો. આર્થિક વિજ્ઞાનની પ્રગતિ જોતા આપણે એને અનુકૂળ ફેરફારો નહી કરીએ તો આપણા શિક્ષણનુ એક મહત્ત્વનુ પાસુ અપગ રહી જશે પ્રો૦ ગોલ્ડબેથે પણ સ્વતત્ર થતા જતા દેશોમા અપાતા આર્થિક શિક્ષણ પ્રત્યે પોતાનો અસતોષ વ્યક્ત કર્યો છે આપણે હજુ પણ ભાષા શિક્ષણને જ આપણી વિદ્યાપીઠોની મુખ્ય દેવી તરીકે પૂજી રહ્યા છીએ અને પરિણામે ટકાવારી જોતા બિન વધાણીય વિદ્યાર્થીઓના ગફડાને વધતો અટકાવી શક્યા નથી પ્રો૦ પીનેએ તો ત્યા સુધી કહ્યુ કે આપણા રાજકર્તાઓને પણ રાજકર્તા બનવાની પૂર્વ શરત તરીકે અર્થશાસ્ત્રનું પ્રાથમિકજ્ઞાન ફરજિયાત રીતે અપાવુ જોઇએ જે દેશ પોતાના આર્થિક માળખાને પણ સમજી શકતો નથી એની યોજનાઓ કાગળથી ધરતી પર આવતા વણસી જાય છે નોકરશાહીના વિકાસની સાથે સાથે અર્થશાસ્ત્રનુ જ્ઞાન પણ સાર્વત્રિક થવુ જોઇએ પ્રો૦ પીનેની આ ભલામણ કાગળ પર ન રહે તો સારુ

## દવાની બનાવટ કે બનાવટી દવા?

બગાળનુ નામ દવાની બનાવટમા એક વખતે મોખરે ને મશહૂર હતું પણ હવે બનાવટી દવામા એ એટલુ જ આગળ પડતુ ને નામીચુ લાગે છે બગાળમા સિદ્ધાન્તહીન ઉત્પાદકો દ્વારા ધોરણથી નીચી કક્ષાની અને સ્વાસ્થ્યને હાનિકર્તા દવાઓ બનાવવાનુ કામકાજ ધમધોકાર ચાલતું લાગે છે

આ માટે જવાબદારી કોની?

દવા ઉત્પાદનના ઉદ્યોગ બાબતમા એક તપાસ સમિતિ અત્યારે કામ કરી છે અને એને પ્રાથમિક તપાસમા જ જણાયુ છે કે પ્રજાના જીવન સાથે રમત કરતી આ ખતરનાક બાબતમા મોટે ભાગે રાજ્ય સરકાર જવાબદાર છે

ચોંકાવનારી હકીકતમા એક તો એ છે કે ૭૫૩ દવા ઉત્પાદકોમાથી ફક્ત ૬૯ ઉત્પાદકો જ કાયદેસર લાયસન્સ ધરાવે છે ઘણાખરાના લાયસન્સ તો વર્ષો પહેલા પૂરા થઈ ગયા છે પ અને નવે સરથી નોધાવવામા નથી આ યા કારણ? દવા-ઉત્પાદનના પ્રમાણપત્રો આપના પહેલા રાજ્ય સરકારનું

દવા લાયસન્સ દેનારું ખાતું આ કારખાનાંની તપાસ નથી કરી શક્યું. (ફ્રી પ્રેસ, ૨૯-૧૨-૬૨)

## આયુર્વેદના ઉદ્ધાર માટે ઝંડુ ભટ્ટજીનો જીવનમંત્ર

ખેડબ્રહ્મામાં તા. ૧૬ ડિસે૦ '૬૨ના રોજ મળેલા અ૦ ભા૦ શુદ્ધ આયુર્વેદિક સંમેલનના છઠ્ઠા અધિવેશનમાં આયુર્વેદને ફરીથી પ્રાણવાન ને પ્રચલિત બનાવવાની ઘોષણા થઈ છે. ગયા ઑક્ટો૦ માસમાં રાજ્યોના આરોગ્ય પ્રધાનોની પરિષદ મળી હતી. અને તેમાં થયેલા ઠરાવ મુજબ શુદ્ધ-આયુર્વેદના અભ્યાસક્રમને મધ્યસ્થ સમિતિ બહાલી આપશે અને પછી યુનિવર્સિટી કક્ષાએ આયુર્વેદનું કૉલેજોમાં શિક્ષણ અપાતું થશે. આયુર્વેદને આમ સરકારી માન્યતા મળી છે પણ તેથી આયુર્વેદનો પુનરોદ્ધાર કેવી રીતે થશે એ સમજાતું નથી. આયુર્વેદ એક ઔષધિજ્ઞાન અને ચિકિત્સાવિદ્યા કરતાં વિશેષ છે. અને એની સમગ્રવર્તી જીવનદૃષ્ટિનો સ્વીકાર ન થાય ત્યાં સુધી શુદ્ધ આયુર્વેદના વૈદ્યો તૈયાર કરતાં વિશાળ વિદ્યાલયો ઊભાં કરવાથી પણ કાંઈ વિશેષ અર્થ નહીં સરે. અને આ જીવનદૃષ્ટિનો સ્વીકાર કરનારા ધુરંધર ગણાતા વૈદ્યોમાંથી પણ કેટલા? ડૉક્ટરોની જેમ વૈદ્યોને ડીગ્રીને હિસાબે સમાન ગૌરવ આપવાનો પ્રયત્ન ખોટો નથી. પણ તેથી આયુર્વેદ પુનર્જીવન પામશે એ ખ્યાલ કાઢી નાખવો જરૂરી છે. એલોપથીમાં તો ડૉક્ટર પોતાની વિદ્યામાં નિષ્ણાત અને પછી પોતાના ધંધા પૂરતી એ નિષ્ઠા જાળવે એથી વિશેષ તેની પાસેથી આશા રાખવામાં આવતી નથી. પણ વૈદ્ય પાસેથી તો આયુર્વેદ સારાયે જીવનની તપશ્ચર્યા માગી લે છે. અમારા એક અભ્યાસી વૈદ્યમિત્રે તો ત્યાં સુધી કહેલું કે વિઝિટ કે દવાની ફી ન ઠરાવવાનો આયુર્વેદમાં આદેશ છે. આટલે સુધી વૈદ્યો ન જઈ શકે પણ આયુર્વેદની પ્રતિષ્ઠા સ્થાપવામાં હજાર વૈદ્ય-ગ્રેજ્યુએટો કરતાં એક ઝંડુ ભટ્ટજીનું સ્થાન કદાપે વધારે છે.

આયુર્વેદને સજીવન કરવાનો સમય પાકી ગયો છે એમ લાગે છે ત્યારે ઝંડુ ભટ્ટજી અને નાનભટ્ટ જેવા આધુનિક કાળના વૈદ્ય-મહર્ષિઓએ પાડેલી પ્રણાલિકાઓ ધ્યાનમાં લેવાશે? વૈદ્યો, ડૉક્ટરોની હરીફાઈ કરવા તો દોડવા માગતા નથી ને? આમેય આજના આયુર્વેદની દયનીય દશાએ વૈદ્યોની પ્રતિષ્ઠા રહેવા દીધી નથી. દેશી દાકતર સાહેબો થવાને રવાડે વૈદ્યો ચડશે તો ક્યાંક બાવાના બેય બગડશે. શુદ્ધ આયુર્વેદમાં જેમને નિષ્ઠા છે એમને માથે પાયાનું કામ કરવાની જવાબદારી છે. ઝંડુ ભટ્ટજીના જીવનનો જ એક દાખલો દેવાનું અહીં મન થાય છે:

'એક યુવાન વિદ્યાર્થી ભટ્ટજીને ત્યાં વૈદું શીખવા રહેલ. તેણે અમુક અમુક વૈદ્યોને ધનવાન થતા જોયેલા. પોતાનાં માતપિતા ધાર્મિક નિસ્પૃહ-વૃત્તિનાં હતાં ને ગરીબીમાં ગુજરી ગયેલાં તેથી નિર્ધનતા તેમને ખૂંચતી હતી. સાથે ધાર્મિક વૃત્તિ પ્રત્યે પણ સૂગ ઊભી થયેલી. ભટ્ટજીને ત્યાં રહી ભટ્ટજીની એ દિનચર્યા જોતો. પણ તેને, ભટ્ટજી બધાને મફત દવા દે, ધન આપે, પોતે કરજ કરીને પણ બીજાને ઉગારવા મથે, એ જોઈને આ યુવાન વિદ્યાર્થીને અણગમો થતો. પોતે મનસૂબો કર્યો કે વૈદ્ય તરીકે વ્યવસાય શરૂ કર્યા પછી પોતે પૂરતું ધન લેશે ને આમ ત્યાગવૃત્તિ નહીં બતાવે. ધનનો લોભ એમને એટલો બધો વધેલો કે એક વખત એક કિંમતી કાષ્ટ ઔષધ ખંડાવીને તૈયાર કરાવેલું તે પડતર હોવાથી હીનગુણવાળું છે એમ કહી ભટ્ટજીએ ફેંકી દેવરાવ્યું ત્યારે આ વિદ્યાર્થીએ કહેલું કે 'એ દવા ઓછી કિંમતે વેચીને પૈસા ઊભા કરી લીધા હોય તો કેમ?' જેમને ઝંડુ ભટ્ટજીના વત્સલ અંતઃકરણનો ખ્યાલ છે તેમને સમજાશે કે આ યુવાન વિદ્યાર્થીના શબ્દોથી ભટ્ટજીને શું થયું હશે!

ઝંડુ ભટ્ટજીએ સમજાવ્યું કે, 'એ ગુણહીન થયેલી દવા, આપણે ફેંકી ન દઈએ અને ઓછી કિંમતે વેચીએ પણ નહિ, પરંતુ કોઈ ગરીબ વૈદ્યને દઈએ તો પણ તે ગુણહીન દવા અંતે તો દરદી ઉપર જ વપરાવાની. દરદીને દવા દેવી એ મુખ્ય વાત નથી પણ તેને સાજો કરવો એ મુખ્ય વાત છે. અને ગુણહીન દવા દેવાથી દરદી સાજો નથી થતો, ઊલટું વધુ પીડાય છે. ને કોઈકવાર મરણ પામે છે. આ કારણે ગુણહીન દવાથી કેટલું બધું નુકસાન થાય છે તે વિચારી જોવું.'

આ શબ્દો વિદ્યાર્થીને યાદ રહ્યા પણ તેની અસર એ વખતે ન થઈ. એ વાતને ૩-૪ વર્ષ વીતી ગયાં.

વધુ ધનોપાર્જનની લાલસાથી મુંબઈમાં દવાખાનું નાખ્યું. દવાખાનાની સફલતા ઈચ્છતા આશીર્વાદ આપતાં ભટ્ટજીએ તેમને કહ્યું કે: 'જેટલા પ્રમાણમા તમે દરદીને તમારા પોતાના પુત્ર સમા સમજીને તેની સેવા ચિકિત્સા કરશો તેટલા પ્રમાણમાં તમે આગળ વધશો, રળશો ને વૈદ્ય તરીકે પૂજાશો. હમેશા તમારાં માત-સ્મરણીય માતપિતાનું સ્મરણ કરીને દવાખાને જશો.'

ધનનો લોભ વિચિત્ર વસ્તુ છે. આ યુવાન વૈદ્યે ખર્ચ બચાવવા ઓછે ખર્ચે હીનદ્રવ્યો ખરીદી તેની દવા બનાવવા માડી ને દરદીઓને દેવી શરૂ કરી. દરદીને સાજા થતાં વાર લાગતી એ સિવાય કોઈ વાંધો તેમને જણાયો નહી. તેવામાં આ વૈદ્યના સંબધીનો નવ પરિણીત પુત્ર સખત બીમાર પડચો વૈદ્યે નાડ જોઈ દવા દેવા માડી. દૂર રહેવાનુ હોવાથી પછી દરદી દવાખાને ન આવી શકે એવી હાલત થઇ. આમ તબિયત ઉત્તરોત્તર બગડતાં જતા એક રાત્રે અચાનક વિક્ટોરિયા ગાડી લઇને પેલા સંબંધી, વૈદ્યને તેડવા આવ્યા. વૈદ્ય ગયા. પેલો દરદી છોકરો મરણોન્મુખ અવસ્થામા બેભાન હાલતમા પડચો હતો. સગાંવહાલા સહુ રોકકળ કરતા હતા સબધીએ કહ્યુ: 'ભાઈ, તમે ઝંડુ ભટ્ટજીના પુત્ર સમાન શિષ્ય છો. છોકરાને માથે હાથ ફેરવીને ભટ્ટજી વતી આશીર્વાદ દઈને દવા આપો તો મારો દીકરો બેઠો થઈ જાય '

તરત એ ક્ષણે આ વૈદ્યની આખ ઉઘડી ગઈ આ લોકો પોતાની પાસેથી કેવી આશા રાખે છે અને પોતે દ્રવ્યલોભથી કેવી કુચિકિત્સા કરે છે એ તેને સ્પષ્ટ સમજાયું; અને તેનામા પરિવર્તન થયુ પોતાની પાસે શુદ્ધ દવા ન હોવાથી વળતાં તેઓ રાત હોવા છતાં ભટ્ટજીના નાના ભાઈ જટાશંકરભાઈ (જેઓ એ વખતે મુંબઈ હતા) પાસે ગયા. ત્યાંથી વિશુદ્ધ દવા લઈને મોકલી. ને પોતે પશ્ચાત્તાપનો પત્ર તે જ દિવસે ભટ્ટજી પર લખ્યો ને તેમા બેહોશ છોકરાને જોતા ભટ્ટજીની મૂર્તિ પોતાની સામે ખડી થયેલી તે વિગત પણ લખી હતી.

આ પત્ર વાચીને ઝંડુ ભટ્ટજીની આખમાથી પાણી પડવા લગ્યા. બાજુમાં બેઠેલ એક ભાઈએ એ પત્ર વાચીને કહ્યુ: 'સારુ થયું, અંતે એ સુધર્યો ખરો.'

એ હકીકત ઉપર પોતાના વિચારો દર્શાવતાં ભટ્ટજીએ કહેલું કે:

'દરદીને રીબાતો જોયા પછી એના દરદની વેદનાનો અનુભવ વૈદ્યને સ્વાભાવિક રીતે થવો જોઈએ. દરદીના રોગને, રોગના કારણને, રોગની વેદનાને અને તે રોગને મટાડવાના ઉપાયને જે જાણે છે તે વૈદ્ય છે. પોતાનું દરદ કે દુ:ખ મટાડવા માટે વૈદ્ય જેમ પોતાની જ પાસેથી પૈસાની આશા રાખતો નથી તેમ દરદીને આત્મવત્ લેખનાર વૈદ્ય કોઇની પણ પાસેથી પૈસાની ઈચ્છા કેમ કરે? એવુ ય બને છે કે દરદીઓમા એવા પણ હોય છે જે એમ માને છે કે ઝાઝા રૂપિયા દેવાથી વૈદ સારી દવા આપશે. આ માન્યતા સાવ ભૂલ ભરેલી છે. જેને પૈસાની પડી હોય એવો વૈદ વધારે રૂપિયા લઈને બહારથી કાળજી વધારે બતાવે પણ એ કાળજી દરદીની નથી પણ દરદી પાસેથી આવતા પૈસાની કાળજી છે. બાકી વૈદની ખરી કાળજી રૂપિયાથી ખરીદાતી નથી. માબાપના આશીર્વાદ જેમ રૂપિયા દઇને મેળવાતા નથી તેમ વૈદની કાળજી રૂપિયા દઇને ખરીદાતી નથી. વૈદ માત્ર દવા દેનારો નથી, દરદીને સાજા કરનારો છે, તેનો રોગ દૂર કરનાર છે. દરદીના શરીરને તથા મનને પૂરેપૂરી સુવાણ થાય એ જોવાનો ધર્મ વૈદનો છે. એવા જો ૧૦-૧૨ વૈદો મને મળે તો હુ ચોક્કસ માનું છુ કે આ દેશનું આયુષ્ય વધે, આબાદી વધે અને દેશની કીર્તિનો સૂર્ય સર્વત્ર પ્રકાશી રહે.'

—શ્રી મુકુન્દરાય પારાશર્ય

[ઝંડુ ભટ્ટજીની જયંતી પરના વ્યાખ્યાનમાથી]

ઝંડુ ભટ્ટજીના આ વિચારો આયુર્વેદના પ્રાચીન પ્રણેતાઓની જીવનદષ્ટિને આબેહૂબ વ્યક્ત કરે છે. આયુર્વેદનો સાચો ઉદય પણ એ જ રીતે આપણે આધુનિક યુગમા ભટ્ટજીના જીવનમાં જોઇ શકીએ છીએ. તેમણે જે જીવનમંત્ર આપ્યો છે તેને વૈદ્યો અનુસરશે તો જ આયુર્વેદનો નવો અવતાર આ દેશમાં થશે. અને જગતને પણ ધન્વંતરિની વિજય-ધ્વજા કેવી હોય એની ઝાંખી થશે. ઝંડુ ભટ્ટજીની ટેક હજુ ઊભી છે. આયુર્વેદના ઉપાસકો એ ઝીલી બતાવશે!

તા૦ ૩-૧-'૬૩

## જીવનમાં ઝાંખી બનતી સાહિત્યની મોમબત્તી

સમરસેટ મોમ આ ૨૫મી જાન્યુઆરીના રોજ ૮૮ વર્ષના થશે. અને છતા જીવનના સન્ધ્યાકાળે શાંતિને બદલે તેમના લલાટે કારમો ઉકળાટ લખ્યો લાગે છે. પોતાની પુત્રી પર, પોતે આપેલી લાખો પાઉન્ડની ભેટ-સોગાદો પાછી મેળવવા તેમણે દાવો

માંગ્યો છે. તેમનું કહેવું છે કે આ પુત્રીએ તેમની કશી પરવા નથી કરી અને ઉપરાંત આંગળિયાત હોવાથી એનો કશો હકદાવો લાગતો નથી, એવકા નીવડેલ વ્યક્તિ પાસેથી એ પોતાની વસ્તુઓ મરજી થાય તો પાછી માગી શકે છે. જાતે જનમારે મોમને મિલકતની મોહની આટલી બધી લાગી હશે કે એવ-કાઈના બહાના નીચે એ પોતાની નૈતિક જવાબદારીને પણ અભેરાઈએ ચડાવી દે? અને મોમ કાંઈ ભૂખે મરતો લેખક તો નથી. મોમના આર્થિક જીવન પર પ્રકાશ પાડતા 'નવભારત ટાઇમ્સ' (૬–૧–'૬૩) લખે છે:

'આ વાચીને કોઈને શું લાગશે કે જેને એક જ નાટક ('રેન')મા પુરસ્કાર રૂપે ૪૦ હજાર પાઉન્ડ મળ્યા ને જે નાટકને લખતા પૂરી પાંચ મિનિટ પણ નહોતી લાગી, તે વ્યક્તિ પોતાની દીકરીને ભેટમા આપેલી થોડા લાખ પાઉન્ડની મિલ્કત પાછી મેળવવા તત્પર બની ગઈ છે. એટલું જ નહી પણ તેણે કોરટના બારણા યે ખખડાવ્યા છે.

માનીએ કે પોતાના સાહિત્યિક જીવનની શરૂ આતના અગિયાર વરસ સુધી આ મહાશયની વાર્ષિક આવક સો પાઉન્ડથી વધારે નહોતી કોઈ કોઈ વાર તેને ભૂખ્યા રહીને દિવસો કાઢવા પડ્યા. પણ સાથે આ હકીકત પણ આંખે ચડ્યા વિના નહી રહે કે એની મતિમા ચમકી ઊઠયા પછી થોડા વરસોમા જ એણે બે લાખ કરતા યે વધારે કિંમતની જાયદાદ ઊભી કરી અને એની આવક તો પછી વધતી જ ગઈ છે.' અને આ છે વિલિયમ સમરસેટ મોમ 'ઓફ હ્યુમન બોન્ડેજ', 'ધી મૂન એન્ડ સિક્સ પેન્સ', 'રેઝર્સ એજ', 'સમિંગ અપ' અને બીજાં ઉત્તમોત્તમ પુસ્તકોના કર્તા.

થોડા વખત પહેલા સમરસેટ મોમે પોતાનો ઉત્કૃષ્ટ કલા-સંગ્રહ વેચીને ખાસી રકમ મેળવી હતી. એ દિવસોમાં કલાકૃતિઓની ચોરીઓ થયા કરતી હતી, અને સંભવ છે કે આ ચિંતામાથી છૂટવા માટે મોમે પોતાની પાસેનાં કિંમતી ચિત્રો વેચી નાખ્યાં હોય

નિરંતર પચાસ વરસ સુધી કલમ ચલાવીને ૨૦થી વધુ નવલકથાઓ, લગભગ ત્રીસ નાટકો, કેટલીક વાર્તાઓ, સાત નિબંધ સંગ્રહો અને બે આત્મ ચરિત્રાત્મક પુસ્તકોનું સર્જન કરનાર મોમને આ દિવસોમા પૈસાની કોઈ ખાસ તંગી પડી હોય એમ માનવુ બિલકુલ ભૂલ ભર્યું ઠરશે '

પુત્રીની નિમકહરામી જોઈ મોમ તેની પાસેથી પાછા પૈસા નિચોવી લેવા માગે છે કે પૈસાને ખાતર પુત્રીને નીચું જોવડાવવા માગે છે એ મુખ્ય સવાલ નથી. આ જમાનાનો એક આગલી હરોળનો કલાકાર અને ચિંતક જીવનના કડવા ઘૂંટથી છેલ્લી અવસ્થાએ કેવો છટપટે છે એ જોતા થાય છે કે આ કલા ને ચિંતનના મૂળિયા જ ઊંડા ગયેલાં લાગતાં નથી. 'રેઝર્સ એજ'મા યૌગિક જીવનની ઝાંખી બતાવનાર વાસ્તવિક જીવનની સમતુલાથી કેટલો દૂર હોઈ શકે તે આ બનાવ સ્પષ્ટ બતાવી આપે છે અને એટલે તો આજના સાહિત્યમા મનબહેલાવ માટે પૂરતો મરી મસાલો છે કાયાપલટ કરી નાખતી કોઈ તાકાત નથી. સાહિત્યમા અજવાળા પાથરનારે મોમબત્તીથી સંતોષ ન માનતા જીવનના સૂરજની—નિત્ય નવા ગાયત્રીમંત્રની ઉપાસના કરવી પડશે.

## ઘસાઈ છૂટું....

પૃથ્વી પર શાને માટે મનુષ્યોનું આગમન થાય છે તે તો જાણતો નથી પણ કોઈવાર લાગે છે કે કોઈ દૈવી હેતુ અને ક્રમને અનુસરીને આપણે આવીએ છીએ

તાત્ત્વિક દૃષ્ટિએ એટલુ તો નિશ્ચિત લાગે છે કે આપણુ અસ્તિત્વ અન્ય મનુષ્યોને ખાતર છે, આપણુ સુખ અન્ય માનવીઓના સ્મિત અને સ્વાસ્થ્ય ઉપર આધારિત છે કોઈ અસંખ્ય, અણજાણ આત્માઓના ભાવિ સાથે આપણે સહુ મૂગી સહાનુભૂતિના તંતુથી સંકળાયેલા છીએ

મને સતત તીવ્ર ભાન થયા કરે છે કે મૃત અને સજીવ એવા અનેક મનુષ્યોની મહેનતથી મારું આતરિક અને બાહ્ય ઘડતર થયું છે. અને તેમને ખાતર મારે કાંઈક કરવુ જોઈએ, ઘસાવું જોઈએ એવી સતત વૃત્તિ મને દિવસમા અનેકવાર સ્ફૂરે છે.

—આલ્બર્ટ આઈન્સ્ટાઈન

# મુખડા દેખોજી દરપનમેં

સ્વામી આનંદ

## આયના માંયલો ભેરુ

વસ્તા વામ નામના માણસે લખેલી એક ગજબની વેધક અને મર્મસ્પર્શી કવિતા અંગ્રેજીમાં છે. એમાં આયનામાં પડતા માણસના પ્રતિબિમ્બને એનો 'આયના માંયલો ભેરુ' કહ્યો છે. એ એના અંતરાત્માનો પ્રતિનિધિ ને એના અસલી જીવનનો કાજી છે; સુતમિત્તદારા સૌની ઊપરવટનો ને અંતઘડી લગીનો સાથી. કાવ્યનો ભાવ આવો છે:

મનવા! તું ભલે દુનિયા આખીને તારી સિદ્ધિકમાણીઓથી અંજાવે; ભલભલા ધોરિંધરોને ઠગી હંફાવી રાજસિંહાસન કમાય; ચાહે તેવા ભાવભક્તિ સેવાના કે દયાદાનાઈ ખાનદાનીના સ્વાંગ ધરે. પણ ઘેર આવી મોઢું ધોઈને જે ઘડીએ તું આયના સામે એકલો ઊભો રહીશ, ને એમાં ઊભેલો ભેરુ તારી આંખમાં આંખ મિલાવશે, તે ઘડીએ તું સોંસરો વીંધાઇશ. તારી હિકમત કરામત ને ચાલાકી બધી હવાઈ જશે. તું તારાં સ્વજન, ગુરુજન મિત્રો આગળેય ઊંચો થઈને ઊભો રહી શકીશ. પણ આ માંયલા ભેરુને ભાળતાવેંત તારું સાચું કદ ને પોત તને કળાઇ આવશે ને તું તારી જાતને ઠેઠ 'માયેં જણ્યો એવો' ભાળીશ.

આ ચિત્ર ચાહે તેવું હીણું વામણું કે અળખામણું હશે. પણ ખાતરીથી માનજે કે એને છટકબારી નથી. માટે એ આયના માંયલા ભેરુના ફેંસલાની ખેવના રાખજે. એમાં જ તારી ખેરિયત છે.

## THE GUY IN THE GLASS

If you get what you want in struggle for self
And the world makes you king for a day,
Then go to the mirror and look at yourself,
And see what that guy has to say.

For it isn't your father, your mother, or wife
Who judgment on you must pass;
The fellow whose verdict counts most in your life
Is the guy staring back from the glass.

He's the fellow to please, never mind all the rest
For he's with you clear to the end;
You have passed your dangerous, difficult task,
If the guy in the glass is your friend.

You may fool the whole world down the pathway of years
And get pats on your back as you pass;
But your final reward will be heartaches and tears,
If you've cheated the guy in the glass.

**VASTA VAMP**

## આયના માંહ્યલો ગોઠિયો

આયનામાં તારો ગોઠિયો બેઠો, હાડસાચો હરદમ!
આંખથી આંખને માપશે, જોજે, ભાંગશે ભેદભરમ.

જીતનાં વાજાં વગડાવી લે, જિંદગીમાં ગુલતાન,
ઝુકનેવાલી દુનિયાનો થા, એક દી'નો સુલતાન,
જોઈ તો આવ, શું કે'છે ત્યારે ગોઠિયો કાનોકાન!

વીંધી નાખતી નજરે થાશે વાંદર-ખેલ ખતમ—
આયનામાં તારો ગોઠિયો બેઠો હાડસાચો હરદમ.

બાપ ભલેને થાબડે પીઠ, ને દુખણાં લેતી મા,
પરણેતરનાં મરકલાંમાં વાહ, તું વારી જા!
પણ કે'છે શું ગોઠિયો ઓલ્યો, જોઈ લે, માટી થા!

હકને મારગે એક જ એની થાય કબૂલ કલમ—
આયનામાં તારો ગોઠિયો બેઠો હાડસાચો હરદમ.

ગોઠિયો રાજી હોય પછી આ જગ તો મારે જખ,
પ્રાણ જતાં લગ ભાઈ, છે એની પૂરી સાચ-પરખ,
તારી હારે હા ભણે તો હાંઉં, હરખ હરખ!

લે ગયો ને ભ્રમણા ભાંગી, તૂટ્યા કાળ-કરમ—
આયનામાં તારો ગોઠિયો બેઠો હાડસાચો હરદમ.

જિંદગી આખી દુનિયાની તું આંખમાં નાખે ધૂળ,
ડગલે ડગલે શાબાશીમાં ફૂલતું સાતે કુળ,
ગોઠિયાને પણ છેતર્યો તો તો કાળજે છેલ્લી શૂળ,

ખેર નથી જો ખાધા એના ખોટા કોઈ કસમ!—
ι નામાં તારો ગોઠિયો બેઠો, હાડસાચો હરદમ.

મકરન્દ દવે

---

### સાફ રસ્તો

રસ્તો સાફ કરનારા એક ભંગીને એક વખત લોટરીમાં ૨૭ લાખ રૂપિયા કરતા વધુ રકમ મળી હતી. એના મિત્રોએ પૂછ્યું: 'કેમ હવે ભંગીનું કામ કરવું છે કે મૂકી દેવું છે?'

એ બોલ્યો: 'ગમે તેમ થાય પણ કામકાજ કર્યા વિના બેસી રહેવાથી શરીરમાં કળતર થશે. મારે ડૉક્ટરનું ઘર જોવું પડશે અને એમાં નાણાં ખર્ચાશે એ કરતા હું ભંગીનું કામ કરતો રહું એમાં ખોટું શું છે!'

સંગીતકાર પર—

# સિપેહસાલારનો પત્ર

અનુ કા મૂ ધોળકિયા

આજથી આડત્રીસ વર્ષ પહેલાં સુભાષચન્દ્ર બોઝે આ પત્ર દિલીપકુમાર રાયને લખ્યો છે અને છતાં તેમાં જે કળા ને જીવન-સાધનાની માર્મિક સૂઝ તથા આપણા લોકોને જાગ્રત કરવાની ઝંખના છે તે આજે પણ એવી જ તેજીલી ને તાજી છે

માંડલે જેલ
૯–૧૦–૨૫

એવુ જરા યે મનમા ન લાવતા કે મારી દૃષ્ટિ સાવ સંકીર્ણ છે 'Greatest good of the greatest number'—એમા હુ ખરેખર માનુ છુ પરંતુ એ good મારી પાસે પૂરેપૂરુ સ્પષ્ટ નથી અર્થશાસ્ત્ર કહે છે માણસના બધા કામ કાં તો 'productive' હોય છે અથવા unproductive' ત્યારે કયુ કામ productive' એ બાબતમા ઘણી નિરર્થક ચર્ચા થતી રહે છે પરંતુ હુ કળા કારીગીરી, કે તે સબધી કોઇ પણ પ્રયત્નને 'unproductive' માનતા નથી અને તત્ત્વજ્ઞાન સબધી વિચાર કે તત્ત્વજિજ્ઞાસાને નિષ્ફળ કે નિરર્થક ગણી અવગણતો નથી હું પોતે એક આર્ટિસ્ટ ન હોઇ શકુ—અને સાચુ કહુ તો હું જાણુ છુ કે હું તે નથી—પણ એ માટે દૈવિત કુદરત કે ભગવાન જે ગણો તે હશે હું નથી અનમત્ત એમ જો કહો કે બીજા જન્મના કર્મફળ આ જન્મે ભોગવુ છુ તો હું લાચાર છુ જે હોય તે પણ આ જન્મે હું આર્ટિસ્ટ ન થયો તેનું કારણ થઇ ન શકયો અને મને ખાતરી છે કે કળાકાર જન્મે છે તૈયાર કરાતા નથી,' એ વાત ઘણે અશે સાચી છે પરંતુ પોતે આર્ટિસ્ટ ન હોઇએ એટલે આર્ટનો આનદ ન મણી શકાય એવુ કંઇ નથી અને કોઈ કળાના સમજદાર થવા માટે પોતાની જે કાંઇ પ્રમાણમા શક્તિ હોવી જોઇએ, મને લાગે છે કે તેટલી તો પ્રત્યેક શિક્ષિત વ્યક્તિ માટે મેળવવી સુલભ

નિસાસો નાખીને એવુ આળ ઓઢી ન લો કે સંગીતની પાછળ તમે વખત નકામો ગાળો છો, જ્યારે શેકસપીઅરના શબ્દોમા કહીએ તો, the time is out of joint ' ભાઇ, સારા યે દેશને સંગીતના પૂરથી તરબોળ કરી દો અને જે સહજ આનંદ અમે લગભગ ખોઈ બેઠા છીએ તે ફરીથી જીવનમા લાવી દો જેના હૃદયમા આનંદ નથી, સંગીતથી જેનુ ચિત્ત સળવળતુ નથી, તેને માટે જગતમા કંઈ બૃહત્ કે મહત્—વિશાળ કે મહાન—પ્રાપ્ત કરવુ શુ કદી પણ સંભવિત છે? કાર્લાઈલ કહેતા જેના પ્રાણમા સંગીત નથી તે ન કરી શકે એવુ કોઈ દુષ્કર્મ નથી. આ વાત સાચી હોય કે ન હોય મને લાગે છે કે જેના પ્રાણમા સંગીતનો કોઇ પડઘો નથી પડતો તે ચિંતનમા કે કાર્યમા કદી પણ મહાન બની શકતું નથી આપણા લોહીના એકે એક બિંદુમા આનંદની અનુભૂતિ સંચારિત થાય એ જ આપણને જોઇએ કારણ કે આનંદની પૂર્ણતા દ્વારા જ આપણે સર્જન કરી શકીએ અને સંગીત જેવો આવો આનંદ બીજા શેમાથી આપી શકાય?

પણ આર્ટ અને તેમાથી ઉત્પન્ન થતા આનંદ ગરીબમા ગરીબને પણ સહેલાઇથી મળે તેમ કરવુ પડશે. સંગીતમા વિશેષજ્ઞનો પ્રયત્ન નાના નાના મંડળોમા જરૂર ચાલશે અને એવી ચર્ચા થવી પણ ઉચિત પરંતુ સંગીતને સર્વસાધારણ લોકોને ઉપયોગી પણ બનાવવુ પડશે વિશિષ્ટ સાધના વગર આર્ટના ઉચ્ચ આદર્શને જેમ હાનિ પહોંચે છે તેવી જ રીતે સાધારણ લોકોને માટે એ સુગમ ન બને તો આર્ટ અને જીવન વચ્ચે વિચ્છેદ પડી જાય છે અને તેથી આર્ટ નિર્જીવ અને પંગુ બની જાય છે મને લાગે છે, લોકસંગીત અને નૃત્ય (folk music and dancing)ની ભીતરમાથી જ આર્ટ જીવન સાથે સુમેળ સાધે છે ભારતમા જીવન અને આર્ટ વચ્ચેના આ સુમેળને પાશ્ચાત્ય સભ્યતાએ લગભગ છિન્નભિન્ન

[અનુસંધાન પૃ॰ ૫૧

# મુકદ્દરની વાત છે

[ ચારે તરફ સૂમસામ શાંતિ હોય, ચાંદની રાત ગળતી હોય ત્યાં અચાનક કોઈ આમ્રઘટામાં કોકિલ ટહૂકી ઊઠે. હજુ તેનો ટહૂકો શમે ન શમે ત્યાં તો બીજી કોઈ ઘટામાંથી સાથીના સ્વરને અને ચાંદનીની રૂપછટાને દાદ આપતો ટહૂકો જાગી ઊઠે. અને પછી તો આવા પાગલ ટહૂકાની જાણે દિગંતવ્યાપી પરંપરા બંધાઈ જાય. આવું જ કાંઈક અહીં આપેલી ગઝલો વિષે બન્યું છે. આપણા નામી ગઝલકાર રૂસ્વા મઝલૂમીની હાથપ્રતમાં એક ખૂણે આ ગઝલ 'મુકદ્દરની વાત છે'—વાની મારી કોયલની જેમ—ટહૂકતી હતી. ગાફિલે આ સૂરીલું ગાન સાંભળ્યું. ને એમનાથી સૂરમાં સૂર મિલાવ્યા વિના ન રહેવાયું. તેમણે અમૃત ઘાયલને મુકદ્દરની વાત સંભળાવી. ઘાયલનો કંઠ લલકારી ઊઠ્યો. આ બંને ટહૂકા મકરન્દ દવેને કાને પડ્યા. તેમણે તો એક શેરમાં કહી પણ દીધું :

'ગાફિલની ગઝલ સાંભળીને મેં ને ઘાયલે,
ગાઈ ગઝલ ધરાર, મુકદ્દરની વાત છે.'

આ મિત્રોના મુકદ્દર સાથે પોતાનું મુકદ્દર મેળવતા ભાઈ રાજેન્દ્ર પ્રફુલ્લ અને મનોજ પણ ટહૂકી ઊઠ્યા. હવે આ ટહૂકા આપણા બીજા કવિ—કોકિલોના કંઠને પ્રેરશે તો ગુજરાતી ગઝલના મુકદ્દરને ચાર ચાંદ લાગી જશે. 'ગુર્જરી કુંજો સૂની નથી'ની પ્રતીતિ કરાવતી આવી ગઝલો મળશે તો અમે સાનંદ પ્રગટ કરીશું.]

સમજી શક્યા ન આપ મુકદ્દરની વાત છે,
છલકે છે ચક્ષુઓથી તે અંતરની વાત છે.

મખમખ ખજાનો રંજોઅલમથી ભરેલ છે,
આ દિલની સામે કંઈ ન સમંદરની વાત છે.

વિણ શબ્દ જે પ્રણય તણી વાતો કરી શકે,
કાજળ ભરેલી આંખના અંતરની વાત છે.

જોતો રહ્યો હું ચંદ્ર ને તારા વિયોગમાં,
હરગીઝ નથી એ તુજ સમો, જાહેરની વાત છે.

ઊઠો છો જઈ તમે હવે મહેફિલમાં અન્યની,
તકદીરનો છે વાંક, ને અવસરની વાત છે.

'રૂસ્વા' તમારી યાદને સાથે જ લઈ જશે,
હાથે ગયો જે ખાલી સિકંદરની વાત છે.

રૂસ્વા મઝલૂમી

સામે ન આવો આપ, મુકદ્દરની વાત છે,
ખાલી કરું પ્રલાપ, મુકદ્દરની વાત છે.

જેમાં ગુંથેલ ફૂલ અને ગુંજતો કરે
રહે દૂર એ કલાપ, મુકદ્દરની વાત છે.

કોઈનું દોરવ્યું જ જીવન જાય છે વહ્યું,
શું પુણ્ય ને શું પાપ, મુકદ્દરની વાત છે.

વરસાદ ગમનો આંકે મહર ઝીંકતો રહે,
ક્યારે થશે વરાપ, મુકદ્દરની વાત છે.

માન્યું કે એની તાવણી પૂરી થઈ ગઈ,
પાછાં ચઢાવે આપ, મુકદ્દરની વાત છે.

'ગાફિલ' થયો છતાં ય નથી વિશ્વ છોડતું,
પાડે છબીલી છાપ, મુકદ્દરની વાત છે.

ગાફિલ

સમજી શકો ન આપ, મુકદ્દરની વાત છે,
જીવન બન્યું છે શાપ, મુકદ્દરની વાત છે.

જપતો રહું છું જાપ, મુકદ્દરની વાત છે;
તપતો રહું છું તાપ, મુકદ્દરની વાત છે.

કંઈ કૌલ ના કરાર, મુકદ્દરની વાત છે,
એમ જ મળ્યો ખુમાર, મુકદ્દરની વાત છે.

આવે છે એને પ્યાર, મુકદ્દરની વાત છે,
ચાલે છે સારવાર, મુકદ્દરની વાત છે.

કમમાં છે ફેરફાર, મુકદ્દરની વાત છે;
છે ખુદ ફિદા બહાર, મુકદ્દરની વાત છે.

શિરમોર જે ગણાતો હતો સ્વમસ્તિનો,
આવી ચડ્યો એ સાર, મુકદ્દરની વાત છે.

આંખો મળી શું! આવી ગયો જીવ જીવમાં,
ગુંજી ઊઠી સિતાર, મુકદ્દરની વાત છે.

મળતા રહે છે હમણાં તો એ વાયદા વગર;
શું સાંજ, શું સવાર,-મુકદ્દરની વાત છે.

એકાકી બેઉ જીવ અમે નીકળી ગયા
અંબરની આરપાર, મુકદ્દરની વાત છે.

'ઘાયલ' કલાપી જેમ મને પણ મળી ગયો
આ કાવ્યનો પ્રકાર, મુકદ્દરની વાત છે.

ઘાયલ

આવે ન એક વાર, મુકદ્દરની વાત છે,
ઝાઝા કરે જુહાર, મુકદ્દરની વાત છે.

સામેથી પામી જાય કોઈ પ્રેમનો પ્રસાદ,
એળે અહીં પુકાર! મુકદ્દરની વાત છે.

સૂરજને, ચાંદને, હું સિતારાને શું કરું?
એવો છે અંધકાર, મુકદ્દરની વાત છે.

દિલની તો એક ધૂન છે ને એક રાત છે,
ક્યાં સાંજ? ક્યાં સવાર? મુકદ્દરની વાત છે.

આવ્યા'તા એક ઊડતી લટાર મારવા,
ને બંધનો હજાર! મુકદ્દરની વાત છે.

કયા કયા ભર્યા છે અર્થ મુહબ્બતના મૌનમાં,
શું સાર ને અસાર? મુકદ્દરની વાત છે.

બાજી તમારી, ચાલ તમારી, તમારી જીત,
કેવી કરી છે, યાર! મુકદ્દરની વાત છે.

મકરન્દ દવે

આવે તું આજકાલ, મુકદ્દરની વાત છે;
રહું છું હું ખુશખુશાલ મુકદ્દરની વાત છે.

દુઃખમાં ય તારો ખ્યાલ, મુકદ્દરની વાત છે;
અંધકારમાં મશાલ, મુકદ્દરની વાત છે.

ખોવાઈ જાઉં જાણે અહીં એક રંગમાં,
સ્મૃતિના ઊડે ગુલાલ, મુકદ્દરની વાત છે.

મારા હૃદયની સાથ આ દુનિયા તો ઠીક પણ
તું યે રમે છે ચાલ! મુકદ્દરની વાત છે.

સમજી શકું છતાં ય દઈ ના શકું જવાબ,
એવો છું હું સવાલ, મુકદ્દરની વાત છે.

તારો ગઝલ કમાલ! નહીંતર હું ક્યાં 'મનોજ'
ને ક્યાં કલાપિ બાલ! મુકદ્દરની વાત છે.

મનોજ

કોમળ કરે પ્રહાર, મુકદ્દરની વાત છે,
ને તે ય વાર વાર, મુકદ્દરની વાત છે.

પ્હોંચે નહીં પુકાર, મુકદ્દરની વાત છે,
ઊઘડે નહીં દુવાર, મુકદ્દરની વાત છે.

મુજ ઝંખનાની રાત હજી યે ઝૂર્યા કરે,
પડતું નથી સવાર, મુકદ્દરની વાત છે.

મારી જ આસપાસ વસે જાણું તે છતાં
પામું નહીં લગાર, મુકદ્દરની વાત છે.

બોગળ બીડેલ હુંની હતી, ભાંગી તે ગઈ,
આવી શકું ન બા'ર, મુકદ્દરની વાત છે.

'રાજેન્દ્ર' છું છતાં ય હકીકત જુઓ તો આ,
ક્યાંયે ન ઘર કે બા'ર! મુકદ્દરની વાત છે.

રાજેન્દ્ર

આંખો ન મળે ન ચાર, મુકદ્દરની વાત છે,
વિનવું છું વાર વાર, મુકદ્દરની વાત છે.

ધરતીનો ધૂળધોયો હું અંબરને આંબું કેમ?
પામી શકું જો પાર, મુકદ્દરની વાત છે.

બળતા હૃદયને બાળી જલાવી દીધું જીવન,
શોધું હવે શું સાર? મુકદ્દરની વાત છે.

પાસા ઉપર પ્રભુત્વ નથી કોઈનું અહીં,
શું જીત કે શું હાર! મુકદ્દરની વાત છે.

જીવનનો બોજ ખેંચી, જઈશ કેમ મંઝિલે?
તરણાં છે, પણ અપાર; મુકદ્દરની વાત છે.

સ્નેહી સમસ્ત સૃષ્ટિ છે, આલમ છે મુજ વતન,
ખોબો મળે ન પ્યાર, મુકદ્દરની વાત છે.

હું આમ તો 'પ્રફુલ્લ,' ચહું છુ પ્રફુલ્લતા,
ગમગીન છે અશા'ર;* મુકદ્દરની વાત છે.

પ્રફુલ્લ

* અશા'ર–શે'રનું બહુવચન

## ન કિસીકી ચાહમેં

ન કિસીકી ચાહમેં,
ન કિસીકી રાહમેં,
　　　　તેરે હી ઈન્તેજારમેં,
　　　　તેરે હી ઈન્તેજારમેં.

ન બામમેં, મુકામમેં,
ન ખ્વાબમેં, ન કામમેં,
　　　　તેરે કદમકી છાંયમેં,
　　　　તેરે કદમકી છાંયમેં.

આયે હવા, જાયે હવા,
જલતી શમા, અય બાગબાં!
　　　　તેરી ડુવાકી નાંવમેં,
　　　　તેરી ડુવાકી નાંવમેં.

સુન્દરમ્

વર્ષ આમ વીતી ગયું,
કાળ-પંખીનું અહો ઘન-નીલ કો પીંછું ખર્યું"!
રે, પરંતુ દિગ્‌કપોલે અશ્રુ આ શેનું સર્યું?

ઉપેન્દ્ર પંડ્યા

## અવળે મારગ

અવળે મારગ હાલો રે, હાલો!
　　અવળે મારગ બેલી,
　આ સુખને ચેમળાં ઠેલી,
　　　　હો બેલી,
　　　　અવળે મારગ હાલો.
સવળી ગંગે ખૂબ સર્યાં કાંઈ
　　હળિયા ધરતી હાળો;
અબ નવાં પરિયાણ હો વીરા,
　　હાલો રે મૂળ હેમાળો;
　આ મનને મોકળાં મેલી,
　　　　હો બેલી,
　　　　અવળે મારગ હાલો.
લો રે, તિમીંગલ જાય આ ઘેઘૂર
　　અવળાં પૂર વધાળો;
*હેજનું અદકું જોર વધે તેમ
　　અદકું મનમાં મ્હાલે!
　આ હેતની વરસે હેલિ!
　　　　હો બેલી,
　　　　અવળે મારગ હાલો.*

મજ્જારામ

* અવળી અંગામાં પૂર સામે જતાં સવાયાં સવજાં નીરની મૂઠ ગોઠડી.

## કોરું પાનું

(કાવ્ય પોથીનું)

ભલે રહ્યું કોરું જ — ઠીક કોરું
આ એક પાનું, ભરવું નથી. નથી.
ભર્યું ભર્યું હોય બધું જ — એ શું?
ભર્યું છતે સૌ ગરવું જહીં નથી
ખાલી તહીં કો રહી જાય તોય શું?
ખાલીપણાનોય કદીક લ્હાવો!
ને જે કર્યાં છે ઉરસાજના સ્વરો
ના તે ધ્વનિ ગુંજરશે ઘડીક તો
સ્વયમેવ એવી દૃઢ છે પ્રતીતિ
ત્યાં વ્યર્થ છેડી વંરવું ન ગાવું.

આ એક પાનું અકબંધ છો રહ્યું
આહ્વાન હેતું મરમાળ અંગત
હૈયાતણી જે અણમૂલ સંપત
તેને સદાઃ મૂક અજંપ માંહે!
ને એક ખાલી સ્થળથી જ મૂલ્ય જો
ભર્યાંતણું પામી શકાતું પૂર્ણ તો
હૈયુંય એવો મૃદુ ડંખ ચાહે!

હેમન્ત દેસાઈ

## પાંખાળું અંજન

પૂર પાટ દોડતું,
અટક્યું ત્રિભેટે
　　વળોટવી સીમ જરીક રૂંહે ત્યાં
　　થંભી ગયું મોટર યંત્ર, ધૂળિયા
　　પથે પડ્યું-તાવ-તપેલ દેહે,
　　કૈં કૈં કર્યું ઉદવટની મથામણ
　　જુદાં જુદાં સૌ હથિયાર હાર્યાં,
　　મસ્વેદથી ભીતર ભીંજવાયો
　　છતાંય યંત્રે નવ જીવ આવ્યો;
　　ડૂબ્યું ડૂબ્યું સૂર્ય ડૂબી ગયો ત્યાં
　　અંધારામાં 'લોથ' લઈ જવું ક્યાં?
　　વિમાસતો એકલ એમ ઊભો,
　　હતું નહીં હાજર લોય કોઈને
　　સ્ફૂરી અચિંતી મધુરી મજાક,
　　થાકે ભર્યાં લોચનથી ઘસાઈ
　　પતંગિયું ઊડી ગયું ત્વરાથી,
　　પતંગિયું ઊડી રહ્યું, છટાથી!*

પ્રિયકાન્ત મણિયાર

* જડયંત્ર વડે પરાધીન અને તેથી પરેશાન મિસ્ટર મોડર્ન મેશીનને એક ઊડતી, રંગીન મજાકથી આંખો ખોલતા ચેતનના આછા અંજનનું મનોરમ ચિત્ર.

# રેતી ઢીંગલી

બાબુભાઈ વૈદ્ય

'બાબુભાઈ!'

'કેમ?'

'શું કરો છો?'

'વિચારમાં છું.'

'શેના વિચારમાં છો?'

'મનમાં વાર્તા ઘોળાય છે.'

'ઓ...હો!'

'કેમ, ઓહો?'

'વાર્તા શોધવા નીકળ્યા છો તો મારી જ વાત લખી નાખો ને!'

'તારી વાત?'

'હં! કેટલાં બધાં વર્ષથી સામે ઊભી છું, છતાં તમારું ધ્યાન કેમ નથી જતું?'

'મારા મનમાં તેં નવો વિચાર મૂક્યો. તારી વાત લખવાનું હું અવશ્ય વિચારીશ.'

'અરે, બાબુભાઈ! તમે વળી દીર્ઘસૂત્રી ક્યારથી થયા? મારો વિચાર સાચો લાગતો હોય તો માંડો લખવા.'

'બોલી નાખવું સહેલું છે, એમ લખાતું નથી.'

'ચર્ચા છોડો. બોલો! હું લખાવું તે ઉતારી લેતાં આવડશે?'

'અરે, ગાંડી! જાણું છું કે હું સમર્થ સર્જક નથી. પણ કોઈનું લખાવ્યું સીધું ઉતારી લેતાં ન આવડે? એમ તો મેં પણ...'

'બસ–બસ! વળી ભાષણ કરવા ન બેસી જતા. લખતાં આવડતું હોય તો હું કહું તેમ લખવા માંડો.'

'તું કહે એટલું જ લખવાનું?'

'હા.'

'ક્યાંક થોડા શબ્દોનો ફેરફાર થઈ જાય તો?'

'ચાલશે. હવે મોડું ન કરો.'

'ચાલ, બોલ!'

*

મારું નામ મંજુ.

ચાર વર્ષ પહેલાં હું માંડ ૭ વર્ષની હતી, છતાં એ બધું મને યાદ છે.

બાને કંઈક થયું. એ દાઝી ગઈ એમ કોઈક કહેતું હતું. મને, હું અડધી ઊંઘમાં હતી ત્યાં, ગામમાં એક સગાંને ઘેર મોકલી દીધી હતી. સગાં બહુ સારાં હતાં. પોતાની દીકરીની 'રેતી ઢીંગલી' તેમણે મને રમવા આપી હતી. ખાવાનું દીધું હતું.

પણ ઘરના માણસો ઘડીઘડીમાં મારી સામે જોઈને દયા બતાવતાં હોય તેમ વારંવાર, 'બિચારી!' કહેતાં તે મને ગમતું નહોતું. બિચારા થવું કોને ગમે?

વહેલી સવારે હું સગાંને ઘેર પહોંચી હતી. સાંજ સુધી ત્યાં રહી. કોઈ દિવસ આટલો બધો વખત હું મારી બાથી અળગી રહી નહોતી.

'મારે ઘેર જવું છે.' મેં બે–ત્રણ વાર કહી જોયું.

'જશું, હો! તારી બાને જરા ઠીક થશે, એટલે તને ત્યાં લઈ જશું.' દરેક વખતે આ એકનો એક જવાબ મળતો.

'બાને શું થયું છે?' મેં પૂછ્યું.

'કંઈ નહીં. બાને જલદી સારું થઈ જશે, હો!' એટલું કહીને તેઓ ફરી 'બિચારી' શબ્દ એવા ભાવપૂર્વક બોલ્યાં કે મને ગુસ્સો આવ્યો. બાને જો કાંઈ નથી થયું તો જલદી સારું થવાની વાત શી? એ લોકો મને પટાવતાં હતાં, તે હું સમજતી હતી.

પણ પાછી પેલી રેતી ઢીંગલી સાથે રમવામાં લીન થઈ જતી. અને આ નવા ઘરને યાદ ન કરતી. ખરું કહું તો, અમે–બાળકો ભૂલકણાં નથી હોતાં; સરળ હોઈએ છીએ.

રાત પડવા આવી ત્યારે મારાં ફઈબા આવ્યાં. સીધાં મારી પાસે આવવાને બદલે પેલાં સગાં સાથે કંઈ વાતોએ વળગ્યાં. હું ઢીંગલીને રડાવતી હતી...

ફઈબા ઉશ્કેરાટથી બોલતાં હતાં, 'એ મોરો

સાહેબ ક્ષેપ તો એના ઘરનો! અમારા પર શાનો રોફ મારે છે! ભાઈ બાપડો ડઘાઇ ગયો છે. એક હરફ કાઢી શકયો નથી.'

સગાં મૌન હતાં.

મેં ત્યાં જઇને વચ્ચે પૂછ્યું, 'ફઈબા, મારી બાને કેમ છે?'

મારો સવાલ સાંભળી ફઇબા ચમક્યાં. એક પળ-વાર મારી સામે જોઈ રહ્યાં. પછી સ્વસ્થ થતાં હોય તેમ મને કહે, 'સારું છે, હો! મંજુ, તારી બાને સારું છે.'

'મારી બા કયાં છે?'

'તારી બા?' ફઇબા પાછાં બેધ્યાન બની ગયાં.

'હા. મારી બા! મને એની પાસે લઇ જાવ. મારા વિના એને ગમતું નહીં હોય, એણે મને બોલાવી નથી? એને શું થયું છે?'

'એને કાંઇ નથી થયું, હો! તું ચાલ ઘેર.' ફઇબાના અવાજનો ઘડો નહોતો. હું સમજી ગઇ કે એ ગોટા વાળતાં હતાં.

'ઘેર મારી બા છે?'

'ના-હો!' ફઈબાથી જાણે બોલાઇ જવાયું.

'તો મારી બા કયાં છે? મારે એની પાસે જવું છે.' કહી હું એકાએક રડવા લાગી.

'મંજુ! બેટા! તું ડાહી છોને? ચાલ, ઘેર ચાલ!'

'બા ન હોય એ ઘર મારે નથી આવવું.' મેં રોતાં રોતાં કહ્યું.

'એવું કરાય?'

'ના-ના-ના! બા આવે પછી હું ઘેર આવીશ.' મેં હઠ લીધી.

'મંજુ! તારા મામા આવ્યા છે.' ફઇબાનો આટલો મીઠો અવાજ મેં કયારે ય સાંભળ્યો નહોતો.

'ભાનુમામા?'

'હા.'

'તો...ચાલો! મારે ભાનુમામાને મળવું છે.' હું ચપ કરતી ઊભી થઈ ગઇ.

હું ઘેર પહોંચી. ત્યાં જુદો જ તાલ જામ્યો હતો. મામા, ગુસ્સાથી લાલચોળ બની, કહેતા હતા, 'તમે મારા આવનાની વાટ ન જોઇ? લાશ ઠેકાણે પાડવાની એવી શી ઉતાવળ હતી?'

'ભાનુભાઈ!' કોઇ અજાણ્યો જણ કહેતો હતો, 'તમે આકળા ન થાવ. આપણા ધર્મમાં...'

'મારે તમારા ધર્મની વાતો નથી સાંભળવી. આ માણસમારાઓના ઘરમાં 'ધર્મ' શબ્દ શોભતો નથી.' મામા ગુસ્સે હતા. કોઇને મારી દેશે તેમ લાગતું હતું.

'જે થવાનું હતું તે થઇ ગયું. ઇશ્વરની એવી ઇચ્છા હશે. એની ઇચ્છા વિના પાંદડું ય હલતું નથી. કયાં પ્રાયમસ કરવો ને....'

'આ ઘરમાં પ્રાયમસ • હતો જ કે'દી?' મામા બરાડી ઊઠયા.

'હમણાં જ નવો લીધો હતો.' મારા બાપુ–મગનભાઈ ધીમેથી બોલ્યા.

'હશે!' મામાએ બાપુના હાથ પર તોછડાઇથી ટપલું મારતાં કહ્યું, 'મારે ઊંડાં પાણીમાં ઊતરવું નથી. ધારું તો તમારા સૌના હાથમાં કડીઓ પહેરાવી દઉં. પણ તમારો ન્યાય હું નહીં કરું. ભગવાન કરશે. મંજુ કયાં છે?'

આટલી વાર તો હું કેમે ય ફઇબાના હાથમાં જકડાઇને રહી હતી. મામાએ યાદ કરી કે તરત હું તેમની પાસે દોડી ગઈ. મામાના ખોળામાં કૂદી પડીને મેં ચીસ પાડી, 'મામા!'

મામાએ મારા માથાં પર હેતભર્યો હાથ ફેરવ્યો. તેમનો રોષ જાણે ઓગળી ગયો. મામાની આંખ-માંથી નેવાં ચૂવે તેમ ટપ ટપ આંસુ પડવા માંડયાં.

'મામા!' મેં પૂછ્યું, 'બા કયાં છે? મને કોઇ બા પાસે જવા દેતું નથી.'

'બેટા! મંજુ!' કહી મામા ડૂસકાં ભરવા લાગ્યા.

ઘણીવાર સુધી મામા રોયા.

કોઈ કાંઈ બોલ્યું નહીં.

હું ટગરટગર જોયા કરતી હતી.

'મામા!' મેં ઘણીવારે પાછું પૂછ્યું, 'બા ઇસ્પિતાલમાં છે?'

'હા.' મામાએ ડૂસકું દાબતાં કહ્યું.

'આ કોઈ–' મેં બાપુ ને ફઈબા સામે આંગળી ચીંધી ફરિયાદ કરી, 'મને બા બતાવતાં નથી.'

'મનેય બતાવતાં નથી, બેટા!' અને એટલું બોલતાં તો મામા પોકેપોકે રડવા લાગ્યા. જાણે પહાડ તૂટી પડયો. હું ડઘાઈ ગઈ. કંઈ સમજી નહીં. મામા તો રાડો પાડે. એ કાંઈ રડે.

છેવટે મામા ઊભા થયા. કપડાં પહેર્યાં. મારો હાથ ઝાલી મને કહે, 'ચાલ, મંજુ!'

'ક્યાં?' હજી ય કંઈ ન સમજાતું હોય તેમ મેં પૂછ્યું.

'ઘેર.'

'પણ ... બા?'

'બા?' મામા માથું ખંજવાળવા લાગ્યા.

'હા, મામા!' મેં કહ્યું, 'બાને છોડીને હું ક્યાંય નહીં આવું.'

'મંજુ!' મામા ગળું ખૂંખારતા બોલ્યા, 'બેન ત્યાં છે. આપણે ઘેર છે. ચાલ! ઝટ કર.'

'ક્યાં! તમારે ઘેર?'

'હા.'

'તો–ચાલો! ઝટ કરોને!' હું મામાને વળગી પડી, 'આખો દિવસ મેં બાને જોઈ નથી. પણ હેં મામા? આપણે કેમ કરીને ઘેર જશું?'

'મંજુ!' મામા જાણે બોલી શકતા ન હોતા, 'હું મોટર લાવ્યો છું. ચાલ, બેસી જા!'

મામાને બીજીવાર કહેવાની જરૂર ન પડી. ઘેર આવતી વખતે મેં, રસ્તામાં ઊભેલી મોટર જોઈ હતી. હું દોડતી જઈને મોટરમાં બેસી ગઈ. થોડીવારે મામા મોટર પાસે આવ્યા, ત્યારે મારા બાપુ પણ તેમની સાથે હતા, કહેતા હતા, 'તમે મંજુને ન લઈ જાવ તો સારું!'

મને ન ગમે તેવી વાત બાપુએ પહેલી વાર કરી.

મારા મનમાં ફાળ પડી, 'મામા મને મૂકીને બા પાસે એકલા જતા રહેશે તો?'

પણ મામા મક્કમ હતા. તેમનો રોફ ભારે. તેમણે કહ્યું, 'મંજુ મારી ભેગી જ આવશે. જોઉં છું, એને કોણ અટકાવે છે!'

મામાના રોફ માટે મને માન થયું. કેવો વટ! મામા સામે કોઈ ચૂંકારો ય ન કરી શક્યું ને!

'અમે મંજુને અટકાવતા નથી. પણ તમારે એનાં હિતનો વિચાર કરવો જોઈએ. આખો ભવ કાંઈ મોસાળમાં નહીં નીકળે.' ઘણીવારે બાપુ કરગરતા હોય તેમ બોલ્યા.

'શું બોલ્યા?' વીજળીના કડાકા જેવો મામાનો અવાજ ગાજી રહ્યો,–'મારી બેનનું નાહી નાંખ્યું, તેમ મંજુનું ય નાહી નાખજો. મારે બે દીકરી છે, એમ સમજશ. મોટી મંજુને ગણીશ. આ ગામનાં ઝાડવાં હવે મંજુ નહીં જુએ. જ્યાં મારી બેન નહીં ત્યાં મંજુ નહીં.'

બધાં કાચાં વકાસીને જોઈ રહ્યાં.

હું બરાબર સમજી કે કંઈક ભારે ઝઘડો થયો છે. બા સાથે ફઈબાના નાના ઝઘડા ઘણીવાર થતા. બા રડતી, પણ એ કલાકમાં બધું થાળે પડી જતું. આજ જરૂર કાંઈક મોટી વાત હતી. જે હોય તે. મારે તો ઝટ બા પાસે જવું હતું. મામાને કોણ રોકી શકે તેમ હતું?

અને ... મને ને મામાને લઈને મોટર ઊપડી. મોટર ઝડપથી જતી હતી. રાત પડી ગઈ હતી. મને ઊંઘ આવવી જોઈતી હતી, પણ મારા મનમાં અજંપો હતો.

હું મામાને વારંવાર પૂછતી હતી, 'મામા! બાને શું થયું છે? એને ક્યારે લઈ ગયા? કોણ લઈ ગયું? મને ભેગી કેમ ન તેડી ગયા? મારા બાપુ સાથે તમે લડતા હતા શા માટે? ફઈબા ખરાબ છે. પણ બાપુ સારા છે, હો! કંઈ થયું છે? શું થયું છે? બા ક્યાં હશે? આપણે ઘેર હશે કે ઇસ્પિતાલમાં ગઈ હશે?'

મારા બધા સવાલોનો જવાબ મામા એક જ દેતા હતા, 'મંજુ! બચ્ચા! ઊંઘી જા. રાત પડી ગઈ છે. 'આપણે ગામ પહોંચતા હજી વાર લાગશે.'

હું સમજતી હતી કે છોકરાંઓની વાત ઉડાવવી હોય ત્યારે મોટેરાંઓ આવા જવાબ દે છે. હું બોલી નહીં ... પણ છોકરાંનું મન વહેમીલું હોય છે.

વહેલી સવારે હું બાને મળવા ઝંખતી હતી

ત્યારે ફૈબાએ પણ એવુ જ કહ્યુ હતુ કે, 'મજુ' હજી રાત છે સવાર પડવાને વાર છે ઊંઘી રે'

ઊંઘતા રહેવાનુ ફળ મને બરાબર મળી ગયુ. હુ ઊંઘતી રહી ને બા ક્યાક ચાલી ગઈ હુ પહોચી ગઈ સગાને ઘેર સગા સારા હતા રેતી ઢીંગલી મે જોઈ હતી ખરી, પણ એટલી ભારે કિંમતની ઢીંગલી સાથે એકના એકના રમવાનુ ક્યારેય બન્યુ ન હોતુ સગાએ કેવી હોશથી રેતી ઢીંગલી મારા હાથમા મૂકી હતી!

પણ હુ રમતી રહી અને બા ક્યાક અલોપ થઇ ગઈ મારી બા ...અને છતા કોઇ મને સીધો જવાબ દેતુ નહોતુ કે બાને થયુ છે શુ? છોકરા પૂછે તેનો જવાબ દેવાય નહીં, એવુ શા માટે? છોકરા શુ માણસ નથી? તેમને શુ મનમા ચટપટી નહી થતી હોય? મોટરમા હુ ઊંઘી જઉ અને મામા મને પાછા બાપુ પાસે મૂકી આવે તો? બીજી વખત છેતરાવાની મારી તૈયારી નહોતી

મામા'' મે કહ્યુ મને ઊંઘ નથી આવતી ... જાગુ તો? મારે જલદી બા પાસે જવુ છે બાને મારા વિના ગમતુ નહી હોય'

મજુ'' મામાનો અવાજ કરાન્ખોજ હેઠળ તરડાતો હતો, 'આપણું ઘર આવશે ને ત્યારે ... તને ઉઠાડીશ થોડીવાર તુ મારા ખોળામા ઊંઘી જા બેઠી બેઠી થાકી જઈશ'

મામા, બહુ કડક હતા ધીમેથી એ ભાગ્યે જ બોલતા સાદી સીધી વાત પણ હુકમ કરતા હોય તેમ કરે મામાની બૂમ પડે ત્યા બધાબના મૂળે એમનો હુકમ બા યા વિના છૂટકો ન થાય પણ અત્યારે મામા ધીમેથી બે લતા હતા તેમનો અવાજ ધ્રૂજતો હતો આ ધ્રૂજતો અવાજ મને વધારે અસરકારક લાગ્યો એનો અનાદાર કેમ કરાય?

હું મામાના ખોળામા મથુ મૂકી સતી આંખો મીની પણ ઊંઘવુ નથી એવો પાકો મનસૂબો મન સાથે કરી લીધો હતો મામા મારા માથા પર હાથ ફેરવતા હતા મામાનો હાથ ફરે અને મારા મન સામે બા ખડી થાય

આઠો આનકો ખાતી મોટર જેની રહી મોટરમા ઝળહળા થઈ ગયુ હોય એવુ લાગ્યુ. મે આંખો ખોની મામાને પૂછ્યુ, 'ઘર આવ્યુ? બા ક્યા?'

'ના હજી ઘર નથી આવ્યુ' મામાએ કહ્યુ

'તો? આપણે ક્યા છીએ?'

'બજારમા'

'બજારમા? કઈ લેવુ છે?'

હા તને રેતી ઢીંગલી ગમે છે ને?'

'હ—ક' બહુ ગમે છે'

'તારે એવી ઢીંગલી લેવી છે ને?'

'મારે?' હુ રેતી ઢીંગલીની માલિક થઈ શકુ એવો તો કદી સોણામા ય નહોતુ ધાર્યુ

'...' ચાલ તને ગમે તેવી ઢીંગલી પસદ કરી લે'

હુ ચપ કરતી બેઠી થઈ ગઈ ભાનુમામા ને હુ દુકાનમા ગયા સૌથી પહેલા અમે રેતી ઢીંગલી લીધી મારી પસદગીની એ પહેલી ખરીદી સગાની ઢીંગલી કરતા તો ક્યાય ચડિયાતી પછી મામાએ થોડા વધારે રમકડા લઈ દીધા—મે ના કહી તો પણ

હવે બસ'' મે કહ્યુ મારે મારેની આવડી મોટી ખરીદી હજી મને સપના જેવી લાગતી હતી ખરેખર શુ આ બધુ મારે માટે ખરીદાતુ હતુ?

મજુ' તારે માટે થોડા નવા કપડા લઈ લઈએ' મામએ કહ્યુ

શુ ધાર્યુ હતુ મામાએ?

મે કહ્યુ મામા' બાપુએ હમણા જ મારે માટે નવા લૂગડા સીવડાવ્યા છે'

'એ ભલે રહ્યા એને ઘેર' મારે તને નવા કપડા લઈ દેવા છે'—મામાએ રીસપૂર્વક કહ્યુ

... સમજી ગઈ બા ને બાપુ વચ્ચે કઇક ઝઘડો થયો છે બા મામાને ઘેર જતી રહી છે મામા બા તરફથી લ ચા ને મને તેડવા માટે જ આવ્યા હતા આવે જ ને? બા મારા વિના એક દિવસ પણ રહી શકવાની હતી? હુ જાણુ ને!

ચાલ જીવ' મામા કહે તેમ કરવુ મામાએ મને નવા કપડા લઇ આપ્યા એક નવુ ફ્રોક મે ત્યા—

દુકાનમા જ પહેરી લીધુ.

રમકડા ને કપડાંનાં પારસન લઇને અમે પાછા મોટરમા બેઠાં હુ સૂતી નહી. નવુ ફ્રોક ચોળાઈ જાય ને? ..અને મારુ મન રૌતી ઢીંગલીમા લીન થઈ ગયુ. તેને હુ ઘડીઘડી રડાવતી હતી. આવી સરસ નવીનક્કોર ઢીગલીની હુ માલિક બની તેનો હરખ મારી નાનીશી છાતીમા સમાતો નહોતો.

ઘણીવાર સુધી હું રમી.

મોટર મારમાર ધપી રહી હતી. મામા કઈ બોલતા નહોતા હુ પણ કંઇ બોલતી નહોતી. એ કંઈ વિચારમા પડ્યા'તા હુ રમતમા મશગૂલ હતી

રાત જામતી જતી હતી મોટરની ગતિ, ઠડો પવન, આખા દિવસનો થાક અને રમકડાની ખરી દીનો સતોષ મને ઊઘવા પ્રેરતા હતા રૌતી ઢીગલી મારા હાથમા રહી ગઈ નવુ ફ્રોક ચોળાય તેની પરવા કર્યા વિના હુ મામાના ખોળામા ઢળી પડી

હુ ભરઊંઘમા પડુ ન પડુ ત્યા મોટર ઊભી રહી અને કોઇએ મને તેડી લીધી રૌતી ઢીગલીને મે તેડી રાખી હતી

'આવી, મજુ!' મને તેડનાર બા હતી પણ બાનો સાદ કેમ ફરી ગયો હતો? બા બહુ મીઠુ બોલતી આ અવાજ જરા ઘોઘરો હતો છતા હતો બા જેવો જ હેતાળ. અરે, હા! બા બિચારી માદી પડી ગઈ છે, એટલે તેનો સાદ થોડોક ફરે જ ને?

મને તેડનારે મારે માથે હાથ ફેરવ્યો અડધી ઊઘમાય મારી ખાતરી થઈ ગઈ આ બાનો જ હાથ

બાએ મને પથારીમા મૂકી

આજનો દિવસ બહુ ખરાબ ગયો બાને કઇક થયુ આખો દિવસ મારે ખાધી છતા રહેવુ પડ્યુ મામા ને બાપુ વચ્ચે કંઇક તકરાર થઇ ફઇબાના નાકનુ ટેરવુ તો ચડેલુ હતુ જ

પણ છેવટે સૌ સારા વાના થયા મામાએ રૌતી ઢીગલી લઇ દીધી માદી હોવા છતા બાએ મને તેડીને પથારીમા સુવડાવી અને અને હુ સપનાના દેશમા સરી પડી. મારે એક પડખે બા હતી—એવી જ હુફ ભરી બીજા પડખામા રૌતી ઢીગલી હતી જાણે સ્વર્ગનો આનદ!

સવારે હુ જાગી ત્યારે મારી પથારીમા તડકો આવી ગયો હતો રૌતી ઢીગલી મારા પડખામા હતી. બા નહોતી

હું બેઠી થઈ ઢીગલીને બે-ચાર વાર રડાવી મામા આવ્યા બાએ નહી નાખ્યુ હોય

'કેમ, મજુ?' મામાએ પૂછ્યુ

'મારુ'' મે કહ્યુ

'થાકી નથીને?'

'શેનો થાક?'

'કેટલા બધા ગાઉ તુ મોટરમા આવી''

'એ તો હુ ભૂલી ગઈ મને તો ઢીગલી મળી ને પાછી બા મળી પછી બીજુ શુ જોઇએ?'

મામાને હું વાતો કરતા હતા ત્યા માશી આવ્યા થોડીવાર તો હુ ભૂલ ખાઇ ગઈ માશી બાનો જ બીજો નમૂનો!

'ઊઠી, બેટા'' માશીએ પૂછ્યુ

અવાજ પરથી મે મા-માશીનો ભેદ પૂરેપૂરો ઓળખી લીધો મા મીઠુ બોલની માશીનો અવાજ જરા ઘોઘરો હતો

'તમે ક્યારે આવ્યા, માશીબા?' મે પૂછ્યુ

'હુ અહી જ છુ મજુ'' માશીએ કહ્યુ, 'રાતે તે મને નહોતી ઓળખી?'

'રાતે?' મે આખો પટપટાવતા પૂછ્યુ.

'કેમ?' માશી મારી સામે જોઇ રહ્યા

'રાતે હુ તમારા પડખામાં સૂતી હતી?' મે પૂછ્યુ

'હા'' માશીના મુખ પર વેદનાની વાદળી ફરી વળી

'મારી બા ક્યા?'

'બેન? તારી બા? એ તો છે ને ' માશીનો ઘોઘરો અવાજ વધારે ઘોઘરો બની ગયો.

ભાનુમામાએ માશી સામે કઈક એવી રીતે જેયુ કે માશી બોલતા બધ થઇ ગયા

'કહોને! કેમ અટકી ગયા?'

'બેન .. છે ને ' માશી અચકાતા હતા,

એમનો સાદ તરડાતો પણ હતો.

'ક્યાં છે?' મારી અધીરાઇ હાથ રહેતી નહોતી.

'બેન ભગવાન પાસે ગઇ.' માશીએ કહ્યું.

મામા ને માશી એક બીજા સામે જોઇ રહ્યાં. બંનેની આંખમાં ઝળઝળિયાં હતાં. બંનેના હોઠ ધ્રૂજતાં હતાં.

માશીએ મને ખોળામાં લીધી. બચ્ચી ભરી. મારી ઢીંગલી છાતીસરસી ચાંપી રહી. હું મામા–માશી સામે એકીટશે જોઇ રહી. મારા ગાલ પર માશીનાં આંસુ ટપકતાં હતાં. બા રડતી ત્યારે બરાબર આવી જ લાગતી.

'બા પાછી ક્યારે આવશે?' મેં કંઇવારે પૂછ્યું.

'બેન પાછી આવે ત્યાં સુધી તું મારી પાસે રહીશ ને?'

'હા!' મેં કહ્યું, 'તમે મને ગમો છો. બા તમને રોજ યાદ કરે છે, માશીબા! તમારાં ગીત ગાય, તમારી વાતો કરે.'

કોણ જાણે શું થયું કે મામા ને માશી ધ્રૂસકાં ભરીને રડવા લાગ્યાં. હું ઢેબતાઇ ગઇ. પણ હું રડી નહીં. ચકળવકળ જોઇ રહી. મારી સમજણનો કોઇક અંકોડો તૂટતો હતો.

એ દિવસ આનંદમાં પસાર થયો. માશીની દીકરી શારદા ને મામાની દીકરી હર્ષા સાથે રમવાની બહુ મઝા પડી. રોતી ઢીંગલી મારી પાસે હતી. શારદા કે હર્ષા એ માંગતાં નહોતાં. માશીએ અમને સરસ શાક ભાતું આપ્યું હતું. રમત ભારે ચગી. ચગે જ ને? આટલી સગવડ હોય પછી રમત કેમ ન ચગે?

રમતાં રમતાં મને બા યાદ આવી જતી. પણ માશીને જોઈ હું બા ભૂલી જતી. ભૂલી જતી એટલે? બા વિના ચલાવી લેતી. બા આવતી ત્યાં સુધી માશી ભેગું રહેવાનો. બા કરતાં માશી જરાય ઊતરે તેવાં નહોતાં. શારદાને એમણે સારો અંબોડો લઈ આપ્યો હતો. મને કેવા સરસ બે ચોટલા લઈ દીધા હતા!

મામી–બાપડાં હર્ષાને મારા જેવા બે ચોટલા લેવા ગયાં, પણ એમને કાંઇ માથી જેવું આવડે? બે ચોટલા લેતાં હર્ષાને તો ખોલા પડી ગયાં.

શારદા ને હર્ષાનાં ફ્રોક ધોયેલાં હતાં. મારું ફ્રોક નવુંનકોર! માથાંની રીબન અને ફ્રોકના રંગ વચ્ચે કેવો સરસ મેળ હતો! માશીબાને આવું બધું કેમ આવડી જતું હશે? આવા બે ચોટલા લેતાં બાને ય ક્યાં આવડે છે? બા કરતાં માશી ચડે હો!

લોકો આવતાં. મામા કે માશી પાસે બેસીને તેઓ ગળગળા અવાજે કંઇ વાતો કરતાં. હું જાઉં તો મૂંગાં થઇ જતાં. આમ ને આમ થોડા દિવસો વીતી ગયા. સૌ મન પર કોઇ બોજો લઇને ફરતાં હોય તેવું લાગતું, પણ મને કંઇ સમજાતું નહીં.

માશી હતાં એટલે મને બાની ખોટ સાલતી નહીં. પણ બાને હું ભૂલી નહોતી. પોતાની બાને કોઇ કદી ભૂલતું નથી. બા કરતાં માશી ચડે, એ ખરું. પણ એ બા તો નહીં જ ને?

એક દિવસ હું માશીની આંગળીએ મંદિરે ગઈ. રસ્તામાં સૌ મારી સામે જે રીતે જોઈ રહેતાં, તેથી મને નવાઈ લાગી. બધી છોકરીઓ જેવી હું છોકરી હતી. મારામાં જોઈ રહેવા જેવું શું હતું? લોકો પણ છે ને!

અમે મંદિરે પહોંચ્યાં. દર્શન કર્યાં. માશીબાની સાથે હું પણ ભગવાનને પગે લાગી. ખરાં અંતરથી પગે લાગી. ભગવાનને હું ભાવથી પગે લાગતી હતી, ત્યાં મેં ભગવાનની પિછવાઇ પાછળ કંઇક હલતું જોયું. એકાએક મને બા યાદ આવી ગઇ. બરાબર મોકે જ બા સાંભરી. કેવું સારું થયું! ભગવાને જ બા સંભારી આપી ને?

માશી દર્શન કરીને પાછાં ફરતાં હતાં, ત્યાં મેં એમનો પાલવ પકડી લીધો. માશી ભૂલકણાં હશે. હું થોડી ભૂલકણી હતી? મોકો ન જવા દઉં.

'માશીબા!' મેં કહ્યું. મારા અવાજમાં ઉશ્કેરાટ હતો.

'શું છે, મંજુ?'

'તમે ક્યાં ચાલ્યાં?'

'ઘેર.'

'એકલાં?'

'ના. આપણે બેય જશું. તને મૂકીને તો હું

નહીં જતી રહું!'

'પણ...' કહી હું અટકી ગઈ. ભગવાનની મૂર્તિ તરફ મેં ફરી જોયું. પિછવાઈ હલતી હતી. જરૂર ત્યાં કોઇક હતું.

'પણ...શું?' માશીબાએ પૂછ્યું.

'મારી બાને નથી લેતી જવી?'

'બ ડ્નને?'

'હા.'

'બહેન અહીં ક્યાંથી હોય?'

'કાં? તમે નહોતાં કહેતાં કે, બા ભગવાન પાસે ગઇ છે!'

'હા. પણ...'

'માશીબા! જુઓ! બરાબર જુઓ! ભગવાન પાછળનો પડદો હલે છે. ત્યાં કોઇક છે. એ મારી બા જ હશે.'

'મંજુ! તારી બા ત્યાં નથી, હો!' માશી રડતે રાગે બોલ્યાં.

'જોવામાં શો વાંધો! આ મંદિરના દરવાજા ઉઘડાવો ને! મારી બા ભગવાન પાસે જ છે. હું ભગવાનને કહીશ. ભગવાન ભલા છે. મને મારી બા પાછી આપી દેશે.'

'મંજુ! ચાલ, ઘેર ચાલ!' માશીએ મારો હાથ પકડ્યો.

'ના! હું બાને લીધા વિના અહીંથી હટવાની નથી.' મેં હઠ પકડી.

માશી મૂંઝાયાં. થોડી વાર સૂનમૂન ઊભાં રહ્યાં. અને પછી...શું થાય છે તેની કંઈ સમજ પડે તે પહેલાં માશી મંદિરની આરસ-ફરસબંધી પર ભફ કરતાં પટકાઇ પડ્યાં. મોટો અવાજ થયો. સૌ માશી તરફ દોડી આવ્યાં. ધમાલમાં હું દૂર હડસેલાઇ ગઇ.

માશીના માથામાંથી લોહી નીકળવા લાગ્યું. હું જોરથી રડવા લાગી. માશીના દાંત દોઢચે ચડી ગયા હતા.

મંદિરના એક ભગત મને ને માશીને ઘોડાગાડીમાં ઘેર મૂકી ગયા. માશીની ચિંતામાં હું ભગવાન પાછળથી બાને બોલાવી લેવાનું ભૂલી ગઈ.

ઘેર પહોંચીને તરત માશી ભાનમાં આવ્યાં. માશી ભાનમાં આવ્યા કે પહેલું એમણે કહ્યું, 'મંજુ!'

મામા હતા. મામી હતાં. અરે! શારદા હતી. બીજાં ઘણાં હતાં. પણ માશીએ એમને કોઇને ન બોલાવ્યાં. મને બોલાવી. માશીને હું આટલી બધી વહાલી છું, એ જોઇને મને આનંદ થયો.

એ રાતે અમે બેવડિયાં ગાદલાંમાં સૂતાં. વચ્ચે માશી, તેમને જમણે પડખે હું. ડાબે પડખે શારદા. માશીને માથે પાટો હતો. તેમનું મોઢું મારી તરફ હતું. હું તેમના ગાલ પર મારા ટપુકડા હાથ ફેરવતી હતી. સ્વર્ગમાં પણ આથી ચડિયાતો આનંદ નહીં હોય.

દિવસ પછી દિવસ પસાર થવા લાગ્યા. શારદા ને હર્ષા સાથે રમવાનું હતું. માશીનું હેત અનરાધાર વરસતું હતું. મામા રોજ કંઇ ને કંઇ નવી વસ્તુ મારે માટે લેતા આવતા. બાને હું ભૂલી નહોતી ગઇ. પણ એ તો આવવાની જ હતી ને? માશીનું આટલું હેત ક્યારે માણવા મળત? મામીનાં હેતમાં અંતરનો ઉમળકો નહોતો. પણ એની જરૂરેય ક્યાં હતી!

એક દિવસ રમતમાં હર્ષા સાથે કંઇ વાંધો પડ્યો. હું માશીને ફરિયાદ કરવા ગઇ, ત્યાં મેં મામા ને માશીને વાત કરતાં સાંભળ્યાં.

'ભાઇ! મને અહીં ચાર મહિના થઇ ગયા. તમારા બનેવીની તબિયત પણ બહુ સારી નથી. હવે મારે જવું જોઇએ.' માશીએ કહ્યું.

'બહેન!' મામાએ કહ્યું, 'તું જા તો મંજુનું શું થાય? એ બાપડી તને જોઇને તો મોટીબહેનને ભૂલી છે.'

'ભાઈ! મંજુ મને પેટની દીકરી કરતાં વધારે વહાલી છે. બહેનનું એ સંભારણું છે. મારું ચાલે તો એને મારી સાથે લઈ જઉં. પણ હું રહી પારકા ઘરની વહુવારુ!'

આ બધી શી વાત હતી? કાંઇક ગોટાળો હતો. મને સમજ પડતી નહોતી.

'થોડા વધારે દિવસ રોકાઈ જાને!' મામાએ કહ્યું.

'ભાઇ! મંજુ માટે હું જેટલું રોકાઉં તેટલું

-ઓછું'. પણ વહેલે મોડે ગયા વિના છૂટકો છે?'

'ના-માશીબા!' મારાથી ન રહેવાયું, 'હું તમને નહીં જવા દઉં.'

હવી સામેની ફરિયાદ તો હું ક્યારની ભૂલી ગઈ હતી. ઇશ્વર મોટું દુઃખ નાખે ત્યારે નાનાં દુઃખની વેદના ભૂલાઇ જાય છે.

'મંજુ!' માશીએ કહ્યું, 'શારદાના બાપુની તબિયત સારી નથી. તેમની ખબર કાઢવા મારે જવું જોઇએ ને?'

'સા-રું!' મેં કહ્યું.

'ડાહી દીકરી!' કહી માશીએ મને બચ્ચી ભરી.

'હું ય માશાની ખબર કાઢવા ભેગી આવીશ.' હું કહી શકી નહોતી.

હું, માશી ને શારદાની સાથે ગયે રહી. મને મૂકીને જતાં માશીનો જીવ કેમ ચાલે? બા કહેતી એવાં જ ભલાં માશી હતાં. બા ગાતી તે ગીત સાચાં હતાં.

પણ...મામાને ત્યાં જે માશી હતાં તે માશાને ત્યાં બદલાઈ ગયાં. બદલાઇ ગયાં. એટલે? માશીનું હેત જરાય ઘટ્યું નહોતું. પણ માશી આખો દિવસ રસોડામાંથી બહાર નીકળી શકતાં નહીં. મને રસોડામાં બેસી રહેવું ન ગમતું. માશીને ત્યાં કોઇ મને હેરાન ન કરતું. પણ હેતનો કુદરતી ઉમળકો માશી સિવાય કોઇનામાં ન દેખાતો. અમારું બાળકનું મન આવી વાતો ઝટ પકડી પાડે છે. થરમામીટરમાં તાવ મપાય તેમ બાળકના મનમાં હેત મપાય જાય છે.

ચાર દિવસ પછી મામા, મામી ને હવી મને તેડવા આવ્યાં. શારદા ને માશીબાને સાથે લેવાની મેં હઠ લીધી. પણ મારું કોઇએ સાંભળ્યું નહીં. હું ને માશી સામસામાં રોઇને બેસી રહ્યાં. માશીને છાનાં રાખવા મેં મારી વાત પડતી મૂકી દીધી. બીજો છૂટકો નહોતો.

પાછી હું મામાને ત્યાં આવી.

રાતની ગાડીમાં અમે ઊતર્યાં. મામીએ મારી પથારી જુદી કરી. હવી તેમની ભેગી સૂતી. મામા બીજા ઓરડામાં છાપું વાંચતા હતા.

ઘણા વખતથી મને માશીને ગાલે હાથ ફેરવતાં ઊંઘવાની ટેવ પડી ગઇ હતી. એકલી હું કોઈ દિવસ સૂતી નહોતી. પહેલી વાર હું પથારીમાં એકલી હતી. બા સાંભરી. પહેલાં બા સાંભરતી ત્યારે માશીને ગાલે હાથ ફેરવવાથી નિરાંત થતી. આજ શું કરવું?

થોડી વાર મેં રોતી ઢીંગલી સાથે રમવાનો ડોળ કરી જોયો. એમાં મારું મન પરોવાયું નહીં. મનમાં ડૂસકાં ઊઠતાં હતાં. હું ડૂસકાં દાબવા મથી, પણ તેમાં સફળ ન થઈ. મારાથી ચીસ પડાઈ ગઈ, 'બા...!'

અને મોટી નાંદ તૂટી હોય તેમ મારી આંખમાંથી ચોધાર આંસુ વહેવાં લાગ્યાં. રુદન ચાલુ હતું. ભાનુમામા દોડતા મારી પથારીમાં આવ્યા. મારા માથાં પર હાથ ફેરવતાં કહે, 'મંજુને જુદી શા માટે સુવડાવી છે?'

'જુદી નહીં તો બીજે ક્યાં સુવડાવું?' મામીનો ક્રોધે ભર્યો અવાજ આવ્યો. મામીનો અવાજ બહુ મીઠો હતો. બા કરતાં ય મીઠો. પણ કેટલીક વાર આપણને મીઠાઇ કરતાં ફરસાણ વધુ ગમે છે, તેમ મને મામીના મીઠા અવાજ કરતાં માશીનો ઘોઘરો સાદ વધારે ગમતો. મામી બોલ્યાં ને માશી સાંભર્યાં.

'તારી સાથે સુવડાવ.' મામાએ તેમના રોફ ભર્યા અવાજે કહ્યું.

'મારા પડખામાં એક છોકરી છે.' મામી પર મામાના રોફની કશી અસર નહોતી.

'તો...આ બીજી!' મામાના અવાજમાંથી રોફની માત્રા ઘટી ગઈ.

'તમારી બેનને એવું ફાવતું હશે. મને નથી ફાવતું.' મામીના મીઠા અવાજમાં મામાનો રોફ ઓગળી ગયો.

મામા ચૂપ થઈ ગયા. મામી પણ વધુ કાંઇ ન બોલ્યાં. મામા મામીનો વરવો વાર્તાલાપ સાંભળવામાં હું મારી એકલતા ભૂલી ગઇ, મને સમજાઇ ગયું કે બાને કાંઇક થઈ ગયું છે. માશી ગયાં. મામી જુદી જાત છે. તે દિવસે આ સમજણ ચોખ્ખી નહોતી.

[જુઓ પાનું ૪૩મું

# ઇન્સાન અને શૈતાન

કારાગિયેલ
અનુ૦ નિરુપમા પટેલ

બહુ જમાના પહેલાની વાત છે—આજથી કેટલાકે સો વરસ પૂર્વેની. એક દિવસ શૈતાન ભગવાનની હજૂરમાં પહોંચી ગયો. હાથ જોડીને ઝૂકતો—લળતો નમ્રતાપૂર્વક બોલ્યો : 'હે સર્વશક્તિમાન! આપ નારાજ ન થાઓ તો એક અરજ ગુજારું. આ માણસજાત પાછળ આપ હાલ મફતનો આપનો સમય વેડફી રહ્યા છો. આ જાત જ ભારે અટકણી ને અડપલી છે અને તેથી આપના લાખ પ્રયત્નો છતાંય એમાંથી કોઈ સારું પરિણામ આપ કાઢી શકવાના નથી. લાજ—શરમ વગરની છે આ જાત તો, આ જાત કોઈ દિ' પણ...'

શૈતાનના લખણ ભગવાન સારી પેઠે જાણતા'તા. એમને તેનો આ બકવાદ પસંદ ન આવ્યો. ગુસ્સે થઈને વચ્ચે જ એની વાત કાપી નાખી અને કહ્યું: 'આખરે, તારે કહેવાનું શું છે?'

'માત્ર એટલું જ કે આપ આ માણસજાતને મારે હવાલે સોંપી દો અને આપ આ નકામી ચિંતામાંથી પૂરા ફારેગ થઈ જાઓ.'

ભગવાને માણસને ખાસ્સી મહેનત લઈને સર્જ્યો હતો. અને એ જ એમની સર્વોત્તમ કૃતિ હતો. એના ઉપર જ શૈતાનની લાલચુ નજર ન્યાળીને ભગવાન પોતાનો ગુસ્સો ખાળી શક્યા નહિ. ક્રોધમાં એમણે કહ્યું: 'માણસજાત તારે હવાલે કરી દઉં? દિવસ રાત એક કરીને જેને મેં આટલા જાન-જિગરપૂર્વક સર્જ્યો, જે મારી સકલ સૃષ્ટિની અણમોલ કૃતિ, એ માણસજાત તારે આશરે નાખું? શા સારુ?'

શૈતાન તો પોતાની વાતને જ વળગી રહ્યો હતો. તેણે વળી પોતાની વાત એરડાવી. 'પ્રભુ, માણસ ભારે કૃતઘ્ન છે. એ આપનું—ખુદના પોતાનાં સરજનહારનું આજકાલ ખુલ્લેઆમ અપમાન કરી રહ્યો છે, એટલું જ નહિ પણ એ તો આપના અસ્તિત્વ વિશે ય સાશંક થતો ચાલ્યો છે.'

'ચૂપ રહે.' ક્રોધથી ભગવાન ભભૂકી ઊઠયા: 'આ તદ્દન ઊટાંગ વાત છે, કેવળ કલ્પિત. મેં જાતે જ તેનું નિર્માણ કર્યું છે. હું પોતે તેનો ઘડનાર છું તો પછી તેનામાં આટલી બુરાઈ કેવી રીતે હોય?

'ધૃષ્ટતા બદલ ક્ષમા યાચું છું, નાથ!' શૈતાને પોતાની ચતુર વાણીની જાળ પ્રસારતાં વિનયનું તમામ અમૃત પોતાના શબ્દોમાં આણીને કહ્યું : 'વાત સાચી છે, ભગવાન! આપે માણસનાં પ્રત્યેક અંગ-પ્રત્યંગ તો સારાં જ બનાવ્યાં છે, પણ એનું મગજ બનાવતી વખતે આપની કશીક ભૂલ થઈ ગઈ છે. માણસનું મગજ જ સઘળા પ્રપંચોનું મૂળ છે.'

'શૈતાન!' ભગવાનની આંખો લાલઘૂમ થઈ ગઈ. 'તને ય હું સારી રીતે ઓળખું છું. માણસજાત પર તેં આ જે આક્ષેપો કર્યા છે તેની શી સાબિતી છે તારી પાસે? બતાવ!'

'સાબિતી!' શૈતાન હવે ગલ્લાં તલ્લાં કરવા લાગ્યો. સાબિતી તો નામે તેની કને ન મળે! ચૂપચાપ તે ભગવાન ભણી જોઈ રહ્યો. એની ચૂપકીદીથી ભગવાનનો ગુસ્સો વધી પડ્યો. તેઓ પોતાની જાત ન સંભાળી શક્યા: 'જા અહીંથી. તારી એકે ય વાત મારે સાંભળવી નથી.'

નીચે મુંડે શૈતાન ત્યાંથી ચાલતો થયો. ભગવાનના આ રુદ્ર સ્વરૂપ સામે ઊભવાની તેની હિંમત નહોતી. પણ એણે મનોમન નક્કી કરી લીધું કે કોઈ નહિ ને કોઈ રીતે પણ તે પોતાની વાત માટેની સાબિતીઓ એકઠી કરીને જ જંપશે.

પૃથ્વી પર પહોંચીને જ તેણે સંસારની પરિક્રમા શરૂ કરી દીધી. સવારથી માંડીને છેક મોડી સાંજ સુધીની અવિરામ યાત્રા કર્યા પછી તે જર્મનીના એક શહેરમાં આવી પહોંચ્યો. એક મકાનના બારણા:

આગળ તેણે એક દાઢીવાળો જર્મન જોયો. શેતાન તરત જ તેની પાસે પહોંચી ગયો અને તેને સલામ કરીને બોલ્યો: 'કેમ ભાઈ, ગુટનબર્ગ! મજામાં તો છો ને?'

ગુટનબર્ગ અને શેતાન સાચે જ પરસ્પર પાક્કા મિત્રો બની ગયા. બે-ત્રણ કલાક સુધી તેના કાનની નજીક પોતાનું મોઢું લઈ જઈને શેતાને કોણ જાણે તેને શું એ સમજાવ્યું કે તેના ગયા પછી ય તે પેલી વાતો ન ભૂલી શક્યો. પછી તો સદાયે તે તેના જ વિચારોમાં મગ્ન રહેવા લાગ્યો અને કેટલાયે દિવસના વિચારને અંતે તેણે એક વસ્તુ ખોળી કાઢી – પ્રેસ.

અને પછી તો ... કાગળ સંભાળો કાગળ!... છાપો... છાપો!... અને છાપ્યે જ રાખો.

પોતાનો આ આવિષ્કાર જોઈને શેતાન તો ફૂલ્યો ન સમાય! પણ હજી એને સંતોષ નહોતો. પ્રેસની ચાલ તેને ઘણી જ મંદ માલૂમ પડી રહી હતી. તેણે પ્રેસના યંત્રોમાં પોતાની લાંબી પૂંછડીનો સહારો લગાવી દીધો. પછી તો પૂછવાની વાત જ ક્યાં હતી? શેતાનની આ કળામાં ખૂબ જ તેજી આવી ગઈ. એક કનાકમાં જ એ દશ લાખ પૃષ્ઠ છાપવા લાગ્યા. અને માત્ર છપાઈ પૂરતી જ વાત નહોતી. હવે આ પાનાં પોતે જ પોતાની ગણત્રી સ્વયં કરવા લાગ્યા. ઘડી પણ મેળે જ વળાવા લાગી. અરે, જાતે ટિકિટો પણ ચોટાડાવા લાગી. પણ હજી શેતાનને સંતોષ નહોતો. દશ લાખ પૃષ્ઠ એકીસાથે છપાય તો જાય, પણ એકી સાથે દશ લાખ માણસોના હાથમાં ન પહોંચી શકે તો શો લાભ? અને ત્યાર પછી શેતાને રેલગાડીના પૈડામાં ય પોતાની પૂંછડી લગાડી દીધી!

અને આમને આમ શેતાને પોતાનો હેતુ પાર પાડયો. તરત જ તે સઘળા સાજ સામાન સાથે સ્વર્ગની યાત્રાએ પળ્યો. પ્રવેશદ્વાર પર કોલાહલ સાંભળીને ખુદ ભગવાન જ બહાર નીકળ્યા અને જુએ છે તો સામે જ શેતાન ઊભો હતો અને પાછળ મોટા છકડામાં સફેદ-સફેદ અને ચપટી-ચપટી ગાંસડીઓ લાદેલી હતી.

શેતાને ભગવાનને નમ્રતાપૂર્વક પ્રણામ કર્યા. પણ ભગવાનને તેનું મો જોઈને ય ગુસ્સો થઈ આવ્યો. ચીડાઈને બોલ્યા, 'વળી તું આવી પડોચ્યો કે? અને આ બધો કચરો શા સારુ ઉપાડી લાવ્યો?'

શેતાને પોતાની નમ્રતામાં જરાયે ઊણપ ન આવવા દીધી. એ જ પ્રમાણે લળી-ઝૂકીને બોલ્યો, 'પરમાત્મા! આ કચરો નથી. આ તો પુસ્તકો છે! તે દિવસે આપે મારી પાસેથી સાબિતી માગી'તી ને? તે આપવા જ આ લેતો આવ્યો છું. જુઓ, આ બધાં અર્થશાસ્ત્ર, સમાજશાસ્ત્ર કાયદાશાસ્ત્ર, વિજ્ઞાન, રાજનીતિ અને જુઓ કોણ જાણે કેટલાએ વિષયોનાં થોથાં છે. આ પરથી આપને મારી વાતની સચ્ચાઈની ખાત્રી થઇ આવશે કે આપનો ઇન્સાન કઈ રીતે આજે પોતાની ઇન્સાનિયત ખોઈ બેઠો છે. કઇ પેરે તે સઘળું ભૂલી કરીને દુનિયામાં વિષમતા અને દ્વેષનો રાગ ફેલાવી રહ્યો છે. પ્રભુ! આપને આ દ્વારા તેની કૃતધ્નતાનો પૂરેપૂરો દાખલો મળી જવાનો!

ભગવાને શેતાન ભણી અવિશ્વાસની એક નજર નાંખી અને પછી એમની નજર પુસ્તકોના ઢગ પર જઈ ચડી. એમણે આંખ પર ચશ્મા ચડાવ્યા, એક પુસ્તક ઊંચક્યું અને વાંચવું શરૂ કર્યું. ક્ષણમાં જ તેમણે ગુસ્સે થઈને પુસ્તક એક બાજુ ફેંકી દીધું અને અવશપણે લાચારીથી દાઢીમાં આંગળા ફેરવવા લાગ્યા.

શેતાનના મો પર ભારોભાર ધૂર્તતા ભરી એક ચપળ લહેરખી રમી રહી. નમ્રતાનો ઢોંગ કરીને તેણે કહ્યું, 'સર્વશક્તિમાન્‌! હવે તેની સાબિતી સાપડી ચૂકીને??

થોડો વખત ચૂપ રહીને ઊંડા નિસાસો નાખતાં ભગવાને પૂછ્યું: 'હવે ... હવે ... કહે. આખરે તારી માંગ શી છે?'

'મારી માગણી તો સાવ સાધારણ છે, ભગવાન! આપ આ માણસજાત મારે હવાલે કરી દો. અને આપ ખુદ ચિંતા મુક્ત ...'

વચ્ચે જ, વાત ટાળતા ભગવાને કહ્યું : 'ઠીક છે. લઈ લે એને—અને જો આ તારા ગાસડા પોટલા તારી સાથે જ લેતો જા. હવે પછી કદી પણ તારું અપશુકનિયાળ મોઢું મને ન દેખાડતો ... જા, હાલતો થા અહીંથી ... હું એકાંત ઇચ્છું છું.'

શેતાન એ પુસ્તકો લઈને પાછો ચાલ્યો આવ્યો અને ત્યારથી આ માણસજાત ભગવાનને ભૂલીને શેતાનના ઈશારાપર ચાલી રહી છે.

### કાઠીઆવાડનો કાસાબીઆ

# એભલ

ગિરિજાશંકર કે. વ્યાસ

> પાંચાળ પંથકના એક ગામડામાં
> જેણે અભિમન્યુની યાદ તાજી કરી.

આ વાત સાંભળીને પેલી અંગ્રેજી કવિતામાં વર્ણવવામાં આવેલી કાસાંબીઆની વાત યાદ આવી જાય છે. ખલાસી પિતાના પુત્ર કાસાંબીઆએ પિતાનું વચન પાળી તૂતક ન જ છોડયું તે ન જ છોડયું! તેના પિતાએ ત્યાં તૂતક પાસે ઊભા રહેવા તેને કહ્યું હતું. અને તેનો પિતા વહાણમાં અન્ય સ્થળે કંઇ કામગીરી બજાવવા ગયો, તેવામાં વહાણમાં ભયંકર આગ લાગી ને વહાણ સળગી ઊઠ્યું. આગમાં તેનો પિતા બળી ગયો ને—આગ—આગળ વધતાં છેક તૂતક સુધી પહોંચી. કાસાંબીઆએ પિતાને હાક મારીઃ પિતાજી! અહીંથી ખસું?' પણ પિતાનો અવાજ ન આવ્યો. ને પિતાની જ્યાં સુધી અનુમતિ ન મળે ત્યાં સુધી તેનાથી ત્યાંથી ખસાય પણ કેમ કરીને? અને એમ આખરે તે પણ ત્યાં બળી ગયો! આવી છે આ અંગ્રેજ બાળકની આગને ભેટતી અડગ આજ્ઞાંકિતના.

આપણી વાત પણ એવી જ આજ્ઞાંકિતતા વિષેની છે. પણ તેમાં સાથે થોડી શૂરતા અને વીરતા પણ આવે છે. અને તેથી જ આ એભલની વાત પેલી અંગ્રેજી વાત કરતાં પણ વેંત વધી જાય છે. બાર વર્ષનો એક બાળક પોતાના પિતાની આજ્ઞાને મૃત્યુ સુધી પાળી, પોતાની અનોખી વીરતા બતાવી તે આખર સુધી લડ્યો ને છેવટે મોતને ભેટ્યો.

એભલ અમારા ગામનાં પગી હમીર કાઠી રજપૂતનો એકનો એક દીકરો હતો. હમીર અમારા ગામનાં ઝાંપાની ચોકી કરતો. તેની આ પગીપણાની નોકરી એવી તો પ્રમાણિકતા, ખંત અને વિશ્વાસથી કરતો કે તે જ્યાં સુધી ઝાંપાની ચોકી પર હોય ત્યાં સુધી કોઈ પણ હરામખોર, લૂંટારા કે બહારવટીઆની મગદૂર નહતી કે તે અમારા ગામને લૂંટી જાય કે અમારા ગામના જાનમાલને નુકસાન પહોંચાડી જાય.

તે એવો તો શૂરો હતો કે એકલે પંડે આઠદશ જણાને રમત રમતમાં જ હરાવી દે! એ વખતે સૌરાષ્ટ્ર કાઠીઆવાડના નામથી ઓળખાતો. જ્યાં ત્યાં નાનાં નાનાં રજવાડા અને તાલુકાઓ. વળી અંગ્રેજનું જોર પણ પૂરું એ વખતે જામ્યું નહતું. એટલે ક્યાંક ગામનું ધણ ચોરાય, ક્યાંક ગામ ભંગાય ને ધૂળ જેવી વાતમાં ધીંગાણાં થતાં રહે.

આવા સમયે હમીર પગી અમારા ગામના ઝાંપાનું રખેવાળું કરતો. એક વખત તે ઝાંપા પર ચોકી કરતો હતો ત્યાં ખબર પડ્યા કે ગામની સીમમાંથી હરામખોરો ગામનાં ધણને હરી જાય છે! વાત સાંભળતાં જ હમીર પગી ઊપડ્યો ઉઘાડે પગે, ને દશબાર હરામખોરોને એકલે પંડે હરાવી ગામનું ધણ પાછું લઇ આવ્યો.

આવા શૂરવીર પગીનો પુત્ર એભલ હતો. જો કે તે તેનો એકનો એક પુત્ર હતો ને જરા લાડમાં પણ ઉછર્યો હતો પણ નાનપણથી જ હમીરે તેને ખડતલ અને મજબૂત બનાવ્યો હતો. નાનપણથી જ હૈયાને હિંમતબાજ અને હાથને હથિયાર ચલાવવામાં કુશળ બનાવવાની તેને તાલીમ આપી હતી. અને બાળકને તેજીલી વાણી પાતાં પિતા વારંવાર કહેતોઃ 'બાપ, એભલ! આપણા હાથમાં રહ્યું ગામનું રખવાળું. આપણી ફરજ એ કે ગમે તે ભોગે ગામની અને ગામનાં જાનમાલની રક્ષા કરવી. અને દીકરાને પાનો ચડાવતાં બાપ બુલંદ કંઠે લલકારી ઊઠતોઃ

'હાથા જાણે સાબદી, નાક મ જાણે નખ્ખ,
પાણી ન જાણે પાવણું, મર લોહી વહ્યાં જાય લખ્ખ.'

આમ એભલને પણ માનાં ધાવણની સાથે સાથે બાપના ખોળામાંથી જ શૂરવીરતાનાં પાઠ ઘેર બેઠાં જ શીખવા મળતા હતા. આમ કરતાં એભલ થોડો મોટો થયો. એટલે તેને પણ હમીર ઝાંપાની

ચોકીએ ઘણીવાર પોતાની સાથે રાખે. અને એમ કરતાં કરતાં કોઇવાર પોતાનું કંઇક કામ હોય ત્યારે એભલને એકલો ઝાંપાની ચોકીએ પણ બેસાડે. આમ એભલને ઝાંપાની ચોકી પણ કરવાનું હમીરે શીખવવા માંડયું હતું!

હવે થવા કાળ છે તે એક વખત હમીર કંઇક કામે ગએલો. ઝાંપાની ચોકી ઉપર એભલ એકલો હતો. એભલને ચોકી પર રાખી જતાં હમીર કહેતો ગયો હતો: 'જો, બેટા! હું જરા સીમમાં થોડુંક કામ છે તે જાઉં છું. તું અહીં જ રહેજે ને ઝાંપાનું ધ્યાન રાખજે. કોઇ હરામખોર લૂંટારા આવે તો રોકજે.—દેકારો બોલાવી ગામલોકોને જણાવજે—ને હું ન આવું ત્યાં સુધી તું અહીંથી જરા ય હટતો નહિ.'

અને એભલે પણ ઉલ્લાસથી કહ્યું હતું: 'ભલે બાપા! તમ તમારે નિરાંતે જાઓ. હું અહીંથી તમે નહિ આવો ત્યાં સુધી નહિ ખસું. ને કોઇ અજાણ્યો આવશે તો તેને પડકારીશ. ઝાંપાની જરા પણ ફિકર તમે ન રાખતા.'

સીમમાં હમીર ગયો ત્યારે વીશ પચીશ જેટલા હરામખોરોએ ગામનાં પશુને ઘેરી લીધું. પશુનાં રખવાળ ગોવાળે દેકારો બોલાવ્યો. દેકારો સાંભળી હમીર ત્યાં દોડી ગયો. પશુને પાછું વાળવા હમીર અને ગોવાળે ઘણી મહેનત કરી, તેઓ હરામખોરો સાથે લડયા. ઘણાને તેમણે ઘાયલ પણ કર્યા. પણ હરામખોરોની સંખ્યા આજે વધારે હતી ને લડતા હમીરને પાછળથી આવી બીજા હરામખોરે એવી તો ડાંગ માથામાં મારી કે હમીર તો ત્યાં તમ્મર ખાઇને પડયો અને ત્યાં જ રામશરણ પામ્યો.

ગોવાળ પણ પડયો. ને હરામખોરો પશુને હાંકી જવા માંડયા પણ પશુમાંથી ઘણાંખરાં ઢોર હરવાયાં થતાં ગામભણી ભાગ્યાં! હરામખોરો પણ આમ આ ભાગતાં ઢોરને વાળવા પાછળ પડયા. અને એમ કરતાં ઢોર દોડતા, ભાંભરતાં ગામનાં ઝાંપામાં આવી પહોંચ્યાં. ને તેમની પાછળ આવ્યા પેલા હરામખોરો.

ઝાંપામાં તો એભલ અડગ રીતે ઊભો હતો. ભાંભરતાં ઢોરને અને તેમની પાછળ આવતાં હરામખોરોને જોઇને ઘડીક તો શું કરવું તેના વિચારમાં પડી ગયો. પણ ત્યાં તો ઢોર ગામમાં પેસી ગયાં ને જેવા હરામખોરો ઝાંપામાં દાખલ થયા કે એભલે મોટી ડાંગ વડે તેમને રોકયા!

એભલની આવી રીત જોઇ એક હરામખોરે તો તેને ડારો આપી ધમકાવ્યો. પણ એભલ એમ કયાં ગાંજયો જાય એમ હતો? એ તો હતો હમીર પગીનો દીકરો! તેણે તો તેવા જ તોરથી કહ્યું: 'છાનામાના ભાગી જાઓ નહિતર ભારે થઇ પડશે.'

'અલ્યા. છોકરા! તું તો બાળક કહેવા. તારી સામે લડવું તે અમને ન શોભે. ને છોકરાથી છાશ ન પીવાય સમજ્યો! માટે એક બાજુ ઊભો રહી જા.' હરામખોરે કહ્યું.

'ભલે હું છોકરો રહ્યો, પણ તો યે હું તો છું હમીર પગીનો દીકરો. મેં મારા બાપને કહ્યું છે કે તમે નહિ આવો ત્યાં સુધી હું અહીંથી નહિ ખસું ને હરામખોરોને ગામમાં નહિ પેસવા દઉં.'

'અરે જારે ના પાડવાવાળી! તારો બાપ તો પડયો છે ત્યાં સીમમાં. ચાલ, ખસ આઘો. નહિતર એક લાકડી ભેગો તને પૂરો કરવો પડશે.' કહી બીજો હરામખોર એભલને હાથવતી પકડી એક બાજુ ધક્કો મારવા લાગ્યો.

પણ ત્યાં તો એભલ ડાંગ વડે તેમનાં પર તૂટી પડયો ને લડતાં લડતાં બોલવા માંડયો: 'હું હમીર પગીનો દીકરો મેં મારા બાપુને કહ્યું છે કે તમે નહિ આવો ત્યાં સુધી હું ઝાંપો નહિ છોડું.'

દેકારો બોલ્યો. ગામલોકોને તેની ખબર પડી. પણ તે લોકો ત્યાં આવી પહોંચે તે પહેલાં તો ઝપાઝપી સારી બોલી ગઇ. એભલ ઘવાયો હતો ને તે ત્યાં ઝાંપામાં જ પડયો. પણ તે પડયો તે પહેલાં તો તેણે હરામખોરોને પણ પોતાના હાથનો પરચો બતાવી દીધો હતો.

ગામલોકો આવ્યા તે જોઇ ઘવાએલા હરામખોરો ભાગવા પ્રયાસ કરવા માંડયા પણ ત્યાં તો લોકો આવી પહોંચ્યા ને તેઓને ત્યાં જ ઠામ કર્યા!

—અને ગામની લાજ આમ રહી ગઇ!

પણ એભલ જીવી ન શકયો. એ તો બીજો અભિમન્યુ બની ગયો!

# જન્મનો કલાર્થી-જગદીપ

સુહૃદ

ખલીલ જિબ્રાનના જીવનનો એક પ્રસંગ છે.

જિબ્રાનની ઉંમર ત્યારે પાંચેક વર્ષની હશે. તેની માતાએ તેને ઇટાલીના સમર્થ કળાસ્વામીઓની ચિત્ર-પોથી આપી હતી. નાનકડો જિબ્રાન બહુ રસથી એક પછી એક ચિત્રો જોતો હતો. અને ત્યાં અચાનક આવેગદેકથી તે રડવા લાગ્યો. જિબ્રાનની માતાએ તેને રડવાનું કારણ પૂછ્યું તો ડૂસકાં ખાતાં તેણે જવાબ આપ્યો :

'મા! તને ખબર નથી? હું ઇટાલિયન છું. હું ઇટાલિયન કળાકાર છું.'

અને કોઈ જન્માંતરની સ્મૃતિ આંતરમનના તળિયેથી સપાટી પર આવતી હોય તેમ લબનનના આ લાલનું દિલ ભરાઈ આવ્યું.

આપણે ઘર — આંગણે જ સંગીત, ચિત્રકળા અને કવિતાનો સંગમ સાધનાર સ્વ. જગદીપ વીરાણીના જીવનમાં પણ આવી કોઇ જન્માંતરની સાધનાના બીજ પડેલાં દેખાય છે. બહુ નાની વયે તેમને ચિત્રો દોરવાની લગની લાગી. અને એ ઉંમરમાં પણ તેમના હાથમાંથી પસાર થતો કોઇપણ કાગળનો ટુકડો એવો નહતો કે જેને કંઇ ને કંઇ સુશોભનથી સણગાર્યો ન હોય. સમજુ માતા પિતાએ પુત્રના લક્ષણ પારખી પ્રોત્સાહન આપ્યું અને પંદર સોળ વર્ષની વયે તો એ કિશોર કલાકારે મૌલિક ચિત્રો સર્જવાની શરૂઆત કરી દીધી –

લગભગ એ જ અરસામાં તેમના પિતાશ્રીના કોઈ સ્નેહી મુંબઇ જતા હશે તેમને ધ્યાનમગ્ન થઈ ચિત્ર દોરી રહેલા જગદીશને પૂછ્યું કે : 'મુંબઇથી તારે માટે શું લાવું?' ચિત્રમાંથી નજર ઉઠાવી સામે જોયું તો એક કેલેન્ડર નજરે પડયું અને એ કેલેન્ડરમાં એક સ્ત્રી (બનતાં સુધી એ જમાનાના સીનેકલાકાર ગૌહરબાઇ) એક વાજિંત્ર વગાડે છે તેવું ચિત્ર હતું. લાગલું જ જગદીશે કહ્યું કે: 'મારા માટે આ ચિત્રમાં છે તેવું વાજું લાવજો.'

અને ખરેખર તે સ્નેહીએ મુંબઇથી એ વાજિંત્ર વાયોલીન — લાવી ચિત્રકાર જગદીશને ભેટ આપ્યું — આટલી ઉંમરમાં તેણે સંગીત ઉપર ક્યારે ય હાથ અજમાવ્યો નહતો. વાજિંત્ર વગાડવા પ્રયત્ન કર્યો. પણ અવાજ જ નીકળે નહિ! ચિત્રકળા માટે તો કોઇ ગુરુ શોધવા નહીં પડેલા પણ સંગીત માટે શોધવા પડ્યા. ભાવનગરના ખ્યાતનામ વાયોલિન વાદક શ્રી હરિલાલ શર્મા પાસે પહોંચ્યા. અને તેમણે સમજાવ્યું કે કામઠી ઉપર બેરજો નહિ લગાડેલો તેથી અવાજ નીકળતો નહતો. સ્વ. જગદીશ વીરાણીએ એ જ વખતે આશરે સોળેક વર્ષની ઉંમરે તેમને ગુરુ તરીકે સ્વીકારી સંગીતનું શિક્ષણ લેવાનું શરૂ કર્યું.

આ પછી માત્ર ૭ જ મહિનામાં તેમણે ઘરે, મિત્રોમાં અને સ્નેહીઓને ત્યાં સંગીતના કાર્યક્રમ રાખવા માંડયા. આટલી નાની વયે આટલી ઓછી સાધનાએ રાગ રાગિણીઓ શુદ્ધ શાસ્ત્રીય રીતે કલાકો સુધી વગાડતા જોઇ તેમના ગુરુ હરિભાઈ મુગ્ધ બની જતા.

જગદીશનો જન્મ ૧૭મી ડિસેમ્બર ૧૯૧૭માં થયો હતો. અને ૧૯૩૬માં ૧૯ વર્ષની વયે ચિત્રકાર અને સંગીતકાર તરીકે પોતે સારી પ્રગતિ કરી લીધેલી પરંતુ મેટ્રીકમાં ઉત્તીર્ણ ન થઈ શકયા તેથી દિલ્હી જઇ ઇલેકટ્રીકલ એન્જીનિયરીંગનું ભણવાનો નિશ્ચય કર્યો. કલાકાર આત્મા એવા વિજ્ઞાનના વિષયમાં કઇ રીતે સફળતા મેળવશે તેમ ધડીક તો વિચાર થયો. પરંતુ તેમના માતાપિતાએ તેના માટે છૂટ આપી અને ૧૯ વર્ષની ઉંમરે દિલ્હી ગયા.

સહુની તાજ્જુબી વચ્ચે ૧૯૩૯મા ઇલેકટ્રીકલ એન્જીનિયરીંગ અને રેડીયો એન્જીનિયરીંગના એ ડીપ્લોમા મેળવીને અને બંગાળી કલાકારોના સમા-

ગમથી પોતાની ચિત્ર અને સંગીતકલાને નવો ઓપ આપી, વધુ ઉચ્ચ બનાવી જગદીશમાંથી જગદીપ બની પાછા આવ્યા.

ભાવનગર તેમની કલા પારખી ગયું અને તેમની આસપાસ એક વિશાળ ચાહક વર્ગ ઊભો થવા લાગ્યો. બરાબર એ જ સમયમાં તેમનાં માતુશ્રીએ એકવાર ટકોર કરી કે: 'જગદીપ! તારા આ સંગીતમાં કે ચિત્રમાં મને કંઈ સમજણ ન પડે. તું ગીતો લખ તો મને સમજાય.'

માતૃભક્ત જગદીપે એ જ ક્ષણે બીજા ઓરડામાં જઈ બારણા બંધ કરી એક ગીત લખી નાખ્યું

નાના શા વડલાની મોટી શી ડાળીએ,
બાંધ્યો મજાનો હીંચકો રે લોલ!

ગીત સાંભળી માતાનો હરખ જોઈ જગદીપે રોજ ગીતો રચવા માંડ્યાં અને 'મારી તે વાડીમાં ડોલરીયો વાવ્યો ડોલરના ફૂલ ખૂબ મહેકયા કરે,' 'વાસરા વનુ વગડામા વાતાં'તા વા વા વંટોળીયા' વગેરે ગીતો લખી લોકજીભે રમતા કરી દીધાં.

હવે સહુ તેને ચિત્રકાર, સંગીતકાર અને ગીત લેખક તરીકે ઓળખવા લાગ્યા. તેમણે માત્ર આ ત્રણે કળાઓ ઉપર હાથ અજમાવ્યો એટલું જ નહિ પણ એટલી પ્રવિણતા મેળવી કે તજ્જ્ઞો એમ કહેતા કે 'જગદીપના ચિત્રોમાં રીધમ છે. તેના સંગીતમાં ચિત્રમય વર્ણન છે અને ગીતોમાં સંગીતમય ચિત્રોની અનુભૂતિ છે.'

સને ૧૯૩૯ પછી તેમના વ્યવસાયમય જીવનની વાત આવે છે. કોઈ સારા ક્ષેત્રમાં સારી રીતે ગોઠવાઇ જવાની ઈચ્છાથી મુંબઇ, દિલ્હી, કલકત્તા બધે ફર્યા. પણ કયાંય મન માન્યું નહિ. માતાપિતાની પૂરી હૂંફ હતી તેથી જ્યાં ત્યાં લાગી ન જતા પોતાની ચિત્ર – સંગીત – કાવ્યની સાધના ચાલુ રાખી.

સને ૧૯૪૧માં મુંબઇમા સાહિત્ય પરિષદ ભરવાની હતી અને તેમા શ્રી લીલાવતી મુન્શીના નિમંત્રણથી સંગીતનો કાર્યક્રમ તૈયાર કરવા મુંબઇ ગયા અને એકાએક તેમને ટાઇફોઇડ થયો. લગભગ ત્રણ મહિના પથારીમા રહ્યા અને ત્યારે ડૉક્ટરોએ પહેલી વખત તેમના માતપિતાનું ધ્યાન ખેંચ્યું કે 'તમારા પુત્રનું હૃદય ખામીવાળું છે. Heart Conginetal છે. જો સાચું રહે તો બોજો ન કરશો અને એમે તો ચાલવા ન દેશો.'

એવા એ જગદીપને બધું છોડાવી મા બાપ ભાવનગર લાવ્યાં – ડોકટરોની સલાહ પ્રમાણે તો તેણે આરામ કરવો જોઇએ પણ એ કેમ માને? ઘરમાં રહી ચિત્રો કરવાનું, ગીતો લખવાનું અને સંગીતની મહેફિલ ભરવાનું શરૂ રાખ્યું. કલાકારના નજીકના મિત્રો જાણે છે કે વહેલી સવારથી મોડી રાત સુધી એકધારી તેની સાધના ચાલતી, તેનો રીવાઝ ચાલતો, તેનું સર્જન ચાલતુ.

થોડી તબિયત સુધરતાં ભાવનગરની માજીરાજ ગર્લ્સ હાઈસ્કૂલમાં ચિત્ર શિક્ષક તરીકે નોકરી શરૂ કરી. એ પછી વડોદરા રેડિયો સ્ટેશનમાં જોડાયા, એ પછી સીને ક્ષેત્ર. એ પછી ભાવનગરનાં રાજ્યકુટુંબ સાથે સંગીત શિક્ષક તરીકે મદ્રાસ અને સને ૧૯૫૩માં ભાવનગરમાં 'સપ્તકલા' સંસ્થા શરૂ કરી. આ વર્ષો દરમિયાન તેમની તબિયતે તેમને ઘણા તંગ કર્યા. એક પછી એક લાંબી બિમારીઓ આવતી ગઈ અને પોતે આત્મબળથી ઊભા થતા ગયા.

માતાપિતાએ ભાવનગર છોડવાની ના કહી અને તેમણે 'સપ્તકલા'માં મન સ્થિર કર્યું. હૃદય કાબૂમાં નહતું. ગમે ત્યારે થડકા વધી જાય, ગમે ત્યારે ઘટી જાય. તેમ છતા આરાધના એ જ તેમનું આશ્રય હતુ. અને તેથી 'સપ્તકલા' શરૂ કર્યા પછી પહેલા જ દિવસથી સવારના સાતે ત્યાં જવું, આખો દિવસ ત્યા જ રોકાવું, ઘર નજીક હોવા છતાં બપોરનું ટિફિન ત્યા જ મગાવવુ અને રાત્રે ૯ વાગે ઘેર આવવું. એવો નિત્યક્રમ શરૂ કર્યો. વિદ્યાર્થીઓ આવે ત્યારે શીખવે, મિત્રો આવે ત્યારે સંગીત સંભળાવે અને એકલા પડે ત્યારે ચિત્રો કરે તેમ એકધારી સાધના ચાલુ રાખી.

'સપ્તકલા' શરૂ કર્યો પછી માત્ર ત્રણ જ વર્ષમાં ૧૯૫૬ના જુલાઈની ૨૯મીએ એ જ સંસ્થામાં

રવિવારના દિવસે કામ કરતા કરતાં બપોરે ૧–૩૦ મિનિટે એકાએક તેમનું હૃદય બંધ પડી ગયું. અને એ કલાકાર, કલાકાર તરીકે જગત તેને પૂરેપૂરી રીતે ઓળખે તે પહેલાં આપણી વચ્ચેથી માત્ર ૩૯ વર્ષની ઉંમરે ચાલ્યો ગયો.

તેમણે સંગીતમાં જે સિદ્ધિ પ્રાપ્ત કરી હતી એ ચાલીસ વર્ષની સાધના માગે તેવી હતી. તેમણે ચિત્ર ઉપર જે હાથ જમાવ્યો હતો તે ચાલીસ વર્ષની જહેમત માગે તેવો હતો. તેમણે કુદરત અને ઈશ્વર સાથે તાદાત્મ્ય અનુભવતાં જે ગીતો–કાવ્યો લખ્યાં હતાં એ પણ એટલી જ સાધના માગે તેવાં હતાં. અને એટલે જ, તેમને અંજલિ આપતી વખતે કહેવાયું કે–'આટઆટલી કલાઓમાં આટલી સિદ્ધિ મેળવવા ૧૨૦ વર્ષનું આયુષ્ય જોઈએ અને સ્વ. જગદીપ વિરાણી ૪૦ વર્ષમાં ૧૨૦ વર્ષનું જીવન જીવી ગયા છે.'

આજે હવે તે નથી. તેમની સંસ્થા 'સપ્તકલા' ભાવનગરમાં છે. તેમની પાસેથી કંઈક પામ્યા છે તેમની પ્રતિભા જેમણે નિકટતાથી જોઈ છે તેવા વિદ્યાર્થીઓ અને મિત્રો તેમની સ્મૃતિ તરીકે 'સપ્તકલા' જાળવીને બેઠા છે. સ્વ. જગદીપ વીરાણી એક અનન્ય કલાકાર થઈ ગયા–ગુજરાત કે સૌરાષ્ટ્ર જેટલું વધુ ઓળખશે તેટલું તેનું જીવતર વધુ સફળ થયું ગણાશે. જેટલી તેની સ્મૃતિ જાળવશે તેટલું પોતાનું ગૌરવ વધારશે.

---

## વાજે બાঁશિ

વાજે તોમાર બાજે બાঁશિ
  સે કિ સહજ ગાન?
સેઈ સુરેતે જાગબો આમિ
  દાઓ મોરે સેઈ કાન.

  ભૂલબો ના આર સહજેતે,
  સેઈ પ્રાણે મન ઉઠબે મેતે
  મૃત્યુમાઝે ઢાકા આછે
  જે અંતહીન પ્રાણ.

સે ઝડ જેન સેઈ આનંદે
  ચિત્તવીણાર તારે
સપ્તસિંધુ દશ દિગંત
  નાચાઓ જે ઝંકારે

  આરામ હતે છિન્ન કʼરે
  સેઈ ગભીરે લઓ ગો મોરે
  અશાંતિર અંતરે જેથાય
    શાંતિ સુમહાન.

## વીજકડાકે વાંસળી

વીજકડાકે વાંસળી વાગે
  સાંભળવી શું સ્હેલ?
જિંદગીમાં, એ સૂરને ઝીલવા
  કર મને કાબેલ!

  કેમ વિસારું ભૂલેચૂકે?
  ભીતરે એના રંગ ભભૂકે
  મૃત્યુની જે માટીમાંથી
    ફૂટતી અમરવેલ.

બંધાના ઝકઝોર ઝુલાવે
  છેડ હૈયાના તાર,
દિગદિગંતે ડોલતા જેથી
  સિન્ધુ ધુંવાધાર!

  .સુખની મારી સેજ ફગાવી,
  ગૂઢ દે તારો ભેદ બતાવી,
  ઘોર આ ઘમસાણમાં બેસે
    જ્યાં શાંતિ ઊંડી.

કવિવર રવીન્દ્રનાથ [ ગીતાંજલિ ] – અનુ [illegible]

# દૃષ્ટાંતો દ્વારા ઉપદેશ

**બાઈબલમાંથી**

## પ્રકીર્ણ

ભેટ બાંધીને તૈયાર રહો. દીવો બળતો રાખો અને વિવાહવાજમમાંથી (મોડી રાતે) પાછા આવતા શેઠના ચાકરની જેમ તમે સ્વામીની પ્રતીક્ષા કરતા રહો; જેથી ઘેર પહોંચીને શેઠ બારણું ખટખટાવે ત્યારે તે તરત ઉઘાડાય. *

ધન્ય છે એ ચાકરોને જેમને પાછા વળતા શેઠ પોતાની વાટ જોતા બેઠેલા જુએ છે. સત્યવચન કહું છું કે સ્વામી ત્યારે કેડ કસીને તૈયાર થશે, ચાકરને ભાણા ઉપર બેસાડશે અને પંડે આવીને તેને પીરસશે. *

માટે તમે તૈયારીમાં રહેજો; કારણ કે તમને કલ્પના પણ ન હોય તેવી વેળાએ પ્રભુનો પુત્ર (ઇશુ) આવીને ઊભો રહે છે. *

કોઇ સદ્‌ગૃહસ્થ તરફથી તમને લગનમાં હાજર રહેવાનું નિમંત્રણ મળે ત્યારે જઇને પાધરા સૌથી ઊંચા આસને જામી પડશો મા. કારણ કે સંભવ છે કે તમારા કરતાં વધુ પ્રતિષ્ઠિત સદ્‌ગૃહસ્થને પણ ઘરધણી તરફથી નિમંત્રણ મળ્યું હોય. *

પછી જેણે તમને અને તમારાથી વધુ પ્રતિષ્ઠાપાત્ર સદ્‌ગૃહસ્થને નિમંત્રણ આપ્યાં હશે તે ઘરધણી તમારી પાસે આવીને કહેશે, 'જરા, આમને માટે એ જગ્યા ખાલી કરોને!' ત્યારે શરમના માર્યા તમારે સૌથી નીચા આસને બેસવાનો વારો આવશે. *

માટે જ્યારે તમને નિમંત્રણ મળે ત્યારે મંડપમાં જઇને સૌથી નીચા આસને બેસજો. આથી ઘરધણી આવીને તમને કહેશે: 'મારા ભાઈબંધ! તમારે તો ઊંચે આસને બેસવાનું હોય!' આ વેળાએ તમારી સાથે પંગતમાં ભાણે બેઠેલા બધા મહેમાનોમાં તમે રૂડા લાગશો. *

જે કોઈ પોતાને ઊંચો ગણશે તે પછડાશે. અને જે પોતાને રાંક લેખશે તે મોટાઈ મેળવશે. *

જ્યારે તું ન્યાતવરા ને જમણવાર કરે ત્યારે ગરીબો, પાંગળાં, લૂલાં અને આંધળાને નોતરજે. આથી તને તેમની આશિષ મળશે; કારણ કે તેઓ તને બીજો બદલો વાળી શકવાનાં નથી. સ્વર્ગીય ન્યાયાસન સમક્ષ (કયામતના દિવસે) જ્યારે ન્યાયી લોકોનો ચોપડો વંચાશે ત્યારે તને બદલો મળશે. *

તમારામાંનો ગમે તે હોય પરંતુ જેણે સર્વસ્વનો પરિત્યાગ કર્યો નથી તે મારો અંતેવાસી બનવાને પાત્ર નથી. *

પીરપેગંબરોને પોતાની જન્મભોમકામાં જશ મળતો નથી. *

શૂળીએ ચડાવ્યા પછીથી જે કબરમાં ઇશુને દાટવામાં આવ્યો હતો તે કબરમાંથી ઊઠીને તેણે કહ્યું: 'તમારી ઉપર શાંતિ વરસો. મારા પરમ પિતાએ જેમ મને મોકલ્યો હતો તેમ હવે હું તમને મોકલું છું'. *

લોકોનાં જે પાપોની તમે ક્ષમા આપશો તે પાપો માફ થશે. અને જે પાપોને તમે અક્ષમ્ય લેખશો તે તેમને નામે ચડેલાં રહેશે. *

શિયાળિયાંને રહેવા બખોલ હોય છે અને આકાશનાં પંખીને રહેવા માળા હોય છે; પરંતુ પ્રભુના પુત્રને (ઈશુને) માથું ટેકવવા જેટલો ઠામ પણ મળતો નથી! *

ઈશુએ તેમને એક દૃષ્ટાંત કહ્યું:– કોઈ એક ધનવાનને ત્યાં રસાળ ભૂમિ હતી. *

તેણે વિચાર્યું : 'તમામ ફળોને તથા માલને સંઘરવાની મારી પાસે ગોઠવણ નથી. તો હવે શું કરવું ? *

તેણે વિચાર્યું : 'હું આમ કરું ! આ કોઠારને પાડીને તેની જગ્યાએ મોટા કોઠારો ચણાવીશ. પછી તેમાં તમામ ફળો અને માલ સંઘરાશે.' *

પછી હું મારા મનમાં નીરાંતે હાશ કરતાં કહીશ : "હે જીવડા ! આવતાં ઘણાં ય વરસો ચાલે તેટલો બધો માલ તેં કોઠારમાં ભરી દીધો છે. હવે આરામ કર. ખા, પી અને મોજ કર." *

પરંતુ ભગવાને તેને કહ્યું : 'અરે મૂરખા ! આજ રાતે તારા જીવને ગામતરું કરવાનું છે ! પછી ભરી રાખેલા બધા માલનો ધણી કોણ થાશે ?' *

જે ભગવાનના ભજનનો વેપાર કરતો નથી અને ધનના ભરેલા ચરૂ ભોંમાં ભંડારતો જાય છે તેને ઓલ્યા મૂરખ જીવ જેવો જાણવો. *

પછી ઈશુએ પોતાના શિષ્યોને કહ્યું : 'માટે જ તમને કહું છું કે તમને શું ખાવાનું મળશે અને શું પહેરવાનું મળશે એવા ભવિષ્યના સંકલ્પવિકલ્પ કરશો મા. જિંદગાની ખાનપાન કરતાં વધુ કીમતી છે અને કાયા કપડાં કરતાં વધુ મૂલ્યવાન છે. *

કમળ કેમ ઊગે છે તેનો વિચાર કરો. તેઓ નથી કમાતાં કે નથી કાંતતાં. છતાં હું તમને કહું છું કે બાણું લાખ માળવાનો ધણી વિક્રમરાય એમાંનાં એકની તોલે પણ શોભામાં બેસી શકશે નહિ. *

પણ જ્યારે ઈશુએ કબરમાંથી ઊઠીને ફરી સદેહે દર્શન દીધાં ત્યારે થોમસ દિદિમસ નામનો એક શિષ્ય ત્યાં હાજર નહોતો. *

આથી બીજા શિષ્યોએ તેને કહ્યું : 'અમને બાપજીનાં દર્શન થયાં.' પરંતુ થોમસે તેમને સંભળાવ્યું. 'બાપજીના હાથમાં જડેલા ખીલાનાં એંધાણ હું ભાળું નહિ, એ એંધાણમાં મારાં આંગળાં ભરાવું નહિ અને બાપજીના પડખામાં મારા હાથ ફેરવું નહિ ત્યાં સુધી હું આવી વાતો માનવાનો નથી.' *

ત્યાર પછી આઠ દિવસે બધા શિષ્યો અંદર હતા. થોમસ પણ તેમની સાથે હતો. આ વેળાએ બારણાં અંદરથી બંધ કર્યાં હતાં ત્યારે જિસસ તેમની મધ્યમાં પ્રકટ થયા અને આશિષ આપતાં બોલ્યા : 'તમારી ઉપર શાંતિ વરસો.' *

પછી તેમણે થોમસને કહ્યું : 'તારાં આંગળાં અહીં અડાડ અને મારા હાથની ખાત્રી કર. તારા હાથ અહીં લગાડ અને મારા પડખાંનું પારખું લે. હવેથી તું નાસ્તિક નહિ પણ શ્રદ્ધાળુ બનજે.' *

પણ થોમસે ઈશુને ઉત્તરમાં કહ્યું : 'મારા બાપજી ! મારા પ્રભુ !' *

ઈશુએ તેને કહ્યું : 'થોમસ ! તેં મને જોયો તેથી તને શ્રદ્ધા બેઠી. ધન્ય છે તેમને જેઓએ મને જોયો નથી છતાં મને તારણહાર ગણે છે !' *

હું પરમ પિતા પાસેથી નીકળ્યો અને જગતમાં આવ્યો. ફરીથી જગત છોડું છું અને પરમ પિતા પાસે જાઉં છું. *

## એક અદ્‌ભુત ભેટ

આઇઝન હોવર રાષ્ટ્રપતિ તરીકે ચૂંટાયાની સત્તાવાર જાહેરાત થયા પછી તેમને જે ભેટસોગાદોમાં ભારે ભારે કિંમતી અને વિશિષ્ટ ચીજો મળી તેમા એક વસ્તુ એમને ખૂબ જ ગમી અને તેને જ તેઓ બહુમૂલ્ય ઉપહાર માનતા. આ વસ્તુ હતી એક મામૂલી સાવરણી !

ભેટ દેનાર વ્યક્તિએ ભેટ આપતી વખતે કહ્યું હતું : આપે ચૂંટણી-પ્રવચનોમાં કહ્યું હતું કે પ્રમુખ તરીકે ચૂંટાયા પછી આપ શાસનપ્રણાલીમાં પેસી ગયેલી ગંદકીને દૂર કરવાનો સંકલ્પ કર્યો છે—મને વિશ્વાસ છે કે મારી આ ભેટ આપને હમેશાં એ વાતની યાદ આપ્યા કરશે.



# નૈવેદ્ય

રવીન્દ્રનાથ ઠાકુર
અનુ૦ નગીનદાસ પારેખ

૪૧

જે તમારી પૂજા નહિ કરે તેને તમે સજા કરશો યમદૂત નરકને દ્વારે લઈ જશે—એમ કહીને ભક્તિહીનને જે ભય બતાવે છે, તે તમારો નિંદક છે, ભક્ત કદી હોય જ નહિ.

હે વિશ્વભુવનરાજ, આ વિશ્વભુવનમાં તમે પોતાના મહિમામાં તમારી જાતને સૌથી ગુપ્ત રાખી છે. તમારી સૃષ્ટિમાંનો ક્ષુદ્ર રેતીનો કણ, કે ક્ષણિક ઝાકળનું બિંદુ—એ પણ તમારા કરતાં પ્રત્યક્ષ રૂપે દિશાએ દિશામાં પોતાની ઘોષણા કરે છે.

જે કાંઈ તમારું છે તેને જ પોતાનું કહીને આ સંસાર સદા છલના કરતો આવ્યો છે—તેમ છતાં એ ચોરની ચોરી પકડાતી નથી.
પોતાને પ્રગટ કરવાની તમને ઉતાવળ નથી.

૪૨

એ જ તો પ્રેમનો ગર્વ છે, ભક્તિનું ગૌરવ છે કે તે તમારા અગમ, રુદ્ધ, અનંત, નીરવ, નિસ્તબ્ધ નિર્જનમાં પૂજાનો સુવર્ણથાળ ઉપહારથી ભરીને અભિસારે જાય છે.

તમે પૂજા માગી નથી, તેણે પૂજા કરવી છે—હાથમાં એક દીવો લઈને તે અંતરના અંતરાલમાં શોધ્યા કરે છે. તે ધારી ધારીને જુએ છે, તો તમે એકલા હૃદયને ભરીને બેઠા છો.

ચમકીને દીવો બુઝાવી નાખીને તે જુએ છે તો અનન્ત ગગન તમને ધારણ કરી શકતું નથી. નમનનાં અશ્રુરૂપે તે જીવનભરની પૂજા તમારે ચરણે અર્પણ કરી દે છે.

હે ગોપનચારી, વિના આદેશે પૂજા, વિના આહ્વાને શોધ—એ જ તેનો ગર્વ છે.

અભ્રભેદી હિમાલયના આવાસમાં, પાષાણની પ્રાચીરની અંદર કેટલાય બરફના પુંજો સૂતેલા પરેલા છે. હે મહાન સિંધુ, તમે તમારા અતલ ઊંડાણુમાંથી તેમને કોઈને બોલાવતા નથી. તેઓ પોતામાં જ પુરાઈ રહેલા છે, તેમને કાને વિશ્વનું સંગીત પડતું ન !!

પ્રભાતના તડકાનાં કિરણુથી જે બરફ વહી જાય છે, નદી થઈને ઝરે છે, બંધો તોડીને ધસી જાય છે, તેણે પણુ, હે મહાન સિંધુ, તમારું આહ્વાહન કદી સાંભળ્યું નથી હોતું. એ દૂર દૂરના ગંગોત્રીના શિખરની ટોચે તમારું ગંભીર ગીત કોણુ સાંભળી શકે!

પોતાના પ્રવાહના વેગમાં, કયા ગભીર આકર્ષણુથી તે તમને શોધી કાઢે છે તે તે જ જાણે છે.

૪૪

હે પ્રભુ, મર્ત્યવાસીઓને તેં જે કાંઈ આપ્યું છે, તે મર્ત્યની બધી આશાઓ પૂરી કર્યા પછી પણુ ખલાસ થતું નથી. તેનો છેવટનો શેષ આપોઆપ જ તારી શોધમાં પાછો ફરે છે.

નદી પોતાનું નિત્યકર્મ કરવા દોડે છે, બધું કામ પતાવ્યા પછી પણુ તેની અનન્તધારા તારા ચરણે નિત્ય જલાંજલિરૂપે અનિવારપણે વહ્યા કરે છે.

કુસુમ પોતાના ગંધથી સમસ્ત સંસારને ભરી દે છે, છતા તે પૂરતો નથી,—આખરે તે તારી પૂજામાં આવીને હાજર થાય છે. સંસારને વંચિત કરીને તારી પૂજા નથી કરવી પડતી.

કવિ પોતાના ગીતમાં જે શબ્દ યોજે છે, તેમાંથી જુદા જુદા માણુસો જુદા જુદા અર્થો કાઢે છે, છતાં તેનો છેવટનો અર્થ તો તારા તરફ જ આવતો હોય છે.

૪૫

તમારે વિશેની જે ભક્તિ ધૈર્ય ધારી શકતી નથી, જે ક્ષણુમાં ભાવોન્માદની મસ્તીમાં નાચવા-ગાવામાં વિહ્વલ બની જાય છે, તે જ્ઞાનશૂન્ય ઉદ્‌ભ્રાન્ત અને ઊછળતાં ફીણુવાળી ભક્તિની મદધારા મારે નથી જોઈતી, હે નાથ.

સંસારભવનને દ્વારે મંગલકલશ ભરીને સ્નિગ્ધ સુધા સમી શાંતિરસમયી ભક્તિ મને આપો.—જે ભક્તિરૂપી અમૃત મારા સમસ્ત જીવનમાં નિગૂઢ અને ગભીરભાવે વ્યાપી રહે, સર્વ કર્મોમાં બળ આપે, અને વ્યર્થ પણુ શુભ પ્રયત્નોને આનંદ અને કલ્યાણુથી સફળ બનાવે; જે સર્વ પ્રેમમાં તૃપ્તિ, સર્વ દુઃખમાં ક્ષેમ અને સર્વ સુખમાં દાહહીન પ્રકાશ આપે.

મને એવી ભક્તિ આપો જેથી ભાવનાં અશ્રુનીરને રોકીને ચિત્ત અમત્ત ગંભીર અને ભર્યું ભર્યું રહે.

# જીવનની વાર્તા

અરુણા દવે

વાસ્તવિક જીવનમાં જ શાંતિ ન હોય ત્યાં વાર્તા ક્યાંથી સચોટ બને! તે છતાંય હું મારી વાર્તાના ફલકમાં એક સુખી કુટુંબને ઉતારવા મથું છું.

દિવાળી આવી રહી હતી. આશા હતી કે કોઇક 'દીપોત્સવી અંક'માં જરૂર મારી વાર્તા છપાશે—અને તે પૈસા આવશે તેમાંથી...

'તમે જરા અહીં આવો તો!' મારી વિચારધારા અટકી પડી. હું મારી પત્ની પાસે ગયો. કૃશ થતી જતી પત્નીના સામું જોઇને આંખ ભીની થઇ ગઇ. 'આ બાબો દૂધ માટે કજિયા કરે છે,' મારી પત્નીએ ફરિયાદ કરી. ત્રણ વર્ષનું બાળક દૂધ ન માગે તો શું માગેરૂ... પણ હું તેને દૂધ ક્યાંથી પાઉં? એક બાજુ ક્ષયમાં પીડાતી પત્ની...જેની કશી કાળજી હું નથી લઇ શકતો. બીજી બાજુ ત્રણ બાળકો અને ઉપર આ ભીંસતી કારમી ગરીબાઇ.

પથારીમાં પડેલી પત્નીને સરખી સુવાડી, બાબાને મારી પાસે લઈ આવ્યો.

'બેટા, તારે દૂધ પીવું છે ને?'

બાબાએ ડૂસકાં ખાતાં ડોકું હલાવ્યું. 'હા...તો પછી તેને માટે પૈસા જોઇએ ને?' તેમાં પણ તેણે સંમતિ આપી. 'માટે હું વાર્તા લખી નાખું ને પછી તને દૂધ મળશે હો!' બાબાને ઘોડીઆમાં નાખીને દોરી તાણતાં મેં વાર્તા ચાલુ રાખી.

દિવાળીની ખરીદી માટે એક સુખી કુટુંબ બજારમાં નીકળે છે. છોકરાંઓ ખૂબ ફટાકડાં અને સારાં સારાં કપડાં ખરીદે છે.

'બાપા, મને પેલું રમકડું અપાવો ને!' મારી વાર્તાનું બાળક પાત્ર તેના બાપાને કહે છે.

'ના બેટા! આપણાથી એટલું મોંઘું ન ખરીદાય.'

અરે! મેં આ શું કર્યું? જે કુટુંબ સુખી હોય તેનો બાપ ખરીદવાની ના પાડે? આ તો મારા જ જીવનનું પ્રતિબિંબ આવ્યું. આ હું શું લખું છું? મને પણ ન સમજાયું. ત્યાં તો ભરત રડતો રડતો મારી પાસે આવ્યો.

હું આ બધાંથી કંટાળી ગયો હતો—મેં ભરતને એક લપડાક ચોડી દીધી અને કહ્યું: 'રડે છે શાનો...' પણ માર પડવાથી તે તો બમણો રડવા લાગ્યો. અને બોલ્યો :

'માસ્તર સાહેબ ભણવા આવવાની ના પાડે છે.'

મારો ગુસ્સો ઔર વધ્યો. મેં વધુ ઉગ્ર થઇને પૂછ્યું: 'ના પાડે છે? શા માટે ના પાડે છે? કંઇ નિશાળ માસ્તરના બાપની નથી.'

ભરતે રડતા અવાજે જવાબ આપ્યો :-

'એ...મને કહે છે કે તું બે મહિનાથી ફી નથી લાવ્યો એટલે...તને હું અંદર આવવા નહીં દઉં!'

ગુસ્સો ઓગળી ગયો. માસ્તરની 'ઘરની નિશાળ' થોડી જ હતી કે મફત ભણવા દે? ને હું જવાબ પણ શું આપું? ભરતને આશ્વાસન આપવા મેં લાડથી કહ્યું: 'જાઓ બેટા, માસ્તરને કહેજો કે મારા બાપુજીએ કહ્યું છે કે તેઓ પંદર દિવસમાં જરૂર ફી ભરી જશે.'

ભરત આનંદમાં આવી દોડી ગયો.

મેં મારી વાર્તા આગળ ચલાવવા હાથમાં પેન લીધી.

'...એ સુખી કુટુંબ એક રેસ્ટોરાંની અંદર ડીનર લેવા જતું હતું. બાપ દરેકને પૂછીને તેને ભાવતી વસ્તુઓ મગાવતો હતો...અંદર રેડિયો બજી રહ્યો હતો...'

'દિવાળી ફિર આ ગયી સજની—'

'બાપુજી! ઘરમા ઘઉં કે લોટ કંઇ નથી રસોઇ શુ કરુ?' મંજુની આંખમા નિરાશા હતી

દિવસે દિવસે પત્ની જ્યારે મોત તરફ ધકેલાઈ રહી હતી ત્યારે મારે વાર્તાનુ સર્જન કરીને તેની દવા લાવવાની હતી, બાબાને દૂધ આપવાનુ હતું, ભરતની ફી ભરવાની હતી અને ઉપરાંત મંજુની આ મૂઝવણ!

પુરસ્કાર માત્ર રૂા. ૧૫ પણ તેના ઉપર કેટલા મદાર!

ઘરમા થોડાઘણા વાસણ હતા તે વેચીને દવા વિગેરે લાવવાનો વિચાર કર્યો હુ અને મંજુ વાસણ તારવતા હતા

'બાપુજી! આ તપેલુ નહી વેચશો, પછી હુ દાળ શેમા ઓરીશ?' મંજુએ કાકલૂદી ભર્યા અવાજે પૂછ્યુ

તેને વાસણ છોડવા ગમતા નહોતા

મારી પત્નીએ સાભળ્યુ ક્ષીણ અવાજે મને બોલાવ્યો

'લ્યો, આ મંગળસૂત્ર!' હુ એકદમ ખચકાઈ ગયો

'મારા જીવતા છતા તુ મને મરેલો ઇચ્છે છે!' મે ગુસ્સામા કહ્યુ

'ના ના એવુ ન બોલો' એકથી વધુ વાક્ય તે બોલી શકતી નહોતી તેને ઉધરસ આવી. ક્ષયનો રાક્ષસ તેને ગળી રહ્યો હતો અને હુ નાઇલાજ થઈને તે જોઇ રહ્યો હતો કારણ પૈસા નહોતા હુ તેને કેવી રીતે મોત તરફ જતી અટકાવુ?

ઉધરસ અટકી અને તેણે ફરી બોલવાનુ શરૂ કર્યું

'હુ તો હવે થોડા દિવસની મહેમાન છુ' જાણે હુ મોતના ઓળા ઊતરતા જોઇ રહ્યો 'પછી આ મંગળસૂત્ર નકામુ જ થવાનુ છે તો અત્યારે જ વેચીને શા માટે ઉપયોગમા ન લેવુ ત્યા તો તમા તો તમારી વાર્તા પણ પ્રગટ થશે ને' આટલુ બોલતા તે થાકી ગઇ

ક્યારેક આવતી ટપાલના 'સાભાર પરત' શબ્દો અને પત્નીની ઝડપથી કથળતી તબિયત જીવનમા નૈરાશ્ય અને ગમગીનીના રંગોને ઘાટા કરતા જતા હતા વળી આજ સવારથી જ તબિયતમા કોઇ સારા ચિહ્નો દેખાતા નહોતા

નિશાળેથી છોકરાઓને પાછા બોલાવી લીધા

'ભરત' બેટા ડાહ્યો થઇને રહેજે હો! તારા બાપુજીને પજવતો નહી' ભરતને માથે હાથ ફેરવતા તેણે કહ્યુ

અને મંજુ, તુ તારા બાપુજીને જમવામા ગોળ આપવાનું ભૂલતી નહી, તુ જાણે છે ને, તેમને ગોળ બ. ભાવે છે'

મંજુ કહેતી'તી 'પણ બા ઘરમા ગો ળ'

'મેગ' ત્યા જ ગૃહિણીની કસોટી છે'

'બા બાપુજી મને દૂધ નથી આપતા' બારણાની પાછળ રિસાઇને ઊભેલા બાબ.ની આ ફરિયાદ હતી

*

તે દિવસે રાત્રીના અંધકાર સાથે મારા ઘરમા પણ અંધકાર છવાઈ ગયો મારી પત્ની ગઈ

'નહી' મારે દૂધ નથી જોતું મને બા આપો'

આ હતી બાબાની ચીસ પત્નીને સ્મશાનમા પહોચાડી આવ્યા પછી પણ બાબાએ રડવાનુ ચાલુ જ રાખ્યુ હતુ.

મંજુ અને ભરત બન્ને સમજણી રહ્યા હતા આજે જ મને સમજાયુ કે છોકરાઓ મારા કરતા બહાદુર હતા હુ દુ:ખમા ભાગી પડયો ત્યારે તેઓએ ટટ્ટાર રહીને મને પ્રેર્યો

જો હુ આ વાર્તા મોકલુ તો જરૂર છપાય પણ આજે તો જીવનની વાર્તા જ પૂરી થઇ છે

---

સભ્ય પુરુષનુ સૌથી પહેલુ લક્ષણ તે આ
તે જેઓ પોતાને કશા પણ કામમા આવનારા નથી તેઓનો પણ આદર કરે છે.
—વિલિયમ લાયન ફેલ્પ્સ

# ખોવાયેલું પાનું

ભૂપેન્દ્ર ત્રિવેદી

નીતિન ઝવેરીનું નામ છેલ્લા પાંચેક વર્ષથી ગુજરાતી સાહિત્યના સામયિકોમાં ઠીક ઠીક ચમકવા માંડ્યું હતું. એમના 'જીવનનાં ઝેર ને અમૃત,' 'આશાલતા' ને 'મોસમના રંગ' નામના ત્રણ નવલિકા-સંગ્રહો પ્રસિદ્ધિ પામ્યા પછી લેખકની ગણના લબ્ધપ્રતિષ્ઠ લેખક તરીકે થવા માંડી હતી. અને એમની એ નવલિકાઓ વાંચીને સૌને એમ થતું કે એમની કલમ આજની પેઢીના માર્ગને અજવાળશે!

એક મોડી રાતે લેખકના મનમાં વાર્તાનો પ્લોટ ઘોળાયો. અને ન છૂટકે એમને એ વાર્તા લખવા બેસી જવું પડ્યું. એક પાનું, બે પાનાં, ત્રણ પાનાં, પાંચ ને છ પાનાં સુધી એમણે તો બસ લખ્યા જ કર્યું.

વાર્તા તો લખાઇ ગઇ. છએ પાનાં લઈને એમણે આરામ ખુરશી પર નિરાતે બેસી ફરીવાર વાંચી જોયાં. અને તરત જ હાથની ચપટી વગાડતા તે બોલી ઊઠયા:

'વાહ! આનું નામ વાર્તા! સરસ્વતીની કૃપા તે આનું નામ! જીવનની છબી કેવી ખિલાઇ ગઇ! પ્રસંગોની સુરેખ સંયોજના ને એમાંથી એક રબારણ બાઈની જિંદગીમાં કેવો પલટો આવે છે? વાહ રે વાહ!' એમણે મૂડમાં ને મૂડમાં એ જ વાર્તા ફરીવાર વાંચી. અને ટેબલ પર એ વાર્તાના છએ પાનાં મૂકી એક અફલાતૂન કાર્ય થઈ ગયાનો સંતોષ પામી પથારીમાં આડા પડયા.

વાર્તાએ લેખકના મગજમાં જબરું કામણ કર્યું હતું. નીતિનભાઈ પથારીમાં પડખા ફેરવે પણ ઊંઘ ન આવે. અને એમની વિચારમાળાના મણકા ફરવા શરૂ થઇ ગયા.

'કેવી મજાની વાર્તા, હેં? એમાં કાંઇ શબ્દો ગોઠવાયા છે! એની રજૂઆત! એની છટા! એનો અંત! અને પાછું બધું જ જીવંત, કલામય ને ચોટદાર. વાચક એને વાંચશે ને છાતીએ લગાવશે. તંત્રી એને ફર્સ્ટ-કલાસ ગેટઅપમાં ગોઠવશે.'

નીતિનના મગજમાં વિચારોની પવનચક્કી આમ રાત આખી ફરતી જ રહી.

સૂર્યોદય થયો.

પંખીઓએ કલરવ કર્યો ને નીતિનભાઈ જાગી ઊઠયા.

'અરે, ઉઠ ઉઠ સરલા, આજ એકલી ચા નહિ પણ સાથે સાટા પણ જોઇશે, હો!'

'હે, આજે કાંઈ ઊઠતાંવેંત આટલો બધો આનંદ?' સરલા પથારીમાંથી ઊઠતાં બોલી.

'અરે! એ તો તું મારી વાર્તા વાંચીશ ત્યારે તને ખબર પડશે. ચાલ, ચાલ ઉઠ ને જલદી ચા બનાવ.'

'હો, દૂધવાળી તો હજુ આવી નથી!' સરલા ઘડિયાળ સામું જોઈ વિચારમાં પડી ગઈ. 'આજે કેમ મોડું થયું હશે?'

'શું? મેં તને હજાર વાર કહ્યું કે તું એને રજા આપી દે! નથી જોઇતું આપણે એનું દૂધ. નાહકના હેરાન તો આપણે થવાનું!'

સરલા બોલી: 'હમણાં આવશે. રોજ તો નિયમિત આવે છે પણ આજે કંઇ હશે એટલે જ. નહિ તો જરાય મોડું ન કરે.'

'પણ એને ખબર છે કે આપણે અહીં ચા વિનાના ટળવળીએ છીએ!'

'ખબર તો બધી ય હોય પણ એ ય બિચારા શું કરે? ગરીબ માણસોને કંઈ ને કંઈ ઉપાધિઓ હોય. આપણને એની શી ખબર પડે!'

'બસ, તું તારે ઉપરાણું લીધા કર!'

'પણ તમારી વાર્તાની વાત તો કરો!' દૂધની ભાંજગડને ભૂલાવી દેવા સરલાએ બીજી વાર્તાનો મમરો મૂકી જોયો.

'વાર્તા! ઓહોહો!' પાછો ગેલમાં આવી જઈ નીતિન બોલ્યો; 'એ તો તું વાંચીશ ત્યારે જ એની મજા આવશે.'

'એ તો વાંચશું તો ખરાં જ ને! પણ એની 'થીમ' શું છે એ તો કહો?'

'થીમ'! જો આમ છે' હીંચકા પર બેસતાં નીતિને કહ્યું:

'જિંદગીને પ્રફૂલ્લિત કરે એવી.'

'એ તો જાણે સમજ્યા! પછી?' સરલા બોલી.

'એમાં આજના જીવનની વિષમતાઓ રજુ કરીને એક દુઃખી બાઈને સ્વર્ગના સુખની ભાગીદાર બનાવી છે, ભાગીદાર! તદ્દન નવો જ રાહ ચીંધતું એમાં એક પાત્ર છે. એ પાત્રને મેં જે રીતે ગોઠવ્યું છે એને વાંચતા જ તું બોલી ઉઠીશ, વાહ રે, વાર્તાના કસબી!' કહી નીતિન વાર્તા લેવા બબ્બે પગથિયાં ઠેકતો દાદરો ચડી ગયો.

નીતિન ટેબલ પર પડેલાં એની વાર્તાનાં પાનાંને હાથમાં લે છે. પણ જ્યાં એ પાનાં પર લખેલો નંબર વાંચે છે ને એના મગજમાં વીજળીનો એક જોરદાર આંચકો લાગ્યો ન હોય એમ એ થરથરી ઉઠે છે. પાનાં પરનો નંબર વાંચીને એ બેબાકળો થઇ જાય છે. એનું મન ચકાવે ચડે છે. અને જાણે સર્વસ્વ લૂંટવાઈ ગયું હોય એમ એ હીલોહદ્દ બની પલંગ પર બેસી જાય છે.

એણે લખેલી વાર્તાનું પહેલું પાનું જ ત્યાં ન હતું. એ આખો ઓરડો ફેંદી વળે છે. અગાસી પરની બધી જ વસ્તુઓને ઉલટ-સુલટ કરી નાખે છે. પણ ક્યાંય વાર્તાની શરૂઆતનું પાનું મળતું નથી. એ તો ધડધડધડ કરતો નીચે ઊતરી સરલાને પૂછે છે. 'સરલા,- ઓ, સરલા! તેં મારું પાનું જોયું?'

અચાનક આવી પડના આવા અરસિક પ્રશ્નને સાંભળી સરલા ઘડીભર વિચારમાં પડી ગઈ. 'શેનું પાનું ને શેની વાત?'

'અરે! પણ મેં લખેલી વાર્તાનું સ્તો!'

'તે ત્યાં જ પડ્યું હશે. બીજે ક્યાં હોય!'

'સરલા! મજાકની વાત નથી. આખો ઓરડો ને અગાસી બંને જોઇ વળ્યો પણ એ તો ક્યાંય નથી. ભારે થઇ સરલા! જીવનની મૂડી જેવી વસ્તુ આમ ઊડી જાય એ તો ગજબ જ ને!'

'હવે ફરી લખાશે બીજું શું એમાં તે?' જાણે કંઇ જ બન્યું નથી એવો ભાવ કરી સરલા બોલી. 'તમે ઉસ્તાદ લેખક છો ને!'

'સરલા, આ કાંઇ તારી રોટલી વણવાની નથી! તે બળી ગઇ એટલે બીજી ચોડવી દેવાય!'

'પણ એમાં આટલા બધા ગુસ્સે કાં થાવ! મળશે. ઘરમાં નહિ હોય તો ફળિયામાં ઊડી ગયું હશે'

નીતિન બ્હાવરો બની ફળિયામાં ગયો. ફળિયામાં કેટલાંક બાળકો રમતાં હતાં એમની પાસે જઈ નીતિને પૂછયું: 'છોકરાંઓ! અહીં તમે કોઈ કાગળ જોયો?'

'કાગળ?' એક છોકરાએ પોતાની ઝીણી આંખ કરી નીતિન સામે જોઈ કહ્યું: 'શેનો કાગળ?' ત્યાં વળી એક છોકરાએ કાગળની ચકલી ઉડાડી. બીજાએ હોડી બનાવેલી પણ એ તો ડૂબ્યો થઇ એ છોકરાના પગ પાસે જ પડેલી. બીજા એક છોકરાએ નીતિનને પેલી કાગળની ચકલી ઉડાવતા કહ્યું' 'આ રહ્યા કાગળો! કેવી સરસ ચકલી બની છે એમાંથી. જોઇ તમે?' ને એને ફરરરર કરતી ઉડાડી મૂકી.

છોકરાંઓની આવ નિઃસ્પૃહતા જોઇ નીતિન ખડખડાટ હસી પડયો. 'છે ને મસ્તગમની

ટેળકી! પડી છે કાંઈ!' બોલતો એ પાછો ઘરમાં આવ્યો ને લમણે હાથ મૂકી હીંચકા પર બેઠો.

થોડીવારમાં દૂધવાળી આવી. એના મુખ પર કરુણતા છવાએલી. અનિચ્છાએ દૂધ આપવા આવવું પડયું હોય એમ એણે તો દૂધનું બોઘરણું ઓટલા પર મૂકયું. દૂધ આપતાં આપતાં એની આંખમાંથી આંસુઓ દડવાં માંડયાં. ને એ ધ્રૂસકે ધ્રૂસકે ત્યાં જ રડી પડી.

સરલા દૂધવાળી બાઈને અચાનક રડતી જોઈ નવાઈ પામી ગઈ. પૂછયું: 'બેન, મોડું ભલે થયું. પણ કહે તો ખરી કે તું શું કામ રડે છે?' કહી દૂધવાળીને નિરાતે બેસાડી ને નીતિનને પણ બોલાવ્યો.

'જુઓ તો! બિચારીને કંઈક થયું લાગે છે.'

'બેન!' દૂધવાળીએ સાડીના પાલવથી આંસુ લૂંછતા કહ્યું· 'ગઈ કાલ સાંજનો મારો દીકરો પાછો આવ્યો નથી. ફળિયાવાળા કહે છે: એને જરૂર બાવો ઉપાડી ગયો હશે.' બોલી એ પાછી ચોધાર રડવા લાગી: 'સરલા-બેન, મારો રતન જેવો એ દીકરો કયારે પાછો ફરશે? એને કોઈ નહિ લાવી આપે? સરલાબેન! શું એ હવે કદી નહિ મળે? એના માટે તો હું આ બધું વેઠી રહી છું હવે મારે જીવવું ય શા ખપનું?'

'સરલા! આ જેવું તેવું દુઃખ ન કહેવાય!' આવેશમાં આવી જઈ નીતિન બોલ્યો :'આશ્ચર્ય-ની વાત તો એ છે કે સરલા,' અટકી જઈ ધીમે અવાજે નીતિને સરલાને વાત કરી. 'મેં ગઈ કાલે રાત્રે લખેલી વાર્તામા આમ જ બને છે. એમાં દુઃખિયારી માની વાર્તા આવે છે. દળણાં દળીદળીને એકનાએક છોકરાને પાળીપોષીને તૈયાર કરે છે. કાયા તો સાવ સાંઠીકડી પણ ચાર વાગે ઊઠીને લોકોને ઘેર દળણાં દળે, વાસણ માંજે, વજન ઉપાડે. અને એક દિવસ અચાનક એનો જીવનદીપક સમો દીકરો ગૂમ થઈ જાય છે.' 'સરલા!' નીતિન એકદમ ઊભો થઈ કોટની બાંયોમાં હાથ નાખતા બોલી ઉઠયો:

'સરલા! ભલે મારી વાર્તાનું પાનું ખોવાઈ ગયું. પણ આ બિચારી બાઈનો તો દીકરો ખોવાઈ ગયો છે. અહીં જિંદગીની ઉષા પ્રગટી અચાનક અસ્ત પામી રહી છે. સરલા! નાખ મારી વાર્તાને ચૂલામાં. મારે એ દીકરાને ગોતી લાવવો જ પડશે!'

થોડી વાર પહેલાં પોતાની વાર્તાનું પાનું ગુમ થઈ જતાં જાણે સર્વનાશ થઈ ગયો હોય એમ ધાંધોપાંધો થઈ ગયેલો નીતિન વાર્તાનું અસ્તિત્વ પણ વિસરી જઈ દૂધવાળી સાથે ચાલી નીકળ્યો.

સરલાએ સાદ પાડી કહ્યું:

'પણ ચા તો પીતા જાઓ! આટલી ઉતાવળ શી?'

નીતિને જતાં જતાં પાછળ ફરી કહ્યું:

'સરલા! ચાનું તો થઈ રહેશે પણ મોડું થઈ જાય તો ખોવાયેલી જિંદગીનું પાનું પછી જડતું નથી.'

દૂધવાળીની આંખોમાં આભારનાં આંસુ ટપકયાં. સરલાએ સાડીના છેડાથી પોતાની આંખો લૂછી. અને નીતિન ડેલીની બહાર નીકળી ગયો.

મૂરખ લોકો હંમેશા પ્રથમ પુરુષમાં વાત કરે છે: 'મારું કહેવું એ છે કે...' હુશ્યાર માણસો સદાય ત્રીજા પુરુષમાં જ વાત ચલાવે છે: 'તે લોકોનું કહેવું એવું છે...'

અને, અકલમન્દ વ્યક્તિઓ સર્વદા બીજા પુરુષમાં જ વાત મૂકે છે: 'આપ એવું કહો છો કે ..'

માર્ક ટ્વેન

# સુદર્શનનો સમુદ્ધાર

આ. પનુભાઈ ભટ્ટ

સમય : ઇસ્વીસનની બીજી સદી.

સ્થળ : ગિરિનગર.

[મહાક્ષત્રપ ચષ્ટન બિમાર પડ્યા છે. પરિચરો ચારે બાજુ ઊભા છે. ચષ્ટનરાજ ચિંતિત છે.]

**અમાત્ય :** પરિચર! દૂતને દોડાવો. જુઓ ક્ષત્રપરાજ રુદ્રદામા કેમ આવ્યા નથી? યૌધેયો પર વિજય પ્રાપ્ત કર્યાથી સંપ્રાપ્ત થયેલા પરિશ્રમનો ઉદ્ધાર કરે છે કે રંગમાં બેઠા છે? અહીં મહાક્ષત્રપ તેમના નામની માળા જપે છે ને કુમાર કેમ મોડા પડયા?

**પરિચર :** ભગવન્! કુમાર હસ્તિશાળામાં ગયા છે. તેઓ પણ ચિંતિત તો છે જ. હમણાં જ આવું છું કહીને ગયા છે. કોણ જાણે ત્યાં શું થયુ હશે?

**અમાત્ય :** શુ થવાનું હતુ? મહાક્ષત્રપે તો તેમના સુપુત્ર ક્ષત્રપ જયદામાનું અવસાન થયા બાદ રુદ્રદામાને જ રાજ્ય આપવાનું નક્કી કરેલું છે. પણ, હા! કુમાર રુદ્રદામા અહીની સંસ્કૃતિના પરમભક્ત છે તે મહાક્ષત્રપને નથી રુચતું.

**ચષ્ટન :** (અર્ધભાનમા) કુમાર, બેટા, રુદ્ર કયાં ગયો? તારો અહીંનો સંસ્કૃતિપ્રેમ હુ સમજી શકયો છુ. અમે તો શક અને ભારતીય બન્ને સંસ્કૃતિના સંઘર્ષમાં...હતા...હા. પણ તુ...તને ફાવે તેમ કરજે.

(રુદ્રદામા મારતે ઘોડે આવી પહોંચે છે)

**રુદ્રદામા :** પ્રણામ! દાદાજી, હવે કેમ છે? હુ મોડો પડીશ એમ માનતો હતો મન તો સ્વસ્થ છે ને અમાત્ય!

**અમાત્ય :** હમણાં જ આપને શોધવા પરિચર મોકલ્યો.

**રુદ્રદામા :** કેમ! શું હું અહીં આવતાં લજાતો'તો એમ લાગ્યું?

**અમાત્ય :** કદાચ! મહાક્ષત્રપની રાષ્ટ્રનીતિ તમને પસંદ નથી ને તેથી...

**રુદ્રદામા :** તેથી શુ? અમાત્ય! દાદાજી જે આજ્ઞા કરે તે મારે શિરોમાન્ય જ હોય. રુદ્રદામા બાહ્ય તેમજ આંતરિક બંને યુદ્ધ કરી શકે છે. ને બને પર વિજય મેળવવા ટેવાયેલો છે.

**ચષ્ટન :** બેટા, રુદ્ર...

**રુદ્રદામા :** (પાસે જઇ) દાદાજી, આજ્ઞા કરો... આપ કહેશો તે મને શિરોમાન્ય. રુદ્ર આપની આજ્ઞા કદી નહિ લોપે.

**ચષ્ટન :** ના...ના, એમ નહિ. તારા ભારતીય સંસ્કૃતિના; ભારતીય ભાવના, જીવનના સાચા પ્રેમથી હુ પ્રભાવિત થયેલો છુ. એથી તારા વિચારો સાથે હવે સહમત પણ છું. શકોએ ભારતની ભૂમિમાં રહેવું હોય તો ભારતીય રીતે જ રહેવુ જોઇએ બેટા, હવે હું તો ચાલ્યો તારે હાથે આ સંસ્કૃતિ-સમન્વયનો વિજય ધ્વજ રોપાઓ એ શુભાશિષ. અમાત્ય! રુદ્રને મહાક્ષત્રપપદ સોંપવાની ઘોષણા કરાવો.

**રુદ્રદામા :** અને ઘોષણામા કહો કે કુમાર રુદ્રદામા તેમની પ્રજાને અભય આપે છે. હવેથી રાજ્યનો બધો જ વ્યવહાર સંસ્કૃતભાષામાં જ થશે.

[ઘોષણા, દુંદુભિ, નોબત શરણાઇનો અવાજ]

*

**અમાત્ય :** પ્રભુ! આપના શૌર્ય અને વીર્યથી મરુ, શ્વભ્ર, આકર, અવન્તી બધા જ પ્રભાવિત છે. યૌધેયોને આપે નમાવ્યા ત્યારથી પ્રજાનો આપના પ્રત્યેનો આદર અનેકગણો વધી ગયો છે. તેમાંય જ્યારે તમારા અભિષેક સમયે ઉદ્ઘોષણા કરાવી કે હવેથી રાજ્યનો વ્યવહાર સંસ્કૃત ભાષામાં જ થશે ત્યારથી તો તમને લોકો દેવ જેવા માનવા લાગ્યા છે.

**રુદ્રદામા :** અમાત્ય! શું આ ભાષાની મધુરતા છે! અને ઓજસ્ તેમજ અર્થઘનતા તો અદ્ભુત છે. પરંતુ જ્યાં સુધી હું સાચા-અર્થમાં પ્રજાનું હિત ન કરી શકું, સાચો ભરત કે રામ ન બની શકું ત્યાં સુધી બધી પ્રશંસા મને દુઃખકર જ થશે. હજી મેં જનતા માટે તો કર્યું જ શું છે?

અમાત્ય : કેમ ભગવન્! આપે તો સાતકર્ણિને બે વાર જીત્યો. બીજા કયા રાજામાં એના જેવું બુજબલ છે? એ તો સારું છે કે સગો થતો હતો નહિ તો શું તેને તમે જીવતો જવા દેત?

રુદ્રદામા : એ બધું તો રાજ્ય વિસ્તારના લોભના કારણે. આ બધી યુદ્ધ પરંપરાના કારણે મારા કાવ્યાનુરાગને ને ક્યારેય આસ્વાદી શકતો નથી. એટલું જ નહિ પણ સત્સમાગમ પણ કરી શકતો નથી.

અમાત્ય : આપે આપના આ પરાક્રમોથી જ મહાક્ષત્રપ બિરુદ પ્રાપ્ત કર્યું છે તેમ જ આપ કાવ્યવિધાન પ્રવીણ - હોઈ યુદ્ધમાં પણ કલાને સજીવ કરી શકો છો. યાદ છે યૌધેયોની શૂરતા જોઈને સહસા આપના મુખમાંથી કાવ્ય સરેલું!

રુદ્રદામા : હા. પણ તેનું હું મારી દૈનંદિનિમાં અવતરણ કરી શક્યો નહિ. પણ હાં... આ વર્ષાઋતુનો ચોથો દિવસ છે ને! કેમ આકાશ નિરભ્ર દેખાય છે! ના, ના, પેલું શ્યામશ્વેત વાદળ દેખાય! અમાત્ય, ચાલો ચંદ્રશાળા પર જઈને જોઈએ.

અમાત્ય : પ્રભુ! એ વાદળની પાછળ તેના સહચરોની હારમાળા છે. શું શ્યામતા જામવા માંડી છે. અત્યારે ચંદ્રશાળામાં જઈશું ને વર્ષા થશે તો?

રુદ્રદામા : વર્ષામાં ભીના થવાનો આનંદ માણ્યો છે અમાત્ય! આહા! ચાલો આપણે જોઈએ તો ખરા કે ઈંદ્રની રાજસવારી કેવી નીકળી છે! (ઉપર જાય છે ને વીજળીના કડાકાઓ સાથે વર્ષા તૂટી પડે છે. વર્ષાનો અવાજ. વર્ષાનો અવાજ ચાલુ હોય તે દરમ્યાન)

અમાત્ય : પ્રભુ! પેલી વિદ્યુલ્લેખા! આહ! ક્યાંય પડી તો નહિ હોય ને? આપણી ચંદ્રશાળામાંથી તેના પ્રકાશમાં ગિરિનગર કેવું મનોરમ દેખાય છે!

રુદ્રદામા : અને પેલું સુદર્શન તળાવ! જાણે! અપ્સરાનું દર્પણ! સુદર્શનાઓ એમાં જ પોતાનું પ્રતિબિંબ જોઈ પોતા ઉપર મુગ્ધ બની જતી હશે ને! અમાત્ય! આ તળાવ કોણે બંધાવ્યું હતું?

અમાત્ય : ભગવન્! આ તળાવ તો ગિરિનગરનો પ્રાણ છે. મહારાજાધિરાજ ચંદ્રગુપ્તમૌર્યના વખતમાં તેમના રાષ્ટ્રિય વૈશ્યપુષ્યગુપ્તે આ તળાવ જનતાને બારેમાસ પાણી મળી શકે તે માટે બંધાવી સુવર્ણ સિક્તા ને પલાશિનીનાં પાણી તેમાં વાળેલાં. પછી તેમના પૌત્ર દેવાનાં પ્રિય પ્રિયદર્શી મહારાજ અશોકે તેમના રાષ્ટ્રીય યવનરાજ તુષાસ્ફ દ્વારા નાળાં, ઘાટ, વગેરે બંધાવીને સુદર્શન નામ આપેલું.

રુદ્રદામા : તેનું નામ સુદર્શન સાર્થક છે. સુદર્શન કેવું સુંદર લાગે છે? ગિરિનગરની આ શૈલાવલિમાં તે નાનકડું શ્વેત ચંદ્રબિંબ, જાણે કે આકાશના ચંદ્રની હરીફાઈ ન કરતું હોય! જનતાની પાટલિપુત્ર જેટલે દૂરથી પણ કાળજી રાખનારા એ મહાનુભાવોને પ્રણિપાત કરવાનું મન થાય છે.

અમાત્ય : પ્રભુ! આપણે હવે નીચે પ્રાસાદમાં જતા રહીએ આપને ઠંડી લાગી જશે.

રુદ્રદામા : અમાત્ય! મને તો નહિ પણ આપ વૃદ્ધ છો તેથી ચાલો જઈએ. જુઓ તો ખરા! સુદર્શન મોટું થતું જાય છે.

અમાત્ય : સવાર સુધીમાં તો ભરાઈ જશે.

[ત્યાં દૂરથી અવાજ આવે છે: 'દોડો, દોડો, નાસો, સુવર્ણ સિક્તામાં પૂર આવ્યું છે.' 'પલાશિની તો બંને કાંઠા વટાવી ગઈ છે.'

'—ઓ ભાઈ! ઊભા રહો! મને પકડો.'

'—અરે મારાં ઢોર! કોઈ ઉગારો, બધું તણાય છે.'

'—મારો ભાઈ ક્યાં?'

'—મારું બધું તણાઈ જાય છે રે' કોઈ પકડો!'

'—બચાવો! બચાવો!'

રુદ્રદામા : અમાત્ય! આ શું? આટલી વારમાં નદીઓમાં પૂર ક્યાંથી? દોડો! દોડો! માણસોને દોડાવો! ત્રાપા નાખો! લોકોને બચાવો!

અમાત્ય : પ્રભુ! હું બધી જ વ્યવસ્થા કરું છું. આપ ના જશો.

રુદ્રદામા : એમ તે હોય? પહેલી પ્રજા, પછી હું! અમાત્ય, હું જાઉં છું. મારાથી એ ચિત્કારો સાંભળી શકાશે નહિ. માણસોને તરત જ મોકલો. હું ત્યાં પહોંચી જાઉં છું.

[પગથિયાં ઊતરે છે ને દોડતા જાય છે. લોકોની બૂમો ચાલુ જ છે બચાવો.]

રુદ્રદામા : (તરવાનો ને હાથેથી પાણી કાપવાનો અવાજ) માડી! આમ! આ બાજુ મારો હાથ પકડો. ને એ પોટકી મને આપો. શેખર! લે આ બાજુને ત્રાપા પર પહોંચાડ. ભિખ્ખુજી! ચાલો આ ત્રાપાને પકડો. રુદ્રસેન! પકડ આ ભિખ્ખુને પહોંચાડ પેલી બાજુ.

એક અવાજ:–મારો દીકરો! પેલો તણાય! કોઈ બચાવો.

(તરતા જવાનો અવાજ)

રુદ્રદામા : સૌભાગ્યિની! શાંત થા, જો તારું બાળક સલામત છે. ચાલ, બહાર નીકળ, ત્રાપા પર બેસી જા!

લોકો : ભગવાન તમારું ભલું કરે.

રુદ્રદામા : શેખર! આ બધા લોકોને રાજ્યકોઠારમાંથી અનાજ આપો. ને વસવા માટે મહેલની પાછળ બાજુનો ભાગ ખાલી કરી આપો. હું ત્યાં આવું છું. સુદર્શનમાં પાણી કેટલે આવ્યું તે જોઈ હમણાં જ પાછો ફરું છું.

રુદ્રદામા : આહા! આ સુદર્શન! તેની પ્રણાલીઓ દેખાતી બંધ થઈ ગઈ. પાણી ક્યાંથી આવે છે તે પણ હવે તો ખબર પડતી નથી. પાણી ચડતાં જાય છે. મારા જેવા તરવૈયાને પણ થાક લાગ્યો છે. અહા પાણી માઝા મૂકતાં જાય છે. લાવ આ ટેકરી પર ઊભો રહી જોઉં તો ખરો કે, કેટલુંક વધે છે. આમે ય અમાવાસ્યાની રાત્રિ છે ને આ ભયંકર વર્ષા વિદ્યુલ્લતાના પ્રકાશે કંઈક દેખાય છે. જલપ્રવાહને અતિરિક્ત પ્રકાશ જાણે કે ફેનિલ મુકુટ પહેરી આભને આંબી જવા માગે છે.

[ત્યાં તો દૂરથી ભયંકર અવાજ આવે છે તે અવાજ તળાવની પાળ ફાટવાનો છે]

અરે! આ શું? તળાવની પાળ ફાટી! લોકોનું શું થશે? આજુબાજુ વસતા આદિજનો, અંત્યજોનું થશેનું શું થશે! જોઉં જો શેખર ત્રાપો લઈને ફરતો હોય તો (બૂમ પાડે છે) શેખર! ઓ શેખર! અહીં આવ...આપણે પેલી બાજુ જોઈએ. બીજા બધાને બોલાવ...ત્રાપાઓ ત્યાં લઈ જાવ...મને એક આગવો ત્રાપો આપ!

[ત્રાપા વડે પાણીમાં સરકે છે.]

*

અમાત્ય : પ્રભુ! સુદર્શન તળાવ ફાટ્યું. રાત્રે આપ ક્યાં હતા? આ સમાચાર મોકલવા દૂત મોકલ્યો તે પાછો આવ્યો. કહ્યું, કે પ્રભુ પ્રાસાદમાં નથી. લોકોનાં ઘર, બાર, ઢોરઢાંખર બધું તણાઈ જતું હતું. ત્રાપાઓ મોકલ્યા. ઠીક ઠીક સંખ્યામાં લોકોને બચાવી લીધા છે.

રુદ્રદામા : ઠીક, પણ હવે સુદર્શનમાં પાણી કેટલુંક આવ્યું છે? પ્રણાલીઓ બધી જ તૂટી ગઈ?...

અમાત્ય : ચારસોવીસ હાથ પહોળું ને ૭૫ હાથ ઊંડું ગાબડું પડ્યું છે.

રુદ્રદામા : તો અમાત્ય! હવે તેને સમરાવવાનું શું કરીશું?

અમાત્ય : એ તો પ્રજાજનોને બોલાવશું તેમની પાસેથી થોડો કર વધારે ઉઘરાવી, થોડી ઘણી વેઠ લઈ ગાબડું પૂરાવી દઈશું. પ્રજાનું તળાવ છે ને પ્રજાએ તેને સમારવાનું છે પછી તો તેમણે જ કરવું જોઈએ ને?

રુદ્રદામા : પ્રજા શું આપણને કર નથી આપતી? શા માટે આપે છે? આપણે તેમનું અન્ન ખાઈએ છીએ કે નહિ? કર તેઓ રક્ષણ માટે આપે છે. એટલું જ નહિ પણ આવી આકસ્મિક આપત્તિ વખતે રાજાએ પોતે જ બધો ભાર ઉપાડી લેવો જોઈએ. પ્રજા પાસે આવી સ્થિતિમાં ક્યાંથી પૈસા હોય? કેટલું બધું તણાઇ ગયું? અમાત્ય! એ કરુણ દૃશ્ય તો હજી મારી આંખો સમક્ષ તરવરી રહ્યું છે.

અમાત્ય : પૈસા તો રાજ્યકોશમાંથી આપીએ.–પણ વેઠ તો લોકો કરશે જ ને? તેમનું જ છે ને...

રુદ્રદામા : તેમનું જ છે એટલે? પ્રજા આપણી હીન ગુલામ નથી, કે તેની પાસેથી વેઠ લેવાય. પ્રજાની આપત્તિ તે રાજાની પોતાની જ આપત્તિ ગણાય. મારી આજ્ઞા છે જે કોઈપણ પ્રજાજન પાસેથી સુદર્શનના ઉદ્ધાર માટે વેઠ લેવામાં ન આવે તેમજ

કોઈની પરાણે કામ પણ કરાવવામાં ન આવે. અને અમાત્ય! આ કામ કેટલા વખતમાં પૂરું થશે?

**અમાત્ય :** (ખંધુ હસતાં) એ તો થશે, હજી તો તેના કાગળિયાં કરવાનાં છે. પ્રસ્તાવ આવશે, અંદાજ કઢાશે, ખર્ચની જોગવાઈ કરાશે, પછી રાજમહોર લાગશે એટલે થઈ જશે.

**રુદ્રદામા :** કેટલા વખતમાં?

**અમાત્ય :** પ્રતિસચિવ અને કર્મસચિવને પૂછતાં કહે છે કે છ એક માસમાં કામ શરૂ થશે.

**રુદ્રદામા :** છ માસ! અને ત્યારે તો કામ શરૂ થશે, એમ? અમાત્ય! શું પ્રજાના જીવન કરતાં, તેમના સુખ કરતાં, તેમની જરૂરિયાત કરતા આપણા અંદાજો, પ્રસ્તાવો, રાજમહોર વધુ અગત્યના છે? મારી સવિશેષ આજ્ઞા છે કે આવી કોઈપણ પ્રણાલીમાં પડયા વિના સત્વર આ કામ હાથ પર લેવામાં આવે. તેમાં કોઈ પ્રજાજન તરફથી કોઈપણ પ્રકારની મદદ ન જ લેવામાં આવે.

**અમાત્ય :** ભગવન્! આપની આજ્ઞા અનુસાર જ થશે. એટલું જ નહિ પણ હવે તો સુદર્શનને દ્દઢતર કરવામા આવશે. જેથી પૂરની અસર ન થાય.

**રુદ્રદામા :** તો આપણા કાર્યનિષ્ઠ કુલૈપપુત્ર સુવિ-શાખપહ્લવને આ જવાબદારી સોંપો.

**અમાત્ય :** એ જ યોગ્ય છે.

*

[લોકો પુનર્વસવાટના કાર્યમાં પડયા હોય તેવુ વાતાવરણ.]

**અમાત્ય :** પ્રભુ! જુઓ લોકોનો પુનર્વસવાટ શરૂ થઈ ગયો છે. અને લોકો આનંદથી પોતાનાં સ્થાન પર પાછાં ફરી રહ્યાં છે.

**રુદ્રદામા :** આજે મારું મન પુલકિત થઈ રહ્યું છે.

**અમાત્ય :** પેલા નગરપતિ આવતા લાગે છે.

**નગરપતિ :** ભગવન્! અભિવાદન, અમારા મહાજન ને નગરજનો વતી આપને અભિવાદન કરવા આવ્યો છું. ને એક વિનંતિ પણ કરવા આવ્યો છું.

**રુદ્રદામા :** કહો.

**નગરપતિ :** સૌ નગરજનો ઈચ્છે છે કે આપની સેવાની સ્મૃતિરૂપે આજ ગિરિનગરની તળેટીમાં જ્યાં દેવાનાં પ્રિયદર્શી મહારાજ અશોકનાં ધર્મશાસનો ઉત્કીર્ણ કરેલાં છે ત્યાં તેમની નીચે આપની પ્રશસ્તિ અમે અમાર ખર્ચે આ સુદર્શનના સમુદ્ધાર નિમિત્ત કોતરાવી અમારું આપના પ્રત્યેનું ઋણ અદા કરીએ.

**અમાત્ય :** નગરપતિ! આપનો વિચાર ઉત્તમ છે. બીજી કઈ રીતે આવા સત્કાર્યની પ્રશંસા કરી શકાય? હું એમાં સંમત છું. ભગવન્! વિનંતિ સ્વીકારો.

**રુદ્રદામા :** સુદર્શન તળાવ દુર્દર્શન થયું હતું. તેને તેવું થતું પણ મેં જોયું અને આપ સૌની શુભેચ્છાથી વધારે દ્દઢતર થતું પણ જોયું. અને એ સઘળું મારા અંતરને આનંદ આપી રહ્યુ છે. તમારો પ્રસ્તાવ મને આનંદ આપે છે. હું પ્રસ્તાવ સ્વીકારું છું. પણ એ, પ્રશસ્તિ રાજ્ય પોતાના ખર્ચે લખાવે તો જ. કારણકે સુદર્શનના સમુદ્ધારને લગતું સત્કાર્ય રાજ્ય માથે છે. પ્રજાની પાસે એ અંગે કાંઈ પણ ખર્ચ કરાવવા હું માગતો નથી.

**નગરપતિ :** વાહ પ્રભુ! ધન્ય! આ વત્સલતાએ જ આપને પ્રજાના સાચા પિતા બનાવ્યા છે. જ્યા રાજવી ઉદારચરિત ને કર્મનિષ્ઠ છે ત્યાં પ્રજાને સદાયે આનંદ ને અભય છે. સુદર્શન આપના સદ્ધર્મનું એક પ્રતીક બની રહેશે. અને આપણાં સંતાનો માટે સ્વાર્પણની એક પ્રેરણા.

**રુદ્રદામા :** ખરું છે નગરપતિ! સુદર્શન તો આપણા ચારિત્ર્યનું સ્વચ્છ દર્પણ બની રહે એ જ મારી મનોકામના છે. આપણાં સંતાનોને શરમાવું ન પડે એવું પ્રતિબિંબ આપી જઈએ તો યે બસ.

**અમાત્ય :** જય હો મહારાજનો!

**સર્વે :** મહારાજનો જય! [પડદો]

* [આ પ્રસંગ મહાક્ષત્રપ રુદ્રદામાનો છે. તેનું રાજ્ય ગુજરાતભરમાં હતું. ગિરિનગર સુરાષ્ટ્રનું પાટનગર હતું. સુદર્શનોદ્ધારનો લેખ ગિરિનગરની તળેટીમાં અશોકના ધર્મલેખોની નીચે જ કોતરેલો છે. તેનો આમાં આધાર લેવામાં આવ્યો છે]

પાન ૨૨થી આગળ]
પણ મને તેની ઝાંખી જરૂર થઇ.

બીજે દિવસે મામીએ મને એ ચોટલા ન લઈ દીધા. રીબન ન નાખીં. દોરો નાખીને સીધો અંબોડો વાળી દીધો.

'મામી! મને એ ચોટલા ગમે છે.' મેં લાડ કરતી હોઉં તેમ કહ્યું.

'મને એ ચોટલાં લેતાં નથી આવડતું.' મામી બોલ્યાં. એમનો મીઠો અવાજ મને કડવો ઝેર લાગ્યો.

'માશીબા કેવું સરસ માથું ઓળતાં!' મારાથી સરખામણી થઈ ગઇ.

'હું માશી નથી.' શબ્દો સીધા હતા. પણ મામી એ શબ્દો એવી રીતે બોલ્યાં અને મારી સામે કાંઈક એવી રીતે જોઇ રહ્યાં કે હું ડઘાઇ ગઈ. એ પછી મામીએ હર્ષાને એ ચોટલા લીધા તો ય હું બોલી નહીં.

મામા બજારમાં ગયા હતા.

મને ચીડવતી હોય તેમ એ ચોટલા ઊંચા-નીચા કરતી હર્ષાએ મારી રોતી ઢીંગલી ઉપાડી.

'મારી છે!' મેં રડતે રાગે કહ્યું અને હર્ષા પાસેથી ઢીંગલી પાછી લેવા હાથ લંબાવ્યો.

'નહીં આપું!' કહી હર્ષા મામી પાસે પહોંચવા રસોડાં તરફ દોડી.

હું પાછળ દોડી. હર્ષા નાની હતી. તેની પાસેથી ઢીંગલી પડાવી લેતાં મને કેટલી વાર? મારામાં ય છોકરવાદ હતો.

'શું છે?' મામીએ રસોડામાંથી બહાર નીકળી, હર્ષાને બે પગ વચ્ચે લઇ, મારી સામે ડોળા કાઢતાં પૂછ્યું.

'મારી ઢીંગલી!' મેં રડતે રાગે કહ્યું. મામીના વિફરેલ ડોળાની મને બીક લાગતી.

'ઢીંગલી માથે તારું નામ નથી લખ્યું. હર્ષા પણ એનાથી રમશે.' મામીની આંખોમાંથી ઠપકો વરસતો હતો. મામી બોલે મીઠું, પણ ડોળા એવા કાઢે કે આપણે ડઘાઈ જઇએ.

'મા-રી! ઢીંગલી!' મેં રટ ચાલુ રાખી. બીજું કાંઇ બોલવાનું સૂઝતું નહોતું.

'ઢીંગલીના પૈસા તારા બાપે નથી આપ્યા. હર્ષાના બાપે દીધા છે. હાલી મિજાજ શેની કરે છે?' આટલું બોલતાં ય મામીએ અવાજની મીઠાશ ન છોડી. પણ ડોળા વધારે કાઢ્યા. તેમનું રૂપ બિહામણું બની ગયું. મામીનું આવું ડરામણું સ્વરૂપ મેં કોઇ દિવસ જોયું ન હોતું. માશી સાથે હસી હસીને વાતો કરતાં તે આ જ મામી હતાં!

હું બી ગઇ. લોકો ભૂતથી ડરે તેમ હું મામીનાં એ રૂપથી ડરી ગઇ. મનમાં ફ્રાસકો બેસી ગયો. એક શબ્દ તો ન બોલી શકી, પણ ત્યાંથી આઘા જવાનું ય મુશ્કેલ બની ગયું. હું જાણે ધરતી સાથે જડાઈ ગઈ.

*હર્ષાને આંગળિયે લઇને મામી ત્યાંથી જતાં* રહ્યાં, એ પછી મારા પગમાં કાંઇક ચેતન આવ્યું. કંઇ બોલ્યા વિના હું બેઠકના ઓરડામાં જતી રહી. ડૂમો ભરાઇ આવ્યો હતો. મારી નાનકડી છાતી પર મોટો પથ્થર મૂકીને કોઈ ઉપર ચડી બેઠું હોય તેવું લાગતું હતું. રોવું'તું, પણ રોવાતું નહોતું. મનમાં ઊંડે ઊંડે બા સાંભરી. માશી સાંભર્યાં. શારદા સાંભરી. પણ એ બધાંની યાદને દાબી દેતું મામીનું વિકરાળ રૂપ મારી નજર સામે તરવર્યા કરતું હતું. મૂંગી મૂંગી હું બેઠકને ખૂણે ભરાઇ રહી. ન બોલું. ન ચાલું. ન હસું. ન રડું. તદ્દન બાઘી થઇ ગઈ. હું એવી દશામાં હતી કે કેટલો સમય ગયો તેનું ય મને ભાન નહોતું રહ્યું.

હું આવી મૂઢ દશામાં હતી ત્યાં મામા આવ્યા. ઓશરીમાં હીંચકા પર બેસી, તેમણે બૂમ મારી 'મંજુ!'

મામાનો અવાજ મેં સાંભળ્યો, પણ કાંઇ બોલી નહીં.

'મંજુ!' મામાએ ફરી કહ્યું, 'જો તો ખરી! હું તારે માટે શું લાવ્યો છું?'

તો ય મેં જવાબ ન દીધો. હતી તેથી પણ વધુ સંકોડાઇને ખૂણામાં ભરાઈ ગઇ. મારું ચાલત તો હું ભીંતમાં પેસી જાત.

'ક્યાં ગઈ મંજુ?' મામાએ પૂછ્યું.

મામી રસોડામાંથી આવ્યાં હોવાં જોઈએ. તેમણે જવાબ દીધો, 'ક્યાંક રિસાઈને બેઠી હશે.' એ જ મીઠો-મધ અવાજ.

'શું થયું?' કહેતા મામા બેઠા થઈ સીધા ઓરડામાં આવ્યા. મને હેતથી તેડી લીધી.

મને તેડીને મામા ઓશરીમાં આવ્યા. મામી અને હર્ષા ત્યાં ઊભાં હતાં. હર્ષાના હાથમાં મારી ઢીંગલી હતી. મારું મોઢું શિયાંવિયાં થતું હતું.

'મારી દીકરી!' મામાએ લાડથી કહ્યું, 'કોનાથી રિસાણી છો?'

મામાને બધી વાત કહી દેવાનું મન હતું. પણ મામી સામે ઊભાં હતાં. અત્યારે એ હસતાં હતાં. પણ મને કંઈ એવો ભાસ થયો કે હસતા હસતાં ય મામીએ મને પેલું ભયંકર રૂપ બતાવી દીધું હતું. હું મૂંગી રહી.

'બા સાંભરી? માશી સાંભરી.' મામાએ પૂછ્યું.

બા ને માશી બધાં સાંભર્યાં હતાં, પણ હેમતની મારી હું તેમનાં નામ લઈ શકતી નહોતી હનુમાનજીનું નામ લેતાં ભૂત ભાગી જાય, તેમ મામાએ બા-માશીનું નામ લેતાં, મારા મનમાથી મામીનો ભય ભાગી ગયો.

'મારી ઢીંગલી' કહીને હુ ડીસકાં ભરવાં લાગી.

'ઢીંગલીને શું થયું?' મામાએ પૂછ્યું.

'હર્ષાએ જરા રમવા લીધી છે.' મામીએ કહ્યું. સાદ કેવો નરમ હતો!

'હર્ષાએ શું કામ લીધી? એ ઢીંગલી મંજુની છે.'

'તો મંજુ ભલે ગળે બાંધે!' મામી બોલ્યાં, 'છોકરાં-છોકરાં વચ્ચે ભેદ પાડવાનું મને પસંદ નથી.' મામીના મીઠા અવાજમાં પહેલી વાર થોડી કડવાશ ભળી.

'તું કાંઈ સમજે છે કે નહીં?' મામાના મોં પર કંટાળો હતો. 'હર્ષાની મા-તું બાર વર્ષની બેઠી છો. અને આની...' એકાએક બ્રેક લાગતાં મોટર અટકે તેમ મામા વાત કરતા અટકી ગયા.

'હર્ષા!' મામીએ છણકો કર્યો, 'આપી દે એની ઢીંગલી!'

હર્ષાએ મને ઢીંગલી આપી દીધી. મા-દીકરી બંને રસોડામાં જતાં રહ્યાં.

મામા તે દિવસે સાંજે મારી સાથે ખૂબ રમ્યા. રમતાં રમતાં મામાએ મને પૂછ્યું, 'મંજુ! તને ભણવું ગમે?'

'હા.' મેં કહ્યું, 'બા મને કૉલેજમાં ભણવા મોકલવાની હતી.'

'કાલે નિશાળે જઈશ?'

'હં-હં!'

મેં નિશાળે જવાનું શરૂ કર્યું. નિશાળમાં થોડી બહેનપણીઓ પણ થઈ. મારી રોતી ઢીંગલી અમને ઘણી વાતોનો મસાલો પૂરો પાડતી.

*

રવિવારની રજા હતી. મામા આરામખુરશીમાં પડ્યાં પડ્યાં છાપું વાંચતા હતા. મામી હર્ષાનું માથું ઓળતાં'તાં. હું પણ લખતી હતી.

'મંજુના માથામાં જૂ પડી છે?' મામાએ મામીને પૂછ્યું.

'કેમ જાણ્યું?'

'હું ક્યારનો જોઉં છું કે એ માથું ખજવાળ્યાં કરે છે.'

'હશે નિશાળમાં જેવી તેવી છોકરીઓ ભેગી રમતી હશે તો ત્યાંથી જ ઉપાડી લાવી હશે. હર્ષાને ન ચોંટાડે તો સારું.' મામી બોલ્યાં. મીઠો અવાજ!

'હર્ષા તો ઠીક! પણ મંજુનાં માથામાં જૂ હોય તેમાં આપણી શોભા નહીં.'

'તો-? શું કરવું?'

'મંજુનું માથું સાફ કરી દેવું.'

'શિયાળાના દી. ઘરમાં હું એકલી. કામવાળી માંદી. ઘરનાં દસરડામાંથી હું ઊંચે આવતી નથી. તમારે તો બોલી નાખવું છે!' અવાજ મીઠો પણ એમાં કંટાળાનો ભાવ ખરો.

'જેમ હર્ષાની સંભાળ રખાય છે તેમ મંજુની પણ કાળજી રાખવી' મામાનો સાદ જરા કડક હતો.

બીજા તો મામાના એવા અવાજથી ડરતાં. હું પણ.

'તમને હર્ષા આંખે આવી છે. લ્યો' એને પૂરી કરો. પછી મંજુને સાચવીને બેસી રહેજે.' કહી મામીએ હર્ષાને હડસેલી. મામાના કડક અવાજની મામી પર કશી અસર નહોતી. એવા અવાજથી એ ઉલટાં વધારે છંછેડાયાં લાગતાં હતાં.

મામાએ વાત પડતી મૂકી. હું ટગરટગર જોઈ રહી.

બીજે દિવસે મામા મને કહે, 'મંજુ! તને બોબ્ડ વાળ ગમે?'

મારે માથે લાંબા, સુંવાળા, કાળા, ચળકતા વાળ હતા. મને તેનો મોહ હતો. વાળ કપાવવા કોને ગમે? પણ મામાને નારાજ ન કરવા હું ચૂપ રહી. મામાએ મારા વાળ કપાવી દીધા.

પછી મામા પોતે મને નવડાવવા બેઠા, ત્યાં મામી આવી ચઢ્યાં અને બોલ્યાં, 'શરમાતા નથી!'

'શું કરું? મંજુ મારી દીકરી છે. તુ એનું ધ્યાન નહીં રાખ તો એને હું સાચવીશ.'

મામીએ મામાને આઘા ખસેડ્યા. મને નવડાવવા માંડી. મામા બાજુમાં ઊભા હતા. આંખમાં સાબુ ગયો તો પણ હું રડી નહીં, મારે કારણે મામા–મામીનાં મન ઉંચક થાય તે મને ગમતુ નહોતું.

આમ દિવસો વીતતા હતા.

ભગવાનને ઘેર ગયેલી બા પાછી આવવાની આશા મેં સાવ છોડી નહોતી. પણ બેનપણીઓ કહેતી, 'ભગવાનને ઘેર જાય એ પાછું ન આવે. એ તો મરી ગયું કહેવાય. તારી બા મરી ગઈ છે. હવે એ પાછી નહીં આવે.'

આ વાત ભારે હતી. પૂછવુ કોને? મામીને પૂછાય નહીં. મામા સાથે આવી વાત કરાય નહીં. માશી આવે તો તેમને પૂછાય. એ જરૂર જવાબ દે. મહિનાઓ થયાં માશી આવ્યાં નહોતાં તેમના કાગળ આવતા. પણ મને કાગળ લખતાં ક્યાં આવડતું?

એક દિવસ માશી આવ્યાં. શારદા સાથે હતી. હું રાજી થઈ ગઈ. 'માશીબા!' મેં આનંદના આવેશમાં કહ્યું, 'આજ હું તમારી ભેગી સૂઈશ, હો!'

'સારું, હો!' માશીએ કહ્યું અને પછી પળવાર મારી સામે જોઈ રહેતાં ઊમેર્યું, 'તેં વાળ કેમ કપાવ્યા?'

'માથામાં જૂ પડી ગઈ'તી, એટલે મામાએ કપાવી દીધા.' મેં સહજ ભાવે કહ્યું.

વાતચીત દરમિયાન મામી હાજર હતાં. માશી કંઈ બોલ્યાં નહીં. મામી સામે જરાક જોયું. મામી નજર ફેરવી ગયાં. માશીએ મારું માથું જોઈ દીધું. જૂ ને લીખ વીણી કાઢી. મામા પાસે કંઇક દવા મગાવીને મારા માથામાં ભરી.

રાત પડી. સુવાની એ જ વ્યવસ્થા. એવડિયું ગાદલું. માશીને ડાબે પડખે શારદા. જમણે પડખે હું. શારદા તરત ઊંઘી ગઇ. હું જાગતી પડી હતી.

માશી મારે માથે હાથ ફેરવવાં માંડ્યાં પણ મને ઊંઘ આવતી નહોતી.

'મંજુ!' માશી બોલ્યા; 'ઊંઘી જા!'

'માશીબા! એક વાત પૂછું?'

'પૂછ.'

'ભગવાનને ઘેર જાય એ મરી ગયું કહેવાય!'

'હા. તને કોણે કહ્યું?'

'મારી બેનપણી કહેતી'તી. -તો? શું મારી બા મરી ગઈ છે.?' મારો સાદ ભારેખમ હતો.

'હા, બેટા!' માશીએ કહ્યું, 'બેન મરી ગઈ છે.'

'હવે હું બાને કોઇ દિવસ નહીં જોઉં?'

'મામી ને હું તારી બા છીએ, એમ સમજ.'

'તમને બા માનુ. તમે બા જેવાં છો, મામીને બા નહીં માનુ.' મેં સાફ સાફ વાત કરી દીધી.

'એમ ન કહીએ, બેટા!'

'માશીબા! મને તમારી ભેગી રાખોને!' થોડી વાર મૂંગા રહી મેં કહ્યું.

'મંજુ! મારા સાસુ-સસરા જીવે છે ને ત્યાં સુધી મારાથી તને ભેગી ન રખાય.' માશીના અવાજમાં લાચારી હતી.

'પછી મને ભેગી રાખશો?' સવાલ પૂછતા હું પથારીમા બેઠી થઈ ગઈ.

'હા! પછી મને રોકનારું કોણ છે?' કહી માશીએ મને બથમા લઈ લીધી.

મે', માશીની માસલ છાતીમાં મોઢું લપાવી દીધું.

'માશીબા!' મેં પાછું કંઈ વારે પૂછ્યું, 'તમારાં સાસુ-સસરા ક્યારે મરશે!'

માશી હસી પડ્યાં. મારા ગાલ પર હેતની ભરીભરી ટપલી મારી. જાણે બા જ! બા રાજી થઇ હોય ને ખોટો ગુસ્સો બતાવવો હોય ત્યારે આમ જ ટપલી મારતી માશીબાએ મારા સવાલનો જવાબ ન દીધો.

થોડી વાર હુ આંખો મીચીને પડી રમી. ઊંઘની સવારી આવી રહી હતી. ઊંઘી જતા પહેલા ભારે મહેનતે આંખ ઉઘાડીને મેં માશીબાને પૂછી લીધું, 'તમારા સાસુ-સસરા તો બહુ ઘરડાં છે, હાં?'

'હા.' માશીએ કહ્યું.

તરત હુ પડખું ફેરવીને ઊંઘી ગઇ.

ત્રણ દિવસ રોકાઈને માશીબા જતા રહ્યા. એ ત્રણ દિવસ મને ત્રણ પળ જેવા લાગ્યા. આ વખતે મેં માશી સાથે જવાની તકરાર ન કરી. માશીના સાસુ સસરા ઘરડા હતા. હું થોડા વખતમા માશી ભેગી રહેવા જઇશ. પછી? કેવી મજા'

માશીબા ગયા પણ મને નવી આશાનો દોર આપતા ગયા

*

મામીની મને બીક લાગતી હવે હર્પોની પણ બીક લાગતી મામીને એ માગ વિરુદ્ધ કઇ કહેતી તો મામી મને ધમકાવી નાખતા—મીઠે અવાજે પણ કરડે રૂપે.

વળી મહીનાઓ વીત્યા

બીજુ ઘણુ હુ ભૂલી ગઇ હતી, પણ બાને કદી ભૂલી નહોતી. તેને રોજ સંભારતી. માશીએ કહ્યુ કે બા મરી ગઇ છે, એ પછી તેને મળવાની આશા રાખવી નકામી હતી. છતા અંતર કોઇ ચમત્કારની વાટ જોયા કરતું. બીજા અનેક ચમત્કારો થાય છે; તો શું બા પાછી આવે તેવો ચમત્કાર ન થાય? કહે છે કે ભગવાન ધારે તે કરી શકે છે. હુ ભગવાનને રોજ પ્રાર્થના કરતી.

ભગવાનને એક હું બીજી પ્રાર્થના પણ કરતી, 'હે, ભગવાન! માશીબાના સાસુ-સસરાને જલદી મારી નાખ.'

વખત વીતતા મારા મનમા બા ને માશીની છબી સેળભેળ થઇને એક સરખી થઇ ગઇ હતી.

હા! હું બાપુને ભૂલી ગઈ હતી. મામા એમને કોઇ દી' યાદ ન કરતા. માશી જ્યારે આવે ત્યારે બીજી અનેક વાતો કરતાં, પણ બાપુને કોઈ દી' ભૂલેચૂકે ય ન સંભારતાં. બાપુ ય કદી કાગળ ન લખતા પોતાની લાડકીને ભૂલી ગયા હશે?

હું આવ્યા પછી ઘણે મહિને અમારા ગામનો સુતાર બાપુનું સંપેતરું લઈને મામા પાસે આવ્યો. આવીને સીધો નીચે બેસી ગયો અને મામાના પગ પાસે બાપુનું સંપેતરું મૂક્યું.

'શ છે?' મામાએ અમલદારી તોરથી સુતારને પૂછ્યું.

'મગનભાઈએ મોકલ્યું છે.' સુતારે કહ્યું.

'મારા બાપુએ?' હું પૂછ્યા વિના ન રહી શકી.

'હા-મજુ!' સુતારે કહ્યું, 'તુ દૂબળી કેમ થઈ ગઈ છો?'

'જેની મા મરી જાય એ દૂબળી ન થાય તો બીજું શું થાય?' મામાએ કડવાશથી કહ્યું.

'બાપુએ શુ મોકલ્યું છે?' મેં વળી વચ્ચે પૂછી લીધુ.

મામાના અવાજ પરથી મને લાગ્યું કે આ રીતે લાંબો વખત વાતચીત થશે તો ઝગડો થઈ જશે.

'જાદરિયુ.' સુતારે કહ્યું.

'હે!' જાદરિયુ મને બહુ ભાવતું.

'તારે કાઈ કહેવરાવવું છે?' સુતારે પૂછ્યું.

'બાપુને કેજે, હું મજામાં છું.'

'સારું' કહી સુતાર ગયો. જાદરિયાનો ડબરો મૂકતો ગયો.

સુતારની પીઠ ફરી કે મામીએ આવી ડબરો ઉપાડી લીધો.

પછી મે એ જાદરિયું જોયું નહી. જાદરિયું સાભરે ને સાથોસાથ બાપુ ય સાભરે. બંને મળે તેમ નહોતા.

મામીનો ઝીણો ત્રાસ વધતો જતો હતો. મને ખાવાનું ય ઓછું મળતું. મારા કપડા ગંદા રહેતા. હવે ફૂલફટાકિયાં જેવી થઈને ફરતી.

વખત વીતતા હું મૂગામૂંગા સંતાપ સહન કરતા શીખી ગઇ. મનમાં બળતી. દૂબળી રહેતી. પણ મનની વેદના કોઇને કહેતી નહી. અંતરમા આગ હતી, પણ

તેને મૌનની રાખથી ભારી રાખતી. મામી ક્યારેક મને મીંઢી કહેતાં પણ મને મૂંગા રહેવા સિવાય બીજું કાંઈ સૂજતું નહીં.

માશી આવતાં ત્યારે તેમને ય હવે હું અંતરની બધી વાતો ન કરતી. માશીનાં સાસુ-સસરાની આવરદા તો મારી પ્રાર્થના પછી વધી જણાતી હતી. મેં માશી પાસે જવાની ય આશા છોડી દીધી. આશા વિના ય જીવાય છે ખરું.

છેલ્લે માશી આવ્યાં ત્યારે મામીનું મોઢું તેમની સામે પણ ચડેલું હતું. માશીએ ગંભીર થઈ ગયાં હતાં. માશી કાંઇ બોલ્યાં નહોતાં પણ તેમની આંખનાં સોજી ગયેલ પોપચાંએ મને ઘણું સમજાવી દીધું હતું.

*

એક વાર મામીનાં બહેન મે'માન થયાં. સાથે તેમની બે દીકરીઓ હતી. એક મારાથી મોટી. બીજી મારાથી નાની. ઘણે વર્ષે તેઓ આફ્રિકાથી આવ્યાં હતાં.

ઓીડિયાં મામી તેમની બહેન સાથે લહેરથી ગપાટા મારતાં. મે'માનની મોટી દીકરી સારું ગાતી. તેણે મંજરીનું ગીત ગાયું. સરસ ગાયું.

'મંજલીનું ગીત?' મેં નિખાલસભાવે પૂછ્યું.

'મંજલી નહીં! મંજલી તો તારું નામ. આ તો મંજરીનું ગીત છે.' મામી ખડખડાટ હસ્યાં. અધરાતે ઘુવડ બોલતું સાંભળ્યું છે? એવું મામીનું એ હસવું હતું.

મામીની બહેન હસી. તેની બે દીકરીઓ હસી. છેલ્લે હર્ષા પણ હસી-મારી સામે જીભડો કાઢી હસી. હર્ષા હસી તે મને બહુ આકરું લાગ્યું. મેં મોઢું બગાડ્યું. પણ મારા તરફ કોઇએ ધ્યાન આપ્યું નહીં.

હર્ષાની માશીની દીકરી-હંસાએ રમતાં રમતાં મારી રોતી ઢીંગલી લીધી. હું કંઇ બોલી નહીં. એ મહેમાન હતી. અને હવે હું કેટલીક વાતો સમજતી થઇ હતી.

'હંસા!' મામી મેણું મારતા હોય તેમ દાદમાં બોલ્યાં, 'એ ઢીંગલી મૂકી દે. એ તો અમારી લાડકીની છે. બીજા કોઇથી એને અડાય નહીં.'

હંસા ડઘાઇ ગઇ. તેણે રોતી ઢીંગલી હેઠે મૂકી દીધી.

મેં મારી રોતી ઢીંગલી લીધી નહીં.

એ ત્રણે બહેનો મોજથી રમતી. હું કોઇ ખપની ન હોઉં તેમ દૂર ફંગોળાઈ ગઇ. પહેલાં આંસુ થતું ત્યારે મને રડવું આવતું. હવે હું રીઢી થઇ હતી. મન રડતું હતું. પણ આંખને ખૂણે મેં આંસુ ડોકાવા દીધું નહીં.

રાત પડી. મારી એ જ જુદી પથારીમાં હું પડી. રોજ હું પથારીમાં પડ્યાં ભેગી ઊંઘી જતી. હા! સપનામાં ક્યારેક બા આવતી, માશી આવતાં. શારદા આવતી. હમણાં હમણાં ક્યારેક બાપુ પણ આવતા. પણ ઊંઘ તરત આવી જતી.

એ રાતે મને ઊંઘ ન આવી. મેં આંખો મીંચી, પણ મનના ઉધામા શમ્યા નહીં. માશી સાંભર્યાં, માશીના સાસુ-સસરા સાંભર્યાં. છેલ્લે બાપુ સાંભર્યા. એ શું કરતાં હશે? હવે હું કોઈ દી' બાપુ પાસે નહીં જઉં? ક્યારેક કરડા, પણ બાપુ ભલા હતા. એ મને ભૂલી ગયા હશે? ના-રે! ભૂલે કેમ? મને જાદરિયું ભાવે છે, એ વાત એમણે કેવી યાદ રાખી! પણ મામી? મને જાદરિયું જોવાય ન દીધું. એ જાદરિયાનું શું કર્યું હશે? એ કોણે ખાધું હશે? પડ્યું પડ્યું બગડી તો નહીં ગયું હોય ને?

પથારીમાં પડી પડી હું મનના ઘોડા ઘડતી હતી, ત્યાં મેં મામી ને તેમની બહેનને કંઇ વાતો કરતાં સાંભળ્યાં. મેં કાન સરવા કર્યા.

'લે, હંસાને થોડો મગજ દે.' મામી કહેતાં હતાં.

'પથારીમાં મગજ ખાવાનો? બહેને પૂછ્યું.

'શું કરું? માથે આ મોસલ જેવી બેઠી છે ને? એને મૂકીને હર્ષાને કંઇ ખવડાવું તો એ ટચૂડી જેવડી છોકરી મામા-મામા કરતી આડી ભરવા જાય નાહક ઝગડો થાય.'

'આ તો ભારે! પોતાના ઘરમાં, પેટની દીકરીને છાનું ખવરાવવું પડે એ કેવો ત્રાસ! તું ડરે છે શા માટે? તું ઘરની ગુલામડી નથી. માલિક છો.'

'બેન! ઘરમાં ઉઘાડા કજિયા થાય એ મને ન ગમે, રોજ રાતે હર્ષાને મગજની બે લાડુડી ખવડાવી દઉં છું. કજિયાનું મોં કાળું! લે! સાચાં ઘીનો મગજ છે. હંસાને દે.'

'હંસા!' બહેને હંસાને હલાવી જોઈ. એ હલી નહીં એટલે કહ્યું, રહેવા દે. હંસા ઊંઘી ગઇ છે.'

'હર્ષા મગજની સાહૂડી થઇ ગઈ છે. મગજ ન ખાય ત્યાં સુધી ઊંઘે નહીં. પછી સવારે મોડી ઊઠે!'

મગેજ! સાચાં ઘીનો મગજ! આંકની કકડાટી ને ઘીની સોડમ! મગજ મને ય ભાવતો. પણ... પણ...! મને પાકું ભાન થયું કે હું અનાથ હતી. મારી મા નહોતી. મારી દૂર હતાં. મામા મોટે ભાગે ઘરની બહાર રહેતા. કોઈની પાસે મગજ માગવાનો મારો અધિકાર નહોતો.

હું શાંત પડી રહી. ઊંઘ ન આવી.

બીજે દિવસે સવારે મારી મેળે નાહીને હું 'રોતી ઢીંગલી' સાથે બગીચામાં રમવા જતી રહી. નિશાળે જવાને વખતે પાછી આવી. મામીએ કંઈ પૂછ્યું નહીં. મેં કંઇ કહ્યું નહીં. તેમણે મારી થાળીમાં એ રોટલી પીરસી દીધી. મેં લૂસપૂછ ખાઇ લીધું. જમીને તરત દફતર લઇ નિશાળે જતી રહી.

નિશાળમા મને ઝોલા આવતા હતાં. વર્ગના પાઠમાં મારું ધ્યાન નહોતું. મહેતીજીનું મારામા ધ્યાન નહોતું. આખું જગત જાણે એકમેક તરફ બેધ્યાન હતું.

એ પછી હું મોટે ભાગે ઘરની બહાર રહેતી. જમવા આવતી. સૂવા આવતી. એ સિવાયનો ઘણો ખરો સમય બગીચા ને નિશાળમા જતો. મામી ને હું એકબીજાથી દૂર રહેતાં. હર્ષો તદ્દન અજાણ્યા જેવી થઇ ગઇ હતી. હું બરાબર સમજતી હતી કે હું અણખપની હતી, પણ થાય શું!

મામીની બહેન ને તેની બેબીઓ અવારનવાર આવતા, જ્યારે આવે ત્યારે મારી મશ્કરી કરતાં. 'મંજલી' ને મંજરીનું ફારસ થતું. હું ચિડાતી. પણ ચીડ બતાવું શી રીતે? મારું મન બગડી ગયું હતું.

માણસનું મન બગડે ત્યારે ઊંઘ પહેલી બગડે છે. મારી ઊંઘ કુતરા જેવી થઇ ગઈ હતી. પથારીમાં હું લગભગ જાગતી પડી રહેતી. ડોળ ભરઊંઘમાં પડી હોવાનો કરતી. પણ હર્ષો મગજનો લાડુ ખાય તેના બચકારા રોજ સાંભળતી. હર્ષોને રાતે લાડુ ખાવાનું બંધાણ હતું મને બચકારા સાંભળવાનું બંધાણ થઈ ગયું હતું.

એક રાતે મેં મામા-મામીને કંઇ વડઝડ કરતાં સાંભળ્યાં. સાધારણ કડક રહેતો મામાનો સાદ ગળગળો હતો.

'આપણે ફરજ ચૂકીએ છીએ.' મામાએ કહ્યું.

'શેની ફરજ?' મામીનો ભીડો અવાજ, અત્યારે ફાડી દે તેવો તીખો હતો.

'મંજુને સાચવવાની.'

'મારાથી એને નહીં સચવાય. ત્રણ વર્ષથી અહીં પડી છે. મારા ઘરમાં હું કેદી બની ગઇ છું. પિયર જવાનું નથી. હવે હું ત્રાસી ગઇ છું.'

'મંજુને અહીં હું લેતો આવ્યો હતો. બાપનું ઘર મેં છોડાવ્યું.' મામા કાકલૂદી કરતા હતા.

'ખોટું કર્યું.' એ જ તીખાશ.

'ખોટું તો પણ મારું! મારે ખાતર મંજુને સાચવવી જોઇએ.'

'તમે આવા નકામા બોજ વેંઢારતા ફરો અને... પછી ચગદાવાનું મારે.'

'શું થાય? એ બિચારી ક્યાં જાય?'

'જહન્નમમાં જાય!'

'એની મા મરી ગઇ છે.'

'એની મા મેં નથી મારી. તમે મને મારવા શા માટે ઊભા થયા છો?' મામી તાડૂક્યા, 'તમારી બાકી રહી છે તે બેન રોજ રોફ મારતી. એ માંડ ટાળ્યું, ત્યાં વળી તમને ઉધામો ચડ્યો લાગે છે!'

જવાબમાં મામા કંઇ બોલ્યા નહીં. ધ્રૂસકે-ધ્રૂસકે રડવા લાગ્યા. મેં આંખ ઉઘાડીને જરા જોઇ લીધું. મામી અક્કડ બેઠાં હતાં. મામા રડતા હતા. હર્ષો ઘોરતી હતી.

મામાની દયામણી દશા જોઇ મારું હૈયું ભરાઇ આવ્યું. બા સાંભરી. બાપુ સાંભર્યા. ગળામાં ચીસ સમાતી નહોતી. અંતર ફાટફાટ થતું હતું. બેફામ તાણીને રડવાનું મન થતું હતું. પણ હું રડી નહીં. એક ડૂસકું ય ન ભર્યું. આંખમાંથી એની મેળે આંસુ સરવા લાગ્યાં...ટપ, ટપ, ટપ! પણ મેં જરા ય અવાજ ન કર્યો.

બીજે દિવસે સવારે હું ઢીંગલીને બદલે દફતર લઇ બગીચામાં રમવા જતી રહી. ત્યાંથી સીધી નિશાળે ગઇ. કકડીને ભૂખ લાગી હતી. પાણી પીને ચલાવી લીધું.

સાંજ પડી. ભૂખ સહેવાઈ નહીં. ઘેર આવી. દફતર મૂક્યું.

હર્ષા કહે, 'મંજુ! આખો દિવસ ક્યાં હતી?'

'હર્ષા!' મામી તાડૂક્યાં, 'વળી તેં એને બોલાવી! હું એને ભૂખે ય ન બોલાવું. પાકી એટલે

આવશે એની મેળે. ભૂખ નહીં છોડે.'

નફટ બનીને હું રસોડામાં ગઈ. મામીએ એક કડછી ખીચડી ને અડધો રોટલો આપ્યાં, તે નીચી મુંડીએ ખાઈ લીધાં.

એ પછી જેટલી વાર હું જમવા બેસતી, એટલી વાર નાનમ અનુભવતી. ક્યારેક કોઈ ટંક ન જમું તો મામી કાંઈ પૂછતાં નહીં.

એક વખત તો હું લાગલગાટ ત્રણ ટંક ન જમી. બેનપણીનાં શાકભાતાં ને પાણીથી સંતોષ માની લીધો. પણ પછી રહેવાયું નહીં. હું ઘેર આવી. મામી ક્યાંક બહાર ગયાં હતાં. હર્ષા એકલી હતી.

'મામી ક્યાં?' મેં પૂછ્યું.

'મને ખબર નથી.' હર્ષાએ કહ્યું.

થોડી વાર મેં રાહ જોઈ પણ મામી આવ્યાં નહીં. મારાથી રહેવાતું નહોતું. હું રસોડામાં પેઠી. રોટલો લીધો. ખાવાનું શરૂ કરું છું, ત્યાં મામીનું વિકરાળ સ્વરૂપ સામે આવીને ઊભું.

'શું કરે છે?' મામીએ પૂછ્યું. એમનો મીઠો અવાજ ક્યાંક અલોપ થઈ ગયો હતો.

હું કાંઈ બોલી નહીં. રોટલાનું બટકું હાથમાં રહી ગયું.

'ચોરી કરે છે?'

'ભૂખ લાગી હતી.' મેં કહ્યું.

'કહું તારા મામાને?'

'ન કહેશો, મામી! ન કહેશો!' હું રડી પડી. મને મામા લડે તેની બીક નહોતી. મામી મામાને રડાવે તેનો ડર હતો. રોટલાનું બટકું મૂકી હું ઊભી થઈ ગઈ. નીચું ઘાલી ઘરની બહાર નીકળી ગઈ. સીધી બગીચામાં. સાંજ પડવા આવી હતી, છતાં હું બગીચામા ગઈ.

બગીચો બહુ સરસ જગ્યા છે. ત્યાં સવારથી રાત સુધી બેસીએ તોય કોઈ ખસવાનું ન કહે. ઘરમાં મારા જેવડી એક હર્ષા હતી અને તેય દુશ્મન. બગીચામાં અનેક બેરબંધ હતાં.

બગીચાનું પહેલું ખેંચાણ હીંચકા ને લપસણિયાં. પણ જેનું મન ભારે છે, જેના પેટમાં ભૂખ છે, તેને હીંચકામાં મજા નથી આવતી.

બગીચો આપણાં સંસારનાં નાનાં રૂપ જેવો છે. ત્યાં ઝાડ છે. વેલ છે. રોપ છે. ફૂલ છે. ફળ છે. પશુ છે. પંખી છે. કલ્લોલ છે. કકળાટ છે. એ બધાના સરવાળા-બાદબાકીમાંથી બને છે બગીચો.

એક મોટા ઝાડને વેલ ચડી હતી. માળી વેલ કાપતો હતો. મામાએ મારા માથાના વાળ કપાવી નાખ્યા હતા તેમ! વેલ મને બેનપણી લાગી.

મોટા પાંજરામાં અનેક જાતનાં પંખી ઉડાઊડ કરતાં, તેમની વચ્ચે ધનેશ ભારેખમ બનીને બેઠો હતો. ધનેશ મને ભાઈ લાગ્યો.

ગિરનાં જંગલ ધ્રૂજવતો સિંહ નાનકડાં પાંજરામાં આમથી તેમ લટાર મારતો આખું ઘૂરકતો હતો. તે મને મામી પાસે ગરીબડે સાદે બોલતા ભાનુમામા જેવો લાગ્યો. એના ઘૂરકાટમાં ય મને પેલી રાતે સાંભળ્યાં હતાં તેવાં મામાનાં ડૂસકાં સંભળાયાં.

ઘણાને મન બગીચો આનંદ કરવાનું સાધન હતું. મારે માટે બગીચાની દરેક વસ્તુ જીવતાં સગાં જેવી બની ગઈ હતી. બગીચા સાથે મેં ઘરોબો કેળવી લીધો હતો.

વાંદરીને કોઇના માથામંથી ટોલા કાઢતી જોઉં ત્યારે મને અચૂક માશીબા સાંભરે. હવે માશીબા ય ક્યાં આવતાં!

એ જ વાંદરી દાંતિયાં કરે ત્યારે મામીમાં ફેરવાઈ જતી.

દોડતાં હરણાં ને વહેતાં ઝરણાં મારાં દોસ્ત બની ગયાં હતાં. નાચતા મોર કલબલતી મેના મારા મનમાંથી ગમગીની હટાવી દેતાં.

પણ...બગીચાનાં પ્રાણી-પંખીને ખવડાવવાનો વખત થતો ત્યારે મારાં મોઢામાં પાણી આવી જતું. કુદરતના આ બાગ જેમ રખેવાળને આશરે પડ્યાં હતાં, તેમ હું મામીના પનારે પડી હતી, રખેવાળને તો કોઈ પૂછનારું હતું. મામીને પૂછનારું કોણ? મામા તો પૂછી શકે તેમ નહોતા જ. માશી હવે આવતાં નહોતાં.

મામાની લાચારી હું સમજી ગઈ હતી. માશીની લાચારી પણ હવે સમજાતી હતી. એમના સાસુ-સસરા મરે તેની વાટ જોવી નકામી હતી. જીવન ખાલીખમ થઇ ગયું હતું. કહે છે કે ખાલી વસ્તુ ખખડે. હું કશો ખખડાટ પણ ન કરતી.

બગીચામાં પેલો ધનેશ દૂબળો થતો જતો હતો. મોસાળમાં હું હીજરાતી હતી. કોને કહેવું? થાય શું?

કંઈ નહી ! બીજુ કંઇ બને ન બનુ બગીચામા જઇને બેસાય છે તો ખરુ ને ! મને બગીચામા જતા કોણ રોકે તેમ હતુ ?

હુ ઘર બહાર ર, તેથી મામી રાજી રહેતા મને બગીચો ગમતો મારુ ખરુ મોસાળ એ

મારાથી ભૂખ વેઠાતી નહી માત્ર અનાજની જ ભૂખ નહી હેતની પણ ભૂખ બગીચામા મને સ્નેહના પાત્ર મળતા એટલો તો સતોષ હતો !

આવા તો ચાર વર્ષ વીત્યા

એક દિવસ મોટો ચમત્કાર થયો

સવારનો સમય હતો કાઇ ખાધા પીધા વિના હુ મારુ દફતર લઇને બગીચામા જવાની તૈયારી કરતી હતી ત્યા બાપુ મને મળવા આવ્યા મામા તેમની સાથે બોલ્યા વિના બહાર જતા રહ્યા મામી રસોડામાથી બહાર નીકળ્યા નહી મે, પાણી લાવી બાપુ સામે ધર્યુ

'મજુ ! બાપુએ પૂછ્યુ 'મારી સાથે આવીશ ?'

'હા,' મે કહ્યુ

બાપુ મારી સામે જોઇ રહ્યા એમની હેતભરી નજર મારા હાડકા પપાળી રહી બાપુ કઇ બોલ્યા નહી હુ પણ ચૂપ રહી

થોડી વાર શાતિ પ્રસરી રહી

મજુ ચાલ, બજારમા જઇ આવીએ ' બાપુએ ઘણી વારે કહ્યુ

'ચાલો !' મે દફતર નીચે મૂક્યુ

અમે બને ઘરમાથી બહાર નીકળ્યા પણ કોઇએ અમને પૂછ્યુ નહી કે, 'તમે કયા જાવ છો ?'

બાપુ મને એક મોટી હોટેલમા લઈ ગયા હોટેલમા હુ કોઈ દિવસ ગઈ નહોતી પૈસા આપવાથી ખાવાનુ મળે તેની મને ખબર નહોતી છોકરા પૈસા ક્યાથી કાઢે ?

'મજુ ' ડૂસકી કેમ પડી ગઇ છો ?' બાપુએ હોટેલમા બેઠા પછી પૂછ્યુ બાપુના સાદમા આનો રણકો ક્યાથી ? મને બા બોલતી હોય તવુ લાગ્યુ

જવા । દેવાને બદલે હુ રડી પડી

'પેડા ખાવા છે ? ગાઠિયા ખાવા છે ? આઇસ ક્રીમ ખાવો છે ?' બાપુ મને પૂછવા લાગ્યા

'ના'' મે રડતી બધ પડતાં કહ્યુ

'તો શુ ખાવુ છે ?'

'મારે તો મગજ ખાવો છે ' હોટેલના થડા પરની બિલોરી કાચની બરણી ચીંધતા મે કહ્યુ

બાપુએ મગજ અપાવી દીધો મે પેટ ભરીને મગજ ખાધો

ઘણી વારે અમે બજારમાથી પાછા આવ્યા, તો ય મામી રસોડામાથી બહાર ન નીકળ્યા

બાપુ રસોડા તરફ ગયા

'હુ મજુને લઈ જઉ ?' બાપુએ પૂછ્યુ

'તમારી દીકરી છે ' મામીએ તોછડાઇથી કહ્યું 'મને શુ પૂછો છો ?'

પળવાર બાપુ જોઈ રહ્યા પછી મારી આગળી પકડી ઘરની બહાર નીકળ્યા મારી સાથે પણ કંઈ બોલ્યા નહી

'આપણે કયા જઈએ છીએ, બાપુ ?' મે પૂછ્યુ.

'ઘેર ' બાપુ બોલ્યા

'મારો સામાન ?'

'નથી લેવો '

હુ જોઇ રહી આગળ ન ચાલી થભી ગઈ

ચાલ'' બાપુના અવાજમા અધીરાઇ હતી

બાપુ !' મારા અવાજમા રુદન હતુ

'કેમ ?'

'મારે બીજો કાઇ સામાન નથી લેવો મારી રોતી ઢીંગલી લઈ આવુ ?

'જા ! લઈ આવ '

બાપુ બહાર ઊભા રહ્યા

હુ દોડતી જઈને મારી રોતી ઢીંગલી લઇ આવી.

બાપુ ને હુ ઉપડયા

બાપુને ત્યાથી હુ આવી હતી મોટરમા પાછી જતી હતી ખટારામા

અહી મામી હતા ત્યા હવે શુ હશે ?

ખટારો ધડબડ ધડબડ ચાલતો હતો, તેની વચ્ચે બાપુએ મને ગોદમા લઇ કહ્યુ, 'મજુ તુ ગઇ તે દીનુ એ ધરાઈને ધાન ખાધુ નથી '

અને બાપુની આખો આસુથી ઊભરાઇ ગઈ

# રવીન્દ્રનાથનાં રાષ્ટ્રીયગીતો

હજારીપ્રસાદ દ્વિવેદી
અનુ૦ ભૂ. ત્રિ.

રવીન્દ્રનાથની પ્રતિભા સર્વાંગી–પ્રતિભા હતી, પણ આખરે તો તેઓ એક કવિ હતા કાવ્યોમા પણ એમનો ઝોક ગેય–કાવ્યો તરફ વિશેષ હતો એમણે ગાવામા જ આનંદને લૂંટ્યો સ્વરોના માધ્યમવડે પરમસત્યનો સાક્ષાત્કાર કર્યો અને આખા ય વિશ્વમા અવિરત વહેતા સંગીતના અનુપમ સૌંદર્યને પથગ એનુ એમણે જોયુ એક પ્રસંગમા એમણે લખ્યુ છે – 'ગાનના સ્વરોના પ્રકાશમા જાણે આટલા વખત પછી સત્યને નિહાળ્યુ ભીતરમા આ જ્ઞાનની દૃષ્ટિ સદા જાગ્રત ન રહેવાથી જાણે કે સત્ય તુચ્છ બનીને ધૂળમા મળી જાય છે સ્વરોનું વાહન આપણને પડદાની આડમા સત્યના લોકમા લઈ જાય છે ત્યા કંઈ પગે ચાલીને જઇ શકાતું નથી' પણ આ માર્ગને કોઈએ નજરે નિહાળ્યો જ નથી ' રવીન્દ્રનાથનુ આખુ ય સાહિત્ય સંગીતમય છે એમના કાવ્યો ગીતો છે અને એમના ગીતો ફક્ત તાલ ને સ્વરોના વાહક જ નથી પણ એ તો અર્થગાંભીર્ય ને શબ્દમાધુર્યથી સભર છે મૂળ તો એમના કાવ્યોમા જે પ્રકારનો સંગીતરસ છલકાયો છે એ જ રીતે એમના ગીતોમા એનાથી પણ વધારે ઊંચુ કાવ્યતત્ત્વ પણ છે સૂરની પાંખે ન ચઢ્યા હોવા છતાંપણ એમના ગીતો પ્રેરણા ને સ્ફૂર્તિ આપે છે એમણે તો સેંકડો ગીતો લખ્યા છે છતા પણ સૌને–'કોલ્ડપ્રિન્ટ'મા છપાએલા વાચવાથી પણ કંઇ ને કંઈ રસ જરૂર મળી રહે છે કારણકે એનુ અર્થગાંભીર્ય ત્યા પણ જળવાઇ રહ્યુ હોય છે રવીન્દ્રનાથ સૂરના પ્રવાહમા એક અપૂર્વ મંગલકારી શક્તિનો અનુભવ કરે છે

રવીન્દ્રનાથ અંતર્મુખ સાધક હતા બૂમબરાડા પાડીને, ઢોલ પીટીને, ગળા ફાડીને કે લેક્ચરબાજી કરીને જે આંદોલનો જગાડવામા આવે છે એ તેમને જરાપણ ઠીક લાગતા નહોતા દેશમા કરોડોની સંખ્યામા દલિત, અપમાનિત, અન્નવસ્ત્ર વગરના લોકો છે તેઓની સેવા કરવાનો આ માર્ગ સાચો નથી કે જેના પર વાણીશૂરા લોકો સરકાર સામે બખાળા કાઢીને ચાલે છે ગ્રામોદ્ધારને એક બેઘડી મોજનુ સાધન માનનારાઓ સાથે તેમનો મુદ્દલ મેળ નહોતો જે લોકો સેવા કરવા માગે છે તેમણે મૂંગામૂંગા સેવામા લાગી જવુ જોઇએ સેવાની જાહેરાત કરવી એ સેવા–ભાવનાથી બિલકુલ વિરુદ્ધ છે તેમણે બૂમબરાડા પાડીને ગ્રામોદ્ધાર કરનારાને ઉદ્દેશીને ગાયુ હતુ

'અરે ભઈ જો તે કંઈ વાત ન કરી તો એમા બગડી શુ ગયુ? બજારમા છાતી કાઢીને ગામ ને જગાડવાનુ કામ ન જ કર્યું તો શુ થઇ ગયુ? ખાલી બકવાટ કરીને મરી રહ્યો છે, એ જોઇને લોકો તો તને હસે છે તારી અંતરની આગમા તુ ભીતરને ભીતર પ્રજ્વલી ઊઠ તો શુ ખોટ થયુ? તે ગામડાને જગાડ્યુ નહિ તો તેથી શુ? તારા મનમા એવુ તે શુ છે એ તે પોતે જ બરાડા પાડી ન કહ્યું તો શુ ખાટુમોળુ થઈ ગયુ' નહિ બને, આ વાજા વગાડવા બંધ કરીને તુ ચૂપચાપ ચાલ્યો નહિ જાય તો' અરે ભાઈ' તે ગામડ જગાડ્યુ જ નહિ!'

'હજુ જો કાંઈ કામ હોય તો જાને' અને કર' જો તારામા કાંઇ લાજશરમ હોય તો જાને! બધાની લાજ બચાવ' અરે ભાઈ કોઇએ તને શુ કહ્યુ એ વાતથી વ્યાકુળ ન થઇ ગયો તો બગડી ગયુ શુ' ના, તે ગ્રામોદ્ધાર ન જ કર્યો'

એમની સ્વદેશ ભક્તિ એમની ભગવદ્ ભક્તિથી વિરોધી ન હતી એમના એવા ભૂ૪ થોડા ગીતો છે, જેને ચોક્કસરૂપે સ્વદેશ ભક્તિના ગીતો કહી શકાય નહિ તો સાધારણ રીતે રાષ્ટ્રીય ગીતો તરીકે ગવાતા તેમના ગીતોમા કદાચ એવુ કોઈ પણ ગીત નહી હોય જે ભક્તિ અને સાધનાના બીજા ક્ષેત્રોમા પણ ગાઈ ન શકાય

એમની સમસ્ત સાધનાઓનુ લક્ષ્ય એક જ આનંદ

ધામ ભગવાન હતા. જો કોઈપણ કાર્યનો એની સાથે વિરોધ છે એ માનવું બરાબર નથી.

સત્યમાર્ગના શોધકો માટે આટલા સ્ફૂર્તિદાયક ગીતો ઓછાં જ લખાયાં હશે. જેઓને પોતાના ધ્યેય પર વિશ્વાસ નથી એ લોકોને રવીન્દ્રનાથ ભારરૂપ સમજતા હતા. આવા લોકોને એકત્ર કરીને કેવળ સંખ્યા ગણવાથી કોઈ ફાયદો નથી. જ્યારે આપત્તિનો સામનો કરવાનો આવશે ત્યારે આવા મિત્રો ભારરૂપ થઈ પડશે. એ પોતે જ પાછા હઠશે અને બીજાને પણ મુશ્કેલીમાં મૂકતા જશે. સાધનાના ક્ષેત્રમાં ચાહે પછી એ સ્વદેશ સેવાની હોય કે અથવા પરમ પ્રાપ્યને પ્રાપ્ત કરવાની – અધકચરા સાથીઓ વિઘ્નરૂપ જ છે; કેમકે સાધનાનું ક્ષેત્ર વિપત્તિઓની સામે ઝઝૂમવાનું ક્ષેત્ર છે. ધરકૂંક મસ્ત માણસો જ આ માર્ગ પર કદમ ઉઠાવી શકે છે. કબીરદાસે કહ્યું છે કે હું મારું ઘર સળગાવીને હાથમાં લાકડી લઈને બજારમાં ઊભો છુ. જે પોતાના ઘરને આગ લગાડી શકે તે મારી સાથે ચાલી નીકળે.

'કબિરા ખડા બજાર મેં, લિયે લુકાઠી હાથ,
જો ઘર ફૂંકે આપના, સો ચલે હમારે સાથ.'

જો સાધનાના સાથી મોહવશ થઈ પોતાનું સર્વસ્વ ન્યોછાવર કરવા જરાપણ અચકાય તો તેમનું પતન નિશ્ચિત છે. એટલા માટે રવીન્દ્રનાથે સ્વદેશ સેવાના સાધકોને સંબોધીને ગાયુ છે:

'જો ભાઈ, તારે કોઈ ફિકર-ચિંતા હોય તો તું પાછો જા. જો તારા મનમાં કશોક ડર હોય તો હું પહેલેથી જ મના કરું છુ કે તું આ રસ્તા પર ન ચાલ. જો તારા શરીરમાં ઊંઘ ભરેલી રહેશે તો તું ડગલે ને પગલે રસ્તો ભૂલી જઈશ, જો કદાચ તારા હાથ ધ્રૂજી ગયા તો મશાલ બુઝાવીને તું સૌનો માર્ગ અંધકારમય બનાવી મૂકીશ. તારું મન કંઈક છોડવા ન ચાહે અને તું તારો બોજ બરાબર વધારતો જ ગયો તો આવા મુશ્કેલ માર્ગની હાડમારી તું સહન નહિ કરી શકે. જો તારા અંતરમાં આપોઆપ આનંદ નહિ ઊઠે તો સંકલ્પવિકલ્પ કરીને તું બધું જ હતું ન હતું કરી મૂકીશ. ના ભાઈ, જો તારે કોઈ ફિકર – ચિંતા હોય તો તું પાછો જા.'

શક્ય છે કે આ રીતે એકલા સચ્ચાઈના માર્ગ પર ચાલનારને શરૂશરૂમાં તો લોકો પાગલ કહેવા લાગે. શરૂશરૂમાં તો કયા મહાપુરુષ હડધૂત નથી થયા! રવીન્દ્રનાથે કહ્યું:

'જે તને પાગલ કહે તેને તું કશું જ ન કહે. આજે જે તને જેવોતેવો સમજીને તારા પર ધૂળ ઉડાડે છે, એ જ આવતીકાલની સવારે હાથમાં માળા લઈને તારી પાછળ પાછળ ફરશે. આજે તે ભલે અભિમાનથી ગાદી પર બેઠો રહે, પણ કાલ (ચોક્કસ) એ પ્રેમપૂર્વક નીચે ઊતરીને તને માથું નમાવશે.'

સચ્ચાઈ હોવી જોઈએ. સત્ય તો પ્રકાશ સ્વરૂપ છે. એને છુપાવીને અટકાવી શકાતું નથી. કેટલાક લોકો એવા હોય છે જેઓ સમજે છે કે પ્રત્યેક નૂતન વિચાર સનાતન પ્રથાને છિન્નભિન્ન કરી નાખશે, સંસ્કૃતિને રસાતાળ પહોંચાડી દેશે. પણ ઇતિહાસ એ વાતની સાક્ષીરૂપે છે કે આમ કરવાવાળાના પ્રયત્નો કદાપિ સફળ નથી થયા. મનુષ્યે ઇતિહાસમાંથી કેટલું મેળવ્યું છે! સંપત્તિ – મદથી મત્ત બનેલા લોકો બે દિવસ આગળની વાત પણ નથી જોઈ શકતા. જેની રજમાત્ર શક્તિ પામીને એ પોતાને શક્તિશાળી ગણી રહ્યા છે તેના પર એ પોતાની તાકાત પર ભરોસો રાખે છે એનો અરધો યે નથી રાખતા. એ લોકો એમ જ માને છે કે એમના હુકમો પર જ સંસારની ઘટમાળ થંભી જશે. એ ડગલે ને પગલે 'આમ કદી થઈ જ ન શકે.' કહીને દરેક પ્રગતિનો વિરોધ કરે છે. પરંતુ અનાદિ કાળથી આ તો સર્વવિદિત સત્ય છે કે જે મદાંધ શક્તિશાળી લોકો જેને અશક્ય કહ્યા કરે છે, એ ખરેખર અશક્ય નથી.

'આ રહી ગયું' – એમ કહીને તેં શેને બચાવી લીધું! ક્યારે તારા હુકમનો અમલ થયો છે! અરે ભાઈ! આ તારી ખેંચતાણ ચાલશે નહીં, જે રહેવાનું છે એ, ફક્ત એ જ રહેશે. તું ચાહે તે કરી શકે છે, જોરજુલમ કરીને બચાવતો અને મારતો રહે, પરંતુ જેના શરીરમાં આ બધી વ્યથા પહોંચે છે, એ જે કંઈ સહન કરે છે એટલું જ ચાની શકશે. તારી

પાસે ઘણા રૂપિયા પૈસા છે. ચમકદમક છે, હાથી ઘોડા છે—દુનિયામાં તારી ઘણી ધનદોલત છે. તું વિચારે છે કે જે તું ઇચ્છીશ એ જ થશે, દુનિયાને તું જ નચાવી રહ્યો છો, પરંતુ ભાઈ મારા, એક દિવસ તું આંખો ખોલીને જોઈશ કે જે કોઈ દિવસ નથી થતું, એ પણ થઈ ગયું.'

પણ કોઈની સહાય વિના એકલા નીકળી પડવામાં વીરતા ગમે તેટલી હોય, પણ શું એમાં બુદ્ધિનો અંશ છે ખરો? અને કદાચ અભિલાષા પૂર્ણ ન બની તો આ લોકોનો સાથ છોડીને શું મળ્યું? રવીન્દ્રનાથ ધ્યેયપ્રાપ્તિને એટલી મોટી વાત નથી ગણતા. નીકળી પડવું એ જ મહત્ત્વની વાત છે. મનોવાંછનાઓ પૂરી થઈ કે ન થઈ એનો હિસાબ દુનિયાદાર માણસો કર્યા કરે છે. વીરપુરુષો તો એની પરવા પણ નથી કરતા. સત્યના માર્ગ પર આગળ વધીને મરી મીટવું એ જ બહેતર છે. જે લોકો સત્યના માર્ગ પર ચાલી રહ્યા છે, એમને જોવા એ પણ કલ્યાણકારક છે. પણ ધ્યેય સુધી ન પહોંચ્યા તો આખી યાત્રા વ્યર્થ ગઈ, એવો વિચાર રવીન્દ્રનાથને પસંદ નથી. એમણે તો ગાયું છે: 'શું થયું જો હું સામે પાર ન પહોંચી શક્યો! મારી આશાની નાવ ડૂબી ગઈ તો એમાં શું ગયું? જેનાથી આ નૌકા ચાલતી હતી એ હવા તો મને સ્પર્શી રહી છે. તમારા લોકોની તરતી નૌકા જોઈ રહ્યો છું, એમાં શું થોડો આનંદ છે? મારા હાથની આજુબાજુ જે કાંઈ મેળવી રહ્યો છું, એ ઘણું છે મારું શું દિવસમાં એક જ કામ છે, કે સામા કાંઠા તરફ બસ તાકતો જ રહું! જો કંઈક ખૂટે છે તો તેને મારો પ્રાણ આપીને પૂરું કરી લઈશ. મારી કલ્પલતા ત્યાં છે, જ્યાં મારો કંઈક દાવો છે.'

ફળની આશા તરફ નિ:સ્પૃહ થવાનો આ અર્થ નથી કે ફળપ્રાપ્તિના વિષયમાં સાધકને વિશ્વાસ ન હોય. વસ્તુત: અખંડ વિશ્વાસ વગર નિ:સ્પૃહતા આવતી નથી. 'અરે ઓ મન, હમેશાં વિશ્વાસ રાખ કે કામ પૂરું થઈને જ રહેશે. તે જો ખરેખર પણ લીધું છે તો તારી પ્રતિજ્ઞા ચોક્કસ પૂરી થશે. આજે વારી સામે પથ્થરની માફક બંધ છે તે પ્રાણીમાત્ર હવી ઊઠશે. જે મૂંગાની જેમ પડ્યા છે, એ નિશ્ચય બોલી ઊઠશે. સમય થઈ ગયો છે. જેની પાસે સામાન હોય એ ઉઠાવી લે. મારા મન, તે જો દુ:ખને સરમાથે ઉઠાવ્યું છે તો તારું દુ:ખ જરૂર મહન થઈ શકશે. જ્યારે ડંકો વાગી ઊઠશે તો તું જોઈશ કે સૌ લોકો તૈયાર છે અને સૌ યાત્રીઓ એકી સાથે ચોક્કસ એક રસ્તા પર નીકળી પડશે. મારા મન, દિનરાત આ વિશ્વાસ રાખ કે કામ થશે જ.'

આ અખંડ વિશ્વાસનો સાધક એકવાર નીકળી પડીને પાછો ફરતો નથી. 'ના, હું હવે પાછો નહિ ફરું. મારી નૈયા હવે એવી ખુશનુમા હવાની તરફ વહી રહી છે, હું હવે કિનારે નહિ જઉં, નહિ જઉં. દોરડાં તૂટીને વેરવિખેર થઈ ગયાં છે તો શું એની ગાંઠો વાળીને પ્રાણ ગુમાવી દઉં? ના, હવે ભાગ્યઘરની ખૂંટી ઢૂંઢીને હું નૌકા નહીં રોકું. ઘાટની રસ્સી તૂટી ગઈ છે તો શું એ માટે છાતી કૂટીને રોઉં? હવે તો હું સઢની રસ્સી મજબૂત રીતે પકડી લઈ, આ રસ્સી તૂટવા નહિ દઉં, નહિ દઉં.'

જે રસ્તા પર નીકળી પડ્યો છે એણે તો પાછા ફરવાનું નામ પણ લેવું ઉચિત નથી. નેતા તો એ થઈ શકે છે જે સ્વયં પોતાની જાતને જીતી શકે. રવીન્દ્રનાથે અનેક રીતે આ વાત પર ભાર મૂક્યો છે. જે આત્મવિજયી છે, જેણે સ્વત્વને કાબૂમાં રાખ્યો છે, એ જ બીજાઓને મુકાબલો કરવાની પ્રેરણા આપી શકે છે જે સ્વયં હારી ગએલો છે, જે પોતાને સંભાળી શકતો નથી એ બીજાઓને શું બળ આપશે!—'અરે ઓ અભાગી, અગર જો તું પોતે જ નિરાશ થઈને ભાગી પડીશ તો બીજાઓને તું કેમ કરીને બળ આપીશ? ઊઠ, ઊભો [illegible] હિમ્મત ન હાર. શરમ સંકોચ છોડી દે, [illegible] દે, તું પોતાને જીતી લે. જ્યારે આમ [illegible] જેને હાકલ કરીશ એ [illegible] હાકલ પર [illegible] અને જો, તું રસ્તામાં [illegible] તે થાય, પીડિતનું [illegible] ન લે. અરે [illegible] તું વારંવાર [illegible] ન કર. [illegible]

ભય બીજે ક્યાય નથી, એ તો તારા મનમાં જ છે તું ફક્ત અભય-ચરણોની શરણ લઈને નીકળી પડ '

'ના ભાઇ, તું કમ્મર કસીને તૈયાર થઈ જા ઘડીએ ઘડીએ હલ્યા કરવુ ઠીક નથી મારા દોસ્ત, ફક્ત વિચાર કરીને તું હાથમા આવેલ લક્ષ્મીને ઠુકરાવવાની ભૂલ ન કર અહી અથવા ત્યા કોઈ એક વાત નક્કી કરી લે આ પણુ કેવુ કે ફક્ત વિચારોના વહેણુ પર વહીને જ ફરતા રહેવુ! વહેતા ફરવુ એ તો મરવા કરતા પણુ બદતર છે ના ભાઈ, એકવાર અહી, એકવાર ત્યા-આ રમત હવે બંધ કર પછી ભલે રત્ન મળે કે ન મળે, પ્રયત્ન તો એકવાર કરવો જ પડશે તને મનગમતું નથી તો શુ થઇ ગયુ! તો? ના, ભાઈ, તુ હવે આસુ ન સાર નાવને પ્રવાહમા છોડી મૂકવી હોય તો છોડી મૂક સંભ્રમમા પડીને સમય શા માટે બરબાદ કરી રહ્યો છો! જ્યારે અવસર હાથમાથી સરી પડશે, પ્રયાણુની વેળા વહી જશે ત્યારે શુ તુ આખો ખોલીશ?'

'ભાઇ મારા, ઘરમા મ્લાન મોઢુ જોઇને તું ઢીલો ન પડ બહાર અંધકારમય મુખ દેખીને તું ગભરાઇ ન જા જે તારા મનમા છે એને પ્રાણુની બાજી લગાવીને પણુ એને મેળવવાનો પ્રયત્ન કર ફક્ત એટલુ ધ્યાન રાખજે કે એ મનચાહી વસ્તુને માટે દસ માણુસોની વચ્ચે શોરબકોર મચાવવો ન પડે ભાઇ મારા, માર્ગ ફક્ત એક જ છે એને પકડીને તું આગળ ધપ્યે જા જે કાઈ સામે મળે તેની પાછળ ચાની નીકળવાની ભૂલ ના કર તું તારા કામમા મડ્યો રહે જેને જે કહેવું હોય તે તને કહેતા દે. શુ કામ તું બીજાની પરવા કરે છે? બીજાઓની વાતથી પોતાના મનમા ને મનમા બળવુ ઠીક નથી ના, તુ કોઇની પણુ પરવા ન કર '

જે વીરપુરુષે એકવાર આગળ વધવાનો દઢ નિશ્ચય કરી લીધો, જે પોતાને જીતીને, પોતાના સમસ્ત ક્ષુદ્ર સ્વાર્થોને ભૂલીને અમૃતની શોધમા નીકળી પડ્યો છે એનો વિજય નિશ્ચિત છે રસ્તામા વિઘ્નો આવશે, પણુ એ દૂર થતા જશે બધનો જકડશે, પણુ એ તૂટી જશે. અવરોધો દઢનિશ્ચયીને પરાજિત નથી કરી શકતા. એ તો દુખમા, સકટમા અને આનદમા સચરાચરને આદોલિત કરીને, ઉલ્લાસિત કરીને આગળ નીકળી જશે 'ભય નથી, ભય નથી, વિજય નિશ્ચિત છે આ બારણુ ખૂલીને જ રહેશે હુ ચોક્કસ જાણુ છુ-તારા બધનની દોરી વારેવારે તૂટી પડશે ક્ષણે ક્ષણે તુ પોતાને ખોઇને નિદ્રાની રાત ગાળી રહ્યો છો અરે ભાઈ, તારે વારવાર વિશ્વનો અધિકાર મેળવવો પડશે સ્થળમા, જળમા, આકાશમા સર્વત્ર તારો પડકાર છે તુ સુખ અને દુખમા જે ગીત ગાશે, તેના પ્રત્યેક સ્વરમા ફૂલ, પાદડા, નદી, ઝરણા સૂર મિલાવશે, અને તારા પ્રત્યેક છદથી પ્રકાશ અને અધકાર રણુઝણી ઊઠશે '

માતૃભૂમિ પ્રતિ જે ભક્તિ છે એ શુ કોઈ સ્વાર્થને કારણે છે? એવુ લલકારવામા આવે છે કે અમારો દેશ એટલો સુંદર છે, અમારી જમીન એવી રત્નગર્ભા છે, અમારુ આકાશ એવુ મનોરમ છે; અને એટલા માટે અમારો દેશ સસારનો સર્વશ્રેષ્ઠ દેશ છે પરતુ આ કથન કેવળ પોતાની જાતને છેતરવા માટે કહેવામા આવે છે માતા પ્રત્યે પુત્રનો પ્રેમ અહૈતુક હોય છે 'માતા, આ દેશમા જન્મ ધારણુ કરવાથી આ મારો જન્મ સાર્થક છે મારો જન્મ સાર્થક છે કારણકે હું તને ચાહુ છુ હુ એ પણુ નથી જાણુતો કે તારી પાસે કોઇ મહારાણીની જેમ કેટલુ ધન છે, કેટલા રત્નો છે ફક્ત એટલુ જ જાણુ છુ કે તારી છાયામા આવીને મારા અગે અગ મુગ્ધ બની જાય છે હુ નથી જાણુતો કે આ રીતે પોતાની સુગંધથી વ્યાકુલ કરી દેતા ફૂલો બીજા કોઈ વનમા ખીલે છે કે નહિ! હુ એ પણુ નથી જાણુતો કે કોઇ આકાશમા આવુ મધુર હાસ્ય રેલાવી દેતો ચદ્ર ઊગે છે કે નહિ ફક્ત એટલુ જ જાણુ છુ કે તારા પ્રકાશમા પહેલવહેલા મે આખો ખોલી અને તે મુગ્ધ બની ગઇ બસ, આ પ્રકાશમા હુ આખો બિછાવી રહીશ અને અંતે આ પ્રકાશમા તેને મીચી દઈશ '

આ નિસ્વાર્થ પ્રેમ જ સાચી ભક્તિ છે આ જ દેશભક્તોની સૌથી મોટી આધારભૂમિ છે

# આક્રમણ સામે કેમ લડીશું?

ઈન્દુકુમાર જોશી

ભારતની ભૂમિ ઉપર ચીને હુમલો કરીને આપણી સૌની આંખ ઉઘાડી દીધી છે, એમ કહીએ તો અતિશયોક્તિ જેવું નહીં લાગે. આપણે દેશની સુરક્ષા માટે લગભગ નિશ્ચિંત જ હતા અને એ નિશ્ચિંતતા આજે આપણને સહેજ મોંઘી પડી એમ પણ લાગે છે. કારણ કે પછીથી આપણને ખબર પડી કે ન તો આપણી પાસે પૂરું લશ્કર છે કે ન અદ્યતન શસ્ત્રો.

અલબત્ત, અમેરિકા અને બ્રિટને આપણને તાત્કાલિક શસ્ત્રો તો પહોંચાડી દીધાં પણ તે વાપરવા શીખતાં પણ વાર તો લાગવાની જ. એ સ્થિતિમાં સામાન્ય નાગરિક થોડી હતાશા પણ અનુભવે કે આપણે આમાંથી કેમ માર્ગ કાઢીશું?

આ લેખનું પ્રયોજન પણ એ જ છે કે સામાન્ય માનવી ખેડૂત કે મજૂર યા શહેરીજન આ યુદ્ધમાં કઈ રીતે દેશની રક્ષા કરે અને દૃઢ મનોબળ કેળવે. સર્વ પ્રથમ આપણે જે શીખવાનું છે તે એ કે ભારત પ્રત્યેની અનન્ય ભક્તિ આપણામાં હોવી જોઈએ અને તેને માટે મરી ફીટવાની તમન્ના જોઈએ. એ એક જ ગુણ હશે તો પછીના બધા ગુણો આપમેળે આગળ તરી આવશે.

પરંતુ આપણા મનમાં એમ થાય કે રાજ તો આવે ને જાય. આપણે આપણો વેપાર ધંધો સારો. એ કડાકૂટમાં કોણ પડે? આવી વૃત્તિ રાખીશું તો આડકતરી રીતે દુશ્મનને મદદગાર થઈશું અને દેશને બેવફા થયાનું પાપ વહોરી લઈશું.

ત્યાર બાદ આવે છે દેશ માટે લડવાની તૈયારી. આપણે ત્યાં કહેવત છે કે 'હાજર સો હથિયાર.' એટલે કોઈ પણ હથિયાર વાપરતાં શીખી જવું જોઈએ. થોડા દિવસ પહેલાં એક ભાઈ મળ્યા. કહે કે: 'ચીનાઓ પાસે એકદમ અદ્યતન શસ્ત્રો છે એટલે આપણે સાદી બંદૂક ફોડતાં શીખીએ તો શું વળશે? વળી એટલું શીખતાં જે સમય લાગે એટલી વારમાં દુશ્મનો વધુ સારાં અને નવાં શસ્ત્રો લઈને હુમલા ન કરે તેની શી ખાતરી?'

એ ભાઈને એક જ વાત કહી કે: 'આવી નામર્દાઈ અત્યારથી જ બતાવીએ તો પછી સીધી શરણાગતી સ્વીકારવી વધુ સારી.'

સમજવાની વાત તો એ છે કે આપણે શસ્ત્રોથી લડવું જોઈએ કે મર્દાનગીથી એ નક્કી કરીએ. બાયલાના હાથમાં બોંબગોળા આપીએ તો બધું ય માથે પડે. એક ખેડૂત ભાઇ મળ્યા હતા. તેમનો જવાબ વળી ઓર હતો. એ કહે: 'ભાઈ અમે ધરતીનાં છોરું. કોઇ થોડોક શેઢો દબાવે તો ય અમે જાન દઈ દઈએ કે એક બેનો જાન લઇ લઈએ ત્યારે દેશનો શેઢો દબાવનારને તો ભોંમાં જ ભંડારી દેવા જોઇએ ને!'

મેં પૂછ્યું કે: 'તમારી સામે ચીનાઓ આવે તો કેમ લડશો?' તો એ ખેડૂત ભાઈએ જવાબ દીધો: 'સાહેબ, અમારે ખેડુના હાથમાં જે કાંઈ હોય એ હથિયાર જ કહેવાય. કોદાળી, ખંપાળી, કુહાડી, ડાંગ, ગોફણ અને ગીલોલ, પાવડા અને કાંઈ ન હોય તો ભગવાને બે હાથ અને એક હૈયું દીધાં છે ને! એ સાબૂત હોય ત્યાં લગી તાકાત છે કોઈ હુમલો કરીને જીવતો જાય?'

મેં કહ્યું કે: 'હવે તો મશીનગન—આપ મેળે ફૂટતી અને મિનિટના ૧૦૦ ભડાકા કરતી બંદૂકવાળા આવે તો?' પણ ખેડુનો જુસ્સો ઓર હતો. ખેડુજુવાન કહે: 'સાહેબ, અમે એવું લાંબું ન સમજીએ એ તો એકાદ સૈનિક હોય ને! આખો દી' ભલેને બંદૂકડી ફેરવીને બીવરાવતો. પણ એ જરાક આડો અવળો થાય કે એકલો પડે તો અમે પાંચ છ જણા ઝડપી પડીએ તો એની ફૂટાકડી પણ એક કોર પડી રહે! અમે એવાને મારી

નાખીએ પછી આપણી પોલીસે કનડગત ન કરવી જોઈએ.'

આ વાત શું બતાવે છે? એ એટલું જ કહે છે કે મનોબળ હોય તો ગમે તે માણસ માભોમની રક્ષા કરી શકે છે. જ્યારે હિટલરે ફ્રાંસને ૧૯૪૦માં હરાવીને પોતાની ક્રૂર નાઝી ફોજને ત્યાં મૂકી હતી ત્યારે ધાક બેસાડવા નાઝીઓએ બેસુમાર અત્યાચારો, બળાત્કારો અને કતલ વગેરે કર્યું હતું. પણ ફ્રેંચ પ્રજાએ પોતાની દેશભક્તિ ટકાવી રાખી. ધીમે ધીમે સૌ ગુપ્ત રીતે નાઝી સૈનિકોને ખતમ કરવાના જુદા જુદા રસ્તા ખોળતા હતા. દાખલા તરીકે એ સૈનિકોને શું શું ગમે છે તે જાણી લેવું. બે ચાર જણા તાબેદારી સ્વીકારીને એ સૈનિકોના મળતીઆ થાય. તેમની ટેવો જાણી લે. પેલા લોકો જરાકે ય ગાફેલ રહે યા એકલા ક્યાંક નીકળે ત્યારે કોઈ પણ રીત અજમાવીને એને મારી નાખે. જેમ કે ગળે ફાંસો દેવો, કૂવા કે ગટરમાં ઉતારી દેવો વગેરે. અને પછી એ જ સૈનિકના ગણવેશ શસ્ત્રો વગેરેનો ઉપયોગ કરી રાત્રે પહેરો ભરનારનો દેખાવ કરવો અને બીજા પાંચ છ નાઝીઓને ખતમ કરવા.

આ જ કાર્ય આપણા ગામડાંની અને શહેરની પ્રજા કેમ ન કરી શકે? અલબત્ત એ કામ ધારીએ છીએ એટલું સહેલું નથી. મોરચા પર સામી છાતીએ લડવું એક રીતે સહેલું છે. પણ આ ગુપ્ત યુદ્ધ–ગેરીલા યુદ્ધમાં તો માણસે બુદ્ધિ, ચપળતા અને દૂરંદેશી રાખવાં જોઈએ. વળી દૃઢ મનોબળ અને આત્મવિશ્વાસ પણ ખરાં જ. દુશ્મનને મારી હઠવો છે એ એક જ રટણ એના દિલમાં હોય તો પછી દુશ્મન ભલે તાત્કાલિક ગામનો કબજો લઈને બેઠો હોય, પણ વરસે બે વરસે ય એને ખતમ કર્યે છૂટકો એવી પ્રતિજ્ઞા પણ લેવી જોઈએ.

રશિયાના લેનીનગ્રેડ શહેરમાં નાઝી સૈનિકો ઘૂસી ગયા હતા. રશિયન લશ્કર પોતાથી બધી રીતે લડતું હતું. પણ લેનીનગ્રેડની પ્રજાની બહાદુરી ઓર હતી. બાળકો બુઢ્ઢાઓને સલામત સ્થળે મોકલી દીધા પછી ત્યાંના દરેક સશક્ત સ્ત્રી પુરુષે પોતાનું મકાન કે સ્થાન છોડયું ન હતું.

એ લોકોએ જર્મનીના નાઝી સૈનિકોને છ આઠ માસ સુધી આગળ વધવા દીધા ન હતા. અલબત્ત છથી આઠ લાખ સૈનિકોએ અને નાગરિકોએ પોતાના પ્રાણ ત્યાં જ તજ્યા હતા છતાં મચક દીધી નહીં. અને નાઝીઓને તગડી મૂકયા હતા. આ જે શેરીયુદ્ધો થયાં તેમાં ગરમ ઊકળતાં પાણી, અને કકડતું તેલ, મોટી ઈંટો અને પથરા તથા ફૂલનાં કૂંડાં પણ કામ લાગેલાં. રસ્તા ઉપર નાઝી સૈનિક ઊભો હોય, મોટી મશીનગન તાકીને. પણ ઉપરથી પથ્થર પડે તો? એવી જ રીતે કોઈએ બારીમાં પડદાની આડશ લઈને બંદૂક ફોડી હોય તો? આવું બધું જ રશિયનોએ કર્યું હતું અને અંતિમ વિજય મેળવ્યો હતો.

તો આપણે પણ ચીનાઓને મારી હઠાવવા માટે આવાં જ પગલાં કેમ ન લઈ શકીએ? ભગવાને બુદ્ધિ દીધી છે તો નવો નવો રસ્તો શું તે નહીં સૂઝાડે? તાકાત છે કોઈની જે આપણી ભૂમિ પર હવે પગપેસારો કરીને સલામત રહે?

આપણે ચીનાઓને ઓળખી લીધા છે, તે દગાખોર છે, ક્રૂર છે પણ સાથે બીકણ છે. સામ સામી લડાઈ તેમને ફાવતી નથી. દગલબાજીથી હુમલો કરવામાં તે કાબેલ છે. તો આપણે એને એ રીતે જ કેમ ન તગડીએ. જરૂર છે માત્ર નિરધારની અને મરી ફીટવાની તમન્નાની. અને એ ગુણ આજ લગી બહાર નહોતો આવ્યો પણ છેલ્લા બે માસથી સારી પેઠે બહાર દેખાય છે.

આપણે સૌ સાથે મળીને એ રીતે તૈયારી કરીએ. સરકાર તરફથી જે આમરક્ષક દળો યા રાઈફલ તાલીમના વર્ગો શરૂ થાય તેમાં ભાઈ બહેનો સૌ જોડાઈએ, મતભેદો મૂકી દઈએ અને એક જ મત લઈએ કે ચીની દુશ્મનોને તગડી નહીં મૂકીએ ત્યાં સુધી જંપીશું નહીં.

અનુસંધાન પાના ૧૧થી]
કરી નાખ્યો છે, છતાં તેને સ્થાને કોઈ નવાં સુમેળનું સૂત્ર આપણને મળ્યું છે, એમ પણ નથી. આપણી રામલીલા, હરિકથા, કીર્તન વગેરે જાણે કોઈ પુરાણકાળનાં માત્ર સ્મૃતિચિહ્નો બની રહ્યાં છે. ખરી વાત એ છે કે જો આપણા પ્રતિભાશાળી કળાકારો થોડા વખતમાં આર્ટનો ફરી જીવન સાથે સંબંધ નહીં જોડી શકે તો આપણા ચિત્તની કેવી દીનહીન દશા થઈ જશે એનો વિચાર કરતાં પણ ધ્રુજી જવાય છે. તમને કદાચ યાદ હશે કે મેં તમને એકવાર કહ્યું હતું કે, માલદા (ગામ)માં 'ગંભીરા' ગાનના સૌન્દર્યથી હું અત્યંત મુગ્ધ થયો હતો. એમાં સંગીત અને નૃત્ય બંને હતાં. બંગાળમાં બીજે ક્યાય આવી વસ્તુ છે કે કેમ એ હું જાણતો નથી. અને માલદામાં પણ એ થોડા વખતમાં જ ચોક્કસ મરી જવાની; જો ફરી નવેસરથી એમાં પ્રાણ પૂરવાનો પ્રયત્ન નહીં થાય અને બંગાળનાં બીજાં સ્થાનોમાં પણ એને પ્રચલિત કરવામાં નહીં આવે તો. બંગાળમાં લોકસંગીતની ઉન્નતિ માટે તમારે માલદા જલ્દી જવું જોઈએ. ગંભીરામાં જટિલ કે વિશાળ કે મહાન કશું નથી,—એનો ગુણ જ એ છે કે તે સહજ, સાદુંસીધું છે. આપણું પોતાનું folk-music and folk-dancing એકમાત્ર આ માલદામાં જ અત્યારે જીવી રહ્યું છે, અને એ હિસાબે જ ગંભીરાનું જે કાંઈ મૂલ્ય. એટલા માટે જેઓ આ રીતે સંગીત અને નૃત્યને પુનર્જીવિત કરવા માગતા હોય તેમને માલદામાથી કામ શરૂ કરવાનું સહેલુ થઈ પડશે.

લોકસંગીત અને નૃત્યની દૃષ્ટિએ બર્મા એક અદ્‌ભુત દેશ. શુદ્ધ દેશી નાચ અને ગાન હજુ પણ પૂરેપૂરા જોશથી અહીં ચાલુ છે. અને દૂર દૂરનાં ગામડાં સુધી પણ લાખો લોકોને આમોદ-પ્રમોદનો ખોરાક પૂરો પાડે છે. ભારતીય સંગીતની જુદી જુદી પદ્ધતિઓનો અભ્યાસ કર્યા પછી, તમે જો બ્રહ્મદેશના સંગીતની ચર્ચા કરો તો ખોટું કાંઇ નથી. એ સંગીત કદાચ એટલું સૂક્ષ્મ કે ઉન્નત નથી, પરંતુ ગરીબ ને અભણને પણ ખૂબ આનંદ આપવાની જે તાકાત એમાં છે, અત્યારે તો હું તેથી જ એના તરફ આકર્ષિત થયો છું. મેં એમ સાંભળ્યું છે કે અહીંનો નાચ પણ ઘણો જ સુંદર છે. બર્મામાં જાતિભેદ ન હોવાથી અહીંની શિલ્પકળાની વિચારણા કોઈ વિશેષ જાતિના મંડળ પૂરતી બંધાઈ રહી નથી. પરિણામે બર્માની આર્ટ ચારે તરફ ફેલાએલી પડેલી છે. લાગે છે કે એ જ કારણે, અને લોકસંગીત તથા નૃત્યનું ચલણ હોવાથી બ્રહ્મદેશમાં ભારત કરતાં સાધારણ જનતામાં સૌન્દર્યનું જ્ઞાન વિશેષ પરિપક્વ થયું છે. આપણે મળીશું ત્યારે આ અંગે વધારે વાતો કરીશું.

દેશબંધુ બાબતમાં તમારી સાથે હું સહમત છું. હું પણ સંપૂર્ણપણે માનું છું કે ઘણીવાર સમાજ કે રાષ્ટ્રના વિશાળ ક્ષેત્ર કરતાં જીવનની નાની નાની ઘટનાઓમાં મનુષ્યનું મહત્ત્વ અનેકગણું ખીલી ઊઠે છે. દેશબંધુના વ્યક્તિગત જીવન સાથે ખૂબ ઘનિષ્ટરીતે પરિચિત થયો છું એટલે જ તેમના પ્રતિ મારી ગભીર શ્રદ્ધા ભક્તિ, પ્રેમ જન્મ્યાં હતા—દેશનેતા રૂપે એમનો અનુગામી હતો એ લીધે નહીં. એમના મોટા ભાગના ભક્તોનું મારી પેઠે જ છે. ખરી રીતે તો એમના સહકાર્યકર્તા અને અનુયાયી સિવાય બીજું કોઇ એમનું સગુંવહાલું હતું જ નહીં એમ કહીએ તો ચાલે. હુ એમની સાથે જેલમાં આઠ મહિના સાથે જ હતો—બે મહિના બાજુના ઓરડામાં, અને ૭ મહિના એક જ ઓરડામાં. આ રીતે તેમને અત્યંત નિકટતાથી જાણવાનો સુયોગ મળ્યો હતો,—તેથી જ એમનાં ચરણોનો આશ્રય લીધો.

તમે શ્રી અરવિંદ સંબંધે જે લખો છો તે બધુ ય નહીં તો પણ ઘણે ભાગે હુ માનું છું. એ ધ્યાની પુરુષ છે—અને મને લાગે છે કે વિવેકાનંદ કરતાં યે ગંભીર, જો કે વિવેકાનંદ પ્રત્યે મારી શ્રદ્ધા બહુ જ ઊંડી છે. હુ પણ તમારી વાતમાં સંમત થાઉં છુ કે, 'નીરવ ભાવના, કર્મવિહીન વિજન સાધના' વચ્ચે વચ્ચે જરૂરી છે, એટલું જ નહીં દીર્ઘકાલ માટે પણ જરૂરી. પણ મને શંકા થાય છે કે સમાજ કે દેશના જીવન—પ્રવાહથી પોતાને દૂર હટાવી રાખવાથી મનુષ્યની કર્મની દિશા પાંગળી બની જાય છે. અને તેની પ્રતિભાના એકતરફી વિકાસને પરિણામે તે

વ્યક્તિ સમાજથી વિચ્છિન્ન અતિમાનવ જેવી કાઇક બની જાય છે અસાધારણ પ્રતિભાવાળા બે ચાર સાચા સાધકોની વાત અવશ્ય જુદી છે પણ મોટા ભાગના લોકોને માટે કર્મ અથવા લોકહિત જ સાધનાનુ એક મુખ્ય અગ બની જાય છે અનેક કારણોને અગે આપણા લોકોની કર્મની દિશા શૂન્ય બની ગઇ છે માટે જ અત્યારે આપણને જરૂર છે રજોગુણના ડબમ ડોઝની સાધક અથવા તેના શિષ્યોમા વધારે પડતા ચિંતનને પરિણામે ઇચ્છાશક્તિને ખાઇ ન ગઇ જતી હોય તો એકાતમા જેટલા દિવસ સુધી એ લોકોને ધ્યાન કરવુ હોય તે ભલે કર્યા કરે હુ તેમની સાથે ઝગડો કરવા નહી જાઉ પરતુ આપણે જાણે Sicklied o'er with the Pale cast of thought' (માદલા વિચારથી પીળાપચ) ન થઈ પડીએ સાધક પોતે કદાચ નિસ્તેજ કરનારી બધી અસરને વટાવીને ચાલ્યો જઇ શકે છે – પણ એના ચેનાઓ? ગુરુની સાધનપદ્ધતિ જાણ્યે – અજાણ્યે તેમનુ કાઇ અનિષ્ટ તો નહી કરે?

હુ એ વાત પૂરેપૂરી માનુ છુ કે પ્રત્યેકે પોતાની શક્તિનો પૂર્ણ વિકાસ કરવાનો પ્રયત્ન કરવો પડશે પોતાની અદર જે સર્વોત્કૃષ્ટ તેનુ દાન એ જ સાચી સેવા આપણી આતરપ્રકૃતિ આપણો સ્વધર્મ જ્યારે સાર્થકતા પામે ત્યારે જ આપણે ખરી સેવાના અધિકારી બનીએ છીએ એમર્સનના શબ્દોમા કહીએ તો આપણી ભીતરથી જ આપણને ઘડવા પડશે તેથી આપણે સહુ એક માર્ગના પ્રવાસી બનીશુ એવુ કાઇ નથી જો કે એક જ આદર્શ કદાચ આપણને અનુપ્રાણિત કરે. કળાકારની સાધના કર્મયોગીની સાધનાથી જુદી, તપસ્વીની જે સાધના, એ જ વિદ્યાર્થીની સાધના નથી પણ મને લાગે છે કે એ સહુનો આદર્શ માત્ર એક જ હોય છે ગોળાકાર વ્યક્તિને ચતુષ્કોણના ખાડામા પૂરવા ખીલવુ કોઇ ચાહનું હોય તો ભલે હુ કદી પણ ચાહતો નથી પોતાના પ્રત્યે સાચા બને તો વિશ્વમાનવ પ્રત્યે કોઇ અસત્ય થઈ શકે નહી તેથી આત્મોન્નતિ અને આત્મવિકાસનો માર્ગ પોતાની પ્રકૃતિ જ સુઝાડશે દરેક વ્યક્તિ જો પોતાની શક્તિ અને પ્રકૃતિ અનુસાર પોતાને સાર્થક બનાવી શકે તો થોડા વખતમા જ સમગ્ર જાતિનુ નવજીવન જોવા મળે સાધનાની અવસ્થામા કદાચ માનવે એવી રીતે જીવન પસાર કરવુ પડે જેથી બહારની દૃષ્ટિએ તે સ્વાર્થી ને આપરખો લાગે પરતુ એ અવસ્થામા મનુષ્ય વિવેકબુદ્ધિથી દોરાયેલો હશે બહારના લોકોના મતામત પ્રમાણે નહી સાધનાનુ ફળ જ્યારે પ્રગટિત થશે ત્યારે જ લોકો સ્થિરતાથી વિચાર કરશે એટલે આત્મવિકાસનો સાચો માર્ગ જો લીધો હોય તો લોકમતની અવગણના કરી શકાય એથી તો જોઈ શકાય છે કે તમારી સાથે મારો મત કાઇ ખાસ જુદો પડે છે એવુ નથી ઇતિ

તમારો સ્નેહબદ્ધ
સુભાષ

---

## દોસ્તીનો હાથ

'પરમ દિવસે મે એક પૈસાદાર માણસને દેવદ્વારે ઊભેલો જોયો જર – ઝવેરાતથી ભરેલા એના હાથ લબાવી લબાવીને એ તમામ આવતા જતાને મ્હેતો હતો 'મારા પર દયા કરો આ ઝવેરાત લઈ લો. કારણ એ ઝવેરાતે મારા દિલને બીમાર બનાવ્યુ છે અને મારા હૈયાને પાષાણમા ફેરવી નાખ્યુ છે મારા પર રહેમ કરો, આ લો કોઈ લો ને મને સાજો સાજો નરવો અદમી બનાવો '

પણ આવતા જતા કોઇએ એની કાકલૂદી કાને ધરી નહી

ખરેખર' આ માણસ આના કરતા તો હાથમા લાકડી ને બગલ પર ખાલી ઝોળીવાળો ભટકતો રામ હોત તો સારુ થાત બપોર વેળાએ એ શહેરને પછવાડે ઉકરડાની બાજુમા બેસીને એના ભાઇબધો સાથે દોસ્તીની રોટી તો વહેચી ખાતો હોત''

— ખલિલ જિબ્રાન

# નમતી સાંજે

મલ્લિકજી સાથેની
એક મુલાકાત.

**પ્રવીણ ઠાકર**

આજે અઠાવીસમી નવેમ્બર ઓગણીસસો બાંસઠ. આજથી બરાબર આઠ વરસ પહેલાં અહીં 'રૂપાયતન'-માં જ શ્રી ગુરુદયાલ મલ્લિકજીને મળવાનું સદ્દભાગ્ય સાંપડેલું. નમતા બપોરે રતિભાઇ, નટુભાઇ, કનકભાઇ વગેરે મિત્રો સાથે તેમને મળવા ગયેલો. ત્રણેક કલાક સુધી સત્સંગ ચાલેલ. ઘરે આવીને બધી વાતો અક્ષરશઃ ડાયરીમાં ટપકાવી લીધી હતી. કૉલેજકાળની એ નોંધ-પોથીનાં પાનાં તાજેતરમાં ફેરવતાં ફરી એ સંતસમાગમનો અનુભવ તાજો બની ગયો. વીતેલાં વરસો જાણે કે માત્ર એ બનાવ પર જ ભૂતકાળની મહોર મારી શક્યાં હોય એવું લાગ્યું; વિચારો તો બધા તે દિવસે સાંભળવા મળેલા એટલા જ સચોટ ચેતનવંત અને ચિંતનીય આજે પણ જણાયા. એટલે તો એ આઠ વર્ષ પૂર્વેનો વાર્તાલાપ આજે પ્રકાશિત કરવાની લાલચ નથી રોકી શકતો.

*

સહેજ બેઠી દડી, ઘઉંવર્ણો વાન, લંબગોળ ચહેરો, વિશાળ કપાળ અને નીચે ઝીણી ચમકતી આંખો - જે વચ્ચે વચ્ચે જ્યારે ઊંચે આકાશ પર મંડાતી ત્યારે વિશાળ ને તેજસ્વી બની જતી. અવસ્થાની સાક્ષી તો સફેદ દાઢી અને લમણા પર કે ઓડ પરના સફેદ વાળ જ પૂરી રહ્યા હતા. બાકી ચહેરાનું તેજ, અવાજનો રણકો કે આસનની સ્થિરતા ઘણા જુવાનને શરમાવે તેવાં હતાં. પ્રથમ દર્શને જ તેમના વ્યક્તિત્વનો પ્રભાવ એવો પડયો કે જાણે પુરાણોમાં વર્ણવાયેલ કોઈ ઋષિ-મુનિના સાંનિધ્યમાં આવી ગયા હોઇએ તેમ લાગ્યું.

પાસે પહોંચીને નમન કરતાં દરેકને અકેક ધપ્પો લગાવીને પ્રેમથી નામઠામ પૂછ્યાં. ઊંચી જગ્યા પર લીંપીને બનાવેલ મોટા ચોકમાં પ્રાર્થનાનો ઓટો છે. તેની પાછળ સહેજ ઊંડે એક ઝરણું ધીમું એકધારું વહે છે. તેના ઉપર આગળ પડતી પ્રાર્થનાના ઓટાની બાજુમાં ઝરૂખા જેવી બાંધેલી બેઠકમાં અમે જગ્યા લીધી. મલ્લિકજી એક કપડાંવાળી આરામ ખુરશીમાં બેઠા અને અમે બધા એમની બન્ને બાજુએ નાના બાંકડા પર સામસામા બેઠા.

કેટલોક વખત એમને એમ શાંતિમાં જ પસાર થઇ ગયો; કોઈ કાંઇ બોલે નહીં. આખરે તેમણે જ કહ્યું: 'કાંઇક પૂછો, કાંઇક પૂછો. આમ મુનિઓની માફક શાંતિથી શું બેઠા છો બધા?' એટલે પછી કનકભાઇએ પહેલો સવાલ કર્યો: 'આઝાદી આવ્યા પછી આપણા નૈતિક ધોરણમાં કાંઈ ઉચ્ચતા આવી છે? એટલે કે પહેલાં જે કાળા બજાર વગેરે થતું તેવાં સામાજિક અનિષ્ટોમાં ઘટાડો થયો છે કે તેથી ઉલટું થયું છે?' કનકભાઇ તરફ ફરીને તેમણે ઉત્તર આપ્યો: 'જો આ પ્રશ્ન મને કોઇએ બે વર્ષ પૂર્વે પૂછ્યો હોત તો મારે કહેવું પડત કે હજુ જેમનું તેમ છે. પણ હમણાં છેલ્લાં બે વર્ષમાં સારો સુધારો થયો છે. હમણાં હું પંજાબ, ઉત્તર હિન્દુસ્થાન, બંગાળ, બિહાર વગેરે સ્થળોએ ફર્યો ત્યાં દરેક જગ્યાએ મને જાગૃતિનાં ચિહ્નો દેખાયાં છે. પહેલાં લોકો બધું કામ સરકાર કરશે તેમ માની બેસી રહેતા – જે ગુલામીની નિશાની છે – તેને બદલે હવે તેઓ પોતે કાર્ય કરે છે. વ્યાપારી વર્ગમાં પણ કેટલેક અંશે સમાજકલ્યાણની ભાવનાઓ દાખલ થઇ છે; આપણે સમાજ પ્રત્યે પણ કેટલીક ફરજો છે તેવું તેઓ જાણતા થયા છે. આમાં કંઇક વિનોબાના સદેશાની અસર છે. બીજી બાજુ રજપૂતાના, મધ્ય-ભારત વગેરેમાં જૈન સાધુ તુલસી 'અનુવ્રત' કે એવી કંઇક હૃદયસુધારની ધાર્મિક પ્રવૃત્તિ ચલાવે છે તેની પણ ગણનાપાત્ર અસર થઈ છે.'

વળી પાછી પૂર્વવત્ શાંતિ. કનકભાઇએ જ્યારે 'આ તો પૂછવાનું કહ્યું એટલે મેં પૂછ્યું; બાકી તમે તો કાંઇક પૂછો.' એમ કહ્યું ને મલ્લિકજી પોતે પણ 'કાંઇક દિલની વાતો કરો, હૃદયની વાતો કરો' એમ બોલી ઊઠ્યા એટલે પછી નટુભાઇએ પ્રશ્ન કર્યો: 'વિનોબાજી શાસનવિહીન સમાજરચનાની વાત કરે છે તે એમનું એ સ્વપ્ન સિદ્ધ થશે એમ તમને લાગે છે?'

પહેલાં તો પ્રશ્ન બરાબર સમજાયો નહિ, એટલે ...

જરા વિસ્તારીને એ જ વાત પૂછતા તેમણે કહ્યુ 'એ વિચાર વિનોબાજીનો નથી ગાધીજી પણ એમ જ કહેતા પણ એ તો આદર્શ છે ને અત્યારે મનુષ્ય તેની ઉત્ક્રાન્તિમા જે કક્ષાએ પહોચ્યો છે તેથી એમ નથી લાગતુ કે એવો આદર્શ વ્યવહારુ બને પરતુ દરેક આદર્શનુ એવુ જ છે કોઈ પપુ શો એ સો ટકા જેને કહીએ તેમ તો અમલમા મૂકાતો જ નથી આદર્શથી તો આપણને પ્રેરણા મળ્યા કરે દિશાસૂચન થાય એ સૂર્ય જેવો છે તેમાથી મને ઉષ્મા મળે, જીવન મળે પ્રેરણા મળે પણ હુ તેને પકડી ન શકુ ગાધીજી તો એમ પણ કહેતા 'અહિસક રીતે આપણે સ્વરાજ મેળવ્યુ અને તેને જાળવશુ પણ તે જ રીતે ' એટલે કે તેઓ લશ્કર વિખેરી નાખવાની વાત કરતા પણ સજોગો એવા ઊભા થયા કે વિખેરવુ તો એક તરફ રહ્યું અત્યારે તો ઊલટુ વધતુ જાય છે તેમ જ સ્વરાજ બાબત પણ તેઓ કહેતા ખરુ સ્વરાજ હુ મારા પર પૂરુ શાસન ચલાવુ તે જ છે સ્વશાસન– સ્વ'રાજ પછી બહારના શાસનની કોઈ જરૂર રહેતી જ નથી ' પપુ અત્યારે તો આની કોઇ શક્યતા જણાતી નથી '

આ આદર્શ વ્યવહારના વિષયની વાત પરથી સ્વાધીનતા પ્રાપ્તિ બાદ ખુદ આપણી સરકાર પણ સપૂર્ણપણે ગાધીજીના આદર્શો અને સિદ્ધાતો પ્રમાણે શાસન કરતી નથી તેની ચર્ચા ચલાવી – દા ત ગાધીજી હમેશા કહેતા ખરુ ભારત તો ગામડાઓમા વસે છે અને તેથી જ હિન્દ માટેની કોઈપણ યોજના ગામડુ જ કે દ્રમા રહેવુ જોઈએ જે અત્યારે નથી '–વાત કરતા કરતા એમને એક પ્રસગ યાદ આવી ગયો ૧૯૪૦–૪૧ દરમિયાન પ્રતીય સરકારમા કોગ્રેસ પક્ષે પોતાના પ્રતિનિધિઓ મોકલેલા મિનિસ્ટર થયા પછી તેઓ જે રીતે વર્તતા તે વિષેનો ગાધીજીનો ઉત્પાત તેમની સાથેના પોતાના બે દિવસના સહવાસથી જે રીતે જાણવા મળેલ છે તે બનાવનુ સવિસ્તર વર્ણન મલ્લિકજીએ કર્યું

તે વખતે '૪૦–'૪૧મા હુ શાન્તિનિકેતનમા હતો ગાધીજી ત્યા આવવાના હતા રવિ સોમ બે દિવસને માટે ગુરુદેવે મને બોલાવીને કહ્યુ 'ગુરુદયાલ, જો ગાધીજી અહી આવે છે અને આપણા આશ્રમમા અમુકને તેમને માટે માન નથી મારી તો તબિયત ઠીક નથી માટે તુ એમની સાથે જ રહેજે અને ધ્યાન રાખજે કે કોઈ એમનો અનાદર ન કરી બેસે તારે બીજુ કાઈ ન કરવુ પથારી વિગેરે બીજા કામો બીજા માણસો આવીને કરી જશે તને સોપે તે કામ તારે કરવુ ને બાકી બેસી રહેવુ '

' મે કહ્યુ જેવો આપનો આદેશ ' ગાધીજી આવ્યા રવિવાર આખો દિવસ ગયો સોમવાર તેમનો મૌનવાર તો પણ કેટલાક લોકો મળવા ને પ્રશ્ન કરવા આવેલા તેમને ચિઠ્ઠીમા લખીને ઉત્તરો આપ્યા સાજે ૭ સવા ૭ વાગે ફરવા જવા નીકળ્યા સાથે ઘણા માણસો આવતા હતા તેમને હાથની નિશાનીથી પાછા જવા કહ્યુ હુ સમજ્યો, મને પણ પાછા જવાનુ કહે છે પણ મને વળી હાથની નિશાનીથી જતા રોક્યો ને હુ તેમની સાથે ચાલ્યો બન્ને મૂગામૂગા ચાલતા રહ્યા તમે તે મારી કુટેવ ગણો કે સુટેવ પણ જ્યારે જ્યારે કોઇ મહાપુરુષના સસગમા હુ હોઉ છુ ત્યારે બસ મૂગો જ રહુ છુ પ્રશ્નો પૂછવા કે એવુ કાઈ નહી ઈશ્વરની ઈચ્છાથી તેમને પ્રેરણા થાય ત્યારે તેઓ પોતાની મેળે જ આપણને કામ લાગે તેવુ કહે તેમ આજ પણ હુ છાનોમાનો ચાલ્યો જતો હતો ત્યા એકાએક ગાધીજી બોલી ઉઠ્યા [ ગાધીજીનો મૌન છૂટવાનો વખત થઈ ગયો હતો ]

ગુરુદયાલ અગર મુઝે ઐસા માલૂમ હોતા કિ યે કાગ્રેસવાલે લોગ સત્તા પર આકર ઐસા વ્યવહાર કરેગે તો મૈ ઈહે કૌસિલમે જાનેકી છૂટી ન દેતા। યે લોગ અબ ક્યા કર બૈઠે હૈ। મુઝે યે જાનકર બડી હૈરાની હોતી હૈ કિ યે લોગ પહલે ક્યા થે અબ ક્યા હૈ। જિનકે ઘર પર દો તીન મોટરે હૈ। ઘરવાલેકી હાલત ભી દેખ અબ। ઉસકા ઘર ભી દેખ ''

તે રાત્રે ગાધીજી મોડે સુધી જાગતા રહ્યા એટલે મે કહ્યુ અબ આપ સો જાઈએ। કલ બડી સબેરે ઉઠના હૈ આપકો ' તો મને કહે નહી। આજ મુઝે નિદ નહી આતી। યહા રવિબાબુકે ગીત

ગાનેવાલા કોઈ હો તો ઉસે બુલાઓ!'

હુ તો એ નાવી લાવ્યો તેણે ત્રણચાર ગીતો ગાયા. તેમાના એકનો અર્થ સમજાવવાનું તેમણે કહ્યું નહેરુ વગેરે ત્યા હતા પણ ચાર અર્થો બધાએ બતાવ્યા તેમાથી એક અર્થ તેમને ખાસ ગમી ગયો ને તેઓ બોલી ઊઠ્યા 'હા! ઐસે હી મુઝે યે થોડે સે લોગ હૈ કિ જિને ચિંતા હો ગઈ હૈ ઉસકા વિરોધ મૈં જ્યાદાતર લોગોંકી ચિંતામેં મેરે દેશકે હિતકી ચિંતામે કરુંગા!'

આ બનાવ પાછળથી મે 'હરિજન'મા પણ મોકલેલો કહેવાનું તાત્પર્ય એ કે આદર્શ હમેશા અમલી બનવી શકતા નથી ને વળી સત્તા પર આવ્યા પછી તો ઉલટુ એ વધારે મુશ્કેલ બને છે" ને પછી પોતાના એક મિત્રના અનુભવની વાત કરી મિત્ર નીનોખરીમા વિકાસ અધિકારી તરીકે ઘણા સફળ નીવડેલા અને નિર્વાસિત પુનર્વસવાટનુ કાર્ય બે વરસમા જ પાર પાડેલ તેમની વાત કરતા મલ્લિકજીએ કહ્યુ 'તેમનુ આવુ કામ જોઈ જવાહરલાલજીને થઈ ગયુ કે હિન્દમા આવા વીસ નીલોખરી ઊભા થઈ જાય તો પુનર્વસવાટનો પ્રશ્ન હલ થઈ જાય. આથી તરત જ તેમની નિમણૂક દિલ્હીની ઓફીસમા કરી દીધી ત્યાર બાદ હમણા હું તેમને મળેલ ત્યારે તેમણે કહ્યુ

'ઇન લોગોંને યે ક્યા કિયા? મૈં તો ઠહરા એક રચનાત્મક કાર્યકર' મુઝે સીધા લોકસમ્પર્ક ચાહીયે! લોગોંકે બીચ રહકર હી મૈં મેરા કામ કર સકતા હૂં ' ઇધર તો મુઝે બસ કાગજ હી કાગજ નજર આતે હૈ ઔર સિર્ફ દસ્તખત કરનેકા કામ હી રહ ગયા હૈ!'

એટલે એ એવુ છે વિનાબાજી જવાહરલાલજીની જગ્યા પર આવે અને પછી એવુ જ કાર્ય કરી બતાવે તો ખરા પરતુ એ તો સૌ સૌ પોતપોતાના ક્ષેત્રમા સારા જગતને તો આદર્શવાદીની ય જરૂર છે અને વાસ્તવવાદીની પણ જવાહરલાલ પણ જોઈએ વિનોબા પણ અને વલ્લભભાઈ પણ જોઈએ"

*

મૃત્યુના વિષયની વાત નીકળતા ગતિન્દ્રએ પૂછ્યુ

"ટાગોરના મૃત્યુ વિષેના વિચારો ઘણા મૌલિક ને ઊંડા હતા કેમ!"

મલ્લિકજીએ જવાબ આપ્યો "હા 'ગીતાજ્લી'ના છેલ્લા કાવ્યો એ વિષય પરના જ છે એ એમણે એમના પિતાશ્રી અને એક પુત્રના મૃત્યુ બાદ લખેલા એમને થયુ આ મૃત્યુ છે શુ? અને એ માટે એમણે દિવસો સુધી એકાતમા રહીને ચિતન કર્યું ને વિચારો નોધ્યા એ તો કવિ રહ્યા કલ્પના કરી મા બાળકને એક છાતીએ ધવડાવે છે, ત્યાથી બીજી તરફ લઈ જવુ છે તે માટે પહેલેથી છોડાવે છે બીજી છાતીએ પહોચતા પહેલા જે બે ચાર પળનો ગાળો પડે છે તેમા બાળક રડે છે, પરતુ ફરી તેને તુરત જ માનું દૂધ મળે છે આ મૃત્યુ તે પેલા બે ચાર પળના ગાળા જેવુ છે એક નદી આવતી હોય અને આવતી આવતી એ અહી રેતીમા સમાઈ જાય અને આપણને થાય 'લ્યો, નદી અહી પૂરી થઈ ગઈ' પણ ના થોડે દૂર જઈએ ને જોઈએ તો ત્યા તે રેતીની બહાર નીકળી હોય છે એમ જ જીવનનુ"

ત્યારપછી મનુષ્યને જીવનમા નડતી મુશ્કેલીઓ, નિરાશાઓ નિષ્ફળતાઓની ચર્ચા શરૂ થતા તેમણે કહ્યુ એક રીતે તે બધાની જીવનમા જરૂર પણ છે અથી આપણો 'અહમ્' દૂર થઈ જાય છે નહીતર તો આપણે એમ જ માનતા રહીએ કે મારી જ શક્તિથી હુ જ બધુ કરુ છુ" આ વિષયને લગતો પોતાનો જ દાખલો આપીને કહેવા લાગ્યા 'હુ જ્યારે મુબઈની ઝેવિયર્સ કોલેજમાથી બી.એ થયો ત્યારે એક સજ્જને મને કહ્યુ 'તુ ગરીબ માબાપનો દીકરો છો તો પણ આટલેથી જ અભ્યાસ મૂકી ના દેતો હુ તને વિલાયત જઈને આઈ.સી.એસ થવાનો બધો ખર્ચ આપીશ' પણ એ વખતે મને થયુ ના પારકી ભલાઈ પર નથી ભણવુ મારી શક્તિથી ભણીશ' તે જ વખતે બનારસ યુનિવર્સિટીમાથી મદનમોહન માલવિયાજીએ પ્રોફેસર બનવા નુ કહેણ મોકલ્યુ તને પણ તો ત્યામા ના પાડી દીધી અને પછી પસ્તાવા મનમા થવા લાગ્યુ અરેરે! હુ કેવો મૂર્ખ! આવી સરસ તકો

જતી કરી દીધી! હવે શું થશે?' પરંતુ થોડા વખતમાં જ ગુરુદેવ મળ્યા અને તેમણે તો સમૂળું જીવન જ પલટી નાખ્યું. હું પોતે જાણે અંદરથી જ બદલાઈ ગયો. હવે જ્યારે એ ભૂતકાળના બનાવો પર નજર નાખું છું ત્યારે મનમાં થાય છે કે તે કેટલું સારું થયું. આઈ.સી.એસ. થઈને તો હું બહુ બહુ તો કલેકટર કે કોઈ સેક્રેટરી થયો હોત. પ્રોફેસર થઈને અત્યારે કોઈ ડીન, રજીસ્ટ્રાર કે વાઇસ ચાન્સેલરની જગ્યાએ પહોંચ્યો હોત. પરંતુ અત્યારે જીવનમાં જે શાન્તિ, આનંદ ને સંતોષ મળે છે તે તેમાં મળત કે કેમ તે શંકા છે. હવે તો જીવનની સંધ્યા નજીક આવી છે તો પણ કોઈ જાતનો ઉકળાટ નથી, અશાંતિ નથી. અને અત્યારે જ્યારે આવા વિચાર કરું છું ત્યારે ઘણા સમય પહેલાં સાંભળવા મળેલ એક વાક્ય જેને ત્યારે તો શબ્દોની રમત જ સમજેલ તેનો ઊંડો ને સાચો અર્થ સમજાય છે: Man's disappointment is God's appointment [માનવીની નિરાશામા ઇશ્વરી સંકેત રહેલો હોય છે]."

અંતે નામજપની મહત્તા બતાવતા તેમણે કહ્યું "નામજપ જેવું સાધન કલિકાળમા બીજું મળવું મુશ્કેલ છે. દુનિયામાં રહેતા ને બધા વ્યાવહારિક કાર્યો કરતાં કરતાં પણ જો માણસ નામજાપ કરતા રહેવાની ટેવ રાખે તો પછી અમુક સમયે તે આંતરિક રીતે એક એવા કેન્દ્ર પર પહોંચી જાય છે, જ્યાંથી કોઈપણ શક્તિ કે પ્રસંગ વ્યગ્ર કરી શકતાં નથી; ખુદ મોત પણ નહીં. મુશ્કેલીઓ, નિરાશાઓ, નિષ્ફળતા — બધાં આવશે અને જશે. પણ નામયોગી તો તે બધાંને અંતરની શાંતિ ને સ્વસ્થતા સાચવીને આનંદથી એક સાક્ષી તરીકે જોયા કરવાનો.

*

સાંજ ઢળી ગઈ હતી. સૂરજ દૂધેશ્વર - ઇન્દ્રેશ્વરના ડુંગરોની પાછળ સરકી ગયો હતો, અને વાતાવરણમા ઠંડીની એક આછી ચમક આવી ગયેલી. અંધારાં ઊતરે તે પહેલા 'રૂપાયતન' મૂકીને ગામ તરફ લઈ જતી મુખ્ય સડક પર પહોંચવાની ઇચ્છાએ ઉતાવળ કરાવી, ને અમે બધા મિત્રોએ વારા ફરતી નમન કરીને મલ્લિકજીની વિદાય લીધી.

મૂંગામૂંગા ઘરભણી જઈ રહેલ અમારા બધાનાં અંતરમા શ્રી મલ્લિકજીના પ્રસન્ન, સુભગ વ્યક્તિત્વની સુવાસ ફોરી રહી હતી · કોઇ સિદ્ધહસ્ત સંગીતકારના કાર્યક્રમમાથી મોડી રાતે પાછા ફરી રહેલ શ્રોતાના મગજમાં જેમ સંગીતની સુરાવલીઓ ગુંજે તેમ. આખરે ગુરુદયાલજી પણ કલાકાર તો ખરા જ ને — જીવનના.

## ગેબ કી સદા

તર્ક મુદ્દુઆ કરદે, ઐન મુદ્દુઆ હોજા;
શાને અબ્દ પૈદાકર મજ્હરે ખુદા હોજા.
ઉસકી રાહમેં મિટકર બેનિયાઝે ખલ્કત બન;
હુસ્ન પર ફિદા હોકર, હુસ્નકી અદા હોજા.
બર્ગે ગુલ કે દામનપર રંગ બનકે જમતા ક્યા;
ઈસ ફિઝાયે ગુલશનમેં મોજ એ સબા હોજા.
તૂ હૈ જબ પયામ ઉસકા, ફિર પયામ ક્યા તેરા;
તૂ હૈ જબ સદા ઉસકી, આપ બે સદા હોજા.
આદમી નહીં સુનતા, આદમી કી બાતોં કો;
પૈકરે અમલ બનકર ગેબકી સદા હોજા.
સાઝે દિલકે પરદોં કો ખુદ વો છેડતા હૈ જબ;
જાને મુઝતરિબ બનકર તૂ ભી લબ કુશા હોજા.
કતર એ તુનક માયા બેહરે બેકરાં હૈ તૂ;
અપની ઈબ્તિદા હોકર અપની ઈન્તિહા હોજા.

અસગર ગોંડવી

## ગેબી ઘોષણા

ત્યાગ ઝંખનાનો કર, મૂર્ત ઝંખના થઈજા;
રાખ દૃષ્ટિ ઝાકળની, સૂર્યની પ્રભા થઈજા.
માર્ગમાં મટી એના, અડફની ન કરવા પરવા;
રૂપ પર નિછાવર થઈ, રૂપની છટા થઈજા.
પુષ્પ દલના પાલવ પર રંગ થઈને રહેવું શું !
બાગની બહારોમાં ખેલતી હવા થઈજા.
તું પયામ છે એનો, તો પયામ શો તારો !
એમની તું વાણી છે, મૂક વેદના થઈજા.
માનવી નથી સુણતા, માનવીની વાતોને;
કર્મને દઈ વાચા ગેબી ઘોષણા થઈજા.
જ્યાં હૃદયની વીણાને છેડતા હો એ પોતે;
પ્રાણ થઈ અજંપાનો શૂન્ય ચેતના થઈજા.
અલ્પ તું નથી બિન્દુ, કિન્તુ છે અગમ સિન્ધુ;
આદિ થઈને ખુદ તારો અંત ખુદબુદા- થઈજા.

અમૃત ઘાયલ

# 'રમિયે ગુજરાતે રે'

**ડાહ્યાભાઈ જી. કોટક**

બારે માસ એકના એક સ્થળે ગોંધાઈ રહેવાથી માનવીનું મન સંકુચિત બની જાય છે અને જીવન નીરસ બનતું લાગે છે, પરિણામે તે માનસિક થાક અનુભવે છે આ થાક ઉતારવા અને મનની તાજગી લાવવા નવા નવા સ્થળો, રમણિય નદીકિનારાઓ, ભવ્ય પર્વતો અથવા રમ્ય ઉપવનો જોવા અને ક્યાંક બહાર નીકળવાને માનવીનું મન તલસે છે આ ઝંખના એક અથવા બીજી રીતે પૂરી કરવામાં ન આવે તો માનવીના જીવન ઉપર કાટ ચડી જાય છે આ કાટ ખંખેરી નાખવા ગૃહસ્થી લોકોએ અવાર નવાર યાત્રાએ જવું જ જોઈએ એવી આપણા સમાજમાં ગોઠવણ હતી આ રીતે યાત્રા નિમિત્તે પ્રવાસની ફરજ નાખવામાં આવી હતી

સ્થળાંતરથી માણસ નવા નવા સંબંધો બાંધી શકે છે દેશદેશાંતરની સ્થિતિ જોઈ શકે છે અને નવું જ્ઞાન મેળવી શકે છે યાત્રાએ જવાની આવી ફરજ માત્ર હિંદુ સમાજમાં જ નહિ પણ લગભગ દરેક દેશના ધર્મ અને સમાજમાં જોવામાં આવે છે.

આપણે ત્યાં પરિવ્રાજકોનો વર્ગ હોવા ઉપરાંત દરેક વર્ણને માટે યાત્રા એ ધર્મ મનાયો હતો બ્રાહ્મણ બ્રહ્મચર્યાવસ્થામાં વિદ્યા માટે બહાર જતો અને સંસારી થયા પછી યાત્રા નિમિત્તે પર્યટન કરતો મૃગયા અને દિગ્વિજય માટે નીકળવાનો ક્ષત્રિયોનો ધર્મ મનાતો વૈશ્ય લોકો વાણિજ્ય અર્થે એક પ્રદેશમાંથી બીજા પ્રદેશમાં જતા આપણી જૂની કથાઓમાં જાવા, સિંહલદ્વિપ, બાલી આફ્રિકા સુધી જનારા વૈશ્યોની કથાઓ જોવા મળે છે દરિયો ખેડવા જનાર વાણિજ્યવીરોની કથાઓ આપણા જૂના સાહિત્યમાં પુષ્કળ છે

પ્રવાસના લાભો તો આપણે જાણીએ છીએ ટુંકમાં કહીએ તો પ્રવાસ એ વ્યક્તિના વિકાસનું મહત્ત્વનું સાધન છે પ્રવાસથી માનવીનું જીવન સમૃદ્ધ બને છે, પરંતુ પ્રવાસની પ્રેરણાનો આધાર પ્રજાના ઉત્થાન અને પૌરુષ પર અવલંબતો હોય છે.

પ્રવાસની પણ દૃષ્ટિ હોય છે માનવીની આ દૃષ્ટિ નિરનિરાળી હોય છે. ધાર્મિકવૃત્તિવાળા યાત્રા સ્થળનો પ્રવાસ પસંદ કરશે ગિરનારની કે નર્મદાની આકરી પરકમ્મા કરવામાં તે જીવનની કૃતકૃત્યતા સમજશે દુર્ગમ પહાડો પર આવેલા તીર્થસ્થાને જવામાં મુશ્કેલીને બદલે જીવનનો લહાવો તે સમજશે. પુરાતત્ત્વની દૃષ્ટિવાળો માનવી જૂના પુરાણા સ્થળો પસંદ કરશે ધૂળ અને પથ્થરના અસ્તવ્યસ્ત ઢગલા, જર્જરિત પુરાણી દીવાલોવાળા જૂના કિલ્લા કે ખંડેરવાળી ઇમારતોમાં તે ઇતિહાસ વાંચી અને રાચશે સઘન જંગલો હિમાચ્છાદિત શિખરવાળા પહાડો, ઘૂઘવતા સાગરના મોજાઓ અને તેની ઉપર વિચરતા દરિયાઈ પક્ષીઓને નિહાળવામાં તથા માનસરોવર જેવા સ્થળોએ સ્વચ્છંદથી વિહરવામાં કુદરતપ્રેમીઓ પોતાના જીવનની ધન્ય પળો પસાર થયેલી સમજશે આમાંની કોઈ પણ દૃષ્ટિ વિનાનો માનવી માત્ર આનંદ ખાતર તેની ઓછી વધતી ખીલેલી રસવૃત્તિ અનુસાર તેની પસંદગીના જુદા જુદા સ્થળોનો પ્રવાસ કરવા પ્રેરાશે

ગુજરાતમાં આ સઘળી વૃત્તિના પ્રવાસીઓને સંતોષે તેવા સ્થળો છે મોતીની છોળે નવરાવતો વિશાળ સાગર-કાંઠો, આભને અડે તેવા તો નહિ પણ શિર ઊંચું કરી શિખર તરફ જોતા પાઘડી પડી જાય એવા પહાડો, 'ચારુતર' સરખી ધરતી, ગીર અને ખેડ-બ્રહ્માના મઘમઘતા જંગલો, નદીઓ અને તળાવો, રણ અને સપાટ મેદાન, મનોહર આબોહવા અને અનુકૂળ ઋતુએ મન મોકળું મૂકીને પ્રકૃતિએ ગુજરાતને આપ્યા છે

ગુજરાતનો પ્રદેશ પણો વિશાળ છે એની એ રેવા, તાપી ને ભાદર, એના ગિરનાર, પાવાગઢ ને

ઇડરિયા ગઢો; સુરત, અમદાવાદ અને ભાવનગર સરખાં ઉદ્યમપરાયણ નગરો; વાંસદા-ધરમપુર, કચ્છના બન્નીના ચરિયાણ, ગીર અને બતાસનાં જંગલો; સોરઠ અને વલસાડનાં આંબાવાડિયાં; સ્થાપત્યની ઝાંખી કરાવતા લોથલ, રંગપુર, ચંદ્રાવતી અને મોઢેરા જેવાં પુરાણાં સ્થળો; પાટણ, ચાંપાનેર અને વલ્લભી સરખી વૈભવશાળી નગરીઓનાં અવશેષ સ્થળો; દ્વારકા, પ્રભાસ અને ડાકોર સરખા યાત્રાધામો, એની વિવિધ તિર્યંક અને પશુસૃષ્ટિ એ સઘળું મનોહર છે.

આ પ્રાકૃતિક સ્થળો અને દૃશ્યોની સાથોસાથ ગુજરાતના સમાજનું એ સુખી કૌટુંબિક જીવન, એની પાણીની હેલો ભરી જતી નમણી પનિહારીઓ, ગરબે ઘૂમતી ગ્રામનારીઓ, એના કારીગરો અને કળાકારો, એની ભીલ અને ધારાળા, કાઠી અને મેર, મિયાણા અને જત જેવી ખડતલ બાંધાની કોમો, એના એ નર્મદ અને ગાંધી, મીરાં અને ભક્ત કવિ નરસૈંયો એ સઘળું ખરેખર અજોડ છે.

આ રીતે ગુજરાતના પ્રાકૃતિક અને સાંસ્કૃતિક ચિત્રનો ખરો ખ્યાલ તો તેના પ્રવાસ દ્વારા, સ્થળે જઈને નજરે નિહાળવાથી જ આવી શકે. અહીં તો માત્ર તેનાં થોડાં રમ્ય સ્થળોની જ હકીકત આપી છે.

## નળ સરોવર

ઓછું જાણીતું અને ઓછામાં ઓછો જેનો લાભ લેવાતો હોય એવું ગુજરાતનું એક રમ્ય સ્થળ છે નળ સરોવર. ચોમાસું વીતી નિર્મળા જળથી ડહેકતા આ સરોવરની આસપાસ શિયાળામાં ઊંચા ઊંચા બરૂ અને બીજી વનસ્પતિની વચ્ચે કિલ્લોલ કરી ઊડતાં રંગબેરંગી અને ચિત્રવિચિત્ર પક્ષીઓનાં ટોળાં, આમતેમ ભ્રમણ કરતા શિકારીઓ, કૂબામાં વસતા અને નવી દુનિયાની હવાથી અલિપ્ત પઢારિયા લોકો અને જ્યાં નજર નાખો ત્યાં પાણી જ પાણી દેખાય એવું આ સ્થળ આનંદ આપે તેવું છે.

ગુજરાતમાં ગણતરી કરી શકાય એવાં કુદરતી બે જ વિશાળ સરોવરો છે. એક કચ્છનું નારાયણ સરોવર અને બીજું આ નળ સરોવર. કચ્છનું નારાયણ સરોવર એ એક જાણીતું યાત્રાધામ છે જ્યારે નળ સરોવર એ એક નર્યું કુદરતી સ્થળ છે.

આ વિશિષ્ટ સ્થળ તરફ આપણામાંનાં ઘણા ઓછાનું ધ્યાન ખેંચાયું અને તેથી તે ખીલવ્યા વગરનું રહ્યું છે એટલે થોડા માણસો જ તેનો લાભ લેતા હોય છે.

ચોવીસે કલાક અશાંત અને અતુલ ઊંડાણવાળા સાગરની સરખામણીએ જમીનનું તળિયું દેખાય એટલા ઓછા ઊંડાણવાળા ૧૨ માઇલના પટ ઉપર ચારે બાજુ બિલોરી કાચ પાથર્યો હોય તેવાં શાંત પાણી પથરાયેલાં પડ્યાં છે. પાણીનું ઢીંચણ સુધીનું ઊંડાણ એ આ સરોવરની વિશિષ્ટતા છે. કિનારા ઉપર ઊગેલાં લીલા ઘાસ અને બરૂની ઘાટી ઝાડીની પ્રશાંત ભૂમિકા વચ્ચે પાણીમાં તરતાં જળચર પક્ષીઓ, તળાવની ઉપર આસમાનમાં ઊડતાં પક્ષીઓની પંક્તિઓના જળમાં પડતા પ્રતિબિંબ, કેલી કરતાં પક્ષીઓ અને દૂર દૂર તળાવના બેટ અને કિનારે ચરતા પશુઓનું મનોહર દૃશ્ય નજરે પડે છે. નીરવ અને શાંત રાત્રિએ સમગ્ર નભોમંડળના નક્ષત્રો તેમજ પાણીમાં પડતા તારા અને ચંદ્રના પ્રતિબિંબ જોઈને એમ જ થાય છે કે કુદરતે જાણે આકાશ ઊંધુ વાળી દીધુ હોય અથવા ઉપર નીચે એમ બે આસમાન આપણે જોતા હોઈએ તેવો આભાસ થાય છે. તારાઓનું કાવ્ય અને સંગીત અહીં જુદું જ જોવા અને સાંભળવા મળે છે. દિવસ અને રાત્રિનું આવું ભિન્ન ભિન્ન સૃષ્ટિ સૌંદર્ય જીવનનો થાક ઉતારવા માટે બસ છે.

શિયાળામાં તો સ્થાનિક, ખંડસ્થ અને બહારની દુનિયામાંથી સ્થળાંતર કરીને આવતા યાયાવર પક્ષીઓથી સરોવર શોભી ઊઠતું હોય છે અને તિર્યંક સૃષ્ટિના સંગ્રહસ્થાન જેવું લાગે છે.

આ સરોવરમાં નાના મોટા ઘણા બેટ આવેલા છે. તેમાં પાનવડ સૌથી મોટો બેટ છે. અહીં વરખડાના વૃક્ષ નીચે હીંગળાજ અને ભુરખ માતાની પુરાણી મૂર્તિઓ છે. સ્થાનિક લોકોમાં માતાનું ઘણું મોટું માહાત્મ્ય મનાય છે. અહીં ચૈત્ર વદ પાંચમે મેળો ભરાય છે અને સરોવર ફરતા કાંઠાના ગામો-

માંથી લોકો માતાની જાત્રાએ આવે છે.

સરોવરના કાંઠા પર ફરતાં ગામડાં વસેલાં છે. તેમાં મુખ્યત્વે પઢાર લોકોની વસ્તી છે. તેમનાં વિશિષ્ટ ભજનો અને નૃત્યો જાણીતા છે. સિંધમાંથી સ્થળાંતર કરીને હજારેક વરસ થયાં આવીને વસેલી અને નવા જમાનાની હવાથી હજુયે અલિપ્ત આ પઢાર કોમ અભ્યાસ કરવા જેવી છે. આ સિવાય કાંબી, સમેજા, ભરવાડ વગેરે કોમો તેમના અસલ પોષાક અને રીતરિવાજોથી સમાજશાસ્ત્રના અભ્યાસીઓને નવો જ ખોરાક પૂરો પાડે છે.

સરોવરની આસપાસ થેક અને ખીડ નામના કંદમૂળ થાય છે. આસપાસનાં લોકો ખાવામાં તેનો ઉપયોગ કરે છે. સામાન્ય રીતે તેનાથી ટેવાયેલા ન હોય તેમને ખાવામાં તે ભારે પડે છે. આપણે ત્યાં જોગના ઉપવાસ પ્રસંગે ફળાહારમાં ઉપયોગ થાય છે. ખીડના કંદમાંથી ઉગ્ર ખુશબો આવે છે. સંશોધન થાય તો તેમાંથી સુગંધી અર્ક કાઢી શકાય.

આજથી લગભગ સો વર્ષ પહેલાં આ તળાવની થયેલી મોજણી અનુસાર તેના પાણીનો ઘેરાવો ૩૫ ચો૦ મા૦નો હતો. અત્યારે તે સંકુચિત થતું જાય છે અને પાણીનો ઘેરાવો ૨૪ ચો૦ મા૦ હોય એમ માનવામાં આવે છે.

### ગોપનાથ

ગુજરાતના કેટલાક રમ્ય સ્થળોમાં ગણતરી થઈ શકે તેવું એક રમ્ય સ્થળ સૌરાષ્ટ્ર દ્વિપકલ્પની પૂર્વે ખંભાતના અખાતના કિનારે ભાવનગરથી થોડે અંતરે આવેલું ગોપનાથ છે. તેના સમાન અક્ષાંશ અને રેખાંશ ઉપર ખંભાતના બીજા કિનારા ઉપર બરાબર સામે સુરત બંદર વસેલું છે.

મોટા મોતીના સાથિયા પૂર્યા હોય તેવા સરકિયા પથ્થરના કાંકરાથી આચ્છાદિત દરિયા કિનારા પર આવેલા ડાક બંગલાની ગેલેરીમાંથી હવાની ઠંડી લહેરો વચ્ચે દરિયાઈ પક્ષીનું ઉડ્ડયન, દૂર દૂર જતાં આવતાં વહાણો અને ક્ષિતિજ સુધી વિસ્તરેલા જળભંડારનું દૃશ્ય જોનાં મન પ્રસન્નતાથી ભરાઈ જાય છે.

શીતળ અને સમધારણ હવામાન માટે આ જાણીતું સ્થળ હોવા ઉપરાંત તે યાત્રાનું પવિત્ર ધામ છે. અંગ્રેજી રાજ્ય અને કંપની સરકારના સમયમાં સૌરાષ્ટ્રમાં અંગ્રેજ અધિકારીઓ ગરમીના સમયમાં ગોપનાથનો હવાફેર માટે લાભ લેતા.

નરસિંહ મહેતાએ ભાભીનાં મેણાંથી અહીં આવી તપ કરેલું અને ગોપનાથ તેમને પ્રસન્ન થયેલા (સંવત ૧૪૮૭). ભક્ત નરસિંહની મૂર્તિનું અહીં સ્થાપન કરવામાં આવ્યું છે. નરસિંહ મહેતાનું જન્મ-સ્થળ તળાજાની બાજુમાં આવેલું છે.

સ્થળ ઘણું પુરાણું છે. તેનું મંદિર પણ ભવ્ય છે. આ સ્થળ ગુપ્તનાથ અને ગોપીનાથ એવા નામે પણ ઓળખાય છે. પ્રભાસની યાત્રાએ જનારાએ કરવા પડતા પંચતીર્થમાં આ ગોપનાથનો પણ સમાવેશ થતો હતો.

પેરીપ્લસ (ઈ૦ સ૦ ૨૪૦-૫૦)નામના ગ્રીક મુસાફરે તેના ગ્રંથમાં આ સ્થળને 'પપિકેની સામુદ્રધુની' તરીકે ઓળખાવ્યું છે.

સામે કિનારે આવેલા સુરત અને આ ગોપનાથને કંઈક સાંકેતિક સંબંધ જણાય છે. નાના સરખા ગામમાંથી સુરતને આબાદ શહેર બનાવનાર ગોપી કે જેના નામ પરથી તે શહેરમાં 'ગોપીપરું', 'ગોપીતળાવ' વગેરે જાણીતા છે તે ગોપીએ અહીં એક મંદિર બંધાવ્યું છે. આ ગોપી અને તેની ગાયની કથા આ સ્થળ સાથે વણાયેલી છે. નરસિંહ મહેતાને ગોપનાથ પ્રસન્ન થયેલા તેમ સુરતના આ ગોપીને પણ પ્રસન્ન થઈ અઢળક ધન આપેલું. નારોદના મહારાજાએ (ભાવનગરના ગોહિલ વંશના) પણ અહીં સુંદર મંદિર બંધાવ્યું છે.

દરિયા કિનારે દીવાદાંડી છે. દરિયાના ખારા કિનારા પર મીઠા પાણીની વાવ છે. થોડા અંતરે દરિયા કિનારા પર ઝાંઝમેર નામે સુંદર જોવા જેવું સ્થળ છે જ્યાં ફિરંગીઓએ બંધાવેલો પુરાણો ગઢ છે. તેની બાજુમાં 'એસલો' બેટ આવેલો છે. ત્યાંથી વહાણમાં પસાર થતા દરિયાઈ નાખવાઓ કોઈ અદૃશ્ય ભયને નિવારવા આ બેટને તેમના પ્રવાસ દરમ્યાન નારિયેળ અર્પણ કરતા હોય છે. [ચાલુ]

# વૈષ્ણવજન



વર્ષ ૧ : ('પ્યારાબાપુ' વર્ષ ૧૫) : : અંક ૧૧ : સળંગ અંક ૧૭૯ : ફેબ્રુઆરી : : ૧૯૬૩

## અનુક્રમ



સંપાદક : નવીન ગાંધી

પ્રકાશક અને મુદ્રક: ધીરેન ગાંધી • રૂપાયતન મુદ્રણાલય • જૂનાગઢ

### સૂચના

(ગ્રાહકોને)

દર માસની બારમી તારીખે અંક પ્રસિદ્ધ થાય છે

પંદરમી સુધીમાં અંક ન મળે તો પોસ્ટ ઑફિસમા તપાસ કર્યા પછી કાર્યાલયને જણાવવું. અંક શિલિકમા હશે તો મોકલાશે.

ગમે તે મહિને ગ્રાહક થઈ શકાય છે

* * *

આ માસિકમા પ્રસિદ્ધ થતા વિચારો જે તે લેખકોના છે સંસ્થા તે વિચારોમા સંમત છે જ તેમ માનવું નહિ

*

(લેખકોને)

'વૈષ્ણવજન'મા સંસ્કૃતિ, કલા, શિક્ષણ અને સાહિત્ય વિષયક લખાણો લેવામા આવે છે

લખાણ સાફ મૌલિક, તાજું હોય એવી અપેક્ષા રહે છે કાગળની એક બાજુ શાહીથી લખવું.

સામાન્ય રીતે કૃતિના સ્વીકાર બાબત પખવાડિયામા જવાબ આપવામા આવે છે.

પ્રસિદ્ધ થયેલી સામગ્રીની કૉમ્પ્લીમેન્ટસ સાથે અંક અને યોગ્ય પુરસ્કાર પ્રસિદ્ધિ પછી અઠવાડિયામા લેખકોને મોકલાય છે.

### લવાજમ

દેશમાં (વરસનું) છ રૂપિયા
પરદેશમા બાર શિલિંગ

વૈષ્ણવજન, રૂપાયતન, ગિરિતળેટી
જૂનાગઢ





પીડ પરાઈ

# ખુદાનો પ્યારો

મકરન્દ દવે

હઝરત મુસાને એક વાર થયું કે પોતે તો મોટા પેગંબર. ખુદાઈ નૂરને તેમણે જોયું એવું આજ સુધી કોઈ આદમીને નસીબ નહોતું થયું. એમની બરોબરી કરી શકે એવો કોઈ માઈનો પૂત દુનિયામાં પાક્યો નહીં હોય. વળી ખુદા તો એમને હાજરાહજૂર. મુસાએ મનમાં ને મનમાં મલકતાં, બંદગી ગુજારતી વખતે ખુદાને પૂછ્યું:

'પરવરદિગાર! આપના બંદાના મનમાં એક સવાલ પેદા થાય છે. જન્નતમાં મારી પડખે જગ્યા લેનાર મહાપુરુષનું નામ બતાવશો?'

ખુદાએ કહ્યું.

'એ મુસા! તારી પડોશમાં મોચી રહે છે એ જ જન્નતમાં પણ તારો પડોશી થશે.'

ખુદાનો જવાબ સાંભળી હઝરત મુસા તો દિગ્મૂઢ બની ગયા. એ પેલા મોચીને ઓળખતા હતા. બિલકુલ મેલોઘેલો ને રદબાતલ આદમી. પોતાની ભંગાર ઝૂંપડીની એક બાજૂ પીપળા નીચે બેઠો રહે. ગંધાતાં ચામડાં ગૂંદે. પગરખાં સીવે. કોઈ દિવસ મસીદમાં આવતો એને જોયો હોય તો હરામ બરાબર. ધરમ–કરમમાં યે શું રાખ સમજતો હશે! રોજા–નમાજ પણ નહીં રાખતો હોય.

—ને આવા આદમીને પેગંબર હઝરત મુસા–અલૈ–હીસ્સલામની હરોળનું સ્થાન! ખુદાપાકને આ શું સૂઝ્યું? ખુદાએ મુસાની મજાક તો નહીં કરી હોય? પણ ખુદાના ગંભીર અવાજનું સ્મરણ થતાં મુસા મુંઝાઈ ગયા. ખુદાએ કહ્યું એટલે ખોટું તો ન જ હોય. હઝરત મુસાએ તે મોચીને મળવાનો નિશ્ચય કર્યો. આવો મામૂલી માણસ ખુદાને કઈ રીતે પ્યારો થઈ પડ્યો હશે?

હઝરત મુસા મોચીને મળવા ગયા ત્યારે સાંજ પડવા આવી હતી. મોચી પોતાનો સરંજામ પતરાંની ભાંગલી પેટીમાં મૂકતો હતો ને કાંઈક ગીત ગણગણતો હતો. પેગંબર સાહેબને આવતાં જોઈ તે ઝટપટ ઊભો થયો ને પગમાં પડી ગયો.

મોચીના ગોબરાં અંગથી પોતાને બચાવવાની કોશિશ કરતાં મુસાએ એને દૂરથી આશીર્વાદ આપ્યા. મોચી તો ધન ભાગ્ય ને ધન્ય ઘડી માની અરધ ઘેલો થઈ ગયો હતો. તેણે ગળગળા સાદે કહ્યું:

'પેગંબર સાહેબ! આપની શી ખિદમત કરું? આપના આ નાચીઝ ગુલામને જરા માફ કરશો. હું હમણાં જ આપની સેવામાં હાજર થઈશ.'

હઝરત મુસા હજુ મોચીને ખુદાની વાત કહેવા જાય ત્યાં તે મુસાને પડતા મેલી ઝૂંપડીમાં જતો રહ્યો. એની વાંસે ખોખલું બારણું દેવાઈ ગયું. મુસા બહાર ઊભા રહ્યા. સારી એવી વાર થઈ. પણ મોચી બહાર ન નીકળ્યો. આવી ગંદી જગ્યાએ ઊભા રહેતાં મુસા કંટાળ્યા. પણ ખુદાના જવાબથી તેમને એટલું કુતૂહલ થયું હતું કે મોચીને પૂછ્યા વિના પાછું ફરવાનું મન ન થયું.

મોચીને આવતા બ, મોડુ થયુ એટલે હઝરત મુસાને થયુ કે અદર બેઠો બેઠો મોચી કોઈ ગુપ્ત સાધના તો નહી કરતો હોય? ખુદાને ખુશખુશ કરી દેવાનો કોઈ અજબ તરીકો તેણે શોધી કાઢ્યો હશે? આ સાધના હવે જાણવી જ છૂટકો ખુદાના દરબારમા એક મોચી આટલુ માન ખાટી જાય એ સહન કરવા મુસા હરગીઝ તૈયાર નહોતા

ભલે એ મુસા જેવા મજહબના આગેવાનને છાજતુ નહોતુ પણ આ રહસ્ય જોઈ લેવા માટે તેમણે મોચીના બારણાની તીરાડમાથી જોયુ જોઇને એ તો છક્ક થઇ ગયા પેલો મોચી પોતાની અતિ વૃદ્ધ માતાના મોમા રૂના પૂમડાથી દૂધ ટોવા બેઠો હતો ડોશીમાનો ગઢ ઘેરાઈ ગયો હતો અત્યત જર્જર હાડપિજરમા બે આખો ઊડી ઊડી — જાણે પાતાળ ગયેલા નીર જેવી તગતગતી હતી અપગ ને અસહાય બચ્ચાની જેમ માજી સૂતા સૂતા ટીપે ટીપે દૂધ ગળામા ઉતારતા હતા મોચી ખૂબ કાળજીથી દૂધ ટોતા હતો અત્યારે તો એ જાણે સાવ ભૂલી ગયો હતો કે આલમના એક મોટા પેગબર એની વાટ જોતા ઊભા છે મુસા આ દશ્ય મટકુ યે માર્યા વિના જોઇ રહ્યા – જોઈ જ રહ્યા

ડોશીમાએ દૂધ પી લીધુ એટલે મોચીએ તેમને સરખા સુવરાવ્યા બરાબર ઓઢાડ્યુ ને માજીના પગ દાબવા બેઠો માજીએ એને અતરની આશિષ આપતા કહ્યુ

બેટા તારી ચાકરીથી મારા જીવને સતોષ થઈ જાય છે મારી દૂઆ છે કે તુ ખૂબ સુખી થા ને હઝરત મુસા જેવુ તને સ્વરગમા સ્થાન મળે '

માજીનુ કહેવુ સાભળી મુસાને તરત ખુદાના વચનો યાદ આવ્યા જાણે માજીના મુખમાથી ખુદા જ બોલતા હોય એવો તેમને ભાસ થયો મા રાજી તો ખુદા રાજી અને સ્વર્ગ વળી બીજી કઇ જગ્યાએ આવ્યુ છે?

મ્હતે હૈં જીસકે પાવ કે નીચે બહિસ્ત હૈ '

આ કવિતાને મુસાએ જીવનની હકીકત બનતી જોઇ મોચી તો બહિસ્તની વચ્ચે બેઠો હતો આઘા રહી ગયા હોય તો પોતે ને મોચીનુ બારાડ હકમતીને મુસાએ મોચીની માના ચરણમા માથુ નાખી દીધુ મોચી મોડ થયા બદલ માફી માગે એ પહેલા મોચીને બાથમા લઈ ભેટી પડતા મુસા બોલી ઊઠ્યા

ભાઇ તારી બદગી આગળ બડા પેગબરની બદગી યે કુછ બિસાતમા નથી ખુદાનો તુ ખૂબ પ્યારો છો એમા કઈ નવાઇ નથી મારપુ કે ખુદાનો રાજિપો મેળવવાના સાચા રસ્તાની તને ખબર છે '

---

## બાકી નહી હય

જ્યોમે વહ લહુ બાકી નહી હય
વહ દિલ, વહ આરઝૂ બાકી નહી હય,
નમાઝો, રોઝાઓ, કુરબાનીઓ, હજ
યે સબ બાકી હય, તૂ બાકી નહી હય

ઈકબાલ

# તડકો-છાંયા

રાહગીર

## ભારત-ચીન સંબંધે ભ્રમણા ને વાસ્તવિકતા

ભારત-ચીન સરહદી ઝગડા અંગે વાસ્તવિક પરિસ્થિતિ અને ભ્રામક માન્યતાનું સવિગત ને સચોટ બયાન આપતો લેખ ૧૩-૧-'૬૩ના 'સન્ડે ટાઇમ્સ'માં એન. જે. એન.ની કલમે લખાયેલો છે. આ લેખ આપણી સરકારે કરેલી ભૂતકાળની ભૂલો બતાવવા પૂરતો જ નથી પણ ચીન સાથેના સંબંધોમાં હમેશને માટે યાદ રાખવા જેવો છે. એટલે આ લેખમાંથી કેટલાક મહત્ત્વના મુદ્દા અહીં ઉતારવામાં આવે છે.

શ્રી નેહરુએ ૨૫ ઑક્ટો૦ '૬૨ના રોજ જાહેર કર્યું કે "નેફા વિસ્તારમાં ચીની હુમલાના 'સખત આઘાત' પહેલાં આપણે અત્યારના જગતમાં વાસ્તવિકતાથી વેગળા વસી રહ્યા હતા અને આપણે પોતે જ ઊભા કરેલા કૃત્રિમ વાતાવરણમાં જીવતા હતા."

આ કૃત્રિમ વાતાવરણ કેવી રીતે ઊભું થયું હતું?

આપણી તટસ્થ નીતિને ગમે તે ભોગે વળગી રહેવાનું વલણ, આફ્રો-એશિયાઈ એકતાને નભાવી રાખવાની ચિંતા અને સામ્યવાદી ચીનને સાચા સ્વરૂપમાં ન ઓળખવાના આંખ-મીંચામણાથી ભારત વિશ્વમાં નૈતિક વિજયનો ઝંડો ફરકાવવા નીકળ્યું હતું ત્યારે ચીન એના પગ ભાંગી નાખવાની તૈયારીમાં પડ્યું હતું. અને આ હકીકતથી આપણી સરકાર સાવ બિનવાકેફ હતી એમ પણ નથી. અનેકવાર ચીને પોતાનું પોત પ્રકાશ્યું હતું પણ એની સાન ઠેકાણે લાવે એવું કોઈ પણ પગલું ભરવાની આપણે તૈયારી બતાવી નહોતી. કોઈ પણ મક્કમ પગલું ભરતાં પહેલાં સો ગરણે પાણી પીતી આપણી તટસ્થતાની વ્યાખ્યા કરતાં એન. જે. એન. લખે છે:

'આની ઢીલીપોચી ને પાંડુ રોગથી પિડાતી પશ્ચાદ્-ભૂમિકામાંથી બહાર આવતી તટસ્થનીતિની વ્યાખ્યા એ જે કાંઈ નથી કરતી એ દ્વારા વ્યક્ત કરી શકાય. કોઇ પણ જાતનું વિધાન કરવાના વિચારથી જ એ પાછી હટે છે. કોઈ પણ સંજોગોમાં લશ્કરી તાકાતનો ઉપયોગ કરવાનું એ તરછોડે છે. કોઇને માઠું લાગે એવી ભાષા વાપરવાનું એ ટાળે છે. ને ક્યાંક 'ગાંધી-વિરુદ્ધ' ગણાઈ જવાનો સતત ડર સેવે છે. આ છબીની જોડાજોડ છે નવી દિલ્હીની અફર માન્યતા કે વિશ્વના રાજકાજમાં એનો 'અવાજ' એક એવી સિદ્ધિ છે કે જેની, બીજો કોઇ પણ વિચાર કર્યા વિના જાળવણી કરવી જોઇએ.

આ સિદ્ધિનાં ગુણગાન આપણે સાંભળતાં આવીએ છીએ. દુનિયાની મહાસત્તાઓમાં આપણા 'મહાન નૈતિક કદ'નું બાવલું આપણે પોતે ખડું કર્યું છે. અને વિદેશી મહેમાનોનાં પ્રમાણપત્રોથી આપણે તેને શણગારતા આવ્યા છીએ. દુનિયાનો એવો કોઈ પ્રશ્ન નહીં હોય જેમાં આપણે 'અવાજ' રજૂ ન કર્યો હોય. બર્લિન પ્રશ્ન, નિઃશસ્ત્રીકરણ, અણુશસ્ત્રો પર નિયંત્રણ, ક્યુબા, લાઓસ—આ સર્વે બાબતમાં આપણો અવાજ માનભેર સંભળાયો છે એમ આપણે માનીએ છીએ. પણ એનો નતીજો શું? બંને મહાસત્તાઓ જ્યારે એકમત ન થઇ શકે ત્યારે તેમના મતભેદ મુલતવી રાખવાની એકમતિ સાધનારા પાણીપોચા ઠરાવો ઘડવામાં ભારતનો મોટો હિસ્સો રહ્યો છે. અને વિશ્વના રાજકારણમાં ભારતનો આ મહાન વિજય માની આપણે નાચી ઊઠ્યા છીએ. આપણી આ મહાન નૈતિક મૂર્તિનું સોનેરી છોગું છે: 'પંચશીલ.' એન. જે. એન.ના શબ્દોમાં:

"આ ખતરનાક માન્યતાનું એક પાસું છે પંચશીલ, જેની શ્રી નેહરુ અને ચાઉ-એન-લાઇએ ધામધૂમે ૧૯૫૪માં જાહેરાત કરી હતી, અને જેને પેકિંગના ઇરાદાના સાચા પ્રતિબિંબ રૂપે ભોળેભાવે સ્વીકારવામાં આવેલ. ત્યારબાદના ગાળા દરમિયાન નવી દિલ્હીની ચીન પ્રત્યેની નીતિમાં ચીને જે કાંઇ નોંધપાત્ર સિદ્ધિ મેળવી હોય એનું ઘોર અજ્ઞાન દર્શાવતી, ચીન અને ચીનના સર્વ કાંઇની અતિપરાંસાએ સંપૂર્ણ રીતે કબજો લીધો... જે કોઈ, બંનેને પ્રયોગાત્મક રીતે પણ

વિવેકદૃષ્ટિની ખાતર ચીની ઈરાદાને જરા વધુ બારીકાઈથી જોવાની ભલામણ કરતા હતા તેમને યુદ્ધખોર કે પશ્ચિમના કાસિયા કે રીઢા મત્યાધાતી તરીકે નોઇ ઝાટકીને નકારી કાઢવામાં આવ્યા આવા માનસિક ગોસમટાળાને વખતે નવી દિલ્હીને તિબેટ પરના ચીની હુમલાનો પહેલો આઘાત લાગ્યો. અને છતાં એના મત્યાઘાતો એની રાબેતા મુજબની ઢબે જ પડ્યા ચીની પગલાને સાફસાફ વખોડી કાઢવાને બદલે દિલગીરી વ્યક્ત કરી, 'આક્રમણ' શબ્દનો ઉપયોગ કરવાનું ટાળ્યુ અને યુનોમા તિબેટની તરફેણ કરવાનો ઈનકાર કર્યો

કડા યુદ્ધને ટાળતા જવાના અને નીતિમયતા ને શાતિ માટે પોતાનો માનમોભો જાળવી રાખવાના ભરપૂર પ્રયત્નોમાં ભારતના રાષ્ટ્રીય હિતની દૃષ્ટિએ પણ ચીનનો તિબેટમાં પગદડો મૂલવવાનુ નવી દિલ્હી ભૂલી ગયુ ભારતની તટસ્થતાની મૂર્તિ અણિશુદ્ધ તરી આવી પણ ભારતની ઉત્તર સરહદ કોતરી ખાવાની દિશામા ચીને પહેલુ પગલુ ભરી લીધુ હતુ આ બનાવ પછી ત્રણ વર્ષ, જે ગાળા દરમિયાન પોતાના ચીની ભાઈઓ શું કરી રહ્યા છે તે વિષે પાર્લામેન્ટ ને લોકો સાવ અધારામા જ હતા, અચાનક ફૂટયુ થયુ કે લદાખનો સારો એવો ભાગ પેકિંગને હવાલે થઇ ગયો છે લોકો ચોકી ઊઠ્યા શ્રી નેહરુની ત્યારે સર્વપ્રથમ લાક્ષણિક જાહેરાત હતી કે ભારત "તટસ્થતાની તેની નીતિને ચુસ્તપણે વળગી રહેશે" તે વખતના સરક્ષણ પ્રધાન શ્રી વી૦ કે૦ કૃષ્ણમેનનને તો ત્યા સુધી ચોધી બતાવવાનું સાહસ કર્યું કે ચીની લશ્કરની 'ઘૂસણખોરી' છતા હિન્દી-ચીની ભાઇબધીને જફા નહી પહોચે

સત્તાવાર જાહેરાતમા જણાવ્યા પ્રમાણે સહુ પહેલી ચીની ઘૂસણખોરી ૧૯૫૪ના ઓગસ્ટમા ગઢવા લમાં થઈ હતી પણ ભારતની સપ્ટેમ્બર ૧૯૫૬ની એક યાદીમા એના વિરોધનો સમાવેશ કરવામા આવ્યો હતો જમ્મુના કુમ્ડી નાયકે ૧૯૫૬ના અતમાં કે ૧૯૫૭ની શરૂઆતમા વારવાર જણાવ્યુ હતુ કે આકાસઈ ચીનમા ચીનાઓ રસ્તો બાધી રહ્યા છે 'પચશીલ'મા ચીનને રસ રહ્યો નથી એના આ શકારહિત સૂચનો પર ધ્યાન આપવામા ન આવ્યું. ઉલટાનું નવી દિલ્હીએ નમ્રતાથી સૂચવ્યુ કે ચીનાઓ કદાચ બેધ્યાન પણે સરહદ પર આવી ચડ્યા હશે. પેકિંગે આ સૂચનને ટાઢીગાળ અવજ્ઞાથી ઉવેખ્યુ ત્યાર પછી લદ્દાખમા ભારતીય પ્રદેશના લગભગ ૪૦ થી ૫૦ માઈલ અંદરના ભાગમાં ચીનાઓએ ભારતીય પોલીસ પાર્ટીની ઘાતકી કતલ કર્યાનો આઘાત આવ્યો.. આઝાદી પછી પહેલી જ વાર ભારતીય વર્તમાનપત્રોએ એક તરત સમજાઈ જાય એવા ઉદ્દેશને માટે લોકમત જાગ્રત કર્યો... લોકમતના દબાણને લઈને સમાધાન અશકય બન્યુ. અને છતાં એને બદલે ચીનાઓને વશ રાખવા માટે કોઈ મક્કમ રાજદ્વારી કે લશ્કરી પગલાં લેવાનો નવી દિલ્હીનો ઈરાદો નહોતો ..

પોતાની માનસ-મૂર્તિમા નવી દિલ્હી કયા સુધી અંજાઈ ગયુ હતુ તે શ્રી નેહરુએ ચાઉ-એન-લાઇ પર લખેલા એક પત્રમા, કદાચ અજાણતાં જ ખુલ્લુ થયું છે. ચીની વડા પ્રધાનને તેમણે બતાવ્યું હતુ કે શાતિમય ઉકેલ સાધવાની ચિંતામા ચીનના લદાખ પરના આક્રમણને નવી દિલ્હી પ્રસિદ્ધિ નથી આપતું. કારણ કે તેથી લોકસભા અને વર્તમાનપત્રોની 'તીવ્ર પણ યોગ્ય ટીકા'ની સરકાર પર ઝડી વરસી જશે અહીં પેકિંગને સહેતુક ખ્યાલ આપવામા આવ્યો હતો કે શાંતિમય સમાધાન અને હિન્દી ચીની મૈત્રીમા નવી દિલ્હી માનતું હોવા છતા લોકમત તેને વધારે ને વધારે અસમાધાનકારી વલણ અખત્યાર કરવા ફરજ પાડે એમ લાગે છે.

નવી દિલ્હી આવુ બાલિશ બની શકે એનો પુરાવો સામે પડ્યો હોવા છતા જેઓ એ માનવા તૈયાર નહોતા તેમણે એવી ધારણા રાખી કે શ્રી નેહરુ જરૂરનાં લશ્કરી પગલાની તૈયારી કરી સમય મેળવી લેવાનો અને યોગ્ય રાજદ્વારી ચાલને અમલમા મૂકવાનો, રાહ જોવાનો દાવ હુશ્યારી પૂર્વક ખેલે છે હવે જોઇ શકાય છે કે આવી કોઈ હુશ્યારીથી નવી દિલ્હી દોષિત નથી અને જે માથે આવી પડવાનું હતુ તે માટે રાજકીય કે લશ્કરી રીતે ભારત તૈયાર નહોતુ."

હિન્દી-ચીની સબધોનુ અત્યાર સુધી ચાલ્યુ આવેલુ આ આંખ ઉઘાડનારુ ચિત્ર છે ચીને હુમલો કરી માત્ર લદાખનો અમુક પ્રદેશ પચાવી પાડવા માટે દબાણ લાવવાનો દાવપેચ ખેલ્યો હોય કે ભારતને વ્યાપક લડાઇમા ખેચી જઇ પરાધીન બનાવવાનો પહેલો તમકો અજમાવી જોયો હોય એ બહુ મહત્ત્વની બાબત નથી. ભારતને ઉત્તર સીમાડે લશ્કરી તાકાતમા અને દગાખોરીમા પ્રચડ દુશ્મન બેઠો છે એનુ ભાન પાછુ ઓસરી ન જાય તો સારુ. શ્રી. એન. જે. એન. માને છે કે ઠરાવટી જાહેર કરવામા

ભારત સરકારે ભૂલ કરી છે પણ એ માન્યતા અમને બરાબર લાગતી નથી. જે લોકમતની જાગ્રતિને એ બિરદાવે છે એવો લોકમત આવી કટોકટી જાહેર કર્યા વિના જાગ્રત ન થાત. અને રાષ્ટ્રની તમામ શક્તિને એક કેન્દ્રિત ધ્યેય ભણી વાળવાનો પુરુષાર્થ ન પ્રગટ થાત. પ્રજાનું જે જોમ પ્રગટ્યું છે તેને સતત ભયનો ડંકો વગાડી સાબદું રાખવાની જરૂર નથી. એમ થશે તો નિરર્થક તંગ વાતાવરણમાં આ જોમ એની મેળે તૂટી જશે. અને પછી ખરે મોકે એને ફરી જગાડવુ મુશ્કેલ થઇ પડશે. પણ એને સુયોજિત રીતે આજની ઘડીથી જ ઉત્પાદનના, સંરક્ષણના અને સમાન સુખ-સમૃદ્ધિના ક્ષેત્રમા વાળવાની તાતી જરૂર છે.

ચીનાઓ પાછા હટી ગયા એને શ્રી. નેહરુની તટસ્થ નીતિના વિજય તરીકે કેટલાક ઓળખાવે છે. તો સામેથી કોઈ રદીઓ આપે છે કે તો પછી એક લશ્કરી છાવણીમા ભળેલા પાકિસ્તાન પર હુમલો કરવાની યે હિંમત ચીન કેમ બતાવતુ નથી? તટસ્થતાની નીતિને ભારત વળગી રહે તો પણ ગમે તે ભોગે 'તટસ્થતા'નુ નાકું પકડી રાખવામા આવે તો એ આપણી હસ્તી માટે પણ ખતરનાક બની જાય. શ્રી નેહરુએ આંતરરાષ્ટ્રીય ક્ષેત્રે ભારતનું નામ ઊજળું રાખવાની જેટલી ખેવના રાખી છે એટલી ને એથી યે વિશેષ ઘરને મજબૂત બનાવવાની હવે રાખવી પડશે. સરહદ પર ફરીથી છેતરામણી શાંતિ ફેલાઇ જાય તો પણ બચાવ-હરોળને અભેદ્ય બનાવી લેવાનું અત્યારે પ્રથમ કાર્ય હોઈ શકે.

## ચીના રાખી જાણે છે ગાજર ને ધોકો

કોલંબો દરખાસ્તો વિષે શ્રી. ફ્રેન્ક મોરાઇસ તા. ૨૧-૧-'૬૩ના 'ઇન્ડિયન એક્સપ્રેસ'માં એક નવી દિશા તરફ ઇશારો કરતા લખે છે.

'શ્રી વિન્સ્ટન ચર્ચીલે એક યુદ્ધ-પરિસ્થિતિ પર કહ્યું હતું કે તે 'કોયડામા વીંટાળેલો ગૂંચવાડો' છે કોલંબો પરિષદની દરખાસ્તો પણ આવો જ વિચાર જગાડે છે. એ એક 'ઢોવામા તપેલી ને માંહી ફલંકી ઘોડો' જેવી એક ગૂંચવણ જણાય છે. ..

મધ્ય વિભાગે જ્યાં ઉત્તર પ્રદેશ અને પંજાબની લાગોળ પર તિબેટની સરહદ આવેલી છે તેનો કોલંબો દરખાસ્તોમા ઉલ્લેખ નથી, જો કે બારાહોતી અથવા ચીન જેને વુજી કહે છે તેના પર પોતાનો દાવો હોવાનું ચીન દબાણ ક્યાં જ કરે છે. ચીનાઓનો હવે પછીનો હુમલો આ મધ્ય વિભાગની બાજુએથી થશે એની સંભાવનાને એ હકીકતથી ટેકો મળે છે કે ભૂતાન અને સિક્કિમ વચ્ચે પસાર થતા ચુંબી ઘાટ સામે ચીને લશ્કરી જમાવટ કરી છે

ચીને પોતાની સરતે ભારત પર આક્રમણ કર્યું અને તેની એકપક્ષી યુદ્ધ બંધીની જાહેરાત જણાવે છે તેમ એ પોતાની સરતે શાંતિ સ્થાપવા માગે છે. એ યાદ રાખવું જોઈએ કે કોલંબો દરખાસ્તો ચીની દરખાસ્તો નથી. એ એક પ્રમાણિક પણ જરા ગૂંચવાયેલા દલાલની દરખાસ્તો છે, કે જે માને છે કે આક્રમક અને આક્રમણનો ભોગ બનેલ બંનેને ભેગા કરવાનો એકમાત્ર માર્ગ બંનેને એક સરખા ગણવાનો છે. આફ્રો-એશિયાઇ દરખાસ્તોમા આ પાયાની ભૂલ અને નબળાઇ રહી છે.

સદ્‌ભાગ્યે બન્ને છાવણીમાથી ભારતને મિત્રોનો તોટો નથી. એનું કારણ એ નથી કે આપણે આપણી જાતને છેતરી રહ્યા છીએ તેમ, આપણી તટસ્થ નીતિએ આ ચમત્કાર સર્જ્યો છે. પણ અત્યારના આંતરરાષ્ટ્રીય ઝુકાવ ને જરૂરિયાતે રશિયા-ચીન વચ્ચે કામચલાઉ ઘર્ષણ ઊભું કર્યું છે, તેમ પશ્ચિમ અને રશિયાને પણ-તેમના પોતાના જ કારણે સર-કામચલાઉ રીતે નજીક આણ્યા છે પૂર્વ બર્લિન પરિષદે આપણા વડા પ્રધાન પર પ્રહાર કરવા માટે ચીની પ્રતિનિધિનો એટલા માટે હુરિયો નહોતો બોલાવ્યો કે તે શ્રી નેહરુને ચાહે છે પણ હાલ તુરત તેઓ માઓ કરતા ખ્રુશ્ચેવને માર્ગે ચાલવાનું પસંદ કરે છે વિરોધીઓ પણ કેટલીકવાર કેટલા મળતા આવે છે તે રમૂજ ઉપજાવે તેવુ છે અને મોસ્કો જેવી રીતે સાથીઓ અને મિત્રો વચ્ચે ભેદ પારખે છે તેમ વોશિંગ્ટન પણ કરે છે.'

કોલંબો દરખાસ્તોનો પોતે સૈદ્ધાંતિક સ્વીકાર કર્યાની ગુનાગારી પછી ચીને એમાથી પોતાની રીતે અર્થ કાઢવાના અખાડા શરૂ કરી દીધા છે. ભારત આવા આક્રમણના ખુલ્લા ઘા પછી વાટાઘાટોનો અસ્વીકાર કરશે ને પોતે શાંતિમય સમાધાન માટે સદાય તત્પર છે એવા ઊંધા પાટા બંધાવવા માટે જ

ચીને પહેલી જાહેરાત કરી લાગે છે. એક હાથમાં ગાજર ને બીજા હાથમા ધોકાની નીતિ ચીન રમતું જ આવ્યું છે. અને શાંતિના ગાજરની આશાએ મોઢું લંબાવતાં માથે ધોકો પડવાનો જ છે એ ભુલાવું ન જોઇએ. ઉત્તરાખંડને સીમાડે પણ ચીનનો ડોળો ઘૂમતો હોય ત્યારે 'જય બદરી વિશાલ''નાં જયનાદથી આપણા સૈન્યે એના તમામ અગત્યના મથકો ગજાવી મૂકવા જોઇએ.

## પરદેશી સત્તાઓના હાથમાં રમી રહેલું પાકિસ્તાન

હાલમાં પરિષદની દરબારતોથી રાષ્ટ્રનું ધ્યાન એટલું કેન્દ્રિત હતું કે ભારત–પાક વચ્ચેની મંત્રણા પર કોઇએ ખાસ ધ્યાન આપ્યુ હોય એમ લાગતુ નથી. કદાચ ભારત અને પાકિસ્તાનના સંબંધોમા એવી મડાગાંઠ પડી ગઈ છે કે વધુ મંત્રણાથી કાંઈ વળે એમ આપણા લોકોને લાગતુ નથી અને પાકિસ્તાની પેંતરા જોતા આ શંકા ખોટી પણ નથી. પાકિસ્તાન સાથેના આપણા પ્રશ્નો, અને એમાયે ખાસ કરીને કાશ્મીર પ્રશ્નમા વિદેશી દોરી સંચાર કેવો કામ કરી રહ્યો છે એનું નિરૂપણ કરતા શ્રી. ટી. ગોપાલકૃષ્ણન ૨૭ જાન્યુઆરીના 'ભારત જ્યોતિ'મા લખે છે

'મુખ્ય વસ્તુ એ છે કે ભારત પાકના તમામ સંબંધો, અને ખાસ કરીને કાશ્મીર પ્રશ્ન વિદેશી ડખલગીરીએ વણસાડી મૂકેલ છે અમેરિકન અફસરોએ છડેચોક કહ્યુ છે કે પશ્ચિમને કાશ્મીરની ખીણમા વ્યૂહાત્મક રીતે રસ છે અને યુનોમા તો પહેલેથી જ પશ્ચિમની નીતિ કાશ્મીરમા 'આંતરરાષ્ટ્રીયતા'ને સાધવાની રહી છે. પશ્ચિમી સત્તાઓ ઉપરછલી રીતે ભલેને પોતાની નિષ્ઠા ને નિર્દોષતાનો ઢંઢેરો પીટે પણ કાશ્મીરની આ વ્યૂહરચના, જે આખી દુનિયાના વ્યૂહનો એક ભાગ જ છે, તેમણે છોડી નથી. બે સમાન મિત્રો વચ્ચે સારા પાડોશી સંબંધો સ્થપાય તેના કરતા બીજે કોઇ ઊંડો રસ તેમને રહ્યો છે તે હકીકતો બતાવી આપે છે

હમણાની જ વાત કરીએ તો પરદેશની ડખલગીરીનો દાખલો મળે છે પાકિસ્તાન અને ચીન વચ્ચે–જ્યાં એની સરહદ જ નથી આવી એવી–કાશ્મીરમા આવેલી સરહદ વિશેની સમજૂતિના બારામાં. આ કાંઈ માત્ર પેકિંગ અને 'પિંડી બંનેએ મળીને પડી કાઢેલું નાખાકારી કાવતરું ન હોઈ શકે. બક્ષી ગુલામ મહંમદે જાહેર કર્યું છે તે મુજબ—અને તે પોતાની હકીકત જાણતા જ હોવા જોઈએ—કે ચીની-પાકિસ્તાની 'સમજૂતિ' બ્રિટીશ વિદેશ કચેરી પ્રેરિત છે. અને લશ્કરી દૃષ્ટિએ મહત્ત્વનો જેટલો પ્રદેશ મળે તે મેળવી લેવાની મુરાદથી રાવલપિંડીમા રહેલા એના મળતિયાઓ દ્વારા પાર પાડવામા આવેલ છે. એ ઉપરાંત ચીનને ખુશ રાખવાનો બ્રિટનનો વધારાનો હેતુ પણ ખરો. આ સાચુ હોય કે ખોટું, પણ એ વસ્તુ સૂચક છે કે પાકિસ્તાનને લશ્કરી મદદ કરતા મોઇ પણ મિત્રોએ, જે સામ્યવાદી સત્તાને કાબૂમા રાખવા જ લશ્કરી મદદ અપાય છે, તે ચીન સાથે વેડા કે 'સમજૂતિ' કરવા અંગે કાંઈ ટીકા કરી નથી.

આ સંજોગોમા કાશ્મીર પ્રશ્નની પતાવટ ઉતાવળી રીતે થઈ ન શકે. કોઈ પરદેશી સત્તાના હાથનુ રમકડું બન્યા વિના ભારત જેવા મિત્ર ને પડોશી સાથેના સારા સંબંધો એના પોતાના જ હિતમા છે એમ પાકિસ્તાનને સમજાવવાનો આપણે સંનિષ્ઠ પ્રયત્ન કરવો જોઇએ દિલ્હી વાટાઘાટો 'આશાસ્પદ' વાતાવરણમા પૂરી થઈ છે અને વાટાઘાટોનો ત્રીજો તબક્કો હવે કરાચીમા શરૂ થશે દિલ્હી વાટાઘાટોને અંતે બહાર પાડવામા આવેલા સંયુક્ત નિવેદનમા બંને પક્ષોએ છેવટ સુધી ધરાવેલા 'રચનાત્મક વલણ'નો નિર્દેશ છે પણ આ 'રચનાત્મક દૃષ્ટિબિંદુની વ્યાખ્યા જોવા જેવી છે સરદાર સ્વર્ણસિંહનુ કહેવુ હતુ કે ત્રીજા કોઈ પક્ષની દરમિયાનગીરી ખૂબ જ અસંગત છે ત્યારે પાકિસ્તાન પ્રતિનિધિમંડળના અગ્રણી શ્રી. ભુટ્ટોએ જણાવ્યુ હતુ કે, 'પ્રશ્નના ઉકેલમા આવી દરમિયાનગીરી રચનાત્મક ફાળો આપશે.' આ એક વાક્યમા ખીલી કયા ખૂંચે છે એનો કાંઇક ખ્યાલ આવી જશે

## યુરોપ સમાન બજારમાં બ્રિટીશ મુત્સદ્દીગીરીની કસોટી

યુરોપ સમાન બજાર એ આ દાયકાનુ એક એવુ પગલું હતું કે જેને પરિણામે બ્રિટનને પહેલેથી જ

વેઠવું પડે એમ હતું. બજારને નામે એ આંતરિક રીતે બ્રિટન વિરોધી દળ હતું. સૈકાઓથી દુશ્મન રહેલાં ફ્રાન્સ અને જર્મની આખરે સમજ્યાં હોય એમ લાગે છે કે તેમની દુશ્મનાવટમાં ત્રીજો ફાવી જતો હતો. તકવાદી બ્રિટને આ વૈમનસ્યનો લાભ લીધો પણ અત્યારે ફ્રાન્સના દંગોલે એનો વ્યાજ સીખે બદલો લીધો હોય એમ લાગે છે. જે અપમાન ભરેલી ભાષામાં તેણે બ્રિટનને ધુતકારી કાઢ્યું છે તેનાં પરિણામ રૂપે કોઇ ભવિષ્યનાં ભારે વિખવાદનાં બીજ રોપાયેલાં જુએ તો નવાઈ નહીં.

બ્રિટન માટે બમણી નાલેશી ને નાખુશીની વાત તો એ છે કે પોતાના યુરોપિયન મિત્રોની ખુશામત કરવામાં તેણે પોતાના સમાન હિતવાળા (કૉમનવેલ્થના) દેશોની અક્કડ ઉપેક્ષા કરી હતી. એટલું જ નહીં પણ ટાઢે કોડે આ સહમિત્રોના હિતનો ભોગ આપવા પણ આ 'રાષ્ટ્રસમૂહના વડીલ' તૈયાર થયા હતા. હવે ફ્રાન્સની લાત વાગતાં એ પાછા ફરીને કયે મોઢે કહી શકે કે ચાલો, જે થયું તે થયું. આપણે ફરીથી રમીએ.

હમણાં બ્રિટનની માઠી બેઠી લાગે છે. એ રાજદ્વારી રમતના જે પાસા નાખે છે તે અવળા પડે છે. પણ એ પાકો ખેલાડી છે. અને ધૂળ ખંખેરીને આમાંથી કાંઇ રસ્તો કાઢશે એ નક્કી. કારણ કે અમેરિકા અત્યારે એના પક્ષમાં છે. અને અંગ્રેજી બોલનારા દેશોનો સમૂહ તથા ભારત વગેરે હજુ આ વડીલ તરફ પૂરતી સહાનુભૂતિ ધરાવે છે.

ખરી વાત એ છે કે પશ્ચિમ જર્મની અને ફ્રાન્સ, અને તે પછી બેલ્જિયમ વગેરે બીજા દેશોએ ભેગા મળીને યુરોપનાં તેમજ બીજાં બજારોમાં ધૂમ કમાણી કરવા માંડી હતી. બ્રિટનને આ બાબત પહેલેથી ખટકતી હતી. તે એમાં સિંહનો નહીં તો છેવટે સરખો ભાગ પડાવવા માગતું હતું. પરંતુ એની કહેવાતી હોશિયારીથી સાવચેત બનેલા દેશોએ કાંઈ કોઠું આપેલું નહીં. છેવટ યુરોપની અને એટલેન્ટિક પ્રજાઓની એકતા ખાતર, અને પોલાદની બાબતમાં બ્રિટન સારો ફાળો આપી શકે તેમ હોવાથી બીજા બધા દેશો તો તેને સમાન બજારમાં લેવા અને યુરોપની આર્થિક મંડળી (ઈ.ઈ.સી. યુરોપિયન ઇકોનોમિક કમ્યુનિટી)માં દાખલ કરવા લલચાયા. પણ બ્રિટનના બીજે બધેના દાવપેચથી ધરાઈ ગયો હોય કે કેમ પણ દંગોલે વીટો વાપરીને પણ બ્રિટનને જાકારો દીધો છે. એટલું જ નહીં પણ 'હજી અમારી સાથે મળવામાં ઘણી વાર લાગશે' કહી તેને અયોગ્ય ઠરાવી નાતબહાર મૂકી દીધું છે.

ભારતને તો આ પગલાંથી નુકસાન થવાને બદલે લાભ જ થયો છે. ભારતનો બ્રિટન સાથેનો વેપાર ખૂબ મોટો છે. ખાસ કરીને ચા વગેરે વસ્તુઓનું બ્રિટન બહુ મોટું ઘરાક છે. જો બ્રિટન યુરોપની સાથે હોત તો તેને આ ચીજો પર કરવેરો નાખવો પડ્યો હોત, અને આપણી સાથેના વેપારમાં મોટું ગાબડું પડયું હોત. આપણને પણ બીજાં બજારો શોધવાં પડ્યા હોત અને શ્રી મનુભાઈની કામગીરી આમે ય કઠણ છે, તે ઘણી વધી પડી હોત. પણ હવે પરિસ્થિતિ બદલાઇ છે. અને તેનો કેવો ને કેટલો લાભ લેવો એ ભારત પર આધાર રાખે છે. કૉમનવેલ્થના બીજા દેશોની પણ એ જ સ્થિતિ છે.

રાજકીય દૃષ્ટિએ એનાં પરિણામ વળી જુદાં જ કલ્પી શકાય. બે છાવણીમાં વહેંચાયેલા ગણાતા જગતમાં અંદરોઅંદર ત્રણ–ચાર છાવણી છે તેમાં આથી એકનો વધારો થયો છે. રશિયા–ચીનની ફાટફૂટથી અમેરિકાને આનંદ થતો હતો તો પશ્ચિમ યુરોપની આ છાવણીથી રશિયા રાજી થયું છે. અને અમેરિકાને જરા વિચારવા કરવા જેવું થઈ પડયું છે. એટલું જ નહીં પણ બ્રિટનની ઘટતી જતી આબરૂ (પ્રેસ્ટિજ)ને લીધે એનું આંતરરાષ્ટ્રીય સ્થાન એક પગથિયું નીચે ઊતર્યું છે.

પણ બ્રિટનમાં સમય–સંજોગને પારખી લઇને પલટો ખાવાની એક અજબ શક્તિ છે. એની આ ચેતનશક્તિ તેને કોઇ જડ ખોખાંમાં પુરાઇ રહીને મરવા દેતી નથી, પણ ફરી ફરીને જીવતદાન આપી દે છે. બીજા વિશ્વયુદ્ધ પછી લગભગ ભાંગી પડેલું, સામ્રાજ્ય ખોઇ બેઠેલું બ્રિટન, અત્યારે જગતની

અગ્રિમ સત્તાઓમાં જેમ તેમ પણ પોતાનું સ્થાન આ તાકાતથી ટકાવી શક્યું છે. સુએઝ નહેર જેવી કેટલી યે કસોટીઓને એ પહોંચી વળ્યું છે. વાણિયા મૂછ નીચીમાં એ ઉસ્તાદ છે. પણ ખેદની વાત એ છે કે સીધી, પ્રમાણિક રાજનીતિ કરતાં તે કૂટનીતિમાં વધારે માને છે. અને પરિણામે એના સાચા મિત્રોની સંખ્યા ઘટતી જ જાય છે. બ્રિટન આવી કસોટીઓમાંથી પાર ઊતરી બોધપાઠ લેશે એવી આશા રાખવી રહી.

## જ્યાં મર્દોએ જાન આપ્યો ત્યાં મર્દો જીવી બતાવે

લશ્કરના માજી સૈનિકોને નેફાના સરહદી વિસ્તારમાં વસાવવાની યોજના ભારત સરકારે મંજૂર કરી છે તે બધી રીતે આવકારપાત્ર છે. ખાસ તો આપણી બહાદૂર જાતિઓ જ્યારે હાથમા માથું લઈ મરવા માટે થનગની રહી છે ત્યારે તેને રણભૂમિ પાસે જ ખેતર ખેડવા, લાકડા કાપવા, ને પહાડી બોમકાને ભેદી જીવનને પાંગરતું કરવાને કામે લગાડવા એ એક પ્રેરણા આપતી વસ્તુ છે.

પહાડી વિસ્તારો આ વસાહતોથી ધમધમી ઊઠે ને પડ જાગતું રહે એ પણ બચવાની એક ગુરુ ચાવી છે. પણ આપણા પહાડી મુલકોનું નામ લેતાં જ તે વિસ્તારોમા રહેલી કારમી ગરીબી તરત યાદ આવી જાય છે. ઉત્તરાખંડ કે આસામની યાત્રાએ ગયેલા કોઈ પણ પ્રવાસીની નજરે આ કંગાલિયત ચડ્યા વિના નહીં રહે. દેશના સ્વરક્ષણને કેન્દ્રમાં રાખી આપણાં આયોજનો જ્યારે નવેસરથી વિચારાઇ રહ્યા છે ત્યારે આ પહાડી લોકો અને આદિવાસીઓનાં જીવનને ઊંચે લઈ જવાનો પ્રથમ પ્રયાસ કરવો જોઇએ.

પહાડી પ્રદેશોમાં વીજળિક સાધનોની શક્યતા વિચારી નાના-મોટા હુન્નર-ઉદ્યોગો અને ખેતીસુધાર પર ધ્યાન કેન્દ્રિત કરવામાં આવે તો આ પ્રદેશો કુદરતનાં સૌન્દર્યધામો છે એટલાં જ માનવીનાં સમૃદ્ધ સ્થાનો પણ બની જાય. ભારતને સીમાડે જ્યાં સુધી અર્ધભૂખી ને અર્ધનગ્ન પ્રજા વસતી હશે ત્યાં સુધી સીમાડાને સુસજ્જ ન ગણી શકાય. કેન્દ્ર સરકારે નેફા પૂરતી જ જે વસાહતો વસાવવાનો નિર્ણય કર્યો છે તે બીજા ઉત્તરના પ્રદેશો માટે પણ કરવો જોઇએ. જ્યાં મર્દોએ ભારતની રક્ષા માટે જાન આપ્યો ત્યાંથી જ સમગ્ર ભારતને નવજીવનની પ્રેરણા મળે તો બલિદાનો સાચા અર્થમાં સાર્થક બનશે.

## સુવર્ણમૃગના શિકારની સફળતા શેમાં ?

વિવેકાનંદ શતાબ્દી મહોત્સવ પ્રસંગે આપણે એટલું તો કહેવું જોઇએ કે રામકૃષ્ણ પરમહંસના ઉપદેશને અમલમાં મૂકવાનો સહુથી મોટો પ્રયોગ શ્રી મોરારજી દેસાઇએ કર્યો છે. પરમહંસ એક હાથમાં માટી અને બીજા હાથમાં સોનું લઈ વારંવાર કહેતા કે 'સોનું માટી છે, માટી સોનું છે.' અને આ રીતે આપણા લોકોમાંથી સોનાનો મોહ દૂર કરવા એ દાખલો બેસાડવા માગતા હશે. શ્રી. મોરારજી દેસાઇએ આખા દેશ પાસે આ સદુપદેશની રટણા કરાવી છે. સોનાની લગડીઓથી તિજૂરી તર રાખતા શ્રીમંતો, સોના પર ધીરધારનો ધીકતો ધધો કરતા વ્યાજખોરો, સોની-મહાજનો, ઘરેણા–શોખીન સ્ત્રીઓ, દાણચોરો વ૦ના પેટમા કડકડતું તેલ રેડાયું હોય તો ભલે, પણ પરમહંસનો આત્મા તો શ્રી. દેસાઈ પર આથી પ્રસન્ન થયો હશે એમાં શંકા નથી.

આપણા દેશની અનેક વિચિત્રતાઓ પર પરદેશીઓને નવાઇ લાગે છે. પણ સહુને ટપી જાય એવી આ એક વિચિત્રતા પર તો તેમની તાજુબીનો પાર નહીં હોય કે દેશમાં કરોડો રૂપીઆનું સોનું પડયું હોવા છતાં આપણું ભીખનું શકોરું તો ઊભું જ છે. અને વધુ અજબ વાત તો એ છે કે દેશનો ગરીબ ને સામાન્ય પ્રજાજન જ્યારે પેટે પાટા બાંધીને પણ પોતાનો હિસ્સો ઉદાર દિલે આપી રહ્યો છે ત્યારે શ્રીમંત વર્ગ સોનાનું દાન કરી સંતોષ માનતો લાગે છે.

સુવર્ણ નિયમન ધારો અમલમાં આવશે એની અગાઉથી ગંધ આવી ગયેલ હોવાથી કહે છે કે એકલા મુંબઈમાંથી જ મોટા પ્રમાણમાં સુવર્ણનો જથ્થો ભોંયભીતર ચાલ્યો ગયો છે. સુવર્ણનો જથ્થો જાહેર કરવામાં પણ તાલેરાનો આગળ આવતા જણાતા



[અનુસંધાન પૃષ્ઠ ૩૩

# 'મિનિસ્ટ્રી'નો મૂળ અર્થ

સ્વામી આનંદ

'મિનિસ્ટ્રી', 'મિનિસ્ટર,' વગેરે શબ્દોનો અર્થ આજને કાળે આપણા દેશમાં કેટલો બધો ચલણી થઈ પડ્યો છે, ને તે ઉચ્ચારતાંની સાથે સૌના મનમાં કેવા કેવા ખુશહાલ કે અકારા ભાવ જાગી ઊઠે છે, એ કહેવાની ભાગ્યે જરૂર હોય.

અને આમ છતાં એ શબ્દનો મૂળ અર્થ અને એની પાછળ સૂચવાતો અભિપ્રાય શો હતો એની આપણા ભણેલાઓમાં પણ કદાચ થોડાને ખબર હોય.

ઈશુ ખ્રિસ્તે દસબાર વરસની ઉમ્મર પછી સાવ અલોપ થઈ જઈને જિંદગીનાં તપ સાધના ભાવભક્તિ કર્યાં; અને છેક ત્રીસ વરસની ઉમ્મરે તેમાંથી બહાર નીકળીને સાડા ત્રણ વરસ સુધી દીન-દૂબળાં પતિયાં અનરવાં ને ભારેમૂવાં રાંક લોકના તનમનના ઘા ધોયા; પેરેપેરે તેમની સેવા કરી; સમાજના મોટેરા વર્ગોની એડી હેઠળ કચડાએલાં તિરસ્કૃત બહિષ્કૃત લોકો વચ્ચે વસ્યા; તેમની જોડે હરી-ફરી હૂંફ આશ્વાસન આપી એમને આવતી કાલની આશા-ઉમેદનાં ભાતાં બંધાવ્યાં; મનકાયાનાં ખોડાં દૂબળાંને નરવાં કરી ઓદ્ધાર્યાં. 'વનના પંખીને માળા છે, વગડાનાં શિયાળ કોલ્હાંને ઊંઘ વિસામા સારુ બોડ છે; પણ માનવપુત્ર ઈશુને સાંજ પડ્યે માથું મેલવા ઠોર નથી' એવું એમનું જીવન રહ્યું.

આવી પ્રેમસેવાના અવતાર સમા એ ઈશુભગત એમની એ બધી સેવાઓના સરપાવ તરીકે અંતે મંગા રહીને સૂળીએ ચઢ્યા; ને સૂળીએ ચડાવવાવાળાઓને ખમાવતા ગયા! આવો એમના જીવનનો શ્રેષ્ઠ સેવાકાળ, એ એમની 'મિનિસ્ટ્રી' કહેવાઈ.

મતલબ, મિનિસ્ટ્રી એટલે દીનહીન, દુખિયાં ને ભારેમૂવાં તિરસ્કૃત બહિષ્કૃતોની ભેર કરવી, રોગિયાં દોગિયાં પતિયાં પાપિયાંને આશાનું અમૃત પાઈને ટટાર કરવાં, ને એની સેવાના બદલામાં જાતે સૂળીએ ચડી જવું. એનું નામ મિનિસ્ટ્રી.

પાછળથી જનસેવા કરનારા પાદરીઓ, સેવકો તેમજ લોકશાહીના સરકારી કર્મચારીઓ માટે પણ એ જ શબ્દ પ્રચારમાં આવ્યો.

---

"સત્યાચરણનો માપદંડ શીલ છે. ગુણવત્તાનો નિષ્કર્ષ પણ શીલ જ છે. 'માણસના ખાનપાનનો અર્ક વીર્ય', તેમ એના તમામ ગુણોના assimilationનો અર્ક પણ શીલ છે. શીલ સત્ય જોડે સરખા લેવલનું ભાગીદાર છે. વ્યાસ, સત્યકામ, યુધિષ્ઠિર, ઈશુ, બધા bastards હતા. પણ એમની સિદ્ધિઓને સંસારમાં કોઈ આંબી ન શક્યું. વ્યાસે નિયોગ કર્યો, સત્યકામ નબાપો હતો. પણ એ બીનાનો જાહેર એકરાર કરતાં બેઉ ન અચકાયા. આ સત્યનિષ્ઠાનો જ પ્રભાવ હતો." સ્વામી આનંદ

*

# સંન્યાસીનું ગીત

અનુ૦ પ્રજારામ રાવળ

[સ્વામી વિવેકાનંદના 'ધ સૉંગ ઑફ ધ સંન્યાસીન'નો અનુવાદ]

જગાવો એ મંત્રધ્વનિ ફરી, સ્વયમ્ જેહ પ્રગટ્યો
યુગો પ્હેલાં ગાઢાં વનમહિં, ગિરિગહ્વર વિષે;
શકે ના જ્યાં પ્હોંચી જરી મલિનતા આ ધરતીની;
જહીં વ્હેતો જ્ઞાનપ્રવહ; સત —આનન્દભરતી;
અહો, સંન્યાસી, એ અભય સ્વરથી ઉચ્ચરી રહે
"ઓમ્ તત્ સત્ ઓમ્!"

વછોડી દે બેડી સજડ જકડી જે રહી તને;
ભલે સોનાથી કે કથીરથકી એ નિર્મિત બની,
ઘડી રાગ—દ્વેષો, ભલું—બુરું—બધાં દ્વંદ્વથકીએ;
ગુલામી તો રૂહિતી અફર જ ગુલામી સહુ વિષે:
સુનાની બેડીનું શિથિલ ન જરી બંધન થતું.
તજી દે તો દ્વંદ્વો સહુય: બનીને મુક્ત, રટજે
"ઓમ્ તત્ સત્ ઓમ્!"

તજી દે અંધારું સઘન અતિ અજ્ઞાનતણું જે,
તજી દે ખદ્યોતી ઝળક, તિમિરો ઘટ્ટ કરતી.
તજી દે તૃષ્ણા જીવનતણી મહા ઘૂમવત જે
તને, મૃત્યુ ને જીવનની ઘટમાળે નિરવધિ.
જગત્ જીતે છે તે નિજ ઉપર જે જીત લભતા.
લહી આ, માથે ઉન્નત વિચર સંન્યાસી, ગજવી
"ઓમ્ તત્ સત્ ઓમ્!"

"લણે તે જે વાવે, અફર." જન કહે "કારણ સદા
ફળે કાર્યે. ઊગે અશુભ અશુભે; ને શુભ શુભે.
બધાં બંધાયાં આ સજડ નિયમે. બેડી જકડી
રહી સૌને જેણે જનમ જ ગ્રહ્યો નામ—રૂપમાં."
ખરું એ સૌ: કિન્તુ, સહુથી પર આત્મા વિલસતો;
વિમુક્તાત્મા નિત્યે રૂપ વગરનો નામવિણ જે:
અને સંન્યાસી, તે તું જ પરમ! રૂહે ઘોષ ગજવી
"ઓમ્ તત્ સત્ ઓમ્!"

પિતા, માતા, પત્ની, સુહૃદ, શિશુ—એવાં સ્વપ્નમાં
ફૂલ્યાં જે, ના તેઓ કદી ય પણ રે, સત્ય પરખે.
અલિંગી આત્મા તે જનક કયમ? કોનો શિશુ બને?



સખા-શત્રુ કોનો, જગમહિં જહીં એ જ વિલસે?
સ્વયમ્ તું તે પોતે વિભુસ્વરૂપ હો! ઉચ્ચરી રહે
"ઓમ્ તત્ સત્ ઓમ્!"

વિમુક્તાત્મા, જ્ઞાતા, અરૂપ બસ એ એક જ જગે;
અનામી જે, ને જે નિરમલ, વિશુદ્ધ સ્વરૂપ જે;
વસે તેમાં માયા-જગત સહુ જેનું સ્વપન છેઃ
બને છે એ આત્મા પ્રકૃતિમય, સાક્ષીસ્વરૂપ જે.
તું જાણી લે છે તે તુજ સ્વરૂપ. સંન્યાસી, વદ હે,
"ઓમ્ તત્ સત્ ઓમ્!"

કહીં શોધે મુક્તિ સુહૃદ? દઈ એ કોઈ ન શકે;
નકામું ઢૂંઢે મંદિરમહિં અને પોથીની મહીં.
તને ખેંચે જે બંધન, સજડ એ તેં જ ગ્રહ્યું છે,–
નકામાં છોડી દે વિલપન–તજંતાં જ કરથી
છૂટી જાશે એ બંધન કઠણ. રૂહે નાદ ગજવી
"ઓમ્ તત્ સત્ ઓમ્!"

કહે 'શાન્તિ સૌનેઃ અભય મુજથી હો સકલનેઃ
વસે જે શંગોપે પર, જન તળેટીમહિં વળી,
વસે છે એ સૌનીમહિં નહિ બીજો કોઈ–બસ હું!
તજું છું સૌ લોકો, તજું પૃથિવી, ને સ્વર્ગ, નરકો,
નિરાશા ને આશા ઉભય તજું હું; દ્વંદ્વ સઘળાં.'
બધાં કાપીને બંધન તું વીર સંન્યાસી, વદ હે,
"ઓમ્ તત્ સત્ ઓમ્!"

ન હો પર્વા કાંઈ પછી મરણ કે જીવનતણી.
કરી લીધું દેહે સકલ નિજ કર્તવ્ય જ પૂરું;–
ભલે સંસારાબ્ધિજલમહીં યથાકર્મ વહી રૂહે;
ધરાવે એને કો કુસુમ, અથવા તાડન કરે
સમત્વ રૂહેવું તો. કશું સ્તવન–નિન્દા વળી કશી,
સ્તુતિ, સ્તોતા ને જ્યાં સ્તુત જન બધું એક જ તહીં;
જુદા નિન્દાખોરો નહિ લગીર જ્યાં નિન્દિતથકી!
પ્રશાન્તાત્મા થા તું પરમ, વીર સંન્યાસી, વદ હે,
"ઓમ્ તત્ સત્ ઓમ્!"

વસે કામ–ક્રોધો જહિં, જહિં વસે લોભ ય વળી,
પ્રવેશે ના કો દી' સત તહિં. વધુભાવથી જુએ
સ્ત્રીને, પૂર્ણત્વે તે નહિ જ કદીયે પ્હોંચી શકતા.
પૂરાયો ક્રોધે જે, લગીર પણ જેને પરિગ્રહ,

## નથી ફેર થાવો!

ઉવે એક વાતે નથી ફેર થાવોઃ
ઉરે શોક; હોઠે કદી છે ન ગાવો.
નથી રાત વીતી, ન ફૂટ્યું કિરણ છે;
પિયાલો ગઝલનો છતાં આજ પાવો.
ક્ષિતિજ ક્યાં? દિશા ક્યાં! બધે આવરણ છે;
છતાં મર્મ પર છે નજર, એ જ દાવો.
ભલે ને ક્ષણેક્ષણ સહન છે, દહન છે;
છતાં કૂજવું છેઃ ન એ નાદ જાવો.
ધરા પર કદમ ને શિરે જો ગગન છે;
મજલ ના અટકવીઃ ખરો એ જ લ્હાવો.
હૃદય જો ધડકે છેઃ નથી ફેર થાવો!
ગઝલ તો વહે છેઃ નથી ફેર થાવો!

હસિત બૂચ

## એકાકી

વર્ષો વીત્યાં
સ્વજન ગયાં સૌ.
એકાકી ઘડપણમાં–
ઘરના અફાટ રણમાં!
—સાવ અચિંત્યાં,
મનમાં આવ્યું: 'ધૂળ અને આ જાળાં!
લાવ ધીરેથી સાફ કરું આ ડાઘડૂઘી કાળાં!
હળવે હળવે કામ કરું ત્યાં,
હરુંફરું ત્યાં
ભાંગ્યું ભમરીનું દર,
કે ઘર?—
અંદર-બાહર
ભમરી રવ ઘુમ્મરતાઃ
એકાકી હું ઘરમાં.

ઈન્દુકુમાર ત્રિવેદી

## હું માછલી

હું માછલી, તરતી રહી
અંધારમાં, સોનેરી તડકે, ચાંદનીમાં!
અંધારમાં હું શ્યામ!
તડકે સુનેરી, ને રૂપેરી–ચાંદનીમાં!
સંસાર તો ખારો ગણાતો તે છતાં
હું મીન મીઠપ જાળવી જીવી રહી!

રતિલાલ 'અનિલ'

વળોરે માયાના નહિ જ દરવાજા કદી ય તે.
તજી દે તેથી આ બધુ ય. અહ સંન્યાસી, વદ હે
"ઓમ્ તત્ સત્ ઓમ્!"

ન હો તારે કોઈ ઘર, ઘર સમાવી નવ શકે
તને, તારે ઊંચી નભ–છત, પથારી તૃણતણી,
અને ભિક્ષામા જે મળી જ ગયું તે ભોજન ભલું,
નહીં શુદ્ધાત્માને કલુષિત કદી તે કરી શકે
વહી જા તું વ્હેતી સરિત સમ નિર્બંધ જગમા
અને ખુલ્લા કંઠે અભય અય સંન્યાસી, વદ હે
"ઓમ્ તત્ સત્ ઓમ્!"

ઘણા થોડાકેરી ગતિ પરમ એ સત્યની મહીં.
બીજાના ધિક્કારો, ઉપહસનને ના ગણીશ તું
વિમુક્તાત્મા, ઘૂમી સ્થળ સ્થળમહીં રૂહે તું સઘળે
છૂટી જાવા માયા પિંજરથી બધાને મદદ દે
સુખેચ્છાને ત્યાગી, ભય દુ:ખતણો દૂર કરીને
બની જા બન્નેથી પર તુ વદ ઉચ્ચ સ્વરથકી
"ઓમ્ તત સત ઓમ્!"

અને એવી રીતે દિન પછી દિને કર્મ ખૂટતા
જશે છૂટી આત્મા પુનરપિ નહીં જન્મ ધરશે
નહીં હું–તુ ભાવો પછીથી ટકતા, લીન બનતા
બધામા હું, હુંમા લીન સહુ ય આનન્દઘનતા
'તુ છે તત્' જાણી લે, પરથી પર પૂકાર કર ઓ,
"ઓમ્ તત્ સત્ ઓમ્!"

## પાંચીકા

પૃથ્વીની પાછળ લગી પોગ્યાં'તાં પાખંડ,
માનવ મત્સ્ય વાધી, હવે થાત કાંઈ મેમંડ.

આવ્યે ઊભાં નવ રહે, એક ઘડી ઉચાટ
મળજો માહુડાં મીઠાં, જેવા માસ અષાઢ

પરઘર પવન, ને પારણું, પૂર, પારકી આશ,
ઘોડા લગે મીઠાં ઘણાં વધતાં થાય વિનાશ.

મોતી મોંઘા સાંચવે, છીપલા ફેંકે બહાર
સાગરહૈયા સાંકડા, શોધે લાગે બાર!

દેડક દરિયાને કહે, "નથી તને નિરાંત
તલાવડાનાં તીર, સદાય કેવાં શાંત!"

જયતીલાલ દવે

## રામ રૂદે રૂદે ખોલું

સબ–ઘટ રામમાં રામ થઈ રહેતું
રામ થઇ મનખ્યા રખોલું રે!
બાહ્ય બાંધો કે ભીતર વીંધો
રામસોઽહમ્ મહુએ બોલુ
બંધવા! રામ રૂદે રૂદે ખોલું રે!

રામવિરાગી ને રામવિલાસી
આતમરંગાએ રામ બોલુ રે!
હાડચામાં રામ-હોમી રચી
મેલી ધરાગંગાને રામે ધોઉં
બંધવા! રામ રૂદે રૂદે ખોલુ રે!

મનવા–આનન અંદર રહે,
મારી રામસુરતમાંહી પ્રોઉં રે!
લખચોરાસીમાં લાખેણો જનમારો
ખલાસ કરી રામે ખોઉં
બંધવા! રામ રૂદે રૂદે ખોલુ રે!

૩૦-૧ ૬૨ સુધાંશુ ગાંધીનિર્વાણદિન

## રટણા એક

હું હતો નિત્ય આવ્યો છુ જન્મો જન્મ તને સખે,
ભવની ઝાડીએ કુંડે વીથિએ ને વનેવને.
પુષ્પની કોમળ સાખે, તારકે શ્યામ નીડમાં,
ચન્દની જાય હિંડોળે, ઝખને ભાત ભાતનાં!

કાલના નિધિને આરે યુદ્ધના શંખનાદમાં,
શાન્તિનાં સ્પંદને સંગે, નિસર્ગે અવકાશમાં,
ઊર્ધ્વ દે પંખીના ગાને, ઝરણાં સંગ ખેલને,
સૂણ્યો છે મીઠડો તારો પ્રીતિ શબ્દ મધુર મેં.

ફૂલના રંગીલા હાથે પરાગો તાહરા ઝીલ્યા,
નેત્રને કિરણે તારે સૂરમા અન્તરે ભર્યા.
સ્વર્ગની ગરિમા તુચ્છ તાહરી માત્ર યાદમાં,
નારકી યાતના વચ્ચે પ્રસન્ન તવ પાસમાં.

મિલને, વિપ્રયોગે વા રટણા એક માહરી,
સત્ત્વ તુ હે સખા મારુ, છાયા હું માત્ર તાહરી,

રતિલાલ છાયા

## હૈયું મારું—

ભીજી જાયે વરષણ થકી જેમ માટીનુ ઢેફું,
ને સૂકાયે પલ મહિ કંઈ સ્પર્શથી સૂર્ય કેરા,
તેવુ મારુ હૃદય દ્રવતુ અન્યના આર્તનાદે
ને રાજીપે પુલકિત બની ઊઠતુ અંગઅંગે.

જયતીલાલ ચોકસી

# અવિશ્વાસની કથા

એક શ્રદ્ધાની કલાપૂર્ણ વાત

મૂ. લે. શ્રી કર્તારસિંહ દુગ્ગલ
અનુ. લલિતકુમાર શાસ્ત્રી

"અને પછી નાનકબાબા ફરતા ફરતા હસન અબ્દાલના જંગલમાં જઈ પહોંચ્યા. ગરમી સખત હતી. લૂ કહે મારું કામ! ચારે દિશા સૂમસામ હતી. પથ્થર જ પથ્થર, રેત જ રેત, સૂકી ગયેલી ઝાડીઓ, સુકાઈ ગયેલાં વૃક્ષ. દૂર દૂર સુધી કોઈ માનવી નજરે પડતો નહોતો."

'મા, પછી શું?' મેં ઉત્સુકતાથી પૂછ્યું.

'નાનકબાબા પોતાના ધ્યાનમાં આગળ વધ્યે જતા હતા. ત્યાં એમના શિષ્ય મરદાનાને તરસ લાગી. પણ ત્યાં પાણી ક્યાંથી? બાબાએ કહ્યું, 'ભાઈ મરદાના, ધીરજ ધર. હવે ગામ આવવાની તૈયારી છે. ત્યાં જઈને તું ઈચ્છે એટલું પાણી પી લેજે.' પણ મરદાનાને તો સખત તરસ લાગી હતી. નાનકબાબા આ સાંભળીને ભારે ચિંતામાં પડી ગયા.'

'આ જંગલમાં પાણી દૂર સુધી મળી શકે તેમ નહોતું અને જો મરદાના જીદ કરી બેસે તો બધા માટે મુશ્કેલી થાય તેમ હતું. બાબાએ તેને ફરીથી સમજાવતાં કહ્યું, 'મરદાના, અહીં ક્યાંય પણ પાણી નથી. તું ધીરજ ધર. ઈશ્વરની ઇચ્છા માની લે.' પણ મરદાના તો ત્યાં ને ત્યાં જ બેસી ગયો. એક ડગલું પણ આગળ ન વધ્યો. બાબા અસમંજસમાં પડી ગયા.

"મરદાનાની જીદ જોઈને તેઓ વારેવારે મુસકરાઈ ઊઠતા, તેમ સાથે સાથે હેરાન પણ થતા. આખરે જ્યારે મરદાનાએ ન માન્યું ત્યારે બાબા ધ્યાનલીન બની ગયા. જ્યારે એમણે આંખો ખોલી ત્યારે મરદાના માછલીની માફક તડફડતો હતો. સતગુરુએ એને જોઈને સ્મિત કર્યું ને બોલ્યા, 'ભાઈ મરદાના, આ પહાડની ઉપર એક ઝૂંપડી છે. એમાં વલી કંધારી નામનો એક દરવેશ રહે છે. જો તું એની પાસે જાય તો તને પાણી મળી શકે તેમ છે. આ પ્રદેશમાં ફક્ત એમનો જ કૂવો પાણીથી ભરેલો છે. બીજે ક્યાંય પાણી નથી.'

'મા, પછી શું થયું?' હું એ જાણવાને માટે બેચેન બની ગયો હતો કે મરદાનાને પાણી મળ્યું કે નહીં.

"મરદાનાને સખત તરસ લાગી હતી. તે બાબાનું વાક્ય સાંભળતાં જ પહાડની દિશામાં દોડવા લાગ્યો. એક બાજુ સખત લૂ, બીજી બાજુ તરસ અને ઉપરથી પહાડની સફર! પરસેવો પરસેવો થઈ ગયો. શ્વાસ લેવાતો નહોતો. મરદાના ઘણી મુશ્કેલી સાથે પહાડ ઉપર ચઢ્યો. એણે વલી કંધારીને સલામ બજાવી પાણી આપવા વિનંતી કરી.

"વલી કંધારીએ કૂવાની તરફ ઇશારો કર્યો. જ્યારે મરદાના તે તરફ જવા લાગ્યો ત્યારે વલી કંધારીના મનમાં કંઈ વિચાર આવ્યો અને તેણે મરદાનાને પૂછ્યું, 'ભલા માણસ, તું ક્યાંથી આવ્યો છે?' મરદાનાએ કહ્યું, 'હું નાનક પીરનો સાથી છું. ફરતા ફરતા અમે આ તરફ આવી નીકળ્યા છીએ. મને તરસ લાગી છે અને નીચે ક્યાંય પણ પાણી નથી.'

"નાનકબાબાનું નામ સાંભળતાં જ વલી કંધારીને ક્રોધ ચડ્યો. એણે મરદાનાને પોતાની ઝૂંપડીમાંથી પાણી વગર જ વિદાય કર્યો. થાકેલા હારેલા મરદાનાએ નીચે બાબા નાનક પાસે આવીને આ અંગે ફરિયાદ કરી.

"બાબાએ એની આખી વાત સાંભળી મુસકરાઈ ઊઠ્યા અને કહ્યું, 'મરદાના, એક વાર ફરી તું ત્યાં જા.' પછી મરદાનાને સલાહ આપતાં કહ્યું, 'આ વખતે તું નમ્રતાથી જજે અને કહેજે કે તું નાનક દરવેશનો સાથી છે.'

"મરદાનાને સખત તરસ લાગી હતી. ક્યાંય પાણી નહોતું. તે બબડતો બબડતો પાછો ઉપર

ગયો પણ વલી કન્ધારીએ આ વખતે પણ તેને પાણી ન આપતા કહ્યુ 'હું એક કાફરના સાથીને એક કોગળા જેટલુ પાણી પણ નહી આપીશ' વલી કન્ધારીએ મરદાનાને ખાલી હાથે જ પાછો મોકલ્યો

"મરદાના જ્યારે નીચે આ યો ત્યારે તેની હાલત ખૂબ ખરાબ થઇ ગઇ હતી તેના હોઠો સુકાઈ ગયા હતા અને ચામડી ફાટી ગઈ હતી ચહેરા પર નિરાશા છવાઇ હતી એમ લાગતુ હતું કે એની જિંદગી થોડા સમયની મહેમાન છે નાનકબાબાએ બધી વાત સાભળી અને મરદાનાને 'ધન નિરંકાર' કહીને ફરી એક વાર વલીની પાસે જવા કહ્યું હુક મનો બંદો મરદાના ચાલી નીકળ્યો પણ તેને થતુ હતું કે તેની જાન રસ્તામાં જ ક્યાક નીકળી જશે

'મરદાના ત્રીજી વખત પહાડની ટોચ પર ચડયો અને વલી કન્ધારીના પગમા જઈ પડયો પણ ક્રોધમા સળગી રહેલા ફકીરે આ વખતે પણ તેની વિનતી ઠુકરાવી દીધી અને કહ્યુ 'નાનક પોતાની જાતને પીર કહેવડાવે છે અને પોતાના મુરીદ (શિષ્ય)ને પાણીનો એક ઘૂટ પણ પાઈ નથી શકતો'

'વલી કન્ધારીએ ટીકાઓની ઝડી વરસાવી

મરદાના આ વખતે નીચે પહોચ્યો ત્યારે તે તરસથી ખૂબ જ નિર્બળ બની ગયો હતો તે નીચે પહોચતા જ નાનકબાબાના ચરણોમા બેહોશ થઈ ઢળી પડયો બાબાએ મરદાનાની પીઠ પર હાથ પસ વાર્યો, અને હિમત બધાવી મરદાનાએ આખ ખોલી ત્યારે બાબાએ એને સામેનો પથ્થર ખસેડવા કહ્યુ મરદાનાએ પથ્થર ખસેડયો તો નીચેથી પાણીનુ ઝરણુ ફૂટી નીકળ્યુ અને જોતજોતામા ચારે તરફ પાણી જ પાણી થઇ ગયુ

એટલામા વલી કન્ધારીને પાણીની જરૂર પડી કૂવામા જોયુ તો એક ટીપુ પણ પાણી નહોતું વલી કંધારી ઘણો હેરાન થઈ ગયો જ્યારે નીચે પહાડના ચોગાનમા તો ઝરણા ફૂટી રહ્યા હતા નદી વહી રહી હતી વલી કન્ધારીએ જોયુ તો દૂર દૂર નીચે એક ઝાડની નીચે બાબા નાનક અને એમના સાથી બેઠા હતા વલીએ ક્રોધમા આવીને પોતાના પૂરા જોર સાથે એક ભારે શીલાને નીચે ધકેલી

"પોતાના તરફ એક નાનકડા 'પહાડ'ને આવતો જોઇને મરદાના ચીસ પાડી ઊઠયો નાનકબાબાએ મરદાનાને ધીરજથી 'ધન નિરંકાર' કહેવા જણાવ્યુ અને પડેલો પહાડનો ટુકડો બાબાના માથા પાસે આ યો ત્યારે બાબાએ પોતાના હાથના પજા વડે તેને ત્યા જ અટકાવી દીધો અને હસન અબ્દાલમા, કે જેનુ નામ હવે પંજાસાહેબ છે ત્યા હજી સુધી પહાડના એ ટુકડા પર બાબા નાનકનો પજો અકિત થયેલો છે"

મને આ આખીયે વાત ખૂબ ગમી હતી પણ જ્યારે પેલી હાથથી પહાડને રોકવાની વાત સાભળી ત્યારે મારો આનદ ભાગી ગયો આ કેવી રીતે બની શકે? કોઈ માણસ પહાડને કેવી રીતે રોકી શકે? અને હજુ સુધી એ પહાડ પર બાબા નાનકનો પજો અકિત રહ્યો છે?

હુ મારી મા સાથે કેટલીય વાર સુધી વિવાદ કરતો રહ્યો પથ્થરની નીચેથી પાણી ફૂટી નીકળે એટલી વાત તો હુ માનતો હતો વિજ્ઞાને એવી કેટલીયે રીતો બનાવી છે જેનાથી પાણી ક્યા ક્ઇ ક્ઇ જગ્યાએ છે તે શોધી શકાય પણ પહાડ ઉપર ગબડતી એક પ્રચડ શીલાને એક માણસ રોકી શકે એ વાત હું માની શકતો નહોતો હુ માનતો નહોતો અને મારી મા મારા મોઢાની સામે જોઇને ચૂપ થઈ ગઇ હતી

'કોઇ માણસ પહાડ ઉપરથી ગબડતી એક પ્રચડ શીલાને કેવી રીતે રોકી શકે?'—મને જ્યારે પણ આ વાત યાદ આવતી ત્યારે હું ફિક્કુ હસી પડતો

પછી તો કેટલીય વાર આ સાખી (વાત) મે ગુરુદ્વારામા સાભળી હતી પણી પ્રચડ શીલાને હાથથી રોકવાની વાત મારા મગજમા ઉતરતી નહોતી આ વાત હું માની શકતો નહોતો

એક વાર આ સાખી અમારી નિશાળમા સભળાવવામા આવી. પ્રચડ શીલાને હાથથી રોકવાની

વાત અંગે હું શિક્ષક સાથે વિવાદ કરવા લાગ્યો.

'આવા લોકો માટે કોઈ વાત મુશ્કેલ નથી.'–કહીને મારા શિક્ષકે મને ચૂપ કરી દીધો.

હું ચૂપ તો થઇ ગયો પણ મને વિશ્વાસ ન આવ્યો. 'એક મોટી પહાડીને માણસ કઇ રીતે રોકી શકે?'–મને થતું હતુ કે આ વાત હું જોર જોરથી પોકારું.

બહુ દિવસ નહીં થયા હોય ને મેં સાભળ્યું કે પંજાસાહબ 'સાકા' થઈ ગયા છે. એ દિવસોમા ઘણા 'સાકે' થતા હતા. જ્યારે કોઈ 'સાકા' થતું ત્યારે હું સમજી જતો કે આજે ઘરમા રધાશે નહીં અને રાતે નીચે ફરસબધી પર સૂવુ પડશે. પણ આ 'સાકા' શું છે તેની મને ખબર નહોતી.

અમારું ગામ પજાસાહબથી કઈ બહુ દૂર નહોતુ. જ્યારે આ 'સાકે'ની ખબર આવી ત્યારે મારી મા પજાસાહબ જવા ઊપડી. સાથે હું હતો અને એક નાની બેન હતી. પંજાસાહેબ જવાને આખે રસ્તે મારી માની આખો ભીની જ રહી અમે હેરાન હતા આ 'સાકા' શુ હશે?

અને અમે પજાસાહબ પહોચ્યા ત્યારે અમે એક અજબ વાત સાભળી.

દૂર કોઈ એક શહેરમાં ગોરાઓએ હથિયાર વિનાના હિન્દુસ્તાનીઓ ઉપર ગોળી ચલાવી કેટલાયે લોકોને મારી નાખ્યા હતા. મૃત્યુ પામેલાઓમા નવ જુવાન હતા, વૃદ્ધો હતા, સ્ત્રીઓ હતી અને બાળકો પણ હતા. અને જે બીજા બચી ગયા હતા તેમને બધ ગાડીમા પૂરીને કોઇ બીજા શહેરની જેલમા મોકલવામા આવતા હતા. કેદીઓ ભૂખ્યા હતા, તરસ્યા હતા અને હુકમ એવો આપવામાં આવ્યો હતો કે ગાડી રસ્તામા કયાય પણ થોભાવવી નહી.

જ્યારે આ ખબર પજાસાહબ પહોચી ત્યારે જેમણે જેમણે આ વાત સાંભળી તેઓ ઉગ્ર બની ગયા. પંજાસાહેબ આગળ જ્યાં બાબા નાનકે મરદાનાની તરસ છીપાવી હતી એ જ શહેર આગળથી તરસ્યાઓની–ભૂખ્યાઓની ગાડી પસાર થઈ જાય–એ બની જ કેમ શકે? અને નક્કી થયું કે એ ગાડીને રોકવી. સ્ટેશન માસ્તરને અરજી આપવામાં આવી. ટેલીફોન થયા...તાર થયા. પણ ગોરાઓનો હુકમ હતો કે ગાડી રસ્તામાં કયાય પણ થોભશે નહીં. અને ગાડીમાં આઝાદીના પરવાનાઓ–દેશભક્ત હિંદીઓ હતા. એમને માટે પાણીનો કોઇ પ્રબધ નહોતો. એમને માટે 'રોટી'ની કોઈ વ્યવસ્થા નહોતી. ગાડી પંજાસાહેબ નહીં થોભે. પણ ગાડીને રોકવાનો પજાસાહેબના લોકોનો નિર્ણય અટલ હતો. અને શહેરના લોકોએ સ્ટેશન પર રોટલી, ખીર અને દાળનો ઢગલો કરી દીધો હતો.

પણ ગાડી તો એક તોફાનની માફક આવશે અને તોફાનની માફક ચાલી જશે–એને કેવી રીતે રોકવી?

અને મારી માની સખીએ કહ્યુ: 'ત્યા રેલના પાટા પર પહેલા 'તેઓ' સૂઈ ગયા–મારા બાળકોના પિતા,–પછી એમની સાથે એમના બીજા સાથીઓ સૂઈ ગયા. પછી અમે સ્ત્રીઓ પાટા પર સૂઇ ગઇ... ત્યારબાદ અમારાં બાળકો–અને પછી દૂરથી ચીસ પાડતી ગાડી આવી. સીટી પર સીટી વગાડવા લાગી. ગાડી હજુ દૂર જ હતી ત્યા ધીમી પડી ગઇ. પણ આખરે એ આગગાડી હતી...એને થોભતા પણ થોડી વાર તો લાગેને! અને મેં જોયું કે રેલગાડીના પૈડાંઓ 'એમની' છાતી પર ફરી વળ્યા હતા, પછી એમના સાથીદારોની છાતી પર... અને પછી મેં આખો બધ કરી દીધી. મેં આખો ખોલી તો મારા માથા નજીક આગગાડી ઊભી હતી. મારી ધડકતી છાતીમાંથી 'ધન નિરંકાર! ધન નિરંકાર'નો અવાજ આવી રહ્યો હતો. અને પછી મારા દેખતા જ ગાડી પાછળ હટી ..અને પૈડાંની નીચેની લાશો ટુકડાં ટુકડા થઇ ગઈ...'

મેં મારી સગી આંખે લોહીની ધારાઓ જોઇ એ લોહીની ધારા વહેતી વહેતી દૂર...દૂર એક પાકા નાળાનાં પુલ નીચે આવી ગઈ હતી.'

……અને આ વાત સાંભળી હું અવાચક બની ગયો હતો. મારા મોઢામાંથી એક શબ્દ પણ નીકળતો નહોતો. આખા દિવસમાં હું પાણીનો એક ઘૂંટ પણ પી ન શક્યો.

'સાંજના અમે પાછા ફરી રહ્યાં હતાં ત્યારે મારી માએ મારી નાની બેનને પંજાસાહેબની સાખી સંભળાવી. બાબા નાનક મરદાનાની સાથે આ તરફ કેવી રીતે આવ્યા, મરદાનાને કેવી તરસ લાગી, બાબાએ મરદાનાને પાણી માટે વલી પાસે કેવી રીતે મોકલ્યો, વલી કન્ધારીએ મરદાનાને ત્રણ વાર કેવી રીતે નિરાશ બનાવીને પાછો મોકલ્યો, પછી બાબા નાનકે મરદાનાને એક પથ્થર ઉઠાવવાનો કહ્યો, અને પથ્થરની નીચેથી કેવું પાણી ફૂટી નીકળ્યું તથા વલી કન્ધારીના કૂવાનું બધું પાણી નીચે ખેંચાઈ આવ્યું, પછી ક્રોધમાં આવીને વલી કન્ધારીએ કેવી રીતે ઉપરથી પ્રચંડ શીલા ગબડાવી, મરદાના કેવો ગભરાયો પણ બાબા નાનકે 'ધન નિરંકાર' કહીને પોતાના હાથથી કેવી રીતે તે પહાડના ટુકડાને થંભાવી દીધો – તે આખી યે વાત સંભળાવી.

પણ આ આખી યે વાત સાંભળ્યા બાદ મારી નાની બેને મારી માને પ્રશ્ન કર્યો: 'પણ પહાડને કોઈ કેવી રીતે રોકી શકે?'

'શા માટે ન રોકી શકે?' હું વચમાં જ બોલી પડ્યો: 'જો આંધીની માફક દોડતી આવતી આગગાડીને રોકી શકાય છે તો પછી પહાડના એક ટુકડાને કેમ કોઈ ન રોકી શકે?'

અને પછી મારી આંખોમાં સડસડાટ આંસુ ટપકવા લાગ્યા—જેઓએ પોતાની જાનની બાજી લગાવી નઅટકનારી ટ્રેનને અટકાવી હતી અને પોતાના ભૂખ્યા તરસ્યા દેશવાસીઓને રોટી ખવડાવી હતી…. પાણી પાયુ હતું તેમને માટે મારી આંખોમાંથી આંસુ સરવા લાગ્યા ..

---

## આશા અમર છે

અમેરિકાના સુપ્રસિદ્ધ રાજનીતિજ્ઞ શ્રી બર્નાર્ડ બરુચને કોઈએ પૂછ્યું, 'વ્યવસાય અથવા સરકાર વિષે આપનું શું મંતવ્ય છે?'

પ્રશ્ન સાંભળીને બરુચે એક વાર્તા કહી–'એક વખત એક માણસને કોઈ ગુનાસર મૃત્યુની સજા ફરમાવવામા આવી. પોતાની સામે મોતને ઊભેલું જોઇ તેણે તે દેશના રાજાને કહ્યું, 'મહારાજ, મને મરવાનો વાંધો નથી. પણ હું એક ઘણી અગત્યની વિદ્યા જાણું છું. તેનો પણ મારી સાથે નાશ થઈ જશે એનું મને દુઃખ છે.'

મહારાજે કુતૂહલથી પૂછ્યું, 'કઇ વિદ્યા તું જાણે છે?'

પેલા માણસે કહ્યું, 'મહારાજ, હું ઘોડાને ઉડવાનું શીખવી શકું છું. પણ તે માટે એક વર્ષની અવધિ જોઈએ.'

એક વર્ષ માટે એની મૃત્યુની સજા મોકૂફ રાખવામાં આવી અને રાજાની આજ્ઞા થઈ કે મહારાજના ઘોડાને તે માણસ એક વર્ષમાં ઉડતાં નહિ શીખવી શકે તો તેને મૃત્યુદંડ મળશે.

બર્નાર્ડ બરુચે વાર્તા પૂરી કરતાં કહ્યું, 'મારા વિચારો પણ એ માણસ જેવા છે. હું દરેક વસ્તુને આશાપૂર્ણ નજરે જોઉં છું. એક વર્ષની અવધિ દરમિયાન કોણ જાણતું હતું કે શું થશે? સંભવ છે કે ત્યાં સુધીમાં મહારાજ પોતે મરી જાય, ઘોડો મરી જાય અથવા એ માણસ મરી જાય!'

—મ૦ લ૦ પટેલ

# જ્ઞાનયોગ

ધન્ય છે શુદ્ધ અન્તઃકરણધારીને; કેમ કે પરમાત્માનું જ્ઞાન તેવાઓને માટે છે. *

જેમ ઊગતો સૂરજ રાત્રિના તિમિરનો નાશ કરે છે તેમ આત્માનું જ્ઞાન બધી ભ્રમણાનો નાશ કરે છે. *

જેમને કોઈ વાસના નથી તેમને માટે જ્ઞાનયોગ છે; કેમ કે દરેક વાસનાને અનિષ્ટપરિણામી જાણીને તેમણે કર્મનો ત્યાગ કર્યો છે. *

આ માનુષદેહ ધન્ય છે. સ્વર્ગના દેવો પણ તેની સ્પૃહા કરે છે; કેમ કે શુદ્ધ જ્ઞાન અને પાવની ભક્તિ કેવળ મનુષ્યદેહથી જ પ્રાપ્ત થાય છે. *

આ ધરતી ઉપરના કે સ્વર્ગની ભીતરના જીવની ઝંખના કરીશ મા. જીવનની તૃષ્ણા માત્ર ભ્રમણા છે. જીવનને ક્ષણિક જાણીને અજ્ઞાનરૂપી સ્વપ્નમાંથી જાગી જા. મૃત્યુનો ઓળો તારી ઉપર પડે તે પહેલાં જ જ્ઞાન અને મોક્ષ મેળવવા યત્ન કર. *

હે પરંતપ! દ્રવ્યયજ્ઞ કરતાં જ્ઞાનયજ્ઞ ઉત્તમ છે હે પાર્થ! બધાં જ કર્મોની પરિસમાપ્તિ જ્ઞાનમાં થાય છે. *

તે જ્ઞાનને પ્રણિપાત, પરિપ્રશ્ન અને સેવા વડે પ્રાપ્ત કર. તત્ત્વદર્શી જ્ઞાનીઓ તને તે જ્ઞાનનો ઉપદેશ કરશે. *

તે જ્ઞાનને પ્રાપ્ત કર્યા પછી હે પાંડવ તને કદી આવો ભ્રમ થશે નહિ. તેના થકી તું બધાં ભૂતોને તારામાં અને પછી મારામાં નિહાળીશ. *

તું પાપીઓમાં પણ અધમ પાપી હોઈશ છતાં યે કેવળ જ્ઞાનનૌકા વડે જ તું પાપના સાગરને તરી જઈશ. *

હે અર્જુન! જેમ પ્રજ્વલિત થયેલો અગ્નિ બળતણની રાખ કરી નાખે છે તેમ જ્ઞાનયજ્ઞ બધાં કર્મોને ભસ્મ કરે છે. *

જ્ઞાન સમાન પવિત્ર વસ્તુ સંસારમાં ખરેખર અન્ય નથી. યોગમાં સિદ્ધ થયેલો પુરુષ તે જ્ઞાનને યથા કાળે પોતાનામાં ઉદય પામેલું જુએ છે. *

શ્રદ્ધાવાન તત્પર અને સંયતેન્દ્રિય પુરુષ જ્ઞાનને પામે છે. જ્ઞાનની પ્રાપ્તિ પછી તે પરમ શાંતિનો અનુભવ કરે છે. *

પરંતુ અજ્ઞાની, શ્રદ્ધારહિત અને સંશયાત્માનો વિનાશ થાય છે. તેને માટે ઈહલોક, પરલોક કે સુખ સરજાયાં નથી. *

વિભુ કોઈનાં પાપનો કે પુણ્યનો સ્વીકાર કરતો નથી. અજ્ઞાન વડે જ્ઞાન આચ્છાદિત છે અને તેથી પ્રાણીઓ મોહ પામે છે. *

પરંતુ જ્ઞાનસૂર્યથી જેમના મોહનો નાશ થયો છે તેમનું જ્ઞાન આદિત્ય પ્રમાણે પરમ તત્ત્વને પ્રકટ કરે છે. *

તે બ્રહ્મમાં જ બુદ્ધિવાળા, તે જ જેનો આત્મા છે એવા, તેમાં જ નિષ્ઠાવાળા અને તેનો જ આશ્રય કરનારા પુરુષો જ્ઞાન વડે પાપરહિત થઈને, જ્યાં જઈને ફરી પાછું આવવું પડતું નથી-તે (મોક્ષ)ને પામે છે. *

શ્રી ભગવાન બોલ્યા:– સર્વ જ્ઞાનોમાં ઉત્તમ એવું શ્રેષ્ઠ જ્ઞાન ફરી હું તને કહું છું, જેને જાણીને સર્વ મુનિઓ આ લોકમાંથી પરમ સિદ્ધિને પામ્યા છે. *

આ જ્ઞાનનો આશ્રય કરીને મારા સાધર્મ્યને પામેલા મુનિઓ સૃષ્ટિ સમયે પણ ઉત્પન્ન થતા નથી અને પ્રલયકાળે કષ્ટ પામતા નથી. *

હે ભારત! સર્વ ક્ષેત્રોમાં ક્ષેત્રજ્ઞ પણ તું મને જાણ; અને ક્ષેત્ર તથા ક્ષેત્રજ્ઞનું જે જ્ઞાન તે જ જ્ઞાન છે એવો મારો મત છે. *

તેમના પર જ અનુગ્રહ કરવા માટે તેમના આત્મભાવમાં રહેલો હું પ્રકાશમાન જ્ઞાનદીપક વડે અજ્ઞાનજન્ય અંધકારનો નાશ કરું છું *

અમાનીપણું, અદંભીપણું, અહિંસા, ક્ષમા, સરળતા, આચાર્યની ઉપાસના, શુચિતા, સ્થિરતા અને આત્મનિગ્રહ–આ બધાંને જ્ઞાન કહે છે. *

ઇન્દ્રિયોના વિષયોમાં વૈરાગ્ય, અહંકાર-રાહિત્ય, જન્મ-મરણ-જરા વ્યાધિમાં થનારાં દુઃખો તથા દોષોનું દર્શન–આ બધા જ્ઞાનીના સદ્‌ગુણો છે. *

અનાસક્તિ, પુત્ર, સ્ત્રી, ગૃહ આદિમાં અસંગ, ઇષ્ટ અને અનિષ્ટની પ્રાપ્તિઓમાં સદા ચિત્તની સમતા–આ બધાંને જ્ઞાન કહે છે. *

અનન્ય યોગથી મારામાં અવ્યભિચારિણી ભક્તિ, એકાન્ત પ્રદેશનું સેવન જનસમૂહમાં અપ્રીતિ, અધ્યાત્મજ્ઞાનમાં નિત્યસ્થિતિ તથા તત્ત્વજ્ઞાનના અર્થોનું દર્શન–આ સર્વને જ્ઞાન કહ્યું છે. આનાથી જે બીજા પ્રકારનું (અર્થાત વિપરીત) તે અજ્ઞાન છે. *

હે કૌન્તેય! સિદ્ધિને પામેલો જે પ્રકારે બ્રહ્મને પામે છે તે પ્રકારની જ્ઞાનની જે શ્રેષ્ઠ નિષ્ઠા છે તેને તું મારી પાસેથી સંક્ષેપમાં જ સાંભળ. *

---

## નિર્ધાર

નહિ રે નમું
નહિ નહિ નહિ રે નમું
પાશવતાને નહિ રે નમું.

તન છો પીંખાય મારું,
મન છો પીંખાઈ જાય;
દુનિયા દોરંગી મારી
ભલે દુશમન થાય;
કાદવ નહિ રે જમું,
પાશવતાને નહિ રે નમું.

સતના આધારે
મોહન મૂરતિ મેં જાણી
જય છે માનવતાનો
હિયે છે એંધાણી;
રમતું નહિ રે રમું;
પાશવતાને નહિ રે નમું.

લોહીના તોફાને ઊઠે પ્રેમસૂર મીઠો;
હ ઝાવાતે જગના મેં મનમ્હેલ દીઠો;
કરશી જગ એ સમું.
પાશવતાને નહિ રે નમું.

સરોદ

## આશાવાદ

રેણુ ખૂટે, ઉરવેણુ ખૂટે, ખૂટે નીર ભીંજાવી નેણુ,
તો ય ખૂટે ના જીવજડેલી પ્રેમની લેણા દેણુ,
ભવોભવ વીંટતી આવે
મૂંગામૂંગા સોણલાં લાવે.

ઉર બિચારું આંચકા ઝીલે, અંગ ઝીલે ગભરાટ
પૂરતાં ભલે જોર બને એ તો ય મૂકે ના ઉચાટ
હુતાશન ઘોર જગાવે
કંકાળે કાય પીલાવે.

આશનિરાશની આંધળી ભીંતે ભવની માંડી વાટ,
વાટ વચ્ચે માંડું મીટડી, સામે જગ ભર્યો ઝંખવાટ
ઝંખાશે ના આંખડી મારી
અંધારા પર જનારી.

આભના ઘોર અંધાર ઉલ્લેથી, નવલાં રોપી તેજ
રેને ઉભર્યા સંસાર વચ્ચે આવશે રોપશે જીવન સેજ,
સંસારે સાથ જો તારો,
કપાશે પંથ અકારો.

દીપક

# રોહિણીનાં જળ

અનવર આગેવાન

ધોમધખતા ઉનાળાની ઋતુ ચાલતી હતી. બપોરના ધરતી પર પગ દેવો ય મુશ્કેલ હતો. આભથી અંગારા વરસતા હતા. ઊની આંધી જેવી લૂ ધરતીના ધાવણ ચૂસી લેતી હતી. કપિલવસ્તુ અને કોલિય નગરોની સીમાને બે ભાગમાં વહેંચી નાખતી રોહિણીનો પ્રવાહ પાતળો રેખા જેવો બની ગયો હતો. એથી નગરોના શ્રમિકો અને કિસાનોમાં મતભેદ ઊઠ્યો હતો:

કપિલવસ્તુના લોકો બંધ બાંધીને રોહિણીનાં જળ પોતાને માટે સુરક્ષિત રાખવા માગતા હતા. અને કોલિયનગરના લોકો પોતાને માટે.

ધીરે ધીરે આ વિવાદે ઉગ્ર સ્વરૂપ ધારણ કર્યું. ક્ષત્રિયો, સામંતો અને સેનાપતિઓ સુધી આ વિવાદ પહોંચ્યો. અને એક દિવસ વહેલી સવારના બંને પક્ષના સામંતો શસ્ત્રો ધારણ કરીને ફેંસલો કરવા સજ્જ થઈ ગયા. વેરનો મુકાબલો વેરથી લેનારા આ સામંતોને ખબર જ ન રહી કે અહિંસા અને કરુણાના અવતાર ભગવાન બુદ્ધનો વિહાર કપિલવસ્તુની આંબાવાડીમાં છે.

બન્ને નગરોના સૈન્યો સામસામા ખડા છે. ત્યાં સહુના આશ્ચર્ય વચ્ચે ભગવાન બુદ્ધ રોહિણીના તટ પર આવી ઊભા. ઉત્તેજિત સામંતો લજ્જાથી મસ્તક ઢાળી દેતા, મૂક બની ગયા! ભગવાને એમના અગ્રેસરોને બોલાવી પૂછ્યું તો એમણે ખુલાસો કર્યો: 'ભન્તે રોહિણીનું પાણી કોણે લેવું ને કોણે નહીં' એ જ અમારા ઝઘડાનું મૂળ છે!'

ભગવાનના હોઠ પર એક આછી સ્મિતરેખા ફરી ગઈ અને કરુણા વાણીમાં ફૂટી:

'રોહિણીના જળનું શું મૂલ્ય છે, સામંતો!'

સામંતો લાજવાબ બની ગયા. એક શ્રમિકે આગળ આવી કહ્યું:

'પાણીનું તો કશું મૂલ્ય નથી, ભન્તે! વિના મૂલ્યે અમે વાપરતા આવ્યા છીએ.'

'તો નગરવાસી એટલું તો વિચારો!'. તથાગતની ધર્મવાણી સંભળાઈ: 'પૃથ્વી ખોદતાં થોડા શ્રમથી સહજ રીતે પ્રાપ્ત થાય છે એવા પ્રકૃતિના વિના મૂલ્ય પાણી માટે આપ બધાનું લોહી રેડવા માગો છો? શું મૂલ્ય વગરના પાણી માટે અમૂલ્ય માનવ-રક્ત વહેવડાવશો?'

એક જ ક્ષણમાં બંને પક્ષના સેનાપતિ, સૈનિક, શ્રમિક, નાગરિક સહુ એકી સાથે ભગવાન તથાગતના ચરણે ઢળી પડ્યા. ભગવાનની કરુણા ઝરી રહી હતી: 'શત્રુઓમાં અશત્રુ બનીને જીવવું એ પરમ સુખ છે. વેરીઓમાં અવેરી થઈને રહેવું એ આનંદમય છે.'

એ વખતે જનગણના નયનોમાં ઝળકતા અશ્રુબિંદુઓ પર હજાર-હજાર રોહિણીઓ ન્યોચ્છાવર થતી દેખાઈ!

---

કંજૂસ માણસ આંધળો હોય છે, કારણ કે તેને ધન સિવાય બીજી કોઈ સંપત્તિ દેખાતી નથી. ખરચાળ માણસ આંધળો છે, કારણ તે આજ જ જુએ છે, કાલને દેખતો નથી. વિદ્વાન આંધળો છે, કારણ તે પોતાનું અજ્ઞાન જોતો નથી.

—વિક્ટર હ્યૂગો

# ભલે યુદ્ધ આવ્યું

તખ્તસિંહ પરમાર

શાંતિચાહક દેશનો પ્રજાજન આવું શીર્ષક યોજે તે કેટલું વિચિત્ર!

બુદ્ધ અને મહાવીરની વાણી જે દેશમાં ગૂંજતી હતી, રાષ્ટ્રપિતા ગાંધીજીના નેતૃત્વ નીચે અહિંસાથી સ્વરાજ્ય જે દેશે હાંસલ કર્યું; આઝાદીના પંદરેક વર્ષ દરમિયાન શાંતિ જાળવવાની, દુઃખતપ્ત જગતમાં શાંતિ સ્થાપવાની, યુદ્ધની ભયાનકતાથી દૂર રહેવાની જે દેશે નીતિ અપનાવી, નિષ્ઠાપૂર્વક એ માટે પ્રયત્નો કર્યા, જગતના રાજકીય મંચ પર એ માટે આદરણીય સ્થાન મેળવ્યું, કચડાયેલી પણ ભાખડભેર ઊભી થતી પ્રજાઓએ આશાભરી મીટ જે દેશ પર માંડી એ જ દેશનો વાસી આજે કહે છે "ભલે યુદ્ધ આવ્યું" એ વૈચિત્ર્ય ઓછું?

ને યુદ્ધ પણ કોની સાથે?

બાન્ડુંગ પરિષદમાં પંચશીલના—સહઅસ્તિત્વના સિદ્ધાંતોની ઘોષણા કરવામાં જેણે સાથ આપ્યો હતો, એ સાથથી પ્રેરાઈને સદીઓના આપણા પડોશી મહાન રાષ્ટ્ર સાથે અપૂર્વ મૈત્રી સંબંધ બંધાયેલા આપણી જાતને માનતા હતા, 'હિંદી ચીની ભાઈ ભાઈ'ના નારા દિલ્હી અને અન્ય નગરોમાં ગાજતા હતા અને સંયુક્ત રાષ્ટ્ર સંસ્થામાં એ રાષ્ટ્રને સ્થાન અપાવવા નિષ્ઠાપૂર્વકના પ્રયત્નો કરતા હતા, સરકાર સેવકો એ દેશની મુલાકાત પછી અહોભાગ્ય વ્યક્ત કરતા હતા એ જ ચીન સાથે? સ્વપ્ન તો નથી ને આ? રિપ વૅન વિંકલ જેવું તો નથી થયું ને?

અહિંસાની નીતિને સિદ્ધાંતની દૃષ્ટિએ વરેલું ભારત આમ તો આઝાદી આવી તે જ પળેથી, તેની અનિચ્છાએ સશસ્ત્ર લડતમાં ઘસડાતું આવ્યું છે. કાશ્મીર, હૈદરાબાદ અને ગોવાના 'પોલીસ પગલાં' તેને ન છૂટકે, જે રાષ્ટ્રની મુક્તિ માટે અહિંસક લડત આપેલી તેની જ આઝાદી અને આબાદી માટે તેને લેવાં પડેલાં. પણ સરહદ માટે યુદ્ધ લડવાની કલ્પના નહતી ત્યાં આ યુદ્ધ આવ્યું.

સારું થયું.

તા. ૨૦મી ઑક્ટોબરે ચીની આક્રમણના સમાચાર સાંભળી, આઘાત તો, આપણા લાડીલા પંડિત નહેરુના રાષ્ટ્રજોગા સંદેશામાં વ્યક્ત થયો હતો તેવો આઘાત તો ઘણાયે અનુભવ્યો હશે, વ્યથાનો પાર નહિ હોય.

પણ આઝાદી પછી આપણામાં જે શિથિલતા આવી હતી, રાષ્ટ્રને બદલે સ્વાર્થ આપણી વિચારણાના કેન્દ્રમાં હતો, વ્યક્તિ–વ્યક્તિ વચ્ચે, રાજ્ય–રાજ્ય વચ્ચે, રાજ્ય અને કેન્દ્ર વચ્ચે અનેકવિધ સ્વાર્થ સાધવાની જે હોંસાતુંસી ચાલતી હતી, શરત આવતી હતી, લઘુતા વ્યક્ત થતી હતી; બાજીરાવ પેશ્વા પછી મરાઠી સામ્રાજ્યની જે દશા થઈ એવી જ દશા આપણા રાષ્ટ્રની થશે કે શું એવી જે ભીતિ રાષ્ટ્રપ્રેમીઓના ચિત્તમાં સકારણ આકાર લેતી હતી, રાષ્ટ્રીય એકતા વિચ્છિન્ન થયેલી લાગતી હતી, એ માટે કમિશનો, ભાષણો, અહેવાલો વગેરેનું કોઈ સક્રિય પરિણામ દેખાતું નહતું. ચોતરફ સુસ્તી જ નજરે પડતી હતી. આ પ્રજાનું થશે તે શું એવી ચિંતા જન્માવતી હતી—તે પરિસ્થિતિનો એકાએક અંત આવ્યો. આસેતુહિમાચલ દિબ્રુગઢથી દ્વારકા, ભારત એક છે, અખંડ છે, તેનો પ્રાણ જીવંત છે તેની પ્રતીતિ આ યુદ્ધે આપણને કરાવી આપી માટે જ યુદ્ધ ભલે આવ્યું!

યુદ્ધ કે કોઈ પણ પ્રકારની આપત્તિ, વ્યક્તિ, સમાજ કે રાષ્ટ્રના વિકાસને પોષક છે એની જીવંતતાનો નિર્ણાયક નિકષ છે માટે જ કુંતાએ વિપત્તિ માગેલી. ભારત આક્રમક કોઈ દિવસ હતું નહિ, વર્તમાનમાં છે નહિ, બનશે નહિ પણ એની આઝાદી

કોઈ પણ નહિ છિનવી શકે, એનો ગૌરવભંગ કોઈ નહિ કરી શકે એની પ્રતીતિ આ દિવસોમાં આપણે સર્વને કરાવી આપી છે.

'૩૦ કે '૪૨માં જનતા જાગૃતિના જુવાળની વાતો આજના યુવાનને ગળે નહોતી ઊતરતી. પણ, આ ૭ અઠવાડિયાંઓએ એ વાતાવરણ ફરી ઊભું કરી આપ્યું છે. શાળાએ જતી બાલિકાઓ ચાઉ એન લાઈ અને પંડિતજીની વાતો કરે છે; પંડિતજીનું નામ લેતાં, છાપાઓમાં એની છબી જોતાં ખુશખુશાલ થઈ જાય છે; નાણાં અને સુવર્ણદાનની વિગતો છાપાઓમાં વાંચીને રેડિયો પર સાંભળી, પોતાનો કોઈ અલંકાર આપવાની હઠ પકડે છે; ચાર-પાંચ વર્ષનાં બાળકો 'યુદ્ધ પૂરું થયું કે નહીં?' એવા પ્રશ્નો કરે છે; ભારતીય સૈનિકોએ દાખવેલા ખમીરથી પ્રત્યેક વ્યક્તિ ગૌરવ અનુભવે છે. સ્વ. મેઘાણીભાઈની —એ આજે હોત તો!—પ્રખ્યાત પંક્તિઓ—

"નથી જાણતા અમ પંથ પર શી આફત ખડી છે,
ખબર છે એટલી કે માતની હાકલ પડી છે."

હૈયે હૈયામાં ગૂંજે છે; પ્રેમનાં ગીત ગાતાં કવિઓ યુદ્ધનાં ગીત ગાતાં થયા છે; આ પળે રાષ્ટ્ર જેવું સંગઠિત દેખાય છે તેવું કદાચ આઝાદીની લડતોમાં પણ નહિ હોય! એટલે જ કહીએ ને 'ભલે યુદ્ધ આવ્યું.'

પણ, તારીખ ૨૧મી નવેમ્બરની રાતથી, આકસ્મિક આક્રમણ જેવો જ આકસ્મિક યુદ્ધવિરામ અમલમાં મૂકાયો છે. નેફા અને લદાખનો મોરચો શાંત છે. એટલે કુંભકર્ણની માફક ફરી પાછા રખેને સુપ્ત જઈએ; જળમાં પથ્થર ફેંકીએ, વમળ થાય ને ઘડીમાં શમી જાય એમ રખે શમી જઈએ. કસોટી હવે છે. દેશ માટે ભક્તિ કેવી છે, આપણી જાગૃતિ કેટલી સાચી છે, સર્વસ્વ ન્યોછાવર કરવાના આપણા ઉદ્ગારો હૃદયના છે કે વાણીના એની પ્રતીતિ હવે કરાવવાની છે. ચીનાઓ વિરુદ્ધ તમતમતા ભાષણ કર્યે, માત્ર આકરી પ્રતિજ્ઞાઓ લીધે, કે થોડાક રૂપિયા સંરક્ષણ નિધિમાં આપ્યે આપણું કર્તવ્ય પૂરું થવાનું નથી; તેમ ચીનાઓ પ્રત્યેનો આપણો રોષ એમના પૂતળાંઓ બાળવામાં પરિસમાપ્તિ પામે એનો ય કોઈ અર્થ નથી. આવી ભ્રમણામાં કોઈ ન હોય તે સારું.

જે વિરલ દશ્યો—રોમહર્ષણ દશ્યો—છેલ્લા દિવસોમાં જોવાં મળ્યાં તે જ વાતાવરણ ટકી રહે, જેને નાણાં આપવાં હોય તે સ્વેચ્છાએ નાણાં આપે, સંસ્થા, નગર કે જિલ્લાની પ્રતિષ્ઠા વધારવા, થોડી અંગત કીર્તિ રળવા, પેટપૂરતું રળનાર પાસેથી ફરજિયાત કોઈ રકમ ન લેવામાં આવે—નહિ તો એનું પરિણામ ઊલટું જ આવે—, પ્રમાદ ન સેવતાં શસ્ત્ર-તાલીમ પ્રાપ્ત કરવા સૌ આગળ આવે ને દેશ પર ડોળા રાખનારાઓ આક્રમણ કરવાની ખો ભૂલી જાય એવી તાકાત કેળવે!

બહુ બોલે તે આચારમાં મૂકી શકે ઓછું. આપણે જરૂર છે ઠંડી તાકાત કેળવવાની. પ્રત્યેક ભારતીય—વિદ્યાર્થી, શિક્ષક, ખેડૂત, મજૂર, નોકરિયાત, વેપારી, ધારાસભ્ય—એને જે કાંઈ કામ સોંપવામાં આવ્યું હોય તે એક સૈનિકની અદાથી કરતો જાય, સૈનિક સેનાપતિની આજ્ઞા વિશે વિચારતો નથી હોતો તેમ પોતાના કર્તવ્ય અંગે ચર્ચા-ચર્ચા ન કરે; આનંદપૂર્વક, ઉત્સાહપૂર્વક, ઉન્નતમસ્તકે, સોગિયા થયા વિના, ગભરાયા વિના કે ગભરાટ ફેલાવ્યા વિના જીવનના રસો લૂંટતો લૂંટતો નિત્યનૈમિત્તિક જીવન જીવ્યે જાય એની જરૂર છે. એ જ ઠંડી તાકાત. જે પદાર્થ જલદી ગરમ થાય તેને ઠરતાં પણ વાર ન લાગે—એ આપણે ન ભૂલીએ.

રાષ્ટ્રની ભાવાત્મક એકતા સર્જનારું, ભારતના ઇતિહાસનું નવું પૃષ્ઠ આલેખનારું આ યુદ્ધ ભલે આવ્યું. આ અનિષ્ટમાં આવું ભવ્ય ઇષ્ટ છુપાયું હોય એ લીલા કુદરતની—નિયતિની જ ને! માનવ એની કલ્પના ય શાનો કરી શકે? ભાવિના ગર્ભમાં હજી શું હશે? આ યુદ્ધથી જગતમાં ય કોઈ નવી હવા—વાતોમાં નહિ પણ આચારમાં સહઅસ્તિત્વનાં સિદ્ધાંતોને મૂકવાની ઇષ્ટ હવા નહિ પ્રસરે એમ કેમ કહેવાય?

---

સંસારમાં સઘળી વ્યાધિઓનો ઈલાજ છે, માત્ર મૂર્ખતાનો જ કોઈ ઈલાજ નથી. —ભર્તૃહરિ

# નૈવેદ્ય

રવીન્દ્રનાથ ઠાકુર
અનુ૦ નગીનદાસ પારેખ



૪૬

માતૃસ્નેહથી છૂટેલો સ્તનના દૂધરૂપી રસ પીને બાળક આનંદથી પડયો પડયો હસે છે, તેમ મેં કિશોર વયમાં પુષ્કળ ભાવ-રસ હર્ષથી વિહ્વલ બનીને પીધો છે; લાડથી હૃષ્ટચિત્ત બાળકની જેમ પ્રકૃતિની છાતી ઉપર સૂતાં સૂતાં પ્રમત્ત પંચમ સૂરે મેં બંસી બજાવી છે; પ્રભાત, રજની અને સંધ્યા-વધૂ નાનાવિધ પાત્રોમાં પુષ્પની સુગંધયુક્ત નાના પ્રકારની રંગની મદિરા મને આણી આપતી.

આજે જો એ ભાવાવેશ અને એ વિહ્વલતાનો અંત આવ્યો હોય, પ્રકૃતિનો સ્પર્શમોહ જો દૂર થયો હોય, તો એનું મને લગારે દુઃખ નથી. હવે તમે મને ગામડામાંથી રાજનગરમાં લાવ્યા છો, તો ચિત્તમાં બળ આપો. સત્યની કઠોર નિર્મલ મૂર્તિનાં દર્શન કરાવો.

૪૭

આઘાત-સંઘાતની વચમાં આવીને હું ઊભો છું. બાજુબંધ, કુંડળ, કંઠી વગેરે અલંકારો ઉતારીને મેં દૂર ફેંકી દીધા છે. તમારાં અમોઘ બાણ અને તમારું અક્ષય ભાથું તમારે પોતાને હાથે ઉપાડીને મારા હાથમાં આપો. હે રણગુરુ, મને અસ્રની દીક્ષા આપો. તમારો પ્રબળ પિતૃ-સ્નેહ આજે કઠિન આદેશરૂપે ગાજી ઊઠો. નવીન વીરવેશથી, દુરૂહ કર્તવ્યભારથી અને દુઃસહ કઠોર વેદનાથી મને સંમાનિત કરો; મારે અંગે ક્ષતચિહ્નના અલંકાર પહેરાવી દો. સફળ પ્રયત્નથી અને નિષ્ફળ પ્રયાસથી આ સેવકને ધન્ય કરો. ભાવના લલિત ખોળામાં મને સૂતેલો ન રાખી મૂકતાં કાર્યક્ષેત્રમાં મને સશક્ત અને સ્વાધીન બનાવી દો.

હે મંગલમય, આ દુર્ભાગી દેશમાંથી તમે બધા તુચ્છ ભયને દૂર કરી દો—લોકભય, રાજભય અને મૃત્યુભય. દીનપ્રાણ દુર્બળનો એ પાષાણ-ભાર, સતત કચડાતા રહેવાની એ વેદના, ધૂળમાં એ સદાની અવનતિ, ક્ષણે ક્ષણે ને પળે પળે થતું એ આત્મઅવમાન, અંતરનું અને બહારનું એ દાસત્વનું દોરડું, ભયથી શિર નમાવીને હજારોને ચરણે વારંવાર મનુષ્યના ગૌરવના ગર્વનો હમેશને માટે ત્યાગ—એ મોટા લજ્જા-રાશિને ચરણના આઘાતથી ચૂર્ણ કરી દૂર કરો. મંગલપ્રભાતે અનંત આકાશમાં, ઉદાર પ્રકાશમાં, ઉન્મુક્ત વાયુમાં માથું ઊંચું કરવા દો.

૪૯

અંધારા દરમાં રહેતો આંધળો સાપ પોતાના લલાટ ઉપરના રત્ન-દીપને જાણતો નથી, સૂર્યના પ્રકાશની પણ તેને લગારે ખબર હોતી નથી. એ જ રીતે, હે દંડવિધાતા રાજા, આ આંધળો દેશ અંધારામાં પડેલો છે,—એને લલાટે જે ઝગહળતું રત્ન તમે પહેરાવ્યું છે તેનું જતન કરતાં એને આવડતું નથી, તારા પ્રકાશને પણ એ જાણતો નથી.

એ સદા પોતાના અસ્તિત્વનો શોક અને જન્મની ગ્લાનિ વહ્યા કરે છે. તમારા મહાન આદર્શને એણે પોતાના સાપથી ટુકડા ટુકડા કરીને ધૂળમાં નાખ્યો છે. હાય પ્રભુ, તમારાં દર્શન કરવા માટે એણે માથું ઊંચું કરવાનું નથી.

જે નૌકા લાખ્ખો લોકોનો આધાર છે તેના ટુકડે ટુકડા કરી નાખીને એ સાગરને તરી શકશે?

૫૦

તમને સેંકડો ટુકડા કરીને ક્ષુદ્ર બનાવી દઈને જે લોકો તૃપ્ત અને સુપ્ત હૃદયે માટીમાં આળોટે છે, તેમના માથા ઉપર આજે આખી ધરતીના લોકો અવજ્ઞાપૂર્વક પગ મૂકે છે.

મનુષ્યત્વને તુચ્છ બનાવી દઈને જેઓ આખો વખત મુગ્ધભાવે તમારી સાથે પૂજાની રમત કર્યા કરે છે એ વૃદ્ધ શિશુઓ આજે આખા વિશ્વનાં રમકડાં બની ગયા છે. જે ઠીંગણા વામનો તમને પણ પોતાની સાથે પોતાના જેવા બનાવીને તમારું અપમાન કરે છે, તેઓને કોણ માન આપશે? પોતાના મંત્રસ્વરથી તમને જ પ્રાણ આપવાનો અહંકાર કરે છે તેને કોણ પ્રાણ આપશે? તમારા પણ જેઓ ભાગલા પાડે છે તેઓને કોણ ઐક્યધારા આપશે?

# રાષ્ટ્રગીતનું ગૌરવ

રમણલાલ જોશી

દરેક દેશને પોતાનો રાષ્ટ્રધ્વજ હોય છે તેમ પોતાનું રાષ્ટ્રગીત પણ હોય છે તુગડાના એ નાનકડા ટુકડામા કેટકેટનો ઇતિહાસ ભર્યો હોય છે। રાષ્ટ્રગીતનો જાદુ પણ અનેરો છે જનગણમન' એ આપણુ રાષ્ટ્રગીત છે કવિવર ટાગોરે એ રચેલુ છે

આપણે સૌ અગ્રેજ સત્તા સામે સ્વાતન્ત્ર્યસગ્રામ ખેલતા હતા ત્યારે રાષ્ટ્રગીત તરીકે 'વદેમાતરમ્'નો ઉપયોગ કરતા હતા એ ગીત બકિમચદ્ર ચટ્ટોપાધ્યાયનુ છે એ ગીતમા માતૃવદનાનો ભાવ રહેલો છે અને આજે પણ એ પ્રચલિત છે પરતુ તે ગીત લખાયેલુ કાલીમાતાને ઉદ્દેશીને આપણા દેશમા ભિન્ન ભિન્ન ધર્મના માણસો વસે છે સર્વધર્મસમભાવ આપણા હાડમા રહેલો છે ઉપરાત આપણુ રાષ્ટ્ર બિન સામ્પ્રદાયિક છે બધા ધર્મના માણસો ગાઇ શકે એવા રાષ્ટ્રગીતની શોધમા આપણે હતા 'જનગણમન' આપણને બરોબર બધ બેસતુ આવ્યુ છે આપણા દેશની વિચારધારા અને વિશિષ્ટ કર્તવ્યને અનુરૂપ એવુ ગીત આપણને એમા મળ્યુ છે રાષ્ટ્રગીત એ રાષ્ટ્રના સમગ્ર વ્યક્તિત્વને વ્યક્ત કરે છે એક બીજુ કારણ પણ છે ૧૯૪૭ પછી જુદા જુદા દેશોમા આપણા એલચીખાતા સ્થપાયા રાષ્ટ્રગીત વિવિધ સમારભોમા વિદેશીય રાષ્ટ્રગીતો સાથે ગાઇ શકાય એવા સ્વરોવાળુ હોવુ જોઇએ એ રીતે પણ આ ગીત સુયોગ્ય નીવડયુ છે કારણ કે પરદેશી સગીતની અસરો ઝીલનારાઓમા ટાગોર અગ્રણી હતા આ તો ઉપયોગિતાનું દૃષ્ટિબિંદુ થયુ પરતુ કાવ્યત્વનું શું? સામાન્ય રીતે રાષ્ટ્રભક્તિના કાવ્યો કાવ્યો તરીકે એટલા બધા ઊચા નથી નીવડતા હોતા પ્રત્યેક દેશનો કવિ પોતાના દેશના અતિશયોક્તિભર્યા ગુણગાન કરે એમા બીજા દેશના મનુષ્યોને શો રસ? સનાતન માનવ ભાવવાળા કાવ્યોની જેમ આ કાવ્યો આકર્ષક લાગતા નથી પરતુ સદ્ભાગ્યે આપણુ રાષ્ટ્રગીત કાવ્ય તરીકે પણ ઊચી કોટિનુ છે કવિવર ટાગોર જેવા નખશિખ કવિએ એમા એવી ખૂબી કરી છે કે મુખ્યત્વે તે ભારતભક્તિસ્તોત્ર હોવા છતા સૌ કોઇ દેશના માનવીને એ સ્પર્શી શકે એવુ થયુ છે એ કાવ્ય પાચ કડીનુ છે સામાન્ય રીતે પહેલી કડી ગવાય છે શરૂઆતમા જ કવિ ભારત ભાગ્ય વિધાતાનો જય ગાય છે કવિના મતે ભારતનો ભાગ્ય વિધાતા કોણ? 'જન ગણ મન અધિનાયક' 'જનગણ' શબ્દ જોવા જેવો છે આપણે ત્યા પહેલાના વખતમા ગણરાજ્યો હતા અહીં માનવ સમુદાય (પ્રજા)ના મનના અધિનાયકનો–સમગ્ર પ્રજાના મનને દોરનારનો–જય ગાવામા આવ્યો છે તેજ ભારતના ભાગ્યનો વિધાતા થઇ શકે વિશ્વની ચૈતન્ય શક્તિને કવિની વાણી જાણે કે અર્ધ્ય અર્પે છે। આ મહાન શક્તિના સ્મરણ માત્રથી ભારતનો આખો દેહ–પજાબ ગુજરાત, મહારાષ્ટ્ર વગેરે અગો છે–એક પ્રાર્થનાભાવમા સ્થિર થઇ જાય છે વિશ્વની પરમ ચૈતન્યશક્તિની શુભાશિષ વાછી રહે છે એના જ, બસ એના જ યશોગાન ગાય છે કારણ કે એને દૃઢ પ્રતીતિ છે કે પ્રજાજીવનમા માગલ્યની ભાગીરથી એ રીતેજ વહી શકે છે ટૂકમા, આખી પ્રજા પરમતત્ત્વ પ્રત્યે પ્રાર્થના ગુજારે છે આ ભાવ રવીન્દ્રનાથના ગીતમા વ્યક્ત થયો છે આપણે રાષ્ટ્રગીત બોલીએ ત્યારે આપણા હૃદયમા પણ એ ભાવ ઊઠવો જોઇએ. આપણા દેશના દરેક પ્રદેશમા વસનારાઓના હૃદયના તાર ઝણઝણાવે એવુ આપણુ આ રાષ્ટ્રગીત છે

•

પજાબ સિધુ ગુજરાત મરાઠા દ્રાવિડ ઉત્કલ બગ
વિધ્ય હિમાચલ યમુના ગગા ઉચ્છલ–જલધિ તરગ
તવ શુભ નામે જાગે તવ શુભ આશિષ માગે
ગાયે તવ જય ગાથા

આવું રાષ્ટ્રગીત ગવાતું હોય ત્યારે પૂરતી શિસ્ત અને ગૌરવ સચવાવાં જોઈએ. કેટલાક સમારંભોમાં છેવટે રાષ્ટ્રગીત ગવાતું હોય છે ત્યારે કેટલાક ઊઠીને ચાલવા માંડે છે અથવા ગમે તેમ વાતો કરવા માંડે છે તે બરોબર નથી. રાષ્ટ્રગીત યોગ્ય સૂરમાં ગવાવું જોઈએ. રાષ્ટ્રગીતનો સાચો લય ચૂકી જઈને ગમે તેમ ગાવામાં આવે છે એ પણ બરાબર નથી. આપણા રાષ્ટ્રગીતની સ્વરરચના નક્કી કરવામાં આવેલ છે. તે નિશ્ચિત સ્વરરચના પ્રમાણે સાચા લયમાં રાષ્ટ્રગીત ગાતાં આપણા દેશના દરેક કિશોરને, કિશોરીને, દરેક યુવકને, દરેક યુવતીને, દરેક નાગરિકને આવડવું જોઈએ. અને જ્યારે ગાવાનો પ્રસંગ આવે ત્યારે પૂરતા ગાંભીર્ય અને ગૌરવથી તે ગાવું જોઈએ. કહેવાય છે કે કોઈ અંગ્રેજ સ્નાન કરતો હોય અને એનું રાષ્ટ્રગીત 'God save the Queen'—'પ્રભુ, રક્ષ તું સામ્રાજ્ઞી'—એને કાને પડે તો પોતે પાણીના કુંડામાંથી એકદમ ઊભો થઈ જઈને પોતાના વહાલા રાષ્ટ્રગીત પ્રત્યે પોતાનું માન પ્રગટ કરે છે. પ્રત્યેક નાગરિક પોતાના રાષ્ટ્રધ્વજ અને રાષ્ટ્રગીત પ્રત્યે આ જાતની અદબ જાળવવાનું ચૂકતો નથી.

રાષ્ટ્રગીતના અર્થનું આપણે સતત ચિંતન કરીએ અને દેશના નવવિધાનમાં પોતા તરફથી પણ કાંઈ હિસ્સો આપવાની પ્રભુ આપણને શક્તિ આપે એ માટે પ્રાર્થના કરીએ. (આકાશવાણીના સૌજન્યથી)

---

### મોહભંગ

પોતાની જ્ઞાન-ગરિમા વડે સમસ્ત દક્ષિણાપથને પરાજિત કર્યા પછી ભગવાન શંકરાચાર્ય કાશી પહોંચ્યા. એ જમાનામાં કાશી નગરી સમસ્ત ઉત્તરાપથની અધિષ્ઠાત્રી ગણાતી.

સવારનો વખત હતો. શંકરાચાર્ય પ્રાતઃસ્નાન કરીને પાછા આવી રહ્યા હતા. એ રસ્તે જ સામેથી એક મહેતર-મહેતરાણી આવી રહ્યાં હતાં. શંકરાચાર્ય કેરલના કર્મકાંડી બ્રાહ્મણના પુત્ર હતા. તેઓ છૂતાછૂત સંબંધી પોતાના પૈતૃક સંસ્કારોનો આગ્રહ ન દબાવી શક્યા. ભ્રુકુટિ ચઢાવીને તેમણે કહ્યું: 'અરે, ચાંડાલ! રસ્તામાંથી પરા થાઓ.' પરંતુ, રસ્તો છોડવાની વાત તો રહી, પેલા તો બરાબર શંકરની સામે જ લગોલગ આવી ઊભાં રહ્યાં! અને જ્ઞાની શંકરાચાર્યજી સંયમ ખોઈ બેઠા. ભારોભાર તિરસ્કારથી એમણે પેલાને ધમકાવ્યો. પણ મહેતર ઉપર તેથી કશી જ અસર ન થઈ—ઊલટું એ મુક્ત અટ્ટહાસ્ય કરતો કહેવા લાગ્યો:

'ભગવાન, આપે આ જે દૂર હટવાનું કહ્યું એ દ્વારા આપનું કહેવું દેહથી દૂર રહેવાનું છે કે દેહીથી? આ દેહ અન્નથી પોષાય છે અને તેથી અન્નમય કહેવાય છે—હવે, એક અન્નમય દેહ બીજા અન્નમય દેહથી ભિન્ન છે શું? તો પછી આપ આ શું કહી રહ્યા છો? હે બ્રાહ્મણશ્રેષ્ઠ! શું આપ આપના આ માટીના શરીરથી મારા માટીના શરીરને દૂર રાખવા ઇચ્છો છો! જ્ઞાનના સાગરનું મંથન કરીને અમૃતપાન કરનારા એક-અદ્વિતીય શંકર ભગવાન! શું આ જ આપનું અદ્વૈત-જ્ઞાન છે?'

તપોદીપ્ત શંકરાચાર્યનું ગર્વોન્નત મસ્તક આ ચાંડાલની સામે ઝૂકી પડ્યું. આલિંગન માટે શંકર સ્નેહપૂર્વક હાથ પ્રસારે છે ત્યાં તો મોહમુક્ત આંખો વડે સામે જુએ છે તો સ્વયં કાશીવિશ્વેશ્વર ભગવાન શંકર અને પાર્વતી જ સામે ઊભાં હતાં!

—રમણ મહર્ષિનું એક આખ્યાન

કોઈએ એંડ્રુ કાનેંગીને પૂછ્યું:

'કોઈ પણ ઉદ્યોગને સફળ બનાવવા માટે શ્રમ, પૂંજી અને બુદ્ધિ એ ત્રણ પૈકી આપ અધિક મહત્ત્વ શેને આપો?'

કાનેંગીએ જવાબ આપ્યો:

'આ પ્રશ્ન તો ત્રણ પાયાની ટીપોયનો કયો પાયો અધિક મહત્ત્વનો છે એમ પૂછવા બરાબર ગણાય.'

—'એનેકડોટ્સ'માંથી

# ગાંધીજીનાં દષ્ટાંતો

સંગ્રાહક : રમેશ ડા. દેસાઈ

## જે હૃદયે તે સાચું

સીતાજીએ આપેલ મણકા હનુમાને ભાંગ્યા કેમ કે અંદર રામનામ છે કે નહિ એ તેણે જોવા માગ્યું.

પોતાને ડાહ્યા ગણતા સુભટોએ તેને પૂછયું: 'સીતાજીની મણિમાળાનો આવો અનાદર?'

હનુમાને જવાબ દીધો: 'જો તેની ભીતર રામનામ ન હોય, તો સીતાજીનો આપેલો આ હાર પણ મને તો ભારરૂપ જ છે.'

ત્યારે ડાહ્યા સુભટોએ મલકાઇને પૂછયું: 'શું તમારી ભીતર પણ રામનામ છે?'

હનુમાને છરી કાઢી છાતી ચીરી દેખાડીને કહ્યું: 'હવે અંદર જુઓ. રામનામ સિવાય બીજું કંઇ દેખો તો કહેજો.'

સુભટો લજવાયા.

હનુમાનની ઉપર પુષ્પવૃષ્ટિ થઇ ને તે દિવસથી રામકથા સમયે હનુમાનનું આવાહન શરૂ થયું.

આ ભલે દંતકથા હોય કે નાટકની રચના હોય; તેનો સાર અનંતકાળને સારુ છે. જે હૃદયે તે જ સાચું.

૧૯૪૫-'૪૬



## કળાયુક્ત ચિત્રના ટીકાકારો

એક ચિત્રકારે પોતાના ટીકાકારોને ઉત્તર આપવા માટે ચિત્રને પ્રદર્શનમાં રાખ્યું અને નીચે લખ્યું કે, 'આ ચિત્રમાં જેમને જ્યાં જ્યાં કંઇ પણ દોષ જણાય ત્યાં ત્યાં તેમણે પોતાની કલમથી નિશાન કરવાં.'

પરિણામ એ આવ્યું કે ચિત્રનું એકે એક અંગ ભૂલોથી ભરપૂર બનાવવામાં આવ્યું, પણ વાસ્તવિક રીતે એ ચિત્ર ઘણું કળાયુક્ત હતું.

આથી જ પ્રત્યેક ગ્રંથની પરીક્ષા તેના પૂરા રહસ્યને જોઇને જ કરવી જોઈએ.

## લડાઈ અને આજીવિકા

દ્રોણાચાર્ય અને ભીષ્માચાર્ય પાસે આવીને શ્રીકૃષ્ણે કહ્યું: 'તમે પાંડવોની સામે લડશો?'

તો તેમણે કહ્યું: 'ભાઈ, અમારે આજીવિકાની પડી છે, એટલે શું કરીએ?'

આપણી મધ્યે પણ ઘણા દ્રોણાચાર્યો અને ભીષ્માચાર્યો પડેલા છે. તેમને પેટ પડયું છે ત્યાં સુધી તેઓ બિચારા શું કરે? એમનાથી કંઈ નથી થઇ શકતું તેમાં વિદ્વાનોનો દોષ નથી, પણ વિધિનો દોષ છે, સંજોગોનો દોષ છે.

## મુસલમાનના ઘરમાં ખાધું

એક વાર એક ધર્મશીલ હિંદુભાઈ સમક્ષ મેં મુસલમાનના ઘરમાં બેમી ડબલ રોટી ખાવાનું સાહસ કરી તેમને થથરાવી મૂકયા હતા. મેં જોયું કે એક મુસલમાન મિત્રે આણી આપેલા પ્યાલામાં મને દૂધ રેડી લેતો જોઇને તેમને ભારે દુઃખ થયું. પણ જ્યારે તેમણે મને એ મુસલમાન મિત્રના હાથની ડબલ રોટી લેતો જોયો ત્યારે તો તેમની વ્યથાનો પાર જ રહ્યો નહીં!

મને ભય છે કે શું ખાવું અને કોની જોડે ખાવું એના ઝીણામાં ઝીણા વિધિનિષેધ નક્કી કરવા પાછળ જ જો હિંદુ ધર્મ પોતાનું બધું બળ રોકશે તો તે થોડા જ વખતમાં ખરી વસ્તુને ખોઇ બેસશે.

## પશ્ચાત્તાપનું નિવારણ

એક પેગંબરે પોતાના પ્રવેશ પછી ચૌદમે દિવસે નિનેવેની મહાનગરીનો નાશ થશે એવી ભવિષ્યવાણી ભાખી હતી.

નિનેવેની પ્રજાને એ ઇશ્વરી વાણી પર આસ્થા ઊપજી. નાનામોટા સૌએ અનશન

આદર્યું, અને જાડાં વસ્ત્ર ધારણ કર્યાં. રાજાને ખબર પહોંચી; તેણે રાજવસ્ત્ર ઉતારી નાંખ્યાં, જાડાં વસ્ત્ર પહેર્યાં ને આખે શરીરે રાખ ચોળી.

રાજાએ આખી નગરીમાં દાંડી પિટાવી: 'માણસ કે પશુ, ઢોરઢાંખર કે ઘેટાંબકરાં કોઈ જીભ પર અન્ન ન મૂકે. સૌ લાંઘણ કરે. કોઇ ખાય નહિ; પાણી સરખું ન પીએ.

'પણ માણસ ને પશુ જાડાં વસ્ત્ર ધારણ કરે અને પ્રભુને પોકાર કરે, કે હે ભગવાન, અમને પાપમાંથી ઉગાર, અમે જે હત્યા કરી છે તેને સારુ અમને માફ કર.

'ભગવાન એનો શાપ ખેંચી લેશે કે નહિ, એનો ક્રોધ શમશે કે નહિ, તેનો અનુગ્રહ થશે કે નહિ, એ આપણને મરતા ઉગારશે કે નહિ એ તો એ દયાઘન જ જાણે. રંક માનવી શું કહી શકે?'

પ્રભુએ એમનો પ્રશ્ચાત્તાપ જોયો, એમની તપસ્યા જોઈ, તેમણે પાપનો રસ્તો છોડી દીધેલો જોયો. એટલે તેમણે શાપનું નિવારણ કર્યું અને નિનેવે નગરી ઊગરી ગઈ. ૧૬–૪–'૩૩

## ગુરુ કેવો હોવો જોઈએ?

સમુદ્રમાં આપણે પડીએ તો ડૂબી જઇએ. પણ એ જ સમુદ્રમાં દોડી જતી ગંગાના પાણીનો એક લોટો તેના મૂળની પાસેથી જ્યારે આપણે અત્યંત તરસ્યા હોઇએ તે વખતે પી જઈએ, તો એ ગંગાજળ આપણે સારુ સમુદ્રના કરતાં યે અધિક છે. પણ એ જ ગંગાજળ જે ઠેકાણે ગંગા સમુદ્રમાં મળે છે ત્યાંથી લેવા જઇએ, તો તે ઝેર સમાન થઇ પડે છે.

એમ જ ગુરુને વિષે સમજવું જોઇએ.

જેનામાં દંભ છે, દર્પ છે, જે સેવાનો ભૂખ્યો છે, તેને ગુરુ માની બેસવું એ તો અનેક પ્રકારનાં ગંદા પાણીઓનો સમુદ્ર તરફ ઘસડી જતી ગંગા નદીના ઝેરી પાણીના જેવું સમજવું જોઈએ. ૧૦–૬–'૨૮

## ત્રણ પ્રકારના સુતાર

એક સુતાર કેવળ દ્રવ્ય એકઠું કરવા સારુ સુતારી કરે છે, તેમાં લાકડાની ચોરી કરે છે ને કામ બગાડે છે. આ અધર્મ થયો.

બીજો સુતાર પરોકારાર્થે–માનો કે દરદીને સારુ ખાટલો બનાવે છે, તેમાં ચોરી નથી કરતો ને પોતાની બધી શક્તિનો ઉપયોગ કરે છે, અને ખાટલો બનાવતો રામનામ લે છે. આ ધર્માર્થે થયેલું કામ છે. આ સુતાર ખરો રામભક્ત છે.

ત્રીજો સુતાર રામનામ લેવાને નિમિત્તે જાણી જોઈને કે અજ્ઞાનથી સુતારનો ધંધો છોડી બેસે છે, પોતાને સારુ ને છોકરાંને સારુ ભિક્ષા માગે છે, દરદીને સારુ કંઈ બનાવવાનું હોય તો પણ કહેશે: 'મારે તો રામ સાચા. હું ન જાણું દરદીને, ન જાણું દુઃખીને.' આ અજ્ઞાનકૂળમાં પડેલો પામર પ્રાણી છે.

## જ્ઞાનની શોધ

એક ફ્રેન્ચ લેખકે એક કથા લખી છે.

તેનું નામ 'જ્ઞાનની શોધમાં' એવું કહી શકાય. લેખક ઘણા વિદ્વાનોને જુદા જુદા ખંડોમાં તે શોધ કરવા મોકલે છે. તેમાંની એક ટુકડી હિન્દુસ્તાન આવે છે.

બ્રહ્મજ્ઞાનીઓ, શાસ્ત્રીઓ, દરબારીઓ વગેરેને ત્યાં આ શોધક ભટકે છે પણ ક્યાંયે જ્ઞાન નથી મળતું. જ્ઞાન એટલે ઈશ્વરની શોધ એવું એ શોધક નક્કી કરે છે.

છેવટે એક અંત્યજનું ઘર તેને હાથ આવે છે. ત્યાં તે ભક્તિની પરાકાષ્ઠા જુએ છે. સરળતા, નિર્દોષતા, અકૃત્રિમતાનો પ્રથમ અનુભવ ત્યાં તેને થાય છે. ત્યાં તેને ઇશ્વરનો સાક્ષાત્કાર થાય છે. ને તે એ નિશ્ચય ઉપર આવે છે કે જે માણસ ઈશ્વરનો સહેજે ભેટો કરવા ઇચ્છતો હોય, તેણે ગરીબ અને અવગણાતા લોકોમાં શોધ કરવી.

તા. ૧૫–૩–'૨૫ [ક્રમશઃ]

# સૂર્યકિરણ અને શરીર

ડૉ. કુસુમ દેસાઈ

સ્વીટ્ઝરલેન્ડની એક હોટેલમા હુ ઉતર્યો હતો ત્યારની વાત છે એક દિવસે મારા નિવાસની જોડેના નિવાસમા જ એક ફ્રેન્ચ કુટુબ આવી વસ્યુ એ કુટુબની મોટી દીકરી એક હોસ્પિતાલમા દાખલ થઈ હતી તેને હાડકાનો ક્ષય (બોન ટીબી) થયો હતો તેની તબિયત જોવાને આ ફ્રેન્ચ સર્જન પોતાના કુટુબ સાથે આવ્યા હતા એ કુટુબમા એક નાની છોકરી હતી—ભારે મિલનસાર અને મીઠડી આ ભલી—ભોળી બેબીની ઉમર સાત—આઠ વરસની હશે તે અવારનવાર મારા નિવાસમા આવતી અને હળવી—મીઠી વાતો કરતી તેની સુદર રસિક વાતોથી મારુ એકલાપણું તો કયાયે નાસી જતુ'

એક દિવસની વાત છે આ—નારતો પતાવીને તેણે ઘણા જ ગભીર ભાવે મને પૂછ્યુ આપની ચામડી આટલી સુદર શાથી છે? આપ કયો મલમ લગાવો છો? કયુ લોશન વાપરો છો?'

આ સાભળીને મને ઘણુ હસવુ આવ્યુ મે હસતા હસતા કહ્યુ લોશન? લોશન કે મલમ શાને લગાડુ, વારુ? મારી ચામડીનો તો આ જ સ્વાભાવિક રગ છે'

મારી વાત પર કદાચ તેને વિશ્વાસ ન બેઠો તેણે પોતાના કોમળ હાથ વડે મારો હાથ પપાળી ઘસી જોયો—કૃત્રિમ રગ કે લોશન હોય તો વરતાઈ જાય એટલા વાસ્તે જ તો?

*

પાશ્ચાત્ય દેશોમા તડકો દુર્લભ છે એ વાત તો ઓછા જાણે છે ત્યાના લોકો તડકો જોઈને તો ગાડાગાડા થઈ જાય તડકાના અભાવને કારણે જ ત્યાના વસવાટીઓની ચામડી પીળી તથા બદરગની હોય છે સાથોસાથ તેઓ કોઈ નહિ ને કોઈ ચામડીના રોગથી પીડાતા હોય છે અને મોટે ભાગે તો આ રોગો પરંપરાગત થઈ જાય છે

ભારત જેવા ગરમ દેશના રહેવાસીઓ આ વાત જલદી માની લેશે નહિ કે પશ્ચિમના લોકો સૂરજ નારાયણને જોતા વેત જ આનદથી નાચી ઊઠે છે અને પોતાની શ્વેત ચામડીને સૂરજકિરણોનો સ્પર્શ કરાવીને લાલી આણવાને માટે સૂર્યસ્નાન કરવા બહાર નીકળી પડે છે રજાના દિવસોમા તો મોટા ભાગના કુટુંબો એવા સ્થળે જઈને જ રહે છે કે જ્યા પૂરતો તડકો મળી શકે અને સૂરજ—કિરણોની અપરંપાર શક્તિનો તેઓ પૂરો લાભ ઉઠાવી શકે

શરીરને ઉચિત માત્રામા તડકો મળવો એ સ્વાસ્થ્ય માટે ઘણું જ જરૂરી છે કુમળા તડકાના કોમળ સ્પર્શથી શરીરમા સબળતા સ્ફૂર્તિ અને લાલાશ આવે છે તડકાનુ સેવન કરનારાઓ કોઈપણ રોગના ભોગ જલદી થતા નથી જૂના યૂનાની ઇતિહાસમા એવો ઉલેખ મળી આવે છે કે ત્યાના રહેવાસીઓ મસ્તકના હાડકા મજબૂત રાખવાને માટે માથે બહુ જ ટૂંકા વાળ રાખતા ઈસ્વીસન પૂર્વે ત્રણસો—ચારસો વરસ પૂર્વે સમ્રાટ જુલિયનના અગત ચિકિત્સકે સાફ સાફ લખ્યુ છે કે શરીરને સ્ફૂર્તિમાન અને શક્તિશાળી રાખવાને માટે સૂરજ—કિરણો અથવા તડકાનું સેવન કરવુ જરૂરી છે એવા ઉલેખો ય મળી આવ્યા છે કે એ સમયે યૂનાન અને રોમમા લગભગ તમામ મકાનોની સાથેલગે એક સૂર્ય સ્નાન મચ રહેતો અને તેનો નિયમિત રીતે ઉપયોગ કરવામા આવતો

સૂર્યના કીરણોમા જીવન શક્તિની બહુલતા હોય અને શરીરને અડતા વેત જ એ શક્તિ આપણા આતર અગ પ્રત્યગોમા પ્રવેશે છે તથા ચામડી લોહી હાડકા અને માસના કાર્યસચાલનમા સારી પેઠે મદદ આપે છે

ચામડી આપણા શરીરનુ એક અત્યત આવશ્યક અગ છે આપણા શરીરરૂપી દુર્ગને ચામડી એ મુખ્ય

તોરણ છે. ચામડી બહારના ભયથી જ આપણું રક્ષણ કરે છે એમ નથી, તેનો સંબંધ આપણા સ્નાયુઓ તથા આંતરિક ગ્રંથિઓ સાથે પણ ખાસો છે. આપણા શરીરમા અમુક નિશ્ચિત માત્રામા ગરમી હમેશા રહેતી હોય છે જ. આ ગરમીના બળને લીધે જ આપણે કામકાજ કરીએ છીએ. શરીરની આ તાપ-નિયત્રણની વ્યવસ્થામા જે જે અગો ભાગ લે છે તેમા ચામડીનુ સ્થાન સર્વોપરી છે લોકો મોટે ભાગે પહાડ પર જાય છે અને તેનુ એકમાત્ર કારણ તો એ જ હોય છે કે તેઓ અધિક ગરમી સહન કરી શકતા નથી અને પરિણામે તેઓ માદા પડે છે. જેવી રીતે ગરમ સ્થાનોના નિવાસીઓ ગરમીથી બચવા માટે પહાડો પર જાય છે, એ જ રીતે ઠંડાં સ્થાનોના નિવાસીઓ ગરમીનો સંચય કરવાની ચેષ્ટા કરતા રહે છે. આનો અર્થ એટલો જ છે કે સૂર્યના કિરણોનો યોગ્ય માત્રામા સીધો સ્પર્શ શરીરને અત્યત આવશ્યક છે. એ કિરણોને આપણી ચામડી ગ્રહણ કરે છે. ચામડી જ કિરણોની અસહ્ય શક્તિને એક સીમા પર લાવીને શરીરને ગ્રહણ કરવા યોગ્ય બનાવી આપે છે. જો ચામડીમાં આ ગુણ ન હોત તો ગરમ દેશોના નિવાસીઓ તાપના રૌદ્ર તેજથી બળી મરત.

ચામડીને તાપથી ઘણો જ લાભ પહોચે છે. પરિમિત અને નિયમિત સૂર્ય-સ્નાનથી ચામડીની સ્વાભાવિક જીવન શક્તિ વધતી જાય છે, એને સ્ફૂર્તિ અને તાજગી મળે છે. આ પ્રકારનુ યોગ્ય પોષણ પ્રાપ્ત કરીને ચામડી નવુ જીવન પ્રાપ્ત કરી લે છે અને બહારના ભયથી શરીરની રક્ષા તો કરે છે જ, સાથોસાથ પરિમિત તાપ અદર પહોચાડીને શરીર-સંચાલનના તમામ તતુઓને ક્રિયાશીલ બનાવી રાખે છે.

સૂર્ય-કિરણોની શક્તિથી લોહીના લાલ અને શ્વેત કણોની સખ્યામા વૃદ્ધિ થાય છે અને સ્વાભાવિક પ્રતિરોધ શક્તિ તેમજ કીટાણુ નાશક શક્તિમા ય વધારો થાય છે. તાપના સંસ્પર્શથી રક્તવાહિની શિરાઓ અને ધમનીઓમા પણ સ્ફૂર્તિ આવી જાય છે અને એની લોહીની ક્રિયા-પ્રતિક્રિયાઓ ઝડપભેર ચાલવા લાગે છે અને તેથી જ શરીરના તમામ તંતુઓ નવા જ ઉત્સાહથી કામે લાગી જાય છે. તાપની શક્તિનો આ અપ્રત્યક્ષ પ્રભાવ કેટલીક બીમારીઓમા લાભદાયક સાબિત થયો છે. લોહી ઉપરાત માસ ઉપર પણ સૂર્ય-કિરણોનો ભારે પ્રભાવ પડે છે. દુર્બળ અને ક્ષીણ માસ-પેશીઓને નવજીવન બક્ષવાની અદ્ભુત શક્તિ તાપમા રહેલી છે. લાબા સમય સુધી માદગીની પથારીમા પડ્યા રહેલા અશક્ત અને નિર્જીવ જેવા રોગીને સૂર્ય-સ્નાને થોડા જ વખતમા તદુરસ્ત બનાવી દીધાની ઘટનાઓ બહાર આવી છે.

મનુષ્યના શરીરમા લગભગ બસો નાના મોટા હાડકાઓ છે. આ હાડકાઓ પર જ સ્વાભાવિક વિકાસ અને ગઠનનો પૂરો આધાર છે. હાડકાને કેલ્શિયમ અથવા ચૂનાની ઘણી જ જરૂર રહે છે તેના અભાવથી હાડકા કમજોર બની જાય છે દાત પણ કેલ્શિયમના અભાવે જ નબળા પડી જાય છે શરીરની વૃદ્ધિ માટે પણ કેલ્શિયમ અને ફોસ્ફરસની ઘણી જ જરૂર છે. સામાન્ય રીતે આ પદાર્થો આપણને ભોજનમાથી જ પ્રાપ્ત થાય છે, પરંતુ અગર શરીરમા વિટામિ ડીની કમી હોય તો આ બન્ને પદાર્થો નિરર્થક બની જાય છે. વિટામીન ડીની ઉપલબ્ધિના માત્ર બે ઉપાયો છે. એક ભોજન છે અને બીજો છે સૂર્ય-સ્નાન. જ્યા તાપ પર્યાપ્ત માત્રામા મળી શકે તેમ હોય ત્યા તો તે તાપ મારફતે જ મેળવવાનું યોગ્ય છે. બધા જ જાણે છે કે વિટામિન ડી શરીર માટે કેટલુ આવશ્યક તત્ત્વ છે. એના અભાવે શક્તિ જ રહેતી નથી, કારણકે હાડકાઓની દુર્બળતાનો અર્થ છે પાયાનો જ ખતરો!

ચામડી, લોહી, માસ અને હાડકા પર તો સૂર્ય કિરણોની શક્તિની ઠીક પ્રમાણમા અસર પડે છે જ, પણ આપણા અન્ય અવયવો પણ એના પ્રભાવથી મુક્ત નથી. શરીર અબાધ ગતિથી કામ કરતુ જ રહે છે. નિદ્રાવસ્થામા પણ એનુ કામ તો બધ પડતું જ નથી. રક્તવાહન, શ્વાસ અને પાચનક્રિયા સર્વદા ચાલતા જ રહે છે. આ ક્રિયાઓને ખાદ્યપદાર્થો મારફતે શક્તિ મળે છે અને તેના સ્વસ્થ સચાલનથી જ શરીરમા પુષ્ટિ અને શક્તિ આવે છે સંચાલનમા ગરબડ થાય તો બીમારી

પેદા થાય છે. નિયમિત શરીર સંચાલન માટે તાપ ઘણો જ લાભદાયક છે. અપુષ્ટ શરીરમાં પ્રતિરોધ શક્તિ ઘણી ઓછી હોય છે. હાનિકારક કીટાણુઓથી રક્ષા મેળવવા માટે શરીરનું પુષ્ટ હોવું અતિ જરૂરનું છે. શરીરશાસ્ત્રીઓનું કહેવું છે કે અપૂરતી માત્રામાં તાપ મળવાથી શરીર દુર્બળ થઈ જાય છે, પ્રતિરોધ-શક્તિ ઓછી પડી જાય છે અને આ રીતે શરીર બીમારી-ઓનું ધામ બની જાય છે. બીમારીઓથી જ ઘેરાયેલા રહેવાને કારણે જીવન-શક્તિનો ધીમે ધીમે હ્રાસ થતો જાય છે, ચિકિત્સકોનું તો ત્યાં સુધી કહેવાનું છે કે સૂર્ય-સ્નાન ભોજનની ઓછપની પૂર્તિ પણ એક મોટા પરિણામમાં કરી દે છે.

તાપ અથવા સૂર્ય-કિરણોની શક્તિના સંબંધમાં એક વધુ જ્વલંત તથ્ય આપણી સામે આવે છે. સ્ત્રીઓની પ્રજનન-શક્તિ સાથે પણ તેનો ખાસ્સો-ગાઢો સંબંધ છે. કહેવાય છે કે ધ્રુવમાં જ્યારે મહિનાઓ સુધી સૂરજ દેખાતો જ નથી—એટલે કે જ્યારે ત્યાંના નિવાસીઓને તાપનો સ્પર્શ થતો જ નથી—ત્યારે સ્ત્રીઓનો ઋતુ—સાવ બંધ પડી જાય છે અને આ રીતે તેની ગર્ભ—ધારણની ક્ષમતા એ સમયે ક્ષીણ થઈ જાય છે. પરંતુ, જ્યારે સૂર્ય ફરી જોવા મળે છે અને તેના શરીર પર તાપનો સ્પર્શ થાય છે તો તે ફરી પૂર્વાવસ્થામાં આવી જાય છે.

વૈજ્ઞાનિકોના પરીક્ષણથી આ વાત પણ સાબિત થઈ ચૂકી છે કે હંસ, કૂકડી વગેરે તાપમાં રહેવાથી વધારે ઈંડા અને ગાય—ભેંસ વધારે દૂધ દે છે.

[કર્નલ સુધીન્દ્રનાથ સિન્હાના એક લખાણ પરથી]

---

## માતૃહૃદય

પેરિસના એક થિયેટરમાં ફ્રાન્સની એક પ્રખ્યાત ગાયિકાનો કાર્યક્રમ હતો. સાંજે હજારો માણસોથી આખું ય થિયેટર ચિક્કાર ભરાઈ ગયું. અને સૌ કોઈ એ ગાયિકાનો મધુર કંઠ સાંભળવા આતુરતાપૂર્વક રાહ જોવા લાગ્યા.

ગાયિકા એનું ગીત ઉપાડે તે પહેલાં વાયોલિનમાંથી ધીમા, મીઠા અને કરુણ સ્વરો હવામાં ગૂંજી રહ્યા. આ સ્વરો સાંભળી આગલી જ હરોળમાં બેઠેલા એક દંપતીના ત્રણ બાળકોમાંથી એક બાળક જોરશોરથી રડવા માંડ્યું. પ્રેક્ષકોને લાગ્યું કે 'પૈસા પાણીમાં ગયા.' બાળકની મા તરત જ બાળકને ઊંચકી હજારો પ્રેક્ષકોની વચમાંથી માર્ગ કાઢતી બાળકને બહાર વેઈટીંગ રૂમમાંની બાઈને સોંપતી પાછી આવી બેસી ગઈ.

વળી પાછા વાયોલિનમાંથી એ જ સ્વરો હવામાં રેલાઈ રહ્યા. વાતાવરણમાં માદકતા છવાઇ ગઇ ને કંઠને સાંભળવા સૌના કાન અધીરા બની ગયા. ગાયિકાએ એનું ગીત ઉપાડ્યું ને તેની સાથે બીજા બાળકે પણ મોટેથી રડવાનું શરૂ કરી દીધું. એની મા એના બીજા બાળકને રડતો જોઇ ખૂબ મૂંઝવણમાં મૂકાઈ ગઇ અને ખિજાતી એ બાળકને ઊંચકી બહાર લઇ જવા ઊભી થઈ ત્યાં જ પેલી ગાયિકા એને રોકતાં બોલી:

*'બહેન, તમે ત્યાં જ બેસી રહો. હું તમારી મુસ્કેલીને સમજું છું. ભલે એ રડતો.'* એટલું કહી એ નક્કી કર્યા મુજબના ગીતને બદલે જર્મનીનું લોકપ્રિય હાલરડું ગાવું શરૂ કર્યું.

હાલરડું પૂરું થયું ને જોયું તો પેલું રડતું બાળક અને થિયેટરમાંના બીજા બાળકો પણ ઘસઘસાટ ઊંઘી રહ્યાં હતાં, અને 'આવો અદ્દભુત સુંદર કાર્યક્રમ સાંભળવા ખરેખર ન જ મળત' એમ ગણગણતા હજારો પ્રેક્ષકો મુખ પર સંતોષની રેખા સાથે બહાર નીકળવા માંડ્યા.

# ઝાલર ટાણે

**'શિવપ્રકાશ'**

ખાનપુર ગામે બીજા વિશ્વયુદ્ધમા બાર બેટડા મોકલેલા તેમાથી ૭ તો યુદ્ધમા ખપી ગયા અને યુદ્ધ પૂરુ થયુ ત્યારે પાચ પાછા ફર્યા, તેને પણ એક વર્ષ થવા આવ્યુ હતું મૂળરાજ સૌથી છેલ્લો આવ્યો ત્યારે તેને ઉમળકાભેર આવકારવાનો ગામનો ઉત્સાહ સાવ ઓસરી ગયો હતો તેનું એક કારણ એ કે અગાઉ પાચે વીરોના આગમન ટાણે ગામે બધો જ હરખ વ્યક્ત કર્યો હતો અને લડાઈની વાત કોઈ ભાગ્યે જ યાદ કરતુ

મૂળરાજ જે ટુકડીમા હતો તે ફ્રાન્સ, યુરોપ અને દક્ષિણમા થઈને ફરતી ફરતી પાછી ફરેલી યુદ્ધ પૂરુ થયા પછી ફરવામા મૂળરાજને મઝા પણ આવેલી. પરતુ વતનના ગામમા પગ મૂકતા, ધારેલી ઉષ્મા સાપડી નહી હા તેની માતા માણેક, આટલી વૃદ્ધ અવસ્થાએ પણ તેના આગમને ગાડીઘેલી થઈ હતી ખરી મણીને આવવામા ઢીલ થઈ ત્યારથી તેની નીદર હરામ થઇ ગઈ શકરને રોજ દીવો કરી વૃદ્ધ ગાતા પ્રાર્થના કરતી

"હે મૃત્યુજય મહાદેવ, મારા લાલને સાજોનરવો જલદી પાછો લાવજે—સો દીવાની દીપમાળ તને ધરીશ!"

તેનો લાલ પાછો આવ્યો ત્યારે ખાનપુર ગામનો જાણે બીજો અવતાર દેખાતો હતો આ ગામ છોડયાને દસ વર્ષ ઉપર થયુ હશે, દરમ્યાન ઘણા ફેરફારો થઈ ગયા હતા

ગામની વચ્ચે એક નવુ વાચનાલયનુ મકાન તેના ટાવરના ઘડિયાળથી પોતાની અનોખી ભાત પાડતુ ઊભુ હતું મુખ્ય રસ્તો પાકો થઈ ગયો હતો, તેની બન્ને બાજુ ઝાડ રોપ્યા હતા પોતે ભણેલો તે નિશાળનું હાઇસ્કૂલમા રૂપાતર થયુ હતુ અને તે મકાનમા બીજો માળ બનાવી ઇમારત વધુ ભવ્ય બનાવી હતી

મૂળરાજે જોયુ કે લોકો પોતાની વાતમા બહુ રસ લેતા નહી લડાઇની વાતો અનેક મુખે, અનેક રીતે તેમણે સાભળી હતી અને વાચી હતી એટલે કા તો મીઠુ મરચુ ભભરાવીને અથવા જૂઠાણાઓ હાકે તો જ શ્રોતા મળે તેવી સ્થિતિમા મૂળરાજને પોતાના ઉપર જ કટાક્ષ આવ્યો

પહેલી જ વાર તેને લડાઇ તરફ નફરત છૂટી. લડાઈની કરુણતા, અમાનુષી ક્રૂરતા, માનવ જીવનની હાસીપાત્ર કિંમત જગની ભીષણતા—આ બધા ખયાલોનુ વમન કરી, જડમૂળથી કાઢી નાખવા તેને ઇચ્છા થઈ. ગામમા તેને કોઇ સૈનિક મળી જતો ત્યારે વળી પેટ ભરીને લડાઈની વાતો કરી લેતો પોતાની વાતો બીજા સાભળે એટલા ખાતર અન્ય સૈનિકોની શૌર્યકથા કે વિજયગાથા પોતાના નામે ચડાવી દેતો જીવનમા આવો દભ કરવો પડે છે—તરકટ ઉપર સમાજ ચાલે છે તે વાત ઉપર તેને ચીડ પણ ચડતી પણ થાય શુ!

સવારે ઊઠવુ-ચાપાણી નાસ્તો કરી બહાર નીકળી પડવુ—લાયબ્રેરીમા જઇ છાપા વાચવા—બપોરનુ ભોજન—થોડી ઊંઘ—સાજે તળાવ તરફ ફરવા જવુ આ મૂળરાજનો દૈનિક કાર્યક્રમ

સૈનિકની દિનચર્યામાથી એક શાત નગરના વિનમ્ર શહેરીની દિનચર્યામા પલટાતા મૂળરાજે સમય લીધો માનવસહારની જે વિકૃતિ પોતે શીખ્યો હતો તેને ક્યાય સ્થાન અહી ન હતુ

નિશાળે ચાલી જતી પેલી કિશોરીઓ! પોતે ગામ છોડયુ ત્યારે નાનકડી ઢીંગલીઓ જેવડી જે હતી તે અત્યારે પાકા માર્ગ ઉપર સેન્ડલના અવાજ કરતી ચાલી જાય છે પગમા મોજા રગબેરગી સ્કર્ટ અને માથામા બો' તેમાની કેટલીક તો ખરેખર રૂપાળી છે અને અવાજ પણ કેટલો મીઠો! આમાની

એક જેવી, પોતાને વધુ હોય તો?

તો શું? અરે હા, તો તેની સાથે વાતો કરવી પડે અને તે પણ વાતો કરવા માડે' એ તો ભારે તકલીફ' કરીકરીને શું વાતો કરવી? લડાઈની? બનાવની શૌર્યની? રણમેદાનમા રઝળતા માનવ મુડદાની? સૌથી સરસ એ કે પરણતા પહેલા જ શરત મૂકવી કે વાતો જ નહી કરવાની'

પણ આ બધી છોકરીઓ આવી જાય છે એ શુ વાતો કરતી હશે? તેમની વાતો ખૂટતી જ નથી! અને મુખ ઉપર કેટલો અભિનય—આખમા કેટલી ચમક—બધુ, જીવનમા એવુ શુ હશે કે વાતો ખૂટતી નથી? "પણ હા, ખરી વાત એ છે તેમની દુનિયામા હું પ્રવેશ કરી શકુ તેમ નથી અથવા મારી દુનિયામા તેમાથી કોઈ!" મૂળરાજથી સ્વગત બોલાઇ ગયુ'

એક દિવસ લાઇબ્રેરીમા મૂળરાજના હાથમા યુદ્ધ પ્રચારની પુસ્તિકા આવી ચડી આફ્રિકામા રોમેલ સામેના યુદ્ધની એમા હકીકત હતી પોતે જે ટુકડીમા આમેલ હતો, અને જે યુદ્ધ લડવામા પોતાનો હિસ્સો નાનોમૂનો નહતો તે વાચતા જ તેને રોમાચ ખડા થઈ ગયા' ઇતિહાસનું એક પાનુ' પોતે ખરેખર જે રણભૂમિ ઉપર લડેલો તે બનાવને ઇતિહાસ તરીકે વાચતા, મૂળરાજને કઈંક કઈં થઈ ગયુ' પણ આમા નકશા કયા છે? મોરચાની વિગત આપતા વધુ નકશા—ફોજી હિલચાલના નકશા' મૂળરાજને પ્રથમવાર ભાન થયુ કે દુનિયામા ઇતિહાસના જેટલા પુસ્તકો છે તે વાચી જવા જોઈએ'

ખાનપુર ગામની વચ્ચેથી જે રસ્તો જાય છે તે આગળ જતા પૂર્વ તરફ ફટાય છે, ત્યા થોડે દૂર એક ઘેઘૂર વડનાની બાજુમા શિવાલય છે અને તેને અડીને જ તળાવ આવેલુ છે તે વિશાળ તો ન કહેવાય પણ ઊંડુ મરુ, શિવાલયથી તેમા જવા, પથ્થરના પગથિયા છે સાજને ટાણે અરધુ ગામ અહી હાજર રહેવાનુ મદિરનુ નામ ચદ્રમૌલિશ્વર જ્યારે ભાવિકજનો આરતીટાણે નતમસ્તકે શકરના લિંગ આગળ ઊભા હોય ત્યારે મૂળરાજ તળાવને આરે, એક પગ પાણીમા ડૂબાડેલી સ્થિતિમા સૂર્યાસ્ત જોતો હોય!

મૂળરાજનો પિતા કેશવ મરતા પહેલા, ટીક મૂડી મૂકી ગયેલો માણેક વિધવા બની ત્યારે તેની જવાબ દારીમા એક જ સતાન મૂળરાજ હતો લડાઈમાથી પાછો ફર્યો તેને પણ દસ બાર મહિના થયા હતા. એક દિવસે માણેકે કહ્યુ

"બેટા મૂળરાજ, અહી એમ!"

છાપામાથી મોઢુ કાઢ્યા સિવાય મૂળરાજે જવાબ દીધો

"તમતમારે જે કહેવુ હોય તે કહો!"

હવે પછી તારે શુ કરવુ છે? કાઇ વિચાર કર્યો!'

આ પ્રશ્નથી મૂળરાજ નારાજ થયો તેણે જવાબ ન આપ્યો

'એવુ છે, ભાઈ, કે ઈશ્વરના દરબારમાં તેણે સૌને માટે કાઈ નિર્માણ કરી જ રાખ્યુ હોય છે હું હવે કેટલા વર્ષ? ભવિષ્યના જીવન માટે તારે વિચાર કરવો જોઇએ!"

'હુ ઈશ્વરના દરબારનો સભ્ય નથી'" મૂળરાજે વ્યગમા કહ્યુ

અરે એવુ ન બોલ, મારા લાલ' આપણે સૌ તેની આણમા છીએ' લડાઇએ તારામા ઘણો ફેર કરી દીધો છે તારી ઉમરના બીજા છોકરાઓ કમાય છે એટલ જ નહી—પરણી ગયા છે અને ઘેર પારણા ઝૂલે છે!"

"તને ખબર છે તો મોતના પારણામા ઝૂલ્યો છુ'" મૂળરાજે વિનોદ ખાતર કહ્યુ

હું તારી મા છુ, મૂળુ' અને આજે તારા બાપની ગેરહાજરીમા બે શબ્દ કહુ તે તારા ભલા માટે તારા બાપ કહેતા કે કોઇ પણ કામ કરવામા નાનમ નથી, તને જે ફાવે તે."

'હવે વિશેષ કાઇ કહેવુ છે માડી!"

'તને તારી બુઢી માની દયા નથી આવતી?"

'બિલકુલ નહી!"

માણેક આકુ' જોઇ ગઇ. તેની આખમાં ઝળઝળિયાં આવી ગયાં. એક આછુ ડૂસકુ' પણ સભળાયુ'. મૂળરાજને લાગ્યુ' કે પોતે માતાને આઘાત પહોચાડ્યો છે તેણે કહ્યુ'.

"ચાલ, મા; હવે તું કહે તેમ કરીશ, બસ, રાજી!"

"જા રે ગાડા! મા સાથે લડતા શીખ્યો! ખબર છે, તું નાનકડો હતો ત્યારથી મારા હૃદય સાથે વળગાડીને તને મોટો કર્યો છે આ બદલો આપે છે કે?"

"હું વચન આપુ' છુ, મા, કે તુ રાજી રહે તેમ કરીશ!"

"ચાલ આગળ થા – ભગવાનની છબી આગળ અને પ્રાર્થના કર!"

"સાચુ કહું, મા – મને પ્રાર્થના નથી આવડતી!"

"અરે ચાલ – મારી સાથે બોલ!"

"નહી – નહી – મને એ ફાવતુ નથી – મે ઘણા સમયથી પ્રાર્થના કરી નથી મને નહી ફાવે!"

*

બીજે દિવસે મૂળરાજ બાજુના શહેરમા આજીવિકા રળવા ઊપડી ગયો મોટર રીપેરીંગના એક કારખાનામા મિકેનીક તરીકે રહી ગયો, અહી તેને ઠીક ફાવતુ એકલારામને કમાણી ઘણી થઇ પડી. ક્યારેક તે પોતાની માને મળી આવતો. છેલ્લે મળવા ગયો ત્યારે માએ અણગમતી વાત ઉચ્ચારી હતી

"જો મૂળુ – તારે માટે એક રૂપાળી વહુ મે ગોધી રાખી છે; તુ હા પાડ એટલી જ વાર છે!"

મુક્ત જીવનની આબોહવા માણેલા આ લશ્કરી જીવને વહુનુ બધન કોઇ ગળે ટૂપો મારતુ હોય તેવુ લાગ્યુ તેણે કાઇ જવાબ દીધો નહી પરતુ માને મળવા આવવાનુ ઓછુ કરી નાખ્યુ

અવસ્થાને આરે પહોચેલી માણેક એકાએક બીમાર પડી સાજો ગાજો થયો તો પણ આ વખતે મૂળુ મળવા આવ્યો નહી તેથી તેણે રૂપ પાસે એક બે કાગળ પણ લખાવ્યા તો પણ મૂળુ આવ્યો નહી ત્યારે તેણે રૂપને કહ્યુ

"તું તો મારી દીકરી છો, રૂપ! અને મારો દીકરો તને સોપી જાઉ છુ. એ તો રણમાથી આવેલો વીર છે – સાચવજે, હો બેટા!"

મૂળરાજ એક દિવસે સૂર્યાસ્ત સમયે અચાનક જ ગામમા ટપકી પડ્યો આ વખતે માને આપવા પાચસો રૂપિયાની ફાટ ભરીને લાવ્યો હતો! પણ ઘરમા પગ મૂકતા જ થીજી ગયો! મા પથારીમા નિર્જીવ પેઠે સૂતી હતી – અને કોઇ અજાણી યુવતી તેની સુશ્રુષામા હતી મૂળરાજને જોઇ પ્રથમ તે અચકાણી, પછી મલકાતી મલકાતી બોલી

"આટલુ મોડુ કરાતુ હશે? મા તો તમારી વાટ જોઇ રહ્યા છે!"

મૂળરાજે પોતાની મા સામે જોયુ. તેની આખો ટગરમગર જોતી હતી તેણે પુત્રને ઓળખ્યો વાચા બધ હતી – શ્રવણેન્દ્રિય બધ હતી.

તેણે ઇશારાથી રૂપને પાસે બોલાવી અને તેના તરફ હાથ ચીંધી મળરાજ તરફ તાકી રહી માનો ફિક્કો ચહેરો, મૃત્યુ પહેલાની અસહાય વિટબણા, વિનવણી કરતી તેજહીન આખો – તેની છેલ્લી આરઝૂ, માતાના અતરસ્વરૂપમા રૂપાતર પામી, પ્રશ્નાર્થરૂપે તેની સમક્ષ તડપતી હતી

કઇક દુશ્મનોને મોરચે ઢાળી દેનાર, અને તેમના મૃતદેહોના ઢગના વચ્ચેથી સડસડાટ પસાર થઇ જનાર આ લશ્કરી સૈનિક પોતાની માતાને મરતી જોઇ શક્યો નહી મૂળરાજે દોટ મૂકી – ગામની બહાર શિવાલય તરફ તે એકીશ્વાસે દોડી ગયો – બસ, દોડી જ ગયો

ચદ્રમૌલિશ્વર જ્યારે તે પહોચ્યો ત્યારે સાજની આરતી શરૂ થઈ હતી ઢળતી સધ્યા અને ઘેરાતા અધકાર વચ્ચે ઝાલરનો ઝણકાર અને નગારાનો નિનાદ આસપાસના વાતાવરણમા દૈવી તત્વનો અશ રેલાવી રહ્યા. પ્રાર્થનામા રહેલ સમૂહમા મૂળરાજ ભળી ગયો યત્રવત્ તેણે સૌની જેમ હાથ જોડ્યા, અને જળાધારી નીચે આરતીના પ્રકાશમા કાલિમાની ઘનમૂર્તિસમા શિવલિગ તરફ તાકી રહ્યો

પ્રાર્થના શુ કરવી? તેણે ક્યાં કોઇ દિવસ ભગવાન સમક્ષ ઘૂંટણીએ પડી પ્રાર્થના કરી હતી કે આજે કઇ માગી શકે? તેની આંખમાં આંસુ છવકાઇ રહ્યાં તેને પ્રથમવાર જીંદગીમાં ભાન થયું કે પોતે ગુનેગાર છે—આટલા દિવસ સુધી તેણે ક્યારેય પણ ભૂલથી રામને યાદ કર્યો નહતો. મોકળે મને રડાય તો રડવા માટે ધ્રૂસકા ભરવા લાગ્યો.

ઝાલરના એક સરખા રણકારમા તેના હીમકાં ભળી ગયા. નગારાના અવાજની રણભેરીએ એકક્ષણ તેને ભૂતકાળ યાદ કરાવી દીધો તોપના કર્કશ અવાજો—બદૂક અને બોમ્બ ફૂટવાના પ્રલયકારી તાડવ—ધીંગાણો—ભાઇભાઇની હત્યાની કંપાવનારી દશ્યા વલિ ...અને ક્યાં આ મધુર, શાંત, દેવમંદિરની સુરાવલિ' સ્વર્ગને સાદ દેતા હોય તેમ ચોતરફ નમ્ર ભાવે ભક્તગણ ફેલાઇ ગયો હતો બાર વર્ષનો એક છોકરો દાંડી લઇ નગારૂ પીટતો હતો; એક ઝાલર, ૧૦ વર્ષના કિશોરે, તથા બીજી, ૫૦ વર્ષના બુઝુર્ગે સભાળી હતી; એક બાજુ ઓરૃદ શિશુ હતુ. અહી સૌ કોઇ હતા—નાનામોટા, આબાલવૃદ્ધ, સ્ત્રી પુરુષો, અહી કોઈ ભેદ હતો નહી—જાતિનો, ઉંમરનો, વર્ગનો; પુણ્યાત્મા અને પાપાત્મા સૌને એકસરખો આવકાર હતો

મૂળરાજે ધરાઇને રડી લીધુ તેને એ પણ ખબર ન રહી કે આરતી પૂરી થઇ ગઈ હતી અને મંદિર ખાલી થઈ ગયું હતું. તેનુ ધ્યાન મૂર્તિ ઉપર કેન્દ્રિત હતું. તેને લાગ્યુ કે ત્યા જાણે પોતાની મા બેઠી છે, અને રોજનું મીઠું મધુરુ હાસ્ય હસી રહી છે હવે તે ઊંચે ચડી રહી છે-તે જ પદ્માસનમા. મંદિરની બહાર—ઘૂમટની પણ બહાર—આકાશમા—ઊંચેઊંચે મંદિરની પગથીની કિનારસુધી આવી તે આકાશ તરફ જોઇ રહ્યો. મંદિરના વૃદ્ધ પૂજારી શંકરના આ વિચિત્ર ભક્તને ધારીધારીને જોઇ રહ્યા.

તેણે થોડીવારે પૂછ્યુ પણ ખરં:

"શું જોઇ રહ્યા છો, ભાઇ? રોહિણીશકટ—નિહારીકા?"

"હું જોઉં છુ મારી માને......જુઓ પણે..."

પૂજારીને આ માણસ પાગલ લાગ્યો ખાત્રી કરવા તેણે પૂછ્યું'

"તમે અહીના છો? ક્યાથી આવો છો?"

"દૂરદૂરથી—હજારો લોકોના કબ્રસ્તાન ઉપરથી હુ આવુ છુ. મારો દેવ છે સેતાન! અહી આ મંદિરમા ."

પૂજારીને ખાત્રી થઇ ગઇ કે આ ખરેખર કોઈ ગાંડો આવી ચડ્યો છે. વાતને ટાળવા તેણે કહ્યુ' "હવે મંદિર બંધ થાય છે'"

મંદિરના ગર્ભદ્વાર પાસે પૂજારીએ આરતી મૂકી હતી મૂળરાજ ત્યા ગયો અને નીચા નમીને આશકા લીધી ધીમી અને ઢીલી ચાલે લથડતો તે જ્યારે ઘેર પહોચ્યો, ત્યારે તેની માની પથારી પાસે ઘીનો દીવો બળતો હતો, અને રૂપ પાસે બેઠી હતી મૂળરાજને જોઇ તે વિષાદભર્યું બોલી: "મા તો ગયા!"

"જા રે ગાંડી! ભગવાને જ પોતાની પાસે માને બોલાવી લીધા છે! હુ માને જોઇને જ આવુ છુ! મરી માને માટે હુ કાંઈજ ન કરી શક્યો!"

તિમિરને ભેદતા દીવાના આછા તેજ પ્રકાશમા મૂળરાજ અને રૂપની ચાર આંખો ક્યાંય સુધી માડીના નિર્જીવ ખોળિયાને જોઈ રહી *

* આધાર હેમિંગ્વે.

---

એક ધનવાન મહિલાએ પોતાના બાળકને શાળામા દાખલ કરાવ્યા પછી વર્ગશિક્ષિકાને ચેતવણી આપી જુઓ, છોકરો ઘણો જ ભાવુક છે તેને આપ કદી પણ સજા કરશો નહિ. હા, જો કોઇવાર ડરાવવો જ હોય તો તેની જોડે બેઠેલા છોકરાને તમાચો મારી દેવો, એટલે એ ડરી જશે।

—'ફિલાડેલ્ફિયા બુલેટિન'માથી

# દુઃખનો અધિકાર

યશપાલજી
અનુ. કાકુ દેશી

પહેરવેશ માણસને જુદા જુદા વિભાગમા ભેદ પાડી દેનારુ એક જબરુ સાધન છે. પહેરવેશ જ માણસને સમાજમા અધિકાર અને મોભો મરતબો કરી આપે છે. પહેરવેશ આપણે માટે અનેક બંધ દરવાજા ખોલાવી આપે છે. એમ છતા ય આપણે ક્યારેક એવી પરિસ્થિતિમા પણ મૂકાય જતા હોઇએ છીએ કે જ્યારે આપણને નીચનાસ્તરના લોકોના જીવનનો સાક્ષાત્કાર કરવાની ઇચ્છા થાય ત્યારે આપણો પોષાક જ આપણો પહેરવેશ જ બાધારૂપ થઈ પડતો હોય છે, જાણે કે પગની બેડી જેવો બંધનકારક બની બેસે છે. જેમ પવનની મસ્તી તૂટેલી પતંગને એકદમ હેઠે નથી પડવા દેતી તે રીતે ખાસ પરિસ્થિતિમા આપણો પહેરવેશ અનુકંપિત થતા રોકે છે.

બજારમા ફૂટપાથ ઉપર એક છાબડીમા અને થોડા જમીન ઉપર ઢગલો કરેલ ચીભડાં વેચવા માટે એક આધેડ ઉમરની બાઇ બેઠી બેઠી રોતી હતી ચીભડા તો વેચાણના જ હતા પણ એને ખરીદવા માટે કોઇ કઈ રીતે આગળ આવે! એ વેચનારી તો પછેડીમા મો નાખી માથાને ઘુંટણભર ટેકવી હીબકા નાખતી નાખતી રોતી હતી

આજુબાજુની દુકાનોના ઓટલા ઉપર અને પાટિયા ઉપર બેઠેલા લોકો અભાવથી આ બાઇ સબંધી વાતો કરી રહ્યા હતા. એનું રોવાનુ જોઇને મનમા દુઃખ જેવી એક લાગણી થઈ આવી પણ એનુ દુઃખ સમજવાનો કોઈ રસ્તો? આ પોષાક જ આતરો પાડીને ઊભો હતો

અણગમાથી એક બાજુ થૂકતા થૂકતા એક ભાઈ બોલ્યા:

'શુ વખત આવ્યો છે!

'જુવાન દીકરાનુ મોત થયા એક દિ'પણ પૂરો નથી વિત્યો ત્યાં આ બેશરમ દુકાન માંડીને ચીભડાં વેચવા બેઠી છે.'

બીજા ભાઈ પોતાની દાઢી ખંજોળતા બોલ્યા:

'અરે જેવી ભાવના હોયને એવી કમાણી ભગવાન આપતો હોય છે.'

એક છેડે કાર્ડક દૂર ઊભેલા એક ભાઈ દીવાસળીથી કાન ખોતરી રહ્યા હતા તે બોલ્યા:

'અરે આ નીચ લોકોને શું! આ બધા તો ટુકડા માટે જાન આપતા હોય છે. આ લોકોને તો દીકરો, દીકરી, ધણી, બૈરી, ધરમ, નીતિ વિ૦ બધું જ રોટલા ખાતર હોય છે.'

કરિયાણાની દુકાન ઉપર બેઠેલા એક શેઠ બોલ્યા:

'અરે ભાઈ એને કાંઈ મરે-જીવે એનો મતલબ ન હોય પણ બીજાના તો ધરમ નીતિનો વિચાર રાખવો જોઇએ ને? જુવાન દીકરાના મરણ પાછળ તો તેર દિ'નું સૂતક હોય અને આ તો અહીં સડક ઉપર ભરબજારે આવીને માલ વેચવા બેઠી છે, હજારો માણસો આવે ને જાય છે પણ કોઈ શુ જાણે કે આના ઘરમા સૂતક છે? કોઇ આના ચીભડા ખાઈ લે તો ખાનારના ધરમ-નીતિ કેમ ટકે? કેવું અંધેર ચાલ્યું છે?'

આસપાસમા પૂછવાથી ખબર પડી કે-આનો ત્રેવીસ વરસનો જુવાનજોધ દીકરો હતો, ઘરમા એની વહુ અને છોકરાઓ પણ છે. મરનાર દીકરો તો શહેર પાસે દોઢ વીઘા જમીનનો ચીભડાંનો વાડો કરી કુટુંબનો નિર્વાહ કરતો હતો. ચીભડાંનો સુડનો વાડેથી બજારમા લાવી વેચવા માટે કોઇવાર પોતે જ બેસતો તો કોઇવાર એની મા પણ બેસતી. પરમ દિવસે સવારે જુવાન વાડામાથી ચીભડા વિણતો હતો. ઘોરિયાના પાળા ઉપર શીળી હિમ જેવી પથારીમા

પોઢેલા સાપના શરીર ઉપર જુવાનનો પગ દબાયો અને સાપે ડંસ દીધો જુવાનને.

મા બેબાકળી દોડતી'કને બોલાવી લાવી વૈદને. સાપ ઉતારવા માટે ઝારવા-ફૂંકવાની ક્રિયા થઇ, વિધિ થઈ. પૂજામાં તો દાન-દક્ષિણા જોઈએ. ઘરમાં જે કાંઈ લોટ અને અનાજ હતું તે બધું દાન-દક્ષિણામાં પગ કરી ગયું. મા, વહુ અને છોકરાઓ ભગવાનિયાના શરીરને બાઝી બાઝીને પોકે પોકે રોયાં પણ ભગવાનિયો જે એકવાર ચુપ થઇ ગયો હતો તે ફરી ન જ બોલ્યો. સાપના ઝેરથી એનું શરીર બધું કાળું ડીમ જેવું પડી ગયું હતું.

જીવતો માનવી નગ્ન પણ રહી શકે છે, પણ મરેલાને નાગો કેમ બાળવો? એને માટે તો કાપડિયાની દુકાનેથી નવું કાપડું-કફન લાવવું જ પડવાનું. પછી ભલે એને માટે માના હાથના ચૂડા-બંગડી વેચી દેવાં પડે!

ભગવાનિયો ગયો અને ઘરમાં જે કણુકી કુશકી હતી તે એને વિદાય કરવામાં ગઈ.

બાપ ન રહ્યો તે શું છે?

છોકરાઓ સવારમાં ઊઠતાકને હાંફળા ફાંફળા થાતાકને લાગ્યા બકવા કે ભૂખ લાગી છે. દાદીએ એને ચીભડાં ખાવાં આપ્યાં પણ વહુને શું આપે? વહુનું અંગ તાવથી તવાની જેમ તપી રહ્યું હતું. આજ દીકરા વિના માને બે ચાર આના ઉધાર પણ કોણ આપવાનું હતું?

રોતી રોતી અને આંખો ચોળતી બુઢ્ઢી ભગવાનિયાના ભેગા કરેલા ચીભડાંનો સૂંડલો લઇ બજાર ભણી ચાલી. બીજો રસ્તો પણ શું હતો?

એ આવી હતી તો ચીભડાં વેચવાનું સાહસ કરવા પણ પછેડી માથા ઉપર લપેટી હતી અને માથું ઘૂંટણીએ રાખીને પોકે પોકે રોતી બેઠી'તી.

'હજી કાલે જ જેનો દીકરો જેવા દીકરો હાલ્યો ગયો એ આજ વેપાર માંડીને બેઠી છે, અરેરે પથ્થર દિલના માનવી?' આના દુઃખનો અંદાજ લગાવવા હું વિચારે ચઢ્યો-ગયે વરસે જ પરોઢમાં દીકરાના મરણથી દુઃખી થયેલી માને હું શોધવા લાગ્યો જે અઢી માસ સુધી તો દીકરાના દુઃખથી પલંગ ઉપરથી હેઠી પણ નહોતી ઉતરી શકતી. એને તો પંદર પંદર મિનિટે પુત્રના વિયોગથી મૂર્છા આવતી હતી અને વળી મૂર્છા ન આવે ત્યારે આંસુ તો ચાલુ જ રહેતાં. બબ્બે ડૉકટરો તો પથારીએ બેઠા રહેતા હતા અને માથા ઉપર નિરંતર બરફ રાખ્યે જવાતો હતો. શહેર આખાને ય મન ઉપર એ પુત્રનો શોક અને કરુણભાવ ઉપસી આવ્યો હતો.

જ્યારે મનને કાંઈ સુઝ નથી પડતી ત્યારે બેચેનીથી પગ તેજ થઈ માંડે છે ચાલવા. આ હાલતમાં રાહદારી સાથે અથડાતો હું ચાલ્યો જતો હતો અને વિચારતો હતો કે દુઃખ વ્યક્ત કરવા માટે, શોક વ્યક્ત કરવા માટે પણ સગવડતા જોઇએ છે અને......દુઃખી થવાનો પણ એક અધિકાર હોય છે......

---

ભાષાવાદ એ સામુહિક અહંવાદ છે; અસ્મિતા એ પ્રાંતવાદનું હળદરી નામ છે.

યૌવનને પ્રેમની ભૂખ નથી હોતી જેટલી આત્મપ્રદર્શનની. પ્રેમની ભૂખ પાછલી અવસ્થાયે જાગે છે.

માનવીના જીવનમાં બુદ્ધિ, હૃદય અને કર્તૃત્વ ત્રણેનો સુમેળ ન થાય સુધી સાચી ધર્મભાવનાનો ઉદય થઈ ન શકે.

અંગત લાભની ભાવના માણસમાં પુરુષાર્થ ભલે પ્રેરી શકે. પણ સમાજની સેવા તો ત્યાગની અને સામાજિક ન્યાયની ભાવનાથી માણસ પ્રેરાય ત્યારે જ થઈ શકે.

તડકા-છાંયા [અનુસંધાન પૃષ્ઠ ૮થી

નથી. આ માટે છેલ્લી મુદત ક્યી ફેબ્રુઆરીની અપાઇ છે.'શ્રી. દેસાઇએ એ ગ્લોરમાં પત્રકારોને જણાવ્યું હતું તેમ ત્યાર પછી 'નવાં પગલાં લેવાશે.'

રાષ્ટ્રીય ક્રોકટીને ટાણે પણ આમ આપણે ત્યાં સોનું સ્વેચ્છાએ બહાર આવતું નથી અને સરકાર સોનાને શિકારે પડી હોય એવો દેખાવ થઈ રહ્યો છે. સોનાનો ભાવ ગમે તેટલો નીચો લાવવામાં આવે પણ લોકોનાં મૂળભૂત માનસમાં પરિવર્તન નહીં કરવામાં આવે ત્યાં સુધી પૂરી સફળતા નહીં વરે. સોનું ભેછળીને બહાર આવે એને બદલે સરકાર સોનું ઉપાડી જાય છે એવો હાઉ પ્રજામાનસમાં શા માટે છે એની કોઇએ તપાસ કરી? આકરાં નિયંત્રણો લાદવાની બાબતમાં જેટલી જોરશોરથી જાહેરાત થાય છે તેનાથી હજારમાં ભાગનો પણ પ્રયત્ન, લોકોને તંત્ર સામે જે કાંઈ અસંતોષ કે અવિશ્વાસ હોય તેના જાળાં-ઝાંખરાં દૂર કરવામાં થશે તો રાષ્ટ્રીય સંરક્ષણની દિશામાં વધુ વેગ મળશે.

સુવર્ણના નિયંત્રણ ને સુવર્ણની સંગ્રહખોરીના વાયરા અથડાય છે ત્યારે અમેરિકન કવિ રોબીન લેમ્પસનના કાવ્યસંગ્રહ 'લાઇટર આઉટ ઑફ ધ ગ્રાઉન્ડ'—'ભૂમિમાંથી ભેછળતું હાસ્ય'માંથી એક કંડિકા ઉતારી આપવાનું મન થાય છે. એ લખે છે:

"ભારે રમૂજ પેદા કરનારી ચીજ છે—આ સોનું.
મને તો અચરજ થાય છે કે
એની આવી ભયાનક કિંમત શેનાથી અંકાતી હશે?
એ કાંઇ ખવાતું નથી,
પહેરણની જેમ પહેરાતું નથી,
બળતણની જેમ બળાતું નથી.
એ કાંઈ જમીન ખેડી દેતું નથી,
બિયારણ માટે તો બિલકુલ નકામું,
ને તેનાથી ઘાસનો પૂળો યે બંધાતો નથી.
ઘોડા એને ખાતા નથી,
ગાય એ દોહી દેતું નથી,
અને નથી કાંતી આપતું ઊન—પોતાની જાતે.
પણ આ બધી વસ્તુના કામકાજને એ ખરીદી લે છે,
અને પૃથ્વીમાં મળતી કે મનુષ્યે બનાવેલી બધી વસ્તુઓ
ખરીદીને એ ખીસામાં મૂકે છે."
મને તો આ કાંઇ સમજાતું નથી,
અને માણસજાત માટે એ કાંઈ તંદુરસ્ત ચીજ છે
એમ હું સ્વીકારી શકતો નથી.
એક ઉપયોગી ધાતુ તરીકે
સોનાની કિંમત તો સાવ ક્ષુદ્ર."

## લોકશાહીની સલામતિ માટે પંચાયતના પાયા તપાસો

ગુજરાતમાં 'પંચાયતરાજ'નાં ફરી શ્રી ગણેશાય થવાની તૈયારીમાં છે ત્યારે અત્યારે ચાલતી પંચાયતો પર એક સર્વગ્રાહી નજર નાખી જવાની ખાસ જરૂર છે. આજની પંચાયતોનો વહીવટ સંતોષજનક હોવો તો એક તરફ, પણ એ પાયામાંથી જ વિઘાતક બળોને તો પોષતો નથીને એની વેધક તપાસ નહીં થાય તો નવી રચના કોઈ નવી આશા ઊભી નહીં કરી શકે. કોઈ વિરોધી પક્ષના આગેવાને કહ્યું હોત તો એના મંતવ્યને રાજકીય રંગ આપી દેવો સહેલો થઇ પડત પણ કાકા કાલેલકર જેવી વ્યક્તિ જ્યારે પંચાયતનું વર્તમાન સંચાલન લોકશાહી માટે ગંભીર ભય ઊભો કરે છે એમ કહે છે ત્યારે રાજકર્તાપક્ષ પણ એને રદ્દ નહીં કહી શકે. તા. ૧૭-૧-'૬૩ના રોજ ઇન્દોરમાં, એક સભામાં 'ભારતમાં લોકશાહીનું ભાવિ' એ વિષય પર પ્રવચન કરતાં તેમણે કહ્યું હતું:

'દેશમા પંચાયતોનો જે રીતે વહીવટ થઈ રહ્યો છે તે લોકશાહી માટે ભારે ખતરનાક નીવડશે એમ લાગે છે. તેમણે જણાવ્યું હતું કે કેટલીક પંચાયતો હરિજનોને ઉખેડી નાખવા મથે છે અને તેમના પર ત્રાસ વર્તાવી રહી છે.

લોકશાહી માટે જ્યાં વધુ ભય છે તેવા વિસ્તારો તરીકે તેમણે રાજસ્થાન અને સૌરાષ્ટ્રનો ખાસ ઉલ્લેખ કર્યો હતો. તેમણે એવું સૂચન કર્યું હતું કે સર્વોદય મંડળોએ પંચાયતોનો વહીવટ સંભાળવો જોઈએ. અને કહ્યું હતું કે ભારતની સંસ્કૃતિ જાળવશે તો જ લોકશાહી સલામત રહેશે. ['જન્મભૂમિ':૧૯-૧-૬૩]

પંચાયતોમાં જે જૂની ઠાકોરશાહી ઘર કરી રહી છે તેનાથી ચેતીને નવરચના કરવાની ઘડી પાકી ગઈ છે.

### રાષ્ટ્રની છાતી પર ખડો થતો પ્રાણપ્રશ્ન

ગાંધીજીની ૧૫મી નિર્વાણતિથિ પસાર થઈ ગઈ. રાબેતા મુજબ રાજઘાટ પર પ્રાર્થના થઈ. સમૂહ કાંતણનો કાર્યક્રમ થયો. સમાધિ પર ફૂલો ચડાવવામા આવ્યા. અને ભજન, ધૂન, કાંતણનું એક મોજું રાષ્ટ્રભરમાં ઊઠી શમી ગયુ. આ પ્રસંગે આખા દેશમા મહાત્માજીના મહિમાગાનથી આપણે આકાશ ગજાવી મૂક્યુ. ત્યારે મહાત્માજીની જ જૂની દુનિયામાથી આવ્યા આવતા એક બુઝુર્ગે એ વાક્યમા આપણા ગાંધી-ચીંધ્યા રાહના પગલા માપી દીધા. ગાંધીજીની પુણ્યતિથિ પર તેમના દક્ષિણ આફ્રિકાના નિવાસ સમયના સાથી શ્રી. આલ્બર્ટ વેસ્ટનુ આગમન—જાણે ગાંધીજીએ જ કોઈ જૂનો જોડીદાર મોકલીને આપણે ક્યા છીએ એ બતાવવા માટે પ્રેર્યું હોય એમ લાગે છે. શ્રી. વેસ્ટ તો કોઈ રાજદ્વારી પુરુષ નથી કે રેશમમા વીંટીને પોતાની વાત મૂકે તેમણે ગાંધીજીના અંતેવાસીને શોભે એ રીતે નવી દિલ્હીમા સીધુ સટ કહી દીધુ :

> નવી દિલ્હી તા ૩, ગાંધીજીના દક્ષિણ આફ્રિકા ખાતેના સાથી શ્રી આલ્બર્ટ વેસ્ટે એવુ મતવ્ય આપ્યુ હતુ કે, ભારતમા ગાંધીજીનો પ્રભાવ ઓસરી રહ્યો છે
>
> તેમણે કહ્યુ કે તેમણે ધારી હતી એવી સામાજિક સેવા માટેની ભાવના દેખાતી નથી
>
> વિદ્યાર્થીઓ ગાંધીજીની ભાવના મુજબ જીવતા અને કામ કરતા શીખવાને બદલે ઔપચારિક શિક્ષણ મેળવવા વધુ આતુર હોય છે
>
> ['જયહિન્દ' તા ૪-૨-'૬૩]

આ સન્માન્ય અતિથિને સંસ્થા-સંચાલકોએ બહુ ગૌરવથી ગાંધી-સ્મારકો બતાવ્યા હશે પણ દેશનો નાડી-ધબકાર કેવો છે એ પરદેશી નજરે પારખી લેવાનું કોઈ ચૂક્યા લાગતા નથી. રાષ્ટ્રને 'નવજીવન' આપનારથી જ રાષ્ટ્રનું જીવન દૂર ખસતું જાય છે. ગાંધી નિર્વાણદિન આવે છે ત્યારે કવિ 'દિનકર'નો આ પ્રશ્ન દિવસે દિવસે વધુ ઘેરો બનતો રાષ્ટ્રની છાતી પર ખડો થાય છે:

'જી ઉઠે રામ, જી ઉઠે કૃષ્ણ,
  ભારત કી મીટ્ટી રોતી હૈ,
ક્યા હુઆ કિ પ્યારે ગાંધી કી
  યહ લાશ ન જિન્દા હોતી હૈ?'

### અભિનંદન

> જૂનાગઢ જિલ્લા લોકલ બોર્ડે તા ૩જી થી ૯મી જાન્યુઆરી સુધી વિસાવદર મુકામે એક નેત્રયજ્ઞ યોજ્યો હતો તેમાં મજેવડીના રહીશ સુતાર મોહનના, જન્મથી અંધ ૧૩ વર્ષની કિશોર વયના પુત્ર પોપટને લાવવામાં આવેલ હતો જૂનાગઢના ડૉ મધુકાન્ત વસાવડાએ શસ્ત્રક્રિયા કરી શસ્ત્રક્રિયા સફળ થતા બાળક સૃષ્ટિનો પ્રકાશ જોઈ હર્ષઘેલો બની ગયો હતો અતિ હર્ષમા આવી ગયેલ આ બાળકને મગજ ઉપર માઠી અસર ન થઈ જાય તે માટે આંખે પાટા બાંધી બીજા દર્દીઓથી દૂર ખસેડવામા આવેલ બાળકનો આવો અનેરો આનંદ તેમ જ તે સમયનુ દૃશ્ય જોઈ હાજર રહેલા બધાની આંખમા હર્ષના આંસુ આવી ગયેલા.

આ વિશ્વની પ્રકાશની દુનિયામા નવજન્મ પામનાર ભાઈ પોપટને અમે હાર્દિક અભિનંદન આપીએ છીએ અને તેને માટે પ્રકાશની બારી ખોલી આપનાર ડૉ વસાવડાને ધન્યવાદ પાઠવીએ છીએ. એક સામાન્ય કારીગરને ત્યા જન્મેલો આપણો આ પોપટ ભૂખ્યો ન રહે, તરસ્યો ન રહે અને પ્રકાશની ડાળે ટહૂક્યા કરે એ પ્રાર્થના.

---

**સાધક અને તપસ્વી વૃત્તિવાળા માણસમા સાચા સાહિત્યસર્જનની ક્ષમતા પડેલી જ હોય છે. પણ રોજરોજ મનમગજના અમૃતપાન કરનારો અનુરાગી જીવ કોઈનો ઓશિયાળો થઇને કદી ન રહે જ્યા સત્ય કે સાધનાનો આદર નથી ત્યાથી તે મોઢું જ ફેરવી લેશે. આવી પરિસ્થિતિની અસર ક્યારેક એના સર્જનમાં પણ ડોકિયું કરી ગયા વિના નહિ રહે.**

**સુધારો** : પાન ૨૩, કૉલમ ૨, પંક્તિ ૧૬મા અધાનકૂળને બદલે અજ્ઞાનકૂપ વાંચો.

# વાયરા

હરિનભાઈ શાહ

વાયરા ગામતરે હોય તો વહેણુ ધસમસતા દોડતા હોય અને વહેણુ સબૂરી પકડીને બેઠા હોય તો વાયરા ફૂંકાવા લાગે આવા સંગમમા પ્રકૃતિના તત્ત્વો અને માનવીનો વહેવાર બેચ્ચે જાય છે નીફા–લદ્દાખના મોરચે ચીની લશ્કરોની દમદાટીઓ શિયાળે કંઈક થીજી, કોલંબો પરિષદની દરખાસ્તો દોઢ ડહાપણ છોડીને સાચા માર્ગ તરફ વળવા લાગી અને રશિયા અને અમેરિકા ઉપરાંત દુનિયા આખીના કાન પર આપણી ખરી વાત પડવા લાગી તેનો નિરાતનો દમ ખેંચવાનો ઘરઆંગણેનો હક્ક પણ જાણે આપણને રહેતો ન હોય તેવા અદ્ધર શ્વાસે દુનિયા ફરીથી ઉનવા લાગી વગર ટિકિટના મુસાફર જેવી થડકીને દુનિયા જીવી રહી હતી તેને ક્યુબાનો ભડકો કૃશ્ચોવના હાથે ટળાયો તેથી કંઈક જંપ વળતો થયો હતો

કોઈના કબ્જામાંથી રાચવાનુ દુનિયાને હોય નહી તોપણ દુનિયા કબ્જે કરવાની પેકિંગની દુષ્ટતા સામે રશિયાને પણ ગીતાનો આપદ્ધર્મ બજાવવો પડે એવુ છડેચોક દુનિયા જોવા લાગી અને ધર્મ, જાતિ અને શાંતિના સત્ હજી ખૂટ્યા નથી એ વિચારે દુનિયા એવુ આસુરાણુ મો લૂછી રહી હતી

તેવામા વિશ્વની પરિસ્થિતિને ફરી પાછા ઝોલા આવવા શરૂ થયા છે નવા વર્ષનો ઉમંગ ભીતરે અને જાન્યુઆરી જાય તે પહેલા જ મોરકોના અવાજમા 'આવી જાવ'નો હુંકાર ઝળકવા લાગ્યો છે ક્યુબામા હજારો રશિયનોનુ લશ્કર ચસ્યા વગર હજુ યે ખોડાયેલુ છે અને માખી મારતુ નથી બેઠુ એક વખત નમી ગયેલુ રશિયા પાછુ અક્કડ થઈ ગયુ દુનિયા સામે માડમાડ પોતાનો મોભો જાળવી રહેલા રશિયાને એના પછવાડામા સામ્યવાદી ચીન સાથે મારામારી થઈ ગઈ હતી ક્યુબામાંથી નગ્ન સત્યનો ભાકારો જેવો મોરકોએ સાંભળ્યો અને સામ્યવાદી સહોદર ચીનની અવળચંડાઈ પણ ભાકરાના દાતિયા કાઢવા લાગી ત્યારે કંઈક ઠેકાણે આવતી દુનિયાને સાવ જુદો જ આફરો ચડવા લાગ્યો !

અમેરિકાની લશ્કરી હુંડી શિકારાયા વગર યુરોપમાંથી પાછી ફરવા લાગી ! ૧૮૧૩મા નેપોલિયન જેવો દેખાય એવા જ ફ્રાન્સના ધણીની મગરૂરીથી દ'ગોલે બ્રિટનની વાણિયાશાહી સામેનો જુગજુનો કચવાટ ખુન્નો મૂકી દીધો અને મજિયારા બજારના પાટિયા નીચે ચણાઈ રહેલા રાજકીય એક યુરોપના એક સગા તરીકે દાખલ થઈ જવા માગતા બ્રિટનને હાથ ઝાલીને દ'ગોલે બહાર કાઢ્યુ કૃશ્ચોવ જેવા કૃશ્ચોવને ખોખરો કર્યાં પછી, અને સામ્યવાદી ચીનને ભગવાનની કૃપાથી ગધિયા સાથે જ લડી પડતુ જોવાનુ સૌભાગ્ય અમેરિકા માણે તે પહેલા તો અમેરિકાને શાન આવી જાય તેવો ઇન્કાર ફ્રાન્સના પ્રમુખ જનરલ દ'ગોલે સંભળાવી દીધો

આ માર જો માત્ર મેણાનો જ હોત, ઠેકાણે પાડવાના માત્ર મહાનતાના આશક દ'ગોલના રીસામણા જ જો હોત તો અમેરિકાને ઝાઝો વાંધો નહોતો સારે દહાડે જ કોઈ અભડાવે કે બરોબર અંતરિયાળ જ કોઈ લટકાવે એવા દ'ગોલના બળવા પાછળ અમેરિકાને ગંધ તો વધારે ભયંકર ધાન મેલની છે ફ્રાન્સ બ્રિટનને પગ ધોઈને અંદર આવવા જેવી અપમાનજનક આજ્ઞા કરે કે કોમનવેલ્થને લડકે મૂકીને આવવુ હોય તો આવ અને અમેરિકાને કાનમા કહે કે ફ્રાન્સને મનથી તો ભોગવવા દો કે યુરોપનો સમ્રાટ તો ફ્રાન્સ જ પહેલા હતુ ને ફરીથી ફ્રાન્સ જ હોઈ શકે જર્મનીમા અમેરિકાને આશ્વાસન અપાય કે યુરોપના સ્વાવલંબન માટે 'થર્ડ ફોર્સ'' ત્રીજી તાકાતની આ માત્ર વ્યવહારિક વાત છે તોપણ અમેરિકાથી એ કેમ કરીને ભૂલાય કે "થર્ડ ફોર્સ"

અને "થર્ડ ફ્લોક" ત્રીજા જૂથ વચ્ચે છેટું જ ક્યાં રહે છે! બ્રિટને દ'ગોલને જર્મની સામે આશરો આપ્યો તેના હાડપિંજરમાં પ્રાણ પૂર્યા અને પછી અમેરિકાએ તેનું લાલનપાલન કર્યું અને છતાં દ'ગોલ આવો નગુણો નીકળે તેના અફસોસથી પણ અમેરિકાની અધોગતિ ઘણી વધારે છે.

એ અધોગતિ એ છે કે ફ્રાન્સના બુરખા હેઠળ જર્મની પણ ચાલી રહ્યું છે. ફ્રાન્સ અને જર્મની કેટલીએ પેઢીઓથી એકબીજાના વેરી. વેર તો સારા વિસાર્યાં પરંતુ એકબીજાના લશ્કરોની પણ અધિકારીઓની આપલે કરીને ગજબની ગૂંચણી કરી નાખી છે. એવો ગાઢ હથેવાળો કરીને જર્મની શું કરવા બેઠું છે? વાણિયાગતવાળું બ્રિટન ન જોઈએ. આર્થિક અને લશ્કરી જુવાઈ ખાઈખાઈને જર્મની પોતે જ હવે ખૂબ તગડું થયું છે. અને એટલે હવે અમેરિકા સામેની રીસ કાઢવાનો મોકો એડેનહાવરને પણ આવ્યો છે. ગયા મહાયુદ્ધની માંડછોડમાં પોલંડને જમાડી દેવામાં આવેલા જર્મનીના પ્રુશિયા અને સાઈલેસીઆ પાછા અપાવવા અમેરિકા સાથે એડેનહાવરની બધી રકઝક નિષ્ફળ ગઈ છે. બર્લિન અને પૂર્વ જર્મની માટે કપાઈ મરવા માટે પણ અમેરિકાએ બહુ ઉત્સાહ બતાવ્યો નથી. જર્મની ફ્રાન્સને પડખે ચડીને આટલી રીસ માત્ર ઉતારતું હોય તો પણ સમજ્યા જાણે. પરંતુ જર્મનીની નજર બીજે ક્યાંય તો નથી ને? જર્મની જૂના વેતમાં છે? ફ્રાન્સના દ'ગોલને મીઠા માન અકરામથી રમાડતા રાખીને જર્મની તટસ્થતાના નામે, શાંતિની ચાહનાને નામે, રશિયાનું મળતીયું કરાર કરીને તો નહીં થઈ જાય ને? સ્ટાલિન જેવા સ્ટાલિન સાથે પણ હિટલરે એવું કરી બતાવ્યું હતું. બેઠું થયેલું જર્મની જૂની રમત રમવા લાગે અને વિફરે તો આટઆટલો પરસેવો પાડીને અને પૈસાનું પાણી કરીને અમેરિકાને તો લમણે હાથ દઈને તોબાહ કહેવાનો વારો આવે. આવા ભયંકર ભોગ નથી લાગ્યાને તેની ચૂઝ અમેરિકા શોધી રહ્યું છે.

ફ્રાન્સને તો ભરી લેવાય પણ જો જર્મનીના ઢોંગ શરૂ થયાં હોય તો માર્યા એ ઉપાધી જેમ અમેરિકાને સતાવી રહી છે તેમ એક તેથી યે વધુ મોટી આફતના ભણકારા અમેરિકાને અને દુનિયાને લાગે છે. ક્રુશ્ચોવે જ્યારી ઝીંક ચીનની લોહીની તરસ સામે લીધી અને હજુ ક્રુશ્ચોવ હાર્યો નથી તેવામાં દ'ગોલ, એડેનહાવરની ધરી જ સામ્યવાદી ચીનની વાત સાચી ઠરાવશે? ગઈ લડાઈમાં કરોડો રશિયનો ખપી ગયા હતા તે ન ભૂલનાર ક્રુશ્ચોવ અમેરિકાના અણુશસ્ત્રો તો યાદ કરો તેમ કહી રહ્યા હોય અને આ કાગળીયા વાઘથી ડરવા માટે પેકિંગ ક્રુશ્ચોવની ઠેકડી ઊડાડી રહ્યું હોય, ત્યારે અમેરિકાની આબરૂ લઈને દ'ગોલ અને એડેનહાવર ચીનની વાત સાચી ઠરાવે કે બળવાન દેખાતા યુરોપી દેશો અંદરોઅંદર હજુયે કપાઈ મરે તેવા લડે છે અને એટલે એનાથી ડરવા બરવાનું શું હોય એ દુનિયા માટે મોટી આફત બને છે. ક્રુશ્ચોવ સાચે જ નમાલો છે એવું તેથી ઠરે અને ચીનને વધુ શરાતન ચડે. કા તો ક્રુશ્ચોવને પણ ડબલ જોરથી ચીનની હાએ હાએ બાંગ પોકારવી પડે અથવા તો તેનું પોતાનું આવી બને. મોસ્કોના ક્રેમલીન અને પેકિંગના તીએન મીએન આનની હવેલીઓમાં ક્રુશ્ચોવ-જૂથ અને માઓજૂથ વચ્ચે ચાલી રહેલા કુસ્તીજંગમાં દ'ગોલ અને એડેનહાવરની નવી નવાઈની રીનભાતથી જો ચીનનું ત્રાજવું નીચું નમે તો દુનિયાને માટે તે સારી વાત નહીં હોય. અમેરિકાની ઊંડી પંજોજણ આ છે.

અમેરિકાના ધમરોળ એવા બોલી રહ્યા છે કે મીસાઈલોને પોતાને કાંઠે ઢુકવા દેવાની ના જાપાને પહેલાં પાડી અને હવે કશા યે જુદાઈ ન રહેવા દેવાનો જશ ગજવી રહેલા કેનેડા સાથે પણ જાહેર તકરાર થઈ પડી. એમાં યે ધાંધલ તો અણુશસ્ત્રોના કબજા અંગે જ છે. લેટીન અમેરિકામાં અસુર થઈ રહ્યું છે અને હજુ કંઈ ઠેકાણું નથી. ક્યુબામાં રશિયન લશ્કર હજુ બેઠું છે. અને સગા માનેલા એ ફ્રાન્સ, જર્મની અને કેનેડા પણ કજીયો કરી બેઠા. અમેરિકાના આવા દુઃખના દહાડા છે. લશ્કરીસત્તાથી ચકચૂર સામ્યવાદી ચીનને તેમાંથી જે પોરસ ચડે તેટલું દુનિયાનું અને શાંતિનું ખરાબ થાય છે. એક

મ્યાન ન તો મે તલવાર સાંખે કે સંઘરે એવા ચીન-રશિયાના સંબંધો ઉપર પણ યુરોપના નવા બનાવોની આવી છાયા ફરી વળી છે.

દુનિયાના આવા વધુ તોતિંગ મોરચામાં હિંદનો ચીની યુદ્ધ સામેનો મોરચો કંઇક ઢંકાઈ ગયો છે. રાષ્ટ્રના યુદ્ધપ્રયાસ અને લોકોના જુસ્સાની વાત બધી ગરમાગરમ જાહેરાતો પછી પણ દરતાં દરતાં ખેતર, કારખાના અને ઉત્પાદનના સૂત્ર પર આવીને શેલી રહી છે. એકેએક નાગરિક નેપથ્યમાં નિર્ધાર પાળવા-ઉછેરવાનો હોય તેવું બન્યું છે. કોલંબો દરખાસ્તોથી શરૂઆત પૂરતું માની જવાની વાત પર પાર્લામેન્ટની ફરસીપર બંધાએલી આખા દેશની એકતા પણ ટકી નહીં અને લોકસભામાં મત સામસામા પડ્યા.

નહેરુ ક્યાં? પંડિતજી શું વિચારે છે? હું જોઇ શકયો છું તે પ્રમાણે ફરીથી દુભાયેલી દુનિયાની પરિસ્થિતમાં, લશ્કરી રીતે ચીનના સામના માટે તૈયારી ચાલુ રાખવા ઉપરાંત બે ત્રણ બાબતો વડા પ્રધાનના મન પર અસર ધરાવે છે. વિશ્વના રાજ-પુરુષ અને દુનિયાની શાંતિ અને એશિયા-આફ્રિકાની પ્રગતિના પોષક તરીકેનું એમનું સ્થાન તેઓ જતન-પૂર્વક આખો વખત જોઇ રહ્યા છે. બિનજોડાણવાદ અને સહઅસ્તિત્વના શિલાલેખો પણ તેમના મન પર મોટી અસર ધરાવે છે. રશિયાને ખૂબખૂબ તેઓ સાચવી લે છે. અને લશ્કરી આક્રમણના ભોગ બન્યાની પરિસ્થિતિમાં દેશમાં પોતાની નીતિ કે સ્થાપેલાં નેતૃત્વમાં કોઇ નવાજુની કરી ન બેસે તેનો ખ્યાલ તેમને રાખવો પડે છે.

રંગ તો રાખે છે કોંગ્રેસનો પાર્લામેન્ટરી પક્ષ. કોલંબો દરખાસ્તોના અટપટા પ્રશ્ન પર પક્ષની કારોબારીએ નહેરુને પણ પાંજરે પૂર્યા હોય તેવો લોકશાહીનો તાપ બતાવ્યો હતો.

આ રાષ્ટ્રીય ચિત્રમાં પ્રજા સમાજવાદી પક્ષ અને સામ્યવાદીઓની સિકલ વગરો વીઘી રહેલા હલકારા જેવી જ રહી છે.

લોહીયાનું સમાજવાદી જૂથ પ્રજા સમાજવાદી પક્ષનાં જ પિલાસ્તરો પ્રાંતોમાં ઉપડતા જોઇને જરા યે મચક આપે નહીં. અને બે પક્ષોના મિલનની વાત અદ્ધર રહી છે. સામ્યવાદી પક્ષ ચીન અંગે સૂડી વચ્ચે સોપારી જેવી હાલતમાં મુકાયો હતો અને ઓછા તીખા સામ્યવાદીઓના હાથમાં અત્યારે પક્ષની લગામ આવવાથી ચીન તરફી જૂથ "ડાંગેમાજી"ની બૂમ મારવા લાગ્યા છે. બે બૈરી વચ્ચેનો ઝઘડો છેવટે તો ઘણી રશિયા કે ચીન અંગે જ રહે છે.

દુનિયાની પરિસ્થિતિ ક્રુશ્ચોવ અને કેનેડીના હાથ ઉકળતા ચરુમાં બોળાવી રહી હોય એ વાત મોર-ચામાં અટવાઈ ગએલા આપણા દેશને માટે ભુલા-વામાં ન નાખે તે જરૂરી છે.

### એક પત્ર

ન્યુયોર્ક શહેરની એક મોટા વીમા કંપની પર એક બાળકે પત્ર લખી મોકલ્યો.

'મારા વહાલા સાહેબ,

મારું નામ રે બ્રાઉન છે. મારા પિતાજીનું નામ બેંજામિન બ્રાઉન. ને મારા કૂતરાનું નામ છે બ્રિગેડ બ્રાઉન. એ મારો જિગરી દોસ્ત છે. મારા પિતાજી હમણાં હમણાં બ્રિગેડની બિલકુલ કાળજી લેતા નથી.

આ કાગળ લખીને મારે આપને એટલું જણાવવાનું કે બ્રિગેડે મારા પિતાજીના પેન્શનનો ચેક (જે આ સાથે બીડ્યો છે) ચાવી નાખ્યો છે. અને હવે જો મારા પિતાજીને બીજો ચેક એમના હાથમાં નહિ ધરું તો મારા બ્રિગેડને તેઓ મારીમારીને ઘરમાંથી હાંકી કાઢશે.

સાહેબ, મને આટલી મદદ ન કરો?'

—તમારો બ્રાઉન

પેલા વીમા કંપનીના મેનેજર સાહેબ બાળકનો પત્ર વાંચી હસીહસીને બેવડ થઇ ગયા, પણ પછી તરત જ તેમણે ટપાલમાં બેંજામિન બ્રાઉન પર ચેક મોકલી આપ્યો અને રે બ્રાઉનના કાગળ માટે આભાર માન્યો..

વૈષ્ણવજન તો તેને કહીએ,
જે જિહ્વા થકી અસત્ય ન બોલે.



પ્રભા મિલની 'વૈષ્ણવજન'
પ્રત્યે
શુભકામનાઓ સાથે

# પ્રભા મિલ્સ લિમિટેડ

વીરમગામ

# વૈષ્ણવજન



વર્ષ ૧ : ('પ્યારાબાપુ' વર્ષ ૧૫) : : અંક ૧૨ : સળંગ અંક ૧૮૦ : માર્ચ : : ૧૯૬૩

## અનુક્રમ



સંપાદક · નવીન ગાંધી

## સૂચના

(ગ્રાહકોને)

દર માસની બારમી તારીખે અંક પ્રસિદ્ધ થાય છે.

પંદરમી સુધીમાં અંક ન મળે તો પોસ્ટ ઑફિસમાં તપાસ કર્યા પછી કાર્યાલયને જણાવવું. અંક શિલિકમાં હશે તો મોકલાશે.

ગમે તે મહિને ગ્રાહક થઈ શકાય છે.

* * *

આ માસિકમાં પ્રસિદ્ધ થતા વિચારો જે તે લેખકોના છે. સંસ્થા તે વિચારોમાં સંમત છે જ તેમ માનવું નહિ.

*

(લેખકોને)

'વૈષ્ણવજન'માં સંસ્કૃતિ, કલા, શિક્ષણ અને સાહિત્ય વિષયક લખાણો લેવામાં આવે છે.

લખાણ સાફ મૌલિક, તાજું હોય એવી અપેક્ષા રહે છે કાગળની એક બાજુ શાહીથી લખવું.

સામાન્ય રીતે કૃતિના સ્વીકાર બાબત પખવાડિયામાં જવાબ આપવામાં આવે છે.

પ્રસિદ્ધ થયેલી સામગ્રીની ઑફપ્રીન્ટસ સાથે અંક અને યોગ્ય પુરસ્કાર પ્રસિદ્ધિ પછી અઠવાડિયામાં લેખકોને મોકલાય છે.

**લવાજમ**

દેશમાં (વરસનું) છ રૂપિયા
પરદેશમાં બાર શિલિંગ

વૈષ્ણવજન, રૂપાયતન, ગિરિતળેટી
જૂનાગઢ

પ્રકાશક અને મુદ્રક: ધારેન ગાંધી • રૂપાયતન





પીડ પરાઈ

## —એનું કર્યું કબૂલ

મકરન્દ દવે

અબ્દુલ્લા-બિન-મુબારિકના ત્રણ નિયમ હતા. એક સાલ હજ કરવી, એક સાલ જેહાદમાં જવું અને એક સાલ કમાઇ લેવું. દર ત્રીજે વરસે તેનાં પગલાં મક્કા ભણી વળતાં. રસ્તામાં ગરીબ-ગુરબાં ને ફકીરોને છૂટે હાથે ખેરાત કરતા. અબ્દુલ્લા રોજગારમાં ઈમાનદાર, જેહાદમાં જવાંમર્દ અને ખેરાતમાં દરિયાદિલ હતા. તેના તકવા યાને સંયમ પર ફિરસ્તા પણ ફિદા હતા. એની ખુદાપરસ્તી બેમિસાલ ગણાતી. એક તાતી ચોટ ખાઈને અબ્દુલ્લાએ દુનિયામાંથી દિલ ઉઠાવીને ખુદાને નજર કરી દીધું હતું.

શિયાળાની રાત હતી. ઠંડો વાયરો સૂસવતો હતો. ગોળાનું પાણી થીજીને હિમ થઈ ગયું હતું. કોઈ કાળા માથાનું માનવી બહાર નીકળવાની હિંમત ન કરે ત્યારે અબ્દુલ્લા એક બાંદીના પ્રેમમાં પાગલ બની નીકળી પડ્યા હતા. બાંદીના ઘરની બહાર એ ઇંતેજાર કરતા ઊભા રહ્યા; આખી રાત ખડે પગે. સવાર પડી ગયું. પણ બાંદી તો જીવ વહાલો કરીને ઘરમાં ઘોંટાઈ રહી. અબ્દુલ્લાને કાચ ને સાચની પરખ થઈ ગઇ. તેણે અફસોસ ગુજારતાં કહ્યુ:

'યા માલિક! જો રાતભર તારી ઈબાદત કરી હું જાગ્યો હોત તો તું આમ સૂઈ ન રહેત. આજ સુધી બાંદીના પ્રેમમાં હું અંધ ને ગુલામ હતો, ખુદા! હવે તારા પ્યારમાં મને આંખો આપી આઝાદ કર!'

અને તે દી'ની ઘડીથી અબ્દુલ્લા-બિન-મુબારિકની આંખોમાં ખુદાઇ રોશની ઝળકી ઊઠી. ખુદાના મિલનમાં છેટું ન પડી જાય એટલે તેણે પુરજોશ કદમ ઉઠાવ્યા. કોઈ માત્ર ખુદાને બંદગી ગુજારી બેસી રહે, કોઈ ખાલી ખેરાત કરે, ને કોઇ જેહાદમાં ઝઝૂમે પણ અબ્દુલ્લાએ આ ત્રણે મોરચે ખુદાને ખુશ કરી દેવાનું બીડું ઝડપ્યું. કોઇવાર પોતાની આ ત્રેવડી તાકાત માટે અબ્દુલ્લાને પોતાની જ પીઠ થાબડવાનું મન થઈ જતું.

એક વખત હજ પતાવી અબ્દુલ્લા કાબા નજીક સૂઈ ગયા. રાતે સપનામાં જોયું તો બે ફિરસ્તા વાતચીત કરતા હતા. એકે પૂછ્યું:

'આ વરસે કેટલા માણસો હજ કરવા આવ્યા?'

'ચાલીસ લાખ.' બીજાએ જવાબ આપ્યો.

'અને એમાંથી કેટલાની હજ ખુદાએ કબૂલ રાખી?'

'કોઈની નહીં.'

અબ્દુલ્લાના કાન ચમકયા. જેહાદ ને ખેરાતનો નતીજો તો પછી પણ ખુદાએ શું

પોતાની હજ કબૂલ નથી રાખી? ફિરસ્તાની વાતચીત આગળ ચાલી:

'કોઇ કરતાં કોઈની હજ કબૂલ નથી થઈ?'

'ના. એક આદમીની હજ ખુદાએ બહુ પ્યારથી સ્વીકારી છે.'

'ક્યાં છે એ?'

'એ તો હજ કરવા આવી શક્યો નથી. પણ એને ખાતર ખુદાએ બીજા હાજીઓના ગુન્હા માફ કર્યા છે.?

'કોણ છે એ?'

'દમાસ્કસનો મોચી અલી-બિન-મૂફિક.'

અબ્દુલ્લાને થયું: પોતાની જેમ ન હાજી, ન ગાઝી, છતાં પણ ખુદા જેના પર આટલા રાજી તે આદમી કેવો હશે? ત્રેવડી હિંમત પર કોઇ છીણી મૂકતું હોય એમ અબ્દુલ્લાને લાગ્યું. આ માણસને મળવા તેણે દમાસ્કસનો રસ્તો લીધો.

દમાસ્કસમાં પૂછતાછ કરતાં મોચી અલી-બિન-મૂફિકનો પત્તો લાગ્યો, અલીએ અબ્દુલ્લા-બિન-મુબારિક જેવા પાક, પરહેજગાર અને નેક મર્દનું નામ સાંભળ્યું હતું. તેણે અબ્દુલ્લાને પોતાની કેફિયત કહી સંભળાવી:

"એ મર્દેમોમીન, હું પોતે અલી છું ને મોચીનો ધંધો કરું છું. ઘણા વખતથી મારા દિલમાં હજ કરવાની ખ્વાહેશ હતી. પેટે પાટા બાંધીને મેં એ માટે સાત સો દિરમ બચાવ્યા હતા. આ સાલ હજ કરવાનો મારો પાકો ઈરાદો હતો. પણ એક દિવસ મારી ઓરતે કહ્યુ કે પડોશીના ઘરમાં કાંઈક અજબ તરેહની વાનગી બનતી લાગે છે. જઇને માગી આવો તો! ખાવાનું બહુ મન થયું છે.

હું તો પડોશીને ત્યાં ગયો. પેલી ફળફળતી વાનગી ચાખવા માગી. પણ શરમથી તેનું માથું ઝૂકી પડયું. એણે કહ્યુ:

'ભાઈજાન, હું જે પકાવું છું તે કોઇ ઈન્સાનને ખાવા લાયક ચીજ નથી. મારાં બાલબચ્ચાંનાં મોંમા સાત દિવસથી અનાજનો દાણો નથી ગયો. અને એટલે લાચારીથી મારે આ ચીજ પકાવવી પડે છે.'

પડોશીની વાત સાંભળી હું થથરી ઉઠ્યો. કેટલી બેકારી ને મજબૂરી હશે ત્યારે ઢોરને પણ માણસ ન નીરે એ ચીજ પોતાનાં બચ્ચાંને ખવરાવવા તે તૈયાર થયો હશે? હજ કરવા કરતાં તો આવા હાજતમંદની ભેર તાણવી કયાંયે સારી. મેં તો પછી સાત સો દિરમની કોથળી એના હાથમાં મૂકી દીધી. ખેર! મારી હજ ભલે આ સાલ પણ ધરી રહી."

અલીની વાત સાંભળી અબ્દુલ્લા પોકારી ઊઠયા:

"ના દોસ્ત! ના, વાત તો સેથી સાવ ઉલટી છે. આ સાલ તારી એકની જ હજ ખુદાએ મંજૂર રાખી અને તારા માનને ખાતર બીજા હાજીઓને માફી બક્ષી."

અબ્દુલ્લા-બિન-મુબારિકે જ્યારે અલીની વિદાય લીધી ત્યારે તેમના દિલમાં ન હજનો ઉત્સાહ હતો, ન જેહાદનુ ઝનૂન હતું પણ પારકી છઠ્ઠીના જાગતલની તમન્ના ઝગારા મારતી હતી.

# આયોજન અને સમાજવાદ

**કાન્તિ ત્રિવેદી**

પ્રો૦ જે૦ કે૦ ગાલબ્રેથના શબ્દોમાં કહીએ તો,– "જગત બે ભાગોમા વહેંચાયેલું છે. વિકસિત દેશો અને અવિકસિત દેશો .. વિકસિત દેશોમા આર્થિક પ્રગતિ સ્વયંસંચાલિત બની ગઇ હોય છે. ..." તેની આ વ્યાખ્યા પ્રમાણે ભારતની ગણત્રી અવિકસિત દેશોમા કરવામા આવે છે.

આર્થિકક્ષેત્રના વિકાસના સંદર્ભમા ઘણી ઘણી વ્યાખ્યાઓ આજે પ્રચલિત બની છે. અને દરેક દેશ પોતાના આતરિક, વિકાસને અનુલક્ષીને કોઈપણ વિચારધારાને અનુસરવાનો પ્રયત્ન કરે છે. જેમા મૂડીવાદ, સામ્યવાદ, સમાજવાદ વિ૦નો સમાવેશ કરવામા આવે છે.

ભારતના સંદર્ભમા આપણે 'સમાજવાદ' અથવા તો 'સમાજવાદી સમાજ રચના'ને સ્વીકારી છે. જે આપણા દેશના હાલના સંજોગોના સંદર્ભમા ખૂબ જ યોગ્ય છે.

ભારત અને વિદેશોમા આપણા આયોજન અને તેના સંદર્ભમા રહેલા 'ભારતીય સમાજવાદ'ના સિદ્ધાતોની ઠીક ઠીક ચર્ચા થઇ છે વળી ભારતને Under Developed Country–ગણીને તેના સંદર્ભમા પણ આ સમાજવાદના સિદ્ધાતોની ચર્ચા કરવામા આવી છે. જોકે સમાજવાદના સૈદ્ધાતિક દૃષ્ટિકોણથી 'ભારતીય સમાજવાદ' ઘણો જ દૂર છે.

આપણુ આયોજન યોજનાબદ્ધ વિકાસને સ્વીકારે છે. અને આપણી ચર્ચાપણ યોજનાબદ્ધ વિકાસના સંદર્ભમા જ રહેવી જોઇએ. આપણે ત્યા 'સમાજવાદ' શબ્દનો અર્થપ્રયોગ સંકુચિત અર્થમા નથી લેવાયો. પરતુ તેના સિદ્ધાતોની દૃષ્ટિએ ચર્ચા કરતા તેને વિશાળ અર્થમા સમજાવવામા આવ્યો છે

આપણે વિશ્વ અને તેના આર્થિક વિકાસના સંદર્ભમા જો વિચારીએ તો ભારતના આર્થિક

## હોરી નગીચાની

રાજા! ના રહિબે, ના રહિબે
તોહરી નગરિયા!
નાજ બહુત મહંગ બા! તોહરી બજરિયા,
નાહિ લૈ પાઉબ હમ બેચિ કે ઝુપરિયા

ગેહુંવા કી જુગત નાહીં હોરી નગીચાની
પહુના લો અઈ હૈ હોઈ કઈસે મહેમાની
તોહકા સમઝાવઇકો રૈયત હેર હચરિયા–*

તોહરી નગરિયા માં કઠિન બા! ડગરિયા
રહિયા માં લૂટ લેવે દારિ કે કમરિયા*

ચોરી, ડાકા, કતલ, ખુન હોય દિન દુપહરિયા
કહિકે આગે રોવઊ, કો સુનૈ હમાર ગોહરિયા
તૂ તો રાજા 'આંધર હોઇગ્યો દીન્યો કાનોંમે' ઉંગરિયા–

ફૈલી ચારો ઓર બા! બેરોજગરિયા
લઉટી ખાલી હાથ રોજુ, દેખાય ના મજુરિયા,

નીક બહુત કામ કિયો, અન્નુ કે અકાલ કિયો
અપની અમલદારીમાં અહદિના* કા ઓહદા દિયો
અઈ હો ફિરુ માંગે આટા, હમરી દુઅરિયા!

હે રાજા! તારી નગરીમા નહિ રહીએ નહિ રહીએ.

હોળી નજીક આવી. પણ (ઘરમા) ઘઉંના તાકડા નથી. પરોણો તો આવી પહોચ્યો મહેમાનગતિ કેમ કરીને થવાની? તને સમજાવવા રૈયતે કેટલે સુધી લાચાર થવુ?

તારી નગરીના રસ્તા (ઉપર આવવુ) કઠણ (થઇ પડયુ છે) રસ્તામા (ભામટાઓ) આંટીમા નાખીને લૂટી લે છે. ધોળે દહાડે ભરબપોરે લૂટ કતલ ખૂન થાય છે. કોની આગળ જઇને કહેવુ? કોણ સાભળે છે અમારી કથની? તુ તો રાજા! આંધળો થઇ ગ્યો. કાનમા આગળીઓ ઘાલી.

ચારેકોર બેકારી ફેલાઇ છે, રોજ રોજ ખાલી હાથે ઘેર પાછા ફરીએ છીએ મજૂરી દેખાતી નથી. મહેનત કરીને બહુએ તૂટી મૂઆ પણ અન્નનો તેં દુકાળ કર્યો, તારી રાજવટમા તેં નાલાયકને હોદ્દા આપ્યા. છોગામા પાછો અમારે બારણે આવીને આટો માગે છે!

નહિ રહીએ, નહિ રહીએ રાજા! તારી નગરીમા નહિ રહીએ

* (ટપકા કરેલા શબ્દોના અર્થ બરાબર સમજાયા નથી)

માળખામા વિકેન્દ્રિત સમાજવાદી સમાજ રચનાનો પ્રથમ પ્રયાસ થયો છે

આપણા વડા પ્રધાન શ્રી જવાહરલાલજીના શબ્દોમા આપણા આયોજનના સદર્ભમા, આપણા સમાજવાદને તપાસીએ તો આમ કહી શકાય —"તે મને નથી સમજાતુ કે સમાજવાદની વ્યાખ્યા અમુક જ શબ્દોમા કરવાનુ શા માટે મને કહો છો? હુ ઇચ્છુ છુ કે ભારતના તમામ નાગરિકોને જન્મથી જ વિકાસની સમાન તક મળે અને પોતપોતાની યોગ્યતા અનુસાર કામ કરવાની બરાબર તક મળે" તેમની એક ભારે મોટી આશા છે કે ભારતીય સમાજવાદમા ભોજન, વસ્ત્ર અને નિવાસ કિ ઠી કે જે પાયાની સગવડો છે તે દરેક ભારતીય નાગરિકોને મળે

ભારતીય આયોજન પચ પણ આ બાબતમા અમુક ચોક્કસ વ્યાખ્યાને નહી અનુસરતા નીચે પ્રમાણે જણાવે છે ..

અ પવિકસિત દેશો સમક્ષ કાર્યશીલ એવી આર્થિક અને સામાજિક સસ્થાઓના સ્વરૂપમા વધારે સારુ પરિણામ લાવવુ એટલ જ નહી, પરતુ આ રૂપને એક નવુ સ્વરૂપ આપવાનુ છે જનાથી ખૂબ વ્યાપક અને ગહન સામાજિક મૂલ્યોની પ્રગતિમા પ્રભાવશાળી સહાય મળે"

કોઇ પણ રાષ્ટ્રને પોતાના આયોજનના સૈદ્ધાતિક વિચારોનો અમલ સમાજના પરિબળો દ્વારા જ કરવાનો હોય છે ભારતમા આ મૂલ્યો તથા આપણા આધારભૂત ઉદ્દેશોને 'સમાજવાદી ઢગનો સમાજ'મા સકલિત કરવામા આવ્યા છે

સામાજિક અને આર્થિક સબધોનો વળાંક એ પ્રકારનો હોવો જોઈએ કે જેનાથી રાષ્ટ્રીય આવક અને રોજગારીમા જ વૃદ્ધિ નહી થવી જોઇએ, પરતુ સાથે સાથે આવક અને સપત્તિની જે વિષમતા આજે આપણા સમાજમા પ્રવર્તે છે તે બિલકુલ ઓછી થવી જોઇએ વળી આપણુ ઉત્પાદન, વહેચણી ઉપભોગ, નાણાકીય વિનિયોગ વિગેરેના સબધમા એવુ વિચારવુ જરૂરી છે કે જેને પરિણામે, આજ સુધી સમાજના નીચલા થરના માનવીઓને સુખ—શાતિ જે મળ્યા નથી તે મળે અને રાષ્ટ્રના યોજનાબદ્ધ વિકાસમા તેઓ પણ પોતાનો અમૂલ્ય ફાળો આપે

આપણા સમાજનુ મોટું દૂષણ 'સપત્તિની વહેચણી' છે તે સપત્તિની વહેચણી આપણે એના પ્રકારની કરવાની છે કે જેને પરિણામે બને પક્ષ સરખા થવા પામે જો આપણે સમાજની અદર વસતા માનવીઓની સમાનતાનો વિચાર કરીએ તો એમ જરૂર કહી શકાય કે સમાનતા તો સમાજવાદના આદર્શની કરોડરજ્જુ છે

આપણા હવેના લોકશાહી આયોજનમા દરેક વ્યક્તિ રાષ્ટ્રની યોજનાઓની સફળતા માટે પોતાનો ફાળો આપી શકે છે અને ભારતની વિશાળ જનસમુદાયની તમામ શક્તિને 'સામુહિક સ્વરૂપ'મા તેના દરેક કામમા જોડવી જોઇએ 'માનવશક્તિ'નો ઉપયોગ, અમુક અપવાદ બાદ કરતા આપણા આયોજન—આપણી સમાજવાદી સમાજ રચના—ને જરૂર સફળ બનાવશે આપણુ સ્વતત્ર રાષ્ટ્ર કે જેણે વિકાસને માટે યોજનાબદ્ધ આયોજનને સ્વીકાર્યુ છે, તેનો નાગરિક આપમેળે પોતાના જીવનને ઊચે લઈ જશે અને સાથે સાથે દેશની સમૃદ્ધિમા પણ વૃદ્ધિ કરશે આ પ્રવૃત્તિનુ પરિણામ પણ સ્પષ્ટ છે કે સામાન્ય માનવીનુ જીવન અને આર્થિકજીવન બને ઉપર આવશે

માનસિક રીતે જો વિચાર કરીએ તો પણ કહી શકાય કે સામાન્ય માનવીના મનમા પણ જ્યારે એ લાગણી જન્મે છે કે 'હુ રાષ્ટ્રના નવનિર્માણના કાર્યમા મારો યોગ્ય ફાળો આપી રહ્યો છુ'—તે વિચાર તેને ઉચ્ચ માનસ પ્રદેશમા રહેવા પ્રેરે છે જે ઘણુ અગત્યનુ છે હુ મજૂરના ઘરમા જન્મ્યો છુ અને હુ મજૂર જ રહીશ—બનીશ'—એ વિચારધારા માનવના જીવનમા ભાગ્યે જ આશા લાવી શકે છે તે પણ સારી રીતે પ્રખ્યાત છે કે કોઇપણ રાજ્યનુ અતિમ ધ્યેય "કલ્યાણકારી રાજ્ય" જ હોઈ શકે તે દૃષ્ટિએ વિચારતા પણ આ વિચાર ઘણો ઉપયોગી છે

આપણે ત્યા, ભારતમા સમાજવાદી સમાજની વિચારધારાને કોઈ રૂઢીચુસ્ત વિચાર ની સાથે સરખાવવામા આવતી નથી તેની એવી કોઇ ચુસ્ત સિદ્ધાતોને

વળગી રહેલી, વ્યાખ્યા પણ આપવામાં આવી નથી. આપણે એ વાત સારી રીતે જાણીએ છીએ કે જે જે દેશોમાં સમાજવાદનો વિકાસ થયો છે તે તે દેશોએ પોતાના દેશની પરિસ્થિતિને અનુલક્ષીને તેના સિદ્ધાંતો નક્કી કર્યા છે. અને પોતાની રીતે વસ્તુ-પરિસ્થિતિને અનુલક્ષીને વિકાસની દિશામાં પ્રગતિ કરી છે. ભારતનું આર્થિકમાળખું અને સ્વાતંત્ર્ય પહેલાંની આપણી આર્થિક સ્થિતિનો વિચાર કરતાં આપણને ભારે દુઃખ થાય છે. એ વખતે આપણી આર્થિક, સામાજિક, રાજનૈતિક વિ૦ પરિસ્થિતિઓ ઘણે અંશે આ પરિણામ માટે જવાબદાર છે. પરંતુ અત્યારનાં સંજોગો અને ભૂતકાળ (આર્થિકક્ષેત્ર) ને અનુલક્ષીને આપણે સમાજવાદની વ્યાખ્યાને આપણાં રાષ્ટ્રની પરિસ્થિતિને અનુલક્ષીને સ્વીકારી છે. તે જરૂર સફળતા લાવશે.

આ પ્રકારના સમાજવાદના સંદર્ભમાં સરકાર બધા જ ઉદ્યોગોને પોતાના હાથમાં રાખતી નથી. અને આદર્શ એ માનવામાં આવે છે કે સ્વતંત્ર ઉદ્યોગોને (ખાનગીક્ષેત્રના) પણ કામ કરવાની પૂરી સ્વતંત્રતા આપવી જોઇએ. જો કે આનો અર્થ, 'બેફામ નફો' કરતી પેઢીઓને જ ગણી શકાય. આ પ્રકારની ક્રિયા, પ્રક્રિયા વિ૦નો વિચાર કરતાં આપણે એ પ્રકારનાં તારણ ઉપર આવીએ છીએ કે સામાન્ય માનવીનું જીવન ધોરણ ઊંચું આવવું જોઇએ. સમાજનાં બધા જ વર્ગોમાં સમજદારીની ભાવના અને દેશપ્રેમ, દેશનાં લોકતંત્ર પ્રત્યેની શ્રદ્ધા. પોતાના ભાવિ જીવન બાબતમાં નિશ્ચિંતતા, તેની આવક રોજી, રોટીની બાબતમાં આશા વિ૦ ઝડપથી ઊભું થવું જોઇએ.

'સમાજવાદી ઢંગની સમાજ રચના' જ એ વાક્ય પણ આપણને આપણા આયોજન બાબત ઘણું કહી જાય છે. આપણે એ પણ સ્વીકાર્યું છે કે સર્વ-સમાનની ભાવના પર આધારિત આપણી નીતિ એ પ્રકારની છે કે જેનાં પરિણામે આપણો દેશ આર્થિક માળખામાં યોજનાબદ્ધ રીતે વિકાસ કરી રહ્યો છે. વળી, આપણા સમાનતાનાં સિદ્ધાંતને અમલમાં મૂકવા માટે આપણી સરકારે 'કરમાળખા'માં એવી જોગવાઇઓ કરી છે, કે વર્ષે ૫ લાખની આવકવાળાને આપણી સરકારની તિજોરીમાં રૂ. ૪,૬૦,૦૦૦ ભરવા પડે છે. આ આવકની યોગ્ય વહેંચણી વિ૦ના સિદ્ધાંતો પણ અપનાવાયા છે. જુદા જુદા કર દ્વારા આ વસ્તુ વધુ સહેલી બને છે. ભારતીય-સમાજવાદ અને તેની સમાજરચનાનાં અંગો વિ૦ અન્ય દેશોનાં સમાજવાદી વિચારોથી ખૂબ જ જૂદા પડતાં છે. અને ભારતની પરંપરા, સ્વાતંત્ર્ય પહેલાંની સ્થિતિ વિ૦ને અનુલક્ષીને તેને આ પ્રકારનું સ્વરૂપ આપવામાં આવ્યું છે.

જો આપણે આપણા સમાજવાદ–નીતિ વિ૦ની આર્થિક દૃષ્ટિએ વિચાર કરીએ તો કહી શકાય કે આપણે આપણાં મૂળભૂત સિદ્ધાંતોનાં માળખામાં રહીને ઠીક ઠીક પ્રગતિ કરી છે. પ્રથમ બે પંચવર્ષીય યોજનામાં–ભારતે ઔદ્યોગિકક્ષેત્રમાં નોંધપાત્ર પ્રગતિ કરી છે. અને આ રીતે આપણી નીતિ સ્પષ્ટ થાય છે કે આપણી સમાજવાદી સમાજ રચનાની વિચા-રધારાને ફક્ત કાગળ ઉપર જ નથી રાખી. પરંતુ મહદ્ અંશે વાસ્તવમાં ઉતારવામાં પણ સારી રીતે સફળ થયા છીએ. આ ૧૦ વર્ષ દરમ્યાન સંગઠિત ઉદ્યોગોનાં ઉત્પાદનમાં પ્રત્યેક વર્ષે વધારો થયો છે. આ કેવી રીતે બન્યું તે વિચારતાં એ વધુ સ્પષ્ટ થાય છે કે સરકારનાં પ્રયત્નો નાગરિકને વધુ સુખા-કારી તરફ લઈ જવાના છે. આમાં આપણી સંસદીય લોકશાહી,–સરકારની નીતિ, 'આયાત નિકાસ'ની નીતિ, યોજનાબદ્ધ વિકાસ વિ૦ની નીતિ ભાગ ભજવે છે. જેમાં વીજળી, રાષ્ટ્રીય ધોરી માર્ગો, નિષ્ણાતો દ્વારા ખનીજ તેલનું સંશોધન તથા તેની કુનેહભરી માવજત, જળસિંચાઇ તેની બહુ હેતુક યોજનાઓ, લોખંડના કારખાનાઓ દ્વારા લોખંડનું ઉત્પાદન., અર્ધ તૈયાર માલનું ઉત્પાદન, મશિનરી બાબતનાં આયાત પરવા-નાની યોજના. ખેતીનાં ક્ષેત્રમાં ચોખ્ખું બિયારણ, ખાતર, સુધરેલાં ખેતીનાં ઓજારો, રક્ષણનાં સાધનો વિ૦ સમયસર તેનાં પૂરાં પાડવાં, 'સેવા સહકારી મંડળ'ની સ્થાપના. યંત્રજ્ઞાન, કે જેને યોગ્ય સ્વરૂપમાં શાળાઓ–મહાવિદ્યાલયો દ્વારા અપાવું જોઇએ. વિ૦

બાબતો. ઉપરાંત કેળવણી વિષયક જવાબદારીઓ પાઠ્યપુસ્તકો વિ૦ની બાબતમાં શક્ય તેટલાં પ્રમાણમાં આર્થિક મદદ કરી છે.

ખાસ કરીને જો ખેતીની બાબતમાં વિચારીએ તો જમીન ટોચ મર્યાદા, તથા અન્ય પ્રાગતિક જમીન સુધારાઓનાં વ્યાપક અમલથી પણ આર્થિક સમાનતા સ્થાપવાના પ્રયત્નો થયા છે.

વિશાળ અર્થમાં વિચારીએ તો સમગ્ર વિસ્તારો ઉપર આર્થિક અને સામાજિક રીતે મદદ કરવાનું સારું પરિણામ—સ્વતંત્ર—ખાનગી ઉદ્યોગોને તેનાં વિકાસ-ઉત્પાદન વિષયમાં આડકતરી રીતે મદદ કરતું હોય છે. ખાસ કરીને આપણાં દેશના સંદર્ભમાં આ બાબત સાચી સાબિત થાય છે. આ ઉપરાંત માણસો જે ચીજવસ્તુઓનો વધુ ઉપયોગ કરે છે, તેવી ચીજ વસ્તુઓની આયાત ઉપર અંકુશ લાવી, તથા સ્વદેશી ઉત્પાદનને વધુ વિદેશી વ્યવસ્થા આપી, સરકારે સ્વતંત્ર ઉદ્યોગ ખાનગી ઉદ્યોગને ખૂબ જ મહત્વ આપ્યું છે. અને તેનું ઉત્પાદન વધાર્યું છે. સ્વભાવિક રીતે જ આ નીતિને કારણે આપણાં ઉત્પાદનને આપણું બજાર મળી ગયું છે. આને પરિણામે આપણા આયોજનમાં 'ખાનગીક્ષેત્રનું પ્રમાણ વધ્યું છે. વળી, આપણી લોકશાહી સરકારે 'ખાનગીક્ષેત્ર'નાં વિકાસમાં મદદરૂપ થવા માટે બીજી જુદીજુદી બાબતોને લક્ષમાં લઇને મદદ કરી છે. જેમાં વિશ્વબેંક, આંતરરાષ્ટ્રી નાણાં ભંડોળ, આયાત નિકાસ, બેંક દ્વારા વિદેશી હુંડિયામણ પ્રાપ્ત થાય તે માટે મદદ કરી છે.

આ ઉપરાંત 'ખાનગીક્ષેત્ર'ના વિકાસ માટે સરકાર દ્વારા, કરમાફી, લોન વિ૦જે પ્રકારની મદદ કરવામાં આવી છે, તે મોટાં પ્રમાણમાં છે. આજે આપણાં વેપારીવર્ગમાં, સમાજમા, અર્થશાસ્ત્રીઓ દ્વારા જે પ્રચાર થઇ રહ્યો છે કે 'જાહેરક્ષેત્ર' એ 'ખાનગીક્ષેત્ર'ના ભોગે વિકાસ કરી રહ્યું છે તે એક જૂઠાણું છે. જે ઉપરની વિગતે જાણી શકાય છે. જાહેર ક્ષેત્રની સરખામણીમાં સરકારે વધુ નાણાંકીય જોગવાઈ ખાનગી ક્ષેત્રમાં કરી છે. સરકારની એવી કોઈ નીતિ નથી કે જેના પરિણામે 'ખાનગીક્ષેત્ર'નાં વિકાસને રૂંધી નાંખવામાં આવે.

આ નીતિનું એ સ્પષ્ટ પરિણામ આવ્યું કે 'ખાનગીક્ષેત્ર'નાં ઉત્પાદનમાં વિવિધતાની સાથે વૃદ્ધિ પણ થઈ છે. આ ૯ વર્ષના ગાળા દરમ્યાન એટલે કે ૧૯૫૧—૬૦ સુધીમાં ખાનગીક્ષેત્રનાં ઉત્પાદનમાં ૩૫૦ થી ૧,૦૦૦ ટકા ઉત્પાદન વધ્યું છે.

ખાનગીક્ષેત્રનો વિકાસ, ઉપભોગની વસ્તુ ઉપર જ નહીં પરંતુ અર્ધ-તૈયાર માલ-વસ્તુઓનાં ક્ષેત્રમાં પણ થયો છે. ઉપરાંત એ પણ સમજવું જોઇએ કે ખાનગીક્ષેત્રનાં વિકાસ પાછળ પોતાની યોગ્યતા, વ્યક્તિગત બુદ્ધિ, તથા તેમાં પોતાનો અંગત સ્વાર્થ તેનાં પરિણામે ઉભી થતી જવાબદારી ભરી ભાવના પણ કામ કરે છે. તેથી પણ 'જાહેરક્ષેત્ર'નાં પરિણામે 'ખાનગીક્ષેત્ર'માં વિકાસ બહાર દેખાય છે. આ ક્ષેત્રના વિકાસને પરિણામે એમ પણ કહેવામાં આવે છે કે આ ક્ષેત્ર દ્વારા ભારતમાં 'ઔદ્યોગીક ક્રાંતિ' લાવવામાં આવી છે. અને સાથે સાથે ઉત્પાદનમાં પણ વિવિધતા આવી છે.

સાર્વજનિક-જાહેરક્ષેત્ર, એ ઉદ્યોગમાં' મોટા-ભાઇ'—ની ગરજ સારે છે. તેણે પોતાની હુંફભરી પાંખમાં 'ખાનગીક્ષેત્ર'ને વિકસવાની સંપૂર્ણ તક આપી છે. અને આપણે તે પણ સારી રીતે જાણીએ છીએ કે આ તકનો સારો લાભ 'ખાનગીક્ષેત્ર' ઉઠાવી શક્યું છે.

જાહેરક્ષેત્રની પ્રતિષ્ઠા બાબત આજે કોઇને ભાગ્યે જ શક હશે. ભારતીય વેપારમાં તેણે ઘણી ઉચ્ચ પ્રણાલિકાઓ સ્થાપી છે. ઉદ્યોગ અને વેપારનાં ક્ષેત્રમાં પ્રામાણિક અને નીતિ વગરનાં વહીવટથી સાચા અર્થમાં સમાજવાદી સમાજ રચના ન કરી શકાય. આજે ભારતના 'જાહેરક્ષેત્ર'નાં કદ અંગેની ખોટી માન્યતાઓ આપણાં સમાજમાં પ્રવર્તે છે, તે દૂર થવી જરૂરી છે. એમ માનવામાં આવે છે કે ત્રીજી યોજનાને અને સંગઠિત ઉદ્યોગોમાં જાહેરક્ષેત્રનો ફાળો ૨૫ ટકા જેટલો હશે. આ વખતે ૭૫ ટકા ક્ષેત્ર તો ખાનગીક્ષેત્ર ઉદ્યોગોનાં હાથમાં હશે-રહે છે. આપણી ત્રણ પંચવર્ષીય યોજનાઓના ગાળા દરમ્યાન ખનીજ દ્રવ્યોનાં ઉત્પાદનનું જાહેરક્ષેત્રનું રોકાણ ૧૦ ટકાથી વધીને ૩૩ ટકા જેટલું થશે તેવી આશા છે.

બીજા ક્ષેત્રોના (આર્થિક) રોકાણો સાથે જાહેર-ક્ષેત્રને સરખાવતા તેનુ ખર્ચ અને તેનુ પ્રમાણ નીચે મુજબ છે

પ્રથમ પંચવર્ષીય યોજના દરમ્યાન ૪૬ ટકા
બીજી „ ૫૪ ટકા
ત્રીજી „ „ „ આ પ્રમાણે

વધીને તનુ પ્રમાણ ૬૩ ટકા જેટલુ થવા જાય છે અને એ રીતે દરેક યોજનાએ તથા દરેક વર્ષ તનુ પ્રમાણ ભારતીય અર્થતંત્રમા વધતુ જ રહેવાનુ.

'ખાનગીક્ષેત્ર'ને પોતાનો 'નાનોભાઇ' સમજીને 'જાહેરક્ષેત્ર' હમેશ મદદ કરતુ આવ્યુ છે જો કે વ્યવહારુ દૃષ્ટિએ ખાનગીક્ષેત્ર જેટલુ પ્રાધાન્ય ભોગવે છે તેટલુ જાહેરક્ષેત્ર ભોગવતુ નથી કારણકે ખાનગી ક્ષેત્ર' માનવીની જરૂરીયાતો, પ્રવૃત્તિ વિ૦ની સાથે સીધી રીતે સંકળાયેલુ છે

ત્રીજી પંચવર્ષીય યોજનામા આર્થિકસત્તાના કેન્દ્રીકરણ અને ઇજારાશાહીનો આપણા આર્થિક વિકાસના માર્ગમાથી દૂર રાખવા પ્રયત્નો ચાલે છે આ નવી નીતિમા એમ પણ માનવામા આવે છે કે જાહેરક્ષેત્રનો વિસ્તાર મધ્યમ અને નાના ઉદ્યોગો, સંગઠિત સહકારી સાહસો વિ૦મા નવા વ્યાપારીવર્ગને પણ યોગ્ય અને શક્ય તટના પ્રમાણમા તક આપવામા આવશે જેનુ પરિણામ એવુ આવશે કે આર્થિક સત્તાનુ જે કેન્દ્રીકરણ થઈ ગયુ છે તે દૂર કરી શકાશે અને ખાનગીક્ષેત્રમા અમુક પેઢીઓ જે ઘર કરીને બેસી ગઇ છે તે આથી દૂર થશે ઉપરાંત મેનેજિંગ એજન્સી પ્રથાનુ પણ સખ્ત નિયમો દ્વારા નિયમન કરવામા આવે તેમા સુધારો લાવવા કપની અક્ટ'મા પણ સુધારો લાવવામા આવ્યો છે

ગામડાઓ અને શહેરી વિસ્તારો વચ્ચે જે અસમાનતા પ્રવર્તે છે તે ઝડપથી દૂર થવી જોઇએ તેના પ્રયત્નોમા સતમારી ખેતી તથા ગ્રામોદ્યોગને બનતી મદદ થઈ રહી છે તેને જરા વધુ વ્યવસ્થિત બનાવી આગળ લાવવાની જરૂર છે જો કે એમ પણ દલીલ કરવામા આવે છે કે શહેરી વિસ્તારમા જે અસમાનતા પ્રવર્તે છે તે કરચોરીને લઇને છે તેને રોધ કરવાના પ્રયત્નોમા પણ સરકાર ધૂમેલી જ રહી છે તે ધન્યવાદને પાત્ર છે

એમ પણ માનવામા આવે છે કે ભારત પોતાની સમાજવાદી સમાજ રચનાના કાર્યક્રમમા સફળ થયુ નથી આને પરિણામે અનેક મુશ્કેલીઓ પણ ઊભી થઈ છે તેના પરિણામે છેલ્લા ૧૦ વર્ષ દરમ્યાન ભારતમા આવક અને સંપત્તિના વિતરણમા કાઇ ભાગ્યે જ સુધારો થયો છે પરંતુ નિરાશાવાદ તરફ નહી ઢળતા આપણે એટલુ તો જરૂર કબૂલ કરીશુ કે સામાન્ય માનવીના જીવનમા થોડો સુધારો થયો છે પરંતુ આને આપણે કાઇ બહુ ચોક્કસ સુધારો નહી ગણીએ કારણકે તેની સાથે સાથે જ વધુ આવક મેળવતો એક બીજો વર્ગ પણ તેની સામે ઉભો થયો છે અને તે નવો ઊભો થયેલો વર્ગ જે રીતે જીવન ધોરણ ટકાવી રાખવાની વૃત્તિ–પ્રવૃત્તિ સાથે જીવન જીવી રહ્યો છે વિ૦ બાબતોની ચર્ચા કરતા, તે સામાન્ય માનવી કરતા સાવ ભિન્ન છે અને વળી આ જ વર્ગ આપણા જ દેશના રાજનૈતિક, આર્થિક, સામાજિક વિ૦ ભાગોમા સત્તા પ્રાપ્ત કરી બેઠો છે આ બધી બાબતો આપણા 'ભારતીય સમાજવાદ'થી આપણને ખૂબ જ દૂર લઇ જાય છે

આપણે માની લઇ કે આર્થિક વિકાસ થયો છે પરંતુ તેના પરિણામે બેરોજગારી–બેકારી ઘટી નથી અને સાથે સાથે સમાન તકનો સિદ્ધાંત દૂર જ રહ્યો છે આપણી વસ્તીના ૬૦ ટકા જેટલા લોકોની આવક દરરોજ દીઠ માસિક રૂા ૧૦૦ની લઘુતમ સપાટીથી પણ ઓછી છે આથી આપણી સ્થાપિત પ્રણાલિકાઓમા ફેરફાર સૂચવવો આવશ્યક છે

આપણી મિશ્રિત અર્થવ્યવસ્થાને પ્રધાનમંત્રી તથા આયોજનપંચ દ્વારા જો યોગ્ય સ્વરૂપમા, જનસમૂહ સામે મૂકવી હોય તો હજુ પણ આપણે ગભીરપણે આ વિષયમા વિચારવાનુ બાકી છે વ્યક્તિ કરતા આ બાબતમા રાજ્ય દ્વારા, તેના વહીવટીતંત્ર દ્વારા પણ તેના યોગ્ય સંદર્ભમા વિચારવુ જોઇએ ભારત પાસે સારા તત્વો નથી તેવુ તો કાઇ જ નથી પ્રો જે કે ગાલબ્રેથના શબ્દોમા કહીએ તો 'ભારત

પામે કાર્યદક્ષ સરકાર છે. ઠીક પ્રમાણમાં સાક્ષરતા છે. તેની પાસે કુશળ વ્યવસ્થાપક છે, અને સુઝવાળા વહીવટીતંત્ર ચલાવવાવાળા છે.'...આપણે કદી પણ નિરાશ નહીં થઈએ.

આપણા જ સંસદીય લોકશાહી શાસનમાં રહીને, માનવહક્કને ખ્યાલમાં રાખીને, વાણીસ્વાતંત્ર્યમાં મૂળભૂતહક્કોમાં માનતાં રહીને આપણી અંતિમ સિદ્ધિ માટે, હમેશા શુદ્ધ સાધનો દ્વારા જ તેનો ઉકેલ લાવીશું. આપણાં મિશ્રઅર્થતંત્રમાંથી પણ આપણે આપણાં 'સમાજવાદી સમાજ રચના'નાં વિચારોની તૃપ્તિ માટે—અમલ માટે ફરી વિચારીને પણ સુંદર પરિણામો લાવી શકશું.

---

તમારો પૂરો સહકાર આપો.

ચીને ઊભી કરેલી વિષમ પરિસ્થિતિ છતાં લવાજમમાં વધારો થતો નથી.

# ગ્રાહક બંધુઓ

આ અંક સાથે આપનું લવાજમ પૂરું થાય છે.

'પ્યારાબાપુ'નું 'વૈષ્ણવજન'માં રૂપાંતર થયાં પછી જે સહકાર અને પ્રેમ બધાં તરફથી મળ્યો છે તે માટે સૌનો આભાર માનીએ છીએ.

'વૈષ્ણવજન'ને હજુ પણ સમૃદ્ધ કરવાના સ્વપ્નાં છે. અત્યારે સંજોગોએ એવો વળાંક લીધો છે કે લગભગ ઘણાંખરાં માસિકોએ લવાજમમાં વધારો કર્યો છે. પણ 'વૈષ્ણવજન'નું લવાજમ વધારતાં અમારું દિલ દુઃખાય છે. તો ઉપાય શો?

ઉપાય આપની પાસે છે. જો આપ સૌ ખરા દિલથી સહકાર આપો તો.

દરેક ગ્રાહક બંધુ ઓછામાં ઓછો એક અને વધારેમાં વધારે પાંચ ગ્રાહક નવા બનાવી મોકલવાનો નિર્ણય કરે તો 'વૈષ્ણવજન'નું સ્વરૂપ બદલાઈ જાય અને લવાજમ વધારવાનો વિચાર જ ન ઉદ્ભવે.

આ નિર્ણયને બધા જ ગ્રાહક બંધુઓ વધાવી લેશે.

આ અંક આપના હાથમાં આવે કે બનતી ત્વરાએ મનીઑર્ડરથી લવાજમ મોકલી આપશો એવી આશા છે. લવાજમ મોકલવાની સૌથી સરળ ને ઓછી ખર્ચાળ પદ્ધતિ મનીઑર્ડરની છે.

જે ભાઈઓએ ૧૦મી એપ્રિલ સુધીમાં લવાજમ મોકલ્યું નહીં હોય, તથા ગ્રાહક નહીં રહેવાની ખબર નહીં આપી હોય એવા ગ્રાહકો પર ન છૂટકે અમે આવતો અંક વી.પી.થી રવાના કરીશું. તે સ્વીકારી લેવાની અમે વિનંતી કરીએ છીએ.

કોઈ કારણસર આપ ગ્રાહક તરીકે રહેવા ન ઇચ્છતા હો તો અમને લખી જણાવશો. જેથી સંસ્થાને વી.પી. ખર્ચ ભોગવવું ન પડે.

વાર્ષિક લવાજમ દેશમાં રૂ. ૬, પરદેશમાં બાર શિલિંગ

લવાજમ ન વધારવું એ આપના હાથમાં છે.

# આપણું પાપ

સ્વામી આનંદ

આજે મહાત્મા ગાંધીજીનો નિર્વાણ-દિન છે આપણી વચ્ચેથી એમને ઊઠી ગયાને પંદર વરસ વીત્યાં તે દિવસે હું આ જ શહેરમાં હતો

આજનો દિવસ અંતર્મુખ થવાનો છે આપણી મુક્તિ માટે એ જિંદગી આખી ઝઝૂમ્યા ને આપણી ખાતર મૂઆ આપણે એમની પાછળ એમનાં સ્મારક કર્યાં, સંસ્થાઓ કાઢી ગામેગામના રસ્તાઓને ને ચોકોને એમનાં નામ આપ્યાં નિશાળનાં બાળકોને ભણવાની ચોપડીઓમાં એમના પાઠ ઘાલ્યા જાહેર સભા સરઘસોમાં એમની જે બોલાવી ને રાતદિવસ એમનું નામ વટાવ્યું

પણ એમનું શીખવ્યું વરત્યા કેટલું ?

આપણે એમને આજના કાળના ઇશુ ખ્રિસ્ત તરીકે ઓળખાવવામાં ગૌરવ લીધું ઇશુ ભગતે એકવાર એમના લોકોને કહેલા વચન બાઇબલમાં સંઘરાયાં છે 'તમે મોઢેથી દેવ દેવ કહીને મારું નામ લેતા થાકતા નથી પણ મારા કહ્યાનો અમલ તો દમડીભાર કરતા નથી આવા ખોટાને પાખંડી તમે જે દા'ડે કિરતારને આગળે આવીને પોકાર કરશો કે અમે તારે નામે દાનપુન્ય સંસ્થાસ્મારકો કર્યાં છે ને સદાવ્રત દીધાં છે તે દિવસ હું ચોખ્ખુંકુલ સંભળાવીશ કે 'ભાગો આંયથી અન્યાયના આચરવાવાળાઓ હું તમને ઓળખતો નથી '

ઈશુ ભગતની સાડા ત્રણ વરસની જાહેર જન સેવાની કારકિર્દી એમની મિનિસ્ટ્રી કહેવાઈ આ મિનિસ્ટ્રી શબ્દ મૂળ એમની પાસેથી આવ્યો છે એનો અસલી અર્થ છે દીનદુખિયાં રોગિયાં પાપિયાં ને બારેમૂઆની વચ્ચે વસી એમના તનમનના ઘા ધોવા એમને આશ્વાસન આપી સાજાનરવા કરવા અને સરપાવમાં સૂળીએ ચડી જવું આપણે સૌ આજે છાતીએ હાથ દઈને આપણી જાતને પૂછીએ કે ગાંધીજીનું શીખવ્યું આપણે કેટલું વરત્યા ?

મરવાને દિવસે એમણે આપણને સૂચવ્યું લોક સેવક સંઘ બની જાઓ એમાં જ તમારી ખેરિયત છે પણ આપણને એ શેનું પરવડે ? આપણે તો લાગેલાગે એમની પાછળ ગયા હતા આપણે તો રાજપાટ કરવા હતા ગાંધીજીનું શિક્ષણ હતું સાદાઈ ગરીબાઇનું એ પ્રાર્થનામાં ગવડાવતા 'અશાશ્વત સંગ્રહ કોણ કરી ?' જ્યારે આપણે તો ઘેરઘેર મોટર રેડિયો રેફ્રીજરેટર ને એરકંડીશનરનાં સ્વપ્ના સેવ્યાં હતાં આજે પચવીસ ભામોજનો પેટે દેશ આખો પરદેશીઓને ઘેર ગીરો મૂકાઈ ગયો માથે વાળ તેટલાં કરજ થયા ને જીવન ધોરણ તો પંદર વરસમાં એટલું ઊંચું ગયું કે થોડા જ મહિના પર પાર્લામેન્ટમાં ઉત્તર પ્રદેશના એક સભ્યે પોકાર કરેલો કે એમની બાજુના જિલ્લાઓમાં મજૂરીનો દર રોજના બે આના છે'

આપણે દુનિયાની મોટામાં મોટી લોકશાહી સ્થાપી તેની ને આપણા નેતા નેહરુજીની વાહવાહના દેશ પરદેશ બન્ને કોરસ ગવાયા પણ પંદર વરસમાં નેહરુની એકે વાત કે દરખાસ્ત રાષ્ટ્રસંઘે કે યુરોપ અમેરિકાની બળવાન સત્તાઓએ સમ ખાવા મંજૂર ન રાખી બકે હરહમેશ હિંદના હિતશત્રુઓની જ હામી કે ખુલ્લી તરફદારી કરી આજે ચીન, પાકિસ્તાન, નેપાળ, નાગાલોક કરાચીથી આરાકાન સુધી એકેએક પાડોશી આપણી જોડે રીસાઇને બેઠો છે ચીને તો સીધું આક્રમણ જ કર્યું

બિહાર ધરતીકંપને ગાંધીજીએ આપણા પાપના ફળ તરીકે ગણાવ્યો ત્યારે ટાગોર જેવા અકળાઇ ઊઠેલા કહે ગાંધી જેવો મહાપુરુષ કેવી ઉટપટાંગ વાત કરે છે કુદરતી કોપને આપણા પાપપુન્ય જોડે શી

નિસ્બત? ગાંધી કહે, 'છે જ છે. ધરતીકંપની આફત આપણાં પાપની જ સજા છે.'

આપણું પાપ યાદ કરીએ. ગાંધીજીએ ૨૧ દિવસ ઝીણાની આજીજી કરી. 'એક માટીના છીએ ને એક રહીએ. માગો. કોરો ચેક લખી દઉં.' ઝીણા કહે, 'આપણે બે જુદી માટી, જુદી પ્રજા. એ સિદ્ધાંત કબૂલ કરો. પછી બીજી વાત.' ગાંધીજી વાટાઘાટ તોડીને ઘેર આવ્યા.

અંગ્રેજને કહ્યું, 'લીગવાળાઓને એકલાને જ સત્તા સોંપો. અમે વનવાસ વેઠીશું. તમારી પાછળ અમારું ઘરમેળે ફોડી લેશું. જોઈએ તો લડી પણ લેશું. પણ તમે જાઓ.'

પણ ગાંધીની દાનાઈ કે મરદાનગી જીરવવાનું અમારું ગજું નહોતું. એમ લીગની લાંઠગીરી આગળ ધારતી ખાઈ ગયા. ને અરધી રાતે અંગ્રેજને ઘેર જઈ લાહોર અમૃતસર વચ્ચે લીટી દોરી આપીને રાજસત્તાનો સોદો કરી આવ્યા. અમે ગાંધીને સૂતા વેચ્યા. અમે સરહદ ગાંધીની પીઠમાં ખંજર ભોંક્યું. ને ભાઈ હતો —લાંઠ હતો પણ ભાઈ જ હતો—તેને ભવનો વેરી કર્યો. ગાંધીજીને તો સવારે ઊઠીને છાપું વાંચ્યું ત્યારે જ ખબર પડી.

આ આપણું પાયાનું પાપ. એનાં ફળ પંદર વરસથી ભોગવી રહ્યા છીએ ને પેઢીઓ સુધી ભોગવશું તો ય એમાથી નહિ છૂટીએ.

## આગ ને ફાગ

સુવર, સીમાડા, સિંહણી, આગ, નાગ ને ફાગ;
એતાં ખેલ ન ખેલીએ, અવરાં જપ અણતાગ.

મેંડક, મૂષક, કીડડાં, એના કરે આહાર;
(એને)ત્રણ વેળાએ વળાવીએ,(ઇ)બલા ભલી ઘરબાર.

શાવકાર દી'એ દીસે, જાતની જોતાં ઠગ;
(એને)ધોળે ધરમ ન ધારીએ, મછીઆંમાં જી બગ.

પંચશીલ મુખમાં રમે, ચકરી રહેતું હાથ;
દોંદે હેમાળો ગળ્યો, (ઇ) ખૂટલ કેરો સાથ.

આડંમાં ચેલા હુવા, (પછે) માન્યા મનવ્યા મીત;
(હવે)પીર ગણાવા અભળખા,(ઇ)પાડોશી કે પલીત?

બલિહારી હો બહાદુરા! રંગ તારા તાશેરા!
જીવ્યા પેં ચૂક્યું ભલું, આજ તેરા, કાલ્ય મેરા!

તનસુખ ભટ્ટ

## પ્રથમ વાર

પ્રથમ વાર માગું છું મુખથી ઉછીનું,
મને સ્મિત આપો તમારી છબીનું.

હવાનો હિંડોળો ઝુલાવી ગયો છે,
પ્રફુલ્લિત બનાવી હૃદય પાંદડીનું.

ચહેરો છુપાઈને બેઠો છે ઊંડે,
જગાયું છે કારણ હવે તાજગીનું.

જુદાઈ સભર અશ્રુઓથી કરી છે,
'તપન' ધ્યાન કરવું નથી એ પછીનું.

મનહર મોદી

## તાજની ડૂંખ

કાલિન્દીની શ્યામલ કાળ-ડાળીએ
શું મોગરાની કળીઓનું સુશુભ્ર ઝૂમખું!
શી ડૂંખની ડૂંખ જ આખી ઝૂકી છે!
ને હા, હજી મધ્યની એક માત્ર
કળી જ જ્યાં પૂર્ણ પ્રફુલ્લ પુષ્પમાં
છે ઘુમ્મટે ઊઘડી, આજુબાજુની
બેચાર બીજી કળી છે અધૂઘડી,
ત્યાં છાક તો આ કળીગુચ્છનો જુઓ:
રહી શુભ્ર એની રજના પરાગે
લાદી હવા સુરખલતી પ્રકાશતી!
—તો જે રી આ ભોડ થયેલ બીજી
ચારે મિનારકળી—જોબન ફાટફાટ—
આગંગવો ઘુમ્મટ કાઢી ફાટશે
આ આભના ભીંવર લુબ્ધનું હાય, શું થશે?

ઉશનસ્

## પરીક્ષા *

આ પડ્યો છે...રે પડ્યો...
ઓ સિંહનો પંજો સખત!
એવી જ તૈયારી કરી આ હું સતત
મુજ જીવને શિર ઝૂકવી રહું છું
પ્રતિ ક્ષણની પ્રતિ.
સદ્ભાગ્ય કે
ક્યારેક ક્યારે પુષ્પવૃષ્ટિ થઈ જતી!

હેમન્ત દેસાઈ

* સરખો 'રઘુવંશ' દીલિપ પરીક્ષા

# મુકદ્દરની વાત છે

આઠે પ્રહર ઉદાસ, મુકદ્દરની વાત છે;
મારો અગમ્ય વિલાસ, મુકદ્દરની વાત છે!

મહેકી જીવન સુવાસ, મુકદ્દરની વાત છે;
કોયલ છે આસપાસ; મુકદ્દરની વાત છે.

પૂનમ અને અમાસ, મુકદ્દરની વાત છે;
જામે જીવનનો રાસ, મુકદ્દરની વાત છે.

થઈ જાઉં એનો દાસ, મુકદ્દરની વાત છે;
એ પણ કરે પ્રયાસ, મુકદ્દરની વાત છે!

નીરવતા આસપાસ, મુકદ્દરની વાત છે;
સંભળાય શ્વાસોચ્છ્વાસ, મુકદ્દરની વાત છે.

કોઈનો પ્રેમ આજ પ્રતીતિથી પર નથી;
સાચો ઠરે જો ભાસ, મુકદ્દરની વાત છે.

જીવન અહીં તહીં ગયું, ખાનાબદોશ છું;
એનો દિલે નિવાસ, મુકદ્દરની વાત છે.

સંધ્યાએ આજ આંગણું મલકી રહ્યું અનિલ,
રાત્રી ધરે ઉજાસ, મુકદ્દરની વાત છે.

ઘર બેઠાં થઈ ગયા દીદાર એમના અનિલ,
મંઝિલ કરે પ્રવાસ, મુકદ્દરની વાત છે.

રતિલાલ 'અનિલ'

શું જાત! શું કજાત? મુકદ્દરની વાત છે,
મોટામાં મોટી વાત મુકદ્દરની વાત છે.

જીવનમાં ઘાત ઘાત મુકદ્દરની વાત છે,
તો પણ છું હું હયાત મુકદ્દરની વાત છે.

વર્ષોની રમ્ય સાંજ અને પાસમાં તમે
રંગોની શી બિછાત! મુકદ્દરની વાત છે.

આપી જો હોત રાત એણે જાગી જોઇને
તારાઓ તો ગણાત! મુકદ્દરની વાત છે.

એ તો તમારી મ્હેર કે મંઝિલ મળી ગઈ,
મ્હારી તે શું વિસાત? મુકદ્દરની વાત છે.

મહેફિલ તમારી એજ અને હુંય એજ છું,
'દિલદાર' હું બકાત! મુકદ્દરની વાત છે.

મનહર 'દિલદાર'

છે આજ ખુશખુશાલ, મુકદ્દરની વાત છે;
વેરાય એનું વ્હાલ, મુકદ્દરની વાત છે.

છો ને હતો વિરોધ છતાં ઊગરી ગયો;
શું કાળની કમાલ! મુકદ્દરની વાત છે.

જીવનસફરમાં આટલા અવરોધ હોય કે!
ચાલુ રહી છે ચાલ, મુકદ્દરની વાત છે.

રહેમત મળી છે આજ કે તોબા વગર મને;
હું થઇ ગયો નિહાલ, મુકદ્દરની વાત છે.

અંજામ પૂછશો ના, ભલા શું થયું 'શરર';
મનસુર જેવા હાલ, મુકદ્દરની વાત છે.

શરર

જીવન મરણના સૂર, મુકદ્દરની વાત છે;
આથી સમાયા ઊર, મુકદ્દરની વાત છે.

કેવાં પ્રણયનાં પૂર! મુકદ્દરની વાત છે;
કિંતુ રહ્યાં છે દૂર, મુકદ્દરની વાત છે.

કોના સહારે જિંદગી હું પાર થૈ ગયો!
દિલમાં હતા જરૂર, મુકદ્દરની વાત છે.

છલકી રહી છે આંખમાં કોની આ છાલકો?
જાણે વસંતનૂર! મુકદ્દરની વાત છે.

ગાતો નથી હું, આ તો ગઝલ ગાય પ્રેરણા;
મેહુલ બને મયૂર, મુકદ્દરની વાત છે.

મેહુલ

છલકે સહુનાં જામ, મુકદ્દરની વાત છે,
ટીપું મને હરામ, મુકદ્દરની વાત છે.

મુજને પુકારવાને એ બેચેન ક્યાં બન્યાં,
ભૂલી ગયાં ત્યાં નામ, મુકદ્દરની વાત છે.

દેવા દિલાસો રાજી એ, ત્યારે ન મુજ કને,
છે આંસુઓનાં દામ, મુકદ્દરની વાત છે.

મુજ ઘરને આગ મૂકતાં દુશ્મન દાઝી ગયા,
મિત્રે પતાવ્યું કામ, મુકદ્દરની વાત છે.

નાલેશીઓથી શિર આ ઝૂક્યું માનતા સહુ
જ્યાં હું કરું પ્રણામ, મુકદ્દરની વાત છે.

કાળી ઘટાના નામથી અણજાણ જે હજી,
એ પી રહ્યાં છે જામ, મુકદ્દરની વાત છે.

જ્યારે વસંત જોવા 'પરિમલ'ને મન થયું,
વાએ લીધો વિરામ, મુકદ્દરની વાત છે.

પરિમલ

તારો બધે નિવાસ, મુકદ્દરની વાત છે,
તોયે ન આવે પાસ, મુકદ્દરની વાત છે.

નયને પૂનમનો ભાસ, મુકદ્દરની વાત છે,
હૈયા મહીં અમાસ, મુકદ્દરની વાત છે.

મારો ન કોઈ સાથ અજાણી સફર મહીં;
'ને તું હૃદય નિરાશ? મુકદ્દરની વાત છે.

હું ઠારવા મથું છું જો અંતરની આગને,
બમણી વધે છે પ્યાસ, મુકદ્દરની વાત છે.

કોણે કહ્યું કે ફૂલ કો' બાગે હતાં નહીં?
જોને ઝૂરે સુવાસ! મુકદ્દરની વાત છે.

દર્દો, વિરહ, વ્યથા તો એનાં એ જ છે સનમ!
આ તો નવો લિબાસ, મુકદ્દરની વાત છે.

આશ્લેષ ત્રિવેદી

માન્યું'તું આપ તો વસો છો દૂર દૂર પણ
છો આટલા શું પાસ! મુકદ્દરની વાત છે.

પાછા પુકારો પ્રાણ, મળે તો મળે હજુ,
છેલ્લો કરો પ્રયાસ! મુકદ્દરની વાત છે.

ખોળીને થાક જાવું'તું જેની તલાશમાં,
પોતે પધારે ખાસ! મુકદ્દરની વાત છે.

આંખોમાં એના આગમનની શું ઉષા હશે?
આવી ગઈ રતાશ, મુકદ્દરની વાત છે.

ઊગે છે ચાંદ ક્યાં એ ન જોઈ શકું છતાં,
ચમકે છે ચિદાકાશ, મુકદ્દરની વાત છે.

લીલાદેવી તારપરા

માળી કરે છે કેર, મુકદ્દરની વાત છે,
દે છે ચમનને ઝેર, મુકદ્દરની વાત છે.

જીવનને અવિશુદ્ધ તત્ત્વજ્ઞાન આપવા;
આવ્યાં છે દર્દ ઘેર, મુકદ્દરની વાત છે.

મારા પતનનાં દઈ મને પ્રથમ વધામણાં,
મિત્રો કરે છે મ્હેર, મુકદ્દરની વાત છે.

સંજીવનીના મંત્રથી જીવાડનારને,
પીવાં પડે છે ઝેર મુકદ્દરની વાત છે.

શ્રદ્ધાનાં બીજને હૃદયમાં વાવવા છતાં;
ના થૈ શક્યો ઉછેર, મુકદ્દરની વાત છે.

ફૂલોની મ્હેંક બાગની બહાર લૂંટાવી—
લે છે હવાઓ વેર, મુકદ્દરની વાત છે.

કંટકને પાનખરની અસર થૈ શકી નહીં,
બગડી સુમનની ખેર, મુકદ્દરની વાત છે.

આગળ ભરું છું ત્રણ કદમ જો લાગ જોઈને,
પાછાં પડે છે તેર, મુકદ્દરની વાત છે.

જેનો કરીને ત્યાગ શ્વાસ ચેનના લીધા,
આવી ગયાં એ ફેર, મુકદ્દરની વાત છે.

'ડાયર'ને શસ્ત્ર ધૈર્યનું બખ્શું છે ત્યારથી—
સ્વપ્નો થયાં છે ઝેર, મુકદ્દરની વાત છે!

'ડાયર'

દિલમાં હતો વિચાર, મુકદ્દરની વાત છે;
ને થઈ ગયો પ્રચાર, મુકદ્દરની વાત છે.

થઈ આંખ ભેળી ચાર, હવે થાય તે ખરું;
આ પાર કે એ પાર, મુકદ્દરની વાત છે.

દિલમાં વસો છો આપ, હું માનું છું તે છતાં;
થાતો નથી દીદાર, મુકદ્દરની વાત છે.

છો આપ તો ઉદાર, ને મહોબ્બતમાં કાં તમે
થાતાં નથી ઉદાર? મુકદ્દરની વાત છે.

માગ્યા વગર મળી ગયું બાવળ સમું જીવન;
પામ્યા ન ફૂલની પ્યાર, મુકદ્દરની વાત છે.

બાકી ઘણા ય વેશ ભજવવાના રહી ગયા;
ને થઈ ગયું સવાર, મુકદ્દરની વાત છે.

આશા અટૂલી ઝૂરતી આંહીંયાં રહી ગઈ;
જીવન થયું પસાર, મુકદ્દરની વાત છે.

વાતો ઘણી કરી ને ખુલાસા ઘણા થયા;
હળવો થયો ન ભાર, મુકદ્દરની વાત છે.

સામંકર દવે

પરદુ:ખે દુ:ખી થનારા ક્ષણભર બના હોય છે પણ પરદુ:ખને આત્મસાત્ કરનારા કોઈ વિરલા જ હોય છે. આવા વિરલાઓના જીવનમાંથી જે ધૂપ સુગંધ પ્રસરે છે તેથી જ તો દુનિયાના દુ:ખો હળવાફૂલ બની જાય છે.

# પુણ્યનું ભાથું

દેવેન્દ્રકુમાર કાલિદાસ પંડિત

નિષ્કામ કર્મયોગનો બુલંદનાદ વિશ્વને સંભળાવનાર યોગયોગેશ્વર શ્રીકૃષ્ણની વિહારભૂમિ સોરઠનું ધોરાજી ગામ

ગામના પાદરમાં સોએક જાત્રાળુઓનો સંઘ પડયો છે સ્ત્રી ને પુરુષ વૃદ્ધ ને બાળક ડોકમાં તુલસીની માળા ને કપાળે તિલકવાળા માનવીઓ મેલાઘેલા પોટલાની ઓથે બેઠા બેઠા 'જય દ્વારકાધિશ, જય દ્વારકાધિશ' બોલે છે

સામે ઝાંપામાં ગામના છોકરાઓનું એક ટોળું આ જાત્રાળુઓના ટોળા ભણી નજર માંડતું કુતૂહલ તાકી રહ્યું હતું

જાત્રાળુઓમાં આમ તો ક્યાય સુધી શાંતિ રહી પણ જ્યારે મધ્યાહ્ન ઢળવા આવ્યો ત્યારે નાનામોટાં છોકરાઓ ભૂખભૂખના અવાજ કરવા લાગ્યા

ધોરાજીના છોકરાઓના ટોળામાં એક મોતીનો છોકરો એનું નામ અણુદો બાકી ઘરાકને રસ્તે ઉઘરાણીએ મોકલેલો એને કાને આ ભૂખ ભૂખના અવાજો ગયા

એને થયું આ ગોકો છોકરાઓને ખાવાનું કેમ નહિ આપતા હોય? એ બધાયે પણ ખાતું નથી લાગતું

એ જરા આગળ જઈ જાત્રાળુઓ માંહેના એક પાસે બેસી કહ્યું

"તમારા પડાવના છોકરાઓ ખાવા સારુ રુવે છે, ખાવાનું આપો ને?"

હાથમાં માળા લઈ જાપ જપતા બેઠા જાત્રાળુએ ઊંચી આંખ કરી આ પૂછનાર સામે જોઈ કહ્યું

'તને કાંઈ ખબર નથી લાગતી?'

'શેની!'

'અમારી પાસે ખાવાનું કેવું!'

'કાં'

'આજ અનાજની તો ઝોટાઝોટ છે એથી તો એક ગામથી બીજે ગામ પેટનો ખાડો પૂરવા ભટકીએ છીએ'

છોકરાઓના ભૂખે રોવાના હવે વધુ અવાજ ઊઠવા લાગ્યા અણુદાને કમકમા આવ્યા.

'જીવતા માણસને ખાવા અનાજ નઈ!'

'ના ભા ના, આ કપાળે ટીલા તાણી હાથમાં માળા લીધી કે એ બહાને કોક આપશે પણ ઈ એ વાત વરી ગઈ'

'ત્યારે શું કરશો?'

'સાંભળ્યું છે કે આ ગામમાં કોક શેઠિયો અમારા જેવા ભૂખ્યાને દાળિયા દે છે ઈ લેવા અમારામાંથી બે'ક જણા ગ્યા છે ઈ લાવશે તે દાળિયા ખાઈ પાણી પી પડયા રહેશું'

'ઈ શેઠિયો દાળિયા દે છે તો પછી રોટલા આપે તો શું વાંધો!'

'કેવો છો ભા'

'માની'

'હજી તારી કાચી ઉંમર છે બધું સમજવાની'

'એમ કેમ કો ટો'

'તઈએ શું કરી શેઠિએ ને બીજા એના જેવા બીજાએ માન્યુ કે "દાળિયાના સદાવ્રતથી યે પુન્ય મળે છે" તો પછી ઈ રોટલા શું કામ દ્યે!'

ત્યાં તો સામેથી બે જણા બબ્બે દાળિયાના થેલા ઊપાડી આવતા અણુદાએ જોયા

પેલાઓએ આવી દાળિયાના થેલા જેવા નીચે મૂકયા કે જાત્રાળુઓ, સ્ત્રી ને પુરુષ, વૃદ્ધ ને બાળકો બોઈ ધરી સામે ઊભા રહ્યા પેલાએ બધાની ખોબામાં પવાનુ પવાનુ ભરી દાળિયા દેવાયા

પછી સૌએ દાળિયા ખાવા માંડયા કેંક સ્ત્રીઓએ એ દાળિયામાંથી અધો ખાઈ અવી સામિ કે નાના છોકરાઓ માટે રાખ્યા

અણુદાની આંખમાં આંસુ આવ્યાં ને પાછાં ફરી ગયાં પણ એનો હૈદો રોવા માંડ્યો એને થયું 'હાય રે આ જીવતા મનેખ ચોમાસાના દીવાના જીવડા જેવા જ જગત ગણે છે? પ્રભુ સર્જીત અમોલા માનવ દેહની પવાનું દાળિયા જેટલી જ કીંમત!'

એના અંતરમાં ઊથલપાથલ થઈ રહી એને થયું 'એક માણસ બીજા માણસની ભૂખ ભરી દશા જોઈ બેસી રહે ને એનામાં બંધુત્વની ભાવના ન જાગે તો એ માનવ નથી'

એણે એજ ક્ષણે આવા ભૂખ્યાઓના મોમાં અન્નનો કોળિયો નાખવા જીવન ખપાવવા સંકલ્પ કર્યો

પરાયા કાજે ખપી જવાની પ્રેરણા પાવાનો સોરઠી ધરાનો ગુણ જાણે સોળે કળાએ પ્રગટી ઊઠ્યો

હૃદયમાં વ્યથા સંઘરી એ દુકાને આવ્યો

દુકાને મોડા જવાથી બાપને ક્રોધ ચડ્યો ને અણુદાને જોતાં જ ત્રાડ નાખી

'ક્યાં મૂવો તો!'

અણુદો બોલી ન શક્યો

એના બાપને વધુ રોષ ચડ્યો

'બેવકૂફ બોલતો કેમ નથી મોડો કેમ થયો ઘરાકમાં જઈ આ'યો?'

અણુદાએ ડોકું હલાવી ના કહી.

બાપના માથામાં ચરકા નીકળ્યા

'કાં' સોનીનો દીકરો છો કે બાવાનો' સાના ભીખ માગવી છે' ઘરાકનું કામ નથી કરતો ને અત્યાર સુધી હતો ક્યાં!'

'પાદર'

પાદર શું?'

'જાત્રાળુઓ હતા તે એને '

'જોતો હશે નંગાણ જાદો ખાવાનું ભાન છે!'

'ખવા' શબ્દ સાંભળતા જ અણુદા સામે પેલું પાદરનું ભૂખ્યું વૃદ્ધ દેખાયું

તેના દેહમાં વ્યથાનું પૂર ધસી આવ્યું

'જા ઘેર જા ખાઈ આવ.'

'નથી ખાવું'

બાપનો હથોડો એરણથી અધ્ધર પકડી રાખી અણુદા સામે તીન નજર નોંધી બાપ બોલ્યો

'કાં'

'ભૂખ નથી'

અંતરની વ્યથા શબ્દો દ્વારા અણુદો બાપને ન સમજાવી શક્યો

'ઠીક તારી મરજી પણ કામ તો કરીશ ને!'

ચૂપચાપ અણુદો દુકાનની ઉપર આવ્યો ને હથોડો લઈ ટીપવા બેસી ગયો

પણ એ હથોડાના અવાજે અવાજે અણુદાની જાણે નવી મૂર્તિ ઘડાતી જતી હતી

(૨)

પોષ મહિનાની સખત ઠંડી વાય છે હાથના આંગળા બહાર કાઢો તો ઠરી જાય એવી ઠંડીની કાતિલતા છે

ધોરાજીની ધર્મશાળામાં ટાઢથી થરથરતા બે સાધુઓ મોઢેથી વારવાર રામ રામ રામ બોલતા જાય છે

અણુદો એજ વખતે બાપની આજ્ઞાથી બે ગરમ કામળા ખરીદી ઘેર જતો હતો એને કાને આ કરુણાભર્યા બોલ પડ્યા

એ અંદર ગયો

જોયું તો ટૂંટિયું વળી ખૂણામાં બે સાધુઓ ટાઢના ધ્રૂજતા પડ્યા છે

એક ક્ષણમાં અણુદો બધું પામી ગયો એના અંતરમાં દયાનો ધોધ ઊભર્યો

જરાય વાર કે વિચાર કર્યા વગર એકેક ગરમ કામળો બેયને ઓઢાડી દીધો

ને ઓઢેલ કામળો સંકોરતા 'તેરા ભલા હો બચ્ચા તેરા ભલા હો' કરતા ટૂંટિયા સરખા કર્યા

બેઉની ઠંડી દૂર થઈને દુઃખાળા થયા

અણુદાના અંતરમાં શાંતિ પ્રગટી

એ ઘરભણી તો વળ્યો પણ હૃદયમાં પિતાના ઉગ્ર સ્વભાવની યાદ આવી

ઘેર આવતા, કામળા વગરના અણુદાને જોતાં જ બાપ બોલ્યા

'કામળા ક્યાં!'

જવાબમા મૌન

માથુ નીચુ ઢાળી એ ઊભો રહ્યો

'મોમાથી ફાટ તો ખરો?'

'બાપુ '

'માળો બાપુ બાપુ કરે છે ને વાત તો કરતો નથી કે કામળા કયા!'

'કામળા લીધા'તા '

'પછી '

'પછી' ફરી મૌન

પિતા—પુત્ર વચ્ચેની ઉગ્રતા જોઈ મા ઘરમાથી આવી

એના સામે જોઈ અણુદાનો બાપ બોલ્યો

'આ તારો કુળ ઉજાળણુ કામળાનુ કાઇક કરી આવ્યો છે ને બોલતા નથી '

માએ અણુદાની નજીક આવી પૂછ્યુ

બેટા! તારા બાપુ શુ કહે છે કામળા કયા?'

મા '

મા સામે જોઈ અણુદાનુ મો વધુ કરુણાર્દ્ર બન્યુ એના

ધર્મશાળામા બે જન ટાઢે થરથરતા'તા એને ઓઢાડી દીધા '

હદ નપાવટ સોનીનો દીકરો ઊઠીને '

બાપુ મે પરમાર્થનુ કામ કર્યુ છે

જા જા પરમાર્થવાળા સોનીનો દીકરો ત વાન ગોનુ ઘરમા નાખે કે બહાર ફેકી દ્યે!'

'બાપ .. '

'ભાગ નીકળ બાવો થઈ જા બાવો એટલે મારે પીડા ટળે '

મારે એ જ થવુ છે '

અણુદાની આ પળકાર બાપુ સમજ્યા કે એક મહીના થયા અણુદનુ પરિવર્તન નક્કી જ તેને બીજે મારગે લઈ જવાનુ છે તે આ ઘડી આવી પહોચી લાગે છે

'બેટા એવુ બોલમા તારા બાપુનો સ્વભાવ જ એવો છે'

'ના માડી મારા મનમા તે ઘણા દિ થયા એ નક્કી કર્યુ છે કે સોરઠના ભૂખ્યા દુખ્યાઓ માટે મારે બાવા બનવુ છે મને રજા દ્યો '

'જવા દે એને મેલી દે સાગો આખેખ ઘરનુ ફનાફાતિયા કરશે '

અણુદાએ એ જ પળે આતા મળી ગઈ માની નમીને માના ચરણની રજ લઈ માથા પર ચડાવી પછી બાપના પગની રજ લઈ એ જ પ્રમાણે માથા પર ચડાવી બોલ્યો

બાપુ! માડી! તમારા દીકરા તરીકે સારુ કામ કરવા હુ જાઉ છુ પરમાર્થનુ કામ કરવા ને પુન્યનુ ભાથુ બાધવા ગામના પાદરમા ભૂખ્યા માનવટોળાને ચપટી દાળિયા ખાઈ પેટ ભરતુ મે જોયુ ત્યારથી મારા હૈયામા વજ્રપાત જાગ્યો હતો એને શમાવવા ઘર છોડુ છુ મને આશિષ દેજો કે હુ તેમા સફળ નીવડુ કોઈ મોહ મને એ ભૂખ્યાઓના મોમા બટકુ રોટલો પહોચાડવાના કામમાથી ચલિત ન કરે '

મા પાનેથી આસુ લૂછતી રોવા લાગી પણ અણુદાએ તો ઘર છાડયુ

શેરીમાથી પાછુ વળી જોયુ તો બાપને અચરજથી આખો ફાડી ઊભતા ને માને આક્રદ કરતી જોઈ

પણ સામે જાણે સોરઠના લાખો હાડપિંજરો બટકુ રોટલા માટે અણુદાનો હાથ તાણતા હતા

અણુદે મહાભિનિષ્ક્રમણ કર્યુ

(૩)

ઘર છોડયા પછી એણે ઘણો વખત મનોમથનમા ગાળ્યો આ મામ નક્કી નહતુ તેમ ઘર છોડતી વખતે પછીથી શુ કરવુ એવી કોઈ યોજના ઘડી નહતી

ઘેરાઇથી એ જામનગર આવ્યો

ત્યા સુધી પણ શુ કરવુ તે કોઈ ચોક્કસ ઉપાય ન સૂઝ્યો

જામનગરમા એક સોનીને ત્યા રોજની પાચ કોરીના દરમાયાથી કામ કરવા માડયુ

જામનગરમા તે વખતે જામ રણમલ રાજ કરે

પાચ કોરીમાથી અડધી કોરી પોતા માટે રાખી બાકીની સાડાચાર કોરી ભૂખ્યાને અનાજ આપવા ખરચવા માડી [અનુસધાન પૃષ્ઠ ૩૩

# વણ ઉપકારે!

ગિરિજાશંકર કે. વ્યાસ

જે એક દાયકા પહેલાના સૌરાષ્ટ્રના ગામડામાં રહેતા એક "વૈષ્ણવજન" જેવા ભોળા બ્રાહ્મણની પરોપકારી જીવનગાથા

'વણ ઉપકારે ઉપકાર કરે જે' તેને નરસિંહ મહેતાએ વૈષ્ણવજન કહેલ છે એવા એક સાચા "વૈષ્ણવજન"ની આ વાત છે

વેલા મહારાજનુ નામ તો વેલજી મહારાજ હતુ પણ બધા તેને ટૂંકા નામે વેલા મા'રાજ કહીને જ બોલાવતા અને ગામડાના છોકરાઓ અને વહુઆરુઓ 'વેલા બાપા' કહીને સંબોધતા

વેલા મહારાજનુ જીવન પણ એવુ જ હતુ સવારે વહેલા ઊઠી નિત્યકર્મમાથી પરવારી હાથમા તાળડી લઈ ગામમા 'લોટ માગવા' નીકળી પડતા

લોટ માગવા જતા પણ વેલા મહારાજને નાના છોકરાઓ વીટળાઇ વળતા ને 'બાપા ગીત ગાવ' 'બાપા વાર્તા કહો' વગેરે શબ્દોથી તેમને કઈક ગાવા–કહેવાનુ કહેતા, અને વેલા મહારાજ પણ ગમ્મત કરી ' નહિ જાઉં રે ગોકુળ જસોદા માવડી!" "નાગર નંદજીના લાલ રાસ રમતા મારી નથડી ચોરાણી" વગેરે ગીતો અને પદો મીઠા લહેકાથી ગાઈ સભળાવે, તો કોઇ વાર નાની એવી વાત રામાયણમાથી મહાભારતમાથી કે ભાગવત પુરાણ માથી કહી સભળાવે આ છોકરાઓને રાજી રાખી વેલા મહારાજ પોતે રાજી રહેતા ગામની વહુઆરુઓ પણ મોટી લાજ તાણી બાપાની વાત સાભળી રહેતી કે તેમના ગીત મોઢે કરી લેતી આમ વેલા મહારાજ સહુની પ્રીત મેળવી લોટની તાળડી ' સગોસગ"–પૂરે પૂરી ભરી લેતા

બપોરે ઘેર આવી ભોજન કરી ઘડીક 'આડે પડખે' થઇ પાછા ગામને ચોરે જાય ને ત્યા બેઠેલા પટેલીઆઓને તથા બીજા માણસોને ધર્મ કથા કહી સભળાવે. સાજે દેવ દર્શને જઈ વાળુપાણી કરી સૂતા પહેલા ખાટલામા બેઠા બેઠા હરિભજન ગાય સહુનુ સારુ ઇચ્છે ને સહુ સાથે આનંદથી રહે

આવા તેમના નિત્યનાં જીવનથી વેલા મહારાજ ગામ આખામા પ્રસિદ્ધ અને પ્રિય થઇ પડયા હતા એટલુ જ નહી પણ આડખે પડખેના બીજા ગામડા ઓમા પણ તેમની સારી એવી પ્રીતિ–ચાહના થઈ પડી હતી!

ગામમાં તે વખતે કોઈ વૈદ કે દાકતર પણ ન મળે બિચારા ગામડાના લોકોને માથુ દૂખે, તાવ આવે કે પેટમા દુખે ત્યારે વેલા મહારાજ દેશી ઘરવૈદુ આપે કોઈ વખત કોઇને કાંટો વાગ્યો હોય ને બહુ જ ઊંડે ઉતરી જતા તેનું દૂખ થતુ હોય ત્યારે પ્રભુનુ નામ લઇ તે કાટો મતરી આપતા. અને આ બધાની 'ફી' પેટે તેમને તો એટલુ જ કહેવાનુ કે ' ગાય તથા કૂતરાને બટકુ રોટલો નાખી દેજો" પોતે એક પૈસો પણ ન લ્યે!

અને તેમની એ શુભ કામનાથી અને લોકોની શ્રદ્ધાથી સહુને આરામ પણ થઇ જતો. આમ વેલા મહારાજ પરોપકારી જીવન ગાળી રહ્યા હતા

એકાદ બે વખત તો ગામના લોકોમા કઇક અંદરોઅંદર ઝઘડો થતા એક બીજા કઇક દ્વેષ અને વેરઝેર કરવા લાગ્યા વેલા મહારાજને આ અંગે ખબર પડતા તે તો પોતાની મેળે જ ત્યા પહોચી ગયા ને દ્વેષ કે વેરઝેર છોડી એકમેકમા સંપ કરી આપ્યો અને તે માટે પોતે વચ્ચે તેમના જામીન પણ બન્યા!

આ વાતની વેલા મહારાજના પાડોશી શેઠ આતમચંદને ખબર પડી તેમણે વેલા મહારાજને આમ લોકોના ઝઘડામા વચ્ચે ન પડવા કે તેમના જામીન ન થવા સમજાવ્યુ ને કહ્યુ કે 'એ લોકો તો એમ જ ઝઘડયા કરે કાઇ તમારા કહેવાથી સંપીને

રહે એ વાતમા માલ નહી તમારા જામીન તમારે પૂરા કરી આપવા પડશે ત્યારે તમે એ કેમ કરી આપશો ?"

'પણુ શેઠ! લોકો ઝઘડે એમા શો ફાયદો? એમને આપણે ન સમજાવીએ તો કોણુ સમજાવશે?" વેલા મહારાજ પૂછતા

"પણુ એમ ઈ કયા સમજે એવા હતા? આ તો ઠીક છે કે તમારુ કહ્યુ માન્યુ ને ઘડીક ઈ સપ કરી રહ્યા પણુ કાલ સવારે વળી ઈ તો એમ ઝઘડવાના ત્યારે તમારી વાત કયાય ઉડી જશે ને ઉલટા નાહકના હેરાન થવુ પડશે–તમારે જામીન ભરી આપવા પડશે ઇ વવારાનું" શેઠ સમજાવતા

"ભાઈ, તમે કહો ઈ ભને બાકી હુ તો એમ સમજુ કે કોઈનુ પણુ ભલ કરશુ તો ભગવાન સહુનું ભલુ કરશે–ને આપણુ તો ભલુ તેમાય થવાનું"

'પણુ લેવા દેવા વિના આમ કાઇ ભલું કરવા દોડી જવાતુ હશે?" શેઠ તો પોતાની વ્યવહારુ બુદ્ધિ દોડાવી રહેતા

' મારો વા'નો દયાળુ છે સહુનુ સારુ ઈ કરશે." છેવટ વેલા મહારાજ પોતાનુ બ્રહ્મવાકય જેવુ વચન સભળાવતા.

અને થવા કાળ છે તે જે ઝઘડો ઘણા લાબા સમયથી ચાલતો તે ઝઘડો આમ વેના મહારાજે પતાવી દીધો એટલુ જ નહી પણુ પોતાની જામીન ગીરીને લઈ તે લોકોમા કાયમી સપ પણુ કરાવી દીધો. આથી તો લોકોમા વેલા મહારાજ પ્રત્યે વધારે માન વધ્યુ

થોડો સમય વીતી ગયો ને ગામના કાઠી ગરાસીઆ ભુરા ધાધલને તેમના વેવાઇ લખુભાઇ બસીયા સાથે કઈક વહેવારીક બાબતમા અટસ આવી ગઈ ને એકબીજા એવા તો પછી વટે ચડી ગયા કે બિચારી ભુરા ધાધલની પુત્રી પુનબાઇને સોસવુ પડે એમ બની ગયુ! કાઠી લોકો આમ તો વટ અને ટેકના પ્રતિમૂર્તિ ગણાય એમાયે લખુભાઇ બસીયા તો તે બાબતનો ' આડો આંક" જ ગણાતો તેમણે તો પોતાની પુત્રવધુ અને ભુરા ધાધલની પુત્રીને જ્યા સુધી એ ઝઘડો ન પતે ત્યા સુધી પોતાને ઘેર રાખવા ના પાડી દીધી' જુવાનજોધ દીકરીને ભુરા ધાધને થોડો વખત તો સાચવી. પણુ ઝઘડો લબાયો ને ભુરા ધાધલ મૂઝાયો આખરે તેણે વેલા મહારાજ આગળ પાઘડી તેમના પગ આગળ મૂકી કહ્યુ વેલા મા'રાજ' તમે મારી લાજ રાખો "

વેના મહારાજે તો ભૂરા ધાધનને વેલડુ તૈયાર કરી તેમા પુનબાઇને બેસાડી વેલડાને લખુભાઈના ઘર તરફ હકારવા કહ્યુ વેલડુ તો આમ તૈયાર થયુ ને પુનબાઇ પણુ તેમા બેસી સાસરાના ઘર તરફ ચાલી નીકળી પણુ હવે આમ નીકળતા લખમણુ બસીયો વેના મહારાજનુ વચન કદાચ ન પાળે તો?

સહુના મનમા શકા તો થવા લાગી પણુ વેલા મહારાજ "જે ભોળીયા નાથ" કહેતા વેલડાની મોઢા આગળ ચાલી નીકળ્યા

વેલડુ તો આવ્યુ લખુભાઈના ઘર આગળ વેલડુ જોઇને લખુભાઇ તો ઘડીક રાતોપીળો થઈ ગયો ને ઉતાવળમા ને ઉતાવળમા તેના દીકરાને કહી પણુ દીધુ ' જો જો વેલડુ ડેલીમા ન આવે "

પણુ ત્યા તો મોઢા આગળ "જે ભોળીયા નાથ, જે વેજનાથ" કહેતા કહેતા વેલા મહારાજ લખુભાઈ આગળ આવી પહોચ્યા ને ' રામરામ છે લખુભાઈ" કહી લખુભાઈ સાથે રામરામ કર્યાં લખુભાઇએ પણુ ધીમેથી રામરામ કર્યા

લ્યો, તમારે ત્યા પુનબાઇ આવ્યા છે તે તેમનુ સ્વાગત કરી લ્યો' વેલા મહારાજ ખાટના પર બેસીને બોલ્યા

' પણુ વેના મહારાજ' તમે આમ શા હાર આવ્યા? અમારો ઝઘડો ચાલે છે એની તમને ખબર નહી હોય "

લખમણુ બસીયો આગળ વધુ બોલે ત્યાં વચ્ચે જ તેને અટકાવી મહારાજ બોલ્યા "એની મને ખબર છે હવે ઈ ઝઘડાનો ઉકેલ કરી લ્યો ને પુનબાઇને પાછા બોલાવી લ્યો "

"પણ એમ કેમ કરીને થાય?" લખમણ વિમાસણમાં બોલ્યો.

"ઈ ખાધું મે ઘીના ઠામમાં ઘી પડી રહેશે. ઉમણાં તો પુનબાઇને ઘરમાં લઇ લો. આંગણે વહુ આવે એટલે લક્ષ્મી જ આવે એમ ગણી લેવું."

"પણ વેલા મહારાજ! હવે તમે ડબડબ કરવું રેવા દો ને કહું છું તેમ સમજો ને અમારો ઝઘડો વેવાઈ વેલાનો છે તેમાં તમારું કામ નહીં માટે તમ-તમારે છાનામાના ઘેર વયા જાવ." લખમણ બસીયો જરાક ઉતાવળે બોલ્યો.

"લખમણભાઇ! તમે કહો છો ઇ ઠીક છે પણ પુનબાઇ ઇ અત્યારે મારી દીકરી છે, નહિ કે ભુરા ધાધલની! મારી દીકરીની આબરૂ ઇ મારી આબરૂ ગણાય. માટે સમજી વિચારી હું કહું તેમ કરો." વેલા મહારાજ પણ તેવા જ તટસ્થ ભાવે બોલ્યા.

ઘણી સમજાવટ કરી પણ લખમણ બસીયો તો એકનો બે થાય તેમ લાગ્યું નહિ. પુનબાઈએ પણ વેલા મહારાજને હવે પાછા વળવા સમજાવ્યું પણ વેલા મહારાજે તો ત્યાં જાણે ત્રાગું કરવાનું જ હોય તેમ શાંતિથી ખાટલા પર બેસી કહ્યું: "તો લખમણ બસીયા! આ છેવટનું સાંભળી લ્યો કે જ્યાં સુધી પુનબાઇને તમે ઘરમાં નહિ તેડી લ્યો ત્યાં સુધી મારે અન્નજળ હરામ છે."

આ સાંભળી લખમણ બસીયો ઘડીક પાછો પડી ગયો ને બોલ્યો: "તો તો પછી અમારો ઝઘડો જ મટી ગયોને એમ જ ગણવું ને?"

"તમતમારે પુનબાઇને ઘરમાં તેડી લો. પછી હું તમને ન્યાય અપાવીશ. ભુરા ધાધલે તો મને કહ્યું છે કે જે હું કહીશ તે તે ચોક્કસ તેમ કરશે જ."

"તો પછી તમે જો કોલ આપતા હો તો હું માની જાઉં."

"જાવ, મારો કોલ છે."

"તો બસ તમે કહો એ તેમ પુનબાઈ ભલે ઘરમાં આવે." લખમણે આખરે કહ્યું. પછી તો પુનબાઈ પોતાનાં સાસરાને ઘેર રહી ને ત્યાં ને ત્યાં જ ભુરા ધાધલને બોલાવી વેલા મહારાજે બન્નેનો ઝઘડો શાંતિથી પતાવી દીધો.

ઓતમચંદ શેઠે જ્યારે આ વાત જાણી ત્યારે પાછા વેલા મહારાજને કહેવા લાગ્યા: "અને ધારો કે લખમણ બસીયો ન માન્યો હોત તો તમે તો ત્યાં અન્ન ને જળ વિના તરફડીને જ મરી જાત ને."

"ભલેને એમ મરવું પડે. એમાં શો વાંધો?"

"પણ નાહકનાં કાંઈ લેવા કે દેવા વિના આમ પારકી પંચાતે કમોતે મરવું?"

"શેઠ! તમે જરાક ભૂલો છો. આમાં—અને આવી વાતમાં—તમારો વેપારનો કાંટો હાથમાં ન રખાય. અને એનાથી આવી વાત ન જોખાય. અમે તો એટલું માનીએ કે ભલેને આપણે પોતે થોડું ભોગવીએ કે સહન કરીએ પણ બીજાનું તો ભલું થાય છે ને? ધર્મશાસ્ત્રમાં પણ કહ્યું છે ને કે લોકોનું ભલું કર તો આપણું ભલું થવાનું અને કદાચ આપણું ભલું ન થાય પણ બીજાનું તો ભલું થાય એ જ જીવનનું એક મોટું કાર્ય છે. ઉપકાર પર ઉપકાર કરીએ તેમાં શી નવાઈ? પણ વણ ઉપકારે જ્યારે આપણે કંઇક ઉપાય યોજી બીજાને ઉપકારી થઈએ ત્યારે જ સાચું જીવ્યું જાણ્યું ગણાય."

અને શેઠ તો આ વાત સાંભળી વેલા મહારાજ સામું ટગર ટગર જોઇ જ રહ્યા!

સર વિન્સ્ટન ચર્ચિલને કોઇએ પૂછ્યું: રાજનીતિજ્ઞ પુરુષમાં એવો કયો મુખ્ય ગુણ—આવશ્યક છે કે જેના અભાવે તે રાજપુરુષ જ ન થઇ શકે? ચર્ચિલે તરત જ જવાબ દીધો: સૌથી મુખ્ય આવશ્યક ગુણ તેનામાં એ હોવો જોઇએ કે તેને ભવિષ્યવાણી ભાખતા આવડતી હોય—કાલે શું થશે, આ અને આવતા અઠવાડિયે શું, થવાનું છે અને આગલા મહિને ને આગલી સાલ પણ શું થશે એ બધું કહી શકવાની શક્તિ જોઇએ—અને, પછી એ બધું શાથી ન થઇ શક્યું એ પછીથી લોકોને સમજાવવાની પણ શક્તિ અને આવડત જોઇએ.

શ્રીકૃષ્ણ બોલ્યા:

# જ્ઞાનયોગ

## આત્મા

જે વડે આ સઘળું વ્યાપ્ત છે તેને તું અવિનાશી જાણ. એ અવ્યય (અવિનાશી)નો વિનાશ કરવાને કોઈ સમર્થ નથી. *

જે આ આત્માને હણનાર જાણે છે અથવા જે આને હણાયેલો માને છે, તેઓ બંને નથી સમજતા; કેમકે આ આત્મા નથી હણતો કે નથી હણાતો. *

આ આત્મા કદી જન્મતો કે મરતો નથી; અથવા પૂર્વે નહિ હોઈને ફરી નહિ હશે એમ પણ નથી. આ અજન્મા, નિત્ય, શાશ્વત અને પુરાતન છે; તેથી તે શરીર હણાવા છતા હણાતો નથી. *

હે પાર્થ! જે આને અવિનાશી, નિત્ય, અજન્મા અને અવિકારી જાણે છે તે પુરુષ કોને કેવી રીતે હણે છે તથા કોને હણાવે છે? *

જેમ મનુષ્ય જૂના વસ્ત્રો તજીને નવા વસ્ત્રો ધારણ કરે છે તેમ આ દેહધારી આત્મા જૂના શરીરોને તજી બીજાં નવા શરીરોને પામે છે. *

આ આત્માને શસ્ત્રો છેદતા નથી, આને અગ્નિ બાળતો નથી, આને પાણી પલાળતુ નથી (કે) પવન સૂકવતો નથી. એ નિત્ય, સર્વત્ર વ્યાપ્ત, સ્થિર, અચળ તથા અનાદિ છે. *

વળી આ આત્મા અવ્યક્ત, અચિન્ત્ય અને અવિકારી કહેવાય છે. માટે આને એ પ્રમાણે જાણીને તુ શોક કરવાને યોગ્ય નથી. *

હે ભારત! સર્વના શરીરમા રહેનો આ દેહધારી (આત્મા) સદા ન હણાય એવો છે; તેથી તું સર્વ પ્રાણીઓનો શોક કરવાને યોગ્ય નથી. *

ઉપદ્રષ્ટા (સાક્ષી), અનુમોદન કરનાર, ભર્તા, ભોક્તા અને મહેશ્વર એવો આ શરીરમાં રહેનો પુરુષ (અર્થાત આત્મા તે જ પ્રકૃતિથી) પર (ઉપાધિરહિત શુદ્ધ-સ્વરૂપે) પરમાત્મા એમ પણ કહેવાયો છે. *

કેટલાક ધ્યાન વડે, બીજા જ્ઞાનયોગ વડે અને બીજા કેટલાક કર્મયોગ વડે બુદ્ધિમાં આત્માને અંતઃકરણ દ્વારા જુએ છે. *

જે સર્વત્ર, સમાનપણે રહેલા પરમેશ્વરને સમાનપણે જુએ છે તે આત્મા વડે આત્માને હણતો નથી; તેથી શ્રેષ્ઠ ગતિ (મોક્ષ)ને પામે છે. *

જે મનુષ્ય કર્મોને સર્વ પ્રકારે પ્રકૃતિ વડે જ કરાતાં જુએ છે અને આત્માને અકર્તા જુએ છે તે જ જુએ છે *

હે કૌન્તેય! આ અવિનાશી પરમાત્મા અનાદિ અને નિર્ગુણપણાથી શરીરમા રહ્યા છતા કંઈ પણ કરતા નથી અને કશાથી લેપાતા પણ નથી. *

જેમ સર્વમા રહેતું આકાશ સૂક્ષ્મપણાને લીધે કશાથી લેપાતુ નથી તેમ, દેહમા સર્વત્ર રહેલો આત્મા લેપાતો નથી. *

જેમ એક સૂર્ય આ સર્વ લોકને પ્રકાશમાન કરે છે તેમ ક્ષેત્રી (આત્મા) સમગ્ર ક્ષેત્ર (શરીર)ને પ્રકાશમાન કરે છે. *

બે પક્ષીઓ સાથે રહેનારા ને સખા છે તેઓ એક વૃક્ષ પ્રતિ આલિંગન કરતા હતા. તે બેમાંનો એક સ્વાદુ ફલ ખાય છે ને બીજો નહિ ખાતો છતો જુએ છે. *

જે પક્ષી ફળ ખાતો નથી તે પ્રાજ્ઞ છે તે પોતાને તથા બીજાને જાણે છે. પરંતુ જે પક્ષી ફળ ખાય છે તેનુ એ પ્રમાણે નથી. જે અજ્ઞાનથી જોડાયેલો છે તે સદા બદ્ધ છે. જે પ્રજ્ઞાપૂર્ણ છે તે સદા મુક્ત છે. *

ગુણોને કારણે જાગૃતિ, સ્વપ્ન અને સુષુપ્તિ એ બુદ્ધિના ગુણો છે. આત્મા તેમનાથી ભિન્ન છે; કારણ કે આત્મા તેમના સાક્ષી તરીકે સંશયાતીતપણે સિદ્ધ થયેલો છે. *

અંતમા સચ્ચિદાનંદસ્વરૂપ પરમાત્મા એવા મારી સાથે આત્માના અભેદનુ ધ્યાન ધર. *



# નૈવેદ્ય

રવીન્દ્રનાથ ઠાકુર
અનુ૦ નગીનદાસ પારેખ

૫૧

હે રાજેન્દ્ર, તમારી આગળ નમવા માટે જે ઊંચાઈએ ચઢવું પડે છે, તે અત્યંત દુર્ગમ, ઊંચાનીચા, કઠણ, ડુંગરાળ માર્ગે મને હાથ લંબાવીને બોલાવી લો; જે મહાન પંથે તમારા વરપુત્રો ડગલે ને પગલે મરણથી પણ અધિક દુઃખ પામતા પામતા ગયા છે, તે પંથે મને રોજ રોજ આગળ લો.

હે અંતર્યામી, અંતરમાં જે અનિર્વાણ 'હું' રહેલો છે, તેનો પરિચય હું દુઃખ દ્વારા કરીશ અને કરાવીશ. તે કોઈ પણ ભયથી મ્લાન ન થાય, કોઈ પણ લોભથી ચંચલ ન બને, જ્ઞાનને માર્ગે ઉજ્જ્વલ રહે, જીવનના કર્મમાં પ્રકાશ આપે, અને મૃત્યુનો વિશ્રામ તેને મહિમા અર્પે એમ કરો.

૫૨

દુર્ગમ માર્ગની ધારે મુસાફરખાનામાં જેઓ ભાવના આવેશથી ચકચૂર બનીને, રસપાનથી શાન ગુમાવીને પડ્યા હતા, જેમણે સતત પોતાને ઉદ્યત અને જાગ્રત રાખ્યા નહોતા, એ ભાનભૂલ્યા મૂઢોને ખબર ન પડી કે વિશ્વ-યાત્રીઓ ક્યારે વિજયશંખ વગાડતા વગાડતા દૂરના પર્વત ઉપર ચાલ્યા ગયા. એ લોકોએ તો આખો વખત તમને રમકડું બનાવીને રમ્યા કર્યું છે. એ લોકોએ નિરર્થક આચારવડે કર્મને પાંગળું બનાવી દીધું છે, જ્ઞાનને શાસ્ત્રના કારાગારમાં પૂરીને મારી નાખ્યું છે, વિશાળ જગતને પોતાના ઓરડાની અંદર બાકી બારણાં બંધ કરી દઈને સંકુચિત બનાવી દીધું છે—એ લોકો આજ રડે છે. રાત્રિ આવી પહોંચી છે; ક્યાં છે યાત્રી, ક્યાં છે માર્ગ, હાય, ક્યાં છે દિશા!

તમે સર્વાશ્રય છો, એ શું કેવળ પોકળ શબ્દો છે? હે રાજન્, ભય એ તો કેવળ તમારા પ્રત્યે વિશ્વાસનો અભાવ છે.

લોકભય? હે લોકપાલ, લોકભય શાને? કયા લોકો સાથે મારે ચિરકાળનો પરિચય છે?

રાજભય શા માટે, હે રાજેન્દ્ર? તમે જેના અંતરમાં વિરાજો છો તેને કારાગારમાં પણ ત્રિભુવનવ્યાપી તમારો ખોળો મળી રહે છે, બંદીશાળામાં પણ તે સ્વાધીન છે.

હે અમૃત, મૃત્યુભય શા માટે? એ દિવસના પ્રાણ ઊડી જતાં શું તે જ ક્ષણે દાન ખૂટી જશે—હે, પ્રભુ, તારા ભંડારમાં એટલું બધું પ્રાણ-દૈન્ય છે? એવા અવિશ્વાસથી હું પ્રાણને વળગી રહું?

લોક ક્યાં છે? રાજા ક્યાં છે? ભય ક્યાં છે? કોનો? તમે નિત્ય છો, અને હું નિત્ય તમારો છું.

૫૪

મારું સર્જન કરીને તમારે પોતાને હાથે જે મહાસંમાન દીધું છે, તેનું જીવ છતે અપમાન સહન ન કરું એમ કરજો. જે પ્રકાશ તમે રાત-દિવસ પ્રગટાવ્યો છે, તેની ઊર્ધ્વ શિખાને સૌથી ઊંચી રાખું, અનાદરથી બચાવવા હું તેને મારા પ્રાણ વડે ઢાંકી રાખું એમ કરજો. હે મહેશ્વર, મારું મનુષ્યત્વ એ તમારી જ પ્રતિમા છે; મારા આત્માના મહત્ત્વમાં તમારો જ મહિમા છે.

એના ઉપર જે પગ મૂકે છે, એનું જે અવજ્ઞાપૂર્વક અપમાન કરે છે, તે ભલેને આખી દુનિયાનો મહારાજા હોય, હું તેને દેવદ્રોહી ગણીને મારી સર્વ શક્તિવડે દંડ દઉં એમ કરજો. બીજું બધું ભલે જાઉ, પોતાના ગૌરવ વડે હું તમારું ગૌરવ સાચવીશ.

૫૫

તમે મને જે જે અધિકાર અર્પ્યો છે, તેની એક કણી પણ ખાંડી થવા દીધા વિના, સંકટમાં અને મરણમાં પણ તેને અકુંઠિત રાખીને સંપૂર્ણરૂપે તમારે ચરણે સોંપી દઈશ. ત્યારે જીવન સાર્થક થશે.

જ્ઞાન સદા મુક્ત બંધનહીન રહો. ભક્તિ ભયને લીધે આ પૃથ્વીમાં કોઈને પણ ચરણે નમો નહિ. બધા શુભ પ્રયાસો કોઈ પણ શક્તિ તરફની કોઈ પણ બાધાને ન ગણકારો. આત્મા સર્વ બંધોને તોડીને, સઘળા ઉદ્યમને લઈને રાતદિવસ, અવારિત પ્રવાહે તમારા તરફ ધસો. "તમે જે અધિકારભાર મને સોંપ્યો છે તેને જો લૂંટાવા દઉં તો એમાં તમારું અપમાન છે"—એવું મારા પ્રાણમાં સદા લખેલું રહો.

# બિંદુઓ

યોગેશ્વર

### પુષ્પોને પેખીને

પર્વતની કંદરામાં પ્રવાસ કરતાં કરતાં મેં એક પુષ્પોનું ઉપવન જોયું. પર્વતપર નાનાંમોટાં રંગબેરંગી પુષ્પો અનેકની સંખ્યામાં શોભી રહ્યાં હતાં. મને જોઈને તે હાલી ઊઠયાં, અને એ રીતે એમણે મારૂં સ્વાગત કર્યું.

એ પુષ્પોને પર્વતના એ એકાંત પ્રદેશમાં કોણે ઉગાડ્યાં? કયા કુશળ માળીની માવજતમાં એ મોટા થયાં, ને કોના સલિલસિંચનથી સુધાસભર કે સુવાસિત બન્યાં? રાજપ્રાસાદના ઉપવનમાં કે કોઇ રમણીય, સુવ્યવસ્થિત ને સુરક્ષિત ઉપવનમાં ખીલી ઉઠવાને બદલે સુમધુરતાથી મઢેલાં એ પ્રસન્ન પુષ્પો, પર્વતના એ એકાંત પ્રદેશમાંથી ક્યાંથી પ્રકટ થયાં?

એ પરિમલપાવન પુષ્પોને પેખીને મને ખાતરી થઇ કે માનવની માવજતથી યે વિશેષ મૂલ્યવાન તમારી માવજત જેને મળી જાય છે, તેનો વિકાસ અબાધિતરીતે ચાલ્યા કરે છે. તેને કોઇ ભય નથી, ચિંતા નથી, ને કોઈ પ્રકારની કમી નથી રહેતી. એ પરિમલપાવન પુષ્પોને પેખીને મને એવી શ્રદ્ધા થઈ.

### માનવને

અમૃતના અપરંપાર અરણ્યમાં અમૃતવિના બીજું શું હોય, માનવ? છતાં તું વિષની વરાળોની વેદના કહી બતાવે છે, ને વિષનું વમન કરે છે, એ આશ્ચર્યકારક છે!

સુધાના સનાતન સીમાહીન સાગરમાં સુધા સિવાય બીજું શું હોય, માનવ? છતાં તું વિષની વરાળોની વેદના કહી બતાવે છે, ને વિષનું વમન કરે છે, એ આશ્ચર્યકારક છે!

આ તો પરિમલથી પરિપ્લાવિત પ્રફુલ્લ પુષ્પોનું પરમ ઉપવન છે. એમાં પરિમલની પ્રતીક્ષા કરવાની ને પરિમલને માટે પીડિત થવાનું ના હોય, માનવ! છતાં એમાં શ્વાસ લઈને તું પરિમલને માટે પ્રાર્થે છે. ને પોકાર પાડે છે, એ આશ્ચર્યકારક છે!

વસંતના વિલાસમાં પાનખરનો પ્રવેશ નથી, ને બીજી ઋતુનું પણ નામનિશાન નથી. એના સામ્રાજ્યમાં તો સઘળે જ સુખ, સર્વત્ર શાંતિ અને ચારેકોર આનંદ જ આનંદ છે, માનવ! છતાં એનો પ્રજાજન બનીને, તું શાંતિ, સુખ ને આનંદને માટે તલસે છે, એ આશ્ચર્યકારક છે!

તારી દૃષ્ટિ ને વૃત્તિને ફેરવ, તો આજે જે આતંકરૂપ લાગે છે તે જ કાલે આશીર્વાદરૂપ થઈ પડશે.; પ્યારા માનવ! આજે જે મૃત્યુમય તે જ કાલે નવજીવન થઈ પડશે.

### બે દૃશ્યો

અંધકારનાં આવરણને આજુબાજુ બધેથી ભેદીને, સૂર્યના પાવન પ્રકાશનું પ્રાકટ્ય થયું. પંખી પ્રસન્નતામાં પોકારી ઉઠ્યાં. વૃક્ષો ડોલી ઉઠ્યાં. ને પત્રો તથા પુષ્પોપર બેઠેલાં તુષારબિંદુ એના આહ્લાદથી આપ્લાવિત થઈને ખરી પડ્યાં. એનું અવલોકન કરીને કોઈક કવિનું હૃદયબીન બોલી ઉઠ્યું: અંધકારથી ડરવાનું શું કારણ છે? અંધકારવિના અજવાળું છે જ ક્યાં? પ્રકાશના પાવન પ્રકટીકરણમાટે અંધકાર અનિવાર્ય છે.

તાપે તપેલી ધરતી આકુળવ્યાકુળ થઈને, અંતરના અંતરતમમાંથી પોકારી ઉઠી: ત્યારે વાદળ એની વ્હારે આવ્યાં, ને વરસાદની અમીધારાનો આરંભ થયો. આકુળતાને વિસારીને ધરતીનો પ્રાણ થોડીવારમાં પાછો પ્રસન્નપ્રસન્ન થઇ ગયો. એની ઝાંખી કરીને કોઈક કલાકારના કોમળ કાળજામાંથી શબ્દાવલિ ફૂટી: તાપથી વિહ્વલ થવાનું શું કારણ છે? તાપવિના છાયા છે જ ક્યાં? જે સહે છે તે જ શાંતિ મેળવે છે, ને વિપત્તિ ને વેદનાની વિષવરાળ વેઠે છે, તે સુધામાં સ્નાન કરે છે. તાપ ને વેદના છાયા ને શાંતિ માટે અત્યંત અનિવાર્ય છે.

નિરાશ થયેલા ને જીવનના ઝંઝાવાત તથા ઝેરથી તપેલા તથા આકુળવ્યાકુળ થયેલા માનવે એ બે દૃશ્યો જોયાં, ત્યારથી એ આશાથી સંપન્ન થયો; એનો શોક શાંત થયો; ને જીવનપ્રત્યેનો એનો પ્રેમ તથા વિશ્વાસ વધી ગયો.

# ગાંધીજીનાં દૃષ્ટાંતો

સંપાદક : રમેશ ડા. દેસાઈ

## વિશ્વામિત્ર અને માંસનો કડકો

વિશ્વામિત્ર ઋષિની વાત છે.

તેમણે દુષ્કાળના સમયમાં ભૂખના માર્યા માંસ ચોર્યું. પણ માંસ ચોરતાં તો ચોર્યું, પણ તે ખાતાં પહેલાં તો અનેક વિધિ કરવાની હતી.

સ્નાન સંધ્યા વિના ભોજન થાય નહીં. એટલે સ્નાન સંધ્યા કરવા માંડયાં. પણ એ સ્નાન સંધ્યાનો નિત્યનિયમ કરતાં કરતાં ભાન થયું કે મારું કેવું પતન થયું છે! એક પેટની ખાતર મેં ચોરી કરી. ચોરી કરી તે પણ માંસની. કંદમૂળફળ ખાઈને તૃપ્ત રહેનાર અને વાનપ્રસ્થ હું તેણે પેટની ખાતર માંસની ઉપર એડી નજર નાંખી! આ વિચાર કરતાં એને ધર્મભાન થયું.

માંસનો કડકો લઈને જે ખાટકીને ત્યાંથી તે ચોર્યું હતું તેની પાસે ગયા અને તેની માફી માગી.

ખાટકી તો ઋષિની માફીથી શરમાઈ ગયો અને કહેવા લાગ્યો: 'ઋષિરાજ, આ દુકાન તો તમારી છે, તમારે તમારી ભૂખ જેટલી તૃપ્ત કરવી હોય તેટલી કરો.'

ઋષિની ઉપર આની ભારે અસર થઈ.

એણે તો પેલા ખાટકીને કહ્યું: 'તું મારો આજથી ગુરુ થયો.'

આ વાત પરથી ધર્મજીવન એ શી વસ્તુ છે એનો ખ્યાલ આવે છે. ૧૯૩૭

## દુઃખ વિના સુખ નહીં

રામે ચૌદ વરસ વનવાસ ભોગવ્યો ત્યારે સીતાજીને છોડવ્યાં.

નળે એટલાં દુઃખ સહન કર્યાં ત્યારે એ અમર થઈ ગયો.

હરિશ્ચંદ્ર, રાણી તારામતી અને રોહિતે એટએટલાં દુઃખ સહન કર્યાં ત્યારે તેમના સત્યનો સૂર્ય બન્યો અને તેનો પ્રકાશ દુનિયામાં પ્રસર્યો.

આમ દુઃખ ખમ્યા વગર તો સુખ નથી.
૩૧–૧૦–'૨૦

## પેયગમ્બરની ઉદારતા

એક ગેરમુસ્લિમની વાત છે.

એ માણસ એક વાર પેયગમ્બર સાહેબને એકલા અને હથિયાર વિનાના એક ઝાડને છાંયડે સૂતેલા જોઈ ત્યાં જઈ પેયગમ્બર સાહેબને કહેવા લાગ્યો: 'બોલ, મહમદ, તને હવે કોણ બચાવી શકે એમ છે?'

તુરત જ એમના મુખમાંથી નિર્ભય વચન નીકળ્યું: 'અલ્લા.'

પેલો થરથર ધ્રૂજવા લાગ્યો. તેના હાથમાંથી તલવાર પડી ગઈ. પેયગમ્બર સાહેબે તે લઈ લીધી, અને તે ઉઠાવીને પેલાને પૂછ્યું: 'ત્યારે તું કહે, હવે તને કોણ બચાવી શકે એમ છે?'

નાસ્તિકે ધ્રૂજતાં ધ્રૂજતાં જવાબ દીધો: 'તારા સિવાય કોઈ નહીં.'

પેયગમ્બર સાહેબે તેનો પ્રાણ ન લેતાં, તેને ઉદારતાથી માફી બક્ષી.

## સ્ત્રી એટલે શું?

ચાર વર્ષના બાળકે પૂછ્યું: 'સ્ત્રીઓ એટલે શું કાકા?'

બાપા (માથું ખંજવાળી) બોલ્યા: 'બહેનો, બા સ્ત્રી કહેવાય.'

બાળક કહેઃ 'હું; સ્ત્રીઓ એટલે રાંધે, વાસણ અજવાળે, કપડાં ધૂએ તે, ખરું ના?'

આ કાલ્પનિક સંવાદ નથી. ઘણા થયેલા સંવાદોમાંથી ચૂંટી કાઢેલો છે.

આ પરથી મને એમ થયું કે બાળકના જેવા નિર્દોષ આપણે બનીએ ને તેની જેમ આપણા નિર્દોષ અવલોકનમાંથી આપણા અર્થ ઘટાવીએ તો ઘણી પંચાતમાંથી, ઘણા વિખવાદમાંથી ને ઘણા કાળક્ષેપમાંથી ઊગરી જઈએ અને આપણી બુદ્ધિ ઉત્તરોત્તર તેજસ્વી થાય.

## દાદાભાઈની સાદાઈ

૧૯૦૮માં એક પ્રસંગ બન્યો.

હિંદના દાદાભાઈ વિરુદ્ધ કોઈએ ટીકા કરી. મને તે એટલી અસહ્ય લાગી છતાં એ ખોટી છે એમ હું સિદ્ધ નહોતો કરી શકતો, અને કંઈક કંઈક મનમાં શંકા ઊઠતી હતી. દાદાભાઈ જેવા મહાન દેશભક્તને વિષે શંકાને સ્થાન આપવું એ મને પાપ લાગ્યું. તેથી ટીકાકારની રજા લઈને હું વખત મેળવી દાદાભાઈ પાસે ગયો.

એમની ખાનગી ઑફિસે જવાનો આ મારો પહેલો પ્રસંગ હતો. એક નાની સરખી ઓરડી જેમાં માત્ર બે જ ખુરસીઓ હતી, એ તેમની ઑફિસ હતી.

હું અંદર પેઠો.

એક ખાલી ખુરસી લેવાનું તેમણે મને ફરમાવ્યું, પણ હું તો તેમના પગની પાસે બેસી ગયો. મારા ચહેરા ઉપર એમણે કાંઈક દુઃખ જોયું, મને પૂછ્યું, અને જે હોય તે કહી દેવા કહ્યું.

મેં અચકાતાં અચકાતાં ટીકાકારની ટીકા સંભળાવી અને કહ્યું: 'આ વાત સાંભળ્યા પછી મને કાંઈક શંકા ઊઠેલી છે, એ સંઘરી રાખવી પાપ સમજું છું. કારણ કે હું આપનો પૂજારી છું.'

તેમણે હસીને પૂછ્યું: 'તને હું શું જવાબ આપું? તું એ વાત માને છે?'

જે રીતે, જે સૂરથી અને જે દુઃખથી તે બોલ્યા તે મારે માટે બસ હતું. મેં કહ્યું: 'હવે મારે વધુ નથી સાંભળવું. મને શંકા રહી જ નથી.'

છતાં તેમણે તો મને એ વિષય ઉપર કેટલીક બીજી વાત પણ કરી જે અહીં આપવાની જરૂર નથી. આ કિસ્સા પછી હું જાણતો થયો કે દાદાભાઈ ફકીરની જેમ સાદાઈથી રહેનાર હિંદી છે.

## ઉપવાસ અને આહારની લાલસા:

રમઝાન મહિનાના રોજા ઉપરાંત પેગંબર સાહેબ વધારે ઉપવાસ કરતા તેનું અનુકરણ તેમના શિષ્યો કરતા. તેમને પેગંબર સાહેબે જે ચેતવણી આપી હતી તેમાં ઘણું વજૂદ હતું.

પેગંબર સાહેબ તેમને કહેતા: 'હું તો ઉપવાસ કરું છું ત્યારે માલિક પૂરતો ખોરાક મારા આત્મા માટે મોકલે છે, તમને તેવો ખોરાક મળતો નથી.'

શરીરના ઉપવાસ વધતા જાય, તેમ તેમ આહારને માટે લાલસા વધતી જતી હોય, તો આત્મશુદ્ધિ અર્થે કરેલા ઉપવાસ શા અર્થના છે?
૧-૪-'૨૮

## બાળકોના જેવા બનો

ઈસુએ કહ્યું છે:

'બાળકોને મુખેથી ડહાપણ ઝરે છે.'

મુમુક્ષુને તે કહેતા:

'બાળકોના જેવા બનો.'

વયે વધેલા છતાં બાળક જેવા નિર્દોષ, સરળ ને ઇચ્છાપૂર્વક સત્યના પૂજારી બનવું ને રહેવું એ સહેલું નથી, પણ આપણું કર્તવ્ય છે.

હિંદુધર્મે કલ્પેલા પૂર્ણાવતાર કૃષ્ણ બાળક છે.

[ક્રમશઃ]

# અપરાધી

ઓ' હેન્રી

અનુ હસમુખ રાવળ

બાળકોમા રસ ન લેતા માતાપિતાએ જાણવુ જોઈએ કે તેમની નિરસતા બાળકોનાં જીવનમા કેવી ઉથલપાથલ મચાવી દે છે આ ટૂકી વારતા આવા માતાપિતા માટે ચીમકીરૂપ છે

ડિસેમ્બરની આથમતી સધ્યાના ઓળા નગરીને ભરડો લે તે પહેલા જ ઘણાખરા મુબઈગરાઓ ઘરની ગોદમા ભરાઈ બેઠા હતા એક નાના ઓરડાના બારણા સામે, શેઠ જમનાપ્રસાદ આરામખુરશી પર લબાવી, સાજનું તાજુ છાપુ વાચી રહ્યા હતા તેઓ અધેડ બેશક હતા, પણ કેટલાય વખતથી દાઢી ન કરી હોવાને કારણે વાળ બેદરકારીથી વધી ગયા હતા વસ્ત્રો મેલા અને કરચલીવાળા હતા જા ા, લાબા હોઠ વચ્ચે રાખેલી સળગતી સિગારેટમાથી ધુમ્રસેર એક સરખી ઉર્ધ્વગતિ કરી રહી હતી બહાર ચાલીમા તોફાની બાળકોની વાનરસેનાએ, ચાલી માથે લીધી હતી પરતુ છાપામા મગ્ન જમનાપ્રસાદના કાન સુધી એ શોરબકોર પહોચ્યો નહી

થોડી વારે ૧૨–૧૩ વર્ષની એક છોકરી ગભરાતી –ગભરાતી તેમની સામે પાસે આવી પ્રથમ તો તે ખચકાઈ, પછી હિમત કરી પૂછ્યુ

'પપ્પા, આજે થાકી ગયા કે શુ? ચાલો મારી સાથે દડે રમો–બાજુવાળો નવીન રીસે ભરાણો છે!'

છાપામાથી નજર ફેરવી જમનાપ્રસાદ તાડૂકી ઊઠ્યા 'હુ દડે રમવા જેવડો છુ? જા–જા, નીચે ચાલીમા તારા જેવડુ કોઈ શોધી કાઢ' તારી બા કેમ દેખાતી નથી? અરે ઓ લીલા?' તેમણે પત્નીને સાદ દીધો લીલાબહેન રસોડામાથી બહાર આવ્યા અને પતિને જોઈ છેડો સરખો માથે ઓઢી લીધો

'બોલો, શુ કહેતા હતા?'

'આ એમ કે તુ મધુને બહાર રમવા જવા દેતી નથી તને શુ થઈ ગયુ છે?'

'મને કઈ જ થયુ નથી–પણ એ બાળકો તમે જોયા? કેટલા નફફટ? કોઈનો બાપ જુગારી તો કોઈનો શરાબી! રખડુ બાળકો પાસેથી મધુ શુ શીખશે? તમને નથી લાગતુ કે ક્યારેક ક્યારેક તમારે પણ મધુ સાથે રમવુ જોઈએ તે કેટલી રાજી થાય? તમને કેટલો આનદ મળે?'

પત્નીની શિખામણ જમનાપ્રસાદને ગમી નહીં. તેમણે નિસાસો મૂકતા કહ્યુ

'અરે મને જો સમય હોત તો શુ જોઈએ? જોતી નથી શેરના ભાવ ગગડી રહ્યા છે–કાને દેવાળુ ફૂકવુ પડે એવી સ્થિતિ છે ત્યારે તને રમત સૂઝે છે!'

'એ ખરુ, પણ આપણે માબાપ છીએ બાળક થોડી આશા માબાપ પાસેથી પણ રાખે છે એ કયા જાય?'

'જાય જહન્નમમા—મારી પાસે બકવાદ ન કર એક તો બજાર તૂટી રહી છે–વેચવાની મળતી નથી ત્યારે શુ આ છોકરમત માડી છે?' એટલુ કહી એટલા જોરથી છાપાનો ઘા કર્યો કે મધુ તો ત્યાથી દોડતી નીચે ભાગી ગઈ

આ વાતને સાત વર્ષ વીતી ગયા ત્યારે મીસ મધુરિકા રેડિયો કલબની મશહૂર નર્તિકા ગણાતી હતી તેની સાથે નૃત્ય કરવુ એ એક લહાવો હતો. રાત્રિકલબના અધ્યક્ષ સકસેનાએ પોતાના ગજવામાથી, નોટોનુ બડલ કાઢી મેજ પર મૂકતા કહ્યુ

'આ રહ્યા પચાસ રૂપિયા જો આજે રાત્રે હુ મજરી સાથે નૃત્ય ન કરુ તો આ રકમ મારી નહી પણ પરાગની'

પરાગે તરત ખિસ્સામાથી સોની નોટ કાઢી મેજ પર મૂકી દીધી સકસેનાની પસદગીનો આ સ્પષ્ટ ઉત્તર હતો છેવટે ત્રીજા મિત્ર શર્માએ દરમ્યાનગીરી કરી

'સકસેના–ખરી વાત કહુ તો મજરી સાથે કોઈ સબધ રાખવો હવે ઉચિત નથી વળી તમારે

મધુરિકા સામે ફરિયાદ શી છે? તમે એકબીજાને વચન આપી ચૂકયા હો અને આવતે વર્ષે તો લગ્ન પણ થઇ જશે' મધુ કેટની પ્રેમાળ છોકરી છે! અને તારે માટે તો મરી પડે છે।''

એ જ સમયે, પેરેડાઇઝ કાફેમા મદિરાની પ્યાલી પર પ્યાની મધુરિકા, ગટગટાવી રહી હતી ચોથી વાર પ્યાની ભરતા તે બબડી

'અ ચ્છા! તો સકસેના આજે મજરી સાથે નાચવાના છે એમને? નિર્લજ્જ' દગાબાજ' વિશ્વાસઘાતી! હજુ તો ગયે જ વર્ષ આ વીટી તેણે જ મને પહેરાવી હતી—અને આવતા વર્ષ તો અમે લગ્નગ્રથિથી જોડાવાના છીએ ત્યારે આ હિમત? અને તે પણ પડોશની એક મેશગમ છોકરી સામે મારું અપમાન કરવા માગે છે? બહેતર છે કે હુ મરી જઉ ' અને મધુરિકાએ પ્યાલી ખાની કરી હોઠ કરડયા

તે રાત્રે દસ વાગે રેડિયો કનબમા જનમો જામી પડયો હતો વીજળીના ઝળહળતા પ્રકાશમા યુવક યુવતીઓની જોડી તૈયાર ઊભી હતી સકસના પણ હતો અને તેની બાજુમા સોનેરી વાળવાળી મજરી મદમદ હસતી હતી સાગરના તરગો અને બેન્ડના મધુર લય એક બીજાને સાથ પૂરતા હતા સગીતના તાલપર સકસના અને મજરીએ નૃત્ય શરૂ કર્યું માગે જ પાચ મિનિટ થઇ હશે ત્યા બ્લ્યૂ ભાભી પોષાક પહેરેની મધુરિકા પ્રેક્ષકોનું ટાળુ વીધી સકસેનાની સામે ઊભી રહી તેની આખોમાથી ઇર્ષાની આગ લબકારા દેતી હતી તે આગળ વધી—હજુ આગળ—અને કોઇની સમજમા આવે તે પહેલા સક્સેના જમીન પર ઢળી પડયો તેના કાળજામા એક તીક્ષ્ણ ચાકૂ ઊતરી ગયુ હતુ પૂતળાની જેમ થીજી ગયેલા પ્રેક્ષકો ખીટ જ પછે મધુરિકાની પાછળ દોડયા પણ તે કોઇના હાથમા ન આવી બીજે દિવસે સવારે દરિયામાથી તેની લાશ પોલિસે બહાર કાઢી

*

આ દુર્ઘટના સાભળી તે રાત્રે જે વિચિત્ર સ્વપ્ન મને આવ્યુ તેને જ હું વિશેષ મહત્વ આપુ છુ રાત્રિના લગભગ બે વાગ્યા હશે, કેમકે બાજુના ટાવરમા છેલ્લે બે દોઢનો ટકોરો સાભળેલો મને લાગ્યુ કે હુ સ્વર્ગલોકમા પહોચી ગયો છુ ઇશ્વરના ન્યાયાસન સામે મોટી ભીડ જામી છે, અને એક પછી એક મૃતાત્માને તેના કર્મફળનો ચૂકાદો આપવામા આવે છે અહીનો નીરક્ષીરન્યાય સાભળી મને ધ્રૂજારી છૂટી અત્યાર સુધીમા કરેલા કાર્યો મારી નજર સમક્ષ તરવરી રહ્યા મારા બચાવ માટે યોગ્ય રદિયો આપવા મે ચોતરફ વ્યાકુળ નજર ફેરવી તો તે સમયે જ ન્યાયાલયનો બધ દરવાજો ખોલી સફેદ વસ્ત્રધારી એક ફિરસ્તો બહાર આવ્યો જન સમુદાય પર એક ઉડતી નજર ફેરવી તેણે બૂમ પાડી

'ન ૪૯૮૭૫- હાજર થાય!'

આજ્ઞાનુ પાલન કરાવવા એક દૂત મધુરિકાને લઈ તેની તરફ આગળ વધ્યો, અને ફિરસ્તાને સોપી દીધી ધરતી પર મનુષ્યોના કર્મોની તપાસ કરનાર, સ્વર્ગનો મોટો અધિકારી હતો 'બિચારી!' તે સહાનુભૂતિ-મિશ્રિત સ્વરે બોલ્યો 'મહાપ્રભુ અવશ્ય તેને રૌરવ નર્કની યાતનાનો દડ ફરમાવશે! પતિનુ ખૂન અને પછી આત્મહત્યા! કેવી ભયકર વાત છે!'

થોડી વારે ન્યાયાલયનો દરવાજો ખુલ્યો અને શ્વેત વસ્ત્રધારી દેવદૂત મધુરિકાને લઇને બહાર નીકળ્યો જીજ્ઞાસુ પ્રેક્ષકગણ પર નજર નાખી પરમાત્માનો ન્યાય સભળાવ્યા 'મધુરિકા સપૂર્ણ નિર્દોષ નથી—પરતુ દયાને પાત્ર છે નર્કની યાતનાને બદલે મહાપ્રભુએ તેને ક્ષમા આપી છે અને તુ ' તે અધિકારી તરફ ફર્યો અને કહ્યુ 'તુ કેટલો નકામો છે? તારી બુદ્ધિ એટલુ પણ ન શોધી શકી કે આ બાબતમા અપરાધી કોણ છે? જા—તે બિનજવાબદાર સ્નેહહીન બાપની તલાશ કર જે સતાનના ભવિષ્ય કરતા છાપામા મોઢુ ઘાલીને વાચવામા મહત્ત્વ સમજે છે અને પોતાના ફૂલ જેવા બાળકોને ગલીઓમા રઝળતા મૂકી દે છે ખરો અપરાધી મધુરિકાનો પિતા છે—જા, એને પકડી લાવ!'

# 'રમિયે ગુજરાતે રે'

ડાહ્યાભાઈ જી કોટક

(૧૦મા અંકથી ચાલુ)

## શુક્લતીર્થ

ગુજરાતમા નદી કિનારે આવેલુ આ એક રમણીય સ્થળ છે નર્મદાને કાઠે આવેલુ સૌદર્ય સ્થળ હોવા ઉપરાત તે એક પવિત્ર યાત્રાનુ સ્થળ પણ છે નર્મદાને સામે કાઠે મળતી કાવેરી નદીનો સંગમ નદીની વચ્ચોવચ્ચ ૧૫ માઇલના ઘેરાવાવાળા બેટની ઉપર દુનિયાના મોટામા મોટા વૃક્ષ તરીકે ગણાતા એક ચોરસ માઇલના વિસ્તારમા ફેલાયેલો જમાનાથી ઊભેલો કબીરવડ અને આસપાસમા આવેલા તીર્થક્ષેત્રો આ સ્થળનુ આકર્ષણ છે

બાજુમા આવેલો કબીરવડનો બેટ નદીની સપાટીથી થોડોક જ ઊંચો છે ત્યા ફેરીબોટ દ્વારા જઈ શકાય છે

શુક્લતીર્થ પાપવિમોચન માટે પૃથ્વી પરનુ પવિત્રમા પવિત્ર તીર્થસ્થળ મનાય છે અણહિલપુર પાટણના રાજા ચામુડ પુત્ર મરણના આઘાતથી તેના જીવનના શેષ દિવસો અહી પસાર કરેલા દર વરસે કાર્તિકી પૂર્ણિમાએ પાચ દિવસ સુધી મેળો ભરાય છે અને તેમા સખ્યાબધ માણસો આવે છે શુક્લતીર્થની બાજુમા કાળીતીર્થ અને ઓકારેશ્વર બીજા બે તીર્થસ્થળો આવેલા છે

નૈસર્ગિક અને ધાર્મિક દૃષ્ટિએ જોવા જેવુ આ શુક્લતીર્થ ભરૂચથી ૧૦ માઈલના અતરે આવેલુ છે અને ત્યા જવા માટે ડામરની પાકી સડક છે

## તુલસીશ્યામ

ગીરની જગલ સમૃદ્ધિ અને સૃષ્ટિ સૌદર્યનો ખ્યાલ આપે તેવુ સ્થળ સૌરાષ્ટ્રમા આવેલુ તુલસીશ્યામનુ છે મધ્યાહ્ન પણ અધારુ લાગે તેવા ઘટા બીડ જગલો જગલના વૃક્ષોની વચ્ચે સુમનના બસરી સરખા ઉદ્દના તીણા સૂરો સૂતના વૃક્ષોના સુસવાટા વૃક્ષોની વચ્ચે કિલ્લોલ કરતા વિવિધ પક્ષીઓ અને દૂર દૂર સભળાતી સિહોની ડણકોથી આ સ્થળનુ વાતાવરણ ભીષણ લાગે છે આવી ભીષણ પ્રકૃતિ વચ્ચે વસતા માનવીઓ પણ એવા જ ખમીરના છે તેમના ગેડા વતી કૂતરાને નસાડે તેમ સિહ જેવા વિકરાળ પ્રાણીને પણ નસાડી મૂકવાની તેઓ હિમત ધરાવતા હોય છે કઠોર કુદરત અને હિસક પ્રાણીઓની વચ્ચે તેમનુ જીવન તેઓ જીવતા હોય છે આવા અડિખમ માલધારીની એક ચૌદ વરસની ચારણ કન્યાએ સિંહને હાકી મ.નાની બતાવેલ નૈસર્ગિક હિંમતના બનાવે તો સ્વ મેઘાણીને તે પ્રસગનુ કાવ્ય રચવાની પ્રેરણા આપેલી આવુ છે તે સ્થળ અને ત્યાના માનવી.

જગલની દુનિયાનો અને તેના માનવી તથા પ્રાણીઓનો તાદશ્ય ખ્યાલ આપતુ તુલસીશ્યામનુ સ્થળ જોવા જેવુ છે ગીરની મધ્યમા આવેલુ હોવાથી કોઇ પણ બાજુથી જનારને જગલની નૈસર્ગિક શોભા જોવાનો લાભ મળે છે પ્રાકૃતિક સ્થળ હોવા સાથે તે એક યાત્રાનુ સ્થળ પણ છે

જગલની વચ્ચે ટેકરીની તળેટીમાં એક સુંદર પ્રાચીન મદિર છે આ મદિરની જગાની આસપાસ તેકોનો વસવાટ છે મદિરની ચારે બાજુ દીવાલ કરી તેની ચારે બાજુએ ઓરડા બાધવામા આવ્યા છે જગ્યાનો વહીવટ મહત કરે છે પ્રવાસીઓને ઉતરવાની સગવડ આ મદિરમા મળી શકે છે અને ભોજન પણ કઇ લીધા વિના મદિરને રસોડે અપાય છે મદિરની રાતની આરતીનો ઘણો મોટો મહિમા છે એક ગૌશાળા પણ ત્યા છે

તુલસીશ્યામ ગરમ પાણીના ઝરણા માટે પણ જાણીતુ છે મદિરની બાજુમા મહાદેવના પાણીના છ કુડ છે તેના પાણી ખૂબ ગરમ છે સવારમા તો તેમથી ધૂમાડા બહાર આવતા હોય છે કેટલાક

રોગોમા ઉપચાર તરીકે ઉપયોગમા લેવામા આવતા ગંધક મિશ્રિત ગરમ પાણીના આ કૂંડા વ્યવસ્થિત રીતે બાધી લેવામા આવે તો આ સ્થળની શોભા અને ઉપયોગિતા ઘણી વધી જાય

તુલસીશ્યામ જવાના ત્રણ રસ્તા છે, એક તો ઉનાથી બીજો સતાધારથી અને ત્રીજો ધારી તરફથી આ ઉપરાત રાજુલા ખાભા બાજુથી પણ જવાય છે સ્થળ ગીરની વચ્ચે આવેલુ હોવાથી કોઇ પણ બાજુએથી જતા સોરઠની સોહામણી ધરતીનો ખ્યાલ આપતા ગીરના જગલોની શોભા પ્રવાસીને જોવા મળે છે

પ્રભાસખડના 'તપ્તોદકે નર સ્નાત્વા તત્ર સ્વામિનમર્પયેત્' એ શ્લોક પરથી જણાય છે કે આ સ્થળ પુરાણમા 'તપ્તોદક' તરીકે ઓળખાતુ આ જોતા તે ઘણુ પુરાણુ સ્થળ છે કહેવાય છે કે આ સ્થળે તલ નામનો રાક્ષસ રહેતો હતો કૃષ્ણે તેને મારી નાખ્યો તેથી કૃષ્ણનુ નામ તલસ્વામી' અને તેનુ તલસામ' અને તેમાથી 'તુલસીશ્યામ' એવુ આ સ્થળનુ નામ પડયુ

પુરાણમા તુલસીશ્યામનુ નામ પડવા અગે એક બીજી કથા એવી છે કે ક્ષીર સાગર જે અસલ જાલધર બેટના નામે ઓળખાતો હતો તે બેટમા જાલધર નામે એક રાક્ષસ રહેતો હતો તેને તુલસી નામે પતિવ્રતા સ્ત્રી હતી દેવોએ આ રાક્ષસને વરદાન આપ્યુ હતું કે જ્યા સુધી તેની સ્ત્રી પતિવ્રતા રહેશે ત્યા સુધી તે કોઇથી જીતાશે નહિ આથી ગર્વિષ્ટ બની તેણે આખી પૃથ્વી ઉપર હાહાકાર વર્તાવ્યો અને દેવોને પણ દમવા લાગ્યો દેવોએ તેની સામે યુદ્ધ કર્યું પણ તેમા તેમનો પરાભવ થયો આખરે સાક્ષાત શકર યુદ્ધમા ઊતર્યા પરતુ તેમનાથી પણ જાલધર જિતાયો નહિ આખરે કૃષ્ણે દૈત્ય જાલધરનુ રૂપ લઇ રાક્ષસની પત્ની તુલસી પાસે જઈ તેને ભોળવી અને તેના પાતિવ્રત્યનો ભગ કર્યો એટલે શિવે દૈત્યને હણ્યો રાક્ષસ મરાતા તુલસી સતી થઇ કૃષ્ણે તેને છેતરી અને તેના શિયળનો ભગ કર્યો તેથી તુલસીએ તેને શ્રાપ દીધો કે તું શાલીગ્રામ થઈશ કૃષ્ણે તુલસીના દેહનુ તુલસીના છોડમા રૂપાતર કરી અને તેને ગડકી નદીના રૂપમા બદલી નાખી એ નદીમાથી શાલિગ્રામ જડે છે કાર્તક સુદ અગિયારસે હિંદુઓ તુલસી અને શાલિગ્રામના વિવાહ કરે છે જે સામાન્ય રીતે 'તુલસી વિવાહ'થી જાણીતા છે આ સ્થળે કૃષ્ણ તથા તુલસીનો સયોગ થયેલો તેથી તે સ્થળ તુલસીશ્યામના નામે ઓળખાય છે

ગરમ પાણીના ઝરણા અને મનોહર કુદરતના સૌદર્યને લઈ તુલસીશ્યામનુ સ્થળ લોકોના લાભ માટે વિહારધામ તરીકે ખીલવવામા આવનાર છે

## તીથલ

સુરત જીલ્લામા વલસાડ સ્ટેશનથી ત્રણ માઇલના અતરે આવેલ તીથલ પણ ગુજરાતનુ એક રમ્ય સ્થળ છે

વિશાળ દરિયા કિનારો, ઊચા ઊચા નારિયેળીના જગલની આખને ઠારતી લીલી ઘટા અને તેની વચ્ચેથી દરિયા પરથી વાતી આવતી ખુશનુમાભરી ઠડી હવાવાળુ તીથલ ઘણા લાબા સમય થયા, મધ્યમ વર્ગના લોકોને પોસાય તેવા હવા ખાવાના સ્થળ તરીકે જાણીતુ છે

આ સ્થળની રમણીયતા અને દરિયાની સમધારી હવાને કારણે ઉનાળા દરમિયાન વિહારધામ તરીકે તેને ખીલવવામા આવ્યુ છે સોએક જેટલા પર્યટકો જનારાઓ રહી શકે તેવી સગવડ કરવામા આવી છે

તીથલની બાજુમા વલસાડથી ૩૩ માઇલ દૂર અતિ મનોહર સૃષ્ટિ સૌદર્યવાળી 'વિલ્સન ડુગર માળા' આવેલી છે જેનો લાભ પણ પ્રવાસીઓ લઇ શકે છે

## ચોરવાડ

સૌરાષ્ટ્રની દક્ષિણે અરબી સમુદ્રના કિનારા પર આવેલુ ચોરવાડ ગુજરાતના કેટલાક રમણીય સ્થળો માનુ એક છે 'ઝીણા મોર બોલે લીલી નાઘેરમા' એ આપણા લોકગીતમા ઉલ્લેખાયેલા સૌરાષ્ટ્રના અતિ રળિયામણા અને મનોહર એવા લીલી નાઘેર' ના પ્રદેશમા આ સ્થળ આવેલુ છે નાગરવેલની

લીલી વાડીઓ, ફળફૂલથી ભર્યા બગીચા, આંખને ઠારે એવા પોપટિયા રંગના શેરડીના વાડ અને ઘઉંની વાડીઓથી આચ્છાદાયેલો ચોરવાડની આસપાસનો પ્રદેશ ખરેખર ચોરવાડનું 'ચારુવાડી' તરીકેનું નામ સાર્થક કરે છે.

બળબળતા ઉનાળામાં સૌરાષ્ટ્રના બીજા પ્રદેશો ઉના વાયરામાં શેકાતા હોય ત્યારે દરિયા કિનારાની આવતી ઠંડી લહેરોથી ચોરવાડ એક આદર્શ અને શીતળ સ્થળ બની રહેતું હોય છે. આથી તો તે ઘણા લાંબા સમયથી દરિયા કિનારાની હવા ખાવાના સ્થળ તરીકે જાણીતું થયું છે.

ચોરવાડની પાનની વાડીઓ જાણીતી છે. સ્વાદમાં તે પાન ઉત્તમ હોવાથી તેની બહાર નિકાસ થતી હોય છે. સૌરાષ્ટ્રની દરિયા કિનારાની ધરતી ચુનાના પથ્થરના પડથી બંધાયેલી છે એટલે તે પ્રદેશના દક્ષિણ ભાગની પટ્ટીમાં પણ સારા ફળબાગ, આંબાવાડિયાં વગેરે છે. ગામની આસપાસના ભાગમાંથી સારી શાકભાજી મળે છે. ઉદ્યોગમાં આ ગામે ચીની માટીના વાસણની બનાવટનું એક કારખાનું અને એક ઓઈલ એક્સ્ટ્રેક પ્લાન્ટ પણ છે.

દરેક પ્રકારની સગવડ ધરાવતું ચોરવાડ માત્ર તેના દરિયા કિનારાના સૌંદર્ય ઉપરાંત પ્રવાસીઓને તેની નજીકના સૌરાષ્ટ્રના ઐતિહાસિક અને કુદરતી સ્થળો જોવાની તક પૂરી પાડે છે. સિંહના વસવાટથી જાણીતું ગીરનું જંગલ, ઇતિહાસ પ્રસિદ્ધ સોમનાથ, ગુજરાતનું ખીલતું વેરાવળ બંદર, દેહોત્સર્ગ, તુલસી શ્યામ—ગરમ પાણીના ઝરણાંવાળું મનોહર સ્થાન, નરસિંહ મહેતાની કર્મભૂમિ જૂનાગઢ, ગિરનાર પર્વત અને તે પરનો અશોકનો શિલાલેખ, ગોરખનાથના અનુયાયી કાનફટા પંથીઓની ગોરખમઢી વગેરે જોવા જેવાં સ્થળો ચોરવાડની આસપાસ આવેલાં છે.

### બાલારામ

શાંત નિર્મળ સરોવર, તેના પાણીની સપાટી ઉપર ઉઠતાં પ્રતિબિંબો, સામે જ પહાડોની રમણીય હારમાળા, આસપાસના ભાગોમાં ઝડપી ગતિએ ખળખળાટ વહી જતાં ઝરણાં, શીતળ અને મધુર પવન, પક્ષીઓનો કલરવ અને જંગલમાં મંગળ ખડું કરે તેવા મંદિરના ઘંટારવથી ગુંજતું ઉત્તર ગુજરાતમાં પાલણપુર નજીક આવેલું બાલારામ સૌંદર્યધામ જેવું ભાસે છે.

વર્ષા ઋતુમાં તો આ સ્થળની કોઈ અનેરી જ શોભા જોવા મળે છે. વનસ્પતિથી આછી લીલી દેખાતી ગિરિમાળા વચ્ચે ઝરણાંઓના પ્રવાહોની વહી જતી રૂપેરી રેખાઓનું દૃશ્ય ઘણું જ મનમોહક લાગે છે.

બાલારામથી ત્રણ માઈલ દૂર 'ગંગાસાગર' નામે એક રમણીય સરોવર છે. એક માઈલ દૂર ધારા માતાજીનું મંદિર છે અને સાતેક માઈલ દૂર કેદારનાથજીનું યાત્રાસ્થળ છે.

પાલણપુરથી બાલારામ જવા માટે દસ માઈલ લાંબી પાકી સડક છે અને બસની સગવડ છે. આ સિવાય અમદાવાદ-દિલ્હી મુખ્ય રેલવે લાઇન ઉપર ચિત્રાસણી સ્ટેશનથી પણ ત્યાં જવાય છે. ત્યાંથી આ સ્થળ દોઢેક માઈલ દૂર છે. પ્રવાસીઓ માટે બાલારામમાં એક નાની સરખી ધર્મશાળા છે જ્યાં બે ચાર દિવસ રહી શકાય તેવી સગવડ છે.

આજુબાજુના શુષ્ક રેતાળ પ્રદેશ વચ્ચે આંખને ઠારતું બાલારામ ઉત્તર ગુજરાતનું મુલાકાત લેવા જેવું એક નૈસર્ગિક સ્થળ છે. આ સ્થળની પ્રાકૃતિક શોભાને કારણે ગુજરાત સરકાર તેને પર્યટનધામ તરીકે ખીલવવાની વિચારણા કરે છે.

### હાથબ

ગુજરાતમાં ઓછું જાણીતું છતાં ઘણું જ રમણીય, ખુશનુમાભરી હવાવાળું અરબી સમુદ્રના કિનારા ઉપર કવિઓને પ્રેરણા આપે તેવું હાથબનું સ્થળ આવેલું છે. ગ્રીષ્મ ઋતુના દિવસભરના પ્રખર તાપ પછી રાત્રિની નીરવ શાંતિમાં અફાટ અરબી સમુદ્રના ઉછળતા મોજાઓનું ચાલતું ગર્જન, ચંદ્રની મધુર ચાંદનીમાં રંગ બદલતાં સાગરનાં પાણી, મોતી જેવી રેતીથી પથરાયેલો કિનારો અને આસપાસનું દૃશ્ય માનવીને જુદી જ પ્રેરણા આપે છે. ગુજરાતી સાહિત્યને, જાણીતા સ્વ. કવિ 'કાન્તે' આપેલું 'સાગર અને શશી' નામનું કાવ્ય આ હાથબના સૌંદર્યની પ્રેરણાને આભારી છે.

આ સ્થળ ઘણું પુરાણું જણાય છે અસલના ગ્રીક ખગાસીઓ જેનો હસ્તકવપ્ર તરીકે ઉલ્લેખ કરે છે તે આ હાથબ હોવું જોઈએ એમ કર્નલ યુલનું જણાવવું છે ડૉ બુલ્હરના જણાવ્યા મુજબ કુકડ ગામે મળેલા વલભી રાજા ધ્રુવસેનના તામ્રપત્રમા 'હસ્તકવપ્ર' નામનો ઉલ્લેખ કરેલો છે હાલનું ગુદી- કોળિયાક જે અસલ ગુદીગઢ તરીકે ઓળખાતું તેનું આ હાથબ અસલ એક અગત્યનું બંદર હતું

દરિયા કિનારાની વિશિષ્ટ પ્રાકૃતિક શોભા અને સમધારી હવાને કારણે ભાવનગરના રાજવીઓ ઉના ળામા અવારનવાર ત્યા જતા અને બંગલો બંધાવેલો હાથબ પાસે નીલકંઠ મહાદેવ અને ભન્શ્વર મહાદેવના જૂના સમયના બે મંદિરો છે

આ સ્થળ ઘોઘાથી ૭ માઈલ અને ભાવનગરથી વીસેક માઇલને અંતરે દરિયા કાંઠે આવેલ છે

પાવાગઢ

ગુજરાતના કેટલાક રમ્ય પ્રવાસ સ્થળોમાનુ એક પાવાગઢ છે ગુજરાતની મધ્યમા યાત્રીની અદાથી શોભતો આ પહાડ તેની રમણીયતાને કારણે આહ્લાદ પ્રેરક છે

પહાડના છેક ઊંચા શિખર પરથી દષ્ટિ ફેંકતા નીચેનો સઘળો ભાગ તેની ખીણો અને કરાડી તેને ફરતા કોટની છેક નીચે સુધીની દીવાલો તળેટીમા આવેલુ વેરાન સમાઈ જતુ ચાપાનેર શહેર અને તેની આસપાસનો કિલ્લો, મિસરનુ તળાવ વડ તળાવ જુમા મસ્જિદ વગેરે તળેટીમા આવેલા દશ્યો અને દૂર આવેલા હાલોલ તથા કંજરી ગામ તેથી પણ દૂર આવેલો નરડ નદીનો પટ શિવરાજપુરના ડુંગરો ને બાજુએ જતી આગગાડીનો ટચૂકી આગગાડી જેવો રસ્તો વચ્ચે નાના નાના ગામડા આજનાનુ તળાવ વગેરે દશ્યો જોઈ આ સ્થળના પ્રવાસે જવાનુ સાર્થક મળી રહે છે આ દશ્યો અને આસપાસનુ કુદરતી સૌંદર્ય એટલું તો મનોહર છે કે પ્રવાસીને તે જોતા ત્યાથી ખસવાનુ મન ન થાય

પહાડની છેક ઉપરના ભાગમા કિલ્લેબંદીની કારીગરી અને કૌશલ્ય પણ જોવા જેવા છે આવી કિલ્લેબંદી સૌરાષ્ટ્રમા ગિરનારના દુર્ગની, રાજપુતાનામા ભરતપુર અને ચિતોડગઢની, દક્ષિણમા પૂના બાજુ આવેલા સિંહગઢ તથા રાયગઢની યાદ આપે છે કિલ્લેબંદી ઉપરાંત ભદ્રકાળી અને મહાકાળીના મંદિરો, ખાપરા કોઢિયાનો મહેલ, મકાઇનો કોઠાર, તેલિયુ તળાવ, નવલખી કોઠાર, શૈવ અને જૈનોના પ્રાચીન મંદિરો પણ જોવા લાયક છે

પાવાગઢ જવા માટે ચાપાનેર થઈને રસ્તો છે તળેટીમા આવેલા ચાપાનેર સુધી ગાડા જાય છે અને ત્યાથી પણ આગળ વધીને તે ગુજરાતમા ચીખમ (મેંગેનિઝ)ની ખાણો માટે જાણીતા શિવરાજપુરના ડુંગરો સુધી જાય છે ચાપાનેર ગામમા ઉતરવાની તથા મજૂરોની સગવડ મળી રહે છે આ સ્થળની માહિતી જાણનારા કોઈ કોઈ ભોમિયા પણ મળી રહે છે

પાવાગઢનો પહાડ જમીનની સપાટીથી ૨૫૦૦ ફૂટ ઊંચો અને ૨૬ ચો૦ માઈલના વિસ્તારમા પથરાયેલો છે વિશ્વામિત્રી નદીનું મૂળ આ પાવાગઢ છે મહાકાળીના શાપ અને પતાઈ રાવળના કરુણ પતનની ભૂતકાળની કથા પ્રવાસીઓને આ પહાડ તાજી કરાવવા સાથે બીજા પણ ઘણા ઇતિહાસની યાદ આપે છે

પહાડની ગોદમા આવેલુ ચાપાનેર રજપૂત અને મુસલમાન સમયમા એક વખત આબાદ નગર હતુ ત્યા ઘણા જોવા જેવા સ્થળો છે પુરાણા કોટના અવશેષો નગીના અને બીજી મસ્જિદો ઝવાહરના હીરા ભાગોળની સરખામણી કરે તેવો હાલોલ દરવાજે બડા તળાવ એમ ઘણા જોવા જેવા સ્થળો આ શહેરમા છે રાજપૂત સમયનુ ચાપાનેર ઉજ્જડ થઈ ગયુ છે તેમ છતા કાળની મહત્તાના દર્શન કરાવતા પડી ગયેલા મહેલો કૂવા તળાવના બાંધેલા મિનારાઓની ભાંગીતૂટી હાલત તેમજ કોટ બુરજ વગેરેના અવશેષો જોવા મળે છે હાલનુ ચાપાનેર મુસલમાનોના સમયનુ વસેલું છ આ સ્થળ મીઆતો હતા મહમદ બેગડાને પસંદ પડી જવાથી પાવાગઢ

જીતી નવું ચાંપાનેર વસાવી તેની ગાદી ત્યાં કરી હતી. મુસલમાન બાદશાહોએ ખોરાસાના કારીગરોની સહાયથી કરામતભર્યાં ફુવારા, બાગ બગીચા અને મહેલાતોથી શણગારેલા, ઝ્હોજ્જ્વાલીવાળા આ નગરની ભસ્મમાંથી અમદાવાદ, સૂરત અને ભરૂચ નગરોને ફાલતા ફૂલતા જોઈ પહાડની ગોદમાં સોડિયું વાળીને સૂતેલું અને નિસાસા સારતું આજનું આ નિસ્તેજ ચાંપાનેર જોઇ, કાળની કારમી કરવતના દર્શન થવા સાથે ભવ્ય નગરીઓના ચડતીપડતીના ઇતિહાસની પ્રવાસીને ઝાંખી થાય છે.

ગુજરાતનું આવું આ પ્રાચીન ઐતિહાસિક અને યાત્રાનું સ્થળ પ્રવાસીઓને જોવા જેવું છે.

### હજીરા

વિશાળ મેદાન, ખુલ્લી જગા અને માઇલો લાંબો દરિયા કિનારો ધરાવતું હવા ખાવાનું સ્થળ હજીરા સૂરતથી વીસ માઇલના અંતરે આવેલું છે.

દરિયા કિનારે આવેલું આ સ્થળ શાંતિભર્યું હોઇને દરદીઓને આરામભર્યું અને સહેલાણીઓને આનંદ અને શાંતિ આપનારું બની રહે છે. સાગરનું વિશિષ્ટ સૃષ્ટિસૌંદર્ય નિહાળવું હોય તો અહીં જોવા મળે છે. સામાન્ય રીતે એપ્રિલથી જૂન દરમ્યાન ત્યાં રહેવું સવિશેષ અનુકૂળ પડે છે.

હવા ખાવાના સ્થળ ઉપરાંત એક આરોગ્યધામ બની રહે તેવી એ ગામની ધરતીની વિશિષ્ટતા છે. ફરતો ખારોપાટ અને દરિયો પથરાયેલો હોવા છતાં, હજીરાની ધરતી પરના કૂવાઓમાં તો મીઠું જ પાણી મળે છે. પ્રયોગશાળામાં પૃથક્કરણ થવા મુજબ આ પાણી મોટા ભાગે લોહમિશ્રિત છે તો ક્યાંક ગંધક મિશ્રિત હોવાનું જણાયું છે આરોગ્યની દૃષ્ટિએ આ પાણીનું મહત્ત્વ ઘણું છે. વળી આ ગામ દરિયા કિનારે આવેલું હોવા છતાં તેની હવા સૂકી છે.

અહીં દર્શાવેલાં આ થોડાં સ્થળો ઉપરાંત ગુજરાતને પ્રકૃતિએ આપેલાં આવાં બીજાં પણ ઉભરાટ, ગિરનાર, શત્રુંજય, અંબાજી, લસુંદ્રા, દેવકા ઉનાઇ જેવાં ઘણાં સ્થળો છે. આવાં સ્થળોની માહિતી જાણી પ્રવાસના શોખીનો ગુજરાતની અનન્ય શોભાની ઝાંખી કરી શકે છે.

---

### યહૂદી કહેવતો

* કંકાસ એટલે પાણીનું ઝરણું. એક વખત માર્ગ આપો એટલે એ વહ્યા જ કરે.
* ખરાબ પડોશી બીજાની આવક ગણે છે; ખર્ચ નહિ.
* કાંટા બળે છે ત્યારે તેઓ ખૂબ અવાજ કરે છે, કહે છે: 'અમે લાકડાં છીએ.'
* જે કોઇ વિશ્વાસની ચોરી કરે છે એ સૌથી મોટો ચોર.
* સત્ય વજનદાર છે માટે થોડા જ એને ઊંચકી શકે છે.
* ક્રોધી પિતાનો બાળક મૂર્ખ હોય છે.
* જે પોતાના માતાપિતાને દુઃખી કરશે તેનો દીકરો તેને દુઃખી કરશે.
* કૂતરો ભસે છે ત્યારે તરત જ બીજા કૂતરાને ભસતો જુએ છે.
* જે ગરીબને એક પૈસો આપે છે એ ૭ પૈસા મેળવે છે.
* માણસો હસતા હોય ત્યાં રડો નહિ, રડતા હોય ત્યાં હસો નહિ.
* માણસો ઊભા હોય ત્યા તેઓની વચ્ચે બેસો નહિ, બેઠેલા હોય તેઓની વચ્ચે ઊભા રહો નહિ.
* બીજાના આત્માની ને પોતાના શરીરની નહિ પણ તમારા આત્માની ને બીજાના શરીરની કાળજી રાખો.

—ભુપેન્દ્ર ત્રિવેદી

# આશા છે કે....

સૂર્યકાન્ત શાહ

આગિયા જેટલું તમારામાં નવલકથાકાર તરીકેનું તેજ હોય છતાં પણ એ તેજ સૂર્ય જેટલું છે એવો ભ્રમ તમારે પેદા કરવો હોય તો, નવલકથા પ્રગટ કરતી વખતે નિમ્નાંકિત તરકીબો ધ્યાનમાં રાખવી જોઇએ.

સર્વપ્રથમ તો તમારી નવલકથા પ્રગટ થાય ત્યાર પછી, મરેલા ગધેડા પર જેમ ગીધો તૂટી પડે છે તેમ વિવેચકો તમારી નવલકથા ઉપર તૂટી ન પડે તેનો પાકો પ્રબંધ તમારે કરવો જોઇએ. આ માટે તમારે જેમને સાહિત્યિક યમદૂતનું બિરુદ મળ્યું હોય એવા વિવેચકને ચરણે કૃતિ સમર્પવી જોઇએ. ભાષાના ધુરંધર વિવેચકને કૃતિ અર્પી એટલે તમો સલામત! પછી કોઈ વિવેચકની ઝીગર નથી કે એ તમારી કૃતિની ટીકા કરવા બેસે. તમે જ કહોને, યમગૃહિણીને કોણ પકડીને કોણ નિરાંતે રહી શકે?

લોકો તમારી નવલકથા વાંચે એ પહેલા જ તમારાથી તેઓ પ્રભાવિત થઈ જાય તે માટે તમારે એની અહોભાવયુક્ત પ્રસ્તાવના જાણીતા નવલકથાકાર પાસે લખાવી લેવી જોઇએ. તમારી કૃતિ વાંચ્યા બાદ એક પણ નવલકથાકાર તમોને પ્રસ્તાવના લખી આપવા તૈયાર ન થાય તો છેવટે ઈદં તૃતીયં સગાઇ કાઢીને, યેન કેન પ્રકારે શેહશરમમા નાખીને કે છેવટે પત્રં પુષ્પં અર્પીને પણ તેની પાસેથી પ્રસ્તાવના લખાવી લેવી. અને જાણીતા નવલકથાકારે તમારાં પેટ ભરીને મીઠાં મધ જેવાં વખાણ કર્યાં હોય પછી વાચકવર્ગ કે જે પ્રાયઃ ગાડરિયો હોય છે તે તમારા ઉપર આફરીન કેમ ન થાય?

મોટાભાગના વાચકો નવલકથા વાંચતા પહેલા પૂઠાં ઉપરનું ચિત્ર બારીકાઇથી નિહાળતા હોય છે. વળી ઘણાખરા વાચકો શીર્ષક ઉપરથી નવલકથા વાંચવી કે નહિ તે નક્કી કરતા હોય છે આથી તમારે પૂઠાં ઉપરનું ચિત્ર અને શીર્ષક સામી વ્યક્તિ વાંચવા માટે પ્રેરાય તેવું ચિત્તાકર્ષક રાખવું જોઇએ.

નવલકથાની શરૂઆતમાં 'નિવેદન'માં તમારે જાણીતા નવલકથાકારોના ઉપનામોનો ઉલ્લેખ કરીને જણાવવું કે (વખતોવખત આ લોકોએ મને જે માર્ગદર્શન આપ્યું છે તે બદલ તેમનો હું આભાર માનું છું.) આ ઉપનામો વાંચીને સામાન્ય વાચક તો તમારા વિશે ઘણો સારો જ ખ્યાલ બાંધવાનો. અને તમારી નવલકથા કચરા જેવી હશે તો પણ હોશે હોંશે જ વાંચવાનો. કદાચ તમારી નવલકથામાં ઉપનામોનો ઉલ્લેખ થયેલો જોઇને એ ઉપનામવાળા તમારી ઉપર આ બાબતમાં કાગળ લખે તો જણાવવું કે, 'આ ઉપનામ તમારું છે એવો મને ખ્યાલ નહિ. મને તો આ ઉપનામવાળા મારા એક મિત્રે મદદ કરી હોવાથી મેં તેમનો આભાર માન્યો છે. આશા છે કે આટલા ખુલાસાથી સંતોષ થશે.' આમ તેમને એક પોસ્ટકાર્ડ લખી નાખ્યો એટલે નિશ્ચિંત. ટાઢા પાણીએ ખસ તો જાય અને ઉપરથી આપણો જે હેતુ છે તે પાર પડે એ તો નફાનું.

વળી અત્યારે જેમ કેટલાક વાચકો અમુક લેખકનું પુસ્તક પ્રગટ થયું છે એમ જાણવાની સાથે જ હાઘુ જોઇને તે વાંચવા મંડી પડે છે તેમ અમુક વાચક વર્ગ એવો પણ હોય છે કે જે પુસ્તક પ્રકાશકને ધ્યાનમાં રાખી પુસ્તક વાંચવાનું પસંદ કરતો હોય છે. આથી તમારે તમારી કૃતિ જાણીતા પુસ્તક પ્રકાશક દ્વારા પ્રગટ થાય તેવી તજવીજ કરવી જોઇએ.

પુસ્તક પ્રગટ થયા પછી તમારે જુદા જુદા જાણીતા શહેરોમાંથી લગભગ તમામ દૈનિકોમાં તેનું જાતે જ પ્રશંસાયુક્ત વિવેચન કરી જુદા જુદા નામે છપાવવા મોકલી આપવું. દૈનિકમાં આવતા સાહિત્ય વિભાગનો સંપાદક તમારું લખાણ અસ્વીકૃત ના કરે તે માટે વચનેષુ કિં દરિદ્રમ્ એ ન્યાયે સંપાદક સાહે-

બના તમારે માટ ચારણની પેઠે વખાણ કરવાં તથા લખાણની નીચે જુનિયર એમ. એ. કે સીનિયર એમ. એ. એવું લાંબુ લચક પૂછડું લટકાવવું. આટલું કરશો એટલે તમારો બેડો પાર. સંપાદકની મગદૂર નથી કે એ તમારું લખાણ અસ્વીકૃત કરે.

પુસ્તક પ્રગટ થયા પછી આશરે એકાદ મહિના બાદ દૈનિકમાં 'જાહેર આભાર' નીચે તમારે નીચે પ્રમાણેનું લખાણ છપાવડાવવું: 'મારી આ નવલકથા પ્રગટ થતાંની સાથે જ અનેક વાચકો તરફથી મને આવી ઉત્તમ નવલકથા પ્રગટ કરવા બદલ જે અભિનંદનના પત્રો મળ્યા છે તે બધાનો વ્યક્તિગત જવાબ આપવો અશક્ય હોવાથી તે બધાનો અહીં જાહેર આભાર માનું છું.' તમારું આ રીતનું લખાણ વાંચ્યા પછી દરેક વ્યક્તિનું તમારી નવલકથા વાંચવા તરફ ધ્યાન દોરાય તે સ્વાભાવિક છે.

આશા છે કે ગુજરાતના કથીર જેવા નવલકથાકારો આ તરકીબોનો સહારો લઇને કંચન જેવા બનવાનું ચૂકશે નહિ. મારી આ તરકીબોનો આશરો લઇને કોઇ નવલકથાકાર પ્રકાશમાં આવ્યો છે એવું મારી જાણમાં આવશે તો જેમ વર્ષાની પધરામણી થતાં મયૂર થનગની ઊઠે છે તેમ હું પણ થનગની ઊઠીશ.

[પુણ્યનું ભાથું અનુસંધાન પૃષ્ઠ ૨૫થી]

અણદો જે દુકાને કામ કરતો હતો તે દુકાને પછી તો ભૂખ્યાંઓ આવવાં માંડયાં.

દુકાનદારને આ ન પોસાયું ને અણદાને રજા આપી. વળી વિકટ સમસ્યા ઊભી થઇ.

પણ ભૂખ્યાંઓની ભૂખ સમાવવાનો અણદાનો તલસાટ ઉગ્ર હતો. એણે ગૃહસ્થનો પહેરવેશ કાઢી લાંબી કફની પહેરી લીધી. માથા પર કાનટોપી નાખી ડોકમાં તુલસીની માળા ને ખભે કાવડ લઇ જામનગરમાં એક ઘેરથી બીજે ઘેર નેઆર અન્ન માગવા ઘૂમવા માંડયું. ને એ અનાજ ધર્મશાળામાં દેવમંદિરોમાં જઇ જઇ જાતે અભ્યાગતો, અપંગો અને બીમારોને ખવડાવવા માંડયું.

જામનગરની પ્રજા અણદાના આ દૃઢ સંકલ્પ પાસે નમી ગઇ ને અણદાને સ્થાન બાંધવા મદદ કરી.

થોડા દિવસ પછી તો આ સ્થાનમાં સૌરાષ્ટ્રના સંતો મહાત્માઓ, ત્યજાએલાઓ, આજારો, કોઢિયલો, રક્તપિતીઆઓ આશરો પામવા લાગ્યા. એટલું નહિ અણદાના હાથની માવજત પામવા લાગ્યા. બુઢ્ઢાં ને દાંત વગરનાઓને દૂધમાં રોટલો ચોળી ચોળી અણદો જાતે ખવડાવવા માંડયો.

એ અભ્યાગતોનાં એઠાં વાસણ અણદો જાતે માંજતો ત્યારે એનાં હૈયામાં આનંદનો મહેરામણ લહેરાતો.

રોજ રોજ પ્રભાતે બણયંત્યા એના કદમ ખભે કાવડ ઉપાડી જામનગરના ઘરે ઘરે ઘૂમી વળતા. કાવડના બેઉ સુંડલા રોટલા ને ખીચડીના લોંદાથી ભરાઇ જતા.

પછી તો લોકોની ચાહના આ નિષ્કામ યજ્ઞની ધૂપસુગંધે વધુ પ્રબળ બની. સ્થાનમાં અનાજનાં ગાડાં આવવાં લાગ્યાં.

અણદાએ જીવનભર આ પુણ્ય કર્તવ્ય બજાવ્યું. અને જ્યારે જ્યારે ધોરાજીના પાદરનું પેલું ભૂરી દાળિયા ખાઇ પાણી પી પડી રહેલું વૃંદ નજર સામે આવતું કે આંખમાંથી આંસુ ખરી પડતાં.

આજ એ સેવાની પરબનાં સંભારણાં રૂપે અણદાબાવાની જગ્યા ને અણદાબાવાનો ચકલો બેઉ જામનગરમાં મોજૂદ છે.

યુગો પર્યંત એ નિષ્કામ સેવા-યજ્ઞની ધૂપસુગંધ ફોર્યાં જ કરવાની છે.

## સૌથી મોટો દેવાળિયો

દુનિયાનો સૌથી મોટો દેવાળિયો તો તે છે જેણે પોતાનો ઉત્સાહ ગુમાવી દીધો છે. ભલેને સર્વસ્વ ચાલ્યું જાય, માત્ર ઉત્સાહ બચાવી લઇએ તો મુસીબતો પાર કરીને ફરી સફળતા તો પ્રાપ્ત કરી શકાય છે.

—એચ. ડબલ્યુ. આર્નોલ્ડ

# માતાનો સંકલ્પ

અનુ. નિરંજના ભાવસાર

ગરીબ અભણ માને ય બાળકોને ભણાવવાની કેટલી તીવ્ર ઉત્કંઠા હોય છે! એને વારે વારે એક જ વિચાર મૂંઝવી ખાય છે કે જો મારા બાળકોને ભણાવીશ નહી તો મારા જેવા મૂર્ખ રહી જશે.

સુનંદા જ્યારે ટ્યૂશન કરીને ઘેર પાછી ફરી રહી હતી, ત્યારે તેણે જોયું તો બરાબર તેની જ ઉંમરની એક બીજી સ્ત્રી આગળ આગળ જઇ રહી હતી તે સ્ત્રીની સાથે એક પાચ છ વરસનો છોકરો અને લગભગ એ જ ઉંમરની છોકરી હતા એક બાળકને તેણે વરસતા વરસાદથી બચાવવા માટે સાડીનો છેડો ઓઢાડ્યો હતો તે સ્ત્રીની આ મુશ્કેલી જોઇને સુનંદાને તેની દયા આવી ગઈ પગ ઝડપથી ઉપાડીને તે આ લોકો પાસે પહોંચી ગઇ અને પોતાની છત્રી એ બાળકો ઉપર ધરી દીધી. આભારવશ થયેલી પેલી સ્ત્રીએ કહ્યુ, 'આપ શાને ભીંજાઇ રહ્યા છો?'

'આપણે ભીંજાઇએ તેનો કોઈ વાંધો નહિ બાળકો ભીંજાય ને વળી માંદા પણ પડે તો ' સુનંદાએ કહ્યું

તે સ્ત્રીએ કહ્યુ 'રોગ તો લાગુ થયો જ છે એકને શરદી–ઉધરસ થયા છે અને બીજાને કાનમા કોણ જાણે શુ યે થઇ ગયુ છે' આ એની ભાળ કઢાવીને જ દવાખાનેથી ઘેર જઈ રહી હતી ત્યા વરસાદ માંડ્યો વરસવા '

બાળકોની સાથે સુનંદા સામેના બે ભોંયતળિયા મકાનની ઓથે ઊભી રહી ગઈ ત્યા બીજા ય કેટલાક છત્રી વિનાના લોકો આશ્રય લઈ ઊભા હતા ડૉક્ટર, દવાખાનુ વગેરે વાતો કર્યા પછી સુનંદાએ છોકરા સાથે વાત માંડી, 'નામ શુ છે તારુ? બાબા!'

'શ્રી સુશીલ ચક્રવર્તી' પિતાનુ નામ શ્રી સુધાંશુ કુમાર ચક્રવર્તી મારા નામમા કુમાર છે જ નહિ હમણાના કોઈ કુમાર શબ્દ લગાડતા નથી '

સુનંદા હસીને બોલી 'સારું સારું! એની તો મને કશી ખબર જ નહોતી '

સુશીલની પાસે જ તેની નાની બહેન ઊભી હતી તેણે વગર પૂછ્યે જ પોતાનો પરિચય આપવા માંડ્યો,

'મારુ નામ શ્રીમતી મિનતિ ચક્રવર્તી', બાનું નામ શ્રીમતી નિર્મલા ચક્રવર્તી', અને નાની બહેનનુ નામ સારુ નામ કહુ કે ખરાબ, બોલો બા?'

નિર્મળાએ હસીને કહ્યું, 'તારે હવે વધારે કશુ જ બોલવાની જરૂર નથી ' અને પછી સુનંદાને કહ્યું, 'અમારા સૌના તો નામ ગોત્ર જાણી લીધા, તમારા નહિ જણાવો શુ?'

સુનંદા હસી, 'શાને નહિ બતાવુ? મારુ નામ છે સુનંદા સરકાર અમે લોકો હાથીબાગાન લેનમા રહીએ છીએ આપ?'

'ત્યા જ વળી પાસેની દેવલેનમા '

'ત્યારે તો ઘણા જ નજીક છો આ છોકરાઓ ભણવા જાય છે કે? સુશીલ તુ કઇ ચોપડી ભણે છે? કઇ નિશાળમા જાય છે?' સુનંદાએ પૂછ્યુ, પરંતુ સુશીલ અને નિર્મળા તરફથી નકારાત્મક જવાબ મળવાથી બાળકોના ભવિષ્યની વાતો કરવા લાગી

નિર્મળાએ પોતાની સાચી પરિસ્થિતિનો ખ્યાલ આપતા કહ્યુ, 'બહેન પોતાના બાળકોને કોઈ ન ભણાવે એવુ તો કેવુ હોય? પણ કરીએ શુ? સુશીલાના બાપુને માત્ર મહિને રૂપિયા પચોતેર મળે છે...ઘરમા ચાર જણુ જમનારા ને એમા વળી છોકરાની માંદગી હુ પોતે જ તો અભણ છુ ' આમ કહીને નિર્મળાએ શરમને લીધે અને કાંઈક તો બાળકોના ભવિષ્યની ચિંતામા સુનંદાના હાથમાની ચોપડીઓ અને નોટ તરફ જોયુ ક્ષણ એક રોકાઇને બોલી, 'તમે શિક્ષિકા જણાઓ છો ખરુ?'

'ના, શિક્ષિકા તો નહિ, પણ બે ઠેકાણે ટ્યૂશન આપુ છુ '

'નિર્મળાનું મુખમંડળ આશાના મધુર કિરણોથી ઉદ્દીપ્ત થઇ ગયુ 'અચ્છા, તમે ઘેર જઇને છોકરાઓને

ભણાવો છો? મારું ન લગાડો તો કહું શું તમે સુશીલ અને મિનતિને ન ભણાવો? જો તે લોકો ભણ્યા નહિ તો શી વલે થશે તેઓની, ભવિષ્યમાં!

તરુણ માતાનું આગોતર્ગત મુખ ક્ષણભરમાં બાળકોના ભવિષ્યની ચિંતામાં કરમાઈ ગયું આકાક્ષાથી વિસ્ફારિત આંખો વડે તે સુશિક્ષિત સુનંદાના જવાબની રાહ જોઈ રહી

'કેમ નહિ ભણાવું? ભણાવીશ' જાણે નિર્મળાનું ચિંતા અને ઉદ્વેગથી ઉભરાતું હૃદય સુનંદાને સ્પર્શી ગયું 'મારે ય તે, આવડા આવડા જ છોકરા છે'

નિર્મળાએ ભોળપણના માર્યો પૂછી પણ નાખ્યું, 'શું ફી લો છો તમે?'

'એક ઠેકાણેથી વીસ અને બીજે ઠેકાણેથી પચીસ રૂપિયા મળે છે'

નિર્મળાના મો પર અમાસની કાળપ ફરી વળી આડંબરહીન સરળ વાણીનો સ્રોત દડો થઈ ગયો તેણે હળવેકથી સુશીલનો હાથ પકડ્યો અને કહ્યુ, 'ચાલો, સુશી હવે વરસાદ રહી ગયો છે' અને સુનંદા તરફ જોઈને કહ્યું તમે અમારે ખાતર ઘણું જ કષ્ટ ઉઠાવ્યું આજે, તમારે ય મોડું થતું હશે।

થોડેક આગળ ચાલ્યા પછી સુનંદાએ મૌન તોડ્યું, 'હા તમે કાંઈ જવાબ આપ્યો નહિ છોકરાઓના ભણતર બાબતમાં?'

'શું જવાબ આપું બહેન? તમે ઘણો જ ઉપકાર કર્યો' કહીને નિર્મળાએ કૃતજ્ઞતા ભરી આંખો પહોળી કરી આભાર વચન તેના મોમાંથી નીકળ્યા નહિ

સુનંદા તેની અસમર્થતા કળી ગઈ અને લજ્જિત થતી પૂછવા લાગી તમે કેટલા સુધી આપી શકો?'

હિંમત કરીને ય કહી શકતી નથી બહેન' તમે જો આ લોકોને દયાની ભીખ આપો તો જ આને ભણાવી શકાય'

પછી તો ચાલતા ચાલતા નિર્મળાએ રસ્તામાં પોતાના આખા કુટુંબનો ખ્યાલ આપી દીધો કહ્યું કે તે લોકો બારિસાલ જિલ્લામાંથી હિજરત કરીને કલકત્તા આવ્યા છે મહામહેનતે પતિને પંચોતેર રૂપિયાની નોકરી મળી છે વીસ રૂપિયા તો ફક્ત ઘર ભાડામાં જ જાય છે ખાવું – પીવું, લુગડા – લત્તા અને સાજ-માંદા બધુ આમાં જ' તેણે એમ પણ કહ્યું કે બાળકોના ભણતરનો સવાલ ઉઠાવું છું કે તરત પતિદેવ કહે છે કે 'ભણાવીને શું કરશો? અભણ હશે તો મજૂરી તો કરશે. એ વરસ મે કોલેજ કરી છે, શું કરું છું? પરતુ બહેન તમે જ કહો આપણા વાંકે આપણા બાળકોનું ભવિષ્ય શાથી બગાડીએ?

પછી, આજીજી કરતી હોય તેમ નિર્મળા બોલી, 'બહેન, તમને જો માઠું ન લાગે તો એક વાત કરું ભલા થઈને ના' ન કહેશો' નિર્મળાનો આકુલ આગ્રહ તેની વાણીના કંપ અને આંખોના ઉજ્જ્વલ જળકણોમાં છલકી પડ્યો બોલી 'બહેન હું માત્ર દશ રૂપિયા તમને ગમે તેમ કરીને પણ આપી શકું?'

સુનંદાએ વાત સ્વીકારી લીધી નિર્મળા અનુગ્રહના અસહ્ય ભારથી નમી પડી તેને તો સ્વપ્નેય ખ્યાલ નોતો કે સુનંદા કોઈ કાળે તેની વાત માનશે

*

ઘેર આવીને સુનંદાએ આ સઘળી વાત અમિય – પોતાના પતિને – કહી સંભળાવી અમિયે સંમતિ આપી અને સહાનુભૂતિ સાથે કહ્યું 'શું ખોટું છે સુનંદા? આપણે ય હિજરતી છીએ, તેઓ પણ હિજરતી જ છે'

સુનંદાએ આ સહાનુભૂતિમાં આર્થિક પક્ષ ભણી પણ નજર તો રાખી જ—કાંઈ નહિ તો યે આ આવકમાંથી ઘરની મોલવાળાના પૈસા તો મળશે।

તેના પતિ અમિય એક સામાન્ય પ્રકાશકને ત્યાં કામ કરતો હતો કામ પણ પ્રૂફ તપાસવાથી માંડીને તે પત્રવ્યવહાર કરવાનું અને પોસ્ટ ઑફિસે જઈ પાર્સલો પહોંચાડવાનું સુદ્ધાં કરવું પડતું હા ઓળખીતા –પાળખીતામાં તે પોતાની ઓળખાણ 'એડિટર' તરીકે આપતો ખરો મહિને દિવસે સો રૂપિયા મળતા, પણ લોકોને તો કહેતો કે વધારે મળે છે।

સુનંદા મેટ્રિક સુધી ભણી છે સર્ટિફિકેટ હોત,

તો તો સ્કુલમા નોકરી મળી જાત પણ નહિ નહિ તો યે પાચ મહિનાની મહેનતને અ તે આ બે ટ્યૂશન મળેલા ને તે પીસ્તાનીસ રૂપિયા કમાઈ લેતી હતી ખરચો ઠીક નભ્યો હતો આ બાજુ ઘરનો ખરચો જરા વધી પણ રહ્યો હતો માત્ર સો રૂપિયામા જ પતે તેમ નહોતું ઘેર એક કામવાળી છે, છોકરાઓને દોઢ પાશેર દૂધ પણ મળે છે ટ્યૂશન કરવા દૂર જવુ પડે છે—એક પોલિસ ઇન્સ્પેક્ટરને ત્યા ને બીજુ એક વકિલને ત્યા

બીજે દિવસે નક્કી કરેલા સમયે સુનદા નિર્મળાને ઘેર આવી પહોચી આવભગત અને સન્માનની સરળ પ્રતિમા સમી નિર્મળા કૃતજ્ઞતાથી ભરાઇ આવી તેની લાખ ના છતા ય સુનદા માટે શીરો પુરી બનાવ્યા ચા પણ કરી

સુનદાએ વાધા ઉઠાવ્યો તો તેને કહ્યુ ય ખરુ કે રોજ તો આટલુ કરી શકુ તેમ નથી આજનો દિવસ અ ટની તુચ્છ મહાનો સ્વીકાર કરીને કૃપા કરો ' સુનદાએ આ સન્માન મ ટે પોતાને કૃતાર્થ માની બીજી બે જગ્યાએ પણ તે ભણાવવા તો જાય છે પણ ત્યા તા તેના ઉપર પેનાઓ ઉપકાર કરી રહ્યા હોય એવુ લાગે છે

એક દિવસે સુનદાએ પણ નિર્મળાને ચા માટે પોતાને ત્યા નોતરી નિર્મળા પોતાના બાળકો સાથે ત્યા પહેચી સુનદાના ઘરની સજાવટ તથા વ્યવસ્થા નિર્મળાના ઘર કરતા તો કયા યે સારી હતી ઘર નાનુ પણ ખૂબ સાફ સુઘ—નવરિયત નિર્મળાએ ખૂબ જ વખાણ કર્યા તમે તો કેવુ સાફ સુઘ ઘર સજાવ્યુ છે બહેન' મને તો એમ હતુ કે તમને માન આપાવવા જ આવડે છે

સુનદા કહે ઘરગ્રામ જાણે નહિ તે ગૃહિણી કેવી

" નિર્મળાએ ફરી ફરીને ઘરનુ બધુ રચીતુ જોયુ ઘરમા પાણિયારા પાસે એક નળ હતો અને ત્યા એઠા વાસણ એમના એમ કરી મૂકયા હતા

સુનદા તે બ જુ જોઇને બોલી જુઓ આ સુખદાના કામા સાજ પડી, તો ય હજી તો કામ ઉટકવા આવી નથી આજે ય નહિ આવે એમ લાગે છે આજે પણ મારે વાસણ માજવા પડવાના હવે તો હું તેને રાખવાની જ નથી. મારે માટે તમે એક સારી જોઇને કામવાળી શોધી આપજો ને મહિને દશ રૂપિયા આપીશ ' '

બન્ને કુટુબોનો સબધ વધતો ચાલ્યો પરતુ સુનદાના દશ રૂપિયા પણ નિર્મળા નિયમિત આપી શકતી નથી કોઈ વાર બે તો કોઈ વાર ત્રણ હપ્તે માડ ભરપાઈ કરે છે એક મહિનાન લેણુ દોઢ—બે મહિને માડ ભરી શકે છે આ બાબતે જ્યારે નિર્મળા સુનદાની માફી માગતી, ત્યારે સુનદા કહેતી 'તેમા શુ? તમારે સગવડ હોય ત્યારે તમે તમારે આપજો ને' સકોચ શાને રા ા છો? તમે પૈસા લઇને નાસી તો નથી જવાના '

આમ સાગ દિવસ પસાર થઈ રહ્યા હતા ત્યા જ એક પ્રસગ બન્યો સુનદાન બને ટ્યૂશનો બધ પડ્યા

પહેલો મહિનો તો જેમ તેમ કરીને કાઢ્યો પણ બીજે મહિનેથી તો તરત અગવડ શરૂ થઈ બને ટ્યૂશનો બધ પડતા રૂપિયા પીસ્તાનીસનો દેખીતો ઘટાડો માલુમ પડ્યો ટ્યૂશન નહોતા ત્યારે તો અમિયના સો રૂપિયામા જ ઘર ખર્ચ ચાલ્યા કરતુ હતુ પણ એકવાર ખર્ચ વધ્યુ પછી તેને ઘટાડવાનુ કામ ઘણુ જ મુશ્કેલ છે ધીમે ધીમે ખર્ચમા કાપ મૂકાવા લાગ્યો કામ ન ચા યુ બીજે મહિને કામ વાળીને રજા આપી દીધી ત્રીજે મહિને તો છોકરાઓનુ દોઢપાશેર દૂધ પણ ગયુ અને આટલી કાપકૂપ છતા કોઈ લાભ ન થયો કુટુબમા આ ને લીધે કલહ અને કાયમી અશાન્તિ ઘર કરી બેઠા!

સુનદાએ આ ગાળામા નોકરી મેળવવા ઘણા ફાફા માર્યા, પણ દશ રૂપિયાનુ ટ્યૂશન સુદ્ધા ન મળ્યુ!

નિર્મળાવાળુ ટ્યૂશન તો પહેલાની જેમ જ ચાલતુ હતુ કી ભરણીતુ તત્ર પણ એવુ જ અનિયમિત ચાલતુ 'તુ પણ પહેલાની માફક હવે સુનદા પૈસા

મેળવવામા બેપરવાહ ન રહી. બરાબર કહેતી, 'ભાઇ, કાલે મારે રૂપિયા તો ગમે તે ઉપાયે, પણ જોઇએ જ.'

નિર્મળા ખસિયાણી પડી જતી. નમ્રતાથી કહેતી, 'સમજુ છુ, બહેન' તમે ઘણી અગવડ વેઠો છો, એ ચમા છો, પણ અમારી હાલત પણ બદલાતી નથી તો!'

સુનદા ગુસ્સે થઇ જતી, 'તમારે તો સદાયની એચ રહેવાની. પણ, અમારે ય તે ઘણી જ જરૂર છે'

ધીમે ધીમે સુનદાનુ આવવાનુ બંધ પડી ગયુ નિર્મળાના બને છોકરા તેને ઘેર જવા લાગ્યા. પહેલાના વ્યવહારમા ય હવે પરિવર્તન આવ્યુ. છોકરાઓને હવે શિક્ષિકાની થપ્પડ પણ સહન કરવી પડતી. ભણવાનુ ય બહુ ન રહ્યુ નિર્મળાએ એક દિવસે આ બાબત, સહેજ અમથી ફરિયાદ કરી, તો સુનદા ગુસ્સે થઇને બોલી, 'ભણાવવાની ફી પણ કેટલી આપો છો?'

એક દિવસે સુનદાને ઘરભાડુ ભરવાનુ હતુ કેટલાય વાયદા ચૂકી ગઈ હતી તે નિર્મળાને ત્યા પહોચી. આવતા જ ગુસ્સે થઇ બોલી, 'જુઓ, પાછલુ બાકી છે તે છો ગયુ. પણ આ મહિનાનો હિસાબ તો આજે જ સાફ કરી આપો'

નિર્મળા ગભરાઈ ગઇ. 'બની બહેન! આજ તો કેમ કરીને આપુ?'

'ગમે તેમ આપો, આજે તો જોઈએ ઘરેણા ગીરવી રાખો કે ઠામવાસણ વેચો ગમે તે કરો, મારે તેની પચાત નથી મારે તો આજને આજ રૂપિયા જોઇએ' સુનદા ગર્જી ઊઠી

આ ટંટો સાભળીને આડોસીપાડોસીની સ્ત્રીઓ ભેગી થઇ ગઈ સુનદાએ તેઓ તરફ જોઇને કહ્યુ 'જુઓ, રૂપિયા દેવાની ત્રેવડ નથી ને છોકરાઓ માટે ટ્યૂશન રાખવાનો લહાવો લેવો છે!'

એક દિવસે, પાણી ભરતી વખતે પડોસણ નલિની સાથે નિર્મળાને ઝઘડો થઈ ગયો હતો, આજે નલિનીને મોકો મળી ગયો લાગ જોઇને, આખ મીચકાવીને તે બોલી, 'જોયુ જાણે, કેવી ખોપરી છે, ખાવા ઘરમા ધાન નથી ને છોકરાઓ માટે ટ્યૂશન રાખે છે!'

નિર્મળા સુનદા તરફ દયા યાચતી હોય તેમ બોલી, 'આજે અત્યારે તમે જાઓ હુ કોઇપણ હિસાબે સાજ સુધીમા સગવડ કરીને પૈસા આપી જઇશ'

'મારી નિસ્બત એટલા સાથે જ છે' કહેતીક ને સુનદા ચાલી ગઈ.

સુનદા રૂપિયા અને નોકરી માટે દિવસભર રઝળી, પણ કાઈ પત્તો ખાધો નહિ. સાજે જ્યારે ઘેર આવી ત્યારે તેના પગમા જોર નહોતુ રહ્યુ પેટમા ય નવુ એક પ્રાણી દેહધારણ કરી ચૂક્યુ હતુ!

થાકેલી-માદી સુનદા ઘેર આવી અને લાગલી જ નળ પાસે ચોકડીમા વાસણ માજવા ચાલી કોઈ ઇલાજ જ રહ્યો નહોતો, કામવાળીને તો છૂટી કરી હતી પણ, આ શુ? ત્યા તો કોઈ સ્ત્રી મેલી મેલી વાસણ માજી રહી હતી. જોયુ તો ઓળખતા કાઈ વાર ન લાગી!

'તુ... તમે? તમે અહીં શુ કરી રહ્યા છો અરે, અહી આવી જાઓ.' સુનદા બોલી

નિર્મળા તેના ભણી જોઇને બોલી 'ના રે બહેન' હુ આ માજીને જ જઇશ અને, આજે જ નહિ, રોજ માજી જઇશ જ્યા સુધી તમારા રૂપિયા ભરી નહિ શકુ ત્યા લગી આ કામ કરીશ રૂપિયા ચૂકવવાનો મારી પાસે બીજો કોઇ ઉપાય નથી બહેન'

સુનદા કહે 'એ બધી વાત પછી, પહેલા તમે અહી તો આવો. આ શુ કરી રહ્યા છો, તમે? છી, છી!'

નિર્મળા એકલી જ બોલતી હોય તેમ બોલતી જ રહી, 'પડોસી પાસેથી માગ્યા, રૂપિયા ન મળ્યા પતિ પાસે માગ્યા, તો તેઓ ગુસ્સે થઇ ગયા અને બહેન, તમારે ય તે કામવાળી તો જોઇએ છે ને? હુ તમારુ તમામ કામ કરી આપીશ તમે મારા બાળકોને ભણાવજો જોજો, ભણાવજો હો, નહિતર તેઓ ય મારા જેવા મૂર્ખ રહી જશે' નિર્મળાની આખમાથી આસુ વહી રહ્યા

સુનદાને લાગી આવ્યુ, તે નિર્મળા પાસે બેસી ગઈ અને તેના હાથમાથી વાસણ ઝૂટવી લીધુ અને બોલી, 'નહી નિર્મળા' તમારા જેવી માતાના બાળકો મૂર્ખ કઈ રીતે રહેશે?'

શ્રી નરેન્દ્રનાથ મિત્રની બગાળી વાર્તા પરથી, સક્ષેપ.

# દશ ઉપદેશ

'અજય'

૧. સંસારને સ્વપ્નવત્ જાણો.

'ઉમા કહૌ મૈ અનુભવ અપના,
સત હરિ ભજન જગત સબ સપના'

(અર્થાત્ હે ઉમા! મારા અનુભવની એક વાત કહું તે સાંભળ આ સંસારમાં સાચું એક હરિનું નામ છે, જગત એક સ્વપ્ન છે, જે આંખ ખૂલ્યા પછી (જ્ઞાન બોધ થયે) મિથ્યા ભાસે છે)

૨. અતિ સાહસ રાખો.

'ધીરજ ધરમ મિત્ર અરુ નારી,
આપત કાલ પરિખિયે ચારી'

(અર્થાત્ ધીરજ, ધરમ મિત્ર અને નારી એ ચારેની આપત્તિ કાળે જ પરખાઇ આવે છે)

૩ અતિ પ્રફુલ્લિત રહો.

'ફિરત સ્નેહ મગન સુખ અપને,
હર્ષ, વિષાદ, શોન નાહિ સપને'

(અર્થાત્ જે સદાય સ્નેહ મગ્ન ફરે છે, એને હર્ષ વિષાદ ગમે સ્વપ્ને પણ સતાવતા નથી)

૪. પરમાત્માનુ સ્મરણ કરો, જેટલુ બની શકે.

'દેહ ધરે કર યહ ભાઈ,
ભજિયે રામ સબ કામ વિહાઈ'

(અર્થાત્ આ સંસારમાં સાથે કશુ આવનાનુ નથી જેટલુ હરિ–નામ લીધ હશે એજ નેખે લાગશે)

૫. કોઇને દુઃખ ન દો, બને તો સુખ દો.

'પરહિત સરિસ ધર્મ નહિ ભાઈ,
પરપીડા સમ નહિ અધમાઈ'

(અર્થાત્ પારકુ હિત જેવો જેવો કોઇ ધર્મ નથી ભાઇ, અને પારકાને દુઃખ દેવું એથી અધમ કામ બીજુ છે નહિ)

૬. સર્વે પર અતિ પ્રેમ રાખો.

'સરલ સ્વભાવ સબહિ સન પ્રીતિ,
સમ શીતલ નહિ ત્યાગહિ નીતિ'

(અર્થાત્ સરલ સ્વભાવના માણસ પ્રતિ સહુને પ્રીતિ ઉપજે છે માટે શિતળ સ્વભાવનો કદી ત્યાગ કરો નહિ)

૭. નૂતન બાળવત સ્વભાવ રાખો.

'સેવક, સુત, પિતુ, માતુ ભરોસે,
રહૈ અસોચ બને પ્રભુ પોતે'

(અર્થાત્ જે રીતે બાળક કશી ચિંતા ઉપાધિ મુક્ત સ્વભાવથી મા બાપનુ મન હરે છે અને મા-બાપ એની બધી સંભાળ રાખે છે, જેમ ભક્તની ચિંતા ભગવાન કરે છે, તેમ બાળકવત્ સ્વભાવ ધરાવનારની ફિકર લોકોને રહે છે એટલે કે, એ લોકોનુ પ્રીતિપાત્ર બની રહે છે)

૮. મર્યાદાનુસાર ચાલો.

'નીતિ નિપુન સોઈ પરમ સયાના,
શ્રુતિ સિદ્ધાંત નીક તેહિ જાના'

(અર્થાત્ નીતિ નિપૂણ એજ ડાહ્યો માણસ છે જે શ્રુતિ સિદ્ધાંતની મર્યાદા સમજતો હોય છે)

૯. અખંડ પુરુષાર્થ કરો, ગંગાપ્રવાહવત્. આળસુ ના રહો.

'કર હું અખંડ પરમ પુરુષારથ,
સ્વારથ સુજસ ધર્મ પરમારથ.'

(અર્થાત્ અખંડ પુરુષાર્થીઓ જ સ્વાર્થ, સુયશ, ધર્મ અને પરમાર્થ સાધી શકે છે)

૧૦. જેમાં તમારે નીચા દેખાવું પડે, એવુ કામ ના કરો.

'ગુરુ, પિતુ, માતુ, સ્વામિ સિખ પાલે,
ચલત સુભગ પગ પરત ન ખાલે'

"યહ રહસ્ય રઘુનાથ કર,
બેગિ ન જાનહિ કોય,
જાને તે રઘુપતિ કૃપા,
સપને હું મોહ ન હોય"

(અર્થાત્ જેઓ ગુરુ પિતા, માતા, સ્વામિની શીખ (શિખામણ) પ્રમાણે ચાલે છે કદી એમને પાછા પગ ભરવા પડતા નથી. એવુ કોઇ કામ એના થકી બનતું નથી, જેથી પસ્તાવુ પડે

આ રહસ્યોને (ઉપદેશોને) કોઇ વીરલો જ પામી શકે છે તેના પર રઘુપતિની કૃપા વરસે છે અને સ્વપ્ને પણ એ મોહ–માયાથી મુક્ત રહી શકે છે)

એક આધુનિક નવલકથાનું નિરૂપણીની દૃષ્ટિએ અવલોકન

અગનપંખી: લેખક હરીન્દ્ર દવે
પ્રકાશક સ્વાતિ પ્રકાશન
૨૨૧, સેમ્યુઅલ સ્ટ્રીટ
મુંબઈ-૩
કિંમત ૫-૦૦

# કથા અકથ સનેહની

શુક્લ એકાદશી, પોષ,
સંવત ૨૦૧૯,
નિકુંજ વન

પ્યારે હરીન ગોસાંઈ,

તમે મરીનડ્રાઈવ્સ પરની કોઈ કારમાં બેસો અને આધુનિક અગનપંખીની વાતો કરો, એટલે અમે ભુલાવામાં પડીશું એમ? 'મનેર માનુષ' તો આંખની અણસારે ઓળખાઈ જાય ગોસાંઈ! તમે 'રસિક અનન્ય હમારી જાતિ'ના જ વ્રિન્દાવનની ખાનાના જીવ છો. આધુનિકતાના ચશ્મા પહેરવાથી એ અસલ વાત છુપાશે નહીં. હમારે જુગલ ઠાકુરના તમે સદા સર્વદા જોડીદાર અને તેથી તો એક નવા રૂપરંગમાં ઠાકુરની લીલા તમે ગાઈ શક્યા છો. આ લીલા કેવી છે?

ચરચા કી ઐસે જાય?
બત અનત કછુક હમનેં, કહત જિય થહરાય,
કથા અકથ સનેહકી, કછુ નાહિં અંતર ઔર
બેદ સમૃતી ઉપનિષદો, રહી નાહિન ઠોર
મનહિમેં કહની તાકિ, સુનત સોવા નૈન
તે'બ નાગર સોઝ બૂઝ કહિ ન અવત બૈન

લિખાલિખી કે પઢાપઢીની બાત થોડી છે ગોસાંઈ! કાગદની લેખી નાહીં, આંખેકી દેખી બાત છે. શાસ્ત્ર પુરાણના ટાયણથી અહીં કામ નહીં ચાલે. નિત્ય વહેતા ને નિત્ય વહેણ બદલતા જીવનના નીરમાં ડૂબકી દેવી પડશે. આ અનંત રૂપે રંગે ભરેલા સાગરથી દૂર ભાગ્યા તેને તો કાંઈ હાથ આવતું નથી. કાંઠે પડેલા છીપલાથી એ રાજી થઈ જાય તો ભલે. પણ 'રૂપ સાગરે ડૂબ દિયછિ, પેયેછિ આમિ અરૂપ રતન'—આ વિવિધ રૂપના મોજાંમાં ઝંપલાવે એને જ અરૂપ નીલરતન મળે છે. ધરતીના છોરુને એના અનાગ હૃદય શી ભૂખી પાંખે છે એ જ ધરતીથી પર ઊડી શકે છે. ઠાકુરની લીલા કેવી નિત્ય નૂતન છે! અને એમને જ સનાતન છે ને! કહેતા જીવ ગભરાય છે. પરંતુ આ બાત કહ્યા વિના રહેવાતું નથી.

તમે તો જાણો છો, ગોસાંઈ! કે આપણી નિત્ય લીલામાં એક શ્રીકૃષ્ણ જ સનાતન-પુરુષ છે અને આ સનાતનની ચિર વિરહણી દંગ દીવાની પ્રિયતમા છે આપણો જીવાત્મા. આ જીવાત્માની અનંત પ્યાસ ને પીડા ડોક્ટર સનાતન મળે તો જ મટે તેમ છે. મારું જ કહેવું નથી ગોસાંઈ! મીરાની પણ એ જ અનુભવ વાણી છે, 'મીરાકી પ્રભુ પીર મિટેગી, જબ બૈદ સાંવળિયા હોય.' વૈદ્ય કહો, હકીમ કહો, દાક્તર કહો પણ તેથી હકીકતમાં ફેર પડતો નથી. આ દાક્તર હરરોજ આપણી નાડ તપાસવા ને નબળાઈથી યે રોગ દૂર કરવા આવે છે પણ અભાગી જીવ એને ઓળખી શકતો નથી. મરણ કે વૈષ્ણવી પર પરદા કરે છે તેમ સનાતનની આવરણ શક્તિ આડે આવે છે. આ આવરણ પરમ પ્રિયતમનું સ્વરૂપ એવું ઢાંકી નાખે છે કે એને સહેજે પિછાની શકાતા નથી. આ શક્તિના આદિમાને તમે નવાજ્યો એથી જ કેવા અકસ્માત અણુઓના દારૂણ વિસ્ફોટનો અકસ્માત તો નહીં મળ્યા હોય ને? કે આજની ઘડી સુધી પ્રિયતમ મુખ છુપાવી ફરે છે ને આપણી તલાશ-તલસાટનો પાર નથી.

કિતકે છુપ જાન સે યહ હલવહ જહાંને — નહી
ઔર કિસે દેખ કર નાહમ હકને લગા!

સનાતનના સુંદર સ્વરૂપ ઉપર આવરણ પડ્યું જ રહેત તો અંતરની કાળી રાતનું કદી પ્રભાત ન પડત. પણ આ આવરણની સાથે એક અંતરંગ શક્તિ પણ છે. એને શ્રીહરિની ચિત્ શક્તિ પણ આપણા વૈષ્ણવો કહે છે. પાર્થિવતાનો ઘેરો અચ્છો પડતા કે લાખ પરિવર્તનો થતા પણ આ ચિત્ શક્તિ 'અગમ પુરુષ અવિનાશી'ને એ ઝાંખો કાઢે છે. મૃત્યુનું કોઈ ઢાંકણું એની પાસે જ્યોતિર્મય મુખને છુપાવી શકતું નથી.

અને તમે પણ ગોસાંઈ, નવા પાત્રો,

વેશ, નવુ વાતાવરણુ પાથરી કેવી લુબ્ધનુનામ ફ્રી ભેળી કરો છો! પણ અસલ વાત તો વારવાર પ્રગટ થતી આવે છે વ્રિન્દાવનમા ભજવાયુ તે ભૂલ્યા લાગતા નથી અને અનન્ત ભન જતા પણ ભૂલશો શી રીતે? તમે કેટલુ સચોટ ને સૂચક રીતે કહી દીધુ ગોસાઈ કે આ દુનિયાના વિશુધ-વિશેષ બુદ્ધિમાન કે વહેવારુ માણસો ભલે સનાતનનુ અસ્તિત્વ ન સ્વીકારે એમ ની શ્રદ્ધા ભાગી જાય કે એમના ઘરની પ્રસન્નતા મ્લાન બની જાય પણ આ અતરગ શક્તિ તો અડગ રીતે સનાતનના અમરત્વાપણામા શ્રદ્ધા ધરાવે છે કેવી અચળ આત્મનિષ્ઠાનો રણકો છે આ શબ્દોમા

'હુ જીવતી હોઉ તો સનાતનનુ મૃત્યુ કેમ સભવે?'

આવી અસદિગ્ધ અભયરાગી અતરગ શક્તિ જ ઉચ્ચારી શકે કારણ કે અતે તો એ સનાતનની અભિન્ન આત્મ સગાથિની છે તમે આવરણુ કે બહિરગ શક્તિને કોઈ વ્યક્તિ રૂપ ન બતાવતા આકસ્મિક ઘટના રૂપે આને મી તે બરાબર છે અને અતરગ શક્તિને તમે નામ આપ્યુ – વિશાખા

ગોસાઈ' હવે તો કહી દેવુ જ પડે કે તમે મૂળ વાત છુપાવવા જાઓ છો. તેમ એ વધુ છતી થઈ જાય છે નહી તો સનાતનની સાથે વિશાખાનુ નામ જ તમારી જીભે કેમ આવે? તમને એ કાઈ કહેવુ પડે ગોસાઈ કે આપણા ઉપાસ્યા રૂપી રાધિકાને બે અત્યત નિકટની ને પ્રાણપ્રિય સખીઓ છે લલિતા ને 'વિશાખા' પરમ પ્રેમમા અતરાય નાખવા માટે જેમ જટિલા ને કુટિલા પ્રયત્નો કરે છે તેમ પરમ પ્રિયતમના મિલન માટે લલિતા ને વિશાખા સહાય કરે છે લલિતા મિલન યોજના મથે છે વિશાખા વિરહમા આધાર બને છે વિશાખાના ટેકાથી જ વિનાશ પામેલા કે વિરૂપ લાગતા પરમ પુરુષમા ચિત્ત એકતીન રહ્યા કરે છે વિરહની જ્વાલા એ સદાયે પ્રજ્વલિત રાખ્યા કરે છે અને એટલે તો આ દુનિયાના ગમે તેટલા આકર્ષક ને ધન માનથી પૂર્ણ તમે આને એવા પાત્ર અનિકેતનુ અહી કોઈ જ ચાલતુ નથી વિશાખા એ ચિર-વિરહની અગ્નિજ્વાલા સમી છે અને વિશાખા નક્ષત્ર ઉપરથી પરેનુ વૈશાખનુ નામ પણ આ ધખધખતી આગને જ બતાવી આપે છે આવો અતગ્તાપ ઝીલ્યા વિના ઘનશ્યામના દર્શન કોઈ અમરથા થઈ શકે?

અને છે ન મિલન?

પૃથ્વીની પુતળી એ આસમાની નીલરગમા ઓગળી પીગળી ન જાય, ત્યા સુધી પૂર્ણ મિલનની આશા વ્યર્થ પોતાના જુદા અસ્તિત્વનો અશ અથવા જે નાશવત છે એને નિભાવી રાખવાથી સનાતન સાપડે કઈ રીતે? અને વિશાખાએ તો ડૂબીને સમસ્ત નીલ ગગનને ઉજ્જવલ કરી દીધુ વિદ્યાપતિની પદાવલિ યાદ આવી જાય છે

કાહે દેર કરત સજની!
સાજન કી નગરિયા જાના હૈ
જો ખાયા ગ્ર ઉસકો પાકર
ફિર ઉસમે હી ખો જાના હૈ
હે, પ્રીતકી જીત હુઈ સજન'
જો બિછુડે થે વો મિલ ગયે
તૂ તૂ ન રહે મે મૈ ન રહૂ
કુછ એસા હમ ઘુલમિલ ગયે

સ્પેનીશ મરમી સત જહોન ઓફ ધી ક્રોસ પણ કહે છે 'Lover transformed in lov'd love's journey done'—

કહ ભરે માનમય માન ભરે કાહ મય
હિય મે ન જાનિ પરે કન્હૈ કિ નાન કૈ?

અગનપંખી' પર આસુ સારવાનુ મન નથી થતુ એ તો આવા પ્રેમના વિજયનુ કાવ્ય છે, ગોસાઈ' આધુનિક ભૂમિમા આ પ્રેમની અમરવેલને પ્રગટાવવા માટે ધન્યવાદ! વૃષભાનુ-દુલારીની જન્મ-વધાઈ અહી —મુબઈની એક અર્વાચીન નારી માટે ગાઈ ઉઠુ તો વૈષ્ણવો મને માફ કરે

આજ અસ્સાન બાજત બધાઈ
નાટ ભઈ બ્રજભાન ગોપકે સબહિનકી સુખ દઈ
જય જયકાર ભયો ત્રિભુવનમે પ્રેમ ભરી પ્રગટ ભઈ
સૂરદાસ મજુકી ચઢ જીવન તેરી સુબા ભન ઈ

એજ

કાલિન્દીના
જય શ્રી કૃષ્ણ

---


ફોર્મ ૪

૧ પ્રકાશન સ્થળ: ... ... ... રૂપાયતન, જૂનાગઢ
૨ પ્રસિદ્ધ સમય ... ... ... માસિક; દર માસની બારમી તારીખે
૩ મુદ્રકનું નામ ... ... ... ધીરેન ગાંધી
રાષ્ટ્રીયતા ... ... ... ... ભારતીય
સરનામું ... .... .... ... રૂપાયતન મુદ્રણાલય, જૂનાગઢ
૪ પ્રકાશકનું નામ ... ... ... ધીરેન ગાંધી
રાષ્ટ્રીયતા ... ... ... ... ભારતીય
સરનામું ... ... ... ... રૂપાયતન, જૂનાગઢ
૫ તંત્રીનું નામ ... ... ... નવીન ગાંધી
રાષ્ટ્રીયતા ... ... ... ... ભારતીય
સરનામું ... ... ... ... રૂપાયતન, જૂનાગઢ (સૌરાષ્ટ્ર)
૬ માલિકનું નામ ... ... ... રૂપાયતન, જૂનાગઢ (સૌરાષ્ટ્ર)

હું, ધીરેન ગાંધી, આથી જાહેર કરું છું કે, ઉપર આપેલી વિગતો મારી સમજ મુજબ ખરી છે.

તા. ૧૨–૩–'૬૩ ધીરેન ગાંધી

પ્રકાશક